

અદના મુસાફર,

હાજી સુલેમાન શાહ મહમદ.

# પૃથ્વીની પ્રદક્ષિણા

યાને

## દુનિયાનાં નામીચાં શેહેરો અને અદભૂત કુ-દતી દેખાવોવાળા મુલકો ખાતેની


## હાજી સુલેમાન શાહમહમદની


[૧૮૮૬-૮૭ તથા ૧૮૯૩-૯૪ અને ૯૫ નાં સાલમાં કરેલી]

## મુસાફરીની નોંધો.



(ખાસ ચિત્રો સહીત.)



'Tis strange—but true; for truth is always strange,
Stranger than fiction.—*Byron.*

Slave to no sect, who takes no private road,
But looks through nature up to nature's God.—*Pope.*




મુંબઈ,

દફતર આશકારા ઑઈલ ઈનજીન પ્રેસમાં

એદલજી માણેકજી વાચ્છાએ છાપીછે.

કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નં૦ ૮૭.

સને ૧૮૯૫ ઇસ્વી.

# અર્પણ પત્રિકા.

**હે ! તમો કુદરતના તમામ ચમત્કારો અને પરસ્તાન જેવા અદભૂત દેખાવો !—**

તમો ન્યુઝીલેંડના ગરમ ઝરા અને જવાળિક મેહલો,

સિડની અને કેંટકીની પહાડી ગંજાવર ગુફાઓ,

ઑસ્ટ્રેલિયા અને કેલિફોર્નિયાનાં રાક્ષી કદનાં ઝાડો,

નાયાગરાના મસમોટા અતિ મોહક ધોધો,

પૈકસપિક અને પૈલેટસના રમણ્ય પહાડો,

વિલિઝકાની નિમકની ખાણ અને ડૉબ્સચૌના બર્ફના કુદ્રતી મેહેલ,

જાપાનના ઇનલેંડ સી,

અમેરિકાની હડસન નદી,

અને યુરોપની ખુબસુર્ત રહૈન,

સ્વીટઝરલેંડનું ઉંચું બેહસ્તખાનું અને ત્યાંના બ્લુ ચશ્માઓ,

સ્વીડનના મધ્ય રાત્રીના સૂર્ય અને ઇટલીના સુંદર સરોવરો,

યોસેમૈટની ચમત્કારિક ખીણ અને વિસુવિયસના આતશી પહાડ !—

**તમો ઉપર મારો જાન સદકે છે,**

મારે તમોને;

**તેમજ માણસજાતની ચતુરાઈ અને હુનરના એ બેમૂળા નમુનાઓ—**

તમો પૉમ્પીઐ અને હર્કયુલેનિયમનાં દટાઇ ગયલાં ખુબસુર્ત શેહરો,

નિનેવેહ,

બેબિલન અને પર્સીપોલિસનાં તારીફલાયક ખંડિયેરો,

અલહામ્બ્રા અને અલકાઝરના મહમદિયાન મેહલો,

દુનિયાનાં સર્વથી મોટાં અને મોહક નગરો,

—લંડન, પેરિસ, ન્યુયૉર્ક,—

હિંદનાં મોગલાઇ મોટાઇ અને હિંદુ જાહોજલાલીનાં પાદશાહી બાધકામો !—

ટુકમાં,

**મારા પ્રવાસને દરમયાન મને ભેટેલાં**

ભપકાદાર દેવળો,

ખુબસુર્ત મસ્જીદો,

કીમતી દહેરાંઓ,

અને સુંદર મેહલો !—

**તમો સઘળાંઓની મનમોહન યાદ,**

જે મારાં સાદાં મગજમાં સદા તાજી રહેશે,

તેની એક અતિ અદના ઇધાણી દાખલ આ પુસ્તક તમોજ મારાં વહાલાંઓને

અર્પણ કરૂં છું,

હું, એક કમતરીન મુસાફર,

**હાજી સુલેમાન શાહમહમદ.**

# દિબાચો.

મુસાફરી એક નિશાળ છે અને મુસાફર એક નિંશાળિયા મિસાલ છે. પૃથ્વીના પ્રવાસીને પોતાની સફરને દરમયાન એટલુંબધું શિખવાનું મળેછે, અને તે એવું મનોરંજક હોયછે, કે તે પોતાનું દુખ ભૂલી જાયછે અને પોતાનાં એ મધુરસ કામમાં વધારે ને વધારે આગળ વધતો અને નવું નવું શિખવાની હોંશ કરતો રહેછે. જ્યારે હું મારે પહેલે પ્રવાસે નિકળ્યો ત્યારે હું દુખી હતો. માત પિતાના વિયોગથી મારૂં મન ઉચટ હતું અને દુનિયાની મોજ કે માયા ઉપરથી મારૂં દિલ લગભગ ઉઠી ગયું હતું. તે વેળા મેં મકે હજ કરવા જવાનો પ્રયાસ કર્યો અને તે માટેના પ્રવાસથી મને દુનિયાના ચિત્રવિચિત્ર કારોબારનું એટલુંબધું જ્ઞાન થયું, અને સાથે વળી દેશપ્રદેશનાં શેહેરો જોવાનું અને દેખાવો અનુભવવાનું એટલુંબધું મળ્યું કે મારૂં દુખ હું કેટલેક દરજ્જે ભૂલીજ ગયો, અને દુનિયામાં અવતર્યા તો સુખની જોડે દુખ જોડાયલું હોય છેજ એવું ભાન થયાથી મારૂં મન હલકું થયું અને બીજો પ્રવાસ કરવાનું મને સુઝ પડયું.

પણ આ બીજા પ્રવાસે તો મારા ઉપર નવીજ અસર કરી. તેણે તો મારી આગળ પરમેશ્વરની લીલા એવાં રૂપમાં આણી મૂકી કે બસ હું તેના ઉપર મોહિત થયો. કુદ્રતની અદભૂત કારીગિરી જોવાનું આથી મને વધારે ને વધારે આકર્ષણ થયું. એક પછી એક એવા ઉત્તમ દેખાવોવાળા પ્રદેશો જોવાની અને ખોદાવંદ-તાલાની મહત્તા પિછાણવાની મને જીગ્નાસા થઇ કે હું ખાનપાન પણ ગોયા ભૂલી ગયો. હું આ લીલા ઉપર ફિદા થઇ ગયો—તેના ઉપર મેં મારો જાન કુર્બાન કરવા ચહાયું. મેં સેંકડો ને હજારો ફીટ ઉંચા પર્વતો ઉપર ચહડવામાં કે ખીણો અને ખાણોમાં ઉતરવામાં જરાયે ભય જેવું જાણ્યું નહિ. મેં અંધારી કે ઉંડી ગુફાઓ કે વિશાળ જંગલોમાં પગે ચાલી જવામાં થાક કેવી હોય તેની દરકાર કરીજ નહિ. તુફાની દરિયા કે બર્ફના વર્સાદની મને બિક હતીજ નહિ. ધોધમાર જળવૃષ્ટિ કે અસહ્ય ગર્મી વિશે હું કેવળ બેદરકાર હતો. હું જતો એક દેખાવ જોવા, પણ એટલાંમાં બીજી લીલા વિશે ખબર મળતી તો સર્વ કામ પડતું નાખી તે નિહાળ-વાની તક હું પહેલી લેતો. ચોરીનો ડર કે ઠગારાઓનો ભય મને હતોજ નહિ. વળી મારી સઘળી ગરીબી છતાં ખર્ચનો સવાલ પણ મારી આ કુદ્રત ઉપરની ફિદા-ગિરીને દરમયાન શૂન્ય જેવો હતો. હું કેવળ એકલો એક અક્ષાંશથી ઉપડી પાછો તેજ અક્ષાંશ ઉપર ફરી આવ્યો, અને તેમ છતાંબી મારાં મનની અભિલાશા તૃપ્ત થઇ નહિ તેથી આગળ વધતોજ ગયો. એ રીતે મેં બે પ્રવાસો મળીને પૃથ્વીની આસપાસ ૧૮૮૬–૮૭ માં અને ૧૮૯૩–૯૫ માં ૨૫) મહિનાઓ સુધી રખડ કરીછે અને રગડ ખેંચીછે, પણ એ મારી મહેનત અને જેહમતનો બદલો તો હું મારાં મનની શાંતિ અને કુદ્રતી દેખાવોની મોજમાં અત્યાર આગમજનો મેળવી ચૂકયોછું.

ધર્મી એકીન ધરાવનારાઓ પોતાનાં મત મુજબની પવિત્ર જગાઓ જોવા કે પૂંજવા કે પ્રાર્થના કરવા જાયછે. મહમદિયાન હાજીઓ કે હિંદુ જાત્રાળુઓ, રોમન કૅથલિક પંથીઓ કે બીજા જુદા જુદા ધર્મવાળાઓ પોતપોતાના પેગામ્બર, દેવ કે પીરોની જીયારત કે પૂંજા માટે સેંકડો મૈલોની મંજલ કાપી તરેહવાર કષ્ટ ખેંચી દેશ છોડી પ્રદેશ ભટકવા જાયછે. હું પોતે એક હાજી છું; પણ મક્કા શરીફ ખાતેની મારી એક હજ્જે મને જે બીજી હજ્જ માટે સજ્જ કીધો તે જગતના પેદા કરનાર પરમેશ્વરને પિછાણવા અને તેની કુદ્રતોમાં તેની મોટાઇ જોવા માટેની હજ્જ હતી. તે હજ્જ મેં મારાથી બની આવ્યું તેમ કીધીછે, અને તેમ કરીને મેં મારાં પાપી શરીરનેજ પાવન કીધું નથી પણ મારાં અપવિત્ર મનને પવિત્રાઇના રસ્તા ઉપર આણવાની પણ તજવીજ કીધીછે. એ પવિત્ર હજ્જ માટે મને અનેક સ્થળો ખાતે જવું પડયુંછે, અને એક ખરા હાજી કે જાત્રાળુ દાખલ મેં ઉંઘ વેચી અને ભૂખ ભૂલીને કુદ્રતના એક ખરા પૂંજારીનું આ કામ બજાવ્યુંછે. મારૂં એકીન મને એ સઘળે ઠેકાણે દોરી ગયું હતું, અને તેજ એકીને જગતના બાપ તરફના ભક્તિભાવને આગળ વધારીને મજબૂત કીધોછે.

મેં અત્યાર સુધીમાં દુનિયાના ઘણાખરા ભાગોની ભેટ લીધીછે, પણ દક્ષિણ અમેરિકા, પશ્ચિમ આફ્રિકા અને ઉત્તર એશિયાના મુલુકો હજી મેં જોયા નથી. ૧૯૦૦ નાં સાલમાં પેરિસનું નવું જગપ્રસિદ્ધ પ્રદર્શન ઉઘડવાની અત્યારથી મહાભારત તૈયારીઓ ચાલેછે, અને તે પ્રદર્શન જોવાની અત્યારથી મને ઉલટ પેદા થઇછે, માટે જો મારી જીંદગી દગો નહિ દે તો એ વર્ષમાં આ ગંજાવર પ્રદર્શનની ભેટ લઇને ઉપર કહેલા પ્રદેશો ખાતે ફરવા જવાની મારી આર્જુ છે. કુદ્રતના એક ચુસ્ત પૂંજારી દાખલ આ નવી જાત્રે જવાની હું આજથી માનતા લઉંછું, કેમકે મને હજી બીજું ઘણું શિખવાનું છે, અને જીંદગીમાં જ્ઞાન મેળવવા માટેની હદજ કયાં છે?

મેં શું શું જોયું અને હું કયાં કયાં ફર્યો તેથી ગુજરાતી વાંચનારી આલમને જાણીતી કરવાને બહાણે બડાઇ મારવાનો મને કશો લોભ નથી; અને આ પ્રવાસો મેં એવા કશા હેતુથી કર્યાજ ન હતા. તોપણ મારા જેવા એક અદના આદમીની આ નોધો કોઇને નહિ તો મારા મહમદિયાન ભાઇઓને થોડે ઘણે અંશે વાંચવાજોગ થઇ પડશે એવી મુંબઇમાં મારા કેટલાક મિત્રોએ મને સૂચના કરવાથી, અને એક ગરીબ મેમણ દાખલની મારી આ પ્રદક્ષિણા પહેલીજ હોવાથી મારા બીજા ભાઇબંધો પણ મુસાફરીના લાભ પ્રાપ્ત કરી શકે એવું મને લાગ્યાથી, તેમના તે માટેના જુસ્સા ઉસકેરવાની મતલબથી મેં આ નોધ છપાવી પ્રગટ કરવાનું માથે લીધુંછે, જેથી જો મારા જાતભાઇઓ ઉપર જરાબી સારી અસર થયલી જણાશે તો હું મારી તમામ રંજનો ગંજ મળી ચૂકેલો સમજીશ.

જેમ અનેક પ્રદેશોમાં હું ફર્યોછું તેમ અનેક પ્રજાઓ વિશે મેં વિચિત્ર અનુભવ મેળવ્યોછે. જેમ એક દેશમાં જોવાની કે મજાહ મેળવવાની એક કિસંમની કુદ્રતી લીલા કે અદ્દભૂત દેખાવ હોયછે, અને બીજામાં તેથી જુદોજ ચમત્કાર આપણને હેરત કરેછે; તેમ એક દેશનાં લોકો બાબે એક વિચાર બાંધતાં ચોકસ શેવટે ઉપર આવિયે

છિયે તો બીજા દેશના લોકોમાં આપણને એવું કેટલુંક જણાયછે કે જે ઉપરથી પહેલા બાંધેલા વિચારમાં ફેરફાર કરવાની જરૂર થઇ પડેછે. આ હું એટલામાટે લખુંછું કે આપણા હિંદના લોકોને કેટલાકો ઉતરતી કિસમના ગણેછે,—એટલે સુધરેલા યુરોપના લોકો કરતાં તેમને જુઠા, ફુવડ કે બીજી રીતે હલકા ગણવામાં આવેછે,—પણ યુરોપ, એશિયા અને અમેરિકા જોડે ઑસ્ટ્રેલિયા અને આફ્રિકા ખાતેના મારા પ્રવાસને દરમયાન મેં એવા એવા હલકા લોકોની એવી એવી ગંદી રીતભાંતો દિઠીછે, એવી એવી નીચ વર્ત્તણુકો અને એવી એવી ઠગાબાજીઓ અને દગાબાજીઓ અનુભવી છે, કે હિંદ અને અરબસ્તાન કે આફ્રિકાના કાળા લોકો તો તે ગોરી ઠગાઇઓ આગળ કુછ વિસાતમાં ગણાય નહિ. પાછળા સફાઓમાં મને લાગ્યુંછે ત્યાં ત્યાં હું મારો સ્વતંત્ર અભિપ્રાય આપવાને ચૂકયો નથી, તોપણ કોઇનું પણ દિલ નહિ દુખાય એવી ઢબમાંજ મેં મારા વિચારો દર્શાવવાની સંભાળ લીધીછે, કેમકે આ ગ્રંથમાં મેં એક ગુરૂ દાખલ નહિ પણ એક કમતરીન ચેલા દાખલની મારા નરમ ખવાસને અનુસરતી ઢબ કાયમ રાખીછે.

હું કોઇ લેખક નથી, અને જેમ કમાણી કરવાને થકી તેમજ એક ગ્રંથકારમાં ખપવાના લોભને થકી પણ આ પુસ્તક લખતો નથી. હું સારીપેઠે જાણુંછું કે એમાં ઘણીએક કસુરો સુરા વાંચનારને જણાશે. પણ મારો બચાવ એટલોજ છે કે હું એક ગરીબ સોદાગર છું અને કુદ્રતની મોહક લીલાનો સોદો કરવામાં જો મેં કંઇ ગફલત ખાધી હોય તો તેનો દોષ મારેજ માથે છે. આ પુસ્તક મેં મુંબઇની "અનજુમને ઇસ્લામ" ને ભેટ આપ્યુંછે, એવી મતલબથી કે એ પ્રખ્યાત અનજુમન મારફતે મારા જાતભાઇઓમાં આ પુસ્તકનો પ્રસાર થાય તો તેઓને દુનિયાના કેટલાક દેશો વિશે જાણવાનું બને અને મારી પછાત પડેલી ઇસ્લામી કોમને આગળ વધવાનું કંઇક ઉત્તેજન મળે. છેલે મને એટલુંજ વધારવાનું છે કે મારી અલ્પ શક્તિ મુજબ મેં બની આવ્યું એટલું જોયુંછે, અને જે જોયું તે મારી અલ્પબુદ્ધિ મુજબ નોધ્યુંછે. મારી પોતાની નોધો ઉપરાંત એમાં મેં કેટલાક દેશોની "ગાઇડ બૂકો" ની મદદ લીધીછે, જે વગર કોઇબી મુસાફરનો ગમે એવો ગ્રંથ અધુરો ગણાવો જોઇયે. મારી આ નોધો અને ગાઇડ બૂકો ઉપરથી મારા મિત્ર મી૦ પાહલનજી બરજોરજી દેસાઇએ આ પુસ્તકને તેનાં હાલનાં તમામ રૂપમાં ગોઠવ્યુંછે, જે માટે હું એ દોસ્તનો એહસાનમંદ છું.

કેપ ટૌન, તા૦ ૨૨ મી જુન ૧૮૯૫.

હાજી સુલેમાન શાહમહમદ.

# સાંકળિયું.

## એશિયા.

## પ્રકરણ ૧૧ મું.

### ચીન.

(અંક ૧૨૨ થી ૧૩૭.)



## પ્રકરણ ૧૨ મું.

### જાપાન.

(અંક ૧૩૮ થી ૧૫૨.)



## ઉત્તર અમેરિકા.

## પ્રકરણ ૧૩ મું.

### યોસેમૈટ—કુદરતી અજાયબીઓનું સંગ્રહસ્થાન.

(અંક ૧૫૩ થી ૧૬૩.)

## પ્રકરણ ૧૭ મું.
## જગપ્રસિદ્ધ નાયાગરા.
(સફે ૨૦૦ થી ૨૦૮.)



## પ્રકરણ ૧૮ મું.
## ન્યુયૉર્ક.
(સફે ૨૦૯ થી ૨૧૫.)



## યુરોપ.
## પ્રકરણ ૧૯ મું.
## હૉલેંડ અને બેલ્જીયમ.
(સફે ૨૧૭ થી ૨૨૬.)



## પ્રકરણ ૨૦ મું.
## જર્મની.
(સફે ૨૨૭ થી ૨૪૦)

## પ્રકરણ ૨૧ મું.

## ડેન્માર્ક, નૉર્વે અને સ્વીડન.

(સફે ૨૪૧ થી ૨૫૮.)



## પ્રકરણ ૨૨ મું.

## રશિયા.

(સફે ૨૫૯ થી ૨૭૪.)



## પ્રકરણ ૨૩ મું.

## પોલેંડ.

(સફે ૨૭૫ થી ૨૮૨.)

## પ્રકરણ ૨૪ મું.
### ઑસ્ટ્રો-હંગેરી.
(સફે ૨૮૩ થી ૩૦૧.)



## પ્રકરણ ૨૫ મું.
### સ્વિટઝરલેંડ.
(સફે ૩૦૨ થી ૩૧૬.)



## પ્રકરણ ૨૬ મું.
### ઇટલી.
(સફે ૩૧૭ થી ૩૬૨.)

## પ્રકરણ ૨૭ મું.

### સ્પેન.



## પ્રકરણ ૨૮ મું.

### ફ્રાન્સ.



## પ્રકરણ ૨૯ મું.

### ઇંગ્લંડ.

## એશિયા (એકવાર ફરીથી).

## પ્રકરણ ૩૦ મું.

## તુર્કસ્તાન.



## પ્રકરણ ૩૧ મું.

## પુરાતન નિનેવેહ.

## પ્રકરણ ૩૨ મું.
## પુરાણું બેબિલન.
(સફે ૪૭૮ થી ૪૮૯.)



## પ્રકરણ ૩૩ મું.
## ઇરાન.
(સફે ૪૯૦ થી ૫૦૮.)



## પ્રકરણ ૩૪ મું.
## હિંદુસ્તાન.
(સફે ૫૦૯ થી ૫૨૯.)

# ચિત્રોની વિગત.



# પૃથ્વીની પ્રદક્ષિણા.

## દફતર પહેલું.

## પ્રવાસ ૧ લો.

### હિંદુસ્તાનથી આફ્રિકા, અરબસ્તાન, મિસર, સીર્યા, ટર્કી, ઈરાન વગેરે

## મહમદિયાન મુલુકોમાં મુસાફરી.

### પ્રકરણ ૧ લું.

### ધંધાની શોધમાં:

### ધોરાજીથી કેપટાઉન.

મારો જન્મ—કુટુંબની ગરીબાઇ—બાળ કેળવણી—ધંધાની ખોળમાં. રંગુન—બરમીસ લોકોની રીતભાંત. એદન—થોડીક હકીકત. જંગબાર—આબો હવા—સુલતાન બરગાસની સાહાઇ. મોઝામ્બીક—તેના ટાપુઓ—ત્યાંનો વેપાર—મધ્ય આફ્રિકાના જંગલીઓ. કોસ્ટા ઉપરનાં બંદરો—કિલમાની—વિકટોરિયા ધોધન અજાયબી—યુરોપિયન મિશનરીઓ—રોજગાર અને ઉપજ. સોફાલા. ઇન્હુમ્બાન—"દમણવાળા" હિંદી વેપારીઓ—નાળિયેરનો જબરો પાક. ડિલાગોઆબે—હિંદીવાનો—શરાબ વેચનારા વાણિયા—તેમની આબાદ—માતબર રાતી જમીન—પોર્ટુગીઝ અંમેર—

૧

નાગા સિપાઈઓ. નાટાલ—શેરડીની ખેતી—હિંદી મજુરો—નાટાલને રાણીની સરકારથી સ્વતંત્ર કરવાને નિકાળ ગયલી તજવીજ—હિંદીઓનો ઉપર અંગ્રેજોનો સખ્ત ડોળો—શુકનું આગમન. ઝુલુલેંડ—લોકોની રીતભાંત. ઓરેંજ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલ—હિંદી વેપારીઓ ઉપર ત્રાસ. ઇસ્ટ લંડન. પોર્ટ એલિઝાબેથ.

કેપટૌન—નવી મુસાફરીની ગોઠવણ—શેહેરનું વર્ણન—વસ્તી—પ્રથમ તવારીખ—જાહેર ઇમારતો—રસ્તા—બજાર; મલાઇ મુસલમાનો—તેમની રીતભાંત—વલંદી ગીતો—મોજમજાહ—તેહવારો; સીમન્સ ટૌન; કેપ ઓવ ગુડ હોપ—અસલ ઇતિહાસ—અસલી રહેવાસીઓ; કેપટૌનની આસપાસનાં ગામો—કિંબર્લી—હીરાની ખાણો—જોહાનિસ્બર્ગ—સોનાની ખાણો—તેના શેર સટ્ટાની ખુવારી—મજુરીનો મોટો દર.



ટી મહમદિયાન કોમની જાણીતી મેમન ન્યાતમાં તા૦ ૨૩ મી જુન ૧૮૫૯ (સંવત ૧૯૧૫ ના જેઠ વદ ૮ ને વાર ગરૂઉ) ને દિને કાઠિયાવાડમાં ગોંડળ તાબેનાં ધોરાજી ગામમાં સુલેમાન નામે એક એવા અદના માણસનો જન્મ થયો હતો, કે જે આજે ગુજરાતી આલમની હજુર એક કમતરીન મુસાફર દાખલ પોતાને રજુ કરવાની હિમત કરેછે. મારા બાપનું નામ શાહમહમદ અટકે લોધિયા હતું. છ વરસની બાળ વયે હું ગામની મસ્જીદમાં ભણવા બેઠો, અને બીજે વરસે મને ત્યાંથી ઉઠાડીને સરકારી ગુજરાતી નિશાળમાં બેસાડયો. આટલી નાની વયમાંજ મેં મારા પિતાનો આશ્રો છોડયો. તેમનો ધંધો પહેલાં કાપડનો હતો. અમદાવાદ અને સુરતથી કિનખાબ વગેરે મંગાવી વેપાર ચલાવતાં પાંચ પૈસા પેદા કીધા હતા. ત્યારબાદ કસ્ટમ વગેરે કંત્રાકટ લેતાં અનાજના રોજગારમાં મોટી ખોટ જવાથી મારા પિતા મોરીસ ખાતે પોતાનો ભાઈ રોજગાર કરતો હતો ત્યાં ગયા, અને અનાજ, ખાંડ વગેરેનો જથાબંધ ધંધો કરવા માંડયો. એ પછી કેટલીક મુદતે ધોરાજીમાં તેઓ મરણ પામ્યા.

શાહમહમદ જીયા જ્યારે મોરિસ ગયા ત્યારે મારી ઉમર માત્ર ૧૧ વરસની હતી, માટે મને મળેલી ટુક કેળવણી આપનાર મારાં માતા હતાં. મરતી વેળા મારા બાપ બે ઘરો, એક દુકાન, થોડુંક ઘરેણું અને રોકડ નાણું પોતાની પાછળ મારા અને મારી આગળી સાવકી માતાને પેટના મારા ઓરમાન ભાઇના ઉપયોગ માટે મુકી ગયા હતા. પણ હું ઉમરે પુગ્યું તે આગમજ તો ધંધાની ખોટ વગેરેમાં આ સઘળું નજદીક પુરૂં થઇ ચુકેલું હતું.

આ કિસમની ગરીબાઈ છતાં મારી માએ હું ૧૫ વરસનો થયો ત્યાંસુધી મને નિશાળે ભણાવ્યો. એ પછી નામુંઠામું શિખવા હું એક વેપારીની દુકાન ઉપર રહ્યો. બીજે વરસે ખાનદેશમાં નાસક ખાતે એક વેપારીને ત્યાં ધંધો શિખવા મને મોકળ્યો, પણ આ વેપારી મારી જોડે સારી રીતે વર્ત્યો નહિ. મારી ઉમરને ૧૭ મે વરસે, તા૦ ૨૨ મી સપ્ટેમ્બર ૧૮૭૫ અને બુધવારને દિને, મારી શાદી થઈ. એ પછીનાં પાંચ વરસો મેં હિંદુસ્તાનમાં ધંધાનેસર ગુજાર્યાં, પણ અમારી ગરીબાઇને લીધે મારાં નાનાં કુટુંબનો નિર્વાહ સહેલથી થઈ શકે એમ જણાયું નહિ. આ વેળા મારી વય ૨૧ વરસની હતી, અને હવે મને ધંધાને સર દેશાવર જવાની ઇછા પેદા થઇ.

પણ એ આગમજ તો મારી ઉપર એક ગજબ વિટી ચૂકયો હતો. મારાં મા ૧૮૭૭ માં મરણ પામેલાં હોવાથી હું બહુ ઉદાસ હતો, કેમકે તેમના ગયાથી હું પોતાને કેવળ એકલો પડી ગયલો સમજતો હતો. એટલા માટે મારાં નાનકડાં બાળક—જેનું નામ અહમદ રાખ્યું હતું તે—ને તેની મા જોડે છોડીને મારાં ૨૨ માં વરસની શરૂઆતમાં હું તા૦ ૧૮ મી નવેમ્બર ૧૮૮૦ ને રોજે રંગુન તરફ ઉપડી ગયો. ધોરાજી છોડીને જબલપોર થઈ કલકતાને માર્ગે હું આ શેહર ખાતે જઇ પુગ્યો.

## રંગુન.

ઇરાંવતી નદીના ઉત્તરના ફાંટા ઉપર આ સુંદર શેહર આવેલું છે. નદી અનેક મુખવાટે બંગાલી અખાતમાં પડેછે. ચાલુ સદીની

શરૂઆતમાં રંગુન બરમાને તાબે હતું, પણ ૧૮૨૪ માં નામદાર ઇંગ્રેજ સરકારે તેનો કબજો લીધો હતો. એ પછી ૧૮૫૦ માં જુનું શેહર બાળી નાખવામાં આવ્યું ત્યાર પછી એક મૈલ દૂર નવું બાંધવામાં આવ્યું હતું, પણ ૧૮૫૨ માં બ્રિટિશ સરકારે પાછો એ શેહરનો કબજો લેવાથી બરમીસોએ બીજે વરસે તેને બી આગ લગાડી હતી. તે વખત પછી બરમાની લડાઇના દંડ તરીકે આ શેહર અને તેને લગતો મુલક ઇંગ્રેજ સરકારના હાથમાં આવ્યો અને તે આજ સુધી રહ્યોછે. રંગુન નદીનાં મુખથી ૩૦ મૈલ દૂર આવેલું છે, તોપણ બરમાનું તે મુખ્ય વેપારી બંદર છે, અને તેનો વેપાર મોટો છે. તેનું અસલ નામ ડાગુન હતું, કેમકે અહિંથી થોડેક છેટે ડુંગર ઉપર શ્વે ડાગુનનું દહેરૂં છે. આ દહેરૂં પડારોકું છે, જેની આસપાસ ગાતમ બુદ્ધની સંખ્યાબંધ મૂર્ત્તિઓ ગોઠવેલીછે. અહિંથી મીણ, હાથીદાંત અને લાકડું નિકાશ થાયછે. ૧૭૫૭ માં પેગુ શેહરના પડી ભાગ્યા પછી રંગુન વિખ્યાતી પામવા લાગ્યું હતું. આજે તેની વસ્તી ૪૩૦૦૦૦ માણસોની છે. બ્રિટિશ સરકારના હાથમાં આવ્યા આગમજ તે બ્રહ્મ દેશનાં પાયતખ્ત અમરપુરાથીજ ઉતરતું શેહર ગણાતું હતું, અને તે વેળા માત્ર એજ બંદર પ્રદેશી વેપારને માટે ખુલ્લું હતું.

રંગુનમાં હું એક મહિનો સુધી રહ્યો, અને પછી ધંધાને અર્થે મારા ભાગીદાર જોડે પ્રથમ બસીન અને ત્યારબાદ કયાબાંકિં તથા કાંજીદાઉં નામે ગામોમાં ગયો, જ્યાં અમે કાપડની દુકાન કહાડી હતી. મારા ભાગ્યાની માંદગીને લીધે ઠેકાણે ઠેકાણે મનેજ આવજા કરવી પડતી હતી અને તેથી બ્રહ્મ દેશનાં ગામો અને રહેવાસીઓની રીતભાંત વગેરે જોવાની અચ્છી તક મળી હતી. પણ એ દેશમાં મારો કશો દહાડો ફર્યો નહિ, અને મારા મિત્રની બીમારી વધી જવાથી અમે બસીનથી સ્ટીમર "સાહારા" (S. S. Sahara) ઉપર સવાર થઇ એદન ગયાં.

બ્રહ્મ દેશ જોવા લાયક અને ત્યાંના રહેવાસીઓની રીતભાંત જાણવાજોગ છે. બરમીસો પોતાના ઇશ્વરને તેમજ તેનાં મંદિરને "ફ્યા" ને નામે ઓળખેછે. ધર્મગુરૂને તેઓ "ફુંગી" કહેછે. ઓરતો પોતાનાં માથાંના બાલ બહુ લાંબા રાખેછે અને તે માટે અનેક ઇલાજો લેછે. આ સ્ત્રીઓ વળી પુષ્કળ તંબાકુ ખાયછે, અને લાંબી ચિરૂટ પિયેછે. ઘણી ખરી ઓરતો લખી વાંચી જાણેછે. પોશાકમાં તેઓ ટટરબંધ ચોળી અને નીચે થંમી પહેરેછે. ખભે શાલ ઓઢેછે અને માથું ઉઘાડું રાખી ફરેછે. આ સ્ત્રીઓ ધંધા રોજગારમાં પોતાના મર્દો કરતા પણ હુશિયાર હોયછે. વેપારીઓની દુકાનો ઉપર તેમનેજ નામનાં ખાતાં હોયછે. જ્યારે સ્ત્રી આ રીતે ધંધામાં પડેછે ત્યારે તેનો મર્દ ઘરમાં રહી ઓરતનું સર્વ કામ બજાવેછે. તે રાંધેછે, ધણિયાણીનું ભોજન દુકાન ઉપર લઇ જાયછે, બચ્ચાંને સંભાળેછે, અને બીજું ઘરનું તમામ કામ કરેછે.



બર્મિસ લોકો અને તેમનો સફેદ હાથી.

બરમીસ લોકોમાં એક રેવાજ સારો છે. તેઓ પસંદગી વિનાં પરણતાં નથી. બંનેની રાજીખુશીથીજ શાદી થાયછે, અને તે પછી મર્દ ઓરતને તેનાં માબાપને ઘરથી બહારગામ લઈ જઇ ચાર પાંચ દિવસે પાછો લાવેછે. આ ઇંગ્રેજોના "હનીમૂન" ના રેવાજને કંઇક મળતું જણાયછે. આ લોકો શાદી વખતે ઝાઝો ખર્ચ કરતા નથી, પણ મરણ વેળા ભારી ભપકો કરી મુકેછે. જેવી જેની શક્તિ

તે મુજબ તે વજંત્રો વગેરેના ખર્ચે કરી ઠાઠ માઠથી મરણ ક્રિયા કરેછે. આ લોકો લાશને મરણ પછી તરત દાટતા નથી, પણ પોતાની સ્થિતિ મુજબ તેને લાંબો વખ્ત ઘરમાં રાખી સારાં કપડાં પહેરાવેછે. પછી તેને બાકસમાં મુકી કપૂર વગેરે ખુશબોની ચીજો તેને સડતી અટકાવવા માટે ભરેછે, અને પછી ઉપર કહ્યું તેમ ભપકાથી વાજતે ગાજતે સરઘસ કહાડી તેને ધામધૂમથી ભૂમિદા કરેછે. મેં સાંભળ્યું છે કે તેઓ તેને મીઠાંમાં દાટેછે.

બરમાસોની રમતગમતોમાં નાટક મુખ્ય-છે, પણ તે આપણા ગુજરાતના ભવાયાઓના સ્વાંગો કરતાં ઝાઝા ચ્હડે એમ નથી. આ નાટકો ખુલ્લાં મેદાનમાં થાયછે, પરીઓ અને રાક્ષસો વગેરેના વેશ લેવાયછે, અને આખી રાત વાજીંત્રો સાથ ગાનતાન ચાલેછે. આ લોકો પોતાનાં ઘરોમાં બાંસ્રુનું એક વાજું વગાડવા રાખેછે.

આ લોકો ચોખા અને માછલી બહુ ખાય-છે. ચીકાશદાર ખોરાક તેમને બહુ નાપસંદ-છે. ઘીનો વઘાર તેમને બદબો જેવો લાગેછે. તેમનાં ઘરો બહુ કરીને બાંબુનાં હોયછે. ભોંય-માં બાંબુ ખોશી, તેને સપાટી ઉપર ત્રણ ફીટ જેટલા ઉંચા રાખી, તે ઉપર બાંબુનીજ જમીન બનાવી દેછે, અને પછી ઉપલા પાયા ઉપર વાંસનીજ દિવાલ અને તેનોજ મજલો ચ્હડાવેછે. વખ્તેવખ્ત આગ લાગવાથી આ લાકડાંનાં ઘરો બળી જાયછે, પણ લાકડું પુષ્કળ હોવાથી નવાં ઘરો ઉતાવળાં બંધાયછે.

બ્રહ્મ દેશની આબોહવા હિંદુસ્તાન કરતાં સારી છે. એ મુલક પહાડી ઉંચાણ ઉપર આવેલો હોવાથી અહીં સંખ્યાબંધ નદીઓ છતાં નાશકારક રેલ આવતી નથી, તેમજ સખ્ત થંડી અને નહિ ખમાય એવો તાપ અહીં કોઇ જાણતું નથી. જમીન પણ ફળદ્રુપ છે, અને એ સઘળાં સારાં વાણાને લીધે રહેવા-સીઓ પોતેબી સ્વતંત્ર વિચારના છે. તેઓ બુદ્ધ ધર્મ માનેછે, તોપણ આપણા દેશમાં છે તેમ તેઓ સ્ત્રીઓને ગોંધી રાખતા નથી. તેણીઓને મહલ્લાઓથી ફરવા હરવાની સર્વ છુટ મળેછે. ફક્ત રાજકુટુંબમાંજ એવો ધારો-છે કે ભાઇ બહેને અને એવાંજ નજદીકનાં સગાઓએ એકબીજા સાથ શાદી કરવી. માત્ર ખાનદાની લોહી ખાનદાનમાંજ જાળવી રાખ-વાને થકી આમ કરવામાં આવેછે. રાજા પોતાને "જમીન અને હવાનો સાહેબ" લેખે-છે, અને બહુ મોટાઇ રાખેછે. તે પોતાની બરાબરનો બીજો કોઇ પણ હાકમને ગણતો નથી.

## સાલોન.

મેં ઉપર જણાવ્યું તેમ બરમાનાં બસીન શેહરથી અમે ઉપડેલા એદન જતાં માર્ગમાં પ્રથમ પોઇંટ ડિ ગાલી આવી પુગ્યા. સીલોન અથવા લંકાના બહુ પુરાણા તથા દશ મસ્તકી રાવણનાં રાજ્યવાળા ટાપુનું આ છેક દક્ષિણનું બંદર છે. અમે આવ્યા ત્યારે અહીં બહુ વર્શાદ પડતો હતો. અહીંના લોકોને "ચીંગલા" કહેછે. ઓરતોની પેઠે મર્દોબી માથે લાંબા વાળ રાખેછે. તેઓ ધંધામાં બહુ ચપળ છે. એકની દશગણી કિંમત કહી પછી આપણી પાસે કિમત કરાવેછે. આ ટાપુની ઉપજમાં મોતી, ચા વગેરે મુખ્ય છે. જેમ બરમા તેમ આ ટાપુનો ધર્મ પણ બુદ્ધનો છે. એની વસ્તી ૩૦૦૮૦૦૦ ની છે.

સીલોનને અહીંના દેશીઓ સિંગાલ કહેછે, અને તેથી તેઓ પોતે સિંગાલીને નામે ઓળ-ખાયછે. આરબો એ ટાપુને સરનદીપને નામે ઓળખાવી ગયાછે. એ ટાપુ પેરરૂપે છે, જેની લંબાઇ ૩૦૦ અને પહોળાઈ ૧૪૦ મૈલની છે. અહીંની આબોહવા કેથે મધ્યમ અને કેથે સખ્ત ગર્મીવાળી છે. ધાતુની ખાણો જોડ હીરાની ખાણો બહુ કીમતી છે. કહેછે કે સીલોન જેટલાજ વિસ્તારના દુનિયાના કોઈ પણ ભાગમાં તેના જેવી હીરાની કીમતી ખાણો કેથે નથી. એ ખાણોમાંથી ૨૦ કિસમના કીમતી પથરા મળ્યાછે. સોનાની ખાણો જોડ વળી સીલોન મોતીની શીપો માટેબી પ્રખ્યાત છે. એજ રીતે આ ભાગ્યશાળી ટાપુ જાત-જાતની તરકારી અને સ્વાદિષ્ટ ફળોને માટે પણ વખાણાયછે. અનેક જાતનાં લાકડકામ

માટે ઉપયોગી ઝાડો ઉપરાંત અહીં દશ જાતનાં તજનાં ઝાડ ઉગેછે.

સિંગાલી યાને દેશીઓ ઉપરાંત અહીં વેદાહ નામના એક જાતના જંગલીલોકો જણાયાછે, જેઓ ઝાડો ઉપર વસેછે. તેઓ સુધરેલા માણસ સાથ કશો વ્યવહાર નહિ રાખતાં શેકાર કરીને અને પોતાનાં જંગલમાં જે પાકે તે ઉપર ગુજરાણ ચલાવેછે. તેઓ બિકણ, મધ્યમ કદના અને રંગે ખુલ્લા છે. તેઓ ખેતી કરી જાણતા નથી. તેઓની અનેક ટોળી છે, અને દરેક પોતપોતાને નેમી આપેલા ભાગમાં વસેછે.

પ્રથમ પોર્ટુગીઝો અને ત્યારબાદ વલંદાઓ આ ટાપુમાં ઠરીઠામ થયા હતા. શેવટે ઇંગ્રેજ સરકારે અહીં કાંઠા ઉપર સંસ્થાન વસાવ્યું. પ્રથમ અહીં નાનાં નાનાં અનેક રાજ્યો હતાં, જેઓ પ્રદેશીઓને મારી કહાડતાં હતાં. અહીંની ખરાબ હવાને લીધે પણ પ્રદેશીઓને પાછા ફરવાની ફરજ પડતી હતી. અંતે અહીંના વિક્રમ રાજાસિંહ નામે રાજાનાં ઘાતકીપણાથી પ્રજા કંટાળી ગઇ હતી, અને બ્રિટિશ સંસ્થાનવાળા ભાગમાં જેઓ આશ્રો લેતા તેઓ ઉપર રાજા જુલમાત ચલાવવા માંગતો હતો તે કારણોથી તેની સામે લડાઈ લઈ જવામાં આવી અને ૧૮૧૫ માં તેને કેદ પકડી તેનું રાજ્ય બ્રિટિશ મુલુક સાથ જોડી દેવામાં આવ્યું. તે વેળા પાયતખ્ત કેંડી શેહર હતું.

## એદન.

માર્ચ અને એપ્રેલ ૧૮૮૧—ગાલી છોડી, **માલદીવ**ના ટાપુ આગળ થઇને, અમે બસીનથી નિકળેલા ૧૭ દહાડે **એદન** જઈ પુગ્યા અને અમારી સ્ટીમર છોડી. અહીં જ્યાં આગબોટ ઉભી રહેછે તે જગાને **તવાઈ** કહેછે. તવાઇથી એદન ત્રણ મૈલ દૂર છે. અરબસ્તાનના દક્ષિણ કાંઠા ઉપર આ બંદર હોવા છતાં અહીં સખ્ત તાપ પડેછે, કેમકે ઉંચા પહાડોની તળેટીમાં આ શેહર આવેલું છે, કે જેઓ તદન લીલોત્રી કે હરિયાળી વિનાના સુકા ભુખા પર્વતોછે. આ પહાડોની પછવાડે એદન આવેલું છે. પહાડ ઉપર એક દરવાજો બાંધેલોછે, **ત્યાં પુગ્યા** કે એદન શેહેર દેખાયછે. અહીં જોવા જેવું કાંઇબી નથી, પણ **તબેલો** નામની જગા છે **ત્યાં** પાણીનાં જોવાલાયક મોટા કુંડ બાંધી રાખેલાછે, જેમાં વર્સાદનું પાણી ભરી રાખેછે. એદનમાં વર્સાદ દર સાલ ૫–૭ ઇંચથી વધુ પડતો નથી, પણ જ્યારે વધુ પડેછે ત્યારેજ આ ટાંકાં ભરાયછે. આ ટાંકાં બહુ પુરાણાં છે. તે પુરાઇ ગયાં હતાં, પણ ઇંગ્રેજ સરકારે પાછાં સમારી વપરાસમાં લીધાંછે. આ રીતે મીઠાં પાણીની તંગીને લીધે દરિયાનાં પાણીમાંનો ખાર અને મેલ કહાડી નાખી તેને મીઠું પાણી બનાવીને અહીં વેચવામાં આવેછે. આવું રસાયન ક્રિયાથી ખારાંનું મીઠું બનેલું પાણી ચાર આને એક હાંડા જેટલું મળેછે. એદનમાં કુઆ ઘણા છે, પણ તેમનું પાણી કડવું અને લેહજત વિનાનું હોયછે.

ઉપલી તબેલાવાળી જગા ઉપર સરકારે ઝાડો રોપાવી તથા કુંડાં ગોઠવી ઠીક આરાસ્તગી કીધીછે, અને તેથી એદનમાં હું માર્ચ અને એપ્રેલ માસના ૨૯ દહાડા રહ્યો તેટલી મુદતમાં મારો સહવારથી સાંજ સુધીનો ઘણો ખરો વખ્ત હું એજ જગા ઉપર ગુજારતો હતો. અહીં વળી **સૈયદ ઈદ્રીસ** કરી એક જગા પણ સારી બાંધેલીછે, અને **શેખ ઉસ્માન** નામનું એક નાનું ગામડું શેહરથી ત્રણ કે સાડા ત્રણ ગાઉ દૂર આવેલું છે, ત્યાં લગાર થંડક હોવાથી હું ત્યાં પણ આવજા રાખતો હતો.

એદન આટલું સુકું અને ડરામણું એટલા માટે કહેવાયછે કે તે જવાળિક પર્વત ફાટવાથી ખરાબ થયુંછે. બળતા પર્વતમાંથી ઉડેલા પ્રવાહી રસથી શેહરની ફળદ્રુપ જમીન ઉપર એક જાતનું એવું પડ ફરી વળ્યુંછે કે તેમાં કશું ઉગતુંજ નથી. એદન ત્રણ બાજુએથી પર્વતોથી ઘેરાયલાં મેદાનમાં વસેલુંછે. ચોથી ખુલ્લી દરિયાવાળી બાજુ ઉપર લશ્કરી બરાકો, સરકારી ઑફિસો અને બડખાંઓનાં મકાનો છે. ખુદ શેહરના માંહેલા ભાગમાં તો ઘરો બેડાં અને નાનકડાં છે.

એદન મુંબઇથી ૧૬૫૦ થી ૬૦ મલ દૂર છે. આજ ૫૪ વરસો ઉપર બ્રિટિશ સરકાર-

ના હાથમાં આવ્યા પછી એક લશ્કરી મથક થવા પામ્યા સિવાય તેની અગત્યતા બીજી કશી જણાતી નથી. અહીં ઇંગ્રેજો ઉપરાંત પાર્સી, હિંદુ અને મુસલમાનોની ઠીક વસ્તી છે; પણ આરબ અને સોમાલી લોકોની વસ્તી વધારે છે. સોમાલીઓ તરવે બહુ બહાદર છે. વળી પાણીમાં જોવાની શક્તિ પણ તેઓ તિક્ષણ ધરાવેછે. સ્ટીમર બંદરે આવી પુગતાંજ તેઓ પોતાનાં હોડકાંઓમાં આપણી આસપાસ ફરી વળેછે, અને જે કંઇ રૂપાં નાણું પાણીમાં ફેંકિયે તે તેઓ અતિ ઝડપથી ચપ દઇ ઝીલી લેછે અને તેને પાણીને તળિયે જવા દેતા નથી. એક ફુંવારામાં તરતી માછલીઓને ખોરાકીની વસ્તુ ફેંકતાંજ તે જેવી ઝડપથી ઉપાડી લે તેવીજ ઝડપ આ સોમાલીઓ બતાવેછે. તેમની આ ગમત જોવાની બહુ મજાહ પડેછે. આ સોમાલીઓ ધર્મે મુસલમાન છે, અને માથે વાળનાં એક ફુટ જેટલાં ગુછડાં રાખેછે. પણ તેઓ અવિશ્વાસુ અને કસમ ખાવામાં તત્પર છે. તેઓ રંગે કાળા છે. વિલાયત જતી અને ત્યાંથી આવતી આગબોટો એદનને બંદરે કોલસો, પાણી, ભાજીપાળો વગેરે લેવા થોભેછે, તે વેળા આ સોમાલી છોકરાઓની કમાણી જાગેછે. આગળ એદન અરબસ્તાનનો એક જીલ્લો હતો, કે જ્યાં સ્વતંત્ર રાજ્ય ચાલતું હતું. એ જીલ્લો આજેબી ફળદ્રુપ છે અને ત્યાંથી સોનું, હાથીદાંત, કૉફી, ગુંદર વગેરે પ્રદેશો બાતે જાયછે. એ જીલ્લાનું મુખ્ય શેહર તે એદન છે, કે જે આગળ એકવાર બહુજ દોલતમંદ ગણાતું હતું.

## જંગબાર.

મે ૧૮૮૧—એદનમાં ૨૯ દિવસો ગુજારવા છતાં મારા ધંધાનો કાંઇ ઉદય થાય એમ નહિ જણાયાથી નસીબની શોધમાં હવે હું **જંગબાર** તરફ દક્ષિણે આફ્રિકામાં ઉતર્યો. આ ટાપુ ઝાડપાનથી ભરપૂર છે. અહીં હિંદીવાનોની વસ્તી વધતીજ જાયછે. હું આવ્યો ત્યારે મુખ્ય વેપારીઓ મેં ખોજાઓને દિઠા. ભાટિયાઓબી છે, પણ એટલાબધા નહિ. અહીં લવંગનો પાક સારો થાયછે, અને તેની જોડે હાથીદાંત, રબર વગેરે દેશાવરો બાતે ચહડેછે. અહીં ફળફળાદિ બહુ સસ્તી છે, પણ તે તાવ અને બિમારીનું મૂળ છે. રસ્તાઓ વાંકાચુકા, અને વળી સફાઈ સુઘડાઇ જોઇયે તેવી નહિ, તથા આબોહવા ખરાબ, તેથી જંગબાર તનદરોસ્તીના બાબમાં પસંદ કરવા જોગ શેહર નથી. અહીં "મચુંગા" નામે નારંગીના જેવું એક ફળ થાયછે, જે ઉપર લોકોનો પ્યાર વધારે છે, કેમકે તે તનદરોસ્ત છે. બાકી બીજો સર્વ મીઠો મેવો ખાધાથી શરીર સુખાકારીની ધાસ્તી રહેછે. શેહરથી દૂર માતબર આરબો અને બીજા બડખ્યાં શેહરીઓની વાડીઓ આવેલીછે, જેમને "મછાબા" કહેછે, જેમાં મુખ્યકરી લવંગના ખુશનુમા ઝાડો જોવામાં આવેછે. સઉ પોતપોતાની વાડીઓમાં મોજ કરવા જાયછે, અને સાથે પોતાના દોસ્તઆશ્નાઓને બોલાવેછે. અહીં ચાકરનફરનું કામ કાળા સીધીઓ અને સીધણો ગુલામો હોય તેમ કરેછે. દરિયા કિનારે કસ્ટમ હૌસની જોડમાં જંગબારના સુલતાનની મોટી હવેલી છે, જેનાં ચોકમાં રાત્રે વિજળીનો દીવો બળેછે. હાલ સુલતાન સૈયદ બરગાસનો અમલ છે, જેને મેં દિઠોછે. તે બહુ સાદો છે, એટલુંજ નહિ પણ જાતે ખબરદાર અને ઉદ્યોગી હાડકાંનો છે. પોતાની હવેલી બંધાતી હતી તે વેળા એક સાધારણ મીસ્ત્રીની માફક માણસોને કામ ફરમાવતો અને ઝડપ કરવાની તાકીદ આપતો મેં તેને દિઠો હતો.

## મોઝામ્બીક.

મે ૧૮૮૧—જંગબારમાં દશ બાર દહાડા કહાડીને હવે અમે **મોઝામ્બીક** ગયા, જ્યાંથી મારો ભાગીદાર છુટો પડી એકલો નાટાલ ગયો, અને હું અહીંજ દશેક મહિના સુધી પડયો રહ્યો. આ શેહર પોર્ટુગીઝ સરકારને તાબે છે. આફ્રિકાના પૂર્વ કાંઠા ઉપરના એક નાના ૨॥ મૈલ લાંબા પણ માત્ર ॥ મૈલ પહોળા ટાપુને પ્રથમ આ નામ મળ્યું હતું, પણ ત્યારબાદ તેની સામેના કાંઠાવાળો મુલક પણ એજ નામથી ઓળખાયોછે.

મોઝામ્બીકના ટાપુની પાસે બીજો તેના જેવોજ એક નાનો ટાપુ છે. એ બંનેને કાંઠે દીવાદાંડી છે. અહીં જોવાલાયક જગાઓમાં એક કિલ્લો અને એક હાસ્પિટલ સિવાય બીજું કંઇએ નથી. કિલ્લાના બચાવ માટે રાખેલી તોપો કાટ ખાઇ ગઇછે. અસલી ગાયકવાડી કે મુગલાઇ જેવું અંધારૂં અહીં દિઠામાં આવેછે. અહીં પણ થોડાક હિંદીવાનો નાનો મોટો વેપાર કરતા જણાયછે. રોજગાર થંડો પણ નફા ભરેલો-છે. જંગબારની પેઠે અહીંની હવા પણ તનદરોસ્તીને માટે સારી નથી. અહીંથી પણ રબર, હાથીદાંત, કચકડો વગેરે નિકાશ થાયછે, જે વસ્તુઓ મધ્ય આફ્રિકાના જંગલીઓ લાવી આણેછે, અને તેના બદલામાં કાપડ, રૂમાલ, ખોટાં મોતી, વગેરે લઇજાયછે. આ જંગલીઓ "મકવા" ને નામે ઓળખાયછે, જેમને કપાળે કાપા પાડી તે ઉપર ભીલામાં જેવી વસ્તુ લગાડી દેછે, જેથી તેમનાં કપાળ ઊપર આ કાળા ડાગ સદાના રહી જાયછે. આને તેઓ ખુબસુતી સમજેછે. વળી કોઇએ તો પોતાના ગાલ ઊપર પણ એવાજ કાપ પાડેલા હોયછે. આ લોકો ચાળા અથવા નખ્ખરાંથી બોલેછે. તેઓ પોતાની રીત મુજબ ગાયન અને નાચ કરેછે. આખી રાત મર્દ અને ઓરતો નાચકુદ કરીને દફ જેવાં વજંત્ર સાથ ગાનતાન ચલાવેછે.



મોઝામ્બીકનો રહેવાસી.

અહીં પોર્ટુગીઝ સિક્કો ચાલેછે, તોપણ વેપારી સઘળા હિંદીવાનોજ હોવાથી આપણા હિંદી રૂપિયાનું પણ ચલણ છે. અહીંના લોકો કાળા છે. બહુ ભાગે મુસલમાની ધર્મ પાળેછે. બાકીના જંગલી અવસ્થામાં છે. અહીંથી પશ્ચિમે **નિયાસા**નો મોટો સરોવર છે, જે દરિયાની સપાટીથી ૧૮૩૦ ફીટ ઊંચો છે. તેની વધારે આથમણે આવેલો સરોવર નામે **બેંગવિયોલો** ૩૬૮૮ ફીટ ઊંચો છે. પણ **આલબર્ટ નિયેન્ઝા** અને **વિક્ટોરિયા નિયેન્ઝા** સરોવરો તો એ કરતાંબી વધારે ઉંચા પહાડો ઉપર (યાને ૨૫૦૦ અને ૩૮૦૦ ફીટની ઉંચાઇએ) આવેલા છે. આ સર્વ મોટા સરોવરોની **લિવિંગસ્ટન અને સ્ટાન્લી** જેવા શોધકોથી શોધ થઇ ત્યારેજ તેઓ અજવાળાંમાં આવ્યાછે, બાકી તે આગમજ તો તેમની હસ્તીની કોઇને ખબર પણ ન હતી.

## કિલમાનીથી નાટાલ.

### કિલમાની.

મોઝામ્બીકમાં દશ મહિનાની લાંબી મુદત ગુજારી હું વધારે દક્ષિણે ઉતર્યો. ગોયા મારાં નસીબમાં આફ્રિકાના દક્ષિણ છેડા તરફ ધીમે ધીમે જવાનું હોય તેમ કોઇબી વચગાળેનાં શેહર ખાતે નહિ થોભતાં મારૂં કિસ્મત મને આગળજ ઘસડતું આલ્યું. હવે હું **કિલમાની**

(Quilimane) ખાતે આવ્યો, કે જે એક નાનું પણ સુંદર ગામ છે, અને જે મોટી **ઝામ્બેઝી** નદીનાં મુખ ઉપર આવેલું છે, જ્યાં મોટી સ્ટીમરો સડસડિટ આવી શકે છે. અહીંના લોકો, તેમનો વેપાર અને રીતભાત સઘળી મોઝામ્બીકના લોકોના જેવીજ છે. જંગલી સીધીઓ સોનાની રેતી પણ અહીં વેચવા લાવેછે. ઝામ્બેઝી નદીની એક શાખા ટેટે નામે જગા આગળ ભેગી થાયછે. ત્યાંથી ભિત્તરમાં **વિક્ટોરિયા ફૉલસ** નામના ધોધ છે ત્યાંસુધી બોટ જઇ શકેછે. આ ધોધનો કુદ્રતી દેખાવ જોવા જવાનું મને બન્યું ન હતું, પણ જેઓ જોઇ આવ્યાછે તેઓ તેની બહુ તારીફ કરેછે. આ ધોધ વર્સાદની ગોળ કમાન માફક રંગબેરંગી ચક્રમાં પડેછે. તેની ઉંચાઇ ૮૦૦ ફીટની છે. ઉપલીજ નદી મારફતે થોડુંક ઉપર જતાં બીજાબી ધોધ આવેછે. ઝામ્બેઝીને બીજી અનેક નદીઓ આવી મળેછે, જેમાંની એક **શીર** (R. Shire) નામની છે, કે જે ન્યાસા સરોવરમાંથી નિકળેછે. એની મારફતે બ્રિટિશ વેપારી કંપનીઓ તેમજ મિશનરીઓ વેપાર તથા ધર્મના ફેલાવાને માટે માંહેલા ભાગોમાં જાયછે, જ્યાં તેમનાં ઘણાં મથકો છે. તે ભાગો ખાતેના જંગલીઓ માટે તેમની જબાનમાં બાઇબલના તરજુમા વગેરે ધર્મની કેતાબો, ખોટાં મોતી, કાપડ ઇત્યાદી સામાન તેઓ લઇ જાયછે. આ મિશનરીઓ બહુ નમ્ર સ્વભાવના અને ભલા દિલના જણાયાછે, અને મારી જાણ મુજબ તેઓએ જંગલી દેશીઓનો સારો ચહા મેળવેલોછે. તેઓ આ લોકની સ્વભાષા સફાઇથી બોલી તથા સમજી જાણેછે.

આ તરફ રોજગાર થંડો પણ સારો છે, તેમજ જમીન પણ ખનિજ પદાર્થોથી ભરપૂર છે. અહીં સોનું, રૂપું, વગેરે ધાતુઓની ખાણ છે. અહીંની આબોહવા દર્દી છે. તાવનો રોગ ચાલુ છે, અને માખીઓનો ઉપદ્રવ ભારી છે.

## સોફાલા.

ક્વિલિમેન અથવા ક્લિમાની છોડીને હું **સોફાલા** ગયો. આ ગામ નાનું છે. એ પણ પોર્ટુગીઝ સરકારનુંજ છે. મેલ સ્ટીમરોએ બંદર કરતી વેળા અહીં ૨૪ કલાક થોભવું એવો આ સરકારે બંદોબસ્ત કરેલો હોવાથી મને આ ગામ જોવાને બની આવ્યું, પણ તેમાં નોધવા જેવું અવશ્યનું કાંઇએ નથી. આ ગામ એજ નામની એક નદીનાં મુખ ઉપર છે. આ તરફનો મુલક વેરાન છે. વસ્તીબી ઓછી છે. હાથીઓનાં ટોળેટોળાં અહીં વસેછે, જેમના દાંત અને હાડકાં દેશાવર ચહડેછે. અહીંના દેશીઓ કાફર લોકોને મળતા છે, પણ હૉટેન્ટૉટ અને બીજા હબસીઓથી જુદા છે. પોર્ટુગીઝ લોકો સોફાલા દેશમાં પહેલા આવ્યા ત્યારે આ મોટું વેપારી બંદર હતું, કેમકે માંહેલા ભાગો ખાતેથી અહીં સોનું અને હાથીદાંત મોટા જથામાં આવતાં હતાં. પણ પાછળથી મોઝામ્બીકને તેઓએ પાયતખ્ત કરવાથી સોફાલા પડી ભાગ્યું અને એક ગામડું બની ગયું. અહીંથી હું **ઈન્હામ્બેન** (Inhambane) ગયો. આ ગામ એક લાંબી ખાડી પસાર કર્યા બાદ આવેછે. ખાડીમાં મગર, શાર્ક વગેરે માછલીઓ ઘણી છે. અહીં હિંદીવાનોની ૫–૬ દુકાનો છે, જેઓ "દમણવાળા" ને નામે ઓળખાયછે. આફ્રિકાનાં પોર્ટુગીઝ શેહરો ખાતે એ સરકારના દમણ, ગોઆ, દીવ વગેરે હિંદી સંસ્થાનો ખાતેના વતનીઓ ધંધાને અર્થે આવે તો તેમને પોતાની રૈયત ગણી તેમના તરફ બીજી પ્રજા કરતાં સારી રેહમદિલી બતાવેછે, પણ ઇંગ્રેજી રૈયત તરફ એવીજ મેહરબાનગી દેખાડવામાં આવતી નથી. અહીં નાળિયેરની ઉપજ મોટી છે. ફળ પણ મોટું હોયછે, તોપણ માંહેથી કોપરૂં બહુ પતળું નિકળેછે. જેને આપણ ઝેરી નાળિયેર કહિયે છિયે તે પણ અહીં થાયછે, જેની કાતળી સાધુસંત ભીખ માંગવામાં વાપરેછે. દક્ષિણ આફ્રિકાના આખા પૂર્વ કાંઠાની આબોહવા ખરાબ છે, તેમ અહીં પણ માણસની સુખાકારી સારી રેહતી નથી.

## ડિલાગોઆ.

અહીંથી **ડિલાગોઆની** ખાડી તરફ અમે ચાલ્યા, કે જ્યાંથી **નાટાલ** જવાનું હોવાથી

અમને ડિલાગોઆ ખાતે ૨૮ દિવસ નકામું પડી રહેવાનું થયું, કેમકે અહીંથી મેલ સ્ટીમર વધારે દક્ષિણે જતી ન હતી. આ ગામમાં જોવા લાયક કાંઇએ નથી. એનું બારૂં સારૂં છે. હિંદીવાનોમાં દમણિયા, મુસલમાનો તથા વાણિયાઓ જોડે બે પારસીઓની પણ અહીં દુકાનો છે. વાણિયાઓ થંડે કલેજે ધંધો કરે છે, પણ બીજી વસ્તુઓ જોડે વેલાતી દારૂ પણ વેચેછે. તેઓએ ગામની સ્ત્રીઓને પોતાની ઓરત તરીકે રાખીછે, જેમને પેટથી ઓલાદ પણ વધેલી છે. અહીંની જમીન ગેરૂના રંગની લાલ છે, અને તેમાંથી સોનું, રૂપું, ત્રાંબું વગેરે નિકળેછે. આ ગામ પણ પોર્ટુગીઝ સરકારના કબજામાં છે, તોપણ ઇંગ્રેજ સરકારે તાર ઑફિસ કહાડેલી છે. પોર્ટુગીઝરાજ્યમાં મેં એક વરસ ગુજાર્યું તેમાં હું જોઈ ચુકયોછું કે અંધેરનો કશો પાર નથી. પોલિસ કેવળ નકામી છે. ન્યાય લેવા જવું ને તોબા પોકારવી બરાબર છે. પોર્ટુગીઝો ધંધાને ઉત્તેજન આપનારા નથી. એઓના આ તરફના મુલુકોમાં ઠેકાણે ઠેકાણે કીમતી ધાતુની ખાણો છે, પણ તે ખોદી કહાડવા માટે એ લોકો કશી કાળજી ધરાવતા નથી. આફ્રિકાના પૂર્વ કાંઠા ઉપરનાં સારાં બંદરો આ લોકે પ્રથમથી હાથ કીધાંછે. ખરાં, પણ શેહેર વસાવવા કે જમીન કેળવીને ઉપજ વધારવા માટે બ્રિટિશ સરકારની માફક કશું કર્યું નથી. જાતે અયાસી અને આળસુ છે. ઇંગ્રેજોને નામે બળેછે. નજદીક એક માસ અહીં ગુજાર્યાને

તા૦ ૭ મી મે ૧૮૮૨ ને રોજે હું અને મારી સાથના ઉતારૂઓ જેઓ અતરે ઉતરી પડી બિચડા ખાતા હતા તેઓ નાટાલ (દરબન) જવા માટે સ્ટીમર “ડન્યુબ” ઉપર સવાર થયા. ડિલાગોઆની ખાડીમાં પાછળી રાત્રે આછાં પાણી હોવાથી ત્યાંના સીદીઓની બાંધે બેસીને અમો સ્ટીમર ઉપર ગયા. આ સીદીઓ આવાંજ કામ કરેછે. તેઓ બહુ કાળા અને જંગલી છે. તેઓમાંના કેટલાક તો તદન નગ્ન હોયછે; માત્ર ઘાસની લંગોટ કરેછે તે માફ. તેમની ઓરતો પણ તેવીજ બેમહલાજાની અને વળી ફુવડ; આગળ ઉભી હોય તો વાસ મારે!



ઝામ્બેઝીની સીધણ.

ઝામ્બેઝીની એક સીધણનું આ ચિત્ર છે, તે નગ્ન હોવા છતાં કેવી વસ્તુને ખુબસુર્તી વધારનારી સમજેછે તે દેખાડવા માટેજ હું આ ચિત્ર આપુંછું. આ એક નવજવાન છોડી છે, જે કાચનાં ચિરણોને ખરાં મોતી સમાન ગણીને તે વડે પોતાના વાળ, ગળાં અને બાજુને શોભાવી નિકળીછે. તેણે કપાળ, ગાલ વગેરે ઠેકાણે છુંદણા છુંદાયાં હોય તેવા ડામ જણાયછે. તેનો ઉપલો હોઠ વિંધેલોછે અને તેમાં કંઇ ઘરેણું ઘાલ્યુંછે.

## નાટાલ.

તા૦ ૧૦ મી મે ૧૮૮૨—ચાર દહાડે અમે આજે આ બંદરે આવી પુગ્યા. પહેલે દિને દરિયો તુફાની થયો હતો. માર્ગમાં ઝુલુ જંગલીઓનો મુલક પસાર કીધો. નાટાલનું બારૂં ખરાબ છે. મોટી સ્ટીમરો અંદર આવી શકતી નથી. ઉતારૂઓને ટોપલાઓમાં બેસાડી નાની આગબોટ ઉપર લઇ જાયછે, અને તે આગબોટ બંદર તરફ જાયછે. દરિયામાંથી જોઇયે તો નાટાલના ૩૦૦ ફીટની ઉંચાઇના ટેકરાઓ ઉપર આવેલા યુરોપિયનોના સુંદર બંગલા દેખાયછે. અહીંની આબોહવા સારી છે. દરિયાના કાંઠાપર આવેલો લત્તો Sea Point ને નામે ઓળખાયછે. શેહરમાં "વેસ્ટ સ્ટ્રીટ" નામે એક મુખ્ય મોહોલ્લો દરિયા કાંઠાવાળી પોઇંટથી તે યુરોપિયનોના બંગલાવાળા ટેકરા જેને "બ્રિરિયા" કહેછે, ત્યાંસુધી બહુ લાંબો ગયલોછે. તેના વચલા ભાગમાં બેંકો અને વેપારીઓની પહેડીઓ વગેરે છે. તેમાંથી ટ્રામવે પસાર થાયછે. અહીં આપણા હિંદીવાનોની ઘણી દુકાનો છે. એક હિંદી વેપારી **દાદા અબદુલ્લાની કું૦** માં નામું સંભાળવાની મને જગા મળી, અને મેં એ નોકરીમાં અહીં ૧૧ માસ ગુજાર્યા. અહીં શેરડીનો પાક જબરો છે તેથી હિંદુસ્તાનથી મજુરો બોલાવી **મોરિસ**ની માફક અહીં પણ ખાંડ બનાવવામાં આવેછે. એટલામાટે અહીં આપણા દેશના મજુરોની સંખ્યા મોટી છે, અને તેથી હિંદી વેપારીઓ આ મજુરોની જરૂરિયાત માટેની ખોરાકી પોશાકીની જીનસો હિંદુસ્તાનથી મંગાવી વેચેછે. આખા નાટાલ પ્રાંતની વસ્તી ૫૩૭૦૦૦ માણસોની છે.

૧૮૮૨ નાં સાલમાં મેં નાટાલ ખાતે કેટલીક મુદત ગુજારી તે દરમયાન અહીં વસતા ઇંગ્રેજો બે ભાગમાં વહેંચાઇ જઇ એક મોટી રાજદ્વારી તકરારમાં ઉતર્યા હતા. કેટલાકોનો મત એવો હતો કે નાટાલને સ્વતંત્ર કરી ઇંગ્લંડની હકુમત તળે નહિ રહેવા દેતાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું; બીજાઓનો એવો અભિપ્રાય હતો કે જેમ ચાલેછે તેમજ ચાલવા દેવામાં પ્રજાની સલામતી અને આબાદી છે. સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા માંગનારી ટોળીની સરદારી **રૉબિન્સન** નામે એક ધણીએ લીધી હતી, કે જે એક વર્તમાન પત્ર કહાડતો હતો. નાટાલને **મહારાણી વિક્ટોરિયા**ના તાબા તળેજ રાખવા માંગનારી ટોળીની સરદારી મી૦ **હેરીસ્કુન** નામે એક હુશિયાર બેરિસ્ટર લીધી હતી. હું હતો તે વેળા આ બંને પક્ષવાળાઓએ આખા પ્રાંતની રૈયતોનાં મતો ભેગાં કીધાં, જેમાં અતરેના આપણા તમામ હિંદીવાનોએ—વેપારીઓએ તેમજ મજુરોએ પણ—મહારાણી સાહેબ તરફ વફાદાર રહી તેમનાજ અમલમાં રહેવાનું પસંદ કરનારૂં મત આપ્યું, કે જેથી સ્વતંત્ર થવા નિકળેલા ઇંગ્રેજો આપણા આ ભાઇબંધો તરફ બહુ કરડો ડોળો રાખવા લાગ્યા. આખરે મતોની ગણત્રી કહાડતાં રાણીના અમલની તરફેણમાં મોટી સંખ્યા જણાઇ, જેથી નાટાલનો વહિવટ જેમ હાલ ચાલેછે તેમજ ચાલુ રાખવાનું નક્કી થયું, અને એ ફતેહની યાદગારી માટે મી૦ હેરીસ્કુનની ટોળીએ બીજે દિને ભારી ધામધુમથી એક મોટો ઓછવ કીધો.

આજ વરસના ડિસેમ્બર મહિનામાં મેં અતરે એક નોંધી લેવા જોગ કુદ્રતી બનાવ નજરે દિઠો હતો. સર્વ વિદ્વાન વાંચનારાઓ જાણેછે તેમ શુક્ર સેતારો દર ૧૨૧ અને ત્યાર બાદ ૮ વરસે સૂર્યની સપાટી ઉપરથી પસાર થઇ જાયછે. ઇંગ્રેજીમાં ખગોળશાસ્ત્રીઓ આને Transit of Venus યાને "વિનસ (શુક્ર) નું આગમન" કહેછે. ખરૂં જોશો તો આ એક જાતનું નાનકડું સૂર્ય ગ્રહણ છે, અને ચંદ્રનો ઓળો સૂર્ય ઉપર પડવાથી બનતાં ગ્રહણ કરતાં આ મોટું ગ્રહણ છે, કેમકે **શુક્ર** ચંદ્ર કરતાં ૧૩ ગણો મોટો છે. પણ ચંદ્ર જેટલો તે આપણી પૃથ્વીની નજદીક નહિ હોવાથી તેનું ગ્રહણ માત્ર "આગમન" નાં નામથી પસાર થઈ જાયછે, કેમકે સૂર્યનો ગોળો તેનાથી ઢંકાઇને જીવ જેવો કાળો થતો આપણને દિસતો નથી. ૧૮૭૪ માં તા૦ ૯

મી ડિસેમ્બરને દિને આવું ગમન થયલું તે હિંદુસ્તાનમાં દેખાયું હતું; પણ ૧૮૮૨ માં થયલું જ્યારે હિંદમાં નહિ દેખાયું ત્યારે નાટાલમાં મેં સ્પષ્ટ જોયું હતું. કાચને કાળો કરી તે વડે સૂર્યની સપાટી ઉપરથી એક કાળા ગોળા દાખલ શુક્રને પસાર થઈ જતો મારી સાદી આંખે જોવાની બે ઘડીની મોજ મળી હતી. એ ગમન અમારી તરફ બહુ અચ્છી રીતે દેખાશે એમ ગણત્રી કરીને વિદ્વાનોનો એક કાફલો યુરોપથી અહીં પણ આવ્યો હતો. પાછું આવું ગમન ૨૦૦૪ નાં સાલમાં જણાશે.



સૂર્ય ઉપરથી શૂક્રનું ગમન.

નાટાલની પોલિસ ફોજ ઝુલુ લોકોમાંથી, તેમજ દક્ષિણે આવેલાં **કાફ્રિલેંડ** નામે નાનાં પ્રગણાંના રહેવાસીઓમાંથી ઇંગ્રેજ સરકારે બનાવેલીછે, કે જે અચ્છી તકેદારી રાખેછે. નાટાલનું મુખ્ય શેહેર **પીટર મેરિટઝ-બર્ગ** છે, જ્યાં જડજ વગેરેની કચેરી ભરાયછે. આ એક સુંદર ગામ છે, જ્યાંની જમીન રાતી છે. **લાડિસ્મિથ** અને **વિરૂલમ** નામનાં બીજાં ગામો ખાતે હિંદીવાનોની દુકાનો છે, જેમની અહીંના ગોરા લોક કોણ જાણે શા સબબ માટે બહુ અદેખાઈ કરતા જણાયછે, અને જો પોતાનું ચાલતું હોય તો તેમને ગાંસડા પોટલાં આપીને બ્હેરી કહાડવા માંગેછે. વળી ઇંગ્રેજ પત્રવાળાઓની એ બાપડા નિર્દોષ ધંધાદારીઓ માટે વારેવાર હલકું અને નછાજતું લખાણ કરી તેમને અપમાન કરેછે.

## ઝુલુલેંડ.

નાટાલની આજુબાજુએ કેટલાંક નાનાં રાજ્યો છે, જેઓમાં **ઝુલુલેંડ** મુખ્ય છે. આ એક નાનો પ્રાંત છે, અને તે બરાબર ઉત્તરે આવેલો છે. બીજી જાતના ઝુલુઓ કરતાં અહીંના ઝુલુ લોકો ચહડતી કિસમના અને બહુ બળિયા છે. નાટાલ અને ઝુલુલેંડ વચેથી **ટુગેલા** નદી (R. Tugela) પસાર થાયછે અને તેથીજ તેમની હદ જુદી પડેછે. ઝુલુઓ પોતાના વડાને "ગોશ" કહેછે. તેઓમાં એવો વેહમ છે કે દુનિયાના બાપને ૧૦ ગાયોની ભેટ કરે તો કન્યા મળે. આ રીતની ભેટ કરીને જે ધણીએ ચાર ઓરતો મેળવી હોય તેને "ગોશ" નો એ-તાબ અને માન મળેછે. આ ધણીને કમાણી કરી પેટ ભરવાની હાજત રહેતી નથી, કેમકે તેની પેલી ચાર સ્ત્રીઓ સર્વ કામ કરેછે એટલુંજ નહિ પણ રોટલો બી રળી લાવેછે. આ ઝુલુઓની મુખ્ય દોલત તેમની ગાયો છે. તેઓ ચોર કે ઠગારા નથી. તેમના કેટલાક ગુણો સારા છે. ઇંગ્રેજો સાથની તેમની છેલી લડાઈ પછી તેઓ એમની નજરમાં બહુ બહાદુર જણાયા છે, તો જોકે તેમનો **રાજા કેચવાયો** કેદ પકડાયો હતો. ફ્રાન્સની એક વેળાની મોટી શેહનશાહબાનુ **યુજીની**નો એક પુત્ર બેટો **પ્રિન્સ ઇમ્પીરીયલ** ઇંગ્રેજો તરફથી એજ લોકો સામે લડતાં માર્યો ગયો હતો. આ લોકો અંગે વસ્ત્ર પહેરતા નથી. ભાલાજ તેમનાં હથિયાર છે, જે વડે બહુ જોશભેર લડેછે. એમની સ્ત્રીઓ બહુ ફુર્ત્ત અને ગંદી હોયછે. ઝુલુઓ મકાઇની ખેતી કરેછે અને તેને બાફીને ખાયછે. આજે ઝુલુલેંડ ઇંગ્રેજ સરકારને તાબે છે.

## ઑરેંજ રિવર ફ્રી સ્ટેટ.

આ એક બીજું પાડોશી રાજ્ય ઑરેંજ નામે નદીના બે ફાંટાઓની વચે અને નાટા-

લની પશ્ચિમ બાજુએ આવેલું છે. તેમજ વળી એ રાજ્ય અને ઝુલુલેંડ અને નાટાલની ઉત્તરે

## ટ્રાન્સવાઆલ રિપબ્લીક.

નામનું એક બીજું પ્રજાસત્તાક રાજ્ય આવેલું છે. આ રાજ્ય ઑરેંજ નદીની ઉત્તરની શાખા વાઆલ નદી, કે જે ઑરેંજ ફ્રી સ્ટેટની ઉત્તરેથી પસાર થાયછે, તેની પેલી બાજુએ (યાને ઉત્તરે) આવેલું હોવાથી એનું નામ ઇંગ્રેજીમાં ત્રાન્સ-વાઆલ (યાને વાઆલ નદીની પેલી બાજુનો મુલક) એવું પડ્યું છે.

વાઆલ નદીથી આ બંને રાજ્યો છુટાં પડેછે, કે જેઓ નાનકડાં પ્રગણા જેવાં છે. એ બંને ઠેકાણે પહેલા પ્રદેશીઓ દાખલ ડચ યાને વલંદા લોકો આવીને વસેલાછે, અને તેઓ પોતાના હૉલેંડ વતનના રાજાથી સ્વતંત્રપણે અહીં રાજ્ય ચલાવેછે. તેઓ ખેતી કરેછે અને ઘોડા ઉછેરેછે. તેઓમાંના ઘણાખરા અભણતાજ છે. તેઓ વલંદી ભાષા બોલે છે. બંને પ્રગણાઓની જમીન રસાળ અને ખેતીને લાયકની છે, તથા તેમાંથી કીમતી ધાતુઓ નિકળેછે. આ રાજ્યોનાં મુખ્ય શેહરોમાં **પ્રીટોરિયા** અને **જોહાનિસ્બર્ગ** વગેરે જાણીતાં છે. ત્રાન્સવાઆલ ઉત્તરે છેક લિમ્પોપો નદી સુધી વધી ગયલું છે. અહીં તેમજ ફ્રી સ્ટેટમાં આપણા હિંદી વેપારીઓ છે, જેમના ઉપર યુરોપિયનો ઘણીજ સખ્ત નજર રાખતા જણાયછે, અને તેમને બહુ તોબા બોલાવેછે. આ રીતે જોતાં દક્ષિણ આફ્રિકામાં ઘણે ઠેકાણે આપણા વતનીઓ ગોયા ઇનસાન નહિ હોય અને વેપારવણજ કરવાનો તેમને કશો હકજ નહિ હોય તેમ એકલપેટા ઇંગ્રેજો અને બીજા યુરોપિયનો તેમના તરફ વગર કારણે તિરસ્કાર બતાવેછે, કે જે તેમને કેવળ અયોગ્ય છે.

ત્રાન્સવાઆલ અને ઑરેંજ ફ્રીસ્ટેટમાં તેમનાં પાયતખ્તો સુધી રેલવે લાઇનો ફરી વળેલીછે. છેલ્લાં રાજ્યનું મુખ્ય શેહર બ્લૉમ્ફૉન્ટેન (Bloemfontein) છે, કે જ્યાં રેલવે લાઇન આવ્યાથી ધંધો રોજગાર સારો છે. પણ અહીં તેમજ પ્રીટોરિયા ખાતે આ રાજ્યોવાળાઓ એશિયા ખંડના કોઇ પણ વેપારીને ધંધો કરવા દેવાને રાજી નથી.

## કેપ ટૌન.

નાટાલમાં મેં એક આખું વરસ ગુજાર્યું. અને હવે હું ત્યાંથી નિકળી સ્ટીમર "રોમ" મારફતે **પોર્ટ એલિઝાબેથ** ગયો, કે જે **કેપ કોલોની** નામનાં ઇંગ્રેજોએ વસાવેલાં દક્ષિણ આફ્રિકાના છેક દક્ષિણ છેડા ઉપરનાં મોટાં સંસ્થાનનું એક સુંદર બંદર છે. તે એજ સંસ્થાનનાં પાયતખ્ત **કેપ ટૌનથીજ** માત્ર ઉતરતું છે. અહીં આગબોટ કિનારે કિનારેજ ચાલેછે. અમે માર્ગમાં **ઈસ્ટ લંડન** નામનાં એક નાનકડાં બંદર ખાતે લંગડ કીધું હતું, કે જે શોભતું અને રળિયામણું ગામડું છે. અહીં બકરાંનું ઉન બહુ વખણાયછે.

પોર્ટ એલિઝાબેથનું બારૂં બહુ ખરાબ છે. શેહર ડુંગરોની નીચાણમાં વસેલું છે. ઉપર માતબર યુરોપિયનોના બંગલા છે. અહીંથી છેક કેપ ટૌન સુધી રેલવે લાઇન નાખેલીછે, તેમજ વળી ઇસ્ટ લંડન તરફ પણ એક લાઇન જાયછે. અહીંથી નૈરૂત્ય ખુણે **ગ્રેહામ્સ ટૌન** નામે સારૂં નગર છે, જ્યાં નારંગીઓ બહુ સરસ અને એટલાબધા જથામાં પાકેછે કે ત્યાંથી તે દેશાવરો ખાતે પણ જાયછે. આ નગર મેં જોયલું છે, જે સરોવરનાં ઝાડોથી સારો દેખાવ આપેછે.

હવે હું **મોસલબે** નામનાં નાનાં સુંદર ગામમાં બંદર કરી અંતે તા૦ ૧૧ મી મે ૧૮૮૩ ને દિને કેપ ટૌન ખાતે જઇ પુગ્યો. હું ઑસ્ટ્રેલિયાનાં **સિડની** શેહેર ખાતે જવા ધારતો હતો, અને ત્યાં જવા માટેની સ્ટીમર આજ શેહર ખાતેથી મળતી હોવાથીજ હું અહીં આવ્યો હતો. વળી મારો વિચાર દક્ષિણ અમેરિકાનાં બ્રિટિશ ગાયેનાના **ડેમેરેરા** (જ્યૉર્જટૌન) ખાતે ધંધો કરવા જવાનો પણ થતો હતો. એ રીતે એક તરફ સિડની કે બીજી તરફ ડેમેરેરા જવાના ઇરાદાથી હું કેપટૌન આવ્યો, પણ માણસ ધારેછે શું ને ખોદા બજાવેછે શું ? આ બેમાંનાં એકપણ દૂરદરાજ શેહેર ખાતે જઈ

વેપાર કરવાનું મારાં કિસ્મતમાં નહિજ હોય તેમ હું તો સ્ટીમરની શોધમાં અહીં આવેલો અહીંજ નાને ધંધે ચોંટી બેઠો. અહીં હું ઝાઝા દિવસ ગુજારનાર ન હતો તેને બદલે મેં ૧૧ા વરસ કહાડયું, અને ત્યાર પછી આજ સુધી કેપ ટૌન મારૂં વતન થઈ પડયું છે. ૧૭ા મહિના આ દૂરનાં બંદર ખાતે ગુજાર્યા પછી, એ દરમયાનમાં મારા ધંધાનું કામ કાંઈક આગળ વધવાથી, નવો માલ વગેરે લાવવા માટે હું હિંદુસ્તાન પાછો આવવા માટે કેપ ટૌનથી તા૦ ૨૫ મી અકટોબર ૧૮૮૪ ને દિને ઉપડયો. ત્રણ ચાર દિવસ સુધી અમોને દારયામાં સખ્ત તુફાન નડયું. પછી હું બીમાર પડયો, અને પછી તા૦ ૫ મી ડિસેમ્બરે **મુંબઈ** જઈ પુગ્યો હતો.

આ રીતે હિંદુસ્તાનથી પહેલો નિકળ્યા પછી સવા ચાર વરસે મેં એ વતનમાં પાછો પગ મૂકયો. મારા ધંધાને લગતાં કામકાજમાં આશરે પાંચેક માસ ગુજારીને હું પાછો તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૮૫ ને દિને **મોરિસ**ને રસ્તે કેપટૌન ગયો, જ્યાં એક વરસ ગુજાર્યું નહિ એટલામાં મારાં મનમાં મુસાફરીનો નવો કીડો ચવડયો. જોકે ધંધો કરવા થકી હું મારે વતનથી આટલો દૂરદરાજ આવ્યો હતો, તે છતાં ધંધા જોડ મને હવે દેશદેશ પ્રવાસ કરવાનો શોક પેદા થયો. મુસાફરીનો શોક મને આજ કાલનો ન હતો, પણ હવે જ્યારે તે અમલમાં મૂકવાનો વખ્ત આવ્યો ત્યારે મેં બીજી બાબતો પડતી નાખી અથવા ઓછી અગત્યની વિચારી. પહેલાં તો મેં **મક્કે શરીફ** હજ પઢવા જવાનો ઇરાદો રાખ્યો, પણ સાથે ઠરાવ્યું કે જો ફાવેતો પુરાતન મિસર, સીર્યા, વગેરે દેશોની ભેટ લેવી. આ ઠરાવ મુજબ સર્વ ગોઠવણ કરીને હું કેપ ટૌનથી તા૦ ૩ જી જુલાઈ ૧૮૮૬ ને દિને સ્ટીમર "ડન્કેલ્ડ" (S. S. Dunkeld) ઉપર ચહડી બેઠો, જે મોઝામ્બીકમાં થોબવાની હોવાથી હું ત્યાંથી સ્ટીમર "મક્કા" ઉપર સવાર થઈ પ્રથમ જંગબાર ગયો અને ત્યાંથી આગળ વધ્યો.

પણ મારી આ નવી મુસાફરી શરૂ કર્યા આગમજ કેપ ટૌનમાં ગુજારેલાં વરસોને દરયાન મેં ત્યાંના લોકો બાબે મેળવેલો અનુભવ આ જગાએ નોંધીશ, તથા એ આબાદીમાં આગળ વધતાં જતાં શેહરનું થોડુંક વર્ણન આપીશ.

આ શેહરનાં બારાંમાં એક તરતી ગોદી છે, કે જ્યાં વેલાતથી આવતી મોટી આગબોટો અડાઅડ ઊભી રહેછે, તે એવી રીતે કે તમે એક પગ આગબોટ ઉપર અને બીજો કાંઠા ઉપર મૂકી શકોછો. વળી અહીં સુકી ગોદી પણ છે, કે જ્યાં આગબોટોને કાંઠે ખેંચી દરસ્ત કરવામાં આવેછે. શેહરમાં "પાર્લામેંટ હાઉસ"નું એક કીમતી સુંદર મકાન બાંધેલું છે, જેની જોડમાં 'બૉટાનિકલ ગાર્ડન' તથા એક ઝાડોની એક સરસ ઘટા બનાવી છે. વેલાતથી અહીંની હાકમી ચલાવવાને "હાઇ કમિશનર" આવેછે, તેનું રહેવાનું મકાન આની પડોશમાંજ છે. અહીં મોટા રસ્તાએ બાંધી કહાડેલા છે, જ્યાં મોટા વેપારીઓની દુકાનો, ઑફિસો અને બેંકો વગેરે છે. કેપટૌન કેપ કૉલોનીનાં બ્રિટિશ સંસ્થાનનું મુખ્ય શેહર છે, જેના રાજકારોબારને થકી અતરેની પાર્લામેંટમાં ધારા બંધાયછે, જેને ઇંગ્લંડની સરકાર પસાર કરે ત્યારેજ તે અમલમાં આવેછે. અહીંની મુખ્ય જબાન ઇંગ્રેજી છે, તોપણ ડચ યાને વલંદી ભાષા બોલવા ચાલવામાં બહુ વપરાયછે. શેહરની અર્ધી વસ્તી એ બોલી બોલેછે, પણ તેની બહાર ગામડાંઓમાં તો જ્યાં જુઓ ત્યાં ડચ બોલીજ વપરાયછે. આનું મૂળ કારણ એ કે પ્રથમ આ દેશ એક ડચ સંસ્થાન હતો. અહીં જર્મન લોકોની સંખ્યા નાની છે. શેહરની વસ્તી આજે ૬૭૦૦૦ માણસોની છે. શેહરની બહારનાં ગ્રીનપોઇંટ, સીપોઇંટ વગેરે પરાંઓમાં શ્રીમંત લોકો વસેછે. એ પરાંઓની જમીન રસાળ હોવાથી "ગાર્ડન" અથવા બાગને નામે ઓળખાયછે. શેહરની પૂર્વ દિશાએ ટેબલ મૌન્ટન નામનો પહાડ છે, તેની તળેટીમાં શેહરનાં પાણીનાં બાંધકામ કરેલાંછે,

જ્યાંથી કેપ ટૌનને મીઠું પાણી પુરૂં પડેછે. અહીં બે ઇંગ્રેજી વર્તમાન પત્રો પ્રગટ થાયછે, જેઓ બંને રોજીંદાં છે, પણ એક સહવારે અને બીજું સાંજે નિકળેછે.

કેપ ટૌનમાં એક ટૌન હૉલ પણ છે, જેની ઇમારત બહુ જુની અને અસલી ઢબની છે. એ કરતાં તો અહીંની બે મુખ્ય બેંકો "સ્ટાંડર્ડ" અને "બેંક ઑવ આફ્રિકા" ની ઇમારતો સરસ છે. શેહેરમાં એક ટ્રામવે લાઇન છે, જેનો એક ફાંટો લોંગ સ્ટ્રીટથી સીપોઇંટ સુધી, અને બીજો ફાંટો પરાંઓ તરફ જાયછે. શેહેરની લગોલગ આવેલા પહાડને ટેબલ મૌન્ટન એટલામાટે કહેછે કે તેનું મથાળું ટોંચદાર નહિ પણ એક ટેબલના જેવું સપાટ છે. ત્યાં કેપનાં લોકો મોજ મારવા જાયછે.

કેપ કૉલોની સંસ્થાનના ચાર વિભાગો પાડેલાછે, જેમાંનો એક કેપ ટૌન છે. ટેબલ બે નામના અખાતને માથે ટેબલ પહાડનાં ઢોળાણ ઉપર આ શેહેર વસેલુંછે. એના મોહલ્લા એક સરખા બાંધેલાછે, અને તેઓ એક બીજાને એકસરખે કાટખુણે કાપેછે. કોઇક સાંકડા અને ગલીચ છે, પણ ઘણાખરા રસ્તાઓ ખુલ્લા અને હવાદાર છે. શેહેરમાંથી નેહેરો પસાર થાયછે, જેમની બંને બાજુએ ઓકનાં ઝાડો રોપીને સારી ઘટા કીધેલીછે. અહીં ચાર મોટા ચોકો બાંધેલાછે, જેમાંના એકમાં જાહેર બાઝાર ભરાયછે, બીજામાં આસપાસથી આવેલા ખેતીબાન લોકો ગાડાં છોડી આસાયશ લેછે, અને ત્રીજામાં લશ્કરી કવાયદ રમાયછે. તેની એક બાજુએ બરાએ બાંધેલીછે, કેજે આખાં શેહેરમાં સર્વથી મોટી ઇમારત ગણાયછે અને તેમાં ૨૦૦૦ સિપાહીઓ રહી શકેછે. આજ ૫૦ વરસો ઉપર બ્રિટિશ હકુમત છતાં અહીં ગુલામી ધંધો જબરો ચાલતો હતો, અને તે વેળા એક મોટું મકાન તો ખાસ ૪૦૦ સરકારી ગુલામોને રાખવા માટેજ બાંધેલું અથવા મુકરર કરેલું હતું. કેપ ટૌનના બચાવને માટે એક મોટો કિલ્લો બાંધેલોછે.

કેપ ટૌનમાં ૮૦૦૦ મલાઇ મુસલમાનોની વસ્તી ધારવામાં આવેછે. બીજા બે હજારને આશરે સંસ્થાનના બીજા ભાગો ખાતે વસેછે. તેઓ સઘળા સુની મુસલમાનો છે, જેઓનો મોટો ભાગ જ્યારે સાફી ત્યારે થોડાજ હનફી પંથના છે. તેઓ અહીં સુતાર, કડિયા, ગાડીવાન, લુહાડ, ચિતારા, વગેરેનો ધંધો કરેછે. મર્દો યુરોપિયનોની પેઠે ડગલા પાટલુન અને બૂટનો પોશાક પહેરેછે, પણ માથે જાવાના મુસલમાનોની પેઠે રૂમાલ બાંધેછે. જવાનિયાઓ ટુર્કી તોપી પહેરેછે. હજ પહડી આવી 'હાજી' નો એલકાબ ધારણ કરનારાઓ શુક્રવારને દિને માથે પાઘડી ઘાલેછે, પણ બાકીના દિવસો ઉપર મજકુર તોપી રાખેછે. ઓરતો માથે રેશમી રૂમાલો ઓઢેછે, અને બૂટ સુધાં બાકીનો લેબાસ વલંદી ઓરતોની નકલ કર્યા જેવો પહેરેછે. જ્યારે વલંદા લોકો જાવાથી અહીં આવ્યા ત્યારે તેઓ આ મલાઇ લોકોને પણ પોતાની જોડે તેડી લાવ્યા હતા. મર્દો કરતાં ઓરતો વધારે ચંચલ જણાયછે. કેટલીકો તો વલંદી તેમજ ઇંગ્રેજી જબાનમાં લખી વાંચી જાણેછે, તેમજ આરબી કુરાન પણ પઢી શકેછે. સિવવું, ભરવું, ગુંથવું પણ થોડે હિસ્સે જાણેછે. આ સ્ત્રીઓનો મોટો ભાગ ધોબીનું કામ કરેછે. આ લોકો માવે નરમ પણ ઉડાઉ છે. મહેનતે પેદા કરેલો પૈસો નકામી બાબતોમાં ખર્ચી નાખેછે. વળી જાતે ધર્મસુસ્ત હોવાથી પાસે પૈસા ન હોય તો ઘર ગીરવી મારીને પણ મક્કે હજ પઢવા જાયછે. ઢોંગીઓના ફરેબથી તેમજ પ્રદેશીઓના ખોટા ઉભાસથી તેઓ સહજમાં અંજાઇ અને છેત્રાઇ જાયછે.

આ શેહેરમાં સપ્ટેમ્બર—અક્ટોબરમાં વસંત રૂતુ બેસેછે, જે વેળા આ મલાઇ લોક ઠેકાણે ઠેકાણે મોજ મારવા ઉતરી પડેછે. દિવસનું ખાનું તેઓ ભેગું લેછે, અને પછી જુદી જુદી ટોળીઓમાં વહેંચાઇ જઇ તેઓ ગાનતાન ચલાવેછે અને નાચકુદ કરેછે. તેમનાં ગાનાં સાદાં છે. તે વલંદી બોલીમાં જોડેલ હોયછે. જેમકે—

(૧) જકના મોરી માસી કીંત—
જકના મોરી માસી મેસી.

કેપટૌનનું મહમદિયાન કબ્રસ્તાન.

[જુઓ સફે ૧૫.






કેપટૌનનાં મહમદિયાન બાળકો.

[જુઓ સફે ૧૪.

['જકના' એ છોડીનું નામ છે; મારી= મારી; માસી=માની; કીત=પુત્રી; બેસી= દીકરી; યાને મારી માની બેટી જકના.]

(૨) માસ રૂપ્પીલે, માસ રૂપ્પીલે
રૂપ્પી, રૂપ્પી, રૂપ્પી, રૂપ્પી,
માસ રૂપ્પી લે.

(૩) સારા આલી સોલદાર,
સારા સોલદારચી, ઇત્યાદી.

આ રીતે જોકે આ ગીતોમાં જેમ લાંબા શબ્દો નથી તેમ તેમની સમજણ પણ ઉંડા ભાવાર્થની નથી; તોપણ એ ગાયનો વેળા તેઓ બહુ થરપર ચહડેછે, અને તેમનો સ્વર પણ બહુ મિઠો લાગેછે. ગોળ ચક્ર અથવા કુંડાળાંમાં આપણા ગુજરાત અને કાઠિયાવાડમાં જેમ હિંદુ સ્ત્રીઓ રાસડા રમેછે, અને છોડીઓ ફુદડી ફરેછે, અને તે વેળા ગાનામાં દમ નથી હોતો તોપણ સ્વર મિઠો લાગેછે, તેમજ આ મલાઇ લોકનાં ગાનાનું પણ સમજવું.

આ લોકનાં લગ્ન વેળાનાં ગીતો પણ એવાંજ સાદાં છે. પરણનાર છોકરીને ધોળી સાટિનનો પોશાક પહેરાવી, માથે ઝરીથી ભરેલો મદારો બાંધેછે, અને તે ઉપર સોનેરી કે રૂપેરી ફુલો તાજ માફક ગોઠવેછે તથા મોહોડાં ઉપર બુરખો નાખેછે. આ તો મોટે ઘરની કન્યાનો પોશાક છે. ગરીબો તો પોતાની શક્તિ મુજબનોજ ઠઠેરો કરેછે. મોટે ઘર લગ્ન હોય ત્યારે દરેક કુંવારી છોડી પરણતી કન્યા જેવો ઉંચો પોશાક પહેરી ઘોડાગાડીમાં બેસી ગીતો ગાવા આવી ખુરસીઓ ઉપર બેઠક લેછે. એ વેળાનો તેમનો દેખાવ સુંદર દિસેછે.

ખ્રિસ્ટમાસને દને તેમજ નવાં ખ્રિસ્ટી વરસને દહાડે જવાન છોકરાઓનાં જુદાંજુદાં ટોળાં જર્મન કે ટુર્કી વગેરે લશ્કરી પોશાક પહેરી મોહોલ્લાઓમાં ગીતો ગાતાં ફરેછે. ખુદ યુરોપિયનો કરતાં આ મલાઇ લોકો આ તેહવારો વધારે ઉમંગથી પાળેછે. એ વેળા ઘરમાં કેક, ટાર્ટ (ફળસુખડી) વગેરે મિઠાઇઓ બનાવેછે અને મોજમજાહમાં પૈસો ખર્ચી ખાયછે.

કેપ ટૌનમાં આ મુસલમાનોની ૭ મસજીદો છે. કબ્રસ્તાન શેહેરથી ત્રણ મૈલ દૂર છે. તેઓ "મોલુદ" યાને હજરત **પેગામ્બર મોહમદના** જન્મ તથા મરણનો દિવસ મોટા ઉમંગથી તેહવાર દાખલ પાળેછે. આ લોકો રમજાનની તા૦ ૨૭ મીની "લૈલકદ્ર" ની રાતે ઘરોમાં સારી રોશની કરેછે. ઘરનો સામાન અને તેની ગોઠવણ યુરોપિયનો જેવાંજ હોયછે.

અહીંથી રેલવેની લાઇનો આસપાસ ફરી વળેલીછે. તેનો એક છેડો

## સૈમન્સ ટૌન

માં આવેછે, કે જે કેપ ટૌનનો દરિયામાં ગયલો છેડો છે. આ જમીનની અણી ઉપર વસેલું એક નાનુ ગામ છે, જેનું બંદર સારૂં હોવાથી બ્રિટિશ સરકારની લડાઇની મનવારો અહીં રહેછે. આ ગામ પહાડની તળેટીમાં નાટકશાળાની ગ્યાલરી મુજબ થોડું ઉપર, થોડું નીચે, એમ વસેલુંછે, કે જે હાંગકાંગ શેહેરની જોનારને યાદ આપેછે. આ ગામ અને કેપટૌન વચે ૨૪ મૈલનો અંતર છે. ગામથી સીધા દક્ષિણે ઘોડાગાડીમાં બેસી જઇયે તો

## કેપ આૅવ ગૂડ હોપ

નામની આફ્રિકા ખંડની છેક દક્ષિણની અણી આવેછે, જ્યાં સરસ દીવાદાંડી બાંધેલીછે. ૧૪૯૩ માં આ કેપની પહેલી શોધ થઇ હતી. આજે એ અણીનું નામ Cape of Good Hope "સારી આશાનો ભૂશિર" પડેલુંછે, પણ ઉપલાં વરસમાં **બાર્થોલોમ્યો ડિયાઝ** નામે પોર્ટુગીઝ નૌકાશાસ્ત્રીએ તેની શોધ કીધી ત્યારે દરિયો એટલો તુફાની હતો કે તેનાથી એ ભૂમિ ઉપર ઉતરી શકાયુંજ નહિ. આથી તેણે એનું નામ Cape of Storms "તુફાનોનો ભૂશિર" આપ્યું. પણ ડિયાઝ પાછો ફર્યો ત્યારે પોર્ટુગીઝ રાજા **ઈમાન્યુઅલે** આ નામ ફેરવી નવું અપાવ્યું, કેજે આજ સુધી જાણીતું રહ્યુંછે. આ કેપથી એટલાન્ટીક અને હિંદી મહાસાગરો જુદા પડેછે. ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચેનો

અસલ વ્યવહાર એ કેપને માર્ગેજ થતો હતો, અને એ માર્ગે હિંદુસ્તાન જવાનું સહાસ કર્મ સાથે ઉઠાવી લેવામાંજ કોલમ્બસને અમેરિકાની ભૂમિ હાથ લાગી હતી. કેપ તરફથી હિંદુસ્તાન તરફ જતાં બારકસો અહીં થોભી, પાણી ખોરાકી વગેરે લઈ પોતાનાં કાગળો એક લોખંડની પેટીમાં નાખી જતાં હતાં, અને હિંદુસ્તાનથી ઇંગ્લંડ જતાં બારકસો આ કાગળો ઉપાડી લઇ પોતાનાં આણેલાં નાખી જતાં હતાં. એ રીતે તે જમાનાઓમાં બારકસો ટપાળની લાવ લઇજા કરતાં હતાં.

## કેપ કૉલોની.

ડચ લોકોએ કેપની ભૂમિ હાથ કરીને પછી કેપ ટૌન વસાવ્યું અને અસલી હૉટન્ટૉટ જંગલીઓ સાથ દોસ્તી કરીને પોતાનો કાબુ આસપાસ વધારી મૂકયો. ૧૭૯૫ માં આ ડચ મુલક બ્રિટિશોએ લડાઇમાં જીતી લીધો, પણ પછી સુલેહ થતાંજ વલંદી સરકારને તે પાછો હવાલે કીધો. તોપણ ૧૮૦૬ માં પાછી લડાઇ ચાલી તે વેળા કેપ કૉલોનીનો આખો મુલુક બ્રિટિશોએ એકવાર ફરીને જીતી લીધો, અને વિયેના ખાતે બેઠેલી મોટાં રાજયોની કૉન્ગ્રેસે એ મુલક બ્રિટિશ સરકારનેજ આપાવ્યાથી આજ સુધી તે તેમના અખ્ત્યારમાં છે. આ સંસ્થાન ૫૮૦ મૈલ લાંબું, ૨૦૦ થી ૩૧૫ મૈલ પોહોળું અને ૧૨૮૧૫૦ ચોરસ મૈલના વિસ્તારનું છે. એમાં પહાડોની ત્રણ હારો એક પછી એક લંબાયलીછે. અહીં વરસની બે મોસમો છે. વલંદા લોકો એકને ખરાબ અને બીજીને સારી કહેતા. થંડીમાં મારમારનો વર્સાદ પડી રેલ આવેછે; અને ગર્મીમાં એક પણ છાંટો પડતો નથી. અહીં દ્રાક્ષ, અનાજ અને ઘાસનો જબરો પાક થાયછે. જંગલી રહેવાસીઓની મોટી દોલત તેમનાં ઢોરઢાંક છે. દરેક કુટુંબ ૧૭૦ ઢોર અને ૧૧૦૦ મેંઢાંબકરાંનો ખજાનો ધરાવેછે.

## આસપાસનાં ગામો.

કેપ ટૌનની આસપાસનાં થોડાંક ગામો વિશે હું ઉપર બોલ્યો છું. હવે બીજાં એકાદ બે જાણવા જોગ ગામોની ટુક નોંધ લઇ આ વિષય સમાપ્ત કરીશ. કેપ ટૌનના "ટેબલ" પહાડને પડખે "લાયન્સ હેડ" (Lion's Head) નામનો બીજો પહાડ છે, જેની પછવાડે પૂર્વ દિશા તરફ કામિસ બે (Kamis Bay) નામની સુંદર જગા ઓક વગેરે ઝાડોથી સુશોભિત બનેલીછે. અહીં પાકી સડક બાંધેલીછે, જે ઉપરથી હોટ બે (Haut Bay) ની ખાડી આગળ-પશ્ચિમે ટેબલ પહાડની ધાળ ઉપર આવિયે છિયે ત્યારે દેખાવ બહુ મનોરંજક લાગેછે. અહિંથી વાઇનિબાગ નામનાં રેલવે સ્ટેશન ઉપર જવાયછે. આ આખો રસ્તો બાગબાનીથી ભરપુર છે. ખેતરો અને વાડીઓ, મેવાનાં ઝાડો અને બીજા પાકથી બહુજ ખુશનુમા દેખાવ આપેછે. કેપ ટૌનથી વાઇનબાગ વચે લોકોની આવજા ઘણીજ હોવાથી દર પા કલાકે ટ્રેનો છુટેછે, અને તેઓ વચે સાત સ્ટેશનો આવેછે. વાઇનિબાગથી દક્ષિણે રેલવે ઉપર જણાવી ગયોછું તે સૈમન્સ ટૌન સુધી જવાયછે. પાકી સડક બાંધેલી હોવાથી ત્યાં ઘોડાગાડીમાં પણ જવાયછે. આ બંને વચે બીજાં સાત સ્ટેશનો છે. આ તરફ ખાડીઓ ઘણી છે, અને ત્યાંના ગરીબ લોકો સુનુક નામની એક જાતની માછલી ઉપર ગુજારો કરેછે. આ માછલીની એટલી બધી પેદાશ છે કે લોકોનું પેટ ભરાવા ઉપરાંત તે મોટા જથામાં ફાજલ પડેછે, જેને મોરિસના ટાપુ ખાતે ચહડાવવામાં આવેછે. આ માછલીવાળી ખાડીઓ સૈમન્સ બે, હોટ બે કાલ્કા બે, વગેરે નામની છે.

## પાર્લ.

સૈમન્સ ટૌનથી કેપ ઑવ ગૂડહોપ જઇ ત્યાંથી પૂર્વ તરફ આગળ વધિયે તો મૉલ્ટ રિવર જંક્ષનથી કિંબર્લી ગામ જવાયછે, કે જ્યાં હીરાની વખ્ખાણાયલી ખાણો છે. પણ માર્ગમાં **પાર્લ** (Paarl) નામનું નાનું પણ સુંદર ગામ બર્ગ નામની નદીને કિનારે આવેલું મળેછે. અહીં લીલી દ્રાક્ષોનાં મોટાં મોટાં ખેતરો છે, જેમાંથી શરાબ બનાવવામાં આવેછે.

## કિંબર્લી.

પાર્લથી કિંબર્લી બે દિવસના રસ્તા ઉપર આવેલું છે. તેને 'ડાયમંડસ્ ફીલ્ડ' નું નામ પણ મલ્યું છે, કેમકે અહીં મોટી હીરાની ખાણો છે, કે જે જોવા લાયક છે. આ ઠેકાણે જમીન રેતાળ છે અને આંખો દિવસ ધુળ ઉડયા કરે છે. ઉનાળામાં સખ્ત તાપ પડે છે, તેમજ શિયાળામાં કકડીને ટાઢ પડે છે. ઘણાંખરાં ઘરો ટીનનાં પત્રાંનાં બનાવેલાં છે. અહીં ઘરભાડું તેમજ ખાનપાન બહુ મોંઘું છે. કિંબર્લીની હીરાની ખાણની શોધમાં નવાઇ જેવી કહાણી સમાયલી છે. એવું જણાય છે કે આગળ આ સર્વ જગા ઉજડ બિયાબાન જેવી હતી, જે દરમયાન એક યુરોપિયન મુસાફરે આવીને એક વસ્તીવાળાં મકાનમાં ઉતારો લીધો. સાંજને છેડે ઘરધણીના છોકરાને એક પથરા સાથ રમતો તેણે દિઠો. આ પથરો ચળકતો હતો. મુસાફરે તે ઓળખ્યો. ઘરધણી સાથ વાત કરતાં તેણે જણાવ્યું કે આ કિસમના ચળકતા પથરા આ ભાગની જમીનમાંથી કોઇ કોઇ વાર મળી આવે છે. આ ઉપરથી મુસાફરની નજર ઉંઘડી, અને ત્યારબાદ ખાણોનાં ખોદકામે જન્મ લીધો. અખતરાઓ ઉપરથી જણાયું કે આ રેતાળ સુકી જમીન ખેતીને કામની નથી, પણ તેનાં પેટમાં હીરા ભરેલા છે. આ હીરા રંગે ધોળા પણ જરા પિળાશપર હોય છે, અને પ્રદેશો ખાતે તેઓ "કેપના હીરા" ને નામે ઓળખાય છે.

## જોહાનિસબર્ગ.

કિંબર્લીથી રેલવે લાઇન ઉતરે ઠેઠ જોહાનિસબર્ગ સુધી જાય છે, કે જ્યાં હીરાની નહિ પણ સોનાની ખાણો છે. આગળ એ ગામની જમીન પણ વેરાન હતી, પણ સોનું નિકળી આવ્યાથી આજે તેનો ખી દહાડો ફરી ગયો છે અને તે આબાદીએ પહોંચી છે. થોડુંક ઉપર અહીં એક સુતાર યા એક કડિયાને ઇમારત બાંધવા માટે દરરોજ રૂ૧૫ ની મજુરી મળતી હતી! તગારૂં ઉપાડનાર મજુરને રોજના રૂ૬ થી ૭ મળતા હતા! એવે મોંઘે દામે મોંઘી ઇમારતો તૈયાર થતી, તેનો સર્વ મદાર સોનાની ખાણો ઉપર હતો. વેરાન જમીનના કકડાઓ મોંઘી કીમતે ખરીદાતા, ખરીદનાર એક કંપની તે જમીન બનાવી તેને વધારે મોંઘે મૂળે વેચતો, અને કંપની શેરો કહાડી ખાણ ખોદી નિહાલ થતી. ૧૮૮૭ થી ૧૮૮૯ સુધી આ રીતે આ ગામની હાલત ઘણીજ માતબર થઇ પડી. શેરોના ભાવ એક સપાટામાં ચહડી ગયા, અને પછી ઇમાનદાર ધંધાને બદલે લોભી વેપળો થવાથી ઘણાઓ તેમાં ફસી પડયા. શેરોના સટા ચાલ્યા, તેનું તુફાન નાશકારક થઈ પડયું, અને તેથી ભલભલાઓ નુકસાન પામ્યા. સઘળા લોક તેનીજ પુઠે દેવાના થઇ પડયા. એ સટા સિવાય બીજો આબરૂદાર ધંધો આબરૂદાર વેપારીઓએ વઠીક છોડી દીધો, અને તેમને પગળે ચાલીને બીજા સર્વ કોઇએ—ગરીબોએ વઠીક—પાસે નાણું નહિ હોયતો ઘરબાર ગિરવી મારીને પણ આ સોનાની ખાણ કંપનીઓના શેરો ખરીદ કીધા. તેમને આ ખાણોમાં કંઇ લખલૂટ દોલત છુપાવી હોય એવોજ ખયાલ હતો. તેઓને એવો ભય હતો કે યુરોપિયન લક્ષાપતિઓ આવી ખાણો એકહાથ કરી લેશે ત્યારે આપણને એકબી શેર મળનાર નથી, માટે તેઓ આવી લાગે તે આગમજ આપણે બને એટલા શેરો લઇ લેવા જોઇયે. ખાંડ કે ચોખા કે બીજી અવશ્યની જીનસો વેચાવી આપવા માટે શોધેલા દલાલો જડે નહિ. તેએ સર્વ સોનાના શેરોનાં વેચાણ સાટાણ પાછળજ મંડેલા હતા. ટુકમાં આ શેર સટાના પવનમાં આ તરફ ઉપલાં ત્રણ વરસોમાં ઘણા ઘણા ગરીબો, આબરૂદારો, ભલા માણસો ઉડી ગયા. જેઓ કને ચાલીશ શિલિંગના શેરો હતા તેમની એક એક શિલિંગ પણ ઉપજી નહિ, એવો દહાડો ખરાબ આવ્યો અને સર્વ ખુહાર થઈ ગયા. હું પોતે પણ આ પવનના સપાટામાં આવી ગયો હતો.



## પ્રકરણ ૨ જું.

# અરબસ્તાન.

### (તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૮૬ થી તા૦ ૨૨ મી નવેમ્બર સુધી.)

પેમ્બા; લિંડી—"મોટા શેઠ" ની મુલાકાત; જેદા—હિંદી ધર્મશાળાઓ. મકા શરીફ—તેના સંબંધી જાણવાજોગ હકીકતો; હજની જગાઓ; અરફાત પર્વત—તેની કથા; હજ—કાબાનાં મકાનની ઉત્પત્તિ; મિના—તાયફ તરફ કુચ—જબલ કલા પર્વત; તાએફ—ઝોબેદાની મહાભારત નેહર—તેની તવારીખ—બીજી નેહરો. મદીનાની મંજલો—પડત પડેલી નેહરો—ખજુર અને ઘઉં—પવિત્ર રોજાઓની જીયારત—ખજુરી નાની હોવાનું રમુજી કારણ—"કિબ્લે તૈન" નો ખોલાસો. આરબ લોકો—તુર્કી રાજ્ય વિશે બે બોલ—બિદવીન આરબો. સુએઝ તરફ કુચ.

### પેમ્બા.



હવે મારા પ્રવાસે હું નિકળ્યો. તા૦ ૨૪ મી જુલાઇ ૧૮૮૬ ને દિને જંગબાર જવા અમારી સ્ટીમર કાંઠે કાંઠે ચાલીને એઓ અથવા પેમ્બાના ટાપુ ખાતે જઇ પુગી. અહીંથી રબર, હાથીદાંત, વગેરે વેપાત જાયછે. રોજગાર સારો છે. આ બોહવા તેવી નથી. ભાટિયા વગેરે હિંદી વેપારીઓ નજર આવેછે. અહીં એક દિવસ રહીને અમે

### લિંડી.

ખાતે બંદર કર્યું. સ્ટીમરનો કપ્ટાન વગેરે કિનારે ગયા તેમની જોડે હું પણ ગયો. પાંચ છ સીધી ગુલામો જોડે અમે આગળ વધ્યા અને એક નાળું તેમની ખાંધ ઉપર બેસી પસાર કર્યું. અહીં એક નાના મક્તમમાં સીધી છોકરાઓ કોરાનનો પહેલો સિપાડો (અલિફ—બે) શિખતા હતા. આરબના ગુલામો અમને દેખી ઘુંટણપર બેસી નમસ્કાર કરતા અને અમારા પસાર થઇ ગયા પછીજ પાછા ઉઠતા હતા. અમારી જોડે સીધી ભોમિયા હતા તેમની જોડે અમે આ ગામના મલેક યાને સરદારનાં મકાન તરફ જતા હતા, પણ જયારે તે મકાન દૂરથી દેખાયું ત્યારે ભોમિયાએ આગળ વધવાની પોતાની તાકત નથી એમ કહીને આંગળી વડે અમને નિશાન આપી કે "મેંયે મુલુપાલે (યાને મોટા શેઠ) નું ઘર પેલું રહ્યું." આ મકાનમાં અમો દાખલ થયા ત્યારે અમને સારૂ આદરમાન મળ્યું હતું. સાંજે અમે સ્ટીમર ઉપર પાછા ફર્યા, અને કિલ્વે જઇ ત્યાંથી જંગબાર તરફ ઉપડી ગયા. અહીં મને સ્ટીમર "મકા" પાછી છોડવી પડી, કેમકે સ્ટીમર "આકોલા" ખાસ જેદ્દે જવાની હતી માટે તેમાંજ હું સવાર થયો. આ સ્ટીમર સર્વે હાજી ઉતારૂઓથી ચિકાર હતી. અમો કશી પણ હરકત વિના કેપ ગૉર્ડિફુઇ અને સોકોત્રાના ટાપુ વચેથી માર્ગ લઇ, બાબ અલ માન્દેબની સમુદ્રધુનીમાંથી રાતા સમુદ્રમાં દાખલ થયા, અને તા૦ ૨૬ મી ઑગસ્ટને દિને જેદા જઇ પુગ્યા.

### જેદા.

સારાં ભાગ્યે અમારી સ્ટીમર ઉપર કોઇ પણ જાતનો રોગ ફાટી નહિ નિકળવાથી અમને "ક્વારેન્ટાઇન" (યાને ઉતારૂઓ રોગથી તમામ સ્વછ થાય ત્યાંસુધીની મુદત)માં કેદ રહેવાની ઇજા ભમવી પડી નહિ. હિંદુસ્તાનથી હજને માટે આવતી હાજીઓની સ્ટીમરોને કામરાનના ટાપુ ખાતે ૧૦ દિવસો સુધી

ઉપલી કેદમાં સબડવું પડેછે, તેવી કશી આપદા નહિ ખમતાં અમે તો પાધરા જેદે જઇ લંગર કીધું. આ બંદર તુર્કી સરકારને તાબે હોવાથી "પાસપોર્ટ" રાખવી પડેછે, જેને અહીંના લોક "તસ્કરા" કહેછે.

જેદા મક્કા શેહરનું બંદર ગણાયછે, કેમકે દરિયા મારફતે અહીંથીજ તે પવિત્ર શેહર ખાતે જવાયછે. તે એક રેતાળ ઉજડ જીલ્લામાં તોપણ ઉંચાણ જગા ઉપર આવેલુંછે. જેદાનો મુખ્ય વેપાર હિંદુસ્તાન અને મિસર સાથ ચાલેછે. અહીંથી તો માત્ર કૉફી નિકાશ થાયછે, પણ સોપારી, અફીણ, ખાંડ, તંબાકુ, વગેરે અનેક વેપારી જીનસો આયાત થાયછે. માત્ર ઇંગ્રેજોનેજ આ બંદરે વેપારી બારકસો લાવવાની છુટ છે. જકાત સેંકડે પાંચ ટકાની છે, પણ જાતજાતના ત્રાસને લીધે તે ૧૨ ટકા સુધી થવા જાયછે. અહીં મામા હવા (ઇવ) ની કબર છે, જેની જીયારતે હું ગયો હતો. અહીં જુદી જુદી અનેક ધર્મશાળાઓ હાજીઓને ઉતરવા માટે હિંદુસ્તાનના મુસલમાનોએ બાંધેલી છે. આ ઘણું નેક કામ છે, કેમકે મક્કા, મદીના, મિના વગેરે શેહેરો ખાતે જે હાજીઓ ભાડેનાં ઘરોમાં ઉતરે તેમની કનેથી એક વરસનું ભાડું લેવામાં આવેછે—પછી તેઓ ત્યાં એક મહિનો રહે કે માત્ર એકજ દિવસ રહે! વરસના બીજા દિવસો ઉપર આ ભાડેનાં ઘરો પડત રહેવાથી આ આકરું ભાડું લેવામાં આવેછે, કેજે મુફલેસ હાજીઓને આપવું બહુ ભારી પડેછે.

જેદા ખાતે હું અમારી મેમણ કોમને માટે બાંધેલી ધર્મશાળામાં ઉતર્યો, કેજે મુંબઇવાળા મેમણ શેઠ **ઈસ્માયલ હુબીબે** બાંધેલી છે અને તેમનાંજ નામથી તે ઓળખાયછે. અહીંના રસ્તા વાંકાટિકા છે. ઇંગ્લંડ, હૉલેંડ વગેરે રાજયોની રૈયતોનાં રક્ષણ માટે અહીં કૉન્સુલોની ઑફિસો છે. હું બ્રિટિશ કૉન્સલને મળ્યો હતો, જેણે મારી મરજી ટર્કી રાજ્યમાં તેમજ યુરોપમાં ફરવા જવાની હોવાથી મને એક "પાસપોર્ટ" લખી આપી હતી.

## મક્કા શરીફ.

જેદાથી મક્કા બે મંજલ ઉપર છે, જ્યાં ઊંટ ઉપર બેસીને જવાયછે. તા૦ ૨૮ માએ હું મક્કે ગયો, કેજે પહાડોની વચે આવેલું પુરાણું શેહેર છે અને મુસલમાનોનું મૂખ્ય ધર્મસ્થાન છે. અહીં કાબતુલ્લા (કાઅબા) નામનું પવિત્ર મકાન છે, જેને માટે કહેછે કે નબી **ઈબરાહીમે** ખોદાતાલાનાં ફરમાનથી તે બાંધ્યું હતું. તેની આસપાસની ફરતી મોટી ચહોળી જગાને 'હરમશરીફ' કહેછે. અહીં રાતનો વખ્ત બહુ ખુશ લાગેછે, જ્યારે કોઈ કુરાનશરીફ પહડેછે તો કોઇ વાઅજ સાંભળેછે, અને બીજાઓ બીજાંજ પણ ધર્મનાં કામોમાં રોકાઇ ગયલા હોયછે.

મક્કા સંબંધી આરબોમાં પુરાણી દંતકથાઓ ચાલેછે. કહેછે કે જયારે બાવા **આદમ** અને મામા **હુવા**ને ઇશ્વરનાં ફરમાનથી ઉલટાં ચાલવા માટે ઇદનના બાગે બેહસ્તમાંથી હાંકી કહાડયાં ત્યારે આદમ સિંહલદ્વિપ (સીલોન) ના એક પહાડ ઉપર જઇ પડયો, અને હવા રાતા સમુદ્રની પૂર્વે અરબસ્તાનના કાંઠા ઉપર જઇ પડી, જયાં આજનું જેદા બંદર છે. એટલામાટેજ મામા હવાની અહીં કબર પણ છે. બશો વરસો સુધી આ જોડું એક બીજાથી વેગળું રખડયું અને એ મુદતમાં કરેલા ભારી પશ્ચાતાપને લીધે અંતે આદમ અને હવા અરફાત પર્વત ઉપર ભેગાં થયાં, કેજે મક્કા શેહરથી ઘણો દૂર નથી. આદમે કરગરીને ખોદા પાસે માંગી લેવાથી બેહસ્તમાં હતું તેવું એક વાદળાંઓથી બનેલું મંદિર ભક્તિ કરવા માટે પરમેશ્વરે બનાવી આપ્યું. આદમના ગુજરવા પછી આ મંદિર વિખરાઇ ગયું, ત્યારે તેના બેટા **સેથે** માટી અને પથરનું તેવુંજ એક મંદિર તેજ જગા ઉપર બાંધ્યું, પણ તેની મોટી જગરેલ વેળા ધોવાઇ ગયું. એ પછી ઘણા ઘણા જમાનાઓ ગુજરી ગયા બાદ **હાજરાં** અને તેણીનો બેટો **ઈશમાઈલ** જંગલમાં પાણી વિના મરવા પડયાં હતાં ત્યારે એક ફરેસ્તાએ તેમને ઉપલાંજ મંદિરવાળી જગાની પડોશમાં એક ઝરો

બતાવ્યો, ને આજસુધી ઝેમઝેમના કુવા-ને નામે ઓળખાયછે. પાછળથી અમેલિકાઇટ નામે કોમના બે શાક્ષો કદના ધણીઓ પોતાનું ખોવાઇ ગયલું ઉંઠ શોધવા નિકળ્યા તેમને તે પાણીના આ કુઆ આગળથી મળી આવ્યાથી પોતાના ભાઇબંધોને ત્યાંજ લાવીને તેઓએ મકા શેહર વસાવ્યું, અને મજકુર ઇશમાઇલે તે તરફના હાકમની બેટી સાથ શાદી કરીને આરબ કોમનો પાયો નાખ્યો. તેને ઇશ્વર તરફથી બશારત થવાથી તેણે વાદળાંઓવાળાં અસલ મંદિરની જગા ઉપરજ **કાબાનું** મકાન બાંધ્યું, જે ભલાં કામમાં તેને તેના પિતા ઇબરાહીમની મદદ હતી. આ બાંધકામ વેળા એક કરામતી પથર તેને બહુ મદદગાર થઇ પડયો, કે જે દેવાલો બાંધતી વેળા જરૂર પડે તેમ ઉંચો નીચો થતો હતો. આ પથર મંદિરમાં આજેબી છે, અને તે ઊપર ઇબિરાહીમનું પગળું આબાદ દેખાયછે!

મકા હેદજાસ પ્રાંતનુ તેમજ અરબસ્તાન દેશનું પાયતખ્ત છે. અહીં હજરત **મોહુમદ**-નો જન્મ થયો હતો. રાતા સમુદ્રથી એક દિવસની મંજલ ઉપર ટેકરીઓની વચે એક ખીણમાં તે આવેલું છે. અહીંના મોહલ્લા સરખા અને સગવડભરેલા છે. ઘરો ત્રણથી ચાર મજલાનાં પથરથી બાંધેલાંછે. બાજારો માટે હેલાયદી જગા નહિ હોવાથી તે મોહલ્લાઓ-માંજ ભરાયછે. અહીંના લોકનાં ગુજરાણનો મુખ્ય આધાર દેશ પ્રદેશથી આવતા હાજીઓ ઉપર છે, જેઓ એક તરફથી ચીનની સર-હદના તો બીજી તરફથી આફ્રિકાનાં ભિત્તર-માંના તમામ મહમદિયાન મુલુકો ખાતેથી અહીં હજ પઢવા આવેછે. આગળ મક્કાની વસ્તી ૧૦૦૦૦૦ માણસોની હતી તે હાલ છેક ૧૫૦૦૦ સુધી ઘટી ગઇછે, કેમકે આગળના જેવુ મહમદિયાનોમાં ધર્મનું ઝનુન તેમજ દોલત રહ્યાં નથી, તેમજ વળી રહેવાસીઓ ઉપર આસપાસના શત્રુઓનો દરોડો ચાલ્યાથી તેઓ કંટાળીને શેહર છોડી ગયલા કહેવાયછે. એટ-લાજ માટે કે ઘરો વસ્તી વિનાનાં ખાલી છે. વળી આગળની પેઠે હાલ અહીં ધર્મની કેળવણી માટેની મોટી મકતબો કે મદ્રેસાઓ પણ નથી.

હજ કરવા જતી વેળા દૂરથી મકાનો પહાડ દેખાતાંજ હજ પઢનારાઓને “એહરામ” બાંધવો પડેછે, એટલેજે સફેદ કપડાંના બે ટુકડા લઇને એકને ખભે ઓઢવામાં આવેછે અને બીજાને હિંદુઓનાં પોત્યાં દાખલ કમર આ-ગળથી બાંધવામાં આવેછે. આમ સર્વને કરવું પડેછે—પછી તેઓ અમીર હોય કે ફકીર. સર્વનો આ એકજ લેબાસ હોયછે, અને એજ લેબાસ હાજીઓને અરફાતની ટેકરી ઉપર હાજર થતી વેળા લેવો પડેછે. આ એહરમનું કારણ એવું સમજાવવામાં આવેછે કે એ લેબાસ લેનારને યાદ આપવી કે તે એકવાર મોતને તાબે થનાર છે, અને મરણ વેળા તેણે હાલ લીધેછે તેવો પોશાક તેને લેવો પડનાર છે, માટે તેને જીવતાં જીવત એકવાર આ પોશાક આપી તેનાં મનમાં મોતના ભય સાથ એવો ખયાલ બેસાડવો કે મારે મરવું છે માટે ખરાબ કામો કરવા નહિ, તેઓથી દૂર રહેવું, અને જો કીધાં હોય તો તેની તોબા કરવી, ઇત્યાદિ. આ તોબા તે ઉપર કહેલા અરફા-તનાં મેદાનમાં કરેછે. અરફાતનો અર્થ ઓળખવું થાયછે, કેમકે આદમ અને હવાએ એક બીજાને આ ઠેકાણે ઓળખ્યાં હતાં. પણ એ જયારે તેનો જાહેર અર્થ છે ત્યારે બાતેન અર્થ માણસે પોતે પોતાને ઓળખવાનો થઇ શકેછે. અહીં માણસ પોતાનાં આગળાં પાછળાં કામો યાદ કરી પોતે કેવો હતો તેની બરાબર ઓળખાણ મેળવેછે, અને ફરીથી બદ કામો નહિ કરવાની કબૂલાત આપેછે.

આ રીતના પશ્ચાતાપ સાથ અરફાતથી પાછા ફરેલા હાજીઓ મિના તરફ આવેછે ત્યારે તેમનો દેખાવ દયામણો લાગેછે. સઘળા માથું ઉંઘાડું રાખી સફેદ કપડાંના બે ટુકડાઓથી વિંટળા-યલા એકસાન લેબાસમાં ચાલી આવેછે. અહીં આવીને તેઓ ત્રણ જુદી જુદી જગાઓને ત્રણ શેતાનો ગણીને દરેક ઉપર સાત સાત કાંકરીઓ ફેંકેછે, અને મનથી એવું સમજેછે કે ગોયા તેઓએ પોતાના માર્ગ વચે નડનારા

શેતાનોને—બદહવસોને—કાંકરી મારીને દૂર કીધા. પણ એ ક્રિયાનો જાહેર ખોલાસો તો એમ સમજવામાં આવેછે કે આ ત્રણ શેતાનોવાળી જગા ઉપર નબી ઇબરાહીમ અને તેમના બેટા ઇશમાઇલનાં મનમાં શેતાને વસવસો નાખવાની કોશેશ કીધી હતી તે વેળા તેઓએ તેમના તરફ પોતાનો તુચ્છકાર દેખાડવા માટે કાંકરીઓ ફેંકી હતી. નમાજ, રોજો, હજ, જકાત અને કલમો એ મુસલમાની ધર્મનાં પાંચ મોટાં ફરમાનો છે—ગોયા એ પાંચ સ્તંભો ઉપર દીનની ઇમારત ઉભેલીછે.

મકામાં કાબ્બા સિવાયની બીજી જીયારતની યાને તિર્થની જોવાજોગ જગાઓ ઘણી છે. અહીંના જબલસોર અને જબલનૂર નામના પહાડો ઉપર હું ગયો હતો, જ્યાંથી કુદ્રતી દેખાવ બહુ ખુશનુમા લાગેછે. પેગાબ્બર સાહેબ હજરત **મોહુમદ** એ પહાડો ઉપર જે જગાએ ઇશ્વર ભક્તિમાં મશગુલ હતા તે જગા આજેબી મોજુદ છે. મક્કાની તમામ જીયારતોમાં મેં ૨૦ દિવસો ગુજાર્યા, અને મુસલમાની તારીખ ૯ મી જીલહજ સન ૧૩૦૩ હીજરીનો દિવસ હજ પઢવામાં ગુજાર્યો હતો. આખાં વરસમાં હજ પઢવા માટે એજ એક દિવસ મુકરર થયલોછે. હજની જગા (અરફાત) ઉપર એ દિને હાજીએ જરૂર હાજર થવું જોઇયે; અગરજો એ દિવસે તે ત્યાં હાજર થઇ શકતો નથી તો હજ થતી નથી અને બીજાં વરસની એજ તારીખ સુધી તેને ખોટી થવું પડેછે.

અરફાત એક નાની ટેકરી છે અને તેને ફરતું મેદાન છે. મેદાનની પછવાડે ઉત્તરથી દક્ષિણ પર્વતોની હાર લંબાયલીછે. ઉપલી ટેકરી ઉપર તા૦ ૯ મીની પાછળા પહોરે કાજી ખુતબો પઢવા આવેછે, અને ઉંટ ઉપર બેઠોબેઠોજ તે પઢેછે. આ વેળા તમામ હાજીઓ હાજર રહેછે અને દેખાવ બહુજ રળિયામણો થઇ પડેછે. અરફાતનો અર્થ 'ઓળખવું' થાયછે, અને ઉપર કહ્યું તેમ આદમ અને હવાએ આ ઠેકાણે એક બીજાને લાંબી મુદતે ઓળખ્યાં હતાં. ૨૦૦ વરસની જુદાઇ પછી તા૦ ૯ મી જીલહજને દિને તેમનો ભેટો થયો હતો. અને તેથીજ એ દિવસ મોટો ગણાયછે. મુજદીફ અને અરફાતવાળાં મેદાનની વચ્ચે એક પુરાણી મસ્જીદ છે, જે "આદમની મસ્જીદ" ને નામે ઓળખાયછે.

## મિના.

મકેથી આ હજની જગા (અરફાત) તરફ જતાં માર્ગમાં **મિના** અને તે બાદ **મુજદીફ** નામે જગાઓ આવેછે, જેઓ વસ્તી વિનાની ઉજડ છે. અરફાતના ડુંગર ઉપર તા૦ ૯ મી જીલહજને દિને હજ પઢયાં પછી ત્યાંથી પાછા ફરેલા હાજીઓ મિના ખાતે એક મેળો ભરેછે. આગળા જમાનાઓમાં મિન નામે કોઈ કોમે આબાદ કરેલું મિના બહુ પુરાણું ગણાયછે. કહેછે કે તે મકાથી પણ જુનું છે. ઉપર કહેલા નબી ઇબરાહીમે આ ઠેકાણે પોતાના બેટાની બદલીએ એક બકરાનો ભોગ આપ્યો હતો, જે ઉપરથી હાજીઓ પણ આજ સુધી આ મિના ગામમાં બકરાંના ભોગો આપેછે, અને રાત્રે હજ પઢવાની ખુશહાલીમાં આતશબાજી છોડેછે.

હજ પઢવા બાદ મિનામાં બે રાત ગુજારી હું મકે પાછો ફર્યો, જ્યાં બે ચાર દિવસ કહાડીને **તાયફ** નામે એક નાનું શેહેર ૩૫ મૈલ દૂર છે તે જોવા મારા ત્રણ પ્રદેશી સોહબતીઓ સાથ નિકળ્યો. અમે ખચરો ભાડે રાખ્યાં હતાં, તથા ખોરાકી બાંધી લીધી હતી. ત્યાં જવા માટે લાંબો રસ્તો પડતો નાખી અમે જબલકલાને ટુંકે રસ્તે ચાલ્યા. માર્ગમાં અમને પાછું મિના ગામ મળ્યું, જ્યાં આજે સર્વ ચૂપચપાટ અને ઉજડ થઇ ગયું હતું. આગળે અઠવાડિયે તો અહીં હજારો માણસોની વસ્તી હળમળી રહી હતી તે આજે કયાં છે! આ ગામમાં કેટલાંક પુરાણાં ખંડિયેરો છે, જે જોવાની મારી ઘણી ઇછા છતાં મારા ખચરવાળાએ તેમજ સોહબતીઓએ ભૂત અને જીનનો ખાલી ભો બતાવીને મને અટકાવ્યો, અને તેઓની બેવકુફી આગળ હું નાચાર થયો. અમે હવે ખચર દોડાવી

અરફાત તરફ જઈ પુગ્યા, જ્યાં માત્ર ચારજ દિવસો ઉપર ખલકત ભેગી મળી હતી અને તંબુઓની હાર લાગી રહી હતી. તેને બદલે આજે આ મેદાન કેવળ ઉજડ અને બિયાબાન જેવું હતું. હું આ મેદાન અને ડુંગર વગેરે જોતો આસપાસ ભટકતો હતો, અને આમ ભટકવું અને અવલોકન કરવું મારો જાતિ ખવાસજ છે; પણ અહીંબી મને ખચરબાનોએ "યા હાજ હૈયા" કહીને ધાસ્તી આપી કે કોઇ હરામખોરો આવી લાગશે તો આપણને હેરાન થવું પડશે, માટે ચાલો.

રાત પડી ચૂકી હતી, તોપણ ચંદ્ર પ્રકાશતો હતો, જેની રોશનીની મદદથી હિમત પકડી આગળ વધતાં ૯ કલાકે અમે એક ઉતારાની જગા કે જે "ગાહાવા" ને નામે ઓળખાયછે ત્યાં જઈ પુગ્યા, જેના માલિકે અમને આવકાર દઇ ચંદણીથી ચમકતાં મેદાનમાં સુવા માટે બે ત્રણ સાદડીઓ પાંથરી આપી, જે ઉપર અમારી જોડે આણેલી શત્રંજીઓ બિછાવીને અમે અમારૂં ભોજણ ગરમ કરાવીને જમ્યા: ગાહાવાનાં છાપરાં ઉપર પીળી માટીના આરબી નાના કુજાઓ પાણીથી ભરી થંડા પડવા માટે લટકાવેલા હતા. તે પાણી વડે તૃપ્ત થઇ પહાડોની હાર અને તે આગળ પડેલું ચોગાન, ચંદણી અને રેતાળ બિયાબાન—એ સર્વ લીલા જોતાં મારી આંખમાં નિંદ્રા આવવા કરતી હતી, એટલામાં અમારા ખચરબાન ભોમિયાઓએ પાછી મુસાફરી શરૂ કરાવી. બહુજ આનાકાની સાથે અમે આગળ વધ્યા. વાદી નામાનના કુઆઓ, જયાંથી ઐન ઝોબેદા યાને ઝોબેદાની નેહેર કહાડેલીછે, તેની પાસેથી પસાર થતાં એકાદ બે સુકાઇ ગયલાં નાળાંઓ વટાવીને બામદાદની રોશની પ્રગટ થતાંજ અમે પહાડની ઢોળાણ ઉપર ચહડવા માંડયું.

આ જબલકલાનો પહાડ હતો, જેની ટોંચો ઉભીજ ઉંચી ગયલીછે. ચઢાણ એટલું ઉભું હતું કે કેટલીક વાર અમને ખચરપરથી ઉતરી પડી પગેજ ઉપર ચહડવું પડતું હતું. એક તરફ આવો ઉંચો પર્વત, ત્યારે બીજી તરફ તેની જોડમાંજ નીચે ઉંડો ખો હતો. એમ કરતાં તડકો માથે આવતાંજ અમો પહાડની ટોંચ ઉપર એક "બાર્કો" યાને પાણીનો સુંદર ચશ્મો છે ત્યાં જઇ પુગ્યા. તેનું પાણી મીઠું અને સ્વાદિષ્ટ છે, જે પીને પડોશનાં એક આરબ ઘરમાં ઉતારો લીધો, અને જે કાંઇ ચીજ અમારી આગળ ભોજણ દાખલ હાજર કીધી તે ઉપર શુકરગુજારી કરીને અમે ઘરના ઉપલા માળા ઉપર બારીઓ ખુલી કરીને ઉંઘી ગયા, કેમકે અમને આખી રાતની થાક અને જાગૃણ હતાં.

**તાયફ.**

અરબસ્તાનમાં એવો ધારો છે કે ગર્મીને લીધે સહવારે ૧૦ વાગ્યાથી સાંજે ૪ વાગ્યા સુધી સફર કરવી નહિ. તે મુજબ અમેબી અછી રીતે ઉંઘ ખેંચી કહાડી સાંજે અમારી મુસાફરીએ પાછા નિકળ્યા. અમે જયાં આરામ લીધો હતો ત્યાં જબલકલા પર્વત જમાનની સપાટીથી ૨૫૦૦ થી ૩૦૦૦ ફીટ ઉંચો હશે એમ ધારૂંછું. હવે તાયફ અહીંથી બહુ દૂર નહતું, માટે થોડા કલાકમાં અમે ત્યાં જઇ પુગ્યા. ઉપલા ચશ્માથી તે અહીં સુધીનો રસ્તો તમામ બાગાયતનો છે. રસ્તે રસ્તે અમને અનાર, પેર, દ્રાક્ષ, સફરચન વગેરે મેવાનાં ઝાડોના બગીચા મળતા હતા. આ તરફ પુષ્કળ મેવો પાકતો હોવાથી તાયફમાં તે મોટા જથામાં મળેછે, અને ગધેડાં તથા ખચર વગેરે ઉપર લાદીને તેને મકે લઇ જાયછે. મક્કાને મેવો પુરો પાડનાર તાયફ છે. અહીં એક પૈસાનાં છ થી સાત દાડમ મળેછે. દ્રાક્ષ એક આને રતલ વેચાયછે. બીજો મેવો પણ એટલોજ સસ્તો છે. આબોહવા બહુજ ગુણગારી અને સુખાકારીભરેલી છે. થંડી સારી પડેછે. ભુખ કકડીને લાગેછે. ગામ તરફથી એક સુંદર પાણીની નેહર વહેછે. લોકો ભલા અને આદરભાવ આપનારા છે.

**ઐન ઝોબેદા**—તાયફમાં ધર્મ સંબંધી સર્વ જીઆરતો કરવામાં પાંચ દિવસ ગુજારીને જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા અમે મકે જઇ પુગ્યા. મેં ઉપર કહ્યુંછે કે તાયફ જતાં અમે

ઝોબેદા નેહેર આગળથી અમારો રસ્તો લીધો હતો. ખલીફ **હારૂન અલ રશીદ**ની માનીતી રાણીનું નામ **ઝોબેદા** હતું. કહેછે કે તેણીએ એક ચોકસ સ્વપ્નો જોયો, જેનો ખોલાસો નજુમીઓથી એવો મળ્યો કે એ ભલી બાનુથી ઘણાં લોકો આરામ પામશે. આ રાણીએ મકા અને તાયફ વચે ઉપલી નેહર ખોદાવીછે, અને તેથી ઉપલા ખાબની મતલબ બર આવીછે, તે એવી રીતે કે તેણીનાં આ ભલાં કામથી લાખો માણસોને પાણીનું સુખ થઇ ગયુંછે. આરબીમાં "એન"નો અર્થ નેહર થાયછે, અને અહીં એ નેહર "એન ઝોબેદા" ને નામેજ ઓળખાયછે. તેનું મૂળ અરફાતનાં ઉપર વર્ણવેલાં મેદાનથી પાંચેક મૈલ દૂર છે. નેહેરનું પાણી વાદીનામાનના કુઆઓમાંથી ભેગું કરી વહેતું કરવામાં આવેછે. આરબીમાં "વાદી"નો અર્થ "ઝાડોની લીલોત્રીવાળી જગા" એવો થાયછે. આ નેહેર મારફતે એ કુઆઓનું પાણી છેક મકા સુધી પહોચતું કરવામાં આવેછે. પાણીનો જથો અતિ મોટો છે, અને નેહેર જોશબંધ એક જીવતાં પાણીના ઝરા માફક વહેછે. આગળ અરફાતના પહાડ ઉપર હજ પડવા જતી વેળા બાપડા હાજીઓને પોતાની જોડે પાણી લઇ જવું પડતું હતું. પણ હાલમાં નેહેરનો એક ફાંટો અરફાત, મિના, મુજદફા, એ સર્વ ઠેકાણે છોડી દીધાથી આખે રસ્તે હાજીઓને પુરતું પાણી મળેછે, અને તેઓ નેહેર ખોદાવનારી મજકુર મહાબાનુને દુઆ દઇ વાપરેછે. વાદીનામાનથી અરફાત પાંચ મૈલ અને અરફાતથી મકા ૧૫ મૈલ દૂર છે, માટે આ નેહેર ૨૦ મેલ લાંબી હોવી જોઇયે એમ તો સાધારણ રીતે ગણી શકાય; પણ માર્ગમાં નડતા પહાડોની આસેપાસેથી ચકરાવો ખાઇને નેહર પસાર થાયછે માટે તે ૨૦ કરતાં વધુ મૈલ લાંબી ઠરેછે. કહેછે કે ઝોબેદાને આ કીમતી બાંધકામ પાછળ ૭ા કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો. તે બાંધવાને આજ નજદીક ૧૦૦૦ વરસ થયાંછે, તે છતાં તે હજી હયાત છે. તોપણ થોડાંક વરસો ઉપર તેને પાણી પુરૂં પાડનારા કુઆઓમાં માટી ભરાઇ ગયાથી નેહરમાં પાણી ખૂટી ગયાં હતાં. ૧૮૮૬ માં રૂ૧૨૦૦૦૦૦ ખર્ચીને કુઆઓને પાછા દરૂસ્ત કરાવ્યાથી નેહર પાછી આગળની માફક વહેતી થઇછે. આ છેલા ખર્ચમાં મુખ્ય ભાગ આપનારા આપણા હિંદીવાન મુસલમાનો અને મિસરના લોકો હતા.

બીજી એક જાણવાજોગ નેહર "એન ઝાફરાન" નામની છે. તે ઉપલી કરતાંબી બહુ પુરાણી મનાયછે. **ઝાફરાન** નામની કોઇ ઓરતેજ તે બાંધેલી કહેવાયછે અને તે તાયફને રસ્તેથી હતી. **ઉસ્મલ્લી** નામે એક ઓરતને માટે કહેછે કે મિનાથી મકા સુધીની નેહર તેણીએ ખોદાવી હતી. વાદીનામાનથી મકા સુધીની આખી નેહરનું માન કેટલાકો રાણી ઝોબેદાને નહિ આપતાં કહેછે કે મિના સુધીનીજ નેહર તેણીની બનાવેલી હતી, અને મિના પછીનો તેનો બાકી રહેલો ભાગ ઉસ્મલ્લી ઓરતે રૂપાા કરોડ ખર્ચીને બંધાવ્યો હતો. આવીજ કિસમની બીજીબી અનેક નેહરો અરબસ્તાનમાં છે, જેમને માટે સાંભળીને હું તાજુબ થાઉંછું કે એ સર્વે ઓરતોએજ ખોદાવી હતી. શું ઓરત જાતનોબી સખી દિલગુર્દો છે!

અરબસ્તાન જેવાં પહાડી અને રેતાળ મુલકમાં પાણીની તાણ હોવાને લીધે આવી નેહરો કીમતી થઇ પડેછે. તોપણ એ દેશના પશ્ચિમ કાંઠા ઉપર ઉત્તરથી દક્ષિણ સુધી પહાડોની હારો ચાલેલીછે તેમાંથી ૧૦–૧૨ ફીટ ખોદતાં પાણી નિકળી આવેછે. મદીના શેહેરની ઉત્તરે **હુનાકિયા** અને **ખૈબર** નામનાં ગામો છે ત્યાં તો ૫—૬ ફીટ જમીન ખોદતાંજ પુષ્કળ પાણી મળેછે. એ પાણી મીઠું છે. વળી કેથે તે ખારચું હોયછે.

## મદીના.

મકામાં કેટલીક મુદત ગુજારીને તા૦ ૨ જી અક્ટોબર ૧૮૮૬ ને રોજે હું મદીને જવા એક મોટા કાફલા સાથ નિકળ્યો. આ શેહેર પાયતખ્તની ઉત્તરે ૧૨૦ થી ૧૨૫ મૈલ ઉપર છે, જ્યાં ઊંટ ઉપર બેસીને જવાયછે. અમારા કાફલામાં દેશ પ્રદેશના સઘળા હાજીઓજ

હતા, અને અમો સઘળા મદીના ખાતે પેગાબર સાહેબની કબરની જીયારતે જતા હતા. ત્યાં જઇ પુગતાં અમને દશ દિવસ લાગ્યા, જે દરમયાન પહેલી મંજલમાં વાદીફાતમા નામની જગા આવી, જ્યાંથી એક નેહર પસાર થાયછે અને તેને ૧૬ મૈલ ઉપરથી અહીંવેર ખોદી આણીછે. બીજી મંજલ "ચાર યારોના કુઆ" ને નામે ઓળખાયછે. આ કુઆનાં પાણી મીઠાં છે. ત્રીજી મંજલ "કદીમા" ખાતે પાણી ભભરૂં યાને મોરચું છે. ચોથી "રાબક" નામની છે, કે જે એક ગામ છે, જ્યાં ટુર્કી સિપાહીઓનું થાણું છે, કેમકે આ તરફ બિદુઇન આરબ લુટારાઓનો કેટલોક ભો જણાયછે. અહીં એક નદી છે પણ તે હાલ સુકાઇ ગયલી છે, અને કુઆનાં પાણી મીઠાં નથી. દરરોજ અમે એકેકી મંજલ પૂરી કરતા હતા, અને તે મુજબ પાંચમી "મજતુરા," છઠી "બીરશેખ," સાતમી "બીર હુસેન" (જ્યાંનુ પાણી સારૂં છે), આઠમી "બીર અબ્બાસ" (પાણી સારૂં છે), નવમી "બીર ફરસ" અને દશમી મંજલ **મદીના** શેહર, ત્યાં અમે તા૦ ૧૨ મી અક્ટોબરની સહવારે જઇ પુગ્યા.

મદીને આવવાનો આ સિવાય બીજોબી એકમાર્ગ છે, જ્યાં પણ પાણી પુષ્કળ મળેછે. રાતા સમુદ્ર કાંઠે **જમ્બો** નામે ગામ મદીનાનું બંદર છે. મકેથી મદીને ઉંટો ઉપર સ્વારી કરીને જવાયછે માટે તે ઉપર મુસાફરોને માટે બહુ સગવડો કરેલી હોયછે. એ માટે તેમને "સુખદુઃખ" નું નામ આપેલું છે. "સુખદુઃખ" માં બે માણસો સુખથી સુઇ શકેછે, અને એક માચરો બનાવી તે ઉપર કંતાનનું કપડું બાંધી લેછે જેથી આપણને તડકો લાગતો નથી. અરબસ્તાનનાં ઉંટો બહુ અસીલ હોયછે. તેઓ ઉપર સહેલાઇથી તેમની ગર્દન મારફતે થઇ શકેછે. એ વેળા તેઓ ડોકી નમાવેછે અને આપણને કશી તકલીફ પડતી નથી. માર્ગમાં તંબુઓ નાખી મુકામ કરવામાં આવેછે, કેજે એટલાબધા એકસરખા હોયછે કે તેઓમાંથી આપણો કયો તે પિછાનવું મુશ્કેલ થઇ પડેછે. અરબસ્તાનની આ તરફની મુસાફરી પહાડોમાંથી કરવી પડેછે. પહાડોની વચે એક મોટું વિશાળ મેદાન આવેછે, જે પુરૂં કીધું કે સામેથી બીજો પહાડ આપણો માર્ગ રોકતો જણાયછે, જે વેળા અજાણો મુસાફર ગુચવાયછે કે હવે એ મંજલ કેમ પસાર થવાની? પણ પર્વતની એક ધાર પસાર કીધી કે બીજું ઉપલાનાં જેવુંજ મોટું મેદાન આવેછે. આ મેદાનો રેતાળ અને સુક્કાં છે. એઓમાં પાણી કે ઝાડપાન જણાતાં નથી. પણ પાછલે પોહોરે તેમનો દેખાવ મનોહર લાગેછે. ઉપલી મંજલને દરમયાન દરરોજ આ વેળા હું ઉંટપરથી ઉતરી પડી પગે ચાલી કુદ્રતી દેખાવો નિહાળતો અને મોજ મેળવતો હતો, અને અંધારૂં પડે ત્યારેજ પાછો ઉંટપર સ્વાર થતો હતો.


"સુખ દુખ:" ઊંટોના વેપારી કાફલા.

મદીના ખાતે ખજુરનાં ઝાડો બહુ છે, અને તે જુદી જુદી કિસમનાં હોવાથી તેનાં ફળ પણ જાતજાતના સ્વાદનાં હોયછે. અહીંની જમીન ફળદ્રુપ છે અને નેહરો તથા કુઆઓનાં પાણી લાવી ઘઉં વગેરેનો પાક કરેછે. કહેછે કે આગળ અરબસ્તાનમાં એટલોબધો ઘઉંનો પાક થતો કે દેશાવરથી મંગાવવાની જરૂર પડતી ન હતી, કેમકે તે વેળા કાંઠાઓ

ઉપર ઘણે ઠેકાણે નેહરો હતી, પણ પાછળથી તેઓ બિસ્માર થવાથી તેમને કોઇએ સુધારી નહિ, અને એ રીતે પાક થતો બંધ પડયો. દાખલા તરીકે મારા એક મિત્રે મને ખબર આપી કે "સૈયદના જુબેર" નામે નેહર ઉપર આગળ ૫૦૦ ગુલામો નોકર હતા, અને તેનાં પાણીઓ ભરી રાખવાના ત્રણ મોટા બિર્કો યાને ચશ્મા હતા, જેમાંનો એક ૮૦ ફીટ લાંબો અને ૫૦ ફીટ પહોળો હતો, અને તેમાંથી ૧૨ રસ્તે પાણી આસપાસ વહેતું હતું. પણ તે નેહર આજે નહિ સરખી થઇ પડીછે. મદીના ખાતેબી તેવીજ એક પુરાણી નેહર મેં જોઇછે, અને તેબી પુરાતી ચાલીછે. અહીં તેમજ અરબસ્તાનમાં કેટલેક ઠેકાણે ધાતુ વગેરેની ખાણો છે, એમ મેં સાંભળ્યું છે, પણ ટર્કીનાં રાજ્યનાં અંધેરને લીધે તેમને ખોદવાનું કશું ઉત્તેજન મળતું નથી. આ શેહેરમાં એક પુરાણો કિલ્લો છે, અને નેહર ઉપરાંત એક નદી પણ છે, જેનાં પાણી હાલ સુકાઇ ગયલાં જોઉંછું.

આ શેહરમાં પેગામ્બર **મોહમદ**નો રોજો છે, અને તેની કબરની આજુબાજુ તેના બે યારો (અસ્હાબો) યાને ખલીફ **અબુબક્ર** તથા ખલીફ **ઉમર**ની કબરો છે, ત્રીજા અસ્હાબ ખલીફ **ઉસ્માન**ની કબર જન્નત ઉલ બકકીયા કબ્રસ્તાનમાં છે, તથા ચોથા અસ્હાબ **અલી**નો રોજો બગદાદની પડોશમાં શાહ નજફ કરી કરબલા છે ત્યાં છે. પણ બીબી **ફાતમા** તુલ **ઝોહોરા** અને સૈયદના **હુસન**ના રોજા અહીં મદીનામાંજ છે. એ સિવાય બીજી કબરો અને જીયારતગાહો અહીં ઘણા છે. શેહરની પશ્ચિમે જબલ ઓહદ નામે એક પવિત્ર પહાડ છે તેની તળેટીમાં અમીર **હમઝા**નો રોજો છે, અને તેની ઉત્તરે **અબુહુરેરા** નામે એક મોટા તવારીખનવેશનો રોજો છે. આ સર્વની જીયારતો મેં કરી હતી.

મદીના ખાતે ખજુરીનાં ઝાડો એક જગાએ ઠિંગણાં છે. કહેછે કે એક વેળા નબી સાહેબ મદીના તરફ હતા તે વેળા તેમની બેટી બીબી **ફાતમા**ને પોતાના પિતાજીને જોવાની ઇચ્છા થઇ, જે ઉપરથી તેણી પોતાની હવેલી ઊપર ચહડી. પણ સામે તેણીને મદીનાનાં ઊંચાં ખજુરીનાં ઝાડો જણાયાં. આથી તેણીએ તેમને કહ્યું કે "ખજુરાં, તમે ટુકાં થાઓ, કે હું મારા બાપને જોઉં." આમ થયું, અને તેથીજ અહીંનાં આ ઝાડો ઠિંગણા કહેવાયછે! શેહરની દક્ષિણ દિશાએથી પાણીની ઉપર કહેલી પુરાણી નેહર વહેછે, અને તેની વધારે દક્ષિણે જઇયે તો "કિબ્લે તૈન" (યાને બે કેબ્લાઓ) નામની જગા આવેછે. એ બાબે ખોલાસો એમ છે કે આગળ પેગામ્બર સાહેબે બેત-ઉલ-મુકદસ (જેરૂસલમ) તરફ ફરીને કેબ્લો કરવાનો હુકમ આપેલો હતો, તે મુજબ એક દિને પોતાના અસ્હાબો જોડે તે સાહેબ જેરૂસલમ તરફ ફરીને નિમાજ પઢતા હતા અને તે થોડીએક પુરી કરેલી હતી, એટલામ કહેછે કે **જબરીલ** ફરેસ્તાએ આવી બશારત દીધી કે એ તરફ સેજદો નહિ કરતા મક્કાના કાબ્બા તરફ ફરીને કરવો. આ ઉપરથી નબી સાહેબે તેજ પળે કાબ્બા તરફ ફરીને નિમાજ પઢવા માંડી, અને તેમનું જોઇને દશ અસ્હાબોએ પણ તેમજ કીધું. એ વખ્તથી મકા તરફ ફરીને તથા કાબ્બાને કેબ્લો ગણીને નમાજ પઢવામાં આવેછે, અને બેત-ઉલ-મુકદસની મસ્જીદ અકશાને કિબ્લો ગણવાનું છોડી દેવામાં આવ્યું છે. એ બાબેનું ફરમાન આ "કિબ્લે તૈન" ખાતે મળ્યું હતું, માટેજ તેને "બે કિબ્લા" (યાને એક જેરૂસલમની મસ્જીદનો અને બીજો મક્કાના કાબ્બાનો) એ નામ મળ્યું છે. એજ કિસમનાં બીજાં ધર્મ સંબંધી ફરમાનોવાળી જગાઓ અને જીયારતો અહીં, તેમજ મકા અને મિના અને તાયફ ખાતે પુષ્કળ છે, અને તે સઘળી નીતિ શિખાડનારા ખોલાસાઓથી ભરપુર છે.

આ રીતે મદીના શેહરનાં સર્વ જોવા લાયક પવિત્ર તિર્થ સ્થળો જોવા તથા એક દીનદાર મહમદિયાન દાખલ સર્વ જીયારતો કરવામાં મેં બે અઠવાડિયાં ગુજાર્યાં, અને હવે તા૦ ૨૬ મી અકટોબરને દિને હું ત્યાંથી નિકળી જે રસ્તે ગયલો તેજ રસ્તે તા૦ ૬ ઠી નવેમ્બરને

શહેરે મક્કે પાછો ફર્યો. અહીં મેં બીજા ૧૨ દિવસ ગુજાર્યા, અને પછી તા૦ ૨૦ મીએ જેદ્દે આવી પુગ્યો, જેથી મારી અરબસ્તાનની ટુંક મુશાફરીનું શેવટ આવ્યું.

આ આખા દેશમાં ૭૩૦૦૦૦૦ માણસોની વસ્તીછે. શેહરે શેહરના લોકો જુદા જુદા ખવાસનછે. મક્કાના રેહવાસીઓ સખ્ત દિલના, પણ મદીના અને તાયફના લોકો નરમ દિલના મારા દિલમાં આવ્યાછે. આ સર્વ શેહરોમાં સર્વ દેશોનું નાણું ચાલેછે, એટલે તમે ગમે તે દેશનાં ચલણનો સિકો આપશો તો લોકો પોતાની નિર્ધનતાને લીધે તે કબૂલ રાખશે. તોપણ અહીંનું યાને અરબસ્તાનના પશ્ચિમ કાંઠાનાં શેહરોનું મુખ્ય ચલણ તો ટુર્કી સિકા છે, કેમકે એટલા ભાગનાં રાજ્યની લગામ એજ સરકારના હાથમાં છે. સુલતાનની સરકાર તરફથી ને માયલો પાશા આ મુલકમાં હાકમી ચલાવેછે, જેને ખુદ પાયતખ્ત ઇસ્તમબોલ (કૉન્સ્ટાન્ટીનોપલ) ખાતેથી ખાસ તાકીદ થાયછે કે હાજીઓને કોઇ પણ પ્રકારે દુખી થવા દેવા નહિ. એ બાબેનું લેખિત ફરમાન હજને ટાંકણે જાહેર રીતે સર્વ હાજીઓ સનમુખ વાંચી સંભળાવવામાં આવેછે. ટર્કીનો હાલનો સુલતાન નામદાર **અબ્દુલ હમીદ** ૨ જો છે, કે જે બાહોશ અને ભલા ગુણોવાળો કહેવાયછે. પણ તેના હાલના પ્રધાનો બાબે લોકો બહુ બડબડેછે. મારા જાણ્યા તથા જોયા મુજબ યાતો ટર્કીનું રાજ્ય-બંધારણ જેવું જોઇયે તેવું નથી, અથવા તો તેને બરાબર અમલમાં મુકવામાં આવ્યું નથી. ગમે તેમ હોય, પણ અંધેર તો છેજ છે, અને પ્રજાનો કકળાટ કાંઇ છેક ખોટો નથી.

અરબસ્તાનમાં બહુજ બાળી નાખનારો તાપ પડેછે, એવો જે સાધારણ વિચાર છે તે ખોટો છે. મારા અનુભવ મુજબ હિંદુસ્તાનના રાજપુતાણા પ્રાંતમાં જેવો તાપ પડેછે તેથી કંઇક ઓછો અહીં પડેછે. એક બીજો શેહરાવેલો લોકવિચાર એ પ્રસરેલોછે કે અહીંના લુટારૂ આરબ લોકો, જેઓ "બિદવીન" ને નામે ઓળખાયછે, તેઓ સર્વ રાહદારીઓને લુટેછે, મારફાડ કરેછે, અને ખૂનરેજી ચલાવેછે. હવે ખરી વાત તો એ છે કે આ લોકો ગરીબ હોવાથી પેટ ભરવાને થકી લુટફાટ કરેછે ખરા, પણ તેઓ ગરીબોને બદલે માત્ર તવંગરોનેજ લુટેછે, અને પોતાના જેવા મુફલેસ રાહદારીઓને તો સામા પોતાના તંબુમાં લઇ જઇ તેમની સારીપેઠે પરોણાગત કરેછે, અને તેમને દરેક વાતે તૃપ્ત અને રાજી કરીને વિદાય કરેછે. આમ મેં ઘણા મુસાફરોથી સાંભળ્યું છે.



એક આરબ કુટુંબ.

તા૦ ૨૨ મી નવેમ્બર ૧૮૮૬ ને દીને હું જેદ્દાથી મિસરની સરકારની મેલ સ્ટીમર "ખદીવિયા" ઉપર સ્વાર થઇ સુએઝ તરફ હંકારી ગયો.



## પ્રકરણ ૩ જું.

# મિસર દેશ.

સ્ટીમરપર જગા મેળવવાની મુશ્કેલી. સુએઝ—રેતીનાં રણ. કેરો—ઉતારાની જગા—નસારા બાજાર અને તેની આસપાસની જગાઓ—જુનું અને નવું કેરો—નવાં કેરોની તારીફલાયક મસ્જીદો—ટેકરા ઉપરની મસ્જીદ—"કસ્રે યુસફ"—જૈન ઉલ આબેદીનની દરગાહ.

પુરાતન પિરામિડો—તેમની મોટાઇ, કદ અને દેખાવ—તેમનો જમાનો, ઉપયોગ, મજબૂતી; અંદર જવાની મુશ્કેલી—અંધકાર—એક ઉંડો ભયાનક કુઓ—ઓરડા ઓરડીઓ—તે માંહેલાં ચિત્રો—મારી એક ધાસ્તી. રાક્ષી કદનું પથરનું ડોકું—તેનો ગંજાવર ઘેરાવો, લંબાઇ, દેખાવ—રેતીમાં દટાયલું એક પથરનું મકાન. પથરનાં ભોંયરાં—તેમાં બનાવેલી કબરો. મુમીઆઇ—તેમનો જમાનો—ઓરડા માંહેલાં ચિત્રો. અજ્ઞ-દિઝખાનાની અજાયબીઓ. નૈલ નદી—તેની ખુબી—તેનાં મૂળની શોધ; મિસરી લોકો બાબે અભિપ્રાય.

સિકંદરિયા—તેનું પુરાતનપણું—અજાયબ જેવી દીવાદાંડી—કિલયોપેત્રાની "સોય"—પોમ્પીનો મિનારો—તેની કહાણી; જગપ્રસિદ્ધ કેતાબખાનું; "વક્ષાતેબારી" ની રચના—"સેકંદરની કબર!"—નામાંકિત ગણિતશાસ્ત્રી યુકલિડ—નબી દાન્યલની કબરની જગા.



ક્કાથી હજ કરી પોતાને સ્વદેશ પાછા ફરતા હાજીઓમાંના જેઓ મિસર જવા માટે ખદીવની મેલ સ્ટીમર "ખદીવિયા" ઉપર સ્વાર થયા તેમની જોડે હું પણ તે ઉપરજ ચહડી બેઠો, કેમકે મારો વિચાર હવે બીજાં દેશો બાતે પ્રવાસે નિકળવાનો હતો. પણ આ સ્ટીમર ઉપર ખાસ સિફારસ અને હક કરતાં વધુ દામ આપ્યા વિના મને જગા મળી શકી નહિ. મારી કને મિસર જવાની 'પાસપોર્ટ' ન હતી, માટે આ મેલસ્ટીમર ઉપર મને મહા મુશ્કેલીથી ચહડવા દીધો, અને જ્યારે ચહડયો ત્યારે મેં તેને મિસર, શામ (સીર્યા, વગેરે દેશોના હાજીઓથી તમામ ચિક્કાર દિઠી) હું છેલો ગયો હતો, માટે જોઈધું તો મર્દો તેમજ ઓરતો બહુ ભિડભચડ થઈ બેઠાં હતાં. અને મારે માટે તો મુળગી જગા ન હતી. તોપણ કહે-વત છે કે "દામ કરે કામ," તેમ ખિસામાં હાથ નાખવાથી મને જેવી તેવી એક બેઠક મળી.

### સુએઝ.

એમ કરતાં સ્ટીમર આગળ વધી અને અમે પાંચ દિવસમાં, યાને તા૦ ૨૬ મીએ તો સુએઝ જઇ પહોંચ્યા. અમોને 'કવારેન્ટાઇન' ની ધાસ્તી હતી, પણ તેવું કશું થયું નહિ. સુએઝ એક નાનું શેહર છે, જેમાં મુસલમાનોની બે ત્રણ મસ્જીદો સિવાય નોધ લેવા જેવું અગત્યનું કાંઇ નથી. પાણીબી પીવા નહિ ગમે એવું છે. તેની પડોશમાં રેતીનું એક મોટું રણ છે, જ્યાં ઠેકાણે ઠેકાણે રેતીના ઢગળા નજરે પડેછે. પવન ફુંકેછે ત્યારે આ રેતી બારીક હોવાથી મુસાફરોનાં મહો, આંખ, કાન વગેરેમાં ઉડી બહુ કંટાળો આપે



રેતીનાં રણમાંથી પસાર થતો મુસાફર.

છે. વળી પવન સુકો અને ઉનો ફુંકેછે. પ્રવાસીઓ આ રણમાંથી પસાર થતાં નાક, કાન, વગેરે કપડાંથી બંધ રાખેછે. એજ રણમાંથી મિસર દેશમાં દાખલ થવાયછે, કેમકે સુએઝથી પાયતખ્ત કેરો સુધી રેલવે લાઇન બાંધેલીછે, અને ત્યાંથી વળી તે બીજા ભાગો બાતે ફરી વળેલી છે. દુનિયાની આઠમી અજાયબી જેવી આ મહાભારત નેહર બંધાયા છતાં આજેબી સુએઝ ગામ દમ વગરનું છે, તો જોકે આગળી સદીઓમાં તે મોટું વેપારી મથક હતું. ૧૬ મી સદીમાં હિંદુસ્તાન સાથ તે બહોળો વેપાર ચલાવતું અને મકે હજ પઢવા જતા અગણિત હાજીઓ પ્રથમ અહીંજ ભેગા થતા. આજે તેવું કાંઇ નથી. આશરે ૪૦૦ કે ૫૦૦ ઘરો છે, જેમાંનો મોટો ભાગ નાશ પામેલો છે. ગામના બચાવ માટે કિલ્લા જેવું કાંઇ નથી, પણ થોડીક તોપો ગોઠવેલી છે, આગળ અહીં જાફા, જેરૂસલેમ, ગાઝા વગેરે શેહેરોથી કાફલાઓ આવતા, જેઓ વેપારી જીનસો લાવતા હતા.

## કેરો.

### (અલ કાહીરા.)

એક દિવસ સુએઝમાં રહીને બીજેજ દિને સહવારે મિસરનાં પાયતખ્ત બાતે જવા રેલવે ત્રેન ઉપર હું ચહડી બેઠો. **કેરો** તરફ જતાં ઉપર કહેલું રેતીનું રણ આવેછે. રેતી ઝીણી હોવાથી પવન સાથ ઉડયા કરેછે. માર્ગમાં **ઈસ્માઈલ્યા** અને **ઝાગાઝીગ** નામનાં નાનાં ગામો આવેછે. તા૦ ૨૭ મીએ હું કેરો જઇ પુગ્યો, જે પહેલાં દૂરથી મિસર દેશની સર્વથી યાદગાર અજાયબી—તેની પુરાણી પિરામિડો—દેખાયા કરતી હતી. કેરો બાતે મેં નસારા બાજાર ઉપર ખાનખલીલ નામે જગા છે ત્યાં આવેલા એક સારા "ગાહાવા" યાને પહોચખાના જેવાં મકાનમાં ઉતારો લીધો. એ મકાનની ઉત્તરે એક ટેકરી આવેલીછે. તે ઉપરથી કેરોનો દેખાવ બહુ સારો દેખાતો હતો. નસારા બાજાર—કે જ્યાં હું ઉતરેલો હતો તે—માં વેપારીઓની પહેડીઓ છે, અને બંને બાજુએ પગવાટ સાથે રસ્તો પણ પહોળો છે. એ રસ્તો કશો વાંક ન ખાતાં પૂર્વથી પશ્ચિમ સિધો ચાલ્યો જાયછે. વળી આ બાજારમાં ઝવેરાતની દુકાનો પણ ઘણી છે. બાજારની વચે ચોક કહાડી તેમાં ઝાડપાનનો બગીચો બનાવેલોછે.

આ બાજારથી દક્ષિણે એક મોટો બાગ બનાવેલોછે, અને તે શેહરની વચોવચમાં આવેલોછે. તેનું આરબી નામ "જીનીનતલ અસબક્કીયા" છે. તેમાં હોજના આકારમાં એક ફુવારો અને નેહેર બનાવ્યાંછે, તથા ત્યાં વાજું વાગેછે. બાગની નજદીકીમાં ખાનપાનનાં "બોર્ડિંગ હાઉસ" ઘણાં છે, જ્યાં એકલા મિસરી લોકોજ નહિ પણ ટુર્કી ટોપી પહેરેલા યુરોપિયનો જેવા ઘણા પ્રદેશીઓ ચા, ગાહાવો વગેરે પીવાખાવા આવેછે. રાત્રે શોકિન ટુર્કીઓ ચોપટ, ગંજીફો વગેરે રમ્યા કરેછે અને ચા કાફી પિયા કરેછે. સંગેમરમરની ટેબલો ઉપર આ વસ્તુઓ જોડે કેક વગેરે મિઠાઇઓ ગોઠવી આસપાસ આખી રાત રોશની કરવામાં આવેછે અને મોજીલાઓ ફરતા ફરતા આવી પોતાના કોડ પુરા પાડેછે. અહીં બે ત્રણ હિંદીવાનોની ફેન્સી માલ વેચવાની દુકાનો છે.

કેરો શેહર બે છે. એક જુનું છે, જે ફોસ્તાતને નામે ઓળખાયછે. તેના રસ્તા બહુ સાંકડા, વાંકા ચુકા અને બેડોલ છે; હાલનું કેરો અથવા કાહીરા શેહર ઇસ્વી ૯૬૮ માં બંધાયું હતું. એ શેહર અને નૈલ નદીનાં કાંઠાની વચે નદીની સલગોસલગ એક લાંબો મોહલ્લો પસાર થાયછે, તે હાલ કોઇકોઇવાર ફોસ્તાતને નામે ઓળખાયછે. આગળ ફોસ્તાત નદીની આથમણે એકજ બાજુ ઊપર વસેલું હતું. શેહરનો વિસ્તાર કુ ફર્સંગ યાને આશરે બે મૈલ જેટલો હતો. તે વેળા ત્યાંનાં ઘરો સાત આઠ મજલા જેટલાં ઉંચાં હતાં. કોઇ ચોકસ ટોળા ઉપરથી શેહરને આ નામ મળેલું કહેવાયછે. અહીં એક જુની મસજીદ હતી, કેજે તે કરતાં વધારે પુરાણા ખ્રિસ્ટી દેવળ ઊપરથી બાંધેલી કહેવાયછે. તેના ૪૦૦ સ્તંભો છે. અહીં વળી "યુસુફના કોઠાર" ને નામે છાપરાં વિનાના ચોરસ મકાનો છે, જેમની દેવાલોમાં ઉપલાં યાને દક્ષિણ મિસર

ખાતેથી આણેલો અનાજ ભેગો કરવામાં આવેછે. અહીંથી એક નેહર બાંધીછે તે મારફતે નવાં કેરો શેહરના કિલ્લાને પાણી પુરૂં પાડવામાં આવેછે.

નવું કેરો શેહેર પર્વતની તળેટીનાં મેદાનમાં હીજરી ૩૫૮ માં **જહુવાર** નામે એક મગરેબી સરદારે બાંધ્યું હતું, અને તેને "અલ કાહિરેહ" યાને "ફતેહમંદ" એવું નામ આપ્યું હતું. પ્રથમ અહીં મિસરના ખલીફો રેહેતા હતા, અને ત્યાર પછી તે આખા દેશની રાજધાની થઇ પડયું તે આજસુધી ચાલુછે. નૈલથી તે એક મૈલ દૂર છે. તેનું બંદર બુલાકને નામે ઓળખાયછે. શેહરનો ઘેરાવો ૮ મૈલથી વધારે નથી. જુના કરતાં નવું કેરો સારૂં છે, તોપણ છેક હમણા સુધી તેના મોટા રસ્તા યુરોપનાં શેહેરોની નાની ગળી જેવા હતા. શેહરમાંથી "કાલિશ" નામની નેહર પસાર થાયછે તે ૧૫ થી ૨૦ ફીટ પોહોળી છે. કેરોનાં લોકો આગળ તેને "મિસ્ર" ને નામે ઓળખતાં હતાં, એટલા માટે કે તેને તેઓ "સરખામણી નહી થઇ શકે એવું શેહેર" માનતાં હતાં. આ ઉપરથીજ આખો દેશ મિસરને નામે ઓળખાતો હોવો જોઇયે. નવું કેરો એક ગોળ ચક્રમાં બાંધેલુંછે, અને તેમાં કેટલીક નામીચી મસ્જીદો જોવા લાયક છે. એક મોટી મસ્જીદ જે "જામિયા અજહર" ને નામે ઓળખાયછે તેમાં એક મોટી મકતબ આરબી ભાષા અને ધર્મ સંબંધી ગ્નાનની તાલીમ આપવા માટે બાંધેલીછે, જ્યાં મોટી સંખ્યામાં લોકો કેળવણી લેવા આવેછે. અહીં સયદના **હુસેન**નો રોજો (કબર) છે, તે તેમજ તેને લગતી મસ્જીદ સફેદ સંગેમરમરના પથરની બાંધેલીછે. વળી એક બીજો રોજો સૈયદા **જેનબ** બિન **અલી**નો છે, પણ મારી મુલાકાત વેળા હજી તે તૈયાર થયો ન હતો. ઇમામ **સાફી**નો રોજો, કેજે શેહેરથી ત્રણેક મૈલ દૂર છે, તેનો ગુંબજ બહુ ઉંચો છે. મિસરના મેહમદિયાનો અકસર કરી સાફી પંથ પાળેછે, અને તેના ફતવા અને ફરમાનો આપનાર આ ઇમામ સાફી હતો. આ રોજો જોવા લાયક છે.

ખરેખર કેરોમાં બહુ મસ્જીદો છે, જેમાંની કેટલીક તો વપરાસ વિના બંધ બારણે એમની એમ પડી રહેલીછે. તેમને જુદા જુદા હાકમોએ બાંધેલીછે, જેમનાં નામો ઉપરથી તેઓ ઓળખાયછે. અલબત મોટા ખર્ચે તે બંધાયલી હોવી જોઇયે, જેઓમાં તે હાકમોની કબરો પણ છે. એવી કેટલીક મસ્જીદોના બહારના દરવાજા એવા ભપકાદાર છે કે તે જોતાંજ તેઓ બાબે મુસાફરનાં મનમાં તેમની મોટાઇ વિશે ખયાલ આવ્યા વિના રેહેતો નથી. "સુલતાન હસન" નામની એક મસ્જીદની ફરસબંદીનો એક એક સંગેમરમરનો પથર ૮ હાથ લાંબો ને બે હાથ પોહોળો હતો. આ પથરો કેથે લાલ તો કેથે કાળા, કેથે સફેદ તો કેથે કાબરચિત્રા, એમ રંગબેરંગી નજર આવતા હતા. પણ એક બેદકારક બિના તેઓમાં મેં એ જોઇ કે આવાં મહા ભારત હુનરકામોમાં જો કોઇ ભાગ તુટી ગયુ-હોયતો તે વરસોનાં વરસો સુધી એનીએજ હાલતમાં રહે તોપણ તેને કોઇ દરસ્ત કરતું ન હતું !

એક સરસ મસ્જીદ શેહરના મુખ્ય ભાગમા એક ઊંચાણ ટેકરા ઉપર આવેલીછે. આ ટેકરો આજે કિલ્લાને નામે ઓળખાયછે, પણ આગળ તે "કસ્રે યુસુફ" યાને નબી **યાકુબ**ના બેટા નબી "**યુસફ**નું ઘર" એ નામે ઓળખાતો હતો. એ કિલ્લા ઊપર હાલ એક સુંદર મસ્જીદ છે અને તે બહુ વખણાયછે. મેં આખી દુનિયાના મારા પ્રવાસોને દરમયાન મેહમદિયાન શેહરો ખાતે કેટલીક ખરેખરી તારીફલાયક મસ્જીદો જોઇછે, તેઓમાંની આ એક છે. ચાર સ્તંભો ઉપર બહુ કળાથી તેને ઉઠાવેલી છે. તેની દેવાલોના સંગેમરમરના પથરો પીળા તપખીરિયા રંગના છે, જેની એકેકી લાદી ૮ થી ૧૦ ફીટની સમ ચોરસ છે. આ મસ્જીદ ઉપરથી શેહરનો બહુ સારો દેખાવ નજરે પડેછે. આ મકાનનો ગુંબજ બહુ મોટો છે અને તે ચાર થામલાઓ ઉપર ઉઠાવેલો બહુ સુંદર અને શોભાયમાન છે. અંદર સોનાનાં પાણીથી આરબી લેખો લખેલા



કિલ્લામાંની મોટી મસ્જીદ.

છે. કિલ્લા ઊપર હાલ ઇંગ્રેજ સરકારનું થાણું છે અને તોપખાનું રાખેલું છે. અગરજો આ તોપખાનું અહીંથી છોડયું હોય તો શેહર એક સપાટામાં નાશ પામે એવી આ કિલ્લાની જગા શેહરને માથે આવેલી છે. આ કિલ્લો એક મૈલના વિસ્તારનો છે, પણ તેનો મોટો ભાગ ખંડિયેર છે. તેની આસપાસ દેવાલ બાંધી કિલ્લેબંદી કીધીછે, પણ આજે તે શેહરનો બચાવ કરી શકે એ હાલતમાં નથી.

ઉપલી મસ્જીદમાં સુલતાન **અહમદની** કબર છે, જેણે તે બાંધેલી કહેવાય છે. તેની પાછળ ઉપર કહેલું "યુસફનું ઘર" છે. મારો ભોમિયો મને આ ઘર જોવા લઇ ગયો ત્યારે એક પુરાણા દરવાજો ઉઘાડયા પછી અંદર જતાં એક વાવ જેવી બહુ નીચી જગા આવેછે. મને કહેવામાં આવ્યું કે આ યુસુફનો કુઓ છે. તે ૨૭૦ ફીટ ઉંડો છે અને કાંકરીવાળા ખડકમાંથી ખોદી કહાડેલો છે. ૧૫૦ ફીટ સુધી સેહલથી અંદર જવાયછે, પણ ત્યારબાદ કુઓ સાંકડો હોવાથી બીજા ૧૨૦ ફીટ કોઇથી ઉતરી શકાતું નથી. પાણી અથંગ છે, પણ તે પીવા લાયક નથી.

મિસરી લોકોનાં કબ્રસ્તાનની પડોશમાં વળી સૈયદના **જૈન ઉલ આબેદીનની** દરગાહ છે. એમને માટે કહેછે કે કર્બલાની લડાઈ પછી પાછા ફરતાં પોતાનાં કુટુંબ સાથે તેઓએ આ જગાએ ઊતારો લીધો હતો.

**પિરામિડો**—હું આજે, યાને તા૦ ૧ લી ડીસેમ્બરે, બે બચર અને એક ભોમિયા સાથે મિસરની પુરાતન પિરા-

મિડ જોવા ગયો હતો. કેરોથી ત્યાંસુધીની સડક બાંધેલીછે અને રસ્તો સારો છે. એ રસ્તાને માટે કહેછે કે તે આજકાલનો નથી પણ પથરની ખાણોમાંથી મસ મોટા પથરા લઇ જવા થકી છેક પિરામિડ સુધી જે એક ગંજાવર ધોરી રસ્તો બાંધવામાં આવ્યો હતો તેજ આ છે. પ્રથમ તે સર્વથી જુની પિરામિડ સુધીનોજ હતો, પણ ત્યારબાદ ત્યાંથી બીજી પિરામિડ તરફ તેની વળાણ ફેરવવામાં આવી હતી. આ પિરામિડો નદીને બરાબર લાગી રહેલી ડુંગરોની હારવાળા ખડકો ઉપર બાંધેલીછે, જેમાંની બે સર્વથી મોટી છે, બે તેથી નાની છે, અને બાકીની બહુ નાનાં કદની છે. મિસરી લોકોની જુની ભાષામાં "પે-રામા" (Pi-Rama) નામે શબ્દનો અર્થ "પહાડ" થાયછે, અને એ શબ્દ ઉપરથીજ આજનો "પિરામિડ" બોલ નિકળ્યોછે. પિરામિડોની પાસેથી એક નાળું વહેછે, અને આ ઇમારતોની અજાયબીઓ પ્રદેશીઓને દેખાડવા માટે મિસરી ભોમિયાઓ ભમતા ફરેછે. હું મારા ભોમિયા સાથે પહેલાં એક પિરામિડ જોવા ગયો, કેમકે આ ઇમારતો અનેક છે. બે ગંજાવર પિરામિડો એકસરખા આકાર અને ઉંચાઇ પહોળાઇની છે, પણ બીજી બે તેઓ કરતાં નાની છે. તેઓનો કેટલોક ભાગ તો રેતીમાં દટાઇ ગયલોછે, તોપણ તેઓ બહુ ઉંચી છે. ભુરા રંગના નાના મોટા પથરોની તે બાંધેલીછે, જેમાંના કેટલાક ૧૨ ફીટ લાંબા, ૮ ફીટ પહોળા અને પાંચ ફીટ ઉંચા છે. સર્વથી મોટી પિરામિડના પાયાથી ૧૩ એકર જમીન રોકાઇછે. તેની સીધી ઉંચાઇ શુમારે ૪૮૬ ફીટની છે, પણ તેની બાંધણી પડારોકી છે માટે પાયાથી મથાળાં સુધી ભરી જોતાં ઉંચાઇ ૭૦૦ ફીટની માલુમ પડીછે. પાયા ચોરસ છે અને તેથી દરેક બાજુની લંબાઇ ૭૬૪ ફીટની છે. સર્વથી મોટીમાં એક દિવાનખાનું ૩૪ ફીટ લાંબું અને ૧૭ ફીટ પહોળું છે, જેમાં એક સંગેમરમરની પેટી ગોઠવેલીછે. આ પેટીનું ઢાંકણું નથી. વળી તેમાં કાંઇ પણ વસ્તુ મૂકેલી નથી, તેપરથી એમ ધારવામાં આવ્યુંછે કે જે પાદશાહે આ પિરામિડ બંધાવી હતી તેની લાશને પેલી પેટીમાં બંધ રાખવાની મતલબ હોય. આજે એવું અનુમાન થયુંછે કે આ સર્વથી મોટી પિરામિડ **કિયોપ્સ** નામે મિસરના બહુજ પુરાણા પાદશાહે આજ ૪૦૦૦ વરસો ઉપર બાંધી હતી. આ ઇમારતો પડારોકી છે તોપણ ગોળ ને બદલે ચોરસ છે. તેમની ચાર બાજુઓ છે, જેઓ જેમ ઉંચી વધતી જાયછે તેમ સાંકડી બનીને અંતે એક ટોચમાં તેમનું શેવટ આવેછે. ઉપર આપેલું ચિત્ર એ ઇમારતની એકજ બાજુ દેખાડેછે, પણ એવી ચાર બાજુ તમારે સમજવી.[1]



પિરામિડો.

આ પિરામિડો જુની દુનિયાની અનેક અજાયબીઓમાંની એક ખરેખરી યાદગાર અને હેરત

---

૧ ઇબ્ન હૌકલ નામે એક આરબ મુસાફર ઇસ્વી ૧૦ મી સદીમાં થઇ ગયોછે, તે પોતાની "કિતાબે મસાલેક વ મમાલેક" નામની ભૂગોળની ચોપડીમાં પિરામિડો વિષે પોતે જોએલી કેટલીક અગત્યની નોંધ આ મુજબની કરી જાયછે :—ફોસ્તાતથી બે ફરસંગ દૂર થોડાંક પુરાણાં બાંધકામ છે, જે "અહરામ" ને નામે ઓળખાયછે. એઓમાંની બે બહુ ઊંચી ઇમારતો છે, જે "હૈરમાન" ને નામે ઓળખાયછે. એઓમાંની એક ૪૦૦ ગજ ઉંચી છે. તેઓની ત્રિકોણો ઉપર

પમાડનારી અજાયબી છે. તે એવી અજાયબી છે કે જે બીજી સર્વ કરતાં જુની હશે, અને તોપણ તેની પછીની સર્વ અજાયબીઓ નાશ પામીછે ત્યારે, એ આજ સુધી તકી શકીછે. “તવારીખનો પિતા” હિરોડોટસ આ ગંજાવર ઇમારતોના સંબંધમાં જે વર્ણન આપેછે તે ખરેજ વાંચનારને દંગ કરી નાખેછે. તે કહેછે કે એ સર્વથી મોટી એકજ પિરામિડને બાંધતાં ૩૦ વરસ લાગ્યાં હતાં. તે માટેના પથર લાવવા માટે એક રસ્તો બનાવવો પડયો હતો. આ ઇમારતનાં બાંધકામ પાછળ લાખો માણસો લાગ્યાં હતાં. દર ત્રણ મહિને એક લાખ મજુરોને છુટી મળતી ત્યારે તેમની જગા તેટલાજ બીજા મજુરોથી પુરતા હતા. આ રીતની જેહમતથી આ ઇમારતો બંધાઇ હતી, અને તે કેવી મજબૂત હશે તેનો મારા વાંચનારા સજ્જનોને ખયાલ આપવા માટે એકજ દાખલો બસ થશે કે મિસરના સુલતાન **સલાદીન**ના એક શાહજાદાએ ઇસ્વી ૧૧૯૬ માં રાતા પથર-વાળી પિરામિડને તોડી પાડી તેનો પથર બીજા ઉપયોગમાં લેવા માટે માણસો લગાડયાં, જેઓએ આઠ મહિના સુધી રાત ને દહાડો મેહેનત કરીને પથરોનો એક મોટો ડુંગર બનાવ્યો, જે કામ પાછળ ખજાનાનો મોટો ભાગ ખર્ચાઇ ગયો, તોપણ પેલી પિરામિડ એટલાંથી પણ નાશ પામી નહિ. આજેબી તમે જોશો તો ગોયા એક પુરાણી ઇમારત ઉપરનો ચુનો નિકળી ગયો હોય તેવો તેનો આકાર જણાશે. પથરો કહાડી લીધા છતાં ઇમારત તો જેવીને તેવી ઉભી છે !

પિરામિડોમાં બે સર્વથી મોટી છે, પણ તેજ બેઉ વળી સર્વથી જુની પણ છે. સર્વથી પહેલી **શોફો** (Chofo) નામે મેમ્ફીસના એક રાજાએ બંધાવી હતી, જેને હિરૉડોટસ શિયોપ્સને નામે ઓળખાવી ગયોછે. તેની પછીના રાજા **નેફ-શોફો** (Nef-Chofo) એ બીજી બંધાવી હતી. આ ઇમારતોમાંથી મળી આવેલા ચિત્ર-લેખો (Hieroglyphics) ઉપરથી વિદ્વાનો સિદ્ધ કરી શકયાછે કે જે સર્વથી મોટી છે તે સર્વથી પહેલી નથી; યાને બે મોટી પિરામિડો-માંની એક શોફોએ બંધાવી હતી, પણ નેફ-શોફોની બંધાવેલી તે કરતાંબી મોટી હતી. આ પથરના બાંધેલા પર્વતોમાંની એક સર્વથી ઉંચીનું માપ ઉપર આપ્યું છે. બીજીનો વિસ્તાર ૬૫૫ ફીટનો છે અને ઊંચાઇ ૩૯૮ ફીટની છે. ત્રીજી પિરામિડ **મૈસેરિનસ** (Mycerinus) નામે પાદશાહે બંધાવેલી મનાયછે, તે ૨૮૦ ફીટના વિસ્તારની અને માત્ર ૧૬૨ ફીટની ઉંચાઇની છે. એ ઉપરાંતતેમની આસપાસ બીજી ઘણી એવીજ અજાયબ જેવી ઇમારતો છે, પણ તે સઘળી ઘણી નાની છે. મિસરી લોકો તેમને “એરામે ગીઝા” કહેછે.

લાંબી મુદત સુધી આ ઇમારતો ગોયા દરેક બાજુથી બંધ હોય એમ લાગતી હતી, પણ શોધકબુદ્ધિના માનવીએ હજારો વરસ પછી એ પથરના પર્વતોમાં પેલશ થવાનો માર્ગ શોધી કહાડયોછે. પાયાથી ૬૦ ફીટની ઉંચાઇ ઉપર આ માર્ગ જણાયોછે, જેમાંથી જુદી જુદી ગળીઓમાં થઇને વચોવચના ઓરડામાં જવાય-છે. આવી એક ગળી તો ૧૮૦ ફીટ લાંબી, ૬॥ ફીટ પહોળી અને ૬૦ ફીટ ઉંચી છે. આ માર્ગ કાપ્યા પછી સર્વથી પહેલા આતુર મુસા-ફરની સામે એક ગ્રેનાઇટ પથરની દેવાલ આવી ઉભી રહી હતી. હવે કયાં જવું તે તેને સુઝયું નહિ. તેણે આ દેવાલ કાપી ત્યારે ૧૩ ફીટનો નકર પથર ફોડવાની તેને ફરજ પડી, અને એ કામ ધીરજથી પાર પાડયું ત્યારેજ ઉપર કહેલો વચલો ઓરડો મલ્યો. તે ૩૨ ફીટ લાંબો, ૧૬ ફીટ પહોળો અને ૧૮ ફીટ ઉંચો-છે. એ ઓરડાની જમણી બાજુએ ઉપર કહેલી લાશની પેટી ગોઠવેલી છે. આ પેટી પણ ઉપલીજ કિસમના પથરની છે. તે ૬ ફીટ ૧૧ ઇંચ લાંબી, ૩ ફીટ પહોળી અને ૩ ફીટ ૧॥ ઇંચ ઊંચી છે.

---

યુનાની ભાષામાં લેખો કોતરેલાછે, જેમની સમજણ એવી અપાયછે કે “હોમના અને સરતાયરની ઇમારત, કક રાસીમાં.” આ ઇમારતો ચોખંડ છે, જેઓ મથાળે જતાં ઓછી થતી જાયછે. મથાળું એક ઉંટ ઉભું રહી શકે એવું મોટું છે. આ ઇમારતોમાં માર્ગ બનાવેલાછે, જેમાં મુશ્કેલી વિના માણસથી જઇ શકાતું નથી. હોમાનમાં એક એવી ફાટ અથવા ખાડો છે કે જેને આ દેશ (મિસર) ના પાદશાહોને ભૂમિદા કરવાની જગા ધારવામાં આવેછે.

આ તો પહેલી પિરામિડનો માર્ગ થયો. બીજી પિરામિડમાં ૧૦૦ ફીટ અંદર ઘુસવા પછી તેનો શોધક મો. **બેલઝોની** એક મોટા ઓરડામાં દાખલ થવા પામ્યો, જે ૪૬ ફીટ લાંબો, ૧૬ ફીટ પહોળો અને ૨૩ ફીટ ઉંચો-છે. અહીં ઉપલીજ કિસમના પથરની જે પેટી છે તેમાંથી બેલ્ઝોનીને માણસનાં જેવાં થોડાંક હાડકાં મળી આવ્યાં હતાં. તે વખતના મિસરના સુલતાન **અલી મેહોમેત** જોડે આ પિરામિડનો માર્ગ શોધી કહાડવામાં આવેલો હોવાથી ઓરડાની દેવાલો ઉપર તે મતલબનો એક લેખ કોતરવામાં આવ્યોછે. સ્ટ્રેબો, ડાયોડોરસ અને બીજા અસલી જુનાની ગ્રંથકારો લખી ગયાછે કે આ મસ મોટી ઇમારતોને પાદશાહોનાં ગંજાવર અને મહાભારત કબ્રસ્તાન દાખલ બાંધેલછે, તે બિનાને ઉપલી પેટીમાંથી મળી આવેલાં હાંડકાંઓથી ટેકો મળ્યો. પણ ત્યાર બાદ મેજર ફિટ્ઝક્લેરેન્સ નામે ઇંગ્રેજ આ હાડકાંઓમાંનું એક જાંગનું હાડકું ઇંગ્લંડ લાવ્યો તે તપાસી જોતાં તો તે ગાયનું માલુમ પડયું, જે ઉપરથી એમ બોલાયું કે આ ઇમારતો મિસરના અસલી લોકો "એપિસ" નામે જે પવિત્ર ગોધાની પૂંજા કરતાં અને તેને દેવતા ગણતાં હતાં તેની લાશને અથવા હાડકાંને જાળવી રાખવા આ ઇમારતો બંધાઇ હતી.

પહેલી બે પિરામિડો પછી કેટલેક વરસે બીજી બે બંધાઈ હતી, તે બહુ નાની છે. કહેછે કે **થોથમોસિસ** ૨ જો એ નામના પાદશાહની રાણી **નિટોક્રિસે** પોતાના ભર્તારનાં મરણ પછી અને પોતાના બેટા **થોથમોસિસ** ૩ જાની બાળ વયમાં મિસરમાં રાજ્ય ચલાવ્યું તે વેળા આ બે પિરામિડો પોતાને અને પોતાના બેટાને કાજે બંધાવી હતી. પણ હિરોડોટસના કહેવા મુજબ ત્રીજી પિરામિડ માઇકેરિનસ પાદશાહે બંધાવી હતી, અને યુરોપિયન વિદ્વાનોએ એ બેઉ નાની પિરામિડોમાં ફરી વળી તે માહેલા ઓરડાઓમાં કરેલા ચિત્ર લેખો ઉકળાવી જોતાં એ મકાનો બંધાવનાર દાખલ રાજા **માઇકેરીનસ**નું નામ મળી આવ્યુંછે.

આ સર્વ નવાઇ જેવી વાતો વાંચેલી તથા સાંભળેલી હતી તેમ જોવાની મારી જીગ્નાસા અત્યંત થઈ, અને તેથી હું એક મોટી પિરામિડમાં પૂર ઉલટ સાથ દાખલ થયો. મારી જોડે ત્રણ ભોમિયાઓ હતા. કૈરોથી આણેલા મારા ખાસ ભોમિયાને તો મેં મારાં બચ્ચર વગેરેની સંભાળ માટે બહારજ રાખ્યો હતો. અંદર પુષ્કળ અંધારૂં હોવાથી અમે રોશનીની માટેની પુરતી ગોઠવણ રાખી હતી. દાખલ થતાં, પ્રથમ તો લીસા પથરો ઉપરથી લપસીને નીચે ઉતરવું પડેછે. એ પથરો સંગેમરમરના લાલ કે કાળા ડાગાવાળા છે, અને જુના વખતના હોવાથી તેઓ બહુ લીસા થઈ ગયાછે. દાખલ થયા પછી ઉપર ચહડવાનું આવેછે, માટે અમે મિણબતી સળગાવીને ચહડવા માંડયું. અંદર તમામ અંધકાર ફરી વળેલોછે એટલુંજ નહિ પણ સખ્ત ગર્મી પડેછે. ડિસેમ્બર મહિનાનો કકડતો શિયાળો હોવા છતાં અંદર હવાના આવજાની કશી ગોઠવણ નહિ હોવાથી એટલી સખ્ત ગર્મી પડી કે મારો જીવ ગભરાઈ ગયો. પવન કે રોશનીનું તો નામજ નથી. ઉપર ચહડયા પછી પાછું થોડુંક સિધું ચાલવું પડેછે, અને તે બાદ વળી પાછું ઉપર ચહડવાનું આવેછે, અને ચહડયા બાદ એકવાર ફરીને થોડુંક ચાલ્યા કે એક ઓરડી આવેછે. માર્ગમાં અમને એક કુવા જેવો ઓ મળ્યો, જેમાં મારા ભોમિયાએ એક નાનો પથરો ફેંકયો તે ખણખણ આવાજ કરતો નીચે ગયો. આ વખતે મેં વિચાર કર્યો કે "ઓ ખોદા ! કદી કોઇ મુસાફર અહીં એકલો આવે તો આ કુઆથી અજાણો હોવાને લીધે જીવતોજ નાહક માર્યો જાય તેમાં શી નવાઈ ! અહીં અંધારા ગાર સિવાય બીજું કાંઇ દેખાતું નથી. દેખાવ તમામ ડરામણો અને ભયભિત લાગેછે, અને તેવા દેખાવ વચે વળી આ છુપો કાળો કુઓ !"

આ કુઓ છોડી જરા ઉપર ચહડયા કે એક મોટો ઓરડો આવેછે. વધારે આગળ ચાલતાં બીજા છ નાના નાના ઓરડા અમે દિઠા. પણ એ ઓરડાઓમાં કાંઈ નવાઇ જેવું

હતું નહિ, માટે હવે આ ડરામણી જગામાં વધારે આગળ વધવા મને ભાસ્યું નહિ. શાહનામાવાળા પેહલવાન બેજનને અફ્રાસિયાબે અંધારા કુઆમાં કેદ કીધો હતો તે આ કરતાં વધારે બિહામણો નહિ હોય. ખરેખર પરીઓ અને જીનોના કિસ્સાઓમાં જે અંધારા ભોની આપણુ વાતો વાંચિયે છિયે તે મને આ વખ્તે યાદ આવી. ખરૂં પુછોતો આ અંધારા ગારમાં વધારે આગળ વધવા મને નહિ ગમ્યું તેનું એક ખાસ કારણુ હતું, અને તે મારા પોતાના જાનની ધાસ્તી હતી. ધાસ્તી કાંઈ પવનની ગેરહાજરી યા ગર્મીના ઉત્પાત વિશે મેં ખાધી ન હતી, પણુ મારા ભોમિયાઓ વિશે ખાધી હતી. મેં મારી જોડ કેરોથી આણેલા ભોમિયાને બહાર મારાં ખચ્ચર સાથ રાખ્યો હતો, પણુ અંદરનું જોવા માટે બીજા ત્રણુ ભોમિયાઓને મારી સાથે રાખ્યા હતા, જેમને મેં તાકીદ આપી હતી કે તેઓએ મિણબતી રોશન રાખવી અને અંધારૂં થવા દેવું નહિ. પણુ ગમે એટલી બતી છતાં આ ડરામણો અંધારો ગાર બિહવાડી મારતો હતો, તેમાં મારી જોડ મને હિમત આપનારો મારો અંગત સોહબતી કે પ્રવાસી કોઇ ન હતો. જે હતા તે મિસર દેશના પૈસાના લાલચુ ગરીબ રખડતા રેહેવાસી હતા, જેઓ ઉપર મને બિલકુલ વિશ્વાસ ન હતો. મને લુટવાને માટે તેઓ મને અંદરજ કેયે હોમાવી દે તો?

હવે હું બહાર નિકળી પડયો, પણુ આ એક કરતાં બીજી પિરામિડોમાં વધારે સારૂં જોવાનું હશે એમ સમજી મેં બીજીમાંબી માથું માર્યું, પણુ તેમાં મેં નવું કાંઇ દિઠું નહિ, માટે ત્રીજી નાનીમાં જવાનું મન થયું નહિ. ઉપર કહેલા ઓરડાઓની દિવાલો ઉપર અસલી મિસરી લોકોનાં દોરેલાં ચિત્રો નજર આવેછે, પણુ તે ખરેખર ચિત્રો છે કે તે લોકના પુરાણા ભેદી લેખો છે, કે જે "હાયરોગ્લિફિક્સ" ને નામે ઓળખાયછે, તે હું વર્તિ શકયો નહિ. તોપણુ એક ઓરડામાં તો ચિત્રોજ દોરેલા મને લાગ્યાં, કેમકે ત્યાં પાદશાહ સભા ભરી બેઠા હોય તેમ મર્દાં, ઓરતો અને સાથે જનાવરોનાં ચિત્રો પાડેલાંછે.

પિરામિડો છોડીને બાહાર નિકળતાં બીજી નેક્-શેરોની ઉગમણે ૩૦૦ કદમ દૂર એક સ્ત્રીનું ડાકું હોય એવું એક ગંજાવર કદનું પુતળું નજર આવેછે. આ રાક્ષી કદનું ડાકું ઉપર આપેલાં ચિત્રમાં પિરામિડો જોડે તમે જોશો. હાલ તેનું ખોદકામ ચાલેછે, અને તે કેવડું મોટું છે તેની તપાસ લેવામાં આવેછે. આ કોઇ પુરાણા રાજાનું ડાકું મનાયછે. તેની નીચે ગોયા તખ્તી હોય તેમ ઉપર કહેલી હાયરોગ્લિફિક્સ નામની ભેદી ભાષામાં કોઇ લેખ લખેલોછે, જે ઘણો લાંબો છે. તેમાં પક્ષિઓ, વાવટા, ચોરસ ચોકઠાં, માણસનું માથું વગેરે આકારો નજરે પડેછે. ઉપલાં અર્ધ બાવળાં રોકાં માથાંની મોટાઇનો કંઇક ખયાલ આટલાથી આવશે કે તેનો ઘેરાવો ૧૮ થી ૨૨॥ ફીટનો છે! આ બાવળું લાલ સંગેમરમરનું કોતરી કહાડેલું જણાયછે. મો. બેલ્ઝોનીએ આ પુતળાંને આખું ખુલ્લું કીધું તે આગમજ ચિત્રમાં છે તેમ તેનું માથું, ગર્દન અને પિઠનો ઉપલો ભાગજ માત્ર દેખાતો હતો. પણુ હાલ તો તેના ગંજાવર કદના પગોની વચેથી એક પથર. નું મોટું દેહેરૂં ખાણી કહાડવામાં આવ્યુંછે. એક બીજું દેહેરૂં તો આ પુતળાંના પંજામાંથી મળી આવ્યુંછે!

આ ગંજાવર બાવળું એક ભાગે ખડકમાંથીજ કોરેલુંછે, અને બીજે ભાગે તેની પથર વડે બનાવટ કીધેલીછે. તેનો આકાર એક લાંબો થઇને બેઠેલા સિંહ જેવો છે, પણુ તેનું ડાકું ઇનિસાનના જેવું છે. તેના આગળા પંજાથી પૂછડી સુધીની આખી લંબાઇ શુમારે ૧૮૦ ફીટની છે. જો માણસની કને આજે કોઇ પણુ પુરાણા કાળનું બાવળું હોય તો તે આ છે, અને તોપણુ તે સર્વથી મોટું બાવળું છે. એવડું મોટું આજ સુધી સુધરેલો માનવી બનાવી શકયો નથી. કદાચ આવાં ગંજાવર પુતળાં અને પિરામિડ જેવી રાક્ષી ઇમારતો જોઇનેજ પાછળા વખ્તમાં માનવીનાં

મનમાં એમ આવ્યું હોય કે એ બનાવનારાઓ મોટા કદના હશે, તો તેમાં શી નવાઈ છે !

આ ગંજાવર બાવળાંની સામી બાજુએ મોટા મ્હોળા પથરાનું એક મજબૂત મકાન બાંધેલુંછે, જેનો મોટો ભાગ રેતીમાં દટાઈ ગયલો છે. તે તરફના લોકના કહેવા મુજબ એ મકાન ત્યાંના કોઇ પાદશાહનું છે. આ મકાનનો એક એક પથર ૧૮ ફીટ લાંબો અને ૬ ફીટ પહોળો છે. તેની હાલની પડતી સ્થિતિમાંજ જો આ મકાન મારા જેવા પ્રવાસીઓનાં મનમાં તેની મોટાઇનો ખયાલ આપતું હતું તો જ્યારે તે પોતાની ખરી જાહોજલાલીમાં હશે ત્યારે તેનો ભોભો અને મોટાઈ કેવાંક હશે ! આમાં આજે રેતી ભરાઈ ગઇછે, જેમાંથી પથરનાં બનાવેલાં કેટલાંક અસલી રમકડાં મળી આવેછે.

આ ઇમારતથી થોડેક દૂર રેતીમાં દટાયલી કેટલીક કબરો આવેલી છે. મસમોટાં ભોંયરાંઓમાં આ કબરો બનાવેલી છે, જેમાંથી અસલી મિસરીઓની લાશો (મુમીઆઇ) જૂમિદા કરેલી મળી આવેછે. એક તરફથી જમીનની ઉંચાણ સપાટી ઉપર જ્યારે ૫૦૦ ફીટની ઉંચાઈ જેટલી ગંજાર પિરામિડો બાંધી છે, ત્યારે બીજી તરફથી જમીનનાં ભિત્તરમાં મસ મોટાં ભોંયરાં બનાવ્યાંછે. પિરામિડોનો ખરો ઉપયોગ શો હતો તે હજી કોઇ નકી કરી શકયું નથી; પણ આ ભોંયરાંઓનો ઉપયોગ તો લાશને સલામત રાખવાનો સાબેત થઇ ચૂકયોછે, કેમકે તેઓમાંથી અસલી લાશો મળી આવીછે, જેમને લંડન, પેરિસ, અને બીજાં યુરોપિયન પાયતખ્તો ખાતે સંગ્રહસ્થાનો માટે ખરીદ કરી લઈ જવામાં આવેછે. ભોંયરાંઓમાં લાશો ગોઠવવા માટે મોટા ઓરડાઓ બનાવેલા છે. મરનારનાં શરીરમાંનો ખર્તાચો કહાડી નાખી, તેમાં સુગંધીદાર મશાલાઓ ભરી તથા તેની આસપાસ શરીર સલામત રાખનારી દવા કે વસાણાઓના લેપડા કરી, તે ઉપર મજબૂત પાટા બાંધીને લાશને આ ઓરડાઓમાં મૂકતા હતા, અને તેથીજ તે આજ સુધી હજારો વરસો ગુજરવા છતાં સલામત રહેલી મળી આવેછે. તેમને સલામત રાખવાનો અસલ હુનર આજે કોઇને માલુમ નથી. આ લાશોને માટે તેમનાં કદ મુજબનાં પથરનાં કફન અથવા પેટી બનાવેલી હોયછે, જેમાં મશાલો ભરી લાશ ઉપર મુજબ લપેટીને ચટી સુવાડેછે અને પછી ઢાંકણું ઢાંકેછે. આ પેટી ઉપર ચિત્ર-લેખોવાળી ભેદી ભાષામાં લખાણ કીધેલું હોયછે, તથા મરનારની સુરત કોતરી તેના દબદબા કે દરજ્જા મુજબનું કોતરકામ કીધેલું જણાયછે. છાતી ઉપર એક સમડી જેવું પક્ષિ પોતાની પાંખો પહોળી કરી ઉડતું જણાયછે. આ લાશોનો જમાનો ૩૦૦૦ વરસો જેટલો જુનો ગણાયછે.


મિસરી લાશ—મુમીઆઇ.

આ ભોંયરાંઓમાંના સાત આઠ ઓરડાઓમાં હું ઉતર્યો હતો અને સઘળું મેં ફરી ફરીને જોયું હતું. એ ભોંયરાં કાંઈ ખામખા લાશો મૂકવાને થકીજ ખોદી કહાડેલાં નથી, પણ ઉપર કહેલી પિરામિડો અને બીજાં બેશુમાર મકાનોને થકી જોઇતો પથર ખોદી લઈ જવાથી તે બનેલાં હતાં. હવે આમ પથર જો કોતરી કોતરીને ખોદવામાં આવે તો ખાણને મથાળેનો ડુંગર તેના જબરા બોજાને લીધે ધસી પડે અને ભોંયરૂં બંધ થઇ જાય તથા ખાણ ખોદનારાઓ દબાઈ મરે તેની ધાસ્તીને લીધે, તે જમાનાના ઇજિનેરોએ ખાણમાં એવી ગોઠવણ રાખી હતી કે થોડો થોડો પથર ખોદી કહાડયા પછી મથાળેના ડુંગરનો વજન ઝીલવા માટે ભોંયરાંમાં પથરના થાંભા કોતરી કહાડવા. આમ જેમ જેમ તેઓ ખાણમાં આગળ વધતા જતા તેમ તેમ નવા નવા થાંભાઓ કોતરતા જતા, જેથી પોકળ થયલી ખાણ ઉપરના વજનથી દબાઈ જતી બચતી. આ રીતે ભોયરાંમાં થોડે થોડે છેટે ઓરડા જેવું બનતું, જેમાં પાછળથી

મિસરી લોકો લાશને જાળવી રાખવા કબર બનાવતા હતા. હું જે લાશો વિશે બોલ્યો છું તે આ કબરોમાંની લાશો છે. અહીં દિવાલો ઉપર જથાબંધ જાતજાતનાં ચિત્રો ચિતારેલાંછે, જેમાંનાં કોઇમાં સ્ત્રીઓ માથા ઉપર પાણીનું બેહેડું લઇ જાયછે, કોઇમાં તેણીએ પેટી ઉપાડેલી નજર આવેછે; કેથે લાકડી લઇ બોજો ઉપાડનારા, તો કેથે પાદશાહની બેઠક જણાયછે. કેટલાંક ચિત્રો ઇમારતોનાં છે. આ ચિત્રો રંગીન છે, જેમાંનાં કેટલાંક તો ખુદ મરણની ક્રિયાને લગતાં છે; કોઇ વેપાર ધંધા અને રમતગમતનાં છે; અને તે સઘળાં ત્રણેક હજાર વરસો ગુજરી ગયા છતાં આજના સુધરેલા સંસાર વ્યવહારની યાદ આપનારાંજ લાગેછે.

આ સઘળું આજનો આખો દિવસ રોકીને મેં ખુબ ધ્યાનથી જોયું, અને સાથે સાથે આસપાસની થોડી અગત્યની જગાઓમાં પણ ફરી વળ્યો, અને હવે સહવારની સાંજ પડી હતી માટે હું કેરો ખાતે મારા ભોમિયા જોડે પાછો ફર્યો. ઉપલી ઇમારતો અને જગાઓ જોવા બહુ યુરોપિયનો આવેછે, જેમના ઉતારાને કાજે અહીં એક બંગલો બાંધેલોછે. પણ અહીં મારે એટલુંજ જોવાનું ન હતું. નૈલ નદીના કાંઠા ઉપર એક નવાઈ જેવું મકાન છે, જેને મિસરી લોકો "અંટિકખાનુ" કહેછે. તેને એ નવાઇ જેવું નામ એટલામાટે આપેલુંછે કે તેમાં પિરામિડોમાંથી તેમજ જુની કબરોમાંથી કહાડી આણેલાં મુરદાંઓ, પુરાણાં રમકડાંઓ, મુમીઓ, વગેરે પુષ્કળ પુરાતન વસ્તુઓનો સંગ્રહ કરેલોછે. અંદર દાખલ થતાંજ દરવાજાની બહાર તેમજ અંદર પથરમાંથી કોરી કહાડેલાં અસલી જમાનાના મિસરી લોકોનાં બાવળાં નજરે પડેછે, જે ઉપર તેમની ગુપ્ત ભાષાના લેખો કોતરેલાછે. માણસોની લાશો અહીં પુષ્કળ છે, જેમનું કદ આપણાં આજના કદ કરતાં કાંઇ વધારે હોય એવું કશું નથી. લોકો વચ્ચે વચ્ચે બોલેછે કે આગળા જમાનાનાં માણસો રાક્ષી કદનાં હતાં; પણ આ આજથી ૩૦૦૦ વરસ ઉપરનાં માનવીઓનું કદ મેં મારે હાથે ભરી જોયું તો ૬ ફીટ કરતાં તેઓ જાસ્તી જણાયાં નહિ. વળી તેમનાં મોહોડાંની શિકલ પણ આજના જેવીજ છે. પાદશાહો અથવા કોઇ બડખાંઓનો ચેહરો દમામી લાગેછે, પણ બાકીની સર્વ શિકલો આપણા જેવીજ સાદી અને નિર્દોષ જણાયછે. કેટલીક તો મને ખરેખર દયા આણવા જેવી લાગી. આ મકાનમાં વળી લાશોની જોડ સોનાનાં જુનાં ઘરેણાંઓ, કફનો, વીંટીઓ, બોટો વગેરે ઘણું ભેગું કરેલુંછે. અહીંનાં બે બાવળાંઓ કોઇ પુરાણા રાજા રાણીનાં કહેવાયછે. વળી કાળા પથરોની મોટી લાજીઓ ઉપર મર્દ તેમજ ઓરતોની આંખાં કદની તસ્વીરો કોતરી કહાડેલી અહીં જણાયછે, જેમાં મર્દને પોત્યાં જેવી લાંબી ખાલી એક લંગોટી સિવાય કેવળ નગ્ન ચિતાર્યાછે, પણ ઓરતને તો ખભેથી ઘુંટણ સુધી ઓઢણું ઓઢાડેલું જણાયછે. વળી જનાવરોની આકૃતિઓ કોતરેલી પણ બહુ ઠેકાણે જણાયછે.

તા૦ ૨ જી ડિસેમ્બર ૧૮૮૬—આજે હું પ્રખ્યાત નૈલ નદી (નીલનો દરિયા) જોવા ગયો. પિરામિડો તરફ જતાં માર્ગમાં તે મળેછે અને તે ઉપરનો પુલ પસાર કરવો પડેછે. આ પુલ ઉપર શરૂઆતમાંજ બે સિંહોનાં પુતળાં સામસામા બેસાડેલાંછે. ઉપર વર્ણવેલાં અંટિકખાના પાસે બેઠાથી પણ નદીનો દેખાવ બહુ સરસ લાગેછે. પણ આજે તો હું બોટમાં બેસીને આ મોટી નદીનો રમણ્ય દેખાવ નિહાળવા અને મોજ ભોગવવા નિકળ્યો. નૈલ નદી છેક પ્રાચિન કાળથી વખણાયછે, આફ્રિકાની તે મસ મોટી નદી છે, અને એ ખંડના છેક મધ્ય ભાગમાંથી નિકળીને ભૂમધ્ય સમુદ્રમાં ખાલી થાયછે, ત્યાંસુધીના ૩૦૦૦ મૈલની લંબાઇના આખા વિસ્તાર ઉપર પોતાની વાર્સિક રેલથી વર્સાદની ગરજ સારીને જમીનને ફળદ્રુપ કરેછે. આગળા જમાનાઓમાં એમ મનાતું હતું કે બેહર અલ અઝરક (યાને એબિસિન્યાની નદી) નૈલનું મૂળ છે. પણ આજે યુરોપિયન મુસાફરોની શોધખોળથી

એમ સાબિત થયુંછે કે આગળ મનાતું હતું તેમ "ચંદ્રના પર્વતો" માંથી નિકળેલી સંખ્યાબંધ નાની નદીઓ ભેગી થઇને નીલના દરિયાને હસ્તીમાં લાવતી નથી, પણ એ મોટી નદી તો મધ્ય આફ્રિકામાં વિક્ટોરિયા અને આૅલ્બર્ટ નાયન્ઝા વગેરે બીજા સરોવરોમાંથી જન્મ લેછે. નૈલ દક્ષિણેથી ઊત્તરે જાયછે. કોર્ડોફૅન અને સેનારના મુલુકોમાંથી પસાર થતાં તેને ઉપલી બેહર અલ અઝરક માર્ગમાં ભેગી થાયછે. આગળ ચાલતાં બીજી નદીઓ તેને આવી મળેછે, પણ ત્યારબાદ છેક ભૂમધ્ય સમુદ્ર સુધીના ૧૦૦૦ મૈલના વિસ્તાર ઉપર નૈલમાં એક પણ નાની નદીનું પાણી ખાલી થતું નથી. સમુદ્રને જઈ મળતી વેળા નૈલ અસલમાં સાત મુખમાં વહેંચાઇ જતી ગણાઇ હતી. પણ આજે તેનાં બેજ મુખ્ય મુખો ગણાયછે, જેઓ રોઝેટા અને ડામિયેટાને નામે ઓળખાયછે.

નદીને કાંઠેજ ઇજીપ્તના ખદીવનો મેહલ તેમજ બીજા અમીર ઉમરાઓની સુંદર હવેલીઓ આવી રહેલીછે. આગળ ટર્કીના સુલતાનના તાબા તળે મિસરના હાકેમો "બાદશાહ" ને નામે ઓળખાતા હતા, જે નામ પાછળથી "ખદીવ" માં બદલાઈ ગયુંછે; પણ એનીબી અગાઉ મિસરના મહમદિયાન હાકેમો સ્વતંત્ર હતા ત્યારે સુલતાનનાં નામથી ઓળખાતા હતા.

મિસરના સામાન્ય લોકો વિશે બોલું તો તેઓ બોટાબોલા છે. જરા જરામાં કસમ ખાવા અને મોહોપર જુઠું બોલવું તો ઘણું કરીને વચલા તથા ઉતરતા વર્ગના લોકોમાં સાધારણ છે. કોઇબી રીતે તમારી કને પૈસા કહડાવવા થકી તેઓ હજાર તદબીર લડાવેછે અને તેમાં જુઠા વચનો પાણીના રેલા પેઠે ચલાવેછે. મિસરની ઓરતો મોહોડાં ઉપર બુર્ખો નાખી ફરેછે. પણ એ બુર્ખો જો તેમને નીતિમાન ઠરાવનારો ગણાતો હોય તો હું કહુંછું કે એ કપડું તેઓ જેમ જલદી તર્ક કરે તેમ સારૂં. બુર્ખામાં નાક પાસે સોનાની ભુંગળી જેવું કંઈ વચે રાખેછે. ટુંકમાં લખું તો મિસરી લોકો પક્કા, મતલબી અને પૈસાના પુંજારી છે. એઓની ભાષા લખવા તેમજ વાંચવામાં આરબી છે, તોપણ અરબસ્તાનની આરબીમાં ને આમાં મને કંઇક ફર્ક માલુમ પડેછે. પ્રદેશી ભાષાઓમાં મુખ્ય ઇટાલ્યન અને ફ્રેંચ, તથા થોડીક ઇંગ્રેજી વપરાયછે. મિસરી લોકોનું ગાવું રસિલું છે. કેટલીક જગાએ હું આ મોહબતનાં ગાનાંની લીટીઓ ગવાતી સાંભળતો હતો:—

"લૈલી યા લેલ લૈલ યા લૈલ
અની યા ઐની યા ઐન"

આ ગીત સૂરથી ગવાતાં બહુ મધુર લાગેછે.



મિસરની બુર્ખાંવાળી ઓરત.

મિસરનાં લોકોની દાટવાની રીત આપણા દેશના મહમદિયાનોથી થોડીક જુદી જણાયછે. તેઓ લાશને કપુર વગેરે વસ્તુઓથી તર કરેછે અને પછી કાંઈ આરબી ગીત ગાતા હોય તેમ મોટે સ્વરે બોલતા લાશને કબ્રસ્તાનમાં લઇ જાયછે.

## સિકંદરિયા.

તા૦ ૩ જી ડિસેમ્બર અને ગુરૂવાર—કેરો ખાતે હું એક અઠવાડિયું રહ્યો, અને આજ દિને એ શેહર છોડી પુરાતન સિકંદરિયા તરફ રવાના થયો. હું રેલવે મારફતે ત્યાં ગયો ત્યારે આખે રસ્તે મારા જોવામાં નૈલ નદીમાંથી ખોદેલી નેહેરો ચોતરફ સેંકડો મૈલ સુધી ફરી વળેલી જોવામાં આવી હતી.

મિસરમાં વર્ષાદ ક્વચિતજ થાયછે, પણ વાદળાંનો ઘેરો વખતેવખત થઇ આવીને ચાલુ રહેછે. વર્ષાદની ગેરહાજરી ઉપર કહ્યું તેમ નાઇલની વાર્ષિક રેલથી અને વળી આ અસંખ્યાત નેહેરોથી પુરાયછે. એ નેહેરો મારફતે અહીની જમીન આબાદ થાયછે. કેરો અને સિકંદરિયા વચ્ચે **તંતા** નામે એક મોટું ગામ આવેછે તેમાં સૈયદના **બદવી**નો રોજો છે, જ્યાં દર સાલ એકવાર મોટો મેળો ભરાયછે. મિસરી મુસલમાનો આ સૈયદને બહુ માનેછે અને માનતા ચહડાવેછે.

ગુરૂવારની સાંજે હું સિકંદરિયામાં આવી પુગ્યો અને મનશિયા નામે બજારમાં હાજી **અજીજ-ઉદ્દીન** નામે એક બનાટવાળા કાશમીરી વેપારીને ત્યાં ઉતર્યો. આ શેહર મોટું અને સુંદર છે. એની ગોદી મોટી છે અને તેમાં દેશપ્રદેશની ગંજાવર આગબોટોએ જગા લીધીછે. ઇંગ્રેજી, રશિયન, ટુર્કી, ફ્રેંચ, ઑસ્ટ્રિયન, મિસરી વગેરે બારકસો પોત પોતાની સરકારોના વાવટા સહિત અહીં ઉભાં છે. બંદરવાજો કાંઠો પથરથી અછી રીતે બાંધી લીધેલોછે. કહેછે કે **મહમદ અલી પાશા**એ એ બંધાવ્યો હતો. આ શેહેરના રસ્તા પહોળા છે. ૧૮૮૨ વાળા અરાબી પાશાના બળવા વખતે શેહર ઉપર બ્રિટિશ તોપોનો મારો ચાલવાથી ઘણી મોટી અને સુંદર ઇમારતો ખરાબ થઇ હતી તે હાલ પાછી બંધાયછે.

સિકંદરિયા શેહર ઉત્તર મિસરના બહુ પશ્ચિમના છેડા ઉપર ઇ૦ પૂ૦ ૩૩૨ માં મહાત્મા સેકંદરે બંધાવ્યું હતું. પુરાણા કાળનું હોવા જોડ એ શેહર પોતાની જુની ઇમારતોનાં ખંડિયેર અને બીજી જોવાલાયક જગાઓને લીધે વખણાતું આવ્યું છે. ત્યાંના આગળા હાકમોએ તેમજ પાછળથી રૂમી લોકોએ એ શેહેરને બહુ સુધાર્યું અને વિખ્યાત બનાવ્યું હતું. તેની સામે **ફારોસ** નામે એક ટાપુ ઉપરની દીવાદાંડી દુનિયાની સાત અજાયબીઓમાંની એક દાખલ વખણાતી હતી. આ દીવાદાંડી એકશો મૈલ દૂરથી પણ દેખાતી હતી, અને તેમાં આરસીઓની એવી ગોઠવણ કીધી હતી કે જેથી ઘણે દૂરનાં બારકસોનો છાપ તેમાં પડતો હતો, અને તેઓ નજરે નહિ દેખાવા છતાં દીવાદાંડી તરફ આવેછે એવી ખબર મળતી હતી. કહેછે કે ૭૯૩ માં આ દીવાદાંડીનો એક ભાગ ધર્તિકંપથી પડી ગયો હતો, જે ઉપરથી પાછળથી બીજી દાંડી બાંધી હતી. અસલ દાંડી ૪૫૦ ફીટ ઉંચી હતી, અને કહેછે કે તેના સરસ આરસીઓની મદદથી સિકંદરિયાના લોકો શત્રુઓના બારકસોને બાળી નાખતા હતા.



ક્લિયોપેત્રાની સોય.

સિકંદરિયાની અસલી પાણીની ટાંકીઓ અને નેહેરો મુસાફરોનું ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. પણ સૌથી વધારે ધ્યાન ખેંચનારી યાદગાર નિશાની તો "ક્લિયોપેત્રાની સોય" ને નામે ઓળખાતો મિનારો હતો, જેને હાલ ઇંગ્લંડ લઇ જઇ ટેમ્સ નદીના પુસ્તા ઉપર ઊભો કરવામાં આવ્યોછે. સાંભળ્યા મુજબ આ "સોય" રૂપી મિનારો ઇંગ્રેજ સરકારે મિસરની સરકાર કનેથી વેચાતો લીધોછે. આ મિનારો પાછળથી મેં મારી ઇંગ્લંડ ખાતેની મુસાફરીને દરમયાન તેની હાલની જગા ઉપર જોયોછે. તે જોવાલાયક છે. અસલમાં **ક્લિયોપેત્રા** નામે એક પ્રખ્યાત રાણીની યાદગારીમાં

તે ઉભો કરેલો હતો, અને તેનો આકાર આ પાસે આપેલાં ચિત્ર મુજબ એક સોયના જેવો હોવાથી તેને Cleopetra's Needle (યાને ક્લિયોપેત્રાનો સોયરોકો મિનારો) એવું નામ મળ્યું હતું. તેની પડોશમાં એક બીજીબી એવીજ "સોય" અથવા મીનારો જમીનદોસ્ત પડેલો જણાયછે.

આ મિનારો ૯૦ ફીટ ઉંચો અને ૨૫ ફીટના ઘેરાવાનો છે, અને તે ગ્રેનાઇટ પથરના માત્ર ત્રણજ કકડાનો બનેલો છે. તે ઉપર અસલી ચિત્ર-લેખો કોતરેલા છે. શેહરમાં ઉપલી "સોય" ઉપરાંત વળી પોમ્પીનો મિનારો પણ જોવાલાયક છે. તે પણ ૯૦ ફીટ ઉંચો અને પથરના માત્ર ત્રણજ કકડાનો બાંધેલો છે. **પોમ્પી** એક મોટો રૂમી વિરલો હતો, જે પ્રખ્યાત રૂમી સરદાર **જુલયસ સીઝર** સાથની



પોમ્પીની યાદગારીનો મિનારો.

ફાર્સેલ્યાની લડાઇમાં માર ખાઇ મિસર નાસી આવ્યો ત્યારે શત્રુઓએ તે બાપડાનો તેની બાયડીનાં દેખત જીવ લઇ તેનું ડોકું સીઝર ઉપર ભેટ મોકળ્યું હતું. સીઝર તે જોતાંજ રડી પડયો, અને સિકંદરિયામાં પોમ્પીની યાદગારીમાં જે મિનારો ઊભો કર્યો તે આ હતો એમ કહેવાયછે. આ સ્તંભની નીચે જુના વખતનાં દટાઈ ગયલાં પાદશાહી મકાનો છે, જે જોવા માટે મારા ભોમિયા જોડ બતિ લઇને હું નીચે ઉતર્યો હતો, અને આસપાસ ફરીને સર્વ જોયું હતું.

સેકંદરનાં મરણ પછી આ શેહર ટોલેમી પાદશાહોનું પાયતખ્ત થયું, અને રૂમીઓના હાથમાં આવ્યા પછી તેઓએબી તેને એટલું બધું સુધારી વધારીને ચહડતી કળાએ આણ્યું કે તે ફક્ત રોમથીજ ઉતરતું ગણાયું. સિકંદરિયા વળી પોતાનાં જગપ્રસિદ્ધ ગંજાવર કેતાબખાનાંને માટે પણ પંકાયલું હતું, જેને ખલીફાઓના અમલમાં બાળી નાખવામાં આવેલું કહેવાયછે. ખલીફ **ઉમરે** ૬૪૦ માં સિકંદરિયા હાથ કરીને આ કેતાબખાનું બાળી નખાવેલું મનાયછે. પણ એ કંઇ અસલ કેતાબખાનું ન હતું. મિસરના પહેલા **ટોલેમીએ** એક લાખ પુસ્તકો ભેગાં કરીને જે પુસ્તકખાનું પ્રથમ ઉભું કીધું હતું, અને જેમાં પાછળથી જુલ્યસ સીઝરના જમાનામાં ૭૦૦૦૦૦ પુસ્તકો ભેગાં થયાં હતાં, તે તો એજ રૂમી જોદ્ધાએ સિકંદરિયા ખાતે પડેલા શત્રુઓના લશ્કરી કાફલાને આગ લગાડવાથી બળી ગયું હતું. ત્યારબાદ **માર્ક એન્ટનીએ** પોતાની માશુક તે મિસરની મજકુર રાણી કિલિયોપેત્રાની મારફતે તેણીને રાજી રાખવા નવાં પુસ્તકખાનાની સ્થાપણા કીધી, જેનો ૩૯૦ માં નાશ થયો હતો. ત્યારબાદ ત્રીજી મરતબે ઉભું થયલું કેતાબખાનું ૬૪૦ માં બળી ગયું, જેનો દોષ આરબોને લાગુ પાડવામાં આવેછે.

આજનું સિકંદરિયા શેહર કંઈ મહાત્મા **સેકંદરે** બાંધેલું હતું તેજ નથી. જુનાં શેહેરનાં ખંડિયેર ઉપર નવું બંધાયુંછે. તેનાં બંદરો બે છે, પણ નવાં કરતાં જુનું વધારે સલામતી ભરેલું છે. ૧૮૦૬ માં આ શેહેર બ્રિટિશ સરકારે હાથ કર્યું હતું, પણ તેને પોતાના કબજામાં તેઓએ લાંબો વખત રાખ્યું ન હતું.

આજની રાત "બારી વફાત"ના તેહવારની હોવાથી અતરે બહુ રોશની થઈ હતી. પેગામ્બર હજરત **મોહુમદ** જે દિને જન્મ્યા તેજ દિને લાંબી વયે આ ફાની જેહાનથી ગુજર પામ્યા હતા, તે દિવસની આ રાત હતી. હું કેરોમાં હતો ત્યાં મને કહેવામાં આવ્યું હતું કે એ રાત મારે ત્યાંજ ગુજારીને ત્યાં થતી ધામધુમ તથા રચના જોવી. પણ એ દિવસ ફોકટના જાય એમ સમજીને હું સિકંદરિયા નિકળી આવ્યો હતો. અહીં એ રાત્રે હું એક હિંદીવાન મિત્ર જોડ ફરવા નિકળ્યો. જે જે દુકાન ઊપર ગયા ત્યાં અમને ચા, કૉફી, દુધ કે ફાલુદો પીવા ખાવા માટે માન સાથ નજર કરવામાં આવતાં. રોશની જોવા અને ગમત મેળવવા રહેવાસીઓ ઉભાઈ ગયાં હતાં, પણ અહીંનાં બાજારો સાંકડાં હોવાથી ભીડ જબરી થઇ હતી. હું જોઉંછું તો તવંગર સ્ત્રીઓ ઘોડાગાડીમાં બેસી તમાશો જોવા આવેછે, તો જોકે તે ગાડીઓ કેવળ બંધ હોયછે! ગરીબ સ્ત્રીઓ મોહોડાં ઉપર બુર્ખો નાખી ભારે ગિર્દીમાં ચાલતી નજરે પડેછે. આખા મિસર દેશની ઓરતો વિશે મારો અભિપ્રાય ઘણો સારો નથી. મને માલુમ પડયું કે અહીં આપણા હિંદુસ્તાનની પેઠે પુછપરછ કરીને શાદી માટેની ગોઠવણ થતી નથી; અહીં તો જે ધણી વધતો પૈસો આપે તેને ચાહે તેવી રૂપાળી કે ખાનદાની કન્યા મળેછે—પછી ખાવંદ થવાને ઉમેદવાર પોતે ગમે તે ખાનદાનનો હોય!

શેહરમાં ફરવા નિકળ્યો ત્યારે મને કહેવામાં આવ્યું કે અહીં પાદશાહ સેકંદરની કબર છે! મારો ભોમિયો મને એક પુરાણી ડેલીમાં લઇ ગયો, જ્યાં એક ગરીબ નાનું મિસરી કુટુંબ વસેછે. કબર જોવાની રજા માંગવાથી અમને એક જુનો દરવાજો ખોલી આપ્યો અને સાથે એક છોકરો કબર દેખાડવા માટે આપ્યો.

દરવાજામાંથી અમને નીચે ઉતરવાનું હતું. સાત આઠ પગઠી ઉતર્યા એટલેજ એક કબર જણાઇ, અને તેજ મહાત્મા સેકંદરની છે એમ મને કહેવામાં આવ્યું. ખરેખર હું બહુ તાજુબ થયો કે એકવાર પોતાના જમાનામાં જણાયલી આખી દુનિયાને જીતનાર કહિયે તો ચાલે, તેવા એક મહાન જોદ્ધાની શું આ તે કબર હોય ! તે બહુ સાદી અને વળી ધુળ-થી ભરાઇ ગયલી હતી. મેં મારા રૂમાલ વડે તેના ઉપરની ધુળ ખંખેરી, અને મનથી વિચાર કર્યો કે જો આજ તે મહાપુરૂષની કબર સાબેત થાય તો માણસની મોટાઇ અને સરફરાજીનો આ કેવો છેડો ! ૩૨ વરસની નવજવાન વયમાં જેની મહાભારત જીંદગીનું શેવટ આવેલું, જેણે મેસિડનનાં એક નાનકડાં પ્રગણાં ઉપરથી આખો એશિયા ખંડ જીતેલો, જેનાં નામથી લોકો ઠરઠર ધુજે, જેના દેખાવ-થી સિપાહબચાઓ ડરે, જેની લડાઇમાં ભલભલા સપેહસાલારો બિહે, જેની ચહડાઇ-માં મોટમોટા પાદશાહો પોતાની પાયમાલી જુએ, તેવા એક એકલવીર નરની લાશને ભૂમિદા થવા માટે આ તે કેવી જંગા! અફસોસ, ઇનસાનના અહંકાર અને ગરૂરી ઉપર !

સિકંદરિયામાં વળી પ્રખ્યાત ગણિતશાસ્ત્રી **યુક્લિડની** પણ કબર છે. તે પણ સેકંદરના જમાનામાંજ થઇ ગયોછે. સિકંદરિયામાં તેણે પોતાની મદ્રેસા ઉઘાડી હતી, અને કહેછે કે તે વેળાનો ત્યાંનો રાજા ટૉલેમી તેનો ચેલો બન્યો હતો. એજ વેળા યુનાનમાં **પ્લેટો** (અફલાતુન) પ્રખ્યાત હતો, પણ તેપી યુક્લિડને પોતા કરતાં ચહડતો ગણતો હતો.—અતરે એક ત્રીજી જાણવાજોગ કબર નબી **દાન્યલની** કહેવાયછે, પણ એ બિના શકભરેલી છે. મારી જાણ મુજબ દાન્યલની કબર સુસાનાં ઇરાની શેહરમાં છે, જ્યાં હજી સુધી યહુદીઓ દર સાલ જીયારતે જાયછે.





# પ્રકરણ ૪ થું.

## સીરિયા.

દરિયામાં તુફાન. બૈરૂત—તેની તવારીખ—હમામખાના. દુમસ્ક જતાં માર્ગમાં હલાકી—જબરો વરસાદ—ગાંહાવા—મારા સાથીઓની હઠીલાઈ—બરફનું તુફાન—એક સાથીનું મરણ—બરફ પડવાનો દેખાવ.

દમાસ્કસનું વર્ણન—ખ્રિસ્ટી રહેવાસીઓની કતલ—જાતજાતનાં સોદાગરી બાજારો—કારખાનાઓ અને ઉદ્યોગ—પુરાતન ખંડિયેરો; ઝકરિયા મસ્જીદ—તેની તવારીખ—સુલતાનોની કબરોવાળી મસ્જીદો—વેહમ; સલાહિયેહ ગામનો હેવાલ; દુમસ્કના રહેવાસીઓનું વર્ણન; જેરૂસલેમ તરફની વળતી કુચ—જાફા; રમલા ગામની મુલાકાત.

### બૈરૂત.



વે હું સિકંદરિયાથી જેરૂસલમ જવા નિકળ્યો. ત્યાં જવા માટે પ્રથમ મેલ સ્ટીમર "મહાલા" મારફતે જાફાને બંદરે ઉતરવું જોઈયે. પણ માર્ગમાં અમને બહુ સખ્ત તુફાન લાગ્યું. ત્રણ દિવસો સુધી અમે ઓદા, ઓદા કરતા રહ્યા. સર્વ સુખ દુખ ભુલી ગયા, અને આ આફતમાંથી કયારે છુટીશું તેનીજ ફિકરમાં પડયા. પ્રથમ અમને ઉલટી આવવા માંડી, જેમાં સાથે લોહી પણ પડતું હતું. તુટક ઉપર મોજાંનો મારો એટલો જબરો હતો કે કોઈની તાકત નહિ કે ત્યાં જઈ શકે. આ રીતની બુરી હાલત ભોગવ્યા છતાં અમારેથી જાફા જઈ શકાયું નહિ. મેં સાંભળ્યું હતું કે જાફાનું બંદર સારૂં હોવા છતાં ખરાબ રૂતુમાં તે બહુજ ભય ભરેલું થઈ પડેછે. આ વખતે અમારા સંબંધમાં તેમજ થયું. દરિયાનાં તુફાનને લીધે આ બંદરે પણ અતિ ધાસ્તીભરેલું રૂપ પકડવાથી અમારાથી જાફા ખાતે લંગડ કરી શકાયુંજ નહિ, માટે તેને પડતું નાખીને અમે પાધરા બૈરૂત તરફ ચાલ્યા.

જે દિને અમે બૈરૂત ઉતર્યા તેજ દિને પેલું તુફાન પણ નરમ પડયું. કુદરતનો આ કેવો ચમત્કાર! હું તદન ઉદાસ થઈ ગયો હતો, પણ આ બંદરે ઉતરતાંજ દરિયો શાંત જોઈને વિચારમાં પડયો કે આ તે કેવો ફેર! જો જાફા ખાતે ઉતર્યો હોત તો જેરૂસલમ જવાનું મને બહુ દૂર નહિ પડત. હવે તો મેં જાફાથી બૈરૂત, બૈરૂતથી દમાસ્કસ અને દમાસ્કસથી જેરૂસલમનો લાંબો રસ્તો લેવો પડવાને બૈરૂત ગોયા દમાસ્કસ શેહરનો દરવાજો, જ્યાં તા૦ ૯ મીના સિકંદરિયાથી નિકળી તા૦ ૧૨ મી ડિસેમ્બર અને શનિવારે હું આવી ઉતર્યા. દમાસ્કસ યાને દુમસ્ક જવાં મારો વિચાર પ્રથમ કાચોપાકો હતો, તેવે અહીં આવ્યાથી નક્કી થયો, પણ ત્યાં જતાં મને નવાં સંકટો ખમવાં પડયાં, જે બાબેવે પછી વર્ણન કરીશ.

બૈરૂત સીર્યા દેશના કાંઠા ( વેપારનું મુખ્ય મથક છે. ભૂમધ્ય સમુદ્રમાંથી મૈલ સુધી ધુસી ગયલા ભુશબાકા ઉપર આવેલું છે અને તેનો દેખાવ સુંદર છે. હીંનાં હવા પાણી સારાં છે, અને વેપાર વને લીધે વસ્તી પણ ૮૦૦૦૦ માણસોની અસલ એ ફિનીશ્યન લોકોના તાબામાં, ત્યાર બાદ રૂમીઓએ જીતી લીધું હતું. બાદ અહીં ટર્કીના સુલતાનની સાહેબી ચાલે છે. ૧૮૪૦માં ઈંગ્લંડ એ બંદર ઉપર તોપોનો મારો ચલા-

થીને તુર્કીઓને તે પાછું જીતી આપ્યા બાદ ૧૮૯૦ માં અહીં રહેવાસીઓની જબરી કતલ ચાલી હતી. પણ આજે તેનો દહાડો બદલાઈ ગયોછે અને આબાદી પંથરાયછે.

અહીંનાં હમામખાનાં વખાણાયછે. જમીન ઉપર પગ મુકતાંજ હું પ્રથમ તો એક હમામમાં જઈ ખૂબ નહાયો, અને પછી ત્રણ દિવસનાં સંકટોથી કકડીને ભુખ લાગી હતી માટે એક પહોચખાનામાં જઇ પેટ ભરાય ત્યાંસુધી જમ્યો. છેલ્લે ફરવા નિકળ્યો. શેહર દરિયામાં એક સપાટ ટેકરી ઉપર વસેલુંછે, અને અર્ધી યુરોપિયન ઢબછબ ઉપર બંધાયલું હોવાથી રોણકદાર લાગેછે. લોકો પણ ખુબસુર્ત દેખાવનાં છે. સુંદર ઝાડપાન અને હરિયાળી જીવ ખુશ કરે એવી છે. સ્ત્રીઓ કાળા કેશની અને ગુલાબ સરીખા ચેહરાની છે; તેઓ ઘણું કરીને યહુદી, અર્માની અને યુરોપિયન છે. મુસલમાની સ્ત્રીઓ તો મ્હોપર બુર્ખો નાખેછે, અને કોઇકજ નજરે પડેછે. ખ્રિસ્ટી ધર્મ પાળનારી ઓરતો માથે ઝીણો રૂમાલ નાખેછે. અહીંની મુખ્ય ભાષા આરબી છે, પણ વસ્તી પચરંગી છે, કેમકે યહુદીઓ જોડે ઇટાલ્યનો, ફ્રેંચો, ઇંગ્રેજો વગેરે ઘણી યુરોપિયન પ્રજા વસેછે. આ સઘળા પ્રદેશીઓ ઇટાલી–ટુર્કી જબાન બોલેછે.

અહીં નહાવાનાં ૩૦ થી ૩૫ હમામ છે, જે જોવા લાયક છે. ફી માત્ર નામની—ત્રણથી ચાર આના—છે. બૈરૂતમાં મેવો બહુ સસ્તો છે, તેમજ ભાજી તરકારી અને દુધ પણ કોઇને ભારી નહિ પડે એટલા અંદાજામાં વેચાયછે. એક નવો બદામ જેવો મેવો મેં એ જોયો, કે જેનું કદ પિસ્તા જેવું નાનું છે, રંગ લીલો છે, પણ તમે ખાઓ તો તમારાં મુખમાંથી ગુલાબ અને એલચીની ખુશબો નિકળેછે. તેનું નામ 'હબલેશ' છે, અને તે વળી બહુ સસ્તો મળેછે.

**દમાસ્કસ જતાં માર્ગમાં હલાકી.**

તા૦ ૧૪ મી ડીસેમ્બર અને સોમવાર—આજ દિને બપોરે બે શામી અને બે તુર્કી મળી ચાર સિપાહીઓના રસાલા સાથ દમાસ્કસ જવા માટે હું બૈરૂતથી નિકળ્યો. આ પ્રદેશમાં કંઈ રેલવે હોતી નથી, અને અમોને ઘણા મૈલની મંજલ કાપવાની હતી, માટે અમે ઘોડા ભાડે લઇ તે ઉપર સ્વાર થયા હતા. બપોરનું ભોજન લઈ અમે એક વાગે ઉપડયા ત્યારે આકાશ કેવળ ખુલ્લો હતો અને ચોતરફ સઘળું શાંત હતું. પણ ત્રણેક કલાકની મંજલ કાપી નહિ એટલામાં તો આસ્માન સિહા વાદળોથી ઘેરાતો આલ્યો અને વર્સાદનો એક એક છુટો છાંટો ભારી જોર સાથ અમને આવી અથડયો, અને ગોયા એવું કહેવા લાગ્યો કે "મેઘરાજાના અમે પેગામી છિયે, અને ખબર આપિયે છિયે કે તે નામદારની સ્વારી ધામધુમ સાથ આ તરફ આવેછે." આથી મને બહુ ગભરાટ છુટો. મને પસ્તાવો લાગ્યો કે ઘોડાની મુસાફરી મેં કયાંની કયાં પસંદ કીધી. મને ગભરાટમાં પાછળ પડી ગયલો જોઇને મારી સાથવાળા સિપાહીઓ આવી મારા ઘોડાને એક ફટકો લગાવે અને પછી તે જાનવર દોડે. આમ કરતાં રાત્રે ૭ વાગે અમો **લિબેનન** પર્વત ઉપર જઇ પુગ્યા, જે વેળા ધોધમાર વર્સાદ પડવા લાગ્યો અને અમો સઘળા ભિંગાઇને તરબોળ થઇ ગયા. આ વખ્તે વિજળીના ચમકારા અને ગર્જનાના કડાકાનું તો પુછવુંજ શું! ચો તરફ જ્યાં જુઓ ત્યાં અંધકાર ફરી વળેલો હોવાથી રસ્તો સુઝે નહિ, તો જોકે આજે રસ્તે પાકી સડક બાંધી લીધેલી છે.

બે કલાક સુધી જબરો વર્સાદ પડયો અને પછી તેનું જોશ નરમ પડી ગયુ. તોપણ તેનાં પરિણામ દાખલ ટાઢ વાવા માંડી, આંગળાં અકડી ગયાં, અને ઘોડાની લગામ પણ ઝાલવી મુશ્કેલ થઇ પડી. રાત્રે ૯ વાગ્યા એટલે શામી લોકોના ઉતારાના ગાહાવા (પહોચખાનાં) અમને મળ્યાં. આ જોઇ મને ખુશી ઉપજી કે અહીં બે ઘડી વિસામો લઇશું તો થાક ઉતરી જશે. વળી તે ગાહાવાવાળાઓ બૂમ મારી અમને ઇજન કરે, અને સર્વ જાતની બરદાસ્ત લેવાની કબૂલત આપે, તેથી તો મને બહુજ હરખ ઊપજે. પણ મારા સોહ-

ખતીઓના કાન અને આંખ આ પહોચ્ચ-ખાનાનાં મકાન તથા તેના માલિકના સખુનો તરફ કેવળ બંધ હતાં. મેં પોતે તેઓને વિનંતિ કરીને આમાંના હરકોઇ મકાનમાં ઉતારો લેવાની ખાહેશ દેખાડી, પણ મારી વાત ઉપરબી તેઓએ કશું લક્ષ દીધું નહિ. મને જણાયુ કે એ હઠિલા માણસો તો પોતાની એક મુકરર કીધેલી જગાએ ઉતારો લેતા હતા, અને બીજા કોઈ પણ ઉતારાવાળાની અરજ સાંભળતા ન હતા. આ રીતે માર્ગમાં ચાર ઉતારા અમે દિઠા અને તે ચારે તરફ મારી અરજ છતાં તેઓએ બિલકુલ નજર કીધી નહિ. અગરજો મારો વિચાર ઉતરવાનો થતો તો પેલા કઠણ દિલના સિપાહીઓ આવી મારા ઘોડાને ચાબૂક એંચી કહાડતા અને તે પ્રાણી ચારે પગે મને લઇ દોડતું હતું. હું તેઓને આમ નહિ કરવાની ઓજરખાણી કરતો, અને કહેતો કે હું કંઇ અછો ઘોડસ્વાર નથી, માટે ઘોડાને આમ ચમકાવશો તો તે મને પાડી નાખશે અને મને ઇજા થશે. પણ આ કૂર માણસોને મારી કશી દયા આવી નહિ. તેઓ તો બસ પોતાનીજ બોહોસ પકડી બેઠા, અને અતે નાચાર થઈ તેમનાજ વિચાર મુજબ અમલ કરવાની મને ફરજ પડી.

મધ્યરાતની એક કલાક આગમજ અંતે અમે પર્વતની ઉપલી ટોચ ઉપરનાં એક પહોચ્ચ-ખાનામાં જઇ ઉતર્યા. મારા કઠણ દિલના સોહબતીઓ અહીં મારા તરફ બહુ માયાળુ થઈ ગયા. તેઓએ મારાં કપડાં કહડાવી તે સારીપેઠ નિચોવી મોટો તાપ કરાવી તેમાં સુકવ્યાં, અને ત્યાંજ મને બિછાણું કરી અપાવી મારી બહુ આગતાસ્વાગતા કીધી. ખાનુબી તત્કાળ રંધાવ્યું અને ગાહાવો પિવડાવ્યો, જેથી મને શરીરમાં પુરતી ગર્મી આવી અને બહુ સંતોષ થયો. આ રીતે ખાઇ પી અમો સર્વે સુઇ ગયા.

તા૦ ૧૫ મી, મંગળવાર—આજ સહવારે બિછાણેથી ઉઠી જોઉં છું તો બર્ફ પડેછે. થંડીબી જબરી લાગી—એવી કે ગોયા શરીર ફાટીને લોહી ઝરકે! આ દેખાવ જોઇ મારા રસાલેદાર સિપાહીઓ ગભરાયા. એકે આવી મને કહ્યું કે "હાજી સુલેમાન, હયા અર્કબ!" (હાજી, ઘોડસ્વાર થા!) આ સખુન નિકળતાંજ મેં સર્વ ગરમ કપડાંનો મારો ઇંગ્રેજી લેબાસ પહેરી લીધો, તે અહીં સુધી કે મારા હાથનાં મોજાં પણ પહેર્યાં. સખ્ત થંડીમાં બર્ફ વચ્ચે મેદાનમાં નિકળવાનું હોવાથી આ જાતના ગરમ પોશાકની કેવળ જરૂર હતી, અને વળી રાતના વર્સાદથી મને બહુ સર્દી પોહોંચી હતી. આમ તૈયાર થઇ હું ઘોડે ચહડયો, જે વેળા મારા સોહબતીઓ તો તૈયાર થઇ મારી વાટ જોતા ખડા ઉભા હતા. જેવા અમે રસ્તે પડયા કે પાછો બર્ફ પડવો ચાલુ થયો. આમ બર્ફ પડેછે તેનો મને આજ પહેલીજવાર અનુભવ થયો. મારા ઓવરકોટ ઉપર તેમજ ઘોડા ઉપર ચાર તસુ જેટલું બર્ફનું પડ બંધાયું હતું. રસ્તા ઉપર તો એટલોબધો બર્ફ જમેલો હતો કે ઘોડાના પગ તેમાં ખુંટી જતા હતા, અને તે પડ પડ એમ થતુ હતું. મારા હાથ તો સખ્ત થંડીથી એટલા અકડી ગયા કે લગામ પકડવાને પણ હું અશકત થઈ પડયો. પણ આ મુશ્કેલીને લીધે જો મારો ઘોડો પાછળ પડી જવા કરે તો પેલાઓ તેને ચાબૂક લગાવી આગળનો આગળ રાખે.

મારો ઘણો વિચાર થયો કે માર્ગમાં કેથે થોભવું; પણ પેલા સિપાહીઓએ તો આગળી રાતની પેઠેજ હઠ પકડી રાખી. હવે ત્યારે હુંબી અહીં હઠીલો થયો. મેં કહ્યું કે "અહીંથી હવે હું હરગીઝ એક કદમ ચાલનાર નથી, નહિતો હું મરી જઇશ." પણ મારૂં કોણ માને? મારા સોહબતીઓ તો અખાડા કરીને ચાલ્યા કીધા. એટલાંમાં બનાવ એવો બન્યો કે એક જણનો ઘોડો પગ લપસવાથી પડયો, અને તે ઉપરનો સ્વાર જમીનપર પટકાયો. તેને કેટલીક ઇજા થવાથી તેના સાથીઓ બર્ફનાં તુફાનમાં વધારે આગળ નહિ વધતાં એક ગાહાવામાં જઇ આશ્રો લેવાને રાજી થયા. ખરેખર આ તુફાન એટલુંબધું સખ્ત હતું કે ચારમાંનો એક સિપાહી વધારે હઠીલો હોવાથી બેધડક આગળ વધ્યો અને અંતે જીવથી ગયો.

હવે આ મુર્ખ માણસો આગળ દાનાઇની વાતો કરવી તે પોતે મુર્ખમાં ઠરવા બરાબર છે, એમ સમજીને બર્ફમાં જીવ જોખમમાં નહિ નાખવા બાબે હું કેવળ ખામોશી અખ્ત્યાર કરી બેઠો અને આ લોકો આગળ કશું બોલ્યો નહિ. અમારા માર્ગ વચે **લિયોન્ટીસ** નદી આવી ગઇ હતી, અને હાલ અમે જે ગાહાવામાં ઉતર્યા હતા તે **હુર્મેન** નામના પહાડ ઉપર આવેલું હતું. અહીં અમે એક આખો દિવસ સુધી થોભ્યા.

તા૦ ૧૬ મી, બુધવાર—બીજે દિને સુર્ય નિકળતાંજ અમે પાછા સ્વાર થયા, અને આકાશ ખુલ્લો હોવાથી અને બર્ફ બંધ હોવાથી મેં મારા પેદા કરનારના શુકરાના કીધા કે તે ખુદાવંદે મને ગઇ કાલની મોત સરીખી આફતમાંથી ઊગારીને હું મારાં એશ કુટુંબથી દૂર પડેલા બંદાને આ પ્રદેશ વચે સલામત રાખ્યો હતો. આ બર્ફ કેમ પડેછે? જાણે એક પિંજારો રૂ પિંજતો હોય ને તેમાંથી રૂનાં ઝીણા ઝીણાં ફોડાં ચોતરફ ઊડતાં ફરી નીચે પડેછે તેમ આ બર્ફ વર્સેછે. આપણા લોકો લુબાનનાં ફુલ બનાવેછે અને તે જેવી સુંદરતા ધરાવેછે તેવો આ બર્ફ ફુલ મિશાલ પડેછે. ખરેખર તે ફુલ જેવો હલકો હોયછે. પણ એ હલકી વસ્તુ વર્સ્યાજ કરવાથી આખો રસ્તો તેનાથી ભરાઇ જઇ પડ બંધાયછે, અને રાહદારીનાં શરીર ઉપર તેના લેપડા બાઝેછે. એક વાર ઝમેલો બર્ફ તડકો પડયા સિવાય સાફ થતો નથી. તે ખોદવો પડેછે અને ઉપાડી લેવો જોઇયેછે. તડકાથી તે પિગળીને રસ્તો લેછે. લીલાં કંજરજેવાં ઝાડો ઉપરનાં તમામ પાંદડાંનો તે નાશ કરેછે. મારી આસપાસનાં જંગલ અને પહાડો ઉપર હું નજર કરૂંછું તો તેઓ સર્વ સફેદ લેબાસ લીધો હોય તેમ ઉજળાં દેખાયછે અને સુર્યનાં તેજમાં ઝલકેછે. આ દેખાવ બહુ રમણ્ય અને જોવાલાયક થઇ પડેછે. હું પોતે પહાડ ઉપર છું, પણ સામે વળી બીજા પહાડો નજર આવેછે, અને એ બંનેની વચે ઉંડી ખિણો છે. એ સર્વ અને તે ઉપરનાં ઝાડપાન આ બર્ફના લેબાસમાં દેખાવ દઇ આંખને એવી તો ટાહક આપેછે કે હું મારૂં ગઇ કાલનું સર્વ સંકટ ભુલી જાઉંછું! આહા, શું અદભુત દેખાવ!

## દમાસ્કસ અથવા શામ.

તા૦ ૧૬ મી ડિસેમ્બર અને બુધવાર—આજ દિને હું આ નામીચાં શેહરમાં આવી પુગ્યો. અને એ શેહેરબી કેવું! તે એક સપાટ મેદાન ઉપર વસેલું છે. આજે તેની વસ્તી ૧૫૦૦૦૦ માણસોની છે. દુનિયામાં તે સર્વથી પુરાણું શેહેર કહેવાયછે. બાવા આદમના એક ભલા બેટા **એબલનું** એજ શેહરમાં તેના બુરા ભાઇ **કેને** ખૂન કરેલું મનાયછે. બીજાં અસલી શેહરો ચહડીને પડયાં છે, પણ **દમાસ્કસ** તો જે હતું તેજ છે. તેની પછીનાં શેહરો નાશ પામ્યાંછે. બેબિલન અને ટાયર વગેરે આજે ખંડિયેરોના ઢગલા રૂપી નજર આવેછે, ત્યારે આ પુરાતન શેહર—જેને અહીંના રહેવાસીઓ **દુમશ્કને** નામે અને આરબો **શામને** નામે ઓળખેછે—તે પોતાની અસલી કીર્તિમાં હજી પ્રકાશેછે. શેહરમાંથી **અલબાની** નદી પસાર થાયછે અને તેના બંને કાંઠાઓ ઉપર આબાદી ફરી વળીછે. શેહરની આસપાસ નાના મોટા બાગો પંથરાયલા છે, અને એ બાગોની વચે દમાસ્કસ મોતીઓની વચે એક હીરા મિસાલ ગંઠાયલું છે. આ ફળદ્રુપ બાગાયત જમીન ૨૦ થી ૩૦ મૈલનો ઘેરાવો ધરાવેછે. શેહરનાં ઘરો ઇંટનાં બાંધેલાં છે અને તેમને માંથેના કળસ અથવા ઘુંમજોને લીધે દૂરથી તેનો દેખાવ ગોયા તંબુઓનું શેહર હોય એવો લાગેછે. દુમસ્કમાં ૫૦૦ થી વધારે તો એવાં સરસ ઘરો છે કે જેમને મેહલનું નામ છાજેછે. તેઓ ઘણાં ભપકાદાર અને કુશાદે છે. પણ તેમનો ભપકો ઘણું કરીને માંહેલા શણગારમાં હોયછે. હજારો બલકે લાખો રૂપિયાની કીમતના ઇરાની ફરશ, સુફા, આયના અને બીજી જાતજાતની બેમૂળી વસ્તુઓથી તેઓમાં શણગાર કરેલો હોયછે. કોઇબી શેહરમાં દુમસ્કના જેટલી નેહરો અને ફુંવારાઓ નહિ હશે. એકબી ઘર નાના સરખા

પાણી ફુવારા વિનાનું હોતું નથી. તેઓ માટે જોઈતું પાણી બરાદી નામે મોટી નદીના ઘણા ફાંટાઓ મારફતે પુરૂં પડેછે. શેહરની આસપાસ ૯ મેલ સુધી આ નદી ફળદ્રુપતા પાથરી નાખેછે, અને પછી એક સરોવરમાં ખાલી થાયછે, જે બેહુરત અલ મર્દી યાને મેદાનના સરોવરને નામે ઓળખાયછે.

દુમસ્ક અથવા શામનાં ગમે એટલાં પુરાતનપણાં છતાં અસલના જમાનાનું શેહર આજ સુધી કાયમ રહેલું નથી. અહીં ઘણાંએક ખંડિયેરો છે તે ઉપરથી જણાયછે કે પુરાણું શેહર હાલ કરતાં દક્ષિણે બે મેલ ઉપર હતું. આગળા જમાનાઓમાં એ શેહર રાજ્યનું પાયતખ્ત હતું. કોઇ વાર તે સ્વતંત્ર થતું અને કોઇ વાર યહુદીઓના કબજામાં જતું. પાછળથી રૂમી લોકોએ તેને હાથ કીધું, અને શેવટે આરબોના હાથમાં ગયું. પણ આજે તે ટર્કીના સુલતાનના હાથમાં છે. જ્યારથી સુલતાન સલીમે આખો સીર્યા દેશ જીતી લીધો ત્યારથી દમસ્ક તેના અને તેના વારસોના કબજામાં રહ્યુંછે. આજ પચીશ વરસો ઉપર ૧૮૬૦ માં એ શેહરમાં રહેનારા ખ્રિસ્તીઓની મહમદિયાનોએ નાશકારક કતલ ચલાવ્યાથી દુમસ્ક આ સદીની તવારીખમાં પણ યાદગાર થઇ ગયુંછે. શેહરના આખા ખ્રિસ્તી લત્તાને આગ લગાડી બાળી નાખવામાં આવ્યો, ૬૦૦૦ ખ્રિસ્તીઓનું લોહી રેડાયું, તેમની બાયડી અને બેટીઓની લાજ લુટાઇ, ૨૦૦૦૦ લોકો ભીખારી થઈ પડયા, અને ૨૦૦૦૦૦૦ પૌંડની માલમતા નાશ પામી! જ્યારે આ જુલમાત ઝનુની વર્ગોએ વર્તાવ્યો, ત્યારે અબદ અલ કાદેર નામે એક સુધા, સાચા અને સમજુ મહમદિયાન સરદારે પોતાથી બની આવ્યું ત્યાંસુધી, પોતાનો જાન જોખમમાં નાખીને સેંકડો ખ્રિસ્તીઓના જીવ બચાવવાની તારીફ લાયક કોશિશ કીધી હતી.

પણ આજે મામલો બદલાઇ ગયોછે. આજે શેહરની ૧॥ લાખની વસ્તીમાં જોકે એક લાખ મહમદિયાનો છે, અને તેઓ પોતાના ઝનુનને માટે જાણીતા છે, તોપણ તેઓ ૬૦૦૦ યહુદીઓ અને તે કરતાં પણ ઓછા ખ્રિસ્તીઓ સાથ સુલેહથી વસેછે, અને શેહરના બહોળા વેપારમાં જોઇતો ભાગ આપેછે. દમાસ્કસ મોટું વેપારી શેહર છે. જોકે તે બૈરૂતથી ૭૦ મૈલ દૂર છે, અને એ રસ્તો ઘોડા ગાડી મારફતે પસાર કરતાં ૧૩॥ કલાક લાગેછે, તોપણ બૈરૂત એ દૂરનાં શેહરનું બંદર ગણાયછે. છેક યહુદીઓની પાદશાહાતના વખતથીજ એ શેહર વેપારવણજમાં વખાણ પામતું આવ્યુંછે, અને તે બાબે ખુદ બૈબલ (ખ્રિસ્તી ધર્મ પુસ્તક) માં પણ ઇશારાઓ છે. તે આજસુધી એક ઉગમણા દેશનાં શેહર જેવું રહેવા પામ્યુંછે—કાંઈ બૈરૂતની માફક બદલાઇ ગયું નથી. આજેબી અહીંથી વેપારી કાફલાઓ બગદાદ અને મક્કા આવજા કરેછે અને તેનાં મોટાં બાજારોમાં જાતજાતનો બહોળો વેપાર ચાલેછે. અહીં એકજ બાજાર નથી, તેમ એકજ બાજારમાં સર્વ ચીજો વેચાતી નથી. અહીં તો વેપારના વિસ્તાર મુજબ દરેક મોટા ખપની જીનસનું જુદું બાજાર છે. જેમકે રેશમી કાપડનું જુદું, ઘોડાના જીનનું જુદું, તોપીનું જુદું, તંબાકુનું જુદું. એજ રીતે ડેતાઓ, જુનાં કપડાં, ત્રાંબાના વાસણો, બુટ અને જોડા, ઇત્યાદી વસ્તુઓને માટે જુદાં જુદાં બાજારો છે. તમને એક ખીલો જોઇયેં કે એક ઘોડો જોઇયે તે સર્વને થકી તમને તેમનાં જુદાં બાજારોમાં જવું પડે. દર શુક્રવારે—જુમાને દહાડે—આ બાજારો ભરાયછે તે વેળા આસપાસથી હજારો માણસો નવાં આવેછે, અને તેથી જાતજાતના પોશાક અને દેખાવનાં ઇનસાનોથી મેળાવડો પચરંગી અને જોવાજોગ થઇ પડેછે. જયાં જથાબંધ માલ વેચાયછે તેમને 'ખાન' કહેછે. લાખો રૂપિયાના ધણીઓ અહીં કરોડોનો વેપાર ચલાવેછે.

ખુદ દુમસ્કમાં મોટા પાયા ઉપર હુનર ઉદ્યોગનાં કારખાનાં ચાલેછે અને જીનસો બનેછે. અહીં એવી બડછીઓ બનેછે કે જે તમે જેમ વાળો તેમ વળેછે. તે કદી ભાંગતી નથી, પણ તેની ધાર એવી તિક્ષણ છે કે સખ એવું કોખંડ કપાઇ જાયછે. એજ રીતે આમડાં

અને રેશમની જીનસો તેમજ સાબુ અહીં બને-છે. મક્કા ખાતે જતા વેપારી કાફલા સાથ તેની સંભાળને માટે અહીંનો પાશા જાયછે અને તેજ રીતે ત્યાંના કાફલાને તે સલામત શેહેરમાં દાખલ કરેછે. મક્કેથી આણેલાં ફળ અને ત્યાંના ઝેમ ઝેમ નામના પવિત્ર કુઆનું પાણી કાફલો આવતાંજ તાબડતોબ ટર્કીના સુલતાનને માટે રવાના થાયછે. ૨૫૦૦ થી વધારે હથિયારબંધ માણસો સાથ દર સાલ ત્રણ કાફલા બગદાદ જાયછે, જ્યાં પુગતાં તેમને એક મહિનો લાગેછે. આ તરફ ફળનાં ઝાડો પુષ્કળ હોવાથી ફળફળાદિ જથાબંધ મળેછે, એટલુંજ નહિ પણ એ ફળનાંજ ઝાડોનું લાકડું બળતણ દાખલ પણ વપરાયછે. આસપાસ પર્વતો લાગી રહેલા હોવાથી ત્યાંથી આણેલા બર્ફનો જબરો ખપ થાયછે. અહીંની આબો હવા સારી હોવાથી અગત્ય કરીને સ્ત્રીઓની તન-દરોસ્તી સારી રહેછે. મર્દો ઉદ્યોગી, કદાવર અને સારા દેખાવના છે. ઓરતોમાં કેટલીક મેં ખુબસુર્ત દીઠીછે.

અત્યારસુધી અહીંની જોવા લાયક જુની ઇમારતો અને જગાઓ વિશે હું કંઈ બોલ્યો નથી, માટે હવે મેં શું શું જોયું અને હું ક્યાં ક્યાં ફર્યો તેની થોડી નોંધ અહીં ઉતારીશ. દમસ્કની ઉત્તરે ત્રણ મૈલ ઉપર એક મોટું કબ્રસ્તાન છે, કે જ્યાં **સલાહિયેહ** નામે એક નાનું પણ પુરાણું ગામ અસ્હાબે કાફગાર નામે પહાડની તળેટીમાં આવેલું છે. એ ગામ પૂર્વ પશ્ચિમ લંબાયલું છે અને તેની વચ્ચે મેવાની વાડીઓ ઝુકી રહેલીછે. દક્ષિણે ઉપર કહ્યું તેમ બે મૈલ ઉપર જુનાં દમસ્કનાં ખંડિયેરો તથા તેવીજ પુરાણી મસ્જીદો બાંધેલીછે. અહીં **કદમ** નામે એક નાનું ગામ છે, જેને માટે કહેછે કે પેગમ્બર હજરત **મોહમદ** એ ગામમાં એક-વાર આવી ઉતર્યા હતા ત્યારનાં એક પથર ઉપર તેમનાં કદમ પડેલાં આજ સુધી હયાત છે. તે ઉપરથીજ ગામનું આ નામ પડ્યું છે. આ પગલાં મારા ભોમિયાએ મને દેખાડ્યાં હતાં. અહીંથી ત્રણ મૈલ દૂર સીતીના જૈનબ-નો રોજો છે, જે જગા ઉપર કર્બલાની ખૂનખાર લડાઇ પછી ત્યાંથી આણેલાં બેગમના ઇમામ હુસેનનાં કુટુંબને રાખવામાં આવ્યું હતું. આ પછી પહાડોથી શેહેરની આ હદ પૂરી થાયછે. દમસ્કની ઉગમણુ દિશાએ એક ચાલુ કબ્રસ્તાન છે, જેમાં જાણીતા **બીલાલ** હબસીની કબર છે. આ પછી વાડીઓ અને બગીચાઓ આવેલાંછે. શેવટે પશ્ચિમ દિશાએ દમાસ્ક અને સીર્યા ફતેહ કરનાર સુલતાન **સલીમ**નો મોટો તકિઓ અબાના નદી પાસે આવેલોછે, જ્યાં વળી વાડીઓની હાર લાગેલીછે.

શેહરમાં સંખ્યાબંધ મસ્જીદો છે, પણ તેઓમાં સર્વથી મોટી અને તારીફલાયક એક છે, જે નબી **યેહૈયા** (યાહિયા) ની મસ્જીદને નામે ઓળખાયછે. નબી **ઝકરિયા**, જેઓએ નબી **ઈસા** અને તેની મા **મરિયમ**ને પાળેલાં હતાં, માટે જેમ મુસલમાનો તેમજ ખ્રિસ્તી-ઓ તેને અને તેના બેટા **યાહિયા**ને એક-સરખા માનેછે. આ મસ્જીદમાં યાહિયાનો રોજો છે. મસ્જીદ શેહરની વચોવચમાં આવે-લીછે, જેની વચ્ચે યાહિયાની કબર છે અને ત્યાંજ ઇમામ હુસેનનાં "સર"ની જીયારત પણ છે. મસ્જીદને મથાળે ચાર જબરા સ્થંભો ઉપર એક મોટો પથરનો ઘુંમટ ઉઠાવેલોછે. મસ મોટા દરવાજાની બહાર ૨૦ ફુટની ઉંચાઇ સુધી પાણી ઉરાડતો એક ફુંવારો છે. બીજો એક ફુંવારો મસ્જીદની અંદરના મોટા ચોકમાં બાંધેલોછે, જેની દરેક બાજુએ ઝાડો રોપેલાંછે. અંદરની દેવાલો ઉપર નક્શીકામ કીધેલું છે. મસ્જીદ સાથ તાલુકો રાખનારી એક હૉસ્પિટલ છે, જેમાં નાચાર બેચાર દર્દી-ઓની દવા થાયછે.

આ મસ્જીદ પોતાની એક નવાઇ જેવી તવારીખ ધરાવેછે. આજે તે એક મસ્જીદ-છે, પણ તે આગમજ તે ખ્રિસ્તીઓનાં એક દેવળ તરીકે વપરાઇ હતી, અને તેની પણ આગમજ અહીં રૂમી યા યુનાની મંદિર હતું. તેમાં એક ઠેકાણે હજીસુધી ખ્રિસ્તી ધર્મનો લેખ છે એમ મનાયછે. ખ્રિસ્તીઓનો અમલ ચાલુ રહ્યો ત્યાંસુધી ત્રણ સદી લગીક અહીં તેઓ દેવળમાં ભક્તિ કરતા રહ્યા; પણ

ઇસ્વી ૬૩૪ માં દમાસ્કસ તુર્કીઓના હાથમાં ગયા પછી દેવળને બે ભાગમાં વહેંચી એકમાં મસ્જીદ બનાવી, જ્યાં મુસલમાનો ભક્તિ કરવા લાગ્યા. પોણાસો વરસ બાદ ખલીફ **વાલીદે** આખું મકાન મસ્જીદ માટે ખ્રિસ્તીઓ કનેથી લઇ લેવા માંગ્યું, અને તે તેઓએ આપ્યું નહિ ત્યારે તેમના ધર્મની દરેક વસ્તુનો નાશ કરી આ ખલીફે આખી ઇમારતને મસ્જીદનું રૂપ આપ્યું અને તે પાછળ બહુ પૈસો ખર્ચ્યો.

શેહરમાં બીજી અનેક મસ્જીદો છે અને તેમાંની ઘણીએક જુદા જુદા ખલીફોએ પોતાની કબર માટે બંધાવેલી ધારવામાં આવેછે. કબરો અને રોજાઓ તો અસંખ્યાત છે. પ્રખ્યાત સુલતાન **સાલાદીન**ની કબર મોટી મસ્જીદની જોડમાંજ છે. જેમ શેહરમાં તેમજ તેની આસપાસનાં પરાંઓમાં પણ સંખ્યાબંધ મસ્જીદો છે. દમસ્કમાં યહુદીઓનાં ૧૦ દેવળો છે. શેહરની આસપાસ ફરતી મોટી દેવાલ છે, જેના છ દરવાજા અથવા ભાગોળોછે, જેઓ તરફ ફરવા જવામાં એક આખો દહાડો પસાર થઇ જાયછે. આમાંની એક લોખંડની ભાગોળ (બાબ અલ હદીદ) અને બાબ અલ ફરજ નામની ભાગોળની વચે ઘોડાનાં જીન, ઓગીર વગેરે વેચવાનું બાજારછે તેની પડોશમાં એક ગંજાવર કદનું ઝાડ મેં જોયું, જેનું થડ ૪૦ ફીટના ઘેરાવાનું હતું. પણ અમેરિકામાં મેં જોયલાં રાક્ષી કદનાં ઝાડો આગળ આ કુછ નથી. દમસ્કમાં નૈરૂત ખુણા તરફ એક જબરો કિલ્લો છે, જેનો ઘેરાવો નજદીક પોણા મૈલનો છે. તેના મુખડા ઉપર ત્રણ અને દરેક બાજુએ પાંચ ચોરસ બરૂજો બાંધેલાછે. અંદરથી આ કિલ્લો એક નાના કસ્બા જેવો લાગેછે. તેને પહેલા તુર્કી સુલતાનોએ કે તેમની આગમજ રૂમીઓએ બંધાવ્યો હશે તે અચોકસ છે. મુસાફરોને તેમાં ઘણા આગળ વધવા દેવામાં આવતા નથી.

અહીંનાં લોકો બહુજ ભાવિક અને પૂર્વજો તરફ અત્યંત માન બતાવનારાં છે. એક કબ્રસ્તાનમાં **કશાબેતુલ ઔયુબીયે** નામના એક ઓલિયાની જગા છે, જે જાતનો કુર્દીસ્તાની હતો. આ ઓલિયાની કબર હાલ ખોલી છે અને તેનાં કફનમાંથી તેના પગ સર્વને જોવા માટે ખુલ્લા કીધાછે. હજારો મહમદિયાનો તે જોવા આવેછે અને કદમબોસી કરેછે. મિસરના લોકો તો સાથે રૂ લઇને આવેછે, અને તે આ ઓલિયાના પગને અડકાવી પાછો લઇ જાયછે અને બીમાર માણસોનાં ગળાંમાં તાવીજ દાખલ તે બાંધેછે, એવું સમજીને કે ઓલિયાની મેહરબાનીથી બીમારી દફે થઇ જાય.

તા૦ ૧૮ મી ડિસેમ્બર—આજ દિને હું દમસ્કની ઉત્તરે ૩ મૈલ ઉપર આવેલું **સલાલિયેહ** નામે ગામ જોવા ગયો હતો. વાડીઓ અને બગીચાઓમાંથી પસાર થતાં પ્રથમ શેખ અબ્દલગની નામે એક મોટી દરગાહ આવેછે, જ્યાં શામી લોકો માનતાની પુષ્કળ વસ્તુઓ લાવેછે, અને વરસમાં એકવાર મોટો મેળો ભરેછે. આ ગામ અને જબલકાફ નામે પહાડની વચે એક પુરાણું કબ્રસ્તાન છે તેમાં નબી **જુલકફલ**નો રોજો છે. શેખ મહિયેદીન નામની એક બીજી મોટી દરગાહ અહીં છે ત્યાં પણ દર સાલ મેળો ભરાયછે. આ ગામની વસ્તી ૭૦૦૦ માણસોની છે, અને શામી લોકોની એ માનીતી જગા છે. ગામની પડોશમાં કાસ્યુન નામે એક ડુંગર છે તેને માટે કથા છે કે નબી ઇબ્રાહીમને અલ્લાહ તાલા તરફથી અહીં બશારત મળી હતી, અને પેગામ્બર સાહેબ હજરત **મોહમદે** અહીંજ ઉભા રહીને દમસ્કની બેહસ્ત જોડે સરખામણી કરી હતી. સલાહિયેહને માથે આવેલો પર્વત બે બાજુ તરફ જુદાં જુદાં નામથી ઓળખાયછે, અને તે બંને નામો પોત પોતાની જુદી જુદી દંતકથા ધરાવેછે. પૂર્વ તરફના ડુંગરને જબલકાફ કહેછે, જ્યારે પશ્ચિમ તરફનો જબલ અર્બિયનને નામે ઓળખાયછે. પહેલાને માટે કહેછે કે તેના એક ઉંડા ગાર અથવા ભોંયરાંમાં ખોદાની શોધમાં નિકળેલા સાત અસ્હાબ અથવા દોસ્તો પોતાના એક કુત્રા જોડે ગેબ થઇ ગયા હતા. આ ગારમાં હું મારા ભોમિયા જોડે બતી સળગાવીને દાખલ થયો હતો. અંદર સાત મેહરાબો

બનાવેલાછે, પણ તે ઉપરાંત જોવા લાયક બીજું કાંઇ નથી. બીજાં નામવાળા ડુંગરને માટે એવી કથા છે કે બાવા આદમના બેટા કાબીલે (કેને) પોતાના ભાઇ હાબીલ (એબેલ) નું ખૂન આ ડુંગર ઉપર કર્યું હતું, કે જે દુનિયામાં સર્વથી પહેલું ખૂન અને મોત હતું. આ ખૂનવાળી ગણાતી જગાએથી પાણી ટપકયા કરેછે તે ઉપરથી મારો ભોમિયો શામી લોકોની કથા મને કહી સંભળાવેછે કે મજકુર ખૂનની અફસોસીને થકી આ પર્વત રોયછે તેનાં આંસુનું આ પાણી છે!

આ પર્વત ઉપર એક ગાર ૪૦ મેહેરાબોનો છે, જે સંબંધી એવી કથા છે કે ઇમામ હુસેનની લડાઇમાં મદદ આપવા માટે અહીં આવીને ૪૦ મદદગારો ગારમાં ગેબ થઇ ગયા હતા. આ ગાર પણ મારા ભોમિયા જોડે મેં જોયો હતો.

હાલ દુમસ્કમાં થંડીની રૂતુ ચાલેછે, જે બેથી હડી માસ સુધી રહેશે. અહીંના મર્દો મિસરના લોકોની પેઠે માંથે તુર્કી ટોપી પહેરીને ઉપર ફેંટો કસીદો બાંધેછે. અહીંની સ્ત્રીઓ સ્વરૂપવાન છે. તેમનાં નાક અણિયાળાં, ગર્દન લાંબી, હોઠ સુર્ખ, બાલ કાળા અને લાંબા, આંખ બદામશેકી, કીકી કાળી અને ચામડી દુધ જેવી છે. આ શેહરથી હું તો બહુ ખુશ થઇ ગયોછું. મને એ છોડવા ગમતું નથી. અહીંનાં ખંડિયેરો અને બીજી પુરાણી જગાઓ બહુ મોહક છે. અહીંનાં હમામખાના વળી મારા જેવા મુસાફરને વધારે દિલકશ લાગેછે, અને ખરેખર તે તારીફલાયક છે. અંદર જુદી જુદી થંડાં તેમજ ગરમ પાણીની હોજો સંગેમરમરના પથરથી બાંધી લીધેલીછે, અને વચમાં મોટો ચોક રાખી આસપાસ નહાવાની કોટડીઓ કરી લઇને તે ઉપર જાડા મજબૂત કાચની છત્રી બનાવીછે. સ્નાન કરવા આવનારને પ્રથમ ગાહાવો પીવા દેછે, પછી તેનો પોશાક છોડાવી નોકર નવું પોતડું બંધાવેછે, અને અંદર બેસાડી સાબુવડે ખૂબ ચોળી ચોળીને મેલ કહાડેછે. તે બાદ તેને નહાવા હોજમાં લઈ જાયછે. આ પછી પોતાના સોજાં કપડાં પહેરી, ગાહાવો પી, નહાવા આવનાર ચાલતી પકડેછે.

**દુમસ્કથી જેરૂસલેમ તરફ કુચ.**

હવે દુમસ્કને મેં છેલી સલામ કીધી. છ દિવસો એ સુંદર મનહર શેહરમાં ગુજારી, સઘળે ફરી ફરીને મેં જોવા લાયક સર્વ જોઇ લીધું. તા૦ ૨૧ મીની પાછળી રાત્રે ફ્રેંચ કંપનીની એક ભાડની ગાડીમાં સવાર થઇ હું પાછો બૈરૂત ચાલ્યો, કેમકે દમાસ્કસથી દક્ષિણે ખુસ્કીની મુસાફરીનાં સંકટો વેઠીને જેરૂસલેમ જવા કરતાં દરિયાને માર્ગે ત્યાં જવું વધારે સલામતીભરેલું અને સેહેલ છે. શામ અને બૈરૂત વચે ૭૦ મૈલનો ટપો છે, જે ટપાળ ગાડીમાં જલદી પસાર કરી શકાયછે. એ ગાડી ઝડપથી દોડેછે, અને તેથી માર્ગમાં ૧૬ ઠેકાણે તૈયાર રાખેલા જુદા જુદા તાજા ઘોડા બદલી આગળ વધેછે. એ ગાડી ઉતારૂઓને પણ લેછે. તેનું નામ "ક્રુરૂસો" છે. પણ એવી ઉતાવળી ગાડી મને પસંદ હતી નહિ, કેમકે જે રસ્તે હું દુમસ્ક આવ્યો તેજ રસ્તે પાછું બૈરૂત જવાનું હતું માટે આવતી વેળા મને જે સંકટો ખમવાં પડયાં તેનો બંગ જતી વેળા સઘળું જોઇને વાળી લેવાની મારી મતલબ હતી. તા૦ ૨૨ મીએ અમે માર્ગમાં મળતાં ગામડાંઓ, કુદ્રતી દેખાવો, ચોતરફ ફરી વળેલી હળિયારી, વગેરે જોતા અને મજાહ ભોગવતા આગળ વધ્યા. પર્વતો ઉપર સફેદ બર્ફ, નીચે લીલાં લેહેર, પર્વતો ઉપરથી વહેતાં નાળાંનો ખળખળાટ, સામેથી નમતા ઓરશેદના સોનેરી નરમ કિરણોનો ઝમકાટ, માળે જતાં પક્ષિઓની કિકિયારી, ગોવાળાનો તેમનાં બચ્ચાં જોડે આલાવીને કોધારે લઈ જવાની ભરવાડોની તૈયારી, ગામડિયાઓનો સાદો ગરીબ દેખાવ;—એ અને એવુંજ બીજું એક દુખી માણસનું દુખ હરી લેવાને પુરતું હતું. શામ જતી વેળાની મારી રંજના બદલામાં અહીં વળતી મુસાફરીમાં મેં ગોયા ગંજ મેળવ્યો હતો! ખરેખર, આ સર્વ જંગલના દેખાવો કદી વિસરાય નહિ એવા હતા.

આ રીતના દેખાવોથી આંખો અને જીગરને તૃપ્ત કરતા અમે તા૦ ૨૩ મીની સાંજે બૈરૂત આવી પુગ્યા. હજી ૪ વાગાનો અમલ હતો, માટે જાફાની મેલ સ્ટીમર કયારે ઉપડેછે તે જાણી તેની ઑફિસમાં ખબર કહાડતાં જણાયું કે અબ ઘડી સ્ટીમર ઉપડેછે. આથી હું ઉતાવળો પડીને બંદર તરફ દોડયો, અને સારાં ભાગ્યે હજી તે ઉપડી ન હતી માટે તે ઉપર ચહડી બેઠો. સ્ટીમરે કાંઠે કાંઠેથીજ ચાલવા માંડયું, તેથી કિનારાનો દેખાવ જોવાની મને અછી તક મળી. માર્ગમાં **ટાયર** બંદરની દીવાદાંડી પસાર કરી, અને બીજા દિવસની સુંદર સહવારમાં તો તવારીખમાં પ્રખ્યાત **એકર** છોડી કાર્મેલના ભૂશીરને જોયો. **કએસરિયા** બંદરને બપોર પડતાંમાં તો અમે સલામ કીધી, અને પાછળા પહોરે **જાફા**નાં બંદરમાં લંગડ કીધું. સારાં ભાગ્યે આ વેળા દરિયામાં તુફાન ન હતું, જેથી કિનારે પગ મૂકતાંજ મેં તો ભાડેની ગાડી કરીને જે મારાં જીગરની એક ખાહેશ હતી તે પુરી પાડવા **બૈત અલ મુકદ્દસ** શેહર તરફ ચાલવા માંડયું. આ નામ આરબોએ પ્રખ્યાત **જેરૂસલેમ** શેહરને આપેલું છે.

## જાફાથી જેરૂસલેમની મંજલ.

તા૦ ૨૪ મી, ગુરૂવાર—જાફા ગામ નાનું છે. અહીં નારંગી પુષ્કળ અને સસ્તી મળેછે. અહીંથી તે જથાબંધ દેશાવરો ખાતે ચહડેછે. આ ગામ છોડતાં નારંગીનાં ઝાડો અને દ્રાક્ષનાં ખેતરો જથાબંધ આવેછે. થોડુંક આગળ ચાલ્યા કે **રમલા** ગામમાં જઈ પુગ્યા, જ્યાં ઘોડાને દાણો પાણી દઇ તેને વિસામો આપ્યો. અહીં નબી **સુહાલે**ની કબર છે, જે હજરત **ઈસા** કરતાં પણ પુરાણા કાળમાં થઈ ગયો હતો. હું એ કબર તરફ જાઉંછું એટલે ગામનાં નાનાં બાળકો પૈસો પાઈ લેવા મારી આસપાસ વિંટળાઈ વળ્યાં. મેં તેમને એકેક નાનો સિકો આપી રાજી કર્યા, અને પછી તેઓ મને નબીની કબર પાસે લઈ ગયાં. તેઓ સઘળાં આરબ બાળકો હતાં, જેમની વચે હું ચાલતો હતો. અમારૂં સરઘસ નવાઇ જેવું હતું. તેઓ મને એક કબીલાનાં ઘર તરફ લઈ ગયાં, જ્યાંનાં લોકોએ મને માન સાથ અંદર બોલાવી રોજાનો દરવાજો ખોલ્યો અને નબીની કબર બતાવી, તથા તે જે મોટી તસ્બીહ હાથમાં લેઈ પઢતો હતો તે દેખાડી, જે બહુ જુની થઇ ગયલી હતી. બીજી કેટલીક વાતોથી મને વાકેફ કરવા જોડે આ કબીલાનાં માણસોએ જમવાનો બહુ આગ્રહ કરવાથી મેં ત્યાંજ ભોજન લીધું, અને મારી ગાડી તૈયાર થઇ હતી માટે આ આરબ કુટુંબને રાજી કરી મેં રજા લીધી, અને પેલાંજ મારાં બાળક રસાલેદારો જોડે હું ગાડી તરફ આવ્યો, અમે તેઓ સર્વની દુઆથી ભરેલાં હૈયાં સાથ હું આગળ વધ્યો. મધ્ય રાત્રે અમે એક ગાહાવા (પહોચખાના) માં ઉતર્યા અને થોડોકવાર વિસામો લઈ પાછળી રાત્રે પાછા ઉપડયા.

તા૦ ૨૫ મી, શુક્રવાર—આજ સહવારે અમે પહાડની ધાળ ઉપર ચહડવા લાગ્યા એટલાંમાં પેલો "મોતનાં સમુદ્ર" (Dead Sea) ને નામે ઓળખાતો જળાશય નજરે પડયો, જેને આરબો બેહરે લૂટ (Sea of Lot) કહેછે. પણ તે અમારેથી બહુ દૂર હતો. ત્યાં જઇ પુગિયે તે આગમજ તો અમે ૧૦ વાગામાં **જેરૂસલેમ**ની મુલાકાત લીધી.



## પ્રકરણ ૫ મું.

# જેરૂસેલમ.

## (બૈત ઉલ મુકદ્દસ).

બૈત ઉલ મુકદ્દસ—૮ મી વાર બંધાયલું જેરૂસલેમ—દટાયલાં શેહરોનું ખોદકામ—નવી નવી અજવાળાંમાં આવતી વાતો—શેહર ઉપર ગુજરેલી રાજદ્વારી આફતો—અસલી ઇતિહાસ—શેહરનું બયાન; સરહદ ઉપરની જોવાલાયક જગાઓ—ખ્રિસ્ટીઓનું "પવિત્ર કબરવાળું દેવળ"—તે સંબંધી કથાઓ; ખલીફ ઉમરની મસ્જીદ—તેની અજાયબીઓ અને દંતકથાઓ; મસ્જીદ અલ અકશા—તેની મોટાઇ—દંતકથાઓ; શેહરની બહાર પ્રવાસ—નબીઓની કબરો અને તે સંબંધી વાર્તાઓ—ગામડાંઓની મજાહ અને ગામડિયાઓની સુખી હાલત; નબી ઇબ્રાહિમ અને તેનાં કુટુંબની કબરોનો ગુમખો. 'ડેડ સી'ની અજાયબીઓ—તેનું બયાન; પવિત્ર જોર્ડન નદી. બેથલેહમ કસ્બો—ઇસુ ખ્રિસ્ટના જન્મ સ્થળનું દેવળ—તેની ભેટ અને હકીકત; તુર્સીના પહાડ અને તેની દંતકથા—છાણા તરીકે બળતો પથર—એક સાદું ભોજન; સરકારે બાંધેલા 'તકિયા.'



**રૂસલેમને** અહીંના લોકો માનને ખાતર "કુદ્દુસ શરીફ" ને નામે ઓળખાવેછે. આ એક પુરાણું શેહેર છે, અને જાણવાજોગ એ છે કે જેમ મહમદિયાનો તેમજ ખ્રિસ્ટીઓ અને યહુદીઓ તેને મોટો દરજ્જો આપી માનેછે. કદાચ વાંચનાર માનશે નહિ, પણ હાલ એ શેહર ખાતે જે ખોદકામ ચાલેછે તેના લાગતાવળગતાઓ શોધખોળ ઉપરથી એવાં અનુમાન ઉપર આવ્યાછે કે આજે ૮મીવાર જેરૂસલમ શેહર બંધાયલુંછે અને તેની અગાડી ૭ વાર એ શેહર ફના થયા કીધું હતું! તેઓ જણાવેછે કે અસલ નબી **દાઉદના** જમાનાનું જેરૂસલેમ આજ નથી, એટલુંજ નહિ પણ ત્યારબાદ તે અનેકવાર નાશ પામ્યુંછે અને અનેકવાર પાછું બંધાયુંછે, અને હાલ તે ૮મીવાર બંધાયલું જેરૂસલેમ છે. આ અનુમાનનું કારણ એ છે કે ખોદકામ કરતાં ૧૨૫ ફીટ સુધી મજુરો ઉંડા ગયાછે, અને ત્યાંથી પુરાતન જેરૂસલેમની ઇમારતોની નીશાણીઓ મળી આવીછે. એ રીતે ત્યારે પહેલાં દટાયલાં શેહર ઉપર બીજું અને બીજાં ઉપર ત્રીજું એમ સાતમાં ઉપર આઠમું શેહેર હાલ વસેલુંછે.

એ શેહર જેમ પુરાણું તેમ પવિત્ર ગણાયછે, પણ તેના એ બંને ગુણોને થકી બાપડાં જેરૂસલેમને જેબ્રુસી અને ઇસરાયલ, મિસરી અને અશુરી, યુનાની અને રૂમી, મહમદિયાન અને ખ્રિસ્ટી એ સર્વ કોમોનાં લશ્કરો તરફથી સંખ્યાબંધ વેળા બહુ મુસીબતો ખમવી પડેલીછે. એક ભરૂસેદાર લખનાર મુજબ તવારીખમાં એ શેહરે શત્રુઓ તરફના ૧૬ ઘેરા ખમેલાછે. આમાંનો છેલો ૧૨૪૪ માં નખાયો હતો, જે વેળા તાતારી લોકોએ ઉતરી પડીને શેહરને લૂટી ત્યાંના ધર્મગુરૂઓ અને જોગીઓની કતલ ચલાવી હતી. કહેછે કે પ્રથમ નબી **દાઉદે**, પછી **સુલેમાને**, પછી **નેહેમિયાએ** અને ચોથી મરતબે **હેરોડે** આ શેહર એકની એક જગાએ જુના ઉપર નવું બાંધ્યું હતું. હેરોડવાળું શેહર ઘણું સુંદર હતું, જેનો રૂમી **ટૈટસે** નાશ કર્યા પછી **હેડ્રિયન** અને **કૉન્સ્ટેન્ટાઇન** પાદશાહોએ વારા ફરતી નવાં શેહરો વસાવ્યાં. ત્યારબાદ ખલીફ **ઉમરે** જેરૂસલેમ બાંધ્યું, જેની પછી ખ્રિસ્ટી સરદાર **ગૉડફ્રીએ**, અને શેવટે **સલાદીન**

તથા **સુલેમાન** સુલતાનોએ એક પછી એક શેહર બાંધ્યાં હતાં. આ જુદાં જુદાં શેહરોને ખુલ્લાં કરવાનું કામ ઉપલું ખોદકામ કરાવનારી ફંડ કમિટીએ માથે લીધું છે.

આ જેરૂસલેમ એક નબી દાઉદના વખ્તથી જુદિયા દેશની રાજધાણી ગણાતું આવ્યું છે. બેબિલનના **નેબુખદનેઝર** પાદશાહે તેને ત્રણ વખત લૂટયા છતાં, અને તેના મેહલ તથા દેવળને બાળી નાખ્યા છતાં, તેનો કોટ તોડી પાડયા છતાં, તથા તેના પાદશાહ અને રહેવાસીઓને કેદી બનાવ્યા છતાં, રૂમી ટૈટસના વખ્ત સુધી તે યહુદીઓના હાથમાં હતું. બેબિલન ખાતેના ૭૦ વરસનાં કેદખાના પછી પારસી પાદશાહ **કુરશે** યહુદીઓને બંધમાંથી ખલાસ કરી, જેરૂસલેમ ખાતે પાછા ફરી પોતાનું દેવળ બાંધવાની રજા આપી અને તેના ખર્ચમાં પોતે મદદ આપી. ટૈટસે તેનાં અસલથી વખાણાયલાં માતબર દેવળને લૂટયા પછી બીજીવાર સળગાવી મેલ્યું, તથા રહેવાસીઓને પકડી લઇ જઇ ગુલામ દાખલ વેચ્યા. જેઓ બચ્યા તેઓએ બળવો ઉઠાવ્યાથી **એડ્રિયન** શેહનશાહે જેરૂસલેમનો પુરો નાશ કીધો, અને ખંડિયેરો ઉપર એલિયા કેપિટોલિના (Aelia Capitolina) નામનો રૂમી કસ્બો વસાવ્યો. પાછળથી રૂમી શેહનશાહ **કૉન્સ્ટેન્ટાઈન** ખ્રિસ્ટી ધર્મમાં વટલ્યો, તેણે આ કસ્બાને પાછું અસલ નામ આપ્યું અને તેની પવિત્રાઇ પાછી વધારી. આવી આવી લૂટ અને આગની આફતો જેરૂસલેમે અર્ધી ડજનથી વધારે વાર ખમીછે. શેવટે ૬૩૭ માં રૂમીઓ કનેથી ખલીફ ઉમરે એ શેહર જીતી લઇ મુરિયા પર્વત ઉપરનાં યહુદી અને રૂમી દેવળો અને દહેરાંઓવાળી જગા ઉપર પોતાને નામની મસ્જીદ બંધાવી. એ પછી ટુર્કીઓએ આ શેહરમાં વસનારા ખ્રિસ્ટીઓ ઉપર બહુ જુલમાત વરસાવ્યાથી મહમદિયાનો સામે ખ્રિસ્ટી પાદશાહો યુરોપથી ધર્મની લડાઈ ("ક્રુઝેડ"—Crusades) લઈ આવ્યા, અને એકવાર ગૉડફ્રી નામનો સરદાર એટલોબધો ફતેહમંદ નિવડયો કે તેને જેરૂસલેમનું રાજ્ય મળ્યું. પણ અંતે તેના એક વારેસના હાથમાંથી સુલતાન સાલાદીને એ શેહરનો કબજો લીધો. આ ધર્મની લડાઇઓ ૧૩ મી સદી સુધી ચાલુ રહી, જે દરમયાન બાપડાં આ પવિત્ર શેહર અને ત્યાંના શેહરીઓએ બહુ ખમ્યું. તાતારીઓના જુલમાત પછી ૧૫૧૭ માં એ શેહર શેવટને માટે ટુર્કી સુલતાન **સલીમ** ૧ લાના હાથમાં આવ્યું, જયારથી આજ સુધી અહીં ટુર્કીઓનોજ અમલ છે, તો જોકે વચમાં એક વાર તે મિસરના પાશા **મહમદ અલી**ના હાથમાં ગયું હતું. ટુર્કી અમલમાં તેણે પોતાની આગળી સર્વ મોટાઇ ખોઈ દીધીછે. તેઓનો ત્રાસ અહીં ભારી છે, અને તેથી શેહરની હાલત કદી સુધરવા પામતીજ નથી. તોપણ ખ્રિસ્ટીઓના જેટલુંજ પવિત્ર એ શેહરને ટુર્કીઓબી ગણેછે.

શેહરનો હાલનો વિસ્તાર ૨૦૯ એકરનો છે, જેમાં ૩૫ એકર જમીન તો હરમ અસ શરીફની બુજર્ગીદાર પવિત્ર ઇમારતથી રોકાઈછે, અને બાકીની ખ્રિસ્ટી, અરમાની, યહુદી અને મહમદિયાન લત્તાઓમાં વહેંચાઇ ગઇછે. શેહરની આજની વસ્તી ૫૦૦૦૦ માણસોનીછે. તેનો ઘેરાવો નજદીક સવાબે મૈલનો છે. એક બોડકા પર્વતની ધાળ ઉપર આ શેહર બાંધેલું છે, જેની આસપાસ આંખને દીપાવી નાખે એવા ચુનાના પથરના ખડકો ફરી વળેલાછે. તેની આસપાસ ૩૫ ફીટની જબરી ઉંચી દેવાલ અથવા કોટ બાંધી લીધેલોછે, જેને ફરતા ૩૪ બરૂજો અને આઠ ભાગોળો છે. વસ્તીમાં સર્વથી મોટો ભાગ મુસલમાનોનો છે; યહુદીઓની સંખ્યા ૩૦૦૦ ની છે. ખ્રિસ્ટીઓની સંખ્યા એથી પણ ઓછી છે.

જેરૂસલેમની ચારે સરહદે અનેક જોવા અને જાણવા લાયક જગાઓ આવેલી છે. ઉત્તરે આગળા પાદશાહોની કબરો છે; પૂર્વ દિશાએ ઑલિવનો પર્વત, પેગામ્બરોની કબરો, ખ્રિસ્ટી દેવળ વગેરે છે; દક્ષિણે બુરી સલાહનો ડુંગર (Hill of Evil Council) વગેરે છે; અને પશ્ચિમે મહમદિયાન પ્રજાનું કબ્રસ્તાન અને રશિયન મિશન વગેરે છે.

શેહર જોકે ૮ મી વાર બંધાયલું હોવા છતાં તેના રસ્તા વાંકાચૂંકા અને જુની ઢબના છે. ઘરો ઉંચાં છે, પણ નીચલા મજલાઓને બારીઓ નહિ હોવાથી મુસાફર પોતાને બે દેવાલો વચેથી પસાર થતો જુએછે. ઉપલા મજલાઓની બારીઓ પણ જાળી અથવા કટેરાની હોયછે. બાજારો પણ એકવાર ગયા હોઇયે તો ફરીથી જવા નહિ ભાવે એવાં કંગાળ છે. ત્યાં કશો સોદાગરી માલ વેચાતો નથી. શેહરમાં ઉદ્યોગ પણ કશો નથી. પૂંજારીઓ અને ભાવિકોને માટે ચારણની તસ્બીહ, ક્રૂસ, કોડા અને એવીજ બીજી નજીવી વસ્તુઓ બનાવવામાં આવેછે, જે ખરીદ કરીને દેવળોમાં ચહડાવવામાં આવેછે.

ખ્રિસ્તીઓને માટે આ શેહરમાં મુખ્ય ખેંચાણ કરનારી જગા પવિત્ર કબરવાળું દેવળ છે, જે એ ધર્મમાં વટળેલા રૂમી શેહનશાહ કૉન્સ્ટેન્ટાઇનની માતા **હેલીનાએ** બંધાવેલું છે. તે ૩૦૦ ફીટ લાંબું અને ૨૦૦ ફીટ પોહોળું એક સુંદર મકાન છે, જેમાં હજરત **ઈસુ ખ્રિસ્તની** યાદગારીના સઘળા બનાવોની જગાઓ છે. કબરવાળા ભાગમાં દીવા આખો દહાડો અને રાત બળ્યા કરેછે. પણ જે ઠેકાણે ખ્રિસ્તને શૂળી દેવાને લગતા બનાવો બનેલા તે આ દેવળવાળી જગા તો નથીજ, એમ હાલ સિદ્ધ થયુંછે. નામાંકિત ખ્રિસ્તી ધર્મગુરૂઓની આમજ કહેછે. જેરૂસલેમમાં ખોદકામ કરનારી કમિટીનો પણ એવોજ વિચાર છે. પણ એ બાબતમાં આ ઠેકાણે લંબાણ કરવાની જરૂર નથી, કેમકે મારે આ શેહર માંહેલી અને તેની આસપાસની બીજી અગત્યની જગાઓ બાબે ઘણું કહેવાનું છે. ઉપલી કબરવાળી જગાનો કબજો લેવાની મારામારી જુદા જુદા ખ્રિસ્તી પંથો વચે લાંબો વખત સુધી ચાલ્યા પછી હાલ તે અરમાની પંથવાળાઓના હાથમાં છે. અહીંજ બાવા આદમની પણ કબર છે એવી દંતકથા ચાલેછે. એક બીજી કથા એવી છે કે દર સાલ ઇસ્ટરના તેહવારની એક સાંજ આગમજ આકાશ ઉપરથી ગેબી રોશની દાખલ થઇને સઘળી બતીઓ સળગાવી દેછે. આ તમાશો જોવા હજારો ગ્રીક ચર્ચવાળા પંથીઓ એ જગા ઉપર ભેગા થાયછે, અને ઉપલા આકાશી રોશનીવાળા દીવાઓમાંથી પોતાને ઘર આતશ લઇ જવાની જીજ્ઞાસાને થકી એટલો તો ઘસારો કરેછે કે તેમાં અનેક વાર પુષ્કળ માણસોના જીવ જાયછે. કહેછે કે ૧૮૩૪ માં આવા ઘસારામાં ૪૦૦ થી વધુ ખ્રિસ્તીઓ કચડાઈ મુઆ હતા !

## ખલીફ ઉમરની મસ્જીદ.

મહમદિયાન મુસાફરોને માટે જોવા લાયક અહીં બે મસ્જીદો છે. એક ખલીફ ઉમરની "કુબ્બત અસ સુખ્રેહ (યાને "ખડકનો ગુંબજ") નામની છે, જે "હરમ અસ શરીફ" (યાને "ઉત્તમ દેવાલય") નો એક ભાગ રોકેછે. આ મસ્જીદ મોરિયા પર્વત ઉપર આવેલીછે, જ્યાં તેની આગમજ યહુદીઓનું દેવળ હતું એમ મનાયછે. કથા છે કે ખલીફ **ઉમરે** જેરૂસલેમ સર કર્યા પછી યહુદીઓનાં દેવળ બાબે પરપુછ કરીને પછી તેજ જગા ઉપર પોતાની આ મસ્જીદ બાંધી હતી. પણ બીજાઓ વળી એમ જણાવી જાયછે કે આ ધર્મસ્થાન **અબદ અલ મલેકે** ઇસ્વી ૬૮૬ માં બાંધ્યું હતું. તેનો ગુંબજ બાર સ્થંભો અને ચાર મોટા થામલાઓ ઉપર ઉઠાવેલોછે. તેને ૫૬ કાચની બારીઓ છે, જેઓ તેમની ભારી સુંદરતા અને ઝલકાટને માટે વખણાયછે. દેવાલો ઉપર એવી કિસ્મની શોભિતી ઇંટો ચણેલીછે કે જેઓ ઉપર તેમજ બહારની દેવાલો ઉપર કોરાનમાંના પવિત્ર ફકરાઓ ઉતારેલાછે. ગુંબજ લાકડાંનો છે. તે ૯૮ ફીટ ઉંચો અને ૧૯૮ ફીટના ઘેરાવાનો છે. ફરસબંદી તમામ રંગબેરંગીન સંગેમરમરની ઇંટોની બનાવેલીછે.

આજ મસ્જીદની જોડમાં ઉપલી ફરસબંદીની લગોલગ એક પવિત્ર ખડક આવી રહેલોછે, જે ૬૦ ફીટની લંબાઇનો અને ૪૫ ફીટની પોહોળાઇનો વગર ઘસેલો આખો પર્વતનો એક ગંજાવર કકડો છે. તે બરાબર ઉપલા ગુંબજની નીચે આવી રહેલોછે. તેના સંબંધમાં યહુદીઓ, ખ્રિસ્તીઓ, તેમજ મહમદિ-

માનોમાં અનેક કથાઓ છે. છેલ્લાઓ એવું માનેછે કે હજરત પેગામ્બર સાહેબ પોતાના બોરાક ઘોડા ઉપર સવાર થઇને આ ખડક ઉપરથીજ ખોદાની દરગાહમાં ગયા હતા, જે વેળા ખડકે પણ તેમની જોડે જવા માંડ્યું પણ **જબ્રીલ** ફરેશ્તાએ તેને થોડુંક સુધી આગળ વધવા પછી અટકાવી રાખ્યો હતો, જેથી તે ફિરિશ્તાના હાથનાં આગળાં ખડક ઉપર પડેલાં આજ સુધી હયાત છે, અને તે સર્વને દેખાડવામાં પણ આવેછે !

ખડક ઉપરથી ૧૧ કદમ નીચે ઉતર્યા કે એક ગુફા આવેછે જેમાં વળી બીજી છ પગથી ઉતરીને દાખલ થવાયછે. ગુફા માત્ર એક નાની ઓરડી જેવી છે, જે માત્ર છ ફીટ ઉંચી છે. આમાં નબી **ઈબ્રાહિમ, અલીજાહ, સુલેમાન** અને હજરત **મોહુમદે** પોતે પણ બંદગી કીધી હતી, અને તે માટે તેઓની ખાસ જગા મુકરર કરેલી દેખાડવામાં આવેછે. ગુફાની વચે એક ફાલકું છે, અને તે એક એવી ચેહ અથવા કુઆ ઉપર ઢાંકેલું કહેવાયછે કે જેમાં સઘળા ભૂતો અને દૈત્યોને ઉતારેલાછે, જેમને તેમનાં માથાં ઉપરની ચોટલી પકડીને કેયામતને દિને ખેંચી કહાડવામાં આવશે! બીજાઓ કહેછે કે પર્વત ઉપર અપાયલા પ્રાણીઓના ભોગોનું લોહી આ કુઆ મારફતે કિદ્રન નદીમાં જઇ મળતું હતું. વળી કેટલાક નામીચા વિદ્વાનો એમ માને છે કે ઇસુ ખ્રિસ્ટની લાશને એજ ચેહમાં તેના શત્રુઓએ નાખેલીછે.

આવી આવી તો અનેક કથાઓ છે, જે નોધવાની આ જગા નથી. વળી આ મસ્જીદમાં હજરત મહમદ સાહેબનાં પગળાં, તેમનો ઝુંડો, તેમની દાઢીના બાલ, તેમના કાકાની ઢાલ વગેરે અનેક પવિત્ર ગણાતી વસ્તુઓ મુસાફરોને દેખાડવામાં આવેછે, જે બાબે લંબાણ કરવાની પણ આ નાનાં પુસ્તકમાં જગા થઇ શકતી નથી, માટે દિલગીર છું.

### મસ્જીદ અલ અકસા.

આ મસ્જીદ પણ જોવા લાયક છે. તે બહુ મોટી છે, અને અવલના પેગમ્બરોના જમાનાની મનાયછે. કોરાનમાં એના સંબંધી લખેલું છે. આજ દિને શુક્રવાર હોવાથી મેં પોતે એજ મસ્જીદમાં નિમાજ ભણીને બાકીનો સર્વ વખ્ત એક ઓમિયાં જોડે સર્વ જોવાલાયક ઠેકાણાંઓમાં ગુજાર્યો. આ મસ્જીદનાં મૂળ બાબે કંઇક વેહમ રહી ગયેછે, તોપણ એમ મનાયછે કે રૂમી શેહનશાહ જસ્ટીનિયને નબી ઇસુ ખ્રિસ્ટની મા કુમારી **મર્યમ**નાં માનમાં જે ભપકાદાર દરબાર બાંધી હતી તે એજ હતી— અથવા તે એજ જગા ઉપર હતી; અને અહીં પ્રથમ ખ્રિસ્ટી દેવળ હતું, પણ પાછળથી મસ્જીદ બાંધી હતી. વળી બીજાઓ કહેછે કે આ કોઇ દેવળ નહિ પણ મસ્જીદજ છે અને તેને પહેલી ખલીફ અબ્દ અલ મલેકે ૭ મી સદીની આખરીએ બાંધી હતી. મસ્જીદમાં દાખલ થતાંજ બાંધેલો રંગમંડપ સાત આર્કીઓનો છે, જેમાંથી તેની આજુબાજુની એટલીજ પાંખોમાં દાખલ થવાયછે. સઘળાં આર્કીઓને રંગથી ચિતારેલાંછે. તેના ગુંબજના મહિલા ભાગને રંગીન ઇંટોથી અને સંગેમરમરથી બહુ ભપકાદાર બનાવેલોછે. મસ્જીદમાં ઘણીએક જોવા લાયક વસ્તુઓ છે, જેમાંની એક વાઅજ કરવાની મિમ્બર (pulpit) નું લાકડકામ તમામ નક્ષીથી ભરપુર છે, અને તેમાં હાથીદાંત અને છીપ જડી લીધાંછે. તેની પડોશમાં નબી **મુસા**ની નિમાજ પઢવાની જગા છે, અને તેની પિઠે એક પથર ઉપર નબી ઇસાનાં પગળાં છે. આ સર્વની જોડમાંજ વળી બે સ્તંભો એવા પાસે પાસે ઉભા કરેલાછે કે જેમાંથી સહેલથી પસાર થઇ શકાય એમ નથી. તેમને માટે એવી કથા છે કે જેઓ એ સ્તંભો વચેથી પસાર થઇ શકે તેઓ બેહસ્તમા સહેલથી જઈ શકશે, પણ જેઓ પસાર નહિ થઇ શકે તેઓ ત્યાં જવા પામે એ શકભરેલું છે.

મસ્જીદ અકસાની ઉગમણે ખલીફ ઉમરવાળી ઉપર વર્ણન કરેલી મસ્જીદ છે. અકસાના સંબંધમાં અનેક કથાઓ છે. તેમાં નબી સુલેમાનના ઘોડાના તબેલાની જગા છે. કહેછે કે તેના રથોમાં જોડવા માટે અહીં ૪૦૦૦૦ ઘોડાઓ બંધાતા હતા. અહીં વળી

ઇસાનું ઘોડિયું (ઝોળી) વગેરે પણ આપણુને દેખાડવામાં આવેછે. હરમ તરફથી પૂર્વ બાજુએ એક દાદર ઉપરથી દેવાલ ઉપર ચહડિયે છિયે તો આસપાસ ઘણો સરસ દેખાવ જોવાનો મળેછે. નાચેનાં મેદાનમાં સેંકડો જમાનાઓની કબરો જણાયછે, અને ચુસ્ત યહુદીઓ આ કબ્રસ્તાનમાં દટાવાનું પસંદ કરેછે. પૂર્વની દેવાલ તરફથી આગળ વધતાં એક નાની મસ્જીદ નજર આવેછે, જે "તખ્તે સુલેમાન" ને નામે ઓળખાયછે, જ્યાં એ ડાહ્યો પાદશાહ મરણ પામેલો કહેવાયછે. આ જગા જોતાં મને સવાલ થવાથી મેં મારા ભોમિયાને પુછ્યું તેમજ બીજા આસપાસનાઓ-થી જાણવા માંગ્યું કે સુલેમાનની કબર કયાં છે ? જવાબ મલ્યો કે તેની કોઇને ખબર નથી, પણ મરી ગયા બાદ જ્યાં તેને સ્નાન કરાવી કફન પહેરાવ્યું હતું તે આ જગા હતી.

આખાં શેહરમાં જે સર્વથી સરસ બાંધકામ ગણાયછે તે તો ઉમરની મસ્જીદના નમુના ઉપર બાંધેલું "કુબ્બત અસ સિલસિલેહ" (યાને "સાંકળનો ગુંબજ") નામનું મકાન-છે. તેને વળી "દાઉદની દરબાર" નું પણ નામ મળ્યુ છે. તેની કથા એવી છે કે આગ-ળા જમાનાઓમાં આકાશ ઉપરથી છોડેલી એક સાંકળ આ જગા ઉપર આવી ઝુલતી રહી હતી. જયારે બે ધણીઓ વચેના વાંધા નો ઘરમેળે નિકાળ આવતો ન હતો ત્યારે બંને આ સાંકળની બાજુએ જઈ ઉભા રહેતા, અને જે ખરો હોય તેની તરફ તે સાંકળ એંચાઈ જતી હતી ! વળી સાક્ષીઓ કને આ સાંકળ પકડાવવામાં આવતી ત્યારે ખરું બોલ-નાર તેને ઝાલી શકતો હતો, પણ જુઠું બોલનાર પકડવા જતો તો સાંકળ છુટી જતી હતી.

ખલીફ ઉમરવાળી અને અકસા મસ્જીદની વચે "અલકસ" નામે એક ફુંવારો છે, જેની નીચે અખૂટ પાણીના જળાશયો છે તેમને નકર પથરમાંથી કોરી કહાડેલાછે. ખડકમાં કોરી કહાડેલી સીડીઓ મારફતે તેમાં દાખલ થઈ શકાયછે.

## નબીઓની કબરોની મુલાકાત.

તા૦ ૨૬ મી, શનિવાર—ઉપલી બંને નામીચી મસ્જીદો અને તેમાંની જોવા યોગ્ય જગાઓની ભેટ લઈ, જીયારતો કરીને હું ગઈ કાલે પાછો ફર્યો ખરો, પણ હજી શેહેરના કોટની બહાર બીજી પુષ્કળ જગાઓ મારે જોવાની અને નોધવાની બાકી હતી. માટે આજે તે કામ મેં હાથ ધર્યું. સહવારે નબી ઇસાની મા બીબી મરિયમની કબરની જીયારતે ગયો. તે એક નાનાં દેવળમાં છે, જેને માટે કહેછે કે રૂમી શેહનશાહ કૉન્સ્ટેન્ટાઇનની માતા હેલીનાએ તે બંધાવ્યું હતું. અહીંજ બીબીનાં માતપિતા અને ભર્તારની પણ કબરો છે. આ દરગાહ કિલ્લાની પડોશમાંજ છે, જ્યાંથી આગળ ચાલતાં નબી સુલેમાનનો પાણીનો ચશ્મો આવેછે, જ્યાં મેં સ્નાન કીધું. અહીંથી થોડેક દૂર નબી ઐયુબનો ચશ્મો આવેછે, જેનાં પાણીથી તેનાં શરીરમાં પડેલા જીવડા દફે થઈ ગયા હતા. એ બાપડાનું શરીર વાસ મારવા લાગ્યું ત્યારે તેને શેહરની બહાર લઈ જઈ રાખ્યો હતો, જ્યાં તેની ભલી ઓરત રહીમાએ મજુરી કરી પોતાના દુખી ખાવંદની સેવા બજાવી તેને પાછો તનદરોસ્ત બનાવ્યો હતો. ઐયુબને કુરાનમાં "સાબેરીન" યાને ઘણોજ સંતોષી કહ્યોછે. એજ તરફ વળી ઇસાને સુળીએ ચહડાવવામાં આવ્યો તે જગા પણ મેં જોઇછે, જ્યાંથી એ નબી ચોથા આસ્માન ઉપર ગેબ થઇ ગયલા કહેવાયછે !

નબી દાઉદની કબર શેહેરથી આશરે બે મૈલ દૂર છે, જ્યાં એક મકાન છે અને તેમાં એક કુટુંબ વસેછે. આ દાઉદ તે પાદશાહ સુલેમાનનો બાપ હતો, અને તેઓ બંને પેગા-મ્બર ભલા ગણાયાછે. એજ જગા આગળ અસલી યહુદી રાજાઓને ભુમિદા કરવામાં આવતા હતા. પણ આજ જગા ઉપર દાઉદ-ની કબર હોવા બાબે વિદ્વાનોમાં મતફેર છે. એ કબરના સંબંધમાં એક રસિલી દંતકથા છે. ૧૫ મી સદીમાં આ કબર આગળની એક દેવાલ તુટી પડયાથી તેની મરામત ચાલી. બે મજુરોને દેવાલને પાયામાંથી ખોદતાં એક

ભોંયરૂં જણાયું. તેઓ તેમાં ખજાનો હોવો જોઇયે એમ સમજીને અંદર પેઠા. માંહે તેમને સંગેમરમરના સ્તંભો સાથ એક મોટું દેવાનખાનું જણાયું, જે સ્તંભોમાં સોના રૂપાંનાં કકડા જડિત કીધેલા હતા. ત્યાં વળી એક ટેબલ ઉપર સોનાનાં રાજદંડ અને તાજ મૂકેલાં હતાં. અહીં નબી દાઉદની કબર હતી, અને તેની જોડમાંજ તેના પ્રખ્યાત બેટા નબી સુલેમાનની તેમજ બીજા પાદશાહોની કબરો હતી. વળી અહીં તેમને ટાળાં મારેલી પેટીઓ જણાઈ, જે ઉઘાડવાની તેઓ તજવીજમાં હતા એટલામાં એક એવો સખ્ત તુફાની પવન વાયો કે જેના ઝપાટા સમેત પેલા બંને મજુરો બેજાન જેવા થઇ પડયા. સાંજે તેઓ હુશિયારીમાં આવ્યા ત્યારે તેઓએ એવી આજ્ઞા કરનારો આવાજ સાંભળ્યો કે તેઓએ એકદમ ઉઠીને તે જગાએથી ચાલી જવું. કહેછે કે તેમની ઉપલી હકીકત સાંભળ્યા પછી ત્યાંના હાકમે પેલાં ભોંયરાંનું મ્હોડું ચણી લેવાડયું હતું. આ કબર ઉપર ઝરી તારનો લીલો કીમતી સાટીન પાંથરેલોછે, અને રાતા, નીલા, લીલા અને પીળા અટાપટાનું એક છત્ર તે ઉપર ઉઠાવેલુંછે. વળી ઓરડાની એક બાજુના દરવાજા આગળ રૂપેરી તરાંહ સાથની કાળી મખમલનો પરદો કરી લીધોછે. કહેછે કે એ દરવાજામાંથી એક ભોંયરાંમાં જવાયછે. રૂપાંની બે નાની કેંડલસ્ટિકો દરવાજા આગળ મૂકેલી છે, અને એક દીવો સદા બળતો રાખેલોછે.

તા૦ ૨૭ મી, રવીવાર—આજનો દિવસ મેં શેહેરમાંજ અનુભવ મેળવવા માટે ફરીહરીને ગુજાર્યો. મેં એક પુરાણો મકતમ જોયો, જ્યાં પુરાતન પેગામ્બરો ઇબાદત કરતા હતા, એ પવિત્ર જગા થોડાંક વરસો અગાઉ મુસલમાનોના હાથમાં હતી, પણ હાલ જેમ બીબી મરિયમનો રોજો ક્રિસ્ટી લોકોના હાથમાં છે તેમ આ જગા પણ તેઓનાજ સ્વાધિનમાં ગઇછે. આ ઉપરાંત બીજી કેટલીક પુરાણી જગાઓની ભેટ લઇને મેં આજનો દિવસ પૂરો કીધો.

તા૦ ૨૮ મી, સોમવાર—આજ સહવારે હું શેહરની બહાર ફરવા પાછો નિકળી પડયો. મારી જોડ ભોમિયો હતો. અમે નબીઓની કબરો અને ગામડાંઓ વગેરે જોવા ચાલ્યા. માર્ગમાં એક સારો પાકો રસ્તો બાંધી લીધેલો મલ્યો, જેનો એક ફાંટો દક્ષિણે **બૈત ઉલ હુામ** ગામ તરફ અને બીજો ઊગમણે **ખલીલ રેહુામાન** ગામ તરફ જાયછે. આ છેલો ફાંટો કેવળ કાચી બાંધણીનો છે. આ બંને રસ્તાઓના સંગમ ઉપર નબી **મુસા**ની માની કબર છે. આ તેમજ માર્ગમાં મળતી જગાઓ જોતાં સાંજે અમે નબી **મતા**ની કબર આગળ આવી પુગ્યા, જયાં એજ નામનું એક ગામડું પણ વસેલું છે. ગામ તથા કબર એક ઉંચા ડુંગરની ધાળ ઉપર આવેલાંછે. અહીં વળી એક બહુ પુરાણું અને બિસ્માર થઈ પડેલું કબ્રસ્તાન મને મારા ભોમિયાએ દેખાડયું. તે આરબી ભાષા જાણતો હતો એટલુંજ નહિ પણ હિંદી વાતોથી પણ વાકેફ હતો. તેના જણાવ્યા મુજબ નાફરમાન લોકો સામે ખોદા તરફથી લડી પોતાનો જીવ આપનારા શહીદોની આ કબરો હતી. નબી મતાની કબર ઉપર હું જઇ ચહડયો ત્યારે ભોમિયો અમો બંને સારૂં ખોરાક લેવા ગામમાં ગયો, કેમકે અમને આજની રાત અહીંજ ગુજારવાની હતી.

તા૦ ૨૯ મી, મંગળવાર—નબી મતા નબી **યુનસ**નો બાપ થાય, જેને માટે કુરાનમાં ઇશારાઓ છે. ક્રિસ્ટીઓ તેને જોનાહ (Jonah) ને નામે ઓળખી ગયાછે. કથાછે કે યુનસને એક મગરમછે ગળ્યો હતો, અને પછી જીવતો પાછો મુખમાંથી બહાર કહાડયો હતો. આ કબર નબી મતાની કબરથી બે મૈલ દૂર એક બીજી ઉંચી ટેકરી ઉપર આવેલીછે, અને તેની આસપાસ એજ નામનું એક ગામડું વસેલુંછે. આજ સહવારે અમે એ નબી યુનસ ગામ તરફ ચાલ્યા, જ્યાં તલાસ કરતાં મને જણાયું કે નબીની કબર બાબે મતફેર છે. કોઇ કહેછે કે આ કંઇ યુનસની ખરેખરી કબર નથી પણ તેની બેઠકની જગાછે, અને ખરી કબર તો ટૈગ્રીસ નદી ઉપરનાં મોસલ શેહરમાં આવેલીછે. બીજાઓ મુજબ

એજ જગા કબ્રસ્તાની છે. અહીં અમે હતા એટલામાં વર્ષાદનું ઝાપટું આવ્યાથી સઘળા ડુંગરો ઉપરનો કુદરતી દેખાવ જોવા ઉપર મને બહુ આસ્થા હોવાથી આજનો દિવસ મેં આ ગામમાંજ ગુજારવાનો ઠરાવ કીધો. હું ગામમાં ફરવા નિકળ્યો, અને એક ભલી ઓરત કનેથી બકરીનું દુધ તથા ઉનો ઉનો જુવારનો રોટલો તથા દ્રાક્ષનો મુરબો લઇ બહુ ખુશી સાથ ખાવા મંડયો. દુધનું વાસણ કોડી કે કાચનું નહિ પણ માટીનું હતું. રોટલો જાડો હતો. પણ એ નવાઈ મારે માટે ન્યામત જેવી હતી. ભુખ પણ લાગેલી હતી માટે આ સાદું સ્વાદિષ્ટ ભોજન મેં પેટ ભરીને ચાંપ્યું. મારી જોડ ભોમિયો, નબી યુનસના રોજાનો ભલો મુજાવર, ગામના ચાર પાંચ આગેવાનો વગેરે હતા. તેઓ મને મારી હકીકત પુછતા અને જવાનીની મોજો છોડી દઇ આવા પ્રવાસે નિકળ્યો છું તે જોઇ અચરતી બતાવતા હતા. જ્યારે હું મારી નોધપોથીમાં મારી જોયલી બિના લખતો ત્યારે તેઓ કેવળ ગામડિયાંની સાદાઇથી પુછતા કે "એ શું લખેછે?" હું જવાબ દેતો કે "તમો મારા જેવા પ્રદેશી તરફ જે ભલાઇ બતાવોછો તેની નોધ લઉંછું. મેં ઘણાં શેહેરો દીઠાંછે, પણ શેહરીઓ કરતાં ગામડિયાઓ બહુ ભલા નજર આવ્યાછે. હુંબી તમારા સરખો ગામડિયો થઇનેજ અહીં વસી જાઉં તો કેવું સારું!" મારી આવી આવી વાતો સાંભળી તેઓ બહુ ખુશ થતા અને મને પોતાની સાથેજ રેહેવાનો આગ્રહ કરતા. તેઓ સાથની જુજ વખતની દોસ્તીથી બીજી સહવારે તેમને છોડી જતાં મને બહુ દિલગીરી લાગી. મેં તેમનાં બચ્ચાંઓને અને મકતબવાળાઓને રાજી કર્યા, અને પછી રજા લઇ અમે આગળ વધ્યા.

તા૦ ૩૦ મી, બુધવાર—આજે નાસ્તાને વખતે અમો નબી નુહના બિર્કો યાને પાણીના નાના ધોધ ઉપર આવી ચહડયા. નાસ્તો કર્યા પછી અહીં સ્નાન કરવાની જગા બાંધેલીછે તેમાં નહાવાની ખુબ મજાહ પડી. પછી ખલીલ રાહમાન ગામ બાજુ ઉપર છોડીને બપોરે બે વાગે અમો નબી યુનસની કબર આગળ આવ્યા, જ્યાં એજ નામનું એક ગામડું વસેલું છે. આ જગા ઉપર એક અફઘાન મુજાવર છે, જે લાંબા વખતનો અહીં રહેલો છે. કબર એક ઉંચી સપાટ ટેકરી ઉપર આવેલીછે.

અહીં ખાનું ખાઇને અમે પાછા ખલીલ રહામાન ગામ તરફનો રસ્તો લીધો અને રાત્રે ૮ વાગે ત્યાં જઇ પુગ્યા. એને નબી ઇબ્રાહિમ ખલીલ અલ્લાહનું ગામ કરી પણ કહેછે, કેમકે ખલીલ રહામાન એબી આ નબીનું બીજું નામ છે. અમે જોઇ વળેલાં આસપાસનાં ગામો કરતાં એ સહડતું છે, ને એમાં આ નબી ઉપરાંત બીજાં પેગામ્બરોની પણ કબરો છે. મેં જ્યાં ઉતારો લીધો હતો તેની પડોશમાં લગ્ન હોવાથી આરબી દફ જેવાં ઘોલ વાગતાં હતાં અને સ્ત્રીઓ મોડી રાત સુધી ગીતો ગાતી હતી. રાત અંધારી ગોર હતી; વર્ષાદ ઝીણો ઝીણો પડતો હતો, અને તેવે વખતે આ વજંત્ર સાથનું ગાન તાન મારા પ્રદેશી કાનને કઠોર કે બેસુરને બદલે મધુર લાગતું હતું.

તા૦ ૩૧ મી, ગુરૂવાર—સહવારે નાહી ધોઇ નાસ્તો કરીને હું નબી ઇબ્રાહિમની મસ્જીદ જોવા ગયો, જેમાં તેની તેમજ તેના કુટુંબીઓની કબરો છે. પેગામ્બર **મોહમદ** નબી ઇબ્રાહિમથી પેહેડી દર પેહેડી ઉતરેલા જાહેર છે; તેમજ ખ્રિસ્તીઓ મુજબ નબી ઇસા પણ એજ નબીથી ઉતરેલા હતા. નબી મુસાને માટે પણ એમજ કહેછે. કુરાને શરીફમાં જેમ નુહ અને બીજા પુરાતન નબીઓને માટેના ઇશારા છે તેમ ઇબ્રાહિમ માટે પણ લખેલું છે. મહમદિયાન મજહબમાં એવા નબીઓમાંના ચારને "મુરસલ" યાને મોટા પેગામ્બર ગણ્યાછે, અને તેઓ મોહમદ, ઇસા, મુસા અને ઇબ્રાહિમ છે. મસ્જીદમાં દાખલ થયા પછી એક ખુલ્લો શેહન અથવા ચોક આવેછે તેની ડાવી બાજુએ ઇબ્રાહિમની કબર છે, અને તેની સામે તેની ઓરત **સહારાની**; તે પછી નબી **ઇશાક** તે ઇબ્રાહિમના બેટાનો, અને તેની સામે તેની ઓરત **રફકાની** એમ સામ સામે કબરો આવેલીછે.

આ કબરો બહુ પુરાણી હોવાથી તેમની આસપાસની જમીન ઉંચી ચહડી ગઇછે, અને કબરોવાળી જમીન નીચાણમાં રહી ગઇછે, માટે એ જમીનને ફરતી બાંધી લઇ કબરોને નીચલા ખાડા જેવા ભાગમાં સલામત રાખી તેમની ઉપર કબરરોકા તાક વાળી લીધાછે. આમાં એક મોટું ગોળ છેડ પાડી તેમાં જેતુનનાં તેલના દીવા રાત દિન બાળ્યા કરેછે.

ઉપલી ચાર કબરો મજકુર ચોકની ડાવી બાજુએ છે ત્યારે તેની જમણી બાજુએ બીજી બે અને એ ચોકને પેલે છેડે જરા ઉંચે એક ત્રીજી એમ ત્રણ કબરો આવેલીછે. આ છેડની કબર ચોકની સામે નબી યુસફ-ની છે, જેને માટે મને એવો ખોલાસો મળ્યો-છે કે નબી મુસાએ તેની લાશને મિસર ખાતે-થી લાવીને અહીં યુસફના બાપ નબી યાકુબ-ની કબરની પાસે દફન કરીછે. ઉપલા ચોકની જમણી બાજુએ જે બે કબરો છે તેમાંની એક આ નબી યાકુબની અને બીજી તેની ઓરત લેએકાની છે. મુજાવર સાથે હું પેલા ખાડા અથવા ગારમાં નીચે જોવા ગયો ત્યારે તેણે મને કહ્યું કે યુસફની કબર ઉપરના પથર મુસાએ પોતે વાળ્યા હતા. આ મુજા-વરે મને પેગાંબર મોહમદનાં કદમ, તેનો એક બાલ, ઉપલી ચાર કબરોની ડાવી બાજુએ ઉભા કરેલા મિનારો વગેરે ફરીફરીને દેખાડયું, અને પછી બપોરે જ્યારે અમે તેને ઘર જમવા ગયા ત્યારે તેણે આ ગામની અસલી હકીકતો કહી સંભળાવી.

ઉપલી કબરો અને મસ્જીદ વગેરેની એક કાચી આકૃતિ હું નીચે આપું છું, જે ઉપરથી વાંચનારને મારી મતલબ સહેલથી સમજાશે:—

૭ કબરો:—

૧—રેબ્કા.

૨—ઇશાક.

ગારનું છેદ.

૩—શહારા.

૪—ઇબ્રાહિમ.

મસ્જીદનો ખુલ્લો ચોક.

૬—લેએકા.

૭—યાકુબ.

બપોરનો સૂર્ય તડકો ઉતર્યા પછી નમતે પહોરે અમે આ ગામ છોડી નબી લૂટના રોજા તરફ આવ્યા, જ્યાં ૪ વાગે જઈ પુગ્યા. આ રોજો (કબર) તથા એજ નામનું ગામ “ડેડ સી” (Dead Sea)ના કાંઠા ઉપર આવેલછે. આ દરિયો “બેહરે લૂટ” અથવા Lake Asphaltites, અથવા Sea of the Plain અને એવાંજ બીજાં અનેક નામોથી ઓળખાયછે. આ ગામમાં લૂટની કબર છે, અને વળી એક ગાર અથવા ભોંયરૂં છે, અને આ નબીનાં નામ ઉપરથીજ ઉપલા દરિયાને “લૂટનો સમુદ્ર” એવું નામ મળ્યું છે. એ “મુએલો” દરિયો એટલામાટે કેહેવાયછે કે એનાં પાણી ખારાં, કડવાં અને નિરૂપયોગી છે. મ્હોડાંમાં જરા પાણી લીધું હોય તો તેનો કડવાસ જલદીથી જતો નથી. તોપણ સ્નાન કરવામાં આ પાણી ફાયદાકારક કહેવાયછે. ધર્મનાં ઇતિહાસમાં પ્રખ્યાત થયલી નદી **જોર્ડન** આ દરિયામાં ખાલી થાયછે. આ દરિયાની લંબાઈ ૪૬ મૈલની અને પોહોળાઈ ૯॥ મૈલની છે. ચોમાસામાં તે દક્ષિણ તરફ વધારે લંબાયછે; તેનો વિસ્તાર ૨૫૦ મૈલનો છે, અને ઉંડાઇ ૧૦૮૦ ફીટની છે, પણ દક્ષિણ તરફ તે ૧૧ ફીટ કરતાં વધારે નથી. દુનિયામાં સર્વથી નીચાણમાં આવેલો સમુદ્ર આજ છે. તેનીજ પડોશના મોટા ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતાં તે ૧૩૦૦ ફીટ નીચો છે. જોકે એ દરિયા અથવા સરોવરમાં જોર્ડન જેવી પવિત્ર નદી અને ઉગમણુ, આથમણુ તથા દક્ષિણ તરફથી બીજી મોટી નાની પુષ્કળ નદીઓ ખાલી થાયછે તોપણ તેમાં ખનિજ ખારનો અતિ મોટા જથામાં ભેળ થયલો હોવાથી તેનાં પાણી નિરૂપયોગી થઈ પડયાંછે. આ ખાર સેંકડે ૭૦ થી ૮૦ ટકા જેટલો છે. આગળાં વરસોમાં એવી મતલબની તરેહવાર વાતો ચાલતી હતી કે આ સમુદ્રનાં પાણી ઉપરથી કોઇ પણ પક્ષી ઉડી શકતું નથી, તથા એ પાણી માણસના દમમાં જતાંજ મોત નિપજેછે, ઈત્યાદી. પણ એ સર્વ વાતો આજે ખોટી પડીછે. ખ્રિસ્ટી ધર્મ પુસ્તક બૈબલ મુજબ આ દરિયાવાળી જગા ઉપર અસલ મોટું પણ બેસી ગયલું મેદાન હતું, અને હાલ એ વાત વિદ્વાનોએ શોધ કરીને ખરી પાડી આપીછે.

આ દરિયાના કાંઠા ઉપર નબી લૂટે પોતાનું રેહેઠાણ કીધું હતું. પાણીમાં પુષ્કળ ખાર છતાં તે એવાં હલકાં છે કે તેમાં સ્નાન કરનાર માથું અને ખભાં બહાર રાખીને ઉભો રેહેવા ચાહે તો તેમ કરી શકેછે. પણ પગ હમેશાં ઉંચા ઉડેછે તેથી તેમાં તરવું મુશ્કેલ છે. આ પાણીમાં નહાવું સારૂં છે, પણ તેમાં તેજાબનો ભેળ હોવાથી પાછળથી ચામડી ઉપર સફેદ પોપડા બાઝેછે. એટલામાટે એકવાર દરિયામાં નહાયા પછી તરત જોર્ડન નદીનાં પાણી વડે દિલ સાફ કરી નાખવું જરૂરનું છે.

જોર્ડન નદી બે સરોવરને જોડેછે. તે ઉપલા “મુએલા દરિયા” માં ઉત્તર દિશાએથી ખાલી થાયછે, પણ પોતાનું મૂળ તે વધારે ઉત્તરે આવેલા **ગાલિલી**ના દરિયાની આથમણુ બાજુમાં થઇ એન્ટી-લિબેનસ (Anti-Libanus) પર્વતોમાંથી બે ફાંટા મારફતે લેછે. તેની કુલે લંબાઈ ૧૨૦ મૈલની છે. ગાલિલી અને ડેડ સી વચેનો તફાવત ૬૦ મૈલ જેટલો નાનો હોવા છતાં નદી વચ્ચે વચ્ચ એટલાબધા આડાતિડા વાંક લેછે કે તેની એટલા તફાવતની લંબાઇ ૨૦૦ મૈલની મપાઈછે. તે કેથે ૮૦ ફીટ તો કેથે એથી બેવડી પોહોળી છે. તેની ઉંડાઇ પણ કેથે પાંચ તો કેથે ૧૨ ફીટની છે. તેના કાંઠાઓ ઉપર સઘળે આબાદી અને લીલાં લેહેર જણાયછે.

હવે અમો પર્વતો ઉપરનો ટુંકો આડો રસ્તો પકડીને રાત્રે **નબી ઇસ** ગામમાં પોહોંચ્યા, જ્યાં એજ નામના નબીની કબર તથા એક પાણીનો ચશ્મો છે. દરેક નબીની કબર આગળ છોકરાંઓ પઢાવવાની જગા કરેલી હું જોતો આવ્યોછું તેમ અહીં પણ છે, જેને “મકતમ” કહેછે.

**તા૦ ૧ લી જાન્યુઆરી ૧૮૮૭, શુક્ર**વાર—ઉપલાં ગામડાંમાં રાત ગુજારીને આજ સવારે નમાજ પહડીને હું **નબી ઝકરિયા** ગામ તરફ ચાલ્યો. મારા ખબરદાર ભોમિયા-

ના કહેવા મુજબ આ ગામમાં **[illegible] ખિદ્દર** અને **ઈલિયાસ**નો જન્મ થયો હતો. નબી ઝકરિયા અહીંજ રહેતા હતા. એક પુરાણું તળાવ હતું. તે જોઈ અમે તાજા પાણીનો એક સુંદર નાનો ધોધ વહેતો હતો તે જોવા ગયા. આ ઠેકાણે મેં એક ખુબસુર્ત ગબરૂ છોકરીને લીલું ઘાસ કાપી દાંતરડું બાજુએ મુકી લુગડાં ધોતાં જોઈ. તેની ખુબસુર્તી એક રાણીને લજાવે એવી હતી, તોપણ તે કેવળ સાદી અને સંતોષી હતી. મારા પુછવાથી નરમાશથી બોલી કે મારા ભાઈનાં બાળોતિયાં ધોઉંછું.

## બેથલેહેમ (બૈત-લાહમ).

હવે અમે અહીંથી નિકળી બેથલેહેમ ગામ તરફનો રસ્તો લીધો, જે એક ટેકરી ઉપર વસેલું છે, અને જ્યાં ખ્રિસ્તીઓના પેગામ્બર નબી **ઈસા**નો જન્મ થયો હતો. આ ગામને આરબો બૈત-લાહમને નામે ઓળખેછે, જે જેરૂસલેમથી ૬ મૈલ દૂર છે અને એક લાંબી ટેકરી ઉપર આવેલું છે. દૂરથીજ તેનો દેખાવ લીલોત્રીવાળો જણાયછે, અને ઉપર તેમજ નીચે મેદાનમાં એતી ચાલેછે. ડુંગર ઉપર અંજીર અને અંગુરનાં ઝાડો અને માંડવા જથાબંધ છે. અહીં શુમારે ૫૦૦ ઘરો છે, પણ તે ઘણાંખરાં મજબૂત બાંધણીનાં છે. નબી ઈસાનાં જન્મની જગા ઉપર એક દેવળ બાંધેલું છે તેને તો એક કિલ્લાના જેવી મજબૂતી આપેલીછે, તેમજ તેની જોડમાંનાં ત્રણ મેડાવાળાં મકાનો પણ સારાં છે. તોપણ ગામની સેરીઓ સાંકડી, ઉભી અને ગબડી પડાય એવી છે. વસ્તી ૮૦૦૦ માણસોની છે, જેઓ રતાશવાળા, ખુબસુર્ત ચેહરાના, પણ લડાયક સ્વભાવના છે. આખાં પેલેસ્ટાઈન પ્રગણામાં જો એકલી ખ્રિસ્તી વસ્તીનુંજ કોઈબી મથક હોય તો તે બૈત-લાહમ છે. અહીં ખ્રિસ્તીઓ જોડ મુસલમાનો પણ વસતા હતા, પણ ૧૮૩૪ માં રહેવાસીઓએ બળવો કરવાથી **ઈબ્રાહિમ પાશાએ** અહીંનો મુસલમાન લત્તો કહાડી નખાવ્યો હતો.

આ કસ્બામાં આવી પુગતાં હું મારી છેલી લાંબી રખડને લીધે થાકી ગયો હતો. તોપણ સ્નાન કરી ખાનું લઈને હું અહીંનું દેવળ જોવા ગયો, જે The Church of the Nativity (યાને જન્મ ભૂમિનું દેવળ) ને નામે ઓળખાયછે. આ વેળા મેં મારા આરબ ભોમિયાને બહાર દરવાજા આગળ છોડી દીધો, કેમકે ઉપલા બળવા પછી ખ્રિસ્તીઓ મુસલમાનોને દેવળમાં દાખલ થવા દેતા ન હતા, પણ હું તો એક મહમદિયાન હોવા છતાં મુસાફર હતો માટે મારી હરકત ન હતી. અંદર પેસતાંજ કેટલીક છોડીઓ વાજીંત્ર સાથ ઈશ્વરપ્રાર્થના કરતી હતી, તે જોતો હું આગળ વધ્યો. એટલે એક કાળા પોશાકનો ધર્મગુરૂ, જેણે પોતાના ઝભા ઉપર કાળો કમરબંધ બાંધેલો હતો, તેણે આવીને લાટિન ભાષામાં મને કંઈ પુછ્યું, જે હું સમજ્યો નહિ. પણ મારી મતલબ ઈસાના જન્મની જગા જોવાની છે એમ મેં ઇંગ્રેજીમાં તેને સમજાવવા માગ્યું. માઠાં ભાગ્યે તે તેમજ બીજા પાદરીઓ આ જબાન સમજતા હતા નહિ, માટે થોડોક વાર ગુચવાડો ચાલતાં અંતે ભાગી તુટી ઇંગ્રેજી સમજનાર એક ખ્રિસ્તી ગુરૂ મળી આવ્યો, જે મને દેવળ દેખાડવા આવ્યો. તેની જોડ આગળ વધતાં એક બીજો દરવાજો આવ્યો, જેની પાસે નબી ઝકરિયાની તસવીર આઈનામાં જડેલી મને દેખાડીને મારો ખ્રિસ્તી ભોમિયો મને નબી ઇસાની જન્મ જગા ઉપર લઈ આવ્યો. આ જગા જેવી મક્કામાં મેં હજરત **મોહમદ**ના તવલુદ થવાની જગા જોઈ હતી તેવીજ હતી. હું અહીં નિમાજ ભણ્યો, અને આ પવિત્ર જગા ઉપર ૨૦।। નાખ્યો. પાદરીએ અહીં લુબાનદાની લાવી લુબાન ફેરવ્યું અને મને તે જગાની ડાવી બાજુ ઉપર લઈ ગયો, જ્યાં એક ગવારો યાને છોકરાંને સુવાવડવાનું ઘોડિયું હતું. તે તરફ આંગળી બતાવી તેણે મને સમજાવ્યું કે ઇસા બાળક હતો ત્યારે આ પાળણામાં પોઢતો હતો. આ જગા, જ્યાં અમે ઉભા હતા તે,

"જન્મસ્થાનનું ભોંયરૂં" (Grotto of Nativity) કહેવાયછે. તે ખડકમાં એક ગુફા જેવું છે, જેની ઉપર અને આજુબાજુ આ દેવળ અને તેની જોડમાંનાં મઠો બાંધી લેવામાં આવેલાછે. દેવળની જમીનથી ૨૦ પગથિયાં નીચે ઉતર્યા પછી આ જગામાં દાખલ થવાયછે, અને તેમ કરવા માટે બે ગોળ દાદરા બનાવેલાછે. ભોંયરૂં અથવા ગુફા ૩૩ ફીટ લાંબી અને ૧૧ ફીટ પહોળી છે, અને તેની દેવાળ ઉપર ઇટાલ્યન સંગેમરમરનું પડ કરી લીધેલું છે. તેમાં સંખ્યાબંધ દીવાઓ, અસલી પીરોની પ્રતિમાઓ અને બીજો શણગાર કરેલોછે. આ ભોંયરાંની એક બાજુએ એક ખાસ જગા બનાવેલીછે, જ્યાં રૂપાંનો એક સેતારો જમીનમાં જડિત કીધેલોછે. બરાબર એજ જગા ઉપર હજરત **ઈસુ ખ્રિસ્ટ** જન્મેલો કહેવાયછે. આ તારાની આસપાસ લાટિન ભાષામાં આ મુજબનો એક લેખ કોરેલોછે:—

"HIC DE VIRGINE MARIA JESUS CHRISTUS NATUS EST."

યાને "કુમારી મરિયમનો ઇસુખ્રિસ્ટ અહીં જન્મ્યો હતો." આ પવિત્ર જગાને માથે ૧૬ રૂપાંના દીવા સદા બળતા રાખ્યાછે. ભોયરાંની પડોશમાં કેટલાંક નાનાં દેવળો, કબરો, પ્રતિમાઓ વગેરે છે, જે મારા પાદરી ભોમિયાએ મને સઘળે ફેરવીને બતાવ્યું. શેવટે મેં તેનો ઉપકાર માન્યો અને તેને નાણું આપી રાજી કરીને હું પાછો બહાર આવ્યો. તે મને છેક દરવાજા સુધી મૂકવા આવ્યો અને મારાં માથાં ઉપર હાથ મેલીને મને આશીર્વાદ દીધા.

હવે મેં કસ્બામાં અહીં તહીં ફરીને પછી પાછું જેરૂસલેમ તરફ જવા માંડયું, અને માર્ગમાં નબી યુસફની મા બીબી **રેહેલા**ની કબરની જીયારત કીધી. બૈત-લાહમ જે બૈત અલ મુકદ્દસની દક્ષિણે ૬ મૈલ ઉપર આવેલું છે તેની અને જેરૂસલેમની વચે સડક બાંધી લીધેલીછે. આઠ દિવસો એ મોટાં પ્રખ્યાત પવિત્ર શેહરની બહાર નબીઓની કબરો વગેરે પાક ગણાતી જગાઓ અને મકાનો જોવામાં ગુજારીને આજે શુક્રવારની શાંજે હું પાછો જેરૂસલેમમાં આવી પુગ્યો.

તા૦ ૩ જી, રવીવાર—શનિવારનો દિવસ મેં આસીયશમાં ગુજાર્યો, કેમકે છેલા હફતાની મંજલોથી હું થાકી ગયો હતો. પણ હું કાંઈ મોજ કરવા યા આરામ લેવા અહીં આવેલો ન હતો માટે આજ સહવારે શેહેરની બીજી બાજુ તરફના પ્રવાસે પાછો નિકળ્યો. પ્રથમ હું તુરસીના પહાડ જોવા ચાલ્યો, જ્યાં નબી **મુસા**ની કબર છે. માર્ગમાં એક જુની કબર મળેછે, જે મૂકી આગળ ચાલતાં એક ઉજડ જંગલ આવેછે, જ્યાં મુસાનો બિર્ક યાને પાણીનો ઝરો છે. કહેછે કે મુસાએ એક વાર પોતાની લાકડી મારી જમીનની નીચેનાં પાણીને બહાર આણ્યું હતું, જે તે વક્તથી આજ સુધી વહેછે. આ જગા ઉપર નાસ્તો લઈ પાણી પી મારા ભોમિયા સાથ હું આગળ વધ્યો ત્યારે વળી એક પુરાણું કબ્રસ્તાન મળ્યું, જેને છોડી અમે સાંજ સુધી ચાલ્યાજ કીધા, અને અંતે તુરસીના પહાડ ઉપર જઇ પુગ્યા, જે ઉપર વર્ણવેલા મુએલા દરિયા (Dead Sea) ના કાંઠા ઊપર છે. આ પર્વત પવિત્ર ગણાયછે, કેમકે એ ઉપરથી નબી મુસાએ ખોદા સાથ વાતો કરેલી મનાયછે. એજ પહાડ ઉપરથી ખોદા તરફથી તેણે કલામો મેળવ્યા હતા અને અહીંથીજ તેણે તેને સવાલો પૂછ્યા હતા. તુરસીના એક નાનો પહાડ છે, જે તેની સામે આવેલા બીજાઓ આગળ માત્ર એક ટેકરી જેવો છે, પણ તે એક ચોકસ અજાયબી ધરાવેછે અને તે એકે જયારે બીજા પહાડોના પથરા કશાં કામના નથી ત્યારે આ નાનકડા પર્વત ઉપરના પથરાઓ આતશમાં છાણા મિસાલ ઝપઝપ બળેછે! એ પથરા સાથ એકાદ લાકડાંનો કકડો મૂકયો હોય તો આપણો ખોરાક પકાવી શકાયછે. આ અજાયબી મારા ભોમિયાની મદદથી મેં જાતે કરી જોયોછે. કથા છે અને તે આ ભોમિયાએ મને કહી કે મુસાએ એક વાર ખોદા સાથ વાતચિત કરતાં તેનો ચેહરો જોવા માંગ્યાથી ખોદાએ એક ખસખસના દાણાના ૧૦૦ મા

ભાગ જેટલો ચેહરો દેખાડયો તે જોતાંજ મુસા બેહોશ થઇ નીચે પડયો ! ખોદાનું નૂર એ રીતે મુસાથી જોઈ શકાયું નહિ, પણ તે નૂર આ તુરસીના પર્વત ઉપર પડયાથી તેનો પથર તમામ બળીને છાણા સરખો થઇ ગયો ! અહીં દર સાલ મેળો ભરાયછે, અને અહીંજ નબી મુસાની કબરની જીયારત થાયછે, પણ ખ્રિસ્તીઓ કહેછે કે તેમનાં ધર્મપુસ્તક મુજબ મુસાની કબરનો પત્તો લાગતોજ નથી.

ટેકરી ઉપર ચોતરફથી દેવાલ બાંધી લીધીછે અને તેની વચે જે કબર છે તે નબી મુસાની દાખલ ઓળખાયછે. તેના મુજાવરે અમને ઉતરવાની એક સારી જગા આપી અને રાત્રે ભોજણ લેવાનું નોતરું દીધું. સંધ્યાકાળનો વખત હોવાથી નમતા સૂર્યનાં તેજમાં હું નીચે આવેલા મુએલા દરિયાનો, સામે આવેલી પહાડોની હારોનો અને બીજો આસપાસનો દેખાવ જોતો હતો, તથા મેં જોયલાં કબરસ્તાનો યાદ કરતો હતો. દુનિયાની માયા કેવી ખોટી છે ! મારૂં મારૂં કરનારા મોટાઓ અને જેમતેમ કરી પેટ ભરનારા ગરીબો સર્વ આ કબરોમાં સુતેલા છે. જીવતાંજીવત સર્વ જણ પોતપોતામાં નાના મોટાનો ભેદ સમજેછે, પણ મરણ પછી તેમનો ભેદ કયાં ગયો ?

રાત્રે અમે પચરંગી અનાજના રોટલા, કાંદા, જેતુનનું અચાર વગેરે એવીજ સુકી પાકી વસ્તુઓથી પેટ ભર્યું. અહીંના ગરીબ લોક એજ ખોરાક ઉપર શુક્રગુજારી કરેછે, કે જેવો મેં મારી ઊમરમાં ખાધેલો ન હતો. જોકે જેરૂસલેમથી આણેલાં ભાત્યાંમાંનું થોડુંક અમારી કને હતું, તોપણ મુજાવરનો સખુન રાખીને અમે તેની જોડેજ ઊપલું ભોજણ પગે લાગીને ન્યામત કીધું અને બીજી સુહવારે આગળ વધ્યા. એ દિને અમારા પ્રવાસને દરમયાન અમને બીજું ગામડું મળનાર ન હતું માટે ભોમિયાએ ઉપલાજ પચરંગી અનાજના બે રોટલા બાંધી લીધા, જે ઘઊં, જુવાર, નાગલી વગેરે અનાજો ભેળી નાખી તેમને પીસીને બનાવેલા હતા.

તા૦ ૪ થી, સોમવાર—આજ સુહવારે રવાના થતી વેળા તુરસીના પહાડનો એક નાનો પથર એક નવાઇ દાખલ તેની મજકુર આજાયબીને ખાતર સાથે જોડ લીધો. એજ પથરમાંથી કીતરીને બનાવેલાં પ્યાલાં, રકાબી, કુજાઓ વગેરે બૈત-લાહમમાં બહુ વેચાયછે. માર્ગમાં એક નાની ટેકરી ઉપર એક ઉજડ જંગલમાં મને એક બહુજ પુરાણી થઇ ગયલી કબર મળી, જેના સંબંધી એક કથા મેં આ મતલબની સાંભળી. કહેછે કે મુસા ઉપલા પહાડ ઉપર ખોદાની યાદમાં મશગુલ થવા જતો હતો ત્યારે આ કબરવાળી જગા ઉપર એક અભણ ગોવાળિયાને તેણે આમ બોલતાં સાંભળ્યો કે "હે ખોદા, તું મારી પાસે આવ, મારી સારી સારી બકરીઓનું દુધ તને આપું !" મુસાએ તેને આમ બોલતો બંધ પાડી કેટલીક શિખામણ દીધી. પણ ખોદા સાથ પોતાને વાતચિત થઈ ત્યારે મુસાની આ વર્તણુક તે સાહેબે નાપસંદ કીધી અને પેલો ગોવાળિયો ગમે એટલો અભણ હોવા છતાં પોતાના ખોદાને યાદ કરી જાણતો હતો માટે તેને તેમ કરવા દેવા ફરમાવ્યું. આથી મુસાએ બીજી મરતબે તે ગોવાળિયાને તેનાં ધ્યાનમાં આવે તે રીતે પરમેશ્વરને યાદ કરવાની રજા આપી અને કહ્યું કે તારી પ્રાર્થના સાદી પણ સાચી છે અને તે ખોદાની દરગાહમાં કબૂલ છે. હવે આ જે કબર આગળ હું ઉભો હતો તે આ ખોદાપરસ્ત ગોવાળિયાની કહેવાયછે. ભરી જોતાં તે મને ૧૮ ફીટ લાંબી જણાઇ. તે ફિકા ઘેરા ગેરૂ રંગના પથરની છે, અને ચાર સાદા સ્તંભો ઉપર તેની છત્રી બાંધી લીધીછે.

તા૦ ૫ મી, મંગળવાર—આજે હું જેરૂસલેમ પાછો આવી પુગ્યો. આ શેહરમાં તુર્કી સરકારે મુસાફરોને માટે કેટલીક ઉતારાની જગાઓ બાંધેલીછે, જ્યાં કોઈ આબરૂદાર મુસાફરતો ઉતરતોજ નથી, કેમકે અહીં મુફતનું ખાઇપીને તનદરોસ્ત બનેલા ફકીરોજ વસેછે અને ગપાં મારી કાળ ગુજારેછે. આવી જગાઓ મુસાફરખાના યા ધર્મશાળાને બદલે

"તકિયા"ને નામે ઓળખાયછે. હિંદીઆનોને માટે પણ આવો એક તકિયો છે, તે જોવા આજ હું ગયો હતો. આ મકાન મોટું અને સગવડભરેલું છે, જ્યાં હિંદી મુસલમાનોને થકી તુર્કી સરકારે ખોરાકી માટે કેટલીક રકમ વકફમાં યાને ધર્માદા કહાડેલીછે. દમસ્કમાં પણ હિંદી મહમદિયાનો માટે એવોજ એક તકિયો છે અને તેવોજ ઇસ્તમ્બુલમાં પણ મેં દિઠા-છે. એ તકિયાના ઉપરીને "શેખ" કહેછે. એવે દરેક સ્થળે મેં રખડતા ફકીરોને આવી ભરાયલા દીઠા હતા તેથી અહીં ઉતરવાનું મને દુરસ્ત લાગ્યું ન હતું. શેહેરે શેહેર આવી જગાઓ છે, તેમના નિભાવ માટે તુર્કી સરકારે વકફમાં જમીનો કહાડેલીછે, પણ "બાર મણ તેલે અંધારૂં" તેમ રાજ્યમાં આંધળું ઘણું હોવાથી ખુદ સરકારના સખી દિલગુર્દાં છતાં ઉપર કહેલા શેખો અને મુજાવરો કેથે કેથે જમીનો અને જગાઓ વેચીને ખાઈ ગયલા સંભળાયછે, જેની પરપુછ કે તપાસ જેવું કશું જણાતું નથી.

તા૦ ૬ ઠી, બુધવાર—બૈત ઉલ મુકદસ-માં અને તેની આસપાસ જે કંઇ જોવાનું હતું તે કુલે ૧૨ દિવસોની અસાધારણ મુદત ગુજારીને મેં જોઈ લીધું, અને હવે એ પવિત્ર શેહરને છેલી સલામ કરી આજ દિને ઘોડા ગાડીમાં સવાર થઇ **જાફા** રવાના થયો. હું જાણું છું તે વેળા એ શેહેરો વચ્ચે રેલવે લાઇન-બંધાઇ ન હતી, તો જોકે આજે (૧૮૯૫ માં) પેલેસ્ટાઇન અને સીર્યામાં અગ્નિરથ દોડતો થયોછે. માર્ગમાં રમલા ગામ પાછું મળ્યું ત્યાં બે ઘડી મજાહ કરીને સાંજે હું જાફા જઇ પુગ્યો.

જાફામાં હું બે દિવસ થોભ્યો, અને બંદર-ની ઉતરે થોડેક દૂર દરિયા કાંઠે **અલી** બિન **અલીમ**ની એક યાદગાર કબર હતી તેની જીયારતે ગયો. રસ્તામાં એક નદી મળી તેમાં મેં સ્નાન કરી લીધું. ખરેખર આ કબર વાળી જગા અતિ સુંદર દેખાવ રજુ કરેછે. અહીં થોભીને આસપાસનો દેખાવ જોવામાં મારૂં દિલ એટલું બધું લલચાયું કે બાકીનો દિવસ મેં અહીંજ ગુજાર્યો, અને સાંજે ૬ વાગે જાફા જવા નિકળ્યો, જ્યાં ચંદ્રમા પ્રકાશ-તો હોવાથી ચંદણામાં મગ્ન થતો હું રાત્રે ૧૦ વાગે જઇ પુગ્યો.



## પ્રકરણ ૬ ઠ્ઠું.

## ટર્કી.

વળતી મુસાફરી—સિકંદરિયા. એથન્સ—તેનું બયાન. સ્મર્ના—ટુંક હકીકત. ડાર્ડેનલ્સની ખાડીનો દેખાવ—નાકાંઓ ઉપરની કિલેબંદી.

કૉન્સ્ટાન્ટીનોપલ—અસલી અને તુર્કી નામો—સ્થાપણા—દેખાવ—બચાવના કોટો—તેમની મજબૂતી—શેહરની બચાવ ભરેલી હાલત—તેનું વર્ણન; સુલતાનનો મેહલ—તેનો બહોળો વિસ્તાર—તેમાંની જુદી જુદી ઇમારતો; જનાનખાનું—તેમાંની રાણીઓ—તેમની સંખ્યા, કેળવણી, રખેવાળી, હિલચાલ; 'પોર્ટ' નામની ઉત્પત્તિ; શેહરની વસ્તી—રેહેવાસીઓ—નાશકારક આગો. પરાંઓની વિગત. મસ્જીદોનું વર્ણન—અયા સુફિયા. સકુટારી કસ્બો; સુલતાન હમીદનો દેખાવ. બર્ફ—હમામખાના—તુર્કી લોકો—હિંદના મહમદિયાનો તરફ તેમની મમતા.

કૉન્સ્ટાન્ટીનોપલથી કુચ—મારો યુરોપનો પ્રવાસ—લિવરપૂલથી મુંબઇ. મારો બેટો અહમદ—મોરિસ—તેનું વર્ણન; પોર્ટ એલિઝાબેથમાં એક માઠો એતેફાક—અહમદને અકસ્માત—તેનું દુઃખદાયક મરણ.



દ્દાથી સ્ટીમર "એદિવ" ઉપર સ્વાર થઇને હું તા૦ ૯ મી અને શુક્રવારે **ઈસ્તમબુલ** જવા નિકળ્યો. આ સ્ટીમરે એકદમ ઉત્તર તરફનો માર્ગ નહિ લેતાં દક્ષિણે જવા માંડયું, અને પ્રથમ **પોર્ટ સઈદ** ખાતે લંગર કરીને બીજે દિને સુહવારે અમને સિકંદરિયા શેહેર ખાતે ઉતારી પાડયા. આ શેહેર તો મેં આગળી બેપ વેળા દિઠું હતું, તોપણ ચાર દિવસો સુધી અહીંજ થોભવું પડવાને લીધે હું આખાં શેહેરમાં એકવાર પાછો ફરી વળ્યો, અને જે કાંઇ જોવા જોગ હતું તે ફરી ફરીથી જોઇ લીધું.

તા૦ ૧૪ મી, બુધવાર—આજે સ્ટીમર ઉપર સ્વાર થઇ હું કૉન્સ્ટાન્ટીનોપલ તરફ રવાના થયો. માર્ગમાં અમને પહેલું બંદર પુરાતન યુનાનનાં પાયતખ્ત એથન્સ ખાતે કરવાનું હતું માટે અમે તે તરફ ચાલ્યા, અને અસંખ્યાત બેટો અને ટાપુઓ મળ્યા તેઓ વચેથી સ્ટીમરે માર્ગ લીધો. તેઓ સઘળા લીલાં ઝાડોથી ભરપુર જણાતા હતા, જેમનો ખુશનોમા દેખાવ જોતા અમે પાંચમે દિને

**એથન્સ**

જઇ પુગ્યા.

તા૦ ૧૮ મી, શુક્રવાર—સ્ટીમરે લંગર કરતાંજ હું લાગલો શેહર જોવા નિકળી પડયો, જેની સાથે અસલી જમાનાઓની તવારીખ, વિદ્યાભ્યાસ, ફિલસુફી અને સુધારો જોડાયલો હોવાથી તેની ભેટ લેવાને હું લાંબા વખ્તનો ટલપી રહ્યો હતો. એથન્સનું બારૂં સુંદર અને શેહર શોભાયમાન છે. બે પહાડોના ટેકરા વચે વસ્તી વસેલીછે, જે ૧૦૭૦૦૦ માણસોની ગણાઇછે. હું અને ત્રણ તુર્કી ગ્રહસ્થો શેહર અને તેનાં પુરાણાં ખંડિયેરો જોવા સાથે નિકળ્યા અને આખો દિવસ તેમાંજ ગુજાર્યો.

અહીંની આબોહવા સારી છે. ઘરો ઘણાંખરાં કંગાલ છે. તુર્કીઓની કેટલીક મસ્જીદો પણ બાંધેલીછે, તેમ વળી આજના યુનાનીઓનાં દેવળો અને મઠો પણ છે. આજનું શેહર સેટેનિસ (Setines) અથવા એથિન્યા (Atheniah) ને નામે ઓળખાયછે, જે આગળાં એથન્સ સાથ

સરખાવતાં ઘણોજ કંગાલ દેખાવ આપેછે. તે પુરાતન શેહર જેવું આજનું જેમ મોટાઇમાં નથી, તેમ કદમાં પણ ઘટી ગયું છે. છેક પુરાણા કાળથી એ શેહર ઉપર તરેહવાર આફતો ગુજરીછે. પાર્સી પાદશાહ **ઝર્કસીસે** તેને જીતી, લુટીને બાળી નાખ્યા પછી તેની મોટાઈને જબરો ફટકો લાગ્યો, જે પછી મહાત્મા **સેકંદર**ના હાથ ઉપર તે ગુલામ થઇ પડયું. ત્યાર બાદ રૂમીઓ, વેનિશ્યનો અને શેવટે તુર્કીઓએ તેને ફતેહ કર્યું. આજે એ શેહરમાં તેની અસલી મોટાઇનાં ખંડિયેરો ઓદીને દટાઇ ગયલી વસ્તુઓ અજવાળાંમાં આણવાની તારીફ લાયક કોશેશ ડૉ૦ **શ્લીમાને** કરીછે, અને તે પાછળ તેણે ઘણી મુદત સુધી ભારી જેહમત અને મોટી દોલત ખર્ચીછે. આપણા હિંદ દેશના હાલના વૈસરૉય લૉર્ડ **એલગીન**ના પિતાજીએ અસલી યુનાની હુંનરકામની ઘણી-એક નવાઇજેવી વસ્તુઓનો એક મોટો સંગ્રહ ભેગો કર્યો હતો, જે Elgin Marbles ને નામે બ્રિટિશ સરકારે ૩૫૫૦૦ પૌંડની કિમતે ખરીદ કીધા પછી તેમાં અસલી જમાનાના કુજાઓ વગેરે વસ્તુઓથી હાલ લંડનનાં બ્રિટિશ મ્યુઝયમમાં મોટો વધારો થઇ ગયોછે.

અસલી યુનાની દેવતાઓનાં દેહેરાંઓ અને બરૂજો અને બીજાં મકાનો જે દટાઇ ગયાં હતાં તેમનાં ખંડિયેરો ઓદી કહાડવામાં આવેછે તે અમે જોયાં. અસલી "એરોપેગસ" નામનું ન્યાયાસન હતું ત્યાં હાલ તુર્કી લોકોનું કબ્રસ્તાન છે તે, તેમજ "પવનોનો બરૂજ", અંજુમન ભેગું મળવાનું મકાન, **મિનર્વા** દેવીનું દેહેરૂં, તથા સંખ્યાબંધ પુતળાંઓ વગેરે હાલ ઓદી કહાડવામાં આવેછે. આ પુતળાંઓ યુનાની લોકો તરેહવાર રંગથી રંગતા હતા એવું આજે સિદ્ધ થયુંછે. મેં જે પુતળાં જોયાં તે બહુ વરસોના ગાળાને લીધે અને લાંબી મુદત સુધી જમીનમાં દટાઇ રહેલાં હોવાથી મને મુદલ રંગીન જણાયાં નથી.

મિનર્વા દેવીનું મજકુર દેહેરૂં સફેદ સંગેમરમરનું બાંધેલું હતું. તેની આસપાસ ૪૬ સ્તંભો ઉભા કીધા હતા, જેમાંનો દરએક ૪૨ ફીટ ઉંચો અને ૭।। ફીટના ઘેરાવાનો હતો. બહાર દર્શનની દેવાલ ઉપર લડાઇના દેખાવો વગેરે પથરમાંજ કોત્રેલા હતા. શેહરના બચાવ માટેના કિલ્લાની બહાર **થીશ્યુસ** નામે એક પુરાણા પેહલવાન રાજાનું દેહેરૂં છે, જેની આસપાસ પણ ઉપલાંની માફકજ ઊંચા જાડા સ્તંભો બનાવેલા હતા, અને દેવાલો ઉપર સેન્ટુર અથવા દૈત્યોની લડાઇના દેખાવો કોત્રેલા હતા. દર્શનની દેવાલ ઉપર ખુદ પેહલવાન થીશ્યુસનાં મહાતકર્મોના દેખાવોનું નક્શીકામ હતું. શેહરને નૈરતખુણે "ડિમૉસ્થીનિસનું ફાનસ" એ નામનું એક સફેદ સંગેમરમરનું સુંદર નાનું મકાન છે, જેનાં છાપરાંને ૯।। ફીટ ઉંચા ૬ સ્તંભોથી ટેકાવ્યું છે અને મથાળે ગુંબજ બનાવ્યોછે. તેની દેવાલો ઉપર બહાદુર વીરલા અને યુનાની બળદેવ **હર્ક્યુલિસ**નાં મહાભારત કામોના ચિતાર કોતરેલા છે. **પર્નાસસ** પર્વત એથન્સની દંતકથાઓમાં ઘણો જાણીતો થયલો છે, જે ઉપર **એપૉલો** નામે સૂર્ય દેવતાનું ભવિષવાણી કહેનારૂં દેહેરૂં હતું, જેનું ખંડિયર પણ જોવા લાયક છે.

પ્લેટો, એરિસ્ટોટલ, સોક્રેટિસ વગેરે બુદ્ધિવાન નામીચા નરોનાં બનાવેલાં યુનાની ભાષાનાં પુસ્તકો સ્ટીમર ઉપર વેચાવા આવ્યાં હતાં. જે બારાંમાં અમારી સ્ટીમર લાંગરી હતી તે આજે Porto Leone ને નામે ઓળખાયછે, અને અસલી એથન્સનાં પુરાણા ત્રણ બારાંઓમાંનું એક જે પીર્યુસ નામનું હતું તે આ પોર્ટો લિઓન છે, જે શેહરથી પાંચ મૈલ દૂર છે. તેની પડોશમાંજ સરદાર **થેમિસ્ટોક્લિસ**ની કબર હતી.

## સ્મર્ના.

તા૦ ૧૯ મી, શનિવાર—હવે એથન્સ છોડીને અમારી સ્ટીમરે પાછો પૂર્વ તરફ રસ્તો લીધો, કેમકે અમારૂં બીજું બંદર સ્મર્ના હતું. માર્ગમાં એંદ્રોસનો સપાટ અને સ્કાયોસનો પહાડી એવા બે ટાપુઓ અમને મળ્યા, જે પછી બીજા કેટલાક ટાપુઓને દૂરથીજ નિહાળતા અમે સ્મર્નાનાં બારાંમાં લંગર કીધું. એ શેહરની ખાડી બહુ લાંબી છે અને તેથી

બારાને બહુ સુંદરતા મળીછે. ખાડીમાં પેઠા પછી બંને કાંઠાઓ ઉપરનો દેખાવ બહુ રમણ્ય લાગેછે. આ શેહરને તુર્કી જબાનમાં ઇઝમીર (Ismir) કહેછે. એની વસ્તી ૧૮૬૫૦૦ માણસોની છે, જેઓમાં સર્વથી મોટો ભાગ તુર્કીઓનો છે. બારામાં સંખ્યાબંધ સ્ટીમરો પડેલી જણાયછે. મને આ શેહર બે મરતબે ફરી ફરીને જોતાં એટલુંબધું પસંદ આવ્યું કે


સ્મર્ના શેહેરનો દેખાવ.

અગરજો મારે એશિયા મૈનરમાંજ કેથે રહેવું થાય તો હું આ સુંદર શેહર પસંદ કરૂં. અહીં મુસલમાનોની સારી મસજીદો તેમજ હમામખાનાં છે. અહીં જબરો વેપાર ધિકેછે, મેવો સસ્તોછે, અને ધાતુની ખાણો ઘણી છે.

એશિયા મૈનરનું આ એક મોટું વેપારી

શેહર છે. અસલી યુનાની લોકો એશિયાના આ કાંઠા તરફના ટાપુઓમાં આવી વસ્યા ત્યારે તેમનાં સર્વથી ચહડિયાતાં શેહરોમાં સ્મર્ના ૧૩ મી પંક્તિનું ગણાતું હતું. તે વખ્તે પણ એ બહુ આબાદ હતું. તે અસલી શેહેર આજે તો નાશ પામેલું છે—લીડયન લોકોએ તે ફના કીધું હતું; જે પછી તેનાં ખંડિયેરો ઉપરજ નહિ પણ જુદી જગાએ બે યુનાની સરદારોએ નવું શેહેર વસાવ્યું તે આજસુધી કાયમ છે. ભૂમધ્ય સમુદ્રનો પૂર્વ ભાગ, જે 'લીવંટ' ને નામે ઓળખાયછે, તે દરિયામાં વેપારનું જો મૂખ્ય મથક કોઇબી હોયતો તે સ્મર્નો છે. હાલનું શેહર ઘેરાવામાં ૪ મૈલનું છે, જેનો એક છેડો એક મૈલ સુધી દરિયામાં ધુસી ગયલોછે, અને તેથી એ ભાગ જેમ દેખાયછે તેમજ વેપાર વણજમાં ઘણો ચહડતો થઇ પડયોછે. શેહેર-ના રસ્તા સાંકડા, ગલીચ અને અસંખ્ય છે. બાજારોમાં વેપારી જીનસો જથાબંધ વેચાયછે, પણ તેમની રચના અને ગોઠવણ જેવી જોઇયે તેવી નથી. આ સુંદર શેહેર વખ્તે વખ્ત ધર્તિકંપના સખ્ત આંચકાઓથી ખરાબ થતું આવ્યું છે. કેટલીકવાર વળી મર્કી ફાટી નિકળવાથી પણ જાનોની ભયંકાર ખુવારી થાયછે.

સ્મર્ના શેહર એક બીજા સબબને થકી પણ વખણાયછે. સઘળા અસલી લખનારાઓમાં પહેલો કવિ **હોમર** એ શેહરમાં જન્મેલો મનાયછે, તો જોકે બીજાં સાત શેહરો એ મહા કવિના જન્મસ્થાનનું માન મેળવવાનો દાવો કરતાં આવ્યાંછે. એના જમાના માટે પણ મતફેર છે. ઇ. પૂ. ૯૫૦ થી ૮૫૦ સુધી-નાં એકશો વરસોમાં એનો જમાનો મુકવામાં આવેછે. એનાં નામનો અર્થ 'અપંગ' થાયછે, તે ઉપરથી કથા છે કે તે આંધળોજ જન્મ્યો હતો. એની બે નામીચી વિરરસથી ભરપૂર કવિતાઓ "ઇલ્યડ" અને "ઑડિસી" જગ આશ્કારા છે. તોપણ એ પ્રખ્યાત કાવ્યો આખાં એનાંજ રચેલાં હોય એમ આજે મનાતું નથી. પોતાની જીંદગીના છેલ્લા દિવસો ઉપર હોમરે કિયોસના ટાપુ ખાતે એક નિશાળ ઉઘાડેલી કહેવાયછે.

## ડાર્ડેનલસની ખાડીનો દેખાવ.

હવે હું આ શેહર છોડીને મેટીલીનીનો ટાપુ દૂરથી દેખતો, અને મજીદી, ચીનીકબાબ વગેરે ખાતે એકાદ બે કલાક બંદરો કરતો, **મારમોરા**ના નાનકડા દરિયામાં દાખલ થયો, જે **કાળા** અને **ભૂમધ્ય** સમુદ્રો વચે આવેલો છે. પણ તે આગમજ સ્ટીમરોને ડાર્ડેનલસની એક સાંકડી ખાંડીમાંથી પસાર થવું પડેછે. આ ખાડી એક પાણીની લાંબી નાળ જેવી છે, જેને ડાર્ડેનલસનું નામ એટલામાટે આપ-વામાં આવ્યુંછે કે તેનાં બંને છેડાઓ ઉપર બબે મજબૂત કિલ્લાઓ બાંધેલાછે. આ કિલ્લા-ઓમાંનો એક સેસ્ટૉસનો કિલ્લો ખાડીના યુરોપ તરફના કાંઠા ઉપર અને એબૈડૉસ-નો કિલ્લો ખાડીના એશિયા તરફના કાંઠા ઉપર બાંધેલોછે. આ બેમાંનો યુરોપ તરફ-નો રૂમાનિયાના કિલ્લાને નામે અને એશિયા તરફનો નેટોલ્યાના કિલ્લાને નામે ઓળખાયછે. દરેક કિલ્લામાં ૧૪ મોટી તોપો ગોઠવેલીછે. આ કિલ્લાઓને જુના ડાર્ડેનલસનું નામ મળ્યું છે, કેમકે વળી બીજી જોડીવાળા બીજા બે નવા કિલ્લાઓ બાંધીને તેમને નવા ડાર્ડેનલસનું નામ આપવામાં આવેલું છે. આ નવા કિલ્લાઓ જુનાથી ૧૦ મૈલ દૂર ખાડીના બીજા છેડા-ના બંને કાંઠાઓ ઉપર બાંધેલાછે. તુર્કી સર-કારની આ ગોઠવણ એટલી અનુકૂળ અને મજબૂત જગાઓ ઉપર રચેલીછે કે તેનાં પાય તખ્ત ઉપર દક્ષિણેથી ધસી આવતા શત્રુઓનાં બારકસો પહેલાં તો અહીંજ અધમુઆં થઈ પાછાં ફરેછે. ચાલુ સદીની શરૂઆતમાં બ્રિટિશ સરકારનો દરિયાઇ કાફલો એજ રીતે માર ખાઈ સર **જૉન ડકવર્થ**ની સરદારી તળે નામોસી સાથ પાછો ફર્યો હતો. ખાડીમાં દાખલ થતાંજ નવી ડાર્ડેનલસના કિલ્લાઓ આવેછે તે સર્વનો દેખાવ જોતો હું મારમોરાના સમુદ્રમાં દાખલ થયો. આહા! આ વેળાનો દેખાવ કેવો મનોહર હતો! ખાડીની આસપાસની જમીન ઉપર વળી જબરો બર્ફ પડેલો હતો, જેથી થંડી સખ્ત પડતી હતી.

## કૉન્સ્ટાન્ટીનોપલ.

### (ઈસ્ટમ્બુલ.)

તા૦ ૨૦ મી, રવીવાર—મારી જોડે સ્ટીમરમાં ઘણાએક ટુર્કી ઉતારૂઓ હતાં, જેઓ મને પોતાનાં પાયતખ્ત શેહેર ખાતે શોખને થકી જોવા આવતો મુસાફર જાણીને મને નવી નવી જગાઓ આવતી તે બતાવતા અને તેનું વર્ણન કરતા હતા. તેઓ જોડે ખુશ ગોફતગુમાં વખ્ત ગાળતો હું આજ દિને અહીં આવી પુગ્યો. આ શેહેરનું અસલી નામ **બૈઝેન્શ્યમ** છે, પણ **કૉન્સ્ટેન્ટાઈન** ધ ગ્રેટ નામના શેહનશાહે તેને ઇસ્વી ૩૩૦ માં ફરીથી બાંધીને પોતાનું નામ આપી પાયતખ્ત બનાવ્યું ત્યારથી આજ સુધી તે **કૉન્સ્ટાન્ટીનોપલ**ને નામે ઓળખાતું આવ્યું છે. તોપણ ટુર્કી લોકોએ ઇસ્વી ૧૪૫૩ માં રૂમી લોકોના હાથમાંથી જીતી લીધા પછી તેઓ એને **ઈસ્તમ્બોલ** અથવા **સ્તમ્બુલ**ને નામે ઓળખેછે. વળી એશિયાનાં લોકો એ શેહરને તેના મજકુર રૂમી સ્થાપકનાં નામ ઉપરથી **કન્સ્ટન્ટુન્યા**ને નામે ઓળખેછે. કૉન્સ્ટેન્ટાઇને અસલ બૈઝેન્શ્યમનાં ખંડિયેરો ઉપરજ નવું શેહર બાંધ્યું અને તેને રોમ કરતાંબી સરસ બનાવી, રૂમી પ્રજાઓને ત્યાં લાવી વસાવવાની નેમ રાખી હતી. એ નેમમાં તે ઘણે દરજ્જે ફાવ્યો, કેમકે ગ્રીક શેહનશાહોનું તે પાયતખ્ત થઇ પડ્યું અને યુરોપનાં તે જમાનાનાં બીજાં સર્વ શેહરોમાં ચઢિયાતું થવા પામ્યું. હિંદુસ્તાન અને બીજા એશિયા ખંડના દેશોની વેપારી જીનસોનું મુખ્ય બાજાર તે વેળા આજ નામીચું શેહેર હતું; જેરૂસલેમમાં ટુર્કીઓ સામે ધર્મની લડાઈ લડવા જનારા ક્રુઝેડરોને ભેગા થવાની જગા એજ શેહર હતું; અને આજેબી દુનિયાનાં સર્વથી સરસ શેહરોમાંનું તે એક ગણાયછે.

દરિયાની સફીલ ઉપર જે મોભાદાર મથકે આ શેહર બાંધેલું છે તેને લીધે કૉન્સ્ટેન્ટીનોપલ સદા વખ્ખાણ મેળવતું રહેશે. તે એક ઢોળાવદાર ડુંગર ઉપર બાંધેલું છે, અને તેથી દરિયાને માર્ગે જતા મુસાફરને તેનો દેખાવ બહુજ મોહક લાગેછે. તેની આસપાસનાં પરાંઓને બાદ કરિયે તો એ શેહર ત્રણ ખુણાવાળાં એક 'ત્રાયેંગલ' (ત્રીકોણ આકાર) જેવું લાગેછે. તેનું બારૂં બહુ સારૂં છે. દરિયાને શેહરમાં ઘુસી આવતો અટકાવવા માટે ૨૦ ઉંચી દિવાલો બાંધી લીધીછે, જેમાં ઠેકાણે ઠેકાણે બરૂજો જોડે ૭ દરવાજા અથવા ભાગોળો બનાવી છે. શેહેરની પશ્ચિમ દિશાએ પાંચ મૈલ લાંબો કોટ છે, જે તોડવાને ટુર્કી ફોજે ૧૪૫૨ માં જબરી જેહમત ખેંચી હતી, તેની નિશાનીઓ હજી સુધી યાદગાર છે. એ કોટને અસલ ૧૮ દરવાજા હતા, પણ આજે માત્ર સાતજ રહી ગયાછે. શેહરની અસલી મોટાઈનો તે સારો ખયાલ આપેછે, કેમકે **થિયોડોશ્યસ** શેહનશાહે તે બાંધેલો હોવાથી આ કોટને આજે ૧૫૦૦ વરસો થયાંછે, તોપણ માત્ર લાંબા જમાના સિવાય બીજા કશાથી તેને અબળ આવેલી દિસતી નથી. શેહરનો પરાંઓ તરફનો ભાગ ખુલ્લો હોવાથી તે એ તરફથી શત્રુઓ સામે મજબૂતી સાથ બચાવ કરી શકે એવી હાલતમાં નથી. પણ ઊગમણે અથવા દરિયા તરફથી હુમલો લાવનારાઓને આ શેહર કશોબી મચક આપે એમ નથી.

**મારમોરા**ના નાના દરિયાનો એક બાજુએ જેમ ડાર્ડેનલ્સની ખાડીથી તેમ બીજી બાજુએ બૉસ્ફોરસની ખાડીથી છેડો આવેછે. હવે પહેલી ખાડીમાંથી દરિયામાં દાખલ થઇ, તે આખો પસાર કરી બીજી ખાડીમાં દાખલ થતાં આથમણી બાજુએ કૉન્સ્ટાન્ટીનોપલ શેહર આવેલું છે. પહેલીની માફક આ બીજી ખાડી પણ યુરોપને એશિયાથી છુટો પાડેછે. કૉન્સ્ટાન્ટીનોપલ યુરોપના કાંઠાનું શેવટનું શેહર છે, જ્યારે એશિયાનાં નાકાંનું શેહેર **સ્કુટારી** તેની અડાઅડ ખાડીની સામી પાળેજ આવેલું છે. નક્ષામાં જોશો તો જણાશે કે ગોયા એ બંને શેહરો એક નદીની સામસામી પાળે આવ્યાં હોય એમ લાગેછે. હવે આ ખાડીમાંથી ઉત્તરે કાળા સમુદ્રમાંથી એક

મજબૂત પ્રવાહ ભૂમધ્ય તરફ વહેછે, માટે તે પ્રવાહની સામે થઇ કૉન્સ્ટાન્ટીનોપલ ઉપર ધસી આવનારાં બારકસોને દક્ષિણ તરફથી જોરાવર પૂઠના પવનની મદદ જોઇયે. જો આમ નહિ બનેતો ગમે એવો બળવાન કાફલો હોવા છતાં તેનું કાંઇ વળતું નથી. ૧૮૦૭ માં આ શેહેર ઉપર તોપોનો મારો ચલાવવા આવેલો બ્રિટિશ કાફલો હજીતો શેહેરથી ૮ મૈલ દૂર હતો એટલામાંજ તેને પાછો ફરવાની ફરજ પડી હતી.

આ શેહેર જોવા અને વર્ણન કરવા લાયક છે. જોકે કેટલાક મોહલ્લાઓ સાંકડા, અંધારા અને ખરાબ રસ્તાના છે, તોપણ અહીં મુસાફરોને જોવા લાયકનાં મકાનો અને જગાઓનો ટોટો નથી. શેહેરનો એક ભાગ, જ્યાં મોટા સોદાગરો વસેછે અને સોદા કરેછે, તેને ફરતી દેવાલો અને દરવાજા બાંધી લીધાછે. સર્વથી સરસ મોહોલ્લો તો સુલતાનના જનાનખાનાથી તે અતમજદાન (હિપોડ્રોમ) સુધીનોછે. આ છેલી જગા ઘોડા કેળવવા માટે ખાસ બાંધેલી છે. તે એક સુંદર ચોક છે, જેને બાવળાંઓથી શણગાર્યોછે. તોપખાન નામનો એક બીજો ચોક ભારી વસ્તીવાળો છે. તેમાં સર્વથી સરસ સંગેમરમરનો એક ફુંવારો બાંધેલોછે અને તેની ઉપર સોનેરી ઘોળ ચહડાવેલો ગુંબજ ઉઠાવેલોછે. જનાનખાનું તે કાંઈ સુલતાનની રાણીઓનુંજ મકાન સમજવું નહિ. આ એક મસ મોટો મેહલ છે, જેમાં સંખ્યાબંધ રાણીઓ ઊપરાંત સુલતાન પોતે વસેછે, દરબાર ભરાયછે, અને રાજયના અમલદારોની કચેરીઓ મળેછે. દૂરથી આ મેહલનો દેખાવ શોભિતો લાગેછે. તે વળી અસલી યાદગારીની બાબતોથી ભરપૂરછે. શેહેરના સ્થાપકની અહીં કબર હજીસુધી જાળવી રાખેલીછે. ટુકમાં સુલતાનનો આ મેહલ તે ગોયા એક નાના જેવા કસ્બા જેવડો મોટો છે, જેની દેવાલો ૩૦ ફીટ ઉંચી છે, તેને ફરતા બરજો અને ૯ ભાગોળો છે, જેમાંની બેજ ભપકાદાર છે. કહેછે કે અસલી બૈઝેન્સ્યમ શેહેરના આખા વિસ્તાર ઉપર જ આ ગંજાવર મેહલ બાંધેલો છે. તેમાં રાજયનો ખિસ્યાર ખજાનો છે. સુલતાન અને ખાસ રાણીઓના વસવાનાં દેવાનખાનાઓનો ભપકો લાખોના ખર્ચથી કરેલો કહેવાયછે. સુતરાઉ અને ઉનનાં કપડાંને બદલે જરી તાર અને રેશમી કપડાંથી તેમને સજેલાછે. મોતી અને હીરા માણકથી જડિત કીધેલી ઝાલરો તો ઠામઠામ છે. દેવાલોમાં લાકડાંને બદલે હાથીદાંત, છીપ અને બીજી ઉમદા વસ્તુઓ જડેલીછે. જે દિવાનખાનામાં સુલતાન પ્રદેશી એલચીઓની મુલાકાત લેછે તેમાં તેનું તખ્ત રહેછે, જેના શણગાર વિશે તો પુછવુંજ શું? તેની છત્રી હીરા જડિત મખમલની બનાવેલીછે. જે પ્રદેશી રાજા સુલતાનની દોસ્તી ઇછતો હોય તેના એલચી તરફની સ્તુતિના સખુનો સાંભળવા માટે આ તખ્ત ઉપર તે નામદાર થોડી મિનિટ બેસીને ઉઠી જાયછે.

આ શેહેરરોકા મેહલમાં જુદી જુદી ઇમારતો જુદાં જુદાં કામ માટે મુકરર કરેલી છે. મુખ્ય ભાગોળમાંથી દાખલ થતાંજ જે પહેલું મકાન આવેછે તેમાં દાખલ થવાનો માર્ગ મોટો, ખુલ્લો અને ઉંચો છે. ત્યાં ચોકી મૂકેલીછે, કેમકે અહીં શેહેરની મૂખ્ય મસજીદ, એક હાસ્પિટલ અને મેહલને લગતા કામદારોની બેઠકો ઉપરાંત ટંકસાળ છે. બીજી ભાગોળમાંથી પેસતાં ૧૦૦૦ કદમ ચાલ્યા પછી એક બીજું મકાન આવેછે, જેમાં સુલતાન સિવાય બીજા કોઇ પણ ધણીથી ઘોડસ્વાર થઇને દાખલ થવાતું નથી. અહીં પણ ચોકી મૂકેલીછે. આ મકાનમાં રાજયને લગતાં દિવાનખાનાં છે. એક ત્રીજું મકાન સર્વ પ્રજાઓની આવજા માટે છે, પણ તે તરફ એકલા મહમદિયાનોથીજ ખુલ્લી રીતે જઇ શકાયછે; બાકી પ્રદેશી રાજ્યોના એલચીઓ સુધાં સર્વ યુરોપિયનો એક જુદેજ રસ્તેથી સુલતાનની આગળ રજુ થઇ શકેછે.

એજ ભાગ તરફ સુલતાનની રાણીઓનાં મકાનો છે. આ રાણીઓ ખુબસુરત જવાન બાનુઓનો એક મોટો સંગ્રહ છે, જેમને માટે

ભાગે આગળા જમાનાઓમાં દર સાલ ટુર્કી પ્રગણાઓ અને યુનાની ટાપુઓ ખાતેથી સુલતાનને માટે ભેટ મોકળવામાં આવતી હતી. એઓમાંની ઘણીખરી ખ્રિસ્ટી માબાપની દીકરીઓ હતી. જુદા જુદા સુલતાનોના શોખ મુજબ આ જનાનખાનાની બીબીઓની સંખ્યા વધતી યા ઓછી રહેતી હતી. આગળા સુલતાન **સલીમ**ની એવી ૨૦૦૦ ત્યારે **અહમદ** નામે સુલતાનની માત્ર ૩૦૦ બીબીઓ હતી. પણ તેની પછી તખ્તે આવનારે ૧૬૦૦ બીબી રાખી હતી. હાલના સુલતાન **હમીદ** ૨ જાની ૩૦૦ રાણીઓ કહેવાયછે. નવી બીબીઓ જનાનખાનામાં દાખલ થતાંજ તેમને મેહલની બુઢિયાઓના સ્વાધિનમાં સોંપેછે, જેઓ તેમને સીવવા અને ભરવા ગુંથવા, ગાનુ ગાવા અને નાચવા, અને એવાજ બીજા સ્ત્રીને છાજતા હુનરોમાં કુશળ કરેછે. તેઓ સઘળી જુદા જુદા ઓરડામાં સુએછે. દર પાંચ બીબીની વચે એક તેમને નીતિ અને ધર્મના સબક આપનારી વૃદ્ધ સ્ત્રી સુએછે. વળી એ સર્વની વડી એક ખાતુન હોયછે, જેના કહ્યામાં તેઓ રહેછે. આ બીબીઓને ફરવાની કશી છુટ હોતી નથી; પણ જ્યારે સુલતાન એક મેહલમાંથી બીજા મેહલનાં જાયછે—યાને કૉન્સ્ટાન્ટીનોપલમાંથી દરિયા માર્ગે સ્કુટેરીના મેહલમાં વસવા જાયછે—ત્યારે કાળા હીજડાઓની એક ફોજ સઘળી બીબીઓને બોટામાં બેસાડવાની ગોઠવણ કરેછે. એ વેળા આ બોટાની આજુબાજુ પરદા કરેલા હોયછે. અગરજો દરિયાને બદલે જમીનને માર્ગે એક શેહરથી બીજે શેહેર સુલતાન જનાર હોય તો સઘળી બીબીઓને બંધ્યાર ગાડીઓમાં બેસાડવામાં આવેછે, અને જે રસ્તેથી સુલતાનની આ સવારી જવાની હોય તે રસ્તેથી કોઈ પણ રાહદારીને તેટલો વખ્ત પસાર થવા નહિ દેવા માટે આગમજથી ચેતવણી આપવામાં આવેછે. સુલતાનની આ રાણીઓ બીજા મેહલમાં ગઇ હોય ત્યારે કાન્સ્ટાન્ટીનોપલના મેહલમાં જોવા જવાની છુટ મળેછે. મેહલમાં તેણીઓને ફરવા હરવા માટેનો મોટો કુશાદે બાગ બનાવેલોછે, જેની આસપાસના રેતી પાંથરેલા રસ્તાઓ મધ્ય સ્થળે ભેગા મળેછે. સુલતાનની માનો તેના ઊપર મોટો કાબુ રેહેછે, અને તે તેમજ બીજી સઘળી સુલતાનાઓ તેણીને માટે ભેટ સોગાદ મોકળાવેછે. આ વડી બુજર્ગ બાનુનો ઓરડો દેશપ્રદેશના પાદશાહો તરફથી આવેલા આયનાઓ અને અને બીજી ભેટ સોગાદોથી ભરાઇ ગયલો હોયછે. મેહલના બીજા ભાગોમાં અસલી તેમજ હાલના હથિયારો, અને કીમતી અસ્બાબો વગેરે રાખેલાછે.

ટર્કીની સરકાર 'પોર્ટ' (Porte) ને નામે ઓળખાયછે તેનું કારણ એ કે શેહરની દરિયા તરફની ભાગોળોમાંની એકનું નામ પોર્ટા ઓરિયા (Porta Aurea) છે.

શેહરની વસ્તી તરેહવાર બોલાયછે, કેમકે ટુર્કી લોકો તેનો કશો હિસાબ રાખતા નથી. આજે તે ૮૭૫૦૦૦ ની કહેવાયછે. પોણાસો વરસોની વાત ઉપર પણ તે આઠ લાખની મનાતી હતી. પણ તે વેળા મી૦ **ડાલાવે** નામે એક ઉત્સાહી ધણીએ ગણત્રી કહાડવા મુજબ શેહર અને તેનાં સઘળાં પરાંઓ સુધાં કુલે વસ્તી ૪૦૦૦૦૦ થી વધારેની ન હતી. આમાં અર્ધો ભાગ ટુર્કીઓનો, પા ભાગ યુનાનીઓનો અને બાકીના પા ભાગમાં યહુદીઓ, અર્મિન્યનો અને યુરોપિયનો છે. આ શેહરે અનેક વાર બહુ વિપત્તિ ખમીછે, જેમાં આગ મુખ્ય છે. ૧૬૩૩ માં અહીંનાં ૭૦૦૦૦ ઘરો બળી ગયાં હતાં; ૧૭૮૪ માં ૧૦૦૦૦ નો નાશ થયો હતો, અને તે પછી ચોથે વરસે લાગેલી બીજી અતિ મોટી ત્રાસદાયક આગમાં આખું શેહેર નાશ પામવાની અણી ઉપર હતું. ધર્તીકંપથી પણ ઘણીવાર તેની ખરાબીઓ થએછે. કૉન્સ્ટાન્ટીનોપલમાં પણ દુમસ્કની માફક દરેક મુખ્ય વેપારી જીનસનું જુદુંજ બાજાર મુકરર કીધેલુંછે. એક સમચોરસ ચોક, જેને ફરતી લાકડાંની ગ્યાલરી બાંધી લીધેલી હોયછે, તે આ બાજારનો નમુનો છે.

શેહરનાં બંદરમાં સેંકડો બારકસો લાંગડેછે, પણ તેમાં ટુર્કી તો ઘણાંજ થોડાં છે.

બારું એવું શોભીતાંની જોડ કુશાદે છે કે તેમાં ૧૨૦૦ બારકસો આસાનીથી ગોઠવાઇ શકે. ટર્કીનો વેપાર ઘણો બ્હોળો તો કહેવાયજ નહિ, તોપણ યુરોપનાં લગભગ સઘળાં મોટાં દેશો સાથ તે વેપાર ચલાવેછે.

આ શેહરનાં પરાંઓ અનેક છે. **પેરા** ખાતે યુરોપિયનો વસેછે; **ગેલેટા** ખાતે સોદાગરોનાં મોટાં કુશાદે મકાનો છે, અને ત્યાં યહુદીઓ અને ફરંગીઓ રહેછે. **તોફાના** ખાતે તોપ બનાવવાનું કારખાનું છે. સ્કુટારી જોકે બોસ્ફોરસની એશિયા તરફની બાજુએ એક હેલાયદું શેહેરજ છે, તોપણ તેભી ઇસ્તિમ્બુલનુ એક પરૂંજ ગણાયછે. અસલનાં **ક્રીસોપોલિસ** શેહરનાં ખંડિયેર ઉપર બાંધેલું આ એક મોટું શેહર છે, જ્યાં સુલતાનનો એક મેહલ છે. એ શેહર હું જોઇ આવ્યોછું, જે કેટલીક ટેકરીઓનાં ઢોળાણ ઉપર આવેલું હોવાથી ઘણોજ સરસ દેખાવ આપેછે. એશિયા ખાતેથી આવી યુરોપ જતા કાફલાઓ અહીં ભેગા થતા હોવાથી એનો વેપાર ધિકેછે. એની વસ્તી ૪૦૦૦૦ માણસોની ગણાયછે. **સેંટ ડેમેત્રીનું** પરૂં પેરાની પડોશમાંજ છે, ત્યાં મુખ્ય કરી યુનાનીઓજ વસેછે. મારમોરાનાં કાંઠા ઉપર ૭ 'બરૂજોનો કિલ્લો' એ નામનું એક મકાન છે, તે રાજ બંધવાઓને રાખવાનાં કેદખાના દાખલ વપરાયછે.

કૉન્સ્ટાન્ટીનોપલ ખાતે હું નવ દશ દિવસો રહ્યો તેટલી મુદતમાં હું આ આખું શેહર ફરી વળ્યોછું, જેનું ઉપર ટપકેનું બયાન મેં ઉપર આપ્યુંછે, પણ મેં અહીં ઘણી મસ્જીદો જોઇછે તેમનું બયાન મારા જાતભાઇઓને જાણવાજોગ થઇ પડશે એમ સમજીને તે ટુકમાં આપવા માંગુછું. મારા ટુર્કી સોહબતીઓ જોડ સ્ટીમરમાં બેઠા બેઠા અમે શેહરનાં બારાંમાં દાખલ થયા એટલેજ આ મસ્જીદો ડોકિયાં કરીને અમને આવકાર દેતી હોય તેમ જણાતી હતી. તેમના ઉંચા કંગુરાઓ ગોયા અમને સલામ કરી પોતાની તરફ બોલાવતા હતા. આ શેહરની મસ્જીદો ખરેખર જોવા લાયક છે. જેમ રશિયાનું પુરાણું પાયતખ્ત મોસ્કો 'દેવળોનું શેહર' કેહવાયછે, તેમ ઇસ્તમ્બુલ 'મસ્જીદોનું શેહર' ગણાયછે. રસ્તે રસ્તે મસ્જીદો નજર આવેછે. તેમની સંખ્યા આખાં શેહરમાં ૩૦૦ થી વધારેની છે. એઓમાં કેટલીક મોટી અને નામીચી છે. જુદા જુદા સુલતાનોએ બાંધેલી હોવાથી તેમનાં નામથી તેઓ ઓળખાયછે. તેમના ખર્ચને માટે આ સુલતાનોએ કેટલીક જગાઓ 'વકફ' માં આપેલીછે, જેની ઉપજમાંથી મસ્જીદોનો નિભાવ થાયછે. વળી એજ ખર્ચમાંથી આ મસ્જીદોમાં ધર્મજ્ઞાન લેવા આવનારા છોકરાઓને મુફતની તાલીમ મળેછે. જેમ બીજાં શેહરોની મસ્જીદોમાં તેમ આ શેહર ખાતેનાં એ ધર્મસ્થાનોમાં એક સામાન્ય ખુબી મેં એ જોઇછે કે દરેક મસ્જીદ જોડ એકેકો મકતમ બાંધેલોછે, જેમાં આસપાસનાં મહમદિયાન છોકરાંઓને કોરાનના સબક આપવામાં આવેછે. આપણી તરફ હવે પછી નવી મસ્જીદો બાંધનારાઓને મારી ભલામણ છે કે તેઓએ ઇસ્તિમ્બુલ જઇ ત્યાંની નાદર મસ્જીદો અછી તરેહથી જોઇને તેમના નમુના ઉપર પોતે ધારેલાં ધર્મસ્થાન બાંધવાં. અતરેની ઘણીએક ઉમદા મસ્જીદોની દેવાલો રંગ બેરંગી સંગેમરમરની છે. કેટલીક દેવાલો ઉપર સોનેરી લેખો લખેલાછે. વાઅજ કરવાના મિમ્બરો (પુલપીટ) ઉંચા બાંધેલાછે, અને આસપાસ કોરાન અને બીજી ધર્મની કેતાબોની એક નાનકડી લાઇબ્રેરી જેવું કરેલુંછે. આમાં કેટલીક તો હાથની લખેલી સુંદર કોરાનો છે. જમીન ઉપર સુશોભિત ટુર્કી ગાલીચા બિછાવેલાછે, અને ઉપરથી ઝુંમરો લટકેછે. છ થી સાત ફુટ ઉંચી મિણબતીઓ બળેછે. છોકરાં પહડાવવાની મકતબ જુદી રાખેલીછે. મસ્જીદની બહાર ખુલ્લો મોટો ચોક કરી તેમાં ઝાડો રોપેલાંછે. પિશાબખાના, વજુ કરવાની હોજો વગેરે અનુકૂળ જગાએજ બાંધેલાંછે. પગમાંથી ઉતારેલા જોડા રાખવાની જગા પણ જુદી છે.

**સેંટ સોફિયા અથવા આયા સુફિયા**ની મસ્જીદ તો મેં શરૂઆતમાં જણાવ્યું તેમ ખુદ મેહલવાળા ભાગની અંદરજ આવેલીછે. મોટા કૉન્સ્ટેન્ટાઇને એ નામનું એક દેવળ બાંધ્યું હતું, જેનો પાછળથી રહેવાસીઓએ નાશ કરવાથી શેહનશાહ **જસ્ટીન્યને** તેને ફરીથી વધારે પૈસો ખર્ચી બહુ ભપકાદાર બાંધ્યું હતું. ત્યારબાદ તુર્કીઓના હાથમાં એ દેવળ આવ્યાથી તેઓએ મસ પૈસો ખર્ચી તેને મસ્જીદમાં બદલી નાખ્યું હતું. ઉગમણથી આથમણે એની લંબાઈ ૨૭૦ ફીટની અને પોહોળાઈ ઉત્તરથી દક્ષિણે ૨૪૦ ફીટની છે. સુલતાન **સલીમ** ૨ જાએ તેને ચાર મિનારાઓ બાંધીને મસ્જીદનું પુરેપુરૂં રૂપ આપ્યુંછે. એનો ગુંબજ સંગેમરમરના સ્તંભો ઉપર ઉઠાવેલોછે. ફરસબંદી તમામ એજ પથરની ચિત્ર વિચિત્ર ઇંટોથી કરી લીધીછે, તથા ગુંબજની અંદરની દેવાલો ઉપર જાતજાતનું નક્ષી કામ કીધેલુંછે. એ ભાગમાં દિવસે રોશની પુરતી નહિ હોવાથી તેહવારો ઉપર જયારે માહે રોશની થાયછે ત્યારે આ નક્ષીકામ બહુજ શોભેછે. અહીં મેં એક આરસપહાણનો મટકો બનાવેલો જોયો, જે ૭ ફીટ ઉંચો અને ૧૮ ફીટના ઘેરાવાના એકજ કકડાનો બનાવેલોછે. તેમાં કૉર્ક મૂકી તેમાંનું પાણી વજુ કરવા (હાથ મોહડું ધોવા) માં વાપરેછે. મસ્જીદની આસપાસ ફરતું ખુલ્લું ચોગાન ઝાડપાનથી ભરેલું છે, અને તેની આજુબાજુના રસ્તા પોહોળા તથા બંને બાજુએ ઝાડ રોપીને અચ્છા શોભઇતા કરેલાછે.

**સુલતાન અહમદની મસ્જીદ** બૉસ્ફોરસની ખાડીના કાંઠા ઉપરજ આવેલીછે. તેબી અતિ સુંદર અને રોણકદાર છે. અહીં તેમજ બીજી મસ્જીદોમાં જેતુનનું તેલ બાળેછે. શિયાળાની રૂતુ હોવાથી અંદરના દરવાજા ઉપર ચામડાંના મોટા શોભઇતા પરદા ટાંગેલાછે, એવી મતલબથી કે અંદર નિમાજ પઢનારને સર્દી લાગે નહિ.

બૉસ્ફોરસની ઉપલી ખાડી ઉપર બે પુલો બાંધેલાછે, જે ઉપરથી લોકો આવજા કરેછે. આથી કૉન્સ્ટાન્ટીનોપલ અને સ્કુટારી શેહરો જોડાઈ ગયાંછે. તેઓ એટલાં પાસે પાસે છે કે પુલને એક નાકેથી તમે મોટે સાદે બોલો તો તે આબાદ બીજે નાકે સંભળાયછે. સામે કિનારે સુલતાન અબ્દુલ હમીદ ૨ જાનો મેહેલ બાંધેલો છે. સુલતાન શિયાળામાં આ મેહલમાં આવી રહેછે તેથી હું એ મેહલ જોઈ શકયો નહિ; પણ અહીં મેં તે નામદારને નજરેનજર દીઠા હતા. અહીં ઉત્તર હિંદુસ્તાન ખાતેનો એક કુળવાન ધણી વસેછે, જેને સુલતાન તરફથી પગાર મળેછે. તેણે મારે માટે અતરેના કાજીને વિનંતિ કરેલી કે જુના વખ્તનું અસહાબ ખલીફ **ઉસ્માન**ના હાથનું લખેલું કુરાન, તથા ખલીફ **ઉમર**નો લડાઇનો ઝુંડો, તથા પેગામ્બર હજરત **મોહમદ**નું પેરાહન વગેરે પુરાણી પવિત્ર વસ્તુઓ મારા જેવા હિંદી મુસાફરને દેખાડવાની સત્તાવાળાઓ કનેથી પરવાનગી મેળવવી. હવે આ કામને માટે લખાણ કરવાં પડેછે અને તે ઉપર વળી શેવટે સુલતાનની સહી લેવી પડેછે, તેથી મને આ શેહર ખાતે ઝાઝા દિવસ રહી પડવું થાય એમ હોવાથી મેં તેમ કરવાની ખુશી નહિ દેખાડવાથી ઉપલું સર્વ જોવાનું રહી ગયું હતું. તોપણ તા૦ ૨૬ મી જાન્યુઆરી અને શુક્રવારને દિને સુલતાન જુમા મસ્જીદમાં નિમાજ પઢવા જનાર હોવાથી એક ઘોડાગાડી ભાડે કરીને મેહલની પાસેજ ઉભી રખાવી તેમાંથી મેં સુલતાન હમીદને પસાર થઈ જતો આબાદ જોયો હતો. તેને ગાડીમાં બેઠેલો મેં જોયો તે ઉપરથીજ કહી શકુંછું કે તે ઊંચાં કદનો, લાંબાં નાકનો, સોહામણા મોહડાંનો અને ખુબસુરત દેખાવનો નવજવાન પાદશાહ છે. સર્વ લોક એક આવાજે તેની તારીફ કરેછે.

• સુલતાનના આ મેહલની દક્ષિણે જતાં સુલતાન **મુરાદ** અને બીજા બડખાંઓનાં મેહલ જેવાં મોટાં સુંદર મકાનો આવેછે, જેનો દેખાવ જોવા લાયક છે.

તા૦ ૨૪ મી અને બુધવારે શેહરમાં આખો દિવસ અને રાત બર્ફ વર્સ્યો, જેથી ઘરો, રસ્તા વગેરેએ સફેદ લેબાસ લીધો. અમારાં મકાનનો દરવાજો પણ અમને બર્ફ ખસેડીનેજ ઉઘાડવો પડયો, કેમકે તે પડયું એટલે બાઝી જાયછે. થંડી એટલી કકડતી પડેછે કે આજે મારાથી કલમ પણ પકડાતી નથી. દરેક ઉતારાની જગામાં સઘડી હોયછે, તેમ હું જ્યાં ઉતર્યોછું ત્યાં પણ સઘડી હોવાથી તેની પાસે બેસીને મેં મારી થંડી ઉડાવી. શિયાળો કકડતો બેસવા અને સખ્ત બર્ફ પડવાને લીધેજ મેં ઉત્તર યુરોપમાં પ્રવાસે જવાનો મારો ઇરાદો પણ માંડી વાળ્યોછે. હું વેનિસની ભેટ લઇ ઇટલીમાંથી પેરિસ જવા ધારતો હતો, પણ તે વિચારબી તરત વેળા છોડી દીધોછે.

અતરે સર્વથી સરસ મોજ આપનાર અહીંનાં હમામખાના છે, જે આખી દુનિયામાં વખણાયછે. તે એવાં ઉત્તમ છે કે તે ઉપરથી લંડન અને પેરિસનાં સર્વથી ઉત્કૃષ્ટ હમામોને પણ "ટર્કિશ બાથ" નું નામ આપ્યું છે.

ટુર્કી લોક ખુબસુર્ત, લડાયક મિજાજના, અને તમીઝવાળા છે. તેઓ કદાવર, જોરાવર અને જવાંમર્દ છે. તેમના બાલ અને આંખ કાળાં, અને ચેહેરો સોહામણો છે. તેમની સ્ત્રીઓ જવાનીમાં ખુબસુર્ત હોયછે, પણ ઘડપણ આગમજ ઘરડી દેખાયછે. ટુર્કી લોક આગતાસ્વાગતા કરનારા અને અરસપરસ મિત્રભાવ દેખાડનારા છે. ઘરમાં અને સુલેહ વખ્તે તેઓ થંડા, થોડું બોલા અને ગુપચુપ કામ લેનારા છે; પણ ધર્મની કે રાજદ્વારી લડાઇની જરાબી નિશાન માલુમ પડતાં તેઓ નરશેર મિસાલ ગુસ્સો પકડી શમ્શેર એંચેછે, તેઓ સખી, ધર્મી અને પ્રજાનું ભલું ઇછનારા છે. ગરીબ હાજીઓ અને મુસાફરોને માટે તેઓ ધર્મશાળાઓ બાંધેછે, તથા કુઆ અને વાવ ખોદાવેછે. પ્રદેશીઓ તરફ તેઓ શકિલાછે, તોપણ મારા તરફ તેઓ બહુ મમતાથી વર્ત્યાછે. મને હિંદીવાન જાણીને તેઓએ મારી સારી મદારત કીવી અને છેક હિંદુસ્તાનથી તેમનું શેહર જોવા આવ્યોછું એમ જાણીને બહુ ખુશી દેખાડી. મને વાતચિત કરતાં લાગ્યું કે તેઓ હિંદી મુસલમાનો ઉપર માયા બતાવેછે. હિંદુસ્તાનની હાલત બાબે તેઓએ ઘણી વાતો મને પુછી, અને મહમદિયાન પ્રજાને સુખી જાણી ખુશી થયા.

---

## કેપ ટૌન તરફની વળતી મુસાફરી.

અને હું પણ તેઓથી અને તેઓનાં મુખ્ય શેહરથી ખુશી થઇ હવે પાછો ફર્યો. મેં ઉપર કહ્યું તેમ ઇસ્તમ્બુલમાં મેં ૯ દિવસો ગુજાર્યા, અને હવે આજે (તા૦ ૨૯ મી અને બુધવારે) એ શેહર છોડીને ફ્રેંચ સ્ટીમર "મૉરિસ" ઉપર હું સ્વાર થયો. ઉત્તર યુરોપમાં જવાનો વિચાર સખ્ત શિયાળાને લીધે માંડી વાળ્યાથી હું જે રસ્તે આવ્યો તેજ રસ્તે પાછો ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થયો. સ્મર્ના વગેરે આગળાંજ બંદરોની વળતી મુલાકાત લેતા અમે ઇટાલી દેશ અને સીસિલીના ટાપુ વગેની **મસિના**ની સામુદ્રધૂણીને માર્ગે આગળ વધ્યા, અને **લિપેરી** ટાપુઓ પસાર કરીને સાર્ડિન્યા અને કૉર્સિકાને પકડયા, અને પછી ઉત્તરે ફ્રાન્સની સરહદે જઈ પુગી તેની દક્ષિણે આવેલાં **માર્સેલ્સ**માં બંદર કીધું.

હું તા૦ ૨ જી ફેબ્રુઆરી ૧૮૮૭ ને દિને આ ફ્રેંચ શેહરમાં ઉતર્યો. અહીંથી **લાયન્સ** થઇને **પેરિસ** ગયો, અને ત્યાંથી **લંડન** જઇ પુગ્યો. પછી **લિવરપુલથી** સ્ટીમર ઉપર સ્વાર થઈ મારે વતન **કેપ ટૌન** જવા નિકળ્યો. વચમાં એક માસથી વધારે મુદત વિતી ગઇ, અને તે દરમયાન મેં બહુ જોયુંછે; પણ આ મારી પહેલી મુસાફરી બાદ થોડાંક વરસ પછી ઇંગ્લંડ અને ફ્રાન્સની મેં એકવાર ફરીને ભેટ લીધી હતી, માટે હાલના પ્રવાસમાં જે કાંઇ જોયું હતું તે બીજા પ્રવાસ વેળા જોયું હતું તેની જોડે ભેળીને હું આ પુસ્તકનાં બીજાં દફતરમાં વિગતે જણાવીશ. આ પ્રવાસ તો મહમદિયાન મુલકો જોવામાંજ પુરો કરૂંછું.

ખોદાની મેહરબાનીથી મારી દરેક સફરમાં મને કોઇને કોઇ એવા સોહબતીઓ મળી

જાયછે, કે જેઓ મંજલના માર્ગ બાબે કંઇને કંઇ માહિતગારી ધરાવેછે, અને તેવા ગ્રહસ્થોની વાતચિતથી મારો વખ્ત સોહલાઇ જાયછે અને મને ઘણું જ્ઞાન મળેછે. કૉન્સ્ટાન્ટીનોપલથી વળતી મુસાફરીને દરમયાન સ્મર્નાનો એક યહુદી વેપારી મારી જોડે સ્ટીમરમાં ઉતારૂ હતો, જેણે મારી બહુ આસનાવાસના કીધી. વળી અમારી જોડે સ્પેન દેશ જવા માટે ટુર્કી એલચી પણ ચહડેલો હતો, જે માર્સેલથી **મૅડરિડ** જનાર હતો. હવે આ સફરને દરમેયાન હું પેહલીજવાર વાકેફ થયો કે સ્પેનમાંબી મહમદિયાનોની મસજીદો છે, અને તેબી વળી બહુ નામીચી છે, તથા ત્યાં આગળા જમાનાઓમાં મહમદિયાનો મોટું રાજ્ય ચલાવી ગયાછે. આ સર્વ જાણ્યાથી મારાં દિલમાં તે દેશ જોવાનો વિચાર ઉભો થયો, જે હું પાછળથી ખુશી સાથ બર લાવ્યો હતો.

હવે લિવરપૂલથી હું તા૦ ૪ થી માર્ચ ૧૮૮૭ અને શુક્રવારે સ્ટીમર કલૅન મૅકે (Clan Mackay) ઉપર સવાર થયો, પણ એ દિને એટલોબધો ધુમસ વરસતો હતો કે થોડા છેટાનું પણ બરાબર દેખી શકાતું ન હતું. એટલામાટે સ્ટીમરને ૧ાા દિવસ આ બંદરની ખાડીમાં આટી થવું પડયું. તેણે એ મુદતને દરમયાન સીપટી વગાડવી ચાલુ રાખી હતી, એવી મતલબથી કે સામેથી આવતી કોઇ સ્ટીમર તેની જોડે અંધારાંમાં અથડી પડે નહિ. અમારી પડોશમાં કિનારો હતો તોપણ અમે તે દેખી શકિયે નહિ એટલોબધો અંધકાર ધુમસને લીધે ફરી વળ્યો હતો. ખુદ આગબોટ ઉપર દૂર ઉભેલો એક માણસ પણ દેખાતો ન હતો ! બીજે દિને બપોર પછી ધુમસ દફે થઇ સુંદર તડકો પડતાંજ અમે આગળ વધ્યા, અને એ પછી ત્રણ દિવસો સુધી દરિયો ઉછળતો ચાલુ રહ્યો; તોપણ સારાં ભાગ્યે કશું તુફાન નડયું નહિ.

તા૦ ૧૨ મીએ અમારી સ્ટીમરે **જીબ્રૉલ્ટર** ખાતે બંદર કરી કોલસો લીધો. યુરોપ અને આફ્રિકાને છુટા પાડનારી જીબ્રૉલ્ટરની સામુદ્રધૂણીમાંથી પસાર થતાં અમે એ બંને ખંડોના કિનારા એકેક સાથ ગોયા વાતચિત કરતા દિઠા. ભૂમધ્ય સમુદ્ર કેવળ શાંત હતો. તા૦ ૨૧ મીએ સ્ટીમર **પોર્ટ સઇદ** જઈ પુગી. અહીં પણ તેણે કોલસો પાણી લીધાં. એ પછીના બે દિવસ સુએઝની નેહર પસાર કરવામાં ગયા. રાતા અને આરબી સમુદ્રોની મંજલ પછી તા૦ ૮ મી એપ્રેલને દિને હું **મુંબઈ** આવ્યો. આ શેહરમાં મને અગત્યનાં કામો નિકળી આવ્યાથી અહીં ચાર માસ કહાડવા પડયા.

તા૦ ૧૧ મી ઑગસ્ટ ૧૮૮૭ ને વાર ગુરૂને રોજે હું હવે કેપ ટૌન જવા સ્ટીમર "અકબર" ઉપર ચહડયો. આ વેળા મારી જોડે એક નાનકડો સોહબતી હતો. તે મારો એકપુરો વહાલો બેટો **અહમદ** હતો. તે માત્ર ૭ વરસનું રમતિયાળ બાળક હતું. મુંબઈ કે મારાં જન્મ શેહરમાં મારૂં અતલગનું એ સિવાય બીજું કોઈ હતું નહિ. તા૦ ૨૩ અને મંગળવારે અમે **મોરિસ** અથવા **મોરિશ્યસ** ટાપુનાં પાયતખ્ત **પોર્ટ લુઈ** ખાતે જઈ પુગ્યા. પણ સ્ટીમર ઉપર રોગ ફાટી નિકળવાનો ભય જણાયાથી અમને પડોશના એક ટાપુ ઉપર ઉતારી પાડયા. આ ઠેકાણે નાનાં મોટાં ઝાડોની સારી ઘટા છે. એક દિવાદાંડી ઉભી કરેલીછે. પછવાડેની જમીન રેતાળ છે. અહીં અમને એક હફતાની મુદત ગુજારવી પડી, જે પછી પોર્ટ લુઇથી લેવા આવેલી એક નાની આગબોટમાં બેસી અમે ત્યાં જઈ ઉતર્યા.

## મો રિ સ.

અહીં મને કામના સબબથી અર્ધો મહિનો રોકાવું પડયું. આ ટાપુની આબોહવા સારી છે. આગળ એ ફ્રેંચ સરકારને તાબે હતો તેથી હજી સુધી ત્યાં ફ્રેંચ ભાષામાંજ સર્વ કોઇ વાતચિત કરેછે. પણ લોકોની આ બોલી ફ્રેંચ જેવી શુદ્ધ નહિ હોવાથી તેને "ક્રિયોલ" (Creole) કહેછે. હાલ અહીં ઇંગ્રેજ સરકારનો અમલ હોવાથી પોર્ટ લુઇની કોર્ટો વગેરે ખાતાંઓમાં ઇંગ્રેજી ભાષામાંજ કામકાજ ચાલેછે. હિંદુ-

સ્તાનથી કલકતાને માર્ગે આ ટાપુ ખાતે ગરીબ લોકો પેટને અર્થે મોટી સંખ્યામાં મજુરી કરવા આવેલાછે. અહીં મુખ્ય મજુરી શેરડીની ખેતી અને તેમાંથી ખાંડ બનાવવાની છે. શેહેરમાં બે ત્રણ મુખ્ય મોહલ્લાઓ, ઘોડ-દોડની શરતનું મેદાન, ફરવાહરવાના શોભાયમાન ચોક વગેરે છે. પોર્ટ લુઇથી થોડેક છેટે "પાપડમુશ" નામે એક મોટો બાગ છે, જેમાં દેશપ્રદેશનાં મોટાં સુંદર ઝાડોનો સારો સંગ્રહ કરવામાં આવ્યોછે. પડોશમાં એક ઉંડું નાળું વહેછે, અને સઘળો દેખાવ એવો સુંદર છે કે મોરિસનાં લોકો અહીં સેલ કરવા આવેછે. **તુરપીટ** નામે એક બીજું ગામ હવાપાણીમાં એવું તો સરસ છે કે ત્યાં માતબર યુરોપિયનો વસેછે.

મોરિસનો ટાપુ ઘણો મોટો નથી. તે લગભગ ગોળાકાર અને ૧૫૦ મૈલના ઘેરાવાનો છે. ૧૫૦૫ માં પોર્ટુગીઝ લોકે તેને પહેલો શોધી કહાડયા પછી ૧૫૯૮ માં વલંદા લોકે તે ઉપર દાવો ઊઠાવી અર્ધી સદીમાં ત્યાં પોતાનું સંસ્થાન વસાવ્યું. એ વેળા તેઓએ પોતાના એક શાહજાદાનાં નામ ઉપરથી એ ટાપુને **મૉરિસ** (Maurice) નામ આપ્યું. પણ જ્યારે કેપ ઑવ ગુડ હોપ વલંદાઓના હાથમાં આવ્યો ત્યારે તેઓએ આ ટાપુ પડતો નાખ્યો, જેથી ૧૭૨૦ માં ફ્રેંચ લોકે તેનો કબજો લીધો અને તેને **ઐલ ઑવ ફ્રાન્સ** (Isle of France) નું નામ આપ્યું. અંતે ૧૮૧૦ માં ઇંગ્રેજ સરકારે તેને જીતી લઈ આજ સુધી પોતાના કબજામાં રાખ્યોછે. એની જમીન ખેતીને લાયક નથી, તોપણ નદીઓ વહેતી હોવાથી ફળફળાદિ બહુ નિપજેછે. અહીંનું કાળા અબનુસનું ઝાડ તેનાં સરસ લાકડાંને માટે આખી દુનિયામાં વખણાયછે. પોર્ટ લુઇના બચાવ માટે મજબૂત કિલ્લેબંદી કરેલીછે, પણ તેનું બારૂં તુફાન વખ્તે લાઇલાજ થઈ પડેછે.

તા૦ ૧૫ મી સપ્ટેમ્બર અને ગુરૂવારે અમે મોરિસ છોડી આગળ વધ્યા, અને માર્ગમાં હું આગળ જણાવી ગયોછું તેમાંનાં બંદરો કરીને તા૦ ૨૫ મીએ પોર્ટ એલિઝાબેથ જઈ ઉતર્યા. આ વેળા સહવારે ૯ વાગાનો વખ્ત હતો, અને સ્ટીમર "ડાર્ટ કાસ્ટલ" ના વડા ઑફિસરે મને ખાતરી આપવા મુજબ પાછળા પોહોરે ૪ વાગે લંગડ ઉપડનાર હતું. એટલા-માટે મારા બેટાને થકી મેવો લેવા હું કિનારે ગયો, અને એક ઓળખીતા ઉતારૂને મારાં બાળકની સંભાળ મારી ગેરહાજરી વેળા લેવાની અરજ કરી ગયો. મુંબઇથી અહીં સુધીની આખી મંજલમાં મેં અહમદને મારાથી વીહીલો મૂકયો ન હતો, કેમકે બાપડું અજાણ બાળક મારા વિના મુઝાય તે મને ગમતું ન હતું. વચમાં આખા સાત કલાકનો વિસામો છે એમ સમજીને હું કિનારે ગયો અને ૧૨ વાગે પાછો ફર્યો, ત્યારે એક ઓળખીતાએ મને ભોજણ લઇને સ્ટીમર ઉપર જવાનો બહુજ આગ્રહ કર્યાથી હું ભારી નાખુશી અને આનાકાની સાથ તેની જોડ જમ્યો, કેમકે મારૂં મન મારા નિર્દોષ બેટામાં ભરાઇ રહ્યું હતું. તેની મને ભારી ચિંતા હતી, પણ હું એમ નહિ જાણતો હતો કે તે અને હું હવે ફરીથી આ દુનિયામાં ભેગા મળનાર નથી. હું એક વાગે વીહીલો ફાંફલો જ્યારે સ્ટીમર ઉપર ગયો ત્યારે તે તો લંગડ ઉપાડી ચાલી ગયલી હતી! અફસોસ કે હું વગર કારણે કિનારા ઉપર જરૂર કરતાં વધારે વખ્ત રોકાઇ રહ્યો, અને મારાં બચાંને મારા વિના એકલું સ્ટીમર ઉપરના પચરંગી અજાણા લોકો સાથ જવા દીધું. આ વેળા મને બહુ પસ્તાવો થયો અને ભારી દુખ ઊપજયું. મને પેલા સ્ટીમરના વડા અમલદાર ઉપર બહુ ધિકાર છુટયો, જેણે મને આગબોટ ઉપડવાનો ખોટો વખ્ત કહ્યો હતો.

સ્ટીમરે હવે કેપ ટૌનનો માર્ગ લીધો હતો, માટે મેં તે શેહર ખાતેના મારા આડતિયા ઉપર વિજળીનો સંદેશો મોકળાવીને મારા દીકરાની સંભાળ લેવા અને તેની ઘટતી બરદાસ્ત કરવા માટે તાકીદ આપી, અને પછી હું પોતે વખ્ત નહિ ખોહોતાં મેલ ટ્રેન ઉપર ચહડી બેઠો. અગરજો હું એક દિવસ મોડી થયો

હોત તો બીજે દિને બીજી આગબોટ ઉપડવાની હતી તેમાં કશું પણ વિશેષ દામ આપ્યા વિના હું કેપ ટૌન રવાના થઇ શકત. પણ મારા દીકરાને જેમ બને તેમ જલદી જઇ મળી તેને મારા સંભાળ તળે લેવાની મારી અત્યંત કાળજીને લીધે પાંચ પૌંડનું ભાડું આપીને હું તાબડતોબ ત્રેનમાં સવાર થયો, અને ચોથે દિને યાને તા૦ ૨૮ મી અને બુધવારે સુહવારે ત્યાં જઇ પુગ્યો.

મારાં બચ્ચાંને લઇને સ્ટીમર આવી પુગી હતી કે નહિ તેની બાળ કહાડતાં મને જણાયું કે "કેપ ટાઇમ્સ" નામનાં પત્રે ખબર આપ્યા મુજબ તે કમભાગ્યની આગબોટ આવી હતી ખરી, પણ તેને તો માર્ગમાં સખ્ત તુફાન નડયું હતું. હું લાગલો એક ભાડાની ગાડી કરીને સ્ટેશન ઉપરથી મારા આડતિયાનાં મકાન તરફ દોડયો. રસ્તામાં ઓળખીતા ગાડીવાને મને માઠા સમાચાર કહ્યા કે "તમારા છોકરાને હાથ ઉપર વાગ્યુંછે." આજ ત્રણ દિવસનો હું ગમમાં ગિરફતાર હતોજ તેમાં આ ખબરથી બહુ વધારો થયો. પણ મકાન ઉપર જઇને હું શું જોઉંછું? યા ખોદા! તે બાળક તો મારા આવ્યા આગમજ ચાર કલાકનું આ ફાની દુનિયા છોડી ગયું હતું! અરે અલ્લાહ! શું ત્યારે મારી ગેરહાજરીનું બહાનું લઇનેજ તે સ્વર્ગવાસી થનાર હતું? શું મોતે તેને મારી ગેરહાજરીમાંજ મારા પાસથી ખુંચી લેવાની હિંમત કીધી હતી?

ગાડીમાંથી ઉતરતાંજ મેં મારા મિત્રનો ચેહરો ગમગીન દિઠો. મેં મારા બેટાને જોવાનો હોંકરો કીધો. તેને જે ઓરડામાં સુવાડયો હતો તેના દરવાજા ખામખા મારા ઉપર માઠી અસર ન થાય તે માટે બંધ કરેલા હતા. હું સમજી ગયો કે કાંઇ ભયંકાર બનાવ બન્યોછે ખરો. પણ મારૂં બચ્ચું એકદમ મરણ પામ્યુંછે એવો વિચાર તો મારાં મનમાં એક સેકંડ પણ આવવા પામ્યો ન હતો. અને તોપણ બનાવ તો તેવોજ બનેલો હતો. ઓરડાનું બારણું ઉઘડતાંજ મેં જોઇ લીધું કે મેં સ્વપ્ને પણ નહિ ધારેલું બન્યું હતું! ઓ ખોદા! શું ત્યારે તે બાપડાં પશું બાળકને હું આ દૂરદરાજ મુલકમાં આવી રીતે મરણ પામેલો જોવા થકીજ મારે વતનથી ખેંચી લાવ્યો હતો?

મારી શુદ્ધિ જતી રહી. હું આહ મારી બેહોશ પડયો. અફસોસ! જ્યારેબી એ ભયંકાર દેખાવ મને યાદ આવેછે ત્યારે મારી આંખો પાણીથી ભરાઇ જાયછે. તેનાં મોત પછીના છ મહિના મેં કેવાં દુખ અને સંતાપમાં, ગમગીની અને એકાંતવાસમાં ગુજાર્યા તે મારો પેદા કરનારજ જાણેછે. એ બાબે લંબાણ કરવાની આ જગા નથી, અને જરૂર પણ નથી. આ ફુલ બચ્ચું કેવી પ્રકારે સ્વર્ગવાસ પામ્યું તે બાબે પરપુછ કરતાં મને આ રીતનો ખોલાસો મળ્યો. પોર્ટ એલિઝાબેથથી કેપ ટૌન આવતાં સ્ટીમરને વંટોળિયો લાગ્યો, જેથી તે ઉપરનો સરસામાન તળેઉપર થતાં એક પેટી મારા અહમદનાં પેટને લાગી હતી અને તેનો હાથ જોખમાયો હતો. આમ છતાં તેના હાથ કે પેટ ઉપર જખમની નિશાની કશી ન હતી! એટલુંજ નહિ પણ કેપ ટૌન આવ્યા પછી તે હરતો ફરતો અને બોલતો ચાલતો હતો. તે છતાં તે એકાએક મરણ પામ્યો. ખરેખર તેનું મરણ મને તો ભેદભરેલું લાગેછે, પણ મારા મિત્રો અને ડૉકટર વગેરેનાં અનુમત મુજબ તે બાળક સ્ટીમર ઉપરની ઇજાથીજ જીવ ખોઇ બેઠું હતું.

અહીં મારી પહેલી સફરનું શેવટ આવેછે. બેટાનાં અકાળ, અચાનક મરણથી મને બહુ જખમ થયો. મને દુનિયા અકારી લાગી. જોકે બીજે વરસે હું આ શેહરમાં ફરી પરણ્યો, અને મને બાળકો થયાં, પણ મારા આ એકપુરા બેટાની યાદ મારાથી ભૂલાતી નથી— ભૂલાશે પણ નહિ.

# પૃથ્વીની પ્રદક્ષિણા.

## પ્રવાસ ૨ જો.

### ઑસ્ટ્રેલિયા, એશિયા અને અમેરિકામાં મુસાફરી.

### પ્રકરણ ૭ મું.

## કેપ ટૌનથી ઑસ્ટ્રલિયા—મેલબોર્ન.

પહેલી અને બીજી સફરો વચેના બનાવો—બીજી મુસાફરી માટે કુચ—કુટુંબથી છુટા પડવાની ઉદાસી—બારાંનો દેખાવ—છેલી સલામ—દરિયો અને આકાશ. ક્રોસેટ ટાપુઓ—તે ઉપરનું દયાળુ કામ—દરિયામાં તુફાન અને વર્સાદ—સ્ટીમર ઉપર રમતગમતો. મુસાફરીનો પ્રોગ્રામ ઘડવા બાબે સૂચના.

મેલબોર્ન—દરિયામાંથી શેહરનો દેખાવ—"કૉફી પેલેસ" માં ઉતારો—ત્યાંની સરસ પરોણાગટ—શેહરમાં ઉડતી સેલગાહ—વસ્તી—વિસ્તાર—વેપાર—જોવાલાયક ઠેકાણાઓ—નાટકશાળામાં અદભૂત દેખાવો—પોસ્ટ ઑફિસમાં સ્ત્રીઓનો કારભાર—સોનાના ગંજાવર ગઠાઓ—સોનાની ખાણો—નવાઈની વસ્તુઓનો સંગ્રહ—સુપરીમ કોર્ટ—ટૌન હૉલ—ટંકસાલ—પ્રાણીઓનું સંગ્રહસ્થાન—વેધશાળા. શેહરની આસપાસની જાણવાજોગ જગાઓ—તેમની અજાયબીઓ. ન્યુઝીલાંડ તરફ કુચ.

તા૦ ૨૮ મી સપ્ટેંબર ૧૮૮૭ના બુધવારની સહવારે કેપ ટૌન આવ્યા પછી મારા ઉપર વિતેલા ગજબને થકી મેં અહીં એક વરસ બહુ ઉદાસી સાથ ગુજાર્યા પછી તથા આસ્તે આસ્તે ધંધામાં મન લગાડ્યા પછી, મેં ફરીથી શાદી કરી. એ પછી બીજે વરસે યાને ૧૮૮૮ માં સોનાની ખાણોના શેરોનો સટો ચાલ્યો, જે બાબે હું આગળ કેપ ટૌનના હેવાલમાં લખી ગયેલછું. એ સટામાં બીજાઓ જોડ મારી પણ કમબખ્તી લાગેલી હોવાથી હું પણ આવી ગયો. મારા એક મિત્ર જોડ અમારી નેમ એવી હતી કે હલકે ભાવે શેરો ખરીદીને પછી મોંઘે ભાવે વેચી તેટલા નફા ઉપરજ સબુરી પકડીશું. પણ આ ઠરાવ વેળા અમને ખબર ન હતી કે જે વખ્તે શેરો અમે ખરીદ કર્યા જતા હતા તે વેળાજ તેમના ભાવ ચહડી ચુકયા હતા. આ વરસમાં હું પેરિસનું જગપ્રસિદ્ધ પ્રદર્શન જોવા જનાર હતો, પણ સટાના સપાટામાં આવી ગયાથી તેમ બની શકયું નહિ. આમ વરસો નિકળી ગયાં, અને હવે બધી રીતે દુનિયા મને અણગમતી થઇ પડી. મારા બેટાનાં મરણ પછી મારૂં આ દુનિયામાં અતલગનું વહાલું કોઇ નહિ હતું, અને તેથી મેં તરતજ પૃથ્વીની પ્રદક્ષિણાએ એકવાર ફરીને નિકળવાનો ઇરાદો કર્યો હતો. પણ ત્યાર બાદ ફરીને શાદી કરવાથી મારી મોહરદાર અને બે બાળકીઓમાં મારૂં મન ભેળવાઇ રહ્યું. વળી શેર સટામાં ફસાઈ પડવાથી

મારો અસલ ઇરાદો જ્યાંનો ત્યાં રહી ગયો. પણ છેવટે ૧૮૯૩ માં ચિકાગોનાં દુનિયા વર્ણનાં મહાભારત પ્રદર્શને એકવાર ફરીને મારા જુના ઇરાદાને તાજો કીધો, અને મેં એ વરસની શરૂઆતમાં મારી ધારેલી લાંબી મુસાફરીએ નિકળવાની તૈયારીઓ કરવા માંડી.

આથી મારાં નાનકડાં કુટુંબમાં બહુ બેચેની ફેલાઇ. બંને તરફની—મારી તેમજ ઓરત અને બાળકોની—આંખો પાણીથી ભરાવા લાગી. આ વેળા મારી સ્ત્રીને હમેલ હતા. તેનો ગમગીન ચેહરો મારાથી દેખી શકાતો ન હતો. અરસપરસની આ ઉદાસી કેટલોક વખ્ત ચાલુ રહી. પણ તેનો અંતે છેડો આવ્યો; અને મારી ગેરહાજરી વેળા, તેમજ મારી કજા રજાએ મારાં નાનાં કુટુંબનો કેમ નિભાવ કરવો તેને લગતા સર્વ જોઇતા બંદોબસ્તો કરીને મેં મારી બાયડી છોકરાંની તથા મારા દોસ્ત આસ્નાઓ અને ઓળખીતાંઓની રજા મેળવી, અને સ્ટીમર ઉપર ચહડી બેઠો.

મારી બીજી મુસાફરી **શનિવાર, તા૦ ૧૮ મી ફેબ્રુઆરી ૧૮૯૩** ને દિનથી શરૂ થાયછે. એ દિને પાછળા પોહોરે કેપ ટૌનથી સ્ટીમર "દુમસ્ક" ઉપર હું સ્વાર થયો. કલાક ૪ ને અમલે મારી ઓરત અને બે બચ્ચાં તથા થોડાક સ્નેહીઓ મને મુકવા આવ્યાં હતાં. મારી પહેલી સફર પછી છ વરસે આજે મારા ધંધાનું આ પ્રિય થઇ પડેલું સ્થળ છોડતાં બહુ ઉદાસી લાગી. પણ સૌથી વધારે તો મારાં બે ભુલકાંઓને મારી પ્રિયા સાથ છોડી જવાના વિચારથી આંખમાં પાણી ભરાઈ આવ્યાં. અરે ! હવે હું તેમને કયારે દેખીશ ? કાલની કોઇને ખબર નથી, તો આ મારાં વહાલાંઓને હું કેમ છોડી જાઉં ? પણ ખોદા ઉપર મેં વિશ્વાસ બાંધ્યો, અને તેનેજ મેં તેમને સોંપી આપ્યાં. કિનારેથી એક નાની બોટમાં હું ચહડી બેઠો, અને જેમ જેમ તે મારાં પ્યારાંઓને છોડી આગળ ચાલી તેમ તેમ હું ઉપરથી મારો રૂમાલ હવામાં ઉરાડતો તેઓને ધીરજ અને હિમત આપતો અને છેલી સલામ કરતો ગયો. પેલી તરફથી મારી ઓરતના બેઉ નમુનાઓ—મારાં કચકલાંઓ—જેઓમાંની વડી ૪ વરસની અને નાની માત્ર બે વરસની બાળકી હતી, તેઓએ પણ મારી દૂરદરાજ સફરમાં મારે માથે પરમેશ્વરનો હાથ સદા રહે અને હું નિર્વિઘ્ન સલામત પાછો ફરી તેઓને આવી મળું, એવી અંતઃકરણની ઇચ્છાથી પોતપોતાના રૂમાલો ઉરાડી મને સંતોષ આપતાં હતાં. ખરેખર, આ દેખાવ ઘણો દયામણો હતો. પાંચ વરસની મોહબત પછીની આ જુદાઇ જીગર ફાડનારી હતી. મારી છાતી ફાટફાટ થતી હતી. જો હું ચહાત તો એ જુદાઇનું કારણ મળત નહિ. પણ દુનિયાની સફરે—કુદ્રતના અદભૂત દેખાવોએ—નવા નવા અને જાણવા જોગ પ્રદેશોમાં ફરવા અને ત્યાંના નહિ વર્ણવી શકાય અને કેવળ કુદ્રતી કવિનીજ કલમને શોભાવે એવા મહાભારત ખોદાઇ ખેલોએ—મારાં મનમાં ઘર કીધું હતું—મારૂં દિલ ગોયા જીતી લીધું હતું—મને તે જગકર્ત્તાનો આશક બનાવી દીધો હતો. અને તેથી આ દુનિયાની માયા છોડીને હું તે સાહેબની માયામાં લપટાયો હતો—હું આ ખયાલી જગતમાં વસવાને બદલે તે ખલકતના ખાવંદની ખોદાઈ ખેલબાજીના ખંડોમાં જઇ વસવાને તો નહીજ પણ તેમની મોજ ભોગવી મારી આંખોને તાજગી આપવાને અને મારાં મનને મનાવવા તથા દિલને રાહત બક્ષવાને તલપી રહ્યો હતો. એટલામાટે મેં મારી સ્ત્રી અને બચ્ચાંઓને થોડી મુદતને થકી છેલી સલામ કીધી અને મારી મુસાફરીએ નિકળી ચાલ્યો.

સાંજે ૭ વાગે સ્ટીમર ઉપડી. કેપ ટૌનનું બારૂં છોડતાં હવે ધીમે ધીમે મારી ભીંજાયલી આંખો પોતાનું અસલ તેજ પકડતી ચાલી. મારાં શેહેરની ઊંચામાં ઊંચી કે નજદીકમાં નજદીક જેખી ઇમારત મને દેખાઈ ત્યાંસુધી મેં તે તરફથી મારી નજર ખિસાડી નહિ. ત્યાંની 'ગ્રીન પોઇંટ', 'સી પોઇંટ' વગેરે જ્યાં હું ઘોડેસ્વાર થઈ ખુશીથી ફરેલો, તેમને હવે એક પ્રદેશી મુસાફરની નજરથી હું જોતો ચાલ્યો. 'સી પોઇંટ' ના ખડકો ઉપર મારી

પ્રિયા સાથ અમે કેવી મોજ કીધેલી! અમે ત્યાં મછીઓ મારેલી, રમતગમત કીધેલી, અને છેલ્લે છેલ્લે તો અમે સઘળાંએ ત્યાં મારા ઉપડવાની થોડાજ દિવસો આગમજ ઉજાફત ખાધેલી. તે સૌ હવે દૂર—દૂર મુકીને હું આગળ ચાલ્યો. હવે 'કામીસ બે' નામના અખાતે મને દેખાવ દીધો. તે ગોયા મને કહેતો હોય કે "હાજી સુલેમાન, તને છેલ્લી સલામ!" તેમ તેનાં પાણીની છોળ મારા તરફ કુદકા મારતી મને લાગી. આ ઠેકાણે વસંત ૠતુમાં ફરવા અને મોજ મારવા માટે ઓકનાં ગંજાવર ઝાડોની સુંદર ઘટાથી શોભા પામેલો એક મકાન છે, જ્યાં હું અનેક વાર પિકનિકે આવ્યો હતો, ત્યાંથી તે 'સી પોઇંટ' સુધીનો રળિયામણો પગરસ્તો 'લાયન્સ હેડ' નામે પહાડની તળેટીમાં બનાવેલો છે, અને તે ઉપરથી સુહવારે જો બે ઘડી "વૉક" લીધી હોય તો દિલને બહુજ ખુશ લાગેછે. અહીંથી વળી ઓલ્ડ કાલ કોમોચાથીઠેઠ 'હૉટ બે' સુધીની જગાઓ જોઇ જોઇને ઘડી ઘડી મારી આંખો-માં ઝળઝળિયાં ભરાઇ આવતાં, કે હવે હું એ સર્વેને પાછાં કયારે જોઇશ? ખરે, કોઇને પણ પોતાનું વતન છોડતાં ગમ લાગે, અને તેમ મને પણ લાગ્યો. પણ તે કેટલો વાર? હવે અંધારૂં થવા માંડયું હતું, માટે મારા દેશના ટેબલ મૌન્ટન પહાડોનાં ઉંચાં શિખડ સિવાય બીજું સર્વ મારી દૃષ્ટિથી દૂર થયું હતું. જ્યારે હું કંઇજ દેખી નહિ શકયો ત્યારે છાતી ભરાઇ આવ્યાથી મારી કેબિનમાં જઇ ઉંધેમસ્તક પડયો.

પડયો તે પડયો. મારૂં દિલ તમામ ઉદાસ હતું. બે દિવસ સુધી મને કાંઈ ખાવા કે પીવા પણ ગમ્યું નહિ, પણ પછી ત્રીજે દિવસથી કેપની હવા બદલાઇ. મારાં વતનની આબો હવાથી જુદીજ વાતાવરણમાં મેં પોતાને દીઠો. મારી ઉદાસી રફતે રફતે ઘસાતી ચાલી. મારાં આંસુ સુકાવા માંડયાં. મારી ફરજ હવે જુદીજ કિસમની મેં માથે ઉઠાવીછે એવી મારી ખાતરી થતી ચાલી. અમારા લોકમાં કહેવત છે કે "સુરત ભુલી સાહિબા, નામભી વિસરીયા"; તેમ મારાં વતન અને વહાલાં-ઓની સુંદર શિકલ જેમ જેમ મારી આંખો આગળથી દૂર થતી ગઇ તેમ તેમ તેઓનો વિચાર મને ઓછો આવવા લાગ્યો. બે દિવસ સુધી દરિયો થોડો થોડો ઉછળતો ચાલુજ હતો તે ત્રીજે દિને શાંત થયો. થોડીક થંડી હતી તેથી ઉગતા સુરજના દિલખુશ તડકામાં બેસી હું દક્ષિણ મહાસાગરના વિશાળ દરિયામાં ચોબાજુ નજર નાખતો બેઠો. એમ કરતાં ઉપડયા પછી સાતમે દિને, યાને તા૦ ૨૪ મીએ અમે

**ક્રોસેટ ટાપુઓ,** જે આ મહાસાગરમાં ૪૬ ડીગ્રી ઉપર છે, ત્યાં જઇ પુગ્યા. આ પાંચ ટાપુ-ઓનો એક ઝુમખો છે, જેઓ એક બીજાથી ત્રણ ચાર મૈલને તફાવતે આવેલાછે. તેઓ સઘળા વસ્તી વિનાનાં પહાડી અને ઉજડ છે. તેઓ ઇંગ્રેજ સરકારને તાબે છે. એમ છતાં તેઓ-માંના મોટાને કિનારે અમારી સ્ટીમર થોભી. કપ્તાને એક બોટ ઉતારી કિનારે મોકળી, અને બીજી તરફથી ખુબ જોરથી સીસોડી વગાડી, એવી મતલબથી કે અગરજો કોઇ માણસ વાબાનો મારેલો, ભુખ્યો, કે દુખી હોય તો તેને એ સંકટમાંથી ઉગારી બચાવી લેવામાં આવે. આવા મોટા મહાસાગરમાં વહાણ કે આગબોટો ખરાબે અથડવા, યા આગ વરાળ થી કે બીજા હરકોઈ સબબોથી ડુબી જવાના અકસ્માતો અનેક બનેછે, તેવે સમયે જો કોઇ કમનસીબ જીવડાને આ ટાપુ હાથ લાગી ગયો હોય તો તેને અમારી સ્ટીમર જેવાં બાર-કસો ઉપાડી લેછે. આમ કેટલીક વાર આ ટાપુ ઉપરથી દુખી જીવડાઓને બચાવી લેવામાં આવ્યા હતા, અને તેનો છેલ્લો દાખલો એકજ વરસ અગાડી બન્યો હતો. પણ આજે અહીંથી કોઈ મળી આવ્યું નહિ. આ બિયાબાન ટાપુઓ ઉપર ઝાડોનું નામ નથી, તોપણ એ તરફ પક્ષિઓ મોટાં ટોળાં-ઓમાં ઉડતાં જણાયછે. તેઓ સમડી, તીતર અને ચકલી જેવાં ત્રણ તરેહનાં મને જણાયાં. વળી તેઓ ટોળાબંધ દરિયામાં તરતાં હતાં. આ ટાપુ ઉપર લોઢાંનાં પત્રાંનું ઘર બનાવી

તેમાં ખોરાકી ભરી રાખેલીછે, એવી મતલબથી કે વાખ્યાના મારેલા જીવડાઓ જો ત્યાં જઈ ચહડે તો તે ખોરાક તેમને કામ લાગે. તે બાપડા ભુખે ન મરે તે માટેની આ યુક્તિ ઇંગ્રેજ સરકારનો દયાળુ દિલગુર્દો દેખાડી આપેછે. આ ટાપુની આસપાસ દરિયાઈ વેળા પંથરાઇ ગયલા જણાયછે, જેમનાં પાત્રાં બે ફીટ લાંબા પણ માત્ર બે ઇંચ પહોળાં છે.

અર્ધો કલાક સુધી સ્ટીમર થોભી અને પછી અમે આગળ વધ્યા. અમે દક્ષિણ તરફ ૫૦ ડીગ્રી સુધી ઉતર્યા. અમને પ્રથમ સખ્ત થંડી જણાઈ, જે પછી પવનની જોડે વર્સાદ એંચાઇ આવ્યો. આથી જબરૂં તુફાન થયું, દરિયાના મોજા બહુ ઉછાળા મારવા લાગ્યા, અને તુટક સઘળું ધોવાઇ ચાલ્યું. સહવારે અમારાથી કેબિનની બહાર નિકળાયુંજ નહિ. આગબોટ ડોળા ખાવા લાગી. મારી ગયલી ઉદાસી પાછી આવી. હું બળાપો કરવા લાગ્યો કે મને કયાં કમબખ્તીએ ઘેર્યો કે ગર્થ ખર્ચીને જીવ જોખમમાં નાખવા વતન અને વહાલાંઓથી દૂર અહીં આવી પડયો ! મને લાગ્યું કે જો આમનું આમ હશે તો ઑસ્ટ્રેલિયાથીજ મુંબઇ પાછો ફરી મારે વતન ચાલી જઇશ, અને એટલાન્ટીક તથા પેસિફિક મહાસાગરોને એમનાં એમ પડતા મુકીશ.

બે દહાડા સુધી આ તુફાન ચાલુ રહ્યું, અને પછી દરિયો શાંત થઇ નરમ ગરમ રહ્યો. બે અઠવાડિયાં સુધી અમે ૪૮ ડીગ્રીના લીટી ઉપર ચાલ્યા કીધા, જે વેળા થંડી સખ્ત હતી. પણ આવી લાંબી સફરને દરમયાન ઇંગ્રેજ લોકો સ્ટીમર ઉપર રમતગમતોથી મંજલની મુશ્કેલીને બહુ કમી કરી-નાખેછે. અઠવાડિયાંમાં બબે વાર નાટકો, ગાયનોના જલસા, સુસ્વરોનું ગાવું બજાવવું રાત્રે ચલાવેછે; અને દિવસે બંદુકની નિશાનબાજી, અને બીજી રમતોમાં વખ્ત ગાળી કંટાળો ઓછો કરેછે. આ રીતની મોજમાં બે અઠવાડિયાં વહી ગયાં, અને અમોએ હવે ઇશાણ ખુણા તરફનો માર્ગ લીધો, કારણકે અમને પહેલું બંદર ઑસ્ટ્રેલિયામાં મેલ્બૉર્નમાં કરવાનું હતું, જે ૩૮ ડીગ્રી ઉપર આવેલું છે. આમ કરતાં અમે તા૦ ૧૦ મી માર્ચ અને શુક્રવારને દિને દૂરથી ઑસ્ટ્રેલિયાનો કિનારો જોયો. કેપ ઑટવેના બુશલાકાની પાણીમાં નિકળી આવેલી પહાડી અણી ઉપરની દીવાદાંડીની બાજુએથી અમારી સ્ટીમરે રસ્તો લીધો. આ દાંડી આગળ થોડાંક ઘરો છે તેથી, તેમજ પડોશમાં નાનાં નાનાં ઝાડો છે તેથી કિનારો સુંદર લાગતો હતો.

કેપ ટૌન છોડયા પછી આજે ૨૧ દહાડે અમે જમીન પાછી જોયાથી સર્વ ઉતારૂઓને બહુ ખુશી ઉપજી. હું પણ નાહી ધોઇ, સારા કપડાં પેહેરી દૂર્બીનથી કિનારો જોતો બેઠો. દીવાદાંડીનું મકાન સારૂં છે, જેને "**ક્વિન્સ કલુફ**" (Queen's Kluff) કહેછે, અને અહીં શેહેરનાં લોકો મેજબાનીએ આવેછે. તે હવા ખાવા લાયકનું હોવાથી લોકો બે ત્રણ દિવસ મોજમાં અહીં ગુજારેછે. ક્વિન્સ કલુફમાં વળી બીમાર લોકો લાંબા દિવસો પણ રહેછે. તેની સામેની પોઇંટ ઉપર થોડાક બંગલા છે, જેમાં ત્રણ મજલાના તો પૈસાદાર લોકોના છે, જેઓ ત્યાં હવા ખાવા આવેછે. અહીં તેમજ દાંડી તરફ સરોનાં ઝાડો બહુ શોભા આપેછે. ક્વિન્સ કલુફની બાજુમાં એક અખાત છે ત્યાંથી **જીલોંગ** નામે બંદરે જવાયછે, જે સારૂં શેહેર છે. તેમાં ૫૦૦૦૦ માણસોની વસ્તી છે, અને ઉનનાં કારખાનાઓ છે. મેલબૉર્નનો આ અખાત ૩૬ મૈલ લાંબો છે, પણ ઉંડાઈ ઘણી નહિ હોવાથી આજુબાજુના ખડકોની ઇધાણી દાખલ બોયાં રાખેલાંછે, જેમની વચેથી સ્ટીમર ગોયા એક નેહેરમાંથી ચાલી જતી હોય તેમ પસાર થાયછે. વચમાં એક બીજી દીવાદાંડી છે. અખાત બહુ પહોળો છે, અને તેની આસપાસ નાનાં નાનાં ગામો છે. જીલોંગ, ક્વિન્સ કલુફ વગેરેમાં મોજીલાં લોકોને આસપાસ ફેરવી લાવવા અને મજાહ અપાવવા માટે બાજુએ પંખાવાળી નાની આગબોટો ફરતી ફરેછે. આ માર્ચ મહિનો એવી મોજમજાહનોજ છે. આ તરફ જાન્યુ-

આક્ટોબરમાં ઉનાળો બેસેછે તે મે સુધી ચાલુ રહેછે, અને જુનથી સપ્ટેમ્બર સુધી ચોમાસું રહેછે, તથા ત્યારપછીના ત્રણ મહિના શિયાળો ચાલેછે.

મેં મારી આ વખતની મુસાફરીનો પ્રોગ્રામ એવી ગણત્રીથી રચ્યો હતો કે હું જ્યાંખી ઉતરૂં ત્યાં મને ચોમાસું કે શિયાળો હેરાન કરે નહિ. એ બે રૂતુ મને સદતી નથી, અને મારી પહેલી મુસાફરી વેળા મેં એવી કશી ગણત્રી રાખેલી નહિ હોવાથી ટર્કીનાં પાયતખ્ત કૉન્સ્ટાન્ટીનોપલમાંજ હું બર્ફથી બેજાર થયો, જેથી ઉત્તર યુરોપમાં રશિયા વગેરે દેશો ખાતે જવા ધારતો હતો તે મોકુફ કરી દક્ષિણેથીજ લિવરપુલ જઈ ત્યાંથી મુંબઇ પાછો ફર્યો હતો. પણ આ વખતે મેં ઉનાળામાંજ મારી મુસાફરીની ગોઠવણ રાખી હતી. વસંત રૂતુમાંજ કુદ્રત તમામ લીલો લેબાસ લઈ નવો શણગાર સજેછે, અને તેથી એજ મોસમ જેમ કુદ્રતનાં નવાં વરસની તેમ ઇનસાનની પણ ખુશી ખુશહાલીની થઇ પડેછે. એ વેળા ઝાડોનાં લીલાંછમ પાત્રાં, કુમળાં ફુલોની સુગંધ, અને જ્યાં જોઇયે ત્યાં દિલ જીતી લે એવા છોડવા, હસતા વેળા, ગેલ કરતાં નદી નાળાં, આકાશ સાથે વાત કરતા પહાડો, અને એવીજ બીજી કુદ્રતી લીલા માણસને પોતાના દેખાવથી છક કરી નાખેછે. માટે સેર કરનારે મુસાફરી કરવી હોય તો તેને માટે સર્વથી સરસ મોસમ એજ છે. એ મોસમ ઉપર મારૂં દિલ ફિદા છે.

## મેલ્બોર્ન.

તા૦ ૧૦ મી માર્ચ.—આજ દિને સાંજે અમે આ બારાંમાં લંગડ કીધું. ડૉક્ટર આવ્યો, તપાસ લીધી, અને અમારી સ્ટીમર ખરાબ રોગના દાખલાઓથી તદન સ્વછ હોવાથી અમને "ક્વારેન્ટાઇન" ની કશી મેહેનતમાં નાખ્યા નહિ. આ વેળા કેટલીક સ્ટીમરો બીજાં દેશાવરો ખાતે જતી અમને મળી. બારાંમાંથી અમને બે બંદર દેખાયાં. એકનું નામ **વેલિંગટન** અને બીજાંનું **મેલ્બૉર્ન** છે. બંને વચે એક મૈલનો અંતર છે, તોપણ બંને શેહેરો વચે તફાવત ૭ મૈલનો છે, કેમકે અખાતને ભાગે ચક્રાવો ખાવો પડેછે. બંદરથી મેલ્બોર્ન શેહેર બે મૈલ દૂર છે. બંને વચે રેલવે લાઇન હોવાથી કશી તકલીફ પડતી નથી. રાંત્રે દરિયામાંથી મેલ્બોર્નનો દેખાવ બહુ રળિયામણો લાગેછે. ઘોડાની નાળ માફક ફરતી રોશનીથી ઘણો સુંદર દેખાવ થઇ પડયો હતો. કોઇ અજાણો મુસાફર એ જોઇનેજ તરત વિચારે કે આ કોઇ જબરૂં મોટું શેહેર હશે. રાત્રે ૧૦ વાગ્યા સુધી ઉપલો દેખાવ જોઇ તથા તરેહવાર વિચારોની મજાહ લઇ હું સુઇ ગયો, અને સહવારે નાહી ધોઇ કપડાં પહેરી, નાસ્તો લઇ, શેહર જોવા નિકળી પડયો. મને કહેવાની કશી જરૂર નથી કે મારો લેબાસ યુરોપિયન જેવો હતો, પણ એ કંઇ મારો ધારણ કીધેલો પોશાક નથી. મારાં વતન કેપ ટૌનમાં અમે વેપારીઓ એજ લેબાસમાં ફરીયે છીયે—ફક્ત માથે ટુર્કી તોપી ઘાલિયે છિયે.

હું બદરેથી ત્રેનમાં બેસી શેહરમાં ગયો. દાખલ થતાંજ તારનાં દોરડાંથી દોડતી ત્રામ ગાડીઓ, ગંજાવર ઇમારતો વગેરે જોઇને એટલો છક થયો કે મેં આ શેહેર ફરી ફરીને સારી પેઠે જોવાનો ઠરાવ કર્યો. હવે મારી સ્ટીમર તો આ બંદરે માત્ર ત્રણજ દહાડા રહેવાની હતી, માટે એટલી ટુક મુદતમાં આખું શેહેર ફરીને જોઈ રહેવાય નહિ એમ સમજીને હું સ્ટીમરના એજંટની ઑફિસમાં ગયો, મારી પાસીજ કેપ ટૌનથી ન્યુઝીલૅંડનાં ઑકલૅંડ શેહર સુધીની હતી તે રદ કરાવી, તથા બીજી સગવડ ભરેલી સ્ટીમર જે સાત દિવસ પછી જનાર હતી તેના ઉતારૂ દાખલ મારી બદલી કરાવી. અહીં કોલીન સ્ટ્રીટ નામના એક ભપકાદાર મોહોલ્લામાંનાં "કૉફી પેલેસ". નામે મકાનમાં મેં મારો ઉતારો રાખ્યો. અહીંનાં હૉટેલ (પહોચખાના) તથા મુસાફરખાનાંઓ બહુજ તારીફલાયક છે, તોપણ ઝાઝાં ખર્ચાળાં નથી. મારા ઓરડાનું ફર્નિચર મને દરેક રીતે મનપતિજ લાગ્યું, કેમકે તે સુઘડાઈ

ભરેલું તથા સારા 'ટેસ્ટ' થી પસંદ કરી ગોઠવેલું હતું. વળી ત્યાંની 'હાઉસ મેડ' (દાસી) એવી ડાહી કે તમે વેરવાર નાખેલી વસ્તુઓ પણ પોતાની સમજ મુજબ ગોઠવી મુકે. હું મારો સરસામાન વગેરે જ્યાં ત્યાં નાખી બહાર ફરવા નિકળી પડયો હતો, પણ રાત્રે પાછો આવ્યો ત્યારે જોઉંછું તો સર્વ લુગડાં બટાં કબાટમાં ગોઠવીને મુકી દીધેલાં, અને એજ રીતે બીજી સર્વ વસ્તુઓ તેની જગા ઉપર આરાસ્તા કીધેલી. ખરેખર, આપણાં ઘરમાં જેવી માવજત થાય તેથી સરસ અહીં મુસાફરોની માવજત થાયછે, અને તે સઘળી હૉટેલની છોકરીઓજ કરેછે, તે જોઇ હું અજબ થયો. ભોજનુ પિરસનારીબી તેઓજ. અને વળી તેમની વાતમાં મિઠાસ કેવી, અને સલુકાઇ તથા નરમાશ પણ કેવી! જો કંઇ આપણી નજીવી ભૂલ થઇ હોય તો તે પોતે ઝટ સુધારી આપે, અને તે માટે વળી આપણી પાસે માફ માગે! ખરેખર આ છોકરીઓને તો તેમનાં કામકાજને લગતી તાલીમ મળી હતી, પણ તે દરમયાન તેઓ પ્રદેશી મુસાફરો સાથે જે રીતે વર્તતી હતી અને હસતે મુખડે નર્મીથી વાતો કરતી હતી તેથી ખચિત એક દિલગીર માણસ પોતાનો ગમ ભૂલી જાય તેમાં નવાઇ નથી. મને તો લાગ્યું કે એક મૂર્ખ માણસ પણ તેમના જેવી સારી સંગતથી બોલવું કેમ તે શીખ્યા વિના રહે નહિ. આ હૉટેલોમાં બીજી સર્વ સગવડો જોડે ગરમ તથા થંડાં પાણીનાં હમામખાનાં, પેખાના, લખવા વાંચવાના જુદા ઓરડા, વગેરે વગેરેથી હું બહુ સંતોષ પામ્યો. હુ ભાડાં દાખલ દર અઠવાડિયે એક પૌંડ આપતો, પણ મને ભોજનુ માટે જુદો ખર્ચ બેસતો હતો. હું સર્વ ઉતારૂઓ ભેગો જમતો નહિ, પણ મારી મુસલમાન શરિયત મુજબ જુદીજ સગવડથી ખાનુ લેતો, અને તે માટે માલિકને જુદું દામ આપતો હતો.

આજ શનિવારની રાત હોવાથી હું શેહેરના યુરોપિયન લત્તાઓમાં રોશની જોવા તેમજ એ વખતે વેપારની કેવી ધમાલ ચાલેછે તે તપાસવા નિકળ્યો હતો. સઘળા ખ્રિસ્તી મુલકોમાં આજની રાતે રોશની થાયછે એમ મને ખબર હતી. શેહેરમાં પહેલા નંબરના બે મોહોલ્લાઓ છે, જેમાંના કોલીન સ્ટ્રીટમાં બેંકો, મોટી વેપારી ઑફિસો અને વીમાની કંપનીઓ વગેરે છે, અને બર્ક સ્ટ્રીટ મોટા મોટા વેપારીઓની દુકાનોથી ભરપુર છે. આજની રાત્રે એ સ્ટ્રિટોના પગરસ્તાઓ ઉપર મને લોકોની બહુ જબરી ઠઠ પસાર થતી જણાઇ, જેઓમાંનાં કેટલાંકો નાટકો, જલસાઓ, ભાષણો વગેરે જોવા અને સાંભળવા જતાં હતાં. શેહેરમાં આ રીતે રાત્રે છેક ૧૧ વાગ્યા સુધી રખડીને હું પાછો ઘર આવ્યો.

તા૦ ૧૨ મી—આજ આદીતવાર હોવાથી લોકો પિકનિકે મોજ મારવા આસપાસનાં ગામો ખાતે ઉતરી પડતાં હતાં તેમ હું પણ ક્રેકસ્ટન નામે જગા જે શેહેરથી ૩૦ મૈલ દૂર છે ત્યાં ગયો, અને આસપાસ સઘળે અછી રીતે ફરી, ત્યાંનો પુલ વગેરે જોઇ વળ્યો. સઘળે ઠેકાણે મોજીલાં લોકો જાત જાતની રમતગમતોમાં પડી ગયાં હતાં તેથી ઠીક રચના થઇ હતી. આ ત્રીશ મૈલના લત્તા ઉપર મોટાં માણસોનાં ઘણાંક ઘરો છે,* જેઓમાંનાં કેટલાંક તમામ લાકડાંનાંજ બાંધેલાંછે. તેમની દિવાલો પણ પાત્યાંનીજ છે, અને તે છતાં એવાં ઘરો બબે મજલા સુધી ચહડેલાં મેં દીઠાં. તેઓ બહુ સુંદર લાગેછે.

મેલ્બોર્નની વસ્તી ૪૮૯૦૦૦ માણસોનીછે, જેમાં મર્દ કરતાં ઓરતોની સંખ્યા વધારે છે. એ શેહેર ઑસ્ટ્રેલિયા ખંડના કરેલા પાંચ વિભાગ અથવા સંસ્થાનોમાંના એક **વિક્ટોરિયાનું** પાયતખ્ત છે, જ્યાં તેનો ગવરનર રહેછે. આ હાકમનો મેહેલ ઑબ્ઝર્વેટરી અને બૉટાનિકલ ગાર્ડનની પડોશમાં આવેલોછે.

અહીંની માર્કેટમાં મને આપણા હિંદી ફેરિયાઓમાં થોડાજ બંગાલીઓ દેખાયા, પણ તેઓ કરતાં ચીનાઓની સંખ્યા વધારે હતી. શેહેરના સર્વ રસ્તા સારા, પહોળા અને સફાઇદાર છે. આસપાસ પગે ચાલી જનારાઓ માટે પથરના પગવાટ બનાવ્યાછે, અને

ચોકસ ગાડી માટે સીમેંટ પાથરી તેમાં લાકડાંની ઇંટોને ડામરમાં બોળીને જડી લીધીછે. શેહરની સર્વ ઇમારતોની બાંધણી પણ સારી છે. કેટલીક તો ૮ મજલા જેટલી ઉંચી છે. વળી ફેન્સી કપડાં વેચવા માટે કાચની બાંધેલી માર્કેટોમાં તો ફરસબંધી સંગેમરમરની કરેલીછે. શેહરમાં જગાનાં ભાડાં બહુ મોંઘાં છે, તેમજ કિમત પણ ભારી છે. એક ફુટ જમીનના એક વાર ૨૦૦૦ પૌંડ આપેલા મેં સાંભળ્યા, અને તપાસ કરતાં એ વાત ખરી પડી હતી. મેં આ નહિ મનાય એવી કિમતવાળી જગા જોઇછે, જે લંબાઇમાં ઘણી છે. શેહરની જુનામાં જુની ઇમારતો ઘણામાં ઘણી ૫૦ વરસની પુરાણી છે.

આ અઠવાડિયાંમાં મેલ્બૉર્ન ખાતે ત્રણ દિવસો સુધી ઘોડદોડની શરતો રમાયછે, અને તેમાં ધુમ જુગાર ચાલેછે. ખડખાં તેમજ બીજાં લોકો આ શરતોનો બહુ શોખ રાખેછે. હું પણ એક દિન તે જોવા ગયો હતો.

હવે મેં આ મોટાં શેહેરમાં શું શું જોયું તેનું થોડુંક વર્ણન આપીશ.

**બોટાનિકલ ગાર્ડન**—આ બાગ ખરેખર જોવા લાયક છે. તેણે મોટી જગા રોકીછે. તેનો એક ભાગ ઉંચા ટેકરા ઉપર અને બીજો નિચાણમાં હોય એવી તેની ગોઠવણ રાખીછે. ઘરના મોભથી નેવનાં પાણી જાય એટલીબધી ઢોળાણની વચમાં તરેહ કિસમનાં સુંદર ઝાડો ઉગાડયાંછે, 'સમર હૌસ' બાંધ્યાંછે, અને એક વાંકોચુકો તળાવ તેના સઘળા કુદ્રતી દેખાવો સુધાં બનાવ્યોછે. તેમાં વચોવચમાં ખડકો બનાવ્યાછે, જેમની આસપાસ પાણી ઉપર જંગલી બતકો તર્યા કરેછે. ખડકો અને ટેકરાઓ ઉપર ઘાસ અને ઝાડોથી સુંદર દેખાવ થઇ રહ્યોછે, જળ કુકડીઓ અહીં તહીં ઉડતી, ખોળતી અને ગેલ કરતી ફરેછે. મને પણ આ ઘાસમાં કેટલોકવાર સુઇ રહેવા ગમ્યું, અને મારૂં ભોજણ પણ ઇછા થઇ આવ્યાથી એજ કુદ્રતી લીલી છમ ચટાઇ ઉપર બેસીનેજ ખાધું, તથા એક સમર હૌસવાળી ઝુંપડીમાં જઇ મારી છબ્બી લેવડાવી.

**નાટકશાળા**—તા૦ ૧૩ મી, સોમવાર—આજ રાત્રે હું એક ઇંગ્રેજી નાટક જોવા ગયો હતો. નાટકશાળા બહુ વિશાળ અને સગવડ ભરેલી હતી. નાટકીઓના હાવભાવ તેમને મળેલી અછી તાલીમ મુજબ તારીફલાયક હતા. નાટક પણ રસિલો હતો. પણ એ સર્વમાં જે ચીજે મારૂં વિશેષ ધ્યાન ખેંચ્યું તે તો ત્યાં તખ્તા ઉપર બતાવેલો ચંદ્રમાનો દેખાવ હતો. ઇંગ્લંડ, અમેરિકા અને બીજા સુધરેલા દેશોમાં નાટકમાં આવતા ચોકસ કુદ્રતી બનાવોને એમના એમ પસાર થવા નહિ દેતાં તમાશગીરોનું ચિત આકર્ષી લેવા તે બનાવોને તેમનું કુદ્રતી રૂપ આપવાની ફતેહમંદ કોશેશ કરવામાં આવેછે, અને તેથી આપણ હેરત થયા વિના રહેતા નથી. આગ લાગવાના, ધર્તિકંપ થવાના, તુફાન થઇ કડાં અને બર્ફ પડવાના, કે એવાજ બીજા અદભૂત બનાવો નાટકમાં બનેલા હોય તો તખ્તા ઉપર ભજી બતાવતી વેળા તે સર્વ દેખાવો હુબહુ તમારી સમક્ષ કરી બતાવવામાં આવેછે. તમે તમારી નજરે જુઓછો કે આગ લાગેછે, ઘરબાર તુટી પડેછે, થંડા પવન સાથ વર્સાદ અને બર્ફ પડેછે, ઇત્યાદી. એવીજ રીતે ઉપલા નાટકમાં મેં એક ચંદ્રમાનો ગંજાવર ગોળો તખ્તા ઉપર દીઠો. નાટકમાં રાતના ચંદણીનો દેખાવ આપવાનો હોવાથી ખરેખરા ચંદ્રની માફક રોશની આપતો આ ગોળો બતાવવામાં આવ્યો હતો, અને એ દેખાવ ખરેખર નવાઇ ભરેલો મને લાગ્યો હતો. એજ વેળા વળી ઝાડોમાં બર્ફ પડતો દેખાડવામાં આવ્યો હતો. અતરેની નાટકશાળાઓમાં "પ્રિન્સેસ" સર્વથી સારી છે.

**પોસ્ટ આફિસ**—આ ઇમારત સ્વૉન્સન મોહોલ્લામાં છે, અને તે મોટા ગ્રેનેટ પથરની સુંદર દેખાવની અને અછી ઢબછબની છે. તેમાં મેં એક નવાઇ એ જોઇ કે લગભગ સઘળાં કામો ઉપર મર્દને બદલે સ્ત્રીઓનેજ રાખેલીછે. મારા દીઠામાં તો માત્ર એકજ મર્દ આવ્યો, બાકી સ્ટાંપો વેચવા, રેજીસ્ટર કરવા, અને બીજાં સર્વ કામકાજ ઓરતોજ કરેછે.

**સંગ્રહસ્થાન**—આજે, તા૦ ૧૪ મી, અને મંગળવારે, હું મેલ્બૉર્નનું મ્યુઝિયમ

જોવા ગયો તેમાં કેટલાક નક્કર સોનાના મોટા લાથા જોઇ હું બહુ અજબ થયો. વિક્ટોરિયા સંસ્થાન અને ઑસ્ટ્રેલિયાના બીજા ભાગોમાં સોનાની અનેક ખાણો છે, અને એ ખાણોને લીધેજ આ ખંડમાં આજ શુમારે અર્ધી સદી થઈ વસ્તી વધીછે અને યુરોપિયનો સંસ્થાન કરી પડયાછે. એવી જુદી જુદી ખાણોમાંથી ખોદી કહાડેલા સોનાના મોટા પથરાઓ તેમની અસલ હાલતમાં આ સંગ્રહસ્થાનમાં જોવામાં આવેછે. તેમાં ૧૮૫૯ ના ફેબ્રુઆરીની તા૦ ૫ મીએ ખોદી કહાડેલો એક ગઠો ૨૧૦ રતલનો છે, અને તે સર્વથી મોટો છે. બીજો ગોઠો "લેડી હ્યૉક" નામનો છે તેની કિમત ૨૫૫૭ પૌંડનીછે. એક ત્રીજો સોનાનો ગોઠો તા૦ ૯ મી જુન ૧૮૫૮ ને દિને એક ખાણમાંથી ૧૮૦ ફીટની ઉંડાઇએથી ખોદી કહાડવામાં આવ્યો, તે ૧૮૪॥ રતલના વજનનો છે, અને તે જૉન ગ્રીનવુડ નામે ધણીએ આ મ્યુઝિયમને બક્ષીશ આપેલોછે.

મેલ્બોર્નમાં સોનાની ખાણની કુંપનીઓ અનેક છે, જેમાંની એક નામે ગાર્ડન ગલી ક્વાર્ટ્ઝ માઇનિંગ કુંપનીની ભરાયલી થાપણ ૨૧૬૪૬ પૌંડની છે, અને ખાણમાંથી ૧૮૭૦ થી ૧૮૯૨ સુધીમાં ૧૧૪૬૧૭૫ પૌંડની કિમતનું સોનું નિકળી ચુકયુંછે, જેથી ભાગીદારોને વહેંચણી દાખલ ૮૮૦૨૨ પૌંડની રકમ તો મળી ચુકીછે ! સર્વથી પહેલી કંપની ૧૮૫૦ માં ઉભી થઇ હતી, અને ૧૮૫૨ થી ખાણ ખોદવાનું કામ શરૂ થયું હતું.

સંગ્રહસ્થાનની જોડેજ શેહેરની જાહેર લાઇબ્રેરી યાને પુસ્તકખાનું પણ છે, જેમાં દાખલ થતાંજ સર **રેડમંડ બેરી** નામે એક આગળા જડજનું બાવળું વચમાં ગોઠવેલુંછે. સંગ્રહસ્થાનમાં ઑસ્ટ્રેલિયા અને તેની આસપાસના ટાપુઓના પુરાણા પણ જંગલી રહેવાસીઓ જેવાકે માઓરી, ફીજી વગેરે વગેરેના અસલી જમાનાનાં ઓજારો, ઘાસનાં બનાવેલાં જંગલી કપડાંઓ, તેમનાં ચિત્રો વગેરે જોવા જોગ છે. તેમાં વધારે ધ્યાન ખેંચવા જોગ તો તેમનાં લાકડાંનાં પુતળાં છે, જે હિંદુઓનાં દેવતાઓની મુર્તિઓ જેવાં લાગેછે. આ જંગલી લોકો બહુજ કદરૂપા, બેઠાં પહોળાં નાકના, અને કાળા હોયછે. ન્યુઝીલેંડના મુલકમાંથી આપણા સફેદ સંગેમરમરથી પણ સરસ એવો લીલા રંગનો પથરો નિકળેછે, તેનાં બનાવેલાં હથિયારો પણ સંગ્રહસ્થાનમાં છે. આ પથરાના અર્ધા ફુટથી બે ફુટ સુધીના કકડા લઇ તેમને ઘસી સાફ કરી, તેમાં છીદ્ર પાડી અહીં રાખેલાછે. વળી અહીં હિંદુસ્તાન, જાપાન વગેરે દેશોની નવી નવાઇઓથી જુદા જુદા ઓરડા ભર્યાછે. તેમજ અસલી રૂમી લોકોનાં સોનાં રૂપાંનાં પ્યાલાં તથા ત્યાંની પુરાણી ઇમારતોનાં ચિત્રો જુદાં ગોઠવ્યાંછે.

સંગ્રહસ્થાનની જોડેજ "પિક્ચર ગૅલરી" યાને ઉત્તમ ચિત્રોનો સંગ્રહ પણ રાખેલોછે, જેમાં તરેહવાર નાદર ચિતારો અને તસ્વીરોની જોડે સોનાની ખાણમાં માણસો કામ કરેછે તેના ચિતાર પણ તારીફલાયક જોવામાં આવેછે. આમાં કેટલાંક ચિત્રો ખચિત બહુજ ધ્યાન ખેંચનારાં અને પાસેથી ખસવા નહિ ગમે એવાં ઉમદા છે. અહીં આગળ પ્રખ્યાત થઇ ગયલા મહા પુરૂષોનાં બાવળાં પણ જોવામાં આવેછે.

**એક્ઝીબિશન બિલ્ડીંગ**—તા૦ ૧૫ મી, બુધવાર ૧૮૮૮ માં મેલ્બોર્ન ખાતે મોટું પ્રદર્શન ભરાયું હતું, તેના તે વેળાના સામાનને આ ઇમારતમાં ભરી રાખી જોવા મુકયોછે. એમાં દાખલ થવાની ફી એક શીલીંગ રાખીછે, તે આપીને આજે હું અંદર ગયો. આસપાસ એક બગીચો બનાવ્યોછે, જેમાં ફુલોના કયારા બનાવી, વચમાં વચમાં ચાર નાનાં તળાવો બાંધેલાંછે. પ્રદર્શનની ઇમારત મોટી અને સુંદર છે. તેમાં જાતજાતના સામાન માટે જુદા જુદા ઓરડા બનાવેલાછે. એકમાં તમામ નામીચાં ચિત્રોજ ગોઠવેલાંછે; બીજામાં ખાણમાંથી ખોદી કહાડેલાં સોનાનાં ઢેફાં ભેગાં કરી રાખ્યાંછે, જેમાંનાં કોઈ ૨૫૨૦ ઔંસના વજન અને ૧૦૦૦૦ પૌંડની કિમતનાં છે; એક ઓરડામાં વળી અસલી ઇજીપ્ત દેશના બે 'મમી' યાને જાળવી રાખે-

ક્યાં સુરક્ષાં કાચની પેટીમાં મુકેલાછે; વળી એક બીજા ઓરડામાં ઑસ્ટ્રેલિયાનાં જંગલી લોકોનાં અસલી ઝુપડાં તેમને લગતાં ઝાડો સુધાં બતાવેલાંછે. ઉપલી મિસર દેશની મમી મેં બહુ ધ્યાનથી જોઇ. ત્યાંના અસલી લોકો મરણ પછી પેટમાંનો સર્વ ખલીચો કહાડી નાખી સુગંધી અને બીજાં વસાણાઓથી શરીરની આસપાસ કપડું વિટાળી લેતા, અને એ રીતે લાશ લાંબી મુદત સુધી સલામત રહેતી હતી. તે લાશ આજે હું મારી નજરે જોઉંછું. બંને હાથો જાંગ ઉપર સરખા લાંબા કીધેલાછે અને ઝીણું કંટાન જેવું કપડું વિટાળેલુંછે, જે બંને હાથો તથા પગો ઉપર ચોંટી ગયલુંછે. લાશનું કદ આપણાં આજનાં કદ જેટલુંજ છે; તેને હજારો વરસ થયલાં હોવા છતાં આ કદ કંઇ મોટું નથી. લાશને એક લાકડાંનાં બૉકસમાં મુકેલીછે, જેની ઉપર લાશવાળાં માણસનાં મ્હોડાં સુધાંનો આકાર ચિત્રેલોછે, અને જુના જમાનાની ચિત્રની ભાષા (હેરોગ્લીફિકસ)-માં કાંઇક લખેલુંછે. આ ભાષાના અક્ષરો જાતજાતનાં જનાવરોની સુરત જેવા છે. લાશ-વાળી પેટીનું લાકડું એટલું મજબૂત છે કે જરા પણ સડેલું જણાતું નથી. અહીંની પિક્ચર ગેલરીમાં ગોઠવેલાં અમૂળાં ચિત્રોની વચે એક હારમોન્યમ એક સ્ત્રી એવી તો સરસ રીતે વગાડતી હતી કે તે સાંભળતાંજ હું મારો સર્વ ગમ ભૂલી ગયો હતો. તેણીની જોડે બે મર્દો પાવો તથા વાંસલી વગાડતા હતા.

પ્રદર્શનમાં વળી માછલીઓ રાખવાના પણ ઓરડા કરેલાછે, અને એવા જુદા જુદા ઓરડા-ઓમાં બનાવેલાં ટાંકાંઓમાં જાત જાતની માછ-લીઓ તર્યા કરેછે. આ માછલીઓમાં કેટલીક 'સીલ' નામની પણ મોટી માછલી છે, અને વળી બે મોટી સુસવાટો પણ છે, જેઓ ૧૦॥ ફુટની લંબાઇની છે. મને કહેવામાં આવ્યું કે આવી મોટી જીવતી સુસવાટો દુનિયાનાં બીજાં કોઈ પણ જનાવરખાનામાં નથી.

મેલ્બોર્ન શેહર ૧૮૩૮ માં તો એક ઉજડ ખડક અથવા ટેકરા જેવું હતું, પણ પાછળથી સોનાની ખાણોને લીધે ત્યાં વસ્તી થઇ હતી. અસલ ઉજડ હાલતમાં તે કેવું હતું તેનો એક નક્શો પ્રદર્શનમાં એક કાચની પેટીમાં હુબહુ રાખેલોછે, જે ઉપરથી જણાયછે કે ત્યારે કોઇકજ ઘરો અહીંતહીં હતાં, ને બાકીની જમીન એટલી વેરાન હતી કે જે જમીન આજે ૩ થી ૪ લાખ પૌંડની કિમતે ન મળે તે તે વેળા ૫૦ પૌંડમાં મળતી હતી.

**સુપ્રીમ કોર્ટ**—આ મકાન વિલ્યમ સ્ટ્રીટમાં બે મજલાનું છે, અને તેમાં ઇનસાફ-ની ચાર કચેરીઓ છે. ત્રણ જડજોવાળી એક કચેરીમાં ચાલતા એક મુકદમાની તપાસ વેળા મને નવી તદબીર એ જણાઈ કે અપરાધીઓને કોર્ટમાં આમ રસ્તે ચલાવીને રજુ નહી કરતાં નીચે ભોંયરાંમાંથી એક ફાલકાં વાટે ઉપર લાવી તેમનાં પીંજરાંમાં હાજર કરતા હતા.

**ટૌન હૉલ**—આ મકાન બહુજ સારૂં છે. તેના સર્વેઅર મી૦ જે. ઇ. સ્મિથે મને સઘળે ફેરવીને કૌન્સીલ હૉલ, મેયર રૂમ, લાઇબ્રેરી વગેરે દિવાનખાનાઓ બતાવ્યાં. ગૅલેરી ઉપર પ્રજાનાં લોકોને માટે બેઠકો કીધેલી છે.

**ટંકસાલ**—તા૦ ૧૬ મી, ગુરૂવાર. વિક્ટો-રિયા સંસ્થાનની આ "રૉયલ મિંટ" માં સોનું ગાળીને તેની પાતળીઓ કરેછે તથા મોટી કિમતના સિકાઓ પાડેછે. સોનાના આ સિકા અહીંથીજ ઑસ્ટ્રેલિયાનાં બીજાં સંસ્થા-નો ખાતે જાયછે. પાતળીઓ હિંદુસ્તાન વગેરે દેશો ખાતે જાયછે, અને તે ચોખ્ખાં સોનાની હોયછે. ઇમારત બે મજલાની બહુ મજબૂત છે. તે ૧૮૭૨ માં બાંધી હતી. અહીં ૨૨) ભાગ સોનું અને બે ભાગ ત્રાંબુ ભેળીને ઉપલા સિકા બનાવેછે. પાતળીઓ ૨॥ ફીટ લાંબી પાડેછે. સિકાઓની જાડાઈ જેટલી આ પાતળીઓની પતળી પટીઓ બનાવેછે, અને પછી તેમાંથી સિકા પાડેછે. પ્રથમ ગોળ કકડા પડયા કે તેમને ગરમ કરી ધુએછે, અને પછી બાજુપરના એક બીજા સંચા મારફતે તેમની બંને બાજુએ છાપ કે સિકા પાડેછે, અને વળી ધાર પણ એજ સંચામાં તે ઉપર પડી જાયછે. આ સઘળું ટંકસાલના હેડ

કલાર્ક મી૦ જી. પૅરીએ મને બરાબર દેખાડયું, સમજાવ્યું, અને પાતળીઓ તથા સિકાઓ મારા હાથમાં જોવા મુકયાં. એક કલાકમાં ૩૦૦૦ સિકા તૈયાર થાયછે, જેમને એક પછી એક ત્રણ વખત તોલી જુએછે. સોનાના સિકા પાડવાની બ્રિટિશ શેહેનશાહાતમાં ત્રણ ટંકસાલો ગણાયછે, જેમાંની વડી લંડનમાં, અને તેની બે શાખાઓ મેલ્બોર્ન અને સિડની શેહેરોમાં છે.

**પ્રાણી વિદ્યાનું સંગ્રહસ્થાન**—ટંકસાલમાંથી નિકળી, બાજુમાં ત્રેનિંગ કૉલેજ, યુનિવર્સિટી, વગેરે સારાં બાંધેલાં મકાનો જોઇ હું આ નવું સંગ્રહસ્થાન જોવા ગયો. અહીં મુએલાં જાતજાતનાં જનાવરોને જાળવી રાખી તેમનો ભારી સંગ્રહ કરેલોછે. મોટી સીલ માછલી અને બીજાં આગળ મેં કદી નહિ જોયલાં એવાં અજાયબ જેવાં પ્રાણીઓને અહીં તેમની મુએલી હાલતમાં પહેલીજ વાર દીઠાં. પણ તેમાં મારૂં વધારે ધ્યાન તો એક મોટા ગોરિલા વાંદરાનાં કુટુંબે રોકયું. વિદ્વાન ડાર્વિનનાં મત મુજબ માણસજાતની પેદાશ વાંદર મૂળમાંથી થઇછે, અને તેમાં મુખ્ય ગોરિલા, ચિમ્પાન્ઝી અને ઉરાનઉટાન વાંદરા છે. એટલામાટે આપણા આ વડવા ગણાતા ગોરિલા બાવા, તેવણની ધણિયાણી અને તેમનાં એક બચ્ચાંને મેં નજરો નજર અહીં દીઠાં. એ સઘળા મોટી જાતના વાંદરા હતા. પશ્ચિમ આફ્રિકાથી તેમને અહીં લાવ્યા હતા.

આ ઠેકાણે એક બીજો જોવાજોગ સોનાની ખાણનાં ખોદકામને લગતો હુબહુ નમુનો છે. ખાણમાં મજુરો કામ કેમ કરેછે, દેખરેખ રાખનાર ઘોડા પર બેસી ચો તરફ કેમ નજર રાખેછે, સાંચાકામ કેમ ચાલેછે, વગેરે વગેરે સર્વ બાબતોનો નમુનો માટીથી બનાવીને અહીં જોવા મુકયોછે. ખાણને મથાળેથી મજુરોને ગરેડી વડે નીચે ઉતારેછે, ત્યાં જઇ તેઓ ખોદકામ ચલાવેછે, ત્યાંજ વળી ત્રામ્વે ગાડીઓ ચાલેછે, તે સર્વ જાણે તમો પોતે ખાણમાંજ ઉભા હો તેમ અહીં જોશો.

આખાં મેલબોર્ન શેહેરમાં ત્રણ મોટી કૉલેજો છે, પણ તેઓમાં એકંદર માત્ર ૧૩૫ છોકરા કેળવણી લેછે! યુનિવર્સિટીમાં કેળવણી લેનારાંઓની સંખ્યા ૮૦૦ ની છે.

અહીં એક વેદ્ઘશાળા યાને "ઑબ્ઝર્વેટરી" છે, જે બૉટાનિકલ ગાર્ડનની પાસે ઉંચી ટેકરી ઉપર બાંધેલા ગવરનરના મેહલની જોડમાં ૧૮૮૯ માં બાંધેલીછે. હું મેલ્બોર્નમાં રહ્યો ત્યાંસુધી દર રાત્રે નાટકો વગેરે ગમતખાનાઓની ભેટ લેતો હતો, પણ આજ રાત્રે મને એક નવીજ મજાહ મળી ગઈ. મારા કેપ ટૌનનો આગળો રહીશ મી૦ **જી. ડબ્લ્યુ. પેરી** જે અહીં ફોટોગ્રાફર છે, તેની ચીઠી લઇ હું આ વેદ્ઘશાળાના વડા મી૦ **એલેરીને** મળવા ગયો, અને તેણે મારી બહુજ ખાતરદારી કરીને આકાશનો ચોકસ ભેદ ગોયા મારી આગળ ખુલ્લો મુકવા જેવી મેહરબાની કીધી હતી. દૂર્બીનો મારફતે તેણે મને બહુજ દૂરના અનેક તારાઓના જાત જાતના ઝુમખાઓ બતાવ્યા, અને મને બહુ હેરત કીધો. એવો એક ઝુમખો "ક્રુસિસ" (*Crusis*) નામનો છે, જેમાં ૯ તારાઓ છે, અને તે પિળા, લીલા, લાલ, બ્લુ વગેરે રંગોના છે. એ તારાઓ આપણી પૃથ્વીથી એટલા તો દૂર છે કે તેઓ ઉપરથી પ્રકાશનાં કિરણને આપણી તરફ આવતાં ૭ વરસ લાગેછે. એક બીજો ચાર સેતારાઓનો ઝુમખો મને દેખાડયો, જે "હરણી" (the great nebula of Orion) ને નામે ઓળખાયછે. એ ઝુમખાની આસપાસ બારીક સેતારાઓની વાદળીઓ ફરી વળેલીછે, અને એ વાદળીમાંથી બીજા સેતારાઓ વગેરે બનેછે. તેને લીધેજ તેઓ કદે વધતા અને પ્રકાશિત થતા જાયછે. આ અને એવીજ બીજી ઘણીએક જાણવાજોગ સમજણ મી૦ એલેરીએ મને પાડી, અને તેના નક્શાઓ બતાવ્યા હતા.

તા૦ ૧૭ મી, શુક્રવાર—મેલ્બોર્નની જોવા લાયક ઇમારતો વગેરેની ભેટ લઇને હવે હું તેની આસપાસનાં ગામોમાં ફરવા નિકળ્યો. **ડેંડીનોંગ** ગામ શેહેરથી ૨૩ મૈલ, **અપર**

**ફર્નત્રી ગલી** ૨૭ મેલ, તથા **ગિપ્સલેંડ** ૬૦ મેલ દૂર છે, અને ત્યાં રેલવેથી જવાયછે. પહેલાં બે ગામોમાં માતબ્બર લોકોનાં મકાનો છે, પણ છેલ્લાં અને તેની જોડમાંનાં બીજાં ગામોમાં જોવા લાયક મોટાં ઝાડો અને કુદ્રતી લીલાને થકી હજારો લોકો ત્યાં જોવા જાયછે. શેહેરથી આ જગાઓ દૂર હોવા છતાં ૧૮૯૨ માં ૫૦૦૦૦ માણસો ફકત અપર ફર્નત્રી ગલી જોવા માટેજ ગયાં હતાં, અને બીજે વરસના માર્ચ માસમાં હું ત્યાં ગયો તેની આગમજના એકજ જાન્યુઆરી માસમાં ૭૮૬૧ લોકો એ જગા જોવા ગયલું ગણાયું હતું. અહીં એક મોટો પાર્ક છે, જે સરકારે લોકોના વપરાસ માટે રાખ્યોછે. તેનો વિસ્તાર ૩૩૦૦૦ એકરનો છે, જેમાં મસ મોટાં ફર્નનાં અને બીજાં તરેહવાર ઝાડો બેશુમાર છે. પવન વાયાથી આ ઝાડોની ખુશબો ચોતરફ ફરી વળી બહુ મજાહ આપેછે. હું આજે આ જગાએ ફરવા આવ્યો ત્યારે મને કેટલાકોએ જણાવ્યું કે આ ઠેકાણે છે તેવાં મસ મોટાં ઝાડો પૃથ્વી ઉપર બીજે કેઠે નથી. આ ઝાડો ૩૦૦ થી ૪૦૦ ફીટની ઉંચાઇ ધરાવેછે.

રિંગઉડનાં સ્ટેશન ઉપરથી બેઠેલા ગલી બાતે આવી પુગ્યા પછી એક મૈલ ચાલતાં ૧૭૦૦ થી ૨૦૦૦ ફીટ ઉંચા પહાડોની હાર આવેછે તેની તળેટીમાં આ ઝાડોવાળો પાર્ક આવેલોછે, જેની રખેવાળી માટે મી૦ **આર. હુજ** નામે એક મજબૂત બાંધાનો ગ્રહસ્થ રહેલોછે, તેને સાથે લઇને હું આ પહાડો અને તે ઉપરનાં ગંજાવર ઝાડો જોવા ગયો હતો. નાસ્તો લઇને અમે ઉપર ચહડયા, અને બીજું ખાવાનું જોડે બાંધી લીધું. ઉપર જવાનો રસ્તો જોકે બાંધેલોછે, તોપણ એ લાંબે રસ્તે નહિ જતાં હું વગર બાંધેલે ટુંકે રસ્તે ઉપર ચહડયો. ખરેખર ૧૭૦૦ ફીટની ઉંચાઇએ બહુ તસ્દી લઇ ચહડવું કંટળાભરેલું છે. પણ ઉપર ગયા પછી બ્લુગમ, ધોળોગમ વગેરે એજ કિસ્મનાં ગંજાવર ઝાડો જોયાથી જીવ ઠરી જાયછે. એઓમાં એક ઝાડ બહુજ પુરાણું કહેવાયછે, અને તેની ઉંચાઈ ૪૦૦ કરતાં પણ વધુ ફીટની બોલાયછે. એ મસ મોટાં દરખ્તનાં થડનો ઘેરાવો ૭૨ ફીટનો છે. તેને Baron (બેરન) એવું નામ આપેલુંછે. આ સર્વ ઉંચાં ઝાડો 'ગમ'ને નામે ઓળખાયછે. પણ તેથી ઉતરતી ઉંચાઇનાં બીજાં ઝાડો વધારે શોભિતાંછે, જેમ કે હેઝલ, બ્લાકઉડ (૧૨૦ ફીટ ઉંચું) મસ્મેટ ૨૦૦) ફીટ ઉંચું, ઘેરાવો ૪૫ ફીટ), ઇત્યાદી. આ સર્વ ઉંચાં ઝાડો ડોકી ઉંચી કરીને જોતાં મારી તો ગર્દન રહી ગઇ હતી. વળી 'ફરન્સ' નામનાં શોભિતાં ઝાડો અહીં અસંખ્યાત છે. તેઓથીજ ૧૮૦૦૦ એકર જગા ભરાઇ ગઇછે, અને બાકીની ૧૫૦૦૦ એકર જમીન ઉપર બીજાં જાતજાતનાં ઝાડો ઉગેલાંછે. આમાંનાં કોઈ પણ ફરન્સ ઝાડને ઇજા નહિ કરવાની સરકારે જાહેરનામાં ચોહોટાડી લોકોને તાકીદ આપીછે, તથા કોઈને માટે પાંચ તો કોઇને માટે ૧૦ પૌંડ જેટલો દંડ ફરમાવ્યોછે. લોકો ફરન્સ ઝાડ શોભિતાં હોવાથી તેમને કાપી જાયછે અને તેથી પાર્કની ખુબી ઓછી થાયછે, તે માટે આ હુકમ કહાડેલોછે. ખરેખર આ બહુ રૂપાળા અને છત્રીદાર, છાંયા આપનારાં અને ઘટાદાર ઝાડોછે તેમાં કંઇજ શક નથી.

ગિપ્સલેંડ પણ નાનાં મોટાં ફર્ન ઝાડોથી ભરપુર છે, પણ તે બહુ દૂર છે. પણ રિંગઉડ સ્ટેશનથી **હિલ્સવીલ** નામે જગા પાસે છે, તે પણ આવાંજ સુંદર દરખ્તોથી આબાદ છે. ત્યાં એક પાણીનો નાનો ધોધ પણ છે, જે ૨૦ થી ૧૫ ફીટ એમ વધુ ઓછી ઊંચાઇએથી તબક્કે તબક્કે પડેછે, અને વાંકોચુકો વહેછે. તે "મેથોના ફોલ્સ" ને નામે ઓળખાયછે. આ જગાની પડોશમાં **લિલીડેલ** નામે બીજી જગા છે, જ્યાં પેલી પ્રખ્યાત ગાનારી મેડમ **મેલ્બા** જન્મી હતી. એ મધુરી હાલ યુરોપમાં મીઠું ગાનું ગાવા માટે એટલી પંકાઇછે કે એક એક રાતની ફીના ૩૦૦ પૌંડ મુકાવેછે. આ જગાઓના કુદ્રતી દેખાવો મુસાફરનું દિલ જીતી લે એવા છે. અહીંથી એક ધીમો ઝરો વહેછે, જેના કાંઠા ઉપર

બેસીને મેં ભોજન લીધું, અને છેક રાત્રે ૯ વાગે ઉઠી ચાલવા માંડયું, તો જોકે મને ત્યાંથી ઉઠવા ગમ્યું નહિ.

તા૦ ૧૮ મી, શનિવાર—આજ દિને હું મેલ્બોર્ન છોડી ગયો. ખરેખર એક હફતાની મુદતમાં મને એ શેહર અને ત્યાંનાં લોકો બહુજ મનગમતાં થઇ પડયાં. રેલવે, પોહોચ્યખાના, અને બીજે સઘળે રહેવાસીઓ તમારી સાથ ભલાઇથીજ વર્તે એવાં મેં જોયાં. રેલવે સ્ટેશનો ઉપર મુસાફરો સાથે માયાથી વર્તવાની ખાસ તાકીદ છે, પણ તે ઉપરાંત સ્ટેશન માસ્ટરો વગેરે વધારે ભલાઈ બતાવેછે. અતરેનો ગવરનર પોતે પણ બહુ મિલનસાર છે. તે સ્કૉચ છે, અને તેનું નામ લૉર્ડ હોપટન છે. તે માત્ર ૩૩ વરસનો નવ જવાન ઉમરા છે. શનિવારે રાત્રે ૭ા વાગ્યા સુધી મેં મેલ્બોર્નની છેલી છેલી મજાહ લીધી, અને ૮ વાગે સ્ટીમર "ટારાવિરા" ઉપર સ્વાર થયો. લોકો મોજ મારવા થકી ટાસ્માનિયા, ન્યુઝીલિંડ વગેરે જાયછે તેમની સગવડને ખાતરજ આ સ્ટીમર બાંધેલી છે. એ સઘળાં બંદરો કરેછે, દરેક ઠેકાણે એક દિવસ ઉભી રહેછે, અને વળી કાંઠે કાંઠે ચાલેછે—એવી મતલબથી કે ઉતારૂઓને સઘળું જોવાને બની આવે. એટલામાટેજ હું મારી પહેલી સ્ટીમર પડતી નાખી આમાં બેઠો.





# પ્રકરણ ૮ મું.

## ન્યુઝીલેંડ.

બાસની તુફાની ખાડી—હોબાર્ટ ટૌન. બ્લફનું બંદર—બકરાંનું આથેલું ગોશ્ત—માઓરી લોકો—સ્ટુઅર્ટ ટાપુઓ. ડનેડિન. ત્રામ્વેરોકી રેલવે ટ્રેનો—ક્રાઇસ્ટ ચર્ચથી વેલિંટગન—પાયતખ્તની વસ્તી; માઓરી લોકો બાબે વધુ હકીકત—તેમની નવાઇ જેવી રીતભાંત—તેમના કદરૂપા ચેહરા; એક ગંજાવર ઇંડું—વેપાર ધંધો; ધર્તીકંપનો ત્રાસ—લાકડાંની ઇમારતો. નેપિયર—ગિસ્બર્ન—ઑકલેંડ; ઇડન પર્વતી ઉપરનો સુંદર દેખાવ; એક અસલી બોટ—માઓરી લોકો બાબે વધુ બયાન—ખ્રિસ્ટી થયલા માઓરીઓ—તેમનાં લાકડાંનાં દેવદેવીઓ—તેમની કૉલેજ, મડળી અને વર્તમાનપત્ર—દારૂથી તેમની ખરાબી—તેમનો પોશાક—નાગા માઓરીઓ.

ગરમ પાણીના સરોવરો—ઑકલેંડની જ્વાળિક ઉત્પત્તિ. "અજાયબીઓની ભૂમિ"—અજાયબજેવા ધોધો અને સરોવરો—બર્ફને લીધે મુશ્કેલી—ટી અર્તા અને મનિપોરી સરોવરો—સધરલેંડનો મોટો ધોધ—વાકાટિપુ સરોવરની અજાયબી—પહાડોની ઊંચી ટોચો—એક સરોવરમાં બીજો સરોવર!—રોટોરૂઆનો ગરમ સરોવર—ખાનુ પકાવવા જેટલી તેનાં પાણીની ગર્મી—એ પાણીના ઉમદા ગુણ—અનેક ઝરાઓથ બનેલો ગરમ સરોવર—તેમાંથી ઉડતો ગંધકનો ફુવારો—"કાદવનાં બૉઇલર"—૧૭૫ ફીટ ઉડતો ગરમ પાણીનો ફુવારો. સંગેમરમરનાં કુદ્રતી હમામો—"વ્હૅાટ ટેરેસ" અને "પિંક ટેરેસ" નામનાં પરસ્તાનોની અજાયબ કારીગરી—તેમની બાંધણીનો ખયાલ—તેમનો ધર્તીકંપથી નાશ. એક મોટી બર્ફની નદી.



આ જ રોજે (તા૦ ૧૯ મી, રવીવાર) અમે **બાસ**ની સામુદ્રધુણી પસાર કરી, વચ્ચમાં નાના નાના બેટો આવેલછે તેમની આગળથી **ટાસ્માન્યા** ટાપુનો ઉત્તર કિનારો જોતા દક્ષિણ તરફ ચાલ્યા. બાસ એક તુફાની જગા છે, પણ મારી મુસાફરી વેળા તે એટલી બધી શાંત હતી કે મારા એક ઉતારૂ મિત્રે મને કહ્યું તેમ, તે પાંચ વખ્ત એ સામુદ્રધુણીમાંથી પસાર થયો તે દર વેળા જેટલું તુફાન તેના દીઠામાં આવ્યું હતું તેવું આજે મુદ્દલ ન હતું. દરિયો કેવળ સ્થીર હતો.

તા૦ ૨૦ મી, સોમવાર.—બપોર પછી બે વાગે અમે **હોબાર્ટ ટૌન**ને બંદરે લંગર કીધું, જે ટાસ્માન્યાના ટાપુનું પાયતખ્ત છે. અહીં અમે ઉતર્યા અને સ્ટીમર થોભી તેટલો વખ્ત જોવા લાયક હતું તે સર્વ જોઈ લીધું. અહીંનો "બૉટાનિકલ ગાર્ડન" જીવને ખુશ કરે એવો છે. તેને લગતો પાર્ક એવો ઊંચાણ ટેકરા ઉપર આવ્યોછે કે ત્યાંથી તમે નીચે એક તરફ આખું શેહેર વસેલું જુઓ, અને બીજી તરફ રૂપાળું બારૂં તમારી નજરને ટાઢક આપે. આ એક નાનું શેહેર છે, જેમાં ભુરા રંગના પથરથી ઘણું કરી બબે મજલાની ઇમારતો બાંધેલી છે. મુખ્ય મોહોલ્લા બે છે. અહીં ટ્રામ્વેના પાટા નાખેલા છતાં તે ઉપરથી ગાડીઓ ફરતી નથી. કહેછે કે પેદાશ નહિ થવાથી ગાડીઓ ફરતી બંધ થઇછે. દર્દીઓ સારૂં એક સુંદર હાસ્પિટલ અને બીજી સારી ઇમારતો છે. ફરવા હરવા માટે ખુલ્લી ભાડુતી ગાડીઓ બહુ છે. આ શેહેરમાં પુષ્કળ મેવો પાકેછે, અને તેમાંથી જેલી, જામ વગેરે બનાવવાનાં કારખાના ચાલેછે. અહીં થડું પેટે સારો રોજગાર કરી શકાય એમ મને લાગેછે, તો જોકે લોકો વેપારની મંદીની ફરિયાદ કરેછે. પણ જો કોઈ સહાસિક વેપારીઓ આપણા દેશ ખાતેથી રંગીન કાપડ, જાપાનીસ અને કચ્છી તથા દિલ્લી અને કાશ્મીરી વગેરે સામાન અહીં લાવે તો તો તેનો અતરે સારો

ઉઠાવ થાય, તથા ચોખ્ખા વગેરેનો ખી મોટો ધંધો ચલાવી શકાય એમ હું ધારૂંછું. અંહી હિંદીવાનો આશરે બે ડઝન છે, જેઓનો મોટો ભાગ બંગાલી મુસલમાનોનો છે. તેઓ સર્વે ફેરી ફરી માલ ખપાવી ગુજરાણ કરેછે. આ લોકો વિશે અહીં તેમજ મેલ્બૉર્ન વગેરેમાં બહુ હલકું મત છે. વળી તેઓ ગંદા પણ છે. મેલ્બૉર્ન અને ટાસ્માન્યા વચે વેપારી સંબંધ સારો છે અને સ્ટીમરો આવ જા કરેછે. હોબાર્ટ ટૌનની વસ્તી ૨૭૬૪૮ માણસોની છે, અને તે મેલ્બૉર્નથી ૪૫૧ મૈલ દૂર છે. ઉપલી વસ્તીમાં મર્દો કરતાં ઓરતો ચાર ગણી વધારે જાણવી.

તા૦ ૨૪ મી, શુક્રવાર.—આજ દિને પાછલી રાત્રે ૪ વાગે અમે

## ન્યુ ઝીલેંડ

બેટના દક્ષિણ કાંઠા ઉપર આવી પુગ્યા, અને સહવારે ૯ કલાકે **બ્લફ** (Bluff) ને બંદરે ઉતર્યા. ન્યુઝીલેંડના ટાપુઓ બે છે. એક ઉત્તર અને બીજો દક્ષિણ. બ્લફનું બંદર દક્ષિણ ન્યુ ઝીલેંડનું છેક દક્ષિણનું બહુ નાનું ગામ છે, અને તેમાં ગણત્રીનાં ઘરો છે. પણ અહીંથી ૧૮ મૈલ ઉપર **ઈન્વરકાર્ગીલ** (Invercargill) નામનું ૧૦૦૦૦ માણસોની વસ્તીનું શેહેર છે ત્યાં બ્લફને બંદરે ઉતરેલો સર્વ માલ જાયછે. બ્લફમાં નાના માપની રેલવે લાઇન નાખેલીછે અને તે **વાકાટીપુ** (Wakatipu) નામે સરોવરની દક્ષિણે **કિંગ્સટન** નામે શેહેર છે ત્યાંસુધી લંબાયલીછે. આ તરફ સર્વ જમીન રસાળ હોવાથી લોકો બકરાં બહુ ઉછેરેછે, અને તાજા ખોરાકથી ફર્બે થયા પછી તેમને સંચા મારફતે બર્ફમાં આથીને લંડન અને ઇંગ્લંડનાં બીજાં શેહેરો ખાતે મોકળાવેછે. એ રીતે ન્યુ ઝીલેંડથી બકરાંનું ગોસ્ત પ્રદેશ જાયછે અને ત્યાં તે બહુ વખણાયછે. આ ટાપુઓની ભૂમિ ઝાડપાન અને લીલોત્રીથી ભરપુર છે, તેમાં મઝીકા નામે ઝાડોનાં ઝીણાં ખુશબોદાર પાંદડાંની ખુબી ઝાડો બંધ કરવાની હોવાથી અતરેના માઓરી રહેવાસીઓ તેનો અછો ઉપયોગ કરેછે. એક બીજું Flax નામનું ઝાડ થાયછે, તેના માઓરી લોકો સારા કંડિયા, ટોપલીઓ વગેરે બનાવેછે. વળી તેની છાલ અને રેશામાંથી ટકાઉ દોરડાં બનેછે. આખા ટાપુમાં ફાડી ખાનારાં કોઈ પણ જાનવરો વસતાં મનાતાં નથી, તો જોકે અહીં જંગલો ઘણાં અને ઝાડપાન વિશેષ છે. સર્પની વસ્તી પણ અહીં નથી. પણ એ સર્વની જગાએ સસલાંની પેદાશ ભારી છે.

ન્યુઝીલેંડના અસલ વતની માઓરી નામના લોકો છે, જેમની વસ્તી ઉત્તર ટાપુમાં ૪૨૦૦૦ ની, પણ દક્ષિણ ટાપુમાં માત્ર ૨૦૦૦ ની ગણાઇછે. તેઓ ઘણુંકરીને ખેતી તથા મજુરી કરી પેટ ભરેછે. ઑસ્ટ્રેલિયાના જંગલીઓ કરતાં તો તેઓ સારા છે. આગળા વખ્તમાં તેઓ મૂર્ત્તિ પૂંજતા હતા, પણ કેટલાક હાલ ખ્રિસ્ટી થઇને સુધરી ગયાછે.

તા૦ ૨૫ મી, શનિવાર—બ્લફનાં બંદરની દક્ષિણે બે મૈલની એક પાણીની ખાડી છોડી કે **સ્ટુઅર્ટ** નામના ટાપુ આવેલાછે. કાઉ, સોનુ, કલઇ, વગેરેની લાલચ સિવાય આ ટાપુની જમીનની ફળદ્રુપતા તેનું બીજું એંચાણ છે. આખો દિવસ બ્લફમાં ગુજારી સાંજે પાંચ વાગે અમે હંકારી ગયા, અને કાંઠે કાંઠે ચાલીને **ડનેડિન** (Dunedin) ને બંદરે બીજે દિને જઇ પુગ્યા, જે ઘણું સારૂં શેહેર છે. તેના દરિયાનો દેખાવ પણ સંતોષકારક છે. પણ અહીં કકડીને થંડી પડેછે, માટે મુસાફરોએ પુષ્કળ ગરમ કપડાં રાખવાં પડેછે. આ ડનેડિન જોકે નાનું શેહર છે, તોપણ મને તો તે એક આખો બાગ હોય તેમ બહુ રળિયામણું લાગેછે. શેહરથી ચાર મૈલ દૂર એક નાનું નાળું વહેછે અને તેમાંથી ૧૦૦ ફીટની ઉંચાઇએથી પાણીનો એક નાનકડો ધોધ પડેછે, જેનું નામ નિકલ્સ ક્રીક વૉટરફૉલ આપ્યુંછે. આ ઠેકાણેનો દેખાવ બહુ મનોહર છે. ઝરાનું પાણી મીઠું છે અને આસપાસ તમામ લીલોત્રી અને ઝાડોની ઘટા છે. વળી આજુબાજુ ૧૦૦૦ થી ૧૫૦૦ ફીટની ઉંચાઇના પહાડો ફરી વળેલાછે. અહીં એક સંગ્રહસ્થાન

છે, જેમાં મેં જે નવું જોયું તે માઓરી લોકોના પૂજવાના લાકડાંના દેવોની મૂર્ત્તિઓ, પાણીના ધોધના દેખાવો વગેરે હતું.

તા૦ ૨૭ મી, મંગળવાર—હવે અમારી સ્ટીમર **લીટલટન** ખાતે જઈ થોભી, જે ૪૫૦૦ માણસોની વસ્તીવાળું બંદર છે. અહીંથી **ક્રાઈસ્ટ ચર્ચ** નામનું શેહર ૭ મૈલ દૂર છે, જ્યાં રેલવેમાં બેસીને જવાયછે. આ સાંકડા માપની રેલવે હોવાથી તેની ગાડીઓ આપણી ટ્રામ્વે જેવી હોયછે, જેમાં પહેલા વર્ગની બેઠકો મોટી ખુરસીરૂપી બનાવેલીછે. લિટલટન ૧૦૦૦ ફીટની ઉંચાઇના પહાડની તળેટીમાં હોવાથી અહીંથી ક્રાઇસ્ટ ચર્ચ જવા માટે બે મૈલની લંબાઇનો એક બુગદો કોરેલોછે, જે મુકયા બાદ ૫૦૦ મૈલનું બહોળું મેદાન પહાડોની પછવાડે આવેલું છે તે તરફ નહિ જતાં ચાર સ્ટેશનો છોડી અમે ક્રાઇસ્ટ ચર્ચનાં ખુબસુરત શેહરમાં જઈ પુગ્યા. ન્યુઝીલેંડનાં અત્યાર સુધી જે જે બંદરો મેં જોયાં ત્યાં મને લાકડાંનાંજ ઘરો જણાયાં હતાં. અહીં પણ દાખલ થતાં પ્રથમ પાટીયાંની દેવાલોવાળાંજ ઘરો દેખાયાં, પણ શેહરમાં મોટું ખ્રિસ્તી દેવળ, ક્રાઇસ્ટ કૉલેજ, હૉસ્પિટલ, નૉર્મલ સ્કુલ, સુપ્રીમ કોર્ટ, વગેરે પાકી બાંધણીનાં મજબૂત મકાનો છે. અહીંની વસ્તી ૪૮૦૦૦ માણસોની છે. અતરેથી ૬ મૈલ દૂર **ન્યુ બ્રાઈટૉન** છે, ત્યાં માતબર લોકોનાં સારાં ઘરો છે, અને ત્યાં ટ્રામથી જવાય છે. અહીં હેગ્લી પાર્ક (Hagley Park) નામે ૮૦૦ એકરની સપાટ જગા છે, જેની એક બાજુએ સંગ્રહસ્થાન તથા "બોટાનિકલ ગાર્ડન" છે. આ જગાની આસપાસ **આવન** (Avon) નામની નદીનાં સફેદ પાણી ફરી વળ્યાંછે. સંગ્રહસ્થાનમાં કોહેનુર, ગ્રેટ મોગલ, વગેરે ૧૫ જાણીતા બેમૂળા હીરાઓના ખોટા નમુનાઓ તથા યુનાની કવિ હોમર વગેરેનાં બાવળાં, ઇજીપ્શીયન અને ફિનીશ્યન લોકોનાં જાળવી રાખેલાં મુરદાં વગેરે જોવાલાયક છે.

## વેલિંગટન.

તા૦ ૨૮ મી, બુધવાર—આજ સાંજે પાંચ વાગે અમે ક્રાઇસ્ટ ચર્ચ છોડયું, અને વેલિંગટન જઇ પુગ્યા, જે ન્યુ ઝીલેંડના બંને ટાપુઓની રાજધાણી છે. આસપાસ લાગી રહેલાં ગામો સાથે લેતાં તેની વસ્તી ૩૪૦૦૦ માણસોની છે. આજે અહીં ઊતરતાંજ પહેલાં મે પાર્લામેંટ હૉસ જોયું, જે તમામ લાકડાંનાં પાટિયાંનું બાંધેલું છે અને તેની દેવાલો પણ તેનીજ છે. અહીં આ તરફની ધારા બાંધનારી સભા મળેછે, જ્યાં પ્રદેશીઓને માટે સ્ટ્રેન્જર્સ ગ્યાલરી જુદી રાખેલી છે. એ પછી અહીંનું સંગ્રહસ્થાન જોયું, જે બહુ ઉતરતું હોવા છતાં નવાઈ દાખલ તેમાં મેં માઓરી લોકોના દેવતાની મૂર્ત્તિઓ જોઈ, જે કંઇજ નહિ પણ માત્ર ગેરૂ લગાડેલા લાલ પથરા છે. તેઓ મોઢું ઉઘાડી જીભ દેખાડતા, અને હાથોને છાતી ઉપર રાખી બેઠા હતા.

આ માઓરી લોકો વિશે મારે કંઇક કહેવું જોઇયે. તેઓ રંગે ઝાંખા ત્રાંબા જેવા, અને દેહોડથી બે ફીટ લાંબા વાળના હોયછે. તેમના આ વાળ સીદી કે સોમાલી જેવા ગુચડાં વળી ગયલા નહિ પણ આપણા જેવા સીધા હોયછે. તેઓ જાતે હુશિયાર છે, અને કેટલાકોએ ખ્રિસ્તી મજહબ અખ્ત્યાર કરી તેમનોજ લેબાસ અને ખાજી રીતભાંત રાખેલીછે. વળી તેઓ ચેહેરે કદરૂપા નથી. તેઓ બેઠાં નાકના છે, તોપણ ઑસ્ટ્રેલિયાના જંગલીઓ જેવાં છેક નહિ. આ જંગલીઓ તો ખરેખર કદરૂપાજ છે, તે છતાં મોઢાં ઉપર છુંદણાં છુદાવ્યાથી વધારે બિહામણા લાગેછે. બુઢા અસલી વિચારના માઓરીઓમાં પણ આમ છુંદણાં છુંદાવવાનો હજી રેવાજ છે, જે સુધરેલા અને વટલેલા માઓરીઓમાં નથી. આ લોકો આજે મેહેનતુ અને ઉદ્યોગી છે, પણ અસલમાં તેઓ બહુ ક્રુર હતા. ત્યારે તેઓ માણસખાઉ જંગલીઓ હતા. લોકો મનુષ્ય-મૌંસ ખાય, તેમનો વડો મરનાર કમબખ્તની આંખો ખાય, અને તેનાં માથાંની ટુંબડી લાકડી ઉપર લટકાવી પોતાનાં મકાન આગળ ઉભી કરે. ઉત્તર અને દક્ષિણ એ બંને ટાપુઓના રેહેવાસીઓને અસલમાં બનતું નહિ હોવાથી ખૂનખાર લડાઇઓ ચાલતી, તે

વેળા આમ તેઓ એકેકનું ગોસ્ત ખાતા હતા. પણ ૧૮૪૪ માં ઇંગ્રેજો સાથ તેમને મોટી લડાઈ ચાલ્યા બાદ તેઓ નરમ પડી ગયાછે અને સુધરી ગયાછે. તેઓની જબાન મલાઈ લોકોની જબાનને થોડે દરજ્જે મળતી આવતી મને લાગેછે.

સંગ્રહસ્થાનમાં મેં એક એવડું મોટું ઇંડું જોયું કે જેવું આગળ કદી જોયું ન હતું. તે ઉત્તર માડાગાસ્કર ટાપુ ખાતેથી મળેલું કહેવાયછે, અને તે "એપિયોર્મિસ મેક્સિમસ" (Apyormis Maximus) નામના પક્ષિનું છે.

ન્યુઝીલિંડમાંથી સોનું અને ઉન એ બે વસ્તુઓની પ્રદેશો ખાતે બહુ નિકાશ થાયછે. કેટલીક જાતનાં બકરાંની ઉન બહુ સારી અને લાંબી થાયછે, જેની ઇંગ્લંડમાં સારી કિમત આવેછે. અહીં સોનાની ખાણોમાંથી એ કિમતી ધાતુની અછી ઉપજ થાયછે. પાયતખ્ત હોવા છતાં વેલિંગટનમાં ધંધાની કશી જીવ જેવી ધમાલ નથી. ઇમારત ઘણીખરી લાકડાંનીજ છે. શેહેર ૭૦૦ થી ૮૦૦ ફીટની ઉંચાઇના પહાડોની તળેટીમાં છે તોપણ રમણ્ય નથી. પાર્લામેંટ હૌસની જોડે એક બીજું સરકારી મકાનબી લાકડાંનુંજ બાંધેલુંછે, અને તેમાં ખજાનો રેહેછે. આ ઇમારત ચાર મજલા જેટલી ઉંચી છે, અને એવી લાકડાંની બીજી એકે ઇમારત દુનિયામાં નથી એમ કહેવાયછે. વીશ વરસ ઉપર ૮૦૦૦૦ પૌંડનો ખર્ચ કરી આ લકડકોટ જેવું મકાન બાંધ્યું હતું. મારી પરપુછનો મને એવો જવાબ મળ્યો કે વેલિંગટનમાં જેટલી આગ વરાળની ધાસ્તી નથી તેટલી ધર્તિકંપની છે, જે હોનારત વખ્ત ઇમારતો તુટી પડેછે. પણ જ્યારે પથરા અને ઇંટની બાંધેલી મજબૂત ઇમારતો પડી જાયછે ત્યારે આ લાકડાંની બચી જાયછે. છેલાં એક વરસમાં આવા ધર્તિકંપ છ વાર થયા હતા. કોઈ વેળા તો એક દહાડામાં બે મરતબે આંચકા લાગેછે. આ કુદ્રતી કારણને લીધેજ ન્યુ ઝીલિંડમાં શેહેરે શેહેર લાકડાંની ઇમારતો બાંધેલીછે. મને ડનેડિન અને ક્રાઇસ્ટ ચર્ચ કરતાં પણ વેલિંગટન પાયતખ્ત ઉતરતું શેહેર લાગ્યુંછે—પછી અહીં પાર્લામેંટ હૌસ, વડી અદાલત વગેરે છે તો શું થયું ?

તા૦ ૨૯ મી, ગુરવાર—આજે અમે **નેપયર** બંદરે જઇ પુગ્યા, જ્યાંની વસ્તી શુમારે ૯૦૦૦ માણસોની છે. અહીં ટૌન હૉલ, સુપરીમ કોર્ટ અને એવાંજ બીજાં એકાદ બે ઠેકાણા સિવાય જોવા લાયક કાંઈ નથી. પણ અહીંથી ૫૦ થી ૬૦ મૈલ દૂર ગરમ પાણીના ગંધકના સરોવરો, પાણીના ઉંચા ધોધો વગેરે જોવા લાયક કુદ્રતની રચનાઓ છે, જે થકી લોકો આ બંદરે આવી ત્યાં જાયછે. આ સર્વ જોવાજોગ જગાઓ મેં દિઠીછે, જેમનું વર્ણન ન્યુ ઝીલિંડના મારા પ્રવાસનું બયાન પુરૂં થવે હું જુદું આપીશ.

તા૦ ૩૦ મી, ગુરૂવાર—નેપિયરથી આગળ ચાલ્યા કે પૉવર્ટિ બે નામની ખાડીમાં **ગિસ્બોર્ન** નામે નાનું શેહેર આવેછે, જે રૂપાળું અને પહાડની તળેટીમાં આવેલાં એક મેદાનમાં વસેલું છે. એ **ટુરંગાનુઈ** (Turanganui) નામની નદી ઉપર છે, અને એની વસ્તી સિમાડનાં ગામો સુધાં શુમારે ૩૦૦૦ માણસોની છે. એના રસ્તા પોહોળા અને ઝાડોની ઘટા સારી છે. નામીચો શોધક કપ્તાન **કુક** જેણે ન્યુ ઝીલિંડના ટાપુઓની પહેલી શોધ કીધીછે તે પ્રથમ આ શેહેરને કિનારે ઉતર્યો હતો. જે ખાડીમાં એ શેહેર છે તે બહુ તુફાની હોવાથી સ્ટીમરો દૂર ઉભી રેહેછે. શેહેરનો કિનારો દરિયામાંથી બહુ શોભેછે.

## ઑકલેંડ.

તા૦ ૩૧ મી, શુક્રવાર—આજ સહવારે અમે આ શેહેરમાં આવી પુગ્યા. આજે "ગુડ ફ્રૈડ"નો તેહવાર હોવાથી અર્ધી ડજન નાની શોભીતી આગબોટોને સંખ્યાબંધ ઉતારૂઓ સાથ સેલ કરવા નિકળી પડેલી મેં જોઈ. શેહેર જે આખાતમાં આવ્યુંછે તે બહુ સારૂં અને જોવા લાયક છે, પણ તેહવારને લીધે તે બંધ હોવાથી મારો આજનો દિવસ નકામો નહિ કહાડવાની મતલબથી હું તો અહીંથી ૩ મૈલ દૂર આવેલો **ઈડન** (Eden) નામનો પર્વત

જોવા ગયો, જે સુંદર પૈન ઝાડોથી ભરપૂર છે અને જ્યાંથી આખું શેહેર તથા તેનું બારૂં તમારૂં દિલ ખૂશ કરી નાખે એવી રીતે નીચે પંથરાયલાં દેખાય છે. અહીંથી નીચે ઉતરતાં એકશો એકર જગા ઝાડોથી ભરેલી આવેછે, જે "ડુમેન" (Domain) ને નામે ઓળખાયછે. આ ઠેકાણે તેમજ ૧૫ એકર જમીન રોકનારા આૅલ્બર્ટ પાર્કમાં લોકો મોજ મજાહ કરવા ઉતરી પડયાંછે. ડુમેનમાં આસપાસ ઓક, પૈન વગેરે ઝાડોની વચે ક્રિકેટ ખેલવાની મજાહની જગા બનાવીછે ત્યાં આજે એ પાદશાહી રમત જુદી જુદી ટોળીઓ રમવા મંડી ગઇછે. ન્યુ ઝીલંડનાં કેટલાંક શેહેરોની માફક આ આૅકલેંડ પણ ટેકરા ટેકરીઓ ઉપર વસેલુંછે. વસ્તી આસપાસનાં ગામો મળીને ૫૧૨૮૭ની છે. જોવાલાયક જગાઓમાં ગવરનરનું મકાન, તેની સામેજ સુપરીમ કોર્ટ, મ્યુઝિયમ, રૉયલ થિયેટર (નાટકશાળા) વગેરે છે. અતરે છ વર્ત્તમાનપત્રો નિકળેછે,જેમાં રોજીંદાં તેમજ અઠવાડિક પણ છે.

તા૦ ૧ લી એપ્રેલ, શનિવાર—આજે હું સંગ્રહસ્થાન જોવા ગયો તેમાં માઓરી લોકોની અસલી વખ્તની એક બોટ જોઈ, તે ૮૨ ફીટ લાંબી અને ૭ ફીટ પોહોળી, પણ ૧૦૦ માણસો બેસી શકે એવી છે. તેની અજાયબી એ છે કે માત્ર એકજ ઝાડનાં ગંજાવર થડને કોરી કહાડીને આ બોટ બનાવેલીછે. માઓરીઓ પોતાનાં ઘરોનાં લાકડાંમાં કોતરકામ કરીને જેમ ચિત્રેછે તેમ આ નવાઇજેવી હોડીને પણ ચિત્રેલી છે. ૧૮૩૫ માં તેમજ ૧૮૬૩ માં મળી બે વાર આ લોકોને ઇંગ્રેજો સાથ લડાઈ ચાલી હતી, જે વેળા આ બોટ આૅકલેંડને કિનારે માનુકો (Manukau) નાં બારાંમાંથી મળી આવી હતી.

મેં આ માઓરી લોકો વિશે સહેજ વર્ણન ન્યુ ઝીલંડનો પ્રવાસ શરૂ કરતાંજ કરેલુંછે, પણ આૅકલેંડ સુધી ફરી વાળ્યા પછી મને તેઓ સંબંધી ઘણી નવી બિના જાણવાનું બની આવ્યુંછે, જે તેમની મજકુર બોટનું વર્ણન ભેગી આ ઠેકાણે ટપકાવી દઉંછું. આ લોકો પોતાનાં રહેવાનાં ઘર અને દુકાન જુદાં રાખેછે. મેં આગળ કહ્યું તેમ તેઓ જેમ જંગલી નથી તેમ કદરૂપા પણ નથી. જેઓ રોમન કેથલિક પંથમાં વટલી ખ્રિસ્ટી થયલાછે તેઓ તો સુધરી ગયલાછે, અને વળી તેઓમાંના કેટલાકને તો હું 'ખુબસુર્ત' કહી શકું. તેઓ રંગે આપણા દેશના મધરાજી લોકો જેવાછે. કેટલીક જુવાન છોડીઓ તો ખચિત સારી સુરત ધરાવેછે, પણ હોઠની નીચે છુંદણાંના લીટા કરવાથી બદસુર્ત દિસેછે; તોપણ હાલ ઉપર કહેલી વટલેલી નવી ઓલાદ આવી કદરૂપી નિશાન કરતી નથી. માઓરી લોકો હજી સુધી પોતાનાં અસલી દેવ દેવીઓને માનેછે, જેમની લાકડાંની મૂર્ત્તિ તેઓ ટોટા નામનાં એક જાતનાં મજબૂત ઝાડનાં લાકડાંની બનાવેછે. ઉપર કહેલી નવાઈ જેવી બોટ પણ એજ લાકડાંની મનાયછે. આ લોકો પોતાનીજ જબાનમાં લખી વાંચી જાણેછે, એટલુંજ નહિ પણ એજ ભાષામાં તેઓ એક વર્ત્તમાન પત્ર પણ પ્રગટ કરેછે, એમ મેં સાંભળ્યુંછે, તો જોકે તેવું પત્ર મારા દિઠામાં આવ્યું નથી. રોટેરિયો નામે સરોવર (L. Rotario) ની પડોશમાં માઓરીઓની વળી એક કૉલેજ છે, તથા જરૂરની વખ્તે સભા ભરવાનો એક મકાન જુદો છે, જેમાં માત્ર ૭૫ માણસોનોજ સમાસ થઇ શકે એટલું તેનું દિવાનખાનું છે. આ લોકો જાતે ચંચલ અને હુશિયાર છે, અને તેઓમાંના કેટલાક તો બહુ સારી રીતે ઇંગ્રેજી ભાષા લખી વાંચી જાણેછે. અફસોસની વાત છે કે દારૂએ આ લોકનો ઘાણ કહાડયોછે. આ વાત કાંઇ ઘણી ઓછી નથી કે જ્યાં જ્યાં ઇંગ્રેજી કે યુરોપિયન સુધારો દાખલ થયોછે ત્યાં ત્યાં સર્વથી મોટી એબ વેલાતી દારૂનાં વ્યસનની દાખલ થઇછે, જેથી ત્યાંના દેશી રહેવાસીઓની ખુહારી થઈ ગઇ છે. આ માઓરી લોકો માટે પણ તેમજ સમજવું. રમ દારૂનાં એક ગ્લાસને માટે તેઓ પોતાની કિમતી વસ્તુ આપી દેવાને બિહતા નથી. તોપણ હવે એ લોકોનો મોટો ભાગ સુધરતો આવ્યોછે.

આ લોકોની સ્ત્રીઓનો તેમજ મર્દોનો પહેરવેશ અત્યારસુધી એવો છે કે જેથી તેઓ અર્ધાં નાગાં રહેછે. હાથોવડે લાંબા વણેલા દોરાના ઝુમખા જેવી બનાવટની એક ચદર છાતીથી ઘુટણ સુધી તેઓ બાંધી લેછે, અને એજ જેમ મર્દ તેમજ ઓરતોનો લેબાસ છે. પણ ખ્રિસ્તી ધર્મમાં વટલેલાં માઓરીઓ હાલ ઇંગ્રેજી લેબાસ પહેરવા લાગ્યાં-છે. પણ **રોટેરૂઆ** સરોવર (L. Rotarua) થી ૧૪ મૈલ દૂર—જ્યાં હું ગયો નથી ત્યાં—તો જે માઓરી લોકો વસેછે તેઓ લગભગ નાગા-છે. એ જગા "ઑઇલ બાથ" (Oil Bath) ને નામે ઓળખાયછે, જ્યાં તેઓ સ્નાન કરે-છે. સંધિવા અને ચોકસ બીજા દર્દોમાં આ સ્નાન બહુ ગુણગારું કહેવાયછે. પણ રોટેરિયોથી **ટિપુ** નામે સરોવર, જે ગાડીમાં બેસીને જઇયે તો એક મંજલ દૂર છે, ત્યાંના માઓરીઓ તો કેવળ નાગા છે. તેઓ માથાંમાં મોરનાં કે બીજાં પીંછા ઓસેછે. અસલી માઓરીઓ પોતાને ખુબસુર્ત દેખા-ડવા માટે આખું મોહોડું લીટાઓ વગેરેથી ભરી નાખેછે, પણ આપણી નજરમાં તેઓ કેવળ બદસુર્ત લાગેછે, તેની તેમને થોડીજ દરકાર છે. તેમની કેટલીક ઓરતોમાં વળી કાનમાં મોટા છેદ પાડી તેમાં પોતાને ભાવે તેવી વસ્તુઓ ઓશી શોભા વધારવાની નવી ફાશિન નિકળીછે, જે બચિત પ્રદેશીની આંખ-ને કઠોર લાગેછે. માઓરી લોકો પોતાના પાડોશી ફીજી, સેમોઆ, વગેરે ટાપુના રહે-વાસીઓ કરતાં ઘણા ચહડતા, હુશિયાર અને દેખાવલાછે.

ઑકલેંડમાં મુખ્ય જોવાનું અહીંના ગરમ પાણીના સરોવરો છે, જે બાબેનું બયાન મેં જુદું કીધુંછે. અહીં દ્રાક્ષ વગેરે મેવો સારો થાયછે. આ શેહેર ન્યુ ઝીલેંડમાં એક નવાઇ જેવી જગા ધરાવેછે. નક્ષામાં તમે જોશો તો ઑકલેંડ એક સંયોગીભૂમિ જેવું છે. તેની ઉગમણુ અને આથમણે લગોલગ દરિયાનાં પાણી આવી રહેલાંછે; તેની ઉત્તરે અને દક્ષિણે નાના મોટા જમીનના બે કકડાઓ છે, અને એ બંને કકડાઓને ઑકલંડ શેહેરની ભૂમિએ સંયોગ કરાવી રાખ્યોછે, જેમ જો ન હોત તો આ બે જુદા જુદા ટાપુઓ બની જાત. આ એક જવાળિક સંયોગીભૂમિ છે, જે ઉપર ઑકલેંડ શેહેર ઉગી નિકળ્યું છે. ન્યુ ઝીલેંડની કુદ્રતી રચનાજ જવાળિક જણાય-છે, જેના સંખ્યાબંધ પહાડો, અને સરોવરો, ગુફાઓ અને ઝરાઓ, ધોધો અને ગરમ પાણીના જળાશયો, એ સર્વ જવાળિક અસર-નાંજ પરિણામ મનાયછે. ઑકલેંડનો કુલે ઘેરાવો ૧૦ મૈલનો છે, તેટલા વિસ્તારમાં તેમાં ૬૩ ઠેકાણેથી આગળ જવાળામૂખી પર્વત ફાટયો હોય એવી નિશાનીઓ ગણાઇછે. એઓમાં મૂખ્ય એ શેહેર ખાતેના ચાર પર્વતો-છે, જેમાંના ઇદન બાબે હું ઉપર લખી ગયો-છું. ઑકલેંડનું બારૂં ઘણુંજ સારૂં છે. ઑસ્ટ્રેલિયામાં સિડનીનું બારૂં તેવું ન્યુ ઝીલેંડમાં ઑકલેંડનું વખણાયછે. શેહેરની પડોશમાંની જોવાલાયક જગ્યાઓમાં જેમ ઉપલો ઇદન પર્વત, તેમ ધકાથી પાંચ મૈલ ઉપર "ત્રણ રાજાઓ" ને નામે ઓળખાતી ત્રણ ભેગી ટેકરીઓ છે, જ્યાં પોતાની અસલી જંગલી હાલતમાં માઓરીઓએ પોતાના મનુષ્ય—શત્રુઓને મારી ખાવાની નિશાનીઓ માણસના સંખ્યાબંધ હાડકાંઓ ઉપરથી મળી આવેછે.

---

## "કુદ્રતી અજાયબીઓની ભૂમિ."

ઑકલેંડથી ઉપડેલા તા૦ ૬ ઠી એપ્રેલને દિને અમે પાછા આસ્ટ્રેલિયા તરફ ફરી ઉપર કહેલાં સિડનીનાં બંદરે જઇ પુગ્યા. પણ એ પ્રવાસનું બયાન કર્યા આગમજ ન્યુ ઝીલેંડ ખાતે મેં ગુજારેલાં એક અઠવાડિયામાં કુદ્રતી અદભૂત દેખાવો શા શા જોયા તેનું થોડુંક વર્ણન આ ઠેકાણે કરવાની જરૂર છે. સર્વ મુસાફરો એક આવાજે કબૂલ કરેછે કે ઑસ્ટ્રે-લિયા અને દક્ષિણ અમેરિકા વચેના મોટા પેસિફિક મહાસાગરમાંના હજારો ટાપુઓમાં ન્યુ ઝીલેંડની ભૂમિ એક "અજાયબીઓનોજ મુલક" છે. તેમાં એ ભૂમિનો દક્ષિણ ટાપુ તો ખરેખર જોવા લાયક છે. દિલગીરછું કે એ

ટાપુ ખાતેનો મારો પ્રવાસ જે ૠતુમાં થવો જોઇતો હતો તેજ ૠતુમાં બરાબર થયો નહિ, અને તેથી જે કુદરતી મોજ મારે ભોગવવી જોઇતી હતી તે મને પુરેપુરી મળી શકી નહિ. આ તરફ જાન્યુઆરી અને ફેબ્રુઆરી એ બે માસમાં મુસાફરોએ આવવું ઘણુંજ સગવડ ભરેલું છે, કેમકે એ મુદતમાં અતરે મધ-ઉનાળો હોયછે, અને થંડી ઘણીજ કમ યાને ૪૧ થી ૪૭ ડીગ્રી સુધીની રહેછે. આ ટાપુઓ જ્વાળિક પહાડોથી ભરપૂર હોવાથી અહીં થંડી વિશેષ હોયછે, પણ ઉપલા મહિનામાં તેનું જોર બહુ કમ હોવાથી એ બે માસમાંજ મેલ્બોર્નથી ઉપડેલી દર અઠવાડિયાંની મેલ બોટ ન્યુ ઝીલેંડના દક્ષિણ ટાપુની આથમણ બાજુએ આવેલી **મિલ્ફર્ડ સૌંડ** નામની જગાએ લંગડ કરી ત્રણ દિવસો સુધી થોભેછે, કેમકે ત્યાંઆગળથી ટાપુના માંહેલા ભાગમાં બહુજ જોવા લાયક જગાઓ જોવા જવાનું બનેછે. આ સઘળી પહાડી જગા છે, અને પહાડો ઉપરથી પડતા પાણીના ધોધ જોનારને છક કરી નાખેછે. શરૂઆતમાં મિલ્ફર્ડ સૌંડનોજ ધોધ, જે પહાડની ૪૭૦ ફીટની ઉંચાઇએથી પડેછે તે, તો સ્ટીમરમાં બેઠા બેઠાજ તમે જોઇ શકોછો. પણ અહીંથી આગળ જતાં ૧૪ મૈલ ઉપર "સધરલેંડ ફૉલ્સ" નામનો ધોધ છે તે વધારે જોવા લાયક અને અજાયબીભરેલો છે. કિનારેથી પગે ચાલીનેજ આ જગાએ જવાયછે, અને પુષ્કળ મુસાફરો આવતા જતા હોવાથી રસ્તો સાફ રાખેલોછે. ખરૂં જોતાં મુસાફરોને માત્ર ૮ મૈલજ ચાલવું પડેછે, અને બાકીના ૬ મૈલ વચમાં "આડા" નામે સરોવર (L. Ada) આવેછે તે નાની બોટોમાં બેસી પસાર કરવો પડેછે. આ ધોધ તરફ જતાં એ રીતે ૮॥ કલાક લાગેછે. પણ આ સઘળી સગવડો મેં કહ્યું તેમ માત્ર જાન્યુઆરી અને ફેબ્રુઆરી માસમાંજ મળી શકેછે. બાકીના ૧૦ માસમાં તે તરફ શિયાળાને લીધે બુઈ બંધાયછે અને બોટો ચાલી શકતી નથી.

હું પોતાને એટલા માટે નિષ્ફળ ગણું છું કે સધરલેંડ ધોધ જોવાની મારી પુર ખુશી હોવા છતાં હું તે જોઇ શકયો નહિ, કેમકે હું ઉપલા બે માસ વીઠી ગયા બાદ છેક માર્ચની આખરી (તા૦ ૨૩ મી) એ મિલ્ફર્ડ સૌંડ તરફ આવી પુગ્યો હતો, જે વખ્તે બુઈ બંધાવા માંડયો હતો અને બોટો ચાલતી અટકી પડી હતી. આથી મને ઉપજેલી નાસિપાસી હું લખી શકતો નથી. કુક એંડ સનની ઑફિસમાં ખબર કહાડતાં મને માલુમ પડયું કે જો મારે આ અજાયબજેવા ધોધ જોવાજ હોય તો ત્યાં જવાનો બીજોબી માર્ગછે, અને તે આ મુજબનો:—બ્લફ અથવા ડનેડિનથી રેલવે મારફતે **મૉસ્બર્ન** (Mossburn) જવું અને ત્યાંથી **ટીઅનો** નામના સરોવર ((L. Te Anau) ખાતે ગાડીમાં બેસીને જવું. બાજુમાં **મનીપોરી** નામનો સરોવર (L. Manipori) આવેછે તે જોવાલાયક છે, કેમકે તે પહાડોની ઊંચાઈ ઉપર આવેલો હોવાથી અને બીજા આસપાસના દેખાવોને લીધે તેના જેવો ખુબસુર્ત સરોવર ન્યુ ઝીલેંડમાં તો શું પણ દુનિયામાં એકે ગણાતો નથી—તો જોકે આ સરોવર ઘણો નાનો છે. હવે આ સરોવરથી ટી અનો સરોવર સુધી ગાડીમાં જવાયછે, પણ ત્યારબાદ ૨૧ થી ૨૨ મૈલનો પગ રસ્તો છે, જે ઝાડો વગેરેમાંથી પસાર થાયછે, અને ૩૦૦૦ મૈલ ઉંચા પર્વતો ઉપર જાયછે. તે પુરો કીધો કે સધરલેંડ ધોધ આવેછે. જો હું ચહાત તો આ રસ્તે આ જગપ્રસિદ્ધ ધોધ હું જોઈ મારી જીજ્ઞાસા તૃપ્ત કરી શકત. પણ ઉપલી વિગત મુજબ રસ્તો બહુ લાંબો અને કઢંગો જણાયાથી મેં ત્યાં જવાનો વિચાર બહુ દિલગીરી સાથ પડતો મુકયો.

આ ધોધની જોડમાં બીજાબી નાના ધોધો જોવાજોગ છે, જેમકે "બોવન" (Bowen Falls) ૫૪૦ ફીટની ઉંચાઇએથી, તોપણ પોતાનું પાણી બીજા ૫૦ ફીટ ઉંચું મારીને, પડેછે; તથા "સ્ટર્લિંગ" (Stirling Falls) ૪૦૦ ફીટની ઊંચાઇએથી એકજ જથામાં પડેછે; ઇત્યાદી. પણ એ સર્વમાં સધરલેંડ ચહડતો છે. તે ૧૯૦૪ ફીટની ઊંચાઇએથી પડેછે. પણ તે એકદમ સીધો અને એક જથામાં

પડતો નથી. ત્રણ હફતે કપાઇને તે પડેછે અને તેથી ઉપલા ધોધો જેટલી તેની ઉંચાઇની મજાહ જતી રહેછે. વળી મને કહેવામાં આવ્યું કે જેણે નાયગરસના ધોધ જોયા હોય તેને મનથી આ સધરલેંડ કુછ નથી; અને હું પાછળથી નાયગરા જોવા ગયો હતો, માટે મને પણ તેમજ લાગ્યુંછે. તોપણ ન્યુ ઝીલેંડમાં આ જેવા બીજા કોઇ ધોધ વખણાતા નથી.

ધોધો ઉપરાંત આ દક્ષિણ ટાપુમાંના પર્વતોથી ઘેરાયલા મોટા સરોવરો આપણું ઓછું ધ્યાન ખેંચતા નથી. તેઓમાં એક **વાકાટિપુ** (L. Wakatipu) આખાં ન્યુ ઝીલેંડમાં સર્વથી રમણ્ય અને મનોરંજક છે. પણ ઉપર કહેલો માનીપોરી અથવા **માનાપુરી** (L. Manapouri) નો સરોવર કાંઇ ઓછો ખુબસુર્ત નથી. તે ૫૦ ચોરસ મૈલના વિસ્તારનો છે, અને તેની કુદ્રતી રચના એવીછે કે તે લાંબો કેટલો અને પહોળો કેટલો તે પિછાણવું કેવળ મુશ્કેલ છે. તેના ઘણા ફાંટાઓછે અને તેથી તેનો દેખાવ વિચિત્ર લાગેછે. તેની આસપાસ પર્વતોની ટોંચ ઉગી નિકળેલીછે, જેમાંની નીચામાં નીચી જ્યારે ૪૪૮૧ ફીટની ત્યારે ઉંચામાં ઉંચી ૫૭૧૧ ફીટની ઉંચાઇ ધરાવેછે. આ સરોવર તેમજ ટી અનૈનો સરોવર એ બંને ન્યુ ઝીલેંડના દક્ષિણ ટાપુની અજાયબીઓ છે. આ છેલો ૩૮ મૈલ લાંબો અને ૬ મૈલ પહોળો છે. તેના ત્રણ મોટા ફાંટા છે, જેમાંનો એક ઉત્તરે, બીજો દક્ષિણે અને ત્રીજો વચમાં છે. આથી તેનો દેખાવ એક ગંજાવર કદની સુસ્વાટના જેવો લાગેછે, જેનું દક્ષિણ પુછડું વાંકું વળી માનાપુરી સરોવરને જઇ મળેછે. આ ફાંટાઓની આસપાસનો દેખાવ જોવાજોગ છે. આખા સરોવરની આસપાસ ઝાડો અને બર્ફથી ઢંકાયલી ઉંચી ટોંચો ફરી વળીછે, જેમાંની સર્વથી ઉંચી ૬૮૦૨ ફીટની અને સર્વથી નીચી ૪૨૩૬ ફીટની છે. આથી દેખાવ બહુજ રળિયામણો લાગેછે. ટી અનૈનો ઉપલો ફાંટો આગળ વર્ણવેલા સધરલેંડ ધોધવાળા પર્વતને જઇ મળેછે. પણ એ સરોવર કરતાં વધારે લાંબો અને એક સર્પના જેવા **S** આકારનો સરોવર ઉપલો વાકાટિપુ છે, જે ૫૨ મૈલ લાંબો અને માત્ર બેથી ત્રણ મૈલ પહોળોછે. તે દરિયાની સપાટીથી ૧૦૭૦ ફીટ ઉંચા પર્વતો ઉપર આવેલોછે, તેમ છતાં તેની પોતાની ઉંડાઇ ૧૧૭૦ થી ૧૨૪૦ ફીટ જેટલી છે, એટલેજે તેનું તળિયું દરિયાની સપાટી કરતાં પણ નીચું ગયલુંછે. આ ઉંડાઇ સઘળી બાજુએ એકસરખીજ છે. સરોવરનો આખો દેખાવ મનમાં ઉમદા ખયાલ પેદા કરે એવો છે. તેની આસપાસ ફરી વળેલી ટોંચો તેની મોટાઇમાં વધારો કરેછે, જેમાંની એક તો તમામ બર્ફથી ઢંકાયલી ૧૦૦૦૦ ફીટ ઉંચી છે. બીજી સાત ૮૦૦૦ થી વધારે ફીટની ઉંચાઇ ધરાવેછે. સરોવરમાં સેલ કરનાર પોતાને ચોબાજુએથી પર્વતોની કદી નહી તુટે એવી દેવાલોથી ઘેરાઇ ગયલો જુએછે. આ વેળા તેનાં મનમાં ઉપજતી ધાસ્તી કુદ્રતી દેખાવનુ મહત્વ બતાવી આપેછે.

વાકાટિપુની ઉત્તરે ન્યુ કાસ્ટલ શેહરની પાસે **વાનાકા** (L. Wanaka) નામે એક નાનો સરોવર છે, જેની આજુબાજુના સંખ્યાબંધ પર્વતો વચેથી બર્ફથી પ્રકાશિત થયલી સફેદ ટોંચવાળા પહાડોની હાર પસાર થાયછે, જેને "એસ્પાયરિંગ" (Mt. Aspiring) નું નામ મળ્યુંછે. તે ૯૯૪૦ ફીટ ઉંચો છે. ઉપલા સરોવરની એક અજાયબી તેમાં આવેલા એક નાનકડાં ટાપુમાં છે. ટાપુઓ ત્રણ છે, જેમાંના એકનું નામ **કબૂતર** (Pigeon I.) છે. એ છેલાનું માથું જે દરિયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચુંછે, તે ઉપર આશરે ૧૦ એકરના ઘેરાવાનો નાનો ગોળ તળાવ છે. મોટા સરોવરમાંના આ નાનકડા સરોવરની ઉંડાઇ હજી જણાઇ નથી, તેમજ એ સરોવરને પાણી કયાંથી પુરં પડેછે તેબી જણાતું નથી. બીજાઓની માફક તેને કોઇ પર્વતો ઉપરનાં પિગળેલા બર્ફ કે બીજાં પાણીની મદદ નથી, તે છતાં તે સદા ભરપૂર કેમ રહી શકેછે, એ એક ભેદ ભરેલો બનાવ છે. તેમાંથી એક નાનો ઝરો વહેછે, તેથી પણ તેનો દેખાવ બહુ સુંદર લાગેછે.

આ અજાયબીની ભૂમિને યુરોપનાં સ્વિટ્ઝર્લેંડ અને અમેરિકાનાં યલોસ્ટનના પ્રદેશો સાથ સરખાવવામાં આવેછે. મુસાફરો ન્યુ ઝીલેંડના ટાપુઓની અજાયબીઓ જોઇને તરેહવાર વિચારો આપી ગયાછે. મારા આ પ્રવાસને દરમ્યાન મને એક મિત્રે મેજર **એચ. સી. ડેન** નામના ધણીનું મત વંચાવ્યું, જેમાં તે જણાવેછે કે "જે મુસાફરે ન્યુ ઝીલેંડ નથી જોયું તેણે આખી દુનિયામાં કુદ્રતના અદભૂત દેખાવોથી ભરપૂર એવી જે માતબર ભૂમિ, તે જોઇ નથી એમ કહેવાય."

ન્યુ ઝીલેંડમાં કુદ્રતની સરસ લીલા તેના ઉપલા સરોવરો અને ધોધોજ માત્ર નથી, પણ તેના હીમક્ષેત્ર યાને બર્ફના મોટા પાટ (glaciers) તથા ગરમ પાણીના સરોવરો અને ઝરાઓ વધારે એંચાણ કરેછે. ઑકલેંડથી આ ગરમ સરોવર જોવા હું ગયો હતો. ત્યાંથી ઑક્સફર્ડ ગામસુધી રેલવેમાં જવાયછે, અને ત્યાંથી ગાડીમાં બેસીને જતાં જે સરોવર આવેછે તે **રોટોરૂઆ** (L. Rotorua) ને નામે ઓળખાયછે. ત્યાં જવાનો રસ્તો સારો અને દેખાવ રળિયામણો છે. અહીં ૫૦ થી ૭૫ ફીટ સુધી સરોવરનું પાણી ઉંચું ઉછળેછે, અને તે એટલું ગરમ છે કે તેના ખડકના કિનારા ઉપર આપણ ભોજણુ પણ પકાવી શકિયે. આવી જબરી ગર્મીને માઓરી લોકો ઉપયોગમાં લેછે અને અનાજ પકાવેછે. તેઓ તેમજ સર્વ મુસાફરો આ સરોવરમાં સ્નાન કરેછે. પાણીમાં ગંધકનો જબરો ભેળ હોવાથી સંધિવાના દર્દીને તે બહુજ ગુણકારક મનાયછે. સ્નાન કરનારા કહેછે કે કળતર વગેરે દુખ પણ આ પાણીથી દર્દ થઈ બદન હલકું પડી જાયછે. આ સરોવર તરફ માઓરી લોકોનું એક ગામડુંજ હોય તેમ ઘરો ઘણાં નજર આવેછે, જેમાંનાં કોઇ ૩૦ તો કોઈ ૪૦ ફીટ લાંબાં અને ૧૫ થી ૨૦ ફીટ જેટલાં પોહોળાં હોયછે. ઘરોનાં છાપરાં ઘાસના બનાવેલાં છે, અને માંહે પેશવાનો દરવાજો નાનો છે.

માઓરી લોકોને માટે ધાન્ય રાંધવાની તળાવમાં હેલાયદી જગા કરીલી છે. જ્યાં ગંધકવાળાં પાણી છે ત્યાં સરકારે સંધિવા અને ચામડીનાં દર્દવાળાં મુસાફરોને થકી એક હૉસ્પિટલ બાંધીછે, જેઓ આ પાણીમાં સ્નાન કરેછે.



**ગરમ પાણીના કુદ્રતી ફુવારા.**

રોટોરૂઆથી થોડાક આગળ વધ્યા કે બે ગરમ પાણીના ઝરા આવેછે. એકનું નામ **ટિકિટેરે** (Tikitere) છે, જે ઘણા ઝરાઓનો બનેલો છે. તેમાંના એકને મથાળે ગંધકનો વરાળ વાદળાંની પેઠે જામેલો રહેછે, પણ કોઇ વાર તે વિખરાઈ જાયછે ત્યારે ઝરામાંનું ખળખળતું પાણી એક મધ્ય બિંદુ તરફ ભેગું થઇ ફુવારાની પેઠે ઉડતું જણાયછે અને બહુ ગુસ્સામાં આસપાસ ગમે ત્યાં ધસી ઉડેછે. આવી જગાઓ "કાદવનાં બૉઇલર"-ને નામે ઓળખાયછે, અને તેમની આસપાસની જમીન એવીતો પોપડા જેવી હોયછે કે તે ધસી પડીને ચાલનારાં સર્વને પોતાનાં ઉંડાં પેટમાં ગૂમ કરી નાખેછે. બીજો ગરમ પાણીનો ઝરો **વ્હાકારેવારેવા** (Whakarewarewa) નામનો છે, જેમાંનું ખળખળતું પાણી ૭૦ ફીટ સુધી ઉંચું ઉડતું કહેવાયછે. જાન્યુઆરી માસની સહવારમાંજ તે ઉડેછે, જે મહિનો આ તરફ પૂર ગર્મીનો છે; પણ એક દહાડે મી૦ **જ્યૉર્જ ઑગસ્ટસ સાલા** નામના પ્રખ્યાત લેખક અને મુસાફરે નવેમ્બર માસની એક પાછળાપહોરે એ ઝરાના ફુવારાને ઉડતો દીઠો હતો. આ ફુવારાઓમાંથી પાણીની જોડે કાદવ, પથરા અને બીજો કચરો ચો તરફ ઉડેછે.

રોટોરૂઆ સરોવર તરફથી વળી **ટારાવેરા** (L. Tarawera) અને **ટૌપો** (L. Taupo) નામના સરોવરો ખાતે ગાડીમાં જવાયછે. રોટોરૂઆથી સહવારે ૭ વાગે નિકળેલા સાંજે ૫ કલાકે ટૌપો પહોંચાયછે, જે તેના જેવોજ—બલકે તેનાથી વધારે—જોવાલાયક છે. હું કંઇક બીમાર પડી ગયો હતો માટે આ સરોવર જોવા જઇ શકયો નહિ. તેનું પાણી ફકત ૭૫ નહિ પણ ૧૭૫ ફીટ જેટલું ઊંચું ઉડેછે. ગરમ પાણીના સઘળા ફુવારાઓમાં આ સર્વથી મોટો છે. ટારાવેરા પણ જોવાલાયક છે. ઉપલા બંને ગરમ પાણીના સરોવરોની વચેના ઝરા પણ તેમના જેવાજ ગરમછે.

એજ તરફ આગળ **"પિંક ટેરેસ"** યાને સંગેમરમરની ગુલાબી અગાસી (Pink Terrace) અને **"વ્હાઇટ ટેરેસ"** યાને સંગેમરમરની સફેદ અગાસી (White Terrace) નામના બહુજ તારીફલાયક કુદ્રતી હમામો હતાં, પણ ખબર કહાડતાં મને ત્યાંજ જણાયું કે તેઓ બંને ૧૮૮૬ ના જુન માસમાં ધર્તિકંપથી ગર્ક ગયાં હતાં. મેં આ બંને માટે બહુ ઉમદા લખાણો વાંચ્યાં હતાં તેથી તે જોવાનો મને ઘણો શોક હતો. પણ ઉપલી ખબરથી મને અત્યંત નાસિપાસી ઉપજી. કેટલાક મુસાફરો આ હમામ જોઇ લખી ગયા છે કે તેઓ "આદમજાદને માટે નહિ—પણ ખોદાને માટે હોવાં જોઇયે." કહેછે કે તે એક એવી અજાયબી હતી કે જેની ખોટ પૂરનાર ન્યુ ઝીલેંડમાં બીજો એકે દેખાવ નથી!

ઉપલા હમામો સંગેમરમરની અગાસીઓ જેવાં નક્શીદાર હતાં, જેઓમાંની એક તદન સફેદ અને બીજી ગુલાબી લાલ રંગના પથરોની કુદ્રતને હાથેજ બનેલી હતી. તેઓથી **રોટોમહાના** નામે સરોવર (L. Rotomahana) ગોયા આ દુનિયાંનાં પરસ્તાન જેવો દેખાવ આપતો હતો, એમ કેટલાક કુદ્રતી લીલાના અચ્છા પરીક્ષકો મત આપી ગયાછે.

આ સરોવર કદે બહુ નાનો છે. તે ઉત્તરથી દક્ષિણે ભાગ્યે એક મૈલ લાંબો અને માત્ર ૦। મૈલ પહોળો છે. તેનાં મજકુર નામનો અર્થ "ગરમ સરોવર" થાયછે, કેમકે તેની આસપાસના ગરમ ઝરાઓના વહેવાથી તેનાં પાણીને તેઓ ગરમ બનાવી દેછે. આ પાણી કેથે ઓછાં તો કેથે વધતાં ગરમ રહેછે, પણ તેમની સરેરાસ ગર્મી ૮૦ ડીગ્રી ફેહરનહેટ જેટલી છે. આટલીબધી ગર્મીને લીધે તેમાં માછલી કે બીજાં પ્રાણીઓની હસ્તીજ નથી, તોપણ ગર્મીમાં મજાહ મારનારાં પક્ષિઓ તેમાં કુદાકુદ અને ઉડાઉડ કરી રહેછે. આ તળાવનાં માથાં ઉપર ૯૦ થી ૧૦૦ ફીટની ઉંચાઈએ ઉપલી અગાસીઓ આવેલી હતી. તેમને માટે જુદા જુદા મુસાફરો જુદું જુદું વર્ણન આપી ગયાછે, તોપણ વાંચનારને તેમાંનુ એકબી આ કુદ્રતી અગાસીઓનો ખરેખરો ખયાલ આપવાને અશકત છે. એક નજરે



ટારાટા પર્વતનાં મથાળાં ઉપર ગરમ પાણીનો કુદ્રતી ફુવારો.

[જુઓ સફે ૯૯.

જોનાર કહેછે કે તમે તમારાં મનમાં એક મોટા પાણીનો ધોધ કલ્પો, જે એક તળાવમાં એક ક્ષણમાં જઈ પડવાની તૈયારીમાં હોય. હવે એજ વખતે પાછું એમ કલ્પો કે તેજ ધોધ પેલા તળાવમાં ખાલી થવાને બદલે એકદમ કોઈ ગેબી હાથનાં બળથી પોતે જ્યાંનો ત્યાં સ્થિર થઇ ગયો અને પાણીનો એક મસ મોટો જથો બની ગયો. આગ્રાના તાજ માહાલ જેવી તેમની બાંધણી હતી. સ્વચ્છ પથરમાં કુદરતે પોતાને હાથે કિનારી ભરી લીધી હોય અને નક્ષીકામ કર્યું હોયની, તેવો તેમનો દેખાવ હતો. હજારો પાણીના ધોધ પડતાં પડતાં એકદમ બંધાઇ ગયા હોય અને બર્ફની ઝાલરો બની હોય તેવો આ દેખાવ હતો. હિંદુસ્તાનમાં ભાતનાં ખેતરોમાં રેલ આવી હોય, યા એક ઉંચી ટેકરી ઉપર પથરનાં સેંકડો નાનાં ખેતરો બની ગયાં હોય, તેવો આ દેખાવ હતો. ખરેખર તે દેખાવનું કેવી રીતે વર્ણન આપવું તે મિસ **ગૉર્ડન કમિંગ** જેવી ચાલાક બાનુ મુસાફરને પણ સુઝયું નથી, એવો તે દિલ બેહલાવનારો, માણસને જીવતાં જીવત બેહસ્તમાં પહોંચાડી દેનારો દેખાવ હતો. ડુંગર ઉપર સંગેમરમરના પથર વચે નાની નાની તળાવડીઓ બની ગઈ હતી. આ તળાવડીઓ આસપાસની પથરની દેવાલો મલાહીના રંગ જેવી સફેદ પરવાળાંની દેખાતી હતી. આમાંની કેટલીક તો ગોયા પરીઓનાં આ શેહેરના લડાઇના બરૂજો હોય તેવી લાગતી હતી. ટુકમાં પર્વત ઉપર ગોયા બેશુમાર સીડીઓ બાંધી લીધી હોય તેવી આ રચના જણાતી હતી. ગુલાબી કરતાં સફેદ પથરવાળી રચના વધારે સુશોભિત હતી. આ અગાસીઓની લીલા, અફસોસ! કે હવે સદાની ગઇછે, પણ તેમની તસ્વીર લેવાઇછે જેમનો એક નમુનો મારા વાંચનારાઓ આગળ રજુ કરૂંછું. (જુઓ પાસેના સફા ઉપરનું ચિત્ર.)

આ અગાસીઓ સુંદર ચળકતા કાંકરીદાર પથરની બનેલી હતી, અને એ પથર "ઓપલ" નામના કીમતી પથરા અથવા હીરાને મળતા આવતા હૈદ્રેટ ઑવ સિલિકા જેવો લાગતો હતો. તેના ઉપર સૂર્યનો પ્રકાશ ચોકસ ઢબમાં પડવાથી તેમાંથી જાતજાતના દિલકશ રંગો દીપક મારતા હતા. એટલામાટે આ અગાસીને કેટલાકો વળી "ઓપલના ધોધ" નું પણ નામ આપી જાયછે. (જુઓ પાસેના સફા ઉપરનું ચિત્ર.) આ વર્ણન સફેદ અગાસીનું છે, જેને અહીંના લોકો "ટી ટારાટા" (Te Tarata) ને નામે ઓળખતા હતા. ગુલાબી અગાસીનું નામ "ઓટુકાપુઆરંગી" (Otukapuarangi) હતું, જે ઉપલાજ સરોવરની સામી બાજુએ આવેલી હતી. તેનો પથર સામન માછલીના રંગ જેવો તથા નરમ હતો. સફેદ કરતાં તે નાની હતી; તેમાં સ્નાન કરવાની સગવડો ઓછી હતી; અને તેનો દેખાવ પણ ઓછો દિલકશ હતો. માત્ર તેના પથરમાં લોહોડાંનો ભેળ હોવાથી પોતાના રંગને લીધેજ તે વખાણાતી હતી.

આ અજાયબ જેવાં પરસ્તાનનો નાશ તા૦ ૧૦ મી જુન ૧૮૮૬ ને દિને થયલા જબરદસ્ત ધર્તિકંપથી થયો હતો. ન્યુ ઝીલૅંડનો ઉત્તર ટાપુ તમામ ગર્મીથી ભરપુર છે, અને તે જ્વાળિક પર્વતોનું ધામ છે. તેના ગરમ ઝરાઓ અને સરોવરોવાળા જીલ્લામાં આવેલા ઉપર વર્ણવેલા રોટોરૂઆના સરોવર તરફનો **ટારાવેરા** (Tarawera) નામનો એક જ્વાળિક પર્વત ફાટો અને તેજ વેળા ધર્તિકંપ-



જ્વાળિક પર્વતો.

નો એવો જબરો આંચકો મધ્યરાત પછી બે વાગે લાગ્યો. કેમ્પમાંનાં રહેવાસીઓ ઝપકીને ઉઠયાં. ઘરોમાંથી બહાર નિકળી પડી ટારાવેરા સરોવર તરફ નજર પુગાડતાં તેઓએ જોયું તો વિજળીના ચમકારો અને જ્વાળિક અંગારા વચ્ચે પર્વત સળગી ઉઠયો હોય તેમ તેમાંથી બળતું નિકળતું હતું. ધર્તિકંપના આંચકા ચાલુજ હતા, અને વિજળીની જોડે ગગડાટ ભારી હતો. આખી કુદ્રત ગોયા ગુસ્સે થઇ હોય તેવો દેખાવ થઇ પડયો હતો. રોટોમહાના સરોવર તરફના પર્વતોએ પણ મ્હોડાં ખુલ્લાં કીધાં, અને તેઓમાંથીબી કાદવ, પથરા, રસ વગેરે વસ્તુઓ ઉછળવા લાગી. ફકત એજ તળાવ તરફનાં એવાં ૧૫ જ્વાળિક મ્હોડાંમાંથી આગ અને વરાળ ચાલુ થયાં, અને એઓમાંનું એક સર્વથી મોટું જ્યાં ગુલાબી પથરવાળી સુંદર અગાસી હતી ત્યાં નજર આવ્યું. એ મ્હોડાંમાં તે સુશોભિત પરસ્તાન ગર્ક ગયું! સફેદ અગાસીના પણ એકજ કલાકમાં એવાજ હાલ થયલા જણાયા; અને એ રીતે આ અજાયબીઓ સદાની નાશ પામી. રોટોમહાના અને તેના કરતાં વધારે મોટા સરોવર ટારાવેરા વચ્ચેના ડુંગરો વિશે એમ મનાતું હતું કે તેઓ સઘળા બુઝાઇ ગયલા જળાવિક પર્વતો છે. એમ છતાં કેટલીક વાર ધર્તિકંપના આંચકા લાગ્યા કરતા હતા, તથા સરોવરોનાં પાણી વધારે ગર્મી પકડતાં જતાં હતાં, તોપણ કોઇના ખયાલમાંબી એમ ન હતું કે આ જ્વાળામૂખીઓ પાછા ફાટશે. ઉપલાંજ વરસના મે માસની આખરીએ ત્રણ ફીટ ઉંચો પાણીનો એક મોજો ટારાવેરા સરોવરમાં એવો પેદા થયો કે એક છેડેથી બીજા છેડા સુધી તેણે એક ગંજાવર કુદકો માર્યો. એ સઘળું ગોયા કાંઇજ નહિ હોય તેમ તા૦ ૭ મી જુને તો કેટલાક મુસાફરો ઉપલી અગાસીઓની ભેટ લઇ ગયા. પણ ત્યાર પછી ત્રણ દિવસમાંજ શું બન્યું તે હું ઉપર લખી ચુકયોછું. તા૦ ૧૦ મીની મધરાત પછી બે વાગે લાગેલા ધર્તિકંપના જબરા આંચકા સાથ એક તેવોજ જોરાવર અને કાન બ્હેરા કરી નાખે એવો કડાકો પણ થયો હતો. એજ આંચકા અને કડાકા જોડે ટારાવેરા પર્વત ફાટો, તેની ટોચ હવામાં છીનછીન થઇ ઉડી ગઇ, તેનાથી ૪૦ મૈલ દૂર ત્રણથી ચાર ફીટ જેટલી ધૂળના ઢગળા વળ્યા, અને આસપાસ સઘળે ગરમ કાદવ અને રાખનાં પડ બંધાયાં. એજ વેળા પેલી હીરા જેવી ચમકતી અગાસીઓના પણ કટકાબુકલા થઈ ચોતરફ ઉડી ગયા, જે સરોવરના કાંઠા ઉપર તેઓ હતી તે એકદમ ગેબ થઈ ગયો, અને આસપાસનો સઘળો દેખાવ બદલાઇ ગયો. રોટોમહાના સરોવરવાળી જગા ખળખળતા કાદવે લીધી, અને એ ભયંકાર હોનારત વેળા આ તમામ કુદ્રતી દેખાવોના નાશ જોડે સેંકડો માણસોના પણ જીવ ગયા.

પણ કુદ્રત એક ઠેકાણે નાશ કરેછે તો બીજે ઠેકાણે આબાદી પાથરેછે. ઉપલી અજાયબીઓ ગઈ, તો તેમની જગાએ નવી પેદા થઇછે, જેમની જેમ મેં તેમજ ઘણાખરા મુસાફરોએ હજી ભેટ લીધી નથી. **વૈ-ઓ-ટપુ** (Wai-o-tapou) નામની બીણ, જે ઉપલાજ ભાગો તરફ આવેલીછે, ત્યાં જમીનની અંદરખાનેની ગર્મીએ નવા અદભૂત દેખાવોને જન્મ આપ્યાછે. ગરમ પાણીના ઝરાઓ, ગરમ પાણીના ફુવારાઓ, બળતાં જ્વાળિક કોતરો, વગેરે આ ભાગમાં નવાં ઉગી નિકળ્યાંછે. વળી ટૈપોથી બે મૈલ દૂર આકાશ ઉપર વરાળનો મોટો જથો ચહડતો આબાદ દેખાયછે, જે (Karapiti) **કારાપિટિ** નામે જ્વાળિક કોતરમાંથી નિકળેછે. એ પર્વતની બાજુમાં ઘણાએક એકરોના વિસ્તાર સુધી ખળખળતાં પાણીનો જળાશય મુસાફરને ડંગ કરેછે. ટૈપોવાળા જીલ્લામાંજ ગરમ પાણીના ફુવારાઓ કાદવ કચરો ઉરાડતા ચાલુ છે, જેમને તેમનાં કામ મુજબ તરેહવાર રમુજી કે ભયાંનક નામો મળ્યાંછે. કોઇ "કાગડાના માળા" (Crow's nest) ને, તો કોઇ "ડાકણોની ડેગ" (Witches' couldron) ને નામે ઓળખાયછે. એક ફુવારો "વરાળના હથોડા" (Steam Hammer) ને નામે ઓળખાયછે,



રોટોમહાના પર્વત ઉપરની સફેદ અગાસીનો દેખાવ.

[જુઓ સફે ૧૦૦.


બર્ફની નદી.

એટલા માટે કે એક ભારી હથોડાના ફટકાથી જેવો ભયાનક આવાજ નિકળે તેવો આવાજ આ ફુવારામાંથી જેમ વરાળનો ગોટ ઉછળે તેમ થોડ થોડ અંતરે થયા કરેછે.

ઉત્તર ટાપુની આટલીજ અજાયબીઓ નથી. જ્યારે ઉપલો સઘળો ગર્મીનો મહિમા છે, ત્યારે પર્વતો ઉપરથી પસાર થતી બર્ફની નદીઓ આપણું ઓછું ધ્યાન ખેંચતી નથી. આ નદીઓ અથવા પાટો ગંજાવર કદનાં છે. એઓમાંની એક નદી **ટાસ્મન**ને નામે (Tasman Glacier) ઓળખાયછે, જેનો આખો બર્ફનો પાટ ૧૮ મૈલ લાંબો અને બે મૈલ પહોળો છે. જોકે આલ્પ્સના પર્વતમાંથી વહેતી મેં જોયલી બર્ફની નદી કરતાં આ મોટી છે, તોપણ હિમાલય પર્વત ઉપરની એવી નદીઓ વધારે મોટી હોયછે, અને અલાસ્કાના પ્રદેશમાં **મુઆર** (Muir) નામનો બર્ફનો પાટ તો ૫૦ મૈલ લાંબો છે. આ નદીઓ પર્વતો ઉપર વહેછે અને તેમનો દેખાવ બહુજ ખુશનોમા અને મનહર લાગેછે.





## પ્રકરણ ૯ મું.

# ન્યુ ઝીલેંડથી ઑસ્ટ્રેલિયા—સિડની.

સિડનીનું શોભાયમાન બારૂં—શેહરનું વર્ણન—વસ્તી—બાગો—ડુમેન પાર્કમાં મજાહ—પાર્લામેંટનું કંગાલ મકાન—ટૌન હૉલનો સુંદર મેહલ—સિડનીનાં મેદાનોની મુંબઇ સાથ સરખામણી—રહેવાસીઓને હવા ખાવા ૧૧૮૫ એકર જમીનવાળા બાગો.

જેનોલન ગુફાઓ—કટુંબાના મોટા ધોધ—પાછો જવાબ આપનારો ગાર—વિકટોરિયા પર્વત ઉપર વસાંદ—હૉટલમાં ખાસ આગતાસ્વાગતા—મારા ઇંગ્રેજ સોહબતીઓ—ગુફા તરફની કુચ—માર્ગમાં મળતા રળિયામણા દેખાવો—"ગમ" નાં ગંજાવર ઝાડો—સસલાંનો ઉપદ્રવ—ગુફાનો શોધક—ગુફાની ઊંચાઇ—સંખ્યા—રમુજી નામો—ગુફામાં મારો પ્રવાસ—બેમાલુમ ટપકતું સ્વાદિષ્ટ પાણી—તેના અજાયબ આકારો—દુધ જેવો રંગ—પાણીની કલમો—ગુફામાં વિજળિક રોશની—ખડકની દેવાલમાં એક નવાઇ જેવું હાડકું.

ઝિગઝાગ રેલવે—૭ મજલાનું ઑસ્ટ્રેલિયા હૉટલ. ચિનાઓ—તેઓ તરફ ઑસ્ટ્રેલિયનોનો ધિકાર; સિડનીમાં હિંદીવાનો—શેહરના રહેવાસીઓ અને વેપાર.



ઑક્લેંડથી ઉપડેલા તા૦ ૬ ઠી એપ્રેલ અને ગુરૂવારે સહવારે ૬ કલાકે અમે **સિડની** જઈ પુગ્યા. દક્ષિણ ઑસ્ટ્રેલિયાનાં **ન્યુ સૌથ વેલ્સ** સંસ્થાનનું આ પ્રખ્યાત પાયતખ્ત છે. તેની વસ્તી ૧૦૧૪૯૬ માણસોની છે, પણ જો આસપાસ લાગેલાં ગામો અને પરાંઓને પણ સાથે લઇયે તો તે ૩૯૦૦૦૦ ની ગણાય. સિડનીનું બંદર ઑસ્ટ્રેલિયામાં સર્વથી સુંદર, ભભુકદાર અને રળિયામણું છે. તે દુનિયાની કુદ્રતી ખુબસુરતીઓમાંની એક છે. એના જેવો વિસ્તાર બીજાં કોઈ બંદરનો નથી. તેની આસપાસની કુદ્રતી લીલાની હરીફાઇ કરી શકે એવું બીજું એકે બંદર નથી. તેની સુંદરતા નહિ વર્ણવી શકાય એવી છે. ઑસ્ટ્રેલિયામાં તે સર્વથી જુનું સંસ્થાનિક શેહર છે. તેની દીવાદાંડી ૨૫) મૈલ દૂરથી દેખાયછે. બંદરના કિનારાઓ તમામ લીલોત્રી અને તરીતાજગીથી ભરેલા છે. મને એ બંદર જોઈ પ્રથમ એવું લાગ્યું કે બીજું કાંઇએ ન જોતાં આ બંદરજ જોયું હોય તો સિડનીની મંજલનો ખંગ વળી રહે.

શેહેર ટેકરીઓ ઉપર વસેલું છે. તેની જાહેર ઇમારતોમાં ટૌન હૉલ, ટપાલ ઑફિસ, મ્યુઝિયમ, યુનિવર્સિટી, સરકારી મેહલ, જાહેર કેતાબખાનું, અને બીજી સરકારી હવેલીઓ છે. એ ઉપરાંત ઑબ્ઝર્વેટરી, ટંકસાળ, આર્ટ ગ્યાલરી, ઝુલોજીકલ ગાર્ડન, વગેરે જોવાજોગ છે. નાટકશાળાઓ પણ અનેક છે. શેહેરના ઘણાખરા રસ્તા લાકડાંની ઇંટોથી બાંધેલાછે, પણ લોકોને ચાલવા માટેના પગરસ્તા પથરના બનાવેલા છે. મકાનોમાંનાં ઘણાએક ભપકાદાર, મજબૂત પથરનાં અને ૩ થી ૭ મજલા સુધીનાં ઉંચાં છે. ટ્રામ, બસ અને સંખ્યાબંધ બગીઓ ફરતી ફરેછે, તેમજ દરિયામાંના શેહરને લગતા ભાગો ખાતે જવા આવવા માટે નાની સ્ટીમ બોટો મધરાત સુધી ફરતી રહેછે.

તા૦ ૭ મી, શુક્રવાર—સિડની મેલબોર્નથી ઘણે દરજ્જે ચહડતું શેહર છે. અહીંની પોસ્ટ ઑફિસનું મકાન તેમજ જાહેર બાગો વગેરે ત્યાં કરતાં વધારે સરસ અને જોવાલાયક છે. આ બાગોમાંનો "ડુમેન" (Domain) નામનો ૧૩૮ એકરનો વિસ્તાર ધરાવેછે, જેમાં એક બાજુએ ગવરનરનો

મેહલ છે. આ બાગની જોડમાંજ બૉટાનિકલ ગાર્ડન ૩૮ એકર જેટલો મોટો છે, અને તે બહુ તારીફલાયક રીતે બનાવેલોછે. સિડનીનાં બારાંનો એક ફાંટો આ બાગને આવી મળેછે, જ્યાં ઑસ્ટ્રેલિયન મનવારો લંગડ કરેછે. આમ દરિયાને કાંઠે આ ગાર્ડન આવી રહેલો હોવાથી બહુ શોભેછે. આ બાગની આંખને થંડક આપે એવી તમામ ગોઠવણોમાં વચમાં એક તળાવ બાંધી લીધેલુંછે તે બહુ શોભા આપેછે. વળી એક નાનું નાળું બનાવ્યું છે, જેનું પાણી વહ્યું જાયછે. રસ્તે રસ્તે થોડાંક બાવળાંઓ ગોઠવેલાંછે, શોભિતાં ઝાડો રોપેલાંછે, અને બીજી અછી રચના કરી મુકેલીછે. બારાંના ઉપલા ફાંટાની કુદ્રતી મજાહ જોતો હું ત્યાંજ એક ઉંચી ટેકરી ઉપર બેઠક લઇને મારી જોડે મારે લાયકનું "ભાત્યું" તૈયાર કરી લાવ્યો હતો તે ખાવા બેઠો, જેથી મને આ લીલાણમાં તાજાં ઘાસના ગાલીચા ઉપર બહુજ મજાહ પડી. આ બાગોને ફરતું બારૂં હોવાથી, બલકે બારાંની કિનારી ઉપરજ આ બાગો બનાવેલા હોવાથી તે બહુ શોભેછે. કેટલાંકો શેહેરોના આવા બાગોમાં ઉગેલી અથવા ઉગાડેલી ઘાસ ઉપર મુસાફરોને કે ફરવા જનારાએને ચાલવા દેતા નથી—ફકત આઘેથી નજરે જોઇનેજ તેની મોજ લેવાનું હોયછે. આસ્ટ્રેલિયા કે ન્યુ ઝીલૅંડમાં તેવું કંઇ નથી. અહીંતો તમો ચાલો, નાચો, કુદો, રમો, ખાઓ પીઓ, અને ગમે તે મજાહ ભોગવો તેની કશી મનાઇ નથી. અહીં અર્ધા ફુટ મોટાં ઘાસના ગાલીચા ઉપર બેઠો બેઠો મેં મારૂં ભોજણ લીધું, અને પછી આ લખુંછું તે પણ ત્યાં બેસી ઉપલી તમામ લીલા જોતાજ લખુંછું. કેવું દિલખુશ—કેવું દિલકશ આ સર્વ લાગેછે! રંકમબંધ જાતજાતનાં ઝાડોની ઘટા નીચે એક તરફથી દુન્યામાં સર્વથી સરસ બારૂં જોતા જવું અને બીજી તરફથી ઇદનના બાગ જેવી મજાહ ભોગવવી, એના જેવું ગમગોસાર, દુઃખ વિસરાવનાર, બીજું શું હોય?

સિડની જેવાં સુંદર, ગંજાવર શેહેરમાં અને તેબી પાયતખ્ત શેહેરમાં હૉસ્પીટલ, લાઇબ્રેરી, વગેરે મકાનોની રોણકદાર ઇમારતો આગળ પાણી ભરે એવું જો કોઇબી મકાન મુસાફરને કનિષ્ટ લાગતું હોય તો તે અહીંનું પાર્લામેંટ હૌસ છે! તે બે મજલાની સાધારણ માણસને રહેવા જેવી એક ઇમારત છે, તેનું છાપરૂંબી ટીનનું છે. પરપુછ કરતાં અને મારો અણગમો દેખાડતાં મને ખબર આપવામાં આવી કે આજ ચાર વરસ ઉપર એક નવાં પાર્લામેંટ હૌસનો પાયો નખાઇ ચુકેલોછે, અને તે જ્યારે બંધાશે ત્યારે બહુજ શોભાયમાન મેહલ થશે. પણ ચાર વરસ થયાં આ પાયો પડી રહ્યોછે. મકાન કશું બંધાતું નથી. કાં નથી બંધાતું તેનું કારણ નાણાંની તંગી જણાયછે. આ પાયો ડુમેનના બાગના એક ખુણામાં અને બોટાનિકલ બાગની બાજુમાં નાખેલોછે. પણ આ પાર્લામેંટનાં કંગાલ મકાનનો મુસાફરને બદલો વાળી આપનાર અહીંનું ટૌન હૉલ છે. જે મોટા ભુરા રંગના પથરાની સરસ બાંધણીની એક ગંજાવર ઇમારત છે, જેને માથે મોટું ઘડિયાળ મુકેલું છે.

સિડની જેવાં મોટાં શેહેરના રહેવાસીઓની તનદરોસ્તીને કાજે ત્યાં ફરવા હરવાની અને ખુલ્લી જગાઓ તો જોઇયે. પણ આપણાં મુંબઇ શેહેરની ૮ લાખ માણસોની વસ્તી સાથ સરખાવતાં સિડનીની વસ્તી ચોથે હિસ્સે છે, તે છતાં જેને "શેહેરનાં ફેફસાં" કહેછે તેવા ચોગાનો અને મેદાનો આ શેહેરમાં કેટલાબધા છે તે જુઓઃ—બેલ્મૉર પાર્ક—૧૦ એકર જેટલો વિસ્તાર; પ્રિન્સ ઑલ્ફ્રેડ પાર્ક—૧૯ એકર; મૂર પાર્ક—૪૯૦ એકર; વિકટોરિયા પાર્ક—૨૬ એકર; અને સેંટ્રલ પાર્ક—૬૪૦ એકર: એકંદર **૧૧૮૫ એકર જમીન સિડનીના રહેવાસીઓને હવા ખાવા માટે સરકારે બક્ષીછે.** અને તેબી કેવી? તમારાં કપાઇ કપાઇને ટુકડા થયલાં અથવા ઇમારતો બંધાઇને ઘેરાઇ ગયલાં ગણત્રીનાં બે ત્રણ મેદાનો જેવી બોડી, ખાલી નહી પણ ફુલો, ઝાડપાનો, પગ રસ્તાઓ,

તળાવો, વગેરેથી દિલપઝીર અને રોનકદાર બનાવેલી, અને તેની શેહેરની અડાઅડ! મુંબઈમાં વિકટોરિયા બાગ સિવાય બીજો મોટો પાર્ક કયોછે? અને એ બાગબી કેવો? બેશક સિડની કે મેલ્બોર્નને તે પહોંચે નહિજ.

## જેનોલન ગુફાઓ.

તા૦ ૮ મી, શનિવાર—આજદિને હું અહીંની બહુ વખાણાતી જેનોલન ગુફાઓ (Jenolen Caves) જોવા ગયો હતો. તેઓ વધારે સાધારણ રીતે "મછી નદીની ગુફાઓ" (Fish River Caves) ને નામે ઓળખાય-છે. બ્લુ યાને આસ્માની પહાડો (Blue Mountains) ને માર્ગે ત્યાં જવાયછે. આ પહાડો ઉપરનો દેખાવ બહુજ સરસ છે. સિડની-નાં લોકોની એ શિતલગિરિ છે. અહીં તેઓ હવા ખાવા આવેછે. જાન્યુઆરીથી એપ્રેલ સુધી અહીંની હવા ઘણીજ દિલકશ હોવાથી બીમાર લોકોને માટે આ ઠેકાણું ઘણુંજ કીમતી છે. આ પહાડો ઝાડીઓથી ભરાઈ ગયલાછે, અને ઝાડીઓ જાતજાતનાં રંગારંગ ફુલોથી છવાઇ ગયલી નજર આવેછે. ન્યુ સાથ વેલ્સમાં મુસાફરી કરનાર જેમ જેનોલન ગુફા તેમજ આ બ્લુ પહાડો જોવા વિના પાછો ફરી શકતો નથી. આ પહાડો દૂરથી તેમજ નજદીક ઉભા રહીને જોતાં નીલા રં-ગનો દેખાવ આપેછે, અને તેથીજ તેમને આ નામ મળેલુ છે.



પહાડ ઉપરથી પડતો ધોધ.

પ્રથમ હું સિડનીથી રેલવેમાં બેસી વેંટવર્થ સ્ટેશને ઉતરી પડી ઘોડા ગાડીમાં બેઠો, જે માટે આગમજથી તાર કરી વર્દી આપી હતી પ્રથમ મેં વેંટવર્થ ધોધ (Wentworth Falls) જોયા, જે પહાડ ઉપરથી બે કકડે પડ-છે. આ ધોધની એકંદર ઉંચાઇ ૮૦૦ ફીટની છે. પ્રથમ આ ધોધને જુદુંજ નામ મળેલું હતું, પણ **વેંટવર્થ** નામે એક શોધકે આ તરફના જીલ્લામાં ફરીને ૧૮૧૩ માં મોટી શોધો કર્યા પછી આ ધોધને તેનુંજ નામ મળ્યુંછે, એટલુંજ નહિં પણ ધોધ તરફ જવા માટેનું રેલ્વે સ્ટેશન, અને આખો જીલ્લો, એ સર્વ "વેંટવર્થ ફૉલ્સ" ને નામેજ ઓળખાયછે. ધોધનાં પાણી એકજ સપાટે મોટી ઉંચાઇએથી પડતાં નથી, પણ ખડકના એક લાંબા દાદર ઉપરથી ધીમેથી ગબડી પડતાં જણાયછે. કોઇવાર તે નાના નાના ઝરામાં વહેંચાઇ જાયછે, અને તે ઝરાઓ પછી ઝડપમાં પોતાની હસ્તી ખોઇ દઇને ધુમસના પતળા બુર્ખામાં ગૂમ થઇ જાયછે. અહીં ભોજણ લઇ ગાડી કટુમ્બા ધોધ (Katoomba Falls) તરફ હંકારી. આનો દેખાવ તો ઉપલાને વિસરાવે એવો બહુજ રૂપાળો છે. આ પર્વત ઉપર એક ડજન ધોધ છે, તેમાં સર્વથી સરસ આ છે. તેના ૩૦૦૦ ફીટ ઉંચાં શિખડ ઉપરથી આ પાણી પડેછે, જે તમામ ફરન્સ વગેરે ઝાડોથી લીલો તર દેખાયછે. તે ઉપરથી નીચેનાં પહો-ળાં મેદાનમાં ત્રણ ઠેકા-ણે પાણી પડેછે. આ દેખાવ ખરેખર જોવા લાયક છે, અને તે જો-યાપછી ખોદાની કુદ્રત વિશે માણસના જીગર-માં યાદ તાજી થયા વિ-ના રહેતી નથી. પ્રથમ તેની મસમોટી ઉંચાઈ આપણું ધ્યાન ખેંચેછે, જે ઉપર જઈ શકવું કેવળ અશકય છે. તેની ખુબસુરતી તો આપણને છક કરી નાખેછે, જેનો ખયાલ તે જોવા વિના મારા આપ્યાથી તમને આવી શકનાર નથી.

જોકે મને આ જગા છોડવા નહિ ગમી તો પણ અમે આગળ વધ્યા, કેમકે બીજા અચંબા મારે જોવા હતા. વિક્ટોરિયા નામના પર્વત ઉપર અમે જઇ પુગ્યા ત્યાં બ્લુ પર્વતોના પહેલા શોધ કરનાર દાખલ ત્રણ ધણીઓ નામે મેશર્સ **બ્લૅકસલેંડ, લૉસન** અને **વેંટવર્થ** પહેલા આ જગાએ આવેલા હોવાથી તેઓએ પોતાની ઇધાણી દાખલ એક મોટાં ઝાડ ઉપર પોતાનાં નામ અને ત્યાં ગયલાનું વરસ (ઇ. સ. ૧૮૧૭) કોરેલાં છે. તે ઝાડ હજી હૈયાત છે, અને તેને પથરાની પાર ચણી લઇ સલામત રાખેલું છે. તે " શોધ કરનારાઓનું ઝાડ" (Explorers' Tree), એ નામે ઓળખાયછે. આગળ ચાલતાં "ગૉવિટસ લીપ ફૉલ્સ" નામના ધોધ (Govetts Leap Falls) જોયા. આ બે ધોધ છે, જેમાંનો એક ૬૦૦ ફીટની અને બીજો ૪૦૦ ફીટની ઉંચાઇએથી પડેછે, અને તેમનું પાણી છેક નીચે ૩૦૦૦ ફીટ સુધીની ઉંડી ખીણોમાં દાખલ થાયછે. ઉપરથી નીચે જોતાં આંખે ચકરી આવી જાયછે. ખીણની આસપાસ પાંચ સાત આવાંજ ઉંચાં શિખરો ફરી વળેલાંછે. સઘળા ધોધો બરાબર જોવા માટે કોઇ ઠેકાણે ૫૦૦ તો કોઇ જગાએ ૧૦૦૦ ફીટની ઉતર ચહડ કરવી પડેછે. ઉતરવા માટે પગ મુકાય એટલી ઓભણો કોતરેલીછે, અને ધોધની જગા આગળ કટેરા ભરી લઇ બાંકો ગોઠવેલાછે, તથા વર્સાદ વગેરે પડે તો બચાવને માટે લાકડાંનાં ઘરો કોઇ કોઇ જગાએ બાંધેલાંછે.

કટુમ્બાના ધોધને વળી "લ્યુરા" (Leura Falls) પણ કહેછે. ત્યાં ત્રણ ધોધ છે. બે નાના પહાડી ઝરા એક બીજા સાથ મળી જઇને પછી તેઓ આ ધોધ બનાવેછે, અને ૧૮૦૦ ફીટની ઉંચાઇએથી નીચે પડેછે. તેમની પડોશમાંજ એક મોટો કોહ છે, અને તેની જોડમાં એક સુકું, પાંદડાં વિનાનું, અસલી દરખ્ત છે, જે ઉપર લખેલું છે કે "અહીં તમે જે કંઈ બોલશો તે તમને પાછું સંભળાશે." મેં તે ઝાડથી જરા નીચે ઉભો રહી કેટલાક સખુનો કહાડયા, અને અધી મિનિટ પછી મને આબાદ મારા તેનાતેજ શબ્દો પાછા આવી મળ્યા. આ ઝાડ આગળથી એક સાંકડી ગળી બનેછે, અને તે સામી બાજુએ ઉંચા ખડકથી બંધ થાયછે. એટલામાટે ઝાડ આગળથી નિકળેલો આવાજ ખડકની દેવાલ સાથ અથડીને પાછો ફરેછે, અને તે સાંભળીને મુસાફર અચરત થાયછે. આ ઝાડને પડઘા આપનારૂં (Echo Tree) કહેછે. તેની આ નવાઈ જોઇને હું અચરત થયો અને મનથી બોલ્યો કે **હાતમ તાઈ**ની ગુફા પણ એવીજ હશે ?

"ગૉવિટસ લીપ" વાળા ધોધ સાંજે અંધારૂ થવા આવ્યું ત્યાંસુધી મેં જોયા કર્યા, પણ એટલાંમાં નીચે મેદાન તરફ એકદમ વાદળ ઘેરાતું મને જણાયું. આ વેળા પર્વત ઉપર હું બહુ ઉંચો હતો તેથી વાદળ મારી નીચે ભરાતું દેખાયું. હવે ? હું ઉપર અને વાદળાં નીચે, તેથી મેં વર્સાદમાંથી બચી જવા થકી વધારે ઉપર ચહડવા માંડયું, કેમકે રાત થવા આવી હતી તેવા અંધારા સમયમાં વર્સાદથી ભિંગાતા જો નીચે જઇયેતો રસ્તો સુઝે નહિ અને વળી સર્દીથી હેરાન થઇયે. પણ મારી આ સાહુચેતી છતાં ઉપર જઇ પુગ્યા ત્યારે પણ હું થોડોક ભિંજાયો. આ વેળા રાત પડી ગઈ હતી. મારે હજી ૬ મૈલ દૂર જવું હતું, પણ એટલું સારૂં કે રસ્તો ખરાબ ન હતો. મારો ગાડીવાન પણ બાપડો ભલો માણસ હતો. અમે વિક્ટોરિયા પર્વત તરફ જનાર હતા, માટે તેણે મને ત્યાં જેમ બને તેમ જલદી પુગાડવાની કબૂલત આપી. વર્સાદ શરૂ થઇ ચુકયો હતો તેમ છતાં મેં ગાડીમાં બેઠા બેઠા ૬ મૈલની મંજલ પુરી કીધી. અમને ગીચ ઝાડીવાળાં જંગલમાંથી જવાનું હતું. ચોબાજુએ કોઇ મળે નહિ. સઘળે સુનસુનાટ. ના કોઇ ઇનસાન કે ના હેવાન. પક્ષિ માત્ર પણ કોઈ બોલે નહિ.

એમ કરતાં રાત્રે ૯ વાગે હું વિક્ટોરિયા પર્વત ઉપર જઇ પુગ્યો, અને ત્યાંનાં ઇમ્પીરિયલ હૉટલમાં ઉતર્યો. અહીં મારી ભિંગાયલી હાલત

જોઇ મારો બહુ આદરસત્કાર થયો. મેં લુગડાં બદલી નાખ્યાં. પછી સઘડી આગળ ગર્મી લેવા બેઠો. પછી મેશર્સ કુક એંડ સન તરફથી એક પત્ર લાવ્યો હતો તે આ હૉટલવાળા મી૦ એ. પીકૉકને દીધો. પત્રની મતલબ એટલીજ હતી કે હું મુસલમાન છું અને બીજી કોમવાળાઓ માટે પકાવેલું પકવાન નહિ ખાતાં મારૂં જુદુંજ પકાવી ખાઉંછું માટે તે રીતની મારી મરજી મુજબની માવજત કરવી. આ પત્ર વાંચી મી૦ પીકૉકે મારી ઇછા પુછી અને તરેહવાર વસ્તુઓ નવી પકાવી હાજર કરવા માંગી. પણ તે સર્વ મેં ઊપકાર સાથ ના પાડીને ફક્ત તાજાં ઇંડાં વગેરેથી મારી ભુખ મટાડી, અને આ વેળા મી૦ ગ્લાડસ્ટનનાં આઇરિશ "હોમરૂલ બિલ" ની ગડબડ ચાલતી હતી તે બાબે, તથા આ વિક્ટોરિયા પર્વતની હવા બહીના દર્દીઓને બહુજ અનુકૂળ છે તે અને બીજી પરચુરણ ગપસપ ચલાવીને તથા મિશિસ પીકૉકે વગાડેલા પિયાનાનું ગાનું સાંભળીને પોઢી ગયો.

તા૦ ૯ મી, રવીવાર—આજનો દિવસ તદન રૂપાળો અને સ્વચ્છ છે. હૉટલમાં ઉતરેલા મારા જેવા બીજા ઘણા મુસાફરો છે. વિક્ટોરિયાનું આ મથક દરિયાની સપાટીથી ૩૪૨૯ ફીટ ઉંચું છે. ૯ વાગે તો અમને જે ગુફાઓ જોવા જવા હું સિડનીથી નિકળ્યોછું ત્યાં જવા ઉપડવાનું હતું, માટે હવે અમે નાસ્તો લીધો. મારી જોડ ત્રણ ઓરતો અને બે મર્દો પણ તે જોવા આવનાર હતાં. અમે સઘળાં ચાર ઘોડા જોડેલી એકજ મોટી ગાડીમાં બેસનાર હતાં. આ સઘળાં ઇંગ્લંડથી ખાસ ગુફા જોવાજ આવ્યાં હતાં. તેઓ માતબર અને અશ્રાફ જણાતાં હતાં. અમે સઘળાં માર્ગમાં ખાવાની જોઇતી ખોરાકી લઇ બેઠાં. અમને ૩૬ મૈલ જવાનું હતું, પણ સૂર્ય બહુ તેજથી પ્રકાશતો હતો અને દિવસ ખુશનુમા લાગતો હતો, તેથી અમો સર્વ ખુશખુશહાલ હતાં. અમારી ગાડી હવે સડસડિટ આગળ ચાલી. તેને પહાડી રસ્તાને લીધે નીચે ઊંચે ચહડવું ઉતરવું પડતું હતું. વચમાં મળતાં મેદાનો અને આસપાસની પહાડી ટોચોથી દેખાવ રળિયામણો લાગતો હતો. આ પહાડોને બ્લુ મૌન્ટનનું નામ મળ્યું છે તે ખોટું નથી, કેમકે તેમને મથાળે સઘળો બ્લુ રંગનોજ ઘમકાટ પંથરાયલો નજર આવતો હતો. વળી માર્ગમાં મળતાં નદી નાળાં અને ઊંચા નીચાં ઝાડોથી દેખાવ ઘણોજ રમણ્ય થઇ પડયો હતો. આ પર્વત કટુંબાનો હરીફ ગણાયછે, પણ કટુંબા કરતાં તે ચહડેછે. અહીં જંગલ અને શેકાર પુષ્કળ છે, એટલુંજ નહિ પણ જંગલવાસી લોકની સારી વસ્તી છે.

એમ કરતાં ગાનતાન સાથ અમો બપોરે ૧ વાગે ઇમ્પીરિયલ હૉટલનુંજ એક નાનું મજેહનું કૉટેજ હતું ત્યાં જઇ પુગ્યા, અને સર્વ જણ જમવા બેઠાં. પછી અમારે માટે નવી ગાડી તૈયાર થઇ, જે અમે બેસી આવ્યા હતા તે કરતાં પણ મોટી હતી, કેમકે બીજા થોડાક નવા ઉતારૂઓ અમારી સાથે અહીં જોડાવાના હતા. આખો રસ્તો પહાડી હોવા છતાં છેક ગુફા સુધી સડક બાંધેલી હોવાથી તે કંટાળાભરેલો લાગતો ન હતો. ઉપરથી નીચે જુઓ તો મસ મોટાં "ગમ" નાં ઝાડો (gum trees) ચોતરફ જણાતાં હતાં—કોઇ ૧૦૦૦ ફીટ નીચાં તો કોઇ ૩૦૦૦ ફીટ ઊંચાં આવેલાં. આમાંનાં કોઈ કોઇ ઝાડો તો ૨૫૦ ફીટની ઉંચાઇનાં હતાં. આ ઝાડોની આ ઠેકાણે જબરી વસ્તી છે. સઘળા પર્વતો તેથી ભરાઇ ગયલાછે. તેઓ જાતજાતનાં હોવા છતાં આઘેથી એકસરખાંજ લાગેછે. તોપણ તેમની છાલ અને પાદડાં વગેરેના રંગ ઉપરથી કોઇને બ્લુ તો કોઇને રાતા, કોઇને સફેદ તો કોઇને બીજાજ રંગના "ગમ" દાખલ ઓળખવામાં આવેછે. આ સઘળી ઑસ્ટ્રેલિયાનાં પ્રખ્યાત "યુકેલિપ્ટસ" ઝાડની જાતો છે, જે દવાદારૂ અને તનદરોસ્તીને માટે ઘણુંજ ગુણગારૂં સાબેત થયુંછે. આ ઝાડ ઉપર પાદડાંઓનો જથ્થો બહુ ઓછો છે. તેઓ બહુ લાંબી ઉમર સુધી જીવેછે. જુવાનીમાં તેમનાં પાદડાં આડાં ઉગેછે, પણ ઘડપણમાં તે સૂર્ય તરફ ઉંચા ઉભાં ઉગેછે. યુકેલિપ્ટસની ૧૩૫ જાત



એક ગંજાવર "ગમ"નું ઝાડ.

[જુઓ સફે ૧૦૭.

વિદ્વાનોએ સિદ્ધ કરીછે, જેમાંના ૫૦ જાતનાં ઝાડો ન્યુ સૌથ વેલ્સમાં ઉગેછે. પોતાની લાંબી ઉમરને જુદે જુદે વર્ષે તેઓ પોતાનાં પાદડાંનો આકાર તેમજ પોતાની છાલનો રંગ પણ બદલેછે. આ ઝાડો સિધાં અને ઉંચાં હોયછે, અને તેમનાં પાદડાં સાંકડાં, નાજુક અને ફિકા રંગનાં હોયછે. આ રાક્ષી ઝાડોનો એક નમુનો હું આપું છું તે ઉપરથી તેમની મોટાઇનો તમને કંઇક ખયાલ આવ્યા વિના રહેશે નહિ. (જુઓ પાસેના સફા ઉપરનું ચિત્ર.) કેલિફોર્નિયા ખાતે પણ મસ મોટાં ઝાડોનાં જંગલો છે, પણ ત્યાં કરતાં અહીં આ ઝાડો ઘણાં ઉંચા અને સિધાં ઉગેછે. તેઓમાંનાં પોતાની મેળે તુટી પડેલાંઓને અને બીજાં ટટાર ઉભેલાં ઝાડોને માપી જોતાં તેઓ ૨૫૦થી ૩૫૦ ફીટ ઉંચાં જણાયાંછે. એક મસ મોટું ઝાડ તો ૫૦૦ ફીટની ઉંચાઇનું સાબિત થયું છે, જેનાં થડનો ઘેરાવો જમીનની સપાટીથી પાંચ ફીટની ઉંચાઇએ ૫૪ ફીટનો હતો. પાસે આપેલાં ચિત્રવાળું ઝાડ જબરૂં મોટું જણાયછે. પણ એવાં કોઇબી ચિત્ર ઉપરથી તમને એ ઝાડોની મોટાઇ અને બુલંદીનો બરાબર ખયાલ આવનાર નથી. પોતાનાં કદની અર્ધી ઉંચાઇ સુધી તેઓ ઉપર કશી ડાળીઓ જણાતીજ નથી.

પણ આ ૩૬ મૈલની મંજલમાં મને જે નવાઇજેવો બનાવ લાગ્યો તે તો એ છે કે આટલાંબધાં ઝાડપાન છતાં આ સઘળા વિસ્તારમાં મેં એક પણ પક્ષિને ઉડતું કે બોલતું જોયું કે સાંભળ્યું નહિ! એમ કાંય? પરપુછ કરતાં જણાયું કે આ તરફ પક્ષિ બહુ થોડાં, પણ તેમને બદલે સસલાં અસંખ્યાત છે. વળી ઑસ્ટ્રેલિયામાં વાઘ, ચિત્તા જેવાં ફાડી ખાનારાં જાનવરો પણ નથી. વળી એક બીજો સવાલ મારાં મનમાં એ ઉત્પન્ન થયો કે આ ૩૬ મૈલની તમામ જમીનમાં ખેતીનું નામ ન હતું, તેનું કારણ શું? સઘળી જમીન ઉજડ પડેલી. કોઇ ઠેકાણે લાકડાંનું એક તુટેલું ઝુપડું તથા એક જગાએ એક તંબુ મારેલો હતો. એને ખોલાસો કરવામાં આવ્યો કે આ તંબુ અને ઝુપડું સસલાંનો શેકાર કરવા આવનારાઓને માટે છે. અને આ બિયાબાન જેવી દેખાતી જમીનોમાં બકરાંઓ ઉછેરવામાં આવેછે. તારની ફરતી વાડ બાંધી લઇ તેમાં તેમને જેમ ગમે તેમ ફરહર કરવાની છુટ મળેછે, ને એ રીતે તેઓ હજારોની સંખ્યામાં અહીંજ ઊછરેછે. આ ઉજડ જગા સરકારી છે, અને તે Crowned Land ને નામે ઓળખાયછે. માતબર લોકો આ જમીનો ભાડે રાખી તેમાં બકરાં ઊછેરેછે. એક જણે એવી ૮૦૦૬૦ એકર જમીનમાં ૧૦૦૦૦૦ બકરાં ઊધાર્યાંછે. કેવું અજબજેવું છે કે ઑસ્ટ્રેલિયામાં અસંખ્યાત સસલાં કહેવાયછે તે છતાં મેં મારી આ મંજલમાં એક પણ દિઠું નહિ!

તા૦ ૧૦ મી, સોમવાર—આજે અમે ગુફા જોવા ગયા. જેનોલન ગુફા **જે. ઈ. નોલન** નામે ધણીએ ૧૮૪૧ માં શોધી કહાડી હતી, જે ઉપરથી તેનાં આ નામના પહેલા અક્ષરોને મેળી નાખીને તેને Jenolan (જેનોલન) નું નામ મળ્યું છે. એ ધણી "મછી નદી" ની પડોશમાં રહેતો હતો, અને તેથી પ્રથમ આ ગુફા એજ યાને "મછી નદીની ગુફા" ને નામેજ ઓળખાતી હતી; પણ ૧૮૮૪ માં ન્યુ સૌથ વેલ્સના જેનરલ સર્વેઅર સર **ટૉમસ મિચલે** એ નામ બદલીને "જેનોલન ગુફા" રાખ્યું અને તે આજસુધી ચાલુ છે. કહેછે કે **મેકઈવન** નામે એક લુટારો આ ઠેકાણે આવી ભરાઈ બેઠો હતો, અને તેને અહીંથી પકડયો ત્યારથી આ ગુફાની શોધ થઈ હતી. બ્લુ પર્વતો, જ્યાં આ ગુફાઓ છે, તેની ટોચ ૪૩૬૫ ફીટ ઊંચી છે, જેને Top Camp કહેછે. પણ ગુફાઓ કાંઇ એટલીબધી ઊંચાઇએ આવી નથી. તે તો માત્ર ૨૫૦૦ ફીટની ઉંચાઈ ઉપર છે. આ ગુફાઓ અનેક છે. એક ગુફાના વળી અનેક ફાંટા છે. તે સર્વનાં જુદાં જુદાં રમુજી નામો છે. આ સર્વ ગુફાઓ મુસાફર જોઇવળી શકતો નથી. સઘળામાં એકનું એક જોવાનું હોવાથી નજર થાકી જાયછે. હું પોતે બે દિવસ અહીં રહ્યો, અને

મારી સઘળી જીજ્ઞાસા છતાં હું પોતેજ થાકી ગયો. અંદર ચાલવાના સરખા રસ્તા પણ નથી. સઘળે ગર્મી એકસરખી યાને ૬૩ ડીગ્રીની છે. ભોમિયા વિના ગુફા જોવા દીધામાં આવતી નથી, અને તે વિના એ જોવાય એમ પણ નથી. અમારી જોડે સઘળા મળીને ૨૪ મુસાફરો તે જોવા આવ્યા હતા.

મેં પ્રથમ ભોમિયા જોડે "ઇમ્પીરયલ ગુફા" (Imperial Cave) થી મારી પ્રદક્ષિણા શરૂ કરી. હું અને મારી સાથવાળા સોહબતીઓ, જેઓમાં ૬ ઓરતો અને ૧૦ મર્દો હતા, તેઓ પહાડ ઉપર ચહડી તેની બીજી બાજુ ઉપર એક મોટા તાકમાં દાખલ થયા. આ વેળા અમો દરેકના હાથમાં એક એક મીણબતી પકડેલી હતી. માંહે બહુ અંધારૂં હોયછે. કોઇ વાર ઉપર ચહડવું તો કોઇ વાર નીચે ઉતરવું પડેછે. કેટલીક વાર તો ઘેટાં માફક બહુજ વાંકા વળીને ચાલવું પડેછે. આમ થોડુંક ચાલ્યા કે વળી એક વાંકુંટીકું મેદાન આવેછે. અંધારી જગામાં ભોમિયો બપોરિયા જેવી રોશની કરેછે, અને તેથી આસપાસ શું છે તે જોવાનું અછી રીતે બની આવેછે. આ ગુફાઓમાં મૂખ્ય જોવાનું એ છે કે ઉપરથી પાણી ટપકેછે. (જુઓ પાસેનું ચિત્ર.) મેં તે પી જોયું તો સ્વાદિષ્ટ અને ફાયદાકારક જણાયું. પાણી નીચે ટપકયા પછી તે ભોંયપર જમી યાને બંધાઇ જાયછે, અને પછી તે ટીપકું લાંબુંને લાંબું વધીને કલમના જેવો આકાર પકડેછે. કોઇ વાર તે ચાદર જેવો આકાર લેછે. જાણે સેર ફુટી હોય તેવો દેખાવ થઇ રહેછે. આ પાણીનો રંગ કોઈ વાર ઝાંખો કે ઘેરો લાલ અને ઘણીવાર દુધ જેવો સફેદ હોયછે. તેમાં ચુનાનો ભેળ થયલો જણાયછે. વળી આ કલમો વગેરે ચમકેછે, એ તેની બીજી અજાયબી છે. કોઇ ઠેકાણે આ પાણી ટપકી ટપકીને મીઠાંના ખાર જેવો ઢગળો ચમકતો પડેલો જણાયછે.

ગુફામાં ચાલતાં મુસાફરો પડી ન જાય તે માટે લોખંડના સળિયા ગાળીને તારથી રસ્તો બનાવેલોછે, તેમાંથીજ અમો ચાલતા હતા; તથા વળી ચહડવાની જગા ઉપર પગથિયાં બનાવેલાં અથવા પથરમાં કોતરી કહાડેલાંછે. ઇમ્પીરિયલ ગુફામાં બહુ નીચે જવાથી એક પાણીનો ચશ્મો આવેછે, જે ૪ ફીટ ઉંડો અને ૧૪ ફીટ લાંબો છે. રસ્તા એવા આડા અવળા અને કયાંથી આવ્યા અને પાછા કયાં ફરિયે તે નહિ સુઝ પડે એવા છે કે જો હાથમાં બતી ન હોય, અથવા બુઝાઈ ગઈ હોય ને સાથે કાંદીની પેટી ન હોય, યા જો સાથે ભોમિયો ન હોય, તો કેવળ અંધકારમાં આપણ માથું કુટીને મરી જઇયે તોપણ કોઇ દાદ કે ફરિયાદ ન લે એવી આ ગુફાઓ છે!

સહવારે ૧૦ વાગેથી જોવા માંડેલું તે બપોરે ૧ વાગે અમે પુરૂં કીધું, અને આ ગુફા જોઈ રહ્યા. પછી ખાનુ લઇ, વિસામો ખાઇને પાછું ૩ વાગેથી જોવાનું ચાલું કીધું. આ વેળા અમે "લ્યુકાસ ગુફા" (Lucas Cave) માં દાખલ થયા. આ ગુફાની શોધ ૧૮૮૦ માં થઇછે. એ પણ ઉપલી ઇમ્પિરીયલની જોડમાં એકજ પહાડમાં છે. તે કરતાં આ ગુફા નાની પણ સારી છે. એમાં આજ પાંચ વરસ થયાં વિજળિક રોશની રાખેલીછે, જેથી મિણબતીની અફાડકુટ ટળી ગઇછે. પણ આમાં બહુ જગે દબાઇ દબાઇને ચાલવું પડેછે. જો ચાલતી વેળા ઉતાવળ કરો તો પછડાઇ પડો, યા માથું ફોડી બેસો, એવું છે. ભોમિયાની મદદથી સઘળું જોતાં મને એક નવાઇ જેવી જીનસ નજરે પડી. એક આખું હાડકું દેવાલમાં ઘુસી ગયલું, અને બીજું એજ મુજબ અર્ધું ઘુસેલું મેં જોયું. પુછતાં ભોમિયાથી ખોલાસો થયો કે એ તો કુદ્રતીજ છે, અને ગુફાની શોધ થઇ ત્યારથીજ તે દેખાયછે.

બીજી ગુફાઓ પણ આજ કિસમની છે, માટે તેમનું લંબાણ વર્ણન આપતો નથી. એકમાંથી એક નાની નદી પસાર થાયછે. અમારા ભોમિયાએ ખબર આપી કે સિડનીથી ૬૦૦ મૈલ દૂર **ક્વીન્સલેંડ**ના મુલકમાં આ કરતાં વધારે સારી અને જોવા લાયક ગુફાઓ છે, પણ ત્યાંસુધી રેલવે નહિ હોવાથી, તેમજ રસ્તા કઢંગા હોવાથી, અને ત્યાંના



ગુફામાં બર્ફના કલમો.

[જુઓ સફે ૧૦૮.

જંગલી લોકોનો ડર ભારી હોવાથી, મુસાફરો હજી ત્યાં જઇ શકતા નથી. જેનોલન ગુફાઓ તરફ આવતાં પ્રથમ "ગ્રાંડ આર્ચ" નામનું મસ મોટું બાકું પહાડમાં દેખાયછે જેમાં થઇને અંદર જવાયછે. એ બાકાં આગળથી એક નાની નદી વહેછે, જેની આજુબાજુનો દેખાવ બહુ રમણ્ય લાગેછે.

તા૦ ૧૧ મી, મંગળવાર—આજ સહવારે ૮ વાગે અમે અહીંથી પાછા વિદાય થયા. દિવસ ખુલ્લો અને ખુશનુમા હતો. રસ્તે કોઈ કોઈ પક્ષિ વગેરે જણાયાં. બપોરે ૧ વાગે પેલીજ કૉટેજમાં ઉતરી ખાનું લીધું, તથા આસાયશ લઇ પાછા ઉપડી સાંજ પડવાની આગમજ ઇમ્પીરિયલ હૉટલમાં જઇ પુગ્યા, જયાં મને ખબર મળી કે સિડનીથી સ્ટીમર તા૦ ૧૨ મીએ સાંજે ઉપડી જનાર છે. એટલામાટે હવે હું સિડની પાછો ફર્યો.

મૌંટ વિક્ટોરિયા (પહાડ) થી ૧૫ મૈલ દૂર મોટો "ઝીગઝાગ રેલવે" (Zigzag Railway) નામનો પહાડી ઇજનેરકળાનો એક નાદર નમુનો જોવાજોગ છે. સિડનીમાં પહોચ્યખાનાઓ ઘણાં છે, પણ તેઓમાં ઑસ્ટ્રેલિય, હૉટલ એક પાદશાહીજ મકાન છે અને તે તારીફલાયક છે. પીટ સ્ટ્રીટ નામના મોહોલામાં તે ૭ મજલાનું બહુ સુંદર અને જોવાજોગ છે. સેંટ જ્યૉર્જ સ્ટ્રીટ, જયાં મેં મારૂં રહેવાનું રાખ્યું હતું, ત્યાંનું ગ્રાંડ કૉફી પેલેસ બહુ વખાણવા જોગ છે. સિડનીના રસ્તા મેલ્બૉર્ન કરતાં સાંકડા છે, પણ બહુ નહિ. શેહેર બહુ સુંદર અને રળિયામણું છે, જેમાં મસ મોટી રૂપાળી ઇમારતો આપણું ધ્યાન ખેંચી રહેછે, તો જોકે જેમ ઇમારતો તેમજ વેપાર પણ અહીં મેલબૉર્ન કરતાં ઉતરતાં છે. સિડનીનું ચહડતાપણું તેની ખુબસુતી અને તેના કુદ્રતી દેખાવોમાં છે.

સિડનીમાં ચીનાઓને જોઇને મને તેઓ બાબે કેટલીક ખબર કહાડતાં નીચે મુજબની હકીકત મળીછે. આખાં ઑસ્ટ્રેલિયામાં, તેમજ ન્યુ ઝીલેંડ અને ટાસ્માનિયામાં આ પ્રજા તરફ ગોરા લોકો બહુ ધિક્કારની નજરથી જુએછે. પશ્ચિમ અને દક્ષિણ ઑસ્ટ્રેલિયા, ન્યુ સૌથ વેલ્સ અને વિક્ટોરિયા એ ચાર સંસ્થાનો બાતે દર ચીના દીઠ ૧૦ પૌંડની રકમ લઇને તેમને બંદરમાં દાખલ કરી રહેવાસી દાખલનો હક બક્ષેછે. ચીની ઓરતોને તો શેહેરમાં બિલકુલ દાખલ થવા દેવામાં આવતી નથી—પછી તેઓ ગમે એટલું દામ કાં નહિ ભરે? ન્યુ ઝીલેંડનાં બંદરોમાં પણ એવોજ ધારો છે. પણ કવીન્સલેંડ સંસ્થાનમાં તો દર ચીના દીઠ ૩૦ પૌંડની ફી લેછે. આ સઘળાંનો સબબ એ છે કે ચીનાઓ આ સંસ્થાનો બાતે પૈસા કમાઇને ત્યાંજ ખર્ચતા નથી, પણ પોતાને વતન ઘસડી લઈ જાયછે. આથી તેઓ સંસ્થાનને કશો ફાયદો કરતા નથી. વળી તેઓ બહુ ગંદા ફરેછે. અફીણ ખાઈ કે ચંડુલ પીને એક ઓરડીમાં ૨૦ જણા પડી રહેછે. બાફેલા ચાવલ વગેરેથી બહુજ કરકસર કરી પેટ ભરેછે. જેમ દિવસે તેમજ રાત્રે પણ તેઓ કામ કરેછે. વળી પોતાનાં વતનમાં બીજા પ્રદેશીઓને તેઓ દાખલ કરતા નથી અને મારી નાખેછે. એ સર્વ કારણોને થકી ચીનાઓ ઉપર અહીં સઉ કોઈ તુચ્છકારથી જુએછે, અને તેઓને માથેની ભારી ફીને લીધેજ મેં ઉપલાં મથકો બાતે તેમની થોડીજ સંખ્યા જોઇ હતી.

કવીન્સલેંડમાં તેઓને માથે ૩૦ પૌંડની ફી નાખીછે તેનું કારણ એ છે કે ચીન જવાનો સુતરો અને નજદીકનો માર્ગ ત્યાંનું બ્રીસ્બેન બંદર છે. ત્યાંથીજ સ્ટીમરો હાંગકાંગ, શેંઘાઈ વગેરે બંદરે જાયછે. પોર્ટ ડાર્વિન વળી એ કરતાં વધુ નજદીકનું બંદર છે, જ્યાં ચીનાઓ મલાઇ અને જાપાની ઓરતો સાથ ભેળમભેળ થઇ ગયાછે, અને એ ભેળસેળથી તેમની એક નવી ઓલાદ ત્યાં વધવા માંડીછે. આ મોટી ફી છતાં પોર્ટ ડાર્વિન અને બ્રિસ્બેન બાતે ચીનાઓની વસ્તી વધારે છે. અમેરિકાંમાંબી ચીનાઓ સામે જબરો તિરસ્કાર છે. ત્યાં તો જેઓ છે તે ઉપરાંત બીજા ચીનાઓને દાખલ નહિજ કરવાનો ધારો ઘડાયોછે, તોપણ ચોરી છુપાઇથી નવાઓ દાખલ થવા પામેછે, અને

એ લોકોનાં ચેહેરામાં ઝાઝો તફાવત જણાતો નહિ હોવાથી આ ચોરી સહેલથી પકડાઇ આવતી નથી.

સિડનીમાં મને એક હિંદીવાન મળ્યો જેણે ખબર આપવા મુજબ અહીં ૨૦ બંગાલીઓ ચીકણુકામની ફેરીનો રોજગાર કરેછે. પણ તે બાપડાઓને માથે હવે પછી લૈસન્સ ફી લેતી કરવામાં આવનાર હોવાથી તેઓ ગભરાટમાં હતા, કેમકે તેમના ધંધામાં કંઈ સાર નથી. આ હિંદીવાનોમાં કેટલાક સિંધી અને કાશમીરી જેવાખી નજર આવેછે. ન્યુઝીલેંડમાંખી કેથે કેથે મેં તેમને ગણત્રીના દિઠા હતા. તેઓ ફેન્સી માલની રોકડથી ફેરી ફરેછે, ઇંગ્રેજીથી તદન અજાણ્યા છે, બોકરાં જેવા મુગા પોતાનાં પેટને માટે મેહેનત કરેછે, અને અદેખા ઇંગ્રેજ છાપાવાળા તેમને ગમે એવા કાળા ચિત્રેછે તે વિશે બાપડા કશું જાણતા પણ નથી. કેટલાક ગોરા લોકોની અદેખાઇથી તો હાથ જોડયા !

મેલ્બોર્ન અને સિડનીના મારા પ્રવાસને દરમયાન અહીંના લોકો મને તો ખરેખર ભલા દેખાયાછે. સિડનીમાં મેં એક અઠવાડિયું ગુજાર્યું તે દરમ્યાન આ લોકોએ મારા જોડે સારી રીતે વર્તીને પોતાનો ભલો ખ્યાલ બતાવ્યોછે. અહીંની જમીન મને મેલબોર્ન કરતાં વધારે રસાળ લાગીછે. પણ આમાંનો એક ભાગ માતબર લોકો સસ્તે દામે આગળથી ખરીદી લઇ ઇંગ્લંડ જઈ બેઠાછે; બીજી જમીન સરકારી છે. અહીંની હવા પણ સારી અને તનદરોસ્તી આપે એવી છે. આગળ અહીંનો વેપાર સારો હતો, પણ હાલ મંદીની ફરિયાદ છે.





## પ્રકરણ ૧૦ મું.

# ઑસ્ટ્રેલેશિયાના ટાપુઓ.

સિડનીથી કુચ—પેસિફિક મહાસાગરની મોટાઇ—પરવાળાંનો દરિયો—પરવાળાંની ઉત્પત્તિ—તેઓથી બનતાં ખડકરૂપી ટાપુઓ. ન્યુગીનીની ઝેરી હવા—કૅઅસર વિલ્હેલ્મ બંદર—ખેતી કરનારી જર્મન કંપનીઓ—ધીચ જંગલોમાં ઊંચાં ઝાડો—નવાઇજેવાં ઝાડપાન અને પંખીઓ—જર્મન હાકમની કંગાલ હવેલી—ચાલુ વર્સાદ છતાં પુષ્કળ ગર્મી—મેલેરિયા તાવ.

જાવાનો દરિયો—સેંકડો ટાપુઓના ઝુમખા—સુરબાયા—મલાઇ લોકો—તેમનો પોશાક—રસ્તાપર આમલીના રોગીષ્ટ ઝાડોની ઘટા—પુષ્કળ ગર્મી—શેહરની પેદાશ—રહેવાસીઓની પોલિસ ફોજ. મારી ભયંકાર બીમારી—તેનો સબબ—એક આખી રાતની બેકરારી—દરિયામાં મરણ પામવાની ચિંતા—બેહોશી—મદદ—વડા ઇજનેરનું તાવથી મરણ—દરિયામાં લાશને દફનાવવાની રીત.

સિંગાપોર—ત્યાં ભેગી થતી સ્ટીમરો—મસાલાનો વેપાર—વસ્તી—રસ્તા—જોવાલાયક જગાઓ—અફીણ અને ચીનાઓ—ચીનાની ગાડી 'જીનરિક્ષા'—તેમની સસ્તી ફી—ચીની ઓરતો—તેમના નાનકડા પગની કહાણી—સિંગાપોરનો મોટો વેપાર—આબો હવા—ઘોડદોડની શરત—જાવા અને મલાયાના મુસલમાનો. સિયામ જવાનો વિચાર છોડી દેવાનું કારણ—બુદ્ધિસ્ત ધર્મગુરૂઓ. [illegible]—પિનાંગ.



જે (તા૦ ૧૨ મી એપ્રેલને બુધવારે) રાત્રે ૯ વાગે અમે સિડની છોડયું, જે મને બહુ પસંદ પડયું હતું. હું સ્ટીમર "લ્યુબેક" (S. S. Lubeck) ઉપર સવાર થયો, અને પાછી પોણા મહિનાની દરિયાની મુસાફરી માથે ઉઠાવી, કેમકે હવે અમે મોટા પાસિફિક મહાસાગરમાં ઝોકાવ્યું, જે તરેહવાર નાના નાના ટાપુઓથી ભરપુર છે. સિડનીથી છેક સિંગાપોર સુધીની મંજલ અમે આ સ્ટીમરમાંજ કીધી, જે નૉર્થ જર્મન લૉઇડ લાઇનની ૭૩ આગબોટોમાંની એક છે. આ સઘળી સ્ટીમરો અમેરિકા, યુરોપ, હિંદુસ્તાન, ચીન વગેરે તરફ ફરેછે, અને પોતાની સારી સફાઇને માટે વખણાયલી છે. રાત્રે ૧૨ વાગા સુધી સિડનીનાં બારાંનો અતિ સુંદર દેખાવ રાતની અંધારી વચે રોશનીના એક ચમકતા તારા જેવો જોયા કરી, અંતે અમે ભર દરિયે પડયા.

અમે ઑસ્ટ્રેલિયાને કિનારે કિનારે થઇને ઉત્તર તરફ પરવાળાંના ટાપુઓવાળા દરિયા તરફ હંકાર્યું. મને ઘણા વખતથી ઓશિયાનાના અગણિત ટાપુઓમાંના મોલક્કા, સેલિબિસ, જાવા, સુમાત્રા, વગેરે જોવાનો, તેમજ હાવાઇ, સેમોઆ, અને ફીજી ટાપુઓની ભેટ લેવાનો વિચાર થયા કરતો હતો. તે તક હવે આજે મારા હાથમાં આવીછે, એમ જોઇ મને બહુ ખુશી ઉપજી. પણ છેલ્લા બે ટાપુઓ જોવા જાઉં તો ઉપલા રહી જાય એમ હતું, માટે ફીજી તથા સેમોઆનો વિચાર છોડી દઇને ઉપર કહેલો રસ્તો લીધો.

આ પાસિફિક મહાસાગર તેનાં નામ મુજબ બહુ શાંત છે. સ્પાન્યર્ડ લોકોએ પોતાની પહેલી પ્રદક્ષિણાઓને દરમયાન તેની શાંત અને નરમ રૂતુ જોઇને તેને આ નામ આપ્યું હતું, પણ કર્ક વૃત (Tropic of Cancer) થી મકર વૃત (Tropic of Capricorn) વચેના, યાને ઉત્તરે સેંડ્વિચથી દક્ષિણે ફ્રેંડલી ટાપુઓ વચેના દરિયાનેજ આ નામ લાગુ પડશે, કેમકે તેમની વધારે ઉત્તર અને દક્ષિણના દરિયા બહુ તુફાની છે. સઘળા મહાસાગરોમાં પેસિફિક સર્વથી મોટો છે. તેનો વિસ્તાર ઉત્તરથી દક્ષિણ ૯૦૦૦ મેલનો, અને પૂર્વથી પશ્ચિમ ૧૨૦૦૦

મૈલનો છે. તે કેથે ૯૦૦૦ તો કેથે ૧૫૦૦૦ ફીટ ઉંડો છે. અમે ઉત્તર તરફ જતા હતા અને એપ્રેલ મહિનો અર્ધો પુરો થયો હતો, માટે અમને હવે ગર્મી લાગવા માંડી, કેમકે ભુમધ્ય રેષા પાસે આવતી હતી. ભર દરિયે અમો હાલ ૧૦ ડીગ્રી ઉપર છિયે ત્યારથીજ એટલો તાપ પડેછે કે મને તો તોબાહ પોકારવી પડેછે. બારીક પોશાક પહેરવા છતાં ગર્મી સહેવાતી નથી.

અમે હાલ **પરવાળાં**ના દરિયા (Coral Sea) માં છિયે. રાત્રે તે કંડીલની માફક ચમકેછે. પરવાળાં એક જાતના સુક્ષ્મિક જીવડાઓ છે, જેઓ અબજો અબજ સંખ્યામાં જન્મી એકજ દિવસમાં મરણ પામેછે. અને આ મરણ



પરવાળાં અને તેમના ખડક.

પામેલા જીવડાઓ એક બીજા સાથ ચોંટીને એવા નકર બનેછે કે તેઓના આ તરફ જથાબંધ ખડકો અને ટાપુઓ બન્યાછે. એજ ખડકો ઉપર નવા જીવડાઓ તળવળી જાયછે, અને તેઓની એક દિનની જીંદગી આખર થઈ કે બીજી વસ્તી પેદા થાયછે. રાત્રે આ જીવડાઓ નાની બારીક રોશની જેવા ઢગળાબંધ આ દરિયામાં નજરે પડેછે. તેમને જોવાની બહુ મજાહ પડેછે અને તેથી તુટક ઉપર કલાકો સુધી હું તેમની હીલચાલ તપાસ્યા તો બેસું છું. અજાયબજેવું છે કે દિવસે તેઓ દેખાતા નથી; તેમને જોવા માટે ઉંચા અને મોટાં બળની કાચની દૂર્બીન જોઇયે. પણ રાત્રે પોતાના ક્ચકચ થતા ચમકાટથી તેઓ તારા જેવાં નજર આવેછે. તેઓએ બનાવેલા ખડકરૂપી ટાપુઓ ઉપર વળી ઝાડો ઉગ્યાંછે. કેરોલૈન ટાપુઓ તથા માર્શલ આર્કિપેલેગોના દરિયામાંના બીજા નાનકડા ટાપુઓ આ પરવાળાંઓથી બનેલાછે. જે પાણી ઉપરથી અમો પસાર થતા હતા તે તમામ દરિયો આ બારીક જીવડાઓથીજ ભરપૂર હોવાથી તેનું નામજ "પરવાળાંનો દરિયો" એવું આપ્યુંછે. વળી તેઓ આ ટાપુઓ બહુ ઝડપથી વધાર્યા જાયછે. તેઓ શું કરેછે તે પોતે તો જાણતા નથી, પણ તેમની વસ્તી એટલીબધી છે કે તેઓનાં બારીક કદ છતાં તેમનાં મુએલાં શરીરથી બનતા ટાપુઓ વિસ્તારમાં ઝડપથી વધ્યા જાયછે. દાખલા તરીકે સેમોઆના ટાપુનો એક ખડક, જે પરવાળાંનો છે, તે આ જીવડાઓએ બે વરસની મુદતમાં ૧૦ વાર જેટલો વધારી દીધોછે.

## ન્યુ ગીની અથવા પેપુઆ.

તા૦ ૨૧ મી, શુક્રવાર—હવે આ પરવાળાંની મજાહ ભોગવતાં અને ગર્મી સહેવતા અમે ન્યુ ગીનીના ટાપુ તરફ આવી પુગ્યા, અને તેની તથા **ન્યુ બ્રિટન**ના ટાપુની વચેના દરિયામાં થઇને ઉત્તર તરફનો માર્ગ લીધો. ન્યુ ગીનીની આબોહવા આ મોસમમાં તદન ઝેરી જણાયછે. ગયે સાલ અમારી હાલનીજ આગબોટના ૯ અમલદારોના તેણે જીવ લીધા હતા. ન્યુ ગીનીનો ટાપુ થોડ થોડ ભાગે જેમ બ્રિટિશ તેમજ જર્મન લોકોના કબજામાં પણ છે. આગળ દક્ષિણમાં બ્રિટિશ જમીન ઉપર થાણું હતું તે ત્યાંની ખરાબ હવાને લીધે ઉપાડીને આજ બે વરસ થયાં જર્મન જમીન ઉપર **કએસર વિલહેલ્મ** (Kaiser Wilhelm) ખાતે કર્યુંછે. આ મથકનું બારૂં જોવાજોગ છે. તે જાણે એક ઝાડપાનનો મોટો સરસ બાગ હોય તેવો દેખાવ આપેછે. તે ચોતરફ લીલુંછમ જેવું નજર

આવેછે. આજુબાજુ નાના ટાપુઓ, તરી-તાજગીભરેલાં ઝાડોથી ખીચોખીચભરેલાં, વળી બે નદીઓ સર્પના જેવો આકાર કરતી દરિયામાં આવી મળતી, આસપાસ પહાડી ઉંચા ડુંગરો, એ સર્વ દેખાવ મને તો બહુ મનહર લાગ્યો.

આ કએસર વિલ્હેલ્મ ખાતે જર્મનોની બે કંપનીઓ ખેતી કરેછે. એક જર્મન ન્યુગીની કું૦ ને નામે ઓળખાયછે. તે કિનારા ઉપર ઠરીઠામ થઇને ૭૫ બળદ તથા ૧૦૦ કાળાં માણસો તથા ૨૦ જર્મનો સાથ ખેતીનું કામ ચલાવેછે. તેની કને એક ખેતીનો સંચો છે. ઉપલાં એકશો કાળાં મજુરોમાં સ્ત્રી પુરૂષો ભેગાં છે, જેઓમાંનાં કેટલાંક જ્યારે ન્યુગીનીનાં ત્યારે બીજાં આસપાસના **સોલો-મન** વગેરે ટાપુઓ ખાતેનાં છે. આ તેમજ બીજી કંપનીની ખેતીમાં મૂખ્ય તંબાકુની વાવણી કીધેલી અમે જોઇ. બીજી મોસમ-માં તેઓ કૉફી અને ચોખાનો પાક ઉગાડ-નાર છે. બીજી કંપનીની ખેતીમાં ૧૦૦ મલાઇ અને ૧૨૦ ચીનાઓ છે. આ જમીન તંબાકુ માટે અકસીર છે, પણ ગર્મી એટલી પડેછે કે માણસ તંમર ખાઇને પડે; માટે તંબાકુના કુમળા છોડને તાપથી બચાવવા માટે તેને માથે તાડછા વગેરે ઝાડોનાં પાદડાંનો છાંયડો કરેલોછે. બેઉ કંપનીઓમાં એકંદર આશરે ૩૦૦ મલાઇ મુસલમાન મર્દ ઓરતો છે, જેઓ તાડછાનાં પાદડાંને ગુંથી તેમને છાલ વડે સીવી લઇ પોતાનાં "ઘરો" બનાવેછે. આ પાદડાં આપણી શેરડીનાં જેવાં લાંબાં પણ બહુજ મજબૂત હોયછે અને તે અહીં બહુ ઉગેછે. ચીના મજુરોની સંખ્યા પણ આશરે ૩૦૦ની છે. તેઓ એક લંગોટ મારી નાગે બદને કામ કરેછે. તેમનાં ગંદાપણાંને લીધે તેમની સ્થિતિ મલાઇ લોકો કરતાં ઘણી ઉતરતી છે.

અહીં ઝાડ પાનના મસ મોટાં અને એવાં ઘીચ જંગલો છે કે એક ફુટ જેટલો પણ માર્ગ દેખાતો નથી. બીજાં ઝાડો જોડે નાળિયેરી અને કેળ મોટા જથામાં જણાયછે. જર્મનો આ ઝાડો અધવાં કાપી નાખી તેમની જડ બાળી નાખેછે, અને જમીન સરખી કરીને પછી તે ઉપર ખેતી કરેછે. ઘણાં ઝાડો ૧૫૦ થી ૨૦૦ ફીટ ઉંચાં છે. એક આપણા વડના જેવું ઝાડ ૨૦૦ ફીટ ઉંચું મેં જોયું, જેણે વડની માફક જમીનમાં પોતાની વડવાઇઓ નાખેલી હતી. તે બહુ શોભિતું હતું. જર્મનો તેને "લીઆન" અને મલાઇઓ "પુક-આરા" ને નામે ઓળખેછે. જેમ ઝાડો તેમજ પક્ષિ-ઓ પણ અહીં કેટલાંક નવી તરાહનાં છે. જંગબાર અને કનેરીના ટાપુઓમાં જેવા કાકાકૌઆ મળેછે તે કરતાં રંગે વધારે કાળા, અને કદે વધારે મોટા તથા મોટી ચાંચના કાકાકૌઆ અહીં મેં જોયાછે. તેઓ અહીં બહુ હોવાથી જર્મનો તેમનો શિકાર કરી ખાયછે. બીજાંબી અનેક જાતનાં પક્ષિઓ મેં જોયાંછે, તેમ વળી પાણીમાંની માછલીઓ પણ તરેહવાર છે.

આ જગાના ગવરનરનું ઘર કિનારા ઉપરજ છે. જમીનથી ૭ ફીટ ઉંચા લાકડાંના થાંભા ઉપર ઉઠાવેલી એક મજલાની લાકડાંનાં પાટિ-યાંની તથા ટીનનાં છાપરાંની એક ઇમારત, તે આ હાકમની હવેલી છે. આસપાસ મોટા બાગ છે. બીજાં ઘરો પણ એજ કિસમનાં છે. મલાઇ વગેરે ગરીબ લોકોનાં ઘરો તો ઉપર કહેલાં તાડછા ઝાડનાં પાદડાંનાં છે. આગળ આ જમીન ઇંગ્રેજોના હાથમાં હતી, પણ મને ખબર મળીછે કે ન્યુ ઝીલંડમાં ચોકસ બંદર ઉપર જર્મનોએ દાવો ઉઠાવ્યો હતો તેના બદલામાં આ જમીન જર્મનોને મળીછે. એટલામાટે અહીંનાં લોકો ઇંગ્રેજી ભાગુંતુટુ બોલી જાણેછે, અને તેથી ૧૨ માણસોની એક પોલિસ ફોજ બનાવીછે તેને કવાયદ પણ જર્મન સરકાર ઇંગ્રેજીમાંજ અપાવેછે. અહીં સોનું નિકળવાની બૂમ છે, પણ તે હજી સુધી ખરી પડી નથી. કહેછે કે જો તેમ થયું તો ન્યુગીનીમાં ઑસ્ટ્રેલિયાનાં મેલ્બૉર્ન જેવું એક શેહેર દશ વીશ વરસમાં મચી જવાનું. આ જગાએ વર્સાદ અવારનવાર પડ્યાજ કરેછે, પણ તે માત્ર એક બે ઝાપટાંથી વધારે નથી, જેથી ખેતીનાં કામમાં કશી નડતળ થતી નથી.

ઉપર કહેલી બે નદીઓ ઉપરાંત અહીં નાનાં નાળાં ઘણાં છે. એક નદીમાં ૧૦ મૈલ સુધી હું ટાપુની અંદર બોટમાં ફરી આવ્યો હતો.

બીજી નદીમાં કમર સુધીનાંજ પાણી છે. નદીમાં તેમજ જમીન ઉપર સહવાર સાંજજ ફરવા જવાયછે, કેમકે સહવારે ૮ થી સાંજે ૪ વાગા સુધી સખ્ત તાપ પડેછે. વળી વખ્તે વખ્તના વર્સાદ, તાપ અને ઘીચ ઝાડોથી "મેલેરિયા" (ઝેહેરી તાવ) તરત લાગુ પડી જાયછે. તેમજ આખે બદને ખુજલી, શરીરે ફરી વળતી દરાજ, અને એવાંજ બીજાં દર્દો પણ અહીં સાધારણ છે. ઉપલી તાવથી સર્વનાં મ્હોડાં પિળાં મારી જાયછે. અહીંનાં પાણી બહુ ખરાબ છે. તે માત્ર ૬ થી ૮ ફીટ ખોદતાં નિકળી આવેછે, પણ એ મિઠું પાણીબી ઝેહરી તાવને લેતું આવેછે! હું અહીં ૬ દિવસ રહ્યો, પણ મે અહીંનું પાણી જરાબી નહિ પીતાં ચા અને સોડા વૉટરથીજ મારી તરસ છીમાવી. અતરેનો સખ્ત તાપ એદનના જેવોજ છે, અને પવનનું તો નામ નથી. લીલાં ઝાડોનાં વણનાં વણ છતાં તેમાંથી પણ લુ કે અગ્નિ જેવો વરાળ નિકળે. આ ન્યુગીનીનો ટાપુ જે **પેપુઆને** નામે પણ ઓળખાયછે, તેમાં ફાડી ખાનાર; જાનવરોનો ભય નથી. મોટા નાના સર્પ ઘણા છે, પણ તે થોડાજ ઝેરી છે. કહેછે કે તેમના દંખથી મરણ નિપજતું નથી. પક્ષિઓ અને પતંગિયાં આંખને હેરત કરે એવા અદભૂત રંગોનાં અહીં ઉડતાં ફરેછે.

પેપુઆનાં આ બંદરમાં ખ્રિસ્ટી મિશનરીઓ પોતાનો ધર્મ ફેલાવવા આવ્યાછે. લોકો એક વાર હા કહી બીજી વાર ફરી જાય તેવા છે, અને ગયે સાલ તો તેઓએ તુફાન મચાવી આ પ્રદેશી ધર્મગુરૂઓનાં ઘરબાર બાળી નાખ્યાં હતાં. આખા ટાપુનાં જુદાં જુદાં મથકો ખાતે આ મિશનરીઓ સઘળે ફરી વળ્યા છે. આ ટાપુની જમીન બહુ રસાળ છે, પણ તેના ભયંકાર તાપ અને તાવને લીધે હું ત્યાં જઇ વસવાની તો કોઇને ભલામણ કરૂં નહિ.

તા૦ ૨૭ મી, ગુરૂવાર—આજ દિને પેપુઆ ટાપુ છોડીને અમારી સ્ટીમર "સ્યુબેક," જે જર્મન સરકાર તરફથી મેલ લઇ જનારી જર્મન કંપનીને લગતી છે, તેણે **સુરબાયાના** બંદર તરફનો રસ્તો પકડયો. દરિયો તળાવ જેવો શાંત હતો..નાની માછલીઓ અહીં તહીં ટોળાંબંધ ઉડતી ફરતી જણાતી. અમે વલંદી સરકારના પેપુઆ આગળ જઇ પુગ્યા ત્યારે ત્યાંની આબોહવા મને વધારે તનદરોસ્ત જણાઇ. થોડા થોડા થંડા પવન મળતા, જેથી સહેજ થંડક રહેતી. અમો જ્યાંથી માર્ગ લેતા હતા ત્યાંઆગળ સંખ્યાબંધ નાના ટાપુઓના ઝુમખા દૂરથી જણાતા હતા. એકવાર મેં બે ડજન એવા ટાપુઓ મારી બેઠક ઉપર બેઠાં બેઠાં ગણ્યા હતા. તેઓ સઘળા ઝાડોથી ભરપૂર અને સપાટ હતા. તેઓમાંના કોઇ ૦॥ તો કોઇ ત્રણ મૈલ સુધી લંબાયલા હતા. તેઓ વચેથી અમારી આગબોટ ચાલી ત્યારે દેખાવ ઘણો રમણ્ય લાગ્યો. એ રીતે અમે ઇસ્ટ ઇંડિયન આર્કિપેલેગોના ગર્મા ગરમ દરિયામાં સેલ કરતા, તાપમાં ભુંજાતા, કેબિનમાં પણ કરાર નહિ મળે એવા બફલાટમાં બળતા આગળ વધ્યા, અને રવીવારે ન્યુગીનીની પશ્ચિમ તરફની ચાંચ તથા તેની બાજુમાં એક ટાપુ છે, તે બંને વચેના એક નેહર જેવા દરિયાઇ માર્ગમાંથી ચંદણી ઘુરતા અને પવન તથા થંડક માટે હાય હાય કરતા ચાલ્યા. મારે જણાવવું જોઇયે કે ન્યુગીનીની આસપાસનો જે માર્ગ અમારી સ્ટીમરે લીધો હતો તે નવોસવોજ હતો, અને તેથી કપ્તાન બહુ સંભાળથી કામ લેતો હતો. તે લગભગ આખો વખ્ત 'બ્રિજ' (પુલ) ઉપર દેખાતો અને બારીક તપાસ રાખતો, અને માર્ગમાં કોઇબી જાતની હરકત અકસ્માતથી નડે નહિ તેની દરકાર માટે ચિંતાતુર જણાતો હતો. અકસર કરી હાલ પેલી નેહરમાંથી અમે પસાર થતા હતા તે તો જોખમભરેલો માર્ગ હતો. સારાં ભાગ્યે દરિયો એક સરોવર માફક સ્થિર હોવાથી અહીં તુફાનનો સુદલ સંભવ રહેતો નથી. અનેક નાના મોટા ટાપુઓ અને તેમનાં લીલાં ઝાડોના સુંદર દેખાવો છોડીને અમે **બાંડાના** ટાપુઓવાળા સ્થિર દરિયામાં દાખલ થયા.

**મોલક્કા**ના મશાલાના ટાપુઓ તો અમે છોડી મૂક્યા હતા. ત્યાંનાં તેજાના, ચા, કૉફી અને મરી મસાલાની સુગંધની લંપટ થંડા પવન વિના ગર્મીના ઉકળાટમાં અમને નહિ સરખી લાગી હતી. આ રીતે ડચ અને પોર્ટુગીઝ ટાપુઓ દૂરથી કે પાસેથી જોતા જોતા તા૦ ૫ મી મે, અને શુક્રવારને દિને અમે

**જાવા**

ના સુંદર ટાપુના કાંઠા તરફ આવી પુગ્યા. અમારે સુરબાયા જવું હતું, તે અહીંથી ૭૫ મૈલ દૂર હતું. અમે કિનારે કિનારે ચાલવા માંડયું તેથી જાવાના કાંઠાનો લીલો દેખાવ બહુ રળિયામણો લાગ્યો. આ ટાપુનો કિનારો કેથે રસાળ તો કેથે પહાડી લાગતો. પોર્ટુગીઝ લોકોનો **ફ્લૉરિસ**નો ટાપુ, જે અમે હમણાજ છોડી આવ્યા, ત્યાંથી તે અહીં સુધી મલાઇ લોકોના મછવા ફરતા જણાયા. વળી ત્રણ મોટાં વહાણો પણ અમારી પડોશમાંથી પસાર થઇ ગયાં. આવાં બારકસો આગળા દિવસો ઉપર મેં કેથે દિઠાં ન હતાં. જાવા અને **માલેશિયા**ના બીજા ટાપુઓ જોડે મોલક્કા, **સેલિબિસ** વગેરે ઉપર ડચ સરકારની હકુમત ચાલેછે. જાવાની ઉત્તરે **બોર્નિયો**નો મોટો ટાપુ છે, તેનો પણ એક મોટો ભાગ એ સરકારને તાબે છે. આ ટાપુઓ બાતેના મલાઈ લોકો મુસલમાન ધર્મ પાળેછે. અહીં પણ સખ્ત તાપ પડેછે. અવાર નવાર વર્સાદ પડયા કરેછે. તે છતાં ગર્મી નરમ પડતી નથી. વળી આબોહવા પણ ઘણી ખરાબ છે.

જાવા ઉગમણથી આથમણ તરફ ૬૪૨ મૈલ લાંબો અને ૬૫ થી ૧૨૮ મૈલ પહોળો ટાપુ છે. તેની આખી લંબાઈમાં તે પર્વતોની હારોથી વહેંચાઇ ગયલોછે. કેટલાક તો જ્વાળિક પર્વતો છે, જેઓ જોકે હાલ ફાટતા જણાયા નથી પણ વર્સાદ પડયા પછી તેઓમાંથી ધુમાડો નિકળેછે. અહીં ખનિજ ઝરાઓ પુષ્કળ છે. ગીચ જંગલોમાં મોટાં કદના વાંદરા, વાઘ, વગેરે વસેછે. જાવાની આખી લંબાઈ સુધીનો એક લશ્કરી રસ્તો વલંદાઓએ બાંધ્યોછે, જેમાં જંગલો કાપવાથી નિકળેલી બદ હવાને લીધે ૧૨૦૦૦ દેશીઓ મરી ગયલા કહેવાયછે. અહીં બે ચોમાસાં છે. ઉગમણ તરફનું સારૂં છે, જે એપ્રેલ અને મે માસમાં શરૂ થઇ સપ્ટેમ્બરમાં આખર થાયછે. ખરાબ ચોમાસું ડિસેમ્બરમાં શરૂ થઇ માર્ચની શરૂ સુધી રહેછે. એ ચોમાસાં દરમયાન જબરો પવન વાયછે, ધોધબંધ વર્સાદ પડેછે, અને જાનમાલની ઘણી ખરાબી થાયછે.

જાવાની ભૂમિ બહુ ફળદ્રુપ છે. સાબુચોખાનું ઝાડ ગરીબોને ખોરાક પુરો પાડેછે. તેઓ તેમાંથી એક જાતનો રસ કહાડી તેમાં બીજાં વસાણાં નાખી તે પિયેછે. ઘણો પીવાથી આ દારૂ કેફ કરેછે. મકાઇ પણ અહીં પુષ્કળ ઉગેછે અને ગરીબો તે ઉપર ગુજરાણ ચલાવેછે. જ્યાં પાણી હોય ત્યાંજ ભાત ઉગાડી પ્રદેશો બાતે નિકાશ કરવામાં આવેછે. અહીં જાવાઇઓ જોડે મલાઇ તથા ચીના લોકો વસેછે. જાવાની વસ્તી ૫૫૦૦૦૦૦ માણસોની ગણાઇ છે. લોકો તેમનાં દહેરાંઓ વગેરે ઉપરથી હિંદુ પ્રજા જેવા જણાયછે. તેમની ભાષા મલાઇ ભાષાથી કેવળ જુદી છે. જાવાઇ લોકો સહેજ બદામી રંગના છે. તેમની કેટલીક સ્ત્રીઓ ખરેખર ખુબસુર્ત છે. મલાઇ લોકો ત્રાંબા રંગના છે અને તેમનું નાક ચપટું છે. તેમની ભાષા કાંઠા ઉપર સઘળે બોલાયછે, જેને તે તરફની "ઇટાલ્યન" નું નામ મળ્યું છે, કેમકે તે બહુ સાદી સહેલ અને ઉચારમાં નરમ છે. ૧૮૧૧ સુધી વલંદા લોકો જાવાના માલિક હતા, પણ એ વરસમાં ઇંગ્રેજોએ એ ટાપુ જીતી લઇને તેમાં ઘણો સુધારો કીધો. પાછળથી તે ડચ લોકોને પાછો હવાલે કરી દેવામાં આવ્યો હતો, જેઓએ તેમાં જોઇતો સુધારો કરેલો જણાતો નથી.

તા૦ ૬ ઠી, શનિવાર—ગઈ રાત્રે ૧૦ વાગે અમે

**સુરબાયા**

નાં બંદરની દીવાદાંડી જોઈ, અને આજ દિને સહવારે ૪ વાગે એ શેહર બાતે આવી પુગ્યા. આખાં જાવા ટાપુમાં જે બે કસ્બા સર્વથી સરસ છે. તેઓમાંનો એક સુર

બાયા અને બીજો **બેટેવિયા** છે. ડૉકટરે આવી સ્ટીમરની ભેટ લઈ તેની તનદરોસ્ત હાલત તપાસ્યા બાદ હું કિનારે ઉતરી પડયો. પાસેજ કસ્ટમહાઉસ અને માર્કિટ છે. જે ખાડીમાં અમારી સ્ટીમર લંગડ કરીને પડી હતી ત્યાં એક નદીનું પાણી આવી મળેછે. આ નદીના બને કાંઠા ઈંટ અને પથરાથી મજબૂત બાંધી લીધાછે. સુરબાયા અને તેની પડોશનાં ગામ **કાપુઆ** વચે વરાળથી ચાલતી એક ટ્રામની ગાડીની બે મૈલ લાંબી લાઇન બાંધેલીછે. અહીં મલાઈ સ્ત્રીઓ માથાં ખુલ્લા રાખી બાલનો સુંદર અંબોડો વાળેછે. તેમનો પોશાક સફાઈદાર અને ધોતી છે. તેઓ મર્દો કરતાં ચંચલ જણાતી, અને કોઈક તો વળી સારા ચેહરાની અને દેખામણી હતી. મર્દો માથે જાવાઇ રૂમાલો બાંધેછે, જેમાં કોઈક વળી ટાળકું ખુલ્લું રાખેછે. મર્દો તેમજ ઓરતો કમરેથી પોતયું બાંધેછે, અને બંદી પહેરેછે. જેઓ હજ કરી આવેલાછે તેઓ માથે પાઘડી, દિલમાં પેહરન અથવા સદરિયો, સફેદ ઇજાર અને આરબો જેવા ચંપલ પહેરેછે. ગરીબ તેમજ મધ્ય વર્ગના મર્દો તેમજ ઓરતો ટ્રામ્વે કે રેલવેમાં બેસી ફરેછે. દૂર જવું હોય તો ઓરતો પગે ચાલતી નહિ પણ ગાડીમાં જાયછે. ખાડીને નાકે આવેલી માર્કિટથી સુરબાયા ગામ દૂર છે, અને ત્યાંસુધી આખે રસ્તે આંમળીનાં ઝાડો રોપેલાંછે, એમાં સત્તાવાળાઓએ રહેવાસીઓની તનદરોસ્તીનો કશો વિચાર કરેલો હું જોતો નથી. આખો જાવા ખરાબ હવાનો છે તેમાં આમળી જેવાં રોગિષ્ટ ઝાડો રોપવાથી તેઓએ કેવી શુભ મતલબ રાખી હશે તે હું સમજી શકતો નથી. અહીં એવાં જાતજાતનાં અને છાંયાદાર ઝાડો કે લીલાં ઘાસો અહીં મેં ઉગેલાં દીઠાં, પણ તેઓથી રહેવાસીઓને કશી થંડક મળે એવું છેજ નહિ. જાંવા ભૂમધ્ય રેખાની લગોલગ આવેલો હોવાથી અહીં તો તમે જે જુઓ તેમાંથી બળતી વરાળ નિકળતી જણાયછે.



મલાઇ રહેવાસી.

અહીં ખાંડ, તંબાકુ, નાળિયેર, તેજાનું વગેરે સારી રીતે ઉગેછે. મસાલો આ જગાને અને આ જગા મસાલાને એકસરખાં અનુકૂળ છે. લોકો ડચ જબાન બોલેછે, પણ બહુ થોડા તેમાં લખેછે. સરકારી ઑફિસોમાં કેટલાક મુસલમાન કલાર્કોને મેં ખુર્સી ટેબલ ઉપર બેસીને કામ કરતાં દીઠા. તેઓ એ જુબાનમાંજ લખતા હતા. રહેવાસીઓમાંથીજ સરકારે એક પોલિસ ફોજ ઉભી કીધીછે, જેના વડા ડચ લોકોછે. કેટલાંક ઘરોનાં છાપરાં ચહોળાં નળિયાંનાં, તો બીજાં ટીનનાં, અને વળી કેટલાંક તો ન્યુગીનીમાં જોયાં હતાં તેવાં પાદડાંનાં બનાવેલાં હતાં. સુરબાયાની જમીન નિચાણમાં હોવાથી ભિણાશવાળી રહેછે.

## મારી ભયંકર બીમારી.

તા૦ ૭ મી, રવીવાર—આજ દિને સહવારે અમે અહીંથી પાછા ઉપડયા. પરમ દહાડથી બે રાત થઇ મને સહેજ તાવ આવી જતો હતો, તેથી સિંગાપુર જઇ ચાંપતી દવા કરવાનો મારો ઇરાદો હતો. પણ આજ રાત્રે તો મને પહેલા બે દિવસ કરતાં વધારે કકડીને જોરમાં તાવ આવ્યો. પ્રથમ નહિ ખમાય એવી અગન શરીરમાં બળવા લાગી, અને પછી ૮ વાગેથી બોખાર શરૂ થઇ. મારૂં બિછાણું તમામ

બળતી ભઠી જેવું ઉનું લાગ્યું, માટે તે છોડી દઇ તકિયો સાથે લઈ નીચે પાટિયાંની જમીન ઉપર હું સુતો. એક માછલી પેરે હું તરફડયા કીધો. મારા હોશ ઊડી ગયા. મારા ખોદાને યાદ કરી હું બોલતો કે "એ અલ્લા, આ મારી સખ્ત માંદગીને વખ્તે તું મારી મદદે પહોંચ!" આ વેળા સ્ટીમર ઊપર હું એકલોજ ઉતારૂ હતો, તેથી મારો દુખી હેવાલ જાણનાર બીજું કોણ હોય? કારભારી કોઇ મળે નહિ. તરફડિયાં મારતાં મધરાત થઇ. ખોદા સિવાય બીજું કોઇ નામ મારી જબાન ઉપર આવે નહિ. પૃથ્વીની પ્રદક્ષિણા કરવા હું કયાંનો કયાં નિકળ્યો! અને વળી સીધાને બદલે આડા અવળા રસ્તા પસંદ કીધા હતા તેથી હું બહુ મુઝાયો. મારા કયાં ભોગ લાગ્યા કે મારી સુખવાસી જીંદગી છોડી હું દુખમાં આવી પડયો, અને આવી બીમારી વેળા પણ મારી બાજુમાં કોઇ નહિ! એવીજ નઠારી બીમાર મને મોઝમ્બીક ખાતે આવી હતી તે બે ત્રણ મહિના સુધી ગઇ ન હતી; માટે મને આ વખ્તે બહુ ચિંતા થઇ કે મારાં સારાં નસીબે હું જીવતો રહીશ તોપણ આ મુજી તાવ મને જલદીથી તનદરોસ્ત થવા દેનાર નથી. પણ તે વેળા તો મારી મદદમાં બીજા ભાઇબંધો માવજત કરનારા હતા—અહીં કોણ છે? અગર હું જીવતો સિંગાપુર પુગીશ, તોપણ મારા જેવા બિમારને હૉટલવાળો કેમ ઉતારો આપશે—અને ત્યાં મારૂં શું થશે—હું કયાં પડીશ—કેમ કરીશ? એ સર્વ સવાલો અને તે ઉપરથી ઉભા થયલા અગણિત વિચારોથી હું દેવાનો જેવો બની ગયો. મારી મુસાફરીનો વિચાર ધૂળ મળ્યો, મારૂં ધારેલું તમામ હવામાં ગયું, અને મારી રંજ અને જેહમતો પાણીમાં પડી, એવો મને સંતાપ થયો. અફસોસ! માણસ શું શું ધારેછે, પણ બનેછે તેથી જુદુંજ! કરનાર તે કિર્તાર બેઠેલો છે. તેના હાથમાં માણસનાં કિસ્મતની દોરી છે.

મારો તાવ ચહડતોજ ચાલ્યો. તમામ શરીર હાડકાં જેવું થઇ ગયું. લાચાર અને લાઇલાજ દુખતાં દિલ અને કળતાં બદન સાથ હું બહુ આસ્તેથી ઉઠી જરા તકિઆપર બેઠો. મને તરેહવાર વિચારો આવવા લાગ્યા, પણ જ્યારે મારી વહાલી ઓરત અને બે બચ્ચાં મને યાદ આવ્યાં ત્યારે મારી હાલની દુર્દશાને લીધે—તેઓને જોયા વિના મારૂં મોત નિપજશે એવા વિચારથી—મારી આંખોમાં પાણી ભરાઇ આવ્યાં, અને ન્યુ ઝીલંડમાં મેં જોયલા ગરમ પાણીના ફુવારાની સુક્ષ્મિક નકલ હોય તેમ મારી ચશ્મોમાંથી ગરમ પાણીની સેર છુટી! હું એક બાળકની પેઠે રડયો. પણ આ "આંખપાણી" થી હું લગાર ખુશી થયો, કેમકે મને ઉદાસી છતાં ઉંઘ આવી, અને સહવારે ૬ વાગેજ મારી આંખ ઉઘડી. પણ મધરાત પછી બે વાગાથી ૬ વાગા સુધીના ચાર કલાકની આ ઉંઘ હતી કે બેહોશી હતી તે બાબે હજી હું અચોક્કસ છું. હું એટલું જાણું છું કે ઉઠયો ત્યારે મારો તાવ થોડોક ઉતરી ગયો હતો. હું ઊઠયો અને ધીમે ધીમે ઓડંગતો સ્ટીમરના કરાણી ("પર્સર") કને ગયો, જે તેના તબીબનું કામ પણ કરતો હતો. મેં તેની આગળ દયાળુ ચેહરે અને મારી નબળી હાલતમાં જેમ બની આવ્યું તેમ મારી સઘળી હકીકત તેને કેહી સંભળાવી, અને હવે તે શું ઇલાજ ફરમાવેછે તે જાણવા થોભ્યો.

અહીં મારે જણાવવું જોઇયે કે મને આવી હતી તેવીજ તાવ સ્ટીમરના વડા ઇજિનેરને પણ આવી હતી, જે મારા કરતાં બહુ કદાવર, મજબુત બાંધાનો, ઊંચા કદનો અને પૂર તનદરોસ્ત જર્મન હતો. તેને આવી બીમારીની અવલ કશી અસર જણાયલી નહિ હતી. તેની વય ૪૦ થી ૪૫ વરસની હતી. અને તેવા એક કદાવર માણસને બી આ દુષ્ટ બીમારે ફસાવ્યો હતો. તેબી બે બચ્ચાંનો બાપ હતો. તા૦ ૭ મીએ તે સપડાયો, અને બે દિવસમાં તો તેનો ભોગ થઇ પડયો! તેની જોડે આખી રાત કપ્તાન વગેરે અમલદારો દેખરેખને માટે હાજર હતા. પણ સઘળી માવજત છતાં પાછળી રાત્રે ૩ કલાકે તે મરણ પામ્યો. બે દિવસ

ઉપર તો તેણે પોતાની મોહરદાર ઉપર ખુશી-નો પત્ર લખી રાખ્યો હતો, અને સિંગાપોર-થી તેને પોતાને વતન રવાના કરનાર હતો. પણ એટલામાં તે પોતેજ પરમેશ્વરને ઘેર રવાના થઇ ગયો.

હું જ્યારે કરાણીને મારી હકીકત જણાવી તેની સલાહ પુછતો હતો ત્યારે બીચારા વડા ઇજનેરની ઉપલી હેકાયત મારા જાણ્યામાં આવી. તેને તેજ દિને દરિયામાં ભુમિદા કરવાનો હતો, કેમકે દરિયામાં ગર્મી એટલીબધી પડતી હતી કે તાજું ગોસ્ત ચાર કલાકમાં તો બો મારતું હતું. અને તા૦ ૯ મીએ પાછળા પહોરે ૪ કલાકે આ જર્મનની લાશમાંથી પણ ગંધ નિકળવા માંડી. તેને માટેની પેટી કાળો રંગ દેવાઇને તૈયાર થઇ ચુકી હતી, માટે ૫ાા વાગે એક પાટિયાંના મોટા કકડા ઉપર ગોઠવીને લાશ સાથની આ પેટીને સમુદ્રને સ્વાધિન કરી દીધી. લાશને દરિયામાં કેવી રીતે દફનાવેછે તે મેં આ વખ્તેજ જોયું. પ્રથમ સોજાં કપડાં પહેરાવીને પછી લશ્કરી લેબાસ આપેછે, ને તે ઉપર કંટાનનું કપડું લપેટેછે. આમ કરીને પેટીને પાટિયાં ઉપર ગોઠવી રસી મારફતે પાણીમાં ઉતારેછે. આ વેળા સ્હેજવાર સ્ટીમરને ઉભી રાખેછે, અને લાશ પાણીમાં ઉતરી કે સ્ટીમર પાછી ચાલુ થાયછે.

આ સઘળું જોઇને મને બહુ દિલગીરી લાગી. અરે! જો મારા પણ એવાજ હાલ થાય તો? મને અમારી સ્ટીમરના તબીબે ૧૬ ગોળી ગળાવી, જેથી મને કંઇક ફાયદો થવા-થી બીજે દિને ૧૫ ગળાવીછે. આથી હું એટલો શક્તિવાન થયોછું કે આ હેવાલ લખી શકું છું. તોપણ મારૂં ઘણું કુવત ઘટી ગયુંછે. આ તાવ સખ્ત ગર્મીથી પેદા થાયછે, અને એ ગર્મીબી કેવી? તુટક ઉપર જઇ બેસો તો પવન એવો ખરાબ વાય કે તમે બીમાર પડી જાઓ. જો કેબિનમાં સુઓ તો સઘળું ભઠીના તાપ જેવું ગરમ. આ સખ્ત તપોટા અને તાવની બીમારીથી હું એટલોબધો નાહિમત થઇ ગયો કે સિંગાપોરથી હું અચીન અને બેંગકૉક ખાતે જનાર હતો, તેમજ વળી મક્કે ફરીથી હજ કરવા પણ જવા ધારતો હતો, તે સર્વ વિચારો મેં મારી દેહશતનાક માંદગી દરમયાન સમુળગા માંડી વાળ્યા.

## સિંગાપોર.

હવે અમે સિડનીથી નિકળેલા ૨૮ દહાડે સિંગાપુર જઇ પુગ્યા. એક મહિનાની આ આખી મંજલમાં સઘળે અમને દરિયો કેવળ શાંત જણાયો. પણ તેની શાંતિમાં થંડકને બદલે ગર્મી ભરેલી હતી—તનદરૌસ્તીને બદલે બીમારી હતી—તે મેં સ્પષ્ટ જોઇ. સ્ટીમર ઉપર મારી પેઠે વળી એક આગવાળો, એક ખલાસી, અને એક ઇંગ્રેજ ઉતારૂ પણ તાવ-થી પટકાઇ પડયા હતા. પણ જેમ મારો તેમજ તેઓનો તાવ જીવલેણ સાબેત થયો નહિ. સિંગાપોરને બંદરે અમને "કવારેન્ટાઇન"ના જાપ્તાનો ભય હતો, કેમકે સ્ટીમર ઉપર ઝેહેરી તાવનો રોગ છે એમ જણાયાથી અમને ચોકસ મુદત સુધી કિનારે ઉતરવા નહિ દેશે એવો સંભવ હતો. પણ તપાસ કરતાં જણાયું કે સારાં ભાગ્યે આ બંદરે માત્ર શિતલા અને કૉલેરાના રોગો માટેજ જાપ્તાનો ધારો હતો—કંઇ તાવને માટે નહિ.

તા૦ ૧૦ મીએ સહવારે ૪ વાગે અમે સિંગાપોરની દીવાદાંડી દીઠી. અમો તો સુર-બાયાથી પ્રથમ બૅટેવિયા જવાના હતા, પણ માર્ગમાં સંદેશો મળ્યો કે મોટી જર્મન મેલ સ્ટીમર સિંગાપોર ખાતે અમારી સ્ટીમર સાથ-ના મેલની વાટ જોતી ઉભી હતી, માટે બૅટે-વિયા નહિ જતાં એકદમ સિંગાપોર જવું. આથી અમે જાવા ટાપુને પડતો મૂકી તેની પશ્ચિમે આવેલા **સુમાત્રા**ના વધારે મોટા ટાપુના **સિંગાપોર** બંદરે ચાલ્યા. આ શેહર-નું બારૂં નાના ટેકરાઓથી ગોળ બનેલું છે. તેમાં મોટી મોટી આગબોટોનો ઠીક જમાવ થયલો હતો. યુરોપથી ચીન અને જાપાન જતી સ્ટીમરો, પી. અને ઓ. કું૦ની મેલ લઇ જનારી આગબોટો, જર્મન મેલ સ્ટીમરો તેમજ અમેરિકામાં સેનફ્રાન્સીસ્કો તથા કેનેડા જવા-વાળી મોટી બોટો અહીંજ કોલસો લેવા

વગેરે કામો માટે થોભેછે. દરિયાના સિંગાપોર તરફના કિનારા ઉપર એક લાંબો ધકો બાંધી લીધેલો છે, જેથી સ્ટીમરો ત્યાં લગોલગ જઈ ઉભી રહેછે. થોડીક વચમાં ખાડીમાંજ થોભેછે. કેટલીક નાની સ્ટીમરો વળી અચીન, પિનાંગ, બેંગકૉક, વગેરે પશ્ચિમે ત્યારે બીજીઓ મસાલાના ટાપુઓ તરફ જાયછે, જ્યાંથી તેઓ કચકડો, બરાસ કપુર, રબર, કાળાં મરી, સોપારી, કથ્થાઇ, વગેરે અહીં લાવેછે, જેથી સિંગાપોર ખાતે એ વસ્તુઓનો સારો રોજગાર ચાલેછે. ચીના અને વલંદાઓ એ જીનસો અહીંના વેપારીઓને વેચેછે, અને અહીંથી ઉપલી સ્ટીમરો મારફતે તે મુંબઇ અને ત્યાંથી વળી વિલાયત વગેરે પ્રદેશો ખાતે જાયછે.

સેલિબિસ, મોલક્કા, વગેરે મસાલાના બેટો ખાતે ચીનાઓ અને વલંદાઓના મોટા બગીચાઓ છે, જ્યાં તેઓ આ તેજાણું ઉગાડેછે. ત્યાં ચીના અને વલંદા એક બીજામાં દીકરા દીકરીની આપલે કરીને ભેળસેળ થતા જાયછે. સિંગાપોરમાં મોટે ભાગે ચીનાઓ વસેછે. શેહરની ૧૬૦૦૦૦ માણસોની વસ્તીમાં છ ભાગ ચીના અને માત્ર બેજ ભાગમાં બીજી પ્રજાઓ હશે; એટલીબધી તેમની વસ્તીને લીધે આ ગોયા ચીનાઇ શેહરજ છે. સ્ટીમરના ધકાથી શેહર બે મૈલ દૂર છે. સઘળા રસ્તાઓ ઉપર સડક બાંધેલી છે. કેટલાકની આજુબાજુ ઝાડો ઉગાડેલાં છે. શેહરની જોવા લાયક ઇમારતોમાં સુપરીમ કોર્ટ, મ્યુનિસિપલ ઇમારત, વગેરે છે. હાલ અહીં લોખંડની એક નવી માર્કેટ બંધાયછે, જે તૈયાર થવાથી દરિયા કાંઠા ઉપર એક શોભાયમાન મકાન થશે. કેટલાંક સારાં હૉટેલો એકજ રસ્તા ઉપર આવેલાંછે, જેમની અને દરિયા કિનારાની વચે એક મોટું ખુલ્લું મેદાન છે, જેની ઘાસની જમીનની વચમાં એક બાવજું ગોઠવેલું છે. શેહરમાં લોકોને હવા ખાવાની જો કોઇબી સરસ જગા હોય તો તે આજ એક છે. એક બીજુંબી ખુલ્લું મેદાન છે, પણ તે આના જેવું શોભિતું નથી. અહીં ત્રણ બેંકો ઉપરાંત કેટલીક યુરોપિયન વેપારીઓની ઑફિસો છે. વેપાર મોટે ભાગે ચીનાઓના હાથમાં છે. વેપારી માલ ઉપર જેમ અહીં, તેમજ પિનાંગ અને હોંગકોંગમાં જકાત નથી, તેથી સર્વ માલ ગમે ત્યાંથી આવ્યો હોય તે વગર ફી ભરવે દાખલ થાયછે. ચીનાઓ અફીણ અને ચંડુલ બહુ પિયેછે તેથી એ વસ્તુનો અહીં ઇજારો છે. શેહરની ઉત્તરે એક મૈલ ઉપર **કાપાકંપુ** નામે એક જગા છે, જ્યાં સાધારણ અને ગરીબ ચીના લોકો વસેછે, જેઓ ઉપલી વસ્તુઓથી એટલાબધા વ્યસની બનેલા જણાયછે કે તેમના એકાદુ મોહલ્લામાંથી પસાર થઇએ તો નહિ ખમાય એવી તિક્ષણ બદબો નિકળેછે અને તે આપણું માથું ફેરવી નાખેછે

શેહેરમાં ચીના સિવાય બીજા પચરંગી લોકોમાં મલાઇ, મધરાજી, જાવાઇ, ચોલિયા, ચટી વગેરે છે. તેઓ સર્વ સાધારણ વપરાસમાં મલાઇ ભાષા બોલેછે, પણ પોતપોતામાં પોતાની બોલી બોલેછે. અહીંની પોલિસ મુંબઇથી મંગાવેલી સીખ લોકોની છે. શેહરમાંથી એક નદી વહેછે, જે ઉપર મોટા હુકોથી એક લોખંડનો ઝુલતો પુલ બાંધેલોછે. નદીને એક પારે બેંકો, પોસ્ટ ઑફિસ, અને વેપારની મુખ્ય જગાઓ છે, અને બીજે પારે હૉટેલો અને ફરવા હરવાનો ચોગાન તથા સુપરીમ કોર્ટ આવેલાંછે. વળી અહીંજ આપણા હિંદી ફેન્સી માલની દુકાનો છે, જે સિંધીઓને હસ્તક છે.

સિંગાપોરમાં મારું ધ્યાન મૂખ્ય ખેંચનાર ચીનાની ગાડીઓ છે, જેમની સંખ્યા ૬૦૦૦ કરતાં પણ વધારેની હોય એમ લાગેછે. ગાડીમાં આપણ બેસિયે તો ચીનાઓ આપણને ઘોડા કે બળદને બદલે પોતેજ ખેંચી જાયછે. આગળ અહીં ત્રામ ગાડી ચાલતી હતી તે હાલ લગભગ નિકળી ગઇછે—માત્ર એકજ ભાગ ઉપર તે ચાલુ છે. તેની જગા ઉપર આ ચીનાગાડી થઇછે. ગાડીમાં એક યા બે માણસ બેસેછે, અને એકજ ચીનો ઉઘાડે પગે અને નાગે બદને ઘોડા માફક તેને ઝડપથી ઘસડી

જાયછે. આવી ગાડીઓને આમનસામન દોડતી જોવાની બહુ મજાહ પડેછે. ચીનાઓ જ્યારે ગાડી એંચવા માટે દર મૈલે ૫ દોકડા લેછે, ત્યારે ખરેખરી ઘોડાગાડી માટે ૧૫ દોકડાની ફ્રીનો ધારો છે. પણ છેલી કરતાં પહેલી બહુ નજરે પડેછે. તે "જીનરિક્ષા"-ને નામે ઓળખાયછે. આ ગાડીઓ એંચવાની તેમજ બીજી મુશ્કેલ મજુરી કરીનેં પેદા કીધેલો પૈસો ચીનાઓ અફીણમ ગુમાવી દેછે.

અતરે ચીની ઓરતોની જોડ કેટલીક જાપાની સ્ત્રીઓ પણ છે, પણ તેઓ નીચ પેશા કરનારી છે. કેટલીક ચીની ઓરતો ખુબસુર્ત જણાયછે. એક તેવી ઓરતને મેં પહેલી અહીંજ જોઈ, જેણીના પગ અતિ નાના હતા અને બાળકના જેવા જોડા પહેરેલા હતા, તો જોકે તેણી પોતે તો કદાવર હતી. ઓરતોના પગ નાના હોય તેમ તેણીઓ વધારે ખુબસુર્ત દેખાયછે એવા રેવાજને લીધે ચીની સ્ત્રીઓમાં આ ફાશિન ચાલેલી કહેવાયછે. આ નાનકડા પગની ચીનીઓના પહોંચા આબાદ એક બાળકના જેવાજ છે. તેમના જોડાની એડી લાકડાંની છે અને ઉપરથી પીળા પટા બાંધેલા છે. આ ચીનીને દેખી મને લાગ્યું કે તેણી જો પોતાને ખુબસુર્ત સમજતી હોય તો ભલે, પણ મારે મનથી બહુ બેડોલ લાગેછે.

સિંગાપોર જોકે ભૂમધ્યરેખાની પડોશમાં છે, તોપણ અહીંની આબો હવા મશાલાના ટાપુઓ કે ન્યુગીની અને જાવા કરતાં કંઇક સારી અને તનદરેસ્ત છે. તાપ પણ ઓછો છે. આ શેહરનો રોજગાર થોડાંક વરસોમાં બહુ વધી જશે અને હાલ કરતાં પણ તે વધારે સારૂં બંદર થશે, એમ જણાયછે. ઓશિયાન્યાના સર્વ ટાપુઓના વેપારનું ગોયા એ મુખ્ય મથક છે. ત્યાંનો સર્વ કીમતી માલ અહીં આવી, અહીંથી ખજુર, કાપડ વગેરે ત્યાં જાયછે. મ્યુનિસિપલ સુધારો અહીં વળી દિન ઉગે વધતો જાયછે. ઘરેઘર પાણીના નળ મુકેલાછે. જમીન અને ઇમારતોનું વ્યાજ પણ સારૂં છુટે એમ છે. આ અને એવાજ બીજા સબબોથી સિંગાપોરનો વધુ દહાડો ફરી જાય તો નવાઈ નથી.

આ શેહરમાં મેં નજદીક એક અઠવાડિયું ગુજાર્યું તે અડસામાં મંગળ, ગુરૂ અને શનિવારે ઘોડદોડની શરતો કાપાકાપુની પછવાડે ૧॥ મૈલ ચોરસ મેદાન છે ત્યાં રમાઇ હતી. વરસમાં બે વાર છ છ મહિને તે રમાયછે. અગરજો કોઇએ આ શેહર ટુકાંમાં જોવું હોય તો કિનારેજ 'સિગ્નલ હિલ' નામે એક ઉંચી ટેકરી છે જે ઉપર તોપખાનું છે, અને જેની આસપાસ ગોળ પાણીની ખાઈ ખોદેલીછે, તે ટેકરીની ટોચ ઉપરથી આખું શેહર સરસ રીતે દેખાયછે. ઘણાં ખરાં ઘરો નળિયાંનાં છાપરાંનાં છે. મોહોલાઓ બરાબર ગોઠવણથી બાંધેલાછે, અને ઝાડખીડથી તે બહુ શોભેછે.


જાવાનો રહેવાસી.

સિંગાપોરના ચીનાઓ વિશે મેં બયાન કીધુંછે, પણ બાકીની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો છે. તેઓ મલાઇ અને જાવાઇ એવી બે જાતના

છે. **ફિલિપૈઈન**ના ટાપુઓ, બોર્નિયો, સુમાત્રાનો થોડોક ભાગ અને તેની આસપાસના બીજા ટાપુઓ, તથા **મલાઈ ભુશલાકા,** એ સર્વમાં વસતા લોકોને હું મલાઇ મુસલમાન ગણું છું; અને જાવા, સેલિબિસ, મોલક્કા, સુમાત્રાનો બાકીનો ભાગ અને ન્યુગીનીનો પશ્ચિમનો થોડોક ભાગ એ સર્વ ઠેકાણાં જાવાઇ મુસલમાનોથી ભરેલાંછે. મલાઇ લોકો ચપળ પણ કઠોર વર્તણુકના છે; જાવાઇ મુસલમાનો નરમ, ભલા અને ધર્મચુસ્ત છે. આ છેલા લોકો મકે હજ કરી આવનારને ચહડતા વર્ગમાં ગણેછે. હજ બાદ એ લોકો પોતાને માથે રૂમાલ બાંધવો છોડી દઈ આરબોની પેઠે પાઘડી ઘાલેછે અને સાયો, સબરિયો, ચંપલ જોડા વગેરે પહેરવા માંડેછે.

સિંગાપોરથી હું સિયામ દેશનાં પાયતખ્ત **બેંગકૉક** ખાતે જનાર હતો. પણ ત્યાં કંઇબી જોવા જોગ નથી અને બીમારી ભારી છે એમ સાંભળીને મારી મરજી છતાં મેં ત્યાંનો વિચાર છોડી દીધો. બેંગકૉકના બુધિસ્ત ધર્મગુરૂઓને મેં અહીં જોયા, તેઓ ઉંઘાડાં માથાંના અને ઉંઘાડાં બદનના લોકો છે. દિલમાં માત્ર પિળા રંગનું પોત્યું પહેરેછે, અને ખભે એજ રંગનો કટકો નાખી ફરેછે. તેઓ રંગે મધરાજી જેવા હોયછે, અને હાથમાં લાકડી રાખેછે. સિયામની ઓરતો પણ મેં ખબર કહાડવા મુજબ કમરથી ઘુટણ સુધી પોત્યું અને છાતી ઉપર એક આડું કપડું બાંધી ફરેછે. બાકીનું સર્વ બદન ખુલ્લું રાખેછે. તે દેશમાં છેક હમણા સુધી ગુલામો વેચવા ખરીદવાનો ચાલ હતો, જે જોકે હાલ બંધ છે તોપણ દેશના મહિલા ભાગો ખાતે કેથે કેથે હજી ચાલેછે. ગુલામ છોકરા તેમજ છોકરીઓ ઘરણે રાખી શકાયછે, પણ ઇંગ્રેજ કે બીજા પ્રદેશીઓને વેચાણ અપાતાં નથી.

સુમાત્રાના ટાપુની ઉત્તરે **અચીન**નું મોટું દેશી રાજ્ય છે. ત્યાંના લોકો મુસલમાન છે, જેઓ લાંબાં વરસો થયાં વલંદા લોકો સાથ લડેછે, કેમકે આ દેશી લોકોને પ્રદેશી લોકોનું ઉપરીપણું પસંદ નથી. અચીનીઓ લડવે બહાદુર છે, અને ધર્મ ઉપર ફિદા છે. તેઓ વલંદી સરકારને ફાવવા દેતા નથી. સોપારી અને નેતરનાં ઝાડોથી સુમાત્રા ટાપુના ઘણા ભાગો ભરેલા છે.

**પિનાંગ**નો ટાપુ મલાઇ ભુશલાકાની પશ્ચિમ બાજુમાં છે, જ્યાં મુંબઇથી ચીન જતાં બારકસો બંદર કરેછે. ત્યાં એક ગરમ પાણીનો ઝરો છે, જેમાં નહાવાથી ફાયદો થાયછે. અહીં જવાનું પણ મને બન્યું ન હોતું.





# પ્રકરણ ૧૧ મું

# ચીન.

ચીનાઓ બાબે મારો વિચાર—તેમની જુગારી રમતો—અફીણનું નાશકારક વ્યસન—તે પીવાની રીત. ફ્રેંચ રક્ષણ તળેનાં દેશી રાજ્યો.

હાંગકાંગ—તેનું રળિયામણું બારૂં—૧૮૦૦ ફીટ ઊંચું શેહર—તેના વિભાગો; વસાંદ—કાવલાન ટાપુમાં મારો ઉતારો—નવી મોંઘી. નાટકશાળા જેવી શેહરની ગોઠવણ—ઘોડાગાડીની ખૂટ—ચીનાઇ પાળખીમાં સવારી—વિકટોરિયા પીક—દોરડાંથી ખેંચાતી ટ્રામ ગાડી—પીક ઉપરથી શેહરનો દેખાવ—મહમદિયાન અને પાર્સી કબ્રસ્તાનો—શેહરનાં પાણીની ગોઠવણ—ચીનાઇ ઘરોની ગલીઓ—મહારાણીનાં વરસગાંઠની ધામધુમ. હાંગકાંગથી કંતાન—કંતાનની નદીમાં સેલ—સ્ટીમર ઉપર ચીના ઉતારૂઓની કેદી હાલત—હોડી હાંકનારી ચીની ઓરતોની જવાંમર્દી—ચીના મર્દોની સખ્ત મહેનત—ચીનની ફળદ્રુપતાના સબબો.

કંતાન—મારો ચિનાઇ ભોમિયો—ભૂલભૂલામણી જેવા મોહોલ્લા—ચીનાઓની ખોરાકીની વિચિત્ર વસ્તુઓ—આ—ચીની ઓરતોની ફિરયારી—નાના પગની "તાતા ચીની."—તેમના ૨॥ ઇંચના પગ થકી બાળપણથી પડતો જુલમાત; શેહરની વસ્તી—નદીમાં વસનારા ચીનાઓ—ચીનાઇ માંદરીન—પોલિસ—ઘરોની ગોઠવણ—જુગાર અને અફીણનાં દોજખખાનાઓ; ભૂતનો વેહમ—તેના દાખલા—મરણ પાછળનો ખર્ચ; ઇંગ્રેજોને વસવાની ખાસ જગા—"ફલાવર બોટ" માં મજાહ—બારીક હુનરકામ—રેશમી વણટકામ—ચીનાઇ ભાષા અને લીપી—ધર્મ, દેવતા અને દહેરાં—બુદ્ધની મૂર્તિઓની પૂંજા—નવ મજલાનું દહેરૂં—એક તલેસ્માતી ઘંટની કથા; ચીના મુસલમાનો—૧૩ મી સદીમાં ચીનની મહમદિયાન ફતેહ—એક મસજીદ અને ત્યાંના ઇમામની મુલાકાત; ચીનાઇ ઇનસાફ—બંદીવાનો ઉપર જુલમાત—એક જેલની મુલાકાત.

અમોય—"ચોટલી વગરનો નવો માણસ"—ચાની મોટી પેદાશ—વેપાર અને વસ્તી.

સિંગાપુરમાં છ દિવસ ગુજારીને આજ દિને, યાને તા૦ ૧૫ મી અને શનિવારે, હું પી. અને ઓ. કું૦ની સ્ટીમર "રોહિલ્લા" ઉપર સવાર થયો. હું તો અહીંથી બીજીજ આગબોટમાં ઉપડનાર હતો, પણ તેમાં ચીનાઓ બહુ હોવાથી મેં તેને બદલે આમાં મુસાફરી કરવાનું પસંદ કીધું, જે હાંગકાંગ જતી હતી. પાછળા પોહોરે ૪ કલાકે હું "રોહિલ્લા" ઉપર ચહડી બેઠો, અને ચીનની મુસાફરીએ નિકળ્યો.

મારી મતલબ ચીનનાં બંદરોમાં થોડાક દિવસો ગુજારીને તેઓની રીતભાત, રાહરસમ વગેરેથી બને તેમ જાણીતો થવાની છે. મને ચીનાઓ વિષે આગળ કંઇક હલકો વિચાર બેઠો હતો, પણ હવે તેમાં હું કંઇક ફર્ક જોઉં છું, અને તેથી એ લોકોમાં વસ્યાથી કદાચ મારો તે વિચાર સદંતર બદલાઇ જાય તો નવાઇ નથી; કેમકે મારી થોડી થોડી ખાતરી થતી ચાલીછે કે મજુર વર્ગના લોકોજ ગંદા રહેછે, બાકી ચહડતે વાંગેના ચીનાઓ કેટલેક દરજ્જે સફાઇ જાળવનારા અને સભ્ય હોયછે. પ્રદેશો ખાતે ધંધાને અર્થે જે ચીનાઓ જાયછે તેઓ છેક ઉતરતા વર્ગના હોયછે, અને તેમની રીતભાંત ગંદી હોવાથી સઘળાજ ચીનાઓ માટે સાધારણ રીતે હલકો વિચાર બેસી ગયલો જણાયછે. આ પી. અને ઓ. કું૦ની "રોહિલ્લા" માંબી ચીનાઓ છે. તેઓ દરરોજ જુગાર રમેછે. ૦। થી ૫ રિયાલ સુધી એકજ બાજીમાં તેઓ રમેછે. તેમની આ રમત ચાર પાંચ જાતની છે. અજબ છે કે આ મેલ સ્ટીમરમાં પણ આ જુગાર

સામે અટકાવ નથી. સ્ટીમરના કારભારી અને બીજા ગોરાઓની આ જુગારમાં શામેલ થાયછે. એક દહાડે પહેલા વર્ગમાં મુસાફરી કરનાર ઇંગ્રેજો અને એક મડમ પણ આ જુગારીઓને તુટક ઉપર બોલાવી તેમની જોડે રમ્યાં હતાં! એક રીત સીસમના પાશાથી રમવાની આવેછે તેમાં તો ચીની ઓરતો પણ શામેલ થાયછે.

ચીનાઓની એક બીજી મોટી એબ અથવા વ્યસન અફીણ પીવાનું છે, તેનો પણ મને આ સ્ટીમર ઉપરજ જબરો અનુભવ મળ્યો. આશરે બે ફીટ લાંબી એક વાંસની ભુંગડીને એક નાકે કાણું પાડી તેની આસપાસ એક લાકડાંની ગોળ ચકરડી જેવું જડી લીધેલું હોયછે, તે ઉપર એક સળી વડે દબીમાંથી અફીણ ચોંટાડેછે. પછી એક કાચનાં વાસણમાં દીવો બળતો રાખી પેલી લાકડાંની ભુંગળીને તેના ઉપર ધરેછે, જેથી અફીણ બળેછે અને તે પેલી નળી મારફતે હુકો પીતા હોય તેમ આ ચીનાઓ ચટાઇ બીછાવી તેના ઉપર સુતા સુતા પિયેછે. અફીણ બળી રહ્યું કે બીજું સળી વડે ચોંટાડેછે અને વળી પિયેછે. આમ તેઓ મરજી પડે એટલી વખત કર્યા કરેછે. અફીણ બળવાનો વાસ બહુજ ખરાબ નિકળેછે અને આસપાસનાઓને તેથી બહુ કમકમાટ છુટેછે.

આ કૌતુક જોતો હું હવે હોંગકોંગ તરફ ચાલ્યો. માર્ગમાં **કોચીનચૈના** અથવા **કેમ્બોડિયા**નો મુલક મળ્યો, જયાંની આબો હવા સારી નથી. અહીં દેશી રાજય છે, પણ તે ફ્રેંચ સંરક્ષણ તળે છે. **એમ્બોયના**માં રોજગાર સારોછે. ત્યાં મૂખ્ય પેદાશ જાયફળની છે. જાયફળ ઉપરની ઝીણી છાલ જેવું પડ તે જાવંત્રી છે. એ ઝાડોને મોલુક્કા તેમજ એમ્બોયનાની જમીન બહુ માફક છે. સિંગાપોરથી હોંગકોંગ જવું તે દક્ષિણથી ઉત્તરે જવા બરાબર હતું, તેથી જોકે હું ભૂમધ્ય રેષા છોડી ઉપર જતો હતો તે છતાં દરિયામાં ગર્મી ઝાઝી જણાતી હતી. સિંગાપોર આ રેષાથી બે ડિગરી ઉપર છે, પણ હોંગકોંગ ૨૨ થી ૨૩ ડીગ્રી ઉપર છે. દરિયો સ્થિર રહેતો અને પવન કોઇવાર સહેજ વાતો, તેથી અકળામણ બહુ થતી હતી.

## હોંગકોંગ.

તા૦ ૨૧ મી મે અને રવીવાર—એમ કરતાં આજ દિને સહવારે ૮ વાગે હું હોંગકોંગ આવી પુગ્યો. મેલ સ્ટીમર હોવાથી તેણે બારાંમાં દેખાવ આપતાંજ સલામતીની બે ટોપ પડી. આ બારૂં રળિયામણું છે. ઉંચા ટેકરા અને ડુંગરાઓ આસપાસ ફરી વળેલાછે, અને તે સઘળા લીલાં ઘાસથી ભરેલા છે. ખુદ હોંગકોંગ શેહેર પણ ૧૦૦૦ થી ૧૮૦૦ ફીટ ઊંચા ડુંગરાઓના ઢોળાવ ઉપરજ બાંધેલું છે. નીચે મેદાન જેવું કશું નથી. શેહરનો મુખ્ય ભાગ **વિકટોરિયા પીક** (Victoria Peak) નામનો ૧૮૦૦ ફીટ ઉંચા ડુંગરાની તળેટીમાંજ કોરી કહાડેલોછે. શેહરમાં મોટા રસ્તાઓ અનેક છે, જેમાંનો પરાયા રોડ નામનો એવડો લાંબો છે કે તેને ત્રણ વિભાગોમાં વહેંચ્યોછે. ક્રુઇન્સ રોડ ઉપર વેપારીઓ, બેંકો, પોસ્ટ ઑફિસ, હૉટલો વગેરે આવ્યાંછે. મુખ્ય ઇમારતોમાં હોંગકોંગ અને શંઘાઈ બેંકવાળો મેહલ શોભાયમાન અને મજબૂત છે. તે હજી બંધાયછે. બીજી જાણવાજોગ હોંગકોંગ હૉટેલની ઇમારત છે.

અમારી સ્ટીમરે લંગર કરતાંજ અતરે જબરો વર્સાદ વસ્યો. આગળી રાત્રે મને તાવની કંઇક કસર જણાયાથી મેં દવા લીધી હતી અને સહવારે કિનારે ઉતરવા આગમજ સ્નાન કીધું હતું. પણ આથી મારૂં શરીર બહુ દુખતું હતું અને વળી વર્સાદ પડતો હતો, તેથી શેહરમાં નહિ જતાં હોંગકોંગની સામે **કાવલાન** નામનો એક ટાપુ છે જ્યાં અમારી સ્ટીમર બંધાઇ હતી, અને જ્યાં **ગુલાબભાઈ પીરભાઈ**ની પરચુટણ માલની નાની દુકાન છે, ત્યાં મેં ઉતારો લીધો હતો. સામેજ મોટી પંજાબી રિજમીટ પડેલીછે તેનાં માણસો સર્વ સોદો આ દુકાનેથી લેછે. આ ટાપુ ઉપર યુરોપિયનોના થોડાક બંગલા અને "ઑબ્ઝર્વેટરી" છે. આગબોટો માટે અહીં મોટો ધક્કો બાંધેલોછે. કાવલાન અને હોંગકોંગ વચ્ચે દર પા કલાકે નાની આગબોટો આવજા કર્યા કરેછે, જેથી બંને એક બીજા સાથ સંધાયલાં

જેવાં લાગેછે. કાવલાન થોડાંક વરસમાં મચી જશે એમાં શક નથી.

મારી કમરનો દુખાવો ઘરગટુ ઓશડ કરવા છતાં નરમ પડયો નહિ, અને મારાથી ઊઠી શકાય એમ પણ લાગ્યું નહિ, તેથી હું અહીં પાછો ગભરાયો. દેશેદેશનાં આબો હવા જુદાં તેથી તેમની અસર મારા જેવા નબળા બાંધાના મુસાફરો ઉપર જલદી થાય તેમાં નવાઇ નથી; અને તેમ અહીં મને થોડુંક ખમવું પડયું, પણ પછી ડૉકટરની દવાથી સારૂં થઈ ગયું.

હોંગકોંગ શેહર કંઇ ઘણું મોટું નથી. મેં ઉપર કહ્યું તેમ તેને ડુંગરની તળેટીમાં કોતરી કહાડેલું છે, અને તેથી તેના મહોલ્લાઓ એક ઉપર બીજો એમ નાટકશાળાની બેઠકોની માફક ચહડ ઉતર તબક્કામાં બંધાયલાછે. એટલામાટે નીચેથી ઉપર પગે ચાલીને જતાં થાકી જવાયછે. ઉપર ચહડવાં માટે સીડીઓ બાંધી લીધેલીછે. આ શેહરમાં ઘોડાગાડી જેવું કંઇ નથી. રાહદારીઓ ઉપલી સીડી કે પગઠી મારફતે એક મહોલ્લેથી બીજે ફળિયે આવજા કરેછે, ત્યારે બડખાંઓ વગેરે પાલખીમાં બેસી કામકાજ બજાવેછે. ભાડુતી પાલખીઓ માંગો એટલી મળેછે અને તેમને બે ચીનાઓ ઉપાડેછે. વળી સિંગાપોરમાં હતી તેવી જીનરીક્ષા ગાડી પણ અહીં ચીનાઓ ખેંચી ફરતા જણાયછે, જે સિધા રસ્તાપરજ ચાલેછે, પણ એક મહોલ્લાની ઉપર આવેલા બીજા મહોલ્લામાં જઇ શકતી નથી.

તા૦ ૨૫ મી, ગુરૂવાર—હું અહીં આવ્યો છું ત્યારથી આજ ચાર દિવસો થયા રાત દિસ વર્સાદ વર્સ્યા કીધો તેથી, તેમજ મારી કમર દુખવી ચાલુ રહી તેથી, એટલા દિવસ મને ઘેરમાંજ રેહેવું પડયું હતું. પણ આજે દિવસ ખુલ્લો હોવાથી તેમજ મારી તબિયત સુધરેલી હોવાથી મજકુર ગુલાબભાઇની દુકાનના પારસી ભાગિયા **કાવસજી બેહરામજી તવડિયા** જોડે હું શેહરમાં ફરવા નિકળ્યો અને તેઓએ મને સઘળી જગાએ ફરવીને જોવાજોગ જે કંઈ હતું તે દેખાડયું. હોંગકોંગ જે ડુંગરની તળેટીમાં વસાવેલું છે તે ૧૮૦૦ ફીટ ઉંચો છે. તેના વિકટોરિયા પીક ઉપર અમે ત્રામ્વે મારફતે ગયા હતા. પ્રથમ હોંગકોંગ અને શેંઘાઈ બેંકવાળી ઇમારત આગળથી. આગળ જતાં ક્રિકેટ અને ફુટ બૉલની રમતો માટેની જગા કરેલીછે તેની થોડાક ઉપર ચહડયા કે ત્રામ્વેનું સ્ટેશન આવેછે. આ ત્રામ મેલ્બૉર્નમાં મેં જોઇ તેવીજ યાને દોરડાંથી ખેંચી લેવાની હતી. અમે આ ગાડીમાં બેઠા ત્યારે ઉપર જવાનો માર્ગ એવો તો ઉભો ઉંચો હતો કે કોઇ રસ્તે ઉભેલા ધણાને તો એમજ લાગે કે "અહીંથી ત્રામ ગાડી મથાળે તે શું જવાની? તે ખચિત તુટી કે ગબડી પડવાની." પણ ઊપર ખેંચી લેવાતી ગાડીનાં તારનાં દોરડાં એવાંતો મજબૂત હોયછે, અને દર માસે તેમની એવીતો બારીક તપાસ લેવાયછે કે ઉતારૂઓને ગાડીમાં મુસાફરી કરવા બાબે કશો ભય રહેતો નથી. ૧૨૦૦ ફીટની ઉંચાઇ સુધી આ ગાડી જાયછે. આ ઉંચાઇએ "પીક હૉટલ" નામનું પહોચખાનું પારસી શેઠ **દોરાબજી**ના કારોબાર તળે સારૂં ચાલેછે. હવે અહીંથી જો વધારે ઊપર જવું હોયતો ૬૦૦ ફીટનો અછો પગ રસ્તો બાંધી લીધેલોછે. પીક ઉપરનો દેખાવ ઘણો ખુશનોમા લાગેછે. નીચે શેહર અને બારૂં આવી રહ્યાછે તે અતિ સુંદર અને રળિયામણાં જણાયછે. વળી બીજી બાજુએ બહોળો ચિનાઇ દરિયો આવેલોછે, અને નજદીકીમાં નાના ટાપુઓ દેખાવ આપેછે. કાવલાન અને હોંગકોંગ વચેની નાની ખાડીમાંનાં બારકસો વગેરેથી વળી આ દેખાવમાં જોવા જોગ વધારો થાયછે. પીક ઉપર કેટલાક બંગલા યુરોપિયન લોકો માટેના છે. આ શેહરમાં જો જોવા લાયક યા નોધવા લાયક કોઇ બી જગા હોયતો આ પર્વતની સુંદર ટોચ સિવાય બીજું કંઈ નથી. અહીં વાવટા કાઠી ચહડાવેલીછે, તથા તોપ રાખેલીછે.

પારસી કાવસજી સાથ વિકટોરિયા પીક ઉપરથી નીચે આવ્યા બાદ મેં અહીંનું ઘોડદોડની. શરતનું મેદાન જોયું, જે ઘાસોથી છવાયલું સુંદર લાગેછે. તેની સામે જુદી જુદી ચાર

કોમોનાં તેટલાંજ કબ્રસ્તાનો આવેલાંછે. રસ્તાના નાકા ઉપરજ પહેલું મુસલમાનોનું કબ્રસ્તાન આવેછે. તેની પાસે રોમન કેથલિક અને તેની બાજુમાં પ્રોટેસ્ટંટ એમ ખ્રિસ્તીઓનાં કબ્રસ્તાનો છે. અને છેલું પાર્સીઓનું કબ્રસ્તાન છે. આ સર્વ કંઇ સપાટ મેદાનમાં નહિ પણ ડુંગરોના ઢોળાવમાં અને ઉપર બાંધેલાંછે. મુસલમાનોની આ જગા બીજીઓ કરતાં નાકા ઉપર અને સારી જગામાં છે. ત્યાં પથરની લાંબી પાટની પગથીઓ કરી આસપાસ ફુલનાં કુડાં ગોઠવેલાંછે. પણ મુસલમાનોએ તે ઉપર થોડાક વધુ પૈસો ખર્ચીને તેને એ કરતાં વધારે શોભીતી કરવાની તસ્દી લીધી હોયતો આ કબ્રસ્તાન સર્વ કરતાં ચહડતું થઇ પડે. આ કબ્રસ્તાનમાં વોહરા, ખોજા, સુન્ની વગેરે સર્વ મુસલમાનોની લાશ ભૂમિદા થાયછે. અહીં એઓમાંના ઘણાક માતબર આસામીઓ છે. જો તેઓ થોડુંક નાણું ખર્ચતો તેમના જાતભાઇઓનાં છેલાં આરામગાહની જગા હાલ કરતાં વધારે સારી થાય.

અમે પાર્સી કબ્રસ્તાન જોવા ગાડીમાંથી ઉતરી પડયા. દરવાજા ઉપરની તખ્તી મુજબ તે ૧૮૫૨ માં બાંધ્યું હતું. અંદર પથરની લાંબી સલાહોથી પગથીઓ ચણી લીધીછે ને તેની બંને બાજુએ ફુલોનાં કુડાં ગોઠવીને કબ્રસ્તાનને સફાઇદાર રાખ્યુંછે. વચમાં એક ફુવારો છે. સઘળી મળીને આશરે ૫૦ કબરો છે. હોંગકોંગના પાર્સીઓનું ૯૦૦૦૦ ડૉલરની રકમનું એક મોટું ફંડ છે, જેનાં વ્યાજમાંથી વરસ દહાડે અર્ધી રકમ પોતાની કોમના ગરીબ લોકોના આશ્રા વગેરેમાં ખર્ચાયછે, અને બાકીની ઉપલાં ફંડમાં જમા થાયછે.

વિકટોરિયા પીક ઉપર જે રસ્તે ચહડયા હતા તેજ રસ્તે પાછા ઉતરતાં પાછલી બાજુએ એક નાનો તળાવ આવેછે, જેને "પાફુલ્લન" કહેછે. તેનું પાણી શેહરના થોડાક વપરાસમાં આવેછે. એક બાજે મોટો તળાવ ૭ મૈલ દૂર "તાઇતામ તોક" નામનો છે, તેનું પાણી માર્ગમાં બોવન રોડ ઉપર ટાંકીઓ બાંધી તેમાં ગાળી સાફ કરીને શેહરમાં દાખલ કીધુંછે. અહીં બોવન નામે એક ગવરનર આગળ થઇ ગયો હતો તેનાં નામ ઉપરથી ઉપલા રસ્તાનું નામ આપેલુંછે. આજ દિને મેં શેહરના પશ્ચિમ ભાગમાં ચીનાઓનાં ઘરો દિઠાં, જે બહુ ગીચ ભરેલાં હતાં. ભોંય તળિયું માટીનુંજ હોયછે, અને મજલા પણ હલકા તખ્તાના બાંધેલાછે. દેખાવ સઘળો મેલો અને ગંદો છે. એકેક ઘરમાં સંખ્યાબંધ ચીનાઓ વસેછે, જેઓ સુઇને અફીણ પિયા કરેછે. આ સઘળાં હલકી વર્ણનાં ઘરો છે. વચલે વાગેનાં એથી જરા સારો દેખાવ આપેછે. પહેલે વાગેનાં ઘરો જોવાની મને હોંગકોંગમાં તક મળી નથી, પણ કંતાનમાં મેં તે જોયાંછે, માટે તેમનું વર્ણન પાછળથી લખીશ.

તા૦ ૨૬ મી, શુક્રવાર—ગયા બુધવારે યાને તા૦ ૨૪ મીએ મહારાણી વિકટોરિયાનાં વરસગાંઠનો દિવસ હતો, અને હિંદુસ્તાનની પેઠે અહીં પણ એ દિવસ તેહવાર જેવો પળાયછે. પણ ઉપલે દિને વર્સાદ ભારી હોવાથી તે દહાડે તેહવાર પાળવાનું મુલતવી રાખી, આજ દિને સઘળી ધામધુમ કરવામાં આવી હતી. સિટી હૉલ નામની ઇમારતની પછવાડેના દરિયા કાંઠા ઉપરનાં ખુલ્લાં મેદાનમાં હિંદી પંજાબી ૮૦૦ માણસોની પલટન તથા તોપખાનું વગેરે આણ્યું હતું, તથા અહીંના ગોરા સોલજરો તેમજ યુરોપિયન વૉલન્ટીયરો સર્વ લશ્કરી લેબાસમાં હાજર થયા હતા. આખું મેદાન ચીના વગેરે તમાશગીર આલમથી ભરાઇ ગયું હતું. સાંજે પાંચ કલાકે આ લશ્કરી કવાયદ રમાઈ ત્યારે અહીંનો ગવરનર આવ્યો, અને તેજ વેળા તોપો તથા બંદુકોના બારો થયા તથા સલામતી અપાઈ હતી.

ઉપલો સર્વ તમાશો જોઇને સાંજે ૬ કલાકે હું કંતાન જવા માટે સ્ટીમર "ફાટશાન" (Fatshan) ઉપર સવાર થયો. મોટી નદીઓમાં મુસાફરી કરવા માટે બનાવવામાં આવતી આગબોટો જેવી આ ત્રણ મજલાની સ્ટીમર છે. એ બહુ મોટી અને સફાઇદાર છે. રાણીનાં સાલગરેહને લીધે બીજીઓની પેઠે

એને પણ વાવટાઓ વગેરેથી શણગારેલી છે, અને તેથી બારાંનો દેખાવ સુંદર થઈ પડયો-છે. હોંગકોંગથી કંતાન નદીને માર્ગે જવાય-છે. અને તે કંતાનની નદીને નામે ઓળખાય-છે, તેમાં નાના નાના ટાપુઓ આવેલાછે, જેઓ કુદ્રતી લીલાશથી બહુ શોભેછે. રસ્તે ચીના માછીઓ વગેરેની પુષ્કળ નાની બોટો જતી આવતી મળેછે, તેમજ કિનારે ગામો આવ્યા કરેછે. હું સ્ટીમર ઉપર બીજા વર્ગનો ઉતારૂ હતો. ત્રીજા વર્ગમાં સંખ્યાબંધ ચીનાઓ ચહડેછે, જેમને લોહોડાંની જાળીઓમાં લગ-ભગ કેદી જેવી હાલતમાં રહેવું પડેછે. એનું કારણ મારા સાંભળવામાં એવું આવ્યું છે કે કેટલીક વાર ચીના ચાંચિયા ચોરો આગબોટ ઉપર ચહડી આવી લૂટ ચલાવેછે, જેમને આ ચીના ઉતારૂઓ મદદ આપેછે, અથવા વખ્તપર તેઓજ ચાંચિયા નિવડેછે. એટમામાટે આ ચીનાઓને તુટક ઉપર બંધ રાખેછે કે તેઓ ઉપર આવી લૂટ ચલાવે નહિ.

હું ત્રીજા મજલા ઉપર હતો, રાત્રે ચાંદરણું સરસ પડતું હતું, અને સ્ટીમરનો પર્સર બહુજ ભલો માણસ હોવાથી તેણે મારી અછી મદારત કરેલી હતી, તેથી નદીનો ખુશનોમા દેખાવ ધુરતો તથા મારૂં સાદું એસાયદું ખાનુ ખાઇ બેઠો હતો અને મજાહ મેળવતો હતો. રાત્રે ૧૨ ક-લાકે ઓટ થવાથી ભર્તિ પાછી થાય ત્યાંસુધી સ્ટીમર ન-દીમાં પડી રહી. બીજે દિને મલસ્કે ભર્તિ થતાંજ અમે આગળ વધ્યા. દિ-વસ ખુલ્લો હોવાથી નદીના બેઉ કાંઠાઓ ઉપરનો દેખાવ જો-વાજોગ થઇ પડયો.


નદી કાંઠા ઉપરનો દેખાવ.

ખેતી, લીલોત્રી, વગેરે જોઈ આંખને થંડક મળેછે. અમોને માર્ગમાં મળતા મછવા અને હોડીઓ જેમ ચીના મર્દો તેમજ ઓરતો પણ હાંકેછે. તેણીઓ પિઠે પાંચ છ મહિનાનું છોકરૂં બાંધી ઉભી ઉભી હલેસાં મારેછે, અને તોપણ થાકતી નથી! બચ્ચું ૩ કે ૪ વરસનું થાયછે એટલેતો તે માબાપનાં કામમાં મદદગાર થઇ પડેછે. ધાવતું બચ્ચું જરા બેસતું થયું કે તેને ચામડાંના ચોકટાંથી બાંધી પોતાની પાસે બેસાડી પોતે હલેસાં માર્યા કરેછે.

કંતાન શેહરની પાસે ચીનાઓનો બેઠા ધાતનો તોપનો નાનો મોરચો છે, જે ઉપર ચીનાઈ સરકારના વાવટા ઉડેછે. આગળ જતાં ઇંગ્રેજોનું એક નાનું પણ જુનું કબ્રસ્તાન આવેછે. ચીનાઓ જેવા સખ્ત મેહેનત કરવા-વાળા મારી મુસાફરીઓ દરમયાન મેં કોઈબી મુલકના લોકો કે મજુરોને દિઠા નથી. આ નદીમાં મેં એટલાબધા મછવા દિઠા છે કે તેટલા કેથે પણ જોયા નથી—ગોયા તેમની સંખ્યા અગણિત છે. ઘણાએક મછવાઓની પછવાડે આગબોટના જેવા પંખા હોયછે તે ચીનાઓ પોતાના પગથી ફેરવ્યા કરેછે. તેઓ દરરોજ આમ કરેછે, અને તોપણ તેમના પગનાં સ્નાયુઓ ઉપર કશી માઠી અસર થતી નથી!

નદીના ફાંટાઓ બનાવીને તે માર્ગે ખેતીમાં પાણી લેવાથી પાક બહુ સારો થાયછે. વળી આખા દેશમાં વર્સાદ પણ એવો સારો થાયછે કે ચીનની ફળદ્રુપતાનું પુછવુંજશું? એ દેશ બહુ રસાળ અને જયાં જોઇયે ત્યાં લીલોત્રીવાળો નજર આવે છે. ૬ વાગે આગબોટ

**કંતાન**

ને બંદરે જઈ લાંગડી, પણ તે આગમજ તો ચીના ઉતારૂઓનો માલ ઉપાડી ઇજવા તેમના જાતભાઇઓ સ્ટીમર ઉપર ચહડીઆવ્યા. તેઓ પોતાની ભાડુતી બોટની પણ કરવા હિંદીવાન કે યુરોપિયન ઉતારૂઓ સાથ

કશી ધામધુમ કરતા નથી. આ તરફ આપણા હિંદવાસીઓની આબરૂ સારી જળવાયછે અને તેઓ યુરોપિયનોની ગણત્રીમાં ગણાયછે. તોપણ વોંગ એ ચુ નામે એક ચીનો ભોમિયો સ્ટીમર ઉપર હું છેક પેલે નાકે બેઠો હતો ત્યાં ચહડી આવ્યો ને મારા હાથમાં પોતાનો કાર્ડ આપી, પોતે આગળ બીજા યુરોપિયન મુસાફરોને ફેરવી લાવેલો તેમની સર્ટીફીકેટો બતાવી. આથી હું તેની જોડે શેહર જોવા નિકળી પડયો. તે આબરૂદાર દેખાવનો હતો, અને ખરેખર તેવોજ સાબિત થયો.

આ ભોમિયાઓ દરરોજ ૧ રિયાલની ફી લેછે. અગરજો બેસવાની કુર્સી કરિયે તો એક ઉતારૂને ઉપાડનારા બે મજુરોને રોજનો ૧ાા ડૉલર દેવો પડેછે. હું મારા ભોમિયા સાથ આખો દિવસ ફર્યો, અને તે દરમયાન મેં શું શું જોયું તેનું બયાન નીચે આપુંછુ.

તા૦ ૨૭ મી, શનિવાર—આજે અમે આ શેહરમાં ફરવા નિકળ્યા. કંતાનના મોહોલ્લા બહુ સાંકડા, સેડી જેવા છે. તેઓ ૬ ફીટ અને કેટલેક ઠેકાણે તો તેથી પણ ઓછા ફીટની પહોળાઇના છે. રસ્તાબી બહુ બેડોળ અને વાંકા ચુકા છે. અજાણ્યો માણસ તો એકલો ખચિત ભુલો પડે એવા તે છે. રસ્તે ચાલતાં સંખ્યાબંધ ભઠિયારખાનાં મળેછે, જેઓમાંથી નિકળતો વાસ નાકને પસંદ આવતો નથી. બાજારમાં ફરતાં અમે કેટલુંક કુત્રાંનું માસ વેચાતું દિઠું. એક ચીનાને તો ઊંદરો વેચતો જોયો. ચીનાઓ



ચીનો ઉંદર વેચનાર.

કુત્રાં, બિલાડાં, ઉંદર વગેરે બહુ સ્વાદથી ખાયછે. બીલાડીને તેઓ ગરમ પાણીમાં ઝબોળીને મારી નાખેછે અને પછી તેનું ચામડું કહાડી નાખી—બલકે તેનાં શરીર ઉપરના વાળ માત્ર ઉખાડી કહાડી તેઓ તેનું ગોશ્ત ઉપયોગમાં લેછે. આ બિલ્લીનું ગોશ્ત પણ અમે દુકાનોમાં જોયું. ઊંદરોને પણ સુકવેલા લટકાવેલા હતા. કસારી અને સેકેલાં નાનાં જીવડાંઓ પણ અહીં વેચાતાં હતાં, એટલુંજ નહિ પણ જીવતા નાના મોટા સર્પોનાં મ્હોડાં બાંધી તેમનું પણ વેચાણ ચાલતું દિઠું. આપણા લેવતાના જેવા આકારના પણ એક એક ફુટની લંબાઇના સર્પો તોપલીઓ ભરીને માછલી દાખલ વેચાતા હતા. ચીનાઓ આ સર્વ ખાયછે—તે અહીં સુધી કે તેઓ કિડા પણ છોડતા નથી. આ સર્વ નજીસાતથી મારો જીવ કમકમી આવ્યો, અને મેં મારા "ગાઇડ"ને કહ્યું કે એજ કિસમની નજીસાત જોવાની હોય તેવા ભાગમાં મને ફરીથી લઇ જવો નહિ.

ચીનાઓનું પાણી ચાજ છે. તેમને ઘરે કે દુકાને જઇયે અને જો પાણીની તરસ હોયતો તેઓ આપણી આગળ ચાથી ભરેલી નાની પ્યાલી લાવી મુકેછે. ફકીરથી અમીર સુધી સર્વ પાણીને ઠેકાણે ચા પિયેછે. એ ચા કંઇ દુધ કે ખાંડ નાખેલી હોતી નથી. તે તદન મોળી હોયછે.

મેં ફરતાં ફરતાં કેટલીક ચીની ઓરતોને મોહો ઉપર પૌડર લગાડેલી દિઠી. તેઓ કોઇ મોટાં ખાનદાનની અથવા ફાંકડી હશે, પણ પૌડર હદથી જયાદા લગાડેલો હોવાથી તેમની ખુબસુર્તીમાં કશો વધારો નહિ થતાં તેઓ પુતળાં જેવી લાગતી હતી. ચીની ઓરતો વિશે લખતાં તેમની કેટલીક નવાઇઓની આ ઠેકાણે નોંધ લઇશ. તેઓ "તાતા ચીની"ને નામે ઓળખાયછે, કેમકે તેમના પગ એક નાનાં બાળક જેટલા—ફક્ત ૨ાા ઇંચનીજ લંબાઇના!—હોયછે. કોઇજ ચીની ૩ ઇંચલાંબા પગની હોયછે. તેઓ રમકડાં જેવા નાનકડા જોડા પહેરી બટુક બટુક હિંડતી રસ્તાઓ ઉપર નજર આવેછે. બાળપણથીજ તેમના પગનાં ચાર આંગળાં મરડી નાખેછે,

અને પછી પગને કદમાં વધતા અટકાવવા માટે આપડા બાંધેછે; ફક્ત અંગુઠોજ છુટો રાખેછે. જેમ શરીર વધે તેમ પગ પણ વધવો જોઇયે, તે જ્યારે વધતો નથી ત્યારે તેમાં ચિડા પડેછે, માંહેથી રસી ઝરેછે, અને તે બાપડી દુખની ચીસ પાડેછે. પણ તેણીથી દર્દ નથી ખમાતું તે જાણે જાણતાંજ ન હોય તેમ તેનાં પથર જેવાં સંગીન દિલનાં માબાપ તેણીના રડવાની કશી ખબર લેતાં નથી. અગરજો કોઇને દયા આવેછે તો તેઓ રડતાં બાળકની આગળ ન રહેતાં પોતાનાં પાડપડોસમાં જઇ પોતાનો થોડોક વખ્ત ગુજારેછે અને બાળક રડતું થોભે ત્યારે પાછાં ફરેછે. આ રીતે ચીનાઓ પોતાની બેટીઓને ખુબસુર્ત બનાવવાનાં વહેંજાં મારેછે, જે પ્રદેશીની નજરમાં બહુજ ઘાતકી કામ જણાયછે.

મારા સાંભળવામાં આવ્યું છે કે જે ચીનાઇ સ્ત્રીઓ શેહનશાહબાનુની દરબારમાં આવજા કરેછે, અથવા જેઓ મોટા ઓહ્દેદારોની બાયડીઓ હોયછે, તેઓ પોતાનાં બાળકોનાં શરીર ઉપર આ કિસમની સખ્તી વાપરતી નથી. પણ વચલા વર્ગની આબરૂદાર ખાનદાનની ચીનીઓના પગ જો નાનકડા નહિ હોય તો તેમની આબરૂ જાયછે અને તેમને ખાવંદ મળતો નથી. છ વરસની બાળકીના પગ માબાપ એવી રીતે તેલના પાટા બાંધીને વાળી નાખેછે કે મોટી થયા પછી તે પગ આપણી હાથની મુઠી જેવો વળી ગયલો જણાયછે. દર મહિને આ પાટા વધારે ને વધારે તંગ બાંધે છે. અંગુઠો ચાર આંગળાંઓની અંદર લઇ તે ઉપર તે આંગળાંઓને વાંકાં વાળી આ પાટા બાંધી દેછે.

રસ્તા ઉપર મેં જે ચીનીઓને બચુકલા પગો ઉપર લપેરા ખાતી હોય તેમ ચાલી જતી જોઈ, તેમને માટે મારા ગાઇડે કહ્યું કે તેઓ તો ઉતરતા વર્ગની અબળાઓ છે. ઊંચા વર્ગની અને ખાનદાની ચીનીઓ તો પર્દેપોશ રહેછે અને જાહેરમાં ચેહરો દેખાડતી નથી. કોઇજ વખ્તે અગત્યનાં કારણ થકીજ તેઓ ડોલીમાં બેસી બહાર નિકળેછે, પણ પર્દામાં હોવાથી તેમને કોઇ દેખી શકતું નથી. તેઓ સર્વના પગ ૨॥ ઇંચના હોયછે, અને મોટે ઘરની માતબર હોવાથી તેમને કશું કામ કરવાનું હોતું નથી.

કંતાન શેહરની વસ્તી ૨૦૦૦૦૦૦ માણસોની કહેવાય છે. એઓમાંનાં નજદીક ૩૦૦૦૦૦ માણસો તો બસ નદીમાં બોટોની લાઇનો કરીને તેમાંજ વસેછે. તેઓનાં ઘરબાર તેમની હોડીઓજ હોયછે, કેમકે તેમને શેહરમાં વસવાની જગાજ મળતી નથી—એટલુંબધું આ શેહર ગીચ વસ્તીવાળું છે. કંતાન બહુજુનું શેહર છે. તેનો પુરાણો કિલ્લો હું જોવા ગયો હતો તે ઉપરથી શેહરનો દેખાવ ખુલ્લો જણાયછે. ચીન દેશનું કોઈ પણ શેહર કંતાન જેટલી વસ્તી ધરાવતું નથી—પાયતખ્ત પેકિન પણ નહિ. અને આટલી બધી વસ્તી છતાં શેહરના મહોલ્લાઓ એટલા સાંકડા છે અને લોકોની આવજા એટલીબધી છે, તથા નીચે કરેલી ઉંચી નીચી ફરસબંદી ઉંઘાડ પગિયા ચીનાઓની જબરી ધમાલથી એવી લીસી થઇ ગઇછે કે ભિડભચ્ચડમાં મુસાફરોને જવું આવવું બહુ મુસ્કેલ થઈ પડેછે. આ ફરસબંદીની નીચે બાંધેલી ગટરમાંથી સર્વ મેલું પાણી વગેરે પસાર થાયછે.

ચીનમાં "માંદરીન" ને નામે ઓળખાતા મેજીસ્ટ્રેટો હોયછે, જેઓમાંના ૩—૪ ને મેં અહીં ડોલીમાં બેસી ફરતા દિઠા. તેઓ ચહડ ઉતર દરજજાના હોયછે. એક ચહડતા દરજજાના માંદરીનની ડોલી મારી નજદીકથી પસાર થઇ તેને બે આગળ અને બે પાછળ એમ ચાર માણસોએ ઉપાડેલી હતી. તેને માથે નાની ઢાલ જેવી છત્રી રેકી ટોપી ઘાલેલી હતી, જે ઉપર લાલ ફુમકાં હતાં, અને તેનો બાકીનો લેબાસ જોકે ચીનાના જેવોજ તોપણ છાતી ઉપર લાલ ફુમકાં, તેમજ ડોલીની પછવાડે પણ તેજ રંગનાં ફુમકાં જેવો કંઇ વિચિત્ર ભપકો હતો. અમારી નજર એક થવાથી તેની આંખો ગુસ્સાભરેલી મને જણાઈ હતી.

આ શેહરમાં પોલિસનાં માણસો બહુજ થોડાં નજર આવતાં હતાં. તેમનો લેબાસ ચીનાઓ

જેવીજ, પણ માથે માંદરીન જેવી તોપણ સાદી ટોપી હતી.

ચીનાઓનાં ઘરો એક મુસાફરને જોવા ગમે એવાં નથી. તેઓ પોતાની ફુવડાઇ સિવાય બીજી કોઇ રીતે આપણું ધ્યાન ખેંચતાં નથી. ગરીબ લોકોનાં ઘરો તો મેલાં અને વાસ મારતાં હોયછે. તેઓ સફાઈ તે શું અને તેથી ફાયદા તે કેવા થાય તેથી ગોયા કેવળ અજ્ઞાન અથવા તદન બેદરકાર દિસેછે! માતબર લોકોનાં ઘર પણ જોવા લાયક નથી. આ લોકોમાં જેઓ વેપારી વર્ગ છે, અને જેઓએ સારૂં નાણું જમા કીધેલુંછે, તેમનાં ઘરો પણ ઉપલા કરતાં ઉત્તમ નથી. તેઓ બંગલાઓમાં કે મોટી હવેલીઓમાં વસતા નથી, યા તેમનાં ઘરો પાસે બાગો બનાવેલા નથી. તેઓ સાંકડી સેરી જેવા પોતાના મહોલ્લાઓમાંનાં ઘરોમાંજ વસેછે, અને ત્યાંબી દરવાજા પાસે તમને કંઇને કંઈ મેલું મેલુંજ જણાશે. ઘરમાં ફર્નિચર મધે ૬—૭ ચીના ફાશિનની કુર્સીઓ, કબાટ અને ટેબલ, એજ તેમનો ભપકો. પણ વધારે માતબર આસામીઓનાં મકાનોમાં ઝુમરો લટકાવેલાં અને દરવાજા પાસે નાનકડા બાગો બનાવેલા જણાયછે. પણ એ માત્ર નામનાજ બાગ છે. થોડાંક ઝાડ, થોડાંક કુડાં, થોડીક રંગીન માછલીઓ—એ તેમના બાગનો અસ્બાબ હોયછે. ઉપલા માતબર વેપારી ચીનાઓ ચા, અફીણ, રેશમ વગેરેનો ધંધો કરેછે, અને પોતાના ભાઇબંધ ચીનાઓમાંજ નાણું વ્યાજે ફેરવેછે. તેઓ પોતાનું નાણું બેંકમાં જમા કરતા નથી, પણ તે માટે એક જુદીજ જગા કીધેલી હોયછે.

કંતાનમાં પુષ્કળ જુગારખાના તેમજ અફીણખાનાઓ છે. તેઓની જુગાર રમવાની રીતીઓ અનેક છે. જે અફીણખાનારાં મજુર વર્ગનાં છે તે બહુ ફુવડ અને ઘોડાના તબેલા જેવાં ગંધાયછે. એક જુની ચટાઈ બીછાવી સુએલા ઊંદરની પેઠે પડીને તેઓ હારેદાર અફીણ પિયેછે. આ દેખાવ તથા ત્યાં નિકળતો ધુંઓ કમકમાટ ઉપજાવેછે. બડે લોકનાં અફીણખાનાં સારાં સણગારેલાં હોયછે. તેમાં તેઓબી સુતા સુતા અફીણ પિયેછે.

ચીનાઓ બહુ જુના વિચારના છે. પોતાની સ્ત્રીઓને તેઓ ફરવા હરવાની કશી છુટ આપતા નથી. માતબર આસામીઓનાં મકાનોમાં તે બાપડીઓ માટે હેલામદા ઓરડા કરેલા હોયછે, અને જો સહીમિઠીને યા માતપિતાને મળવા જવાની રજા મળેછે તો જરા હવા પણ પેવશ નહિ થાય એમ બંધ્યાર બારણાની ગાડીમાં તેમને જવું પડેછે. ગરીબ ચીનીઓ ઉપર આ જાપ્તો નથી. તેઓ તો ખુલ્લે ચેહેરે રસ્તાઓ ઉપર હિંડેછે. પણ આ છુટ આપીને તેમના ભર્તારો તેમને ભાર ઉપાડનારાં જાનવર કરતાં વધારે ગણુતા નથી. ખરેખર ચીનમાં સ્ત્રીનો દરજ્જો બહુજ ઉતરતો છે. મર્દથી તે ઉતરતી ગણાયછે એટલુંજ નહિ પણ તેનો જન્મ એક જાતની આફત મનાયછે. જવાન છોડી પોતાના બાપ, ભાઇ કે ભર્તારની મતા છે. તેણી એક ચાકરડીની માફક ઘરમાં વહિત્રું કરેછે, અને તેને એક દાસી કરતાં વધારે ગણવામાં આવતીજ નથી. શાદી વેળા તેનો વિચાર તો કોઈ પુછતુંજ નથી, અને ઘણીવાર તે બીચારી પોતાનાં ખાવંદનું નામ કે ઓળખ પણ મેળવવા પામતી નથી. ચીનમાં અનેક બાયડીનો રેવાજ છે, પણ જુની બાયડીજ હકદાર ઓરત ગણાયછે. વિધવાઓને ફરીથી લગ્ન કરવાની છુટ નથી. બાળપણમાં તેણી અદરાયછે, અને અદરાયલો ખાવંદ મરી જાય તોપણ તેણીથી લગ્ન થઈ શકતાં નથી. હિંદુઓની પેઠેજ તેનો ભવ રંડાપામાં જાયછે.

લગ્ન વેળા કન્યા પતિને ઘર શોળેશણગાર સંજીને જાયછે, જ્યાં તેનો ખાવંદ તેને આવકાર દેછે. તેણીના બાલેબાલ હીરા, મોતી અને ફુલો મઢી લીધેલાં હોયછે. તેના ચેહરાને રંગેછે, હોઠોને લાલ બનાવેછે, ભવાં કાળાં કરેછે, અને પોશાકમાં કસ્તુરી છાંટેછે. ઘણીક ચીનાઇ ઓરતો ખરેખર ખુબસુર્ત હોયછે.

ચીનાઓમાં ભુત અને જીન વગેરેનો મોટો વેહમ છે. પણ મુર્દા વિશેનો વેહમ હદથી જયાદા છે. તેમની મરણ-ક્રિયા નવાઇ જેવી છે. કુટુંબનો પિતા અથવા મુરબ્બી

મરી જાય ત્યારે તેની લાશને માલ ઉપરથી દાદરને રસ્તે નહિ ઉતારતાં બારી વાટેથી મહોલ્લામાં ઉતારેછે, કેમકે જો દાદર ઉપરથી ઉતારે તો તેઓ એમ સમજેછે કે મરનાર ભૂત થઇ ઘરમાં ભરાઇ બેસી બહુ ખરાબી કરેછે. એટલામાટે તેને દાદરનો રસ્તો નહિ બતાવતાં બારીએથીજ રસ્તા ઉપર કહાડેછે, અને આમ બહારો બહાર કહાડેલો હોવાથી તેના આત્માને પાછો રસ્તો સુઝતો નથી. વળી જો તે મરી જશે એમ ખબર પડે તો જેઓએ તેની કને નાણું લીધું હોય તેઓ ઘર બેઠાં તે ચુકાવી આપી જાયછે, કેમકે તેઓ એમ સમજેછે કે પોતાના પૈસાને માટે તે તેમનાં ઘરમાં ભરાઇ બેસી ખરાબી કરેછે. આ રીતે મરનારને ભૂત થવાનો એટલોબધો ભય છે કે તેનાં સગાંવહાલાં, આડોશી પાડોશી સર્વ તેને પોતાનાં ઘરમાંથી બહારનો બહાર રાખવા કીજે મિણબતી કે એવી બીજી કાંઇને કાંઇ ચીજ તેને મરણ અગાડી આપી જાયછે. આ રીતે સર્વ ચોકાસી રાખ્યા છતાં કેટલીક વાર કોઇનાં ઘરમાં તેના બાપ કે ભાઇ કે બચ્ચાંનો આત્મા ભરાઇ બેઠેલો તે જુએછે, અને તે માટે બળાપો કરી આખી રાત મોટે સાદે ભણ્યા કરેછે—એવી મતલબથી કે ભણતરના કલ્લામોની બરકતથી તે ભૂત નાબૂદ થઇ જાય!

જ્યારે હું બીમાર હાલતમાં કાવલન ખાતે હતો ત્યારે એક બુઢી ચીની ઓરતનાં મનમાં એવોજ વેહમ આવ્યો—બલકે "ભૂત ભરાયો"—કે તેણીનાં ઘરમાં ભૂત છે. તેને બહાર કહાડવા માટે તેણી આખી રાત ભણવા અને બૂમો મારવા લાગી. પછી એક સાંજે એક નાની કાગળની બનાવેલી હોડી જેવું વાસણ લઇ તેણી રસ્તા ઉપર એક બાજુએ બેઠી, અને નીચે આતશ સળગાવી પેલાં વાસણમાં એક પછી એક ચીનાઇ હરફો લખેલાં કેટલાંક કાગળો નાખી તે સર્વને બાળી નાખ્યાં, અને એ ક્રિયાને દરમયાન મોટે લાંબે સાદે રાગડો કહાડીને તેણી આ બોલો બોલવા લાગી કે—"થા હા ઠી ઓ—ઓ યા ઓ ઓ," ઇત્યાદી; જેની મતલબ પેલા ભૂતને તેણીનાં ઘરમાંથી રૂખસદ લેવાની અરજ કરવાની હતી! મુર્દાં બાબેના આ વેહમો જોડે, ચીનાંઓ જો સામેથી કોઇની લાશ મળે તો તરત બાજુ થઇ જાયછે, એવી મતલબથી કે તે તેમને કશી અડચણ કર્તા થઇ પડે નહિ.

ચીનાઓની મુર્દાંની પેટી ૬–૭ ફીટની લંબગોળ હોયછે. ધારવા મેળે તેઓ લાશને મશાલાથી તર કરેછે, અને પછી પેટીને મજબૂત બંધ કરેછે. કેટલીકવાર માતબર ચીનાઓની લાશને લાંબો વખ્ત સુધી ઘરમાં રાખેછે, અને કોઇક તો તે ઉપર બે ચાર લાખ ડૉલરનો ખર્ચ કરી નાખેછે. જેવી જેની શક્તિ તે મુજબ તે લાશનું ભપકાદાર સરઘસ કહાડીને તે ઉપર ખર્ચ કરેછે.

અતરે એક કસ્ટમ હૌસ છે, જેમાં ઇંગ્રેજોનું ચલણ બહુ છે. કંતાનની નદીને કિનારે **સામી** નામે તેઓની રહેવાની જગા છે ત્યાં આ કસ્ટમ હૌસનું મકાન છે, જેમાં બે ઇંગ્રેજ અને એકાદ બે ચીનાઓ છે. ઉપલી સામી નામની જગા ચીનાઇ સરકારે પ્રદેશીઓને વસવા માટે આપેલીછે. કહેછે કે આગળ એ જગા બિનાશવાળી અને ખરાબ હતી, પણ આજે તેના ઉપર પુરણી કરી તેને યુરોપિયન સુધારાએ એવી સુધારી નાખીછે કે કંતાનમાં તે પહેલા નંબરની ગણાયછે. આ જગા ઉપર ઇંગ્રેજ, ફ્રેંચ, જર્મન, અમેરિકન વગેરે સરકારના વાવટાઓ તેમનાં જુદાં જુદાં એલચી ખાતાંઓનાં મકાનો ઉપર ઉડેછે. આ જગા નાની પણ બહુ શોભાયમાન બનાવેલીછે.

નદીમાં "ફ્લૉવર બોટ" યાને 'ફુલ હોડી' ને નામે ૨૦–૨૫ બોટો ફરતી ફરેછે. તેમાં કંઇ ફુલો ભરેલાં નથી, પણ તેમને બહારથી ફુલો વગેરેથી શણગારેલી હોયછે. મોજીલા ચીનાઓ આમાંની એકુ ભાડે લઇ તેમાં સેલ કરવા નિકળી પડેછે; રાત્રે તેમાં રોશની કરી, ફુલો વગેરેની શોભા બનાવી શણગારેછે; અને ચીની છોકરાઓને ગાનુ ગાવા બોલાવી આખી રાત મજાહમાં ગુજારેછે.

ચીનાઓ બારીક હુનર કામમાં બહુ હુશિયાર છે. ચિતાર, નક્શીકામ વગેરેમાં તેઓ વખ-

ણાયછે. એક સોનારને મેં એક સોનાની અંગુઠી ઉપર નક્ષી કોતરી તે ઉપર બારીક રજ ચોંટાડતો જોયો હતો. કેટલેક ઠેકાણે મેં રૂપાંનું તરેહવાર નક્ષીકામ જોયું. રેશમી કાપડની વણાટ પણ તારીફલાયક છે. ચીનાઇ કીનખાબ વણનારનાં મકાનમાં મારો ગાઇડ મને લઇ ગયો ત્યાં મેં ઘણીએક નવાઇઓ જોઇ. વચમાં જરીની બુટીઓ અને ફુલો ચીનાઇ તાકાઓમાં કેમ આવેછે તે મેં મારી નજરોનજર અહીં જોયું. ચીનાઓ લગભગ આપણા સાળો માફકજ વણેછે. જરીની બુટીઓ વગેરે પણ વણાટમાંજ આવેછે, પણ વણતી વેળા એક ચીનો આ બુટીની કોકડીઓના તાતણા ઉપરનીચે ખેંચી લેતો તેથી બુટીઓ વણાઇ જતી હતી. કંતાન ચીનાઇ રેશમનુંજ મથક છે. તોપણ અહીંના વેપારીઓ કને આ રેશમ પુરતા જથામાં તૈયાર ન હોવાથી આપણ માંગિયે ત્યારે તૈયાર જથાબંધ કાપડ મળી શકતું નથી. જો આપણ વર્દી આપિયે તો નમુના મુજબ તેઓ ટુક વખતમાં તે બનાવી આપેછે. તેઓ આસપાસનાં ગામડાંઓ ખાતેથી આ રેશમ મંગાવેછે, જ્યાં રેશમના કિડા ઉછેરવામાં આવેછે, અને જ્યાં ગરીબ ચીનાઓ સસ્તાંમાં કામ કરી આપેછે.

ચીનાઓ પીછીથી લખેછે. તે બહુ બારીક ચિતારાના જેવી ઝીણી હોયછે. એક પત્રાંની દાબડીમાં ઠરી ગયલો કાળો રંગ જેવું કંઇ હોયછે, તે તેમની રૂશનાઇ છે, જેમાં પેલી પીછી રોકી નરમ કલમ બોળીને લખેછે. ચીનાઓમાં બારાખડી જેવું કંઇ નથી. તેઓમાં દરેક શબ્દને માટે એક એક અક્ષર મુકરર કરેલોછે. જેમ કે પહાડ, રાત, માણસ વગેરે શબ્દ લખવો હોયતો તે સર્વ એક એક અક્ષર રૂપે લખાયછે. એવા ૮૦૦૦૦ શબ્દો તેઓ વાપરેછે, જે તેમની બારાખડી જેવા ગણી શકાય. એ ઉપરાંત વળી બીજા ૩૫૦૦૦ જુદા શબ્દો છે, જે તેમની ભાષામાં જુના કહેવાયછે, જે શીખનારને માટે બહુ અગવડભરેલા છે. વળી તેઓ આડીને બદલે ઉભી લીટીમાં લખેછે.

ચીનાઓ રાજદ્વારી લોક જણાયછે. અને તે રાજદ્વારીપી કેવા! તેઓનો અહીં એક "પબ્લીક મીટિંગ્સ હૉલ" છે, જ્યાં તેમની જાહેર સભાઓ અગત્યનાં, પ્રજાઉપયોગી કામો બજાવવા માટે ભરાયછે. પણ તે ક્યારે? છ છ મહિને! વળી જમવા ખાવાનો "ડાઇનિંગ હૉલ" જુદો છે. પણ એ સર્વે તમામ ફુવડાઇથી ભરપૂર અને ખરાબ હાલતમાં જણાયછે. મારા ગાઇડે મને ખબર આપી કે જ્યારે જાહેર સભા ભરાવાની હોય ત્યારે આ સર્વ મકાનને ૪૦—૫૦ મજુરો લગાડીને ચોખ્ખું ચટ બનાવવામાં આવેછે.

કંતાનમાં મેં ચીનાઓના ધર્મ વિશે કેટલીક પરપુછ કીધી, જેમ કરતાં તેમનાં દેહેરાંઓમાં જોવા જવાની મને તક મળી. એક મોટું દેહેરું ૫૦૦ મૂર્ત્તિઓનું કહેવાયછે તે મેં પહેલુ જોયું. તેમાં બુદ્ધની એટલીબધી જુદી જુદી તરાહની મૂર્ત્તિઓ છે, અને ચીનાઓ બુદ્ધિસ્ત હોવાથી તેને માનેછે. દહેરાંના દરવાજા ઉપરજ બંને બાજુએ બબે એવાં ચાર માણસના રૂપનાં મોટાં પુતળાં બેસાડેલાં હતાં. આ મૂર્ત્તિઓ રાક્ષી કદની અને તરેહવાર રંગની છે. ચીનાઓનાં મત મુજબ આ લીલા, લાલ, સફેદ અને નીલા રંગના જીનો ચારે દિશાઓ તરફ નજર રાખેછે. અંદર ૫૦૦ બુદ્ધનાં પુતળાં હારેદોર બેસાડેલાંછે, જેઓ સર્વેનો દેખાવ જુદો જુદો અને તરેહવાર રીતે ધ્યાન ધરીને મનન કરતો જણાયછે. કોઇએ પલાંઠી વાળી મૂઠી નીચી કીધીછે, કોઇ ઉપર આંગળી દેખાડતો વિચારમાં બેઠોછે, ઇત્યાદી. આ સર્વ પુતળાં જુદા જુદા ગુણો ધરાવતાં મનાયછે. એક પુતળાંને માટે કહેછે કે જો કોઇ સ્ત્રીને બચ્ચાં નહિ થતાં હોય તો તેની પૂંજા કરવાથી બાળક અવતરેછે. આ પુતળાંની પીઠ ઉપર, ખોળામાં, હાથમાં વગેરે નાનાં નાનાં બાળકોનાં પુતળાં બેસાડેલાં છે, અને એ રીતે તે બચ્ચાં આપનારો બુદ્ધ મનાયછે.

આવાં દહેરાં અને દેવળો કંતાનમાં ઘણાં છે. "ફુલાવટ બકોદા" નામે એક દેવળ નવ મજલાનું છે. તે ઉપર જવાનો રસ્તો બંધ કરેલોછે, કેમકે એકવાર તે ઉપરથી એક બચ્ચું પડી ગયું હતું. પણ દરેક મજલા

ઉપર કઈ કઈ મૂર્તિઓ છે તેની સમજ આપવા માટે દેવળને ભોંયતળિયે દરેક મજલાપર મેં મૂર્તિઓનાં ચિત્રો પાડી બતાવ્યાંછે, જે ઉપરથી જીજ્ઞાસુને સહજ જણાયછે કે ઉપર શું છે. આ દેવળને માટે કહેછે કે તે ૧૧૦૦ વરસનું પુરાણું છે.

"કિંગફુયુસન ટેમ્પલ" નામનું દેહેરૂં પણ બહુ જુના વખતનું છે, જેમાં લાંબી મુછો અને લાંબી દહાડીવાળું એક પુતળું બેસાડેલું છે. તેમાં નાની મિણબતી અને અગરબતી દરરોજ ચાલુ બાળ્યા કરેછે. આ મૂર્તિને ચીનનો હાલનો શેહનશાહ પુંજેછે.

"પાંચ જીનોનું દેવળ," જેનું આખું ઇંગ્રેજી નામ "Five Ginns Temple of Great Bell છે, તેમાં પાંચ જીનોનાં પુતળાંઓની પુંજા થાયછે. તેમને માથે એક મસ મોટો ઘંટ બાંધેલોછે. મારા ગાઇડે ખબર આપી કે જો આ ઘંટને કોઇ વગાડે તો આખું દેવળ તુટી પડે, એવી તેમાં કરામત છે! આગળા વખતમાં તો એ ઘંટમાં એવીબી કરામત હતી કે દેવળમાં નીચે કોઇથી ઉભા પણ રહેવાય નહિ. પણ ૧૮૪૧ માં ઇંગ્લંડ અને ચીનની સરકારો



એક ચીનાઈ મૂર્તિનું દેહેરૂં.

વચ્ચે લડાઇ ચાલી તે વેળા તોપનો એક ગોળો આ ઘંટને લાગ્યો, જેથી તેનો એક ટુકડો ઉડી ગયો, તથા તેજ ગોળો દેવળના ગુંબજની દેવાલને લાગ્યાથી તેમાં મોટું બકારૂં પડયું છે. આ બકારૂં હજી સુધી જેમનું તેમ રહેલું છે—તેને કોઇએ દુરસ્ત કીધુંજ નથી. ગોળો ઘંટને લાગતાંજ તે નીચે તુટી પડયો અને તેનો થોડોક તલસ્માત ઉતરી ગયો. એ પછી, (ગાઇડે વાત આગળ ચલાવી) સલાહ થવાથી ઇંગ્રેજ સરકારે આ ઘંટને એક મોટા હુક વડે તે જ્યાં હતો ત્યાં પાછો લટકાવી દીધોછે. ઘંટનો ખડી પડેલો કકડો પણ આ દેવળમાં મોજુદ છે. અહીં બુદ્ધનું એક મોટું પગળું પથરમાં કોરેલું જણાયછે.

મેં ઉપર લખ્યુંછે કે બુદ્ધની મૂર્તિઓ જુદા જુદા ગુણો ધરાવતી મનાયછે. હવે ચીનાઓ માત્ર આ બુદ્ધનીજ મૂર્તિઓ બનાવતા કે માનતા નથી. તેઓમાં કેટલીક મૂર્તિઓ અસલી યુનાની અને રૂમી લોકોની વીનસ, મિનર્વા, જુનો વગેરેના જેવા ગુણો ધરાવનારી દેવીઓની પણ મારા જોવામાં આવીછે. દાખલા તરીકે "ફૂટ" નામની દેવી વીનસના જેવા ગુણો ધરાવતી કહેવાયછે, અને ચીનાઓ આ દેવી વીનસ છે એમ કહીનેજ આપણને પોતાની આ મૂર્તિની ઓળખ આપેછે. વીનસ ખુબસુર્તીની દેવી હતી, તેણી પોતાના પુજારીઓને ખુબસુર્ત ઓરતો બક્ષતી હતી, અને ઓરતોને તેમના પતિનો પ્યાર અપાવતી હતી. તેવીજ ખાસિયતો આ "ફૂટ" દેવીની મને સમજાવવામાં આવી હતી. બીજી દેવીઓ વળી મિનર્વા, જુનો વગેરેના જેવી કહેવાયછે.

કંતાનમાં સઘળાં મળીને આ દેવ દેવીઓનાં ૩૦૦ થી વધારે પુતળાં સાથનાં દેહેરાંઓ

છે, જેઓનાં ઉપર લખેલાં નામીઆં હતાં તેજ મેં જોયાં હતાં.

આ શેહર બાબે હવે મારે એકજ બાબત જણાવવાની રહીછે, અને તે મારા હમદીન ભાઇઓ વિશે છે. કંતાનમાં મુસલમાનોની સંખ્યા સારી છે. આગળ ચીનમાં મહમદિઆન ધર્મ પુર જોશમાં ચાલ્યો હતો. મોટા મોગલ પાદશાહ જંગીઝખાને આખો ચીન દેશ ૧૩ મી સદીમાં જીતી લઇને ત્યાંનું ચીનાઇ સ્વદેશી રાજ્ય ઊંધું વાળ્યું હતું. એ પછી તેના એક વંશજ નામે કુબ્લાખાને ૧૨૭૯ માં ચીનની ફતેહ પુરી કરી ત્યાં પોતાનાં વંશનું રાજ્ય સ્થાપ્યું. તેના પહેલા વારેસો ડાહ્યા હતા, પણ પછવાડેના ચીના-મોગલ પાદશાહો મોજીલા, જુલમી અને આળસુ નિકળવાથી લાગ જોઇને ૧૩૩૩ માં શુ નામના ચીના સરદારે મોગલો સામે કમર બાંધી તેમનાં રાજ્યની સમાપ્તી આણી અને પછી મિંગ નામનાં ચીનાઈ વંશની પાદશાહી સ્થાપી હતી. આ રીતે ૧૩ મી અને ૧૪ મી સદીની મોગલ મુસલમાનોની પાદશાહી વખતના મહમદિયાનોનો વેળો આજ સુધી ચીનમાં હૈયાત છે. કંતાનમાં તેમની એક મસ્જીદ પણ છે. તેઓ "હનફી" ટોળાના મુસલમાનો છે, જેમનું આ ધર્મસ્થાન નવાં અને જુનાં કંતાન શેહરોની સરહદ ઉપર છે. આ મુસલમાનો ધર્મે ઇસ્લામી છે, પણ તેઓનો દેખાવ ચીના જેવોજ છે. બહારથી તો આપણ તેમને ચીનાજ સમજીયે. આ મસ્જીદ જોવા હું ગયો હતો. પહેલાં એક ડેલામાં પેઠા પછી જરા આગળ ચાલતાં "મક્તબ" આવેછે, જ્યાં ચીનાઇ-મુસલમાન છોકરાઓ આરબી સીપાડા "અમ" નો સબક લેતા હતા. કેટલાક સીપાડા હાથનાજ લખેલા હતા. ઇસા નામનો એક ચીનો ઇમામ આ છોકરાઓને પહડાવતો હતો. મક્તબની પછવાડે એક ચોખંડું મેદાન છે, જેમાં જુના વખતનો એક મિનારો છે. તે ૧૧૦૦ વરસનો પુરાણો મનાયછે, માટે જાનની ખાતરીથી તે ઉપર કોઈ જતું નથી. આ મેદાનમાં પથરની ફરસબંદી કરી લઇ વચમાં નિમાજ પહડવાની મસ્જીદ બાંધીછે, જે ૧૮ x ૨૨ વાર લાંબી ચોહોળી છે. અંદર ખુત્બાનો મીમ્બર તથા કુરાન શરીફની આયતો આરબી ભાષામાં લખેલી છે.

વળી અહીંથી થોડેક દૂર સૈયદ વકાસની એક દરઘા છે, જ્યાં દર સાલ મેળો ભરાયછે. આ સર્વ જોયા તથા સાંભળ્યાથી હું કુદરતી રીતે તાજુબ થયો, કેમકે જેમ મને તેમજ મારા હમદીન ભાઇઓને જવલેજ ખબર હશે કે ચીનાઓમાં મહમદીઆન મજહબ આટલી બધી હદ સુધી ફેલાયલોછે. પણ પેલા સબક આપનારા ઇસા ઇમામે મને અચરત થતો જોઇ કહ્યું કે ચીનના માહેલા ભાગોમાં લગભગ દરેક ગામ કે કસબામાં તમને મુસલમાનો મળશે, જેઓ સઘળા હનફી મજહબ-પાળેછે. આ ઇસા ઇમામ બોડેલાં માથાંનો, બચુકલી દહાડીનો, પણ અંગે કદાવર અને ચીના કરતાં મલાઇ મુસલમાનને વધારે મળતો જણાતો હતો. આ સર્વ મુસલમાન ભાઇઓ ચીનાઓ સાથે વસેલા હોવાથી માથે ચોટલી રાખેછે, અને લેબાસમાં પણ સર્વ વાતે ચીના જેવાજ છે. મેં ચોટલી રાખવાનો સબબ પુછયો, તેનો મને એવો ખોલાસો મલ્યો કે ચીનાઓ અમને "બોડાં માથાંના" કહી હસેછે તેથી અમે ચોટલી રાખિયે છિયે. મને પોતાનેબી હનફી મજહબનો જાણતાંજ ચાર પાંચ ચીના મુસલમાનો મારી આસપાસ ફરી વળ્યા અને મારો લેબાસ વગેરે તપાસવા લાગ્યા. અલબત મેં તો મારી તમામ મુસાફરીનો લેબાસ ઇંગ્રેજીજ રાખેલો હતો તેથી તેઓ અજબ થયા. તેઓમાંના એક બાઇબિંધને મેં કલમો પહડવા કહ્યું, જે તે ભાગીતુટી જબાનમાં પહડયો ખરો. બીજાને મેં બિસ્મીલ્લાની સુર પહડવા કહી, અને તેબી ઉપલાના જેવોજ કાચો નિકળ્યો. મારી તપાસ મુજબ આ બાપડાઓ ધર્મ સંબંધી બહુજ અજ્ઞાનપણું ધરાવેછે. "મસલા મસાઇલ" (ધર્મ સંબંધી સવાલો) ની તો કશી ખબરજ નથી. તેઓ સાથ મળી મેઠી તથા તેમને રાજી રાખીને હું કંતાનની ઉપલી મસ્જીદ છોડી ગયો હતો.

હું કૅંતાનની જેલ જોવા ગયો ત્યારે એક અસાધારણ બનાવથી મને કંઈક ડર લાગ્યો હતો. અંદર પેસતાંજ કેટલાક કેદીઓ એક ગોળ ચક્ર લઈ મારી સામે આવ્યા. આ કેદીઓને પગે બેડી નાખેલી હતી, અને જેઓ ભારી તકસીરમાં સપડાયા હતા તેમને તો હાથે પણ બેડી હતી. તેઓમાંનો એક જણ જેને હાથે પણ કડી નાખેલી હતી તે એક હાથ મારા ઉપર ઉંચો કરી ધસ્યો આવ્યો, જેનો વિક્રાળ દેખાવ જોઈને મને કંઇક ધાસ્તી લાગી. પણ મારા ગાઇડે મને ધીરજ આપી કે એ કંઈ મારવા આવતો નથી પણ ભીખ માંગવા આવ્યોછે. આથી મેં કંઇક આણગમો બતાવ્યો, અને પછી તેઓ સર્વે મળીને વહેંચી લેવા એક રકમ આપી હું ત્યાંથી ચાલી ગયો. ઓરતઃ કેદીઓની જુદી જેલ હતી, પણ તે જોવા જવાનુંબી મારૂં મન થયું નહિ—એટલોબત્રો ઉપલો બનાવ મને નાપસંદ લાગ્યો.

ચીનાઓનો પોશાક તો સર્વને જાણીતો છે. ચીની ઓરતો માથું ઉંઘાડું રાખેછે અને તેને ઉપરથી બાલની પોકળ પટી લઈ અંબોડા વાળેછે. અંબોડામાં 'પિન'ને બદલે પથરની બનાવેલી લીલી જેવી વસ્તુ ઓસેછે. કાનમાં ચપટી અંગુઠી જેવી મોટી વાળી પહેરેછે, જેને મોતી કે પથર જેવું કંઇ જડેલું હોયછે.

ચીન દેશમાં આજ ચાર હજાર વરસો થયાં ૨૮ ટોળાના શેહનશાહો રાજ્ય ચલાવી ગયાછે. શેહનશાહ પોતાને પૃથ્વી ઉપરનો ખોદા ગણાવેછે, પણ તે માત્ર નામનોજ છે. સઘળો કારોબાર તો વજીરો ચલાવેછે. ચીનાઓમાં એક રીત ઘણી સારી છે, અને તે એ કે પોતાથી ઉમરે જે વડા હોય તેમને માન આપવું. એ કારણને થકી તેમજ રાજ્યેનો વડો ગણીને તેઓ શેહનશાહને અહીં સુધી દેવતા ગણેછે કે તેના તરફ નજર કરવાની પણ હિંમત કરતા નથી. જૈફ મર્દોને શેહનશાહ તરફથી પીળા લેબાસનું માન મળેછે, જે રંગનો પોશાક પાદશાહી ખાનદાનીઓ સિવાય બીજા કોઇથી પહેરાતો નથી. વડવાઓ તરફનાં માનને લીધે ચીનાઓ પોતાના પૂર્વજોને પૂજેછે. ધર્મ સંબંધી તેઓમાં અનેક એતેકાદ હોવાથી ઝનુન લાગ્યું નથી. બુદ્ધ ધર્મ તેમનો મુખ્ય મજહબ છે. પણ તેઓ પૂર્વજોની મૂર્તિને માનેછે એટલુંજ નહિ પણ એક વડા અમલદારની મૂર્તિ તેની હયાતીમાંજ બનાવી તેનેબી તેઓ માનેછે. ચીનાઓનો ધર્મ જેટલો નેકીને થકી ઇશ્વર ભક્તિ કરવાનો નથી તેટલો દેવતાઓ બુરૂં નહિ કરે તે માટે તેમને સંતોખવાનો છે.

આ ઠેકાણે ચીનાઓના ઇનસાફ બાબે મારે કેટલીક નવાઈ જેવી હકીકત જણાવવીછે. પહેલાં તો તેઓની કોર્ટમાં સોગંદ લેવાની રીતજ નવાઇ ભરેલી છે. તેઓ દેવતાઓનો ડર રાખીને સાચું બોલવાના કસમ લેતા નથી, પણ એક મરઘાની ડોકી મરડી નાખી તેનો જીવ લેવાના કસમ ઉપર સાચું બોલેછે. એ તેમને માટે સર્વથી ભારી કસમ છે. એ કસમ આપ્યા હોય ત્યારેજ તેઓ સાચું બોલેછે એમ આપણી ખાતરી થાયછે. હાંગકાંગમાં છેક હમણા સુધી આ કિસમના સોગંદ અપાતા હતા. વળી તેઓ એક કોડીની રકાબી ભોંયપર પટકી ભાંજી નાખીને સોગંદ આપેછે. આ બંનેની મતલબ એવી કે આ સોગંદ લઇ જુબાની આપનાર જો સાચું બોલશે નહિ તો જેમ મરઘાની ડોક મરડાઇ ગઇ, અને રકાબીના ટુકડા થયા, તેવોજ હાલ સોગંદ લેનારનો પણ થશે. આ સોગંદ ચીનાઇ માંદરીન યાને મેજીસ્ટ્રેટની કોર્ટમાં અપાયછે. એજ ધણી ન્યાયાધિશ તેમજ ધારાનો હિમાતી પણ છે, કેમકે ચીનાઈ કચેરીમાં વકીલો હોતા નથી. માંદરીનને હાથમાં લીધો એટલે બેહડો પાર! પણ તે આગમજ તેના હાથ નીચેનાં માણસોને પણ રાજી રાખવાં પડેછે. આમ હુકટથી પૈસા વેરનાર ખૂની વટીક છટકી જઇ શકેછે. ખૂનીઓ તો પૈસા આપીને પોતાને બદલે બીજા ધણીનો જીવ પણ ખરીદી શકેછે, અને એ રીતે ખરા ખૂનીને બદલે બેગુનાહ ગરીબ પૈસાની લાલચે જીવ આપેછે. તે પૈસા તેનાં કુટુંબને મળેછે.

માંદરીન તકસીરવાર પાસે વાંક કબૂલ કરાવતી વેળા તેને અનેક વેળા પાછળા ભાગ ઉપર નેતરના ફટકા ખાંચી મારીવેછે. આ વેળા જો તોહમતદારે કચેરીના માણસોને રાજી કીધા હોય તો બાહુતી માર ખાનારા તૈયાર હોયછે તેઓને ગોઠવી દઈ માર મારવામાં આવેછે.

હવે ભાગ જોગે અગરજો તોહમતદારને કેદની સજા થઇ તો તે બાપડાના હાલના હવાલ થઇ જાયછે. જેઓ ખૂન કે આગ કે બળવા કે લુટના વાંક માટે સપડાય તેમને તો મારીજ નાખવામાં આવેછે. પણ હલકા વાંક માટે પ્રથમ તો તે બાપડાને ગંધ મારતાં કેદખાનામાં પુરવામાં આવેછે, તેને પુરતું ખાવાનું મળતું નથી, અને તેનો કજીયો નિકળે તે આગમજ કેદખાનાનાં માણસો તેના ઉપર હજાર દુખ પાડેછે. અગરજો તે આ માણસોને હાથમાં લે તો તેઓ તેના ઉપર દયા કરી તેને રહેવાની સારી કોટડી આપેછે તથા તેને માટે સારો ખોરાક પુરો પાડવાની તેનાં સગાં વહાલાંઓને છુટ મૂકેછે. તકસીર સાબેત થઇ કે તેનાં ગળાં-માં, હાથમાં કે પગમાં જાડાં પાટિયાં પોયછે; કોઇવાર પાટિયાંમાં વિંધાં પાડી એકમાં એક



પિંજરાંમાંના ચીના કેદીને તેની સ્ત્રી ખોરાક આપેછે.

પગ તો બીજાંમાં બીજી બાજુનો હાથ ઓશાવી તેની કને ચલાવેછે. કેટલીકવાર તેને માત્ર ડોકું બહાર કહડાવીને એક જાતનાં તમામ બંધિયાર લાકડાંનાં પિંજરાંમાં બંધ કરી રાખેછે. તે પિંજરૂં બંધવાનાં કદ કરતાં વધારે ઊંચું હોયછે અથવા વધારે નીચું હોયછે. જો ઊંચું હોયતો બંધવાને ગળાં આગળથી પિંજ-રાંનો તમામ ભાર ઉપાડીને ચાલવું પડેછે, જેમ જો તે ન કરે તો તે ડોકાં આગળથી પિંજરાંમાં લટકી રહેછે. જો પિંજરૂં નાનું હોયતો બંધવાને કમર આગળથી વાંકો વળી રહેવું પડેછે. એ વેળાબી જો તે જેલનાં માણસોને હાથમાં રાખે તો તેઓ તેની બાયડી યા એશી-ઓને તેને થકી ખોરાક લાવી તેને ખવાડ-વાની છુટ મૂકેછે. આવાં પિંજરાંમાં કેદ પડેલા એક કમબખ્તનું ચિત્ર અહીં આપ્યું છે, જે ઉપરથી વાંચનારને હું જે કાંઇ કહેવા માંગુંછું તેનો પુરતો ખયાલ આવશે. તે બાપડાના બે હાથ પણ પિંજરાંમાંથી બહાર કહાડેલાછે, પણ તે હાથો વડે તેનાથી ભોજન લઇ શકાતું નથી. એટલામાટે તેની દુખી બાયડી પોતાનાં બાળકને પિઠે બાંધીને પોતાના ભર્તારને જમાડેછે !

પાસેના સફાપરનું એક બીજું ચિત્ર માંદરીનની કચેરીનું છે. અહીં આ લાંચિયો ન્યાયાધિશ ખૂબ દમમાં બિરાજેલોછે. તેની આગળ ટેબલ ઉપર તરેહવાર અદલ ઇનસાફની સામગ્રીઓ પડેલીછે. તેની પાછળ પંખો ઉપાડી ખિદમતગાર તેનાં કંટાળેલાં મગજને થંડું રાખેછે. વધારે પછવાડે બે જણ રાજ્યની નિશાન ઉડાવી તેના અધિકારની બુજર્ગી દેખાડેછે. તેની સામે બહુ દૂર એક જંગલી પ્રાણીને ગળાંમાં સાંકળ બાંધીને ઘુટણમંડિયે બેસાડેલુંછે, અને તે નાસી નહિ જાય અથવા કોઇને ઇજા નહિ કરે તે માટે તેને ગળે બાંધેલી લોખંડની સાંકળ એક સિપાઇએ મજબૂત પકડીછે. આ જંગળી હેવાન કોઇજ નહિ પણ એક કંગાલ કેદી છે, જેની અને માંદરીનની વચે બાર સિડીનો અંતર છે. આ પથરની સિડીઓની વચે રાજ્યનો ગર્દન મારનાર અમલદાર નેતરનો જબરો ડાંગ પકડી ઉભોછે, જેને માથે તારની તોપી અને દિલમાં રાતો લેબાસ છે. તેની પછવાડે તમાશગીરોની મોટી ભિડ થયલીછે અને સામે બીજા કોર્ટના નાના અમલદારો ઉભા છે. થોડે થોડે વારે આ ધણીઓ બિહામણી ચિસ પાડીને બંધવાઓ અને બીજાઓનાં દિલમાં ચીનાઇ ઇનસાફનો ધાક પેદા કરેછે. તપાસને દરમ્યાન અગરજો બંધવાએ વાંક કીધો હોય કે નહિ કીધો હોય તોપણ તે કબૂલ નહિજ કરે તો માંદરીન પોતાની ટેબલ ઉપર પડેલી લાકડી અથવા લાકડાંના કકડા ફટકા મારનાર સિપાઇ તરફ ફેંકેછે, અને તે ઉપર માંડેલા આંકડા મુજબના ફટકા પેલો સિપાઈ તોહમતદારને ઉંધો સુવાડી તેના પાછળા ભાગ ઉપર લગાવેછે.

ચીનાઓ બહુ ઘાતકી છે. વાજબી ઇનસાફ તોલવાને બદલે તેઓ તોહમતદારને મારીને વાંક કબુલ કરાવેછે અથવા લાંચ લઈ તેને જતો મૂકેછે. માત પિતાનું ખૂન કરનારને ફાંસીની સજા મળેછે, પણ તેની જોડે તેના શિક્ષકને પણ ગર્દન મારેછે, કેમકે માબાપ તરફ કેમ વર્તવું તેની તેણે તે ચંડાળ બેટાને જોઇતી તાલીમ આપી નહિ તેથીજ તેણે ઉપલું ખૂન કીધેલું મનાયછે! એટલુંજ નહિ પણ તે ખૂનવાળાં શેહરના માંદરીનને નોકરી ઉપરથી અપમાન સાથ કહાડી મૂકેછે, તથા તે પ્રાંતના વૈસરાયને પણ એક પાયરી ઊતારી પાડેછે. બળવાખોરોને એકદમ મારી નહિ નાખતાં રિબાવીને મારેછે. અને તે કેમ? પ્રથમ આંખ આગળથી ચામડાં ઉતારેછે; એ પછી તેના બંને ગાલો કાપી કહાડેછે; ત્રીજી વેળા હાથનાં ગોટલાં છોલી નાખેછે; ચોથી મરતબે છાતી ઉપરનું માસ કાપી લેછે; આમ છતાં જો તે કમબખ્ત જીવતો રહેવા પામેછે તો પછી તેનાં પિંડુ, પગનાં ટેટાં વગેરે કાપી નાખેછે, અને છેલ્લે એકજ ઝટકે તેનો જીવ લેછે!

તા૦ ૨૭ મીનો આખો દિવસ હું કંતાનમાં ફર્યો, અને તેમાં મેં ઉપર નોંધેલાં વર્ણન મુજબ સર્વ જોઇ તથા અગત્ય જોગ બાબતોની માહિતગારી મેળવીને સાંજે પાંચ વાગે હું પાછો મારી આગબોટ ઉપર ગયો, જે થોડાજ વખતમાં પાછી હોંગકોંગ જવા ઉપડી ગઈ. આગળની પેઠે સઘળા દેખાવો જોતા અમે આગળ વધ્યા. મધરાતે ૧ વાગે સ્ટીમર હોંગકોંગને ધક્કે બંધાઇ, અને હું સુઇ ગયો. આજે આતવાર હોવાથી ચીનાઓની દુકાનો સિવાય યુરોપિયન ઑફિસો વગેરે બંધ હતું, માટે આગળા દિવસની થાકને લીધે હું સહવારે નાસ્તો લઇને પાછો ઉંઘી ગયો અને આગલી પેઠે મિઠી નિંદ ખેંચી કહાડી.

હોંગકોંગ અને કંતાન મળીને ચીનમાં મેં ૯ દિવસો ગુજાર્યા અને પછી તા૦ ૩૦ મી મે અને મંગળવારે અમેરિકન મેલ સ્ટીમર "ચાઇના," જે યુનૈટેડ સ્ટેટ્સનો મેલ લેતી જાયછે, અને જે ચીન તથા સેન ફ્રાન્સીસ્કો વચે ફરતી આગબોટોમાં સરસ ગણાયછે, તે ઉપર સવાર થઇ છેલાં શેહર તરફ જવા માટે બપોરે બે વાગે નિકળી પડયો. હોંગકોંગનું બારૂં ૧૦ ચોરસ મૈલનું છે, જેમાં વચે હોંગકોંગ અને કાવલાનના ટાપુઓ અને તેમની પેલી બાજુએ ડુંગરો આવેલા હોવાથી એ બારૂં બહુ શોભેછે. તે દુનિયાંનાં બીજાં શોભીતાં બારાંઓમાંનું એક ગણાયછે. આપણી



ચીનાઇ ઇનસાફની કચેરી.

[જુઓ સફે ૧૩૬.

નવી સ્ટીમર ૫૦૦૦ ટનની અને બે ધુમાડિયાંવાળી હતી, જે ઉપરથી રાત્રે ૧૧ મૈલ લાંબા હોંગકોંગ ટાપુનો દેખાવ બહુ સુંદર લાગતો હતો. ગોયા વિક્ટોરિયા પીક ઉપરથી નીચે સુધી નાના આગિયા કિડા ઉડતા ફરતા હોય તેમ ઠારેઠારે દીવા સળગી રહ્યા હતા, જેમની રોશનીમાં કિનારેની બે ડજન વિજળિક બતીઓ નવો વધારો કરતી અને રચનામાં શોભા આપતી હતી.

### એમૉય.

અમારી સ્ટીમર કિનારે કિનારે ચાલતી હતી, કેમકે તે એમૉય ખાતે બંદર કરવાની હતી. આથી અમને ચીનને કિનારેનાં ગડગામડાંઓ જોવાને બની આવ્યું. એમૉય ખાતે અમે તા૦ ૩૧ મી અને બુધવારે સહવારે ૧૦ કલાકે પુગ્યા, જયાંનું બારું પણ સુંદર છે. અહીં પ્રદેશી આગબોટોનો સારો જથો છે. દાખલ થતાં એક દીવાદાંડી આવેછે. અહીંની વેપારી જીનસ મુખ્ય કરીને ચા છે, તેથી ઉપલી પ્રદેશીમાંની ૧૧ આગબોટો ચાથીજ લાધેલી હતી. હું પણ ચીના ઉતારૂઓ સાથ ઉતરી શેહરમાં ફરવા ગયો, પણ જોવાલાયક કાંઈ જણાયું નહિ. અહીંના રસ્તા તો કંતાન કરતાં પણ સાંકડા અને મેલા છે. ઘરો ઠીસોઠીસ ચીનાઓથી ભરેલાંછે, અને આખું શેહર ૩૦૦૦૦૦ની વસ્તીનું કહેવાયછે.

જ્યારે આ શેહેર જોવા હું નિકળ્યો ત્યારે ચીનાઓ તો કેથા મનેજ જોવા મંડી ગયા ! હું રંગે યુરોપિયનોના જેવો ન હોવાથી હું કોણ હઇશ તેની તેમને નવાઇ લાગી; અને જ્યારે મેં કહ્યું કે હું હનફી મજહબ પાળનારો ઈસ્લામી છું ત્યારે હું બીજા ચીના મુસલમાનોની પેઠે માથે ચોટલી કેમ નથી રાખતો એ તેમની બીજી નવાઇ હતી. એ રીતે "ચોટલી વગરના નવા માણસ" દાખલ એમૉયના લોકોમાં મેં એવડી તાજુબી પેદા કીધી. અહીં પણ મેં ૨॥ ઇંચના પગની તાતાચીની ઓરતો દિઠી. એમૉયમાં ચાની પેદાશ ભારી છે. મારા ચીના સાથીના કહેવા મુજબ તેનો આખો જીલ્લો ચાનાં ખેતરોથીજ ભરેલો છે. અહીં વળી ચીનાઇ ફેન્સી સામાન બહુ બનેછે અને સસ્તો વેચાયછે. વળી અહીં જાતજાતના રંગીન પથરો ઉપર કોતરકામ કરેછે, તથા એવા રંગબેરંગી પથરોનાં તરેહવાર રમકડાં બનાવેછે; જેમકે નાની તોપ, પથરનું કોરેલું ચીનાઇ ઘર, ઝાડો, વગેરે. વળી અહીં હાથથી બનાવેલાં નેતરકામ પણ બહુ શોભાયમાન અને સાથે સસ્તાં બનેછે. સોફા, કુર્સી, ઇઝીચેર, કોચ વગેરે સર્વ અસ્બાબનાં ૧૩ નંગ મને એક જણે ૧૫ રિયાલની કીમતે આપવાની ખુશી દેખાડી, જેમના આપણી તરફ યા યુરોપમાં ૨૦૦ રિયાલ ઉપજી શકે. આવા શોભિતા પણ સસ્તા માલ બાબે પરપુછ કરતાં મને એકજ જવાબ ઠેકાણે ઠેકાણેથી મળ્યો કે ચીના ગરીબો ગામડાંઓમાં બહુ સસ્તું કામ કરી આપેછે. તે બાપડાંઓને આખા દિવસની ગધાઈ મજુરી છતાં ચાર પાંચ દોકડાનો રોજ મળતો કહેવાયછે !

એમૉયમાં પણ બુદ્ધિસ્ત દેવળો વગેરે છે, પણ તે મેં કંતાનમાં જોયલાં હોવાથી અહીં તે જોવા નહિ જતાં પાછળા પહોરે ૪ બજે સ્ટીમર ઉપર પાછો ફર્યો, જે એક કલાક પછી ઉપડી ગઇ. આગળ વધતાં ચીનાઇ ગામો દૂરથી જોવાની મજાહ પડતી હતી, અને તેથી અમારી સ્ટીમર કાંઠે કાંઠેજ ચાલતી હતી, તોપણ માર્ગમાં અમને જરાર તુફાની દરિયો મળ્યો. તે ફોર્મોસાનો દરિયો હતો, કેમકે હાલ અમે એ ટાપુ અને ચીન દેશ વચેથી માર્ગ લેતા હતા. તે પસાર કરીને ઉગમણુ દરિયા ("ટંગ હઇ") માં દાખલ થયા, જ્યાંથી અમારે જાપાન દેશનાં દક્ષિણ બંદર નાગાસાકી ખાતે જવું હતું. રસ્તામાં આ છેલાં શેહર ખાતેથી પાછી ફરતી કેટલીક આગબોટો અમને મળી.



# પ્રકરણ ૧૨ મું.

## જાપાન.

જાપાનનું દક્ષિણ નાકું—નાગાસાકીનાં લાકડાંનાં ઘરો—ખાડીઓના મહોલ્લા—તે ઉપરના પુલો—વસાંદ—પાણીનો જબરો સુકાળ—જાપાની કબરોનો નમુનો. ગુજરેલાંઓને આ દુનિયામાં પાછા આવવાનો વાર્સિક તેહવાર—તે વેળાની રચના—તેમને પાછાં વળાવાની ગોઠવણો—પાણીનાં બાંધકામ અને ધોધ. ઘાસનાં વાસણો અને વસ્તુઓ. જાપાની ઓરતો—તેમનો દેખાવ.

જમીનની વચેનો દરિયા—કુદતની એક અજાયબી—દરિયાનો મોહક દેખાવ. "ઉગમણુ તરફનું વેનિસ"—કિયોટો—હલકી આબરૂનાં ચાખાનાં. કોબી—જાપાની વેપારીઓની ધરપચ. યોકોહામા—બચાવ માટે બાંધેલા તોપોના મોર્ચા—મૂખ્ય વેપારી બંદર—તેની આગળી તવારીખ—તેની વસ્તી, વિસ્તાર અને વેપાર—જાપાની ડાન્સ—નાટક—શરીર ઉપરનાં છુંદણા.

તોકિયો પાયતખ્ત—વસ્તી અને વિસ્તાર—અસલ ઇતિહાસ—રસ્તાનો નવાઇ જેવો વહિવટ—"થિયેટર સ્ટ્રીટ" માં રંગરાગ—હેરત કરનારી જાપાની કસરતો—"શિબા" નાં દહેરાં—તે માહેલી ગોઠવણો—બુદ્ધનાં પુતળાં—પાદશાહી કબરો—રાણીઓની યાદગારીનાં દહેરાં—જાનવરખાનું—સંગ્રહસ્થાન—શેહનશાહનો બાગ-મેહલ માંહેલો શીણગાર—રાજ્ય બાબે થોડીક ઇતિહાસિક નોંધ. અસલી પાયતખ્ત કામાકુરા—બુદ્ધની કાંસાંની મૂર્તિઓ—તેમનું રાક્ષી કદ અને વિસ્તાર. જાપાની લોકો—તેમની ચાલચલણ—સંસારી અને ધર્મસંબંધી રીતભાત—લાકડાંનાં ઘરોની પિડા—આગની આફતો—લાસને ઠેકાણે પાડવાના રેવાજો.

સેંડિચ ટાપુઓ—હોનોલુલુ—તેની રાણીનો મેહલ—તેની ઉપરની રાજદ્દારી આફત—તેની તરફ દેશી પ્રજાની દિલસોજી.

### નાગાસાકી.




મોચથી ઉપડયા પછી ચોથે દિને, એટલે તા૦ ૩ જી જુન અને શનિવારે સહવારે ૬ કલાકે અમે આ જાપાની શેહેર ખાતે આવી પહોંચ્યા. અહીંનું બારૂં બહુ ખુબસુર્ત-છે અને ઉંચા ડુંગરાઓ તથા ઝાડપાનથી છવાઇગયલું હોવાથી ઘણું શોભેછે. આગબોટ લંગડ કરતાંજ હું કિનારે ગયો. બંદરપરનો રસ્તો બાંધી લઇ આજુબાજુ ફર્ને ઝાડો રોપેલાં છે. રસ્તો બહુ પહોળો નથી. તે ઉપર કસ્ટમહોઊસ વગેરે થોડાંક જાણીતાં મકાનો છે, અને તેઓજ માત્ર ઇંટ કે પથરનાં બાંધેલાં દીસેછે; બાકી શેહરનાં ઘરો બહુ મોટે ભાગે લાકડાંનાં પાટિયાંનાં બાંધેલાંછે. શેહરમાં નાની નાની ખાડીઓ ફરી વળેલીછે, જેથી દરિયાનું પાણી આજુબાજુ ફરી વળવાથી મછવાઓ અંદર દાખલ થઇ ફરતા ફરેછે. આથી શેહેર-નો દેખાવ કેટલેક દરજ્જે ઇટલીનાં વેનિસ જેવો લાગેછે. આ ખાડીઓ ઉપર પથરના મજબૂત પુલો બાંધેલાછે. શેહરના રસ્તા સાંકડા છે અને ઘરો એઠા ઘાટનાં બબે મજલાનાં છે. ઘણું કરી સર્વ ઘરોને માત્ર ૧ા થી બે ફુટ જેટલો પહોળો લાકડાંનો કથોળો હોયછે, જે ઉપર નળિયાં ગોઠવેલાંછે. ભોંયતળિયું જમીનની સપાટીથી બે ફુટ ઉંચું લાકડાંનાં પાટિયાંનું બનાવેછે, જે ઉપર સફાઇદાર સાદડીઓ પાંથરી-ને એક લાંબું દેવાનખાનું બનાવેછે. વચમાં લાકડાંનાજ તખ્તા એવી રીતે ઉભા કરેછે કે જરૂર પડે ત્યારે તેઓથી ઓરડાઓ જુદા પાડી શકાય, અથવા દેવાનખાનું બનાવવું હોય ત્યારે તેમને સહેલથી ઉપાડી લઇ અથવા ખસેડી શકાય. કેટલેક ઠેકાણે લાકડાંની ચીપો ઉપર શોભિતાં કપડાં કે કાગળો જડીને આવા પર્દા બનાવી ઓરડા કરેછે. મારા સાંભ-ળવા મુજબ આખાં જાપાનમાં આવાં ઘરો છે.

નાગાસાકીમાં વર્સાદ બહુ પડેછે. આજે પણ એક મોટું ઝાપટું આવી ગયું, અને અવારનવાર છાંટા આઆજ કરેછે. તોપણ હું તો જીનરિક્ષાના દર કલાકના ૧૫ સેંટ આપી શેહરમાં ઠેકાણે ઠેકાણે ફરી વળ્યો. અહીં પાણી બહુ ઉપર નિકળી આવેછે. જમીનમાં ૬ કે ૭ ફુટ ખોદયું કે જથાબંધ પાણી મળેછે. આ કિસમના કુવાઓ જોડ વળી અહીં નાનાં નાળાં પણ છે. વળી મેં ઉપર કહ્યું તેમ અતરે સારો વર્સાદ થાયછે. તે છતાં ગળીએ ગળી અને ઠેકાણે ઠેકાણે પાણીના નળ રાખેલા-છે તેમાંથી લોકો ચાહે એટલું પાણી ભરી લઈ જાયછે. આ રીતે અહીં પાણીનો બહુજ સુકાળ છે. નાગાસાકીનું બંદર પહાડોની તળેટીમાં ખુલ્લું આવેલું છે. આ ડુંગરો-માંના વધારે ઘોળાવવાળા ઉપર સીડીઓ બાંધીને નાટકશાળાના જેવા એક ઉપર એક તબક્કાઓ બનાવ્યાછે.

અહીંનું કબ્રસ્તાન ડુંગરોની બંને બાજુએ આવેલું છે અને વચમાં ધરો છે. બેઠા ઘાટના ચોખંડા પથરા ઉપર બીજો તેવોજ ચોખંડો પથર, અને તેઓ ઉપર વળી એક ત્રીજો લાંબો કે ગોળ પથર મૂકયો એટલે જાપાની કબર બનેછે. કોઇ ઠેકાણે ઉપલા પથર ઉપર ચંદ્ર જેવી આકૃતિ કરેલી હોયછે. આ પથરાઓ ઉપર જાપાની ભાષામાં લખેલું હોયછે, અને એવાં લખાણવાળી ત્રણ ત્રણ પથરાની કબરોની લાઇનોની લાઇનો હારેદાર ઉપર નીચે બનાવી દીધીછે. આ કબ્રસ્તાનોમાં દર સાલ એક વખ્ત યાને ઑગસ્ટ મહિનાની તા૦ ૧૩ માંથી ૧૬ મી સુધીના ૪ દિવસો, નાગાસાકીના સર્વે જાપાની રહેવાસીઓ પોતાનાં ગુજરેલાં સગાં-વહાલાંઓની યાદમાં તેહવાર પાળેછે, જેને તેઓ "બૉન મત્સુરી" (Bon Matsuri) કહેછે. પહેલી રાત્રે જેઓ છેલાં સાલમાં ગુજરી ગયા હોય તેમનીજ કબરો ઉપર રંગીન કાગળોનાં ફાનુસો વગેરેથી રોશની કરેછે, પણ બીજી અને ત્રીજી રાત્રે સઘળી કબરો ઉપર એવીજ રોશની થાયછે, અને સઘળાં સગાંસ્નેહીઓ પોતાનાં મરનારની યાદમાં ખાણી ને ચકચુર બનેછે. તેમના નાચ રંગ અને મોજમજાહના પોકારાથી આખું કબ્ર-સ્તાન ગાજી રહેછે. વળી આતશબાજીના બાણ વખ્તે વખ્ત ઉડેછે અને એ રીતે રંગરાગ અને મોજશોકમાં કશી મના રહેતી નથી.

છેલ્લી રાત્રે બાર પર બે વાગ્યા સુધી આમ મજાહ ઉડાવ્યા પછી સઘળાઓ પહાડી તબક્કા ઉપરથી પોતાનાં ફાનુસો લઇ લાંબાં સરઘસના આકારમાં નીચે ઊતરી પડેછે અને કબ્રસ્તાન પાછાં ઉજડ બની જાયછે. જાપાનીઓ એમ સમજેછે કે ઉપલી ત્રણ રાત સુધી તેમનાં મરણ પામેલાં ખેશીઓ આ દુનિયામાં પાછાં આવેછે, અને ત્રીજી મધરાત પછી બામદાદ થવા આગમજ તેઓ પાછાં ફરેછે. એટલા-માટે બામદાદ આગમજ સઘળાઓ ડુંગરો ઉપરથી ઊતરી આવી દરિયામાં ઘાસનાં હજારો નાનકડાં વહાણો તરતાં મૂકેછે અને તેમાં ફાનુ-સો લટકાવેછે, તથા થોડાંક ફળ અને નાણું મૂકેછે—એવી મતલબથી કે, આ ખોરાકી ખાતાં તથા નાણું ખર્ચતાં પેલાં ગુજરેલાંઓ વહા-ણોમાં બેસી પાછાં પોતાને મથકે જાય. હવે આ ઘાસનાં વહાણોને સઢ હોયછે જેથી તેઓ થોડાંક આગળ વધેછે ખરાં, પણ પછી પવન-થી પ્રથમ ફાનુસો અને પછી આ વહાણો સળગી ઉઠેછે, અને તેથી દરિયામાં દેખાવ ઘણો જોવા લાયક થઇ પડેછે. આ તમાશો જોવા યુરોપિયન રહેવાસીઓ ભાડની બોટોમાં સેલ કરતા આવેછે, જેમને ડુંગર ઉપરનો તબક્કે તબક્કેનો ફાનુસોની રોશનીનો દેખાવ ઘણોજ રમણ્ય અને પરિયાંના માળા જેવો લાગેછે. મને આ તમાશો જોવાની તક મળી ન હતી, માટે દિલગીર છું, પણ મારા ભોમિયા-થી મેં ઉપલી વાતો સઘળી જાણી લીધી હતી.

નાગાસાકીથી એક કલાકના રસ્તા ઉપર હોંગુચી (Hongouchi) નામનું એક પાણી-નું બાંધકામ છે, જ્યાં માણસથી ખેંચાતી જીનરિક્ષામાં હું ગયો હતો. બે પહાડોની વચમાંના એક નાળાને બાંધી લઇને આ બાંધકામ કીધેલું છે, અને તે સારૂં છે. ત્યાં જતાં માર્ગમાં સુંદર દેખાવ નજરે પડેછે, એ

ઉપરાંત વળી અહીં એક પાણીનો ધોધ પણ છે, જ્યાં લોકો મોજબાનીએ જાયછે. એ ધોધ મેં જોયો, પણ ઓબામા (Obama) નામના ગંધકના ગરમ પાણીના ઝરા, જે ઉન્ઝન (Unzen) પહાડના થડમાં આવેલાછે તે દૂર હોવાથી ત્યાં હું ગયો ન હતો.

અહીંનાં લોકો ઘાસ વગેરેની વસ્તુઓ બહુ અછી રીતે બનાવી જાણેછે, અને વળી તે ટકાઉ હોયછે. ઘાસનાં વહાણો ઉપરાંત તેઓ ચંપલ (જોડા) પણ બનાવેછે, જે ગરીબ લોકો પહેરેછે, અને ઘોડાને પણ એવાજ બનાવેલા જોડા પહેરાવેછે. જાપાની લોકો વળી બનાવટી ઝાડો, ફુલો વગેરે બહુ સરસ, જાણે ખરાં હોય તેવાં, બનાવેછે. આ લોકો કપડાં વગેરે ઉપર સારો રંગ દઇ જાણેછે. તેમની ચોપડીઓ વગેરે છાપવાની કળા યુરોપિયનોના જેવી છે, જે તેઓ પોતાની ભાષામાં છાપેછે. ભાષામાં તેઓ ચીનાઓને બહુ રીતે મળતા છે. બંનેની બારાખડીમાં થોડોજ ફેર છે. ભાષા ચીની જેવીજ, પણ તેમાં બરમીસ ભાષાનો કંઈક ભેળ હોય એવી લાગેછે. જાપાનીઓ પણ ઉભીજ લીટીમાં, અને રંગમાં બોળેલી પીછીથી લખેછે. તેઓનું ખાવું પણ ચીનાઓની પેઠે સળિયાથી હોયછે.

જાપાની ઓરતોની રાહરસમમાં મને કેટલીક નવાઇ જણાઇ. તેઓ કંમરેથી લગાર વાંકી હોય તેમ ચાલેછે. નાની છોકરીઓ બાજારોમાં પોતાના ભાઇ યા બહેન જોડે જાયછે. નાનપણથીજ બચ્ચાંને તેઓ પીઠે બાંધેલાં રાખેછે તેથી ઓરતો વાંકી જણાયછે. આ સ્ત્રીઓ હસમુખા સ્વભાવની હોયછે. તેઓને બહુ છુટાપણું મળેછે. પરદેશી યા બીગાના મર્દના મહલાજા જેવું તેઓ કંઈ જાણતીજ નથી. શાદી કરેલી સ્ત્રીઓ પોતાની આંખ ઉપરનાં ભવાં બોડાવેછે, અને તેથી કુંવારી સ્ત્રીઓ ઓળખાઈ આવેછે, કેમકે તેમનાં ભવાં સલામત હોયછે.

અહીંની આબોહવા તનંદરોસ્તીભરેલી છે. હાલ સારી થંડી પડેછે.

## જમીનની વચેનો દરિયો—કુદરતની એક અજાયબી.

તા૦ ૪ થી જુન અને આદિતવાર—આ શેહેરમાં ઉપર મુજબ મેં આખો દિવસ ગુજાર્યો અને હવે સાંજે પાંચ કલાકે અમારી સ્ટીમરે જાપાનની વચે ઘેરાયલા દરિયા તરફનો રસ્તો લીધો. જાપાન દેશ ત્રણ ચાર ટાપુઓનો બનેલો છે, જેમાંનો વચલો **નિફોન** સર્વથી મોટો છે. નિફોનની દક્ષિણ તરફના બે ટાપુઓની અને તેની પોતાની વચે એક સમુદ્ર ઘેરાયલોછે તે જોવા લાયક છે. આ દરિયા તરફ અમે વળાણ લીધી. પ્રથમ કેટલાક નાનકડા બેટોનો ઝુમખો વટાવીને **કોરિયાના** ભૂશલાકાને પશ્ચિમ તરફ બાજુમાં મુકી, તેની ખાડી છોડીને અમે બીજે દિને યાને તા૦ ૪ થીને મલસ્કે ઉપલા ત્રણ ટાપુઓની વચેના દરિયા (Inland Sea) માં પેઠા. અહીંનો દેખાવ લીલોછમ અને બહુજ શોભિતો લાગ્યો. દરિયાની બંને બાજુએ લાગી રહેલા ટાપુઓનાં ગામડાંઓનાં લાકડાંનાં બેઠાં ઘરો અને ડુંગરો અને ઝાડપાન અને લીલાંલેહર જોઇ મને તો બહુ મોજ મળી. વચમાં વચમાં વળી ખડકરૂપી ટાપુઓ નિકળી આવી ડુંગર જેવા ઉંચે ચહડેલા, અને તેઓની વચે ઘેરાયલા તળાવ જેવા અથવા તેઓની આસપાસ ફરી વળેલા દરિયા જેવા પાણીના પોહોતનો દેખાવ ખરેજ નહિ વર્ણન કરી શકાય એવો છે. મને તો આ દરિયા ગોયા કુદરતનો એક સુશોભિત બાગ હોય એવો મનહર લાગેછે, અને અહીંથી જાણે બિસ્રવાજ ભાવતું નથી. વાહ ! આજ વળી ઉપરથી ઝીણો ઝીણો વર્સાદ ઝરમરેછે, ને વાદળની ઘટાથી દેખાવ ઘમઘોર બની ગયોછે. જમીનની વચેના આ ગંજાવર સરોવર જેવા દરિયામાં ઉગી નિકળેલાં ઉપલાં ઝાડોથી ભરપુર ડુંગરો મને તો નાના મોટા ફુલના તુરા જેવા લાગેછે અને મારી આંખોને બહુ થંડક આપેછે. મારી સાથના સર્વ યુરોપિયન મુસાફરો પણ આ જોઈ એક અવાજે બોલવા લાગ્યા કે કેવો સરસ દેખાવ છે ! દુનિયાની નહિ જણાયલી અજાયબીઓમાંનો આ

દેખાવ એક છે, અને તે ખરેખર જોવા લાયક છે. તેની ખુબસુર્તીને માટેજ આ દરિયા વખાણાયોછે. તેનો દક્ષિણ કિનારો વધારે વખાણ કરે એવોછે. બંને કિનારાઓ એકેક-થી જુદો દેખાવ રજુ કરેછે, એટલુંજ નહિ પણ દરેક કિનારા ઉપર ભાંતભાંતના દેખાવો મળ્યા કરેછે, જેથી આપણી આંખ મુદલ થાકતી નથી, પણ ઓર તેને એવી ગમત મળે-છે કે તે જે કંઈ જુએછે તેને નજર આગળ-થી ખિસાડવા ગમતુંજ નથી. કોઈ કોઇ ભાગોમાં તો દરિયાના કિનારા ઉપરની રેતી આફતાબની રોશનીથી એવો દેખાવ ધારણ કરેછે કે ગોયા દરિયાનો છેડોજ નહિ હોય તેમ લાગી જાયછે. કિનારાની પેલી બાજુના પર્વતો વળી પોતાની ટોચ ઉપરના બર્ફથી આ આકર્ષિત દેખાવમાં નવો વધારો કરેછે. આ બર્ફ સૂર્ય પ્રકાશથી દીપીને ગોયા આકાશમાં નાની વાદળીઓ ચમકતી હોય એમ દૂરથી વિસ્મય પામતા મુસાફરને નજર આવેછે. એક વાર એક ગામડું નજરે પડેછે તો તેનો શાંત દેખાવ, તેની જોડમાંની ખેતી, અને તેનાં નાનકડાં લાકડાંનાં ઘરો પુરાં થયાં કે તરત "ફર" જાતનાં ઝાડોનું જંગલ શરૂ થાયછે. કોઇવાર દરિયો એક સાંકડી નેહર જેવું રૂપ ધારણ કરેછે, ત્યારે વચમાં આવેલો ટાપુ આસપાસના સઘળા રમણ્ય દેખાવોને ઢાંકી નાખીને વળી નવોજ આકાર રજુ કરે-છે. આ રીતે પાણી, પહાડ, ટાપુ, ઝાડપાન, રેતી, બર્ફ અને ગામડાંઓના જાતજાતના દેખાવોને ઓરશેદની રોશનીથી એવાં એવાં રૂપો લેતાં મેં જોયા કે તે સર્વનું બયાન કર-વાને મારી નબળી કલમ કેવળ અશક્ત છે. હું જાણતો નથી કે મારા પ્રિય વાંચનારને તે હું કેવી રીતે સમજાવી શકું.

આ અદભૂત અજાયબીઓના દરિયામાંથી પસાર થતાં નાની જાપાની આગબોટો પોત-પોતાનાં બંદરો તરફ જતી અમને મળી. વળી મછવાઓની સંખ્યા તો અગણિત હતી, જેમને મર્દો ભેગી ઓરતો પણ હલેસાં મારતી હતી. તેઓ ઉપર વર્સાદ અર્થે ઘાસનું સાદડી જેવું છાપરૂં કીધેલું હોયછે. કેટલાક મછી-મારો રસ્તે રસ્તે માછલી પકડવા જાળ નાખી પોતાની હોડીઓમાં ફરતા ફરેછે. દરિયાને બંને કિનારે થોડ થોડ છેટે નાનાં નાનાં ગામો નજરે પડેછે, તેમજ વળી માર્ગમાં ઘણે ઠેકાણે અમો દીવાદાંડીઓ પણ જોઇયે છિયે. રસ્તે મળતા ટેકરાઓમાંના કેટલાક સપાટ હોય તે ઉપર ખેતી કરેલીછે, ત્યારે બીજાઓ ઝાડ-પાનથી ભરાઈ ગયાછે. વળી કેટલાક તો લીલાં ઘાસથીજ કુદરતે ગોયા ગાલીચો બિછાવ્યો હોય તેમ છવાઈ ગયાછે.

## કોબી.

આ સર્વ દિલકશ દેખાવ જોતા ખુશ દિલ સાથે અમે તા૦ ૫ મી જુનની સહવારે કોબી (Kobe) શેહર ખાતે જઇ ચહડયા. ઉપલા જાપાની દરિયાની દિલખુશ આબો હવાથી મારી તનદરોસ્તી બહુ સુધરી ગઇ, અને કિનારે જવાની રજા મળતાંજ મેં ત્રણ કલાક સુધી જીનરિક્ષામાં ફરીને આ શેહર જોયું. અમારી સ્ટીમર બપોર પછી બે વાગે તો ઉપડી જનાર હતી માટે મારી કનેના ચાર કલાકમાં હું **ઓસેકા** (Osaka) સુધી ફરી આવ્યો. આ છેલ્લું શેહર કોબી—જેનું અસલ નામ **હિયોગો** (Hiogo) હતું તેના—થી ૧૪ મૈલ દૂર છે અને ત્યાં રેલવે મારફતે એક કલાકમાં જવાયછે. વળી **કિયોટો** (Kioto)ઓસેકાથી એક કલાકના છેટા ઉપર છે. કિયોટો અસલ જાપાનનું પાયતખ્ત હતું. ઓસેકાને યુરોપિયનો "ઉગમણુ તરફનું વેનિસ" કહેછે, કેમકે એનો દેખાવ તે યુરોપિયન શેહર-ને લગભગ મળતો આવતો જણાયછે. હું દિલગીર થયો કે મને મળેલા માત્ર ચાર કલાક-માં હું આ શેહર જેવું જોઇયે તેવું જોઇ શકયો નહિ. અહીં એટલીબધી ખાડીઓ અને નેહેરો છે કે આવજા માટે તેઓ ઉપર ૩૨૬૦ પુલો બાં-ધેલાછે! ઓસેકાથી પાછો હું કોબી ખાતે આ-વ્યો, અને જીનરિક્ષા ઉપર સવાર થઇ સૌથી પહેલાં "નુનોબિકિ" નામના પાણીના ધોધ (Nunobiki Waterfall) જોવા ગયો. ત્યાં જતાં માર્ગમાં ચાખાનાં (**Tea Houses**)

આવેછે, અને તેઓની વચે થઇને ધોધ તરફ જવાયછે. આ ચાખાનાં આ પીવાનાં ઘરો છે, પણ આ એક ગોયા નાનો કસ્બાણવાડાજ છે. અહીં જવાન જાપાની છોડીઓ ચા લાવેછે. તેઓ ઇંગ્રેજીમાં વાત કરી શકેછે, અને એટલી મિઠાશ અને નરમાશથી તથા હસતે ચેહેરે વાતો કરેછે કે નહિ પીનારો પણ ચા લેછે. ધોધ જોઇને પાછો ફરતાં મારા હાથમાં પુરતો વખ્ત રહેલો નહિ જણાયાથી કિયેટો જોવાની તક ગઇ અને હું સ્ટીમર ઉપર પાછો ફર્યો.

કોબી શેહેર પહાડની તળેટીમાં વસેલું એક સુંદર સ્થાન છે. જાપાનમાં તે યેકોહામાથીજ ઉતરતું શેહેર છે. અહીંની બહોળી વસ્તીમાં શુમારે ૪૦૦ પ્રદેશીઓ છે, જેમના વેપારને ખાતર આ બંદર જાપાની શેહનશાહે ૧૮૬૮ માં સર્વ દેશો માટે ખુલ્લું મુકયું હતું. અહીંના રસ્તા નાગાસાકી કરતાં વધારે પહોળા છે. આખા દેશમાં સ્વદેશી માલની ખરીદી માટે આ બંદર સારૂં છે, કેમકે તે જથાબંધ, સારો અને સસ્તો મળેછે. જાપાની ફેરિયાઓ આ માલથી બોટો ભરીને સ્ટીમરોની આસપાસ ફરતા ફરેછે. મારી સ્ટીમરને પણ તેઓએ એજ રીતે ઘેરી લીધી હતી. આ ફેરિયાઓ પાસે એકજ ભાવ તો છેજ નહિ. જેમ ઘરાક ઘભરાય તેમ તેઓ તેને ઠગીને પૈસા કહાડાવેછે અને અતિ ઓછી કિમતનો માલ પહેરાવેછે. નાની દુકાનો ઉપર પણ આવુંજ કંઇક દિઠામાં આવેછે, પણ મચેલી મોટી દુકાનો ઉપર એકજ ભાવ હોયછે. કોબીમાં મને જાપાની લોકોની રાહરસમ વગેરે બાબે ઘણીએક માહિતગારી મળી, જે બાબે સામટો ચિતાર હું આ પ્રકરણની શેવટે આપવા ધારૂંછું. અહીં કેટલાંક બુધ્ધિસ્ત દહેરાંઓ છે, જેમાંનાં શિન્કોજીમાં બુદ્ધની એક મોટી કાંસાંની મૂર્ત્તિ છે. એક દહેરૂં તો "ચંદ્રનાં મંદિર" ને નામે ઓળખાયછે. કોબીથી ૧૦ મૈલ ઉપર અરીમાનો ગરમ પાણીનો ઝરો છે, જેમાં સ્નાન કરવાથી સંધિવા વગેરેના દર્દીઓ સાજા થતા કહેવાયછે. પણ વખ્ત ન મળવાથી હું તે જોવા ગયો ન હતો.

આ રીતે આ શેહેર સારી પેઠે જોઇને બપોર પછી બે વાગે સ્ટીમર ઉપર હું પાછો ફર્યો, અને ત્યારબાદ થોડીજ મિનિટમાં તે ઉપડી યેકોહામા તરફ ચાલી. રાત પડી ત્યાંસુધી મેં બારાંનો અને કિનારાનો દેખાવ જોયા કીધો. કોબીનાં બારાંમાંથી નિકળ્યા પછી દીવાદાંડી આગળ મેં ચાર જાપાની મનવારોને પોતપોતા વચે કવાયદ કરતી દીઠી. ડુંગરની તળેટીમાં તોપોની બટેરી ગોઠવેલીછે તે ઉપરથી મનવારો ઉપર ગોળા છુટતા હતા અને મનવારો તે બટેરીના મોર્ચા ઉપર મારો ચલાવતી હતી.

## યોકોહામા.

અમારી સ્ટીમર **હોન્ડો** ટાપુને કિનારે કિનારે ચાલતી હતી તેથી કાંઠે ચાલનારાં નાનાં મોટાં સર્વ બારકસો તેમજ કિનારેનાં ઘરો અને ઝાડપાન વગેરે જોતા અમે આગળ વધ્યા. **શિમોડા** શેહેર, **ઓસિમા** અને **યનોસિમા** ટાપુઓ વગેરેને સલામ કરતા અંતે અમે **યેકોહામા**નાં બારાંમાં દાખલ થયા. છેલા ટાપુનો દેખાવ સારો છે અને તેમાં એક ગુફા છે. યેકોહામાની તોપોની બટેરી આગળ એક સારૂં ગામડું વસેલું છે, અને બાજુમાં દીવાદાંડી છે. દરિયાની વચમાં એક તોપોનો મોર્ચો બાંધી લીધોછે, જેની આસપાસ ઘાસની લીલોત્રી ફરી વળેલી છે. તોપોના આવા ત્રણ મોર્ચા અથવા કિલ્લા જાપાની સરકારે પોતાનાં આ મૂખ્ય શેહેરના બચાવ અર્થે બાંધેલાછે. આ સઘળી દેશના બચાવની ગોઠવણોમાં તેમજ સફાઈ સુઘડાઇમાં હું ચીન કરતાં જાપાનને ઘણે દરજજે ચહડતું જોઉંછું. આગળો ચીનદેશ આજે નથી. છાપવાની કળા, બંદુકનો દારૂ, કાગળ, વગેરે પહેલી શોધો માટે પ્રખ્યાત ચીન દેશ આજે વસ્તીમાં મોટો છે તો શું થયું, પણ પોતાની પડોશનાં નાનકડાં જાપાન આગળ યુરોપ અને અમેરિકાની નવી નવી શોધો મુજબનો સુધારો દાખલ કરવામાં કુછ નથી.

તા૦ ૭ મી જુન, બુધવાર—આજ દિને સહવારે ૧૧ કલાકે સ્ટીમરે અહીં બંદર કર્યું. તે આ બારાંમાં આખા બે દિવસ થોભીને તા૦ ૯ મીએ બપોરે ઉપડી જશે એવી અમને ખબર મળતાંજ મને ખુશી એમ પેદા થઇ કે અહીં મને સઘળું જોવા માટે પુરતો વખત મળશે. જાપાનનું પાયતખ્ત **તાકિયો** અથવા **યદો** શેહેર, જે અહીંથી ૧૪॥ મૈલ દૂર છે, અને રેલવે મારફતે ૫૫) મિનિટમાં જઈ પુગાયછે, તે પણ આ તકે જોઈ લેવાનો મેં નિશ્ચય કર્યો. વળી દક્ષિણે **કામાકુરા** નામે એક બીજુ શેહેર, જેણે આગળ ૪૦૦ વરસો સુધી જાપાનનાં રાજધાણી શેહેરનો દરજ્જો ભોગવ્યો હતો અને જે અહીંથી ૧૫ મૈલ દૂર છે, તે જોવા જવાની પણ મને મોટી ખાહેશ પેદા થઈ. ભોજન લઇ હું કિનારે ઉતરી પડયો. માર્ગમાં મને સંખ્યાબંધ ગામડી મછવાઓ વગેરે જોડે મોટી અમેરિકન અને બીજી આગબોટો મળી, જેઓ પોતાનો માલ ખાલી કરી ચા અને બીજી જાપાની વસ્તુઓ ભરતી હતી.

યોકોહામા આજે જાપાનનું સર્વથી મૂખ્ય વેપારી બંદર ગણાયછે, પણ આજ ૩૫ વરસો ઉપર તો તે માત્ર એક નાનું મછી મારોનું ગામડું હતું. ૧૮૧૮ માં ત્યાં માત્ર ૮૭ છાપરાં હતાં. આગળ તો તે એક બીજાં ગામડાંના ભાગ દાખલ ઓળખાતું હતું. પાછળથી તે છુટું પડયું અને દરિયા કાંઠા ઉપર આવેલું હતું માટે તેને "યોકોહામા" નામ મળ્યું. જ્યારે જાપાની બંદરો પ્રદેશીઓને માટે ખુલ્લાં મુકાયાં ત્યારે આ શેહેર એક ગામડું હતું. તે બંદરોમાંનું એક **કાનાગાવા** (Kanagawa) નામનું હતું, જ્યાં પ્રદેશીઓ પોતાનો માલ લઈ જવા લાગ્યા ત્યારે જાપાનીઓએ તેનીજ સામે યોકોહામાને મચાવી દીધું, ગાંમડાંને બદલે એક શેહેર બનાવ્યું, અને એક ગલીચ જગાને બદલે બંદરનું રૂપ આપ્યું. આજે ત્યાં ૧૧૦૦૦૦ જાપાનીઓ, ૧૭૦૦ યુરોપિયનો અને અમેરિકનો તથા ૨૬ ચીનાઓની વસ્તી છે. આજે તે જાતજાતની ઇમારતો અને ખાતાંઓથી એક યુરોપિયન શેહેર જેવું લાગેછે. શેહરના ત્રણ ભાગ કીધા હોય તેમ દેશી લત્તો, પ્રદેશી લત્તો, અને બંદર—એવી રીતે તે વહેંચાઈ ગયલું છે. જાપાની ટપાળ આૅફિસ, તાર આૅફિસ, ટૌનહૉલ, બેંકો, હૉટેલો, કલબો, હૉસ્પિટલો, મેસૉનિક લૉડજો, વગેરેથી યોકોહામાનો ભપકો વધી ગયોછે. મોટી વેપારી પહેડીઓ આ વગેરેનો જબરો ધંધો કરેછે. કેટલીકોની આૅફિસોની જોડમાં એક એક મજલાની મોટી ઇમારતો છે, જયાં તેઓ ચાને આતશ ઉપર ભુંજીને પછી પ્રદેશ ચહડાવેછે. રેશમ, કોડી કામ વગેરે વળી તેમનો નવો ઉદ્યોગ છે. યોકોહામા ખાતે એક મોટા તળાવનું પાણી પુરું પાડવામાં આવેછે. અહીં પ્રદેશીઓનાં કબ્રસ્તાનની જોડમાંજ જાપાનીઓની લાશને અગ્નિદાહ કરવાનું સ્મશાન પણ છે. અહીં વળી ત્રણ ગુફાઓછે, જેમાં અતરેના અસલ વતનીઓ રહેતા કહેવાયછે. અહીંનું કસ્ટમહૌસ બંદર પાસેજ આવેલું છે. તે તથા મિલો યાને કાપડનાં કારખાનાં, વગેરે થોડાંજ મકાનો ઇંટનાં બાંધેલાં છે. બાકીનાં સઘળાં ઘરો બીજાં જાપાની શેહેરોની પેઠે અહીં પણ લાકડાંનાંજ બાંધેલાં છે. ઘણાખરા રસ્તા પહોળા છે. અહીં જોવાલાયક ઇમારતો કે જગા જેવું કંઇ નથી.

પણ જાપાની ડૅન્સ અથવા નાચ જોવા જોગ છે. મ્હોડે યુરોપિયન સ્ત્રીઓની પેઠે પૌડર અને કૉસ્મેટિક લગાડેલી જવાન છોડીઓ સારંગીથી જરા લાંબું સીતાર જેવું વજંત્ર, જેને "સમિસેન" (samisen) કહેછે તે લઇ વગાડેછે અને ગાનું ગાયછે. આ ગાનતાન તેઓ ખુર્સીપર બેસીને કરેછે. આ સ્ત્રીઓ ખુબસુર્ત ચેહરાની, લાલ હોઠની, કદે ઠિંગણી અને સારો લેબાસ પહેરેલી હોયછે. વળી બીજીઓ ઉભી થઈ નાચેછે. તેઓ બી તેવીજ સોહામણી અને બની ઠણીને આવેલી હોયછે. તેઓ નાચતી વેળા હાથ પગના અજબ ચાળા કરેછે. મર્દો પણ નાચેછે, અને તે બે ઘડી જોવા ગમેછે.

આ ગાનારી અને નાચનારી હલકો પેશો કરનારી હોયછે. તેઓ "ગૈશા" (geisha) ને નામે ઓળખાયછે. નાટક કરનારી ઓરતોથી તેઓ ઉતરતી છે, પણ વેશિયાઓથી ચ્હડતી છે. આ ત્રણે કિસમની ધંધાદારી ઓરતો જાપાનમાં નીચ વર્ગની ગણાયછે. આગળ જાપાનીઓના પાંચ ઉપલા વર્ગ હતા તેમાં તેમને આબરૂદાર રહેવાસી દાખલ ગણીજ ન હતી. તોપણ આ નાચનારી સ્ત્રીઓના નાચ અને ગાનુ નીતિબોધક હોયછે. જો પ્રદેશી મુસાફરોને આ નાચ જોવા ગમેછે તો તેઓ ચાખાનામાં જઇ ત્યાંની બાઇની મારફતે આ નાચ કરાવી ગમત મેળવેછે.

જાપાની નાટક પણ જોવા લાયક છે. આ લોકો પોતાની રીતભાંત દર્શાવનારા સંસારી ખેલો કરેછે તેમાંનો એક મેં જોયોછે, જેમાં એક ઓરત ઉપર તેનાં સાસરિયાં તરફથી પડતાં દુઃખોનો ચિતાર આપેલો હતો અને તે બાપડીનાં પહેરેલાં કપડાં વઠીક ઉતારી લેવાની જાસ્તી ચલાવવામાં આવતી તખ્તા ઉપર દેખાડી હતી. આ નાટકમાં મને પોતાને કશો દમ લાગ્યો નહિ, અને નાટકશાળાના પર્દા પણ જીવ જેવા ન હતા. તોપણ જાપાની તમાશગીરો બહુ ભાવથી તે જોતા હતા અને ખુશ ખુશ થઇ વખતેવખત તાલીઓ પાડતા અને પોતાની આદત મુજબ ચીસ મૂકતા હતા.

નાટકમાં તમાશગીરો કશો વિવેક જાળવતા, બલકે જાળવવાનું જાણતાજ નથી. તેઓ બિડી તાણેછે, જે ગમે તે ખાયછે, અને પિયેછે. વળી તેઓ મોટે સાદે ટિકા ચલાવેછે અને વાતો કરેછે. આસપાસનાઓના કંટાળાની દરકાર વિના આવજા કરેછે. ગર્મી હોય તો દિલમાંનાં કપડાં બેધડક કહાડી નાખી પાડોશીની આગળ મૂકેછે. નાટકીઓ પોતે પણ પોતાનો વિવેક જાણતા નથી. જો એક જણ પોતાનો ભાગ ભૂલી જાય તો "પ્રોમ્પ્ટર" છેટો પડીને તે તેને શીખવેછે. જો બીજો જણ બોલતાં થાકી જાયછે યા તેને શરીરે પરસેવો પડેછે તો એક માણસ આવી બેધડક તે લુછેછે અને આ ક્રિયા તમાશગીરો ઉઘાડી આંખે જુએછે. જો કોઇને બિડી પીવાનો શોખ થાય તો તે તખ્તા ઉપરની બતી મારફતે તે સળગાવી નિરાંતે પિયેછે. તમાશગીરોમાં મર્દો કરતાં સ્ત્રીઓ વધારે હતી. તેઓ સઘળી પહેલા વર્ગમાં ઊંચા પોશાકમાં બેઠી હતી. યુરોપનું જોઇને જાપાની નાટકશાળામાં પણ ઓરતના ભાગ ઓરતોજ બજાવેછે, પણ તેઓ આબરૂદાર ગણાતી નથી. જ્યારે પેલી દુખી અબળાએ પોતાનાં કપડાં ઊતારી આપ્યાં ત્યારે તેણીના હાથ ઉપર કોણીથી ખભાં સુધી ન્યુઝીલૅંડના માઓરી લોકો કરેછે તેવાં છુંદણાં કીધેલાં જણાયાં. જાપાનીઓમાં પણ આવાં છુંદણાંનો ચાલ છે. કોઇનાં શરીર ઉપર નાગ, કોઇનાં ઉપર ફુલ, કોઇનાં ઉપર સ્ત્રી વગેરેનાં ચિત્રો ચિતારેલાં હોયછે.

સ્ત્રીઓ અને મર્દોના પોશાક વગેરે બાબતનો પુરતો અનુભવ મેળવીને સાંજે પાંચ વાગાની ટ્રેનમાં હું તોકિયો જવા ઉપડયો. જોકે માત્ર ૧૮ મૈલની મંજલ કાપવાની છે તે છતાં આટલા ખટકા વચે ૯ સ્ટેશનો આવેછે, જેમાં તોકિયોનું સ્ટેશન શિમ્બાશી ટર્મિનસ (Shimbashi Terminus) ને નામે ઓળખાયછે. રેલવેમાં ઉતારૂઓના ત્રણ વર્ગો હોયછે, અને મર્દ ઓરતો સર્વે સાથેજ બેસેછે—કાંઇ આપણા દેશની માફક ઓરતોને માટે ત્રીજા કે કોઇ પણ વર્ગની જુદી ગાડીઓ હોતી નથી. વળી આ ઓરતો પોતાનાં બચ્ચાંઓને કશા મહલાજા વિના છાતી ખુલ્લી કરી સર્વનાં દેખત ધવરાવેછે. છેક તોકિયો સુધી આખે રસ્તે ખેતી કરેલી હતી અને તેમાં ઓરત મર્દો કામે લાગેલાં હતાં. કેથે વર્ષાદનું પાણી ભરી રાખેલું હતું, અને કેથે નહેરો ખોદી તે માર્ગે ખેતીમાં પાણી લેવામાં આવતું જણાતું હતું.

## તોકિયો.

સાંજે ૬ કલાકે હું તોકિયો ખાતે ઉતર્યો. આખાં જાપાનની રાજધાની દાખલ એ શેહર ૯ મૈલની લંબાઇ અને ૮ મૈલની પહોળાઇ ધરાવેછે. તેના આ મોટા વિસ્તાર મુજબ તેની વસ્તી પણ ૧૨૦૦૦૦૦ માણસોની છે.

આ કાંઇ ઘણું પુરાણું શેહર નથી. ઇ. સ. ૧૬૦૦ માં એ જગા ઉપર એક નાનો કિલ્લો અને છુટાં છવાયાં ગામડાં હતાં, જ્યાં ખેડુતો કે માછીઓ રહેતા. પણ આજે તેનો વિસ્તાર એકશો ચોરસ મૈલ જેટલો વધી ગયોછે. ૧૮૬૮ સુધી તે યદોને અસલી નામેજ ઓળખાતું હતું, પણ એ સાલમાં રાજાઓનાં આગળાં વંશની સમાપ્તી થઇ ત્યારે નવી શેહનશાહતનાં પાયતખ્ત દાખલ તેનું નામ બદલાઇને તોકિયો પડયું. આ શેહર સંખ્યાબંધ નેહેરો અને નદીઓમાં વહેંચાઇ ગયુંછે. તેના રસ્તા સાંકડા છે, અને આદમજાદથી તે ઉભાઇ જાયછે. આવડી મોટી વસ્તી વચે અકસ્માતોનો ભારી સંભવ છતાં સત્તાવાળાઓએ તેના અટકાવ બાબે કશો બંદોબસ્ત કરેલો નથી. રાહદારીઓ માટે બાજુના પગરસ્તા જેવું કાંઇ નથી, અને રસ્તા સાંકડા છતાં તે વચેથી ત્રામગાડીઓ ફરેછે. પણ ઘોડાઓને ગળે ઘાંટરડી બાંધેલી નહિ હોવાથી ગાડી આવતી સંભળાતી નથી. હાંકનાર માત્ર સિંગડું ફુંકી લોકોને બાજુ થવાની ખબર આપેછે. ગાડી બહુ ઝડપથી દોડેછે, તોપણ કેટલીક વાર સામેથી આવતી ગાડીની વાટ જોવા માટે સાંધા ઉપર તેને દશ મિનિટ સુધી થોભાવી રાખેછે! કેટલાક ભાગો ખાતે તો રસ્તા એટલા સાંકડા છે કે આ ગાડીઓને બાજુએ આવેલાં ઘરોની અડાઅડ માર્ગ લેવા પડેછે. બીજી ઘરગટ્ટુ તેમજ ભાડુતી ગાડીઓ પણ ઉભાઇ જાયછે, અને રાહદારીઓને ચેતવણી આપવા હાંકનાર ઊપર મુજબ સિંગડું ફુંકેછે.

આજે મને શેહર જોવા માટે વખ્ત પુરતો નહિ હોવાથી મારા ગાઇડ જોડે હું થિયેટર સ્ટ્રીટ (નાટકના મોહોલ્લા) માં ગયો, જ્યાં શોકીન લોકોનું ધ્યાન ખેંચવા માટે કાગળનાં ફાણસો, ધજાઓ વગેરે ચાહોડેલાં દૂરથી નજર આવતાં હતા. જાપાનીઓ નાટકને "સીબાઇ" કહેછે. મોહોલાની એક બાજુએ નાટક ચાલતા ત્યારે બીજી બાજુએ નાચ, કસરત, ગાનું, અને ઢાંગસોંગ ચાલતા હતા. મેં આ સર્વની ભેટ લીધી, પણ તેથી મને કાંઇ જીવ જેવી મોજ કે ગમત મળી નહિ. યોકોહામામાં જોયલા નાચ અને ગાયન જેવુંજ અહીં પણ હતું, અને નાટકમાંબી પર્દો, રોશની, વગેરે રસકસ વિનાનાં હતાં. તોપણ નાચનારી ઓરતોનાં નખરાં લક્ષ ખેંચતાં હતાં, અને તમાશગીરો તો પોતાની સ્વભાષા સમજતા હોવાથી આ સર્વની તાલી પાડીને બહુ વખાણ કરતા હતાં.

તમાશગીરનું અને તેમાં અકસર કરી મારા જેવા પરદેશી મુસાફરનું ધ્યાન ખેંચનાર અને વાહવા બોલાવનાર જો જાપાનીઓમાં કાંઇ પણ હોય તો તે તેમની હેરત ઉપજાવનારી કસરત છે. મોટાઓની પેઠે નાનાં ભુલકાંઓબી આ કસરત તારીફલાયક રીતે કરેછે, અને આવી કેટલીક હેરતભરેલી કસરતો જોઇ હું મારાં હૉટેલમાં સુવા ગયો, જ્યાં પરદેશી મુસાફરો યુરોપિયનોમાંજ ખપેછે અને તેમના જેવીજ માવજત પણ થાયછે.

મારી વર્દી મુજબ સહવારે ૬ કલાકે મારો ગાઇડ બે જીનરિક્ષા ભાડે કરી લાવી હાજર થયો, અને હું પણ નાહી, કપડાં પહેરી, તથા નાસ્તો કરી તેની વાટ જોતોજ બેઠો હતો, માટે અમો એકદમ શેહરમાંની જોવા લાયક જગાઓની ભેટ લેવા નિકળી પડયા. પ્રથમ અમે **શિબા** (Shiba) નાં દહેરાં જોવા ગયા, જે ઘાસથી આરાસ્તા થયલી એવી ખુશનુમા જગાએ આવેલાંછે કે તેને "તોકિયોના બાગ" નું નામ મળે તો ખોટું નથી. ત્યાં જવાનો રસ્તો સ્વચ્છ, અછી રીતે બનાવેલો, બંને બાજુએ ઝાડો રોપી છાંયાદાર કીધેલોછે. શિબા એક બાગાયત જગાનું નામ છે. ખટકે ખટકે માથું મુડાવેલા અને લાંબા ઝભા પહેરેલા ધર્મગુરૂઓ આપણને મળ્યાજ કરેછે. પણ શિબા વધારે વખાણાયછે તે અહીંનાં દહેરાંઓ માટેજ છે. આ દહેરાંઓ બુદ્ધિસ્ત ધર્મનાં છે. બહારના દરવાજામાંથી અંદર જતાં પ્રથમ એક ચોક આવેછે જેમાં ગ્રેનેટ પથરની ઝીણી કાંકરીઓ પાંથરેલી છે. આ ચોકની વચમાં એક દહેરૂં આવેલુંછે,

અને એવા એવા અનેક ચોકોમાં અનેક દહેરાં બાંધેલાંછે. દરેક દહેરાંમાં દાખલ થવા માટે ૧૦ સેંટ આપવા પડેછે. હું અંદર દાખલ થયો ત્યારે મારાં બૂટ ઉપર લુગડાંના શુ પહેરવા પડયા હતા. મેં ત્યાં બુદ્ધનાં બે પુતળાં જોયાં, જેમાં તેને ઉભેલો કોતરી કહાડેલોછે. તે ગોયા પોતાનાં ધ્યાનમાં પડેલો જણાયછે. અહીં મને એક પૂંજારીએ જુના વખતના સંસ્કૃત લેખો દેખાડયા હતા. આ દહેરાંઓની દિવાલો વગેરે ઉપર ચિત્રો તેમજ લાકડાંમાં સુંદર કોતરકામ કરેલાં છે.

અમે એક બીજાં દહેરાંમાં ગયા ત્યાં જોકે બુદ્ધની કશી મૂર્તિઓ નથી, તોપણ નવાઇ જેવું એ લાગ્યું કે ત્યાં આમ તેમ પગ મૂકતાંજ ભોંયમાંથી બરમીસ વાજાંમાંથી નિકળેછે તેવો આવાજ પ્રગટ થતો હતો. દહેરાંમાં પિત્તળનાં ધુપદાન જેવાં ચોખંડાં વાસણ સિવાય બીજું કશું ન હતું.

આ શિબા દહેરાંમાં શોગન નામે માજી પાદશાહી ખાનદાનવાળા કેટલાકોની કબરો છે. એક એક દહેરાં સાથ આવી એક યા બે કબરો બાંધેલી છે. એક યા વધારે પાદશાહને નામે એક એક દેવળ બંધાયુંછે અને તેના સંબંધમાં કબરો આવેલી છે. એક દેવળ તો ચાર રાણીઓની ભેગી યાદગારીમાં બાંધેલુંછે. શિબા ખાતે શોગન વંશના સાત પાદશાહો બુમિદા થયલા છે. રેતી યા કાંકરીવાળા ચોકોમાં પથરનાં ફાનુસો નજર આવેછે. એક ચોકમાં એવાં ૨૦૦ ફાનુસો છે, જે મરનાર પાદશાહનાં માનમાં તેના ગુલામો અને બીજા લાગતાવળગતાઓએ દેવળમાં ચહડાવ્યાં હતાં.

શિબાની પછવાડે અતાગો યામા (Atago Yama) નામની એક ઉંચી ટેકરી છે, જે ઉપર ચહડવા માટે કાળા પથરની બે જુદી જુદી સીડીઓ બાંધી લીધીછે, અને ઉપરથી નીચે સુધી લોખંડની સાંકળ બાંધીછે તે વડે ઉપર ચહડાયછે. એક સીડી મરદો માટે અને બીજી ઓરતો તથા જૈફ માણસો માટે છે. આ ટેકરી ઉપરથી પાયતખ્તનો દેખાવ બહુ સુંદર નજર આવેછે. ઉપર એક ચાખાનું છે, તેમજ ત્યાં સોડા, જાપાની મિઠાઈ વગેરે જવાન સ્ત્રીઓ વેચેછે. અતાગો યામાની પછવાડે જાપાની બંડખાંઓનું કબ્રસ્તાન છે.

**શો કૉન શા** (Sho Kon Sha)—આ એક દહેરૂં છે, અને ઠેકાણે ઠેકાણે કપાઈ ગયલા શેહનશાહી ફોજના જાપાની સિપાહીઓની યાદમાં તે બાંધેલું છે. તેમાં દાખલ થતાં પ્રથમ એક બાવલું આવેછે, જેના હાથમાં તલવારો આપેલી છે. આગળ જતાં રસ્તાની બેઉ બાજુએ નાનાં દહેરાંઓની હાર લાગેલી છે.

**ઉએનો** (Ueno)—આ જગા પોતાનાં સુંદર દહેરાં માટે વખણાયછે અને તે ઉપર લખેલા શિબાનું જોડયું ગણાયછે. શોગન પાદશાહોમાંના થોડાકની કબરો અહીં પણ છે. જાપાની શેહનશાહનો એક બેશી હમેશાં અહીં રહીને જાપાનના ઉગમણુ ભાગની વજીરી ચલાવેછે. ઉએનોમાં દાખલ થતાં એક નદી ઉપર ત્રણ પુલો નાખેલા મળેછે. એક મોટી ભાગળ વાટે તેમાં દાખલ થવાયછે, અને પથરની સીડીઓ મારફતે દહેરાંવાળી ટેકરી ઉપર જવાયછે. ચાખાનાં, મિઠાઇ, ભોજન વગેરે અહીં મળેછે. કેટલાકો મોજને ખાતર તેમજ જમવા ખાવા પણ અહીં આવેછે. અહીં ઝાડપાન પુષ્કળ છે અને અહીંથી શેહરનો દેખાવ બહુ સારો નજર આવેછે.

આ ટેકરીથી જરા આગળ ચાલતાં જાનવરોનો બાગ આવેછે, જેમાં જાતજાતનાં પ્રાણીઓનો સારો સંગ્રહ કરેલોછે. એની પડોશમાં બુદ્ધ ધર્મનું એક બીજું દહેરૂં છે. વળી તરતજ જાપાની મ્યુઝિયમ આપણી નજરે પડેછે, જેને ફરતો સુંદર બાગ છે. ૩ સેંટની ફી આપી હું અંદર જોવા ગયો તો મેં પહેલી નવાઈ તો એ જોઇ કે તેમાં હાથના લખેલા મોટા મોટા જાપાની ગ્રંથો અને લેખો પડેલાછે. જુના લેખો, પુરાણી તલવારો, અસલી પોશાકો, બુદ્ધનાં ધ્યાન ધરેલાં જુદી જુદી ઢબનાં પુતળાંઓ, જુનાં વજંત્રો સોનાનાં નાનાં વાસણો, શેહેરનો જુના વખતનો

દેખાવ, ઘાસનાં છજાંનું અસલી જાપાની શહેર, શેહનશાહી મકાનનો ચિતાર, મોટી શમશીરો, નાનાં બખ્તર, વગેરે વગેરે પુષ્કળ નવાઇ જેવો સામાન આ સંગ્રહસ્થાનમાં ગોઠવેલોછે. આ મકાન બે મજલાનું છે અને તે લાલ ઇંટથી બાંધેલુંછે.

**ફુકિયેજ** (Fukiage) યાને શેહનશાહના બાગને નામે ઓળખાતી જગા જોવાલાયક છે. જાપાની બાગનો એક નાદર નમુનો આ બાગથી મળેછે. તેમાં જાપાની ઢબછબ ઉપર બાંધેલો શેહનશાહનો એક મેહલ છે. તેને ફરતી પાણીની ખાહી ખોદેલીછે અને મકાનની આજુબાજુ સુંદર રોશનીની બતીઓ ગોઠવેલી છે, જેમના ઝાડ જેવા આકારને થકી તે બહુ શોભાયમાન લાગેછે. મેહલ બહારથી તો બહુ સાદો છે. તે જોવા માટે મુસાફરોને રજા ચિઠી મળેછે, પણ જ્યારે શેહનશાહ અંદર વસતો હોય ત્યારે આ રજા મળી શકતી નથી. અંદરથી મેહલ બહુ ભપકાદાર છે. તેમાં એક નાનું અને બીજું મોટું એવાં બે મુલાકાતનાં દિવાનખાનાં છે અને કાચનાં બારણાઓની ચોકસ કળાબાજ ગોઠવણને લીધે ગોયા આપણે આઇના મેહેલમાં હોઇયે એવો હેરતભરેલો દેખાવ થઈ પડેછે. જ્યાં જોઇયે ત્યાં આઇનાની દિવાલો નજર આવેછે, પણ એ દિવાલથી બેખબર ધણી તો તેમાંથી આગળ વધવા માંડેછે, કેમકે તેને તે દિવાલને બદલે ખુલ્લો ખીલોરી માર્ગ જેવું જણાયછે. પણ આગળ જતાંજ કાચ સાથ અથડી પડી તે પોતાની ભૂલ જુએછે ! આ દિવાનખાનાંમાં જોઇયે તેટલી રોશની દિવસે પણ આવી શકતી નથી. મેહલના બીજા ઓરડાઓમાં સીલીંગ વગેરેનું નક્ષીકામ અને શણગાર બહુજ શોભાયમાન અને તારીફલાયક છે. દરેક ઓરડાની સીલીંગ એકેકો હુંનરનો નમુનો ધરાવેછે. નક્ષીકામ, ચિતાર, ભરતકામ વગેરેથી દિવાનખાનાઓ ભરી નાખ્યાંછે. તેમની દિવાલોબી હુંનરમંદી દેખાડી આપેછે. રંગોની મેળવણી અને એવીજ બીજી બારીક કારીગરીમાં જાપાની લોકો ઘણા હુશિયાર છે, જ્યારે બીજાં લાકડકામ નક્ષીઓથી ભરપૂર છે ત્યારે વળી દીવાનખાનાની વચમાંના જબરા ચોરસ થામલાઓ દુધ જેવા સફેદ અને મખમલ જેવા સફાઇદાર કશાં પણ કોતરકામ કે હુનરકામ વિના એમના એમ ઉભેલા છે. હવે ઉપલું નક્ષીકામ શું બતાવેછે ? તેમાં બુદ્ધિસ્ત ધર્મની નિશાનો અને તેના મહાત્માઓની તસ્વીરો અને બીજી તેમને અવશ્યની વસ્તુઓ વગેરેનાં કોતરકામ કીધેલાંછે. ભોજન લેવાનું દિવાનખાનું ૫૪૦ ચોરસ વારનું બહુ સુશોભિત છે. તેમજ તખ્તનું દિવાનખાનું જોકે તે કરતાં નાનું છે તોપણ તેબી ભપકામાં ઓછું નથી. એટલોબધો શણગાર અને શોભા કરેલાં છે કે બીલાનાં માથાંઓનેબી બેડોલ નહિ રાખતાં તેઓને નમુનેદાર આકાર આપ્યોછે. શેહનશાહના આખા મેહલમાં વિજળીની રોશની છે, અને તેના મોટા ભાગમાં ગર્મીને માટે વરાળ દાખલ કરવાની ગોઠવણો રાખેલીછે.

આ ઠેકાણે ઇશારો કરીશ કે જાપાનના આગળા હાકમો મિકાડોને નામે ઓળખાતા હતા, પણ ૧૮૬૮ પછી રાજ્યમાં નવો ફેરફાર થયાથી રાજાઓ એ નામને બદલે "શેહનશાહ" દાખલ ઓળખાવા લાગ્યાછે. એજ વરસમાં મિકાડો યદો આવીને વસ્યો અને એજ વરસમાં તેનું નામ ફેરવીને તોકિયો રાખ્યું. એ બનાવની ૧૦ વરસ આગમજ જાપાનને ઇંગ્રેજ, ફ્રેંચ, ડચ અને અમેરિકન સરકારો સાથ લડાઇમાં ઉતરવું પડયું હતું. એવું જણાયછે કે ૧૮૫૯ માં યોકોહામા, નાગાસાકી અને હેકોદેટ (Hakodate) નાં બંદરો પ્રદેશી પ્રજાઓ માટે જાપાની સરકારે ખુલ્લાં મુકયા પછી ચોથે વરસે યોકોહામા ખાતે ઇંગ્રેજોની એક ટોળી ઉપર જાપાનીઓએ હુમલો કીધો, જેમાં તેઓમાંના એક જણનો જીવ ગયો. આ તકસીર માટે જાપાની સરકારને ૧૦૦૦૦૦ પૈંડનો અને **સતસુમા** (Satsuma) નામે જે મથક ખાતે ઉપલો હુમલો થયો હતો ત્યાંનાં લોકોને ૨૫૦૦૦ પૈંડનો દંડ આપવો પડયો,

આ પછી બીજે વરસે યાને ૧૮૬૩ માં **શિમોનોસેકી** (Shimonoseki) આતે એક અમેરિકન સ્ટીમર ઊપર તોપો છોડવામાં આવી, અને એક ફ્રેંચ તથા એક ડચ મળી બે બારકસોના પણ જાપાની મનવારો અને બટેરીઓએ એવાજ હાલ કીધા. આથી યુનેટેડ સ્ટેટસની સરકારનાં એક બારકસે લડાઇ શરૂ કીધી, જેમાં ફ્રેંચોએ મદદ આપીને ઉપલી બટેરીઓનો નાશ કીધો. બીજા હાથ ઉપર ઇંગ્રેજોએ **કાગોશિમા** (Kagoshima) ને ઘેરો ઘાલ્યો. આ ઉપરથી જાપાનીઓએ ગુસ્સે થઇને અમેરિકન તથા ઇંગ્રેજી એલચીખાતાંનાં મકાનો બાળી નાખ્યાં, જેથી ૯ ઇંગ્રેજી, ૪ ડચ, ૩ ફ્રેંચ અને એક અમેરિકન મનવારોએ શિમોનોસેકી ઉપર ૧૮૬૪ માં તોપોનો મારો ચલાવ્યો. આથી અંતે જાપાનને નીચે મુજબ લડાઇનો દંડ આપવાની ફરજ પડી:—ફ્રાન્સ, હૉલેંડ અને યુનેટેડ સ્ટેટસ, એ દરેકને ૭૮૫૦૦૦ ડૉલર, અને ઇંગ્લંડને ૬૪૫૦૦૦ ડૉલર. પણ પાછળથી આ એકંદર ૩૦૦૦૦૦૦ ડૉલરના દંડની રકમમાં અર્ધોઅર્ધ ઘટાડો કરવામાં આવ્યો હતો.

આ પછી ૧૮૬૭ માં **મુતસુહિતો** (Mutsuhito) નામનો ૧૬ વરસનો શાહજાદો ૧૨૩ મા મિકાડો દાખલ તખ્તનશીન થયો, અને બીજે વરસે તેણે હિયોગો, ઓસાકા અને યદોનાં બંદરો પ્રદેશી પ્રજાઓ માટે વેપાર અર્થે ખુલ્લાં મુકવાથી તરત તેને તેના બાપની તમામ સત્તા સ્વાધિન કરવામાં આવી. એજ વરસથી જાપાનનું સુધરેલું રાજ્ય શરૂ થાયછે, અને બીજે વરસથી લડાઇનું શેવટ આવેછે. ૧૮૭૦ માં જાપાનમાં વર્તમાનપત્રો પહેલવહેલાં નિકળવા લાગ્યાં, અને ૧૮૭૨ ના અકટોબર માસથી રેલવે લાઇનિ પહેલી ઉઘડી. જાપાનમાં ખ્રિસ્તી ધર્મના ફેલાવા સામે નિકળેલો હુકમ શેહનશાહે ૧૮૭૬ માં રદ કર્યો, ૧૮૮૧ માં તોકિયો આતે મોટું પ્રદર્શન ઉઘાડયું, અને ઇંગ્લંડના જેવી પાર્લામેંટ સભા બનાવવાનો પ્રથમ હુકમ એજ વરસમાં કહાડીને ૧૮૯૦ માં આ સભા ખુલ્લી કરવામાં આવી. ઉપર કહેલો લડાઇનો દંડ યુનેટેડ સ્ટેટસે જાપાનને ૧૮૮૩ માં પાછો આપી દીધો હતો.

## કામાકુરા.

તા૦ ૮ મી જુન—તોકિયો આતે જોવા લાયક સઘળું જોઇ વળીને આજે હું આ અસલી શેહેર તરફ ચાલ્યો. કામાકુરા ડુંગરોથી ઘેરાયલી એક ખીણમાં આવેલું છે. લાંબી મુદત સુધી તે જાપાનનું રાજદ્વારી પાયતખ્ત હતું. અહીંજ લશ્કરી મથક કરેલું હતું અને ઘણી લડાઇઓ રમાઇ હતી. એક અસલી પ્રધાને અહીં પોતાનું એક ખાસ હથિયાર દાટવા ઉપરથી કામાકુરા નામ પડેલું કહેવાયછે. યોકોહામાથી રેલવે મારફતે એક કલાકમાં અહીં આવી પહોંચાયછે. માર્ગમાં એક નાનો બુગડો પસાર કરવો પડેછે. આખો રસ્તો સુંદર અને હરિયાલીવાળો છે. તોકિયોથી અહીં આવતાં માર્ગમાં આવેલાં સર્વે રેલવે સ્ટેશનોનાં નામો ઇંગ્રેજી હરફે લખેલાંછે, ટિકીટો પણ ઇંગ્રેજી જબાનમાંજ છાપેલી છે. ઉત્તરે તોકિયોથી દક્ષિણે કામાકુરા સુધી આખો લત્તો રસાળ છે, અને તેથી આ તરફ ઇંગ્રેજો અને યુરોપિયનોની વસ્તી સારી છે.

કામાકુરામાં જે સર્વેથી ધ્યાન ખેંચનારી વસ્તુ છે તે બુદ્ધની રાક્ષી કદની ગંજાવર મૂર્તિ છે. તે કાંસાંની બનાવેલી છે, પણ માંહેથી પોકળ છે, અને તેમાં બીજી નાની મૂર્તિઓ વગેરે છે. કહેછે કે ૧૨૫૨ માં આ યાદગાર બાવલું બનાવીને "શોજો સેન્ઝી" નામે દહેરાંમાં ગોઠવ્યું હતું, પણ હડીશો વરસ પછી આવેલી મોટી રેલમાં દહેરૂં નાશ પામ્યું અને મૂર્તિ આજ સુધી રહીછે. તેને માથે નવું છાપરૂં બનાવવાના વિચારથી જોવા જનારા મુસાફરો કનેથી કંઇક નજીવી રકમ માંગવામાં આવેછે. બુદ્ધની આ જાતની એક બીજીબી મૂર્તિ જાપાનનાં કિયોટાની પડોશનાં **નારા** નામે ગામમાં છે. આ બંને એવડી મોટી છે કે એક માણસ નસકોરાં વાટે માથાંમાં પ્રવાસ કરી આવે! કામાકુરાવાળી મૂર્તિ નારા-



બુદ્ધની કાંસાંની ગંજાવર મૂર્તિ.

[જુઓ સફે ૧૪૯.

વાળી કરતાં કંઇક નાની છે. તે બંનેની થોડીક વિગતો નીચે ઉતારૂં છું :—

| મૂર્તિ— | કામાકુરાવાળી ફીટ. | નારાવાળી ફીટ. |
|---|---|---|
| ઊંચાઇ........................ | ૫૦ | ૫૩॥ |
| ઘેરાવો........................ | ૯૭ | |
| ચેહરાની લંબાઇ ............ | ૮॥ | ૧૬ |
| કાનની લંબાઇ ................ | ૬॥ | ૮॥ |
| એકથી બીજા કાન સુધી પહોળાઇ | ૧૭॥ | |
| આંખની લંબાઇ................ | ૪ | |
| ભવાંની લંબાઇ ................ | ૪ | |
| નાકની લંબાઇ ................ | ૩॥ | |
| મ્હોડાંની પહોળાઇ ............ | ૩। | ૩॥ |
| એકથી બીજાં ઘુટણ સુધીનું છેટું | ૩૬॥ | |
| અંગુઠાનો ઘેરાવો ............ | ૩ | |
| નસ્કોરાંની પહોળાઇ............ | ૨। | ૩ |

આ મૂર્તિઓ કાંસાની હોવા છતાં જાપાનીઓના કહેવા મુજબ ત્રાંબું અને કલઇના મિશ્ર જોડ તેમાં થોડુંક સોનું પણ છે. કહેછે કે કામાકુરાની મૂર્તિની આંખો નકર સોનાની છે, અને તેને અંદરથી રોણકદાર બનાવેલી છે. તેનો વજન શુમારે ૪૫૦ ટનનો છે. જાપાની લોકો આને દઇ-બુતસુ (Dai Butsu) કહેછે, પણ એમાંનો છેલો શબ્દ બુદ્ધનો અપભ્રંશ છે, જેનો અર્થ "મોટો બુદ્ધ" એવો થાયછે. મૂર્તિની પછવાડે પિઠ તરફ બે બારીઓ મૂકેલી છે જેમાંથી અંદર રોશની દાખલ થાયછે. આ મૂર્તિની એક તસ્વીર પાસેના સફા ઉપર આપીછે.

આ મૂર્તિ જોઇને હવે હું યોકોહામા ખાતે પાછો ફર્યો, અને ઠરાવ મુજબ શુક્રવારે બપોરે અમારી આગબોટે એ શેહરનું બારૂં છોડયું. તે અમેરિકન સરકારની મેલ સ્ટીમર હોવાથી બેંડના સરોદો અને તોપોની સલામતી સાથ અમે જાપાનને છેલી સલામ કીધી.

આ તકે જાપાની લોકો બાબે થોડીક નોધ આ ઠેકાણે ટપકાવવી જોઇયે. આ લોકો કદે ઠીંગણા છે. મર્દોનાં મુખ ઉપર બાલ બહુ થોડા હોવાથી તેઓ તે બોડાવી નખાવેછે અને તેથી તેમને દહાડી મુછ સાથના આપણ જોઇ શકતા નથી. જાપાનીઓ બોલવે ચાલવે સભ્યતાવાળા અને હસમુખા છે. મર્દ તેમજ ઓરતનો લેબાસ હલકો અને સગવડભરેલો છે. ઓરતો વાળ હોરવા અને શણગારવા પાછળ બહુ જેહમત લેછે. તેની એટલીબધી કડાકુટ છે કે શણગાર કરનારી એક સ્ત્રીની મદદ ગરીબોને પણ લેવી પડેછે. ઓરતો ચેહેરે-નમુન છે. પરણેલી સ્ત્રીઓ દાંત કાળા રંગેછે અને ભવાં બોડાવી યા ટુંપાવી નાખેછે. આ દેખાવ પ્રદેશીઓની નજરમાં બિહામણો લાગેછે. કુમારી કન્યાઓ ખુબસુર્ત દેખાવા માટે બાલને ભરવાનાં તેલો અને કૉસ્મેટિકનો બહુજ ઉપયોગ કરેછે અને તે વડ પોતાની ગર્દન પણ તર કરેછે. વળી તેઓ ખળખળતાં પાણીમાં બેઅંદાજ સ્નાન કરીને પોતાની ખુબસુર્તીને એટલીબધી ખરાબ કરી નાખેછે કે તેઓ હોય તે કરતાં દશ વરસ જેટલી વધારે ઉમરની અને ઘરડી લાગેછે.

સ્નાન કરવાની જાપાનીઓમાં એટલી તો તમે છે કે મોટાં શેહેરોમાં તો સેંકડો જાહેર હમામખાના હોયછે, જયાં મર્દ ઓરત ભેગાં જઇ ૧૦૦ થી ૧૧૩ ડીગ્રી જેટલી ગર્મીનાં પાણી વડે કશી પણ છોટ કે મર્યાદા વિના ભેગાં નાહેછે. પણ હાલ મેં તોકિયો ખાતે જોયું તો મર્દો અને ઓરતોનાં હમામખાના વચે સળિયા ભરી લઇને તેમને છુટાં પાડયાં-છે. આથી તેઓ આગળની પેઠે એકેક સાથ ભેળાઇને સ્નાન કરતાં નથી એટલું ઠીક થયુંછે, પણ બંને વર્ગો એક બીજાને નહાતાં તો જોઇ શકેછે. હમામમાં પાણી દહાડામાં એકજવાર બદલાયછે, અને દરરોજ એકજ હમામમાં ૩૦૦ સુધી લોકો નાહી જાયછે. મોટાં માણસોનાં ઘરમાં જુદાં હમામ હોયછે, જેમાં પ્રથમ પિતા, પછી માતા, પછી છોકરાંઓ અને છેલ્લે નોકરો એકજ પાણીની ટાંકીમાં નાહેછે. સ્નાન કીધા પછી અથવા થાક ચહડી હોય તે વેળા જાપાનીઓ ચંપી કરાવેછે. આ કામ કરનારાં ઘણું કરીને અપંગ મર્દ ઓરતો હોયછે, જેઓ સાંજે બાંબુની વાંસલી વગાડતાં આ ધંધો શોધવા મહલ્લાઓમાં ફરતાં ફરેછે.

કુમારી છોકરીને લખવા વાંચવા અને કેટ-

કોઈકવાર વજંત્ર વગાડતાં તેમજ ગાયનો ગાતાં શીખવવામાં આવેછે. કારજ કરનાર મારફતે જોડાં બંધાયછે, અને સારો દહાડો જોઈને લગ્ન કરી આપવામાં આવેછે, જે વેળા બીજી કશી ક્રિયા થતી નથી પણ પરણનાર જોડું પોતાના દોસ્ત આશ્નાઓ અને બીજા નોતરેલા મેહમાનો દેખત એક બીજાને પસંદ કરવાનો એકરાર કરેછે. આ પછી મિત્રો તે જોડાંને બને તે ભેટ સોગાદ આપેછે અને શેવટે ચોખામાંથી બનાવેલો એક જાતનો નરમ શરાબ (Sake) પેટ ભરતો પીને તથા ભોજન લઈને સઘળા છુટા પડેછે. આ શરાબ નરમ શેરી વૈન જેવો કહેવાયછે, અને એજ તેમનું કઠણમાં કઠણ પીણું છે, કેમકે જાપાનીઓ બહુ મિતાહાર લોકો છે, જેઓ મોટે ભાગે પાણી કે શરાબની જગાએ ખાંડ વિનાની ચા લેછે. ભોજનની જોડ પણ તેઓ ચા લેછે. ભોજનમાં ચાવલ મૂખ્ય છે. તેઓ ગોસ્તનો ખોરાક જાણતાજ નથી, તે અહીં સુધી કે પ્રાણીઓના ખોરાક તરફની પોતાની ધર્મ સંબંધી મનાઈને લીધે જાપાનીઓ ઇંડાંજ નહિ પણ દુધ વટીકને હાથ લગાડતા નથી. માછલીના ખોરાકની તેમને મના નથી—ખરૂં જોતાં દરિયામાંથી જેબી મળે તે તેઓ ઉપયોગમાં લેછે. પણ ઉપલી ધર્મ સંબંધી મનાઇ કોઇવાર બાજુએ મૂકાતી પણ મેં જોઇછે.

જાપાનીઓ બે જાતનો ધર્મ પાળેછે. ખેડુતો અને બીજા ઉતરતા વર્ગના લોકો અસલી જાપાની "શિન્તો" નામનો દેવતાઓને માનવાનો ધર્મ (Shintoism) પાળેછે; પણ વધારે ચહડતા વર્ગનાં શેહેરી અને વેપારી લોકો બુદ્ધ ધર્મ પાળેછે. હાલ એક ત્રીજો વર્ગ સુધરેલાઓનો નિકળ્યોછે, જે આ બંને ધર્મો તરફ બેદરકારી દેખાડેછે. શુદ્ધ શિન્તો કે શુદ્ધ બુદ્ધ મજહબ તો કોઇ જાણતુંજ નથી, એટલે તે પળાતોજ નથી. મંદિરમાં જનારા પૂંજારીઓ પ્રથમ એક મોટી ટાંકીમાંથી પાણી લઇ તે વડે હાથ ધોઇ અંદર દાખલ થવા આગમજ એક દોરી ખેંચી માંહે બાંધેલો ઘંટ વગાડી દેવતાને જાગૃત કરેછે, અને પછી જે કાંઇ દાણ દેવું હોય તે એક પેટીમાં નાખી, બંને હાથો એક બીજા સાથ મસળી કંઇ મંત્ર બડબડેછે, અને પછી સર નમાવી દેવતાને નમસ્કાર કરી એક બે મિનિટમાં તો ચાલતી પકડેછે.

જાપાનીઓની સંસારી રીતભાંત કંઈક નવાઇ ધરાવેછે. જે ધણીની સ્ત્રીને છોકરો અવતર્યો હોય તેનાં ઘરમાં તેજ વરસના મે માસમાં એક મોટી કાગજની બનાવેલી માછલી લટકાવવામાં આવેછે અને ઉપલાજ મહિનાની પાંચમી તારીખે મોટું ખાનું કરેછે, જેમાં હાજર થનારાં ખેશીઓ વગેરે અવતરેલા છોકરાને રમવા માટેની વસ્તુઓ ભેટ લાવેછે, તેમજ તેનાં કપડાં પણ હાજર કરેછે. જો છોકરી જન્મી હોય તો આ ખાનું તા૦ ૩ જી માર્ચને દિને થાયછે અને કાગળની માછલીને બદલે ઢીંગલી દેખાતી મૂકેછે.

જાપાનીઓ ટાપટીપમાં બહુ કુશળ છે. જેમ પોતાનાં શરીરને તેમજ પોતાનાં મકાનોને સ્વચ્છ દેખાડવાને તેઓ બહુ ખાહેશમંદ છે. જોકે ઘરો તો ઘણાંખરાં એક મજલાનાં અને વળી લાકડાંનાં બાંધેલાંછે, તોપણ વચલે વાંગેનું એવું કોઇજ ઘર નજર આવશે કે જેની આસપાસ એક નાનો બાગ સફાઇથી બનાવેલો ન હોય. આ બાગમાં માતબર આસામીઓ જે ઝાડો ઉગાડેછે તેમને તેઓ મરડી મચડીને જાતજાતના આકાર આપેછે: કોઇને વહાણનો, કોઇને કાચબાનો, કોઇને બગલાનો, ઇત્યાદિ.

ઘરો લાકડાંનાં હોવાથી જાપાનમાં આગ ઘડી ઘડી લાગેછે અને એક સપાટામાં સંખ્યાબંધ ઘરો બળી જાયછે. પણ હજી તો આગનું કામ પૂરૂં થતું નથી એટલાંમાં જાપાનીઓ ગોયા કાંઇ બન્યુંજ ન હોય તેમ નવું ઘર થંડ કલેજે બાંધવા મંડી જાયછે. શેહરને જુદા જુદા લત્તામાં વહેંચેલું હોયછે અને દરેક લત્તા ઉપર એક એક ઘંટ જાહેર જગામાં ઉંચો લટકાવેલો હોયછે. આગની ખબર મળતાંજ પોલિસના માણસો એક ઉંચા દાદરા ઉપર ચહડીને આ ઘંટ વગાડેછે અને એ રીતે જુદા જુદા ઘંટો વાગતા સાંભળી લત્તાલત્તાના આગવાળાઓ બંબા લઈ દોડી આવેછે.

પણ તેમની ગોઠવણ એવી પુરાણી ઢબછબની અને કઢંગી હોયછે, કે તેઓ વડે આગ બુઝાવવાનું કેવળ મિથ્યા થઈ પડેછે.

જાપાનીઓમાં લાશને બાળવાનો તેમજ દાટવાનો પણ રેવાજ છે. અગ્નિદાહ કરતી વેળા લાશને સ્મશાન ખાતે લઈ જઈ ખેશીઓ અને મિત્રો લુબાન વગેરે બાળેછે અને ધર્મગુરૂ મંત્ર ભણેછે. એ પછી લાશને બીજા ભાગ ઉપર લઇ જઇ ભઠીમાં મુકી તેના લોખંડના દરવાજા બંધ કરેછે. બળી રહ્યા બાદ તેની રાખ નાની સોટીઓ મારફતે વાસણમાં ભરેછે અને તેને ઘેર લઇ જાયછે યા ત્યાંજ દાટેછે. જો મરનાર ઉડતા રોગનો ભોગ થયો હોય તો તેની લાશની જોડે જનારાઓ ત્યાંજ સ્નાન કરેછે અને તેમનાં કપડાંને ગંધકની ધુંઇ આપેછે. અગ્નિદાહ કરવા માટે ત્રણ વર્ગો પાડેલા છે. પહેલા વર્ગવાળા ભપકાને થકી ૭ ડૉલર જેટલી ફી ભરેછે, બીજા વર્ગના ૨॥ અને ત્રીજાના ૧॥= ડૉલર લેવામાં આવેછે.

ભૂમિદા કરતી વેળા લાશને માટીની બરણી યા પત્રાંનાં ટબમાં બેસાડેછે અને એજ હાલતમાં ઊંડો ખાડો ખોદીને તેને દાટેછે. એ વેળા મરનારને સફેદ વસ્ત્ર પહેરાવેછે, અને તેની પીઠે કપડાં ઉપર બુદ્ધ માટે નમસ્કારના શબ્દો લખેછે, અને તેજ લેખનાં સંખ્યાબંધ કાગળના ટુકડાઓ લાશની જોડે બંધ કરેછે. લાશની જોડે વળી ખુશબો ભરેછે. દાટતી વેળાબી ધર્મગુરૂ ભણતર ભણેછે. તેને ઠેકાણે પાડવા જેઓ ગયાં હોય તેમને ભોજન જમાડેછે અને જમવા નહિ આવનારાંઓને ઘર ભાણું મોકલેછે. મરનારની પાછળ અનેક ભણતર અને ક્રિયાઓ થાયછે, અને વરસમાં ચોકસ વખ્તે મરનારના જીવ આ દુનિયામાં પાછાં આવેછે એમ માનીને જાપાનીઓ તેમની યાદ કરેછે અને કબ્રસ્તાનની ભેટ લેવા જાયછે.

દેશનું ખરૂં નામ "**દૈ નિપ્પન**" (Dai Nippon) (યાને "સૂર્યનું મૂળ") છે, તો જોકે દુનિયામાં તે સાધારણ રીતે '**જાપાન**'ને નામે ઓળખાયછે. આખી શેહનશાહત ૪ મોટા અને બીજા ૩૦૦૦ નાનકડા ટાપુઓની બનેલી છે. સઘળી મળીને ૧૪૯૦૦૦ ચોરસ મૈલ જમીનના વિસ્તાર ઉપર ૧૨૦૦૦ કસ્બાઓ અને ૫૯૦૦૦ ગામડાંઓમાં ૪૦૦૭૨૦૦૦ માણસોની એકંદર વસ્તી વસેછે. દેશની આબોહવા સુખાકારીભરેલી છે, પણ જાતે પહાડી મુલક હોવાથી અને એક પણ મોટી નદી નહિ હોવાથી આ હવા સઘળે એકસરખી નથી. ઉત્તર ભાગમાં શિયાળો લાંબો અને કકડતો પડેછે. દેશમાં ધર્તિકંપના આંચકા વખ્તેવખ્ત લાગેછે. રેશમ, રૂ, કોડીકામ, કાગજ, ચિત્રકામ એ તેની મૂખ્ય પેદાયશની જીનસો છે. અંહી સંખ્યાબંધ સરકારી નિશાળો છે, જેમાં ૨૦૦૦૦ બાળકો કેળવણી લેછે. છોકરીઓની ચહડતી કેળવણી માટેની પાંચ શાળાઓમાં ૭૦૦ બાળકીઓ છે. ૧૧૫ થી વધારે વર્ત્તમાનપત્રો અને ૫૫ થી વધારે રિવ્યુ ચોપાનિયાં જાપાનમાં પ્રગટ થાયછે. સઘળી મળીને ૫૪૦૦ ટપાળ ઑફિસો છે. રેલવે લાઇન ૫૦૦ થી વધારે મૈલની બંધાઇ નથી. યોકોહામા, કોબી, નાગાસાકી, હેકોડેટ અને **નેગાટા** એટલાં બંદરો પ્રદેશી વેપાર માટે ખુલ્લાં મુકાયલાં છે.

## અમેરિકાના રસ્તા ઉપર.

હવે મારી આગબોટ મોટા પેસિફિક મહાસાગરમાં સડસડિટ ચાલી. હું ઉત્તર અમેરિકામાં સૅન ફ્રાન્સીસ્કો જતો હતો, માટે ઉત્તર પેસિફિકમાં ઉગમણ તરફ આગબોટ સીધીજ ચાલી. તા૦ ૧૫ મી જુનને દિને ગુરૂવાર હતો. એ દિને અમે ૧૮૦ ડીગ્રીની લાઇનિ ઉપર હતા, અને તેથીતારીખ અને દહાડો વાર સમતોલ રાખવા થકી અમને એક પછી એક એમ બે ગુરૂવાર પાળવા પડયા. અગરજો અમે આ વેળા આથમણ તરફ જતા હોત તો અમને એક દિવસનો લોપ કરવો પડત અને વરસનો બરાબર હિસાબ લાવી મૂકવા માટે એક દિવસ ઓછો ગણત. પણ અમને ઉગમણે જવું હતું માટે તેથી ઉલટું યાને એક દિવસ વધારે ગણત્રીમાં લેવો પડયો, જેમ કીધા વિના બીજા મુલકો સાથ એક દિવસની ભૂલ આવ્યા

કરે. વખ્તની ગણત્રીના આ ધારા મુજબ અમે આગળ વધીને તા૦ ૧૮ મી, રવીવારને દિને **સેંડિચ ટાપુઓ** માહેલા **હાવાઈ બેટ** ખાતે આવી પુગ્યા. અમે આ ટાપુ ઉપર નહિ ઉતરતાં તેના પહાડો આગળથી પસાર થઇ ગયા. હેઠાણમાં આવેલાં મોટાં લાંબાં સપાટ મેદાનમાં કેટલાક એકુતોનાં ઘરો છે, અને કેટલાક પહાડો તો જવાળિક છે. આખો દિવસ આ પહાડો અમને દેખાયા કીધા. બીજે દિને, યાને તા૦ ૧૯ મી અને સોમવારે સહવારે ૬ કલાકે અમારી સ્ટીમર **વોઆહુ** ટાપુ (Woahol o.) નાં મુખ્ય શેહેર

## હોનોલુલુ

ખાતે જઇ ચહડી. દશ દિવસો સુધી દરિયો અને આકાશ જોયા કીધાં હતાં માટે આજનો દહાડો અહીં ગુજારવાનું મને બહુ પસંદ આવ્યું. સ્ટીમર ધક્કે બંધાતાંજ ઉતારૂઓ શેહેર જોવા ઉતરી પડયા, કેમકે છેક સાંજે પાંચ વાગે અમને પાછું ઉપડી જવાનું હતું. શેહેરમાં કેટલીક સારી ઇમારતો છે; ઘોડાની ટ્રામગાડી દોડેછે; અમેરિકન અને યુરોપિયન વેપારીઓની પેહેડી અને દુકાનો છે. અહીં ટપાળ, મનીઑર્ડર વગેરે ઑફિસોમાં જયાં જોઇયે ત્યાં સુધરેલા દેશો જેવાજ કાયદા કાનુન ચાલેછે અને બોલવું ચાલવું ઇંગ્રેજી ભાષામાં છે. અહીંનાં ઘણાંખરાં મકાનો લાકડાંનાં બાંધેલાં છે; કોઇકજ ઇંટનાં જણાયછે. હોનોલુલુના દેશી લોકો કદાવર અને મજબૂત બાંધાના છે. તેઓ કંઇક સુધરેલા અને ભલમણસાઇવાળા પણ છે. તેમનો ધર્મ ખ્રિસ્ટી છે, અને તેઓ મૂખ્ય ભાગે યુનૈટેડ સ્ટેટસના મિત્રો છે. હું હમણા અહીં છું તે વેળા રાજય સંબંધી કેટલીક ખટપટ ઉઠીછે. અમેરિકન સત્તાવાળાઓનું પ્રબળ થવાથી પ્રજાનો એક ભાગ આ નાનકડાં રાજયને યુનૈટેડ સ્ટેટસ સાથ જોડી દેવા માંગેછે. બીજો ભાગ એ કામની વિરૂધ છે. અહીં એક રાણી રાજય ચલાવેછે, જેણી પ્રજામાં પડેલી બે તડને લીધે પોતાનો મેહેલ છોડી ગઇછે અને તે ઉપર અમેરિકન સરકારે ચોકી મૂકીછે. રાણી સુધરેલા વિચારની અને સારા શોખ ધરાવનારી છે, પણ અમેરિકનોને પેદરપે રાજયમાં બહડતા અધિકાર આપ્યા કરવાથી આજે તેણી રાજ્ય ખોઇ બેસવાની અણીપર આવીછે.

રાણીનો મેહેલ દર મંગળવારે સર્વને જોવાની છુટ મળેછે, પણ મને મુસાફર સમજીને દયાળુ સત્તાવાળાઓએ આજે સોમવારે પણ તે જોવાની પરવાનગી આપી અને સઘળે ફેરવીને જોવાજોગ હતું તે બતાવ્યું. આ મેહેલ બે મજલાનો છે, જેમાં હાલની રાણી તથા તેણીના બાપ મરનાર રાજા અને બીજા પૂર્વજોનાં સુંદર ઑઇલ પેન્ટીંગ ચિત્રો છે. દિવાનખાનામાં સર્વ રાચરચીલું એક યુરોપિયન મેહલને છાજતુંજ ગોઠવેલુંછે. રાણી બાપડી નામનીજ છે, કેમકે સઘળો કારભાર ઉપર કહ્યું તેમ અમેરિકન અધિકારીઓને હાથ છે. સેન ફ્રાન્સીસ્કોથી ચીન અને જાપાન જતી મેલ સ્ટીમરો અને બીજી આગબોટોને કોલસો તથા પાણી વગેરે લેવા માટે હોનોલુલુનો ટાપુ બહુ અનુકૂળ હોવાથી તે હજમ કરવાની લોભી અમેરિકન અધિકારીઓ દ્યાનત રાખતા કહેવાયછે.

રાણીના મેહલની સામે સરકારી ઇમારત છે, જેમાં ઇનિસાફની અદાલતો અને બીજાં સરકારી ખાતાંઓ છે. હું આ અદાલતમાં ગયો ત્યારે ત્રણ અમેરિકન જડજો એક મુકદમાની તપાસ ચલાવતા હતા. અહીંના ઘણા ખરા લોકો ઇંગ્રેજી બોલી વાપરેછે. જેઓ મોટા બગીચાવાળા છે તેઓ અમેરિકન રૈયતોજ છે, અને બીજા ચીના છે તે પણ અમેરિકન સરકારનુંજ વડપણ કબૂલ રાખેછે. હાલ તો અહીં એજ સરકારનો વાવટો ઉડેછે. દેશી રેહેવાસીઓ પોતાની રાણીને પાછી તખ્તનશીન થયલી જોવા માંગેછે, પણ તેમ કરવું કે નહિ તે બાબે મોટી ચર્ચા ઉઠીછે અને હજી એ સવાલનો ફડચો અમેરિકન પ્રેસિડંટે આણ્યો નથી.

અમારી મેલ સ્ટીમર, જે અમેરિકન હતી, તે, હોનોલુલુ યુનૈટેડ સ્ટેટસની સરકારનાં સંરક્ષણમાં આવ્યા પછી આજે પેહેલીજ વાર આ ટાપુને ધક્કે બંધાઇ હતી માટે અહીંના અમેરિકન રેહેવાસીઓ અમને સલામતી આપવા આવ્યા હતા. બેંડના ખુશ સરોદ વચે સાંજે પાંચ કલાકે સ્ટીમરે હવે આ ટાપુ છોડયો, અને અમે એક અઠવાડિયાંની મંજલ પછી તા૦ ૨૬ મી જુન અને સોમવારે અમેરિકાનાં સેન ફ્રાન્સીસ્કો શેહરને બંદરે જઇ પુગ્યા.

---




## પ્રકરણ ૧૩ મું.

# યોસેમેટ—અનેક અજાયબીઓનું એક કુદતી સંગ્રહસ્થાન.

કેલિફોર્નિયાની ટુક હકીકત—પાયતખ્ત સેન ફ્રાંસીસ્કો—સોનાના દરવાજાવાળો પાર્ક—શેહરનું વર્ણન—ચીનાઓનો લત્તો.

યોસેમેટના ધોધ અને ખીણ—ત્યાં જવાની રેલવે મંજલનું સુખ—સુવા બેસવાની પાદશાહી સગવડવાળી ગાડીઓ—ખોરાકીની મોંઘવારી—અજાયબીઓનું કુદતી સંગ્રહસ્થાન—યોસેમેટની તવારીખ—'બ્રૈડલ વેલ' ધોધ—યોસેમેટનાં દર્શન—'મોટું બિહામણું રિંછ'—ધોધ પડવાની ખાસ મોસમ—તેમની મોટાઈ અને મજાહ—ધોધના ધડાકાથી મકાનો હાલેછે!—બીજા ઉમદા ધોધોનું બયાન—પહાડો અને ખીણો—પર્વતોની ઊંચી ટોંચોના ચમત્કાર—ડુંગરોના તરેહવાર આકાર મુજબનાં રમુજી નામો—તેમની તવારીખ—'બિલોર જેવો સરોવર'—યોસેમેટની ખૂબી—છેલ્લી સલામ.

ગંજાવર ઝાડોનું વણ—તેમની ૫૦૦ ફીટની ઊંચાઇ—૯૩ ફીટ જાડું એક થડ—"બિહામણા રાક્ષસ"—તેમનો હલકો વજન—એક રાક્ષી ઝાડમાંથી કોરેલો બુગડો—૪૦૦૦ વરસની ઉમરનાં ઝાડો—તેમની શોભા—બે ફુટ ખોદતાં મળતું મીઠું પાણી.

ઇંગ્લંડથી સ્વતંત્ર થવાના દિવસનો તેહવાર—રોશની, કવાયદ અને આતશબાજી—સેન ફ્રાંસીસ્કોની જાહેર ઇમારતો—તેમની મોટાઇ—૧૦ મજલાનો મેહલ.

### સેન ફ્રાન્સીસ્કો.



આજ દિને યાને તા૦ ૨૬ મી જુન ૧૮૯૩ અને સોમવારની સહવારે ૭ વાગે હું આ શેહરને બંદરે આવી પુગ્યો. કેલિફોર્નિયાનાં રાજ્યની સર્વથી મોટી નદીની દક્ષિણે ઉતરેલી ખાડીના ડાવા કાંઠા ઉપર આ શેહર આવેલું છે, અને તેની સામે જમણા કાંઠાં ઉપર **ઓકલેંડ** કસ્બો છે. કેલિફોર્નિયા સોનાની ખાણો માટે વખણાયછે, અને તેનું આ સર્વથી મોટું શેહેર જોકે પાયતખ્ત નથી તોપણ આગળ ચાલતાં ઘણું પ્રખ્યાત થવાની ઉમેદ આપેછે. ૧૫૩૪ માં આ પ્રાંતની પહેલી શોધ સ્પેન્યર્ડ લોકે કીધા પછી તેને અનેક નામો મળ્યા બાદ ફ્રાન્સીસ્કન ધર્મગુરૂઓનું અહીં સંસ્થાન થવાથી આ મોટાં બંદરને **સેન ફ્રાન્સીસ્કો** નામ મળ્યુંછે. ૧૮૨૨ સુધી સ્પેનને તાબે રહ્યા પછી અને ત્યારબાદ કેટલાંક વરસ મેકસીકોની સરકારના હાથમાં રહ્યા પછી, ૧૮૫૦ થી કેલિફોર્નિયા યુનેટેડ

સ્ટેટસનાં રાજ્ય સાથ જોડાઈ ગયુંછે. તે વેળા ત્યાંની વસ્તી એક લાખની પણ ન હતી; પણ આજે ૧૨૦૪૦૦૨ માણસોની છે. વસ્તીના વધારા મુજબ આબાદી વધતી ચાલીછે; ૧૩૬૮ ટપાળ ઑફિસો છે; ૪૨૫૦ મૈલની રેલવે લાઇન છે; દર સાલ ૧૧૬૨૨૭૯૭૩ ડૉલરની કીમતનો વેપારી માલ તૈયાર થાયછે; ૧૩ કૉલેજો અને ધંધો શિખવનારી મદ્રેસાઓ છે; ૧૬ જાહેર કેતાબખાનાં છે; અને ૫૩૬ વર્તમાનપત્રો પ્રગટ થાયછે.

સેન ફ્રાન્સીસ્કોની વસ્તી ૨૯૭૯૯૦ માણસોની છે. તેનું બારૂં ઘણુંજ રમણિય અને મોહક છે. એટલામાટે તેને "સોનાના દરવાજા" (Golden Gate) નું નામ આપવામાં આવ્યું છે, જે કેવળ લાયક છે. એ શેહર ઝડપમાં આબાદીએ પહોચતું જાયછે. અહીંથી ૧૬ તો વિજળીના તારનાં દોરડાં દરિયામાં નખાયલાં છે અને ૫૦ સ્ટીમરો જુદાં જુદાં એટલાંજ બંદરો ખાતે આવજા કરેછે. આ એક અજાયબ જેવું પચરંગી શેહેર છે, જ્યાં સુધરેલી દુનિયાની લગભગ દરેક ભાષા વપરાતી સંભળાયછે. અહીં મેકસીકન, ઇટાલ્યન, ચીના અને બીજી પ્રદેશી પ્રજાઓ ગોયા આ પોતાનુંજ શેહર હોય તેમ પોતપોતાના વાર્શિક તેહવારો ઉપર સરઘસો કહાડેછે અને મજાહ ઉડાવેછે.

આ શેહરમાં આવી હું અહીંના બુશ સ્ટ્રીટમાં નાશનલ બેંકની પડોશમાં બ્રુકલિન હૉટલમાં ઉતર્યોછું. લાંબી મુસાફરીથી થાકી ગયલો હોવાથી આજે હું તદન લાતાકાત છું. શરીર તદન સુસ્ત થઇ ગયુંછે. કંઇ ખાવાની રૂચી થતી નથી.

તા૦ ૨૭ મી, મંગળવાર—એક દિવસની આસાયશ પછી આજે હું ફરવા નિકળ્યો. પ્રથમ સોનાના દરવાજાવાળા બાગ (Golden Gate Park) તરફ ગયો, જે બહુ વખાણાયછે. અને તે બરાબરજ છે. આ બાગ દરિયાની બાજુએ આવેલોછે, અને તેણે ૧૦૧૩ એકર જમીન રોકીછે. તેની પાછળ કુલે ૧૦૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ થયલોછે. કાચનાં મકાનોમાં વધતી ઓછી ગર્મીવાળાં ઝાડો અને રોપાઓ તેઓ ઉપરના રંગબેરંગી ફુલોથી બહુ શોભેછે. આ કાચનાં ઘરોમાંની ગર્મી કેટલીક વેળા નહી ખમાય એવી છે. એવાં એક મકાનમાં હું જઇ ઉભો તો ગોયા ન્યુગીનીની ગર્મીવાળા મુલકમાં હોઉં એવું મને લાગ્યું. જો પા કલાક ત્યાં ઉભા રહિયે તો બુંજ્યા બાજ્યા થઈ જઇયે. આ પાર્કનો દેખાવ સ્ટ્રૉબેરી હિલ નામની ટેકરી ઉપરથી બહુ સુંદર લાગેછે. આ ડુંગરની નીચે પાણી ફરતું કરવાનું બાંધકામ ચાલેછે. આજુ બાજુ રેતીના ટેકરાઓ જોનારને ગોયા આફ્રિકાનાં સાહારાનાં રણનો દેખાવ આપેછે, અને તેમની નીચે વળી જંગલનાં જાતજાતના નાનાં મોટાં ઝાડોનો દેખાવ નજરે પડેછે. પેલી બાજુએ વળી દરિયા અને ખાડીનો દેખાવ નજર સામે આવી ઉભો રહેછે. આ ડુંગર ઉપર શેહરના લોકોને ફરવા હરવાનું બની આવવા માટેની ગોઠવણો ચાલેછે. મોટાં મોટાં સુંદર ઝાડો ગોઠવાયછે; પાણીનો એક મોટો તળાવ બાંધેલોછે તે ઉપરથી નીચે ધોધ માફક પાણીને ઉતરવાનું કામ ચાલેછે. આ પાર્કમાં સુંદર જનાવરખાના ઉપરાંત એક બે કકડા કોઈ અસલી ઝાડના નજર આવેછે, જે ઉપર તેમની તવારીખ લખીછે તે મુજબ એ ઝાડ ૩૭૦૦ વરસોનું પુરાણું હતું, તે ૩૦૭ ફીટ ઊંચું હતું, ઇત્યાદી. અહીં બેંડ સ્ટેંડ પાસે લોકોને બેસવા માટેના બાંકો નાટકશાળાની માફક એકની પાછળ બીજો એમ ગોઠવેલા છે, અને વિશેષ એ કે બાળકોને રમવા માટે હિચકા બાંધેલા છે.

આ શેહરના રસ્તા ચોરસ કાપેલા છે અને તેમને સ્વછ રાખવામાં આવેછે, જે ઉપરથી મેલ્બોર્નની પેઠે ચોતરફ તારનાં દોરડાં મારફતે ટ્રામવે ફરતી ફરેછે. પણ તે ઉપરાંત વળી ઘોડાથી ખેંચાતી પણ થોડીક ટ્રામ ગાડીઓ ફરેછે. ઉપલાંજ ઑસ્ટ્રેલિયન શેહરની પેઠે અહીં પણ લાકડાંનાં પાટિયાંનાં બનાવેલાં સંખ્યાબંધ ઘરો છે.

અહીં ચીનાઓ માટે એક લત્તો મુકરર કરેલોછે, જયાં આજે શુમારે ૨૫૦૦૦ ચીનાઓ વસેછે. તે **ચીનાટૌન**ને નામે ઓળખાયછે. ૧૮૫૦ પછીથી અમેરિકામાં તેઓની વસ્તી વધવા લાગી, અને ૧૮૮૮ સુધીમાં આખાં કેલિફોર્નિયામાં ૩૩૫૦૦૦ ચીનાઓ ગણાયા હતા. ચીના ટૌનમાં ચીનાઓની બે નાટકશાળા છે, જેને તેઓ 'કી બાંગ' કહેછે. ચીનમાં નાટક દિવસે પણ થાયછે, પણ અહીંતો રાત્રેજ એલ ભજી બતાવવામાં આવેછે. અહીં તમે જાત જાતના દિલકશ પર્દા કે બીજી "સીનરી" જોવા માંગો તો તેવું કશું મળવાનું નથી. નાટકમાં અકસર કરી સર્વ ગાનુંજ હોયછે, તોપણ તે "ઑપેરા" જેવાબી એલો નથી. નાટક સાંજે ૬ વાગેથી શરૂ થઇ સહવાર સુધી ચાલુ રહેછે, પણ હું તો ૧૦ વાગે ઉઠી આવ્યો હતો. તોપણ મને નાટકીઓના પોશાક તથા તેમનું ગાનું અને વળી તેમનાં વજંત્રોના સરોદ સારા લાગ્યા હતા. પોતાના જીલ્લામાં ચીનાઓ દર સાલ પોતાના ૧૦૦ ફીટ લાંબા પવિત્ર અજદહા (દેવતા)ને ફેરવવા કહાડેછે અને તે વેળા ફટાકડા ફોડી, તથા પડઘમ અને વાંસલી તથા બીજાં વાજીંત્રો વગાડી નવાઇ જેવો ગોંઘાટ અને ગડબડાટ કરી મૂકેછે.

## યોસેમૈટ તરફ કુચ.

તા૦ ૨૮ મી બુધવાર—કેલિફોર્નિયાની અનેક અજાયબીઓમાંની એક યોસેમૈટના ગંજાવર ધોધ ગણાયછે, અને તે જોવા માટે આજે હું નિકળ્યો. પ્રથમ સ્ટીમર ઊપર સવાર થઈ ખાડી પસાર કરી સામે કાંઠે ગયો, જયાંથી ઊપડતી અનેક ત્રેનોમાં યોસેમૈટ જનારી ત્રેનની પરપુછ કરી તેમાં બેઠો, જેમાં સુવાની ગાડીઓ પણ રાખેલી હોયછે. મેં પહેલા વર્ગનું રેલવે નૂર ભરવા જોડે સુવાની ગાડી મેળવવા થકી જુદું દામ આપ્યું, પણ ૫૦ ડૉલરનાં મારાં નૂર સાથ સરખાવતાં ૧॥ ડૉલરનું આ દામ કુછ ન હતું. આ સુવાની ગાડીઓ જોવા લાયક છે. જાણે કોઇ શેહનશાહને મુસાફરી કરવા માટેની સલુન ગાડી બનાવી હોય તેવો તેમનો ભપકો છે. એમાં બેસવા ઉઠવા કે સુવા વાંચવાની સર્વ ગોઠવણોને માટે હું બે શબ્દોમાં એટલુંજ કહીશ કે તે સરસ અને ઉમદા છે. રેલવે બેન ખાડીને કાંઠે કાંઠે ચાલતી હોવાથી આપણને એક તરફ પાણી અને બીજી તરફ ખેડાણ જમીનવાળાં ગામો જોવાની મજાહ પડેછે. ગાડીમાં બીડી પીવાના જુદા ઓરડા કરેલા છે; પીવા માટે બર્ફનું પાણી પુરૂં પાડવામાં આવેછે; સોનેરી વોળ ચહડાવેલી ગર્મીની પાઇપો ગાડીમાં ફરતી રાખેલીછે. આપણને ઘડી ઘડી આવી પોર્ટરો વર્દી પુછેછે કે અગરજો સુવાની હાજત હોય તો બિછાનું તૈયાર કરૂં. વળી કાંઈ સંદેશો સ્ટેશન માસ્તરને કે ગાર્ડને કે કોઈ બીજી ગાડીમાં બેઠેલા ઉતારૂને કે પ્લાટફૉર્મ ઉપરના હરકોઇને કહાવવો હોય તો તે થકી માણસો ફરતા ફરેછે, અને આપણા હુકમની વાટ જુએછે. રાત ચંદણીની હતી, અને આવું સરસ આપણાં મકાનનાં બિછાનાને ભૂલાવે એવું સુવાનું મળવાથી તથા ચોતરફના રમણ્ય દેખાવોથી અને શિતલ લેહકીથી આખી રાત મેં બહુ આનંદભરેલી ઉંઘમાં ગુજારી.

તા૦ ૨૯ મી, ગુરૂવાર—એમ કરતાં આજદિને સહવારે અમે રેલવેનાં સર્વથી છેલાં સ્ટેશન રેમંડ ખાતે જઇ પુગ્યા, જેની સામેજ "સેંટ્રિનલ હૉટલ" હતું તેમાં નાસ્તો લીધો, અને પછી ઘોડાગાડીમાં બેસી આગળ વધ્યા. ઉંચા પહાડી ઢોળાણ ઉપર કોતરી કહાડેલા રસ્તા ઉપરથી અમારી ચાર ઘોડાની ગાડી ચાલી ત્યારે એક તરફથી સામેના પહાડો ઉપર બર્ફ જામેલો તો બીજી તરફથી ૧૦૦૦ ફીટ નીચે ખીણોમાં ઝાડોની હરિયાળી નજર આવેછે. અહીં ઓક અને પૈન ઝાડો જથાબંધ ઉગેલાંછે. આખો રસ્તો કાચી બાંધણીનો હોવાથી માર્ગમાં ધૂળ ઉડેછે. આ તરફ વસ્તી ઝાઝી નહિ હોવાથી ધંધાદારીઓને મુસાફરોને ચીરવાનું ઠીક બનેછે. પહોચખાનાવાળા એક નાસ્તાનો એક ડૉલર લેછે, તો સોડાવૉટર કે લેમોનેડની એક શીશીનો અર્ધો ડૉલર આપવો પડેછે, તોપણ ભોજણ અને

બિછાનાં પુરાં પાડનારાં મકાનો રસ્તે રસ્તે હોવાથી મુસાફરોને ઘણી સગવડ છે તેમાં તો કશો શક નથી. જાતજાતનાં પૈન ઝાડો ઉપરનાં ફુલોથી આએ રસ્તે મઘમઘાટ થઇ રહ્યોછે. આ સઘળા વૈભવ પછી છેલા ૨૭ દિવસોની મારી દરિયાઇ મુસાફરીની થાકથી ગળાઇ ગયલું મારૂં શરીર પાછું તાજગી પકડતું આલ્યું હોય એમ મને લાગ્યું, કેમકે હવે મને કકડીને ભુખ લાગવા માંડી.

સાંજે ૬ વાગે અમે **વાવોના** ગામમાં જઈ પુગી ત્યાંનાં એકપુરાં પણ સુંદર હૉટલમાં ઉતર્યા. મારી જોડે યસેમેટ જોવા જનારા બીજાબી મુસાફરો હતા, અને અમો સર્વ ધૂળથી ખરાબ થઇ ગયા હતા, માટે હૉટલનાં માણસોએ મરઘાંનાં પિછાંની બનાવેલી પિછી વડે અમારાં કપડાંમાંની ધૂળ પખોડી નાખી, અમો સર્વનો સામાન અંદર લાવી દરેકને તેનો સુવાનો ઓરડો બતાવ્યો, જ્યાં અમે રાતનું મનગમતું ભોજણ લઇને સુતા.

તા૦ ૩૦ મી, શુક્રવાર—સહવારની ખુશ લેહકીમાં અમો આગળ વધ્યા, કેમકે હજી અમારે માટે એક મંજલ બાકી હતી. યોસેમૈટની ખીણ તરફ અમારી ગાડીએ વળાણ લીધી. અમો **સિએરા** પર્વત ઊપરની મંજલ પૂરી કીધી હતી, માટે હવે અમે કુદ્રતના અદભૂત દેખાવો નિહાળવા માટે ઇનતેજાર થયા.

**યોસેમૈટ** એક નહિ પણ અનેક અજાયબીઓનું એક ગોયા કુદ્રતી સંગ્રહસ્થાન છે. અહીં હજારો ફીટ ઊંચા પહાડો અને તેવીજ ખીણો, ઝરાઓ અને ધોધો, ગંજાવર ઝાડો અને કુદ્રતી બાગાયાતોનો એવો સુંદર સમુદાય છે કે ત્યાં શું જોઇયે અને શું રહેવા દઇયે, કયું પહેલું જોઇયે અને કોણને પાછળ નાખિયે, તેની મુસાફરને સમજ પડતી નથી. એટલામાટે તે અધીરો બની જાય તેમાં નવાઇ નથી. પણ મેં આ સર્વ જોયુંછે, જેમનાં નામ નિશાન સાથ સઘળું વર્ણન કરૂં તે આગમજ યોસેમૈટ શું છે અને તેની શોધ કેમ થઇ તેની તવારીખની ટુક નોધ અહીં ટપકાવી લઇશ. એવું જણાયછે કે ૧૮૫૧ ની આગમજ આ ખીણ અમેરિકાના રાતા ઇંડયનોના કબજામાં હતી. એ વરસની શરૂઆતમાં તેઓ જોડેની ખૂનખાર લડાઇને દરમયાન યુનૈટેડ સ્ટેટ્સની સરકારની એક ફોજનો સરદાર મેજર **સેવેજ** વાવોનાને રસ્તે આ તરફ શત્રુઓની શોધમાં આવ્યો, જે વેળા તેને એક મિત્રાચારી ધરાવનાર ઇંડયનથી છુપી ખબર મળી કે **મર્સેડ** નદી ઉપર એક પહાડી ખીણ છે, જ્યાં ઇંડયનો એટલાબધા મજબૂત છે કે દશ ગોરાઓને એક રાતો માણસ પૂરો પડી શકે. મેજરની ફોજ મે માસમાં આ ખીણ ઉપર આવી ચહડી અને તેણે તેની સર્વ ખુબીઓ જોઈ લીધી.

યોસેમૈટની ખીણ સેન ફ્રાન્સીસ્કોની દક્ષિણે ૨૨૦ મૈલ ઉપર છે. તે સિયેરા પર્વતો ઉપર ૩૯૫૦ ફીટની ઉંચાઇએ આવેલીછે, અને તેની આજુબાજુએ ઉંચા સિધા ડુંગરો ઉભેલાછે. આ ખીણે ૩૬૦૧૧ એકર જમીન ઘેરેલીછે, જે અમેરિકન કૉન્ગ્રેસે કેલિફોર્નિયાનાં રાજ્યને ૧૮૬૪ માં એક "સ્ટેટ પાર્ક" દાખલ જાળવી રાખવા માટે બક્ષેશ આપેલી છે. આ ખીણ ઉગમણથી આથમણ તરફ શુમારે ૬ મૈલ લંબાયલીછે, અને તેની પહોળાઇ ૦॥ થી એક મૈલની છે. તેની જમીન લગભગ સપાટ અને એકસરખી છે. આસપાસના ભાગોથી તે એક મૈલ જેટલી ઉંડી છે. આ આખી ખીણ એક ગંજાવર ફુલોના બાગ જેવી છે, જેમના સુગંધથી તમામ હવા બહેકી રહીછે, અને ભાતભાતના રંગોને લીધે આંખને બહુજ ટાઢક મળેછે.

### યોસેમૈટના ધોધ.

આ ખીણ તરફ આવતાં અમારી ગાડી ઉંચા પર્વત ઉપરથી હવે નીચે ઉતરતી ચાલી, અને જે જે અદભૂત દેખાવો અમે જોવા જતા હતા તેઓમાંના સર્વથી પહેલા જે દેખાવે અમોને પોતાનાં દર્શન કરાવ્યાં તે "**બ્રેડલ વેલ**" નામનો ધોધ (Bridal Veil Waterfall) છે. તેનું પાણી ૮૬૦ થી ૯૦૦ ફીટની ઉંચાઇએથી એકજ કટકે નીચે પડેછે, જે વેળા તેનો દેખાવ એક પરણવા જતી



યોસેમેટનો ત્રણ કટકે પડતો ધોધ.

[જુઓ સફે ૧૫૬–૫૭.

કન્યાએ પોતાનાં સુંદર મુખ ઉપર નાખેલા બારીક બુર્ખાના જેવો લાગતો હોવાથી તેને આ રમુજી નામ મળેલું છે. આ ધોધ ખીણના દક્ષિણ છેડા ઉપર છે, અને મથાળેથી પડતી વેળા તેની પહોળાઈ માત્ર ૪૦ ફીટની હોવા છતાં પવનને ઝપાટે અને પોતાનાં બળથી તે નીચે ઉતરતાં ઘણો વિખરાઇ જાયછે. પાછળા પ્હોરે આ ધોધ જોવાની બહુ મજાહ પડેછે, જે વેળા વર્ષાદની અનેક રંગોની ભભુકદાર કમાનો બનીને દેખાવની વિચિત્રતામાં બહુ વધારો કરેછે. આ "પરણતી કન્યાના બુર્ખા"-વાળા ધોધને ઇંડયનો પોતાની જબાનમાં 'પોહોનો' ને નામે બોળખેછે.

આ ધોધ છોડી આગળ ચાલતાં એક મૈલ ઉપર "**સેંટિનલ**" નામનો એક બીજો નાનો ધોધ (Sentinel Fall) મળેછે, જેને ઇંડયનો 'લોયા' (Loya) કહેછે. તેનું પાણી જોકે ૩૨૭૦ ફીટની ઉંચાઇએથી પડેછે, તોપણ તે થોડાક ફીટ પડયા પછી જાણે ખડક ઊપર ભાગી જતો હોય તેમ બળમાં ઓછો થઈજતો જણાયછે. એનું પાણી એ રીતે પછડાઇને પડેછે, બાકી જો એ સલંગ ઊપરથી નીચે સુધી પડતો હોત તો અહીંના સર્વે ધોધોમાં વગર વાંધો લેવે તે ઊંચો ગણાત. 'સેંટિનલ' નામે એક ખડકની પાસે હોવાથી આ ધોધને એ નામ મળેલું છે. તેનું પાણી પુરૂં પાડનાર નાળું મોસમની આખરીએ સુકાઈ જાયછે અને તદન બેમાલુમ બનેછે.

આ ધોધો જોઈ આગળ વધતાં હવે અમે ખુદ યોસેમેટના ધોધ તરફ ચાલ્યા. જયારે બીજા ધોધોને ઇંગ્રેજી જબાનમાં જુદાં જુદાં નામો મલ્યાંછે, ત્યારે આ જે ઇંડયન નામ છે તેજ આજસુધી વપરાસમાં ચાલુ છે, અને તે **યોસેમૈટ** ધોધ છે. એ શબ્દનો અર્થ "મોટું બિહામણું રીંછ" એવો થાયછે. ઇંડયનોએ તેને આવી સમજણ ધરાવનારૂં નામ કાં આપ્યું હશે તે જણાતું નથી. જોકે આ ધોધ સર્વથી મોટો નથી, તોપણ તે ત્રણ ધોધોનો બનેલોછે, એટલુંજ નહિ પણ દુનિયામાં એના કરતાં બુલંદ અને ઉમદા બીજો એકે મનાતો નથી. યોસેમૈટ ગામની આથમણે અને ખીણની ઉત્તર બાજુના પહાડ ઉપર આ ધોધ આવેલાછે. તેમની એકંદર ઉંચાઈ ૨૫૫૦ ફીટની છે. ત્રણે કકડાઓની જુદી જુદી ઉંચાઈ આ મુજબની છે:— ઊપલાની ૧૫૦૨ ફીટ, વચલાની ૫૫૯ અને નીચલાની ૪૮૭ ફીટ. ખરેખર આ ધોધ જોવા લાયક છે. વાંચનારને યાદ હશે કે ન્યુઝીલેંડના દક્ષિણ ટાપુ ખાતેના સધરલેંડ ધોધની તારીફ સાંભળ્યા પછી તે જોવાની મને બહુ જીજ્ઞાસા થવા છતાં મારાથી બર્ફની મોસમને લીધે તે જોઇ શકાયા નહિ તેથી બહુ દિલગીરી લાગી હતી. પણ તે મારી દિલગીરી આ કુદરતનો સર્વથી સરસ ધોધ જોયાથી એકદમ દૂર થઈ ગઇ. ઉપર કહેલો 'સેંટિનલ' મને ખરેખર ધોધ જેવો જણાયો નથી, કેમકે તેનું પાણી સલંગ સીધું નીચે પડવાને બદલે અથડાઇને, પછડાઇને, સર્પ માફક ઉતરતું જણાયછે. એટલામાટે હું આ યોસેમૈટને તેના કરતાં પણ ઉંચો ગણુંછું. એ ઉમદા તો છેજ. ફકત સીધો રેલા દાખલ પડતો ધોધ કદાચ જોનારને કંટાળો આપે, પણ આ તો ત્રણ કકડામાં પડેછે તેથી તેની શોભામાં ઓર વધારો થાયછે. સર્વથી ઉંચી બુલંદીએથી તે બીજી ઉંચાઇવાળા ખડકો ઊપર પડેછે, તે ખડકો ઉપરથી વળી ત્રીજી યાને સર્વથી ઉતરતી ઊંચાઇવાળા ખડકો ઉપર એ ધોધનું પાણી ઝીલાયછે, અને ત્યાંથી તે આબાદ ખીણમાં રેલાયછે.

આ ધોધોના જેટલું જથાબંધ પાણી દુનિયાનો બીજો એક પણ ધોધ જોનારની નજર આગળ રજુ કરતો નથી. તેમને વહેવાની પણ ખાસ મોસમ હોયછે, કે જયારે પર્વતો ઉપરનો બર્ફ પિગળીને ઝરાઓ બનેછે, અને તેઓનું પાણી આ ધોધો મારફતે પોતાનો માર્ગ ખીણોમાં લેછે. મોસમ આખર થતી વેળા યોસેમૈટના સર્વથી ઉંચા ધોધવાળા ખડક ઉપર મુસાફરો જઇ શકેછે અને તેનું પાણી કેમ નીચે ઉડીને પડેછે તે પોતાની નજરે જોઇ શકેછે. હું દિલગીર છું કે તેવો રમણ્ય

દેખાવ જોવાની તક મને મળી નહિ; પણ ચાંદણીમાં વળી આ ધોધનો દેખાવ ઘણોજ મનહર લાગેછે, અને તે તો મેં મારી નજરે દીઠો. એ વેળા તેમનાં પાણી કેવળ બિલોરનાં હોય, અને તેમાંથી ગોયા ચળકતા રૂપેરી તારા ફુટતા હોય તેમ તેમના એક પછી એક હારડા નીકળીને નીચેના ખડકો ઉપર જઇ અથડેછે, તે જોવાનું બહુજ દિલપિઝીર લાગેછે.

યોસેમૈટના ધોધની સામેજ અમારૂં હૉટલ છે, અને તેથી તેનું નામ પણ "યોસેમૈટ" અપાયલું છે. અમેરિકન હૉટલમાં નહિ જતાં આ પહોચખાનામાં મેં ઉતારો લીધો છે, અને વળી તેના ઉપલા મજલા ઉપર મેં મારો ઓરડો પસંદ કીધો છે—એવી મતલબથી કે હું સુતાં કે જાગતાં દર પળે બસ આ અજાયબ જેવા ધોધ જોયાજ કરૂં! અમારૂં આ "યોસેમૈટ ફૉલ હૉટલ" સઘળા ધોધથી બનેલી મોટી નદી ઉપર બાંધેલું છે, જેમાં ૧૨ ફીટ જેટલું પાણી ઉંડું કહેવાયછે. નીચે આ નદી અને સામે ઉપલા ધોધથી દેખાવ એવો મજેહદાર લાગેછે કે મને અહીંથી ખીસવા ગમતું નથી. ધોધનો આવાજ આખો દિવસ આવ્યા કરેછે અને તે ચો બાજુએ ખીણમાં ફરી વળેછે, અને મેં સાંભળ્યું છે કે ધોધ પડવાના ધડાકાને લીધે તેની આસપાસનાં એક મૈલનાં છેટાં ઉપરનાં મકાનોની બારીઓ ધ્રુજેછે! યોસેમૈટ ધોધના સંબંધમાં નીચલા સખુનો કેવળ સાચા છે:—

**"Its flood, a wealth of glittering gems,**
**Too pure and bright for earthly kings:**
**No jewels set in diadems**
**Can match its gold and sapphire rings."**

**રૉયલ આર્ચ** નામનો ધોધ યોસેમૈટ-નીજ બાજુએ પણ બે મૈલ દૂર છે. અહીં ખીણની ખડકરૂપી કુદ્રતી દેવાલમાં આપ મેળે આકાંઓ બનેલાંછે તે ઉપરથી એ ધોધને ઉપલું નામ મળ્યું છે. એ ૨૫૦૦ ફીટ ઉંચો છે, અને પીગળેલા બર્ફથી બનેલી એક નાની નદી તેને પાણી પૂરૂં પાડેછે. ઉનાળાની શરૂઆતમાં તો તે ગૂમ થઇ જાયછે.

એવોજ ઉંચો (૨૦૦૦ ફીટ) એક બીજો ધોધ છે, જે **રિબન ફૉલ** (Ribbon Fall)-ને નામે ઓળખાયછે.' તે સીધોજ નીચે પડે-છે, અને પછી વળી એક હજાર ફીટ જેટલો બીજો કુદકો મારેછે. મોસમની શરૂઆતમાં આ ધોધનું બળ જોવા અને વખાણવા લાયક જણાયછે.

હવે હું બીજા બેજ તારીફલાયક ધોધોની થોડીક વિગત આપીશ. આખી ખીણમાં હું જે જગાને સર્વથી ચહડતું ખેંચાણ કરનારી ગણું છું તે માત્ર ૩૩૬ ફીટની ઉંચાઇના એક નાનકડા ધોધની જગા છે. તેને **વર્નલ ફૉલ** (Vernal Fall)નું નામ મળેલું છે. એ ધોધ જ્યાં પડીને નીચેથી વહેતી નદી સાથ મળી જાયછે ત્યાં પા મૈલને છેટે એક પુલ બાંધેલોછે તે ઉપરથી ધોધનો દેખાવ ઘણોજ સુશોભિત અને દિલ ખેંચનારો જણાયછે. ખરેખર તે અને તેની આસપાસનો તમામ દેખાવ એવો દિલ જીતી લેનારો છે કે તેનું વર્ણન કોઈ કરી શકશે નહિ. પુલ છોડીને આગળ વધ્યા કે બે ફાંટા આવેછે, જેમાંના એક મારફતે ઘોડા ઉપર સવાર થઈ આપણ ધોધને માથે જઈ પુગિયે છિયે, અને ત્યાંથી આગળ વધ્યા કે **નિવાડા** નામનો બીજો ધોધ (Nevada Fall) આવેછે, જેનું વર્ણન હું નીચે આપું છું. 'વર્નલ' ધોધને મથાળે જતાં એક મોટો ખડક આવેછે તે ઉપર મુસાફરો પોતાનાં નામો લખી ગયલા જણાય-છે. મથાળે ગયા પછી અનેક ઠેકાણેથી નીચેનો દેખાવ જોવાની બહુ મજાહ પડેછે. મેં ઉપર કહ્યું તેમ આ ધોધ ઘણો ઉંચો નથી, પણ બીજા ઉંચા ધોધો કરતાં તેની પહોળાઈ વધારે છે; કેમકે જ્યાંથી પાણી નીચે પડેછે ત્યાં ૮૦ ફીટની પહોળાઇ છે. આ દિલ-કશ ધોધને ઇંડયનોએ "પી-વા-અક" (Pi-wa-ack) યાને "હીરાઓનો ચશ્મો" એવું નામ આપેલું છે, કેમકે તેનું પાણી બર્ફ જેવી સફેદી કાયમ રાખીને રૂપાંની માફક ઝપઝપ થતું કુદકા મારતું નીચે પડેછે, અને તે વેળા અગણિત તેજસ્વી હીરાઓમાં

વહેંચાઈ જાયછે. અને પછી આ કરોડો અને અબજોબલકે અસંખ્યાત ચકચકિત હીરાઓના વર્સવાથી એવી તો રંગબેરંગી કમાનો બનેછે કે જેથી નીચેની નદીનાં ખણખણ થતાં પાણીઓને માથે ગોયા ઓદાની ઓદાઈનું કુદ્રતી તાજ બની રહેછે ! આ કમાનો સહવારે ૧૦ થી ૧૨ વાગાસુધીમાં ઘણોજ ભપકાદાર દેખાવ આપેછે અને આપણું મન છક કરી નાખી આંખને તાજગી બક્ષછે.

મેં ઉપર કહ્યુંછે કે આ વર્નલ ધોધથી આગળ વધ્યા એટલે એક મૈલ ઉપર નિવાડા ધોધ આવેછે. એ વળી પોતાની જુદીજ ખૂબીઓ ધરાવેછે. મોટી મર્સેડ નદીનાં ઉંચાણથી વહેતાં પાણીથી આ તેમજ વર્નલ ધોધ બનેલા છે. જેમ બીજા તેમજ આ ધોધની ઉંચાઇ માટે પણ મતફેર છે, પણ કપ્તાન **વ્હીલરે** બારીક ગણત્રીથી આપેલી ટીપને આધારે હું આ સર્વની ઉંચાઇઓ નોધતો આવ્યોછું તે મુજબ આ ધોધ ૬૧૭ ફીટ ઉંચો છે. નીવાડા ધોધનું પાણી વર્નલમાં આવેછે, અને ત્યાંથી તે નીચેથી વહેતી નદીમાં ખાલી થાયછે. ઉપર કહેલા પુલ પછીથી આ નદી "**સિલવર એપ્રન**" યાને "રૂપેરી બુર્ખો"નું નામ ધારણ કરેછે. અહીં મેં જોયું તો ગ્રેનૈટ પથરના સફાઈદાર ઝકઝકતા રસ્તા ઉપરથી બર્ફરૂપી પાણી કલાકના ૬૦ મૈલની ઝડપથી દોડયાં જતાં હતાં. તેની આ ઝડપ સાથના ઝલકાટને લીધેજ તેને ઉપલું નામ મળેલું લાગેછે. નિવાડા ધોધનું પાણી ૬૦૦ ફીટની ઉંચાઇએથી પડતી વેળા નદીમાં મોટા મોજા ઉછાળેછે એટલુંજ નહિ પણ અસંખ્યાત રંગીન કમાનો બનાવેછે. દુનિયાના સર્વથી ભપકાદાર ધોધોમાંનો એક આ છે. એની એક નવાઈ એ છે કે તેમાંથી ઉપલી ઉંચાઇએથી પાણીના બાણો છુટેછે, અને પછી જેમ જમીન ઉપરથી ઉરાડેલા બાણો આકાશમાં જઇ ફાટી અસંખ્યાત રંગીન તારાઓમાં આપણી તરફ પાછાં આવતાં ગુમ થઇ જાયછે, તેમ આ બાણો ફાટી તેમાંથી પાણીના સેતારા ખડી પડતા જણાયછે.

## યોસેમૈટના પહાડો.

યોસેમૈટના ધોધો પછી આ અજાયબીઓથી ભરપૂર ખીણમાં બીજું જે જોવાનું છે તે આસપાસ લાગી રહેલા પહાડો છે. એ પહાડો પોતપોતાની જુદી જુદી ખૂબી ધરાવેછે. પણ એઓમાંના જેમની મેં ભેટ લીધીછે, તેમનુંજ ટુક વર્ણન આપવાની તજવીજ કરીશ. આ પહાડો ઉંચા, બિક પેદા કરનારા પણ ઇનસાનને હેરત કરનારા છે. તેમની કંઈ ને કંઇ નિશાની ઉપરથી તેમને રમુજી નામો આપેલાંછે. વાવોનાથી યોસેમૈટ ૨૬ મૈલ ઉપર છે. આમાંના ૧૩ મૈલ સિયેરાના એક બીજા પહાડ ઉપર ચહડવાનું અને બાકીના તેટલાજ તે ઉપરથી ઉતરવાનું હોયછે. ઉતરતી વેળા આડી તીડી વળાણ લેવી પડેછે, જેમ કરતાં અંતે એક ટેકરી ઉપર આવી પહોંચિયે છિયે, જેને Inspiration Point નું નામ મળ્યું છે, કેમકે આપણ જે અદભૂત કુદ્રતી એલા જોવા જઇયે છિયે તેમનો પેહલો ખયાલ અહીં આપણાં મનમાં ઉભો થાયછે. બરેબર અહીંથીજ આપણાં મનમાં કુદ્રતી ભો પેદા થાયછે, અને જાણે કોઈ અણદીઠ મહાનશક્તિની નજદીક બિતા બિતા જતા હોઇયે તેવી છુપી લાગણી પેદા થાયછે. ઉપલી ટેકરી ખીણને મથાળે ૧૫૦૦ ફીટ ઉંચી આવેલીછે, પણ તેની એકંદર ઊંચાઈ તો ૫૨૪૮ ફીટની છે.

આ પછી "અલ કેપિટન" (કપ્તાન) નામની ટેકરી આપણું પહેલુ ધ્યાન એંચેછે, જે ૭૦૧૨ ફીટ ઉંચી છે. તેની આ બુલંદ ઊંચાઇને લીધેજ તેને ખીણમાંના સર્વ દેખાવોના વડા દાખલ "કપ્તાન" નું લાયક નામ મળ્યું છે. તોપણ આ કાંઈ સર્વથી ઉંચો ડુંગર નથી. સર્વથી ઉંચો તો "વાદળાંઓના આરામગાહ" (Cloud's Rest) નામનો ૯૯૧૨ ફીટની બુલંદી ધરાવનાર પર્વત છે. તેની આવડી મોટી ઉંચાઇને થકીજ તેને આ નામ મળ્યું છે. એથી ઉતરતી ઉંચાઈ (૮૮૨૩ ફીટ)નો "અર્ધો ગુંબજ" (Half Dome) નામનો પહાડ છે. એને ઇંડયનો "ટી-સાઅક" (Ti-sa-ack) યાને "ખીણની દેવી"-

નાં નામથી ઓળખેછે. ૧૮૭૫ માં મી૦ જી. જી. એંડર્સન નામે એક ધણીએ આ ઉંચા પર્વત ઉપર ચહડવા માટે એક દાદરો બનાવ્યો હતો. પર્વતની એક બાજુએ આવેલા "મિરર" નામે સરોવરમાંથી તેણે તે ઉપર ચહડવાની ગોઠવણ કરી હતી, કેમકે તે બાજુએ ડુંગર ૨૦૦૦ ફીટ જેટલો તદન સીધો છે. પ્રથમ ખડકમાં ખાડા ખોદી તેમાં લાકડાંની ખૂંટી પેવસ્ત કરી તેને લોખંડનાં કડાં જડી લઇ આ દાદરો બનાવ્યો હતો, અને એ રસ્તે હિમતવાન મુસાફરો પોતાના જીવને જોખમે ઉપર ચહડતા અને મજાહ મેળવતા હતા. પણ લાકડાંની ખૂંટીઓ સળી ગયા પછી હાલ પર્વત ઉપર ચહડી શકાતું નથી.

ઉપલો જ્યારે અર્ધો ગુંબજરોકો પહાડ છે ત્યારે તેનાથી ઉત્તરે આવેલો એક પહાડ આખા ગુંબજ જેવો છે, અને તેથી તેને તેવુંજ (North Dome) નામ મળ્યું છે. તે ૭૫૨૫ ફીટ ઊંચો છે. એક બીજો "ગુંબજ" "પેહેરાગીર" ને નામે (Sentinel Dome) ઓળખાયછે. તે ૮૧૨૨ ફીટની ઉંચાઇ ધરાવેછે, જેની વાય્વ બાજુએ એક બીજો ડુંગર છે તે પણ "પેહેરાગીર" નેજ નામે (Sentinel Rock) ઓળખાયછે. તે ૭૦૬૫ ફીટ ઉંચો છે, જેની સામી બાજુએ ત્રણ ડુંગરો એક બીજાને વળગીને ઉભેલા હોવાથી તેમને "ત્રણ ભાઇઓ" (Three Brothers) નું રમુજી નામ મળ્યું છે. તેમની ઉંચાઇ ૭૭૫૧ ફીટની છે. આ અને ઉપર લખેલા બીજા પર્વતો ઉપર જવાયછે ખરૂં, પણ તે બહુ ધાસ્તીભરેલું છે. ત્રણ બેરાદરોમાંના સર્વથી ઉંચાની ટોચ ઉપર ૧૮૯૧ માં કર્નલ હુચિંગ્સ અને કેલિફોર્નિયાનાં રાજ્યની યુનિવર્સિટીના કેટલાક વિદ્યાર્થિઓએ મહા મુસીબતથી જઇ પહોંચી ત્યાં એક સફેદ વાવટો ચહોડયો હતો. તેમની આગમજ ૧૮૭૫ માં એક હિમતવાન બાનુએ મથાળે જઇ એવોજ સફેદ વાવટો ઉડતો કીધો હતો તે તો શિયાળાનાં સખ્ત તુફાનો છતાંબી દશ વરસો સુધી કાયમ રહ્યો હતો. ઉપર જણાવેલા "કપ્તાન" ડુંગરની સામે અને ખીણની દક્ષિણ બાજુએ ૬૬૩૧ ફીટની ઉંચાઇના "દેવળ રોકા ખડકો" (Cathedral Rocks) ઉભેલાછે. એઓમાંના પશ્ચિમ તરફના એક ઉપર "કન્યાના બુર્ખા" વાળો ધોધ પડેછે. આ ખડકો, જેમની સંખ્યા ત્રણની છે, તેઓને "મેહરબાનગીની દેવીઓ" (Graces) નું પણ નામ મળ્યું છે. આ ખડકોનો આકાર એક ગોથિક ઢબછબ ઉપર બાંધેલાં દેવળ જેવો હોવાથીજ તેમને એ નામ અપાયલું છે. વળી તેમની પડોશમાંજ "દેવળના મિનારાઓ" (Cathedral Spires) નામના ઉંચા, ઉભા મિનારા રોકા ખડકો આવેલાછે, જેમની ઉંચાઇ ૫૯૩૪ ફીટની છે.

યોસેમૈટના ત્રણ કકડે પડતા ધોધના ઉપલા કકડાને મથાળે પૂર્વ બાજુએ "યોસેમૈટ પોઇંટ" નામનો ડુંગર છે, જેની બાજુમાં વળી "ગૂમ થયલો તીર" (Lost Arrow) નામનો ખડક છે. આ બંનેના સંબંધમાં એક રસીલી કથા છે. કહેછે કે ખીણમાં વસતી એક શાહજાદી ઉપર એક ઇંડયન લડવૈયો ફિદા થયો, અને બંનેની શાદીનો દિવસ નકી થયો. એ દિને થનારી જીયાફ્ત માટે જોઇતું ગોસ્ત શેકાર મારીને લાવવા થકી પેલો લડવૈયો આ પર્વત ઉપર આવ્યો, જે વેળા પોતાની મેહબુબને તે કહી આવ્યો કે હું આ "પોઇંટ" આગળ આવીને એક તીર ફેંકી તને ખબર આપીશ કે હું પુરતો ખોરાક લાવ્યો છું. પેલી શાહજાદી ખીણમાં બેસી આ તીરની વાટ જુએછે. લડવૈયો પુરતા શેકાર મારી લાવી ઠરાવ મુજબ તીર ફેંકી તેણીને ખબર આપવા જાયછે. પણ એટલામાં "પોઇંટ" ઉપરથી તે પગળું ચૂકેછે અને ગબડીને નીચેના ખડક ઉપર પડેછે, અને તે ખડકને આ બનાવ પછી "ગૂમ થયલા તીર" નું નામ મળ્યું છે. ઘણો વખ્ત સુધી વાટ જોવા છતાં લડવૈયાને તીર નહિ જોઇને તેમજ તેને પાછો ફરેલો પણ નહિ જાણીને શાહજાદી પોતે "પોઇંટ" ઉપર ગઇ, અને તપાસ કરતાં તેણીને લડવૈયાનું છુંદાઇ ગયલું શરીર મળી આવ્યું. દોરડાં વડે તેણી નીચેના ખડક ઉપર ઉતરી અને

ત્યાંથી લાવી ઉપાડી લાવી. અહીંથી ખીણનો દેખાવ ઘણો સરસ નજર આવેછે.

હવે હું એકજ પર્વતનું બયાન આપીશ તે "ગ્લેશ્યર પોઇંટ" (Glaciör Point) ને નામે ઓળખાયછે. એની ઉંચાઇ ૭૨૦૦ ફીટની છે. અહીંથી જેવો દેખાવ નજર પડેછે તેવો દુનિયામાં બીજે કેયથી જોવામાં આવતો નથી, એમ એક વિદ્વાન મુસાફર પ્રોફેસર **વ્હિટની** કહી જાયછે. સૂર્યોદય અને સૂર્યાસ્તના દેખાવો આ ઠેકાણેથી ઘણુજ દિલચસ્પ લાગેછે. સર્વથી ઉંચી ટોચ ઉપર લોખંડના કટેરા ખડકમાં ગારેલાછે, જે પકડીને સવા ત્રણ હજાર ફીટ નીચે આવેલી ખીણનો તમામ દેખાવ મુસાફરો ખુશહાલી અને ધાસ્તી સાથ જુએછે. ડૉ૦ **પેક** નામે એક સુંદર લખનારના શબ્દોમાં અહીંથી દેખાવ એવો નજરે પડેછે કે શમ્વૉ નામનાં સાબર જેવાં પહાડો અને ટેકરીઓ કુદાવનારાં પ્રાણીનો પણ દિલનો ધબકારો બંધ પડી જાય! અહીંથી તમામ ખીણ આપણા પગ આગળ પંથરાયલી નજર આવેછે, જયાંનાં પહોચખાનાંઓ ઝુપડાં જેવાં, બશો ફીટની ઉંચાઇનાં ઝાડો નાના રોપા જેવાં, માણસો લીલાં છમ મેદાનમાં કાળાં ધાબાં જેવાં મિરર સરોવર એક ચલકતા ડાગા જેવો, અને ૪૦ એકરના વિસ્તારવાળો એક સેબફળનો બાગ, જેમાંનાં ઝાડો ૨૦ ફીટને અંતરે હતાં, તે એક ચિત્ર વિચિત્ર તખ્તા જેવો લાગેછે! આ ટોચ ઉપર દર સાંજે નીચેનાં હૉટલવાળો આતશબાજી કરેછે. કટેરા આગળ અમેરિકન વાવટો ઉડેછે, જે ૧૮ ફીટ લાંબો હોવા છતાં દૂરથી એક નાના રૂમાલ જેવો દિસેછે.

**૫૦૦૦ ફીટ ઉંચો કુદરતી આર્સી.**

યોસેમૈટની ખીણમાં પહાડો અને ધોધોની જોડે એક સરોવર પણ છે. આજે **તા૦ ૧ લી જુલાઈ**ની સહવારમાં પાંચ વાગે ઉઠીને હું આ સરોવર જોવા ગયો, જેનું નામ હું ઉપર જણાવી ગયોછું તેમ "મિરર લેક" (Mirror Lake) યાને "આર્સી" છે. મલસ્કામાંજ આ આર્સી જોવાલાયક છે. તે દરિયાની સપાટીથી ૫૦૦૦ ફીટ ઉંચો આવેલો છે. એની આસપાસ અર્ધો અને આબો ગુંબજ વગેરે પહાડો સીધા ફરી વળેલાછે, અને કાંઠા ઉપર પૈન વગેરે ઝાડો ઉગેલાછે, જેમનો કાળો પડછાયો સૂરજ ઉગ્યા પછી પહાડને મથાળેથી આવતાં કિરણો સાથ મળી ચકચકિત રોશનીમાં બદલાઇ જઇ બહુ શોભા આપેછે. પણ જ્યારે ઉંચા પહાડ ઉપરથી ડોકયું કરતો આફતાબ અંતે સરોવરને દર્શન દેછે ત્યારે તો દેખાવ ઘણોજ મનોહર થઇ પડેછે. આજે છેક ૮ વાગે સૂર્ય દેવતાએ સરોવર દેવીને દેખાવ દીધો અને બંનેનો મેળાપ મેં મારી આ ખાકી ચશમો વડે જોયો ત્યારે મને દિલમાં ધ્રુજરી છુટી કે રખે હું આ બેની મોહબતમાં નજર નાખવાનું પાપ કરતો હોઉં! આ સરોવર તરફ ગાડીમાં અવાયછે. ઇંડયનોએ એને "ઉંઘતાં પાણી" (Sleeping Water) નું નામ આપેલુંછે, ના કેમકે તેનાં પાણી ગતિ વિનાનાં અને સ્થિર છે, તેઓ આર્સીની પેઠે ચલકેછે, અને "ગુંબજો" આકાર તેમાંથી કાચની માફક આપણ ખુલ્લા જોઇયે છિયે. આ સરોવર ૫૦૦ વામ ઉંડો છે, અને તેમાં ગોયા બીજી યોસેમૈટ પોતાના અસલ ભપકા અને ખુબસુરતી સાથ દેખાવ દેછે.

યોસેમૈટને હવે અમે છેલી સલામ કીધી. અમારી આગમજ દશેક દિવસ ઉપર **રામપુરનો નવાબ** પોતાના એક ડજન માણસો સાથ આ અજાયબીઓની ભૂમિ જોવા આવ્યો હતો. આ ખીણ સમુદ્રની સપાટીથી ૪૦૦૦ ફીટ ઊંચી છે. આર્સી સરોવરથી "કપ્ટાન" પહાડ સુધીની ખીણ તેની અર્ધાથી એક મૈલ સુધીની પહોળાઇ છતાં તમામ સપાટ છે. ખીણ તરફ હજીબી કેટલાક ઇંડિયનોનાં જાથુકનાં રહેઠાણો છે. જોવા લાયક સઘળું જોઇ, અને દરેકમાં ખોદાવંદતાલાની અજીમ કુદરતનો છુપો હાથ જોઇ, માણસજાતને માટે કરેલા આવા અદભૂત ખેલો થકી હજારો હજાર શોકરગુજારી તથા સી. ડબ્લ્યુ. **કૈલ** (C. W. Kyle) નામે એક કવિના નીચલા શબ્દોમાં સ્તુતિ ગાઇને હું યોસેમૈટ છોડી ગયો:—

Grandeur enthroned upon thy peaks,
With beauty all around her speaks,
And every castled wall here seeks
To voice the will of Majesty.
June smiles within thy valleys now,
But seen from yonder castle's brow
Thy glaciered peaks will not allow
Of bloom, through all the centuries.
Yosemite, June, '92

તા૦ ૨ જી, રવીવાર—અમે જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે પાછા ફરી રાત્રે વાવોના હૉટલમાં ઉતારો લીધો અને હવે આજ સુહવારમાં અમારી ચાર ઘોડાની ચારથમાં બેસી લઇને અમે અહીંથી ૯ મૈલ ઉપર આવેલાં ગંજાવર ઝાડો જોવા નિકળ્યા. આ ઝાડો *Sequoia gigantea* ને નામે ઓળખાયછે. તેઓ મારિપોઝા જીલ્લામાં આવેલાં છે, અને તેમની પ્રથમ શોધ એ જીલ્લાના મી૦ **બર્ની** નામે શરીફે ૧૮૪૯ ના અક્ટોબર માસમાં કરી હતી. ઉત્તરથી દક્ષિણ સુધી આ ઝાડો લંબાયલાં છે, જેમને ૧૦ ઝુમખાઓમાં વહેંચી નાખેલાં છે. અમેરિકન કૉન્ગ્રેસે તેમને પાર્ક દાખલ જાળવી રાખવા માટેના ખાસ ધારા ઘડેલા હોવાથી એક પણ ઝાડ કોઇથી કપાય એમ નથી. સાધારણ રીતે તેઓ કેલિફોર્નિયાનાં રાક્ષી ઝાડો દાખલ ઓળખાયછે. તેઓ ૫૦૦ ફીટ ઉંચાં ગયલાંછે. એક ઝાડ એક ઠેકાણેથી ઉખેડેલું બીજી જગા ઉપર પાછું રોપી શકાયછે, અને વળી તેનાં બી વાવ્યાથી દુનિયાના જુદા જુદા ભાગો ખાતે તે ઉગેછે. તોપણ એ ઝાડના નાના છોડવા જણાતા નથી, કેમકે તેને પુખ્ત થતાં ચાર વરસ લાગેછે તેથી તુફાનમાં તે ભાગી જાયછે, અથવા ખીસકોલીઓ તેમને કરડીને મારી નાખેછે. મારિપોઝાવાળાં ચોગાન, જ્યાં આ ઝાડો ઉગેલાંછે તે, ચાર ચોરસ મૈલનાં છે. આ જંગલમાં દાખલ થતાં પ્રથમ તો નાની નાની ઉંચાઇનાં ઝાડો મળેછે. કેટલાંક તો આપમેળે પડીને મરી ગયલાં જણાયછે. પણ આગળ વધતાં એક જંગલનો રાક્ષસ એવો મળ્યો કે જેનું થડ અતિ જબરં હતું. મેં માપી જોયું તો તે થડ બરાબર ૯૩ ફીટ ૭ ઇંચના ઘેરાવાનું હતું. જમીનની સપાટીથી તે ૧૦૦ ફીટની ઉંચાઇ સુધી તો તેની એક પણ ડાળ ઉગેલી જણાતી ન હતી, અને જે સર્વથી પહેલી ડાળ હતી તે ૧૮ ફીટના ઘેરાવાની મપાઇછે. આ ઝાડને "બિહામણા રાક્ષસ" (grizzly giant) નું નામ મળ્યું છે. એક બીજું ઝાડ મેં દીઠું તેનું થડ ૮૪ ફીટ જાડું હતું. આ રીતે અનેક ઝાડો જાડાં થડનાં અમે જોયાં, પણ તેમનું લાકડું મજબૂત જણાયું નહિ. તે વજનમાં બહુ હલકું છે. પાત્રાં ઝીણાં છે. આખા વિસ્તારમાં સઘળાં મળીને ૫૪૫ ગંજાવર ઝાડો છે, જેથી આખાં પાર્કનો દેખાવ ઘણોજ સુંદર લાગેછે.

પણ આ ઝાડોની અજાયબી એટલીજ નથી. આગળ ચાલતાં અમારી ગાડી એક બુગડામાંથી પસાર થઈ. તે બુગડો ૨૭ ફીટ લાંબો અને ૧૦ ફીટ સમચોરસ હતો, અને તે કાંઇજ નહિ પણ એક રાક્ષી ઝાડમાંથી કોરી કહાડેલો હતો. તેમાંથી અમારી ચાર ઘોડાની ચારથ આસાન પસાર થઇ ગઇ ! આ દેખાવનું એક ચિત્ર પાસે આપુંછું. અહીંનાં ઝાડો ૧૮૭થી ૨૭૨ ફીટની ઉંચાઇનાં છે, પણ તેમની ઊમર એકથી ૪૦૦૦ વરસની કહેવાયછે. એઓમાંનું એક "વૉશિંગ્ટન" નામનું ઝાડ ૯૦ ફીટના ઘેરાવાનું છે. તેમને "રાક્ષસ" નું નામ માત્ર તેમનાં અતિ જબરાં કદને લીધેજ અપાયલું છે, બાકી તેમનો દેખાવ ઘણોજ શોભાયમાન છે. આ ઝાડો કઇ જાતના છે તે બરાબર નકી થયું નથી.

આ જગાએ માત્ર બે ફુટ જમીન ખોદિયે તો નિર્મળ સ્વાદિષ્ટ પાણી નિકળેછે, જે ચાખી અને આ કુદરતનો નવો ખેલ જોઇ હું રેલવે સ્ટેશન ઉપર ગયો, અને ત્યાંથી પાછો પુલમાન ગાડીમાં સવાર થઈ તા૦ ૩ જીની બપોરે સેન ફ્રાન્સીસ્કો પાછો આવી પુગ્યો.

---

તા૦ ૪ થી, મંગળવાર—આજે યુનૈટેડ સ્ટેટસનાં આખાં રાજ્યનો મોટો તેહવાર છે. જે દિને એ દેશના લોકો ઇંગ્લંડથી છુટા પડી સ્વતંત્ર થયા તે આજનો દિવસ છે, અને તેથી



ઝાડમાં કોરેલો ગાડી જવાનો બુગડો.

[જુઓ સફે ૧૬૨.

આ શેહરમાં આજે જ્યાં જોઇયે ત્યાં મેહોલ્લાઓમાં સ્વતંત્રતાના વાવટા ફડફડ ઉડેછે; અને દશેરાના તેહવાર ઉપર, આપણી તરફ જેમ ઘોડાઓને માથે ગલગોટાનાં ફુલો ખોશવામાં આવેછે તેમ આજે અહીં ઘોડાઓને માથે તેમજ ગાડીઓ ઉપર પણ નાની નાની વાવટીઓ ખોશી શણગાર કરેલોછે. લોકો નાનાં મોટાં ટોળાંમાં વાવટા અને ઝુંડા સાથ વાજાં વગાડતા શેહરમાં ફરવા નિકળ્યાછે. નાના નિશાળે જતા છોકરાઓ પોતાનાં કદ મુજબની નાનકડી બંદુકો લઇ, તથા તેઓ કરતાં મોટા છોકરાઓની પલટનો તલવારો ઉઠાવી, ગોયા ઇંગ્લંડના લોકો સાથ સ્વતંત્રતાની લડાઇ હમણાજ રમી, ફતેહ કરીને શેહરમાં દાખલ થતા હોય તેમ છાતી કહાડીને અને મોહો ઉપર લડાયક જુસ્સો દેખાડીને ડસાબંધ હિંડેછે. લશ્કરી કવાયદની રચના વળી જુદીજ છે. સિપાહીઓ અને પ્રજાનાં બીજાં લોકો દીવાળીના દહાડા ઉપર હિંદુઓ કરેછે તેમ ફટાકડા વગેરે ફોડી તથા દારૂખાનું સળગાવી ગમત મેળવેછે. આ રીતે ચોતરફ હોહા અને ગડબડ સડબડ થઇ રહીછે. આગળી રાત્રે હું હાજર ન હતો, પણ મને ખબર મળીછે કે તે વેળા આખાં શેહરમાં રોશની થઇ હતી. આજે આખાં શેહરે આ રીતે તેહવાર પાળ્યોછે, અને તેથી ધંધોધાપો બંધ છે. ટ્રામ ગાડીઓને પણ આગળ અને પાછળ વાવટાઓ લટકાવી શણગારી છે, જે ઉપર સવાર થઇને તેમજ પગે ચાલીને લોકો લશ્કરી કવાયદ જોવા જાયછે. આ સેન ફ્રાન્સીસ્કો શેહરમાં દિવસે તડકો અને રાત્રે થંડી પડેછે તેથી આ કવાયદ જોવા હું પણ ગયો ખરો, પણ ઝાઝીવાર ઉભો રહી શકયો નહિ. ગોલ્ડન ગેટ પાર્કમાં આજે તમાશગીરોની ધમાલ ભારી છે. રાત્રે અહીં મોટી આતશબાજી થઇ હતી અને તે વેળા જોવાની બહુ મજાહ પડી હતી. લોકોની ભીડ અને ધકામુકીનું તો પુછવુંજ શું ! વેપારીઓ અને રૈયતો પોતપોતાના ખર્ચેથી આ આતશબાજી કરેછે. બે કલાક સુધી આ રમુજ ચાલી અને લોકોએ પોતાની સ્વતંત્રતાનો આ દિવસ એ રીતે હસી ખુશી સાથ ગુજારી પસાર કીધો. પાર્કની ચોબાજુએ વરાળથી ચાલતી ટ્રામ ગાડીઓની અલગાર લાગી રહી હતી તેમાં બકરાં માફક સિંચાઇને જેમ આવ્યાં હતાં તેમ હવે સર્વે તમાશગીરોએ પાછા ફરવા માંડયું, અને હું પણ આખા દિવસની આ ધામધુમની મજાહ લઇ મારાં હોટલ તરફ હંકારી ગયો.

તા૦ ૫ મી, બુધવાર. આજ દિને મે આ શેહેરની કેટલીક જાહેર ઇમારતોની ભેટ લીધી, જેઓમાં 'સિટી હૉલ' બહુ મોટો તેમજ જોવા લાયક છે. આખાં રાજ્યમાં એનાથી ચહડે એવી જુજ ઇમારતો હશે. તે માર્કેટ સ્ટ્રીટમાં આવેલોછે. એ હૉલ ૧૮૭૧-માં બાંધવો શરૂ કીધો હતો, અને તેની પાછળ ૪૫૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ થયોછે. તેમાં જડજો, મેજીસ્ટ્રેટો વગેરેની કોર્ટો છે, અને મ્યુનિસિપાલિટી વગેરે ખાતાંઓની ઑફિસો છે. મેં તો બે ત્રણ કોર્ટો જોઇ હતી, પણ મને કેહેવામાં આવ્યું કે એમાં સઘળી મળીને ૧૨ કોર્ટો છે. આવો એક ગંજાવર મેહલરોકો હૉલ આ ઉધરતાં શેહરને બસ થયો નથી, અને તેથી એક બીજો મોટો સિટી હૉલ બાંધવાની હીલચાલ થાયછે ! આ શેહરમાં લોખંડ, ગ્લાસ, ઉન, ખનીજ વગેરેનાં કારખાનાઓ છે; ૭૦૦૦ મજુરો કામે રોકાયછે, અને વરસે ૮૨૦૦૦૦૦ ડૉલરની ઉપજ થાયછે.

બીજી ઇમારતોમાં સેંટ ઇગ્નેશ્યસ ચર્ચ અને કૉલેજ, યુનૈટેડ સ્ટેટસની ટંકસાળ, પેલેસ હૉટેલ, ડી. ઓ. મિલ્સ વગેરે છે. આ છેલી ઇમારત ખરેખર શોભાયમાન અને કીમતી છે. તે ૧૦ મજલા જેટલી ઉંચી છે અને તેની પાછળ ૧૨૫૦૦૦૦ ડૉલરનો ખર્ચ થયોછે. તે ૧૬૦ ફીટ લાંબી અને ૧૩૮ ફીટ પહોળી છે. તેના નીચલા ત્રણ મજલા સંગેમરમરના અને ઉપલા સાત મલાહીને રંગની ઇંટના બાંધેલાછે. વળી મ્યુઝિયમ, પબ્લીક લૈબ્રેરી, સ્ટૉક એકસ્ચેંજ, વગેરે જગાઓ પણ જોવા લાયક છે.

આ શેહરમાં રેલવેની મુસાફરી માટેની ટિકિટો આપણને દલાલો મારફતે મળેછે, સ્ટેશનો ઉપર મળતી નથી. હવે હું આગળ વધનાર હતો, માટે મેં મારી ટિકિટ સૉલ્ટ લેક સિટી જવા માટે કુક એંડ સનની ઑફિસમાંથી લીધી અને બીજે દિને યાને તા૦ ૬ ઠી અને ગુરૂવારે સેન ફ્રાન્સીસ્કો છોડયું.

# પ્રકરણ ૧૪ મું.

## મોર્મન લોકોના મુલક અને તેની આસપાસની અજાયબીઓ.

સેન ફ્રાન્સીસ્કોને છેલી સલામ—એક પુલ વિનાની ખાડી ઉપરથી ત્રેનનું સલામત પસાર થવું—આગબોટ ઉપર ત્રેનની મુસાફરી—ઘરરોકા બુગદામાંથી ત્રેનનું પસાર થવું—લાઇન બરફથી ભરાઇ જતી અટકાવવાની નવી યુક્તિ—નવી અજાયબીઓ તરફ કુચ—નિમકનો સરોવર—તેની નવાઇઓ—ઑગડન ગામ—સૉલ્ટ લેક શેહેર—તેના મોટા મહોલ્લાઓ—મોર્મન લોકોની તવારીખ—તેમનાં દેવળો—તેમની રીતભાંત.

પૈકસ પીક—તેની ઊંચાઇ—તેનાં નામનું મૂળ—તે ઉપર જવાની મુશ્કેલીઓ—નવી નવી યુક્તિઓ—મથાળે સુધીની રેલવે લાઇન—દુનિયામાં સવથી ઊંચો રેલવે—તેની ત્રેનોની નવાઇજેવી ગોઠવણ—માર્ગમાં મળતા દેખાવો—૯ મૈલ ઊંચી ટોચ ઉપરથી દેખાતી કુદતી લીલા—મથાળે ઝાઝો વાર રહેવાથી થતી માઠી અસર.

મેનિટો શેહેર—ગુણગારા ઝરાઓ—"દેવતાઓનો બાગ"—દવાનો ગુણ ધરાવનારા પાણીના ચશ્મા—સોડા વૉટરના ઝરા—પવનની ગુફા—એક પથરનું કુદતી વાજીંત્ર—છાતીનાં દર્દીઓ માટે એક ઉત્તમ જગા—ચિકાગો જતાં માર્ગમાં મળતાં ગામો.

### મોર્મન લોકો અને તેમનું રાજ્ય.

સહુવારે ૭ વાગે મેં સેન ફ્રાન્સીસ્કોનાં ઉધરતાં આબાદ શેહેરને છેલી સલામ કીધી. રેલવેમાં ૧૫૦ રતલ સુધીનો અસ્બાબ મુફત પાસ થાયછે અને તે ઉપરાંતના દર રતલે ૯ દોકડા જાસ્તી પડેછે. બોટમાં બેસી હું ખાડી પસાર કરી શેહેરને સામે પારે ઓકલેંડ ગયો, જ્યાં મારી ત્રેન તૈયાર હતી. આ ત્રેન પેસે મેટના પહાડોની ઉત્તરેથી આગળ વધી. પણ તે આગમજ અમારા માર્ગ વચ્ચે એક ખાડી નડી, જે ઉપર કશો પુલ બાંધેલો ન હતો. અને તોપણ આ મોટી ખાડી પસાર કરીને અમારી ત્રેન આગળ ચાલી! ખાડીમાં એક મોટી આગબોટ ઉભેલી હતી. તે અમારી વાટજ જોતી હતી. ત્રેને આવી પુગતાંજ જાણે રસ્તામાં કશી હરકત નહિ હોય—ખાડીની મુશ્કેલી હોયજ નહિ—તેમ ચાલવા માંડયું અને પેલી આગબોટે થોડા વખ્તમાં આખી ત્રેનને પોતાના ઓળા ઉપર ખેંચી લીધી. આ બોજા સાથ હવે આગબોટે ફુંફારા મારી આગળ ચાલવા માંડયું અને ખાડીને પેલે પાર જઇ પુગતાંજ ત્રેનને પાછી છુટી કીધી, જે હવે જમીન ઉપર નાખેલી લાઇનને વળગી પડી આગળ ધસી ચાલી! આ દેખાવ ખરેજ નવાઇ જેવો અને અમેરિકન ઇજનેરોની બુદ્ધિની વાહવાહ કરાવનારો હતો.

પહાડો ઉપર જ્યાંથી ત્રેન ચાલતી હતી ત્યાં બરફ મોટા જથામાં પડેલો હતો. આ બરફથી ત્રેનને હેરાન થવું ન પડે તે માટે રેલવે કંપનીએ લાકડાંના લાંબાને લાંબા મોટા બુગડા ઘર માફકના બનાવીને રસ્તાને સાફ રાખ્યો હતો, જે ઘરરોકા બુગડામાંથી ત્રેનો વગર હરકતે પસાર થતી હતી. જો આમ નહિ કરેતો તમામ રસ્તો બરફથી ભરાઈ જાય અને તે ઉપરથી ત્રેન ચાલી શકેજ નહિ. આસપાસનો બરફ પીગળી એક નદી માફક વહેતો જણાતો હતો. અમારી ત્રેનની આજુબાજુનો પહાડી દેખાવ જોવા જોગ હતો, જે જોતા જોતા અમે ડુંગરેથી ઊતરી નીચે આવ્યા ત્યારે રાત પડી. બીજે દિને સહવારે ત્રેન સપાટ મેદાનમાંથી પસાર થતી જણાઈ, તોપણ અહીં એતી જેવું કશું ન હતું.

તા૦ ૭ મી, શુક્રવાર—એમ કરતાં અમોને એક મોટો સરોવર દૂરથી દેખાવા માંડયો. તે **"સૉલ્ટ લેક"** હતો. આસ્તે આસ્તે ટ્રેને એ સરોવરની નજદીકી પકડીને તેના ઉત્તર કાંઠાની અડોઅડથી વળાણુ લઈ દક્ષિણે ઊતરવા માંડયું. આથી અમે ટ્રેનમાં બેઠા બેઠા આખો સરોવર જોયા કીધો, અને એમ કરતાં **ઑગ્ડન** (Ogden) નામે સ્ટેશન ઊપર જઇ પુગ્યા. આ શેહર તેમજ સરોવર **ઉટાહ**(Utah)-નાં રાજ્યમાં આવેલાછે. કેલિફોર્નિયાનું રાજ્ય છોડી અમે **નિવાડા** (Nevada) નાં રાજ્યમાં દાખલ થયા હતા, અને ત્યાંથી હવે ઉટાહમાં પેડા હતા. ઑગ્ડનમાં ટ્રેન બદલાયછે તેથી એ રેલવેનું એક મથક થઇ પડયુંછે. **ઑગ્ડન** અને **વેબર** નામની નદીઓના સંગમ ઉપર આ જગા આવેલીછે. અહીં ઘણું કરીને મોર્મન લોકો વસેછે. અહીં પાંચ રેલવે લાઇનો ભેગી થાયછે, કેમકે આ તરફ જોવા લાયક કુદ્રતી દેખાવો ઘણા છે અને હજારો મુસાફરો તે જોવા આવેછે. હું પણ તે જોવા થકીજ આ રસ્તે આવ્યોછું.

ઑગ્ડનથી પશ્ચિમે ૪૦ મૈલ ઊપર સૉલ્ટ લેક સરોવર આવેલો છે. એક વાર તે ૪૨૦૦૦ ચોરસ મૈલના વિસ્તાર સુધી ફરી વળેલો હતો, પણ લાંબી સદીઓ થઈ તેનું પાણી ઉડી ગયાથી આજે એ સરોવર ૨૩૬૦ ચોરસ મૈલ કરતાં પણ ઓછો થઇ ગયોછે. તેનાં પાણીની ઉંડાઇ ૨૦ ફીટની છે. આટલા વિસ્તારમાં નવ મોટા અને બાકીના નાનકડા ટાપુઓ આવેલા છે. પાણી તમામ ખારાં અને કડવાં છે. એટલાન્ટીક મહાસાગર બહુ ખારો કહેવાયછે, પણ તે કરતાંબી છ ગણો વધારે ખારો આ સરોવર છે. આ પાણીમાં સેંકડે ૧૩॥ થી ૨૩ ટકા જેટલો ખાર છે. વળી તે ગરમ હોયછે. લોકો એમાં સેંકડોની સંખ્યામાં ન્હાવા ઉતરેછે. અજાયબજેવું છે કે આ પાણી ખારાં હોવા છતાં પારદર્શક છે, અને તેનો રંગ વખ્તેવખ્ત બદલાતો રહેછે. સરોવર માંહેલો એક ટાપુ ૧૬ મૈલ અને બીજો ૨૦ મૈલ લાંબો છે, પણ તેઓ ઉંચાઈમાં ૩૦૦૦ ફીટ જેટલા છે. આસપાસ પહાડો આવી રહેલા હોવાથી સરોવરની આજુબાજુની આબોહવા ઘણીજ મનપસંદ અને તનદરોસ્તી આપનારી છે. સરોવર પોતે પહાડો ઉપર ઉંચાણમાં આવેલોછે, અને **એલિઘની** નામના પહાડો કરતાં તો તે ઘણો ઉંચો છે. સરોવરના ઉત્તર અને પશ્ચિમ કિનારાઓ ડુંગરાઓ અને ટેકરાઓથી ભરાઇ ગયલાછે, જ્યાં મિઠું પાકેછે. તે ઝીણું તેમજ મોટું હોયછે.

ઑગ્ડન છોડી આગળ વધતાં ઉપલા સરોવરથી દક્ષિણે ૧૨ મૈલ દૂર **સૉલ્ટ લેક સિટી** નામનું શેહર વસેલું છે. તે ઉટાહનાં મોર્મન રાજ્યનું મુખ્ય શેહર છે, જેની વસ્તી ૨૫૦૦૦ માણસોની છે. શેહરને દશ દશ એકરના ચોરસ કકડાઓમાં અછી ગોઠવણથી વહેંચેલું છે. તેના મોહોલ્લાઓ સીધા અને ૧૨૮ ફીટની પોહોળાઇના છે. દરેકની આજુબાજુએ ઝાડો રોપેલાછે, અને બાંધી લીધેલી પથરની ગટરોમાંથી પાણી વહેછે. શેહરનો વિસ્તાર ૯ ચોરસ મૈલનો છે. અહીં સ્વછ અને મોટી ઇમારતો બાંધેલી છે, અને તેમની આસપાસ બાગો બનાવેલાછે. 'ટેમ્પલ બ્લૉક' નામના ભાગમાં મોર્મન લોકોનાં ધર્મનાં દેવળો વગેરે બાંધેલાંછે. ટેબરનેકલ નામનું મકાન લંબગોળ ઇંડાંના આકારનું છે. તેનાં ગંજાવર છાપરાંને ૪૬ પથરના સ્તંભોથી ટેકાવેલુંછે. તેમાં ૧૫૦૦૦ માણસો એકી વખ્તે બેસી શકે એવી ગોઠવણ કીધેલીછે. અહીં જે વાજીંત્ર છે તેવું મોટું આખા અમેરિકા ખંડમાં બીજે કેઊે કહેવાતું નથી. અહીં પૂંજા થાયછે, ભાષણો અને તકરારો ચાલેછે, અને સભાઓ ભરાયછે. 'નવું દેવળ' નામે એક બીજું મકાન ૪૦૦૦૦૦૦ ડૉલરને ખર્ચે બંધાયુંછે. 'એન્ડોમેંટ હૌસ' નામનાં મકાનમાં ચોકસ ભેદભરેલી ક્રિયાઓ થાયછે -અને તેમાં જેઓ પરણવાના હોય તેવાજ મોર્મન લોકોને દાખલ થવા દેછે. બીજાં જાણવાજોગ મકાનો જોડે અહીં ત્રણ મોટી હૉસ્પિટલો, નાટકશાળા, મ્યુઝિયમ, ઑપેરા હૌસ, સિટી હૉલ વગેરે જોવાલાયક છે. ઉપલું દેવળ દર બુધવારે ઊઘડેછે.

ઉપલા નિમકના મોટા સરોવરની શોધ ૧૮૨૫ માં **જેમ્સ બ્રિડજર** નામે એક ધણીએ કીધા પછી એ તરફ મોર્મન લોકોનું સંસ્થાન વસ્યું. આ લોકોએ પ્રથમ ઇલિનોઇસનાં રાજ્યમાં **મિસિસિપિ** નદી ઉપર **નૌવુ** (Nauvoo) નામનું એક શેહર ૧૮૪૦ માં વસાવી ત્યાં પોતાનું એક ભપકાદાર દેવળ બાંધ્યું હતું. પણ તેમની સંસારી તથા ધર્મ સંબંધી રીતભાત બીજા સંસ્થાનીઓને પસંદ નહિ પડવાથી ઝગડો ઉઠયો, અને સત્તાવાળાઓએ **જોસેફ** અને **હિરામ સ્મિથ** નામના તેમના બે સરદારોને કેદ કીધા, અને રેહેવાસીઓએ કેદખાનાના દરવાજા ભાંગી તેમને કાપી નાખ્યા. અંતે મોર્મન લોકોને નૌવુ છોડી જવું પડયું, અને પછી ઉપર કહ્યું તેમ તેઓએ ૧૮૫૦ માં ઉટાહમાં પોતાનું સંસ્થાન વસાવ્યું. આ વેળા તેમની સરદારી **બ્રિગહામ યંગ** નામના ધણીના હાથમાં હતી. ૧૮૪૭ માં તેઓ પેહેલા આવ્યા ત્યારે તેમની સંખ્યા ૧૬૫૩ ની હતી, પણ ત્યારબાદ તે અતિઘણી વધી ગઇ. અહીં તેઓએ પોતાનું નાનું જેવું રાજ્ય સ્થાપ્યું. બ્રિગહામ યંગે ૧૮૫૪ સુધી ગવરનર દાખલ અમલ ચલાવ્યો. પણ ત્યાર બાદ સત્તાવાળાઓ સાથ કેટલીક લડાઇઓ લડીને જોકે મોર્મનોએ પોતાનું બળ સાબિત કીધું, તોપણ અંતે તેમની શિકસ્ત થવાથી ૧૮૫૮ માં ૩૦૦૦૦ મોર્મનો પોતાનું સર્વસ્વ લઇ ત્યાંથી નાઠા, જેમને પાછળથી ત્યાંના ગવરનર **ઑલ્ફ્રેડ કમિંગે** સમજાવી પટાવીને પાછા બોલાવી વસવા દીધા. એ પછી આ લોકોની સંખ્યા વધારેને વધારે વધતી ગઈ, અને વળી તેઓએ બીજા સંખ્યાબંધ યુરોપિયન ખ્રિસ્ટીઓને પોતાના પંથમાં વટળાવ્યા. એ લોકો ખેતીનો ધંધો કરેછે અને ઘણાં ગામડાંઓમાં વિખરાઇ ગયાછે. તેઓ પોતાનાં ગુજરાણનો આધાર પોતાનેજ હાથે કરેલી પેદાશ ઉપર રાખેછે અને તેથી કશો માલ નિકાશ કરતા નથી. આ લોકોમાં તેમના ધર્મગુરૂઓની સત્તા અણહદ છે. વળી તેઓ દાવો કરેછે કે અમારા મજહબના કાયદા અમેરિકન સરકારના કાયદા કરતાં ચહડતા છે.

તેઓનાં રાજ્યનું નામ 'ઉટાહ' એ ઇંડયન લોકોનો શબ્દ છે, જેનો અર્થ "પહાડી ટોચ ઉપરનું મકાન" એવો થાયછે, અને ખરેખર આ મુલક પહાડ઼ ઉપર બહુ ઉંચો આવેલોછે. દરિયાની સપાટીથી તે ૬૦૦૦ થી ૯૦૦૦ ફીટ ઉંચો છે. મોર્મન લોકો પોતાનાં રાજ્યને **ડેઝેરેટ** (Deseret) યાને "મધમાખ" ને નામે ઓળખેછે. તેમનાં ધર્મ મંડળનો વડો **વિલ્ફર્ડ ઉડરૉફ** નામે એક જેફ માણસ છે. તેમનાં દેવળની ઉપજ દર સાલ ૭૦૦૦૦૦ ડૉલરની થાયછે, જેમાંથી ધર્મનાં મકાનો વગેરે ઉપરાંત નિશાળો, ધર્મખાતાંઓ વગેરેનો ખર્ચ નિકળેછે. એવી સત્તાવાર ગણત્રી થઇછે કે મોર્મન લોકોમાં હાલ ધર્મનો બોધ કરનારા ૧૨ ચેલાઓ, ૭૦ વડીલો, ૩૯૧૯ વડા ગુરૂઓ, ૧૧૮૦૫ વૃદ્ધ પુરૂષો, ૨૦૬૯ ધર્મગુરૂઓ, ૨૨૯૨ શિક્ષકો, ૧૧૬૧૦ ઉતરતી પદવીના પાદરીઓ, ૧૧૯૯૧૫ રાજ્યના અમલદારો અને સભાસદો, અને ૪૯૩૦૩ બાળકો છે.

મોર્મન લોકોનો ધર્મ ખ્રિસ્ટીઓથી જુદો છે. તેમનું ધર્મપુસ્તક બૈબલ કરતાં ત્રગણું નાનું છે, જેમાં ૧૬ પવિત્ર ગ્રંથો સમાવેલાછે. તેમાં લખ્યા મુજબ ઇ૦ પૂ૦ ૬૦૦ માં **લેહી** (Lehi) નામે એક ન્યાયી ધણીની સરદારી હેઠલ તેઓ જેરૂસલેમ છોડીને દક્ષિણ અમેરિકામાં પ્રથમ ચિલિ દેશમાં આવી ઉતર્યા હતા અને પછી ઉત્તર અમેરિકામાં જઇ વસ્યા હતા. પાછળથી તેઓ બે એકેકથી ઉલટા ભાગોમાં વહેંચાઇ ગયા, જેઓમાંનો એક ભાગ રાતા ઇંડિયન લોકોનું મૂળ થઇ પડયો. એક બીજા ભાગના પેગામ્બરનું નામ **મોર્મન** હતું, જેણે પોતાનાં લોકોનું વર્ણન સોનાનાં પત્રાં ઉપર લખીને એક ડુંગરમાં છુપાવ્યું હતું. એ લખાણ પાછળથી મજકુર જોસેફ સ્મિથે શોધી કહાડયું, જેને ૧૦૪૪ માં કાપી નાખ્યા પછી મોર્મન લોકોનું વડપણ બ્રિગહામ યંગે ૧૮૭૭ સુધી ચલાવ્યું હતું. આ લોકોમાં અનેક બાયડીઓ કરવાની છુટ હોવાથી અને એવીજ કેટલીક વાંધાભરેલી રીતભાત હોવાથી સુધરેલી પ્રજાઓની નજરમાં એઓ ધિકાર પામ્યા-

છે, અને આસ્તે આસ્તે એમના હાથમાંથી ઘણી સત્તા છિણવી લેવામાં આવીછે. એ રાજયના હાકમને યુનૈટેડ સ્ટેટસનો પ્રેસિડંટ નેમેછે અને અનેક બાયડીઓનો તેમજ અનેક ભર્તાર કરવાનો ચાલ રફતે રફતે તેઓમાંથી નિકળી જવા લાગ્યોછે.

તા૦ ૮ મી, શનિવાર—મોર્મન મુલક છોડીને રેલવે ત્રેનમાં અમે આગળ વધ્યા, કેમકે હવે મારે **કોલોરેડો** રાજયની નવાઇઓ જોવાની હતી. ત્યાં જતાં માર્ગમાં નદીઓ અને પહાડી દેખાવો બહુ મળેછે. પહાડોની ઉભી હારો વચેથી નદી વહેછે અને તેને કાંઠેથી ત્રેન ચાલી જાયછે. થોડે થોડે છેટે પહાડી નાનાં ગામો મળેછે. એમ કરતાં હું **પુએબ્લો** શેહરમાં જઇ પુગ્યો. તે **આર્કેન્સાસ** નદી ઉપર આવેલુંછે, અને આબાદાનીમાં વધતું જાયછે. તે રેલવેનું મોટું મથક થઈ પડે એમ લાગેછે, કેમકે અહીંથીજ હું જે જે જગાઓ અને દેખાવોનું હવે વર્ણન કરીશ ત્યાં જવાયછે.

## દુનિયામાં સર્વથી ઉંચો રેલ રોડ.

પુએબ્લોથી મને ઉત્તરે જવાનું હતું. મને **મેનિટો** (Manitou) શેહર અને તેને માથેની **પૈકસ પીક** (Pike's Peak) નામની પહાડી બહુ ઉંચી ટોચ ઉપર ચહડવાનું હતું. એટલામાટે પ્રથમ હું **કોલોરેડો સ્પ્રિંગ્સ** નામનાં શેહર ખાતે ગયો. અહીં રાત્રે ૭ાા વાગે હું ઉતર્યો અને 'પાર્ક હાઉસ' નામે મકાનમાં ઉતારો લીધો, અને બીજી સહવારે રેલવે મારફતે મેનિટો ઊપડી ગયો.

તા૦ ૯ મી, રવિવાર—મારી ત્રેનને લાલ રંગના ફકત બેજ દબા જોડેલા હતા. મેનિટો શેહર પૈકસ પીક પહાડની તળેટીમાં આવેલુંછે. અહીં જોવા લાયક ઝરાઓ છે, પણ તે જોવા આગમજ મારૂં દિલ પેલા ઉંચા પર્વતની ટોચ ઉપર જવાને ટળપી રહ્યું હતું, માટે સ્ટેશન ઉપર ઉતરતાંજ બે ઘોડાની ગાડીમાં ઝટ સવાર થઇને પહાડને મથાળે રેલવે ત્રેન દોડેછે તેનાં "સમિટ પાર્ક" (Summit Park) નામનાં સ્ટેશન ઉપર જઈ પુગ્યો, અને પછી ત્રેનમાં ચહડી બેઠો.

પૈકસ પીક દરિયાની સપાટીથી ૧૪૧૪૭ ફીટ ઊંચી ટોચ છે. આવડી ઉંચાઇએ આદમજાદ એકલો પોતાનાં આપબળથી ચહડી શકયો નથી, તો જોકે કાળાં માથાંનાં માનવીએ એ કામ પાર પાડવા માટે અનેક કોશેશ કીધીછે. ચાલુ સદીની શરૂઆતમાં મેજર **ઝેબુલન પૈક** (Major Zebulon Pike) નામના એક અમેરિકન લશ્કરી અમલદારે પોતાના થોડાક ચુનંદા મિત્રો જોડે આ પર્વત ઉપર ચહડી જવાની તજવીજ કીધી હતી, જયાં સદા બર્ફ પડયો રહેછે. ઘણાએક મૈલની મંજલ ભારી મુશ્કેલીઓ વચે કાપ્યા પછી આ હિમતવાન ધણીઓ એક ટોચ ઉપર જઈ પુગ્યા, જે આજે **શેયેન** પહાડ (Cheyenne Mt.) ને નામે ઓળખાયછે. પણ આ કરતાં વધુ ઊંચે જઈ શકાય એમ નહિ જણાયાથી મેજર પૈકે વધારે જોખમ ખેડવામાં ડહાપણ જોયું નહિ, અને તે પાછો નિચે ઉતરી પડયો. એ રીતે જો કે તે પીક ઉપર તો ગયો નહિ તે છતાં આ ૯ મૈલ ઊંચા પર્વતની ટોચને આજે તેનાંજ નામ ઊપરથી "પૈકસ પીક" ને નામે ઓળખવામાં આવેછે.

આ બનાવ પછી ૪૦ વરસ વહી ગયાં અને ટોચ ઉપર જવાની કોઇની હિમત થઈ નહિ. ૧૮૪૭ માં **જયૉર્જ રકસ્ટન** નામે ધણીએ આ ટોચ ઉપર જવાની સર્વ તૈયારીઓ કરી નદીને કાંઠે તંબુ માર્યા, પણ એજ વખ્તે જંગલી ઇંડિયનોનાં એક ટોળાંએ એ તરફ દેખાવ દેવાથી ઉપલો ઇંગ્રેજ બચો જીવ લઇને નાઠો. આ પછી થોડાં વરસ બાદ કેટલાક શખ્સોએ ઉપર જવાનો માર્ગ ખોદી કાહાડવાની તજવીજ ચલાવી. ૧૮૭૯ માં તો હિમતવાન અમેરિકનોએ મેનિટોથી ૨૨ મૈલ ઉપર ગાડીઘોડા માટેનો એક બહુજ આડો અવળો રસ્તો બનાવવામાં ફતેહ મેળવી, જેથી ઉપર જતાં એથી ત્રણ દિવસો લાગતા હતા. એમ કરતાં ૧૮૮૪ માં કેટલાક યુરોપિયનોએ મથાળાં સુધીની એક રેલવે લાઇન બાંધવી શરૂ કીધી; પણ થોડાક મૈલનું કામ મોટી મુશ્કેલીઓ વચે પુરૂં થયા બાદ નાણું ખૂટી પડવાથી રેલવે લાઇન બંધ પડી.

પાછુ તા૦ ૨૮ મી સપ્ટેમ્બર ૧૮૮૮ ને દિને એજ રેલવેનું કામ આગળ ચલાવવાની બીજા સહાસિક માતબર આસામીઓએ હામ બિડી. તેઓએ "મનિટા એંડ પૈકસ પીક રેલવે કું૦" ઉભી કીધી. માણસોની હડતાળ, બઈ પડવાથી તેમની નાસભાગ, વધુ પગારના પોકાર અને એવીજ બીજી અનેક મુશ્કેલીઓને લીધે આ લાઇનનાં કામમાં ઘણી ઢીલ થયા કીધી. તોપણ એ સઘળું છતાં અંતે તા૦ ૨૦ મી અકટોબર ૧૮૯૦ ને શુભ દિને આ રેલવે લાઇનનું કામ સંપૂર્ણ થયું, છેક મથાળે સોનાની મેખ ઠોકાઇ, અને એ રીતે આખી દુનિયામાં આજે જે સર્વથી ઉંચો રેલરોડ વાજબીની રાહે ગણાયછે તે સંપૂર્ણ થયો. આ રેલવે લાઇન ૯ મૈલ લાંબી છે. મનિટા પોતે દરિયાની સપાટીથી ૬૬૨૯ ફીટ ઊંચું છે, અને ત્યાંથી બીજા ૭૫૨૫ ફીટ જેટલી રેલવે લાઇન આગળ વધીછે. આ પહોળાં માપની લાઇન છે અને ત્રેન પસાર થવા માટેનો રસ્તો ૧૫ થી ૨૨ ફીટ જેટલો પહોળો છે. આખા રસ્તાની લંબાઈ ૪૬૯૯૨ ફીટની છે, અને દર મૈલે ૮૪૪ ફીટ રેલવેની લાઇનિ ઉંચી ચહડેછે. એ માટેનાં લોકોમોટિવ એન્જીનો ૨૮ ટનના વજનનાં અને ૨૦૦ ઘોડાનાં બળનાં છે. તેઓ કલાકના ૮ મૈલની વધતાંમાં વધતી ઝડપ ધરાવેછે. જ્યારે ત્રેન પહાડ ઉપર ચહડેછે ત્યારે આ એન્જીન પછવાડેથી ગાડીઓને ધકેલી આપેછે, પણ મથાળેથી ઉતરતી વેળા તેની પુઠે પુઠે તેને વળગીને તેઓ ઘસડાઇ આવેછે. તોપણ આ ગાડીઓ એન્જીન સાથ જોડવામાં આવતીજ નથી; તેઓ છુટીજ રહીને ઉપર ચહડેછે અને નીચે ઉતરેછે. સઘળો આધાર એન્જીનની મજબૂતી ઉપર છે, અને તેટલા માટે તેને તથા તેનાં પૈડાંઓને ખાસ ઇજનેરી ગોઠવણથી બનાવેલાંછે. દર ગાડીમાં ૫૦ ઉતારૂઓને બેસવાની ગોઠવણ કરેલીછે, અને બેઠકો એવી બનાવીછે કે ગાડી ચહડતી યા ઉતરતી હોય તે વખ્તે ઉતારૂ જાણે સપાટ જમીન ઉપર ચાલતી ગાડીમાંજ બેઠા હોય તેમ તેને કશી અગવડ જણાતી નથી. સર્વથી ઉપલાં પૈકસ પીક અને સર્વથી નીચલાં મનિટા સુધાં સઘળાં મળીને ૮ સ્ટેશનો આ પહાડ ઉપર બાંધેલાંછે.

આવી એક ત્રેનમાં હું ચહડી બેઠો, અને મારી સાથના ઉતારૂઓ જોડે આખા પહાડ ઉપરનો તરેહવાર તારીફલાયક દેખાવ જોતો હું મથાળે ગયો! માર્ગમાં અમને કેટલાક શિતળ પાણીના દિલકશ ઝરા અને નાળાં મળ્યાં. બંને બાજુએ ખડકો તરેહવાર ઊંચાઇ અને આકારમાં અમને સલામ કરતા હોય તેમ નજર આગળથી પસાર થયા. આખી લાઇનના ૯ મૈલને દરમયાન એક ચહડાણ સર્વથી ઉભી આવેછે. તેને 'ગ્રાંડ પાસ'નું નામ મળ્યું છે. તે ૨૦૦૦ ફીટ લાંબી છે. એ ચહડાણની જમણી બાજુએ "એકો" નામના ધોધ (Echo Falls) પડેછે, અને તે એજ નામના ખડક ઉપરથી પડતા હોવાથી તેમને એ નામ મળ્યું છે. એવાજ બીજાબી એકાદ બે ધોધ અમને મળ્યા, જેમની જોડે જે ખડકો ઉપરથી તે પડતા હતા તેમના વિચિત્ર આકારોથી અમને બહુ મજાહ પડી. ખરેખર આ ખડકો અને પાણીના ધોધોનો દેખાવ ઘણોજ જોવાલાયક હતો. આ પાણી કેટલા ફીટ નીચે પડતાં હતાં તેની મને કશી ગણત્રી મળી નથી, અને તેઓ કયાં બેમાલુમ થઇ જતાં હતાં તે પણ હું જોઇ શકયો નહિ. માર્ગમાં "અર્ધા રસ્તાનું મકાન" (Half-way House) એ નામનું સ્ટેશન આવેછે, જ્યાં અમારી ત્રેન થોભી. પાછા ઉપર ચહડતાં બાગ જેવી ઝાડપાનથી છવાઇ ગયલી લીલા લેબાસની જમીન અમને મળી, જે વેળા કુદરતનો એ તાજગી બક્ષનારો દેખાવ જોઇ પથર અને ખડક જોતાં થાકી ગયલી મારી આંખોને ઘણી આસાયશ મળી. સવા બે મૈલ સુધી આ લીલાંલેહર જેવી પહાડી જમીન અમારી નજર આગળથી દૂર થઇ નહિ, અને તે ઉપરનાં મોટાં સુંદર દરખ્તો અમે ખુશીથી જોયા કીધાં. આ જગાવાળાં સ્ટેશનને "પહાડી દેખાવ" (Mountain View) નું નામ

આવ્યુ છે. અહીંથી આગળ વધતાં વળી એક ઊંચી ચઢાણ ઉપર ચહડવું પડેછે, પણ અમારી ગાડીઓને ધકેલી આપનાર એન્જીન એ કામ આસાન પાર ઉતારેછે; અને હવે અમે ધુમધોકાર ઉપર ચહડવા માંડયું. જેમ જેમ ઉપર જઇયે છિયે તેમ તેમ નીચે મેનિટો શેહર અને તેની જોડેનો સુંદર દેખાવ, જે "દેવતાઓના બાગ" ને નામે ઓળખાયછે, તે અમારી નજરે પડેછે, અને ગોયા બેહસ્તમાંથી નીચે ડોકયું કરતા હોઇયે એમ મારાં હરખથી તર થઇ ગયલાં મનને લાગી જાયછે!

અંતે અમે મથાળે જઇ પુગ્યા—તે મથાળે, જયાં પગ મૂકવાને મેજર પૈક નિષ્ફળ થયો હતો! આ હા! અહીં કેવો દેખાવ અમારી નજરે પડયો! તેનું બયાન કોણથી થાય? ત્રણ બાજુએ એક ગંજાવર મેદાન પંથરાયલું; ચોથી આથમણ દિશાએ સેંકડો નાની મોટી પર્વતોની ટોચો પોતાનાં માથાં ઉપર બર્ફની સફેદ કોલાહ પહેરીને અમારી જોડ હાથ મેળવવાને ખડી ઉભેલી; મથાળે આકાશનો ગંજાવર તંબુ; નીચે માણસજાત અને તમામ જાનદાર પેદાયશ, વનસ્પતિ અને નદી નાળાં; ચોતરફ—જયાં જુઓ ત્યાં—સૃષ્ટિના એકજ સૃજનહારનો ગેબી હાથ લંબાયલો! અરે, એ દેખાવોનું વર્ણન કઇ કલમ કરી શકે?

અમારી ત્રેન થોડા મુકરર કીધેલા વખ્તસુધી પૈકસ પીકને મથાળે થોભી, અને તેટલો વખ્ત અમે આસપાસ ગમે ત્યાં ફર્યા કીધા, અને જે કંઇ જોવાનું હતું તે જોઈ લીધું. અગર જો કોઇ ઉતારૂની મરજી અહીં શરેસ્તા કરતાં વધુ વખ્ત થોભવાની હોય તો તેને રેહેવા કરવા માટેની સઘળી સગવડો હાજર છે. જુનાં સિગ્નલ સ્ટેશનને હૉટેલનું રૂપ આપેલું છે અને ત્યાં શોકિન ઉતારૂઓ મરજી પડે ત્યાંસુધી રહી શકેછે. જેઓ આમ રેહેવા માંગેછે તેમની મતલબ અસ્ત પામતા સૂર્યનો દેખાવ અહીંથી જોવાની હોયછે, જે ઘણોજ ભભુકદાર અને મહાભારત લાગેછે. આખો દિવસ સૂર્ય તપતો હોવાથી ઝાડપાન પોતાનો લીલો રંગ કંઇક ખોહતાં જણાયછે. નીચે ઝરા દોડતા અને આડાઅવળા માર્ગ લેતા જણાયછે; વળી ભૂલભૂલામરી જેવા રસ્તાઓ નજર ચૂકાવી નાખે તેમ એક તરફથી ગેબ થઇ બીજીગમથી પાછા નિકળી આવતા જણાયછે; કેયેથી શેહરની ઊંચી ઇમારતો કીડી જેવી દેખાયછે, અને કેયે માણસોનું ટોળું નજરમાંથી તદન ગેબ થઇ જાયછે.

પૈકસ પીક ઊપર મેનિટોથી જેમ ત્રેન મારફતે તેમજ ઘોડાગાડીથી પણ જવાયછે, એટલુંજ નહિ પણ વળી ત્યાં જવાનો પગરસ્તો બી બનાવેલોછે. પણ ત્રેનથી મથાળે જઇ પુગતાં જ્યારે ૯, ત્યારે ઘોડાગાડીથી ૨૧ અને પગ રસ્તાથી ૧૨ મૈલની મંજલ કાપવી પડેછે. જેમ જેમ ઉપર જઇયે છિયે તેમ તેમ લાલ રંગના પથરા મળતા જાયછે. કહેછે કે તેઓમાંથી કેટલાક સોના રૂપાંની ખાણોથી ભરપૂર હોવા જોઇયે; પણ એ બાબતમાં શોધ કરવાની હજી કોઇએ હિમત કીધી નથી. ૧૪૦૦૦ ફીટની ઉંચાઇએ જ્યાં સદા બર્ફ પડેલો રહે ત્યાં ગયા પછી આપણને સખ્ત થંડી લાગે તેમાં નવાઈ નથી. વળી આ ઊંચાઇએ હવા બહુ પતળી હોવાથી મને તો બહુ ટાઢ વાવા માંડી, એટલુંજ નહિ પણ મારી સાથે બીજા ૨૦ પ્રવાસીઓ હતા તેઓ સર્વ જોડ મારાં નાકમાંથી પાણી ઝરવા માંડયું. પહાડની સર્વથી ઉપલી ટોચ, જ્યાં અમે હતા, ત્યાં ૨૦૦૦ થી ૩૦૦૦ ફીટ જેટલો ભાગ તદન વેરાન અને ઉજડ હતો, કેમકે અહીં વનસ્પતિ જેવું કાંઈ હતુંજ નહિ. અહીં મેં ઉપર કહ્યું તે મકાનમાં પ્રવાસીઓની તસ્વીર લેવામાં આવેછે, અને પેલા રતાશ મારતા ચળકતા પથરા વેચાયછે. મારી જોડ સર્વ યુરોપિયન અને અમેરિકન બાનુઓ અને ગ્રહસ્થો હતાં, અને અમો સર્વનો એકજ ઝુમખામાં ફોટોગ્રાફ લેવામાં આવ્યો. નીચેથી ત્રેન દિવસમાં બે વાર મથાળે આવજા કરેછે માટે મેં બીજી ત્રેન બપોર પછી બે વાગે આવે તેમાં પાછા ફરવાનું મન કીધું, પણ મને જણાવવામાં આવ્યું કે હિંદુસ્તાન જેવા ગરમ

હવાવાળા દેશના રહેવાસીઓ જો અહીં ઝાઝો વખત રહે તો વખતે નાકમાંથી લોહી પણ નિકળી પડે એવી હવા બારીક છે. વળી મનેખી આટલી ઉંચાઇએ થંડી વાયા જોડ નાકમાંથી પાણી ઝરતું હતું તથા જરા જરા માથું ફરતું હોય એમ લાગતું હતું, તેથી મેં પાછી ફરતી ત્રેનમાંજ પાછા નીચે ઉતરી પડવામાં ડહાપણ જોયું.

હવે અમે ત્રેનમાં પાછા સવાર થયા, અને જે કંઈ જોતા ઉપર આવેલા તેનાં ફરીથી દર્શન કરતા નીચે ઉતર્યા. મેં આજે જોયલો દેખાવ કદી નહિ વિસરાય એવો હતો.

### દવાનો ગુણ ધરાવનારા ઝરાઓ.

હવે મેં મેનિટો શેહર અને તેની આસપાસ શું શું જોયું તેનું ટુંક વર્ણન લખીશ. આ શેહર ઉપલા ૯ મૈલ ઉંચા પહાડના પાશે આગળ વસેલું છે, અને પૈકસ પીક તેનો "પિતા" ગણાયછે! આ શેહેરમાં સ્વછ, ચળકતા, ફીણફીણ થતાં પાણીના ઝરાઓ આવેલા હોવાથી અને વળી ચો તરફ અજાયબ જેવા દેખાવોથી ઘેરાઇ ગયલી હોવાથી, તથા અહીંની આબોહવા તનદરોસ્ત તેમજ બીમાર માણસોને માટે ઘણીજ અનુકુળ અને ફાયદા ભરેલી જણાયાથી, મેનિટો શેહર દરસાલ હજારો લોકોની આવજાનું એક મુખ્ય મથક થઇ પડયુંછે. ઉનાળામાં શોકીન લોકો તેમજ દર્દીઓ મોજ અને તનદરોસ્તી શોધવા અહીં આવેછે, અને સર્વ કોઈ એક આવાજે બોલેછે કે અહીંથી તેઓ પોતાની ઉમેદ તૃપ્ત કરીનેજ પાછાં ફરેછે. એટલા માટે મેનિટોને કેટલાકો મુસલમાનોનાં પવિત્ર શેહર મક્કાની ઉપમા આપેછે. અહીંના ખનિજ ઝરાઓનાં પાણી બહુજ ગુણગારાં છે, અને તેમનો એ ગુણ આજના સુધરેલા જમાનાના યુરોપિયનો અને અમેરિકનોજ સમજેછે એમ નથી. અહીં અસલમાં ઇંડિયન લોકો વસતા હતા, જેમને મારી કહાડીને ગોરાઓ ધણી થઇ બેઠાછે. આ ઇંડિયનોએ આ શેહરની જાતજાતની ખુબીઓ ઉપરથીજ તેને "મેનિટો" નું નામ આપેલું આજસુધી ચાલુ છે, જેનો અર્થ "મોટા દેવતા" થાયછે.

મેનિટોની પાસેજ ૩।। મૈલ દૂર એક અજાયબ જેવી જગા આવેલીછે, જેને "દેવતાઓના બાગ" નું નામ એજ ઇંડિયનોએ આપેલુંછે. ત્યાં ગાડીમાં બેસી હું ગયો હતો. અહીં કાંઇ ખરેખરો બેહસ્તનાં ઝાડોનો બાગ નથી, બલકે અહીં ઝાડપાનનું તો નામ નથી. વનસ્પતિને બદલે અહીંતો ચહડ ઉતર જમીન ઉપર ખડકો ઉગી નિકળેલાછે. પણ એ ખડકો જાતજાતના રમણ્ય આકારો ધરાવેછે, અને તેઓમાંના કેટલાક તો ગોયા ચોપગાં અને બીજાં પ્રાણીઓ હોય એવા દૂરથી લાગેછે. વળી બીજા ખડકો તો અસલના જમાનાના કોઇ મજબૂત કિલ્લાઓની તુટી ગયલી દેવાલોનાં ખંડિયેર હોય એવા જણાયછે. ઉપલા પથરાઓને ઇંડિયનો પોતાના દેવતાઓ દાખલ પૂંજતા હતા, અને તેઓમાંના ઘણાખરાનાં તેઓએ નામો આપેલાંછે. એટલામાટેજ તેઓ આ જગાને "દેવતાઓના બાગ" ને નામે ઓળખેછે. તોપણ આ વાત ઓટી નથી કે આ પથરાઓ એવી રીતે અહીં ગોઠવાયલાછે કે આપણને તેઓ ફુલોના બાગ જેવોજ દેખાવ આબાદ આપેછે. ખચીત એ પથરાઓ જોવા અને અવલોકન કરવાજોગ છે.

પણ શેહરના મધ્ય ભાગમાં જે દેખાવો સમાયલાછે તે ખરેખર જોવાલાયક છે. ત્યાં એક ચોગાનમાં ત્રણ ઝરાઓ આવેલાછે, જેમનાં પાણીઓ સોડા ખારને લીધે હમેશાં ફીણફીણ થયા કરેછે. આમાંના એક ઝરાને પથરથી ઘેરી લઇ તેને માથે ધાતુનું ઢાંકણુ બનાવી લીધુંછે, એવી મતલબથી કે એ ઝરામાં પુષ્કળ કેર્બોનિક આસિડ ગ્યાસ છે તેને ભેગી કરવાને બની આવે. નળ મારફતે આ ગ્યાસને બીજા ભાગ ઉપર લઈ જઈ ત્યાં ઝરાનાં પાણીમાં તેને પેવશ કરી તે પાણીની બાટલીઓ ભરવામાં આવેછે. એક બીજા ઝરામાં વળી ગંધક ભળેલી છે. ત્રીજા ઝરાની આસપાસ એક ડરારોકું બાંધકામ કરી લીધુંછે. આ ત્રણ ઝરાઓ છોડી આગરે

પોણો મૈલ આગળ વધ્યા એટલે બીજા બે એવાજ દવાનો ગુણ ધરાવનારા ઝરા આવેછે, જેઓમાં લહોડાંનું તત્વ મેળાયલું છે. એઓમાંના એકની ઉપર ડેરો બાંધ્યોછે અને બીજાને પથરનાં બાંધકામથી ઘેરી લીધોછે. આ ઝરાઓનાં ગુણગારાં પાણીઓ બાટલીઓમાં ભરીને દેશાવરો ખાતે રવાના કરવામાં આવેછે, અને તે માટે "મનિટો મિનરલ વૉટર કંપની" ઉભી થઇછે. ઉપલા સઘળા ઝરાઓની માલિકી તેનીજ છે, તોપણ પ્રવાસીઓ તથા શેહરના લોકોને લહોડાંનાં તત્વવાળા ઝરાનાં પાણી વાપરવાની છુટ છે.

ઉપલા સોડાખારવાળા ઝરાઓને એક નાના કુઆ જેવું મોહોડું રાખી ઘેરી લીધાછે, તેમાંથી સોડાવૉટરની પેઠે પાણી ઉછળ્યા કરેછે, અને સ્વાદમાં પણ તેવુંજ સ્વાદિષ્ટ છે. પણ લહોડાંનાં તત્વોવાળા ઝરાઓનું પાણી એ ધાતુનો કડવો સ્વાદ આપેછે. તેનો રંગ લગાર પિળાશપર છે. ઝરાઓ ઉપરનાં માણસો આપણને આવેલા જોતાંજ ગ્લાસો ભરીને આ નવાઈ જેવાં પાણી નજર કરેછે.

મનિટામાં બીજો જોવાલાયક દેખાવ "પવનની ગુફા" (Cave of the Winds) છે. સઘળી જગાઓનાં નામો તેમના અદ્ભુત દેખાવો મુજબ આપેલાં જણાયછે, તેમજ આ ગુફાનું નામ પણ છે. ઉપલા ઝરાઓવાળાં મેદાનથી ૧॥ મૈલ દૂર તે આવેલીછે, અને ત્યાંસુધીનો સારો પાકો રસ્તો બાંધી લીધેલોછે. અંદર દાખલ થવાનો ખુલ્લો માર્ગ છે, અને નવાઈ જેવું એજ છે કે તેમાં ગોયા મોતીઓના હાર એકેક જોડ મેળવાઇને તેમજ છુટા છુટા ઝુલતા હોય તેમ સુંદર, ચળકતા, સફેદ પથરના હારડા, વડ ઝાડની જડી જેમ ડાળીઓ ઉપરથી લટકેછે, તેમ મોટા ખડક ઉપરથી લટકતી જણાયછે. આ દેખાવ ઘણોજ શોભાયમાન લાગેછે, અને તે ઉપરથી આ ગુફાના માંહેલા ભાગને "મોતીના મેહલ" નું નામ મળ્યુ છે. આ ઉપરાંત બીજીબી ગુફાઓ અહીં છે, જેઓ મનિટાની મોટી ગુફાને નામે ઓળખાયછે. અહીંના ઓરડાઓ વિશાળ છે, જેઓમાંના ઘણાએક જોવાલાયક દેખાવોમાંનો સર્વથી સરસ એક કુદ્રતે પોતાને હાથે બનાવેલાં વાજીંત્ર (organ) નો છે. અલબત એ યંત્ર પથરનું બનેલું છે, અને તે જે ઓરડામાં છે તેને "મ્યુઝિક હૉલ" નું નામ મળેલુંછે. આ વાજીંત્રને વગાડતાં મેં સાંભળ્યું નથી, પણ મને કહેવામાં આવ્યુંછે કે જ્યારે ગુફાનો એક માણસ તે વગાડેછે, (જેને એજ કામ માટે ખાસ રાખેલોછે) ત્યારે તેમાંથી બહુજ મધુર આવાજ નિકળેછે, અને વળી તેજ આવાજનો ગુફામાં પાછો પડઘા નિકળેછે ત્યારે તે બેવડી ત્રેવડી મિઠાશ આપેછે. કેવું અદ્ભૂત !

આ પ્રકરણ પુરું કર્યા આગમજ અને મનિટાના ઝરાઓનું વર્ણન કર્યા પછી, **કોલોરેડો સ્પ્રિંગ્સ** નામનું ગામ જે અહીંથી થોડેજ છેટે આવેલુંછે ત્યાંના ઝરાઓ બાબે બે શબ્દ લખવાની જરૂર છે. એ ઝરાઓવાળું ગામ દરિયાની સપાટીથી ૬૦૦૦ ફીટ ઊંચુ આવેલુંછે, જ્યાં હજારો ફીટની ઊંચાઇની પહાડી દેવાલોની વચેથી વહેતાં નાળાંઓમાંથી કેટલાક ઝરાઓ નિકળી આવેલાછે, જેઓ દવાનો સરસ ગુણ ધરાવેછે, તેમજ તેમનાં પાણી પીધાથી થાકેલો મુસાફર હુશિયાર થાયછે, તેને ભુખ છુટેછે, અને તાજગી મળેછે. પૈકસ પીક પર્વતવાળા ચમત્કારિક મુલકની વચોવચમાં આ ગામ આવેલુંછે, જ્યાં આવતા લાખો પ્રવાસીઓમાંથી હજારો આદમજાદ પોતાની બિગડેલી તનદરોસ્તી પાછી હાંસલ કરીને પાછા ફરતા કહેવાયછે. દમ અને હાંફણ તથા ખઈ રોગવાળા દર્દીઓને આ જગાની આબોહવાં બહુજ માફક આવેછે, અને કહેછે કે શરૂઆતનો ખઈ તો અહીં વસ્યાથી તદન દફે થઇ જાયછે.

હવે હું વધારે ઉત્તરે **ડેન્વર** નામે શેહર તરફ રવાના થયો, જ્યાંથી મારે ચિકાગો જવું હતું. સાંજે ૭ વાગ્યા પછી ઉપડેલો રાત્રે ૧૦। કલાકે ત્યાં પુગ્યો, અને ત્યાંથી તરત ત્રેન બદલી **ઓમાહાને** રસ્તે **ચિકાગો** ચાલ્યો.

---



## પ્રકરણ ૧૫ મું.

# ચીકાગો—તેનું જગપ્રસિધ્ધ પ્રદર્શન.

ચિકાગોનું પ્રદર્શન જોવાની ઉત્કંઠા—શેહરનું નામ—કારખાનાં અને વેપાર—મેહલ જેવાં મકાનો—બે હજાર એકર જમીન રોકનારા પાર્કો—પુલમાનની મેહલ જેવી ગાડીઓનું સુખ—એ ગાડીનાં કારખાનાથી બનેલો કસ્બો—તેની સવળતા અને સુખ—એક ગંજાવર નાટકશાળા અને તેની મોટાઈ—૨૦ મજલાની ઊંચી અને ત્રણ મહોલ્લાઓ સુધી લંબાયલી એક ઇમારત—ચિકાગોનું વર્ણન.

પ્રદર્શનની તવારીખ—તે ભરવા માટે ચિકાગો ઉપર પસંદગી—યુનૈટેડ સ્ટેટસનું ટુક વર્ણન—પ્રદર્શન માટેની તૈયારીઓ—તેમાં ભાગ લેનારા ખંડો—તે માટેની જમીનનો બહોલો વિસ્તાર—મેળાની મોટાઇનો કંઇક ખયાલ—પ્રદર્શનની ગોઠવણો—વિજળિક રોશની—રેલવે લાઇનોની નવાઇ જેવી તરબીબ—તમાશગીરોની આવજત માટેની ખાસ ગોઠવણો. મેળામાં મારો પહેલો દિવસ—ઇલિનોઇસની વસ્તુઓનું મકાન—આંધળાંઓને વાંચતાં અને છાપતાં શીખવવાની નિશાળ. માછલાંનો મેહલ—તેમાંની બે જીવતી સુસ્વાટો—અજાયબ આકારની માછલીઓ—તેમના ગર્ભમાંથી બચ્ચાં પેદા કરવાની યુક્તિ. યાંત્રિક હુનરોનો મેહલ—કાગળની પેટી—લાકડું સીવવાના અને તેમાં કોતરકામ કરવાના સંચા—પોતાની મેળે કૉફી તોલનારૂં યંત્ર—ચિથડાંમાંથી કાગળ બનાવી આપનાર સંચો—નવાઇ જેવાં ઘડિયાળોના ચમત્કાર—સૂર્યને ઉગતો દેખાડવાની નાનકડી કરામત. ૪૦૦ વરસનો એક પુરાણો નક્શો—ગંજાવર ઘંટો—૧૨૭ ટનની ક્રપ-તોપ—તેનું કદ અને મોટાઇ—એક કીમતી સૂક્ષ્મદર્શક યંત્ર—રાક્ષી કદનું એક ઇન્જીન—એક મોટી દૂર્બીન. કોલમ્બસ સંગ્રહસ્થાન. પ્રદર્શન માહેલાં "ગામડાંઓ"—તેમનું વર્ણન—એક મહમદિયાન મસ્જીદ. સ્વતંત્રતાનું એક ગંજાવર બાવલું—એક નવાઇ જેવો મોટો ફુવારો—પ્રદર્શનમાં પહેલાં નંબરનો કીમતી મેહલ—બનાવટ અને હુનરકામનું મકાન. ખેતીવાડીનો મેહેલ—ખોરાકીની વસ્તુઓથી બનાવેલો એક નક્શો. "ઇજીપ્શીયન રૂમ"ની મજાહ—પ્રદર્શન દેખાડનારૂં એક ચક—ટુર્કી નાચની ગમત—કાચનું કપડું અને નક્ષીકામ—દેશ પ્રદેશની ખુબસુર્ત સ્ત્રીઓનું સંગ્રહસ્થાન. ઓરતોનો ખાસ મેહલ—તેની અજાયબીઓ—સ્ત્રી કારીગરીના નમુના. ઉમદા હુનરોનું મકાન—લાકડાં વિનાનો એક મેહલ—રેશમી કપડાં ઉપરનાં જાપાની ચિત્રો—અમેરિકાનું સ્વિટઝરલેંડ—દાણાનો મેહલ—જનાવરોનો નાચ. લાવલઇજા કરનારાં બારકસોની ઇમારત—ગંજાવર મનવારો, પુલો, સ્ટેશનો અને શેહરોના નમુના—૪૦૦૦ વરસની એક પુરાણી બોટ—૧૨૫ ટનનો ગંજાવર હથોડો—ઇફલ ટાવરનું એક બચ્ચું—ગ્રેસ ડાર્લિંગની બોટ—પી. અને ઓ. કુાંનો કાફલો—વિજળીની ઇમારત—વિજળીની જાતજાતની અજાયબી અને ઉપયોગ. બાગબાની-ની ઇમારત—લાખો ફુલોની ફુલવાડી—૩૦૦ વરસનું એક જાપાની ઝાડ—એક હસ્તકૃત ટાપુ. ખનિજ પદાર્થોની ઇમારત—નિમકનાં બાવલાં—સોના અને કોલસાના ખડકો—ચાંદીનાં બાવલાં. હિંદુસ્તાનની વસ્તુઓ. ચિકાગોથી વિદાયગીરી.

### ચિકાગો.



ઓમાહા છોડીને હું આગળ ચાલ્યો ત્યારે મિસિસિપિ નદી મળી, જેનાં પાણી પણ મિસૌરીનાં જેવાંજ ગદલાં છે. એમ કરતાં બીજે દિને યાને તા૦ ૧૧ મી અને મંગળવારે સહવારે હું ચિકાગો શેહર ખાતે જઈ પુગ્યો. રેલવે સ્ટેશનની સામેનાંજ એક મોટાં હૉટેલમાં મેં ઉતારો લીધો. સ્નાન કરીને મેં જે સર્વથી પહેલું કામ હાથ ધર્યું તે આ શેહરનું જગપ્રસિદ્ધ પ્રદર્શન, જે અત્યાર આગમજનું ખુલ્લું થઈ ચૂક્યું હતું, તે જોવા જવાનું હતું. એ પ્રદર્શન ઉપર હું જોયા આગમજનો ફિદા હતો. એ પ્રદર્શનને થકી તો મેં હાલની મુસાફરી હાથ ધરી હતી, અને તેટલામાટે તે જોવાને હું તળપાપડ થઈ રહેલો હતો. અને આખા ૧૯ દહાડા સુધી આ શેહરમાં પડયો રહીને મેં એ પ્રદર્શન પેટ ભરતું જોયું છે, અને એ ગંજાવર તમાશાની મહાભારત મોટાઈ છતાં મેં એકપણ જોવા લાયક જગા કે જાણવા

લાયક વસ્તુ પડતી નાખી નથી. તોપણ હું દિલગીર છું કે મેં જે કંઈ જોયુંછે તે સર્વનું આ ઠેકાણે વિગતવાર બયાન કરવાની મારામાં તાકત નથી. આવાં જગપ્રસિદ્ધ પ્રદર્શનો દર સાલ જોવાને બનતાં નથી, તેમ એવા મહાન મેળાઓનું વર્ણન કરવાની પણ સર્વ તમાશગીરમાં શક્તિ હોતી નથી. તોપણ મારી યથા શક્તિ મુજબ હું આ ગંજાવર તમાશાનું ટુંક વર્ણન આપવાની કોશિશ કરીશ, જેમ કરતાં મને ઘણીએક ઓછી અગત્યની બાબતો અનેક સબબોને થકી પડતી નાખવી પડશે.

પણ ચિકાગોનાં ૧૮૯૩ નાં રાક્ષી પ્રદર્શનનો મારા સુજ્ઞ વાંચનારાઓને કંઈક ખયાલ આપવાની અદના તજવીજ કરૂં તે આગમજ એ ભાગ્યશાળી શેહેર બાબે થોડુંક બયાન આપવાની જરૂર જોઉં છું.

આ શેહેર આખા અમેરિકા ખંડમાં ફક્ત ન્યુયૉર્કથીજ ઉતરતું છે. ૧૮૫૦ આગમજ તે ઝાઝું જણાયલું ન હતું, પણ ત્યારબાદ જેમ તેની વસ્તી તેમજ વેપાર અને અગત્યતા વધ્યાંછે. એ વેળા વસ્તી ૩૦૦૦૦ ની હતી, પણ આજે તે ૧૦૯૯૮૫૦ ની છે. તેની આસપાસ પાંચ મોટા સરોવરો ફરી વળ્યાછે, જેઓમાંના એક **મિચિગન**ના છેક દક્ષિણ છેડા ઉપરજ એ શેહેર વસેલું છે. વળી ચો બાજુએ રેલવે લાઇનો કરોળિયાનાં જાળાંની માફક વિટળાઈ ગયલી છે. આથી ચિકાગો નદી કે દરિયાનું બારૂં નહિ હોવા છતાં એક આબાદ દરિયાઇ બંદર કરતાં પણ વધારે આબાદ હાલત ભોગવેછે. ઇંડિયન લોકો એ શેહેરને **ચેકાકવા** (Checaqua) ને નામે ઓળખતા હતા, જેનો અર્થ "જંગલી કાંદો" અથવા "જોરાવર" એવો થાયછે. ૧૮૭૧ માં આ શેહેરમાં એક એવી જબરદસ્ત ગજબનાક આગ લાગી હતી, કે જેથી લગભગ આખું શેહેર બળી ગયું હતું અને એક લાખ રહેવાસીઓ ઘરબાર વિનાનાં થઈ પડયાં હતાં. અને તોપણ ત્યાર પછીના બે દાહેકામાં એ શેહેર પાછું એવું ઉગી નિકળ્યું કે જેવું તેની આગમજ ન હતું! અસલ આ શેહેરની જમીન નીચી અને ભીનાશવાળી હતી, પણ પાછળથી જબરદસ્ત ખર્ચ કરીને તેને ૧૦ થી ૧૨ ફીટ જેટલી પુરીને ઉંચી કીધીછે. શેહેરની ગલીચી મિચિગન સરોવરમાં ખાલી થઈ તેને ખરાબ નહિ કરે તે માટે તેની આથમણ દિશાએથી પસાર થતી એક નાની નદીનો માર્ગ ફેરવી તેમાં ખાલી કરવામાં આવેછે. આ મોટાં શેહેરના વેપાર વણજનો ખયાલ આપવા એક બે આંકડાજ ટાંકીશ. અહીં "યુન્યન સ્ટૉક યાર્ડસ" નામની એક વેપારી કંપનીનાં કારખાનાં છે તેઓ વડે ૩૫૦ એકર જમીન રોકાઇછે, જેમાંના ૨૧૦ એકર ઉપર છાપરાંવાળાં બાંધકામ કરેલાંછે. ઉપલા આખા લત્તા ઉપર આઠ મૈલ જેટલા તો મોહોલ્લાઓ બાંધી લીધેલાછે. આ ઠેકાણે દર સાલ ૮૦૦૦૦૦૦ ઢોરઢાંક વેચાવા માટે આવેછે; અને વરસ દહાડે ૨૦૦૦૦૦૦૦૦ ડૉલરની કીમતનાં આ પ્રાણીઓનું વેચાણ થાયછે. પડોશમાંજ ગાય અને બકરાંનું ગોસ્ત પ્રદેશો ખાતે નિકાશ કરવાનાં કારખાનાં છે, જ્યાંથી ૧૦૦૦૦૦૦૦ ડૉલરની કીમતનું ગોસ્ત રવાના થાયછે. ચિકાગોના આખા નિકાશ વેપારનો આ ગોસ્ત ત્રીજો હિસ્સો ધરાવેછે.

અહીં જાહેર ઇમારતોનો કશો ટોટો નથી. કોર્ટ હૌસ અને સિટી હૉલનું પાદશાહી મકાન ૪૦૦૦૦૦૦ ડૉલરને ખર્ચે બંધાયલું બહુજ કુશાદે અને તારીફલાયક છે. પણ પોસ્ટ ઑફિસ અને કસ્ટમ હૌસના એવાજ બાદશાહી મેહલ પાછળ ૬૦૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ બેઠોછે. આ કરતાં અર્ધે ખર્ચે ચિકાગોનું પાણીનું બાંધકામ શેહેરથી બે મૈલ દૂર બંધાયલું છે, જ્યાંથી મિચિગન સરોવરનું પાણી શેહેરમાં દાખલ કરવામાં આવેછે, અને દરરોજ ૧૫ કરોડ ગ્યાલન પાણી એ રીતે પુરૂં પાડવામાં આવેછે.

આ શેહેર જાતે વેપારી હોવાથી જ્યારે માંહેલા ભાગમાં પ્રજાના લોકોની રમતગમતને માટે કે ફરવાહરવા થકી બાગો કે ચોગાનો જેવી ખાસ જગાઓ નથી, ત્યારે એવાં ચોગા-

નોથી શેહરને બહારથી ગોયા વિંટાળી લેવામાં આવ્યું છે. તેની ઊત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશાએ એક ડજન પાર્કો ૧૦૦૦૦૦૦૦ ડૉલરને ખર્ચેબહુજ દિલકશ ઢબથી બનાવ્યા-છે, અને તેઓથી એકંદર બે હજાર એકર કરતાં વધારે જગા રોકાઇછે, જેમાં ફરવા-હરવાના, બેસવા ઉઠવાના રસ્તાઓ અને જગાઓ જોડે સુશોભિત ફુલોના કયારા, લીલાં ખેતરો, સરોવરો, જંગલો, જાન-વરોનું સંગ્રહસ્થાન, વગેરે બનાવ્યાંછે.

પુલમાનની ગાડીઓની સગવડ બાબે હું આગળ બોલી ગયોછું. એ ગાડીઓની પ્રથમ શોધ કરનાર **જ્યૉર્જ પુલમાન** આજે એક લક્ષાધિપતિ ગણાયછે. અમેરિકાના એક છેડા-થી બીજા છેડા સુધી રેલવેમાં મુસાફરી કરવી જેમને માટે કંટાળાભરેલી થઈ પડીછે તેમને થકી પુલમાને પોતાની મેહલરોકી ગાડીઓ બનાવીને એક આશીર્વાદ કરી આપેલોછે. આ ગાડીઓ બનાવનારી એક કંપની ઉભી થઇછે, જેની થાપણ ૨૦૦૦૦૦૦૦ ડૉલરની પુરેપુરી ભરાયલીછે. એ ગાડીઓમાં, મેં આગળ લખ્યુંછે તેમ, દરેક જાતની સગવડો છે. ન્હાવું, દાઢી બોડવી, વાંચવું, લખવું, ખાવું, ઊંઘવું, એ સર્વ આ ગાડીમાં થાયછે. ગોયા તમે ગાડીમાં નહિ પણ તમારાં સુખવાસી મકાનમાંજ હો તેવો સર્વ વૈભવ અહીં કરેલો-છે. યુરોપ અને અમેરિકાની રેલવેઓના ૭૫૦૦૦ મૈલ જેટલી લાઇનો ઉપર આ પુલ-માન ગાડીઓ વપરાયછે. દર સાલ તેમાં નવો નવો સુધારો થતો જાયછે. આ ગાડીઓનું કારખાનું ચિકાગોની પડોશમાં છે. પણ એ કારખાનાએ આજે એક ગામ નહિ પણ એક શેહરનું રૂપ લીધુંછે. ૧૮૮૦ માં મી૦ પુલમાને આ શેહર વસાવ્યુંછે, અને તે તેનાંજ નામથી ઓળખાયછે. **પુલમાન શેહેર** ચિકાગોથી દક્ષિણે ૧૨ મૈલ ઉપર છે. અહીં પ્રથમ ૩૫૦૦ એકર જમીન ખરીદ કરીને પુલમાન પોતાનું કારખાનું લાવ્યો, એવી મતલબથી કે આસપાસ-ની ખુલી હવાને સ્વચ્છ પાણી, ફરવા હરવાની છુટ અને ચિકાગો જેવાં મોટાં શેહરની તેવીજ મોટી લાલચોથી મુક્તિ સઘળા કામદારોને મળે. અહીં ઘરો બાંધ્યા આગમજ વિદ્યાની ધોરણ મુજબની ગટરો બાંધવા પાછળ ૬૦૦૦૦૦ ડૉલરો ખર્ચવામાં આવ્યા, અને પછી સરસ ઇજનેરો અને શિલ્પશાસ્ત્રીઓની મદદથી કુશાદે મહોલ્લાઓ અને બાગો બનાવીને ઘરો બંધાયાં. વળી દેવળો અને નાટકશાળા, નિશાળો અને બીજી જાહેર ઇમારતોને ભૂલી જવામાં આવ્યાં નહિ. એ રીતે આ નવાં શેહર-ના મોટા ભાગની માલિકી પુલમાન કંપની ધરાવેછે, અને ઘરોમાં વસનારા કામદારો કને ભાડું લેછે. કેટલાક માતબર કામદારો પોતા-નાં જુદાં ઘરો બાંધી યા વેચાતાં લઇ વસેછે. એવા માતબર ૨૦૦૦ કામદારો છે.

ચિકાગોની એક મહાભારત ઇમારત વિષે લખતાં મારે ભૂલી જવું જોઇયે નહિ, અને તે ૩૫૦૦૦૦૦ ડૉલરના ખર્ચે બંધાયલી "ઑડિટોરિયમ" નામની અજાયબીભરેલી ઇમારત છે. આ ગંજાવર ઇમારત ત્રણ મોટા મહોલ્લાઓની સનમુખ આવેલીછે. તેને આગમાં બળે નહિ એવી મતલબથી પથરો તથા લેહોડાં વડે બાંધીછે. તેમાં માત્ર રાચ-રચિલાં સિવાય બળી શકે એવું કાંઇ નથી. આ ઇમારત ખાનગી છે, જેમાં શેહરના સેંકડો માતબર અને વગવાળા આસમીઓનો ભાગ છે. તેમાં ૧૪૦ જુદી જુદી ઑફિસો, ૨૭૦ ફીટ ઉંચી ટાવર ઑબ્ઝરવેટરી, ૫૦૦ માણસો બેસી શકે એવો "રિસેટલ હૉલ" ઉપરાંત જે ખરેખર ભપકાદાર અને મહત્વનું છે, તે તો ખાસ "ઑડિટોરિયમ" પોતેજ છે. આ કાંઇજ નહિ પણ એક ગંજાવર નાટક-શાળા છે. આખી દુનિયામાં એવી મોટી અને ભભુકદાર બીજી એકે નથી. અહીં નાટકો અને ગાયનરૂપી ખેલો થાયછે. તેનો તખ્તો મોટા ખર્ચથી બાંધેલો આજની નૃત્ય-કળા માટેની સર્વ સામગ્રીથી સંપૂર્ણ બનાવેલો છે. અહીં એક મોટું અને મધુર વાજીંત્ર ગોઠવેલું છે, અને ૪૧૦૦ તમાશગીરોની જગા કરેલીછે, તોપણ જરૂરને વખ્તે ૮૦૦૦ તમાશ-ગીરોની જગા થઈ શકે એવીબી ગોઠવણ

રાખેલી છે. પણ આ ગંજાવર મકાન એટલાંથીજ સમાપ્ત થતું નથી. ત્રણ આખા મહોલ્લાઓ સુધી લંબાયલી એ રાક્ષી ઇમારત વળી ૨૦ મજલા જેટલી ઊંચી છે. તેના એક ભાગમાં "ઑડિટોરિયમ હૉટેલ" બનાવ્યું છે, જ્યાં ૪૦૦ જુદા જુદા ઓરડાઓ જોડે ભોજણ માટેનું મોટું દેવાનખાનું ૧૦ મા મજલા ઉપર બાંધેલું છે, જેની જોડમાંજ બાવરચીખાનું પણ છે. જે મજલા ઊપર નાટકશાળા છે તેને માથે ખાસ જીયાફતો માટેનું દેવાનખાનું સ્ટીલનું બાંધેલું છે. આ મકાન સાથના મજકુર વેઢશાળાવાળા મિનારા ઉપરથી આખાં શેહરનો દેખાવ ઘણોજ સુશોભિત લાગેછે.

બીજાં અમેરિકન શેહરોની પેઠે અહીંબી ઘોડાથી, વરાળથી અને દોરડાંથી ચાલતી ત્રામ ગાડીઓ ફરતી ફરેછે. એ ઉપરાંત ઑમ્નીબસો અને ઘોડાગાડીઓ બેશુમાર છે. આ શેહરમાં જુદી જુદી રેલવે લાઇનોનાં ૧૪ જુદાં જુદાં સ્ટેશનો છે. અહીંની પબ્લીક લેબ્રેરીમાં ૧૦૦૦૦૦ દફતરો છે. શેહરમાં ૪૦૦૦ જુદાં જુદાં કારખાનાઓ છે, જેમાં લાખો માણસો કામે લાગ્યાંછે. અહીંથી અનાજની જબરી નિકાશ થાયછે. આખાં શેહરનો વિસ્તાર તેનાં પરાંઓ સુધાં ૩૮ ચોરસ મૈલનો છે. મહોલ્લાઓ નવી સુધરેલી ઢબે બાંધેલા હોવાથી ૮૦ ફીટ પહોળા છે અને એક બીજાને કાટખુણે કાપેછે. શેહરમાં ૪૦ થી વધારે વિદ્યાની મદદથી ખોદેલા પાતાળ કુઆઓ છે, જેઓ વળી સરોવર ઉપરાંત જુદું પાણી પુરૂં પાડેછે. શેહરની નદીને તળિયેથી બે ઠેકાણેથી બુગડા ખોદેલાછે.

ચિકાગો દોલતમંદ શેહર છે. એક પ્રદેશીને રાત્રે ફરતાં એમજ લાગી જાય કે અહીં દર રોજ રોશની થતી હશે. મોટી મોટી ઇમારતોના રંગબેરંગી દરવાજાઓ ઉપર વિજળીની તેમજ આસની વગેરે રોશનીઓ થવાથી દેખાવ ઘણો મોહક થઇ પડેછે. મિચિગન સરોવરમાં મોટી આગબોટો ફરેછે, પણ શેહરની અંદરથી પસાર થતી નદીમાં નાની આગબોટો દાખલ થઇ શકેછે. ઉપર હારેદાર પુલો છે, જે ઉપરથી ત્રામવે અને બીજી ગાડીઓ પસાર થાયછે. આગબોટો દાખલ થવા યા બહાર નિકળવાની હોય ત્યારે દરેક પુલ સંચાથી ફેરવાઇ જઇ તેમને માટે માર્ગ કરી આપેછે.

હવે હું આ જબરાં ચિકાગો શેહરનાં

## જગપ્રસિદ્ધ મોટાં પ્રદર્શનનું વર્ણન

મારી અલ્પ શક્તિ મુજબ આપવાની તજવીજ કરીશ.

મારા સર્વ સુજ્ઞ વાંચનારાઓ જાણેછે તેમ આજ ચાર સદીની વાત ઉપર **ક્રિસ્ટોફર કોલમ્બસે** મોટા અમેરિકા ખંડની યાને નવી દુનિયાની શોધ કીધી હતી. એ શોધની ચોથી સદીની યાદગારી એક દેશપ્રદેશના ગંજાવર મેળાથી રાખવાનો વિચાર ૧૮૭૯ નાં અમેરિકન પ્રદર્શન વેળા પહેલો ઉત્પંન થયો, અને એ મેળો અનેક મોટાં શેહરોની ઉમેદવારી છતાં ચિકાગો ખાતેજ ભરવાનું અમેરિકન કૉન્ગ્રેસની ઘણી મોટી બહુમતિથી નક્કી થયું. એ શેહર વેપાર ઊદ્યોગમાં એટલું તો આગળ વધેલું જણાયું કે ન્યુ યૉર્ક જેવું પહેલા નંબરનું નામીચું શેહર જ્યારે મેળો ભરવા માટે કૉન્ગ્રેસમાં માત્ર ૧૦૭ ત્યારે ચિકાગો ૧૫૭ મતો મેળવી શક્યું. એ બાબતમાં પાછળથી કૉન્ગ્રેસે એક ખાસ ધારો બાંધ્યો, અને હુનરઉદ્યોગ, બનાવટ, અને જમીન, દરિયા તથા ખાણોની ઉપજ વગેરે ભાંતભાંતની વસ્તુઓનો ભેગો સંગ્રહ કરવાનું ઠરાવ્યું. હવે આ બહુ મહાભારત કામ છે, અને તે યુનૈટેડ સ્ટેટસ જેવાં માતબર, ઉદ્યોગી અને સહાસિક દેશથીજ બની શકે તે નીચલા થોડાક આંકડાઓ ઉપરથી સિદ્ધ થશે.

એ દેશ ૧૩ રાજ્યોનું બનેલુંછે. ઇંગ્લંડના કબજામાંથી એ દેશ આજ સવાશો વરસ થયાં છુટું થયા પછી તેનો દરેક રીતનો વધારો અચંબો ઉપજાવેછે. ૧૭૯૦ માં તેની વસ્તી ૩૯૨૯૨૧૨ માણસોની હતી, તે આજે વીશથી એકવીશ ગણી વધીને કુલે

૧૫૦૦૦૦૦ ની થઇછે. વસ્તીના વધારા જોડ તેનો વેપાર, અને વેપાર સાથે આબાદાની પણ વધ્યાંછે. આજે ૯૦ કરોડ ડૉલરની કિમતની નિકાશ અને ૮૫ કરોડ ડૉલરની કીમતની આયાત એ દેશમાં થાયછે. ૧૭૫૨૫૫ થી વધારે મૈલના વિસ્તાર ઉપર રેલવે લાઇનો ફરી વળેલીછે; બે અબજ ડૉલર જેટલું નાણું આખા દેશમાં ફરતું થયલું છે; ૫૦ કરોડ ડૉલર જેટલો ઘઉં પાકેછે; ૨૫૦૦૦૦ નિશાળોમાં ૧૫૦૦૦૦૦૦ નિશાળિયાઓને જાહેર રીતે અને ૧૧૨૨૦૦૦ નિશાળિયાઓને ખાનગી રીતે ૩૫૦૦૦૦ ઉસ્તાદો તાલીમ આપેછે. આ કેળવણી પાછળ ૧૩૫૦૦૦૦૦૦ ડૉલર ખર્ચાયછે. સોનારૂપાંની વાર્સિક ઉપજ ૧૦ કરોડ ડૉલરની છે.

૧૮૭૬ માં પોતાની સ્વતંત્રતાની એક સદી પુરી કર્યા પછી અમેરિકન પ્રજા આબાદાનીમાં ઘણી વધી ગઇછે. છેલાં વીશ વરસની મુદત તેની રાજદ્વારી, સંસારી અને વેપારી હાલતમાં એક "સોનેરી જમાનો" ગણાયછે. આખો દેશ સુલેહ અને સંતોષમાં નિઃમગ્ન છે. અને એમ હોવાથી ચિકાગો ખાતેનો જગમેળો વધારે ફતેહમંદ ઉતર્યો છે. તે માટેની તૈયારીઓમાં કેટલીક લાંબી મુદત વિટી ગઈ, અને પછી પસાર થયલા મજકુર ખાસ ધારાની રૂહે ૧૮૯૨ ના અકટોબર માસમાં ૧૦૦૦૦૦૦ લોકોની ગંજાવર ઠઠ વચે આ મેળાનું વાસ્તું થયું અને તા૦ ૧૦ મી મે ૧૮૯૩ થી તે આલમને માટે ખુલ્લો મેળાયો. ધારાની એક શરત મુજબ એ તારીખ પછી છ મહિના બાદ યાને અકટોબરની આખરીએ આ મેળો બંધ થશે. મેળામાં શામેલ થવા માટે આખી દુનિયાની સરકારો અને પ્રજાઓને નોતરાં થયાં હતાં, અને તે મુજબ લગભગ આખી સુધરેલી દુનિયા તેમાં શામેલ થઇછે. આખો અમેરિકા તો ખરોજ, તેની જોડ યુરોપ, એશિયા, ઑસ્ટ્રેલિયા અને આફ્રિકા પણ અહીં પોતપોતાના હુનર અને ઉદ્યોગની મારફતે, પોતાની ઉપજ નિપજ અને બનાવટને રૂપે ભેગાં થયાંછે. આ સર્વ દેશોની ભાતભાતની વસ્તુઓથી લાખો ચોરસ ફીટની જગા રોકાઇછે, જેમાં કેટલીક મોટી સરકારો અને વેપારી પ્રજાઓએ પોતપોતાના માલને થકી ખાસ ઇમારતો બાંધીછે. દેશી તેમજ પ્રદેશી પ્રજાઓએ પોતાના માલને થકી જગાની માગણી તો અતિ જબરી કરી હતી, પણ ચિકાગોમાં જે સર્વથી મોટા ચોગાનો ગણાયછે તેઓ સઘળા રોકાઈ ગયા છતાં વિશેષ જગા હાથમાં નહિ હોવાથી તે મળી શકી નથી. એક ચોગાન **જેક્સન પાર્ક** નામનો છે. તે ઉપરાંત વળી તેની જોડમાં **વૉશિંગટન પાર્ક** નામનો તેથી નાનો ચોગાન છે, તેઓ બંને મેળાની ઇમારતોથી ભરાઇ ગયાછે, માટે તેમની વચેની જગાને **મિડવે પ્લૈઝેન્સ** (Midway Plaisance) નાં નામથી રોકી તેમાંબી કેટલીક ઇમારતો બાંધીછે અને માલની જગા કીધીછે.

હવે આ જેકસન પાર્કનો વિસ્તાર ૫૩૩ એકરનો છે, અને તે મિચિગન સરોવરના કાંઠાં ઉપર ફરી વળેલો છે. મિડવે પ્લેઝેન્સ ૮૦ એકરનો અને વૉશિંગટન પાર્ક ૩૭૧ એકરનો વિસ્તાર ધરાવેછે. એ ચોગાનોની જમીન દરૂસ્ત કરવા અને તે ઉપર ઝાડપાન, ફળફુલ, બાગ વગેરે બનાવવા પાછળ સર્વથી પહેલાં ૫૦૦૦૦૦૦ ડૉલર ખર્ચાઈ ચુકયા હતા. તેઓ ઉપરના આ જગમેળાને મોટાઈ કે વિસ્તારમાં આગળો કોઈ પણ મેળો પહોંચી શકે નહિ. પેરિસનો સર્વથી છેલો મેળો સર્વથી મોટો ગણાયછે, પણ તે કરતાં ચિકાગોનો મેળો ચાર ગણો મોટો છે! મિચિગન સરોવરની સફીલ ઉપર તે બે મૈલ સુધી લંબાયલો છે. આવડા મોટા વિસ્તાર ઉપર અનેક મેહલ રોકી ઇમારતો લાખોને ખર્ચે બાંધીછે, અને તે સર્વ તેમની કારીગરી અને હુનરમંદીને માટે બહુ વખાણાયછે. એઓનું ટુક બયાન હું દરેક ઇમારતની ભેટ લેતી વેળા કરીશ. હમણા તો આખા મેળાની મોટાઇનું સામટું ચિત્ર આપવા માંગુંછું. સઘળી મળીને ૧૩ મેહલરોકી મોટી ઇમારતો બાંધેલી છે, અને તેમને જુદી જુદી ખાસ હુનર ઉદ્યોગ અને વિદ્યાની વસ્તુઓના સંગ્રહ માટેજ મુકરર

કીધીછે. એ સઘળી અમેરિકન સરકારની પોતાની ઇમારતો છે. એ ઉપરાંત બીજી શુમારે ૧૦૦ નાની ઇમારતો છે, જેઓમાંની ઘણીખરી પ્રદેશી માલધણીઓ અને સરકારોએ બાંધેલી છે. માત્ર આ ઇમારતો બાંધવા પાછળ જેટલો ખર્ચ થયોછે તે પેરિસનાં પ્રદર્શન પાછળના તમામ ખર્ચ કરતાં બેવડો છે. માત્ર એ ઇમારતોથીજ જેટલી જગા રોકાઇછે તેટલી પેરિસના મેળાની તમામ જગા કરતાં બેવડી છે.

આવડા મોટા વિસ્તાર ઉપર તમાશગીરોને મુફત પાણી મળે એટલામાટે બે જુદી જુદી કરામતોથી દરરોજ કુલે ૬૦૦૦૦૦૦૦ ગ્યાલન પાણી પુરૂં પડે એવી ગોઠવણ કરેલીછે. વળી ફુવારાઓ ઠેકાણે ઠેકાણે ઉડતા કીધાછે. ખનિજ ઝરાઓનું પાણી દરરોજ કુલે ૧૫૦૦૦૦૦ ગ્લાસો જેટલું પુરૂં પાડવાની ગોઠવણ થઇછે, પણ તે માટે દર ગ્લાસનો એક દોકડો પડેછે. મેલાં પાણી માટેની ગટરો તેમજ બીજો મેલ પસાર થવા માટેની તારીફલાયક ગોઠવણો રાખીછે. ૪૫૦૦૦૦ ડૉલર ખર્ચીને મળ માટે ૬૫૦૦ પિશાબખાનાં અને જાઝરૂર બાંધેલાં છે, જેઓમાંથી 'ઇંજેક્ટરો' મારફતે મળ ઉપાડી જમીનમાં દાટેલા નળ મારફતે ચાર ગંજાવર ટાંકીઓમાં ખાલી કરવામાં આવેછે, જ્યાં રસાયન પ્રયોગોથી તેનો દૂર્ગંધ તમામ દફે કરવામાં આવેછે. આ મહાભારત પ્રદર્શન પાછળનો તમામ ખર્ચ ૨૨૦૦૦૦૦૦ ડૉલરનો ગણાયોછે. તેના આખા વિસ્તારમાં ૧૭૦૦૦ ઘોડાનાં બળથી વિજળિક રોશની કરવામાં આવેછે. વિજળી બળ ઉપરાંત વરાળ બળથી ગ્યાસની રોશની જુદી થાયછે.

આ પ્રદર્શન બારીકીથી જોવું અને તેનો વાસ્તવિક હેવાલ લખવો સહેલ કામ નથી. તે માટે મારે અહીં એક નહિ પણ અનેક મહિના રહેવું જોઇયે. તોપણ ૧૬ દિવસ મેં અહીં ગુજાર્યાછે, જેવડી લાંબી મુદત તમાશો જોવાને અર્થે મેં દુનિયાનાં કોઈ પણ મોટાં શેહરમાં મારી આખી પ્રદક્ષિણાને દરમયાન ગુજારેલી નથી. એટલામાટે હું આખાં પ્રદર્શનમાં સઘળે ફરી વળ્યોછું અને બારીકીથી નહિ તોપણ જોવાજોગ સર્વ ખુબ ધ્યાનથી તો જોઈ ચુકયોછું. આમ હોવાથી મને ઉમેદ છે કે મારા વાંચનારને મારી આ નોંધો છેક નિર્જીવ લાગશે નહિ.

મોટા અને મિઠા મિચિગન સરોવર ઉપર પ્રદર્શન બાંધેલું હોવાથી તેની રચનામાં ભારી વુધારો થયોછે. ઇટલીનાં વેનિસ શેહર મુજબ અહીં ઠેકાણે ઠેકાણે પુલો બાંધેલાછે. પ્રદર્શનના દરવાજા સહવારે ૮ વાગે ઉઘડી સાંજે ૭ વાગે બંધ થાયછે, પણ ચોકસ રમતગમત વેળા રાત્રે ૧૧ વાગ્યા સુધી ખુલ્લા રહેછે. કેટલીક ઇમારતો તો સાંજે ૬ વાગ્યામાંજ બંધ થઈ જાયછે. અઠવાડિયાંના ગુરૂ અને શનિવારે આતશબાજી થાયછે. દાખલ થવાની ફી અર્ધો ડૉલર છે, અને પાછા બહાર જઇ ફરીથી દાખલ થવા માંગિયે તો બીજી તેટલીજ ફી આપવી પડેછે. મેં દાખલ થઈ પ્રથમ તો ઉતાવળથી સર્વ તરફ ફરી લીધું, એવી મતલબથી કે આ ગંજાવર મેળાને કેમ જોવો અને કયાંથી શરૂ કરવો તેનો કંઈ ખયાલ આવે. મેળામાં એકવાર ફી આપી દાખલ થયા તેથી કાંઈ તમે જ્યાં ગમે ત્યાં મોજ મારી શકતા નથી. મોજ શોક, ખાનપાન, નાટક નાચ, ગાનતાન વગેરે માટે આપણને જુદું દામ આપવું પડેછે, એટલુંજ નહિ પણ એક બે મેળાનાંજ મકાનોમાં દાખલ થઈ તમાશા જોવા માટે પણ જુદું આપવું પડેછે.

સર્વ મોટી ઇમારતોની આસપાસ સરોવરનું પાણી ખેંચી લીધુંછે, અને તમાશગીરોને જવા આવવા માટે નાની ઝડપ ચાલની સુંદર બોટો, યૉટો, સ્ટીમ લૉંચો, વેનિસના "ગોન્ડોલા" વગેરે ફરતાં રાખ્યાંછે. છેલ્લા સિવાય સર્વ બારકસો વિજળી અને વરાળ બળથી દોડેછે. વિજળિક લૉંચો ૪૦ છે, જેમાંની દરેકમાં ૪૫ ઉતારૂઓ બેસી શકેછે.

વિજળીની રોશનીનું તો અહીં પુછવુંજ શું ? જ્યાં જુઓ ત્યાં વિજળી. જોકે ગ્યાસ પણ બળેછે, તોપણ વિજળી વધારે. વિજળીએ

તેને ઢાંકી નાખીછે. જુદી જુદી ઇમારતો-માંજ વિજળીની રોશની કરેલી નથી, પણ જેક્સન પાર્ક, મિડવે પ્લેઝન્સ અને વૉશિંગ્ટન પાર્કનો પણ થોડોક ભાગ એજ રોશની-થી દીપેછે. સૌથી ઉંચી વિજળિક રોશની "એડમિનિસ્ટ્રેશન" ઇમારતના ૩૦૦ ફીટ ઊંચા ગુંબજને મથાળે દીપક આપેછે. આખા મેળામાં વિજળિક રોશની કરવાનું કંત્રાક્ટ ૬૯૯૦૦૦ ડૉલરને ખર્ચે અપાયુંછે, જેની રૂહે ૧૬ મીણબતીના બળના ૮૩૪૧૦ દીવા, અને ૬૪ મીણબતીનાં બળના ૬૨૧૨ દીવા મળીને કુલે ૮૯૬૨૨ વિજળિક દીવા બળેછે. પણ એ નાનકડા દીવા ઉપરાંત ઉપર કહેલા ગુંબજને દિપાવવા માટે દર ૨૦૦૦ મીણબતી-નાં બળની ૮ આર્કોની રોશની બહુ તેજ સાથ બળેછે. એ રોશની આપણને દેખાતી નથી, પણ તેનો પ્રકાશજ જોઈ શકાયછે. આગ નહિ લાગે તે માટેખી સારી ગોઠવણો રાખીછે. સઘળી મોટી ઇમારતોની નીચે ભુગડા બનાવીને તેમાં વિજળિક રોશની કીધીછે અને ત્યાં સેંકડો માણસોને ચોકી માટે ફરતા રાખ્યાછે, જેઓ આગની બૂમ પડતાંજ ત્યાં દોડી જાયછે અથવા તે નહિ લાગે તેની સંભાળ રાખેછે.

જેમ દરેક ઇમારત તરફ જવા માટે બોટો ફરતી ફરેછે તેમ રેલવે લાઇન પણ સર્વ-ની પડોશમાં આખા મેળાની આસપાસ ૩$\frac{1}{2}$ મૈલ જેટલી લાંબી નાખેલીછે. તે બેવડા પાટાની છે. સઘળી મળીને ૧૮ ત્રેનો ફરતી ફરેછે. દરેકમાં ચાર ચાર ગાડીઓ જોડેછે, અને દરેક ત્રેનની પહેલી ગાડીમાં વિજળી પેદા કરનારા ચાર સંચા હોયછે, જેઓ એકંદર ૫૩૨ ઘોડાનું બળ ધરાવેછે. આ ત્રેનોને એકદમ બંધ પાડવી હોયતો તેમ પણ બનેછે. દરેક ગાડી ૪૭ ફીટ લાંબી છે, અને તેમાં ૬૬ ઉતારૂઓ બેસી શકેછે. રાત્રે આ ગાડીઓમાં વિજળિક રોશની કરવામાં આવેછે. સ્ટેશન ઉપર ત્રેન જઇ પુગતાં વેંત ગાડીઓના દરવાજા એકદમ ઉઘડી જાયછે. માત્ર ૪૦ મિનિટમાં મેળાની આસપાસ ઉપલી આખી મંજલ ફક્ત ૧૦ દોકડાની ફીમાં કરી શકાયછે.

પ્રદર્શનમાં રોકાયલાં હજારો માણસો અને તે જોવા આવનારા લાખો તમાશગીરોની માવજતને થકી બે મોટા તબીબો, ૧૦ સરજીયનો અને તેટલીજ કેળવાયલી નર્સોને જાથુકની રાખેલીછે. તેમની જોડે વળી ખાસ હૉસ્પિટલો બાંધીછે. તબીબની મદદનું નોતું આવતાંજ કાંઇ પણ અકસ્માત થયોછે એમ સમજીને બે ઘોડા જોડેલી "એમ્બ્યુલન્સ" દર્દીને ઉપાડી જવા માટે દોડી આવેછે. દર્દી-ની માવજત તદન મુફ્ત થાયછે, પણ છેક ધાસ્તીભરેલી હાલત સિવાય તેને રાત સુધી હૉસ્પિટલમાં રાખતા નથી. તમાશગીરોની ગમતને માટે વળી ગાયન અને વાજીંત્રોની અચ્છી ગોઠવણ કરેલીછે. જુદાં જુદાં મકાનો-માં કરેલી આ ગોઠવણ પાછળ કુલે ૫૦૦૦૦૦. ડૉલરનો ખર્ચ થયોછે.

વળી એક પોલિસ કોર્ટ, પોસ્ટ ઑફિસ, તાર ઑફિસ વગેરેનો ખાસ બંદોબસ્ત કર્યોછે. કોર્ટમાં પ્રદર્શનમાં ફરતા ચોરો વગેરેનો ઝટ ઇનસાફ થાયછે, જે માટે ત્રણ મેજીસ્ટ્રેટો નેમાયલાછે. ટપાલની વહેંચણી માટે ૨૫ કલાર્કો અને તેટલાજ તે વહેંચનારા માણસો છે.

આ રીતે તા૦ ૧૧ મીનો દિવસ મેં મેળાનો પહેલો ખયાલ મેળવવામાં ગુજાર્યો. બીજા બે દિવસો (યાને તા૦ ૧૨ મી અને ૧૩ મી) ચિકાગો શેહર જોવામાં પસાર કર્યા, જે બાબેનો મારો અનુભવ હું શરૂઆતમાં ટપકાવી ચુકયોછું. તા૦ ૧૪ મીથી મેં હવે પ્રદર્શનની પાછી ભેટ લેવા માંડી અને દરરોજ નીચે મુજબની ઇમારતો અને તે માંહેલી વસ્તુઓ જોઈ.

## નાનકડું પ્રદર્શન.

તા૦ ૧૪ મી, શુક્રવાર—આજે સૌથી પહેલાં હું એક એવી ઇમારતમાં દાખલ થયો કે જેમાં ચિકાગોનું પ્રદર્શન નાના આકારમાં રજુ થયુંછે. એ શેહર ઇલિનોઇસ રાજ્યનું મૂખ્ય શેહેર છે, અને એ રાજ્યે મેળાને ફતેહ-મંદ કરવા માટે તેનાં ફંડમાં ૮૦૦૦૦૦ ડૉલરની

મોટી રકમ આપીછે, જેમાંથી હડી લાખ ડૉલરને ખર્ચે ઉપલી ઇમારત બંધાઇછે. તેની બાંધણી અને ભપકો મેહલને ભૂલાવે એવો છે. અહીં જાતજાતની વસ્તુઓનો સંગ્રહ કરેલોછે, અને આખા મેળામાં જે કંઈ મોટા જથામાં અને આકાર તથા વિસ્તારમાં છે તેમાંનું ઘણું ખરૂં અહીં નાની હદમાં ભેગું કરેલું છે. કેળવણી, પ્રાણીવિદ્યા, શિલ્પશાસ્ત્ર, ખેતીવાડી, માછલાં, જંગલ, ભૂસ્તરવિદ્યા, ઇતિહાસ અને હુનરની તરેહવાર વસ્તુઓ તમે અહીં જોશો. તે સર્વનાં નામ દઇને તેમનું બયાન કરવાનું આ પુસ્તકમાં પાળવે એમ નથી. અહીં બે પાણીના નાનકડા ધોધ બનાવ્યાછે તે આબાદ કુદ્રતને અનુસરતા છે. એક ગુફામાંથી આ પાણી ધમધમ પડયું જાયછે. આંધળાંઓની એક નિશાળ તેની અસલ હાલતમાં અહીં રજુ કરીછે, જેમાં તેઓ "ટાઇપ રાઇટિંગ" સંચાઓ મારફતે પત્રો લખેછે, તે વાંચેછે અને વાતો ચલાવેછે.

### માછલાંઓનો મેહેલ.

(Fishery Building).

અહીંથી હું માછલાંઓવાળી ઇમારતમાં ગયો. શિલ્પશાસ્ત્રનો આ એક બહુજ ઉત્કૃષ્ટ નમુનો ગણાયછે. તેની પાછળ ૨૨૪૦૦૦ ડૉલર ખર્ચ થયોછે. અહીં દરિયાને લગતી સર્વ વસ્તુઓ—માછલાં, બારકસો, પરવાળાં, કોડા, શીપ, મોતી, વગેરે ઉપરાંત જીવતી શાર્ક માછલીઓ પણ દેખાડવા મુકીછે. પ્રથમ એક જીવતાં મગરમછને અહીં લાવવાનો ઇરાદો હતો, પણ તે પકડાયું નથી. તોપણ ફ્લોરિડાથી બે સુસ્વાટોને તો પકડી આણ્યાછે. જીવતી માછલીઓ માટે એક ૪૦૫ ફીટનું ગોળ મકાન બનાવેલું છે, જેમાં સોનેરી રંગની અને બીજી જાતની માછલીઓ તરતી ફરેછે. આ ઇમારતના ઉપલા મજલા ઉપર તમામ માછલીનુંજ ભોજન મળેછે. ઉપલી માછલીઓ અનેક આકાર અને કદની છે— કોઇનું મ્હોડું વાંદરા જેવું, કોઇનું ઘોડા જેવું, કોઇ લાંબી પુછડીવાળી, ઇત્યાદિ. તેઓના વર્ગ અને જાત મુજબ તેમને જુદાં જુદાં કાચનાં મોટાં વાસણોમાં તેમનાં રેહઠાણની જગાઓ પ્રમાણેની નકલ કરીને રાખેલીછે. આ ઉપરથી મેં જોયું કે કોઇ માછલીઓ ગુફા જેવાં કોતરમાં તો કોઇ ઝાડપાનના બનાવેલા માળામાં, કોઈ ઝીણી રેતી ઉપર તો કોઇ મોટા પથરાઓમાં વસેછે. અહીં એક ઠેકાણે માછલીની ગર્ભ અથવા ઇંડાંને જોઇતી ગર્મી આપીને એવી રીતે તૈયાર કરેછે કે જેથી થોડા વખ્તમાં તેમાંથી ઝીણાં બચ્ચાં નિકળેછે, અને પછી તેઓ આસ્તે આસ્તે મોટાં થાયછે.

હવે હું સંચાકામની ઇમારતમાં દાખલ થયો, જેને

### યાંત્રિક હુનરોનો મેહલ

(The Palace of Mechanical Arts)

એવું ભપકાદાર નામ મળેલુ છે. તે ૮૪૬ ફીટ લાંબી અને ૪૯૨ ફીટ પહોળી છે. તેની આસપાસ તેનેજ લગતી બીજી ચાર ઇમારતો જુદી છે. એ સર્વ મળીને તેણે ૨૦ એકરની જમીન રોકીછે, અને તે પાછળ કુલે ૧૨૮૫૦૦૦ ડૉલરનો ખર્ચ થયોછે. અહીં સર્વ સંચાકામ તેમજ તે બનાવવાનાં ચાલતાં કારખાનાં છે, જે ઉપર કેટલીક ઓરતો પણ કામ કરેછે. બંદુક, કાચનાં વાસણો વગેરે કેમ બનેછે તેની અહીં આપણને સમજ પાડવામાં આવેછે. સંચાથી બનતી સર્વ ચીજોનાં આ પ્રદર્શનમાં કાગળની પેટીઓ વગેરે બહુ નવાઇ પેદા કરેછે. જાતજાતનાં કાપડો અને તે વણવાનાં ઓજારો સંખ્યાબંધ છે. સિવવાના સંચામાં લાકડું અને ચામડું સિવવાના નવાઇજેવા છે. તેઓ લોખંડના તારથી સિવેછે. ગુંથવા અને વેતરવાના સંચા જોડે લાકડાંમાં કોતરકામ કરવાના સંચાએ મને હેરત કીધો. આ છેલી જાતના સંચાથી થોડી મિનિટમાં ચાર પાંચ માણસોનાં બાવલાં કોતરાઇ જાયછે. એક સંચો કૉફી તોલવાનો છે. તે વાસણમાંથી કૉફી લઇ, તેનો વજન કરી, એક રતલી કોથળામાં નાખી સીલ કરી આપેછે અને એ રીતે તે દરરોજ ઘણુંએક ટન જેટલી કૉફી તોલી આપેછે. એજ રીતે એક બીજો

સંચો કાગજની લેબલ છાપી આપેછે, જે માટેનું કાગજ એક મોટા વિંટામાંથી કાપી લઇ, છાપી, તેમાં વિંધાં પાડી તથા શેવટે લટકાવવા માટે તાર ખોશીને આપણી આગળ રજુ કરેછે. એક ત્રીજો સંચો સ્ટીલનો એક કકડો લઇ તેમાંથી તારની જાળી બનાવી આપેછે. વળી એક સંચો ચિથડાંનો બનાવેલો માવો લઈ તેનાં કાગજ બનાવી આપણી આગળ હાજર કરેછે.

અહીં એક ૧૫ મી સદીમાં બનાવેલું અસલી ઘડિયાળ છે, જે આઠ જાતના આવાજ ધરાવેછે. તે સ્પેનથી આવ્યું છે. અહીંજ કેટલાંક અસલી ગાયનનાં વાજીંત્રો ગોઠવેલાંછે. તે સઘળાં ચાવી ફેરવ્યાથી વાગેછે. ઑસ્ટ્રેલિયાનાં ન્યુ સૌથ વેલ્સમાં બનેલું એક વિચિત્ર ઘડિયાળ અહીં મૂકેલું છે, જે બનાવટમાં સ્ટ્રૅસ્બર્ગ શેહરનાં સર્વને જાણીતા પ્રખ્યાત ઘડિયાળની ઢબનુંજ છે. તેનીજ માફક તેમાં કલાક વાગતી વેળા સંખ્યાબંધ આકારો દેખાવ દેછે, અને અનેક ક્રિયાઓ કરી આપણી નજર આગળથી ગુમ થઈ જાયછે. આ આકારો ૨૦ ઇંચની ઉંચાઇના છે. તેઓમાંની કેટલીક તો વળી ઉપલાં રાજ્યની ધારાસભાના મેંબરોની આકૃતિઓ છે. આ ઘડિયાળમાં વળી સૂર્યમંડળના ગ્રહો અને ધૂમકેતૂઓ વગેરેની પણ આકૃતિઓ બનાવીને તેમને ફરતી દેખાડીછે. અહીં સૂર્ય બનાવ્યો નથી, પણ તેની જગા ઉપર એક વિજળિક રોશની દેખાડીછે, જે ચોકસ વખ્તે સૂર્યની પેઠે ઉગીને સઘળા ગ્રહોને દિપાવતી જણાયછે.

એક બીજી નવાઇ આજ ૪૦૦ વરસો ઉપર બનાવેલો દુનિયાનો નક્ષો છે. ૧૪૯૪ માં તે બનાવવો શરૂ કરી ૧૫૨૯ માં પુરો કર્યો હતો. અજાયબજેવું છે કે છેક તે વખ્તેબી મોટી નાઇલ નદી ત્રણ સરોવરોમાંથી નિકળેછે એમ જાણીતું હતું. રશિયા અને સૈબિર્યા દેશોને કેવળ ઉજડ ચિતાર્યાછે.

અમેરિકા તરતનોજ શોધી કહડાયલો હોવાથી તેની ઉત્તર સિમા લાબ્રેડૌરના પ્રાંતથી ખતમ કીધીછે. બર્લિનથી ત્રણ મોટા ઘંટો આવ્યાછે, જેમાંનો એક ૭૦૦૦ રતલનો ભારી છે, જેને ત્રણ માણસો ભેગાં મળી વગાડી શકેછે. બાકીના બે ૬૦૦૦ રતલના છે, જેમને વગાડવા બબે માણસો લાગેછે.

અમેરિકનો ઇંગ્લંડથી સ્વતંત્ર થયા તે બનાવની યાદગારીમાં એક ઘંટ ૨૦૮૦ રતલનો બનાવેલોછે, જે દરેક સારા માઠા મોટા અમેરિકન બનાવ વખ્તે વગાડવામાં આવતો હતો. પણ ૧૮૩૫ માં તેમાં ફાટ પડવાથી તે રદ થયોછે.

**ક્રૂપની શક્તી તોપ**—હસ્તકૃત ઉમદા કારીગીરીઓમાં સર્વથી મોટી અને સર્વથી ભયંકાર ૧૨૭ ટનની એક તોપ છે. પ્રખ્યાત ક્રૂપનાં કારખાનાની એ બનાવટ છે, અને તેને થકી અહીં ક્રૂપ કંપનીએ ૫૦૦૦૦ ડૉલરને ખર્ચે પોતાનો એક જુદોજ સુંદર ડેરો બાંધ્યોછે. આ તોપ જોડે બીજીબી ક્રૂપની બનાવેલી નાની તોપો, તેના ગોળા સામે ટકર ઝીલનારાં બખ્તરો, વગેરે વસ્તુઓ ગોઠવેલી છે. આ તોપનો ગોળો ૧૬ મૈલ જેટલો લાંબો ઉડવાનું બળ ધરાવતો કહેવાયછે, પણ જો આબાદ નેમ ટાંકી હોય તો તે ૧૪ મૈલ દોડેછે. એકજ ગોળો છોડવા પાછળ કુલે ખર્ચ ૧૧૦૦ ડૉલરનો લાગેછે. આ તોપ આખી દુનિયામાં સર્વથી બળવાન તેમજ સર્વથી મોટી પણ છે. તેનાં મોહોડાંથી છેડા સુધી તે ૫૭ ફીટની છે. તેનું મોહોડું ૧૭ ઇંચનું યાને નજદીક ૧॥ ફુટનું છે. તોપના ગોળાએ જે ઢાલો વિંધેલી તેમને પણ અહીં જોવા મુકીછે, જેઓમાં મસમોટાં બકારાં પડેલાં છે. આ ઢાલો ૧॥ ફુટની જાડાઇની છે.

**એક કીમતી સૂક્ષ્મદર્શક**—આ ગંજાવર કદના દૈત્ય સાથ કદમાં નહિ પણ ખુબીમાં અને ઉપયોગમાં વધારે અછી રીતે સરખામણીમાં ઉતરી શકે એવું એક યંત્ર એક બીજાજ ભાગમાં મુકેલું મેં જોયુંછે. તે એક સૂક્ષ્મદર્શક યંત્ર છે, જે મ્યુનિચ ખાતે ૮૭૫૦ ડૉલરને ખર્ચે બન્યુંછે. તેના ઉમદા કામનું બળ ૧૧૦૦૦ "ડાયામિટર" જેટલું છે.

**એક શક્તી કદનું એન્જીન**—એકદમ ૧૦૦૦૦૦ બતી સળગાવી શકે એવા બે સંચા-

ઓ ચલાવનારૂં આ એન્જીન "રેનલ્ડસ—કૉર્લિસ" ને નામે ઓળખાયછે. તે ૮૦૦૦૦ ડૉલરની કીમતનું બહુ ભપકાદાર છે. તેનું બળ ૩૦૦૦ ઘોડાનાં જેટલું છે અને આ રાક્ષસે ૧૧૦ ફૂટની જગા રોકીછે. ત્રણ ઠેકાણેથી તેને કામ કરતું તમાશગીરો જોઈ શકેછે. તેનો વજન ૩૨૫ ટનનો છે.

**એક મોટી દૂર્બીન**—આ કીમતી ઉપયોગી યંત્ર Yerkes' Telescope ને નામે ઓળખાયછે, જે **યેર્કસ** નામે ધણીએ ચિકાગોની યુનિવર્સિટીને ભેટ આપ્યુંછે. તેનો નળો ૭૫ ફીટ લાંબો છે, જેનો વજન ૬ ટનનો છે. પણ આખી દૂર્બીનનો વજન તો ૬૦ ટનનો છે. તેના કાચોનું બળ ૨૫૦ થી ૩૦૦૦ "ડાયામિટર" જેટલું છે, અને તે કેલિફોર્નિયાવાળી લિક દૂર્બીન કરતાં ૨૫) ટકા જેટલું વધારે છે.

**કોલમ્બસ સંગ્રહસ્થાન.**

અમેરિકા ખંડની શોધ કરનાર કોલમ્બસને લગતી ઘણીએક વસ્તુઓ પ્રદર્શનના જુદા જુદા ભાગોમાં ગોઠવેલીછે તેમાં તેની આ શોધ વેળાનાં ત્રણ બારકસોએ મારૂં ધ્યાન ખેંચ્યું. ૧૪૯૨ માં તેની જોડનાં આ વહાણોમાંનાં "સેંટ મારિયા" માં કોલમ્બસની નાના દરવાજા સાથની નાની કેબિન, વખ્ત માપવાનું તે જમાનાનું રેતીનું ઘડિયાળ, તે વેળાની નાની તોપો, સાદી લાકડાંની પુરાણી ટેબલ, તેવાંજ પુરાણાં ચિત્રો, હોકાયંત્ર, વગેરે કોલમ્બસનો સામાન જોવા જોગ છે. એજ રીતે લોહોડાંનાં બખ્તર, ભાળા, ઢાલ, ટોપી તલવાર, ઇત્યાદિ હથિયારો પણ નવાઇ ઉપજાવેછે. આ ત્રણે વહાણો જુની ઢબનાં અને આજે દરિયાઈ બારકસો અને તેમની હથિયારબંધીના સુધારા તરફ જોતાં બહુજ નજીવાં લાગેછે. કેબિનમાં કોલમ્બસનું સુવા બેસવાનું એક ગરીબ ખલાસીના જેવું છે. વળી અહીં તે વખ્તનું કોલમ્બસનું ઘર પણ આપણી નજર આગળ રજુ કીધુંછે. ટુકમાં કોલમ્બસને લગતું સર્વસ્વ અહીં છે. તેને અમેરિકા ખાતે મળેલા ત્રણ ખુણાના અસલી સિકા; અમેરિકન મર્દ, ઓરત, પક્ષિ વગેરે જે કંઈ તે સ્પેનના રાજા **ફરડિનાંડ** અને તેની રાણી **ઈસાબેલાને** માટે ભેટ લઈ ગયો હતો તે સર્વનાં ચિત્રો; તેમજ પાછળથી પોતે શત્રુઓનો ભોગ થઇ કેદ પડયો તેનાં, તેમજ અમેરિકાનો નક્ષો પોતાની બુદ્ધિ મુજબ તે બનાવેછે, તેનાં પણ ચિત્રો અહીં છે. રાણીએ કોલમ્બસને આપેલો એક પુરાણો ઘંટ અમેરિકા ખાતેની પોતાની ચોથી સફર વેળા અહીં આણીને તેણે સ્પેનિશ સાધુઓને હવાલે કર્યો હતો તે ઘંટ પણ આજે મોજુદ છે, જેનો વજન ૬૪ રતલનો છે. અહીં કોલમ્બસને જમાનેના કેટલાક સ્પેનિશ સિકા અમેરિકાથી મળેલાં પહેલવહેલાં સોનામાંથી બનાવેલા તે છે. તેઓ હાલના ડૉલર કરતાં કદે મોટા છે. કેટલાક દસ્તાવેજોમાં એક તો કોલમ્બસને હાથનો લખેલો પત્ર છે; બીજા રાજા રાણીની સહીના પાદશાહી બારીતા છે. વળી એક પત્ર તો કોલમ્બસ કનેથી વાંચવા લીધેલી ચોપડી તેના ઉપર પાછી મોકળતી વેળા અમેરિકાની મુસાફરીમાં ઢીલ નહિ કરવા માટેની તાકીદ આપનારો ઇસાબેલાએ તેના ઉપર લખેલો તે છે. કોલમ્બસનું એક મોટું કાંસાંનું બાવલું અહીં જણાયછે, જે ૨૦ ફીટ ઉંચું છે, અને જેને ૩૦ ફીટ ઉંચાં તખ્ત ઉપર ઉઠાવેલુંછે. એવુંજ એક બાવલું જ્યારે કોલમ્બસ અમેરિકાની શોધ કરીને સ્પેન પાછો ફર્યો ત્યારે તેને મળેલાં માનપાનની નકલમાં બનાવેલુંછે. તેમાં આપણો આ મહાન શોધક ચાર ઘોડાની ગાડીમાં ઝવેરાતથી મઢેલી તલવારને અઢેલી ઉભોછે, જેમ કરતાં તેણે પોતાનાં મહાભારત કામની ખુશહાલીના આવેશમાં પોતાની ડોકી લગાર મગરૂરીથી પાછળ નાખીછે. તેની ગાડીના બન્ને ઘોડાને એકેકી સ્ત્રી ચલાવી લઇ જાયછે. બે ઘોડા ઉપર હાથમાં મોટા ઝુંડા લઇને એકેકો સવાર બેઠેલોછે. કોલમ્બસનું બાવલું ૧૪ ફીટ ઉંચું છે. આ સર્વને The *Columbus Quadriga* નું નામ મળ્યું છે.

**"ગામડાંઓ."**

તા૦ ૧૫ મી, શનિવાર—આજે હું પ્રદર્શનમાં વસાવેલાં જુદાં જુદાં "ગામડાંઓ"

જોવા ગયો હતો. અગત્ય કરીને આપણા મુલકની પ્રજાઓની રીતભાતનો યુરોપિયનો અને અમેરિકનોને ખયાલ આપવા માટે આવાં ગામડાંઓ બનાવવાની પહેલ લંડન ખાતેનાં "હિંદી અને સંસ્થાનિક પ્રદર્શન" થી નિકળી-છે. પણ ત્યાં જ્યારે એવાં એકાદ બે ગામડાં-ઓ હતાં ત્યારે અહીં તો તેવાં અનેક છે. એવું એક ગામડું આરબ લોકોનું છે. તેમાં આરબી ઘોડા, ઉંટ વગેરે જાનવરો ઉપરાંત મર્દો અને ઓરતોને પણ ભેગાં કર્યાંછે, જેઓ પોતાનાં વાંસલી જેવાં વાજીંત્રો વગાડેછે અને પોતાની ભાષામાં ગાનું ગાયછે. તેમનો લેબાસ સ્વદેશીજ છે.

એક બીજું ગામડું વેસ્ટ ઇંડિયન લોકોનું મેં જોયું. આ લોકો કાનમાં બાલી પહેરેછે, અને માથાંના ચોટલા ઉપર મોટાં રંગીન મોતીઓની ઝુમખા જેવી કોથળીઓ બાંધે છે. તેમનો ચેહરો તેમજ બાલ રાતા અને નાક લાંબું હોયછે. તેઓ ગોળ દડા જેવી ઝુપડી બાંધી તેમાં ઘાસ પાંથરીને વસેછે. તેઓ ખરા જંગલી લોક છે, અને મકાઇ વગેરે બાફીને ખાયછે. ઓરતો વાળમાં સેંઠો પાડી તેમાં સિંદુર ભરેછે, અને ગાલ ઉપર તેઓ તેમજ મર્દો પણ સિંદુર કે હળદર જેવું લગાડેછે. આ લોકોનો નાચ પણ જંગલીજ છે. વચમાં ત્રાંસા જેવું ઢોલ મુકી તેની આસપાસ દાંડી સાથે કેટલાકો બેસી તે વગાડે-છે અને બાકીના મર્દ તેમજ ઓરતો તેમની આજુબાજુ ફરતાં જાયછે અને નાચ્યા કરેછે. સાથે સાથે ઢોલવાળા તેમજ નાચનારાં ગાયછે. તેઓના પહેરવાસમાં ગળાંમાં લાંબોને લાંબો મોટાં મોતીનો હાર, પગમાં ઝીણાં ચામડાંનાં સંપલ, માથાંમાં પક્ષિનાં પિછ, હાથે અને કંમરે મોતીનાંજ ગુંથેલાં ઘરેણાં, ઇત્યાદિ. ઓરતો છોકરું પિઠ પછવાડે બાંધી ફરેછે.

ત્રીજું ગામડું મેં જાવાના લોકોનું જોયું. વાંચનારે યાદ રાખવું કે આ સર્વ ગામડાં-ઓની ભેટ મુફત લેવાતી નથી. આરબોની મુલાકાતનો પા ડૉલર, ઇંડિયનોના ૧૦ દોકડા, અને આ જાવાના પણ તેટલાજ ફી દાખલ આપવા પડેછે. આ મલાઇ મુસલમાનો છે, જેઓએ વાંસની ચટાઇથી પોતાની મસ્જીદ બનાવીછે. ઓરતો સાળ વડે વણેછે, ભરેછે, અને જાવાનો કેટલોક સામાન વેચેછે. આ લોકોનો નાચ અને ગાનું સાંભળવા માટે પા ડૉલરની ફી જુદી પડેછે. જાવાનાં પાયતખ્ત બટેવિયામાં જે કિસમના ગાયનના જલસા થાયછે તેવાજ આ પણ છે એમ મને ત્યાં જઇ આવેલા એક યુરોપિયન ગ્રહસ્થે ખાતરી આપી, જેથી હું અંદર દાખલ થયો. માંહે નાટકશાળા જેવો દેખાવ કરેલો હતો. પહાડમાંથી વહેતી નદીનો દેખાવ આપનારો પડદો દિવાલે લટકાવેલો હતો અને તખ્તા ઉપર કેટલાંક વાજીંત્રો ગોઠવેલાં હતાં. પ્રથમ ત્રણ છોકરીઓ નાચવા આવી, જેમનો સ્વ-દેશી લેબાસ રેશમી હતો અને માથે સોના-ની તાજરોકી તોપીઓ પહેરેલી હતી. તેમનું ગાવું જાવાઈ જબાનમાંજ હતું. જાવાઇ ગામડાંમાં ૨૦ વાંસની ઝુપડીઓ છે, અને પોતાનાં વતનમાં વસે તેમ ૧૨૫ જાવાઈ લોકો અહીં પોતાનાં રોજીંદાં કામકાજ બજાવેછે, તથા હથિયારો, વસ્ત્રો, અને વસ્તુઓ બનાવેછે. એજ રીતે સુમાત્રા, બોર્નિયો, ફિજી, ન્યુઝી-લેંડ વગેરે ટાપુઓના વતનીઓને પણ અહીં ભેગાં કરી તેમનાં ગામ વસાવ્યાંછે. એ સર્વથી ૨૦૦૦૦૦ ચોરસ ફીટ જગા રોકાઇછે, અને તેમાં કુલે વાંસનાં ૮૦ મકાનો બાંધેલાંછે.

**એક મહમદિયાન મસ્જીદ**—મિડવે પ્લૈઝન્સ ઉપર ટુર્કીઓનાં ગામડાંના સંબંધમાં એક મસ્જીદ બનાવીછે, જેમાં નિમાજ વેળા મહમદિયાન સિવાય બીજા કોઇને દાખલ થવા દેતા નથી, પણ બીજી વેળા ખાસ હુકમ મેળ-વીને તમાશગીરો તે જોવા જાયછે. હું પણ આ મસ્જીદમાં એકવાર નિમાજ પઢી આવ્યોછું.

**સ્વતંત્રતાનું બાવલું**—મેં ઉપર જણાવેલું છે કે મિચિગન સરોવરને કાંઠે પ્રદર્શન બાંધેલુંછે. તેમાં આ સરોવરનુંજ પાણી દાખલ કરેલુંછે અને તે ઉપર એક સુંદર દરવાજો કરીને કોલમ્બસની ચાર ઘોડાની ચારથનું બાવલું ગોઠવેલુંછે, જે બાબે હું ઉપર નોંધ કરી ગયો

છું. અહીંજ નજદીકીમાં અમેરિકન સ્વતંત્રતાનું બાવલું ઉભું કરેલું છે. આ એક ગંજાવર પુતળું છે, જેનું ડોકું હડપચીથી તાળક સુધી ૧૫ ફીટનું, હાથ ૩૦ ફીટના, નાક ૩૦ ઇંચનું, માથાંનો ઘેરાવો ૨૪ ફીટનો, તથા તેનું આગળું ૪૫ ઇંચનું છે. એજ રીતે તેનું આખું કદ ૬૫ ફીટની રાક્ષી ઉંચાઇ ધરાવેછે. માંહેલા ભાગમાં એક સીડી બનાવેલીછે, જે ઉપર ચહડીને એક માણસ પુતળાંનાં માથાં ઉપરનાં તાજને વિજળીની રોશનીથી દીપાવેછે. તેના એક હાથમાં એક ગોળો પકડેલોછે, જે ઉપર ગરૂડ પક્ષિ પાંખ પહોળી કરી બેઠું છે બીજા હાથમાં ઝુંડા સાથનો મોટો રાજદંડ પકડેલોછે. આ બાવલાંની પડોશમાંજ કોલમ્બસનું બાવલું પણ છે, અને સરોવરમાંથી તેનું અમેરિકાની શોધ કરનારું બારકસ ફતેહની ખુશહાલી સાથ આવતું જણાયછે, જેને હલેસાં મારનાર એજ મહાન શોધક છે.

**એક તારીફલાયક ફુવારો**—આ સઘળાંની જોડે એક મોટાં કદનો ફુવારો ઉડેછે, જેને *Columbia Fountain* નું નામ મળ્યું છે. આ ફુવારો ૩૦ વરસના એક નવ જવાન હુનરમંદે બનાવ્યોછે. તેની રચના એવી કરીછે કે કોલંબિયાની રાજ્ય દેવી ગોયા એક ફતેહની પાદશાહી હોડીમાં તખ્તનશીન થઇછે, તે હોડીને કાળ દેવતા ચલાવેછે, જેની અગાડી વખાણ દેવી ભુંપુરા વગાડેછે. એક બાજુએ હુનરોના અને બીજી બાજુએ વિદ્યા, ખેતીવાડી, ઉદ્યોગ અને વેપારના પ્રતિનિધિઓ હલેસાં મારી હોડી ચલાવેછે, જેની આગમજ આઠ દરિયાઇ ઘોડા દોડેછે, જેઓ ઉપર વેપારના આડતિયા દાખલ તેટલાજ સવારો બેઠાછે. આ નવાઇ જેવા મોટા ફુવારાનું પાણી હોડીની પછવાડે અર્ધ ગોળ ચક્રમાં બનાવેલી ડૉલ્ફીન માછલીઓનાં મુખમાંથી તેમજ હોડીની આસપાસના નળમાંથી પુરૂં પડેછે. રાત્રે જ્યારે વિજળિક રોશની થાયછે ત્યારે આ સર્વ દેખાવ બહુજ રળિયામણો અને રમણ્ય લાગેછે. ફુવારાની મજકુર આકૃતિઓમાં સર્વથી નાની ૧૨ ફીટની અને સર્વથી મોટી ૨૦ ફીટની ઊંચાઇ ધરાવેછે. પણ પાણી ઉરાડનારા બરૅબર ફુવારા તો હોડીની બે બાજુએ ઉભા કરેલા "વિજળિક ફુવારા" છે, જેઓ બહુ ઉંચા છે અને જેઓમાંથી ૨૫૦ ફીટ જેટલું પાણી ઉડેછે. વિજળિક રોશનીમાં આ પાણીનું ઉડવું બહુ મજાહ આપેછે. આ પાણી ઊડતાં ઉડતાં વખો વખ રંગ તેમજ આકાર બદલ્યા કરેછે. અઠવાડિયાંમાં માત્ર ગુરૂ અને શનિની બેજ રાત આ પાણી વિજળિક રોશનીમાં બે કલાક સુધી રમેછે, જે આગમજ ફુવારા તરફની સર્વ રોશનીને ઝાંખી કરી દેછે, અને ત્યારેજ સઘળો દેખાવ બહુ ખુશનોમા અને મનહર લાગેછે. ઊપલીજ રાત્રે વળી એજ ભાગમાં સરોવર કિનારે રંગબેરંગી આતશબાજી છુટેછે, અને તે જોવા લાયક થઇ પડેછે.

## એડમિનિસ્ટ્રેશન મેહેલ.

ઊપલાં સઘળાં પુતળાં અને દેખાવો એક ચોકસ મોટી ઇમારતના ચોકમાંજ છે, અને તેનું નામ *Administration Building* છે. આ એક ઘણીજ નાદર ઇમારત છે, અને પ્રદર્શનનાં સર્વ મેહેલરૂપી ઝવેરાતોમાં તે પહેલા નંબરનું ગણાયછે. તેની પાછળ ૪૩૫૦૦૦ ડૉલરનો ખર્ચ બેઠોછે, જેટલી રકમ બીજી કોઈ પણ ઇમારત પાછળ ખર્ચાઇ નથી. તેમાં દાખલ થવાના ચાર દરવાજામાંનો દરેક ૫૦ ફીટ પહોળો અને તેટલોજ ઉંચો છે. ૮૪ ફીટ ચોરસ એવા ચાર ભપકાદાર ડેરા હોય, તે ઢબમાં આ મેહલ બંધાયોછે. મથાળે એક અતિ રૂપાળો ગુંબજ બાંધેલો છે, જેને તેમજ આખી ઇમારતને પુતળાંઓ વગેરેથી શણગાર આપી બહુજ રોણકદાર બનાવ્યાંછે. આની ઉત્તરે

## બનાવટ અને હુનરકામ

નો મેહલ (Manufactures and Arts Building) આવેલો છે. તેની ખુબી એ છે કે આખાં પ્રદર્શનમાં તે સર્વથી મોટી ઇમારત છે. તેની કુલે લંબાઈ ૧૬૮૭ ફીટની અને પહોળાઇ ૭૮૭ ફીટની છે. તે પાછળ ૧૫૦૦૦૦૦ ડૉ૦ નો ખર્ચ બેઠોછે. આ

મકાનમાં એટલુંબધું લાકડું (૩૦ લાખ ફીટ) આપ્યુંછે કે તેને જડિત કરવા માટે પાંચ ગાડાં ભરીને તો ખિલા વપરાયાછે. તેના ચ્હોળા પહોળા મજલાઓનો એકંદર વિસ્તાર ૪૪ એકરનો છે. તેની વધતાંમાં વધતી ઉંચાઈ ૨૦૦ થી વધારે ફીટ સુધી ગયલીછે. આખી ઇમારતમાં ૫૦ ફીટની પહોળાઇની એક કુશાદે ગ્યાલરી ચારે બાજુએ ફરતી બાંધીછે, અને તેમાંથી વળી ૧૨ ફીટ પહોળી બીજી ૮૬ નાની ગ્યાલરીઓ બાંધીછે, જ્યાંથી તમાશગીરો આ ગંજાવર મકાન માંહે ગોઠવેલી વસ્તુઓ ફરીફરીને અછી રીતે જોઈ શકેછે. આ મોટાં મકાનમાં ચ્હડવા માટે ૩૦ તો મોટા દાદર બનાવેલા છે, અને સ્તંભો તથા આર્કોઓ સાથના ૪ મોટા દરવાજા બાંધેલા છે. અહીં જુદી જુદી પ્રજાઓ માટેના જુદા જુદા ડેરા બનાવેલાછે અને તેઓમાં જુદા જુદા દેશોની જાતજાતની બનાવટો અને હુનરકામોની વસ્તુઓ ગોઠવેલીછે.

ઉપલાં મકાનની સામે

## ખેતીવાડીનો મેહેલ
## (Agricultural Building)

આવેલોછે, જે પાછળ ૬૧૮૦૦૦ ડૉલરનો ખર્ચ થયોછે. આ મકાન સરોવરના કાંઠાની નજદીક હોવાથી તથા તેની સામેજ મોટા તળાવ જેવો પાણીનો સમુદાય એંચી લીધેલો હોવાથી તે બહુ શોભેછે. વળી એ માત્ર એકજ મજલાની ઇમારત છે. તેની બંને બાજુએ ૫૦ ફીટ ઉંચા અને ૧૫ ફીટના ઘેરાવાના મસ મોટા સ્તંભો બાંધેલાછે. વચમાં ૧૩૦ ફીટ ઉંચો કાચનો એક ગુંબજ બનાવ્યોછે. આ મકાનમાં ખેતીની સર્વ પેદાયશો—ફળફળાદિ, અનાજ, વનસ્પતિ, માખણ, ખાંડ, લાકડું, ઇત્યાદિ ઉપરાંત મરઘાંબતકાં વગેરે—નો સમાસ કરેલોછે. ખેતીની ઉપજ દાખલ સર્વ વસ્તુઓ ઉપર ટિકિટ મારીને તેમાં તે વસ્તુનું નામ, તે ઉપજાવનારનું નામ, જગાનું નામ, જમીનની ખાસિયત, રોપણીની તારીખ, દર એકરે બિયાંનો જથો, ખેતીની રીત, પાક તૈયાર થવાનો દિવસ, દર એકરે પેદાશ, વજન, કીમત, પાકની મુદતમાં ગર્મી અને સર્દીનો હિસાબ, અને શેવટે નેહરનાં યા વર્સાદનાં કે કુઆ તળાવનાં પાણીથી પાક થયો તેની ટુક વિગતો લખેલીછે. એક ભાગમાં વળી ખેતીને માટે આજે કેવાં કેવાં ઓજારો વપરાયછે તે તેમજ પ્રાચિન કાળમાં કેવાં વપરાતાં હતાં તે ભેગાં કર્યાંછે. એક બીજો ભાગ—૮૦૦૦ ચોરસ ફીટ જેટલો—આજની સુધરેલી રીત મુજબ ખેતી કેમ થવી જોઇયે તેના નમુનાનું એક ખેતર બનાવવામાં રોકયોછે, જેમાં બીજની વાવણીથી પાકની કાપણી સુધી, તેમજ ઢોરોના ખોરાક, દુધથી માખણ, અને બીજી ખેતીને લગતી વિદ્યાના સર્વ પ્રયોગો કરી બતાવવામાં આવેછે. એવુંજ એક બીજુંબી નમુનેદાર ખેતર બનાવેલુંછે, પણ તે માત્ર શોભાનું રમકડાં જેવું, નાનકડું છે.

આ મકાનમાં મેં એક નવાઈ જેવો નક્શો દિઠો. તેનો વિસ્તાર ૧૮ × ૨૪ ફીટનો છે. તેમાં માત્ર યુનૈટેડ સ્ટેટસનુંજ વર્ણન આપેલું છે, પણ તે શાહી અને કાગજનો બનાવેલ નથી. જાતજાતનાં અથાણાં, મુરબ્બા, મશાલા, શરકા વગેરેથી તેની બનાવટ કીધીછે. દેશનાં દરેક રાજ્યને જુદું પાડી બતાવ્યુંછે. સરોવરો અને નદીઓનો દેખાવ શરકાથી આપ્યોછે. મોટાં શેહેરો મશાલાથી ઓળખાવ્યાંછે. એકજ મોટા કાચના તખ્તા ઉપર આ નક્શો ખેતીની તમામ વસ્તુઓ અને પેદાશોથી ચિતાર્યોછે, અને તે પાછળ ૧૧૦૦૦ ડૉલરનો ખર્ચ થયોછે.

ઉપલી બંને ઇમારતોની વચ્ચે સરોવરનું પાણી ફરી વળ્યુંછે જેમાં નાની બોટો ફરતી ફરેછે, જે દેખાવ બહુ સુંદર લાગેછે. દર સાંજે અહીં બેઠકો કરીછે તે ઉપર ફરવા આવનારાઓ બેસેછે. જગા કુશાદે છે તથા બેઠકો સંખ્યાબંધ છે તે છતાં દર સાંજે અહીં તમાશગીરો ઉભાઇ જાયછે. રાત્રે આસપાસની ઇમારતો ઉપર તેમજ સરોવરમાં રોશની થાયછે તેથી વળી આ રમણ્ય દેખાવ બહુજ દિલકશ થઇ પડેછે. વિજળીની રોશની પણ આ ઠેકાણે ભેવડી થાયછે. દરેક ઇમારત ઉપર

તરેહવાર અને સંખ્યાબંધ પુતળાંઓ ઉભાં કરેલાંછે. ખબર કહાડતાં મને જણાયું કે હાલ પ્રદર્શન કમિટી ખર્ચ વધી ગયાથી કરકસર કરવા માંગેછે, અને તેથી દાખલ થવાની અર્ધા ડૉલરની ફી લેછે. વળી શરૂઆતમાં અઠવાડિયાંની ત્રણ રાત્રીએ આતશબાજી થતી હતી, તેમાં હાલ મંગળની એક રાત્રી ઓછી કીધીછે. ટુર્કી, જાવાઇ, ચીના વગેરે નાટકો માટે હાલ વધુ ફી લેવાયછે, જેમ પ્રથમ ન હતું. અતરે સખ્ત તાપ પડેછે. સહવારે ૯ થી બપોર પછી ત્રણ વાગ્યા સુધી તે એટલોબધો પડેછે કે માથું ફાડી નાખેછે.

**મિસરની મજાહ**—ગઇ કાલનો દિવસ આસાયશમાં ગુજારીને આજે (તા૦ ૧૭ મી અને સોમવારે) હું પાછો પ્રદર્શન જોવા ગયો. પ્રથમ હું "ઇજીપ્શીયન રૂમ" માં દાખલ થયો. મિસર જેવા પ્રખ્યાત દેશની વસ્તુઓ ત્યાંની સરકાર તરફથી પ્રદર્શનમાં મુકાઈ નથી; તોપણ ટુર્કી સરકારની દેખરેખ હેઠલ ખાનગી આસામીઓ તરફથી કેટલીક નવીન ચીજો રજુ થઇછે. દાખલા તરીકે અસલી જમાનાનાં—હજારો વરસના—મુર્દાંઓ (મમી)ની નકલ કરી અહીં જોવા મૂકયાંછે, પણ આ નકલ બરાબર થયલી જણાતી નથી. મેં કેરો શેહેરમાં જે ખરેખરી મમીઓ જોઇ હતી તેવી આ નથી. અહીં કેરો શેહેરનો એક મોહોલ્લો રજુ કર્યોછે, અને તે મુજબ મિસરના આજના લોકની હિલચાલ અને રીતભાતનો નમુનો દેખાડવાની તજવીજ કરીછે. પણ તેમાં મિસરી લોકોનો જે નાચ કરી દેખાડયો તે જોવા લાયક હતો. પ્રથમ વાજીંત્રોનું ગાનું થયા બાદ એક ખુબસુર્ત છોડીએ સુંદર લેબાસમાં આવી નાચ કર્યો. એ પછી આઠ જણે આવી ગોળ કુંડાળાંમાં એક બીજા સાથ વાદવિવાદ ચલાવતા હોય તેમ ગાયનમાં જીકર ચલાવી. આ પછી મેં મિસરના આગળા પાદશાહોનું મંદિર જોયું, જે પણ અસલ મંદિરની નકલ છે. આ સર્વ માટે દશદશ દોકડાની ફી આપવી પડેછે.

**પ્રદર્શનનો બારીક દેખાવ**—પણ એ કરતાં વધારે ૦ા ડૉલરની ફી આપવાથી આખું પ્રદર્શન અને ચિકાગો શેહરનો બારીક દેખાવ જોવાનું બની આવેછે. સંચાથી એક ચક્ર ધીમું ધીમું ચહડ ઊતર કરતું ફરેછે. તેમાં ૩૬ બૉકસો કરેલા છે, અને તે દરેકમાં તમાશગીરોને બેસવા માટે ૬૦ ખુર્સીઓ મુકેલીછે. ઠેઠ ઉપર જઇયે તો ૨૬૪ ફીટની ઉંચાઇએથી શેહર અને પ્રદર્શનની ઇમારતો નાની નાની દેખાયછે, અને સરોવર તથા બીજો આસપાસનો દેખાવ ઘણો ખુશનોમા લાગેછે. અર્ધા ડૉલરમાં બબે આંટા ફેરવેછે, અને આમ બે આંટામાં મેં ઠીક મજાહ મેળવી. મિડવે પ્લૈઝન્સમાં આ સંચો છે. એક ૪૫ ફીટ લાંબી અને ૩૩ ઇંચની મધ્ય રેષાની તથા ૫૬ ટનના વજનની એક મસ મોટી ધડી ઊપર ૨૮ા ફીટને અંતરે બે પૈડાંઓ સ્ટીલના સળિયાઓ વડે જડેલાંછે. એ ધડીને ૧૩૭ ફીટની ઉંચાઇના બે સ્ટીલના બનવિલા મિનારાઓ ઉપર ટકવેલીછે. મિનારા મથાળેથી પાંચ ફીટ ચોરસ અને તળિયેથી ૪૦×૫૦ ફીટના છે. ઉપલી ધડી ઉપર પેલાં પૈડાં ફરેછે, અને પૈડાંની જોડે તેમને જોડલાં બૉકસો અને તેમાં બેઠેલા ઉતારૂઓ ફરેછે. ૨૦૦૦ ઘોડાનાં બળનાં બે એન્જીનો આ પૈડાં ચલાવેછે. આ આખા સંચા પાછળ ૪૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ બેઠોછે.

**ટુર્કી નાચ**—અહીંથી નિકળેલો હું ટુર્કી નાચ જોવા ગયો. તે માટે ૦૧ ડૉલર આપવો પડેછે. અહીં પાંચ સુંદર છોડીઓ શરીરના સર્વ ભાગો હલાવીને નાચેછે. તેમનો ટુર્કી લેબાસ, માથે ટોપી (કોઇક તો ખુલ્લેજ બાલે) વગેરે છતાં મને લાગ્યું કે આ કાંઈ ટુર્કી નહિ પણ દુમસ્કની સ્ત્રીઓ હતી, કેમકે આવો નાચ મેં તે શેહર ખાતે જોયો હતો. તેમનું ગાવું બજાવવું સર્વ આરબી જુબાનમાં હતું. આ રીતના મુસલમાની નાચરંગ પ્રદર્શનમાં ઘણા જોવામાં આવેછે, તે એટલાબધા કે સઘળા એવા ગાવા બજાવવાના નાચરંગનો અર્ધો ભાગ મુસલમાની હશે એમ હું મારા અનુભવ ઉપરથી

અટકળ કરી શકું છું. તુર્કી, આરબ, ઇરાની, મિસરી, સામી (સીરિયા દેશની), આલ્જીર્યન, જાવા, વગેરે ડાન્સ અને નાટક પ્રદર્શનમાં જાબજા છે. જો તમારી કને સારીપેઠે પૈસા હોયતો અહીં રમત ગમતનો કશો ટોટો નથી. મિડવે પ્લૈઝન્સમાંથી વખ્તે વખ્ત બલૂનો ઉરાડવામાં આવેછે, જેઓને ૧૦૦૦ ફીટની ઉંચાઇ સુધી ચહડાવી પાછાં ઉતારી પાડવામાં આવેછે. આવાં વિમાનો *Captive Balloon*-ને નામે ઓળખાયછે, જેઓમાં સેલ કરી આવવા માટે બે ડૉલરની ફી રાખેલીછે. મેં આ હવાઇ સફર માથે ઉઠાવી ન હતી.

**કાચની અજાયબીઓ**—પ્રદર્શનમાં કાચ બનાવવાનું એક કારખાનું રજુ કરેલું છે. તેમાં કાચના "વૉઝ," પ્યાલાં, ચિમ્ની વગેરે આપણી નજર આગળ એક સપાટામાં તૈયાર કરી બતાવેછે. કાચનું આ કારખાનું Libby Glass Company નું છે. ભઠી સળગેલી તૈયાર રાખીછે. એક જણ પીગળતા કાચના રસનો એક જથો લઈ લાકડાંની ટેબલ ઉપર તેનો ગોળ વિંટો બનાવેછે, બીજો ધણી તે લોંદાને પાછો ગરમ કરી તે ઉપર જુદી ક્રિયા કરેછે, ત્રીજો વળી તેમાં પોતાની વિશેષ મદદ આપેછે; અને એ રીતે જે ઘાટનાં વાસણ બનાવવાં હોય તે મુજબની દરેક જણ જુદી જુદી ક્રિયા કરી કાચના પેલા લોંદાને રૂપ આપી આપણી આગળ રજુ કરેછે. પણ એ સર્વમાં એક ચીજ મને નવાઇ જેવી લાગી, અને તે કાચના લોંદામાંથી કરોળિયાના તાંતણા જેવા બારીક તાર બનાવી તેની વણાટ કરવામાં આવી તે છે. એજ રીતે કાચ ઉપર નક્ષી પાડેછે તે પણ જોવાજોગ છે.

**ખુબસુર્ત સ્ત્રીઓનું પ્રદર્શન**—એક નવાઇ જેવો સંગ્રહ ઓરતોનો કરેલો જોઇને હું તાજુબ થયો. દુનિયાના જુદા જુદા દેશો ખાતેની ૫૦ પચાશ દેખાવડી ઓરતોને તેમના સ્વદેશી લેબાસનો તમાશગીરોને ખ્યાલ આપવા માટે અહીં ભેગી કરેલીછે. તેઓને માટે એક દિવાનખાનામાં જુદા જુદા ખાંચા બનાવીને તેમને એકેકથી જુદી રાખીછે. દરેક તેના દેશનાજ પોશાકમાં બેઠેલી છે. આ ખુબસુર્ત ઓરતોમાં યુરોપનાં દેશો ઉપરાંત ટર્કી, ચીન, જાપાન, સીર્યા વગેરે એશિયાની બાનુઓ પણ છે.

આ સ્ત્રીઓને જોવાથી મને

**સ્ત્રીઓની ખાસ ઈમારત**

**(Women's Building)**

પ્રદર્શનમાં બનાવેલી છે તે જોવાનું મન થયું. આ મહાભારત મેળામાં અમેરિકન સ્ત્રીઓએ કંઇ જેવો તેવો ભાગ બજાવ્યો નથી. તેઓની એક જુદીજ કમિટી બનેલીછે, અને દુનિયાની સ્ત્રીઓને લગતી જાતજાતની વસ્તુઓ ભેગી કરવા માટે તેઓએ પોતાનો જુદોજ અને સ્વતંત્ર કારોબાર ચલાવેલો છે. દરેક અમેરિકન રાજ્યની ઇમારતમાં એક ખાતું ઓરતોને હવાલે કરેલુંછે, અને તેમાં કેટલીક વખ્તે ઓરતોનો કારોબાર મર્દો કરતાં વધારે શોભાયમાન અને જોવાજોગ થઈ પડેલો સિદ્ધ થયોછે. પણ તે સર્વ ઉપરાંત ખાસ સ્ત્રીઓની ઇમારત જુદી થયલી છે, અને તેમાં ઉપર કહ્યું તેમ સર્વ ઓરતોનેજ લગતી વસ્તુઓનો બહુ તોફો સંગ્રહ આપણી આંખ આગળ હાજર થયલો જણાયછે. એ મકાનમાં દેશ દેશની સ્ત્રીઓ તરફનીજ વસ્તુઓ ભેગી કરેલીછે, અને ઓરતજાત આજે દુનિયામાં મર્દ સાથ સરખાવતાં છેલી સદીમાં કેટલી આગળ વધીછે તે તે ઉપરથી જણાઇ આવેછે. આપણી તરફના દેશોમાં હજીસુધી સ્ત્રીઓને પર્દેપોશ રાખવામાં આવેછે તેથી તેમની હસ્તી નહિસરખી છે, અને મર્દ સાથની તેમની હરીફાઈ તો સ્વપ્ને પણ કોઇ જાણતું નથી. પણ સુધરેલા દેશોમાં ઓરતો મનબળમાંજ નહિ પણ તનબળમાં પણ મર્દોની બરાબરી કરવા લાગીછે તેના દાખલા આ તેમનાં મકાનમાં જોવા મૂકેલી તેમનેજ હાથે બનેલી વસ્તુઓ રજુ કરેછે. આ તનબળ દેખાડનારી બાનુઓમાં ઇંગ્રેજ સ્ત્રીઓ ફાવી નિકળીછે. એવી એક બાઇએ તો લુહાડનો ધંધો પકડયોછે, જેના બનાવેલા ખીલા, હથોડી, એરણ, ઇસ્કોરૂ વગેરે અહીં જોવા મૂકયાછે. ઑનરેબલ સિબિલ એમ્હર્સ્ટ

નામની ઉંચાં કૂળની એક બાઇએ બદામી રંગનાં ચામડાંની બૂટની એક જોડી બનાવી મોકળીછે. એક જવાન બાઇએ તો ૩૦૦ વરસનાં જુનાં લાકડાંની એક બહુજ નક્ષીદાર ટેબલ બનાવી મોકળીછે. નામદાર પ્રિન્સ ઑવ વેલ્સની બાનુએ એક એવીજ નક્ષીદાર ખુર્સી મોકળીછે, જે ઉપરનું ગાદી જેવું ઉઠાવદાર ચામડું તેમને પોતાને હાથે જડી લીધેલું છે. તેમની બેટીઓને હાથે પણ એવીજ ગાદીનાં બનાવેલી વસ્તુઓ અહીં ભેગી કીધીછે. મિડવે પ્લૈઝન્સની ઉગમણ બાજુએ આ મકાન બાંધેલું છે અને તે પાછળ ૧૩૮૦૦૦ ડૉલરનો ખર્ચ થયલોછે. તેના બે મજલામાંના પહેલા ઉપર ઓરતોની સારવાર હેઠલ ચાલતી એક હૉસ્પિટલ અને એક બાળ કેળવણી માટેની "કિંડરગાર્ટન" છે. બીજા ઉપર ઓરતોની મિજલસ, કલબ વગેરેનાં દિવાનખાનાંઓ ઉપરાંત નમુનેદાર બાવરચીખાનું અને રિફ્રેશમેંટ રૂમ કેવાં હોય તે બતાવ્યું છે.

આ મકાનમાં જોવા લાયક વસ્તુઓ અનેક અને નવાઈ જેવી છે, જે સઘળી સ્ત્રીઓના નાજુક હાથથી બનેલીછે. આ નાજુક પંથનિઓમાં બીજીઓ જોડે મહારાણી વિક્ટોરિયા, તેમની બેટીઓ, જર્મની, ઑસ્ટ્રિયા અને રશિયાની શેહનશાહબાનુઓ, ઇટલી વગેરે દેશોની રાણીઓ અને બીજી સંખ્યાબંધ શાહજાદીઓ, અમીરજાદીઓ, તથા મોટે ઘરની માતબર બાનુઓ છે. ઉત્તમ ફોટોગ્રાફો, કીમતી ઝાલરો, નમુનેદાર ચિત્રો, નામીચી લખનારી બાનુઓના હાથદસ્કતના ગ્રંથો, આગળા જમાનામાં ઇટલી દેશનો એક ઇંગ્રેજ બાનુએ બનાવેલો નક્શો, સ્પેનની હાલની રાણીની પાદશાહી તલવાર ઈત્યાદિ વસ્તુઓ આ સંગ્રહસ્થાનમાં નહિ ગણાય એટલીબધી છે.

અહીં એક નવાઇ નાનાં બાળકોની માવજત તેમની મા યા દાયા કેમ કરી શકેછે તેનો ખયાલ આપવાની છે. એ માટે સંખ્યાબંધ સ્ત્રીઓ અને બાળકોને એક હેલાયદાં મકાનમાં જમા કરેલાછે, જેઓને જોવા માટે મર્દો કરતાં ઓરત તમાશગીરોની ભિડ વધારે મોટી થાયછે. અહીં એક સંસારી ઘરનો દેખાવ ખુલ્લો નજરે પડેછે. બાળકનાં પાળણા, તેની રમતો, તેનાં કપડાં, તેનું હસવું યા રોવું, એ સર્વ એકી વખ્તે જોવાનું બનેછે.

## ઉમદા હુનરો.

તા૦ ૧૮ મી, મંગળવાર—આજ દિને પાછો હું પ્રદર્શન જોવાજ નિકળ્યો. પ્રથમ મેં ઉમદા હુનરોવાળી ઇમારત (Art Building)-ની ભેટ લીધી. મને ઉમદા ચિત્રો ઉપર બહુ પ્યાર છે, અને ખરેખરાં તારીફલાયક ચિત્રો આગળથી મને ખિસવા ગમતું નથી. આ ઇમારતમાં ભેગાં કરેલાં ચિત્રોએ જો મને એક આખો દિવસ તો શું પણ એક અઠવાડિયું રોકેલો રાખ્યો હોત તો તે ઘણું કહેવાત નહિ—એટલાંબધાં અને એવાં ઉમદા ચિત્રો અને તસ્વીરો અહીં મારા જોવામાં આવ્યાંછે. આ ઇમારત ભપકાદાર છે. તે પાછળ ૬૭૦૦૦૦ ડૉલરનો ખર્ચ લાગ્યોછે. તેની વચોવચમાંથી તેને ચાર કકડામાં વહેંચી નાખીછે, અને મથાળે એક ઉંચો ગુંબજ બાંધી ત્યાંથી રોશની દાખલ કીધીછે. આખી ઇમારત, તે માહેલાં બેમૂળાં ચિત્રો વગેરે ઉમદા હુનરકામોને લીધે, આગમાં નહિ બળે એવી ગોઠવણથી બાંધેલીછે. તેમાં ઇંટ, પથર લોખંડ અને કાચથીજ કામ લીધું છે—લાકડું નામે વાપર્યું નથી. બારીના કાચો લોખંડની ફ્રેમોમાં જડી લીધેલાછે. અહીં ચિત્રો અને તસ્વીરો ઉપરાંત પથર ઉપર કરેલાં નક્ષીકામ, જસતમાં કોતરેલાં બાવલાં અને નક્ષીઓ, તથા હાથીદાંત, ધાતુ, કોડી ઇત્યાદિ ઉપર રંગેલી તસ્વીરો, વગેરે બીજું ઘણું જોવાનું છે. એક હજારથી વધારે ઉમદા ચિત્રો તો ફકત અમેરિકન ચિતારાઓનેજ હાથનાં મોજુદ છે. જુદા જુદા દેશોના ઉત્તમ હુનરો માટે જુદા જુદા વિભાગો કરેલાછે, જેમાં જાપાની વિભાગમાં જે ચિત્રો છે તે રેશમી કપડાં ઉપર બહુ તારીફલાયક રીતે ઉતારેલાછે.

**અમેરિકાનું સ્વિટ્ઝર્લેંડ**—ન્યુ હેમ્પશાયરની ઇમારત તેના બહારના તેમજ અંદરના

દેખાવને માટે બહુ મનહર લાગેછે. યુરોપનું સ્વિટ્ઝર્લેંડ દેશ જેમ પહાડ, નદી, સરોવર અને ધોધના કુદ્રતી દેખાવોને માટે પ્રખ્યાત છે તેવું આ રાજ્ય અમેરિકામાં ગણાયછે. અહીં સરોવરો, પહાડ ઉપરથી પડતા ધોધ, જંગલોમાંથી પસાર થતી રેલવે લાઇન, વગેરે દેખાવો એ ઘડી આપણું મન હરી લેછે.

**દાણાનો મેહુલ**—ઉપલાં મકાન જેવુંજ યોવાનાં રાજ્યનું મકાન પણ નાનું છે. તેમાં જાતજાતનાં એ રાજયમાં ઉગતાં અનાજ અને વનસ્પતિ, ઘાસ, ભાજીપાલો વગેરે ભેગાં કર્યાંછે, અને દેવાલો ઉપરનાં ચિત્રો પણ એજ કિસમનાં દોરેલાંછે. કેટલીક આકૃતિઓ ઘાસ અને દાણા વડે બનાવીછે. કાચનો એક ડેરો બનાવીને તેમાં યોવા ખાતે ઉગતા અનાજના ૧૦૦૦૦ નમુનાઓ ગોઠવ્યાછે.

**જનાવરોના નાચ**—અહીં ખેલ કરનારાં તમાશાખાનાં અનેક છે, તેમાં જાનવરોના ખેલ કરનારાં પણ થોડાં નથી. એવું એક સર્કસ આજે મેં ૦॥ ડૉલરની ફી આપીને જોયું, જેમાં વાઘો, ચિત્તાઓ, વરુ, સિંહ વગેરે ભયંકાર ફાડી ખાનારાં જાનવરોની કવાયદ અને કસરત હતી. પણ તેમાં ઘોડા ઉપર વાઘની અને બકરા જોડેલી ગાડીમાં ચિત્તાની સવારી જોવા લાયક હતી. એજ રીતે વળી સિંહ અને વાઘ ઉપર બકરા અને કુત્રાં સવાર થાયછે, અથવા વગર બિકે જોડે જોડ સામ સામે ઉભા રહેછે, તેપી થોડું નવાઇજેવું ન હતું.

તા૦ ૧૯ મી અને બુધવારથી મંગળવાર સુધીનું આખું અઠવાડિયું મેં નીચલી મેહલ રોકી ઇમારતોમાં ભટકવામાં ગુજાર્યું. પહેલાં હું

**લાવ લઇજા કરનારાં બારકસોની ઈમારત**

(Transportation Building),

એ નામનાં મકાનમાં દાખલ થયો. જોકે આ મકાન મોટું છે, અને તેની પાછળ ૩૭૦૦૦૦ ડૉલર ખર્ચાયાછે, તોપણ તે ભપકામાં સાદું છે. બહોળી દુનિયામાં એક જગાએથી બીજી જગાએ જવા માટે કઇ કઈ હુનરમંદીથી બનાવેલી વસ્તુઓ કામની થઇ પડેછે તેમને ભેગી કરી દેખાડવાની આ ઇમારતની મતલબ છે. દાખલા તરીકે રેલવે, સ્ટીમરો, પુલો, એલિવેટરો (નીચેથી ઉપર લઇ જનાર અને પાછા નીચે લાવનાર યંત્ર), ગાડીઓ, બાઇસિકલો, પવનથી ચાલતા સંચાઓ, ટુંકમાં દુનિયાની જંગલી હાલતના વખતથી આજસુધી માણસ જે જે વસ્તુ વડે પોતાની આવજાની સગવડ સાચવતો આવ્યોછે તે સર્વ અહીં ભેગી કરેલીછે. અહીં રેલવેથી આઠ એકર જેટલી જગા રોકાઇછે. તે પછીની જગા મનવારો અને સ્ટીમરોએ રોકીછે. આજે સર્વથી મોટી ગણાતી મનવારો અને સ્ટીમરોના નમુના અહીં કાચની પેટીમાં જોવા મૂકયાછે. ઇંગ્લંડની "વિક્ટોરિયા" નામની મનવારનો નમુનો ૨૦૦૦૦ ડૉલરને ખર્ચે રજુ થયોછે. તે ૩૦ ફીટ લાંબો છે. સ્કૉટલંડમાં ફૃથ ઑવ ફૉર્થ નામની નદી ઉપરનો પુલ સર્વથી લાંબો ગણાયછે તેનો ૨૦ ફીટની લંબાઇનો એક નમુનો પણ અહીં મેં જોયો. ઇંગ્લંડમાં સૌથી પહેલી રેલવે ટ્રેન ૧૮૦૪ માં દોડી હતી. તે ટ્રેનને ખેંચનારાં એન્જીનનો નમુનો પણ અહીં છે. કેટલાક તો ઉત્તમ બાંધણીનાં રેલવે સ્ટેશનોના નમુના છે. એક નમુનો તો મેં આગળ વર્ણન કરેલાં આખાં પુલમાન શેહરનો છે. પુલમાન કંપનીની પાદશાહી ગાડીઓ ત્યાં બનેછે તે પણ અહીં બતાવીછે.

દરિયાઇ બારકસોમાં એક તો આજ ૪૦૦૦ વરસ ઉપરની ઇજીપ્શીયન બોટ છે. એક અસલી જમાનાનું લાકડાંનું લંગડ પણ અહીં આપણું ધ્યાન ખેંચેછે. આજની ગંજાવર મનવારોનાં લોખંડનાં બખ્તરો બનાવવા માટે સંચાથી હથોડા ચાલેછે. એવો એક સૌથી મોટો હથોડો અહીં બતાવ્યોછે, જે ઉંચાઇમાં ૯૦ ફીટનો, અને વજનમાં ૧૨૫ ટનનો છે, અને જે વરાળ-બળથી ચાલેછે. આજનાં લડાઇનાં બારકસોમાં એક ટૉર્પિડો બોટ સર્વનું ધ્યાન ખેંચેછે. તે જેમ પાણીની સપાટી ઉપર તેમજ ડુબકી મારીને તેની અંદર પણ ચાલી શકેછે. તેમાં બેજ માણસો કામ કરી શકેછે, જેમને ત્રણ કલાક સુધી ચાલી શકે એટલી

દાખિલી હવા દમમાં લેવા માટે આ બોટમાં ભરી રાખવામાં આવેછે, તેનો એક નમુનો આ જગામાં ગોઠવેલોછે.

આ ઠેકાણે મેં એક નવાઇ એ જોઈ કે જેમ પેરિસનાં છેલાં પ્રદર્શનમાં ઇફલ ટાવર નામનો ગંજાવર મિનારો બનાવવામાં આવ્યો હતો તેજ નમુના ઉપર પણ તે કરતાં ૧૫ ગણો નાનો એક મિનારો એક કાબેલ ઇજનેરે બનાવ્યોછે. તે માત્ર ૨૦ ફીટ ઉંચો છે, પણ મોટા મિનારાની દરેક રીતે તેમાં નકલ કીધીછે. તે ઉપર ઉતારૂઓને લઇ જવાનાં આઠ નાનકડાં 'એલિવેટરો' સંચાથી ચહડ ઉતર કરેછે, મથાળે એક નાની દીવાદાંડી ગોળ ફરેછે, વિજળીની રોશની પ્રકાશી નિકળેછે, ઇત્યાદી. મો. ઇફલે આ પોતાનાં કામની નકલ કરનાર ઉપર ફરિયાદી માંડી હતી, પણ તેમાં તેની હાર થઇછે.

નામીચી ગ્રેસ ડાર્લિંગે એક જબરાં તુફાન વખ્તે જે બોટમાં બેસીને ભર દરિયે ભાગેલાં એક વહાણ ઉપરના ખલાસીઓને પોતાના પિતા સાથ જઈ બચાવ્યા હતા તે બોટ પણ અહીં છે.

પી. અને ઓ. કુંપનીના કાફલાના ૨૦૦ નમુના અહીં જોવા મુકયાછે. ૧૮૩૭ થી આ કંપનીનું મેલ લાવ લઇજા કરવાનું કામ ચાલુ થયું, તે વેળા તેનાં માત્ર બેજ નાનાં બારકસો હતાં તે આજે વધીને ૫૪ થયાંછે. પ્રથમ આ મેલ ઇંગ્લંડમાં ફૉલ્મથથી સ્પેન અને પોર્ટુગાલનાં બંદર સુધીજ લઇ જવામાં આવતો હતો. પણ આજે ઉપલી ઝડપ ચાલની સ્ટીમરો મારફતે લંડનથી જાપાન સુધી એટલા-ટીક, પાસિફિક અને હિંદી મહાસાગરોમાં તથા ભૂમધ્ય સમુદ્રમાં થઇને લાવ લઇજા કરવામાં આવેછે. આ કામ માટે બ્રિટિશ સરકાર નાણાંની મોટી રકમ આપેછે, અને ઇટલીની સરકાર પોતાના મેલને થકી એક બીજી મોટી રકમ જુદી આપેછે. ઉપલી સ્ટીમરોમાંની ૩૦ હથિયારબંધ છે, અને બાકીની ૨૪ ને પણ ઝટ હથિયારબંધ કરી શકાય એવી ગોઠવણ રાખેલીછે— એવી મતલબથી કે લડાઇ વેળા તેઓ સરકારને મદદગાર થઈ પડે. તેમના ઉપલા નાના નમુનાઓમાં આ હથિયારબંધ સ્ટીમરોને તેમની તોપો સુધાં દેખાડીછે.

## વિજળીની ઇમારત

## (Electricity Building)

માં પ્રદર્શનની સર્વથી વધારે નવાઇની વસ્તુઓ ભેગી કરેલીછે. એ ઇમારત ૩૪૫×૬૯૦ ફીટની છે. તેણે ૫ા એકર જમીન રોકીછે, અને તે પાછળ ૪૦૧૦૦૦ ડૉલરનો ખર્ચ બેઠોછે. વિજળીની વિદ્યા અને તે ઉપરથી જન્મ પામેલા હુનર ઉદ્યોગે છેલા બે દાહેકાઓમાં અતિ જબરાં કદમ લંબાવ્યાંછે તોપણ એમ કહેવાયછે કે હજી એ વિદ્યા બાળવયમાં છે. વેપાર અને દરરોજના વપરાસની સગવડમાં વિજળીએ મોટો ભાગ આપવા માંડયોછે અને તે સર્વને લગતી જાત જાતની નવાઇ જેવી વસ્તુઓ અહીં ગોઠવાઇછે. રોશની, ગર્મી અને બળ પેદા કરનાર દાખલ આજે વિજળી વિખ્યાતી પામીછે, અને એ ત્રણ બાબતોને લગતા સંચાઓ આપણને હેરત કરેછે. આ પ્રદર્શનની જુદી જુદી ઇમારતોને રેલવે લાઇનોથી જોડેલીછે અને તેમાં વિજળીની રોશની કરવામાં આવેછે. લગભગ સઘળી ઇમારતોમાં રાતનો દિવસ બનાવનાર એજ રોશની છે. સરોવરોમાં ફરતી મોજ મજાહની હોડીઓ વિજળીનાં બળથી દોડતી ફરેછે. લડાઈ વેળા ઉપયોગી ટૉર્પિડો બોટો લડાઇમાં વિજળીની કેટલી જરૂર છે તે બતાવેછે. આ ઇમારતના બે ઉંચા મિનારા ઉપરથી દર રાત્રે વિજળીની ગોળ ફરતી અને ચમકારા મારતી રોશની દેખાયછે. આ રોશની સળગાવવા કોઇને મથાળે જવું પડતું નથી, એ વિજળીની નવી ખુબી છે.

વિજળીના ઉપયોગ અગણિત છે, અને તે અતરે ગોઠવેલા સંચાઓ અને તેમનાં કામકાજ ઉપરથી જણાયછે. ધાતુને વાળવી, ટીપવી, છાપવી, પાણી પાવું, એ સર્વ કામ વિજળી બનાવી શકેછે. આગ, ચોરી

અને આફતની ખબર તે ચોક્કસ ઠેકાણે એકદમ આપી શકેછે. વહાડકાપમાં, દાંત બેસાડવા વગેરે ક્રિયામાં અને શરીરમાંના છુપા અવયવોની હિલચાલ તપાસવામાં વિજળી ઉપયોગી જણાઇછે. બીજા હાથ ઉપર માણસનો જીવ લેવામાં વિજળી મદદગાર હાથ આપેછે. સૂક્ષ્મિક ચીજો જોવા કે તેવાજ બારીક આવાજ સાંભળવા, દૂરનાં ગાયનો કાનેકાન સાંભળવા અને ગાનારીઓને તેમના હાવભાવ સાથ આપણી નજરેનજર પર્દા ઉપર જોવા વગેરે હેરત ભરેલાં કર્त્તવ્ય વિજળી કરી આપેછે, તે સર્વનાં યંત્રો અને ઓજારો અહીં જોવા મૂકેલાંછે. વિજળીનાં એવાં હેરત ઉપજાવનારાં યંત્રો બનાવનાર પ્રખ્યાત **ટૉમસ એડિસનને** અહીં પોતાની સર્વ બનાવટો રજુ કરવા માટે ખાસ જગા મળેલીછે. એક વિજળિક લોકોમોટિવ એન્જીન અહીં જોવા મૂકયુંછે તે ૧૫૦૦ ઘોડાનાં બળનું છે. આ એન્જીન કાંઇ રમકડું નથી. બાલ્ટીમોર ખાતેની રેલવે લાઇન માટે જમીનને તળિયે બુગડો ખોદવામાં તે કામે લાગેછે. લોકોની મોટી ભિડ વેળા ખિસાકાતરુઓ આપણી કોથળી એંચી જાયછે, અથવા ઘરમાં કોઇ નથી એમ જાણીને ઘરફાડુઓ ખૂંટીએ ઓળવેલો ડગલો વગેરે ઉપાડી જાયછે. એ કિસમની ચોરી અટકાવી ચોરને એકદમ પકડી આપવામાં વિજળી આજ મદદગાર થઇ પડીછે. આવી કાંઈ ચોરીની ક્રિયા બનતાંજ એક ઘંટ વાગેછે અને આપણને ચોરની હાજરીની ખબર આપેછે. આ કિસમનાં ઓજારો અહીં રજુ થયલાંછે. નામીચો અમેરિકન વિદ્વાન **બેન્જામિન ફ્રેંકલિન** વિજળીની શોધ કરનારાઓમાંનો એક ગણાયછે અને તેનું ૧૬ ફીટની ઉંચાઇનું મોટું બાવલું આ ઇમારતના મુખડા ઉપર બિરાજેછે.

## બાગબાનીની ઇમારત.

## (Horticultural Building).

એક સુંદર ઇમારત ફળફુલને થકી ખાસ બાંધેલી છે. તે નાની પણ ભપકાદાર છે. તે પાછળ ૩૨૫૦૦૦ ડૉલર ખર્ચવામાં આવ્યાછે. તેમાં ફુલવાડી જુદીજ બનાવીછે. ૧૮૯૨ ની આખરીએ ૨૮૦૦૦૦ વલંદી ફુલોની અહીં રોપણી થઇ હતી, જેઓનો મોટો ભાગ ટયુલિપનો હતો. આ ફુલોથી હાલ કાંઇ અજાણે ફુલોની વસ્તીવાડી બની ગઇછે, અને મારા જેવા મુસાફરની થાકેલી આંખને તેઓ બહુજ દિલપિઝીર અને મધુર લાગેછે. કોઇના ઉભા પ્યાલાંરીકાં તો કોઇના નીચા ઘંટરીકા આકારો અને ભભુકદાર રંગોથી આંખને તાજગી મળેછે અને ત્યાં ફરવાનું બહુ ભાવેછે. ઇમારતને લગતાં કેટલાંક નાનાં મકાનો ફુલો અને ફળોને તાજાં રાખવા માટે ખાસ બાંધેલાંછે. તેમાં ૧૮૦૦૦ 'આર્ચિડ' નામનાં ફુલો ભેગાં કરેલાંછે, જેઓની કેટલીક જાતો તો એટલી જવલેજ મળેછે કે તે મેળવવા માટે હજારો ડૉલરોનો ખર્ચ કરવો પડેલો કહેવાયછે. આ 'ઑર્ચિડ' ફુલો ૨૦૦૦ કિસમનાં અહીં ભેગાં કરેલાંછે. ઇમારતનાં છાપરાં ઉપર અને તેના વચલા ગુંબજની આસપાસ એક નમુનેદાર બાગ બનાવવામાં આવ્યોછે. એક અંધારા ઓરડામાં એક હસ્તકૃત પહાડ બનાવી કહાડયોછે અને તેની હેઠાણમાં વાંદરાની ટોપીનું એક ખેતર બનાવ્યુંછે, જેમાં તરેહવાર આકાર અને રંગની ટોપો નજર આવેછે. જાપાનથી એક ૩૦૦ વરસની વયનું પુરાણું દેવદારનું ઝાડ પ્રદર્શનમાં ઉગાડવા માટે લાવ્યા હતા, પણ ગયાં સાલના શિયાળાની અહીંની સખ્ત થંડી તેને માફક નહિ આવવાથી તે મરી ગયું હતું. તે ઝાડને અહીં જોવા મૂકયુંછે. અહીં વળી ઇમારતની બહાર એક લીલોત્રીથી ભરપૂર ટાપુ બનાવવામાં આવ્યોછે, જેમાં તમે જયાં ફરો ત્યાં જાતજાતનાં અને તરેહવાર રંગનાં ફુલો નજર આવેછે. ઘણાએક એકરો સુધી આ ફુલવાડી લંબાયલીછે, જેમાં વચે વચે મોટાં ઝાડો અને રોપાઓ અને ફરવાના રસ્તાઓ બનાવી દીધાછે. આ આખો ટાપુ આ અસંખ્ય ફુલોની મધુર લંપટથી ભેંજી રહ્યોછે. ટાપુમાં ફુલોના અને દ્રાક્ષોના વેલા-

ઓ વગેરે ચહડાવીને કેટલાક છુપ્યા માંડવા અને ઝુપડાં બનાવ્યાછે, જ્યાં શોકીનો બે ઘડી આરામ લેછે અને આસાયશ મેળવેછે.

**ખાણોનું મકાન.**

**(Mines and Mining Building.)**

એવું કહેવાયછે કે આગળાં કોઈ પણ પ્રદર્શનોમાં ખનિજ પદાર્થોને ખાસ જગા આપવામાં આવી ન હતી. અહીંતો તેમને માટે ૭૦૦×૩૫૦ ફીટની એક મોટી ઇમારત ૨૬૫૦૦૦ ડૉલરને ખર્ચે બંધાઇછે, જેમાં હીરા, માણક, મોતી, વગેરે જાતજાતનાં કીમતી પથરાઓ યાને ઝવેરાતો ઉપરાંત સોનું, રૂપું અને બીજી સર્વ ધાતુઓ જોડે કોલસો, સંગેમરમર અને બીજા જાત-જાતના પથરા તથા નિમક, પેટ્રોલ્યમ, વગેરે જમીનમાંથી ખણી કહાડવામાં આવતી તમામ ચીજો જોવા મૂકીછે. તેમાંની નવાઇ જેવી વસ્તુઓમાં મેં એક બાઇનું બાવલું જોયું, જે તમામ નિમકનુંજ બનાવેલું હતું. એજ રીતે "ખુટાપણા"નું એક બાવલું પણ મિઠાંનુંજ બનાવેલું અહીં ગોઠવેલુંછે. તે ૫ા ફીટ ઉંચું છે. વળી સોનાના મોટા મોટા ખડકો જેમ જમીનમાંથી મળી આવેલા તેમજ અહીં રજુ કરેલાછે. એક કોલસાનો ખડક તો ૨૪ ફીટ લાંબો, ૫ા ફીટ પહોળો અને ૪ા ફીટ ઉંડો વજનમાં ૨૨ ટન-નો છે. એક ત્રાંબાનો મસ મોટો ગોળો, સંગીન રૂપાંનું એક બાવલું, મેમથ ગુફાનો એક નાનો નમુનો, તેમજ કોલસાની ખાણનો ખયાલ આપનારો એક નમુનો, વગેરે વગેરે અહીં જોવાલાયક છે.

એક કિસ્બીએ ૧૭ વરસની એક જવાન છોકરીનું રૂપાંનું બાવલું બનાવી મૂકયુંછે. તે પૈડાંથી ચાલતી રૂપાંનીજ હોડીમાં સવાર થયલીછે, અને તેનાં માથાં ઉપરનું છત્ર હીરાથી ચકચક થાયછે. સોનાં, રૂપાં અને ખનિજના બનાવેલા તખ્તા ઉપર આ હોડી ગોઠવેલીછે. આગળાં બે ખુણાંઓમાં પાતાળ દેવ (પ્લુટો), જે દોલતનો દેવતા ગણાયોછે, તેની સોનાં અને રૂપાંની આકૃતિઓ બનાવીછે, જેના હાથમાં પકડેલાં વાસણમાંથી કીમતી ધાતુઓના રેલા વહેછે.

પણ એ સર્વ જ્યારે મે દિઠું ત્યારે મારાં પોતાનાં વતન હિંદુસ્તાનનું અહીં શું શું છે તે જોવાની મને પહેલાંથીજ ઉલટ થઈ હતી, માટે એ બાબે ખબર કહાડી હું હિંદી વિભાગ તરફ જોવા ગયો. એવું જણાયછે કે આપણા દેશની જુદી જુદી સરકારોએ ચોકસ વસ્તુઓ અહીં જોવા મોકળીછે. મુંબઇ, દિલ્લી, મિર્ઝાપોર, વગેરે શેહરો ખાતેથી લાકડું, દેશી કારીગરીની વસ્તુઓ, ઉત્તમ કારીગરીનાં માટી, ત્રાંબા તથા રૂપાંનાં ભપકાદાર વાસણો, હિંદુ દેવતાઓની મૂર્તિઓ, તથા ગોધા, કુત્રા, પક્ષિ અને મછીઓની આકૃતિઓ, લાકડાં અને હાથીદાંતનું કોતરકામ, ગાલીચાઓ અને શાલો, વગેરે વસ્તુઓ અહીં આવીછે. તોપણ હિંદી વેપારીઓ દાખલ તો માત્ર એકજ પારસી પહેડી અરદેશર અને બેહરામજીની મેં તો જોઇ.

ચિકાગોમાં એકંદર ૧૬ દિવસો ગુજાર્યા, અને એ લાંબી મુદતમાં મેં પેટ ભરતું જોયું. આ પ્રદર્શન જોવાની મને બહુ ઉલટ હતી તે હવે નરમ પડી અને પુરતા સંતોષ સાથ હવે હું મારા પ્રવાસમાં આગળ વધ્યો. અગરજો હું વધારે આગળ વધનાર ન હોત તો આ જગ-મેળામાં એક મહિનો ખેંચી કહાડત.





## પ્રકરણ ૧૬ મું.

# જમીનની તળિયેના કુદ્તી મેહલો—"મેમથ કેવ."

ગંજાવર ગુફાઓ તરફ કુચ—લુઇસવિલ—ગુફાની શોધ અને કુદતી બનાવટ—તેમાં શું શું છે?—'ગ્રીન રિવર'—ગુફાનો ૭૦ ફીટનો દરવાજો—દાખલ થતી વેળાનો દેખાવ—બપોરિયા—ગુફામાંનું દેવળ—તેમાં કરવામાં આવતી શાદી—સર્વથી પહેલી શાદીની વિચિત્ર કહાણી—એક પથરની ખુર્સી—નીતરાં પાણીનો એક સરોવર—અંધારાંમાં દેખાયલો ભૂત!—ગુફામાં દેખાતો હસ્તકૃત આકાશ અને સેતારા—અધરાત, બામદાદ અને દિવસના દેખાવો—પથરની એક ગંજાવર પેટી—એક "રડતો પુલ"—અહીનાં દર્દીઓનું મકાન—"હરણના ગોશતવાળો ઓરડો"—એક નવો "મુએલો દરિયો"—"પડઘા નદી"—તેમાંથ નિકળતા અવાજો—આંખ વિનાની માછલીઓ—ગુફામાંથી પાછા ફરતી વેળાની મુસીબત—કૉર્ક સ્ક્રૂ જેવો કઢોડો રસ્તો—પાણીમાં થયલો વાજીંત્રોનો કુદતી જલસો.

ન્યુ યૉર્ક તરફ કુચ—સિન્સિનેટી—કોલમ્બસ—સેંડસ્કી—ઇરી સરોવર—બફેલો—નાયાગરા.



ચિકાગોમાં ૧૬ દિવસો ગુજાર્યાને હવે હું અમેરિકાની એક બીજી પુરાણી અજાયબી જોવા નિકળ્યો. તા૦ ૨૬ મી જુલાઇ અને બુધવારે મેં ઉપલું મોટું શેહેર છોડ્યું, અને હજારો વરસના ગંજાવર કદની અને અદભૂત દેખાવોથી ભરપૂર નાની મોટી ગુફાઓ, જેઓ ઇંગ્રેજીમાં *Mammoth Cave* ને નામે જાણીતી છે તે જોવા માટે **લુઈસવિલ** શેહેર તરફ ચાલ્યો, જ્યાં સહવારે ૯ વાગેનો ઉપડેલો રાત્રે ૮ વાગે હું આવી પુગ્યો. માર્ગમાં તમામ હરિયાળી અને મૂખ્ય કરીને જુવારનાં ખેતરો મળ્યાં. લુઇસવિલ ઓહિયો નદીના કાંઠા ઉપર આવેલું, **કેન્ટકી રાજ્યનું** મૂખ્ય શેહેર છે. નદીને માથે ૭૦ ફીટની ઉંચાઇનાં મેદાનમાં તે બાંધેલું છે. તેના રસ્તા પોહોળા છે. ફ્રાન્સના રાજા ૧૬ મા **લુઈસની** ફોજે ઇંગ્રેજો સામે અમેરિકનોને મદદ આપવા માટે આવીને આ ઠેકાણે પડાવ નાખ્યો હતો તેનાં માનમાં એ જગાને લુઇસવિલનું નામ ૧૭૭૮-માં મળ્યા પછી ત્રીજે વરસે અહીં પેહેલું સંસ્થાન કરવામાં આવ્યું હતું. આજે એનો વેપાર બોહોળો છે, તેમાં તંબાકુને માટે તો એ દુનિયામાં એક મૂખ્ય બાજાર ગણાયછે. અહીં વ્હિસ્કી દારૂની ભઠીઓ છે, જેવી આખા અમેરિકામાં બીજે કેઠે નથી. આ શેહેરની પ્રથમ સ્થાપના જ્યારે ૨૦ માણસોથી થઈ હતી, ત્યારે આજે ૧૭૫૦૦૦ માણસની વસ્તી છે, અને દર સાલ ૩૬૦૦૦૦૦૦ ડૉલરનો વેપાર ચાલેછે. શેહેરનો વિસ્તાર ૩ મૈલનો છે. અહીંનો નવો સિટી હૉલ ૧૦ મજલાનો છે, અને કસ્ટમ હોસની ઇમારત ૨૫૦૦૦૦ ડૉલરની કીમતે બંધાઇછે.

આ શેહેરમાં મારે રેહેવાનું ન હતું માટે રાત્રે જેટલું જોવાયું તેટલું ફરીને જોયા બાદ બીજી સહવારે હું ગ્લાસ્ગો જંક્શન ગયો, જ્યાંથી '**મેમથ કેવ**' ગુફા ૧૦ મૈલ ઊપર આવેલીછે. આ ગુફા તરફ એક રેલવે લાઇન દોડેછે, અને તે ખાસ ગુફા જોવા જનારા શોકીનોને માટેજ છે. તેને માત્ર એક એન્જીન સાથ એકજ પહેલા વર્ગની ગાડી જોડેછે.

તા૦ ૨૭ મી અને ગુરૂવાર—આજ દિને અમે ગુફા ખાતે જઈ પુગ્યા. મારી જોડ કેટલાક શોકિન યુરોપિયન અને અમેરિકન પ્રવાસીઓ હતા. થોડેક દૂર એકજ પહોચ્યાનું "કેવ હૉટેલ" છે તેમાં અમો સર્વેએ ઉતારો લીધો. આ મકાન બે મજલાનું પણ લાકડાં-

માં પાટિયાંનું બાંધેલું છે. આસપાસ બીજાં ઘરો જેવું કશું નથી, પણ ખુલ્લી ચોગાન જગામાં ઝાડો ઉગેલાંછે. હૉટેલથી થોડેજ દૂર ગુફા આવેલીછે, જ્યાંની સર્વ વસ્તુઓ દેખાડવા અને સમજાવવા માટે હૉટેલમાં ગાઇડો વગેરે તૈયાર રાખેછે. હું મારી જોડે એક ખાસ ભોમિયો લઇને નિકળી પડયો. મારી સાથે બીજા પાંચ છ પ્રવાસીઓ હતા, પણ તેઓ જુદા પડી ગયા, કેમકે જ્યારે ગુફાનો ૧૮ મૈલની મંજલનો એક માર્ગ મેં પસંદ કર્યો ત્યારે તેઓએ એટલી લાંબી તસ્દી નહિ લેતાં ૭ મૈલનો ટુંકો રસ્તો લીધો.

આ ગુફા ખરેખર કુદ્રતની એક મહાભારત અજાયબી છે. લુઇસવિલથી દક્ષિણે ૯૦ મૈલ ઉપર તે આવેલીછે. ૧૮૦૯ માં **હુચિન્સ** નામે એક શેકારીએ એક જખમી થયલાં રિંછની પૂઠ પકડતાં એની શોધ કીધી હતી, જે રિંછે આ ગુફામાં આશ્રો લીધો હતો. આ શોધ પછી ૧૮૧૨–૧૪ ની લડાઇ વેળા અમેરિકનોએ દારૂગોળા થકી સુરોખાર બનાવવા માટે આ ગુફા વાપરવા માંડી. પણ બે ત્રણ વરસમાં લડાઇ પુરી થયા બાદ અહીં પ્રજાનાં લોકો મોજમજાહ માટે ફરવા અને જોવા આવવા લાગ્યાં, અને તે પછી નવી નવી ગુફાઓ અને ઓરડા ઓરડીઓની શોધ થઇ, કેમકે આ ગુફા કાંઇ માત્ર એકજ ઓરડાની બનેલી નથી. તેની સપાટી પણ સઘળે એકસરખી નથી. આપણને પાંચ જુદી જુદી સહડ ઉતર જમીન ઉપર ચાલવું પડેછે. આખી ગુફા એક જાતના ચુનાના પથરની ગજાંવર ખાણમાંથી કોરી કહાડેલી હોય એમ લાગેછે, અને હજારો વરસો સુધી તેમાંથી પસાર થતી ત્રણ ત્રણ નદીઓનાં પાણીઓની અસર આબાદ જણાયછે. આખી ગુફામાં ૨૨૬ લાંબા ટુકા કે પહોળા સાંકડા રસ્તાઓ છે, જેમની એકંદર લંબાઇ માત્ર ૧૫૦ થી ૨૦૦ મૈલનીછે, અને એટલીજ હદ સુધી શોધક બુદ્ધિના મુસાફરો ફરી વળ્યાછે. એ ઉપરાંત તેમાં ૪૭ તો પથરમાંથી કોરાયલા ગુંબજો, ૨૩ ઉંડા ઓ, ૮ પાણીના ચસ્મા, ૩ નદીઓ, બે સરોવરો અને એક દરિયો છે! ગુંબજોમાંનો એક તો ૩૦૦ ફીટ ઉંચો છે, જ્યારે એક ઓ ૧૭૫ ફીટ ઉંડો છે. જે ગળીઓ અથવા રસ્તાઓ બનેલાછે તેમની સરેરાસ પહોળાઈ અને ઉંચાઇ ૨૧ ફીટની છે. આ ગુફાઓમાં વરસના બારે મહિના એકસરખીજ હવા રહેછે. ગર્મી કે સર્દી, વર્સાદ કે વસંત જેવું અહીં કંઇજ નથી. બારે માસ ૫૪ ડીગ્રી સુધી પારો રહેછે, અને કોઇજવાર બે ચાર ડીગ્રીનો તફાવત પડેછે. માંહે દાખલ થવાના માર્ગ સિવાય આખી ગુફામાં સૂર્યનાં કિરણો આજસુધી દાખલ થવાની હામ ભિડી નથી. ચોતરફ અંધકાર અને ચૂપકિદી ફરી વળેલાંછે. તોપણ નવાઈ જેવું છે કે ગમે એટલું ચાલ્યા છતાં આપણ થાકતા નથી. હવા થંડી અને માફક પડતી રહેછે. કેટલાક રસ્તાઓ તો જાણે એસ્ફાલ્ટના બનાવ્યા હોય તેવા નરમ અને સફા લાગેછે.

આ દુનિયા-વર્ણની ગુફા જોવાને દર સાલ ૨૦૦૦ થી વધારે પ્રવાસીઓ પૃથ્વીના સઘળા ભાગો ખાતેથી આવેછે, જેમનાં નામ નિશાન "કેવ હૉટેલ" ની રેજીસ્ટર બૂકમાં નોધાયલાંછે. હૉટેલ એક ટેકરી ઉપર છે, જેની બાજુમાંથી "ગ્રીન રીવર" નામની નદી પસાર થાયછે. ગુફા જોવા જતી વેળા આ નદી તરફ આપણને ઉતરવું પડેછે. ૧૧૮ ફીટ ઊતર્યા એટલે એક પુલ આવેછે, જે નદી ઉપર ૧૯૪ ફીટ ઊચો બાંધેલોછે. હૉટેલમાં હવા ૮૦ થી ૯૦ ડીગ્રીની રહેછે, પણ અહીં તે ૬૦ ડીગ્રીની જણાયછે. ગુફામાં એ કરતાં ઓછી ગર્મી હોવાથી અહીં પ્રવાસીઓ થોડાક વાર થોભી, થંડી હવાને અનુકૂળ થઈ આગળ વધેછે.

ગુફાનું મ્હોડું બીજી કેટલીક ગુફાઓની પેઠે ચારે પગે ચાલીને ભરાઇયે તેવું નાનું નહિ પણ ૭૦ ફીટ પહોળું અને ૫૦ ફીટ ઉંચું આર્કોરોકું છે. અહીં તેની આજુબાજુ એક નાનો જેવો કુદ્રતી પણ બેદરકાર બાગ બનેલો છે. ટયુલિપનાં ઝાડો અને દ્રાક્ષના વેળાઓથી, ફર્ન અને મખમલ જેવી નરમ લીલ જેવી

પાણીથી, અને એ સિવાય બીજાં ફળફુલોનાં અનેક કિસ્મનાં ઝાડપાનથી ગુફાનો માર્ગ એક બાગમાંના દરવાજાનું રૂપ ધારણ કરેછે. જમીનનાં નીચાણમાં બનેલા એક મેહલનો તે કુદ્રતી દરવાજો છે. અહીં વળી એક ઊંચા ખડકની ધાળ ઉપરથી એક નાનો પાણીનો ધોધ પડેછે, પણ તે પડીને ખડકોમાંજ બેમાલુમ થઇ જાયછે. અને પછી તેનું એક નાળું બનેછે, જે આવાજ કરતું આગળ વહેછે. આ ધોધની આસપાસ ૯૬ ફાંડિયાં નીચે ઉતરવાનું આવેછે, જેમ કીધું કે આપણ ગુફામાં દાખલ થઇયે છિયે. આગળી પડસાળ જેવો ઓરડો પસાર કરી આગળ વધતાં એક લોખંડનો દરવાજો આવેછે, જેની દરેક ભોમિયા કને ચાવી હોયછે. જેમ જેનોલન ગુફા જોવા ગયો ત્યારે મારા હાથમાં મીણબત્તી આપવામાં આવી હતી તેમ આ ગુફા જોતી વેળા પેરેફિન તેલથી બળતા દીવાનું એક ફાણસ મારા હાથમાં આપ્યું હતું, અને તેવુંજ એક ફાણસ મારા ભોમિયાએ પકડયું હતું. વળી તેની કને આ તેલના કાકડાઓ તથા બપોરિયા વગેરે આતશબાજીનાં પડિકાંઓ એક ટીનના ડબામાં ભરેલાં હતાં. જ્યાં જ્યાં જોવા જોગ દેખાવો આવતા ત્યાં મારો ગાઇડ આ કાકડાઓ લોઢાંની સીકમાં ખોસી સળગાવીને સઘળું બતાવતો, તથા જરૂર હોય ત્યાં પેલા બપોરિયા સળગાવી આ અંધારા ગારમાં ખરેખરા બપોર બનાવી સર્વ વાતોની સમજણ આપતો હતો.

હવે અમો લોખંડનો દરવાજો ઉઘાડી જેવા આગળ વધવા કરતા હતા તેવામાં પવનનો એક એવો તો સુસ્વાટો આવ્યો કે અમારી બતીઓ બુઝાઇ ગઇ. આ અજાયબજેવી ગુફાની એક અજાયબી એ છે કે ઉનાળામાં તેનાં આ મુખમાંથી પવનના સુસ્વાટા સદા ફુંકેછે, અને શિયાળામાં એજ મુખ મારફતે હવા અંદર દાખલ થાયછે. આ ઠેકાણે મારે જણાવવું જોઇયે કે ગુફાનું એક બીજુંબી મોહોડું છે, અને તે પાછળા ભાગમાં છે. અમે અમારાં ફાણસ ફરીથી સળગાવ્યાં અને ધીમે ધીમે આગળ વધ્યા. આ આખી ગુફા અને તેના નાના મોટા માર્ગો પાણી અને હવાના હજારો વરસોના ચાલુ મારાથી ખણાઈ ઓદાઇને બનેલાં ધારવામાં આવેછે. સર્વથી પહેલો ઓરડો "રોટંડા" (Rotunda) ને નામે ઓળખાયછે, જે સર્વથી મોટો છે. તે ૧૦૦ ફીટ ઉંચો અને ૧૫૦ ફીટની મધ્યરેષાનો લગભગ ગોળાકાર છે. આ અને બીજા જે જે માર્ગો અમે જોયા તે ગોયા કોઈ અસલી નદી ગૂમ થઈ ગઇ હોય તેનાં ખાલી તળિયાં યાને થાળાં જેવા જણાતા હતા, જેમાં ઠેકાણે ઠેકાણે ગુંબજો, આર્કાંઓ, સ્તંભો, મિનારાઓ, વગેરે મળતાં હતાં.

પણ આ સર્વનું જુદું જુદું અને લંબાણ બયાન કરવું કંટાળાભરેલું થઈ પડશે, તેમજ આ ઠેકાણે તેની જગા કરવી પણ મુસ્કેલ છે, એટલામાટે મેં જે કંઇ જોયું તેમાંથી ખરેખરી નવાઇ જેવું મુખ્ય આ ઠેકાણે બયાન કરૂંછું.

અર્ધોક મૈલ આગળ વધ્યા કે જમણી બાજુએ ૧૫ પગથિયાંનો એક દાદરો મળેછે, જે ઉપર ચહડયા કે એક નવા માર્ગમાં આપણ દાખલ થઇયે છિયે. અહીં અનેક સ્તંભોથી બનેલી સુંદર જગા આવેછે, જેને "ગૉથિક ઑલ્ટર" યાને ધર્મની ભોગ આપવાની જગાનું નામ મળ્યુંછે. આ ગુફામાંનું દેવળ સ્તંભોને લીધે આર્કાંદાર બનેલુંછે. આઠ સ્તંભો આજે હયાત છે, પણ બીજા ૩૦ પડી ગયલા ગણાયાછે. આ આઠમાંના ત્રણતો એવા પાસે પાસે બનેલાછે કે અસલી ગૉથ લોકોના ભોગ આપવાના કુંડ જેવું તેમનું રૂપ જણાયાથી તેમને ઉપલું નામ મળ્યુંછે. આ પવિત્ર જગા ઉપર આજ સુધીમાં ૨૦ જોડાંઓની શાદી થયલી નોધાયલીછે. સર્વથી પહેલી શાદી એક એવી બાનુની થઈ હતી કે જેણીએ પોતાની મા આગળ કસમ લીધા હતા કે "આ પૃથ્વીની સપાટી ઉપર હું કદી પણ લગ્નના ગાંઠથી જોડાવાની નથી." પણ થોડાં વરસમાં એક જવાન મર્દ તેણીને આવા કસમની બેવકુફી દેખાડી આપવાને શક્તિવાન થયો. બને વચ્ચે

મોહબત બંધાઈ, પણ મજકુર સોગંદ લીધા હતા માટે હવે કરવું કેમ? આનો તોડ પેલા જવાને આ રીતનો શોધી કહાડયો, કે તે તેણીને આ જગપ્રસિદ્ધ ગુફામાં લઈ આવ્યો, અને પેલા ત્રણ સ્તંભોવાળાં આર્કોમાં તેણીને ઉભી રાખી તેની જોડ પરણ્યો. તેણે તેણીનાં મનનું આ રીતે સમાધાન કર્યું કે આ ગુફા કાંઇ "પૃથ્વીની સપાટી ઉપર" નહિ પણ સપાટીની નીચે આવેલીછે !

આ ગૉથિક આર્કોઓવાળાજ ભાગમાં એક સ્તંભ હાથાવાળી મોટી ખુરસીનાં રૂપનો છે, જે ઉપર પ્રવાસીઓ જઇ બેસી મોજ લેછે. આગળ ચાલતાં એક ગુંબજ આવેછે, જ્યાં પથરની દેવાલમાંથી એક નાનો ધોધ એકાએક ફુટી નિકળેછે અને પાછો ગેબ થઇ જાયછે. પાસેજ એક નાનો તળાવ છે, જેને તેનાં પાણીના પારદર્શકપણાંને લીધે "Purity Lake"-નું નામ મળ્યું છે. આ પાણી એવાંતો નિતરાં છે કે મેં તેમાં પગ મૂકયો નહિ ત્યાં સુધી હું સમજયો નહિ કે આ પાણી છે! આ તળાવ બહુજ છાલકો છે.

આ ગૉથિક ગળીવાળો રસ્તો બે મૈલ લાંબો છે. તેની પછવાડે જવા માટે એક વાંક આવેછે. અહીં મારા ભોમિયાએ મારી નજર આગળ એક અજાયબજેવો દેખાવ રજુ કીધો. તેણે મને આગળ વધવા કહ્યું. હું થોડક ચાલ્યો કે એક પાટિયાં ઉપર "Stop here" એવા શબ્દો જોઇ ઉભો રહ્યો. અહીં ગાઇડ મારી તેમજ પોતાની બતી બુઝાવી નાખી, અને પછી આવાજ કરતો તથા સીપટી વગાડતો તે ચાલી ગયો. મને તેનો સાદ હજી સંભળાતો હતો એટલામાં પાછળ ફરી જોઉં-છું તો ગાઇડને બદલે એક સફેદ સંગેમરમરનું બાવલું આવી ઉભેલું! તે ૧૨ ફીટ જેટલું ઉંચું હતું. આ વેળા ગાઇડ બપોરિયો સળગાવ્યો, જેની રોશની વચે આ બાવલું ખીલી નિકળ્યું. પણ પછી અંધારૂં થયું કે તે પાછું ગેબ થઇ ગયું. આ કેમ થયું તેની મને સમજ પડી નહિ, પણ ગાઇડ સમજાવ્યું કે આ અંધકારમાં ઉભા રહ્યા પછી રસાયની મેળવણીઓથી બનેલી રોશનીમાં આ પુતળાં જેવા આકારો નજરે પડેછે. તેણે ઉપલા આકારને "માર્થા વૉશિંગટનનાં બાવલાં" નું નામ આપ્યું હતું.

પણ આ કરતાં વધારે સરસ દેખાવ નીચે મુજબ બનેછે. ગુફાનાં મ્હોડાંથી એક મૈલને છેટે એક ઓરડો આવેછે જેને "Star Chamber" નું નામ આપેલુંછે. આ ઓરડો ઘણો મોટો છે. તેની લંબાઇ ૪૦૦ થી ૫૦૦ ફીટની, પહોળાઇ ૭૦ ફીટની અને ઉંચાઈ ૬૦ ફીટની છે. અહીં ગાઇડ આપણુ-ને તુટી પડેલા ખડકો ઉપર બેસવા કહેછે, આપણા કનેનાં ફાનુસો લઈ લેછે અને પછી પોતે ખડકોની પછવાડે સંતાઇ જાયછે. આ વેળા અત્યંત અંધકાર ફરી વળેલો જણાય-છે. થોડાવારમાં ગાઇડ આપણને ઉંચે જોવા કહેછે, અને ઉપર જોતાંજ આપણી નજરે અસંખ્યાત સેતારાઓ જણાયછે. તે સલ્ફેટ ઑવ મેગ્નીશ્યાની મદદથી પોતાની રસાયની રોશની એવી રીતે ગુફાની સીલિંગ ઉપર મોકલેછે કે ત્યાં તારા જેવા બાલિરી આકારો માલુમ પડેછે, જેઓમાં વળી કોઇ-વાર પૂછડિયો તારો પણ આપણ જોઇયે છિયે. થોડા વારમાં તે આપણને પેલા તારા-ઓને ઢાંકી નાખી પસાર થતાં વાદળાં બતાવેછે, અને વળી ગગડાટના પોકારા પણ સંભળાયછે. મધરાત થઇછે એમ કહીને તે આપણને 'સાહેબજી' કરી ચાલી જાયછે. આપણને લાગેછે કે ગુફાનું પથરનું છાપરૂ ખીસી ગયુંછે અને આપણને ખરેખરૂ ખુલ્લો આકાશ તારાની રોશનીમાં પ્રકાશતો દેખાય છે. આ દેખાવ ઘણોજ મનપસંદ લાગેછે. જે બાબે અચરતી સાથ ગોર કરિયે છિયે એટલાંમાં દૂરથી મરઘો વાસતો સંભળાયછે, અને ગાય ઢારને બરાડવાનો આવાજ આવેછે. આ શું? પડોશમાં ગામ તો છે નહિ, ને એ પોકાર કયાંથી આવ્યા? જયાંથી આવાજ સંભળાયા તે તરફ નજર કરતાં આપણી નજ-રે એક નવી નવાઇ રજુ થાયછે. જાણે પ્રભાત ફાટતો હોય, બામદાદ થતી હોય, તેમ જણાય-

છે. એજ વેળા કુત્રાનો ભોંસવાનો અને બકરાં મેંઢાનો બરાડવાનો સાદ સંભળાવા માંડયો, અને પછી પેલી પ્રભાતની રોશની ધીમે ધીમે વધતી ચાલીને સહવાર પડી! ખરેખર આ સઘળું હાથ ચાલાકીથી બનેછે, તોપણ તે થોડું અચરતીભરેલું નથી.

ગુફામાં એક જોવાજોગ દેખાવ એક પથરની ગંજાવર પેટીનો છે. ગોયા એક મસ મોટી પેટી હોય તેમ અહીં ૪૦ ફીટ લાંબો, ૨૦ ફીટ પહોળો અને ૯ ફીટ ઊંડો એક રાક્ષી કદનો પથર પડેલોછે. આ પથર ઉપરથી પડેલોછે ખરો પણ તે કંઇ સેંકડો વરસો ઉપર પડેલો હોવો જોઇયે. અસલી પ્રજાઓની લાશ દાટવાની પેટી જેવો આ પથરનો આકાર હોવાથી તેને તેનાં રાક્ષી કદને લીધે “Giant's Coffin” નું નામ આપ્યુંછે. અહીંથી થોડક છેટે આગળ વધ્યા કે એક મોટી ખુલ્લી જગા આવેછે તેમાં એકદમ છ મોટા ખાડા નજરે પડેછે, જેઓની ઉંડાઇ ૧૦૦ ફીટની મપાઇછે. આમાંનો એક ખાડો ૨૫ ફીટની મરચરેખાનો છે, જે ઉપર એક પુલ બનાવેલોછે તેને “રડતો પુલ” (Bridge of Sighs) નું રમુજી નામ મળ્યુંછે, કેમકે પુલ ઉપર ઊભા રહ્યા બાદ ગાઇડ પેરેફીનનો કાકડો સળગાવી તેને બળતી હાલતમાં ઓમાં હોમાવેછે ત્યારે એ ઉંડા કુઆની ધાસ્તીભરેલી હાલત તમારી નજરે જોતાંજ ગોયા તમે આહ! બોલીને ડચકું ખાઓછો.

ઉપલાં કૉફિનથી થોડક દૂર એક પથરનું મકાન આવેછે, જેને ઉપરથી છાપરૂં કરેલું નથી. ૧૮૪૩ નાં સાલમાં ૧૫ ખઇ રોગના દરદીઓ આ ગુફામાં વસવા આવ્યા હતા, એવી મતલબથી કે અહીંની બારે માસની એકસરખી હવાથી તેમને ફાયદો થાય અને તેમનો રોગ મટે. તેઓને માટે ૧૨ ઝુપડાંઓ બંધાયાં હતાં, જેમાંનું એક આ છે. આ દરદીઓએ પાંચ મહિનાની મુદત ગુફામાં જેમ તેમ ગુજારી. પોતાની શક્તિ મુજબ તેઓ સઘળે ફરી વળ્યા, ફુલો ઉગાડયાં અને બીજાં કામોમાં મંડયા. પણ જેમ તેમને તેમજ ફુલોને સૂર્યની ગર્મી અને રોશનીની જરૂર હતી, માટે પ્રથમ ફુલોના રોપા મરી ગયા અને પછી એક દરદીનું પણ મોત નિપજ્યું. આથી બાકીનાઓબી આ મકાન છોડી ગયા, પણ તે આગમજ બીજા ત્રણ મરણ પામ્યા. ઉપલાં પથરનાં મકાનમાં દેવાલો ઉપર તસ્વીરો વળગાડેલીછે અને ગુફા જોવા આવનારા પ્રવાસીઓના કાર્ડો ચોબાજુએ વેરાતા પડેલાછે.

આગળ ચાલતાં એક ઓરડો એવો આવેછે કે જે ગુફાનાં મહોથી બે મૈલ દૂર છે અને જમીનની સપાટીથી ૨૫૦ ફીટ નીચાણમાં છે. આ ઓરડાની સીલિંગ નીચી છે, અને તેની અજાયબી એ છે કે તે ઉપરથી જાણે હરણ અને ડુકર વગેરેનાં ગોસ્તના કકડાઓ લટકાવ્યા હોય તેવો દેખાવ નજરે પડેછે. આમ હોવાથી આ ઓરડાને “Bacon Chamber” નું નામ મળ્યુંછે. જોકે પેલીજ મોટી નદીનાં પાણીના જોશબંધ મારાથી આ ઓરડો બનેલોછે, જે નદીએ આખી ગુફાની અજાયબીઓને આકાર આપેલોછે, અને જે નદી આજ લાંબી મુદતની ગૂમ થઇ ગયલી હોવાથી તેનું નામ પણ કોઇને ખબર નથી; તોપણ આ ઓરડાનો આકાર ખડક કોત્રાઇ યા ખાણાઇને બનેલો તો લાગતોજ નથી—ગોસ્ત ખરેખર લટકાવ્યું હોય તેવોજ લાગેછે!

આ જગાની પડોશમાંજ ગુફામાંનો દરિયો છે. તેને પેલેસ્ટાઇનવાળા “મુએલા દરિયા”-નુંજ નામ (Dead Sea) આપેલુંછે. અહીંથી થોડાંક પગથિયાં નીચે ઉતરતાં અમોને એક નાનો ધોધ મળ્યો, જેને માટે ગાઇડે મને ખોલાસો કીધો કે ગુફાના દરવાજા આગળ જે ધોધ છે તેની જોડ આને સંબંધ છે. અહીંથી એક નદી (River Styx) અને એક સરોવર (Lake Lethe) પસાર કરીને અમો એક બીજી નદી આગળ આવી પુગ્યા, જે આખી ગુફામાં સર્વેથી વખણાયલીછે. તેનુ નામ Echo River છે. અહીં ચોતરફ પડઘા સંભળાયછે તે ઉપરથી તેને એ નામ (“પડઘા નદી”) મળ્યુંછે. નદીનાં કાંઠા ઉપર બોટો તૈયાર રહેછે, જેમાંની દરેક ઉપર



ગુફામાંની નદી ઉપર સેલ.

[જુઓ સફે ૧૯૭.

૨૦ ઉતારૂઓ બેસી શકેછે. ગાઇડ એક બાજુએ બેસી બોટ ચલાવેછે. અમો એક બોટમાં બેઠા અને સેલ કરતા આગળ વધ્યા. નદી કેથે ૨૦ તો કેથે ૨૦૦ ફીટ જેટલી પહોળી છે, અને તેની લંબાઇ પોણા મૈલથી વધારે નથી. આખી ગુફાની લંબાઈ ૬ મૈલની છે, અને તેમાં ત્રણ નદીઓ વગેરે હોવાથી આ નદીની આટલી નાનકડી લંબાઇ જાણી હું અચરત થયો નહિ. ખડકોમાંથી વહેતી આ નાની નદીમાં અસલી ઢબની હોડીમાં બેસી મજાહ મારવી મને બહુ ભાવી. માર્ગમાં ચોકસ ઠેકાણે ભોમિયાએ પડઘા સંભળાવવા માટે અનેક તદબીરો કીધી. તેણે ગાયન ગાયાં, પિસ્ટોલ ફોડી, વજંત્ર વગાડયાં, ઇત્યાદી; અને એ સર્વના પડઘા એવા સંભળાયા કે જાણે નદીમાં પરિયાં કે જીન હોય અને તેઓ આપણને પાછા ઉત્તર દેતા હોય તેમ લાગ્યું. નદીમાં કોઈ વિક્રાળ ભુખ્યાં પ્રાણીઓ છુપ્યાં રહી આપણને ભખી ખાવા માંગતાં હોય એમ ફાણસની રોશનીથી જણાતું હતું, પણ થોડીક આંખ વિનાની અપંગ માછલીઓ અને કાચબા સિવાય તેમાં બીજું કોઇ વસતું નથી. આ માછલીઓ માત્ર બેથી ત્રણ ઇંચ લાંબી અને રંગે ધોળી છે. કેટલીકને આંખની જગા ઉપર નિશાની છે. પણ તે વાટે તેઓ કાંઇ જોઇ શકતી નથી. આ અંધારા ગુફામાં રોશની વિના વસવાનું હોવાથી કુદ્રતે તેમને આંખ બક્ષીજ નથી. આ "એકો" (પડઘા) નદી ગુફામાંની Green River નામની એક બીજી (લીલી) નદીને મળેછે, પણ "એકો"માંથી "ગ્રીન"માં સહેલથી જઇ શકાતું નથી.

ગુફામાં ફરવા માટે મેં લાંબો રસ્તો પસંદ કીધો હતો. હવે જ્યારે હું છેક છેડા સુધી જઇ પુગ્યો, જ્યાંથી જોકે ગુફા હજી બાકી હતી તોપણ ત્યાંથી વધારે આગળ વધી શકાય એમ ન હતું, કેમકે ખડકો તુટી પડીને રસ્તો કેવળ બંધ કરી નાખેલો હતો; ત્યારે મને ભોમિયાએ પાછો એજ લાંબે રસ્તે ગુફાનાં મ્હોડાં તરફ નહિ લઇ જતાં ત્યાં જવાનો એક ટુંકો રસ્તો બતાવ્યો. આ વેળા મારી જોડ બીજા બી પ્રવાસીઓ ભેગા થઇ ગયા હતા. અમે થોડાંક પગથિયાંના એક દાદરા ઉપર ચહડયા, અને પછી એક બહુજ આડાતિડા અને ગુચવણભરેલા તથા ચાલવે હાંલવે કઠણ અને કફોડા સાંકડા રસ્તા ઉપર ઉતર્યા. માથે ખડક સિવાય બીજું કંઇ જણાતું નથી, અને તોપણ વળી એજ ખડકોમાં કેથે કેથે બકારાં જણાયછે. એવાં બકારાંઓમાંનાં એકમાંથી અમે આગળ રસ્તો લીધો. કેથે કેથે તો રસ્તો એવા ખડકોમાંથી હતો કે ચાલી શકાય એમ મુદલ નહિ હોયાથી દાદરા ગોઠવેલા હતા. એ દાદરા ઉપરથી તમે નીચે જુઓ તો કયે રસ્તે તમે ઉપર ચહડયા તે પિછાની શકાય નહિ એવો આ કઢંગો માર્ગ છે. એટલા માટેજ એ રસ્તાને "કૉર્કસ્ક્રૂ" (Corkscrew) નું રમુજી નામ મળેલું છે. ૨૪૦ ફીટ જેટલો એ કફોડો રસ્તો લાંબો છે, જેટલા ખટકામાં અમને ૧૫૦ ફીટ જેટલી ઉંચાઇએ અવાર નવાર ચહડવું પડયું હતું. એક કૉર્કસ્ક્રૂની માફક ગોળ ચક્રમાં ઉપર ચહડવાનું છે, અને પછી એક સાંકડા રસ્તામાંથી ઉપર જઇ પુગાયછે. ગુફાની સપાટીથી આ મથાળું માત્ર ૨૦ થી ૩૦ ફીટ ઉંચુ છે, અને તોપણ ત્યાં જઈ પુગવાનું બહુ મુશકેલ છે. અહીંથી પાછું નીચે ઉતરવાનું આવેછે, પણ તે સહેલ છે, અને તેમ કીધું એટલે અમે ઝટ થોડા વખતમાં ગુફાનાં મુખ આગળ જઈ પુગ્યા.

મેં ઉપર કહ્યુંછે કે એકો અને ગ્રીન નદીઓ વચે સંબંધ છે. જ્યારે એક નદીમાં ભર્તિ થાયછે ત્યારે બીજીમાં ઓટ, અને બીજીમાં ભર્તિ ત્યારે પહેલીમાં ઓટ થાયછે. એક નદીનાં પાણીમાં જો કોઇ હલકી વસ્તુ તરતી કીધી હોય તો તે બીજી નદીમાં માલુમ પડેછે. ઉપલો કૉર્કસ્ક્રૂનો રસ્તો વળી તેનાં રમુજી યાને "ડાંગા માણસની મુસીબત" (Fat Man's Misery) ને નામે પણ ઓળખાયછે. એ રસ્તો માત્ર ૧॥ ફુટ પહોળો છે, સર્પ ચાલેછે તેવો આડો અતાડોછે, ૧૦૫ વારની મંજલ કાપવાની હોવા છતાં ૮ વખત આપણને વાંકી વળાણ લેવી પડેછે, તો જોકે ચહડવાનો

ખટકો માત્ર પાંચ ફીટ જેટલોજ છે ! એવા સાંકડા અને કઢંગા રસ્તામાંથી પસાર થવાનું ડોંગા માણસોને માટે ખરેખર મુસીબત જેવુંજ છે. એમાંથી પસાર થયા કે મથાળેના જે ફરાખ ઓરડામાં જઈ પુગિયે છિયે તેને વાજબીની રાહે "મોટો છુટકારો" (Great Relief) એવું નામ આપેલું છે. અહીં આપણ વાંકા વળી ગયલા પાછા સિધા થઇયે છિયે, દિવાલો વચે હાડકાં ભાગેલાં અહીં તપાસી શકિયે છિયે, અને માર્ગમાં વિટેલી કહાણી અહીં એક બીજાને કહીને ફરીથી એ રસ્તાનું મ્હોડું નહિ જોવાના સોગંદ લઇયે છિયે.

હવે એકાદ બે અગત્યની નોધ કરીને આ હેવાલ સમાપ્ત કરીશ. આ અદભૂત ગુફાની અજાયબીઓમાંની એક તેનાં પાણી ધરાવે-છે. આ પાણીમાંથી વગર વાજીંત્રે વાજીંત્રોના નાદ નિકળેછે. અમારા ભોમિયાઓએ ભેગા થઈ એક વેળા માર્ગમાં મળેલી નદીનાં પાણી બહુ જોશથી હળાવ્યાં અને પછી તેઓ એક બાજુએ મુગા જઇ બેઠા. થોડીજ વારમાં જાણે રૂપાંની ધાંટરડીઓ વાગતી હોય તેવા ત્રીનત્રીન કરતા નાદ થયા. પછી મોટા ઘંટો વાગવાના સાદ સંભળાયા; અને શેવટે જાણે દેવળના સઘળાજ ઘંટો ભેગો આવાજ કહાડતા હોય તેમ પોકારો થઇ રહ્યો. પણ એ પોકાર મધુર હતો. થોડી મિનિટમાં આ આવાજ ધીમે ધીમે કરી તદન બંધ થઇ ગયો, અને સઘળા મુગા બેઠેલા છિયે એટલાંમાં નદીનાં ઉંડાણમાંથી નાજુક પણ ગંભિર આવાજ સંભળાયો અને તેની જોડ ઉપર જણાવેલા ઘંટોના આવાજ ફરી થવા લાગ્યા. આ રીત નો વાજીંત્રોના નાદનો જલસો વાજીંત્રો વિના કેટલીક મિનિટ સુધી ચાલુ રહ્યો. એ વેળા પેલાં પાણી હજી હાળ્યા કરતાં હતાં. તે હાળતાં બંધ થતાંજ જલસો બંધ થયો અને સઘળું પાછું ચૂપ થઇ ગયું.

## મેમથ કેવથી નાયાગરા.

ગુફામાં મેં બે દિવસ ગુજાર્યા. અને તે દરમયાન જે કાંઈ જોવાનું હતું તે સઘળું જોઇ વળ્યો. પહેલે દિને મેં લાંબે રસ્તે મંજલ કરી હતી, જે પુરી થતાં રાત્રે ૭ા કલાકે હૉટેલ-લમાં પાછો ફર્યો. બીજે દિને ૭ મૈલવાળે ટુંકે રસ્તે માંહિ પેઠો, અને બપોરે ૧ વાગે પાછો ફરીને પાછળા પોહોરે લુઇસવિલ રવાને થયો, જ્યાં રાત ગુજારી તા૦ ૨૮ મી અને શુક્રવારે સહવારે

## સિન્સિનેટે

ગયો. આ ઓહિયોનાં રાજ્યનું ૨૯૬૯૦૦ માણસોની વસ્તીવાળું મોટું શેહર છે, અને તે ઓહિયો નદીના ઉત્તર કાંઠા ઉપર આવેલું-છે. એને વસાવ્યાનેબી એકજ સદી થઇછે તોપણ વેપારમાં એ બહુ વધી ગયુંછે. અહીં ૬૦૦૦ જુદાં જુદાં કારખાના છે, જેમાં ૧૦૦૦૦૦ મજુરો કામ કરેછે. મ્હોલ્લાઓ પોહોળા અને સુધરેલી ઢબછબના છે, અને મોટી સુંદર ઇમારતોમાંની એક સ્પ્રિંગર મ્યુ-ઝિક હૉલ નામની છે તેમાં ૫૦૦૦ તમાશગીરો માટે ગાયનના જલસા વગેરે સાંભળવાની બેઠકો કરેલીછે. અહીંની પબ્લીક લૈબ્રેરી ૧૩ કલાક ઊઘાડી રહેછે, જેમાં ૧૪૦૦૦૦ પુસ્તકોનો સંગ્રહ કરેલોછે. અહીં વળી ગાયન શીખવવા માટેની એક મોટી પાઠશાળા છે, જેમાં ૪૦૦ શીખનારાઓ અને ૨૬ શીક્ષા-ગુરૂઓ છે. મુંબઇ કરતાં વસ્તીમાં નાનું હોવા છતાં આ શેહરમાં પાંચ જુદા જુદા મોટા ફરવા હરવા માટેના શોભાયમાન પાર્ક બના-વેલાછે, જેઓમાંનો એક ઇડન પાર્ક ૨૧૬ એકર જમીન રોકેછે. આ શેહરના સંબંધ-માં એક જાણવાજોગ બિના એ છે કે વસ્તી-નો અર્ધો ભાગ તમામ જર્મનોથી બનેલોછે, અને તેથી તેમના લત્તા ઉપર સર્વ કોઈ જર્મન ભાષાજ બોલેછે, અને પ્રવાસીઓને તે તરફ સઘળું જર્મનીમાં ફરતા હોઇયે તેવુંજ દિસેછે. અહીં નદી ઉપર એક ઝુલતો પુલ બાંધેલોછે તે પાણીની સપાટીથી ૧૦૦ ફીટ ઉંચો છે અને ૨૨૫૨ ફીટ લાંબો છે. સિન્સિનેટેમાં જુદી જુદી ૨૪ રેલવે લાઇનો ફરી વળેલીછે.

આ શેહરમાંથી બીજી રેલવે ત્રેનમાં બેસીને હું

### કોલમ્બસ

શેહેર તરફ હંકારી આવ્યો. આખી ઓહિયો-નુંજ એક શેહેર છે, પણ સિન્સિનૈટિ કરતાં બહુ નાનું છે. તોપણ એખી સારૂં ખિલતું વેપારી શેહેર છે. અહીંનો એક મહોલ્લો જે "બ્રૉડ સ્ટ્રીટ" ને નામે ઓળખાયછે તે તેનાં નામ મુજબ ૧૨૦ ફીટ પહોળો છે, જેની વચ્ચે વળી ઝાડાની બેવડી ગળી અથવા માર્ગ બનાવેલાછે. "હૈ સ્ટ્રીટ" નામનો એક બીજો મહોલ્લો ૧૧૦ ફીટ પહોળો છે અને તે એસ્ફાલ્ટ-નો બાંધેલોછે. જાહેર ઇમારતોમાં આ શેહેર બહુ ચઢિયાતું છે. "કેપિટૉલ" નામની ઇમારતનો ગુંબજ ૧૬૦ ફીટ ઉંચો અને ૧૯૨ ફીટના ઘેરાવાનો છે. અહીં મુગાં અને બહેરાંઓ માટે, દેવાનાઓ માટે અને અપંગ માણસો માટે જુદાં જુદાં કુશાદે મકાનો છે, જે ઉપરાંત વળી જેઓ ખરેખરાં દેવાનાં નહિ પણ જન્મથી મૂર્ખ માણસો (Idiots) છે તેમને માટે પણ એક ખાસ મકાન બાંધેલું છે. આ અને બીજી સઘળી ઇમારતો મોટા ખર્ચે શોભાયમાન અને મેહલરેકી બનાવેલીછે. અગરજો હું ચ્હાત તો સિન્સિનૈટિથી ઓછા ખર્ચમાં બીજે રસ્તે નાયાગરાના ધોધ જોવા ગયો હોત, પણ મારે એ ધોધ આગમજ **ઈરી**નો રમણ્ય સરોવર જોવો હતો. એટલા-માટે બીજા પ્રવાસીઓ કરતાં વધુ ખર્ચજ નહિ પણ વધુ તકલીફ ખેંચતો હું કોલમ્બસ આવ્યો, અને અહીંથી

### સેંડસ્કી

ગામ તરફ ચાલ્યો, જે મજકુર સરોવરની દક્ષિણે આવેલું એક બંદર છે. ઊંચાણ જગા ઉપર આવેલો આ એક ખીલતો કસ્બો છે, જેનો મૂખ્ય નિકાશ વેપાર તાજી માછલી, લાકડાં તથા લાકડાંની જીનસો, અને વાઇન દારૂનો છે. આ બંદરેથી દર સાલ ૧૫૦૦૦૦૦૦ ડૉલરની કીમતની અને વજનમાં ૧૨૦૦૦ ટન તાજી માછલી દેશાવરો ખાતે જાયછે જેવો મોટો વેપાર એ વસ્તુમાં દુનિયાનું બીજું એક પણ બંદર ધરાવતું કહેવાતું નથી. અહીં ૧૦૦૦૦૦૦ ડૉલરની કીમતનો ફળફળાદિનો વેપાર ચાલેછે, અને ૨૦૦૦૦૦૦ ગ્યાલન વૈન બનેછે. લાકડાંની જોડે બ્લુ અને સફેદ ચુના-ના પથરનો પણ અહીં જબરો વેપાર ચાલેછે. ચિકાગો શેહેર મિચિગન સરોવરની દક્ષિણે અને સેન્ડસ્કી ઇરી સરોવરની દક્ષિણે આવે-લાંછે, અને એ બન્ને બંદરો વચ્ચે થોડા કલાકની મંજલનો તફાવત છે, પણ "મેમથ કેવ" ગુફા જોવા માટે મને દક્ષિણે જવું પડયાથી આટલી લાંબી મુસાફરી કરવી પડી.

ઇરી સરોવર અમેરિકાના મોટા સરોવરો-માં ચોથી પંક્તિનો છે. તે ૨૫૦ મૈલ લાંબો, ૬૦ મૈલ પહોળો, અને દરિયાની સપાટીથી ૫૬૪ ફીટ ઉંચા પહાડો ઉપર આવેલોછે. તેની આ ઉંચાઇને લીધે તેની ઉંડાઇ બીજા સઘળા મોટા સરોવરો કરતાં ઘણીજ ઓછી છે. તેઓ જ્યારે ૫૦૦ થી ૧૦૦૦ ફીટ ઉંડા છે ત્યારે ઇરી માત્ર ૮૪ ફીટ ઉંડો છે. તેનાં આ છાલકાપણાંને લીધે બારકસોને માટે તે બહુ ધાસ્તીભરેલો છે. આ સરોવરને કાંઠે કાંઠેથી ચાલેલી રેલવે લાઇન મારફતે આસ-પાસનો સઘળો દિલકશ દેખાવ જોતો હું આગળ વધ્યો અને તા૦ ૨૯ મી અને શનિવારની રાત્રે

### બફેલો

શેહેર ખાતે જઇ પુગ્યો, જે ઇરી સરોવરની ઉત્તર ડાક ઉપર વસેલું મોટું શેહેર છે. આ **ન્યુ યૉર્કનાં રાજ્ય**માં ત્રીજી પંક્તિનું ૨૫૫૬૬૪ માણસોની વસ્તીવાળું શેહેર છે, જે ૧૧ રેલવે લાઇનોનાં જોડાણનું મધ્ય બિંદુ છે. આખા સરોવર ઉપર આ બંદર સર્વ-થી મોટું અને સલામતીભરેલું છે. એને વસાવ્યાને એક સદી થઇ નથી એટલામાં બે મરતબે તેને લૂટીને બાળી નાખવામાં આવ્યું હતું. ઇરી કેનાલવાળી નેહેર બંધાયા પછી આ શેહેરનો વેપાર બહોળો વધી ગયોછે. અહીં ૫૩૦ એકરના વિસ્તારવાળો એક જબર-દસ્ત પાર્ક છે, જેને સુંદર પુલો, ફુવારાઓ અને ફરવા હરવાના રસ્તાઓથી બહુજ સરસ રીતે શણગાર્યો છે. શેહેરની પાસે નાયાગરા નદી ઉપર એક "ઇંટરનાશનલ બ્રિજ" નામનો પુલ બાંધેલોછે તે ઉપરથી ચાર રેલવે કંપની-ઓની ટ્રેનો દોડેછે, જેઓમાંની એક મારફતે હવે હું **નાયાગરાના ધોધ** જોવા ઉપડી ગયો.



## પ્રકરણ ૧૭ મું.

# દુનિયામાં સર્વથી જબરા પાણીના ધોધ—જગપ્રસિદ્ધ નાયાગરા.

નાયાગરા ગામડાં—ધોધ જોવાની ઉતાવળ—કેનેડા તરફથી તે જોવાની સગવડ—ગાડીવાળાઓની ખંધાઇ—નાયાગરા ધોધનું મૂળ—તે બનાવનારા મોટા સરોવરો—તેમની મોટાઇનું માપ—નાયાગરા નદીનું બળ—ધોધનાં પાણીના કુદકા—નદીની લંબાઇ—ધોધનાં પાણીનો અખૂટ જથો અને જબરી ઝડપ—તેનો ૪૪ મૈલ સુધી સંભળાતો આવાજ; નદી સેંટ લૉરન્સ—તે માંહેલા મોટા ટાપુઓ; 'નાયાગરા' ના ઉચ્ચાર અને અર્થની અજાયબી—જુદા જુદા બે ધોધોની વિગત—ત્રીજા ધોધની કહાણી—ધોધો ઉપરથી પડતાં પાણીના હેરતભરેલા હિસાબો—૧૦૦ ફીટ દૂરથી દેખાતી ધોધની વાછટ—ધોધ તરફ દેખાતી રંગબેરંગી કમાનો. નાયાગરા ગામોનું બયાન. ઘોડાની નાળવાળો ધોધ—તેનું મહત્વ; "ત્રણ બહેનીઓ"—"સાધુનો ધોધ"—ધોધ જોવા આવનારા શોકીનોની વધતી જતી સંખ્યા—નાયાગરાની મોટાઇ—નદીમાં વંટોળિયો—એક નવી અજાયબી—વંટોળિયા વિનાનો "વંટોળિયો"—બર્ફના પુલ ઉપર સેલ—ધોધ જોવાનાં સાધનો—વિજળિક રેલવે—એક સર્વથી લાંબો ઝુલતો પુલ—એક લોખંડનો ગંજાવર પુલ—એક ત્રીજો પુલ. નાયગરાનાં જળબળનો ઉપયોગ. સ્ટેશન ઉપર એક પાર્સી કુટુંબનો ભેટો—વિદાયગીરી.



જ દિને (તા૦ ૩૦ મી અને રવીવારે) સહવારે **નાયાગરા ફૉલ્સ** (Niagara Falls N. Y.) નામનાં **ન્યુયૉર્ક**નાં રાજ્યનાં ગામમાં હું આવી પુગ્યો. એજ નામનું એક બીજુંબી ગામડું છે અને તે નાયાગરા નદીની પશ્ચિમ બાજુએ **કેનેડા**નાં રાજ્યમાં આવેલું છે. મેં કૉસ્મોપૉલિટન હૉટેલમાં ઉતારો લીધો, અને નાસ્તો લઇને સર્વથી પહેલું કામ એ કીધું કે અહીંના જગપ્રસિદ્ધ ધોધ જોવા ઉપડી ગયો. હાલ ઉનાળાની મોસમ હોવાથી ધોધનાં પાણી જથાબંધ પડેછે અને દેખાવ બહુજ જોવા લાયક થઈ પડેછે. સહવારે એ દેખાવ ઘણોજ રળિયામણો લાગેછે, પણ તે જોવા માટે અનેક જગાઓ મુકરર થઇછે ત્યાંથીજ જો ધોધ જોયા હોય તો તેનાં મહત્વ બાબે આપણી ખાતરી થાયછે; પણ જો નદીને માથે બાંધેલા પુલો ઉપરથી તે જોઇયે છિયે તો પુલો ધોધ કરતાં ઉંચા હોવાથી કશી મજાહ લાગતી નથી. એટલામાટે નીચેથી ધોધની મોટાઇ જેટલી ખયાલમાં ઉતરેછે તેટલી ઉપરથી ઉતરતી નથી.

આ ધોધો બે ભાગમાં વહેંચાયલાછે. કેનેડાની બાજુએ સર્વથી મોટા ધોધ આવેલાછે, અને ત્યાંથીજ તેમની મોટાઇનું ખરૂં માપ થઇ શકેછે. ન્યુયૉર્કની બાજુવાળા ધોધ એટલા મહત્વના મનાતા નથી, અને તે બરાબર છે. જોકે હું પોતે રહેતો હતો અમેરિકન બાજુવાળાં ગામમાં, તોપણ ત્યાં માત્ર રાત્રે આરામ લેવા થકીજ રહેતો હતો; બાકી આખો દિવસ કેનેડાની બાજુના ધોધ જોવામાંજ ગુજારતો હતો. તે જોવા માટે બંને કિનારાઓ ઉપર સારી સગવડભરેલી બેઠકો કીધેલીછે. મેં આખા ચાર દિવસ આ નાયાગરાના ગંજાવર ધોધોના અદભૂત દેખાવો જોવામાં ગુજાર્યા, જે જોકે ઘણા નથી—કેમકે એટલી મુદ્દતમાં કુદ્રતની એ મોટાઇનો પૂરો ખયાલ આવી શકતો નથી—તોપણ બીજા પ્રવાસીઓ એક દહાડે આવી બીજે દહાડે નાસી જાયછે તેમ નહિ કરતાં મેં સર્વ બાગોમાં ફરી હરીને

જોવા લાયક બન્યું છે. જો કે આ ધોધો દુનિયાનાં લોકોને માટે મુફત ખુલ્લા કીધાછે, તોપણ આસપાસનો ખર્ચ ઘણો થાયછે. એક પુલ ઉપર જવા માગો તો ત્યાં જવાનું દામ લેશે, અને તેમ ત્યાંથી પાછા ફરવાનું જુદું દામ લેશે. એક ઇંગ્રેજ જોડાંને માટે મેં સાંભળ્યું હતું કે તેઓ પ્રખ્યાત **રોમ્યો અને જુલ્યટ** નામનાં આશક માશુકની કબર જોવા ગયાં ત્યાંથી પાછાં ફરતી વેળા ફી નહિ આપવાથી તેમને તેજ કબરમાં કેટલીક મુદત સુધી બંધ થઈ રહેવું પડયું હતું ! એવોજ કંઇકિ મામલો આ ધોધ જોવામાંબી બનેછે. અગરજો ગાડીવાન સાથ પાછા ફરવાની શરત કરીનેજ તમે સ્વાર થાઓ નહિ તો તે ખંધા લોકો તમારી કનેથી પાછા ફરવાનું દામ જુદું ઓકાવશે, જે નહિ આપો તો તમને ધોધ ખાતે ગયા પછી ત્યાંજ ઉતરી પડવું પડશે.

નાયાગરાના ધોધો એક ઠેકાણે બેસીનેજ કાંઈ જોવાના નથી, કેમકે અહીં કાંઈ એક બે ધોધ જોવાના નથી, તેમ માત્ર એકલા ધોધ જોઇનેજ પાછું ફરવાનું પણ નથી. ખરેખર નાયાગરા કુદ્રતના અજાયબ જેવા અનેક ખેલોનું ગોયા એક સંગ્રહસ્થાન છે, જેમાંની કેટલીક ચીજો જોવા માટે આપણને રેલવેમાં, બોટમાં અને પગે ચાલીને જવું પડેછે. હું એ સર્વ અદભૂત તમાશાઓનું મારી અદના શક્તિ મુજબ બયાન કરવા માંગુંછું, પણ તે આગમજ આ અજાયબીઓનું મૂળ શું છે તેની ટુંક નોધ લેવા દરસ્ત ધારૂંછું.

મેં ઉપર કહ્યું તેમ નાયાગરા ફૉલ્સ નામનાં બે ગામડાં છે, જ્યાંથી આ ધોધો જોઇ શકાયછે. એબેઉ **નાયાગરા** નામની નદીની ઉગમણુ અને આથમણુ બાજુએ એકેકની સામસામે આવેલાંછે. દરેકની વસ્તી પાંચ છ હજાર માણસોથી વધારે નથી. આ નદી **ઇરી અને ઑન્ટેરિયો** નામે બે મોટા સરોવરોને જોડેછે. પહેલા સરોવરનું પાણી આ નદી મારફતે બીજા સરોવરમાં ખાલી થાયછે. એ પાણી છેક **સુપીરિયર** નામે મિઠાં પાણીના એક મોટા સરોવરમાંથી ચાલ્યું ચાલ્યું બીજા ચાર સરોવરોમાં થઇને આ તરફ આવેછે. જેમકે સુપારિયર સરોવરમાંનું પાણી **મિચિગન** સરોવરમાં, મિચિગનનું પાણી **હુરોન** સરોવરમાં, હુરોનનું પાણી **સેંટ ક્લેર** સરોવરમાં, સેંટ કલેરનું પાણી ઇરી સરોવરમાં, અને ઇરીનું પાણી નાયાગરા નદીની મારફતે ઑન્ટેરિયો સરોવરમાં આવી ભેગું થાયછે. અગરજો નાયાગરા ખાતે સામસામા ખડકોની દિવાલો એકેકની પાસે આવી ગઇ ન હોતતો અહીં પણ એક મોટો સરોવર બનત. હવે ઑન્ટેરિયો સરોવર કંઇ એવડો બધો મોટો નથી કે જેમાં ઉપલા પાંચ સરોવરો અને એક નદીનાં પાણી ભેગાં થઇને રહી શકે. એ સરોવરમાં દક્ષિણ છેડેથી નાયાગરા નદીનું પાણી દાખલ થાયછે ત્યારે ઉત્તર છેડે એક બીજી નદી લાગેલીછે, જે મારફતે ઊપલાં સઘળાં પાણીઓ એટલાન્ટીક મહાસાગરને જઇ મળેછે. આ નવી નદીનું નામ **સેંટ લૉરન્સ** છે, અને એ રીતે ચોકસ થાયછે કે છેક સુપીરિયર સરોવરથી આવતું તમામ પાણી આ છેલી નદી મારફતે દરિયામાં ખાલી થાયછે. સુપીરિયરમાં વળી **નિપિગન** નામે એક નાના સરોવરનું અને ૨૦૦ નાની મોટી નદીઓનું પાણી જઇ મળેછે. એજ રીતે ઇરી સુધીના બીજા સઘળા સરોવરોમાં એવજ બીજી પુષ્કળ નદીઓ ખાલી થાયછે. એ સર્વ નદીઓ અને સરોવરોનાં પાણીઓ ઇરી સરોવરમાં ભેગાં થઈ નાયગરા નદી મારફતે આગળ વધેછે. આ સઘળા સરોવરો એકેકથી ઊંચી જગામાં આવેલા છે, અને આ નદી કરતાં તેઓ સઘળા ઘણા ઉંચા છે. દાખલા તરીકે સુપીરિયર સરોવર, જે દુનિયામાં સઘળા સરોવરોમાં મોટો છે, તે ૩૬૦ મૈલ લાંબો, ૧૪૦ મૈલ પહોળો અને ૧૮૦૦ ફીટ ઉંડો છે. તેનો એકંદર વિસ્તાર ૩૨૦૦૦ ચોરસ મૈલનો છે. તેની ઉંચાઇ દરિયાની સપાટીથી ૬૨૭ ફીટ છે. મિચિગન: લંબાઈ ૩૬૦ મૈલ; પહોળાઈ ૧૦૮ મૈલ; ઉંડાઈ ૧૦૦૦ ફીટ; વિસ્તાર

૨૦૦૦ ચોરસ મૈલ; ઊંચાઇ ૫૮૧ ફીટ. હ્યુરોન: લંબાઇ ૨૭૦ મૈલ; પહોળાઈ ૧૯૦ મૈલ; ઉંડાઇ ૧૮૦૦ ફીટ; વિસ્તાર ૨૦૦૦૦ ચોરસ મૈલ; ઉંચાઇ ૫૮૧ ફીટ. સેંટ ક્લેર: લંબાઈ ૪૯ મૈલ; પહોળાઈ ૧૫ મૈલ; ઉંડાઈ ૨૦ ફીટ; વિસ્તાર ૩૬૦ ચોરસ મૈલ. ઇરે: લંબાઈ ૨૯૦ મૈલ; પહોળાઇ ૬૫ મૈલ; ઉંડાઇ ૮૪ ફીટ; ઉંચાઇ ૫૬૪ ફીટ.

આ રીતે સવા છ શોથી સાડી પાનશો ફીટની ઊંચાઇએથી ઉપલા સર્વ જળાશયોનું પાણી નાયાગરા નદીમાં આવી પડેછે. એ નદીનું પાણી છેલે ઇરે સરોવરમાંથી ૩૩૬ ફીટ નીચે ઊતરેછે, કેમકે તેના કરતાં એ નદી એટલી નીચી છે. એટલી ઊંચાઇએથી તે કકડે કકડે વહેછે, અને તોપણ તે કકડાઓ ઊપરથી પડતું પાણી એટલા જુસ્સા અને ધસારા સાથ વહેછે, એટલો પોકારો કરેછે, એટલું વિક્રાળપણું દેખાડેછે, કે જોનાર તેથી છક થઈ જાયછે. જેઓ નાયાગરાના ધોધ કહેવાયછે તે આ ખટકે ખટકે પડતાં પાણીઓ છે. ઇરે સરોવરમાંથી પડતું પાણી ૧૫ ફીટનો નાનો કુદકો મારેછે. એ વેળા તે જે રૂપ ધારણ કરેછે તેને ઇંગ્રેજીમાં Rapids નું નામ મળ્યું છે. આ Rapids માં પાણી બીજો ૫૫ ફીટનો કુદકો મારેછે; ત્યાંથી તેઓ પર્વતના તે ભાગ ઉપર પડેછે કે જેને Falls યાને ધોધનું સાધારણ નામ મળ્યું છે. આ ધોધનો કુદકો સર્વથી મોટો યાને ૧૬૧ ફીટનો છે. ધોધ પછી પાણી આગળ રસ્તો જઈ ૯૮ ફીટના કુદકાથી **લુવિસ્ટન** ગામ તરફ દોડેછે, અને શેવટે એ ગામના ડુંગર ઉપરથી તે માત્ર ૭ ફીટના નાનકડા કુદકા સાથ ઓન્ટેરિયો સરોવરમાં ખલાસ થાયછે.

નાયાગરા નદીનો અહીં છેડો આવેછે. નદી કંઇ મોટી નથી; બલકે તે બહુ ટુકી અને નાની છે. તેની લંબાઈ ૩૬ મૈલથી વધારે નથી. ઇરે સરોવરમાંથી નિકળ્યા બાદ ધોધ સુધીની તેની લંબાઈ ૨૨ મૈલની અને ધોધથી ઓન્ટેરિયો સરોવર સુધીની ૧૪ મલની છે. તેની પહોળાઇ એકસરખી નથી. કેથે તે ૬૦૦ ફીટ અને કેથે ૪૭૦૦૦ ફીટ (કેથે બે મૈલ) ની છે! આવી એક નદીમાં અધી ડઝન મોટા સરોવરો અને સેંકડો નદીઓનું અતિ જથાબંધ પાણી આવી ભેગું થાય અને થોડાક ફીટના સાંકડા માર્ગ વચેથી અને તેબી ઉંચેથી નીચે કુદકા મારતી સ્થિતિમાં રસ્તો લે, એ બિનાજ પ્રથમ તો માણસનાં મનમાં કોઇ ગંજાવરપણાનો ખયાલ પેદા કરવાને પુરતી છે. પણ જ્યારે પાણીનો જથો અને તે પાણીની ઝડપ ધ્યાનમાં લઇયે છિયે ત્યારે આપણી અચરતી વધી પડેછે. એ અચરતી સાથે જ્યારે મેં આ પાણીઓના મસ મોટા કુદકા મારી નજરો નજર દિઠા ત્યારે તો કુદ્રતની અપાર શક્તિ બાબેની મારી અજાયબીનો કશો પાર રહ્યો નથી. ખરેખર મને એમજ લાગ્યું કે મારી જીંદગીના બાકીના દિવસો હું આ ધોધવાળા મુલકમાંજ પસાર કરૂં! મને ત્યાંથી ખીસવા ગમ્યું નહિ. હું નાયાગરાથી ઉપડી ગયો ત્યારે મારી આંખમાં આંસુ આવ્યાં. કોઈ અતિ વહાલી ચીજ હું છોડી જતો હોઉં, કોઇ એશીની લાશને અચયુચ ત્યાં દાટી જતો હોઉં તેથી જેવો ખેદ થાય તેવો ખેદ મને થયો.

વાંચનાર! વિચાર કર કે ૪૭૦૦૦ ફીટની પહોળાઇ સાથ દર કલાકે કેથે ૧૦ તો કેથે ૪૦ મૈલની ઝડપે ૧૦૦૦૦૦૦૦ ટન પાણીનો જથો પડતો રહે, જે પડવાથી થતો આવાજ સેંકડો જબરદસ્ત તોપના ગોળાઓને ઢાંકી નાખે તેમ આસપાસ ૧૦ થી ૪૪ મૈલના વિસ્તાર સુધી સંભળાય, તેની મોટાઇ કેવી હશે? તેનો દેખાવ કેવો ઇશ્વરી ધાક પેદા કરનારો હશે? તેની અજાયબી કેવી દિલકશ હશે? નાયાગરા નદી ૩૬ મૈલની લંબાઇ પુરી કરી ઓન્ટેરિયો સરોવરને જઇ મળી ત્યાંથી સેંટ લૉરન્સને નવે નામે આગળ વધેછે. આ નવી નદી ૭૦૦ મૈલ લાંબી છે. ઇંગ્લંડ અને અમેરિકા વચે ૧૮૧૫ માં થયલા કોલકરાર મુજબ આ નદીથી યુનૈટેડ સ્ટેટસ અને કેનેડાનાં રાજ્યોની હદ જુદી પડેછે. આ નદીમાં ૩૬ ટાપુઓ છે, જેમાંના એકનું નામ Goat ટાપુ અને બીજા-

નું Grand ટાપુ છે, જેઓ બાબે આગળ ચાલતાં મારે લખવાનું છે. આમાંનો પહેલો બહુ વખાણાયલો છે; બીજો બહુ મોટો છે.

'નાયાગરા' નામ વિચિત્ર છે. એ અસલી ઇંડિયન રહેવાસીઓનું આપેલું નામ છે. એ નામનો ૪૦ જુદી જુદી રીતે ઉચ્ચાર થાયછે, પણ Niagara સિવાય બાકીનાં બે ચાર નામોનો ઉચ્ચાર ગુજરાતીમાં હું લખી શકતોજ નથી માટે ઇંગ્રેજીમાંજ આપું છું અને તેમના ઉચ્ચાર બરાબર કેમ કરવા તે વાંચનારનેજ સોંપું છું. જેમકે—*Ongiara, Ongniaarhra, Nicariagas, Onyakara,* ઇત્યાદી. આગળ એ નામનો અર્થ નદીના ધોધ ઉપરથી "પાણીઓનો ગગડાટ કરનારા દેવતા", એવો કરવામાં આવતો હતો; પણ પાછળથી ઇંડિયન જબાનશનાસીઓ મુજબ એનો અર્થ "ગર્દન" થાયછે, એટલેજે ઇરી અને ઓન્ટેરિયો સરોવરોને જોડનારી પાણીની નાળ (ગર્દન). છેક ૧૭ મી સદીની અધવચથી આ નાયાગરા નદી અને તેના ધોધ સુધરેલી દુનિયાની જાણમાં આવેલાછે, અને તે વખ્તથી મનાતું આવ્યું છે કે આના જેવી કુદ્રતની અજાયબી દુનિયાના બીજા કોઈ ભાગમાં જાહેર થઈ નથી. નાયાગરાના ધોધ હાલ માત્ર બેજ છે, જેમાંનો એક જે કેનેડાની સરહદ ઉપર છે તે "ઘોડાની નાળ" (Horse-shoe Fall) ને નામે ઓળખાયછે. બીજો અમેરિકન સરહદે છે, અને તે અમેરિકન ધોધને નામેજ ઓળખાયછે. પહેલા ધોધની લંબાઇ ૨૩૫૦ ફીટની અને બીજાની લંબાઈ માત્ર ૮૦૦ ફીટની છે. એવું કહેછે કે એકશો વરસોની વાત ઉપર એક ત્રીજો ધોધ પણ હયાત હતો, જે ધોધ જે ખડક ઉપરથી પડતો હતો તે ખડક પાણીના જબરા ધસારા અને ધસારાને લીધે આજે ભાગી ગયેછે, અને જોકે તે ખડકનો એક ભાગ હજી નજરે પડેછે તોપણ ત્યાંથી પડતા ધોધે પોતાની વળાણ બદલી નાખવાથી તે આજે ગેબ થઇ ગયેછે. આ ખડકને Table Rock નું નામ મળ્યું હતું અને તે લાંબા વિસ્તાર સુધી વધેલો હતો, જે ઉપરથી પાણી ગોળાકારમાં પડતું **હેનેપિન** (Rev. H. Hennepin) વગેરે ૧૭ મી અને ૧૮ મી સદીના મુસાફરોએ જોયું હતું અને તે બાબેનું તેઓ અચરતી ઉપજાવનારું લખાણ કરી ગયલાછે. કહેછે કે ૧૭૫૧ માં આ ત્રીજો ધોધ ગૂમ થઈ ગયો. તેને ગૂમ થવાનું કારણ ખડકો તુટી પડવાનું છે, અને એવા ખડકો કાં નહિ તુટી પડે? ઇરી સરોવરમાંથી નાયાગરા નદીમાં કેટલું પાણી પડતું સમજોછો? જુદા જુદા અનુભવી ગણત્રી કરનારાઓએ જુદા જુદા હિસાબો આપ્યાછે, પણ તે સઘળા નાયાગરાના ધોધની મોટાઈ દેખાડેછે. એક હિસાબ મુજબ ધોધ ઉપરથી દર મિનિટે એક મહાપદમ અને પચાશ કરોડ ઘન ફીટ જેટલું પાણી પસાર થાયછે. બીજો હિસાબ કહેછે કે દર કલાકે ૧૦૦૦૦૦૦૦ ટન જેટલું પાણી ધોધનો જે ભાગ "વંટોલિયા" (Whirlpool) ને નામે ઓળખાયછે ત્યાંથી ખાલી થાયછે. **ડિ વો** નામે એક અમેરિકન જડજ (Judge De Veaux) એવી ગણત્રી કરેછે કે પાંચ મહાપદમ પીપ જેટલું પાણી દરરોજ, ૨૧૧૮૩૬૮૫૩ પીપ જેટલું દર કલાકે, ૩૫૩૬૬૧૪ પીપ જેટલું દર મિનિટે અને ૫૮૩૪૩ પીપ જેટલું દર સેકંડે આ ધોધ ઉપરથી વહ્યું જાયછે! વળી પ્રોફેસર **ગનિંગ** (Prof. W. D. Gunning) ની ગણત્રી મુજબ ધોધ ઉપરથી દર મિનિટે સરાસરી ૧૮૦૦૦૦૦ ઘન ફીટ પાણી પસાર થાયછે. હવે દર ઘન ફુટે ૬૨॥ રતલનો વજન ગણતાં એવો હિસાબ મળેછે કે દર મિનિટે ૫૬૨૫૦૦ ટન પાણી પસાર થાયછે. પાણીના આ સર્વ જબરદસ્ત જથાના વજન, ધસારા અને ધસારાને લીધે ઇરી સરોવરમાંથી નિકળતી નદીની ઉંચાઈ શરૂઆતમાં છેક ધોધવાળી જગા સુધી જોકે માત્ર ૨૦ ફીટનીજ છે, અને પાણીને આસપાસ ફેલાવા માટે બે મૈલ જેટલી બહોળી જગા મળેછે, તોપણ જ્યાં માર્ગ સાંકડો આવેછે (જેમકે Whirlpool આગળ) ત્યાં નદી ૨૫૦ થી ૪૦૦ ફીટ જેટલી ઉંડી ગયલીછે. અહીં પાણીનો

જુસ્સો કલાકે ૪૦ મૈલની દોડવાની ઝડપ ધરાવેછે, અને આગળ ચાલતાં જ્યાં જગા પાછી પહોળી આવેછે ત્યાં એ ઝડપ કલાકના ચાર મૈલ સુધી ઘટી જાયછે. "ધોધ" અને "વંટોળિયા" ની વચે નદીની ઉંડાઇ ૭૫ થી ૨૦૦ ફીટની છે. હવે આ સઘળી ઉંડાઇ માત્ર પાણીનીજ સમજવી. પાણી પછી કાદવ અને પથરાનું નદીને તળિયે પડ છે તે તો જુદું.

ધોધ ઉપરથી પડતાં પાણીના જુસ્સાને લીધે બારીક છાંટીઓમાં જે વાછટ આસપાસ ઉડેછે તે બહુજ દિલખુશ લાગેછે. તે આકાશ ઉપર ધુમાડા મિસાલ ઊડેછે, અને જ્યારે સૂર્યનાં કિરણો તે ઉપર પડેછે ત્યારે બહુ દૂરથી દેખાયછે. જડજ પોર્ટરના કહેવા મુજબ તેણે ૧૦૦ મૈલ દૂરથી આ વાછટ જોઈ હતી. ધોધનો દેખાવ સૂર્યોદય તેમજ સૂર્યાસ્ત વેળા અવશ્ય જોવાલાયક છે. ત્યારે તે પોતાના તમામ ઠાઠમાઠમાં ભરપૂર આપણી નજર આગળ રજુ થઇ પોતાની મહાભારત મોટાઇ અને ભપકો દેખાડી આપી આપણી નજરને છક કરી નાખેછે, મનને તૃપ્ત કરેછે, દિલને બાગ બાગ કરેછે, અને ઘણાજ ઉમદા, ઊંચા નીતિગુણો પેદા કરેછે. વળી ચાંદરણામાં પણ આ ધોધ બહુ મજાહ આપેછે. જ્યારે સૂર્ય ઊગ્યો હોય તે વેળા તેની અને ઉપલી વાછટની વચે આપણ ઉભા રહી ધોધ તરફ જોઇયે ત્યારે ત્યાં તેના ચળકાટમાં ચમકતી રંગીન કમાન બનેલી નજર આવેછે. એ કમાનો દિવસે પણ દેખાયછે. એવીજ કમાનો રાત્રે ચંદ્ર પ્રકાશમાં પણ દેખાયછે.

પણ હવે કુદ્રતની આ ગંજાવર અજાયબીનું સામાન્ય વર્ણન પુરૂં કરી તેના જુદા જુદા ભાગો બાબે મારો અનુભવ ટુકમાં નોંધીશ. ન્યુયૉર્કવાળા અમેરિકન 'નાયાગરા ફૉલ્સ' ગામનું એ નામ હાલ ચાલુ છે. પ્રથમ તે ગ્રાંડ નાયાગરા કહેવાતું હતું, ત્યારબાદ ત્યાં કારખાનાઓ વધવાથી તેને મૅન્ચેસ્ટરનું નામ મળ્યું, તોપણ તે આજે નાયાગરા ફૉલ્સનાં જાણીતાં નામથી ઓળખાયછે. તેની વસ્તી ૪૫૦૦ માણસોની છે. તેની દક્ષિણે બે મૈલ ઊપર સસ્પેન્શન બ્રિજ નામનું ગામ છે, અને એ કસ્બોબી તેની સાથ જોડી નાખીને એ બંનેને "નાયાગરા ફૉલ્સ" નુંજ જાણીતું સામાન્ય નામ આપવાની હાલ તકરાર ચાલેછે. હવે જેમ આ બે કસ્બા નાયાગરા નદીની પૂર્વે બાજુએ અમેરિકન હદમાં આવેલાછે તેમ તેની પશ્ચિમ બાજુએ કેનેડાની હદમાં તેવાજ બે કસ્બાઓ છે, જેઓમાંના એકનું નામ તો ઉપર મુજબ નાયાગરા ફૉલ્સ છે, જે આગળ ક્લિફટનને નામે ઓળખાતો હતો.

હવે ધોધ જોવા માટે બે સર્વથી સરસ દેખાવો આપણું પહેલું ધ્યાન ખેંચેછે; એક ખુદ ધોધવાળો અને બીજો વંટોળિયાવાળો દેખાવ. એ બંને વચે ત્રણ મૈલનો અંતર છે. ધોધ નાયાગરાનાં બંને ગામો બાતેથી અછી રીતે દેખાયછે, પણ કેનેડાની બાજુવાળો ધોધ બેમાં ઘણોજ ભભકદાર છે. તે "ઘોડાની નાળરૂકો ધોધ" (Horse-shoe Falls) એવે વિચિત્ર નામે ઓળખાયછે. તેની પહોળાઇ ૨૩૫૦ ફીટની છે. આવડી જબરી પહોળી બેશુમાર જથાનાં પાણીની સફેદ ચાદર હોય તેમ આ ધોધ પડેછે, અને તેની એટલી બધી પહોળાઇ સાથ વાંકમાં પડતાં પાણી ગોયા લીલા રંગનાં હોય એવો દેખાવ આપેછે, તો જોકે તેવું કશું નથી. આ હૉર્સ-શુ ધોધ બરાબર ઘોડાની નાળ જેવોજ અર્ધ ગોળ છે. તેનો ગોળ વાંક દક્ષિણે આવેલો છે, અને તેના ખડકનો એક છેડો ઉગમણે બકર ટાપુ (Goat Island) ને વળગેલોછે ત્યારે બીજો આથમણે કેનેડાનાં વિક્ટોરિયા પાર્ક નામના બાગને લાગેલો છે. આ બાગ ઘણોજ વિશાળ અને મોહ પમાડે એવો છે. નામદાર રાણીનાં નામ ઉપરથી તેને હસ્તી મળીછે, અને તે દક્ષિણે ડફરિન ટાપુઓથી ઉત્તરે નાયાગરા ગામ સુધી ૨ા મૈલ લંબાયલો છે. લૉર્ડ ડફરિન જ્યારે કેનેડાનો ગવરનર જેનરલ હતો તે વેળા બ્રિટિશ અને અમેરિકન સરકારોએ નાયાગરા ધોધ દુનિયાની સર્વે પ્રજાઓને જોવા માટે ખુલ્લો મૂકવાનું ઠરાવ્યું હતું,

અને તે વેળાએજ આ પાર્ક બનાવવામાં આવ્યો હતો. તેમાં બેઠકો કરેલીછે તે ઉપરથી ધોધની મજાહ જોવાજોગ થઈ પડેછે. પણ "ઘોડાની નાળ" ને વધારે અચ્છી રીતે જોવા થકી બોટમાં બેસીને જેટલું નજદીક જઇ શકાય એટલું જઇને મેં તેને અનેકવાર જોયોછે.

હવે આ "નાળ" ની દક્ષિણે **સિડર** નામે ટાપુ (Cedar Island) દક્ષિણ તરફ લાંબો આવેલો છે. તેના ઉત્તર છેડા ઉપર ધોધ જોવાનું એક મથક બનાવેલું છે જેને Falls View Station કહેછે. "ઘોડાની નાળ"-વાળા ખડકનો પૂર્વ છેડો બકર ટાપુને અડેલો-છે તે ઉપરથી પણ આ ધોધ સારી રીતે જોઇ શકાયછે. ટાપુ અને ખડક વચ્ચે એક મજબૂત સ્ટીલનો પુલ બાંધેલોછે તે ઉપરથી પ્રવાસીઓ ધોધની અડાઅડ જઈ શકેછે. આ પુલ ૩૬૦ ફીટ લાંબો અને ૨૭ ફીટ પહોળો છે. વચમાં બે ગાડીઓને આમનસામન જવા માટે ૧૬॥ ફીટની જગા રાખીને તેની આજુબાજુ સવા પાંચ ફીટનો પગરસ્તો રાહદારીઓ માટે બનાવેલો છે. આ ટાપુ ખાતે સવાશો વરસોની વાત ઉપર કેટલાંક બકરાં બર્ફમાં નાશ પામ્યાં હશે તે ઉપરથી તેને બકર ટાપુનું નામ મળ્યું-છે. તેની દક્ષિણે ત્રણ નાનકડા ટાપુઓ એકની નીચે બીજો એમ હારબંધ આવેલાછે, જેમને "ત્રણ બહેનીઓ" (Three Sisters Islands) નું નામ મળ્યું છે. બકર અને આ ત્રણ ટાપુઓ વચ્ચે ઝુલતા પુલો આજ પચીશ વરસો થયાં નાખેલા છે. આ સઘળા ટાપુઓ ખાતે હું ફરી આવ્યોછું, જ્યાંથી પણ ધોધ દેખાયછે. પહેલી બહેનીવાળા ટાપુ ઉપરથી Hermit's Cascade નામનો ધોધ અચ્છી રીતે દેખાયછે. **ફ્રાન્સીસ એબટ** નામે એક સાધુ ઉપરથી તેને આ નામ મળ્યું છે. એ ધણી ૧૮૨૯ માં અહીં નહાવા ઉતરતો હતો, અને જાતે જવાન અને કેળવાયલો હોવા છતાં બે વરસ સુધી નાયાગરા ખાતે સાધુના જેવી જીંદગી ગુજારી સ્નાન કરતાં એક દિને ડુબી મુઓ હતો. આ ઉપરથી ઉપલાને "સાધુનો ધોધ" એવું નામ તેની યાદમાં મળ્યું છે.

નાયાગરા ધોધ દુનિયાનાં લોકોને માટે ખુલ્લો મુકાયા પછી અહીં પ્રવાસીઓની વસ્તી દર સાલ વધતીજ ગઈ. ધોધ ખુલ્લો મુકવા જોડે કેનેડાની સરકારે વિક્ટોરિયા પાર્ક અને યુનેટેડ સ્ટેટસની સરકારે **રિઝર્વેશન પાર્ક** નામના બાગો પોતપોતાની સરહદ ઉપર નદીની બંને બાજુએ બનાવ્યા, જેથી પ્રવાસીઓને બહુ સગવડ થઈ પડી. ૧૮૮૫ માં એકથી છ હજાર મુસાફરો ધોધ જોવા દરરોજ આવેલા ગણાયા-છે. ૧૮૮૬ માં રેલવેની ૨૭૪૧ ગાડીઓ ભરાઇને ૧૬૬૨૮૦ શોકીન તમાશગીરો આવ્યા હતા. બીજે વરસે તેમની સંખ્યા ૧૮૭૧૬૯-ની હતી. એ વરસની મોસમને માત્ર એકજ દિને—તા० ૧૯ મી ઑગસ્ટે—૧૪ ખાસ ટ્રેનો ભરાઇને ૧૦૦૦૦ થી વધારે પ્રવાસીઓ ધોધ જોવા આવેલા નોંધાયાછે! ૧૮૮૮ માં તેમની સંખ્યા ૩૦૦૦૦૦ અને ૧૮૮૯ માં ૫૦૦૦૦૦ ની હતી! હવે આ જોવા જનારાઓનો મોટો ભાગ અલબત કેનેડાની બાજુએ જમા થાયછે, કેમકે ત્યાંથીજ ધોધની મજાહ અચ્છી રીતે મેળવી શકાયછે. ૧૮૮૯ માં ૨૫૨૩૭૯ પ્રવાસીઓ આ પાર્કમાં ધોધ જોવા દાખલ થયા હતા. તોપણ આ કાંઈ એક કલાક કે એક દહાડામાં જોઇ રહેવાય એવો દેખાવ નથી, માટે પ્રવાસી-ઓ અમેરિકન ધોધ અને બીજા આસપાસના દેખાવો જોવા વિના કદી પાછા ફરતા નથી.

વિક્ટોરિયા પાર્કમાં આગળ વધતાં આપણો ગાઇડ આપણને "ટેબલ રૉક હૅાસ" નામનાં મકાન આગળ લાવેછે. મેં ઉપર જણાવ્યુંછે કે નાયાગરાનો એક ત્રીજો ધોધ હતો તે આજે ગૂમ થઈ ગયોછે. તે ધોધવાળા ખડકની નિશાની આપનારૂં ઉપલું મકાન છે. હજી ખડકનો એક ભાગ હયાત છે, પણ ધોધ ગેબ થયોછે. અહીંથી આગળા વખ્તમાં પ્રવાસીઓ જોખમ ભરેલી સીડી મારફતે અથવા પગથિયાંઓ ઉપર-થી નીચે ઉતરતા હતા, જ્યાંથી ઉપર જણાવેલો ઘોડાની નાળરૂપી ધોધ તેના પૂર ભપકામાં જોઇ શકાયછે. પણ આજે તે જીવ સટોસટ જોખમ રહ્યો નથી. આજે તો "હૈડ્રૉલિક લિફ્ટ" માં બેસાડીને આપણને સહેલથી નીચે

ઉતારેછે. અહીંથી થોડાંક કદમ આગળ વધ્યા કે આપણાં માથાં ઉપરથી ગંજાવર ધોધ પડતો જણાયછે—ગોયા પાણીનો એક કણી પણ નહિ શકાય-એવો જેથો એકદમ યાહોમ કુદકો મારી નીચે પડેછે ! એવો મોટો ધોધ દુનિયાના કોઈ પણ ભાગમાં પડતો જણાતો નથી. મેં મારી પ્રદક્ષિણાને દરમયાન ઘણાબી અજાયબ જેવા મોટા ધોધ જોયાછે, પણ આવો જબરો મેં કેથે દિઠો નથી. ઘણાંએ ધોધોના અદ્ભૂત દેખાવોથી હું છક થઈ ગયોછું, પણ આ ધોધનાં મહત્વ આગળ તેઓ સર્વ કુછ નથી. જ્યારે ન્યુઝીલેંડમાં સધરલેંડ ફૉલ્સ નામના ધોધ જોવાનું મને મોસમ બદલાઇ ગયાને લીધે નહિ બન્યું અને મને બહુ નાસિપાસી લાગી, ત્યારે મને એક મિત્રે સધ્યારો આપ્યો હતો કે નાયાગરાના ધોધ આગળ સધરલેંડ કુછ નથી. મેં સધરલેંડ તો જોયો નહિ પણ નાયાગરાના આ હૉર્સ-શુ આગળ બીજા સર્વને હું કીસ ગણત્રીમાં લેખતો નથી. જોકે બીજા ધોધો જેવી આની ઉંચાઈ નથી, તોપણ આ ધોધની પહોળાઇ જેવો પાણીનો સફેદ પાટ હું ધારૂંછું કે દુનિયાના બીજા સઘળા મોટા ધોધો ભેગા કરિયે તોપણ બનવો કઠણ છે. ઓછી ઉંચાઇ અને મોટી પહો-ળાઇને લીધે, એક ગંજાવર સફેદ ચાદર અથવા રૂનાં મસ મોટાં ફાળાં એકેક સાથ ભેળવાઇને પડતાં હોયની, તેવો આ દેખાવ છે. આથી નાયાગરાની મોટાઇ વધેછે, તેનો ભપકો જોર મારેછે. વળી જે જથામાં પાણી પડેછે તથા જે બળ સાથ તે પડેછે તે આપણી અજાયબી-માં અતિઘણો વધારો કરેછે, આપણી ઇશ્વર તરફની બિકમાં તે માનભરેલો ઉમેરો કરેછે !

એલિવેટર ઉપરથી ઉતરી થોડાક કદમ ચાલ્યા બાદ ઉભા ઉંચા ખડકની દેવાલમાં એક બુગડો કોરેલો આવેછે, જેમાંથી ૧૫૦ કદમ આગળ વધ્યા કે ધોધના પાછળા ભાગમાં હું જઈ પુગ્યો, જ્યાંથી ઘોડાની નાળનો ગોળ વાંક આબાદ દેખાયછે. અહીં વાછટ એટલી બધી આવેછે કે આપણ ભિંગાઇ જઇયે છિયે. ટેબલ રૉકથી આગળ વધતાં "Rainbow Ramble" નામની જગા આવેછે. અહીંથી સૂર્ય-પ્રકાશમાં ધોધની આસપાસ વર્ષાદની કમાન જેવી સંખ્યાબંધ હેરત ઉપજાવનારી કમાનો બેંચામણી* નજર આવેછે. આગળ ચાલતાં White Horse Rapids નામના અતિ ઝડપથી દોડતા પાણીના નાના ધોધ આવેછે. અહીં નાયાગરા નદી પોણા મૈલની લંબાઇમાં ૫૫ ફીટ નીચી ઉતરેછે.

"હૉર્સ શુ" ધોધ મૂકીને ત્રણ મૈલ ઉપર ચહડતાં નદીમાં જોવાલાયક તેના પુલો સિવાય બીજું કાંઇ નથી. ત્રણ મૈલ ઉપર નદી સીધી આગળ વધતી અટકી જઇને એક-દમ કાટખુણે ઉગમણ તરફ મંડાઇ જાયછે. અહીં તેની પહોળાઈ ૪૦૦ ફીટની છે, પણ ઉંડાઇનો હજી શુમાર કહડાયો નથી, કેમકે આ ઠેકાણે પાણી તુફાની રૂપ પકડેછે. અહીં પાણીના વંટોળિયા ઉડેછે, અને એ વંટોળિયાના સપાટામાં આવનાર બચી શકતું નથી. એક પ્રખ્યાત તારો કપ્તાન વેબ નાયા-ગરા તરીને આ વંટોળિયામાં ડુબી મુઓ હતો. નદીનો સીધો રસ્તો બંધ થાયછે ત્યારે તેનાં ધસારાબંધ વહેતાં પાણી રસ્તો અટકાવ-નાર કાંઠા સાથ જોશમાં અથડી ઉગમણનો નવો માર્ગ લેછે તે વેળા આ તુફાન જાગેછે. એ વેળા પાણીનું બળ બહુ વધેછે. આ ધસારા અને બળને લીધે માર્ગ બંધ પડેછે તે જગા ઉપર એક મોટો જળાશય બન્યોછે, જેના કાંઠા ૨૫૦ ફીટની ઉંચાઈ સુધી સીધા ચયલાછે. એની આસપાસ પેલું રીશે ભરાયલું પાણી નવો રસ્તો લીધા આગમજ વંટોળિયામાં બદલાઈ જાયછે અને બહુ શોર મચાવી તુફાન જગાડેછે. તે પોતાની આ મસ્તીને દરમયાન ખુણામાં આવી પડેલી વસ્તુઓને આગળ વધવા દેતુંજ નથી, અને તેથી કેટલીક વાર મોટાં ઝાડો અને લાકડાં વંટોળિયા તરફ તણાઇ આવ્યા બાદ દિવસો સુધી એક બાજુએ ચંપાઈ રહેછે, પણ તેમને તરી જવાનું બન-તુંજ નથી. પાણીના આવા તુફાની દેખાવને લીધેજ તેને "વંટોળિયા" (The whirl-pool) નું નામ મળ્યું છે. પણ એમ જાણવી



નાયાગરાના ધોધનો દેખાવ.

[જુઓ પૃષ્ઠ ૨૦૬.

કેનેડા કે અમેરિકાની બાજુએથી આ દેખાવ જોનારને પાણીમાં ખરેખર વંટોળિયો થતો જણાતો નથી. જો તમો તેનું જુઓ તો તમેજ કહેશો કે "વંટોળિયો ક્યાં છે?" વંટોળિયો થાય ત્યારે તો પાણી એક ગંજાવર ગળણીનો દેખાવ પકડે, તેની વચમાં બકારૂં જણાય અને તેમાં સર્વ ચીજો ગેબ થઈ જાય. પણ અહીં તેવું કશું નથી, એ એક નવી અજાયબી છે. અહીં તો પાણી છેડાઈ પડેલાં હોવા છતાં જુદુંજ રૂપ ધારણ કરેછે. તે વચ્ચેથી બેસી ગયલું હોવાને બદલે ઊપસીને ટેકરો થયલું જણાયછે, અને જેમ જેમ દક્ષિણેથી પાણી વહેતું આવી ખડકની દેવાલ સાથ અથડી પૂર્વ ભણી જવા માંગેછે તેમ તેમ આ ટેકરો સાંકડી હદને લીધે ઊંચો થતો જાયછે. અને પાણી તો સદા વહ્યું જાયછે તેથી એ ટેકરો ચાલુજ રહેછે, અને તેની આસપાસ ચક્ર મારીને થોડું થોડું પાણી પૂર્વ તરફ તે નવે માર્ગે આગળ વધી ઓન્ટેરિયો સરોવર તરફ જાયછે. કોઇ કોઇવાર તો આવા એક ડઝન ટેકરા બનેછે, જેમના સપાટામાં આવેલી કોઇબી વસ્તુ સલામત રહેવા પામતી નથી. માણસ, બોટ, કે બીજું સર્વ ફના થાયછે. અને તોપણ કાંઠા ઉપર એટલી શાંતિ રહેછે કે શોકીન પ્રવાસીઓ વંટોળિયાની દરકાર વિના સ્નાન કરી શકેછે.

વંટોળિયો મૂકી ઉગમણે **ક્વીન્સ્ટન** નામે કસ્બા તરફ આગળ વધતાં એકવાર ફરીને પાણી પાછું ઝડપ બતાવેછે. પણ ત્યાર પછી સાત મૈલ ઉપર નદી ઓન્ટેરિયો સરોવરમાં પડેછે ત્યાંસુધી તે કેવળ શાંત રહેછે અને તેથી એ સરોવરમાંથી ક્વીન્સ્ટન સુધી બારકસો સહેલથી આવી શકેછે. કેનેડા અને અમેરિકાના કાંઠાઓ વચ્ચે નદી ઉપરથી બોટો ફરતી રહેછે. એવી બોટને "Maid of the Mist" નું નામ આપેલુંછે, અને નદીનાં તુફાન છતાં કશા અકસ્માત વિના આપણ બોટ ઉપર સવાર થઈ ધોધ જોઇયે છીયે અને સેલ કરિયે છિયે. શિયાળામાં નદીનું પાણી વહેતું બંધ પડેછે અને ધોધ આગળ બર્ફના પુલ બંધાયછે. એ વેળાનો દેખાવ વળી નવીજ નવાઇ દેખાડતો કહેવાયછે. એ પુલ પસાર કરવા માટે ધાસ્તીભરેલા છે, તોપણ એક કાંઠેથી બીજે કાંઠે લોકો સેલ કરવા ઉતરી પડેછે! (Cave of Winds) નામની એક ગુફા ઉપરથી પાણી જાયછે તેનો દેખાવ પણ સારો છે. એ ખડકની ગુફા અમેરિકન ધોધની બાજુમાં છે. અહીં દાખલ થવા માટે એક ડૉલરની ફી પડેછે, અને પાણીથી ભિંગાઈ નહિ જઇયે તે માટે પ્રથમ ઉનનાં અને તે ઉપર મિણકવરનાં કપડાં પહેરવા આપેછે, તેમજ પગમાં જાડા કેનવાસનાં બૂટ પહેરાવેછે. અમેરિકન લોકો નહિ સરખા દેખાવ માટે ભપકાદાર જાહેર ખબરોથી પ્રવાસીઓને ભોળવી પૈસા કેમ કઢાવેછે તેનો આ દાખલો છે. એ કરતાં તો નદીમાં આગબોટ ફરેછે તેમાં બેસીને ધોધ જોવાની મજાહ ઓર છે. તે માટે ૫૦ દોકડાની ફી છે. અહીં પણ મને ઉપર મુજબ ઉન તથા મિણ કવરનાં કપડાં પહેરાવ્યાં, કેમકે આગબોટ ધોધની અડાઅડ જઇને ઉભી રહેછે તેથી તેની વાછટથી આપણ ભિંગાઇ જઇયે છિયે. કેનેડિયન ધોધથી વિજળિક રેલવે ક્વીન્સ્ટન ગામ સુધી દોડેછે, તેમાં ૭૫ દોકડાની ફી આપી હું સઘળા ધોધવાળી જગાઓ તરફ ફરી આવ્યો, તે સેલ વળી જુદીજ મજાહ આપતી હતી. આ ગામના પાર્કમાં જેનરલ બ્રૉક નામે એક ઇંગ્રેજ સરદારનું બાવલું છે, જે અમેરિકનો સાથની લડાઇમાં ૧૮૧૨ માં માર્યો ગયો હતો.

હવે હું આ નામીચી નદી ઉપરના પુલો વગેરેની થોડીક નોંધ લઈ આ પ્રકરણ સમાપ્ત કરીશ. આ નદી ઉપર બે ઝુલતા અને એક મજબૂત લોખંડી એવા ત્રણ પુલો બંધાયલાછે. પહેલો ઝુલતો પુલ ધોધની દક્ષિણે બે મૈલ ઉપર ૮૦૦ ફીટની લંબાઇનો અને પાણીની સપાટીથી ૨૩૦ ફીટની ઉંચાઇએ છેક ૧૮૫૮માં બંધાયલોછે. તે ઉપરથી જેમ ટ્રેનો તેમજ ઘોડાગાડીઓ અને માણસોને પસાર થવાના માર્ગ બાંધેલાછે. બીજો એવોજ પુલ એ કરતાં વધારે મહાભારત છે. તે અમેરિકન

[illegible] ૧૮૭૨ માં બે રેલવે કંપનીઓ-એ પોતાને ભાગે ખર્ચે બાંધેલોછે. પ્રથમ બર્ફ બાઝીને શિયાળામાં તેનો પુલ બંધાયો તે ઉપરથી દોરડાં પસાર કરીને પછી એ પુલ બાંધવાની શરૂઆત કીધી હતી. નદીને બંને કાંઠે એકેકો મિનારો બાંધીને તે ઉપરથી પુલને ઝુલતો કર્યોછે, અને દુનિયામાં આવો લાંબો એ કિસમનો બીજો એકે પુલ કહેવાતો નથી. તેની લંબાઇ ૧૨૬૮ ફીટની છે. નદીનાં પાણીની સપાટીથી તે ૧૯૦ ફીટ ઉંચો છે. ૧૮૮૯ નાં જબરાં તુફાનમાં આ પુલ ઉડી ગયો હતો, પણ ત્યારબાદ તેને વધારે મજબૂતી સાથ દરૂસ્ત કીધોછે. એ ઉપરથી પણ માણસો તેમજ ટ્રેનો પસાર થાયછે. આ પુલને લીધે અમેરિકન કાંઠા ઉપર એક ગામ વસ્યુંછે, તેને પણ "**સસ્પેન્શન બ્રિજ**" નુંજ નામ મળ્યુંછે. એ પુલનાં કેનેડાના છેડા ઉપર ક્લિફ્ટન ગામ આવેલુંછે.

પણ એના કરતાંબી વધારે વખાણાયછે તે તો Cantilever Bridge નામનો લોખંડ-નો ગંજાવર પુલ છે. તે ઘણો સુંદર અને જોવા લાયક છે. તે બાંધવા પાછળ ૩૦૦૦ ટન લોખંડનો ખપ થયોછે. બે ટ્રેનો સામ સામી પસાર થઇ શકે એટલો તે પોહોળો છે, અને તેની લંબાઇ ૯૦૯ ફીટની છે. તેને એવો તો મજબૂત બનાવ્યોછે કે ૧૮૮૪ ની આખરીએ તે તૈયાર થયા પછી તે ઉપરથી ૨૦ એન્જીનો અને ૨૪ પથરા ભરેલી ગાડી-ઓને જબરાં દબાણ અને બોજા સાથ પસાર કરવામાં આવી હતી. આવો સલામતીભરેલો અને મજબૂત પુલ દુનિયામાં બીજો એકે ગણાતો નથી.

નાયાગરાનાં પાણીનું બેશુમાર બળ વગર ઉપયોગે વ્યર્થ જાયછે તે ઉપરથી હાલ આસ્તે આસ્તે તેને ઉપયોગમાં લેવા માંડયુંછે, અને તે મારફતે સંચાઓ ચાલેછે. આથી નાયાગરા કસ્બો વેપારમાં ખીલતો જાયછે અને આગળ ચાલતાં તે નવું મેન્ચેસ્ટર શેહર થઈ પડશે એવી વાજબી વકી રખાયછે. આ ધોધ જોવા આવનારા કોઈ કોઇ પ્રવાસીઓ અને બીજાઓ અહીં પાણીમાં નંખાવી દઇ આપઘાત કરેછે. કેટલાકો વળી ઉંચા પુલો અને ખડકો ઉપરથી કુદકા મારવાના, કે ધોધ અને વંટોળિયા તરી જવાના, અને છેલે દોરડાં બાંધી ધોધ ઉપર-થી બાંધે માણસ ઉઠાવી ચાલી જવાના તમાશાઓ કરેછે.

તા૦ ૧ લી ઑગસ્ટની રાત્ર ૮ વાગે ફરતાં ફરતાં હું ન્યુ યૉર્ક સેંટ્રલ રેલવેનાં સ્ટેશન ઉપર જઈ પુગ્યો ત્યાં જોઉંછું તો બે પારસી બાઇઓ, પોતાની એક આયા જોડે ઉભી ઉભી વાતો કરતી હતી. પડોશમાં એક ગ્રહસ્થ તમામ ઇંગ્રેજી પોશાકમાં ઉભેલો હતો. ખબર કહાડ-તાં મને જણાયું કે તે એક પાર્સી જવાન હતો, અને તેનું નામ મી૦ નસરવાનજી પટેલ હતું. ઉપલી બાઇઓનો પોશાક તો મુંબઈની પાર્સણોના જેવોજ હતો, તે અહીં સુધી કે માથે માથાબાનું અને હાથે ચિતલ પણ હતાં. તેઓમાંની એક કદે લાંબી બાઇ ઇંગ્રેજી સારૂં બોલી જાણતી હતી. બીજી બાઇ ઠિંગણી હતી. આયાનો પોશાક સફેદ હતો. તેઓ જોડે વળી એક બાળક પણ હતું. આ નવાઇજેવાં પરોણાઓને જોઈ સ્ટેશન ઉપર પરપુછ થતી હતી. તેઓ સઘળાં ચિકાગો ઉપડી ગયાં.

નાયાગરાના ધોધ જોવામાં મેં ચાર દિવસ ગુજાર્યા અને તા૦ ૨ જી ઑગસ્ટ ૧૮૯૩ અને બુધવારે અહીંથી ઉપડી રાત્રે **ઑલ્બની** શેહેર ખાતે જઈ પુગ્યો. હડસન નદી જેનાં મુખ ઉપર ન્યુ યૉર્ક શેહર આવેલુંછે, તેમાં અહીં સુધી ન્યુ યૉર્કથી ઉપડેલી સ્ટીમરો આવી શકેછે, માટે અહીંથી હવે સ્ટીમરમાં બેસીને નદીનો દેખાવ જોતો જોતો તે મોટાં શેહેર તરફ જવાનો ઇરાદો રાખીને હું ઑલ્બની આવ્યોછું.

————⟶•◆•⟵————

## પ્રકરણ ૧૮ મું.

# ન્યુ યૉર્ક—દુનિયાનું બીજું મોટું શેહર.

ન્યુ યૉર્ક રાજ્ય—તેની મોટાઇ. ઑલ્બની—તેનું નામ, વસ્તી અને ઇમારતો. હડસન નદી—"અમેરિકન ર્‌હાઇન"—તેનો શોભાયમાન દેખાવ—"ન્યુ યૉર્ક એવેન્યુ."

ન્યુ યૉર્ક શેહર—તેનું મહત્વ—બબે ચચાર મિનિટે ઉપડતી ટ્રેનો—આખી રાત દોડતી ટ્રેનો—ભાડુતી બારકસો—"ડિપો."—સેંકડોબંધ નાટકશાળાઓ—સર્વથી મોટું કેતાબખાનું—ફ્રી લૈબ્રેરીઓ—શેહરનાં જુદાં જુદાં નામો—ગુલામી વેપાર—વસ્તીનો જબરો વધારો—વેપારરોજગાર—એક મોટી નેહેર—૧૦૦૦ ફીટ લાંબો ગંજાવર પુલ—બસ મોટી ઇમારતો—વર્તમાનપત્રોની ખાસ ઇમારતો—છાપખાનાનાં જુદાં જુદાં કામો—"સ્વતંત્રતા"નું બાવલું—સીટી હૉલમાં ગોઠવણો—બીબાં ગોઠવી આપનાર સંચો—શેહરનો વિસ્તાર—રસ્તાઓ ઉપર જબરી ભિડ—હાથીના આકારનું એક પહોંચખાનું—અમેરિકનોની પૈસા કમાવાની રીત—સેંટ્રલ પાર્કની મોટાઇ અને મજાહ.

બ્રૂકલીન—એક પરૂં કે શેહેર? "દેવળનગર"—અમેરિકન પ્રવાસનું શેવટ—મારો અનુભવ. વિદાયગીરી—ન્યુ યૉર્કનું સુંદર બારૂં—છેલી સલામ કરનારા દેખાવો. એટલાન્ટીક મહાસાગર—લંડન.

**ના**યાગરાથી ન્યુ યૉર્ક રેલવે મારફતે ૪૯૨ મૈલ છે. એ આખો વિસ્તાર ન્યુ યૉર્કનાં રાજ્યમાં સમાઇ ગયોછે. એને Empire State યાને "અમેરિકન શેહનશાહાતનું મુખ્ય રાજ્ય" એવું નામ મળ્યું છે તે વાજબીજ છે, કેમકે એ રાજ્ય આખી શેહનશાહાતમાં સર્વથી માતબર અને સર્વથી વસ્તીવાળું છે. એ રાજ્યની પહેલી સ્થાપના વલંદા લોકે કરેલી હતી. તેની વસ્તી ૧૮૬૦ પછી દર દાહેકે દશ દશ લાખ જેટલી વધતી ચાલીછે. ૧૮૬૦-માં તે ૩૮૮૦૭૩૫ની હતી, ૧૮૯૦માં તે ૫૯૯૭૮૫૩ સુધી વધીછે. મુખ્ય શેહરોમાં ન્યુ યૉર્ક, બ્રુકલીન, ઑલ્બની વગેરે છે. એ માંહેલાં

**ઑલબની**

ખાતે આજ (તા૦ ૨૭ ઑગસ્ટ, બુધવાર) રાત્રે હું જઇ પુગ્યો. **હડસન** નદી ઉપર આ શેહર રેલવેનું મધ્ય બિંદુ છે. એની વસ્તી ૯૪૯૨૩ માણસોની છે. આખાં શેહર-માં રેલવે ઉપરાંત ટ્રામ લાઇન ફરી વળેલી છે. નદી ઉપર ત્રણ લોહોડાંના મોટા પુલો બાંધેલા છે. આઠ રોજીંદાં પત્રો પ્રગટ થાયછે, અને અઠવાડિક તથા માસિક તો એથી વધારે છે. ઇંગ્લંડનો રાજા બીજો **જેમ્સ** જ્યારે ૧૬૬૪-માં ડયુક ઑવ યૉર્ક એંડ ઑલ્બનીનો ખેતાબ ધરાવનારો શાહજાદો હતો ત્યારે તેનાં માનમાં આ શેહરને હાલનું નામ મળ્યું હતું. જેમ રેલવેનું તેમજ નેહરો અને નદી માર્ગે ચાલતા વેપારનું પણ ઑલ્બની મથક છે. "ન્યુ કેપીટૉલ" નામની ૩૦૦ x ૪૦૦ ફીટની મોટી ઇમારત શેહરનો મુખ્ય શણગાર છે, જે ઉંચા ભાગ ઉપર બાંધેલી હોવા જોડે વળી ૩૨૦ ફીટની ઉંચાઈ ધરાવેછે. તેમાંજ મોટું સરકારી કેતાબખાનું છે, જેમાં ૧૫૦૦૦૦ પુસ્તકો છે. આ શેહર "અમરિકાનાં એડિન્બરો"-ને નામે પણ કેટલીકવાર ઓળખાયછે.

અહીં મારે ઝાઝો વખત કહાડવો ન હતો માટે બીજેજ દિને સહવારે ૯ વાગાને શુમારે હું સ્ટીમર "ઑલ્બની" ઉપર સવાર થઈ **હડસન** નદીમાં દક્ષિણ તરફ આગળ વધ્યો. સ્ટીમરને ચાર મજલા છે અને તેને બહુ રોણકદાર બાંધી-છે. સલુનમાં બેઠકો વગેરે રાચરચીલાં મન-

પસંદ છે, અને વળી વખતેવખત બેંડ વાગ્યા કરેછે. આ સ્ટીમરમાં ઊતારૂઓની આવજાત સારી થાયછે. નદીના બંને કિનારા લીલોતરી અને આબાદી દર્શાવેછે. એમાં સ્ટીમરોની આવજા ચાલુજ છે. ઑલ્બનીથી ન્યુ યૉર્ક આ નદીને માર્ગે ૧૪૨ મૈલ દૂર છે. કિનારે કેટલાંક વસ્તીવાળાં આબાદ શેહરો વસેલાંછે. આ નદીનો દેખાવ યુરોપની પ્રખ્યાત રહેન નદીના જેવો લાગતો હોવાથી એને "અમેરિકન રહેન" કહેછે. અહીં સેલ કરતાં મને કેટલીક જગાઓનો દેખાવ ન્યુ-ઝીલેંડના જેવો લાગ્યો. કેટલાક મૈલની મંજલ કાપ્યા પછી નદીને કાંઠે થોડેક દૂરથી ૩૦૦૦ ફીટની ઉંચાઇના પહાડો આવેછે, જેઓબી લીલાં ઝાડપાનથી ભરપૂર છે. વળી તેઓ ઉપર છુટા છુટા બંગલા શોભેછે. એમ કરતાં અમે "ન્યુ યૉર્ક એવેન્યુ" માં દાખલ થયા, જે નદીને કાંઠે આ મોટાં શેહરનાં સુખવાસી રહેવાસીઓના બંગલાઓનો લત્તો છે. તેઓ ૧૦૦૦ ફીટ ઉંચા ડુંગરો ઉપર સુંદર હરિયાલી વચે બાંધેલાછે. નદીની સામેનો કાંઠો ૧૫૦૦ થી ૧૭૦૦ ફીટ ઉંચો છે, અને તે પણ ઝાડપાનોથી ભરપૂર છે, તો-પણ ન્યુ યૉર્કની બાજુએ છે તેવા બંગલા આ ટેકરીઓ ઉપર દિસતા નથી,

## ન્યુ યૉર્ક.

આ રીતે નદીમાં સહવારે ૯ વાગેનો દાખલ થયેલો સાંજે ૫ાા વાગે હું કિનારે ઉતર્યો, અને દશમાં એવેન્યુ અથવા મેહોલ્લામાંનાં "એડમ્સ હૌસ" નામનાં હૉટેલમાં ઉતારો લીધો. હજી ચાર કલાક દહાડો હોવાથી હું શેહરમાં અહીં તહીં કેટલીક લટાર મારી આવ્યો, પણ ખરેખરી ભેટ તો બીજે દિનેજ યાને તા૦ ૪-થી અને શુક્રવારથી શરૂ કીધી. હું ન્યુ યૉર્ક ખાતે ૭ દિવસ રહ્યો, અને તેટલા અડસામાં મેં એ અમેરિકન ખંડનાં સર્વથી મોટાં શેહર-ની બની આવી એટલી જોવાલાયક જગાઓ, ઇમારતો વગેરે જોઇ લીધી, જેમની આ જગાએ એક સામટી નોધ લેવીજ દરસ્ત ધારૂં છું.

આ શેહર, જે જુની દુનિયાનાં સર્વથી મોટાં શેહર લંડનથીજ માત્ર ઉતરતું છે, અને જે દુનિયાનાં બીજાં મોટાં શેહેર દાખલ ગણાયછે તે, હડસન નદીનાં મુખના પૂર્વ કાંઠા ઉપર વસેલું છે. વસ્તી ૧૫૧૫૩૦૧ માણસો-ની યાને આપણી મુંબઇ કરતાં લગભગ બેવડી છે. રેલવેઓનું તેમજ દરિયાઇ બારકસોનું એ મૂખ્ય મથક છે. કેટલીક રેલવે લાઇનો તો જમીનની સપાટી ઉપર નહિ પણ મેહોલ્લા-ઓને માથે બાંધેલીછે. તેઓ પૂર્વથી પશ્ચિમ દોડેછે, જેમનાં દર બીજે કે ત્રીજે મેહોલ્લે ઉભા રહેવાનાં સ્ટેશનો છે. ટ્રેનો દર ચાર મિનિટને આંતરે શેહરના દરેક ભાગમાં દોડે-છે, પણ ધંધા રોજગારની શરૂઆત તેમજ આખરીએ—યાને ઑફિસો કે બાજારોમાં જતી અને ત્યાંથી ઘેર પાછા ફરતી વેળા—આ ટ્રેનો દર બબે મિનિટે ઉપડેછે. ભાડું માત્ર પાંચ દોકડા. તેઓ આખી રાત દોડે-છે. ટ્રામવેનું ભાડું પણ પાંચ દોકડા છે, અને એ ગાડીઓ શેહરના એક છેડાથી બીજા છેડા સુધી ચોતરફ ફરી વળેછે. ટ્રામવે સામે હરીફાઇ નહિ થઇ શકવા છતાં ઑમ્નીબસો પણ ફરતી ફરેછે, અને એ ઉપરાંત ભાડુતી ગાડીઓ તો સંખ્યાબંધ છે, જેમનો દર બહુ ભારી છે. શેહરની ત્રણ બાજુએ પાણી ફરી વળેલાં હોવાથી બોટો સંખ્યાબંધ મળેછે. ન્યુ યૉર્કમાં રેલવે સ્ટેશનોને "ડિપો" કહેછે. જુદી જુદી સંખ્યાબંધ લાઇનો અહીં ભેગી થતી હોવાથી એવાં ડિપો શેહરમાં પુષ્કળ છે.

રમતગમત તરફ જોતાં અહીં નાટકશાળા-ઓનો પણ ટોટો નથી,—સેંકડોબંધ છે—જેઓમાં સર્વથી મોટું અને સુંદર નાટક-ગૃહ બ્રૉડવે નામે મોટા મેહોલ્લામાં બાંધેલું "ઑપેરા હૌસ" છે. આ શાળાઓમાં નાટકો, જલસાઓ, ગાયનયુક્ત મેળો, બૉલ, ભાષણો વગેરે થવા જોડે સભાઓ પણ ભરાયછે. ઘોડ દોડનાં મેદાનો પણ અનેક છે. "એસ્ટર લૈબ્રેરી રીડિંગ રૂમ" નામનાં પુસ્તકખાનામાં ૨૫૦૦૦૦ દફતરોનો સંગ્રહ કરેલોછે, અને

તેથી તે આખાં યુનૈટેડ સ્ટેટ્સમાં સર્વથી મોટું કેતાબખાનું કહેવાયછે. સીટી લાયબ્રેરી અને "કુપર ઇન્સ્ટીટ્યુટ" પ્રજાને માટે મુફત વાંચવાનાં ખાતાં છે, અને તે ઉપરાંત યંગ મેન્સ ક્રિશ્ચન આસોસિયેશન નામનું એક ખાતું છે તેની સખાવતથી શેહેરના જુદા જુદા ભાગો ખાતે મુફતની વાંચણશાળા અનેક સ્થાપેલીછે. શેહેરમાં વળી નવાઇજેવી જુની પરાણી અને ઐતિહાસિક વસ્તુઓ, ઉત્તમ તસ્વીરો, બાવલાં, હસ્ત-લેખો વગેરેનાં સંગ્રહસ્થાનો પણ અનેક છે. એક મોટી ટપાળ ઑફિસ જોડે બીજી ૧૩ નાની જુદા જુદા લત્તાઓ ઉપર સ્થાપેલીછે અને કાગજ નાખવાના નળા અથવા પેટીઓ ૭૦૦ છે. આ ટપાળ ઑફિસ ઉંચા ગુંબજોની અને મજબૂત પથરની બાંધેલીછે, જે પાછળ ૭૦૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ બેઠોછે. તેના ઉપલા મજલાઓ ઉપર ન્યાયની અદાલતો છે, જે ઉપર 'લિફ્ટ' મારફતે જવાયછે. હાલ એક નવું "કોર્ટ હૌસ" બંધાયછે, જે પાછળ ૧૧૦૦૦૦૦૦ ડૉલરનો ખર્ચ થનાર છે. આ મકાન સફેદ સંગેમરમરનું બાંધ્યુંછે, જે ઉપર ૨૧૦ ફીટ ઉંચો ગુંબજ ઉઠાવ્યોછે. ન્યુ યૉર્કને અમેરિકનો **'એમ્પાયર સીટી'** યાને આખી શેહનશાહાતનાં વડાં શેહેરને નામે ઓળખેછે. ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં એવું બીજું એકે શેહેર નથી. તે વેપારનું મુખ્ય મથક છે. વલંદાઓએ પોણી ચારશો વરસો ઉપર સ્થાપ્યું ત્યારે એને પોતાનાં પાયતખ્ત ઉપરથી **ન્યુ એમ્સ્ટરડામ**નું નામ આપ્યું હતું. તે વેળા એની વસ્તી માત્ર ૧૦૦૦ જીવડાઓની પણ ન હતી. ૧૬૬૪ માં તે ઇંગ્રેજોના હાથમાં આવ્યું, અને ડયુક ઑવ યૉર્કની યાદગારીમાં એને તે વખતથી ન્યુ યૉર્કનુ નામ મળ્યું. પણ દશ વરસમાં તેના ધણી પાછા વલંદાઓ થયા, જેમને ઇંગ્રેજો સાથ તે જમાનામાં જબરી લડાઇઓ ચાલતી હતી. તેઓએ આ શેહેરનું ઇંગ્રેજી નામ બદલી **ન્યુ ઑરેંજ** આપ્યું. તોપણ બીજેજ વરસે બંને વચે કોલકરાર થયા તેમાં આ શેહેર ઇંગ્રેજોને મળ્યું, અને તેઓએ ૧૭૮૩ સુધી તેની હકુમત ચલાવી. એ વરસમાં યુનૈટેડ સ્ટેટ્સનાં રાજ્યો જોડાયાં, જ્યારે ન્યુ યૉર્કની વસ્તી ૨૩૦૦૦ ની હતી. ઇંગ્રેજોના અમલને દરમયાન અહીં ધુમધોકાર ગુલામી વેપાર ચાલતો હોવાથી એક ગુલામી બાજાર ખાસ સ્થાપાયું હતું. અમેરિકનો ધણી થયા પછી એકજ દાહેકામાં શેહેરની વસ્તી બેવડી થઇ, અને પછી તે વસ્તી અને આબાદાનીમાં વધતુંજ ચાલ્યું. એનું મુખ્ય કારણ ઇરે સરોવરથી શેહેર સુધીની નેહેર છે જે ૧૮૨૫માં બંધાઇ રહી હતી. ૧૮૦૦ માં એની વસ્તી ૬૦૪૮૯ ની હતી; ૧૮૫૦ માં તે ૮૧૨૮૬૯ ની થઇ, અને ૧૮૮૦ માં તે ૧૨૦૬૫૦૦ સુધી વધી. આજે તેમાં બીજાં ત્રણથી ચાર લાખ માણસો વધ્યાંછે! તેની આસપાસ બ્રુકલીન, જર્સી સીટી અને હોબોકન જેવાં ગંજાવર પરાં છે, તેમની વસ્તી તો જુદી છે. એ સર્વ સાથે ગણતાં ન્યુ યૉર્ક, જે હાલ મેં ઉપર કહ્યું તેમ માત્ર લંડનથીજ ઉતરતું ગણાયછે, તે ૨૫૦૦૦૦૦ માણસોની વસ્તીવાળું જબરૂં શેહેર થઇ પડે!

આ શેહેર પોતે **માન્હટન** ટાપુ (Manhattan I.) ઉપર આવેલુંછે, જે ૧૩ મૈલ લાંબો છે. તે હડસન નદી અને **ઉગમણ** નદી વચે ઘેરાયલો છે. એ ઉપરાંત વળી શેહેરનો ૧૨૫૦૦ એકર જેટલો એક ભાગ ખંડ સાથે પણ જોડાયલોછે. તેનું બારૂં પણ ઘણું મોટું અને સુંદર છે, જે બાબે હું આગળ ચાલતાં બોલીશ. શેહેરનો વેપાર બહુ ધિકેછે. આખાં યુનૈટેડ સ્ટેટ્સના વેપારનો ½ ભાગ ન્યુ યૉર્કને રસ્તે ચાલેછે. ૧૬૦૦૦૦૦ માણસોની વસ્તીવાળાં આ ગંજાવર શેહેરમાં ૧૧૫૦૦ તો નાનાં મોટાં જાતજાતનાં કારખાનાઓ છે, જેમાં ૮૦૦૦૦૦૦૦ ડૉલરની કીમતનું કાપડ વણાયછે, ૨૫૦૦૦૦૦૦ ડૉલરનાં કાગળ અને કેતાબો બનેછે, ૧૮૦૦૦૦૦૦ ડૉલરની સીગાર તૈયાર થાયછે: ટુંકમાં ૫૦૦૦૦૦૦૦૦ ડૉલરની કીમતનો માલ વરસ દહાડે આ શેહેર બનાવેછે. ઇરે સરોવરથી ઑલ્બની ખાતે હડસન નદી સુધીની

નેહેર બંધાયાથી ન્યુ યૉર્કની મોટાઈ વધીછે. એ નેહેર પાછળ ૫૦૦૦૦૦૦૦ ડૉલરથી પણ વધુ ખર્ચ બેઠેછે, અને તોપણ સઘળો ખર્ચ બાદ જતાં આજે તે સરકારને મોટો નફો કરી આપેછે.

ન્યુ યૉર્ક અને બ્રુકલીન શેહેર વચ્ચે **ઈસ્ટ રિવર** (ઊગમણુ નદી) નામની નદી વહેછે, જે ઉપર ૫૯૮૯ ફીટ લાંબો ગંજાવર પુલ ૧૫૦૦૦૦૦૦ ડૉલરને ખર્ચે બાંધેલોછે. તે પાણીની સપાટીથી ૧૩૫ ફીટ ઉંચો છે. આ સર્વથી મોટો પુલ પથરના સ્તંભો સાથ લોખંડનાં દોરડાં વડે ઝુલતો બનાવેલો છે. તે ઉપર માણસોને ચાલી જવાના, ઘોડા ગાડીઓ જવાના, તેમજ રેલવેના રસ્તા બનાવેલા છે. વિજળિક રોશનીથી અહીંનો દેખાવ બહુ ભપકાદાર લાગેછે. માણસોને જવા આવવાનું પુલની વચેથી રાખેલું છે, એ રસ્તાની બેઉ બાજુએ રેલવે દોડેછે, અને રેલવે લાઇનોની આજુબાજુ ગાડી ઘોડાનો માર્ગ નેમી આપેલો છે. પુલને આ છેડે ફ્રેંચોએ અમેરિકન પ્રજાને બક્ષેશ આપેલું "સ્વતંત્રતા" નું બાવલું ગોઠવેલું છે, અને પેલે છેડે "સીટી હૉલ" ની ઇમારત છે, જે સીટી હૉલ પાર્કમાં આવેલી છે. તે સફેદ સંગેમરમર અને બુરા સેંડસ્ટોનની બાંધેલી છે. યુનૈટેડ સ્ટેટસના પહેલા પ્રેસિડંટ (પાદશાહ) દાખલ જે ખુરશી ઉપર જેનરલ **વૉશિંગટન** બેઠા હતા, તે, તેમજ જે ટેબલ ઉપર તેણે કૉન્ગ્રેસ જોગે, પહેલો પત્ર લખ્યો હતો તે સર્વ અહીં ગોઠવેલાં છે. ન્યુ યૉર્કના ગવરનર માટેનું દેવાનખાનું પણ અહીં જુદું છે, જેમાં થોડાંક ઉમદા ચિત્રો ગોઠવેલાં છે.

ન્યુ યૉર્કમાં ખાનગી મોટી, કીમતી ઇમારતો સંખ્યાબંધ છે. મી૦ **મિલ્સ** નામે ધણીએ બાંધેલી ઇમારત ૧૦ મજલાની છે, તે ઉપર ૩૦૦ ઑફિસો છે, અને નવાઈ એ છે કે મોટા વિસ્તાર ઉપર ફરી વળેલી હોવાં છતાં આ ઉંચી પહોળી ઇમારતમાં એક પણ થાંભાની મદદ લીધી નથી ! વર્તમાનપત્રો પોતપોતાની જુદી ઇમારતો ધરાવેછે, જેઓમાં "ધી વરલ્ડ" નામનું પત્ર બહુ પંકાયલું છે. એ રોજીંદાં પત્રની ૧૮૮૩ માં દરરોજ ૩૩૫૨૧ નકલો ખપતી હતી—આજે ૩૧૭૦૦૦ નકલો દરરોજ ખપેછે ! પહેલાં વરસમાં દર મહિને તેને ૭૨૪૧ જાહેરખબરો મળતી હતી—આજે તેમની માસિક સંખ્યા ૬૫૦૦૦ ની છે ! આ પત્રની ઇમારત દુનિયામાં સર્વથી લાંબી છે, તેની ઉંચાઇ ૩૭૫ ફીટની છે. પણ "ધી ટૈમ્સ" નામે પત્રની ઇમારત ૧૩ મજલાની બહુ ભપકાદાર છે. "ઇવનિંગ પોસ્ટ" નામનું પત્ર એક સદીની ઉમર ધરાવેછે. તેની ઇમારત પણ નજદીક એક ડજન મજલાની ઉંચાઈ ધરાવેછે.

ઉદ્યોગ હુનરમાં ન્યુ યૉર્ક બહુ આગળ વધ્યુંછે. આજ એક સદી થઇ અહીં અમેરિકન બેંક નોટ બનાવનારી એક કંપની મોટી ફતેહ સાથ પોતાનું કામ ચલાવેછે. તે આ નોટો ઉપરાંત ખતપત્રો, સ્ટાંપો, બોંડ, શેરો વગેરે પણ બનાવેછે. એક ગંજાવર છાપખાનું માત્ર પુસ્તકો છાપવાનુંજ કામ કરતું નથી પણ તેમાં સઘળી જાતના છાપાકળાના હુનરોનાં કામો બનેછે. છાપવું, બાંધવું, પુઠાં બનાવવાં અને સોનેરી અક્ષરો પાડવાનાં સાધારણ કામો ઉપરાંત ચિત્રો દોરવા, કોતરવા, નક્ષા બનાવવા, રંગોમાં છાપવા વગેરેનાં અનેક કામો અહીં થાયછે. એક બીજી કંપની નિશાળોમાં શિખવવામાં આવતી સઘળી ચોપડીઓજ છાપવાનો ધંધો કરેછે. એવી ૨૦૦૦ જુદી જુદી ચોપડીઓ તેણે છાપી પ્રસિદ્ધ કરીછે. હાલ એક જાતની નવી છાપાકળાની શોધ થઇછે, અને તે એ કે સંચા મારફતે બીબાં ગોઠવવાં. ન્યુ યૉર્કમાં કેટલાંક વર્તમાન પત્રો વગેરે એજ સંચા મારફતે તૈયાર થાયછે, જેને "લિનોટૈપ" (The Linotype) નું નામ મળ્યુંછે. આવા આવા ઉદ્યોગો અને નવી નવી શોધોનાં કારખાનાઓ બાબે લખવા માંડું તો ઘણું લંબાણ થઇ જાયછે, પણ જાતજાતના હીરા, ઘડિયાળ, પિયાનો, ફેન્સી કાગળો, વિજળિક યંત્રો, વાજીંત્રો, કાચનાં તરેહવાર યંત્રો, વગેરે હર તરાહના હુનર ઉદ્યોગની વસ્તુઓ આ

મોટાં શેહેર ખાતે બનેછે અને વખાણાયછે એમ કહેવું ખોટું નથી.

આખું ન્યુ યૉર્ક શેહેર લંબાઇમાં ૧૩ાા અને પોહોળાઇમાં ૪ાા મૈલ અને વિસ્તારમાં ૪૧ ચોરસ મૈલ છે. શેહેરની વચોવચમાં સેંત્રલ પાર્ક નામનો ફરવાહરવાનો બાગ છે ત્યાં મોટા પોહોળા મોહોલ્લાઓ અને રસ્તાઓ ભેગા મળેછે. આ સર્વ ઠેકાણે માણસો અને ગાડીઘોડાની જબરી ભિડ થાયછે. એમાં વળી ત્રામવે, રેલવે અને ઑમ્નીબસ વગેરેની આવજા ચાલુજ રહેવાથી કેટલીક વેળા કંટાળો છુટેછે. આવા ભિડવાળા રસ્તાઓ ઉપર એક પગવાટ ઉપરથી સામેની બીજી પગવાટ ઉપર જવા પહેલાં બહુ સંભાળ રાખવી પડેછે, કેમકે માણસો છુંદાઈ જવાના અનેક અકસ્માતો દરરોજ બનેછે. શેહેરની દક્ષિણે "બેટરી પાર્ક" નામનું ચોગાન છે, જ્યાંનો દેખાવ સામે દરિયો આવ્યાથી બહુ ખુશનુમા લાગેછે.

અહીંથી હું હોડીમાં સવાર થઇ **કોની** ટાપુ (Coney I.) ખાતે ફરવા ગયો, જે ન્યુ યૉર્કનાં બારાંમાં આવેલોછે. અહીં બહુ લોક સેલ કરવા આવેછે, અને તેથી રવી અને સોમવાર સિવાય દર રાત્રે આતશબાજી થાયછે. અહીં ઘણાકો દરિયાનાં પાણીમાં નહાવા પણ આવેછે. આ ટાપુ ખાતે મુંબઇનાં એક પાર્સી ગ્રહસ્થની પહેડી છે, જે **દાદાભાઈ** એંડ કંપનીને નામે ચાલેછે. કોની ટાપુ ઉપર **બ્રાઈટન** અને **વેસ્ટ બ્રાઈટન** નામનાં બે ગામો છે તે જોવા ગયો તો ત્યાં વળી પુષ્કળ લોક સ્નાન કરવા આવેલું જણાયું. દરિયામાં ૧૦૦૦ ફીટની લંબાઇ સુધી એક લોખંડનો પુસ્તો બાંધી લીધેલોછે, જે ઉપર ફરવાની, ખાનપાનની અને બીજી ઘણી મોજ પડેછે. અહીં એક અજાયબ જેવી કરામત એ છે કે એક પોહોચખાનું હાથીના આકારનું બાંધેલું-છે, અને તેથી તેનું નામખી "Elephant Hotel" આપેલુંછે. વળી ૩૦૦ ફીટ ઉંચી એક વેદશાળા બાંધેલીછે તે ઉપરથી ૫૦ મૈલ સુધી આસપાસનો દેખાવ ઘણોજ દિલપઝીર લાગેછે. બીજી રમતગમત અને તમાશાની જગાઓ અહીં ઘણી છે, જેમાં વળી જુગાર અને ઠગાબાજીની રમતો પણ છે. એ સર્વ ઠેકાણે જોવા જવા માટે નાની મોટી ફી આપવી પડેછે. રાત્રે પાછો ફરીને આતશબાજી જોઈ તેની પણ ફી પડી. વાંચનારે એમ તો સમજવુંજ નહિ કે અમેરિકન લોક જેટલા ચબરાક અને બાહોશ છે તેટલા તેઓ પોતાની બાહોશી આપણને મુફત દેખાડે એવા મોટાં દિલના છે. તેઓ દરેક તમાશાના—બેંડ સાંભળવાના પણ—પૈસા માંગેછે, અને એકનું બેવડું પેદા કરેછે. ઉપલી આતશબાજીમાં કાંઈ દમ હતો નહિ તોપણ તે જોવા પા ડૉલરની ફી આપીને એટલુંબધું લોક ભેગું થયું હતું કે બેવડી રકમ ભેગી થયા વિના રહી ન હોય.

દરિયા કાંઠાની મજાહ આ રીતે ભોગવીને રાત્રે ૯ાા વાગે હું ન્યુ યૉર્ક પાછો ફર્યો. બીજે દિને રવીવાર હોવાથી અતરેનો બહુજ પંકાયલો સેંત્રલ પાર્ક જોવા નિકળ્યો. આ એક સુશોભિત ફરવાહરવા માટેનો ચોગાન અને બાગ છે, જેને તૈયાર કરવા પાછળ ૧૫૦૦૦૦૦૦ ડૉલરની પાદશાહી રકમ ખર્ચાઇછે. આ ચોગાન માટે ૮૬૨ એકર જમીન રોકાઇછે. તે ૨ાા મૈલ લાંબો અને શુમારે એક મૈલ પોહોળો જમીનનો એવો બહોળો વિસ્તાર છે, કે જેને ખામખા આ ૧૬ લાખની વસ્તીવાળી નાનકડી દુનિયાનાં લોકોને માટે એલાહેદો રાખેલો છે. ગાડીમાં સેલ કરવા માટે ૯ મૈલના, ઘોડસ્વારી માટે ૪ મૈલના અને પગે ચાલી ફરવા હરવા માટે ૨૫ મૈલના રસ્તાઓ અહીં મોજુદ છે. ખટકે ખટકે આર્કાંઓ બનાવી રસ્તાઓ જુદા પાડયાછે, તોપણ પાર્કની ખુબી ઢંકાઈ જાય એવું કશું નહિ કરવાની સંભાળ રખાઇછે. દરેક જાતનાં ઝાડો અને રોપાઓ અહીં બહુ અછી તરબિયતથી ઉગાડેલાં છે, અને તેમાં દર સાલ વધારો થતોજ જાયછે. પાર્કમાં દાખલ થવાના ૧૮ દરવાજા છે, અને ચાર મોહોલ્લાઓ તેમાંથી પસાર થાયછે, જેઓ ઉપર આર્કાં કરી લીધાં છે. પાર્કની વચમાં એક મોટો સરોવર બનાવેલો છે,

જેમાં લોકો ભાડની હોડીઓમાં બેસી ફરેછે. એક નાનું જાનવરી સંગ્રહસ્થાન પણ છે. આ જાનવરોમાં એક સફેદ પિછાંનો મોર જોઇ મને નવાઈ લાગી. વળી અજાયબ વસ્તુઓનું એક સંગ્રહસ્થાન છે તેમાં દેશ દેશનાં માટીનાં વાસણો, વાજીંત્રો, જુના વસ્ત્રનું કાપડ જે ઉપર ભરતકામ ઉપરાંત આરબી અને મિસરી અસલી લેખો, ૩૪૦૦ વરસની જુની ઇજીપ્શીયન લાશો યાને મુમી, અસલી દેવદેવીઓ અને મહાપુરૂષોનાં બાવલાંઓ, ઊમદા ચિત્રો, અસલ જમાનાના લેખો સાથનાં આરબોનાં વાસણો, વગેરે વગેરે બેશુમાર વસ્તુઓ છે. સરોવર તરફ જતાં એક મોટો ફુવારો બનાવેલોછે. સરોવરથી થોડે દૂર નાના નાના જળાશયો બાંધેલાછે. એ તરફ સિડામાં ફરવાના રસ્તા બનાવેલાછે. ઊપલા જળાશયોમાંનો એક ૧૦૬ એકરના વિસ્તારનો છે અને તેમાં ૧૦૦૦૦૦૦૦૦૦ ગ્યાલન પાણી છે આ પાર્કમાંબી સિકંદરિયા શેહર જેવી "ક્લિયોપેત્રાની સોય" છે, જે મિસરના પદભ્રષ્ટ ખદીવ **ઈસમાઈલ** પાશાએ ન્યુ યૉર્કને ભેટ આપવાથી પ્રખ્યાત અમેરિકન કરોડપતિ **વેન્ડરબિલ્ટ**ને ખર્ચે આ મિનારાને મિસરથી ઉપાડી લાવી અહીં ઊભો કરેલોછે.

આ રીતે ન્યુ યૉર્કની સઘળી જોવાજોગ જગાઓ અને ઇમારતો વગેરે જોઇ લઇને શેહરના એક બીજા ભાગ તરફ હું ચાલ્યો, જે ઉપર વર્ણન કરેલા ગંજાવર ઝુલતા પુલથી ન્યુ યૉર્ક સાથ જોડાયલું

## બ્રૂકલીન

શેહર છે. પુલનું નામ પણ એ શેહર ઉપરથીજ પડેલુંછે. અહીંની વસ્તી ૮૦૬૩૪૩ માણસોની છે. એમાંબી ત્રણ ચાર ચોગાનો છે, પણ તે દમ વિનાના છે. અહીં ત્રામવે અને હોડીઓ તથા ભાડુતી ગાડીઓ જોડે વરાળથી ચાલતી ગાડીઓ પણ દોડેછે. બ્રૂકલીન યુનૈટેડ સ્ટેટસનું ત્રીજું મોટું શેહર છે, તોપણ તે ન્યુ યૉર્કનાં એક પરાં દાખલ ગણાયછે, કેમકે એ બંને વચ્ચે માત્ર એક પુલનોજ અંતર છે. અહીં વડાં શેહર કરતાં ભાડુંતોડું સસ્તું હોવાથી ધંધાદારી લોકોની વસ્તી મોટી છે. વળી અહીં જાહેર ઇમારતો પણ થોડી નથી. **લાંબા ટાપુ** (Long I.) ના દક્ષિણ છેડા ઉપર અને પૂર્વ નદી (East River) નાં મૂખે પૂર્વ તરફ આ શેહર વસેલુંછે. અહીં સીટી હૉલ, કોર્ટ હૌસ, સુકી અને લીલી ગોદીઓ, મ્યુનિસિપલ બિલ્ડીંગ અથવા ટૌન હૉલ, ગાયનની પાઠશાળા, મર્કન્ટૈલ લૈબ્રેરી (જેમાં ૬૦૦૦૦ વેપાર રોજગારને લગતા ગ્રંથો છે), વગેરે જોવાલાયક છે. અહીં જ્યાં જોઇયે ત્યાં દેવળો બહુ જણાયછે, અને તેમની કુલે સંખ્યા ૨૫૦ ની હોવાથી બ્રૂકલીનને "દેવળનગર" પણ કહેછે.

મારા અમેરિકન પ્રવાસનું અહીં શેવટ આવેછે. આ આખા ખંડમાં આથમણથી ઉગમણ તરફ રેલવેમાં દોડતો આવતાં મેં જગાએ જગાએ ઉદ્યોગ, હુનર અને ખેતી દીઠાંછે. ધંધોધાપો બહુ ખીલી ગયોછે. ચિકાગોથી ન્યુ યૉર્ક સુધીનો વેપાર વણજ હેરત કરેછે. તોપણ અહીં હું સર્વ ચીજ મોંઘી જોઉંછું. અમેરિકનો સભ્ય લોક છે. તેઓ દરેક વાતમાં આપણને જી હોથી બોલાવેછે. અહીં સુધારાનાં કદમ બહુ આગળ વધેલાં જોઉંછું. વિદ્યાનાં પગળાં અહીં જ્યાદા જણાયછે. નવી શોધો, અને સઘળું નવું અને બુલંદ અમેરિકાનુંજ હોય તેમ ઠેકાણે ઠેકાણે તે નજરે પડેછે. એટલામાટે ઘોડાગાડી દોડે અને પૂઠેથી રસ્તા ઉપરનો કચરો ગોળ બ્રશ મારફતે સાફ થતો જાયછે તે જોઇને મને ઘણી નવાઈ લાગી નહિ. એક ઠેકાણે મેં વાંચ્યું કે જે કોઈ મુગાં બહેરાંને બોલતાં અને સાંભળતાં કરે તેને એક લાખ ડૉલરનું ઇનામ! એવું એવું તો કંઈક અહીં નજરે પડેછે.

તા૦ ૯ મી ઑગસ્ટ, બુધવાર. આજ દિને બપોરે બે કલાકે હું સ્ટીમર "ન્યુ યૉર્ક" ઉપર સ્વાર થઇ ઇંગ્લંડ જવા ઉપડયો. મને તે સૌથંપ્ટનમાં ઉતારનાર છે, જ્યાંથી હું રેલવે મારફતે લંડન જઇશ. સ્ટીમર બંદર છોડી બહાર નિકળતી હતી તે વેળાએ ન્યુ યૉર્કનું બારૂં જોવાની મને ઊત્તમ તક મળી. ત્રણ

કલાક સુધી ઉપર કહેલો લાંબો ટાપુ મને દેખાયા કીધો, જેના છેડા ઉપર બ્રુકલીન વસેલું છે. ન્યુ યૉર્ક આવતાં બારકસોને થકી બે દીવાદાંડી બંધાયલી છે, જેમાંની એટલાન્ટીક મહાસાગર-માંની દક્ષિણ તરફની બહુ બળવાન રોશની ધરાવેછે. નીલા રંગનો દરિયો, તે ઉપર દોડતાં હજારો નાનાં મોટાં બારકસો, સુંદર અને લિલોત્રીવાળા કિનારા, નાના નાના ટાપુઓ અને તે ઉપરનાં ગામડાંઓ, દૂરથી નમસ્કાર કરતાં નાનકડાં બંદરો, બાગો અને હવાખાનાંઓ, કિલ્લાઓ અને બરૂજો, બ્રૂકલીન-નો મસ મોટો પુલ, અને એ વિનાએ બીજી અસંખ્યાત હવેલીઓ ગોયા આપણને ડોકિયાં કરી કરીને છેલી સલામ કરતાં હોય એમ લાગી જાયછે. ખરેખર આ બારાંનો દેખાવ મને ઘણોજ ઉત્કૃષ્ટ લાગેછે, અને જો હું ઇંગ્લંડથી અમેરિકા ગયો હોત તો પ્રથમ આ બારાંની બુલંદી જોઇને ન્યુ યૉર્ક માટે અને તે ઉપરથી આખા અમેરિકા માટે પહેલાંથીજ ઉંચું મત મત બાંધી દીધું હોત. ન્યુ યૉર્ક તરફ જવું તે દરિયામાંથી પાછા પાણી તરફજ જતા હોઇયે તેમ હડસન અને ઇસ્ટ નદીઓને લીધે, અને આસપાસના ટાપુઓને લીધે લાગી જાયછે. અમને નમસ્કાર કરનારી એક બુલંદ વસ્તુને મારે ભૂલી જવી નહિજ જોઇયે, અને તે ફ્રેંચ લોકોએ અમેરિકનોને ભેટ આપેલું "સ્વતંત્રતા" નું બાવલું છે. તેને શેહરના દરિયા તરફના છેડા ઉપરજ ઉભું કરેલું છે.

બારૂં મૂકી હવે અમે ભરદરિયે પડયા, અને **એટલાન્ટિક** મહાસાગર અમને તદન સ્થિર જણાયો. આ મોટા સાગરની વધતાંમાં વધતી લંબાઈ ઉત્તરથી દક્ષિણ ૯૦૦૦ મલની અને પહોળાઇ ૩૦૦૦ થી ૪૦૦૦ મૈલ-ની છે. તા૦ ૧૧ મી ઑગસ્ટ અને શુક્ર-વારે પાછળા પહોરે ૪ વાગ્યા સુધી અમને સામેથી મળતી સ્ટીમરો ખુલ્લી દેખાતી હતી, પણ એ વેળા અમે **ન્યુફૌંડલેંડ**ના કાંઠા આગળથી માર્ગ લીધો ત્યાંથી ધુમસ શરૂ થયો અને તે ૪૦ કલાક સુધી ચાલુ રહ્યો. ખુદ સ્ટીમર ઉપરનું આપણને દેખાય નહિ તો સામેથી આવતી સ્ટીમર તો કયાંથીજ જણાય? એટલામાટે અમારાં બારકસે સીપટી ફૂંકવી ચાલુજ રાખી અને એ રીતે અથડાઅથડીના અકસ્માતમાંથી પોતાને સલામત રાખી.

એમ કરતાં તા૦ ૧૬ મી અને બુધવારે અમને ઇંગ્લંડનો કિનારો દૂરથી દેખાયો. **લુઆર્ડ પોઈંટ** (Luard Pt.) ની બતીનાં અમને દર્શન થયાં, અને અમે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચેની ખાડીમાં દાખલ થયા. એટલા-ન્ટીક મહાસાગર તેમજ આ ખાડીનાં પાણી તુફાની ગણાયછે, પણ હાલ ઉનાળાની મોસમ હોવાથી તેઓ શાંત હતાં. ૧૮૮૬ માં હું ઇંગ્લંડ ગયો ત્યારે ખાડીનાં પાણીએ તુફાની રૂપ પકડેલું મેં નજરે જોયું હતું. એ રીતે **વૈટ** નામના નાના પણ પ્રખ્યાત ટાપુની ઉત્તર બાજુએથી અમે **સૌધંપ્ટન** જઈ પુગ્યા, જ્યાંથી મોજ મારવા જતાં લોકોની સંખ્યા-બંધ હોડીઓ અમને સલામ કરતી સામે મળી. આજે પાછળા પહોરે ૩ કલાકે સ્ટીમર ધક્કે બંધાઇ, અને સાંજે ૬ વાગે તો મેં પોતાને

**લંડન શેહર**

માં દિઠો! અહીંથી મારો યુરોપનો પ્રવાસ શરૂ થાયછે, અને તેનું મેં બીજું દફતર બનાવ્યુંછે.



# પૃથ્વીની પ્રદક્ષિણા.

## દફતર બીજું.

## પ્રવાસ ૨ જો (ચાલુ).

## યુરોપમાં મુસાફરી.

### પ્રકરણ ૧૯ મું.

### હૉલેંડ અને બેલ્જીયમ.

સૌધંપ્ટનથી લંડન—મારા ઇંગ્લંડના ત્રણ પ્રવાસો. હૉલેંડ તરફ કુચ—રૉટરડામ—વસ્તી અને વેપાર—જોવા લાયક ઠેકાણાઓ—શેહરનાં નામની ઉત્પત્તિ. ધ હેગ—એમ્સ્ટરડામ—વસ્તી—રસાળ જમીન—ઉદ્યોગ—રાજાના મેહેલની બાંધણી—તેનું વર્ણન.

બેલ્જીયમ—તેની ટુંક વિગત; એંટવર્પ—તેની મોટી ગોદીઓ—તેનાં નામનો અર્થ; બ્રસલ્સ—"નાનું પેરિસ"—શેહરનું વર્ણન—તેની સ્તુતિ—ભાગોળો અને ચોકો—ફુવારા અને બાવલાં—ફીત બનાવવાનો કીમતી ઉદ્યોગ—એક મોટું કારખાનું—પાર્લામેંટ હૌસ—ઇટાલ્યન માર્બલ અને રંગીન ચિત્રોનો સામાન્ય દેખાવ—નવી અદાલતનું મકાન.

વૉટર્લુનું જંગ મેદાન—તેની ભેટ—વૉટર્લુની લડાઇની ટુંક યાદ—નેપોલ્યન બોનાપાર્ટ—તેની શિકસ્ત—માર્યા ગયલાઓની યાદગારી—લડાઇની યાદગારીમાં મ્યુઝિયમ—તેમાંની જોવાલાયક વસ્તુઓ. જર્મની તરફ કુચ.

### હૉલેંડ.




**૧૬ મી ઑગસ્ટ ૧૮૯૩** ને દિને હું સૌધંપ્ટન પુગ્યો, અને રેલવેમાંથીજ એ શેહર જોતો લંડન ઉપડી ગયો. આ મારો ઇંગ્લંડનો બીજો પ્રવાસ છે, અને વળી એક ત્રીજો પણ થયોછે. ૧૮૮૭ નાં સાલમાં તા૦ ૧૪ મી ફેબ્રુઆરીથી તા૦ ૨ જી માર્ચ સુધીનું એક પખવાડિયું મેં ઇંગ્લંડનાં મુખ્ય શેહરો જોવામાં ગુજાર્યું હતું. હાલ મેં બીજા આઠ દિવસ લંડનમાં ગુજાર્યા, અને ત્યાંથી યુરોપનો પ્રવાસ શરૂ કીધો, જે પુરો કરીને પેરિસ થઇને હું લંડન ખાતે ત્રીજી મરતબે પાછો આવ્યો હતો, અને તા૦ ૨૧ મી નવેમ્બરથી એક આઠ-

વાડિયું મેં મુખ્ય જગાઓ જોવામાં ગુજાર્યું હતું. એ રીતે ઇંગ્લંડમાં એકંદર એક મહિનાની મુદત મેં ગુજારીછે, જે વેળા જોયલી સર્વ જગાઓ વગેરેનું બયાન છુટું છુટું કરવાને બદલે મારી મુસાફરીની શેવટે એકઠુંજ આપવાનું દરૂસ્ત ધારૂંછું, માટે આ ઠેકાણે આટલો સહેજ ઇશારો કર્યા સિવાય ઇંગ્લંડના પ્રવાસ બાબે એક હરફ પણ વધુ બોલતો નથી.

તા૦ ૨૪ મી ઑગસ્ટ અને ગુરૂવારને દિને યુરોપ જવા માટે મેં લંડન છોડયું અને રાત્રે ૮ વાગેનો નિકળેલો બીજે દિને સહવારે ૬ કલાકે **હોક ઑવ હૉલેંડ** (Hoek of Holland) નામને બંદરે જઈ અહડયો. આ શેહર **ઉત્તર** સમુદ્ર અને **માસ** નદી (R. Maas) અથવા **રહૈન** નદીના કાંઠા ઉપર આવેલુંછે. અહીં અમારી સ્ટીમર થોડો વખ્ત થોભીને પછી નદીમાં દાખલ થઈ. બંને કિનારે તમામ લિલોત્રી નજર આવતી હતી, અને તેથી દેશ ઘણોજ શોભાયમાન લાગતો હતો. રસ્તે એકાદ બે નાનાં ગામો મળ્યાં, જે પછી ૮॥ વાગે અમે **રૉટરડામ** જઇ પુગ્યા. પણ તેનું વર્ણન કર્યા આગમજ હોલેંડ દેશ બાબે ટુંકમાં થોડીક બિનાથી વાંચનારને વાકેફ કરીશ.

અસલ શબ્દ Hollowland (યાને પોકળ ભૂમિ) ઉપરથી Holland નામ ટુકું થયલુંછે. **જર્મન** મહાસાગર અથવા ઊત્તર સમુદ્રના અગ્નિ કાંઠા ઉપરની સપાટ ભૂમિ તે હૉલેંડ છે. તેની વધતાંમાં વધતી લંબાઈ ૧૯૦ મૈલની અને વધતાંમાં વધતી પોહોળાઇ ૧૨૩ મૈલની છે. **ઝુઇડર ઝી** નામનો દરિયો પૂરાયાથી આ નાનકડા દેશનો વિસ્તાર વધીને આજે ૧૩૭૦૦ ચોરસ મૈલનો ગણાયછે. આગળા જમાનાઓમાં હૉલેંડ વસ્તી વિનાનો બિનાશવાળો મુલક હતો, કેમકે કોઇવાર દરિયાનાં પાણીથી તે ભરાઈ જતો તો કોઇવાર તે પાણી પાછાં ખાલી થયાથી કાદવ કિચ્ચલવાળો રહેતો હતો. એવા એક મુલકને આજે ૪૫૧૧૪૧૫ ની વસ્તીવાળો તેમજ માતબર અને ઉદ્યોગી દેશ બનાવવાનું સર્વ માન તેની બાહોશ પ્રજાને ઘટેછે, જે પોતાના નાની સંખ્યા છતાં આખી દુનિયામાં ડચ અથવા વલંદાને નામે મશહુર છે. દરિયાને પાછો ફિતરી આવતો અટકાવવા માટે આ દોલતમંદ લોકોએ જબરી મોટી દેવાલો બાંધી લીધીછે, જેમને દરોબસ્ત રાખવા માટે દર સાલ મોટો ખર્ચ બેસેછે. આખા દેશમાં નેહેરો ફરી વળીછે, જે ઉપર બંને કાંઠે ઝાડો રોપેલાંછે. આ દેશમાં મૂખ્ય ભાષા ડચ છે, જે જર્મન ઉપરથી નિકળેલીછે. એ ઉપરાંત ફલેમિશ, ફ્રેંચ અને ઇંગ્રેજી પણ વપરાયછે. **નેપોલ્યન બોનાપાર્ટ**ની પડતીથી યાને ૧૮૧૪ થી અહીં રાજાની સત્તા ચાલેછે. હાલ અહીં માજી રાજા ૩ જા **વિલ્યમની** બેટી **વિલેમિના** રાજય કરેછે, જે રાજા ૧૮૯૦ માં મરણ પામ્યો હતો. અહીં પાર્લામેંટની બે સભાઓ છે. વડી સભાના ૩૯ સભાસદો છે, જેઓ ૯ વરસો સુધી બેઠક ભોગવેછે. બીજી સભામાં ૮૬ સભાસદો ૪ વરસ સુધી બિરાજેછે. પહેલાઓને જુદાં જુદાં ૧૧ પ્રગણાઓ પણ બીજાઓને કર ભરનારી પ્રજા ચુંટી કહાડેછે. દરેક પ્રગણામાં રાજાના કમિશનરને નામે ગવરનર અમલ ચલાવેછે. એકંદર લશ્કર ૨૧૫૦૦૦ માણસોનું છે, અને ૨૩ મનવારો સુધાં ૧૪૭ બારકસોનો કાફલો છે. દેશનો વેપાર મોટો ધિકેછે. ૬૨૦ વેપારી બારકસો મારફતે ૨૮૭૦૦૦ ટન જેટલા માલની આવજા થાયછે. ૧૭૦૦ થી વધારે મૈલની રેલવે લાઇનો નખાયલીછે.

## રૉટરડામ,

જયારે હું આ શેહરમાં આવી પુગ્યો ત્યારે મને તે તમામ લીલું અને સફા નજર આવ્યું. ઘણાં વહાણો અને સ્ટીમરો અહીં આવજા કરેછે. અહીં વહાણો બાંધવાની એક ગોદી પણ છે. લોકો કદે ઠીંગણા અને ગંભીર દિસેછે. અહીં એક ઘોડાની ટ્રામ ગાડી ફરેછે. મછી બજારમાં પાણીની ટાંકીઓમાં જીવતી રાખેલી માછલીઓ વેચાયછે. શેહરની ચોતરફ બાડીઓ નજર આવેછે. અહીં લંડન કરતાં અર્ધો અર્ધ ખર્ચમાં તફાવત જણાયછે. ખોરાકી,

મજુરી વગેરે તે શેહેર સાથ સરખાવતાં સસ્તુ- છે. રૉટરડામ હોલંડનું બીજું મોટું શેહેર છે, જ્યાંની વસ્તી ૨૦૫૧૩૬ માણસોની છે. શેહેર-ની જમીન નીચી હોવાથી દરિયાનું પાણી ફરી વળી તેને ડુબાડી નહિ દે તે માટે દેવાલો બાંધી લીધેલીછે. અહીં બોલાતી ડચ યાને વલંદી બોલીમાં અને મારાં વતન કેપ્ટૌન ખાતે બોલાતી એજ બોલીમાં ફેર જણાયછે. લોકો ઘણાખરા ઇંગ્રેજી ભાષા બોલેછે, અને અહીં ઇંગ્રેજી સિક્કાનું પણ ચલણ છે. આ શેહેરમાં-થી માસ નદી વહેછે, જેમાંથી સર્વથી મોટાં બારકસો પણ પસાર થઈ શકેછે. બુમ્પીઝ (Boompies) નામના ધકા ઉપર ઉતારૂઓ ઉત-રેછે, જયાં આગળ ડચ ઇસ્ટ ઇંડિયા હૌસ હતું. હાલ એ મકાન ડચ સંસ્થાનો માટેના અસ્બાબની વખારમાં બદલાઈ ગયુંછે. આ શેહેરમાં મોટી ગોદીઓ હોવાથી ઘણાં વહાણો બંધાયછે, અને જાવા તથા સુમાત્રાના ટાપુઓ સાથ બહોળો વેપાર ચાલેછે. અહીં ઘણીએક નેહેરો બાંધેલીછે, જેમના બંને કાંઠાઓ ઉપર ઝાડો રોપેલાંછે તેથી તે બહુ શોભેછે. નેહેરો ઉપર પુલો બાંધેલાછે, અને તે ફેરવી શકાય એવી કરામતનાછે. અહીંનું મ્યુઝિયમ, બોટા-નિકલ અને ઝુલોજીકલ બાગો, નવો ટૌન હૉલ વગેરે જોવાલાયક છે. હું એ સઘળે ઠેકાણે ફરી વળ્યો, જેમાં દાખલ થવાની નજીવી ફી આપવી પડેછે. એક મિનારો ૨૯૭ ફીટ ઉંચો છે, તે ઉપરથી શેહેર અને આસપાસના દરિયાનો દેખાવ ઘણોજ ખુશનોમા લાગેછે.

માસ નદીની રૉટર (Rotter) નામની એક ખાડી છે, અને તેના ઉપર બાંધેલા પુસ્તા (dam) ઉપર આ શેહર વસેલું હોવાથી તેને 'રૉટર-ડામ' નું નામ મળ્યુંછે. મજકુર બુમ્પીઝવાળો ભાગ નદી પુરીને મેળવેલી જગા ઉપર બંધાયલો છે, અને તેને લાકડાંના પાયા પર ઉઠાવેલો છે. રાતી ઇંટનાં બાંધેલાં કેટલાંક ઘરો ૪ થી ૬ મજલાનાં છે, જેમની બારીની બહાર આર્સી જડેલા હોયછે.

## એમ્સ્ટરડામ.

તા૦ ૨૬ મી, શનિવાર—આજ દિને સહ-વારે હું પાયતખ્ત એમ્સ્ટરડામ જવા માટે રવાના થયો. માર્ગમાં ધી હેગ (The Hague) શેહર આવેછે, જે ઉનાળામાં યુરોપ-ની એક બહુજ દિલકશ જગા થઈ પડેછે. એક લીલાં જંગલ વચે તે આવેલુંછે. પોણાબે કલાકમાં હું રેલવે મારફતે પાયતખ્ત ખાતે પુગ્યો, જ્યાંની વસ્તી ૪૧૭૮૩૯ માણસોની છે. રૉટરડામથી અહીં સુધીની જમીન ઉપર મેં ખેતી જુજ કરેલી જોઇ, અને જે કંઇ હતી તે માત્ર ભાજીપાળાની હતી. અહીં પણ નેહરો ખોદીને તે વડે શેહરને જુદા જુદા ભાગોમાં વહેંચી નાખેલું છે. ગાડી ઘોડા તેમજ રાહ-દારીઓ માટેના રસ્તા મજબૂત પથરના બાંધેલા છે. કેટલેક ઠેકાણે સુંદર ચોકો બાંધેલાછે, જેમાંના કોઇમાં નામીચા પુરૂષોનાં બાવલાં ગોઠવેલાંછે, તો કોઇમાં બગીચા કરેલા છે. ઝઇડરઝી દરિયાની વાઈ (Y) નામે એક ખાડીની એમ્સ્ટલ નામની એક શાખા ઉપર આ શેહર બાંધેલું હોવાથી તે 'એમસ્ટરડામ'-ને નામે ઓળખાયછે.

એમ્સ્ટરડામ મોટું, માતબર અને આબાદ વેપારી શેહર છે. તે નીચાણ જગામાં આવેલું હોવાથી તેની આબોહવા સારી નથી. આગળ અહીં દરિયાનાં પાણીની આવજા થતી હોવાથી જબરો ભીનાશ અને કાદવ રહેતો હતો. એટલામાટે રેતી અને માટીની પોચી ભૂમિમાં ૫૦ થી ૬૦ ફીટની ઉંડાઇ સુધી લાકડાંઓના જબરા ઢગળા પેવશ કરીને તે ઉપર શેહર બાંધવામાં આવેલુંછે, અને તેનો દરિયા સામે મજબૂત દેવાલોથી બચાવ કરવામાં આવેલો છે. શેહરની ૯ ભાગોળોમાંની એકજ દરિયા તરફ છે. એમ્સ્ટરડામનું બંદર એક મૈલ લાંબું છે અને તે યુરોપનાં સર્વથી સરસ બંદરોમાંનું એક છે. યુરોપમાં રાજ્યની ઉથળપાથળ કરનાર નેપોલ્યન બોનાપાર્ટના યુજારા અને લડાઇ-ઓ આગમજ એમ્સ્ટરડામનો વહિવટ જીંદગી સુધીના ૩૦ સેનેટરો અને કેટલાક બર્ગો-માસ્ટરો ચલાવતા હતા.

આ શેહર ૧૨૦૦ ઇસ્વીમાં વસ્યું હતું, અને તે ૯ મૈલના ઘેરાવાનું છે. શેહરનો આવડો મોટો વિસ્તાર સંખ્યાબંધ નેહેરોને લીધે ૯૫ નાનકડા બેટોમાં વહેંચાઇ ગયેલોછે, અને ૩૦૦ પુલોને માર્ગે વહેવાર ચાલેછે. છેક ૧૬૪૮ માં આ શેહરમાં રાજાનો મેહલ બાંધવા માંડયો હતો તે ૨૭ વરસે પુરો થયો, અને આજ સુધી તે તકી રહ્યોછે. ૧૪૦૦૦ લાકડાંઓથી પુસ્તો બાંધી લઇ તે ઉપર આ બાંધકામ કીધુંછે, અને તેની પાછળ ૭૫૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યોછે. તેનો મિનારો ૧૯૦ ફીટ ઉંચો છે. તેમાં દરબારનું દેવાનખાનું ૧૨૦ ફીટ લાંબું છે. શેહરની જોવાલાયક જગાઓમાં મ્યુઝિયમ મુખ્ય છે, જેમાં ચિત્રો, તસ્વીરો, નક્ષીકામ, વગેરેનો અચ્છો સંગ્રહ કરેલોછે. અહીં પણ લંડનની પેઠે એક બીલોરી મેહલ બનાવેલોછે, તથા પ્રાણીઓ અને વનસ્પતિઓના બાગો છે. અહીં હીરા ઘસવાનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલેછે, અને તેમાં ૧૦૦૦૦ માણસો ધંધે લાગેલાંછે, જેઓમાં મુખ્ય યહુદીઓ છે. અહીંની મોટી એમ્સ્ટરડામ બેંક છેક ૧૬૦૯ માં સ્થાપેલી આજ સુધી હયાત છે અને સારા પાયા ઉપર ધીકેછે. મહોલાઓ અને ચોકોમાં ઠેકાણે ઠેકાણે આગળા રાજાઓ અને નામીચા પુરૂષોનાં બાવલાં ગોઠવેલાંછે. રૉયલ લૈબ્રેરીમાં ૧૦૦૦૦૦ પુસ્તકો અને ૪૦૦૦૦ સિકાઓ અને ચાનો ભેગાં કરેલાંછે. વરાળથી ચાલતી એક ટ્રામ્વે લાઇન ૨॥ થી ૩ મૈલ લાંબી એક સુંદર ગામ તરફ દોડેછે, જ્યાં ઉનાળામાં ઉત્તર જર્મની, હૉલંડ અને ઇંગ્લંડના માતબર લોકો હવા ખાવા આવેછે.

વલંદા લોકોની લાંબી લશ્કરી પલટણ તમામ ઠીંગણા માણસોની બનેલીછે, જેની એક કવાયદ મેં આજે જોઈ. ઇંગ્રેજી પલટણો જેવો તે ભપકો મારતી ન હતી, તોપણ ઠીક દેખાવ કરતી હતી. અહીં મને નવો મુસાફર જાણી સર્વ કોઈ ટિકયા કરેછે, તો જોકે મારો સર્વ લેબાસ ઇંગ્રેજી છે. અગરજો મારો લેબાસ આપણા દેશના જેવો હોત તો તેઓ મને હિંડવા પણ દેત નહિ ! અહીંની સ્ત્રીઓમાં જેઓ હલકી સ્થિતિની છે તેઓ માથે ધોળું કપડું નાખેછે, પણ ગ્રહસ્થ સ્ત્રીઓ ટોપી પહેરેછે. કેટલીક તો વળી ઉઘાડે માથેજ હિંડેછે.

ઉપર મેં પાદશાહી મેહલ બાબે લખેલું-છે તે જોવાની અર્ધા ડૉલરની ફી છે. એમાં જ્યાં જોઇયે ત્યાં સઘળું સંગેમરમરનુંજ નજર આવેછે. ઓરડાઓ એજ પથરના બનાવેલાછે. કહેછે કે પ્રથમ આ મકાન ટૌન હૉલ માટે બાંધવા ધાર્યું હતું, પણ પાછળથી તેમાં મહેલ બંધાયોછે, જેમાં ઇનિસાફની અદાલત, દરબાર, અને મુલાકાતનાં દેવાનખાનાઓ વગેરે બનાવ્યાંછે. એ સઘળાં ઇટાલ્યન માર્બલનાં અને બહુ સારાં છે. જમવા ખાવાનાં દેવાનખાનાઓમાં જાતજાતનાં પુતળાંઓ બેસાડેલાં અને ચિત્રો લટકાવેલાં છે. વળી દેવાલો ઉપર એવી ખૂબીથી ચિત્રો ચિતારેલાંછે કે ગોયા દૂરથી આપણને એમ લાગી જાય કે નાનાં બાળકો દેવાલથી દૂર ઉભેલાં છે. પણ ખરૂં જોતાં તો તેઓ માત્ર દેવાલ ઉપરનાં ચિત્રો છે. આ ઉપરાંત બેસવા ઉઠવાના, દોસ્તોની મુલાકાતના, વગેરે ઓરડાઓ પણ ભપકાદાર છે. વળી અહીં જુના વખ્તના હિંદી અને સ્પાનિશ વાવટાઓ પણ છે. જ્યારે રાણી એમ્સ્ટરડામમાં આવેછે ત્યારે આ મેહલમાં વસેછે. પણ આજે હુ મેહલ જોવા ગયો ત્યારે તે અહીં ન હતી. આ મેહલમાં જોવા જોગ ઉપલા ઓરડાઓજ છે; તેની આસપાસ બાગબગીચા જેવું કાંઇ નથી. મેહલ ઉપરથી શેહરનો દેખાવ સુંદર લાગેછે.

એમ્સ્ટરડામ શેહર આખા યુરોપમાં સર્વથી સુઘડ છે. તેની આસપાસનાં પરાંઓમાં ઝાન્ડામ (Zaandam) નામનું રશિયાના મોટા શાહાનશાહ પીટર ધ ગ્રેટનાં એક મકાનને થકી વખાણાયછે, જ્યાં તે જ્યારે વહાણ બાંધવાનું કામ શિખવા આ શેહર ખાતે આવ્યો હતો ત્યારે વસતો હતો.

હોલેંડ દેશના લોકો બેશક ભલા છે. તેમની સ્થિતિ એડુતોના જેવી છે. સર્વ જગાએ જમીન એડીને બાગ જેવી કરેલી છે. અહીંથી તા૦ ૨૭ મી અને રવીવારે હું પાછો રૉટરડામ ગયો, અને એકજ કલાકમાં બેલ્જીયમનાં પાયતખ્ત બ્રસલ્સ ખાતે ઉપડી ગયો.

મને હોલેંડ છોડતાં ઉદાસી લાગી, કેમકે તેનાં મજકુર મુખ્ય શેહેરોમાં મેં બે ત્રણ દિવસો ગુજાર્યા તે જાણેકે મારાં કેપ ટૌનમાંજ ગુજારતો હોઉં એવા લાગ્યા હતા. બ્રસલ્સ સુધીની આખી જમીન એડેલી હોવાથી બાગાયત જેવી સરસ લાગતી હતી. આખે રસ્તે પહાડો કે ટેકરા ડુંગરાનું નામ ન હતું. માર્ગમાં મેવાનાં ઝાડો ઝુકી રહ્યાં હતાં, અને કેથે કેથે વલંદા લોકોનાં શોભીતાં ઘરો નજર આવતાં હતાં. બ્રસલ્સ જતાં વચમાં **વાઆલ** નદી આવેછે, જે ઉપરનો પુલ પસાર કરતાં સ્પાનિશ અને ડચ લોકોને આગળ મોટી દરિયાઇ લડાઇ થઈ હતી તેની જગ્યા મારા જોવામાં આવી.

---

## બેલ્જીયમ.

બેલ્જી (Belgœ) લોકો ઉપરથી બેલ્જીયમ દેશનું નામ પડેલું છે. નેધરલેંડસ દેશનો તે દક્ષિણ ભાગ છે, જેની વધતાંમાં વધતી લંબાઇ ૧૭૫ મૈલની અને વધતાંમાં વધતી પહોળાઈ ૧૨૭ મૈલની છે. તેનો કુલે વિસ્તાર ૧૧૩૭૫ ચોરસ મૈલનો છે. તેની જમીન કેથે ઉંચી તો કેથે સપાટ અને રસાળ છે. પર્વત જેવું કેથે નથી. દક્ષિણ તરફનો કિનારો દરિયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચો છે. ઉત્તરે તે એક મેદાન જેવો સરખો અને નીચો છે. દરિયા તરફના નીચા કાંઠાઓને રેલનાં પાણીથી બચાવવા માટે હોલેંડની પેઠે મોટી જબરી દિવાલો બાંધી લીધીછે. કેટલાક કાંઠાઓ તો એકથી ત્રણ મૈલ સુધીના અને ૫૦ થી ૬૦ ફીટ ઉંચા રેતીના ડુંગરોથી બચાવ પામેલાછે, જેઓ ઉપર વળી ૫ન ઝાડોનાં ગીચ જંગલો ઉગેલાંછે. બેલ્જીયમ નાનકડો દેશ હોવા છતાં તેની ઉંચી નીચી જમીનને લીધે તેની આબોહવા ફેરફાર છે. તેમાં જાતજાતનો ઉદ્યોગ ચાલતો હોવાથી સારો વેપાર ધીકે છે, અને તેથી દેશ આબાદ છે. કુલે વસ્તી ૬૧૪૭૦૪૧ માણસોની છે. આ દેશ નવ પ્રગણાઓમાં વહેંચાયલોછે. ૧૭૯૫ આગમજ એ પ્રગણાંઓ ઑસ્ટ્રિયાને તાબે હતાં, જેમને તે પછી ફ્રાન્સે હોલેંડ સાથ જોડી આપ્યાં; પણ ૧૮૩૦ માં રાજ્યની ઉથળપાથળ થઈ તે વેળા એ પ્રગણાં હોલેંડથી છુટાં પડયાં, અને આપણાં મહારાણી વિક્ટોરિયાનો દિયર તે સેક્સ-કોબર્ગવાળો શાહજાદો **લિયોપોલ્ડ** બેલ્જીયમનો પહેલો રાજા થયો. હાલ તેનો બેટો **લિયોપોલ્ડ** ૨ જો રાજ્ય ચલાવેછે. બેલ્જીયમનું દરિયાઈ લશ્કર કશું નથી, પણ ખુશ્કીની ફોજ ૧૩૧૦૦૦ માણસોની છે. ૨૮૦૦ મૈલ જેટલી રેલવે લાઇન ખુલ્લી મૂકાઈ ચૂકીછે.

## એંટવર્પ.

બેલ્જીયમનાં બે મુખ્ય શેહેરોમાંનું એક આ છે. એ મોટું અને સારું છે. અહીં આગબોટો અને વહાણોનો મોટો જથો જણાયછે. એંટવર્પ **શેલ્ટ** નદીના કાંઠા ઉપર વસેલું છે. એની વસ્તી ૨૨૭૨૨૫ માણસોની છે. એ એક પ્રગણાનું મુખ્ય શેહેર હોવા જોડે લશ્કરી મથક પણ અહીં છે, અને આખા બેલ્જીયમનું મુખ્ય વેપારી શેહેર એજ છે. દરિયાથી તે ૬૦ મૈલ અને પાયતખ્ત **બ્રસલ્સ**થી ૨૭॥ મૈલ દૂર છે. એની ગોદીઓ મોટી અને ભપકાદાર છે, અને પ્રખ્યાત જોદ્ધા નેપોલિયન બોનાપાર્ટે એ ગોદી ૨૦૦૦ બારકસોનો સમાસ થઈ શકે એવી બનાવી હતી. હાલ ૪૦૦૦૦૦૦ પૌંડને ખર્ચે નવો મોટો ધક્કો બંધાયછે, તે તેમજ ગોદીના નવા વધારાનું કામ સંપૂર્ણ થશે ત્યારે તેઓ બે મૈલની લંબાઇનાં થશે.

**એંટિગોનસ** નામે એક માણસરૂપી દૈત્યને માટે કથા છે કે જેઓ આ શેહેરની નદી ઉપરથી પસાર થતી વેળા માથાંવેરો આપતા ન હતા તેમના હાથો તે કાપી નાખીને શેલ્ટ નદીમાં નાખી દેતો હતો. આથી એંટ (=હાથ)

અને વર્પેન (=ફેંકવું) શબ્દો ઉપરથી એંટવર્પ નામની ઉત્પત્તિ થયલી કહેવાયછે. આ શેહેરની જોવાલાયક જગ્યાઓમાં નોટરડેમ નામનું દેવળ પહેલું છે, જેનો આકાર ક્રસ જેવો (†) છે, અને તેની કુલે લંબાઈ ૩૮૪ ફીટની છે. તેના ૧૨૫ થામલા છે. તેના ગૉથિક ઢબથી બાંધેલા પિરામિડ જેવા મિનારાની ઉંચાઇ ૪૦૦ ફીટની છે. અહીં મૂકેલાં નાદર ચિત્રો પ્રખ્યાત ચિતારા રૂબન્સને હાથનાં છે, જેમની તારીફ નામીચો ઇંગ્રેજ ચિતારો સર **જોશુઆ રેનલ્ડસ** પણ કરી ગયેલો છે.

## બ્રસલ્સ.

આ શેહેર બેલ્જીયમનું પાયતખ્ત છે, જેને "નાનાં પેરિસ" (Paris in Miniature)-નું નામ મળ્યુંછે. અહીં હું રાત્રે ઉતર્યો તે છતાં તરત ફરવા નિકળી પડયો. "ઇંગ્લીશ હૉટેલ" નામનાં ખર્ચાળાં પહોચખાનામાં મેં ઉતારો લીધો, કેમકે અહીં ઇંગ્રેજી ભાષામાં વાતચીત ચાલેછે, અને બીજી સગવડો છે. તા૦ ૨૮ મી અને સોમવારે હું આખું શેહેર જોઈ વળ્યો. અહીં જેમ સ્વદેશી ફ્લેમિશ તેમ ફ્રેંચ ભાષા વપરાયછે, અને ચલણ પણ દેશી ઉપરાંત ફ્રેંચ સિકાનું ચાલેછે, કેમકે અહીંની પ્રજા બહુ કરી ફ્રેંચ લોકોનીજ છે; વલંદા લોકોતો બહુ થોડાછે. ફ્રેંચ Bruxelles ઉપરથી આ શેહેરનું નામ પડયુંછે. એ શેહેર પ્રથમ કેમ વસ્યું તે જાણવું રમુજી છે. **સેંટ ગેરી** નામે એક બિશપે સેન નદીથી બનેલા એક નાનકડા ટાપુ ઉપર એક નાનકડું દેવળ બાંધ્યું અને ત્યાં ભેગાં મળતાં લોકો આગળ તે વાયજી કરવા લાગ્યો. આ ધર્મ-ગુરૂની પવિત્રાઇ અને મીઠા સ્વભાવથી એંચાઇને લોકો આ દેવળમાં પ્રાર્થના અર્થે આવવા લાગ્યાં, એટલુંજ નહિ પણ તેઓમાંના ઘણાકે તો આ ટાપુ ઉપરજ વસવું કીધું અને એ રીતે તેમનાથી એક ગામડું વસ્યું, જેને ૧૦૪૪ માં એક ફરતો કોટ બાંધી લઇ કિલ્લેબંદી કરી લેવામાં આવી. આ શેહેરે તે જમાનાથી તે છેક ચાલુ સદીની શરૂઆત સુધી તવારીખમાં વખતેવખત દેખાવ આપ્યોછે અને ઘણી આફતો ભોગવીછે. પણ ૧૮૧૫ માં નેપોલ્યન બોનાપાર્ટની શિકસ્ત પછી તેના વેપાર રોજગારમાં અને આબાદાનીમાં બહુ વધારો થઇ ગયેલોછે. એ શેહેરની વસ્તી આસપાસનાં પરાંઓ સુધાં ૪૮૨૦૦૦ માણસોની છે. શેહેરમાં ભાડુતી ગાડીઓ ઉપરાંત ટ્રામવે અને આમનીબસ ફરતી ફરેછે. એમાંથી **સેન** (Senne) નામની નાની નદી વહેછે. આ શેહેરમાં રહૈન નદી તરફ જતા અને આવતા મુસાફરો ઉનાળામાં થોભેછે, અને શિયાળામાં ઇંગ્રેજો અહીં પોતાનું રેઠાણ કરેછે. ઇંગ્રેજ કવિઓ **બૈરન, સ્કૉટ** અને **સૌધી** બ્રસલ્સની આબોહવાની બહુ તારીફ કરી ગયાછે. શેહેર બે ભાગમાં વહેંચાયલુંછે: ઉપલો અને નીચલો. પશ્ચિમ છેડા યાને ઉપલા ભાગ ઉપર પાદશાહનો મેહલ, ધર્મની લડાઇ ઊઠાવનાર **ગૉડફ્રે** ઑવ બુઇલનનું બાવલું, પાર્ક વગેરે જોવા લાયક જગાઓ આવેલીછે. નીચલા ભાગમાં વેપાર ધંધાનું મથક છે. પેરિસ શેહેર-ની નકલ થતી હોય તેવો અતરેના ફ્રેંચ રહેવાસીઓએ નાના પાયા ઉપર આ શેહેરનો ભપકો અને ઠાઠમાઠ કરી નાખ્યોછે. નવાં ઘરો પણ ત્યાંનીજ ઢબછબ ઉપર બંધાયછે.

બ્રસલ્સ શેહેર જયારે ઑસ્ટ્રિયન લોકોના તાબામાં હતું ત્યારે બ્રેબેંટનાં રાજયનું તે પાયતખ્ત હતું અને અહીં ઑસ્ટ્રિયન હાકમ-નો અમલ ચાલતો હતો. આ એક માતબર અને ખુબસુર્ત શેહેર છે, અને યુરોપમાં નેપલ્સ અને જીનોઆ સિવાય બીજું એવું એક પણ શેહેર નથી કે જે એના કરતાં વધારે સારો દેખાવ મુસાફરને આપતું હોય. એની આસપાસ ઇંટનો બેવડો કોટ બાંધી લીધોછે, અને દાખલ થવાના ૭ દરવાજા બાંધ્યાછે. અહીં ૮ જાહેર ચોકો બાંધેલાછે, જેમાંનો મોટાં બાજારમાંનો ચોક દુનિયાના સર્વેથી સરસ ચોકોમાંનો એક છે. તેના ઉંચા મિનારા ઉપર સેંટ **મૈકલનું** ૧૭ ફીટ ઉંચું કાંસાનું બાવલું છે. આ ચોકમાં એક ઠેકાણે રાજા ૫) મા **ચાર્લ્સે** રાજ્યનો ત્યાગ કીધો તેની તવારીખના બનાવો ભિંતે લટકાવેલા પડદાઓ ઉપર

ચિતાર્યાછે. ચોકના બીજા ભાગોમાં જુદા જુદા ધંધાઓ માટેનાં દિવાનખાનાં બાંધેલાંછે. શેહેરમાં વળી ૨૦ જાહેર મોટા ફુવારાઓ છે, જેમને તરેહવાર બાવલાંઓ વડે શિણગાર્યાછે. અતરેના ટૌન હૉલમાં એક ફુવારો મેં એવો જોયો કે જેમાં નેપ્ચુન, ત્રેટન વગેરે દેવતાઓ અને તેમના ઘોડાઓનાં બાવલાંઓનાં નાકનાં નસ્કોરાંમાંથી પાણીની સેર છુટતી હતી.

આ શેહરમાંની નેહેરોની સંખ્યા મોટી છે, અને તેથી તેનો વેપાર બહુ આગળ વધી ગયોછે. એક મોટી નેહેર બ્રસલ્સથી ૧૫ મૈલ દૂર શેલ્ટ નદીમાંથી ખોદેલીછે, અને તેને માર્ગે વેપારી બારકસો છેક એંટવર્પ સુધી જાયછે. અતરે એક હૉસ્પિટલ પશ્ચાતાપ કરી નીતિમાન જીંદગી ગુજારનારી વેશિયાઓ માટેની છે, તેમજ એક બાળરક્ષક ગૃહ પણ છે. એ બંનેને દયાળુ લોકો તરફનો મોટો આશ્રો છે. શેહરનો મૂખ્ય શિણગાર તેના ફરવાહરવાના જાહેર ચોગાનો અને રસ્તાઓ છે. અહીંની એક મોટી લબ્રેરીમાં ૧૦૦૦૦૦ કીમતી ગ્રંથોનો સંગ્રહ કરેલોછે, તેમજ તેમાં ઉમદા ચિત્રોનો પણ મોટો જથો જોવાલાયક છે. બ્રસલ્સ શેહર પોતાની ફીત, કામળી, ચિતારેલા પર્દા, રેશમી મોજાં, ઉનનાં કાપડ વગેરે માટે વખણાયછે. અહીં બનાવવામાં આવેછે તે કરતાં સારી ઢબની સુંદર ગાડીઓ લંડન કે પેરિસમાં પણ બનતી નથી એમ મેં સાંભળ્યુંછે. ઉપલી કોર અને ફીતના ઉદ્યોગના સંબંધમાં લખતાં જણાવીશ કે અતરે સ્ટર્ન એંડ કુાં૦ની દુકાનમાં મેં એક એવાં બારીક ભરતકામનો નમુનો જોયોછે, કે જે તમામ હાથનો ભરેલો છે અને બહુ શોભાયમાન છે. ત્રણ વાર લાંબાં અને એક વાર પહોળાં એવાં ભરતકામ પાછળ ત્રણ મહિના લાગેછે અને તે માટે ૭૨ પૌંડ દામ બેસેછે. ઉપલીજ કંપનીવાળાઓએ મને ખબર આપી કે તેઓએ આપણા પ્રિન્સ ઑવ વેલ્સની શાદી વેળા તેની બાનુ તે ડેન્માર્કવાળી શાહજાદીને માટે એક એવોજ બારીક બુર્ખો બનાવ્યો હતો, જે પાછળ ૫૦૦ ઓરતો કામે લાગી હતી, અને તે છતાં તેઓને ત્રણ મહિનાની મુદત તે તૈયાર કરવા પાછળ લાગી હતી. આ બુર્ખાની કીમત ૧૫૦૦ પૌંડની હતી. આવાં સર્વ હાથ વડે બનતાં ઝીણાં રેશમ અને નેટનાં કામો બહુ વખણાયછે. ફીત બનાવવાનું તો અહીં એક મોટું કારખાનું છે, જ્યાં હાથ વડે બારીક વણાટ અને ભરતકામ થાયછે. એ સઘળું કામ ઓરતોજ કરેછે. આ કામ શીખતાં આઠ વરસ લાગેછે, કેમકે કરોળિયાના તાંતણા જેવા બારીક દોરા વટે આ કામ ઝડપથી કરવાનું છે. અને એ સઘળી ઝડપ છતાં હાથમાં લીધેલું કામ ઘણે દહાડે પુરૂં થાયછે. હું જોવા ગયો ત્યારે મને આ સઘળું દેખાડયું અને સમજાવ્યું, અને તેથી હું બહુ ખુશ થયો. પણ બીજી તરફથી આ હુનરકામમાંથી કંઇ પણ ખરીદ કરીને તે લોકોને પણ ખુશ કરવાં પડેછે. કામ મુજબ તેઓ દામ માંગેછે, પણ તે ભારી લાગેછે, અને તેથી નાની કીમતની કોઈ હલકી વસ્તુ ખરીદીને નિકળી આવવું પડેછે.

અતરેની જોવાલાયક જાહેર ઇમારતોમાં પાદશાહી મેહલ, પાર્લામેંટ હૌસ, અને તોપખાનું છે. પાર્લામેંટની ઇમારત ચાર મજલાની બહારથી સાદી પણ અંદરથી તમામ શણગાર સાથની સંગેમરમરની છે. આમની સભામાં ૧૫૨ મેંબરો છે, જેઓ ઇંગ્લંડની પેઠે લિબરલ અને કન્ઝરવેટિવ પક્ષોમાં વહેંચાઇ ગયલાછે. હાલના પ્રેસિડંટ ટી. ડિ. લેંટશિયર (T. de Lantsheere) ની, તેમજ તેની આગમજના પ્રેસિડંટોની, તથા રાજા અને રાણીઓની તસ્વીરો અહીં જોવાજોગ છે. કેટલાંક ચિત્રો તો ખુદ પાર્લામેંટ ભરાવા અને બરખાસ્ત થવાનાં રંગેલાં છે. આવાં આવાં ચિત્રો અને તસ્વીરો દેખાડવા તથા જુદા જુદા ઓરડાઓ વગેરેમાં ફેરવી લાવનારી એક બાઇને અર્ધા ડૉલરની ફી આપવી પડેછે. કેટલેક ઠેકાણે આવી ફી નથી હોતી તે છતાં દેખાડનારી બાઇઓ આપણી આગળ આશાવંત થઇ ઉભી રહેછે, એટલે આપવુંજ પડેછે.

પાર્લામેંટની સામેજ એક પાદશાહી બાગ છે, જે નાનો હોવા છતાં તારીફલાયક છે. તેમાં નામીચા પુરૂષોનાં બાવલાં ઠેકાણે ઠેકાણે ગોઠવેલાં છે. બ્રસલ્સમાં હું જ્યાં જ્યાં ફર્યો ત્યાં ત્યાં મેં બે ચીજ સાધારણ દીઠી—એક ઇટાલ્યન માર્બલ અને બીજી રંગીન ચિત્રો. અહીંનાં મ્યુઝિયમની બાંધણી પણ પાર્લામેંટ હોસ અને રાજાના મેહલની પેઠે ઘણે ભાગે સંગેમરમરનીજ કરેલી છે. અહીં પણ મહાન પુરૂષોનાં ચિત્રો ઠેકાણે ઠેકાણે નજર આવેછે. બ્રસલ્સમાં વળી પુતળાંઓ પણ સાધારણ છે. મુખ્ય મોટા મહોલાઓમાં ચાલતાં જગેજગ બાવલાંઓ જોવામાં આવેછે.

મ્યુઝિયમની ઇમારતની સામે રાજાનો મેહલ આવેલોછે, પણ હાલ તેમાં પાદશાહી ખાનદાન વસેછે તેથી તેમાં જોવા જવાનો હુકમ નથી. એટલામાટે ત્યાં નહિ જતાં હું નવી અદાલતનું પાદશાહી મકાન જોવા ગયો, જે બહુ વખાણાય-છે. આ મકાનબી સંગેમરમરનુંજ બાંધેલું છે. એક મોટાં દિવાનખાનામાં મેં ત્રણ જડજોને ભેગા બેસી ન્યાય તોળતા દિઠા, જેમાંના એકને માથે કાળી ટોપી હતી, પણ બે ઉઘાડે માથે બેઠેલા હતા. આ અપીલ કોર્ટ હતી, જેમાં ફ્રેંચ ભાષામાં ધારાના હિમાતીઓ અને જડજો વચે તકરાર ચાલતી હતી. બીજું એક દિવાનખાનુ વડી અદાલતનું છે. એ બંનેમાં પુતળાંઓ અને ચીત્રોથી સરસ શણગાર કીધેલોછે. સીલીંગો સોનાનો ઢાળ આપેલો હોવાથી બહુ દીપક મારેછે.

## વૉટર્લુ.

મહાન **નેપોલ્યન બોનાપાર્ટ** તા૦ ૧૮ મી જુન ૧૮૧૫ માં **વૉટર્લુ**ની મોટી યાદગાર લડાઇમાં ઇંગ્રેજી લશ્કરના સરદાર ડયુક ઑવ **વેલિંગટન**ના હાથ ઉપર જ્યાં હાર્યો અને કેદ પકડાયો, તે નાનો કસ્બો—બલકે લડાઇનું તે મેદાન—જોવા આજે હું ગયો હતો. આ ગામ સુંદર છે અને તે બ્રસલ્સથી ૧૦ મૈલ ઉપર પડોશમાંજ આવેલું છે. ઇંગ્રેજોજ આ લડાઇને વૉટર્લુની લડાઇને નામે ઓળખેછે; પણ ફ્રેંચ લોકો તેને પડોશમાં બે મૈલ ઉપર આવેલાં એક ગામ અને વજીફાનાં નામ ઉપરથી **મોન્ટ સેંટ જીન** (Mont St. Jean)-ને નામે ઓળખેછે, ત્યારે પ્રુશિયન લોકોએ એ જંગને એક વજીફાનાં નામ ઉપરથી "Belle Alliance"નું નામ આપ્યું હતું.

વૉટર્લુની લડાઇની આગમજ નેપોલ્યન યુરોપનાં ભેગાં રાજ્યોના હાથ ઉપર પકડાયો હતો અને તેને **એલ્બા**ના ટાપુ ખાતે કેદ કીધો હતો. પણ ત્યાંથી તે તા૦ ૨૬ મી ફેબ્રુઆરીને દિને નાસી ગયો, અને પેરિસમાં દાખલ થઇ ફ્રેંચ પ્રજા ઉપર પોતાની હકુમત નવેસરથી સ્થાપી તથા ૧૨૦૦૦૦ માણસોનું લશ્કર તથા ૩૫૦ તોપો ભેગાં કરીને પોતેજ બેલ્જીયમની સરહદ ઉપર લડવા નિકળી પડયો. તા૦ ૧૫ મીએ તેણે પ્રુશિયનો ઉપર હુમલો કરી ફતેહ મેળવી, જેમના સરદાર **બ્લુચર**ને પોતાની જગા છોડી હઠી જવાની ફરજ પડી. બીજી તરફથી નેપોલ્યનના સરદાર માર્શલ નેએ પ્રિન્સ ઑવ ઑરેંજની સરદારી તળેનાં ભેગાં લશ્કરો ઉપર કવાત્રે બ્રાસ ખાતે હલ્લો કીધો, અને જોકે આ શાહજાદાને ઇંગ્રેજી લશ્કરોની મદદ હતી તે છતાં તે લડાઇમાં માર્યો ગયો. સૂર્યાસ્ત વેળા નેએ બ્રિટિશ લશ્કર સફ બાંધી તૈયાર ઉભું હતું તેમાંથી પસાર થવાની તજવીજ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ. તા૦ ૧૭ મીએ કેટલીક રસાકશીભરેલી ઝપાઝપી ઘોડેસ્વાર લશ્કરો વચે ચાલી, પણ ખરેખરી લડાઇ તો તા૦ ૧૮ મી અને રવી-વારેજ થઇ. વેલિંગટન આગળે દિવસનો પોતાનાં લશ્કર સાથ આવી ચૂકયો હતો. ભેગાં લશ્કરોએ ફ્રેંચોની ફોજથી પોણા મૈલને છેટે પોતાની છાવણી નાખી હતી, તો જોકે વેલિં-ગટને વૉટર્લુ ગામનાં દેવળની સામેનાં એક મકાનમાં પોતાનું મથક કરીને તા૦ ૧૭ મીની રાત ત્યાં ગુજારી હતી, અને ત્યાંથી તેણે પોતાના હુકમો મોકળ્યા કીધા હતા, તે ઉપરથીજ લડાઇને 'વૉટર્લુ'નું નામ મળ્યું છે.

ફ્રેંચોએ બપોર સુધીમાં ચોકસ જગાઓ જીતી લેવામાં ફતેહ મેળવી પણ એ પછી

વેલિંગટને નેપોલ્યનને મચક આપી નહિ. ઇંગ્રેજોની સફ તોડી નાખવાની તે ફ્રેંચ જોદ્ધાએ અણીખી તદબીર કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ. સાંજે ૬ વાગે બ્યુલો અને મજકુર બ્લુચર પોત પોતાની ફોજો જોડ ઇંગ્રેજી સરદારને આવી મળ્યા. હવે નેપોલ્યને વધારે વખ્ત નહિ ઓહોતાં આ ભેગાં લશ્કરને હરાવવા માટે રાત્રે ૮ વાગે એક શેવટનો હલ્લો કીધો, પણ તેમાં તે નિષ્ફળ થયો. ખરે-ખરી લડાઈ રાત્રે ૮ વાગા પછીજ થઈ. આખો દિવસ બંને તરફના પુષ્કળ માણસો માર્યા ગયા છતાં કશું શેવટ આવ્યું નહિ ત્યારે માર્શલ નેએ "ઇમ્પીરિયલ ગાર્ડ" નામની લડાઇનો મોટો અનુભવ ધરાવનારા જોદ્ધાઓની ફોજને આગળ પાડી. તેને લઇને તે શત્રુઓ ઉપર ધસ્યો, જેને જોતાંજ ઇંગ્રેજી પેદલ ફોજે ગોળા છોડી તેને આગળ-થી તેમજ પાછળથી આતશી પ્રસાદ જમાડયા. આથી પેલા જોદ્ધાઓ ગભરાટમાં ઉભા રહી ગયા; અને જેવા તેઓ હવે શું કરવું તે બાબેની અનિશ્ચિત હાલતમાં હતા તેવામાં ડયુક ઑવ વેલિંગટને પોતાનાં તમામ લશ્કરને હુકમ આપ્યાથી સઘળી બ્રિટિશ ફોજ તેમની સામે ધસારો લઇ ગઈ. આ જોઈ પેલા બહાદુર ફ્રેંચ સિપાહીઓએ નાસવા સિવાય બીજો કશો ચારો જોયો નહિ. એક તરફથી ઇંગ્રેજ અને બીજી તરફથી બ્લુચર-ની પ્રૂશિયન ફોજે તેમનો કુંબાલો પકડયો. અંતે વેલિંગટને પોતાની ફોજને વધારે આગળ વધી જતી અટકાવી, પણ પ્રૂશિયનો પાછા ફર્યા નહિ, અને તેમનાજ હાથ ઉપર નેપોલ્યન પકડાયો.

ભેગી ફોજ કુલે ૬૭૦૦૦ માણસોની હતી, જેઓમાં ઇંગ્રેજ સિપાહીઓ તો ૨૪૦૦૦ હતા. તેમની કને ૧૫૬ તોપો હતી. ફ્રેંચ ફોજ ૭૨૦૦૦ માણસોની હતી, જેની કને તોપો ૨૪૬ હતી. ઇંગ્રેજી લશ્કરે સેંટ જીન નામે પહાડ આગળથી ૧॥ મૈલની જગા રોકી હતી; ફ્રેંચો તેઓથી એક મૈલ દૂર "લા બેલ એલાયન્સ" નામના એક બગીચા આગળ ગોઠવાયલા હતા. આ સઘળી જગાઓ મેં જોઈ અને દુનિયાની તવારીખની તથા અક-સર કરીને ચાલુ સદીની આ યાદગાર લડાઇનું મેદાન જોઇને માણસની મોટાઈ અને મગ-રૂરી કેટલી ક્ષણભંગુર છે તેનો મને તરત ખયાલ આવ્યો. જેવો સેકંદર તેવો નેપોલ્યન ટુક મુદતમાં ચહડયો અને ટુક મુદતમાંજ પડયો હતો. તેમનાં રાજયો મજબૂતી પકડવા પામ્યાંજ ન હતાં તેથી તેમના વારેસો તેમનાં વંશોને લાંબો કાળ યાદગાર રાખી શકયાજ નહિ.

અહીં એક ટેકરો ૨૦૦ ફીટ ઉંચો છે, જેને મથાળે એક સિંહની મૂર્ત્તિ છે. એ ટેકરા ઉપરથી વૉટર્લુનાં મેદાનનો દેખાવ આબાદ નજરે પડેછે અને ફ્રેંચોના ધસારા તથા શિકસ્તનો ખુલ્લો ખયાલ આવેછે. આ ટેકરો અને તે ઉપરનો સિંહ લડાઇ પછી સાત વરસે વલંદી સરકારે કપાઇ ગયલા સિપાહીઓની યાદગારીના સ્તંભ દાખલ બાંધ્યાછે. એવું મનાયછે કે આ ૧૬૮૦ ફીટના ઘેરાવાવાળા ટેકરા તળે માર્યા ગયલાઓને ભૂમિદા કરેલા-છે. ટેકરાપર ચહડવા માટે ૨૨૬ પગથીઓ બાંધેલીછે, અને તે ઉપર સિંહનું જે પુતળું ઉભું કરેલુંછે તે કદાચ બ્રિટિશ બળની યાદ આપવા માટેજ હશે. શિકસ્ત થયલી જાણતાંજ નેપોલ્યને નાસવા માંડયું, અને વેલિંગટનને નહિ પણ થોડાક પ્રૂશિયન સિપાહીઓને તે નાહાસતા લડવૈયાની ગાડી પકડી તેને કેદ કરવાનું માન ઘટેછે, જેણે તે વખ્તની આખી દુનિયાને ધુજાવી હતી. વૉટર્લુનાં મેદાનમાં આ પહેલીજ લડાઇ થઇ નથી, અને આ પહેલીજ વાર ઇંગ્રેજોએ અહીં ફ્રેંચો ઉપર ફતેહ મેળવી નથી. એ સદી ઉપર ૧૭૦૫ માં ડયુક ઑવ **માર્લબરો** નામના બ્રિટિશ સર-દારે આજ મેદાનમાં ફ્રેંચો ઉપર ફતેહ મેળ-વેલી ઇતિહાસમાં યાદગાર છે.

વૉટર્લુ ખાતે એક મ્યુઝિયમ છે, જેમાં ઉપલાં યુદ્ધમાં વપરાયલી તલવારો, બંદુકો, પિસ્ટોલો, વગેરે હથિયારોનો સંગ્રહ કરેલોછે, અને એ લડાઇમાં ભાગ લેનારી જર્મન, ડચ, ઇંગ્રેજી અને બેલ્જીક સિપાહીઓ જે શસ્ત્રો વડે લડયા

હતા તે વખતનાં અહીં નજર આવેછે. વળી તે લડાઈમાં શામેલ થયલા આ સિપાહીઓ અને તેમના લશ્કરી અમલદારોએ તે વેળા પહેરેલા લેબાસ તથા બખ્તરો, કોલાહ, કલગી, તેમજ તોપના ગોળા, વગેરે પણ અહીં ભેગાં કરેલાંછે. આ સંગ્રહસ્થાનમાં કેટલાક કાગળો પણ છે, જેઓમાંનું એક નેપોલ્યન બોનાપાર્ટને હાથનું લખેલું અને બીજાં વેલિંગટનને હાથનાં છે. લડાઈમાં લડનારા સરદારોની તસ્વીરો પણ અહીં જોવામાં આવેછે. લડાઈનો તમામ વાસ્તવિક અને વિગતવાર હેવાલ તા૦ ૨૨ મી જુન ૧૮૧૫ ના "લંડન ગેઝેટ" માં પ્રગટ થયલોછે, તે પત્રનો છાપો આર્સીમાં જડી અહીં સલામત રાખેલોછે. કેટલીક તસ્વીરો ખુદ લડાઇના દેખાવોની છે, જેમાં છેલી લડાઈમાં પોતાની શિકસ્ત થયા પછી હવે સઘળો મામલો બદલાઇ ગયો અને પોતાની આબરૂ ગઈ, એમ સમજીને નેપોલ્યન ગોળી મારી આપઘાત કરવાની તજવીજ કરેછે અને તેને એ ભયંકાર પગલું ભરતો તેનો એક ખાસ જેનરલ અટકાવેછે, તે [illegible] ચિત્ર બહુ કરૂણા ઉપજાવનારૂં લાગેછે. કેટલાક તે જમાનાના સિક્કાઓ અને માથાની ટુંપડીઓ પણ આ સંગ્રહસ્થાનમાં જોઉંછું.

વૉટર્લુનું મેદાન જોવા મારી માફક બીજા ઘણા પ્રવાસીઓ આવ્યાછે, અને આમ વર્ષો વર્ષ આવતા રહેછે. તેઓમાં ઇંગ્રેજો વધારે હોયછે. જેમ આપણા હિંદુસ્તાન દેશમાં પાણીપટનું મેદાન નામીચી લડાઇઓ માટે યાદગાર છે, તેમ યુરોપમાં વૉટર્લુનું મેદાન વખાણાયછે. આ ગામડું નાનું છે, તોપણ આખું ખેતીવાડીથી ભરાઇ ગયુંછે. યાદગારીના ઉપલા ટેકરા સુધી ખેતી ફરી વળીછે, અને તેથી તે બહુ શોભેછે. જુદાં જુદાં લશ્કરો કયાં કયાં અને કોણ કોણ સરદારોના હાથતળે ગોઠવાયાં હતાં તે સઘળું નકશાઓ આપણને સમજાવેછે.

હવે આ જગા છોડી હું આવ્યો હતો તેજ મુસાફરીની ગાડીમાં બ્રસલ્સ ખાતે પાછો ફર્યો, અને ત્યાંથી જર્મનીને પ્રવાસે નિકળી પડયો.



## પ્રકરણ ૨૦ મું.

# જર્મની.

રૈશાનું વર્ણન. કોલોં શેહર—કોટ—દેવળ—મજુસી લોકોની કબર—એક ગંજાવર ઘંટ—જોવાલાયક જગાઓ. બૉનની યુનિવર્સિટી—કૉબ્લેન્ઝ—તેનો મજબૂત કિલ્લો—શેહનશાહ વિલ્યમની પધરામણી માટે ધામધુમ—માયન્સ જતાં માર્ગનો દેખાવ—રહેન નદીનું વર્ણન—તેનું મૂળ, મોટાઈ અને મુખ—નદી ઉપરનો ઉત્કૃષ્ટ દેખાવ; માયન્સ.

બર્લિન—શેહરનું વર્ણન—વસ્તી અને વિસ્તાર—કૉન્સલોની મુલાકાત—શેહરની રચનામાં વધારો—પ્રખ્યાત જગાઓ; ૧૯૬ ફીટ પહોળો એક મહોલ્લો—તેની શોભા; બ્રેન્ડનબર્ગ દરવાજો અને તેનો ઇતિહાસ—ફતેહનો સ્તંભ અને તેનું વર્ણન—પાદશાહી મેહલનું બયાન—એક ભૂતનું ચિત્ર—પડદા વિનાનો એક નાટક—શેહનશાહ વિલ્યમના મેહલનું વર્ણન—તેમાંનો એક તાજુબીભરેલો ઓરડો—ફ્રેડરિક ધી ગ્રેટનું બાવલું—એક મેહલમાં પાઠશાળા—પાદશાહી મ્યુઝિયમો—સવાસોથી વધારે નાટકીઓવાળી કંપની—વિલ્યમ ૨ જાનો મેહલ—ફ્રાન્સ અને જર્મની વચેની લડાઈનો 'પેનોરામા,'—પોટસ્ડામ—ત્યાંના મેહલોની મુલાકાત—સૅન્સસુસીનો મેહલ—૧૫૦૦૦ પૌંડનું એક ચિત્ર—નવાઈજેવાં દિવાનખાના—બેબલ્સબર્ગનો મેહલ—તેની ખુબી; સ્ટેટીનથી કોપનહેગન.



જ શુમારે ૨૫) વરસો ઉપર—યાને ૧૮૭૦ માં—ફ્રાન્સ સાથની લડાઈ પછી જર્મનીએ એક શેહનશાહાતનું નામ ધારણ કર્યું છે, તો જોકે તેનાં આગળાં નાનકડાં રાજયોનું વડાપણું પૃશિયાએ લીધેલું છે. હાલ જર્મન રાજયનો વિસ્તાર ફ્રાન્સ તરફ ઑલ્સેસ અને લોરેનના પ્રાંતોથી પોલેંડમાં ક્રેકોની લગોલગ તથા રશિયન સરહદ ઉપર મેમેલ કસ્બા સુધી; અને ઉત્તરે જર્મન અને બૉલ્ટિક સમુદ્રોથી દક્ષિણે ઑસ્ટ્રિયા અને સ્વિટઝર્લેંડની સરહદ સુધી લંબાયલો છે, અને તે કુલે ૨૧૬૦૦૦ ચોરસ મેલનો છે. વચમાં **મેન** નદી (R. Maine) આવેલી હોવાથી જર્મની ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગોમાં વહેંચાયલું છે. તેનાં સઘળાં મળીને ૨૬ નાનાં મોટાં રાજયો છે, જેમના કાયદા બાંધનારી પાર્લામેંટ સભા ઇંગ્લંડની માફક બે જુદી જુદી સભાઓની બનેલીછે. વડી અથવા ઉમરાઓની સભા (Reichsrath) ના ૫૮ અને આમની સભા (Reichstag) માં ૩૮૨ મેંબરો છે. જર્મન દરિયાઈ કાફલામાં ૭૮ બારકસો છે. લશ્કર ૨૪૧૬૦૦૦ માણસોનું છે. આખાં રાજ્યની વસ્તી ૪૯૫૦૦૦૦૦ માણસોની છે. **રહૈન** અને **ડેન્યુબ** તથા બીજી મોટી નદીઓ અને દરિયાની સગવડને લીધે જર્મનીનો વેપાર બહોળો છે. એસેન ખાતે ક્રપનું તોપ બનાવવાનું કારખાનું જગઆશ્કારા છે. ૨૭૦૯૭ મૈલની રેલવે લાઇન ફરી વળેલીછે, જેઓ ઉપર મધ્ય-યુરોપનો "ટાઇમ" રાખવામાં આવેછે, જે ગ્રીનિચ ટાઇમથી એક કલાક આગળ છે. દક્ષિણે જર્મન સરહદ ૩૦૦૦ થી ૪૦૦૦ ફીટ ઊંચી આવેલી છે, જયાંની આબો હવા ઘણીજ ઉત્કૃષ્ટ છે. ઉત્તર કાંઠો રેતીનાં મોટાં મેદાનોનો છે.

બેલ્જીયમ છોડી જર્મની તરફ આવતાં મને રસ્તે રસ્તે રસાળ બેડલી જમીન મળી. ગામડાંઓનાં ઘરો ફળફુલનાં ઝાડોથી બહુ શોભે છે. લોકો ગામડિયા જેવા છે. લિબાસ તેમને લાયકનો સાદો અને સુતરો છે. તેઓ હોલેંડને મળતી આવતી જર્મન ભાષા બોલેછે. માર્ગમાં ડુંગરો આવેછે તે ખાણીને તેમાંથી રેલવે લાઇન પસાર કરેલીછે, બંને દેશોની સરહદ

જુવી પડેછે ત્યાં આપણા સર સામાનની તમામ ચાલેછે અને જકાતને લાયક હોય તે ઉપર તે લેવામાં આવેછે. જર્મન સરહદમાં દાખલ થઇ હું આજે, યાને તા૦ ૨૯ મી ઑગસ્ટ અને મંગળવારને દિને, સાંજે ૬ વાગે

**કોલોં**

શેહર ખાતે જઇ પુગ્યો, અને એક પહોટેલખાનામાં ઉતર્યો. આ શેહર આગળ વડા ધર્માધ્યક્ષના અમલ તળે ચાલતાં એજ નામનાં રાજ્યનું મુખ્ય શેહર હતું, તો જોકે આજે આખી શેહનશાહતમાં એ છઠી પંક્તિનું મથક છે. રહૈન નદીના જમણા કાંઠા ઉપર એક સપાટ મેદાનમાં તે આવેલું છે, અને એક અર્ધ ચંદ્રના આકારમાં બાંધેલું છે. તેને ફરતો કોટ ૧૧ મૈલનો છે, જે ઉપર બરૂજો બાંધેલાછે. શેહરમાં ફરવા હરવા માટે એક જગા હેલાયદી રાખેલીછે અને ત્યાં બગીચા બનાવ્યાછે. અહીંના મોહોલ્લા સાંકડા છે, અને દેવળો સિવાય જોવા જોગ કાંઈ નથી. કોલોં શેહર મુખ્ય કરીને તેનાં દેવળને માટેજ વખણાયછે. સેંટ પિટરનું દેવળ વિસ્તારમાં જબરૂં છે; અને સેંટ ગેરયનનાં દેવળની અજાયબી એ છે કે તેની તળિયે ભોંયરૂં ખોદીને તેમાં એક બીજું દેવળ બાંધેલું છે !

સેંટ પિટરનું દેવળ, જે મારાં હૉટલની પડોશમાંજ છે, તે જર્મનીમાં સર્વથી મોટું અને દુનિયાનાં અજાયબજેવાં દેવળોમાંનું એક છે. તે ૪૯૬ ફીટ લાંબું અને ૨૩૮ ફીટ પોહોળું છે, જેની પહેલી સ્થાપના ૧૨૪૮ માં થયા પછી તે પુરેપુરૂં સંપૂર્ણ ૧૮૮૦ માં, યાને બરાબર ૬૩૨ વરસે, થયું હતું ! તેની પાછળ કુલે ૨૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યોછે. તે અનેક મિનારાઓ ધરાવેછે, જેમાંનો વચલો ૩૫૦ ફીટનો છે; પણ સર્વથી ઉંચા તો ૫૧૫ ફીટના મિનારા છે, જે ઉપર સેહેજ ફરી આવિયે તો જવા દેછે, અને ત્યાંથી આસપાસનો દેખાવ ઘણોજ ખુશનોમા લાગેછે. આ મિનારા રોમનાં સેંટ પિટર અને લંડનનાં સેંટ પૉલનાં દેવળોના મિનારા કરતાં પણ ઉંચા છે. આ મસ મોટાં દેવળમાં બીજાંબી દેવળો છે, જેમાંનું એક ત્રણ રાજાઓ અથવા મજુસોનાં દેવળ (Three kings or Magi chapel) ને નામે ઓળખાયછે. કહેછે કે ઇસુ ખ્રિસ્ટ જન્મ્યો તે વેળા પોતાનો હરખ બતાવી તેનો મજહબ કબૂલ રાખવા માટે આવેલા ત્રણ ઇરાની મજુસોને અહીં ભૂમિદા કરેલાછે. આ મજુસોનાં નામ **કેસ્પર** (Caspar), **મેલ્ક્યૉર** (Melchior), અને **બેલ્થાઝર** (Belthazar) હતાં, જેમની લાશને જ્યાં દાટેલી હતી ત્યાંથી ખ્રિસ્તી મજહબ ઉપર મોટો એતેકાદ ધરાવનારી રૂમી શેહનશાહબાનું **હેલિના** તેમનાં હાડકાં ખોદાવીને પ્રથમ ઇસ્તમબુલ ખાતે લઇ ગઇ હતી, જ્યાંથી પાછળથી મિલાન ખાતે લઈ જઇને **બારબેરોસ્સા** નામે લડવૈયાએ ૧૧૬૪ માં કોલોંના આર્ચબિશપ આગળ રજુ કીધાં હતાં અને તેણે તેમને આ જગાએ સલામત રખાવેલાંછે. આ મોટાં દેવળના એક ભાગમાં ૨૫) ટનના વજનનો એક મોટો ઘંટ છે, પણ એ જયારે જુના વખતનો છે ત્યારે ૧૮૭૪ માં ફ્રેંચ લોકોની પકડાયલી તોપોમાંથી એક બીજો વધારે વજનનો યાને ૩૦ ટનનો ઘંટ બનાવી અહીં મૂકેલોછે. સાત પર્વતો ઉપરથી શેતાને ફેંકેલો પથરો પણ અહીં જાળવી રાખેલોછે, જે 'ટ્યુફેલ્સ્ટૈન' (Teufelsstein)-ને નામે ઓળખાયછે. આ મસ મોટું દેવાળય કોલોંની એક અજાયબી છે, જેના ગાયનવાળા ભાગમાં ઇસાના ૧૨ યારો (Apostles)-નાં ૧૪ મી સદીમાં બનાવેલાં બાવલાંઓ ગોઠવેલાંછે. આ ગંજાવર દેવળને માટે કહેછે કે આખી દુનિયામાં તેના જેવી ગૉથિક ઢબછબથી બાંધેલી બીજી એકે મહાભારત ઇમારત નથી. તેની આસપાસ મોહોલ્લાઓ ફરી વળેલાછે, અને એક વચલા ચોકમાં તેને બાંધેલીછે. તેને ફરતો એક નાનો બાગ છે.

કોલોં શેહરના રસ્તા જેમ સાંકડા તેમ ઘરો પણ જુના જમાનાનાં છે. અહીં બ્રસલ્સના જેવા સોહામણા ચોકો તો નથીજ, તોપણ સાંકડા રસ્તાઓ પછી જે નાના ચોકો આવેછે તેમને ઝાડપાનથી શોભિતા બનાવેલાછે. હાલ ૭૦ નવા પોહોળા રસ્તા બાંધેલાછે. રૂમી

શેહનશાહ ઑગ્રિપાએ યુબે નામની એક પ્રજાને આ શેહરવાળી જગાએ વસાવી હતી, અને કહેછે કે તેમની જોડ રૂમી જેફ જોદ્ધાઓ પણ અહીં વસ્યા હતા, તેથી એ જગાને Colonia Agrippina એવું નામ મળ્યું હતું. પણ વળી એમપી કહેછે કે નીરો શેહનશાહની માનાં નામ ઉપરથી તેના બાપ ક્લૉડિયસે આ શેહરને ઉપલું નામ આપ્યું હતું, જે પાછળથી ટુકાંમાં કોલન (Cöln) થઇ ગયું છે. એ રૂમી નામ ઉપરથી કોલોં (Cologno) નામ બન્યુંછે. અહીં અસલી રૂમી બાંધકામોની ઘણી નિશાનીઓ જણાયછે, જેમકે જુનો કોટ, રૂમી મિનારો, ઇત્યાદી. આજે એ શેહરની વસ્તી ૨૭૫૦૦૦ માણસોની છે.

અહીં બીજી જોવાજોગ જગાઓમાં એક મોટું મ્યુઝિયમ છે, જેમાં સેંકડો ચિત્રો ભેગાં કરેલાંછે. રેલવેના પુલ ઉપર તેમજ બીજા જાહેર રસ્તાઓ ઉપર આગળા જર્મન રાજાઓનાં બાવલાંઓ જોડ એક પ્રિન્સ બિસ્માર્કનું પણ બ્રૉન્ઝનું બાવલું છે. અહીં વળી કેટલાંક પુરાણાં મઠો છે, જેમાંનું એક 'સેંટ અર્સુલા'ને નામે ઓળખાયછે. તેની કહાણી કરુણારસિક છે. કહેછે કે આ બાઇ જ્યારે રોમથી પાછી ફરી કોલોંમાં આવી ત્યારે તેણીની ૧૧૦૦૦ કુમારિકા સહીઓ અને સખીઓ જોડ તેને હૂની હન લોકોએ ૧૧ મી સદીમાં કાપી નાખી હતી. આ મઠમાં તેણીની કબર છે. અર્સુલાને માટે કહેછે કે તેણી એક બ્રિટિશ રાજાની બેટી હતી, અને એક જુદદીન રાજા સાથ તેને પરણાવવા કહાડી હતી માટે તેમ નહિ કરતાં તેણી પોતાની મજકુર સાહેલીઓ સાથ કોલોં ખાતે નાસી ગઇ હતી. આ સર્વેનાં માથાંની ટુંબડીઓ આજે પણ પ્રવાસીઓને દેખાડવામાં આવેછે, અને મેં પણ કાચની પેટીમાં તેમને દીઠી હતી. કેટલીક ટુંબડીઓને મખમલમાં, બીજીઓને કસબી કપડાંમાં અને થોડીકને રૂપાંના દાબડામાં બંધ કરેલીછે. માતબર અને ધર્મી સ્ત્રીઓએ પોતાનો ભક્તિભાવ દેખાડવા પોતાને ખર્ચે આમ કરાવ્યુંછે. અર્સુલાનું એક બાવલું પણ અહીં છે અને કાળા સંગેમરમર ઉપર તેણીનાં કૃત્ય બાબે લેખ કોરેલાછે. કેટલાંક ૧૫ મી સદીનાં ચિત્રો મને દેખાડવામાં આવ્યાં, જેમાં આ બાઇની જીંદગીના જુદા જુદા બનાવોં ચિતારેલાછે.

આ શેહરના ટૌન હૉલની ઇમારત જોકે જુના જમાનાની છે તોપણ જોવાલાયક છે. વળી કોલોંવૉટર બનાવવાનું અહીંનું કારખાનું પણ પ્રખ્યાત અને તારીફલાયક છે. એ અને બીજી જગાઓ જોઇને હવે હું આગળ વધ્યો. મારા હૉટેલવાળાની ગફલતીથી હું

**કૅાબ્લેન્ઝ**

જતો તે દિને રહી ગયો, માટે વલતે દિવસે તા૦ ૩૦ મી અને બુધવારે ર્‌હેન નદીને માર્ગે એ શેહર તરફ હંકારી ગયો. હું આ નદીના ઉત્કૃષ્ટ દેખાવો જોવા થકીજ આ તરફ આવેલો હતો અને તેથીજ હું કોલોંથી આગળ વધી દક્ષિણે જનાર હતો. અમારી આગબોટ નદીમાં ફરનારી છતાં મોટી હતી. કોલોંથી બૉન (Bonn) સુધી નદીનો કિનારો સપાટ છે, અને બંને બાજુએ લીલાણ અને હરિયાળીથી દેખાવ સારો લાગેછે. અમેરિકાની હડસન નદીમાં ફરનારી આગબોટો જેમ બીજી માલ લાધેલી બોટોને ઘસડી લઇ જાયછે તેમ ર્‌હેનમાં પણ છે. અમને ઘણી સ્ટીમરો સામે મળેછે. રસ્તે મળતાં ગામો અને કસબાઓનાં દેવળો અને બીજાં મકાનો દૂરથી દેખાવ આપેછે, અને સારાં લાગેછે. એમ કરતાં અમે બૉન શેહર આવી લાગ્યા, જે નદીના કાંઠા ઉપર એક જાળની માફક પંથરાયલું છે. આ શેહરની યુનિવર્સિટી બહુ વખાણાયલીછે, જેનું મથક આજ બશો વરસો ઉપર બંધાયલા એક કિલ્લામાં છે. અહીં વળી એક કેતાબખાનું છે જેમાં ૨૫૦૦૦૦ ગ્રંથો છે.

બૉનથી ર્‌હેન નદીનો પાટ સાંકડો થતો જાયછે અને તેના કિનારા ઉંચા વધતા જાયછે. ડુંગરો અને ટેકરાઓ હવે નજર આવવા માંડેછે, પણ તેમનો દેખાવ લીલો અને ખુશનોમા છે, કેમકે તેઓ ઉપર ગીચ ઝાડો ઉગેલાંછે. આગળ ચાલતાં નોયવીદ (Neuvied) નામનો નાનો કસ્બો આવેછે, જેની પડોશમાં

એક લાંબો ટાપુ છે. નાના નાના ટાપુઓ તો નદીમાં ઘણા મળ્યા જાયછે. એમ કરતાં અંતે અમારી સ્ટીમર કૉબ્લેન્ઝ જઈ પુગી, જેની નજદીકીનો દેખાવ બહુ સરસ છે, અને ડુંગરો સનોબરના તથા સરોવરનાં ઝાડોથી ભરાઇ ગયલાછે. સુહવારે ૧૦॥ વાગેનો ઉપડેલો સાંજે ૬ વાગે હું આ શેહરને કાંઠે ઉતર્યો, અને ધક્કાની સામેનાં વિક્ટોરિયા હૉટેલમાં ઉતારો લીધો.

આ શેહર રહેન અને મોઝેલ નદીના સંગમ ઉપર, એટલે જ્યાં છેલ્લીનું પાણી પહેલીમાં ખાલી થાયછે ત્યાં, વસેલુંછે, અને તેટલા-માટેજ રૂમીઓએ એ શેહરને *Confluentes*-નું નામ આપ્યું હતું, જે ઉપરથી આજે તે **કોબ્લેન્ઝ, કોબ્લેન્ટઝ,** અથવા **કોબ્લેન્સ** (Coblenz, Coblentz or Coblence) ને નામે ઓળખાયછે. કૉબ્લેન્ઝ ખાતે એક અસલી રૂમી કિલ્લો છે. એ શેહર આગળથી રહેન નદીની ખુબસુર્તી અચ્છા આકારમાં દીપી નિકળેછે. નદી ઉપર રેલવેના બે સંગીન પુલો અને ત્રીજો બોટોનો જુનો પુલ છે. વળી મોઝેલ નદી ઉપર એક રેલવેનો અને બીજો પથરનો એવા બે પુલો છે. જુનું કૉબ્લેન્ઝ સાંકડા મોહોલ્લા અને ખખડી રહેલાં ઘરોનું છે, પણ નવો કસબો પોહોળા રસ્તાઓ અને શણગારેલાં સુંદર મકાનો ધરાવેછે. અહીં સેંટ કેસ્ટર નામનું એક પુરાણું દેવળ છે, જે છેક ૮૩૬ માં બંધાયું હતું. બંધાયા પછી તરતજ સાત વરસમાં તે તવારીખમાં એમ યાદગાર થઈ પડયું હતું કે મોટા ફ્રેંક રાજા **શાર્લમેન**નાં બહોળાં રાજ્યને તેના ત્રણ નબીરાઓએ પોતપોતામાં વહેંચી લીધું, અને તે વખતથી **ઈટલી, જર્મની** અને **ફ્રેન્સ**નાં રાજ્યો જુદાં પડયાં. અસલ દેવળ તો નોર્વેના લુટારાઓએ બાળી નાખ્યું હતું, જેને ૧૨ મી સદીમાં પાછું બાંધવામાં આવ્યું હતું.

સંગમ ઉપર હોવાથી શેહેર ત્રીકોણાકાર ઘેર્યો-છે. એની વસ્તી ૩૩૦૭૦ માણસોની છે. મોઝેલ નદીનાં પાણી નીલાં છે, અને તે ઉપર છેક ૧૪ મી સદીનો એક પુરાણો પથરનો પુલ છે. તે ઉપરથી શેહરનો દેખાવ સુંદર લાગે છે. સામી પાર એક જર્મન કિલ્લો છે, જે "રહેનના જીબ્રૉલ્ટર" ને નામે પણ ઓળખાયછે. તેમાં ૫૦૦૦ માણસોની ફોજ રાખેલી છે. આ કિલ્લાને લગતું એક નાનકડું ગામ છે, જે બોટોના પુલથી કોબ્લેન્ઝ સાથે જોડાયલું છે. રહેન નદીવાળા પ્રુશિયા (Rhenish Prussia) નું આ મુખ્ય શેહર છે, જેમાં મજકુર કિલ્લા ઉપરાંત હાકમનો મહેલ, ૪ બુરજની એક જુની પણ સુંદર દરબાર, એક મોટો પાર્ક વગેરે જોવાલાયક જગાઓ છે. ઉપલો "જીબ્રૉલ્ટર" કિલ્લો નદીથી ૩૯૭ ફીટ ઊંચા ઉભા ખડક ઉપર બાંધેલોછે, અને તેની ૧૨॥ સદીની લાંબી હયાતીમાં ફ્રેંચ શત્રુઓએ તેને ઘેરો નાખી તાબે કરવાનાં અનેક વાર ફાંફાં માર્યાં છતાં માત્ર બેજ મરતબે તે તાબે થયો હતો. ચાલુ સદીનાં પહેલાંજ વરસમાં ફ્રેંચોથી તે તાબે કરી નહિ શકાયો ત્યારે તેઓએ તેને ભાંગી નાખ્યો હતો, પણ થોડાં વરસ પછી ૩૧૨૫૦૦૦૦ ને ખર્ચે તેને પાછો બાંધવામાં આવ્યો હતો. રહેન નદી ઉપરથી રેલવેના બે પુલો પસાર થાયછે, તે ઉપરાંત બોટોનો બાંધેલો એક બીજો પુલ છે. શેહરના રસ્તા કોલોં કરતાં સારા, પોહોળા, અને ઘરો પથરનાં બાંધેલાં છે. અહીંની જમીન સુકી છે; ખોરાકી સસ્તી છે; અને મોઝેલ વૈન નામનો શરાબ બહુ વખણાયછે. મોઝેલના પુલ આગળ વડા ધર્મગુરૂનો એક કિલ્લો હતો તેમાં ઘણાએક આગળા ફ્રાંક શેહેન-શાહો વસી ગયાછે. હાલ એ કિલ્લામાં કાર-ખાનું કહાડેલું છે.

આજથી ત્રીજે દહાડે યાને શુક્રવારે કો-બ્લેન્ઝમાં મોટી ધામધુમ થનાર છે. જર્મનીનો જવાન શેહનશાહ **વિલ્યમ** બીજો તખ્તે બેઠા પછી પહેલીવાર આ શેહરમાં રેલવે મારફતે આવનાર હોવાથી તેનો યોગ્ય આદરસત્કાર કરવા માટે મોટા પાયા ઉપર તૈયારીઓ થાયછે, શેહરને અચ્છી રીતે શણગારવામાં આવેછે, વાવટા અને તોરણો બંધાયછે, અને રોશનીનાં આકીં મેહેકાવેછે. રહેન અને મોઝેલ નદી-

ઓ જે ઠેકાણે મોઝેલ નદી સાથ મળેછે તે જગાએ બનેલાં બારપુલા ઉપર એક લાકડાંનું મજબૂત બાંકુ ઘણી ઠબછબ અને કારીગરીથી બાંધ્યું છે, અને તે ઉપર મરહુમ વિલ્યમ ૧ લાની અદ્દલ આકૃતિ ઊભી કીધીછે. સ્ટેશનને પણ શણગારવા માંડયું છે, તથા જે રસ્તેથી શેહનશાહની સવારી પસાર થશે તે આખા રસ્તા ઉપર થાંભલાઓ દાટીને વાવટાઓ વગેરે ફડફડ ઉડતા કરવામાં આવેછે. હજી તો તેને આવતાં બે દિવસ છે તે છતાં આજ રાત્રે અહીં રોશની કીધીછે અને લોકો મોટી સંખ્યામાં ફરવા નિકળ્યાછે. રસ્તે રસ્તે મુબારકબાદી અને આવકારના લેખો લખ્યાછે, તથા આ જગાએથી છેક જાહેર બાગ સુધી ગ્યાસની રોશની તરેહવાર આકારમાં ઊભી કીધીછે. એજ રોશની વળી બાગથી નદીના ધકા સુધી લંબાવીછે. આ સઘળો તમાશો જોવાજોગ થશે તેમાં શક નથી, પણ તે જોવા થકી બે દિવસ નકામા ગુજારવા પડે એટલામાટે હું તો બીજે દિને યાને ગુરૂવારે કોબ્લેન્ઝ છોડી માયન્સ જવા માટે આગળ વધ્યો.

### રહેન નદીનું મહત્વ.

કોબ્લેન્ઝથી સ્ટીમરો મોઝેલ નદીમાં એજ નામનાં ગામ સુધી જઇ શકેછે, જે ૧૧૭ મૈલ દૂર છે. પણ રહેન નદીમાં તો હું બેસી આવ્યોછું તેવી આગબોટો દક્ષિણે **માયન્સ** (Mayence) સુધી જઇ શકેછે, ત્યાંથી નદી સ્ટીમરો માટે પુરતી પહોળી કે ઉંડી નહિ રહેતાં સાંકડી અને છાલકી બનતી જાયછે. હું હાલ રહેન નદીમાં ફરવા નિકળેલોછું માટે તેને વિશે સહેજ વર્ણન આ ઠેકાણે ટપકાવીશ. આ નદી આખા યુરોપમાં **ડેન્યુબ** અને **વોલ્ગા**થીજ ઉતરતી છે. પણ તે ઉપરના કુદ્રતી દેખાવોમાં તે ઉતરે એમ નથી. આ મનોરંજક દેખાવો કોબ્લેન્ઝથી શરૂ થાયછે, કેમકે તે પછી જેમ જેમ ઉત્તરે જઇયે તેમ તેમ નદી પહોળી અને છાછરી થવા જોડે તેના કાંઠા સપાટ અને રેતાળ નજર આવેછે. બોનથી રહેનનો સર્વથી સરસ દેખાવ શરૂ થાયછે, જ્યાંથી સાત પર્વતોની જોડ પુરાણા કિલ્લાઓ, કિલ્લેબંદીવાળા કસ્બાઓ, દ્રાક્ષના માંડવાઓથી જુદી રહેલા ડુંગરો અને અસલી બાંધકામોનાં ખંડિયેરો નજરે પડવા માંડેછે. છેક માયન્સ સુધી એ દેખાવ ચાલુ રહેછે.

અસલ આ નદી રહેનસ (*Rhenus*) ને નામે ઓળખાતી હતી. જર્મનો આજે તેને *Rhein* કહેછે; જ્યારે ઇંગ્રેજીમાં તે *Rhine* **રહેન**ને નામે ઓળખાયછે. આ વિશાળ નદી ૮૦૦ મૈલ લાંબી છે, અને દક્ષિણે ૭૭૦૦ ફીટની ઉંચાઇએ મૌંટ સેંટ ગૉથર્ડ નામના પર્વતની પડોશમાં વાવ્યખુણે સ્વિટ્ઝર્લૅંડના ડુંગરો ઉપરથી પોતાનો જન્મ લઇ ઉત્તરે જર્મન સમુદ્રમાં ખાલી થાયછે.

રહેન નદી સદીઓ થઇ પ્રવાસીઓનું માન અને પ્યાર ખેંચતી આવીછે. જર્મનો તેની ખુબીમાં ગાયનો જોડી મોટી ગરૂરી સાથ ગાયછે, અને ખરેખર મગરૂર થવા જોગ આ મોટી નદી છે તેમાં કશો શક નથી. યુરોપની બીજી નદીઓ એના કરતાં લંબાઇમાં અને પાણીના જથામાં મોટી છે ખરી, પણ કુદ્રતે જે ખુબસુરતી એને બક્ષીછે તે કરતાં વધારે સરસ બીજી એકે નદી ધરાવતી કહેવાતી નથી. સ્વિટ્ઝર્લૅંડની બર્ફની નદીઓમાંથી તે પોતાનો જન્મ ધારણ કરેછે, અને તેને હસ્તીમાં લાવનાર એવા ત્રણ જળાશયો છે. સર્વથી ઉંચો અને સર્વથી પહેલો જળાશય **વૉર્ડર રહેન** (Vorder Rhein) નામનો છે, જે દરિયાની સપાટીથી બહુજ ઉંચા **ઓબર આલ્પ** પર્વત ઉપરથી વહેછે. મુખ્ય મૂળ એજ છે. એ મૂળવાળા ઝરાને આગળ વધતાં બીજો અને ત્યાર બાદ ત્રીજો જળાશય આવી મળેછે. એ ત્રણનાં ભેગાં બળથી બનેલી નદી સ્વતંત્ર **રહેન**નું નામ ધારણ કરેછે, અને પોતાનાં મૂળથી તે મૂખ સુધીના આખા માર્ગ વચ્ચે તે નાનાં મોટાં મળીને ૧૨૨૦૦ નદી નાળાંઓનાં પાણીની મદદ મેળવેછે. મૂળ આગળથી શરૂ થઇ સ્વિટ્ઝર્લૅંડની ઉત્તર સરહદ બનાવતી વેળા પ્રથમ તે **કૉન્સ્ટન્સ** સરોવર અને તે પછી **ઝેલ** સરોવરમાં ખાલી થાયછે, અને અહીં રહેન નાબૂદ થતી જણાયછે. પણ

ઝેલમાંથી પાછી બહાર નિકળી વધારે બળ અને દમામ સાથ તે પોતાનો માર્ગ ઉત્તર તરફ લેછે, અને એજ વખ્તે એક સુંદર ધોધ બનાવીને તે પોતાનો ભપકો જાહેર કરેછે. ઉપર કહેલા એકમાંથી બીજા સરોવરમાં ખાલી થતી વેળા રહેન દરિયાની સપાટીથી ૧૩૨૫ ફીટની ઉંચાઇ ભોગવેછે, પણ થોડીક મંજલ કાપતાંજ તે બેસલ (Basle) ખાતે માત્ર ૭૭૧ ફીટની ઉંચાઇ ઉપર આવી જાયછે, કેમકે એટલા માર્ગ વચે તે અનેક નાના મોટા ધોધો બનાવતી નીચે ઉતરતી જાયછે. આ ધોધોમાંનો એક શેફહૌઝન(Schaff hausen)મેં જોયલો-છે, જેનું વર્ણન હું આગળ ચાલતાં સ્વિટઝર્લેંડ-ના મારા પ્રવાસને દરમયાન કરીશ. કોઇવાર તે ખડકોમાંથી પસાર થાયછે, તો કોઇવાર સપાટ જગા ઉપરથી વહેતાં સેંકડો ફીટ પહોળી બની જાયછે. એ વેળા તેનાં પાણી છાલકાં હોવાથી પુષ્કળ ટાપુઓ બનેછે. મુળથી બેસલ સુધી તેને 'ઉપલી રહેન' નું નામ મળ્યું છે; બેસલ-થી કોલોં સુધીની રહેન વચલી છે, ને એજ ભાગમાં નદીનો ખરેખરો જોવાલાયક દેખાવ આવી રહેલોછે; કોલોંથી જર્મન સમુદ્ર સુધીની નદી નિચલી કહેવાયછે, કેમકે એ ભાગ બહુ નિચાણમાં આવેલોછે.

આગળી સદીઓથીજ આ મોટી નદી વેપારને માટે ઉપયોગી જાહેર થઇછે, તો જોકે આજે રેલવે ફરી વળવાથી તેના વેપારમાં મોટો ઘટાડો થયોછે. બેસલથી દરિયા સુધી આ નદીમાં બારકસો ચાલી શકેછે. આગળ છેક રૂમી લોકોના વખ્તથી રહેન નદીમાંથી પસાર થતાં બારકસો ઉપર છાપો લેવાતો હતો. પણ નેપોલ્યન બોનાપાર્ટની શિકસ્ત પછી એ નદીને તમામ આલમનાં બારકસો માટે વગર જકાતે છુટી રાખવાના કોલકરાર થયા અને તે આજ સુધી ચાલુ છે, તો જોકે છેક ૧૮૩૦ સુધી હોલેંડ આ બાબતમાં જબરી હરકત લેતું હતું અને પ્રદેશી બારકસો સામે નદીનો માર્ગ બંધ કરવા માંગતું હતું. અસલી વખ્તથીજ રહેન નદી દેશી અને પ્રદેશી અનેક લશ્કરોએ પસાર કીધીછે અને તેથી ઇતિહાસમાં પણ એનું નામ યાદગાર છે. રહેન નદી દરિયામાં એટલા-બધાં મુખ વાટે પડેછે કે તેની અસલિયાત ગૂમ થઇ જાયછે; કેમકે આ સઘળાં મૂખો જુદી જુદી નદીઓ દાખલ ઓળખાયછે. રહેન એક ઠેકાણે તો ૨૦૦૦ ફીટ જેટલી પહોળી વહેછે. સ્ટીમરો આ નદીમાં દરિયાની સપાટીથી ૮૦૫ ફીટની ઉંચાઇ સુધી એટલે રહેનનાં મૂખથી ૫૦૪ મૈલ સુધી આગળ વધી શકેછે, પણ ત્યારબાદ વધારે ઉંચાણમાં તેઓ ચહડી શકતી નથી. નેધરલેંડસમાં દાખલ થયા પછી તે બે મોટા ફાંટામાં વહેંચાઇ જાયછે, જેઓમાંનો એક વાલ્લનું નામ લેછે, જેમાં હું આગળ લખી ગયો-છું તે રોટરડામવાળી માસ નદી ખાલી થાયછે. બીજો ફાંટો નાનો હોવા છતાં વળી તે અનેક નાનકડી શાખાઓમાં વહેંચાઇ જાયછે, જેમાંની એક રહેનનું અસલ નામ જાળવી રાખી દરિયામાં પડેછે, તો જોકે તે માત્ર એક નેહેર કરતાં મોટી નથી!

હવે હું દક્ષિણે આગળ વધ્યો. તા૦ ૩૧ મી અને ગુરૂવારે સ્ટીમર ઉપર સવાર થઈ રહેનના પુલો નીચેથી રસ્તો લીધો. આ વેળા આજુ બાજુનો દેખાવ બહુ મનોહર અને ચિત્ર વિચિત્ર લાગ્યો. ઊંચા ડુંગરાઓ ઉપરથી રહેનનું વહેવું, તેના કાંઠાઓ ઉપરનાં ઝાડપાન અને હરિયાળી, થોડે થોડે અંતરે મળતા પુરાણા કિલ્લાઓ અને મેહલો વગેરે જોતા જોતા નદીમાં સેલ કરવી બહુજ રમણ્ય લાગ-તી હતી. કેટલેક ઠેકાણે ડુંગરાના ઢોળાણ ઉપર ખેતી કરેલીછે. નદી કયાંથી વહેછે તે તો તમે મુદ્દલ પિછાણી શકોજ નહિ, કેમકે તે ડુંગરા-ઓની વચમાંથી વિચિત્ર ઢબે વહેછે. તેને બંને કિનારે રેલવે ટ્રેનો દોડેછે, જેમને પસાર થવા માટે ડુંગરાઓમાં બુગડા ખોદેલાછે, અને તેઓમાં દાખલ થવાના દરવાજા રોણકદાર છે. ગામડાંની ઓરતો ઉઘાડે માથે, બેડુંતમાઈ ગરીબડો પોશાક પહેરી, ખેતરોમાં ઘાસ કાપી, પોતાને ઘરે જતી જણાયછે. ઉંચા કિનારા ઉપર કેટલાંક ઘરો આવેલાંછે તેઓ ઝાડપાન અને વેળાના લીલા બેબાસથી લીલાં મકાન

જેવાં લાગેછે, અને તેઓ વળી નીચેથી વહેતી નદીની રચનામાં ઓર વધારો કરેછે. મારા પ્રવાસને દરમયાન મેં જાપાનમાંની "ઇનલેંડ સી," તથા ઑલ્બની અને ન્યુ યૉર્કવાળી હડસન નદીના જે કુદ્રતી દેખાવો જોયાછે, તેવીજ ખૂબી આ કોલોંથી માયન્સ સુધીની રહૈન નદી ધરાવતી જણાયછે. ખરેખર એ દેખાવ કદી પણ વિસરાય એવો નથી. બે માલૂમ રીતે વહેતી નદી, તેના ડુંગરાવાળા કાંઠાઓ, તેઓની ઊંચી ટોંચ ઉપરના કિલ્લાઓ, બે પાસેથી દોડતી રેલવે ત્રેનો, તેમને પસાર થવા માટે કોતરેલી ગુફાઓ, નદીમાં આવતી જતી બોટો, લીલાં ખેતરો અને ઝાડપાન, ગરીબ પણ સુખી ખેડુત લોકો, એ સર્વ દેખાવો એવા ભેળમભેળ થઇ જાયછે કે તે જોવાથી આંખને ટાઢક પડેછે અને મન આરામ પામેછે. હડસન નદીવાળા દેખાવ કરતાં તો આ ઉત્તમ છેજ, પણ જાપાનની ભૂમિમાંના દરિયાથી રહૈનનો દેખાવ ચહડે કે તે કરતાં જાપાની દેખાવ ચહડે તેનો મને બહુ ગુચવાડો થાયછે. માર્ગમાં કેટલાંક ગામો આવેછે જ્યાં સ્ટીમર થોડોક વખત ઉભી રહી ચાલી જાયછે. એમ કરતાં બપોર પછી બે કલાકે હું

### માયન્સ

જઇ પુગ્યો, અને એક સારાં હૉટેલમાં ઉતારો લઇ ગામમાં ફરવા નિકળી પડયો. આ કસ્બો રહૈન અને તેને આવી મળતી મેન નદીના સંગમ ઉપર છે, અને તેથી બેઉ નદીઓનો દેખાવ અહીંથી ઘણો સરસ લાગેછે. અહીંથી સ્ટીમરો વધારે દક્ષિણે જઈ શકતી નથી, કેમકે હવે નદી વધારે ને વધારે ઉંચી જતી જણાયછે. આ સંગમ આગળ એક મોટો સુંદર લોખંડનો પુલ બાંધેલોછે, જે ઉપરથી સામે કિનારે સહેજ ફી લઇ જવા દેછે, જ્યાં એક કિલ્લો છે, જ્યાંથી **ફ્રેંકફોર્ટ** શેહેર જવાયછે, જે ૨૭।। મૈલ દૂર છે. એ જર્મનીનું આગળનું પાયતખ્ત હતું.

માયન્સ (Mayence)ને જર્મન લોકો મૈન્ઝ (Mainz) બોલેછે. આ છેલ્લું નામ આ કસ્બો મેન નદી ઉપર આવેલોછે તે ઉપરથી પડયુંછે. અસલી રૂમી શેહેરનો હન લોકોના ભયાનક રાજા **એટિલા**એ ૪૪૧ માં નાશ કીધા પછી તેજ જગા ઉપર ફ્રેંક રાજા **ડેગોબર્ટે** માયન્સ શેહેર બાંધેલું કહેવાયછે. એ પછી શાર્લમેને તેને વધારે રોણકદાર બનાવ્યું, તથા વૈન દારૂ બનાવવાનો ઉદ્યોગ દાખલ કીધો. એ શેહનશાહનું રેહઠાણ માયન્સની પડોશીમાંજ હતું, જે ઉપરથી છેક હમણા સુધી તે તરફના ભોળા ખેડુત લોકો એમજ માનતા હતા કે વસંત ૠતુની શાંત રાતે એ શેહનશાહનું રૂહ અથવા ફરોહર દ્રાક્ષના માંડવાઓ તરફ ફરવા આવતું અને તેમને આબાદ થવાના આશિર્વાદ દઇ જતું હતું ! અહીં નદી ઉપર અસલ એક રૂમી પુલ હતો ત્યાંજ એ શેહનશાહે એક લાકડાંનો પુલ બંધાવ્યો હતો. ૧૩ મી સદીમાં રહૈનબંદ અથવા રહૈન નદી ઉપરનાં વેપારી શેહેરોએ ભેગાં થઇને બનાવેલાં મંડળ (Confederation)નું માયન્સ મથક હતું. અહીંના કિલ્લામાં ૮૦૦૦ માણસોની ગ્યારિસન ફોજછે તે સુધાં આજે કુલે વસ્તી ૭૩૦૦૦ માણસોની છે. અહીં છેક ૧૦ મી સદીનું એક પુરાણું મોટું દેવળ છે, જેને હાલ નવેસરથી બાંધ્યુંછે. છાપવાની કળાનો પહેલો ગણાતો શોધક **ગટનબર્ગ** અહીં જન્મ્યો હતો, જેનું એક બ્રૉન્ઝ બાવલું બનાવવામાં આવ્યુંછે. તેમજ તેનાં ઘરને દરૂસ્ત કરીને હાલ તેમાં એક વિદ્યાહુનરના વધારાને લગતી કલબ ભેગી મળેછે. આ કસ્બાના રસ્તા સારા છે. જોવાજોગ હતું તે જોઇને હવે હું રેલવે મારફતે રાત્રે ૮।। વાગે **ફ્રેંકફોર્ટ** ઉપડી ગયો, અને ૧ કલાકમાં ત્યાં જઇ પહોંચ્યો, જ્યાંના રસ્તા પહોળા અને પાકા બાંધેલાછે. અહીંથી હું **કેસલ** (Cassel) જઇ પુગ્યો, જે પોતાનાં મોટાં પુસ્તકખાના તથા લશ્કરી છાવણીને માટે વખાણાયછે. અહીંથી પાયતખ્ત ૨૨૮ મૈલ દૂર છે, અને એ લાંબી મંજલ પુરી કરતાં એક દિવસ લાગેછે.

**તા૦ ૧ લી સપ્ટેમ્બર,** શુક્રવાર—**બર્લિન** સુધીનો રસ્તો ખેતી અને લીલોત્રીથી ભરપુર છે, અને ખેતરોમાં જર્મન ખેડુતો પોતાની બાયડી અને છોકરાં સાથ કામે વળગેલા

હતા. આ તરફ ઘણીખરી જમીન સપાટ એવીને લાયકની છે, અને થોડીકજ ટેકરાવાળી છે. આ જમીન સઘળી રસાળ જણાયછે. સાંજ પડવે અહીં થંડી પડવા માંડેછે. જર્મન સ્ટેશનો ઉપર સ્ટેશન માસ્ટરો તેમજ પોર્ટરો વગેરે લશ્કરી લેબાસમાં નજર આવેછે. ટ્રેનોમાં ઉતારૂઓ માટે આપણી તરફ છે તેમ ત્રણ નહિ પણ ચાર વર્ગો કરેલા છે. એમ કરતાં આજ સાંજે ૬ વાગે હું જર્મન શેહનશાહાતનાં પાયતખ્ત

## બર્લિન

ખાતે જઇ પુગ્યો, જે મોટું અને શોભિતું શેહર સ્પ્રી નદી ઉપર આવેલું છે. મેં એક સારાં હૉટલમાં મુકામ કીધો, અને ત્યાં નાસ્તો લઇ રાત્રેજ શેહરમાં ફરવા નિકળી પડયો, અને રોશની તથા રાતની લોકોની ભિડ વગેરે જોઇ પાછો ફર્યો.

બર્લિનની વસ્તી ૧૫૭૯૨૪૪ માણસોની છે. તે પૃશિયાનું પાયતખ્ત અને જર્મન શેહનશાહનું મુખ્ય મથક છે. અહીં ૨૫૦૦૦ સિપાહો શેહરનાં રક્ષણ માટે રહેછે. યુરોપનાં સર્વથી મોટાં શેહરોમાં તે ત્રીજું છે. સ્પ્રી નદીનાં મોટાં રેતાળ મેદાનમાં આ શેહર આવેલું છે. જર્મન રેલવે લાઇનોનું તે અગત્યનું મથક છે, અને દેશનો મુખ્ય વેપાર અહીંજ ધીકેછે. ગ્રેટ બ્રિટન સિવાય યુરોપ ખંડમાં હુનર ઉદ્યોગોમાં આગળ વધેલું પહેલી પંકતિનું જો કોઇબી શેહર હોય તો તે બર્લિન છે. તેનો વિસ્તાર ૨૫) ચોરસ મૈલનો છે. શેહરના ૧૬ લત્તા બનાવવામાં આવ્યાછે, અને ૨૧૦ મ્યુનિસિપલ તથા ૬૦ પોલિસ જીલ્લાઓમાં તેને વેહેંચેલું છે. નદીની જમણી અને ડાબી બાજુના બે અને તેમની વચ્ચે નદીમાંના ટાપુ ઉપરનો એક મળીને ત્રણ જીલ્લાઓ શેહરનું નાક ગણાયછે, જેમની આસપાસ કિલ્લેબંદી કરી લીધેલી છે. અસલ આ શેહર માત્ર એક માછીમારનું ગામડું હતું; તે પછી તેણે એક કસ્બાનું રૂપ ધારણ કીધું, અને મહાન ફ્રેડરિકના વખતથી તે વખણાતું આવ્યું.

તા૦ ૨ જી, શનિવાર—આજ દિને ફરવા નિકળતાં સર્વથી પહેલો હું અતરેના ઇંગ્રેજી કૉન્સલને મળવા ગયો, કેમકે રશિયા દેશમાં મને ફરવા જવાનું હતું તે માટેની સર્ટિફિકેટ તેની કને લેવી હતી. જોકે ત્યાં જવા માટે જોઇતી પાસપોર્ટ તો મારી કને હતી, પણ કૉન્સલની સર્ટિફિકેટથી ઘણી તકલીફ ઓછી થાયછે. પણ આ એલચીની મુલાકાતનો વખત સવારે ૧૦ થી ૧૨ અને પાછળાપોહોરે ૪ થી ૫) નો હોવાથી તે મળી શકયો નહિ. તોપણ તેને આવવા માટે ખોટી ન થતાં હું પરભાડો અતરેના રશિયન કૉન્સલ જેનરલ પાસે ગયો, જે ૧૦ થી ૨ વાગ્યા સુધી મળી શકેછે. અહીંની એલેક્ઝિયાંડરાફર સ્ટ્રીટમાં ના૦ ૪ થા વાળાં ઘરને બીજે મજલે તેની ઓફિસ છે, જેણે મારી મુલાકાત લઇ, મને જરા પણ ખોટી ન કરતાં, મારી કને બ્રિટિશ કૉન્સલ તરફની સર્ટિફિકેટ ન હોવા છતાં, મારી ઇંગ્રેજી પાસપોર્ટ ઉપરજ પોતાની મોહર છાપ લેખિત કરી આપી. એ માટે મુસાફરોને ચોકસ ફી આપવી પડેછે, અને તેમ મારી કનેથી નજદીક પોણા રૂપિયાની ફી લીધી. આ કૉન્સલ જેનરલ ઇંગ્રેજી ભાષા સારી બોલી જાણેછે, અને તેણે મારા તરફ સારી માયા બતાવીને મારે કયાં કયાં મુસાફરી કરવી છે તે પુછી લીધું, તથા મને કેટલીક બાબતોની માહિતી આપી. અહીંથી નિકળેલો હું પાછો બ્રિટિશ કૉન્સલને મળ્યો, જેણે મારી પાસપોર્ટ ઉપર પોતાની સહી છાપ કરી આપતાં મારા પ્રવાસનુ પ્રોગ્રામ પુછી લીધું. પણ જ્યારે મેં મોસ્કો શેહર જવાનો ઇરાદો જણાવ્યો ત્યારે તેણે મને એ પ્રવાસથી પાછો વાળવા માંગ્યો, અને કહ્યું કે ત્યાં તો હાલ કૉલેરા જબરો ફાટી નિકળ્યોછે અને રોજનાં સંખ્યાબંધ મરણો નિપજેછે. આમ છતાં પણ મેં એ પુરાણા શેહરની મુલાકાત લેવાનો મારો ઇરાદો માંડી વાળ્યો નહિ, પણ હજી ત્યાં જતાં મને થોડાક દિવસ લાગનાર હોવાથી તે દરમયાન તો કૉલેરા નાબુદ થશે એમ મારે મનથી અખ્યારો પકડયો.

રશિયા ખાતેના પ્રવાસને માટે આમ કૉન્સલો ક્નેથી ખાતરીપત્રો લેવાનો સબબ એ છે કે જે મિસાલે અમેરિકનો અને ઑસ્ટ્રેલિયનો ચીનાઓને પોતાના મુલુકોમાં આવવા દેતા નથી, તેમ રશિયનો યહુદી લોકોને દાખલ થવા દેતા નથી અને તેમને લુચ્ચા, ચોર અને બદ-માશ ગણેછે ! એટલામાટે હું કોઈ યહુદી નહિ પણ મુસલમાન છું એવી ખાતરી કૉન્સલો ક્નેથી મેળવ્યાથી મારા ઉપર રશિયામાં ત્રાસ વર્તાવવામાં આવે નહિ, એ મારી મતલબ હતી.

બર્લિનની વસ્તી મુંબઈ કરતાં લગભગ બેવડી છે. તે દરિયાની સપાટીથી ૧૨૭ ફીટ ઉંચું બાંધેલું છે, અને અહીં સ્પ્રી નદી ૨૦૦ ફીટ જેટલી પહોળી વહેછે. શેહેરમાં ટ્રામ્વે અને રેલવે લાઇનોથી રહેવાસીઓને મોટું સુખ અને સગવડ થયછે. ૧૮૭૦ પછી અહીં ઘણી નામીચી અને સુંદર ઇમારતો બંધાયછે, નદીને વધારે ઉંડી ખોદવામાં આવીછે, તથા બાજારો, ગટરો, પાણીનાં બાંધકામો અને પુલોથી બર્લિનને બીજાં મોટાં યુરોપિયન પાયતખ્તોની બરાબરનું કરવાની તજવીજો ચાલેછે. તેના રસ્તાઓ સીધા, સ્વચ્છ અને મજબૂત બાંધેલાછે. સ્પ્રી નદી શેહેરની વચ્ચેથી પસાર થાયછે, જેની અનેક નેહેરો મારફતે આસપાસની નદીઓ સાથ જોડાણ થવાથી શેહેરનો વેપાર બહોળો વધી ગયોછે. જુના વખતનાં ઘરોમાંનાં કોઇ કોઈ પથરનાં જેવાં નજર આવેછે, પણ તેઓ ખરૂં જોતાં લાકડાંનાં છે, જે ઉપર પથર-ના જેવું પ્લાસ્ટર કરવામાં આવેલુંછે. નદીના કિનારા મજબૂત પથરોથી બાંધી લીધાછે અને બંને કાંઠા ઉપર સુંદર ઝાડો રોપીને તેમને રોણક આપીછે. આથી શેહેરને સારી શોભા મળીછે. નદીમાં માલથી લાદેલાં બારકસો ફરતાં ફરેછે.

અહીંની પોલિસની ગોઠવણ લંડનને કદી પહોંચે નહિ તેવી છે. લંડનની માફક અહીં ગાડીઘોડાની તથા રાહદારીઓની ભિડ ભારી છે તોપણ લંડન જેવો બંદોબસ્ત હું જોતો નથી. અહીં ફ્રેડરિક સ્ટ્રીટ નામનો મોહોલ્લો સર્વથી મોટો છે અને ત્યાંજ સર્વથી જબરી ભિડ પણ થાયછે.

બર્લિનમાં જો સર્વથી સુંદર અને ધંધા-ધાપા માટે **સર્વેથી ભીડવાળો લત્તો** જોવો હોયતો તે અંટર ડેન લિન્ડેન (Unter den Linden), પ્લાત્ઝ અમ ઑપેર્નહૌસ (Platz am Opernhaus) અને લસ્ટગાર્ટન (Lustgarten) નામના મોટા શોભાયમાન મોહોલ્લાઓ છે. લિન્ડેન મોહોલ્લો ૧૯૬ ફીટ પહોળો છે, જેની આજુબાજુ લિંબુંડીનાં અને બીજાં ઝાડોની જે સુંદર બેવડી ઘટા ફેલીછે તે ઉપરથી તેને આ નામ મળેલું છે, અને તે પેરિસ-ના ફરવા હરવાના રસ્તાઓને મળતો આવેછે. તેની આજુબાજુએ વળી સુંદર મેહેલો, મોટાં પહોચખાનાઓ, દિલકશ દુકાનો, વગેરે આવે-લાંછે. એ જબરા મોહોલ્લામાંથી વળી સંખ્યા-બંધ નાના રસ્તાઓ અને ગળીઓ ફૂટેછે. પોતાની મસમોટી પહોળાઈ મુજબ આ મોહોલ્લો લાંબો નથી. તે બ્રેન્ડનબર્ગ ગેટથી શરૂ થઇ **ફ્રેડરિક** ધ ગ્રેટનાં બાવલાં આગળ અથવા ઘણુંજ તો મેહેલના દરવાજા સુધી આખર થાયછે, અને આટલી લંબાઇ એક મૈલથી વધારે નથી.

આજે શેહેરમાં ફરતાં ફરતાં હું ઉપલી **બ્રેન્ડનબર્ગ ગેટ** નામની ભાગોળ તરફ જઈ લાગ્યો. બરાબર ૧૦૦ વરસોની વાત ઉપર આ દરવાજો તૈયાર થયો હતો, જે ઊંચાઇમાં ૮૫ ફીટ અને પહોળાઇમાં ૨૦૫ ફીટનો છે. તેમાંથી પસાર થવાના એક નહિ પણ પાંચ જુદા જુદા માર્ગો છે. વચોવચમાંનો માત્ર પાદ-શાહી ગાડીઓને થકીજ ખાસ રાખેલોછે. દરેક માર્ગ વચે મસ મોટા સેંડસ્ટોન પથરના સ્થંભો બાંધેલાછે. દરવાજાને માથે ચાર ઘોડા-ની ગાડી હાંકતું એક ફતેહનું પુતળું બનાવે-લુંછે, જે ત્રાંબાનું છે. ચાલુ સદીની શરૂ-આતમાં ફ્રેંચો આ ગંજાવર દરવાજો ફતેહની લુટ દાખલ ઉપાડી ગયા હતા, પણ પાછળથી તે પાછો મેળવવામાં આવ્યો હતો.

લિન્ડેન મોહોલ્લાની જોવા લાયક જગાઓમાં પાદશાહી મેહેલ અને "**ફતેહનો સ્તંભ**"

(Column of Victory) મુખ્ય છે. ફતેહનો સ્તંભ ૧૮૭૦—૭૧ ની ફ્રાન્સ અને જર્મની બચેની લડાઇમાં જર્મનોની જીત થઈ તેની યાદગારીનાં ચિત્રોથી ભરેલોછે. તે વખ્તે ફ્રાન્સનો ત્રીજો **નેપોલિયન** શેહનશાહ લડાઇમાં હાર થયા પછી જર્મન પાદશાહને તાબે થયો હતો. તેના આ શરણ થવાનું એક ચિત્ર કોતરેલું અહીં છે, જેમાં નેપોલિયન દયામણે ચેહરે હાથમાં ટોપી પકડી તે વેળાના પૃશિયાના રાજા **વિલ્યમ**ના વજીર **બિસ્માર્ક**ના ઘોડા આગળ પોતે પાઉંપ્યાદો ઉભોછે. પાસે એક મોટો જર્મન ઝુંડો હવામાં ફડફડ ઉડેછે, જે બરાબર નેપોલ્યનનાં માથાં ઉપર આવી રહ્યોછે—એવું દેખાડવા કે હવે ફ્રાન્સનો એ શેહનશાહ એ ઝુંડાને તાબે થયોછે. બીજું ચિત્ર ફતેહ પછી વિલ્યમ રાજાને માથે ફુલનું ગોળ તાજ લઈ જયની દેવી તેને પહેરાવવા માટે ઉભીછે. દેવીનું પાંખ સાથનું પુતળું કદાવર છે અને તે સોનાનો ઢાળ ચહડાવ્યાથી દીપેછે. એક ત્રીજા ચિત્રમાં જર્મન સિપાહીને પોતાની મોહરદાર કે એશ કુટુંબીઓથી છુટા પડી લડાઇમાં જતી વેળાનો દેખાવ ચિતારેલોછે. બીજાંબી ચિત્રો એવાંજ લડાઇની યાદ આપનારાં ઘણાં દિલકશ છે. ફતેહના આ સ્તંભ ઉપર જવા માટે સઘળી મળીને ૨૪૮ પગથીઓ છે, અને તે ઉપર ચહડતાં ઉપલાં ચિત્રો અછી રીતે જોઈ શકાયછે. આખો સ્તંભ ગોળ બાંધણીનો છે, અને તેને ફરતા ૧૬ મોટા લાલ સંગેમરમરના થામળાઓ ઉપર બાંધેલોછે. સ્તંભ ઉપર જવા માટે અર્ધા ડૉલરની ફી પડેછે, જયાંથી બર્લીન શેહરનો ઘણોજ ઉત્કૃષ્ટ દેખાવ નજરે પડેછે.

**પાદશાહી મેહલ** ૬૫૦ ફીટ લાબું અને ૩૮૦ ફીટ પહોળું એક મોટું મકાન છે. ૧૦૦ ફીટની ઉંચાઇ સુધીના ચાર મજલાઓનું તે બનેલુંછે, અને મથાળેનો ગુંબજ ૨૩૦ ફીટની ઉંચાઇ ધરાવેછે. અસલ છેક પંદરમી સદીની અધવચે અહીં એક કિલ્લો હતો, જેને પાછળથી મેહલમાં ફેરવી નાખવામાં આવેલોછે. મોટા ફ્રેડરિકના વખ્તથી અહીં પાદશાહી કુટુંબો વસવા લાગ્યાં હતાં. મેહલના ૬૦૦ ઓરડા છે, અને તેઓમાંના કેટલાકોમાં લગભગ સઘળા પૃશિયન રાજાઓ, રાણીઓ અને રાજકુટુંબીઓની તસ્વીરો છે. એક પિકચર ગ્યાલરી ૧૯૬ ફીટ લાંબી છે તેમાં પૃશિયાના આગળા ઇતિહાસની તસ્વીરો અને દેખાવોનાં ચિત્રો છે. તેમાંની એક તસ્વીર જયારે રશિયાના **પિટર** ધી ગ્રેટની ત્યારે બીજી ટર્કીના સુલતાન **સુલેમાન** ૨ જાની છે. ઑસ્ત્રિયાવાળી પેલી લડાયક રાણી **મારિયા થેરેસા,** યુરોપને ધ્રુજાવનાર નેપોલ્યન, અને ઇંગ્લંડના રાજા **ચારલસ** ૧ લાની પણ તસ્વીરો અહીં નજર આવેછે. એક તસ્વીર એક ભૂતની છે! બર્લિન અને બૈર્યુથના મેહલોમાં એક સફેદ વસ્ત્રાલંકારવાળી બાઈ વારેવાર દેખાવ દેતી મનાતી હતી, પણ જેણી કોઇના સંબંધમાં આવી જતી ન હતી, તેની પણ તસ્વીર અહીં જણાયછે. કથા છે કે જર્મનીનાં હોહેનઝોલર્નનાં ખાનદાનમાંના એક શાહજાદાનાં મોતની આગાહી આપવી હોય ત્યારે આ બાઇ દેખાવ દેતી હતી, અને તેણે દેખાવ દીધેલો જણાયો કે તરત એક શાહજાદો મરણ પામતોજ હતો! કહેછે કે એ સ્ત્રીએ ૧૮૪૦ ના ફેબ્રુઆરીમાં બર્લિનના આ મેહલમાં છેલો દેખાવ દીધો, અને પાદશાહ **ફ્રેડરિક વિલ્યમ** ૩ જો મરણ પામ્યો, ત્યારપછી તેણીને ફરીથી કોઇએ જોઈ નથી.

આજ રાત્રે હું અતરેની લેસિંગ નાટકશાળા (Lessing Theatre) માં એક સંસારી ખેલ જોવા ગયો હતો, જે અહીંની સર્વ નાટકશાળાઓમાં ચહડતી છે. અહીં 'ગ્યાલરી' ના તમાશગીરોને પણ બેઠક મળતી નથી, માટે તેઓ ઉભા ઊભાજ ખેલ જુએછે. બાકીના સર્વ વર્ગોની નંબરવાર ટિકિટો હોયછે. મને મુસાફર જાણીને તખ્તાની સામેનીજ બેઠકવાળી ટિકિટ મળી હતી. એક દોલતમંદ જૈફ માણસ કેટલો દુખી હોયછે, બચાંઓને નાનપણથીજ કબજામાં રાખિયે તોજ તેઓ મોટપણે માબાપના તાબામાં રહી શકેછે, સારી સંગતથી એક માણસ કેવો ખરેખરો નર બનેછે, પણ માઠી

સોહબતથી કાબેલ શખ્સ પણ કેવો હેવાન બની જાયછે, તેમજ કેળવણી અને માન-અકરામથી માણસ કેવો શોભી નિકળેછે, એવા એવા બીજા ઉત્તમ બોધ• આપનારો આ ખેલ હતો. તેમાં મેં એક વાત એવી જોઇ કે આખા નાટકનો દેખાવ એક ખાનગી ઘર-નોજ હોવાથી તે ઘર સિવાય બીજા કોઈ પણ દેખાવ માટેના પર્દા હતાજ નહિ.

તા૦ ૩ જી, રવીવાર—આજ દિને હું અતરેનો કયસર **વિલ્યમ** ૧ લાનો મેહલ જોવા ગયો, જે એક મોટું, સરસ, શેહનશાહી મકાન છે. તે જોવા માટે ૫૦ દોકડાની ફી આપવી પડેછે, પણ મેહલમાં આ ફી કરતાં વધારે દામનું જોવાનું છે. બહારથી તો તમને કશો ભપકો લાગશે નહિ, અને માત્ર ૪ મજલાનું પથરનું મકાન જેવું લાગશે. પણ જોવાનું અંદરજ છે. પહેલા મજલા ઉપર મરહુમ શેહનશાહ—જે ૯૦ વરસની વયે ૧૮૮૬ માં મરણ પામ્યો હતો, અને જે ફ્રાન્સ ઉપરની પોતાની છેલી ફતેહ પછી યુરોપની સુલેહ માટે એટલીબધી કાળજી ધરાવતો હતો કે તેને "સુલેહના શાહજાદા" નુંજ નામ મળ્યું હતુ તે—નાં લખવા વાંચવાનાં, પુસ્તકખાનાનાં, વગેરે દેવાનખાનાંઓ છે, તેમજ તેના ઉપર દેશ પ્રદેશના રાજાઓ, હાકમો અને અમીર ઉમરાઓ તરફથી આવેલી ભેટ સોગાદની સર્વ નવાઇજેવી કીમતી જીનસો પણ આજ મજલા ઉપર ગોઠવેલીછે. પણ પ્રદેશી મુસાફરને વધારે અજબ કરવા જેવું તો બીજા મજલા ઉપર છે. જમવા ખાવાના, બેસવા ઉઠવાના, મુલા-કાતના, વગેરે દેવાનખાનાંઓમાં ઉંચો અને કીમતી સરસામાન અનુકૂળ રીતે ગોઠવેલોછે. અમૂળા કોચ, ખુર્સી, ઝુમર, આયના, ફલાવર વાઝ, ચિત્રો વગેરે જાતજાતનો અને રંગબે-રંગી અસ્બાબ અહીં જ્યાં જોશો ત્યાં ગોઠ-વેલો નજર આવશે. જમવાના ઓરડા બે છે, જેમાંના મોટામાં જતાં વચમાં એક મોટું ગોળ દેવાનખાનું આવેછે. તેની સીલિંગ પણ ગોળ છે, જે ગોયા આસ્માન પોતેજ હોય તેમ તે ઉપર વાદળાં વગેરે આકાશી દેખાવ ચિતારેલાછે. અહીં મને લાવીને મારા ભોમિયાએ એક પોકાર માર્યો તો તે પોકારનો પડઘા પાછો એક નહિ પણ પચીશ વખ્ત એક પછી એક સંભળાયા કીધો! વળી તે તાલી પાડતો યા તચાકડી ફોડતો તો પચીશ વાર તેનો પાછો પ્રત્યુત્તર મળતો હતો. હવે આ સઘળું આ અજાયબ જેવાં દેવાનખાનાની એક બાજુએ-થીજ આવાજ કર્યાથી બનતું હતું; કેમકે હવે ભોમિયાએ વચે જઇને પોકાર માર્યો, તાલી પાડી કે તચાકડી ફોડી તો તેનો પડઘા ઉપર મુજબ પચીશ વખ્ત નહિ પણ માત્ર એકજ વખ્ત પાછો ફર્યો. આ અને એવુંજ બીજું તાજુબીભરેલું અને જોવાલાયક આ મેહલ-માં ઘણું છે. મેહલનું મુલાકાત માટેનું દિવાનખાનું ૨૨૫ ફીટ લાંબું છે. એને લગતો વળી એક સુંદર બાગ પણ છે. શેહનશાહની બેઠક ભોંયતળિયેજ છે, અને તે બરાબર ઑપેરા હૌસની સનમુખ આવેલી છે. જ્યારે તે અહીં આવી વસેછે ત્યારે વાવટો ચહડાવવા-માં આવેછે.

ઑપેરા હૌસ પણ મેં જોયુંછે, જેમાં ૧૮૦૦ તમાશગીરો માટે જગા કરેલી છે. મેહલની સામે ફ્રેડરિક ધ ગ્રેટ નામના પ્રુશિયા-ના મહાન રાજાનું બાવલું ગોઠવેલુંછે, જે ૪૪ ફીટ ઉંચું છે. યુરોપમાં આના જેવો ભપકા-દાર નમુનો બીજો એકે ગણાતો નથી. પાદશાહ પોતાના તાજ પહેરતી વખ્તનાજ પોશાકમાં ઘોડેસ્વાર થયલો છે, અને તેના હાથમાં તેની ફરવા જવાની લાકડી પકડેલી છે. બાવલાંની બેઠક ત્રણ ભાગમાં વહેંચાયલી છે, જેમાંના એક ઉપર ફ્રેડરિકની કેળવણી અને સંસારી જીંદગીના ચિતારો પાડેલા છે અને તેને ચારે ખુણે મધ્યમપણું, ન્યાય, ડહાપણ અને બળની મુર્ત્તિઓ ગોઠવેલી છે. વચલા ભાગની ચારે બાજુઓમાં પાદશાહના ખાનદાનીઓ અને સરદારો વગેરેનાં ઘોડસ્વાર તેમજ પાયદળ બાવલાંઓ છે. સૌથી નીચલા ભાગમાં આ મહાન પાદશાહના વખ્તના સિપાહીઓ વગેરેનાં નામો છે. આ ગંજાવર બાવલાંનો પાયો ૧૮૪૦ ના મે માસની તા૦ ૩૧ મીએ નખાયો

હતો, જે દિને મહાન ફ્રેડરીકને તખ્તનશીન થવાને ૧૦૦ વરસ પુરાં થયાં હતાં. બરાબર ૨૧ વરસે આખું બાવલું સંપૂર્ણ થયું હતું. તેની સનમુખ યુનિવર્સિટીની ઇમારત છે, જે પ્રથમ એક મેહલ હતો. ૧૮૦૯ માં તરતનીજ સ્થાપેલી યુનિવર્સિટી માટે આ મેહલને વિદ્યાલયમાં ફેરવી નાખ્યો, અને તેમાં આજે નજદીક ૪૦૦૦ વિદ્યાર્થિઓ તાલીમ લેછે. તેના આગળા ભાગવાળા બાગમાં શેહનશાહ વિલ્યમ અને મોટા જર્મન વિદ્વાન એલેકઝાંડર વૉન હુમ્બોલ્ટનાં બાવલાં છે.

બર્લિનમાં બે પાદશાહી મ્યુઝિયમો છે, જેઓમાં જુના લેખો, બાવલાંઓ, પુતળાંઓ, દેવ દેવીઓના જેવી આકૃતિઓ અને કેટલાંક નાદર ચિત્રો છે. "જુનાં મ્યુઝિયમ" ને નામે ઓળખાતી ઇમારતમાં આ સઘળું જોતાં મને એક ચિત્ર નવાઇજેવું લાગ્યું. તેમાં એક જેરૂ રાજાના એક હાથમાં પૃથ્વીનો ગોળો આપેલો છે, અને તે ઉપર એક કરૂસ ( † ) પાડેલો છે. તેના બીજા હાથમાં તેણે નાગી શમશેર ઉઠાવેલી છે. આ રાજાનું નામ ઑટો ૧ લો છે, જેને માટે કહેછે કે તે ખ્રિસ્ટી ધર્મમાં આખી દુનિયાને વટળાવવાને આતુર હતો, અને ઉપલાં ચિત્રની નેમ પણ તેવીજ છે કે આખી દુનિયાને તે પોતાની શમશેરની મદદથી એ ધર્મ કબૂલ રાખવાની ફરજ પાડશે. નવું મ્યુઝિયમ બહાર કરતાં અંદરથી બહુ જોવા લાયક છે. બંનેમાં પિક્ચર ગ્યાલરીઓ છે, જેઓ નાદર ચિત્રોથી ભરપૂર છે.

અંટર ડેન લિન્ડન (Unter den Linden) નામની નાટકશાળાની વખાણ સાંભળીને આજ રાત્રે તે જોવા ગયો, જે વેળા ટિકિટ સુદ્ધાં મળીજ નહિ. એટલુંબધું લોક જોવા આવ્યું હતું કે ગઈ રાત્રે હું જોવા ગયો હતો તે નાટકશાળાની ભીડતો આની આગળ કંઇજ નહિ. આજના ખેલના અનેક સુશોભિત પડદાઓને જો ઊંચામાં ઊંચા 'પાનોરામા' કહિયે તો ચાલે. નાટકમાં ભાગ લેનારાં સ્ત્રી પુરૂષોની સંખ્યા સવાશેથી પણ વધારે હતી. કેટલીક નાચનારીઓ તો માત્ર પગના અંગુઠા ઉપરજ ઉભી ઉભી નાચતી હતી. એમ મેં તેમજ પોશાકમાં પણ કશી મણા ન હતી.

તા૦ ૪ થી, સોમવાર—આજ દિને હું હાલના શેહનશાહ • કૈસર વિલ્યમ ૨ જાનો મેહલ જોવા ગયો. તે ઉપર કહેલાં જુનાં મ્યુઝિયમની સામે આવેલોછે. દાખલ થવાની ફી ૫૦ ફોકડા છે. માંહિ એકેકથી સરસ એવા સંખ્યાબંધ ઓરડાઓ છે. આ ગંજાવર શાહાનશાહી મકાનને કોઇ સોનાનો મેહલ કહે તો ચાલે. દરેક ઓરડાના દરવાજા સોનાની ગિલ્ટથી શોભેછે અને સર્વ વાસણો પણ સોનાનાંજ દીસેછે. અહીં સઘળા આગળી પૃશિયન રાજાઓ અને તેમનાં કુટુંબીઓનાં સરસ ઑઇલ પેન્ટીંગ ચિત્રો છે, જેઓમાં આપણાં મહારાણી વિક્ટોરિયાનું પણ એક સુંદર ચિત્ર મેં દીઠું, તેમજ ઇંગ્લંડના થોડાક રાજાઓનાં ચિત્રો પણ અહીં જણાયછે. મેહલની ભોંય એવી લપસણી છે કે ચાલતાં આપણા પગ સરી જાયછે અને આપણ તુટી પડિયે છિયે. એવા અકસ્માત અટકાવવા માટે આપણા બૂટ ઉપર ઉનનાં સ્લીપરો પહેરાવેછે. મેહલ જાણેકે મ્યુઝિયમ હોય તેમ અહીં જોવા માટે તરેહવાર તારીફલાયક વસ્તુઓ ભેગી કરેલીછે, અને મારી જોડે ૩૪ બીજા પ્રવાસીઓ હતા, તેઓ સર્વ આ સંગ્રહ જોઈ ખુશ થયા હતા. એક વાસણ ઉપર સઘળા પૃશિયન રાજાઓના સિકાઓ બનાવી જોવા મૂકયાછે. આ મેહલના ગુંબજમાં એક નાનું દેવળ બાંધેલું છે, જેનો રાજકુટુંબીઓજ ઉપયોગ કરેછે. એમાં હજરત ઇસા અને તેના ધર્મને લગતાં ચિત્રો છે, જે બહુ સરસ અને જોવાલાયક છે.

"સિડન પેનોરામા" બહુ તારીફલાયક દેખાવો રજુ કરેછે, જે સઘળા ફ્રાન્સ અને જર્મની વચેની મોટી લડાઇનાજ છે. એક પછી એક દેખાવો એવા આપણી સનમુખ રજુ થાયછે કે જાણે શરૂઆતથી એ લડાઈ આપણ જોતા હોઇયે. કોઇ હુનરમંદ પીંછીનું આ કામ છે, પણ તેમાં દેશાભિમાન અને એમ જણાયું કે જાણે એ ચો પ્રથમથીજ

દુર્બળ હોય અને જર્મનો બહાદુર હોય તેમ પહેલાઓમે નબળાપોચા અને પાછળાઓને બળવાન ચિતાર્યા છે. લડાઈ, કાપાકાપી, ધસારો, ઘેરો, આગ, ભુખમરો, દયા, જુલમાત, વગેરે અનેક બનાવો આ ચિત્રો આપણી નજર આગળ રજુ કરેછે અને તેથી ખચિત આપણી આંખમાં પાણી આવ્યા વિના રહેતું નથી. શેહનશાહ નેપોલિયન ૩ જો તાબે થાયછે તે દેખાવ દયા ઉપજાવવા જોગ છે.

તા૦ ૫ મી, મંગળવાર—આજ સહવારે હું મહાન ફ્રેડરિકનો મેહલ જોવા

**પોટસડામ**

ગયો. આ કસ્બો બર્લિનથી ૧૬ મૈલ દૂર છે, જે એ પાદશાહનો બહુ માનિતો હતો. અહીં તેણે એક મેહલ બાંધેલોછે. આ કસ્બામાં હમ્બોલ્ટ જન્મ્યો હતો. ફ્રેડરિકનો મેહલ 'સેન્સ્સુસી' (Sanssouci) ને નામે ઓળખાયછે. તે એક અતિ સુંદર બાગમાં આવેલો છે. મેહલમાં એક સરસ ગુંબજ સાથનું દેવળ છે જેમાં ફ્રેડરિક અને બીજાઓની ૪ કબરો છે, જેમાંની કોઇ કાળા તો કોઈ સફેદ આરસપહાણની છે. આ તરફ પ્રવાસીઓને બહુ ચુપકીદીથી કામ લેવું પડેછે. તેમને વાતચિત કરવાની કે ગોંધાટ કરીને ચાલવાની મના છે. ખુદ મેહલ બહારથી જુનો દીસેછે, પણ અંદરથી તે જોવાલાયક છે. અંદર સંખ્યાબંધ ઓરડાઓ છે અને તેઓ તે બંધાવનારની યાદગારીની વસ્તુઓથી ભરપૂર છે. એ પાદશાહ, તેની રાણી વગેરેના સુવાના ઓરડા, તેમનાં બિછાણા, કઇ જગાએ મરણ પામ્યાં તે, અને એ બિનાએ બીજી અનેક અંગત ચીજોની ભોમિયો આપણને સઘળી સમજણ પાડેછે. ગૅલેરી, મ્યુઝિયમ, પિકચર ગૅલરી, અને પાદશાહી સરસામાન એવી તો સફાઇથી ગોઠવેલાછે કે તે જોતાંજ આપણાં મૂખમાંથી તારીફના શબ્દો નિકળ્યા વિના રહેતા નથી. જ્યાં જોઇયે ત્યાં સંગેમરમર ઝપઝપ થતો અને સિલિંગો પણ સોનાનાં પાણીથી દીપક મારતી જણાય. તારીફલાયક ચિત્રોમાંનું એક ૧૫૦૦૦ પૌંડની કીમતનું છે, અને તે મોઝાર્ટ બાળક હતો તે વેળાની તેની છબીનું છે. આ મેહલને ફરતા બાગમાં એક સુંદર ઉંચો ફુંવારો બાંધેલોછે, જેનું પાણી ૧૨૫ ફીટ ઉંચું ઉડેછે. બાગમાં આરસપહાણનાં બાવલાંઓ જગેજગ દીઠામાં આવેછે.

પોટસડામમાં માત્ર આજ એક મેહલ નથી. એ તો કેવું મેહલોનુંજ ગામ જણાયછે. બીજો મેહલ "ન્યુ પેલેસ" ને નામે ઓળખાયછે, તો જોકે તે છેક ૧૭૭૦ માં બંધાયો હતો. તેમાં ૨૦૦ થી વધારે ઓરડાઓ છે, અને તેનાં છાપરાં ઉપર સંખ્યાબંધ બાવલાંઓ ઊભાં કરેલાંછે. આ મેહલમાં મહાન ફ્રેડરિકનો જન્મ થયો હતો. સંખ્યાબંધ પુતળાંઓ અને ચિત્રોથી એ ભરપૂર છે. ઉપલા ઓરડાઓમાંના કોઇ ખાવાના, કોઇ પીવાના, કોઇ બેસવા ઉઠવા કે સુવાના, તો વળી કોઇ ગંજીફા રમવાના પણ છે. સોનેરી માર્બલની ટેબલો ઉપર તેવાંજ સોનેરી કપડાં બિછાવેલાંછે; દિવાલો પણ સંગેમરમરની છે, જેમને જાતજાતના રંગો આપેલાછે. અહીં મેં એ દિવાનખાનાં એવાં જોયાં કે જેવાં આગળ મેં મારા સઘળા પ્રવાસને દરમયાન કેથે દીઠાં ન હતાં. એક હૉલમાં સંખ્યાબંધ સ્તંભો છે, જેમની વચે વચે સંખ્યાબંધ મોતીની શીપો, સંખલાઓ, કોડીઓ, કીમતી પથરાના જથાબંધ કટકાઓ, ચમકતા અને કુદ્રતી રંગીન લીટીવાળા પથરાઓ, વગેરે છે. બીજો "માર્બલ હૉલ" ને નામે ઓળખાયછે, તેમાં તમામ સોનેરી પાણીથી ઝપઝપ થતી દિવાલો છે, જ્યાં મસ મોટા આયના ગોઠવેલાછે. તેને ફરતી બારીઓ છે જેમાંથી નીચેનો સુંદર બાગ અને દૂરથી તમામ લીલાં લેહેર નજરે પડેછે. આ દેખાવ જાણે આ દુનિયાનું જીન્નત હોય તેવો લાગી જાયછે. આ અને એવાજ બીજા ઓરડાઓ જોતાં આપણાં શરીરમાં એકાએક શુર આવી જાયછે, તો મને લાગ્યું કે જેઓ એમાં વસી ગયા હોય અને વસતા હોય તેમનાં શરીરમાં તે શુરાતન કેમ ન આવે? મેં અહીં શું શું જોયું અને મારા ભોમિયાથી કેવી કેવી

વિગતો મેળવી તે સઘળાંની આ ઠેકાણે જગા થઇ શકેજ નહિ, તેમજ મેં જે કંઇ જોયું છે તેનું આછી રીતે વર્ણન કરવું પણ અશક્ય છે. ટર્કીના સુલતાને સરસ જાજમ તથા સોનેરી પદાં વગેરે કીમતી વસ્તુઓ ભેટ મોકળી હતી તે, તેમજ બીજા રાજવંશીઓ તરફથી આવેલી સોગાદોની પણ અહીંજ જગા કરેલીછે.

એક ત્રીજો મેહલ "માર્બલ પેલેસ" ને નામે ઓળખાયછે, અને તેપી જોવા લાયક છે. પોટસડામથી ત્રામ ગાડી મારફતે

**બેબલ્સબેર્ગ**

(Babelsberg) નામની જગાએ જવાયછે. આ બંને ગામોની વચે એક વગેરે ઝાડોથી સરસ ઘટા બનેલીછે. ત્રામવેની લાઇનનું શેવટ આવ્યું કે નદી આવેછે, જે ઉપર પુલ બાંધેલોછે. ઉતાવળે જવા માટે હું હોડીમાં બેઠો, અને પછી એક ચોથા મેહલ આગળ આવી પહોંચ્યો, જેનું નામ "રૉયલ પેલેસ" છે. દિવસ આખર થવા આવ્યો હતો તે છતાં અહીંનો કારભારી ભલો માણસ હતો, જેણે મને આ મહાલય દેખાડયો. ખરેખર આ મકાન ઉપર કહેલા મેહલોને પણ વિસરાવે એવો જણાયો. શેહનશાહ ૧ લા વિલ્યમનો આ મેહેલ હતો, જેમાં જાતજાતનાં રાજદ્વારી અને સંસારી કામો માટેના ઓરડાઓ ઉપરાંત શેકારી વસ્તુઓ રાખવા માટેના, ડૅન્સ કરવાના વગેરે ખાસ ઓરડાઓ છે. બીજા સરસામાન અને શણગારથી મેહલ ભરપૂર છે, પણ તેનું પોતાનું બીછાણું તદન સાદું છે. મને એક લાકડી દેખાડવામાં આવી, જે લઇને આ શેહનશાહ બાગ અને તેની આસપાસ ફરતો હતો; એ લાકડી તદન સાદી હતી! શેહનશાહની બેઠકવાળા ઓરડાની બારીવાટેથી દેખાતો 'વ્યુ' ઘણોજ સરસ હતો. પાસેથી નદી સ્થિર વહેતી હતી, જે ઉપરથી બોટો પસાર થતી, માણસો અને પ્રાણીઓની આવજા થતી, આસપાસ લીલાં લેહેર, ઝાડોની ઘટા, એક તરફ પોટસડામ કસ્બો આવી રહેલો: એ સઘળા દેખાવો દિલ આકર્ષિ લેનારા હતા. શેહનશાહ વિલ્યમ બર્લિનથી અહીં શિકાર મારવા, કુદ્રતી ગામડાંની મોજ મેળવવા અને ખાવા પીવા આવતો હતો. આ મેહલ પ્રથમ મહાન ફ્રેડરિકનોજ હતો, જેમાં પાછળથી વખ્તે વખ્ત મરામત થયા કીધી હતી, જેથી તે આજેજ બાંધ્યો હોય એવો નવોજ લાગેછે. પોટસડામથી આ ગામ ૨॥ થી ૩ મૈલ દૂર છે.

આ સઘળું જોઇને હું રાત્રે ૯ વાગે બર્લિન પાછો ફર્યો, અને મેહલોનાં શેહર પોટસડામની મારી મુસાફરીનું શેવટ આવ્યું. જેમ પેરિસની પડોશમાં વર્સેલ્સ જોવું મુસાફર માટે અવશ્યનું છે તેમ બર્લિન જોનારથી આ કસ્બો જોયા વિના ચાલે નહિ એમ છે. બર્લિનમાં આ રીતે ૪ દિવસો ગુજારીને હવે હું

**સ્ટેટિન**

બંદર તરફ રવાના થયો. માત્ર બે કલાકનો રસ્તો હોવાથી આજે યાને તા૦ ૬ ઠી, બુધવારે ૮ વાગે તો હું ત્યાં પહોંચ્યો. **ઓડર** નદી ઉપર આ એક સારું બંદર છે. અહીંથી સ્ટીમરો કોપનહેગન જાયછે, અને મારે પણ ત્યાંજ જવું હતું માટે હું બી બપોરે બે વાગે "મેલ્ચ્યોર" નામે સ્ટીમર ઉપર ચહડી બેઠો. આ બંદરેથી લાકડું વગેરે પ્રદેશો ખાતે બહુ ચહડેછે. વળી અહીં લડાઇનાં બારકસો પણ બંધાયછે. અહીં સ્ટીમરો મોટી સંખ્યામાં રહેછે. ખુદ ગામના રસ્તા બહુ સાંકડા છે. મને થોડાક કલાક મળ્યા તે મેં આ શેહર જોવામાં ગુજાર્યા, પણ અહીં નોધવા જેવું એમાં કશું નથી. અમારી સ્ટીમરે હવે ઓડર નદીમાં થઇને ડેન્માર્કનાં પાયતખ્તનો રસ્તો લીધો. આગળ વધતાં નદી બે ફાંટામાં વહેંચાઈ જાયછે, અને વચમાં ટાપુ જેવી જમીન નિકળી આવેલી જણાયછે. દરિયાને જઈ મળ્યા આગમજ નદી બહોળી પંથરાઇ જાયછે, અને શેવટે **બૉલ્ટિક** સમુદ્રમાં ખાલી થાયછે. આ નદીનાં પાણી સફાઈદાર નથી. જ્યાં ઓડર સમુદ્રને જઇ મળેછે ત્યાં **સ્વિનમંડ** (Swinemünde) નામે ગામ આવેલું છે. અહીંના ઉતારૂઓ ઉતર્યા પછી અમે સાંજે ૫ વાગે દરિયે પડયા, અને કેટલાક કલાકો સુધી દરિયાનો લીલો અને શોભાયમાન દેખાવ જોતા આગળ વધ્યા. એમ કરતાં તા૦ ૭મી અને ગુરૂવારે સહવારે ૬ કલાકે અમારી આગબોટ કોપનહેગનને ધક્કે બંધાઇ.



## પ્રકરણ ૨૧ મું.

# ડેન્માર્ક, નૉર્વે અને સ્વીડન.

ડેન્માર્કની ટુંક હકીકત—પાયતખ્તની વસ્તી અને રોજગાર—શેહર બાંધવામાં મદદ આપનારા ટાપુઓ—કોપનહેગનની ઉત્પત્તિ. પાદશાહી મેહલો—તેઓ માંહેલા ખજાના, ચિત્રો અને નવાઈઓ—બાવલાંઓનું સંગ્રહસ્થાન—ટિવોલીમાં નાચરંગની મજાહ—પાદશાહી ખાનદાનીઓ—પ્રિન્સ ઑવ વેલ્સ અને રશિયાના ઝાર સાથ મુલાકાત—ડેન લોકોની સાલેસાઈ—ક્રિશ્ચાન્યા તરફ કુચ—માર્ગનું વર્ણન—મધરાતનો સૂર્ય—નૉર્વે:

નૉર્વે—તેનો કારોબાર—તેનાં નામનું મૂળ—તેનું ટુંક વર્ણન—તેની પહાડી જમીન—લાકડાંનાં ટકાઉ ઘરો—કુદતી અજાયબીઓ—રહેવાસીઓની સાદાઈ—અસલી તવારીખ—આબોહવા—"મધરાતના સૂર્યની ભૂમિ"—એક અદ્ભુત દેખાવનો ભપકો—નોર્વેમાં વસવાનું સુખ. ક્રિશ્ચાન્યા—વસ્તી, વેપાર—જોવા લાયક જગાઓ—રાજમહાલ—પાર્ક અને બાગ—૭ મહિનાનો બર્ફ—૧૦૦૦ વરસની પુરાણી બોટ—પાર્લામેંટ હૌસ—વરાળ બળથી તૈયાર થતું ગરીબોનું ભોજણ—સ્વીડન તરફ રવાનગી.

સ્વીડન—તેનો ટુંક ઇંતેખાબ—વસંત વિનાની સર્દ રૂતુ—સાત જાતનાં માપની રેલવે લાઇનો—પાર્લામેંટની ગોઠવણ. સ્ટૉકહોમનું રળિયામણું શેહર—૭ ટાપુઓનું તેનું તખ્ત—"ઉત્તરનું વેનિસ"—નાટકશાળાની બેઠક જેવા મહોલ્લાઓ. , રાજાનો મેહેલ—તેમાં ગોઠવેલી જોવા લાયક વસ્તુઓનું બયાન—પ્રદેશી રાજાઓ તરફની ભેટ સોગાદની કીમતી જીનસો—નાશનલ મ્યુઝિયમનો ખજાનો—જુદા જુદા જમાનાના ઇનસાનોની વસ્તુઓ—રાજાઓના પોશાકો અને સિક્કાઓ—રૉયલ લૈબ્રેરી—શેહરનો દેખાવ જોવા માટેનું મકાન—લાકડાંનાં ઘરો બનાવવાનું કારખાનું—૩૧૫ વર્ષની પુરાણી ખુર્સી; પાદશાહી નાટકશાળા—તેમાં એક રાજાનું ખૂન—સસ્તો સ્વાદિષ્ટ મેવો; અપસાલાની પાઠશાળા. રશિયા તરફ રવાનગી.

## ડેન્માર્ક.



ર્મન અને બૉલ્ટિક સમુદ્રોની વચ્ચે આવેલા ટાપુઓ તથા **જટલૅંડ**ના ભુશળાકાથી બનેલું નાનકડું રાજ્ય ડેન્માર્કનું છે. આગળ એ રાજ્યનો વિસ્તાર હાલ કરતાં મોટો હતો. જટલૅંડનો ભુશળાકો જર્મનીની ભૂમિમાંથી દરિયામાં ધુસી ગયલોછે તેની જોડ **શ્લેસ્વીક** અને **હોલ્સ્ટેન**નાં પ્રગણાઓ ઊપરાંત બીજી ઘણી જમીન ડેન્માર્કને તાબે હતી. સ્વીડન દેશ પણ એક વાર તેના કબજામાં હતો. આજનો વિસ્તાર ૧૪૮૦૦ ચોરસ મૈલનો છે, જેના સર્વથી ઉંચા ભાગો દરિયાની સપાટીથી ૪૦૦ થી ૫૦૦ ફીટ ઉંચા છે. દેશની ૨૩ લાખ માણસોની વસ્તીનો મોટો ભાગ ઈંગ્રેજોના જેવો દીસેછે, કેમકે ડેન અને ઇંગ્રેજ લોકોના વડવા એકજ હતા. ઇંગ્લંડ જીતવા માટે ડેન અને એંગ્લો-સેક્સન લોકો આ ભાગમાંથીજ ગયા હતા. ડેન્માર્કને તાબે **આઈસલૅંડ, ગ્રીનલૅંડ** વગેરે સંસ્થાનોછે તેમનો વિસ્તાર એ દેશ કરતાં ત્રણ ગણો વધારે છે, તો જોકે ત્યાંની વસ્તી બહુજ કમ છે. આબો હવા નરમ પણ લગાર સર્દ છે. શિયાળામાં મહિનાઓ સુધી પાણી બંધાઈ રહેછે. ખેતીવાડી સારી ચાલેછે; જ્યાં જોઇયે ત્યાં લિલોત્રી જણાયછે. કુદ્રતી દેખાવ ઉત્કૃષ્ટ છે. ડેન્માર્ક ખેતીને લાયકનો મુલક છે. પહાડી કે રેતાળ નાહ હોવાથી સઘળે લિલોત્રી અને હરિયાળી છે. જોકે દેશમાં કુદ્રતના અદ્ભુત દેખાવો નોંધવા જેવું કંઈ નથી, તોપણ સઘળે લીલાં ઝાડપાન, સરોવર અને સંતોષ જણાયછે. લોકો પણ ઘણા ભલા અને નરમાશવાળા છે. હાલ રાજા **ક્રિશ્ચન** ૯ માનું રાજ્ય ચાલે-

છે, જેમની વડી બેટી તે આપણા અંગ્રેજના શેહનશાહ પ્રિન્સ ઑવ વેલ્સની બાનુ થાયછે. બીજી બેટી, રશિયાની શેહનશાહબાનુ છે. પાટવીકુંવર પ્રિન્સ ફ્રેડરિક ૫૦ વરસનો છે. બીજો બેટો જ્યૉર્જ યુનાન દેશનો રાજા થયોછે. ૧૪ મી સદીની આખરીએ નૉર્વે દેશ ડેન્માર્કના તે વેળાના રાજાને વારસામાં મળ્યો હતો, અને સ્વીડન દેશ માર્ગારેટ નામે રાણીએ જીતી લીધો હતો, પણ પાછળથી એ બંને દેશો તેમજ સ્લેસ્વીગ-હોલ્સ્ટેન વગેરે હાથમાંથી જતા રહ્યા હતા.

ડેન્માર્કનું રાજ્ય બહુ પુરાણું છે. આજે રાજા આપખુદ છે, પણ આગળ તેમ ન હતું. ૧૬૬૦ ની આગમજ એવો ધારો હતો કે જે જુદાં જુદાં નાનાં રાજ્યોથી ડેન્માર્ક બનેલું હતું તેઓના ઠાકોરોમાંથી સર્વથી નામીઆને રાજા દાખલ ચુંટી કહાડવો. આ રાજ્યોની સત્તા તે વેળા સર્વોપરી હતી, અને રાજા તો માત્ર નામનો હતો. ઉપલાં વરસમાં સ્વીડન સાથની લડાઈ પછી ચુંટી કાહાડેલો નહિ પણ વંશપરંપરાનો રાજા મુકરર કરવાનું નક્કી થયું, જેની આપખુદ સત્તામાં પાછળથી કેટલોક અંકુશ મૂકાયો હતો. ૧૪ મી સદીની આખરીએ તો ડેન્માર્કને તાબે સ્વીડનની જોડ નૉર્વે દેશ પણ હતો. ૧૮૦૭ ની લડાઇમાં ડેન્માર્કે નેપોલ્યન બોનાપાર્ટ સાથ મળી જઇને ઇંગ્લંડના હાથ ઉપર ભારી શિકસ્ત ખાધી હતી.

આજે આ દેશનું લશ્કર સઘળું મળીને ૬૦૦૦૦ માણસોનું છે. દરિયાઈ કાફલો ૯૦ બારકસોનો છે, જેમાંની ૯ મોટી મનવારો છે. ૧૩૦૦ મૈલ રેલવે લાઇન ફરી વળી છે. આખા દેશમાં ૪૦૦૦ થી વધારે નિશાળો અને પાઠશાળાઓ છે. ૭ થી ૧૪ વરસનાં બાળકોને ફરજીયાત કેળવણી આપવામાં આવેછે. ભાષા નૉર્વેને મળતી છે.

### કોપનહેગન.

તા૦ ૭ મી, ગુરૂવાર—મારી આગબોટ જેવી ધક્કે બંધાઇ કે હું શેહર જોવા નિકળી પડ્યો. રાજ્યની ભૂમિ બનાવનારા ટાપુઓમાંના સર્વથી મોટા અને સુંદર "ઝીલેંડના ટાપુના પૂર્વ "કાંઠાનું" જે મુખ્ય શેહર તે કોપનહેગન છે. એ આખા દેશનું પાટનગર છે. ત્રણ જુદા જુદા ભાગોથી આ શેહર બનેલું છે. એક ભાગ જુનાં શેહર દાખલ, બીજો નવાં શેહર અથવા ફ્રેડરિક્સ ટોનને નામે, અને ત્રીજો ક્રિશ્ચન-સહેવનને નામે ઓળખાય છે. જુનાં શેહરવાળો ભાગ મોટો ને વસ્તીવાળો છે. નવા કસ્બામાં અમાલિયનબર્ગ નામનો જાણીતો મહેલ શોભાયમાન છે. અહીં ફ્રેડરિક્સ સ્કવૅર નામનો મોટો ચોક છે, જેમાં ચાર મોટા પહોળા મહોલ્લાઓ આવી મળેછે. વચોવચમાં રાજા ફ્રેડરિક ૫ માનું એક ઘોડસ્વાર બાવલું છે, જેણે આ ચોક બંધાવ્યો હતો. આ ચોકમાંની મૂખ્ય ચાર ઇમારતો મેહલ જેવી મોટી અને સુંદર છે, જેમાંની એકમાં રાજા વસેછે. શેહરનો ત્રીજો ભાગ જે ક્રિશ્ચન-સહેવનને નામે ઓળખાયછે તે રાજા ક્રિશ્ચન ૪ થાએ એમેક અથવા એમેગર (Amack or Amager) નામના એક ટાપુ ઉપર બાંધ્યોછે, જે ટાપુ શેહરની લગોલગ આવેલોછે અને માત્ર દરિયાના એક સાંકડા ફાંટાથીજ છુટો પડેલોછે. આ ભાગ આ રીતે શેહરથી જુદો પડયોછે તોપણ બેટાના બે પુલો બાંધીને તે વડે બંને વચ્ચે વ્યવહાર રાખેલોછે. આ રીતે અસલ શેહર અને આ ટાપુ વચેના દરિયાથી કોપનહેગનનું બારૂં બન્યુંછે, જે ૫૦૦ થી વધારે બારકસો રહી શકે એવડું મોટું અને ઉંડું છે. એમેકનો ટાપુ ઘણા મૈલનો વિસ્તાર ધરાવેછે, અને ત્યાં બાગબાની, ખેતી અને મેદાન જ્યાં ત્યાં નજરે આવેછે. કોપનહેગનને તાજી તરકારી, ફળફળાદિ અને દુધ માખણ વગેરે પુરૂં પાડનાર આ નાનકડો ટાપુજ છે.

કોપનહેગન ડેનિશ ભાષામાં ક્યોબનહેવન (Kiobenhavu) ને નામે ઓળખાયછે, જેનો અર્થ "વેપારીઓનું બંદર" થાયછે. વારેવાર આગ લાગવાથી તેમજ લડાઇથી શેહર જેમ જેમ નાશ થતું ગયું તેમ તેમ તે વધારે સારાં પાયા ઉપર સુંદર ઢબમાં બંધાતું ગયુંછે, અને તેથી યુરોપમાં ઘણી સારી

બાંધણીમાં શહેરામાંનું [illegible] ગણાયછે. જમીન ઉપરથી શહેર સુંદર લાગેછે, પણ દરિયામાંથી જોતાં તો તેનો ભપકો ઓર દીઠામાં આવેછે. એની વસ્તી પરાંઓ સાથ મળીને ૩૭૬૦૦૦ માણસોની છે. શહેર સપાટ જમીન ઉપર સુંદર, મોટાં ઘરોથી બાંધેલું છે અને ભપકાદાર લાગેછે. અહીં ગોઠવણ મુજબના મહોલ્લા-ઓમાં આ ઘરો બંધાયછે, તો જોકે સઘળાજ મહોલ્લા જોઇયે એટલા પહોળા નથી. દુકાનો ભોંયતળિયે અને પહેલે મજલે હોયછે. કાંઠા ઉપરજ તોપની બૅટરીઓ, ગોદીઓ, તોપ-ખાનું વગેરે આવેલાંછે, અને તેથી દરિયા-માંથી શેહરનો દેખાવ બહુ સરસ લાગેછે. બારાંના બચાવ માટે કિલ્લેબંદી કરેલીછે, અને એ રક્ષણ કરવાનું કામ ફ્રેડરીકસહેવન નામે કિલ્લાને સોંપેલું છે.

કોપનહેગન શેહર ૧૨ મી સદીમાં એબસલન નામે એક બિશપે વસાવ્યું હતું. પ્રથમ તે એક માછીમાર ગામડું હતું અને એકસેલ-હુસને નામે ઓળખાતું હતું. પણ થોડા વરસોમાં એટલુંબધું વધી ગયું કે ૧૪૪૩ માં રાજા ક્રિશ્ચન ૩ જાએ તેને પોતાનું પાયતખ્ત બનાવ્યું. ચાલુ સદીનાં પહેલાંજ વરસમાં કોપનહેગન આગળ એક મોટી દરિયાઇ લડાઇ થઈ હતી, જેમાં બ્રિટિશ અમલદાર લૉર્ડ નેલ્સને ભાગ લીધો હતો. બીજો અગત્ય-નો બનાવ ૧૮૦૭ માં બન્યો હતો, જ્યારે એ શેહર ઉપર તોપોનો મારો ચલાવીને આખો ડેનિશ કાફલો જપ્ત કરવામાં આવ્યો હતો. ૧૮૦૧ વાળી લડાઇ વેળા ડેન્માર્ક સ્વીડન અને રશિયા સાથ ઇંગ્લંડ સામે મળી ગયલું હતું. પણ આ ખરાબીઓની યાદ આજે ભૂલી જવાઇછે અને પાયતખ્ત વેપાર રોજગારમાં [illegible] આબાદીમાં ઘણું વધી ગયું છે.

પાદશાહી મેહલ 'ક્રિશ્ચન-સબોર્ગ પૅલેસ' ને નામે ઓળખાયછે. જ્યાં ઉપલું માછીમાર ગામડું પ્રથમ વસેલું હતું ત્યાંજ આ મેહલ બંધાયલોછે. અસલી મેહલ તો ૧૮ મી સદીમાં બંધાયો પછી ૫૪ વરસ રહીને ૧૭૯૪ માં બળી ગયો હતો, પછી ૧૮૨૮ માં નવો બંધાયો તે પણ ૧૮૮૪ માં બળી ગયો હતો, અને તે આજસુધી એમનો એમ પડેલોછે. વચોવચ-માં એક ચોક બનાવેલોછે તેમાં, રાજા ફ્રેડ-રિક ૭ માંનું એક ઘોડસ્વાર બાવલું છે, જે ડેન્માર્કનાં રાજબંધારણનો સ્થાપક હતો. મેહલ-માં અસલી જુનાણી દેવદેવીઓની તેમજ આગળના ડેનિશ રાજા રાણીઓ વગેરેની આકૃતિઓ પથરમાં કોરીને દિવાલોને શણ-ગાર આપ્યોછે. ઉપલા મજલા ઉપર એક પિક્ચર ગૅલરી છે, જે ઉપલી આગમાંથી સલામત બચી ગઇછે. તેમાં થોડાંજ છતાંપણ ઉત્તમ અને જુના ઉસ્તાદોને હાથનાં ચિત્રો ભેગાં કરેલાંછે. આજ મેહલમાં રાજ્યકારો-બાર ચલાવનારી ઉમરાઓ અને આમ લોકોની સભાઓ ભરાતી હતી, અને તે માટે જુદાંજ દેવાનખાનાઓ મુકરર કરેલાં હતાં. મેહલ-ની પછવાડે એક મોટો ચોક છે, જેમાં મોટા ફુવારો છે. ઉપલી આગમાં મૂખ્ય કરી સઘળું લાકડકામ બળી ગયું હતું, અને તેથી ૬ મજલાની આ હવેલી આજે કદરૂપો દેખાવ આપેછે. બળેલા ભાગો હજી સુધી જેમના તેમ છે. તેમની કશી મરામત થયલી જણાતી નથી. દરબારી નાટકશાળા અને પુસ્તકખાનું પણ મેહલમાંજ છે. છેલાંમાં ૫૫૦૦૦૦ પુરાણા પુસ્તકો ઉપરાંત ૨૦૦૦૦ હસ્તલેખો છે.

અહીં પાદશાહી મકાનો ઘણાં છે, પણ રાજકુટુંબ અમાલિયનબોર્ગ (Amalien-borg) ના મેહલમાં વસેછે, જેમાં ચાર નાના મેહલો બાંધેલાછે. આમાંનો એક રાજાનો, બીજો રાણી માતાનો, અને ત્રીજો પાટવીકુંવર અને તેના કબીલાનો છે. ચોથો મેહલ પ્રદેશી રાજ્યોના વજીરની ઑફિસ જેવો છે. એક મેહલમાં હાલ એક લશ્કરી તાલીમ આપવાની મકતબ ઉઘાડેલી છે. શાહજાદાઓ માટે વળી એક મેહલ જુદોજ રાખેલોછે, જેના એક ભાગમાં એક નવાઇ જેવો સંગ્રહ કરેલોછે—એટલેજે સ્વી-ડન અને નોર્વે દેશોના પુરાણા જમાનાની વસ્તુઓ અહીં એકઠી કરી રાખીછે. સઘળી મળીને ૪૦૦૦૦ વસ્તુઓ છે, જેમને પહેલા મજલા

ઉપર ગોઠવેલીછે. અહીં આપણી પૃથ્વીના પથરના જમાના વેળાના ઇનસાનનાં પથરના હથિયારોમાં ,તીરનાં માથાં, ફરસી; બ્રૉન્ઝના જમાનાનાં હથિયારોમાં મિશ્ર ધાતુની તલવાર, ઢાલ, પ્યાલાં; અને છેલે લોખંડના જમાનાનાં શસ્ત્રો જોઇયે છિયે. આવું સંગ્રહસ્થાન, જેમાં બહુ પુરાણા જમાનાઓની વસ્તુઓ ભેગી કરેલીછે, તે સ્વીડનનાં પાયતખ્ત સ્ટૉકહોમ ખાતે સર્વથી સરસ છે, અને તેથીજ ઉતરતું આ છે. હથિયારો ઉપરાંત અહીં અસલી વખતનાં ઇનસાનોનાં વાસણો, શિકારી પોશાક, લાકડાંની કૉફિનો, વાજીંત્રો, ઘરેણાંઓ, ઇત્યાદી પુષ્કળ સામાન ભરેલોછે.

હોલૅંડની પેઠે અહીં પણ એક બે ઠેકાણે પાણીની નેહેર બનાવી શેહરમાં પાણી આવવાનો માર્ગ બનાવ્યોછે અને તેના બંને કાંઠાઓને પથરથી ચણી લીધાછે. આમાંની એક ખાડીને કાંઠે થૉર્વાલ્ડસેન મ્યુઝિયમ નામનું સંગ્રહસ્થાન છે. એ સંગ્રહ એટલા માટેજ વધારે જોવાલાયક છે કે તે માત્ર એકજ માણસની મેહેનતનું ફળ રજુ કરેછે. અહીં સઘળાં બાવલાં અને પુતળાંઓજ જોવાનાં છે. દરવાજાને માથે ચાર ઘોડા હાંકતી ફતેહની દેવીની મૂર્તિ છે, તે પણ તેનીજ બુદ્ધિનું પરિણામ છે. થૉર્વાલ્ડસેન (Thorvaldsen) આઇસલૅંડવાળા વધારે ઉત્તરના મુલકનો ઉસ્તાદ હતો, જે માર્બલ તેમજ માટીનાં બાવલાંઓ અને મૂર્તિઓ બનાવવામાં એક્કો હતો. તેની બુદ્ધિના નમુનાઓ જોડે તેની કબર પણ અહીંજ છે, જાતજાતના નમુનાઓ મળીને ૫૦૦ બાવલાં અને ચિતારો તેણે બનાવ્યાછે. મૂર્તિઓ અને પુતળાંઓ ઉપરાંત અહીં જુના વખતના સિક્કાઓ પણ જોવામાં આવેછે.

કોપનહેગનમાં નાચ રંગ અને ગાન તાનનાં ઠેકાણાં ઘણાં છે, પણ સર્વથી સરસ 'ટિવોલી' નામથી મશહુર છે. આ એક બાગ જેવું એહોળું મકાન છે, જેને ફરતી પાટિયાંની ઊંચી વાડ ભરી લીધીછે. રાત્રે ૭ થી ૧૨ વાગ્યા સુધી અહીં રમતગમતની મજાહ ચાલી રહેછે, પણ તે માત્ર ઉનાળાની મોસમમાંજ, ત્યારેજ એ મકાન ઉઘડેછે. આજ રાત્રે એમાં હું જોવા ગયો હતો. અંદર ઝાડપાનનો સારો બાગ બનાવેલોછે, જગેજગ ખાનપાનના ઓરડા બનાવેલાછે, અને બહાર ટેબલ અને ખુરસીઓ બિછાવેલીછે. આની મૂખ્ય ખુબીતો રાત્રે થતી રોશનીથી છે. અજાયબી ઉપજે એવી કારીગીરીથી આ રોશની કરવામાં આવેછે. ઝાડોની બંને હારોથી ફરવા હરવાના રસ્તા બનાવ્યાછે ત્યાં તેમજ ખાનપાનની દુકાનો ઉપર તો રોશની હોયછેજ, પણ ઝાડોમાં ગોયા ચલકતાં ફુલો હોય તેમ પાદડાંઓમાં પણ રોશની સળગાવેછે. એજ રીતે બાગને ફરતા ફુવારાઓમાં પણ રોશની કરેછે. આ રીતે આખા બાગને દીપતો અને બેઘડી જોયાજ કરિયે એવો મોહક બનાવેછે. તમાશગીરોની ભીડ પણ અંદર પુષ્કળ થાયછે, તો જોકે દાખલ થવાની ૫૦ દોકડા ફી આપવી પડેછે. અહીં તો જ્યાંબી જઇયે ત્યાં જોવા માટે ફી પહેલી તોળવી પડેછે. બાગમાં આ રીતે રોશની જોતા આગળ વધ્યા કે ત્યાં થતાં ગાનાં અને નાચ જોવા તરફ ધ્યાન ખેંચાયછે. આ ગાનું દરેક જબાનમાં થાયછે. વળી નાટક પણ જોવાનો મળેછે, પણ તે માટે પા ડૉલરની વધુ ફી આપવી પડેછે. એ ઉપરાંત નિશાનબાજી વગેરે રમતગમતો પણ અહીં છે. આ બાગમાં એક નેહેર છે તેને માથે વિજળીનો એક દીવો બળેછે. આ દીવાની રોશની નેહેરનાં પાણી ઉપર પડતાંજ 'પેનોરામા' જેવો દેખાવ થઇ રહેછે. ઉપરથી એક નાનકડો ધોધ પડેછે, અને આસપાસનો દેખાવ એવો વિચિત્ર બની રહેછે કે ત્યાંથી નજર ખિસકાવવા ગમતું નથી. દર રવી અને બુધવારે પુર તેજસ્વી રોશનીમાં આ દેખાવ થાયછે, અને બીજા કરતાં એજ દિવસો ઉપર લોકોની ઠઠ પણ ભારી મળેછે. ઉપલી નેહેરમાં બોટમાં બેસીને ફરવું હોય તો તેની જુદી ફી પડેછે.

આજ આખો દિવસ મને ઠેકાણે ઠેકાણે કંઇક ગડબડ અને ધામધુમ જેવું લાગ્યું તેથી ખબર કહાડી તો જણાયું કે આજે અહીંની રાણીની સાલગિરેહનો દિવસ હતો. બેંડ

વાગતાં અને સિપાહીઓ કુચ કરતા હતા; વળી જાહેર ઇમારતો ઉપર તેમજ આગબોટો ઉપર વાવટા ઉડતા જણાતા હતા. પણ આ કંઇ જોઇએ તેવી ધામધુમ ન હતી, કેમકે એજ રાણીનો ભાઇ બે દિવસ આગમજ-નો સ્વર્ગવાસી થયલો હોવાથી રાજકુટુંબ શોકમાં હતું. રશિયાનો ઝાર એલેક્ઝાંડર ૩ જો તથા તેની રાણી તેમજ પ્રિન્સ ઑવ વેલ્સ તથા તેની બાનુ હાલ રાજા રાણીની મુલાકાતે આવેલાંછે. ઉનાળાની મોસમમાં આ બંને જમાઇઓ મોજ મારવા અહીં ઉતરી પડેછે. રશિયન શેહનશાહ તો અહીં કેટલીકવાર ઘણા દિવસો સુધી રહેછે, અને અહીંના ગરીબોને વખતેવખત કંઇ કંઇ આપી જાયછે તેથી તેઓમાં તે બહુ માનીતો થઇ પડયોછે. હાલ આવેલોછે તે દરમયાન તેણે આ ગરીબોને થકી ૩૦૦૦૦ ક્રાઉન નામના રૂપાંના સિક્કા (શુમારે રૂ૩૦૦૦૦) બક્ષીશ આપ્યાછે. પ્રિન્સ ઑવ વેલ્સ હાલ હેમ્બર્ગ શેહર ફરવા ગયલોછે.

આ શેહરના રસ્તા પહોળા, સફાઇદાર અને શોભીતા છે. ઇમારતો પણ મોટી અને ભપકાદાર છે. સામટી રીતે લેતાં અહીં ઉનાળાની મોસમ મજેહમાં પસાર કરી શકાય એમ છે. વળી અહીં રહેવું બહુ ખર્ચાલું પણ નથી. ચોતરફ હરિયાળી અને દિલખુશ દેખાવો નજર આવેછે. પહોચખાનાંઓમાં અહીંનું સેંત્રલ હૉટેલ સર્વથી સારૂં છે. ત્યાં તેમજ બીજા મોટા રસ્તાઓ ઉપર ઝાડોની બબે હારો આજુબાજુ રોપેલીછે. વળી કેટ-લાક ચોકો બનાયાછે તેઓ ઘાસની જમીન-થી અને ફરતાં બાવલાંઓથી ઘણા શોભેછે. બેસવા માટે ફરતા બાંકો ગોઠવ્યાછે.

તા૦ ૮ મી અને શુક્રવાર—કોપનહેગનનાં સ્ટેશનથી ૨૫) મૈલ દૂર હિલરૉડ (Hillerod) નામનું સ્ટેશન આવેછે ત્યાં ઉતર્યા પછી ૨૦ મિનિટના રસ્તા ઉપર ફ્રેડ્રિકસ્બર્ગનું સુંદર પરું આવેછે. અહીંનો ફ્રેડન્સબર્ગ નામે પાદ-શાહી મેહલ તથા પાદશાહી મ્યુઝિયમ જોવા આજે હું ગયો. ફ્રેડ્રિકસ્બર્ગ સ્લૉટમાં પાદશાહી કીમતી અને બેમૂળી વસ્તુઓનો મોટો સંગ્રહ કરેલોછે, જેમાં અસલી જમાનાનાં ડનિશ બખ્તરો, હથિયારો, લડવૈયા કેવી રીતે લડતા તેનાં ચિત્રો, વગેરે ઘણીએક જોવાલાયક ચીજો છે. એ ઉપરાંત વળી આગળા રાજાઓને લગતો જાતજાતનો ઉમદા સામાન અનામત રાખેલોછે, જેમકે ટેબલો, સુવાના પલંગો, જુદી જુદી કિસમના સોનેરી, રૂપેરી વગેરે પોશાકો, કબાટો, ઇત્યાદિ. એ સર્વને જુદા જુદા ઓરડાઓમાં આરાસ્તા કરેલુંછે. આ ઓરડાઓમાંનો એક લાંબો, શોભિતો શેહન-શાહી 'હૉલ' છે, જેની સિલિંગ ઘણીજ સરસ કારીગિરીથી અને સોનેરી પાણી તથા બીજા ઉત્તમ રંગોથી ચિત્રેલીછે, તેમજ તેમાં ઉમદા કોતરકામ કરેલુંછે. આ મ્યુઝિયમનાં મકાનને ફરતું તળાવ છે, અને તે ઉપરથી આસપાસનો દેખાવ ઘણોજ શોભાયમાન લાગેછે.

અહીંથી ફ્રેડન્સબર્ગનો મેહલ ૪ મૈલ દૂર છે. આ મેહલમાં હાલ અહીંનો રાજા અને તેનું કુટુંબ વસેછે. તેની બેટીઓ, જમાઇઓ અને યુનાનનો રાજા (તેનો બીજો બેટો) પણ હાલ અહીંજ છે. જો બની આવે તો તેઓ સર્વને જોવાની મારી અને મારી સાથના ૬૦ થી વધારે પ્રવાસીઓની મતલબ હતી. અમે ખામખા રાજકુટુંબની મુલાકાતને અર્થેજ ગયા હતા, અને એતેફાક એવો બન્યો કે અમો મેહલ આગળ ઉભેલા હતા એટલા-માં જેમને અમો જોવા માંગતા હતા તેઓ-નીજ ત્રણ વેગોનેટ ગાડીઓ અમારી નજદીક આવીને ઉભી. દરેક ગાડીને ચાર ઘોડા જોત્રેલા હતા. પહેલીમાં પ્રિન્સ આવ વેલ્સ અને રશિયન ઝારની બાનુઓ (બંને બહેનો), તેમની માતા (રાણી) અને તેમનાં બાળકો હતાં. તેઓ સર્વનો લેબાસ સાદો હતો. અમો સર્વેએ તેમને અમારી ટોપી ઉતારી નમીને માન આપ્યું, જેના ઉત્તરમાં તેઓએ હસીને અમને આવકાર દીધો. બીજી ગાડીમાં કુટુંબનાં બીજા શાહજાદા અને શાહજાદીઓ હતાં. ત્રીજીમાં ડન્માર્કનો રાજા, તેનો બેટો

(યુનાનનો રાજા), રશિયાનો ઝાર અને એક જર્મન ઠાકોર હતા. અમો તેમને નમસ્કાર કરિયે તે આગમજ તો તેઓએજ ટોપી ઉતારી પોતાનો ખરેખરો અમીરી ખવાસ દેખાડી આપ્યો. આ સર્વ પાદશાહોનો પોશાક પણ સાદો હતો. રશિયન શેહનશાહ મધ્યમ કદનો, શરીરે પુષ્ટ પણ માથે ટાલ પડેલીછે. તેણે દહાડી રાખેલીછે. ચેહેરે ગંભિર, પણ દેખાવે શાંત અને ભલો તે દીસતો હતો. આ સર્વને અમે જોયા, પણ પ્રિન્સ ઑવ વેલ્સ અમારા જોવામાં આવ્યો નહિ તેનું કારણ ખબર કહાડતાં એવું જણાયું કે હાલ તે કોઇ કામે જર્મનીનાં ઉત્તર અંદર હેમ્બર્ગ ખાતે ગયો હતો, જે કોપનહેગનથી બહુ દૂર નથી.

આ સર્વ રાજવંશીઓ મેહલમાં આ પિવા ગયાં ત્યારે અમે મેહલને લગતા બાગ (પાર્ક)-માં જ્યાં ગમે ત્યાં ફરવા નિકળી પડયા. આ બાગ યાને ફરવાની જગામાં દાખલ થતાંજ ૬ ઠા ફ્રેડરિક રાજાનું એક બાવલું ઉભું કરેલું છે. મેહલની પછવાડે થોડેક દૂર એક મીઠાં પાણીનો સરોવર છે. પાર્કમાં ઝાડોની ઘટા ઘણીજ દિલપિઝીર છે. મેહલથી સરોવર સુધી સુંદર ઘટાદાર રસ્તા બાંધેલાછે. આ પાર્ક મૃગના શિકાર માટેનો છે, જેમાં મોટાં દરખ્તો ઘણાં છે. તેઓમાં ઓક અને સરૂનાં પણ બહુ ઝાડો છે. સરોવરમાં સેહેલ કરવા માટે નાની બોટો તૈયાર રાખેલીછે. બાગનો પાછળો દેખાવ જોવાજોગ અને તમાશગીરનું ચિત્ત આકર્ષિ લે એવો છે. આ મૃગયાવન (પાર્ક) માં વચે એક ચોક બનાવેલોછે, જેને ફરતાં બાવલાંઓ અને મૂર્ત્તિઓ ગોઠવેલાંછે, અને તેમની વચે એક સ્તંભ ઉપર એક મોટો દડો ગોઠવેલો છે. આ પછી પાદશાહી અસ્પખાનામાં જુદા જુદા ઘોડાઓ વગેરે જોઇને રાત્રે હું પાછો કોપનહેગન આવ્યો.

તા૦ ૯ મી, શનિવાર—આજે હું અતરેના પાદશાહી મેહલની પડોશમાંજ બાંધેલો રોઝનબર્ગ નામનો કિલ્લો જોવા ગયો, જે જોવા માટેની ટિકિટ શેહરમાં એક સિગાર વેચનારની દુકાને દામ આપવાથી મળેછે, અને એ દુકાન શોધી કહાડતાં પ્રવાસીઓને થોડી તકલીફ પડતી નથી. પાદશાહી બાગની વચમાં આ કિલ્લો છે, જેમાં ડેન્માર્કના રાજાઓનો તેમનાં રાજ્યોનાં વરસો મુજબનો સંગ્રહ રાખેલોછે. દરેક રાજાને માટે એકેકો ઓરડો અર્પિત કરેલોછે અને તેમાં તેના અમલમાં થયેલાં કામકાજ તથા બનેલા બનાવો વગેરેનું વર્ણન, તથા વસ્તુઓ ઇત્યાદી ભેગાં કરી રાખ્યાંછે. અહીં વળી એક સોનાની ટેબલ અને રૂપાનું તખ્ત પણ ગોઠવી રાખેલછે. આ ઠેકાણે પાદશાહોનું હીરા, માણક અને બીજું ઝવેરાત અને ઘરેણાંઓ, હીરાજડિત તલવારની મૂઠો, પાદશાહી બખ્તરો, રૂપાંજડિત ટેબલો અને ખુર્સીઓ, મોહોરો, પોશાકો, લડાઈ રમેલી તલવારો, વગેરે અનેક જાતજાતનો કીમતી સામાન છે. વળી પાદશાહો અને તેમના ખાનદાનીઓનાં અહીં જથાબંધ ચિત્રો પણ છે. આ સર્વ અસબાબ જુદા જુદા ઓરડાઓમાં ગોઠવેલોછે. અહીં એક ઓરડો કેવળ કાચનોજ બાંધેલોછે, જેની સિલિંગે તેમજ જમીન ઉપર પણ કાચ જડેલા હોવાથી ઉપર જોઇયે તો જાણે આપણ બહુ ઉંચા ચહડી ગયા હોઇયે એમ લાગેછે, અને નીચે જોઇયે તો બહુ ઉંડા ઉતરી ગયલા જણાયછે. એક ડેનિશ પાદશાહનાં મોતનું બીછાનું અહીં જાળવી રાખેલું છે, જે બહુ બહાદુર હતો. ઇંગ્રેજો સાથ લડાઇ ચાલી તે વેળા આ રાજા તોપના મોર્ચાપર હતો. અહીં તેને ગોળી લાગી અને તેની એક આંખ ગઇ. પણ આ કજાથી નહિ ડરતાં તેણે લોહી લુછી નાખી કહ્યું કે "હજી મારી બીજી આંખ સલામત છે, ને જે ધણીની બીજી આંખ બચેલી હોય તેણે તોપ આગળથી ખિસવું ન જોઇયે." આમ બોલી તે પોતાની જગા ઉપર ખડો ઉભો રહ્યો હતો! તેનાં મોતના દેખાવનું કરુણામય ચિત્ર અહીં ટાંગેલુંછે, જે જોતાં તેની બાહદુરી માટે સ્તુતિના તેમજ દયાના શબ્દો નિકળી પડેછે.

આજ રાત્રે હું 'રૉયલ થિયેટર' નામની મોટી નાટકશાળામાં ખેલ જોવા ગયો. આ

નાટકગૃહ તમે બહારથી જુઓ તો એક મહેલ જેવુંજ છે. માંહેની ગોઠવણ પણ ઉત્તમ છે. રાજા અને રાજકુટુંબ માટે ખેલ જોવા સારૂ એક બાજુમાં હેલાયદી જગા મુકરર કીધેલી છે. રાજા એજ નાટકશાળામાં ખાસ આવેછે, અને તે આવે ત્યારેજ ઉપલી બેઠક વપરાયછે. અહીં પરદા અને પોશાકો તારીફલાયક હતાં. નાટકીઓ સઘળાં ચાલાક અને ઉમંગી હતાં. તેઓમાં મર્દો કરતાં ઓરતો વધારે હતી. તેઓ સઘળાં રૂપાળાં અને ખુબસુર્ત હતાં.

ડેનિશ લોકો ઇંગ્રેજો જેવાજ રંગે ધોળા અને ગુલાબી છે. તેમનું ખાનપાન ચોખ્ખું, સફાઇદાર અને આપણા લોકોના જેવું મસાલાનું ખુશબોદાર છે. તેમની ભાષા મને તો અર્ધે ભાગે વલંદી શબ્દોના ભેળ જેવી લાગેછે, ને તેમની કેટલીક રસમ પણ હું ડચ લોકોના જેવીજ જોઉંછું. ડેનમાર્કનાં લોકો સાદાં પણ અહસ્થાઇ ખવાસનાં છે. તેઓ તમને રસ્તો દેખાડવા પોતાનું કામ છોડીને આવશે, અને તમારૂં કામ બજાવવામાં અર્ધો કે આખો કલાક જાય તેની ચિંતા કરશે નહિ. વળી તેઓ તાજીમતવાજાવાળા અને ખવાસે ભલા તથા સ્વભાવે નરમ દીઠામાં આવેછે.

તા૦ ૧૦ મી, રવીવાર—હું આજ સાંજે પાંચ વાગે સ્ટીમર "બાલ્ડર" (S. S. Baldur) ઉપર સ્વાર થઇ નૉર્વે દેશનાં પાયતખ્ત **ક્રિશ્ચાન્યા** તરફ રવાના થયો. છ વાગે તો અમો એ દેશ અને ડેન્માર્ક વચેની **સૌંડ** નામે સામુદ્રધુણીમાંથી પસાર થયા. રાત્રે પવન નિકળવાથી દરિયો લગાર તીખો થયો, પણ હું તો આખી રાત મારી કેબિનમાં સુઇ રહ્યો હતો માટે શું બન્યું તે કાંઇ જાણ્યુંજ નહિ. બીજી સહવારે અમે **ક્રેટેગેટને** બંદરે જઇ પુગ્યા, જ્યાં અમારી સ્ટીમર ઉપરથી ઘણો માલ ઉતારવાનો હતો તેથી ચાર કલાક સુધી તે અહીં થોભી, જે તકનો લાભ લઇને હું આ નાનકડું શેહર જોવા નિકળી પડયો. પણ બરબર જોવા જેવું એમાં કાંઇ નથી.

નૉર્વે દેશમાં ફરવાનો સર્વથી સારો સમય મે, જુન અને જુલૈ મહિનાનો છે, જ્યારે ત્યાં મધરાતે પણ આફતાબનો શોભો જોવામાં આવેછે અને તે દેખાવ બહુજ મોહક લાગેછે. પણ મારી મોટી દિલગીરી સાથે તે વખ્ત આજે પસાર થઇ ગયલો મેં જોયો. હું બરાબર એજ ટાંકણે અહીં આવનાર હતો, પણ અમેરિકાના પ્રવાસમાં મારી શરૂઆતની ગણત્રી કરતાં બહુ દિવસો નિકળી ગયાથી હું નૉર્વેના સૂરજનો ભપકો જોવાનો કુદ્રતે નેમી આપેલો અવસર ચૂકયો. જો આ કુદ્રતની અજાયબી જોવી હોય તો ક્રિશ્ચાન્યામાં તા૦ ૧૮ મી મેથી ૨૩ મી જુલૈ, લેપલેંડમાં **હેમરફેસ્ટ** ખાતે તા૦ ૧૪ મી મેથી તા૦ ૨૮ મી જુલૈ, અને **નોર્થકેપ** ખાતે તા૦ ૧૧ મી મેથી તા૦ ૩૦ મી જુલૈ સુધીમાં જવું જોઇયે. તે વેળા ત્યાં મધરાતે આપણાં સૂર્ય મંડળનો આ પાદશાહ દરિયાની સપાટીથી ૬૫ ફીટની ઉંચાઇએ આવી ઉભો રહેછે. પણ ઉપલાં સર્વ ઠેકાણાંઓ ઉપરથી આ ભભકદાર દેખાવ જોવાનો વખ્ત વહી ગયેછે, કેમકે હાલ સપ્ટેમ્બર મહિનો ચાલેછે, જ્યારે એવો દેખાવ કદી નજરે પડતો નથી.

તા૦ ૧૨ મી અને મંગળવારે અમે નૉર્વેના દક્ષિણ કિનારા ઉપરનાં **નૉરિચ** ખાતે જઇ પુગ્યા, જે પણ એક નાનો કસ્બો છે. અહીંથી ઉપડેલી અમારી સ્ટીમરે માર્ગમાં બીજાં બે બંદરો કીધાં, જે વેળા કિનારે કિનારેનો સર્વ દેખાવ જોવાની બહુ મજાહ પડી. નૉરિચ ગામથી ક્રિશ્ચાન્યાની ખાડી જ્યાં દરિયાને મળેછે ત્યાંસુધીનો દેખાવ સઘળો લીલો અને ઝાડપાનથી ભરપૂર દીસેછે. હવે અમે આ ખાડીમાં દાખલ થયા, જેને બંને કાંઠે નાનાં નાનાં ગામડાં વસેલાંછે. રસ્તે નાની આગબોટો અને મછવા મળ્યા કરતા. બંને કાંઠે ખડકો અને ડુંગરો આવેલાછે, જે ઉપર છુટાંછવાયાં ઝાડો જણાયછે. બે ઠેકાણે તોપોના મોર્ચા બાંધેલાછે.

## નૉર્વે.

યુરોપનાં ઉત્તર ભાગનાં રાજ્યોમાં સર્વેથી લીલાંલેહર જેવાં કોઇબી દેશો હોય તો તે **નૉર્વે** અને **સ્વીડન** છે. એ બેના ભેગા થવાથી સ્કેન્ડીનેવિયાનો જબરદસ્ત ભૂશલાકો

બન્યોછે. આજે એ બંને દેશો ઉપર એકજ રાજાનો અમલ ચાલેછે, અને તે સ્વીડનનો પાદશાહ છે. તોપણ નોર્વેનો કારોબાર તદન સ્વતંત્રપણે ચલાવવામાં આવેછે, કેમકે ૧૮૧૪ માં ડેન્માર્કના રાજાએ એ દેશ સ્વીડનના રાજાને એવી શરતે આપી દીધો હતો કે તેને સ્વતંત્ર રાખવો, તેનું રાજબંધણ અને કાયદા હોય તેજ ચાલુ રાખવા, તેનાં લશ્કર કે દરિયાઇ કાફલા અને જકાતમાં કશો ફેરફાર કરવો નહિ, ઇત્યાદી. આ શરતોને અનુસરીને નોર્વેનો વહિવટ ચલાવવામાં આવેછે, અને તેથી એ પુરાણો દેશ માત્ર નામનોજ સ્વીડનને તાબેછે.

નોર્મેન અથવા નોર્થમેન, જેઓ આગળા વખતમાં ઇંગ્લંડ, ફ્રાન્સ વગેરે દેશોમાં ઠરીઠામ થયા હતા તેઓનું અસલ વતન નોર્વે છે, અને તે નામ ઉપરથીજ તેઓ 'ઊત્તર તરફના રહેવાસીઓ' ને નામે ઓળખાતા હતા. અહીંના રહેવાસીઓ પોતાના આ દેશ ઉપર બહુ વહાલ રાખેછે અને તેઓ તેને લાડથી "બુઢું નોર્વે" કહેછે. એની લંબાઈ ૧૧૦૦ મૈલની છે, અને સ્વીડન કરતાં એ કંઈ જેટલો નાનો દેશ છે. પહોળાઇમાં તે એક ઠેકાણે માત્ર ૭ મૈલથી બીજે ઠેકાણે ૨૮૦ મૈલનો છે. આ કંઇ સપાટ દેશ નથી એ તમામ પહાડો અને પહાડી મેદાનોથી ભરપૂર છે, જેમાં સુંદર ખીણો અને સરોવરો આવેલાંછે. એનો કુલે વિસ્તાર ૧૨૩૩૦૦ મૈલનો એટલે ગ્રેટ બ્રિટન અને આયરલેંડ કરતાં સહેજ વધારેછે. પણ આ સઘળા વિસ્તારમાં ખેતી લાયક તો માત્ર ૧૦ મો ભાગ છે; $\frac{1}{4}$ ભાગ જંગલોથી ઘેરાયલોછે, અને $\frac{1}{70}$ મો ભાગ બર્ફથી ઢંકાયલોછે. કુલે વસ્તી માત્ર ૧૯૯૯૧૭૬ માણસોની છે, અને વળી દર સાલ ધંધો શોધવા ઘણા લોકો પ્રદેશો ખાતે જાયછે.

વસ્તીના ઘટાડાનું મૂખ્ય કારણ નોર્વેની પહાડી ભૂમિ છે. આ પહાડો ૭૬૨૦ ફીટ સુધી ઉંચી ટોચો ધરાવેછે. આબોહવા મધ્યમ છે. નવેમ્બરથી માર્ચ સુધી બર્ફ રહેછે, અને ઉનાળાની મોસમ ત્રણ મહિનાની છે, જ્યારે ખુશનોમા ગર્મી પડેછે. પહાડો ઉપર શિયાળો સખ્ત પડવા જોડે લાંબી મુદત સુધી રહેછે. દરિયા તરફની રૂતુ પહાડોના જેવી અસહ્ય નથી. આ દેશમાં નદીઓ સાથ સંબંધ રાખનારા નાના નાના ૩૦૦૦. સરોવરો છે. તેઓમાંનો એકજ ૭૭ મૈલ લાંબો છે. કેટલાક સરોવરોનો દેખાવ સ્વિત્ઝરલેંડના સરોવરોની યાદ આપેછે; પણ એ બાબે હું તે દેશના પ્રવાસને દરમયાન લખીશ. નદીઓ પણ પુષ્કળ છે, તોપણ તે માત્ર નાળાં જેવી નાનકડી છે. સર્વથી લાંબી માત્ર ૩૧૦ મૈલની છે. અહીં કેટલાક ધોધ પણ છે; પણ તેઓબી નાનકડાજ છે. ઉંચામાં ઉંચો ૯૦૦ ફીટનો છે.

નોર્વેના કસ્બા અને ગામોમાં ઘણાંખરાં ઘરો પથરના પાયા પૂરીને લાકડાંનાંજ બાંધવામાં આવ્યાંછે, અને તોપણ એ ઘરો સદીઓ સુધી સલામત રહેછે. શેકારીઓ માટે શેકાર અને મછીમારો માટે માછલી આ દેશમાં પુષ્કળ છે. માછલાં મારવાના ધંધામાં દર સાલ ૩૦૦૦ બારકસો રોકાયછે, અને ૧૬૦૦૦ લોકોની રોજી ચાલેછે. આ દેશ કુદ્રતી અજાયબીઓથી ભરપૂર છે, અને તે જોવા માટે દર સાલ હજારો પ્રવાસીઓ અહીં આવેછે; પણ નોર્વેની સઘળી અજાયબીઓ હજી ખુલ્લી પડી નથી. ડેન્સ લોકો આ દેશને નૉર્જે અને સ્વીડિશ લોકો નોરિજ કહેછે, જેનો અર્થ 'ઉત્તરનો દેશ' થાયછે. અહીંના લોક ઘણાખરા ગરીબ ખેડુતો, મજુરો અને ધંધાદારીઓ છે. એ બાપડાઓનું ખાવું અને રહેવું સાદું છે. પણ એમ છતાં આગતાસ્વાગતામાં તેઓ જાણીતા છે. ખેડુતો સઘળા સ્વતંત્ર છે, પણ પોતાનાં ખાનદાની નામો ધરાવતા નથી. જેમ વસ્તી થોડી તેમ કેળવણી પણ મધ્યમ છે.

આ દેશ ૯ મી સદી સુધી તો નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયલો હતો, જે પછી તે સઘળાં ભેગાં થઇને એક રાજ્ય બન્યું. તોપણ માત્ર લૂટારૂ લોકોનાં વતન સિવાય બીજે કોઇબી નામે નોર્વે યુરોપની આલમને જાણીતો ન હતો. ૧૩૯૭ માં ડેન્માર્ક સાથ તે

જોડાઇ ગયો, અને તેની લડાઇઓમાં ભાગ લેવા લાગ્યો. ૧૮૦૭ ની ઇંગ્લંડ સાથની લડાઇમાં કોપનહેગન ખાતે ડેન્સ લોકે સખ્ત માર ખાધો તેમાં નોર્વેનો વેપાર તુટી ગયાથી તેને પણ ઘણું ખમવું પડયું. આ પછી નેપોલ્યન બોનાપાર્ટે રશિયા જીતવાની ધામધુમ કીધી, ત્યારે ઇંગ્લંડ અને રશિયા ભેગાં થઇ ગયાં અને સ્વીડનને પોતાની પક્ષમાં લેવા માટે ડેન્માર્ક કનેથી તેને નોર્વેનું રાજ્ય અપાવી દીધું. આ વેળા નોર્વેનાં લોક સામે થયાં, ડેન્માર્કના રાજાને પોતાનો રાજા કબૂલ રાખ્યો, પણ ઇંગ્લંડની સ્વીડનને મદદ હોવાથી અંતે નોર્વેને તાબે થવાની ફરજ પડી. તોપણ મેં ઉપર લખ્યુંછે તેમ નોર્વેનો અમલ સ્વીડનની દેખરેખ હેઠળ સ્વતંત્રપણેજ ચલાવવામાં આવેછે.

નોર્વેમાં માત્ર તનદરોસ્ત અને સખ્ત થંડી ખમી શકનાર પ્રવાસીએજ પગ મૂકવાની હિમત કરવી જોઇયે. ઉનાળાની ગર્મી દિલપિઝીર હોવાથી હજારો પ્રવાસીઓ અહીં આવેછે. આજે કુદ્રતની એક અદભૂત અજાયબીને થકી નોર્વે વધારે વખણાયછે, અને તે મધ્ય રાત્રે દેખાતો સૂર્ય છે. એ માટે પ્રવાસીઓમાં આ દેશને "મધરાતના સૂરજની ભૂમિ" ને નામે ઓળખાવવામાં આવેછે. જુનથી ઑગસ્ટ સુધી આ દેશમાં રાત જેવું કંઇ હોતુંજ નથી—રાત કોઈ જાણતુંજ નથી. નોર્વેના પ્રવાસની મોસમ જુનની અધવચથી સપ્ટેમ્બરની આખર સુધીની છે. બે મહિનામાં પર્વતો બર્ફની ટોપીથી ઢંકાયલા હોયછે, જે વેળા સખ્ત ગર્મી પડવાથી આ બર્ફ પિગળવા માંડેછે. આ વખ્તે આફતાબ મધરાતે માત્ર બેજ કલાક બેમાલુમ થઇ જાયછે, અને બાકીનો આખો દિવસ અને રાત પ્રકાશીને બર્ફની નદીઓ વહેતી કરેછે—નાનાં નાળાંઓમાં પણ જોશ અને જોર આવેછે—હજારો ફીટની ઊંચાઇએથી તેઓ નીચે વહેછે—એ વેળા જોવા લાયક દેખાવ બનેછે. બે પછી ખરેખરી લીલા શરૂ થાયછે. સૂર્યાસ્ત અને સૂર્યોદય વચેના બે કલાક રોશની ચાલુ રહેછે, જે વેળાના દેખાવનો ભપકો કદી ભૂલાય નહિ એવો કહેવાયછે. મોટી દિલગીરી સાથ આમ મને લખવું પડેછે, કેમકે જો વખ્તસર હું અહીં આવ્યો હોત તો આ ખુદાઇ ભપકો મેં મારી નજરે દીઠો હોત અને તેનું વર્ણન મારા જોવા મુજબ હું અહીં ઉતારી લેત. પણ મધ્ય રાત્રીના સૂર્યને જો તેની ખરેખરી બાદશાહી ભભુકમાંજ જોવા હોય તો નોર્વેમાંથી નહિ પણ છેક ધ્રુવ તરફ આગળ વધીને ત્યાંથી તેને જોવા જોઇયેછે.

કુદ્રતની ખુબસુરતી ધરાવીને તે જાળવી રાખનારો દેશ નોર્વે કરતાં સરસ બીજો એકે નથી—આ દેશમાં એક પણ જીલ્લો એવો નથી કે જે પ્રવાસીને ગમત આપતો નથી. પર્વતો, બર્ફ, ઝરા, સરોવરો, ખીણો, જંગલો, ધોધ—એ સર્વ તેની આંખને ટાઢક આપેછે અને રાજી કરેછે. પર્વતો ઉપર લીલા-બ્લ્યુ રંગના બર્ફના પાટ મૈલો સુધી લાંબા પડેલા રહેછે—માથે આકાશ ભભુકદાર રોશની સાથ પ્રકાશિત દેખાયછે—આજુબાજુથી નદી નાળાં સર્પ માફક વાકાંટિકાં બહુ ઝડપથી લપસી જાય છે—મધરાત સુધી ખોરશેદ તેજસ્વી કિરણો પાથરી નાખીને હવે એક તરફ અસ્ત પામેછે કે બીજી તરફ બામદાદની શરૂઆત ચાલેછે અને બે કલાકમાં તો નવો સૂર્ય બુઠ્ઠા આફતાબની જગા લઈ સર્વનાં દિલ હર્ષિત કરેછે. આ ગુર્બ થતા અને ઉગતા સૂર્યનાં કિરણોના ભાતભાતના રંગોથી આસપાસ રંગારંગ થઈ રહેછે, જેની પ્રખ્યાત ઇંગ્રેજ ફિલસુફ કાર્લાઇલ પણ તારીફ કરી ગયોછે. એક લખનારનાં મત મુજબ નોર્વેની ખુબીઓનું વર્ણન તે જોયા વિના થઈ શકેજ નહિ. નોર્વે તે નોર્વેજ છે. વસ્તીની ભીડ નથી—ભીખારીનો કંટાળો નથી—પોશાગીરોનો ડર નથી—વેપારી શેહેરની દોડધામ નથી; સઘળું ચૂપચાપ છે, સઘળું એકલા પ્રવાસીનેજ માટે છે, કોઇ તેમાં ભાગિયો નથી. સ્વિટઝરલેંડનો ભપકો ભારી છે—બાકી કુદ્રતને તેના ખરા આકારમાં જોવાનું તો નોર્વેમાંજ છે. આમ મત આપીને ઉપલો લખનાર કહેછે કે લુસર્ન જેવા સરોવરોથી નોર્વે

ઉંચાઈ જાયછે—ટુકમાં નોર્વેના દેખાવો અનેક અને જાતજાતના છે—સ્વિટ્ઝરલેંડમાં તે એકના એકજ છે. પણ એ સર્વમાં મધરાતના ખોરશેદનો દેખાવ એવો ઉત્કૃષ્ટ છે કે તેવો બીજો એક પણ મુલક ધરાવતો નથી. અંધારાંમાં મધરાત ગમઘોર લાગેછે, પણ સૂર્યપ્રકાશનાં તેજમાં મધરાત એકથી દરજ્જે વધારે મહત્વની થઈ પડેછે—કેમકે સૂર્યોદય થયા છતાં એકબી પક્ષિની ચીચારી સંભળાતી નથી, એકબી પ્રાણી બરાડતું જણાતું નથી, એકબી ઇનસાન પોતાને ખેતરે કે કામે જતું દેખાતું નથી. જ્યાં જુઓ ત્યાં ચૂપચપાટ—અને તેબી આ ખોરશેદનાં અજવાળાંમાં! પણ કેવું અજાયબ જેવું છે કે મધરાત છતાં આ દિવસના રાજાને દેખતાંજ તમારી ઉંઘ ઉડી જાયછે, તમને ગોયા સ્વપ્નો જોતા હો એવું લાગેછે, જાણે પરસ્તાનમાં તમે પોતાને જુઓછો—તમને લાગેછે કે દુનિયાનું હવે છેવટ આવ્યુંછે અને જીવતા રહેલા માનવી એકલા તમેજ છો!

પણ હવે આ સઘળું લખતાં મારી કલમ ધ્રુજેછે—જે અદભુત દેખાવ જોવાનું મારાં નસીબમાં નહિ હતું તે દેખાવનું લંબાણ બયાન કરતાં મને કંપારી છુટેછે, અને પૃથ્વીની મારી પ્રદક્ષિણામાં એજ મહાન તમાશો હું કેમ ચૂકયો તે સાંભરી આવતાં મને બહુ ઉદાસી અને ગમગીની લાગેછે. એટલામાટે હવે હું નોર્વેના પાયતખ્તમાં મેં શું શું જોયું તે ઉપર આવઉંછું.

## ક્રિશ્ચાનીઆ.

તા૦ ૧૨ મી અને મંગળવારે હું આ પાયતખ્ત ખાતે આવી પુગ્યો. એ શેહર કાંઈ ઘણું મોટું નથી. એની વસ્તી આસપાસનાં પરાંઓ સુધાં ૧૪૮૩૨૦ માણસોની છે. ખાડીનાં માથાં ઉપર આવેલું હોવાથી દરિયામાંથી એ બહુ શોભેછે. અસલ એ જગા ઉપર **ઓસ્લો** નામનું બીજુંજ ગામ હતું, પણ ૧૭ મી સદીમાં રાજા **ક્રિશ્ચન** ૪ થાએ એક નમુનો તૈયાર કરી તે મુજબ નવું શેહર બાંધવાથી એને તે રાજાનું નામ મળ્યું છે અને તેજ નામે એ આજસુધી ઓળખાયછે. મહોલ્લાઓ ૪૦ ફીટ પહોળા છે અને તેઓ સીધા એકબીજાને કાપેછે. આવા બેના મળવાથી બનતાં ખુણાંઓ ઉપર પાણીની એકેકી ટાંકી બાંધેલીછે. ઘરો ઘણુંખરાં ઇંટનાં છે. બારૂં સુંદર છે અને વેપાર પણ સારો દિઠામાં આવેછે. લાકડાં, કાગળ, ખોળ, બરફ વગેરે લાખો રૂપિયાનો માલ દેશાવરો ખાતે ચહડેછે; પણ એથી ત્રગણો વધારે માલ પ્રદેશો ખાતેથી આયાત થાયછે. અહીં સરકારી મથક છે તેમજ નોર્વેની વડી અદાલત પણ અહીંજ છે. નોર્વેની પાર્લામેંટ પણ અહીંજ મળેછે.

આજે હું અહીંનો રાજમહાલ જોવા ગયો. તે એક ઉંચા ટેકરા ઉપર બાંધેલોછે. બહાર ઉઘાડે માથે ઘોડસ્વાર થયલા રાજા **કાર્લ જોહાન**નું બાવલું છે. મેહલ પાંચ તબકાનો છે. નોર્વે આજ પોણાશેથી વધારે વરસ થયાં સ્વીડનના સ્વાધિનમાં હોવાથી ત્યાંનો રાજા જયારેબી આ પાયતખ્ત ખાતે આવેછે ત્યારે આ મેહલમાં વસેછે. એ મકાનમાં જુદા જુદા ઓરડાઓ જુદાં જુદાં કામો માટે મુકરર કરેલાછે, અને તેઓમાં રાજા, પાદશાહી કુટુંબીઓ, લશ્કરી સરદારો વગેરેનાં સરસ ચિત્રો ગોઠવેલાંછે. વળી દેવાલો અને સિલિંગો ઉપર તરેહવાર આકૃતિઓ અને ચિતારો ચિતારેલાછે. આ મેહલના ઉંચા મજલા ઉપરથી આખાં શેહર અને ખાડીનો તથા આસપાસની સુંદર હરિયાળીનો દેખાવ બહુ સરસ લાગેછે.

આ મેહલને ફરતો "સ્લોટ્સ પાર્ક" નામનો બાગ છે, જે તમામ ઝાડપાનથી ભરપુર છે. વચમાં એક તળાવની આસપાસ લીલું ઘાસ બહુ શોભા આપેછે. સેંટ જૉન્સ હિલ નામના ડુંગર ઉપરથી શેહરનો દેખાવ વધારે સારો દેખાયછે. મેહલ છોડયા પછી એક કબ્રસ્તાન આવેછે, અને તેને માથે આ ડુંગર ઉભેલોછે. એ ડુંગરને ફરતો વળી એક બાગ છે. ડુંગરની ટોચ ઉપર એક તળાવ

બાંધેલોછે, જેમાં પાણીનો ફુવારો ઉડયા કરેછે. આસપાસ બેઠકો બનાવેલીછે. તળાવની બાજુમાં વળી એક ઉંચો મિનારો છે તે ઉપરથી તો શેહર અને ડુંગરો, દરિયા અને ઝાડપાનનો દેખાવ એવો ઉત્તમ લાગેછે કે અગરજો નોર્વેનાં આ પાયતખ્તની કાંઇ પણ ઇંધાણી પ્રવાસીનાં મનમાં રહી જાય એવું હોયતો તે આ મિનારા ઉપરનો દેખાવજ છે. એક તરફ લીલાં ખેતરો આવેલાં—બીજી તરફ ડુંગરોની હારો જેમની ટોચ બ્લુ રંગના આસ્માન સાથ વાત કરતી ઉભેલી, જેથી તેઓ પોતે પણ આસ્માની રંગની બની ગયલી—ત્રીજી તરફથી આ ડુંગરોમાંથી વહેતી સુંદર નદી—અને છેલે દરિયાનાં પાણી અને તે ઉપરની વેપારી ધમાલ—એ સઘળો ચોતરફનો દેખાવ આ મિનારાને મથાળેથી ત્યાં મુકેલી પિત્તળની એક મોટી દૂર્બીનમાંથી ઘણોજ મનહર લાગેછે. અગરજો બીજી મોસમમાં હું આવ્યો હોત તો આ દેખાવ જોવાનું મને બનત નહિ, કેમકે મારા ભોમિયાના કહેવા મુજબ અકટોબરથી એપ્રેલ સુધી અહીં છ મહિના તુલીક બર્ફ વર્સેછે, અને આ ડુંગર ઉપર તે ૪ ફીટ જેટલો જમી જાયછે, ઝાડોનું એકેએક પાનું ખડી પડેછે, અને સઘળું ગમઘોર થઇ જાયછે. તોંપણ નવાઈ જેવું એ છે કે જયારે શેહરમાંનાં સર્વ મોટાં ઝાડોનાં રૂપાળાં પાદડાં ખડી પડેછે ત્યારે આ ડુંગરો ઉપરનાં ઝાડો જે નાનાં છે તેમનાં એ વસ્રો બારે માસ જેવાંનેતેવાં લીલાંજ રહેછે ! સઘળે ઠેકાણે પાણી બંધાઈ જાયછે, પણ બારકસોને આવવા જવા માટે ખાડીમાં દરરોજ બર્ફ ખોદી• રસ્તો બનાવવામાં આવેછે. એ રીતે સઘળાં ઝાડો, ઘરો, ડુંગરો વગેરે ઉપર બર્ફ પડી બંધાઈ જવાથી સઘળું ધોળું ધોળું લાગેછે અને આખું શેહર સફેદ લેબાસ પહેરેલું દેખાયછે. આ ડુંગર ઉપર લોકો હવા ખાવા આવેછે અને અહીં ખાનપાનનાં બે સારાં મકાનો છે.

અંતરે એક યુનિવર્સિટી છે, જેમાં ૧૦૦૦થી વધુ વિદ્યાર્થિઓ ભણેછે. તેનાં પુસ્તકખાનામાં ૨૫૦૦૦૦ કેતાબો અને ૧૦૦૦ હસ્તલેખો છે. અહીં એક જુની ૧૦૦૦ વરસની બોટ રાખેલીછે, જે ૩૦ ફીટ લાંબી અને ૧૫ ફીટ પહોળી એક લાકડાંની બાંધેલી છે. મને ખબર મળ્યા મુજબ આજ માત્ર ૧૩ વરસોઉપર આ હોડીને ક્રિસ્ચાનીયાની પડોશમાં આવેલાં સોંડરફિયોર્ડ (Sonderfjord) નામે ગામમાંથી ખોદી કહાડીછે. અસલ નોર્વેના લુટારાઓ આવી બોટો ઉપર સવાર થઈ દરિયામાં લુટ ચલાવતા હતા. યુનિવર્સિટીમાંજ એક પુરાણી વસ્તુઓનું સંગ્રહસ્થાન છે, તેની બહાર એક લાકડાંનાં બનાવેલાં ઘરમાં આ બોટને જોવા રાખીછે, અને તેનું લાકડું સળી નહિ જાય તે માટે તેને ડામર જેવો કાળો રંગ દેવામાં આવ્યોછે. તેનો વચમાંનો થોડોક ભાગ તો તુટી ગયલોછે.

અહીં પાર્લામેંટનું મકાન (જેને "સ્ટૉર્થિંગ" કહેછે તે) જોવા માટેની પણ ફી ઠરાવેલીછે. હાલ સભા બેઠેલી નથી, કેમકે તેની ઉનાળાની બેઠક જુન માસમાં આખર થઈ ચૂકીછે. આ એક સુંદર મકાન છે, જેની બહાર પથરના સિંહો બેસાડેલાછે. મોટાં બાજારની એક બાજુએ દેવળ છે, જેની પડોશમાં વરાળબળથી ખાનું પકાવવાનું મોટું બાવરચીખાનું છે, જેમાં દરરોજ ૨૦૦૦ ગરીબ લોકોને માટે સસ્તું ભોજણ તૈયાર થાયછે. શેહરને મોટી નદી અને ખાડી લાગીછે તે સિવાય પશ્ચિમ દિશાએ વળી એક નાની નદી વહેછે, જેના કાંઠા ઉપર કાંદી બનાવવાનાં કારખાનાઓ આવેલાંછે. આ કારખાનાઓમાં મેં સઘળાં નાનાં બાળકોનેજ કામ કરતાં દિઠાં હતાં. અહીં પાર્લામેંટનાં મકાનની પડોશમાં એક મોટો ચોક બનાવી તેની આસપાસ ઝાડો રોપી સારી રચના કીધીછે.

ક્રિસ્ચાન્યા યુરોપનાં બીજાં પાયતખ્તોથી ઉતરતું તોંપણ શોભાયમાન શેહર છે. અહીં ડેન્માર્કના સિક્કાઓનું ચલણ છે. સૂર્ય શિયાળામાં સહવાર પછી ૧૦ વાગે ઉગેછે, અને મધરાત પછી ૨ાા વાગે અસ્ત પામેછે. ઉનાળા (જુનથી સપ્ટેમ્બર) માં તેનો ઉગવાનો

સૂર્ય મધરાત પછી રા વાગાનો તથા આથમ-વાનો રાત્રે ૧૦ વાગાનો છે. એ રીતે આ છેલ્લી મોસમમાં માત્ર ૪ાા કલાક અંધારૂં રહે-છે. અહીંનાં લોકો ગરીબ અને ઉદ્યોગી છે. ૧૦ થી ૧૫ કલાક કામ કરે ત્યારે દશ બાર આનાનો રોજ મળેછે. પણ અહીં સસ્તો સુકાળ છે. મજુરો લાકડાંના જોડા પહેરી-નેજ કામ કરેછે. હાલ થોડી થોડી ટાઢ પડવા માંડીછે, તોપણ લોકસુખાકારી સારી રહેછે અને ભુખ બહુ છુટેછે.

અહીંથી ખ્રિસ્ટી ધર્મના ફેલાવા માટે માડા-ગાસ્કર, આફ્રિકા વગેરે પ્રદેશો ખાતે મિશનો ગયલાંછે, અને મને પુછવામાં આવેછે કે "હિંદુસ્તાનમાં પણ અમારા આ ધર્મગુરૂઓ પોતાનું કામ ઠીક બજાવેછે કે નહિ?"

આ શેહરમાં જે કંઇ જોવા લાયક હતું તે એક દિનમાં જોઈ વળીને તા૦ ૧૩ મી અને બુધવારે હું સ્વીડનનાં પાયતખ્ત **સ્ટોકહોમ** તરફ રવાના થયો. નોર્વેની મોટી નદી **ગ્લોમન,** જેથી સ્વીડન છુટું પડેછે, તેના કાંઠા ઉપરથી રેલવે ટ્રેન પસાર થાયછે તે વેળા દેખાવ ઘણોજ સુંદર લાગેછે. બંને દેશોની સરહદ મળી ત્યાં રેલવેની ટ્રેનોની ફેરબદલી કરવી પડી, અને હવે હું નોર્વે મુકીને સ્વીડનમાં દાખલ થયો. રસ્તે નાના નાના સરોવરો મળે-છે, જેમાંના કોઇ કોઇમાં માછલાંનો પાક બહુ છે.

તા૦ ૧૪ મીએ હું સ્વીડનની સરહદમાં દાખલ થયો, અને **લકસો** નામે સ્ટેશન ઉપર એક રાત ગુજારી બીજી સહવારે પાછો આગળ વધ્યો. માર્ગમાં સરોવરો મળ્યાજ કરેછે ને તેમને કાંઠે કાંઠે ટ્રેન ચાલેછે, તેથી આંખને બહુ ટાઢક વળેછે અને મુસાફરીનો કશો કંટાળો લાગતો નથી. નોર્વે અને સ્વી-ડન બંને દેશો સરોવરિયા છે—જ્યાં જુઓ ત્યાં નાના મોટા સરોવરો દિઠામાં આવેછે. એ બેઉ દેશોમાં સર્વથી મોટો **વૅનર** નામનો છે, જે ૨૦૧૫ ચોરસ મૈલનો વિસ્તાર ધરાવેછે, તે પણ અમારા માર્ગમાં આવ્યો હતો. માર્ગમાં મલતાં લાકડાંનાં ઘરો-ને ગેરના જેવો લાલ રંગ લગાડેલો જણાય-છે. એવા ગેરના પથરા પણ અમને તળાવો-ની પારપર જણાયા હતા. રસ્તે વળી ખેતી તેમજ જંગલો પણ મળ્યા કરેછે. આ સઘળા દેખાવો જોતો હું, તા૦ ૧૪ મી અને ગુરૂવારે સ્ટોકહોમ જઇ પુગ્યો, જેમાં દાખલ થતાંજ રેલવે લાઇનની આસપાસ કારખાનાઓ અને સરોવર નજરે પડેછે. પણ એ શેહરનું વર્ણન કર્યા આગમજ જે દેશનું એ પાયતખ્ત છે તે બાબે થોડીક હકીકત અહીં જણાવીશ.

---

## સ્વીડન.

સ્કેન્ડીનેવિયાના મસ મોટા ભૂશલાકાનો જે ઉગમણુ તરફનો ભાગ તે સ્વીડન છે, જે ઉત્તરથી દક્ષિણ ૧૦૦૦ મૈલ લાંબો અને ઉગમણથી આથમણ ૩૦૦ મૈલ પહોળો છે. નોર્વે પહાડી ત્યારે આ સપાટ મુલક છે. તોપણ એની નોર્વે તરફની જમીન પહાડી છે અને તે ભાગ ૭૦૦૦ થી ૮૦૦૦ ફીટ ઉંચો છે. જેમ નોર્વેનો તેમજ સ્વીડનનો કાંઠો નાની નાની ખાડીઓથી ભાગતુટ થયલાછે. સ્વીડન **સ્વેરિજ** (Swerige) ને નામે પણ ઓળ-ખાયછે. તેના ત્રણ ભાગ કરેલાછે અને સંખ્યાબંધ પ્રગણાઓમાં તે વહેંચાયલાછે. આખા દેશનો વિસ્તાર ૧૨૯૦૦ ચોરસ મૈલ-નો છે, જેમાં પોણો ભાગ ખેતીમાં અને ચોથો ભાગ સરોવરો અને જંગલોમાં રોકા-યલોછે. કુલે વસ્તી ૪૭૮૪૬૭૫ માણસોની છે, તેમાં નોર્વેની પેઠે લૅપ અને ફિન લોકો પણ થોડા થોડા છે. અહીં યુનિવર્સિટી માત્ર બેજ છે, જેમાંની વડી અપસાલા ખાતે છે, જેમાં ૧૧૦૦ વિદ્યાર્થિઓ કેળવણી લેછે. આખા દેશમાં કેળવણી ફરજીયાત છે. ખેતી ઉપરાંત જંગલોમાં લાકડાં, માછલાં, ધાતુની ખાણો, વગેરેથી દેશની મેહસુલમાં ઘણો વધારો થાયછે. માત્ર એકજ સિવાય સઘળી નદીઓ **બોથનિયા**ના આખાતમાં પડેછે. લગ-ભગ સઘળા સરોવરો દેશના દક્ષિણ ભાગ-માંજ આવેલાછે. સઘળા મોટા સરોવરો નેહરો અને રેલવે મારફતે એક બીજા સાથ સંબંધ ધરાવેછે, દેશની આબોહવા સર્દી ખુશ્ક

છે. પાંચથી છ મહિના બર્ફ પડયો રહેછે, અને વસંત જેવું તો અહીં છેજ નહિ. આખા દેશમાં ૫૦૦૦ મૈલ જેટલી રેલવે લાઇન ફરી વળેલીછે. આ લાઇનોનાં માપ છ થી સાત જાતનાં છે. સાંકડામાં સાંકડું ૨।। ફીટનું અને પહોળામાં પહોળું ૪।। ફીટનું છે. લશ્કર ૩૯૬૭૦ માણસોનું છે. દરિયાઈ કાફલો ૬૯ નાનાં મોટાં બારકસોનો છે.

૧૩૯૭ માં સ્વીડન અને નોર્વેના રાજાઓ ડેન્માર્કને ખંડણી આપતા હતા, પણ ૧૫૨૩-માં **ગસ્ટેવસ વાસા** નામે પાદશાહે તેમને આ પરતંત્ર હાલતમાંથી છોડવ્યા. ૧૮૧૮ માં તેનાં વંશની આખરી આવી ત્યારે માર્શલ **બાર્નાડૉટ** નામે લશ્કરી સિપેહસાલારને માથે ૧૪ માં **ચાલર્સ**ને નામે પાદશાહી તાજ મૂકવામાં આવ્યું, જેની ચાર વરસ આગમજ નોર્વે સ્વીડનના તાબા તળે આવ્યું હતું, અને તેમ તે આજ સુધી રહેલું છે. સ્વીડનનો હાલનો રાજા **ઑસ્કાર** ૨ જો છે, જે મજકુર માર્શલનો નબીરો થાયછે. તે ૬૪ વરસનો છે અને તેને તખ્તે બેઠાને આજ ૨૧ વરસ થયાંછે. તેનો વડો શાહજાદો ૩૫ વરસનો છે. અહીંની પાર્લામેંટનું નામ 'રિકસડાગ' (Riksdag) છે, જેમાં ઇંગ્લંડની માફક ઉમરાઓ અને આમ લોકોની બે સભાઓ છે. છેલીને પ્રજા ચુંટી કહાડેછે અને તે જાન્યુઆરીથી એપ્રેલ સુધીના ચાર મહિના લાગત ભેગી મળેછે. દેશનું મેહસુલ ૫૦૦૦૦૦૦ પૌંડનું છે ત્યારે દેવું નજદીક ત્રગણું છે.

---

## સ્ટૉકહોમ.

તા૦ ૧૪ મી સપ્ટેમ્બર, ગુરૂવાર—આજ દિને હું આ પાયતખ્ત ખાતે આવી પુગ્યો. આ શેહર બહુ સુંદર છે. તેમાં સારી સારી ભપકાદાર ઇમારતો છે. શેહરની પડોશમાં આવેલો **માલર** નામે સરોવર, જે ૪૭૨ ચોરસ મૈલના વિસ્તારનો છે, તેમાંથી સ્ટોકહોમ સુધી નેહેરો ખોદીને પાણી આણેલું છે; તેમજ વળી **બૉલ્ટીક** સમુદ્રમાંથી ખાડીઓ પણ શેહરમાં દાખલ થવા પામીછે. એ સર્વ ઉપર ઠેકાણે ઠેકાણે સારા પુલો બાંધેલાછે તેથી, તેમજ રસ્તાઓ પણ શોભીતા છે તેથી શેહર બહુ રળિયામણું લાગેછે. તનદરોસ્તીના બાબમાં આ શેહર સારૂં છે. સ્ટોકહોમમાં મુધ્યમ આબોહવા ૪૨ ડીગ્રીની છે, અને તેમ હોવાથી તનદરોસ્તી મેળવવા આસપાસના દેશોના લોકો અહીં પણ આવેછે. અહીં દરિયાઇ કાફલાનું મથક તેમજ લશ્કરી છાવણી છે.

સ્ટોકહોમ શેહર માલર સરોવર અને સમુદ્રની વચેના સાત ખડકરૂપી ટાપુઓ ઉપર બાંધેલું છે. સાથે વળી બે નાનકડા ભૂશલાકા પણ આ શેહરની ભૂમિ બનાવી આપવામાં ખપમાં આવ્યાછે. એક લખનાર મુજબ આ શેહર સાત નહિ પણ માત્ર ત્રણજ ટાપુઓ ઉપર બાંધેલુંછે, જેમાંનો વચલો સર્વથી નાનો હતો, પણ મૂળ ગામ એજ નાના ટાપુ ઉપર વસેલું હતું. બીજા હાથ ઉપર મારા એક સ્વીડ મિત્રના જણાવ્યા મુજબ આ શેહર માત્ર સાત નહિ પણ ૧૦૦ ખડકો ઉપર બાંધેલું છે! પોતાના આવા મોભાને લીધે આ શેહર યુરોપનાં સર્વથી સરસ શેહરોમાંનું એક ગણાયછે, અને એટલામાટેજ તેને ઘણી વેળા "ઉત્તરનું વેનિસ" એવું નામ મળ્યું છે. સુશોભિત ઝાડપાનથી ભરાઇ ગયલા બીજા સંખ્યાબંધ નાનકડા બેટોથી સ્ટોકહોમના કુદ્રતી દેખાવમાં બહુજ સરસ વધારો થઈ પડયો છે. તેનું બારૂં પણ સારૂં છે અને મોટાંમાં મોટી સ્ટીમરો તેમાં દાખલ થઇ શકેછે. આ બારાંને માથે એક પછી એક મોહોલ્લાઓ નાટકશાળાની ચહડ ઉતર બેઠકોની હારો માફક બાંધેલાછે. અને એ સર્વને મથાળે રાજાનો મેહલ છે. છેલાં થોડાંક વરસોમાં આ શેહરની હાલત બહુ સુધરી ગયલી કહેવાયછે, કેમકે એ મુદતમાં અહીં સંખ્યાબંધ ઘરો અને કારખાનાઓની સુંદર ઇમારતો, રસ્તાઓ, ચોકો વગેરે બંધાયાંછે. શેહર બનાવી આપનારા ઉપલા સઘળા ટાપુઓ અને ભૂશલાકાઓને સુંદર પુલોથી એક બીજા સાથ જોડી નાખ્યાછે. યુરોપમાં માત્ર ઇસ્તમ્બુલ (કૉન્સ્ટાન્ટીનોપલ)-થીજ ઉતરતો સ્ટોકહોમનો મોભાદાર દેખાવ

ગણાયછે. દરિયામાંજ બાંધેલું એ બે સિવાય બીજું એકે તારીફ લાયક શેહેર એ ખંડમાં મનાતું નથી. શેહરને છ ભાગોમાં વહેંચેલું છે, જેમાંનો મૂખ્ય ભાગ ત્રણ ટાપુઓ ઉપર બાંધેલોછે. ખરેખરૂં અને અસલ શેહર એજ છે, અને તેટલામાટે તેના રસ્તા બહુ સાંકડા અને અગવડભરેલા છે. તોપણ એના જેવો વસ્તીવાળો અને સોદાગરી લત્તો બીજો એકે નથી. "સ્ટોક-હોમ" નો અર્થ 'સીધો ટાપુ' એવો થાયછે. એ શેહરની વસ્તી ૨૫૦૦૦૦ માણસોની છે.

આજે સર્વથી પહેલો હું રાજાનો મેહલ જોવા દોડયો. જે જગા ઉપર માલર સરોવર અને દરિયાનાં પાણી ભેગાં મળેછે ત્યાં એક ઉંચી જગા ઉપર આ રાજમહાલ બાંધેલોછે. યુરોપના બીજા સરસ મેહલોમાંનો એ એક છે. એમાં દાખલ થવા માટે ૨૫ દોકડાની ફી પડેછે. આસપાસ સિપાહીઓનો પાહારો છે, પણ એ જોવા જનારને કોઇ અટકાવતું નથી. આ મહાલય પાંચ મજલાની મોટી ઈમારત છે, જે ઉપરથી આખાં શેહર અને બારાંનો દેખાવ ઘણોજ રમણિક લાગેછે. ૪૧૮ ફીટ લાંબો અને ૩૯૨ ફીટ પહોળો આ રાજમહાલ છે. આમાં ઘણાએક મોટાં અને અચ્છાં શણગારેલાં દિવાનખાનાઓ છે. કોઇમાં વળી દંતકથાની મૂર્તિઓ અને નક્ષીકામ કરેલાંછે. રાજાના ખાનગી દિવાનખાનાં પણ જોવાલાયક છે. કેટલાક ઓરડાઓની દિવાલ માર્બલની છે, પણ આ સંગેમરમર લીસા કે ચલકતા ન હોવાથી જુના પણ ઘસેલા સફાઇદાર પથરા જેવા લાગેછે. એક ઓરડામાં લડાઇની તરેહવાર વસ્તુઓ રાખેલીછે, જેમાં કેટલાક રશિયન વાવટાઓ પણ છે. મારા ગાઇડથી ખબર મેળવ્યા મુજબ ૧૭૦૦ નાં સાલમાં સ્વીડનના રાજા બહાદુર **ચાર્લ્સ** ૧૨ માએ રશિયનો સાથની **નર્વા**ની લડાઇમાં ફતેહ મેળવીને તેમના આ ઝુંડાઓ જીતી લીધા હતા. અહીં ઉપર કહેલા ગસ્ટેવસ વાસાની એક સોનાની મૂઠની શમશેર પણ છે. રાણીનાં ખાનગી દિવાનખાનાં જુદાં છે, જેઓમાં જાતજાતના શોભાયમાન આયનાઓ અને બીજો તારીફ લાયક ભરતકામ વગેરે સામાન છે. આખા ઓરડાને સોનાનો ઢાળ આપેલો હોવાથી રોશનીમાં તે બહુજ દીપેછે. ફ્રાન્સના મરહુમ શેહનશાહ **નેપોલીયન** ૩ જાએ જર્મનીના હાથ ઉપર શિકસ્ત ખાધા આગમજ રાજા ઓસ્કારને એક મોટો આયનો ભેટ આપ્યો હતો તે તેમજ નોર્વેના એક હુનરમંદે બનાવેલું અજાયબ કરામતનું એક મોટું ઘડિયાળ પણ અહીં મૂકેલાંછે. એક દિવાનખાનામાં તો સઘળા રાજવંશીઓની તસ્વીરો ગોઠવેલીછે. કેટલાક સ્વીડિશ રાજવંશીઓ તો ચિત્રકળામાં કુશળ જણાયછે, કેમકે તેમને હાથનાં હુનરકામ પણ અહીં પ્રવાસીનું ધ્યાન ખેંચેછે.

આ મેહલ બહુ પુરાણો છે. ૧૬૯૭ માં તો તેનું મકાન બળી ગયું હતું, જેથી ૧૭૫૩ માં તેને ફરી બાંધવામાં આવ્યું હતું, જે પાછળ તે જમાનામાં ૨૫૦ લાખથી વધુ ખર્ચ થયો હતો. આજે કોઇ રાજદ્વારી સભા રાજાના એક ખાસ દિવાનખાનામાં મળનાર હોવાથી ત્યાં તે માટેની તૈયારીઓ થતી હતી.

તા૦ ૧૫ મી, શુક્રવાર—આજે હું અહીંની બીજી જોવાલાયક જગાઓની મુલાકાતે નિકળ્યો. નાશનલ મ્યુઝિયમમાં સુંદર ચિત્રોનો મોટો સંગ્રહ કરેલોછે. આ મકાન રાજમહાલયની સામેજ આવેલું છે, અને આખાં સ્ટૉકહોમમાં એ સર્વથી સરસ ગણાયછે. એ ત્રણ મજલાનું ૯૦ ફીટ ઉંચું મકાન છે, જેમાં દાખલ થતાંજ નામાંકિત **લિન્નાસ** જેવા વનસ્પતિ વિદ્યામાં યુરોપના પ્રખ્યાત સ્વીડ વિદ્વાનો અને બીજાઓનાં બાવલાંઓ ગોઠવેલાંછે. પહેલા મજલા ઉપર ઉત્તર યુરોપના પુરાણા દેવતાઓ, જેવા કે **ઓડિન, થૉર, બૉલ્ડર** વગેરેનાં પુતળાંઓ મૂકેલાંછે. ભોંયતળિયે પુરાણા કાળની તરેહવાર વસ્તુઓ અને સિક્કાઓ વગેરેનો જમાવ કરેલોછે. પહેલા મજલા ઉપર પથરના જમાનામાં માણસ જાત કઇ કઇ જાતનાં હથિયારો અને વાસણો વાપરતો હતો તેમના નમુના ગોઠવેલાછે. વળી કાંસાં અને લોખંડના જમાનાનાં હથિયારો

પણ અહીં જોવામાં આવેછે. એજ રીતે અંધકાળમાં થઇ ગયલા ગસ્ટેવસ એડૉલ્ફસ, ગસ્ટેવસ વાસા, ૧૨ મો ચાર્લ્સ રાજા, અને બીજા પ્રખ્યાત સ્વીડ જોદ્ધાઓના પોશાક, અને તેમને લગતી બીજી વસ્તુઓ જોવા મુકીછે. સિક્કાઓવાળા વિભાગમાં ૫૦૦૦ એંગ્લો-સેક્સન અને ૨૦૦૦૦ થી વધારે આરબી અને ટુર્કી સિક્કાઓ ભેગા કરેલાછે. બીજા મજલા ઉપર નામીચા ઉસ્તાદોનાં કરેલાં ઉમદા ચિત્રો છે, જેમાંનાં કેટલાંકે મારૂં ચિત્ત બહુ આકર્ષિ લીધું હતું. એઓમાંનું એક ૧૨ મા ચાર્લ્સ રાજાને જખ્મી હાલતમાં તેના તેવાજ જખ્મી પણ બહાદુર અને વફાદાર સિપાહો બર્ફમાં ચાલતા લડાઇનાં મેદાનમાંથી ઉપાડી લાવેછે તેનું છે.

રૉયલ લૈબ્રેરીનું મકાન પણ જોવાજોગ છે. એમાં કેટલાંક ઉમદા અને જુનાં પુસ્તકો ઉપરાંત જાંબુડા અને સફેદ ચર્મપત્ર ઉપર સોનાના હરફોથી ખ્રિસ્ટી ધર્મ પુસ્તકના કેટલાક ભાગો લખેલું એક પુસ્તક છે, અને તે ઉપર એંગ્લો-સેક્સન ભાષામાં કેટલીક નોધ કરેલીછે. કહેછે કે આ ચર્મપત્રો બહુ પુરાણાં છે અને ખ્રિસ્ટી ધર્મ નહિ માનનારા ચાંચિયાઓ કનેથી તે ખરીદ કરી લેવામાં આવ્યાં હતાં. વળી ચર્મપત્રોનો એક જથો તો અતિ મોટો છે. એ હસ્તલેખોની સંખ્યા ૩૦૦ ની છે, અને બેનિડિક્ટૈન જોગીઓએ એ અજાયબજેવો સંગ્રહ ભેગો કરેલો હતો. ડેન્માર્ક, સ્વીડન અને નોર્વેનાં લોકો માર્ટિન લુથર નામે મહાન ધર્મગુરૂનો પંથ માનનારા છે, એટલેકે તેણે શિખવ્યા મુજબનો સુધરેલો ખ્રિસ્ટી ધર્મ તેઓ માનેછે. એ લુથરને પોતાને હાથની ધર્મસંબંધી નોધોની લેટિન ભાષામાં લખેલી બૈબલની એક કેતાબ, જે ૧૫૧૯ નાં સાલની છે તે, પણ આ પુસ્તકખાનામાં સાચવી રાખેલીછે. આખાં કેતાબખાનામાં ૨૦૦૦૦૦ ગ્રંથો ભેગા કરેલા છે, જેની સ્થાપણા રાજા ચાર્લ્સ ૯ માએ કરી હતી. લૈબ્રેરીનું મકાન ત્રણ મજલાનું અને સારી બાંધણીનું છે.

મોઝબેક (Mosebacke) નામનાં ઉંચા મકાન ઉપર ચહડવા માટે યંત્રો કરેલાંછે. પાંચ દોકડાની ફી આપવાથી લોખંડનાં યંત્ર મારફતે આપણને મથાળે લઇ જાયછે, જ્યાંથી આખાં શેહેરનો દેખાવ ચોતરફથી ખુલ્લો દેખાયછે, અને તે ઘણોજ દિલકશ લાગેછે. મેહેલ ઉપરથી આખું શેહેર માત્ર બારાં સુધીજ દેખાયછે; પણ અહીંથી તો બારૂં, શેહેર, મેહલ, નેહેરો, ખાડીઓ વગેરે સર્વ જોવામાં આવેછે. એ સઘળું જાણે આપણી નજરની નીચે રમેછે. નેહેરોનો દેખાવ અહીંથી રહેન નદી જેવો લાગી જાયછે. નોર્થ બ્રિજ નામે છેક ઉત્તરના પુલ ઉપરથી પણ શેહેરનો દેખાવ જોવા લાયક છે, તેમજ વળી કેસ્ટલ હોમેન નામના ડુંગર ઉપરથી પણ સ્ટૉકહોમ રમણ્ય દેખાવ આપેછે. મેં ઉપર કહ્યું તેમ શેહેર અનેક ટાપુઓ ઉપર બાંધેલું હોવા છતાં રસ્તે ચાલી જતાં આપણને તેવું કશું ગ્નાન થતું નથી, પણ આ સઘળી ઊંચાણ જગાઓ ઉપરથી બારીકીથી જોતાં જુદા જુદા ટાપુઓની હદ માલુમ પડી આવેછે. આખાં શેહેરમાં નેહેરો ફરી વળીછે તેમને ગ્રેનૈટ પથર વડે બાંધી લીધેલીછે, અને તેઓમાં બીલોર જેવું સ્વચ્છ પાણી ભરેલું છે. ખાડીઓનાં પાણી પણ સાફ જણાયછે. આ નેહેરો અને ખાડીઓમાંથી બારકસો આવજા કરેછે, અને ચોક્સ જગાઓ ઉપર તો તેઓ લંગડ નાખી રહેછે.

અહીં હુનરનાં ઘણાં કારખાનાંઓ છે, જેમાંનાં કેટલાંક શેહેરમાં અને કેટલાંક તેની બહાર પરાંઓમાં છે. હું ન્યુ નિ ના કંપનીનું એક કારખાનું જોવા ગયો હતો, જે લાકડાંનાં ઘરો બનાવી વેચેછે. આ ઘરો જાતજાતની ઢબછબના અને નાનાં મોટાં હોયછે. આ ઘરો વળી નક્ષીદાર હોયછે, અને લાકડાં ઉપરની આ નક્ષી હાથે નહિ પણ સંચાની મદદથી બનેછે. બીજું એક કારખાનું સંચાથી બૂટ બનાવવાનું મેં જોયું, જ્યાં દરરોજ ૮૦૦ જોડ તૈયાર થાયછે.

માલર સરોવરમાંથી ઓદી આણેલી નેહેર-

નાં માથાં ઉપર સ્વીડનના પુરાણા પાદશાહ ગસ્ટેવસ એડૉલ્ફસનો મેહલ આવેલોછે, જેના મુખડા ઉપરજ તેનું એક સુંદર બાવલું ગોઠવેલુંછે. રાજાએ એક હાથમાં પોતાની મોટી દહાડી અને બીજાં હાથમાં રાજદંડ પકડયાછે. કમરે તેની શમશેર લટકેછે. બાવલાંની બેઠક અથવા તખ્તની ચારે બાજુઓ ઉપર સ્વીડનના જોદ્ધાઓનાં બાવલાં કોરેલાંછે. મેહલમાં આ પ્રખ્યાત રાજાને લગતી વસ્તુઓ છે, જેઓમાં એક હાથીદાંતની સુંદર નક્ષાની ખુર્શી છે, જે ૩૧૫ વરસની જુની કેહેવાયછે. આ મેહલમાં દર વરસે રાજસભા મળેછે તે વેળા પ્રેસિડંટ આ પુરાણી ખુર્શી ઉપર બિરાજેછે. ખુર્શી ઉપર રાજા **ગસ્ટેવસ** ૨ જાની મૂર્ત્તિ કોરેલીછે. આ રાજસભામાં વર્ષોવર્ષ પ્રેસિડંટો નેમાયછે, જેઓનાં ચિત્રો એક ઓરડામાં ગોઠવેલાંછે. એક બીજા ઓરડામાં કેટલાંક બહુ પુરાણા વર્ષનાં તાજો છે, જેઓ ત્રાંબાનાં બનાવેલાંછે. મારા ભોમિયાએ આપેલી ખબર મુજબ તે ૨૯૦૦ વરસોનાં જુનાં છે.

આખાં શેહરમાં ઠેકાણે ઠેકાણે—અને તેમાં પાદશાહી કે જાહેર મકાનો ઉપર તો જરૂર—આગળા નામીચા રાજાઓનાં બાવલાં જણાયછે. આવું એક બાવલું મોટા બળિયા રાજા ચાર્લ્સ ૧૨ માનું પાદશાહી બાગમાં ઉભું કરેલુંછે. શેહરની વચોવચમાં એક મોટા ચોક બાંધી લઇ એક સુંદર બાગ બનાવ્યોછે. તેમાં ઉપલાંની જોડે એક બીજું બાવલું ૧૩ મા **ચાર્લ્સ** રાજાનું છે. આ બાગની સામે પાદશાહી નાટકશાળા છે, જે ૧૭૮૨ નાં સાલથી સ્થાપિત થયલીછે. એજ નાટકશાળામાં ખેલ જોવા આવેલા રાજા **ગસ્ટેવસ** ૩-જાનું એક જણે ખૂન કર્યું હતું. આજ રાત્રે હું આ નાટકશાળામાં ખેલ જોવા ગયો હતો, જે ચાર કટકે થયો હતો, અને તેમાં પુરાણા સ્વીડનને લગતો એક બનાવ મને ધ્યાન ખેંચનારો જણાયો હતો.

તા૦ ૧૬ મી, શનિવાર—મેં ઉપર લખ્યું છે કે ઉતર તરફના પુલ ઉપરથી શેહરનો દેખાવ સરસ રીતે જોઇ શકાયછે. આ પુલ ઉપર ટિવોલી જેવી ખાનપાનની જગા કરેલી છે અને તે માફકની રંગબેરંગી રોશની થાયછે. એજ તરફ રાજ્યના પાટવીકુંવર પ્રિન્સ ગુસ્ટાફ એડૉલ્ફ, ડયુક ઑવ વર્મલેંડનો મેહલ છે, જેમાં હું ફરી આવ્યોછું, પણ તેમાં ખાસ જોવા કે નોધવા જેવું કંઇ નથી. પડોશમાં એક મોટો ચોક બાંધેલોછે, જ્યાં તેજ ગસ્ટેવસ રાજાનું બાવલું છે, જેને મેં ઉપર કહ્યું તેમ નાટકશાળામાં મારી નાખ્યો હતો. આજ ભાગમાં બેંકો, શિપિંગ ઑફિસ વગેરે આવેલાંછે. માલર સરોવરના એક ફાંટા ઉપર કાલબેર્ગ કેસ્ટલમાં લશ્કરી પાઠશાળા આવેલી છે ત્યાં જવાન સિપાહીઓને લશ્કરી વિદ્યાની તાલીમ આપવામાં આવેછે. પ્રથમ આ એક કિલ્લો હતો, જે ૧૧ મા ચાર્લ્સ રાજાએ તે બાંધ્યો હતો. હાલ એક લાંબી સિપાહીઓની બરાખ જેવું આ મકાન લાગેછે, જેને ફરતી નાની તોપો ગોઠવેલીછે. પછવાડે એક મોટો પાર્ક આવેલોછે, અને તેમાંથી રેલવે લાઇન પસાર થાયછે. એક ઉંચા ઘડિયાળના મિનારાવાળાં દેવળ આગળ શેહરની ખુલ્લી બાજાર છે, જેમાં લોકો તંબુઓ મારીને સર્વ ચીજો વેચેછે. કાળા રંગનાં ઝીંગાં અને જાતજાતની માછલી તથા ગોસ્ત જોડે શેકારી પક્ષિઓ, મરઘાં બતકાં, ભાજીપાળો, મેવો, ખાનપાનની તમામ વસ્તુઓ ઇત્યાદી અહીં મળેછે. મેવો તોળીને નહિ પણ માપ ભરીને વેચાયછે. યુરોપનો મેવો ખાધાથી પેટમાં દુખારો અને ચુંથારો થઇ આવેછે, પણ અહીંનો મેવો સસ્તો હોવા જોડે એવો મીઠો અને સ્વાદિષ્ટ છે કે તે ખાધાથી કશો અવગુણ થતો નથી. સફરચન મોટાં અને લાલ રંગનાં હોયછે, અને ખાતી વેળા મોહોમાં રવાદાર ખુર્મો ખાતા હોઇયે એવી લેહજત આપેછે.

હું છેક હોલેંડથી જોતો આવ્યોછું કે બાજારમાં વેચવા બેઠેલી યુરોપિયન ઓરતો પોતાને માથે રૂમાલ બાંધેછે. જર્મની, ડેન્માર્ક અને નોરવેમાં પણ મેં આ રૂમાલ જોયોછે, અને સ્વીડનમાં પણ તેમજ જોઉંછું. વળી સ્ટૉકહોમની આ સ્ત્રીઓમાં કેટલીક તો ટોપી

પણ પહેરેલી જણાયછે. મર્દોનો લેબાસ ઇંગ્રેજોના જેવો છે.

આખા સ્વીડન દેશમાં **અપસાલાની** પાઠશાળા બહુ વખાણાયછે. અહીં વડા આર્ચ-બિશપ વસેછે. આ કસ્બો સ્ટૉકહોમથી થોડેક છેટે ફિરિઝ્રા નદીના બંને કાંઠાઓ ઉપર વસેલો-છે, અને તેથી પાંચ ઠેકાણે નદી ઓલંગવા માટે પુલો બાંધેલાછે. અહીંનાં દેવળમાં વિદ્વાન લીન્યસ અને જોદ્ધા ગસ્ટેવસ વાસાની કબરો છે. લીન્યસ અહીંનોજ વતની હતો. ઉપલી પાઠશાળાની સ્થાપના છેક ૧૪૭૭ માં થઇ હતી. એ શાળામાં એક પુસ્તકખાનું ૨૦૦૦૦૦ ગ્રંથો અને ૭૦૦૦ હસ્તલેખોનું છે, જે આખા સ્વીડનમાં સર્વથી મોટું છે. યુનિવર્સિટી માટે હાલ નવું મકાન બંધાયુંછે.

જેવું સ્ટૉકહોમ શેહેર સ્વછ અને સુંદર છે, તેવાજ અહીંના રહેવાસીઓ પણ ભલા અને આગતાસ્વાગતાવાળા છે. તેઓ મુગલાઇ તાજીમ તવાજાવાળા અને નમ્ર સ્વભાવના લોક છે. તેઓ કદાવર અને ખુબસુર્ત છે. સ્ત્રીઓ ચેહરેનમુન, મેહેનતુ અને ઉદ્યોગી છે. તેઓ પ્રદેશીઓ ઉપર ઉપકાર કરવામાં મોજ સમજેછે અને એ કામને પોતાની ફરજ ગણેછે. મેં એક જવાન રહેવાસીને કોઈ ચોકસ જગાનું ઠેકાણું પુછ્યું ત્યારે તે પોતે મારી જોડ તે જગા બતાવવા આવ્યો, અને મારૂં સરનામું લખી માગીને મને જણાવ્યું કે બપોર પછી મને ફુરસત છે માટે હું તમારી જોડ આવીને તમને સઘળી જોવાલાયક જગાઓમાં ફેરવી લાવીશ. પણ મેં તો મારી જોડ ભોમિયો રાખેલો હતોજ, માટે મેં તે ભલા જવાનને મારે ખાતર આટલીબધી તલખલ લેવાની ફરજ પાડી નહિ. એક બીજી વાર સી. એ. **સોદરલેંડ** નામે એક ઇજીનેર મને મુક્રેબેક ઉપર મળ્યો, તેણે મને મેં ઉપર વર્ણવેલી લાકડાંનાં ઘરો અને બુટો બનાવનારી કંપનીઓનાં કારખાનાં સઘળે ફેરવીને બતાવ્યાં, અને જ્યારે તેની આ તકલીફ માટે હું તેનો ઉપકાર માનતો ત્યારે કહેતો કે "એ વાત મા કરો; મને તમારો ગાઇડજ સમજો; અને આમ તમારી જોડ ફરવામાં મને મોજ મળેછે." એજ ઇજનેરે મને ખબર આપી કે સ્ટૉકહોમ સાધારણ રીતે મનાયછે તેમ માત્ર ૭ નહિ પણ ૧૦૦ નાના મોટા ખડકો અને ટાપુઓ ઉપર બંધાયલુંછે. અહીં ખાનપાન બહુ સસ્તું છે. ડેન્માર્ક, નૉર્વે અને સ્વીડન-માં ખાનું મનપસંદ મળ્યાથી મને બહુ મજાહ પડી. એ સઘળે ઠેકાણે સ્વાદિષ્ટ અને લેહજતદાર ખાનું પકાવવામાં આવેછે. દરેક પહોચખાનાંમાં મુગલાઇ જેવી મોટી રોટીઓ બનાવેછે, જેમાં વચે આગળાંઓથી નિશાન કરવામાં આવેછે. ગોસ્તની સીકો પણ તેવીજ સુગંધદાર બનેછે.

હવે હું સ્ટૉકહોમથી રશિયા જવા નિકળ્યો. માર્ગમાં બૉલ્ટિક સમુદ્ર આવેછે, માટે હું "ઉલીયાબોર્ગ" (S. S. Uleaborg) નામે સ્ટીમર ઉપર ચહડી બેઠો, જેમાં સઘળી છેલી સુધારા મુજબની સરસ ગોઠવણો કરેલીછે. અહીં ટેલીફોનના તાર નાખેલાછે, ઝાડપાનના બારીક બાગો બનાવેલાછે, અને સુવા બેસવા-નું પાદશાહી સગવડભરેલું છે. સ્ટૉકહોમમાં વિજળીની રોશની થાયછે, જે જોતાં હું રાત્રે ૧૦ વાગે તેને છેલી સલામ કરી આગળ વધ્યો. મારે સેંટ પિટર્સબર્ગ જવું હતું, પણ માર્ગમાં ફિન્લેંડ દેશની પણ મુલાકાત લેવી હતી, અને મારી સ્ટીમર પણ એજ નામના અખાત તરફનો રસ્તો લેતી હતી.

---

## એક અગત્યની નોધ.

સ્ટૉકહોમ છોડતાં મારે આ ઠેકાણે એક અગત્યની નોધ કરવીછે. મારા ભલા વાંચનારને યાદ આપવાની કશી જરૂર નથી કે મારી બીજી મુસાફરીની શરૂઆત મારાં આફ્રિકન વતન કેપ ટૌનથી શરૂ થાયછે. હવે કેપ ટૌન ભૂમધ્ય રેષાની દક્ષિણે ૨૦ મા અક્ષાંશ (Latitude) ઉપર આવેલુ છે. ત્યાંથી પૂર્વ તરફ હંકારી ઑસ્ટ્રેલિયા, ઓશિયાન્યા, ચિન, જાપાન, અને ઉત્તર અમેરિકા થઇને હું યુરોપમાં આવ્યોછું, અને સ્ટૉકહોમમાં તા૦ ૧૪ મી અને ૧૫ મી સપ્ટેમ્બરના બે દિવસો થોભ્યોછું. હવે આ સુંદર શેહર ભૂમધ્ય રેષાની ઉત્તરે ૨૦ મા અક્ષાંશ ઉપરજ આવેલું છે. એટલામાટે શનિવાર, તા૦ ૧૮ મી ફેબ્રુઆરી ૧૮૯૩ થી શરૂ કીધેલી મારી આ બીજી મુસાફરીનું પૃથ્વીની આસપાસનું ગોળચક્ર **(પ્રદક્ષિણા)** મેં ૭ મહિનાની મુદતમાં પૂરૂં કર્યુંછે, અને તે પૂરૂં કરવામાં હું ફતેહ પામ્યોછું તે માટે મારા પેદા કરનારનો આભારી છું. દક્ષિણના ૨૦ મા અક્ષાંશથી નિકળેલો ઉત્તરના તેજ અક્ષાંશ ઉપર મેં પોતાને સલામત જોયો ત્યારે મારી ખુશહાલીનો પાર રહ્યો નહિ. એ મારી અંગત ખુશહાલી હતી; એમાં કોઇ બીજાએ ભાગ લેવાનું છેજ નહિ. હવે આ ૨૦ મા ઉત્તર અક્ષાંશથી ઉપડેલો દક્ષિણનાં તેજ અક્ષાંશ ઉપર હું પાછો જનાર છું, પણ તે ઉપરના જેવું ગોળચક્ર (પ્રદક્ષિણા) લઇને જનાર નથી.





## ' પ્રકરણ ૨૨ મું.

# રશિયા.

ફિનલેંડ—તેની ટુંક તવારીખ; લેપલેંડ; આબો શેહર; હેલ્સિંગફૉર્સ—માર્ગમાં મળતા સંખ્યાબંધ ટાપુઓ.

રશિયાની આગળી પાછળી વાતો—તેનો વિસ્તાર અને વસ્તી—જુદી જુદી આબોહુવા—લશ્કર—ઝાર અને તેનું ખાનદાન. સેંટ પિટર્સબર્ગ—તેનો સ્થાપક પિટર ધ ગ્રેટ—તેની જેહમતો અને લડતો—તેણે શિખવેલો વહાણ બાંધવાનો હુનર; પાયતખ્તની વસ્તી—તેની અસલ હાલત—નદી ઉપરના પુલો—ક્રૉન્સ્ટેડ બંદર—પાયતખ્તનો ઘેરાવો—પાસપોર્ટની કડાકુટ; સેંટ ઍઝેકનું દેવળ—તેની મોટાઇ અને દ્રવ્ય—તેનો મસ મોટો ઘંટ—ભક્તિ કરવાની રીત; વિંટર પેલેસ—તેની નવાઇઓ—તેમાંનાં સોના રૂપાનાં દિવાનખાનાં—એક સોનાનું ઝાડ અને તે ઉપરનાં બેમુળાં પક્ષિઓ—ઝરઝવેરથી ભરપુર દિવાનખાનું; શેહરનાં બાવલાં અને મિનારા; હર્મિટેજ મેહેલ—તેમાંનું વિદ્યાનું સંગ્રહસ્થાન—તેમાંનાં ઉમદા ચિત્રો અને મોટું દ્રવ્ય; મહાન પિટરનું ઝુંપડું—તેને હાથની બનાવેલી વસ્તુઓ; જાનવરોનો બાગ; પિટરહૉફ મેહેલ—તેમાં ભેગી કરેલી વસ્તુઓ; બીજા મેહેલો; રશિયન લોકો—લીંબુ અને ચા—ગાડીવાનોનો વિચિત્ર પોશાક—પવિત્ર ભિખારી સ્ત્રીઓ.

મોસ્કો—તેનું પુરાતનપણું—અસલ પાયતખ્ત—તે ઉપરનાં વિંટંબણાં; શેહેરની વહેંચણી—ક્રેમ્લિનનો લત્તો—સોદાગરવાડ—"મટોડીનો કસ્બો"; શેહેરની વસ્તી—વેપાર—મકાનો—મસમોટા ઘંટો—એક રાક્ષી ઘંટનો ઇતિહાસ—દેવળના પૂંજારીઓ—નવું મોસ્કો; રૉયલ થિયેટરની ભેટ—એક અનુપમ નાચ; ટીજોરીની મુલાકાત—જાતજાતનાં કીમતી તાજો—બીજી મુલ્યવાન જીનસો; પાદશાહી મેહલ—તે માંહેલો તારીફલાયક શણગાર; ત્રણ મોટાં દેવળો; રોમાનૉફ મેહેલ; મોસ્કોની મુસલમાની પાયતખ્ત સાથ સરખામણી—અભણ પોલિસ. પોલેંડના રસ્તા ઉપર—યહુદીઓ ઉપર રશિયન સખ્તાઇ—બ્રેસ્ટ શેહેર.

### ફિનલેંડ.



**ફિનલેંડ** આજે રશિયાના હાથમાં છે, પણ સદીની શરૂઆતમાં સ્વીડન એ પ્રાંતનો ધણી હતું, તો જોકે ૧૨ મી સદી આગમજ તે સ્વતંત્ર હતું. રાજા **ગસ્ટેવસ** ૪ થાના અમલમાં ઉઠેલી લડાઇ વેળા સ્વીડને એ મુલક ખોયો, પાયતખ્તને શત્રુઓના મારા વચ્ચે ખુલ્લું પાડી આપ્યું અને આખો દેશ નાશ પામવાની હાલતમાં આવી પડયો. આવી હાલત જોઇનેજ આ અક્રમ રાજાને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકી હું આગળ લખી ગયો તેમ બર્નાડૉટ નામે સરદારને રાજા પસંદ કરવામાં આવ્યો. ફિનલેંડ પ્રાંત એ રીતે ૧૮૦૯ માં રશિયાને હાથ ગયો. બૉથ્નિયા અને ફિનલેંડ નામના આખાતોની વચ્ચે એ આવેલોછે, અને એનો વિસ્તાર ૧૪૯૦૦૦ ચોરસ મૈલનો છે. એની વસ્તી ૨૩૧૦૦૦૦ માણસોની છે. આખો પ્રાંત સરોવરિયો અને જંગલોથી ભરપૂર છે. કાંઠા ઉપર ગ્રૅનૈટના ખડકો ઉઠી ઉભા થયલાછે, અને તેઓની ઝાડપાનથી લીલા પોશાકમાં શોભેછે. રશિયન સરકાર તરફથી એક ગવરનર જેનરલ આ પ્રાંતમાં હેલ્સીંગફોર્સ ખાતે પોતાનું મથક બનાવી આખા પ્રાંતનો અમલ ચલાવેછે. ફિનલેંડની પૂર્વે રશિયા અને ઉત્તરે **લૅપલેંડ**નો અદભુત મુલક આવેલોછે, જયાં જવાની મારી ઘણી ઇચ્છા હોવા છતાં મને બન્યું ન હતું. ફિનલેંડની જમીન રસાળ છે, અને દરિયાની સપાટી ઉપર હોવાથી રશિયા એનો કબજો લેવાને લાંબી મુદતનું આતુર હતું. અહીં ખેતી સારી થાયછે, પણ તે માટે કામે લાગતાં ઢોર કદે ઠીંગણાં છે. પુષ્કળ બર્ફ પડવાને લીધે શિયાળામાં તો સઘળો કારોબાર બર્ફ ઉપરજ

ચાલેછે. ઉનાળાની મુદત અહીં બહુ ટુંકી છે, પણ તેના અવેજમાં સૂર્ય દૃષ્ટિ મર્યાદા ઉપર લાંબો વખ્ત થોભેછે. અહીં ઝાડપાન ઝડપમાં ઉગી નિકળેછે. ઘરો ઘણુંખરાં લાકડાંનાં બાંધેલાંછે. અહીંનાં લોકોની ભાષા રશિયન તેમજ સ્વીડિશથી જુદી છે, પણ લૅપલેંડની જબાનને વધારે મળતી આવેછે.

સ્ટૉકહોમથી તા૦ ૧૬ મી અને શનિવારે રાત્રે નિકળેલા બીજી સહવારે અમે **આલેંડ** ટાપુની ઉગમણે આવેલા નાનકડા બેટોમાંથી અમારો રસ્તો લેતા આગળ વધ્યા. આ બેટો સંખ્યાબંધ છે, જે સઘળા ખડકો છે, અને તેઓ ઉપર પૈન વગેરે ઝાડો ઉગેલાંછે. આ ટાપુઓને લીધે અમારી સ્ટીમરને વાંકો ટિંકો માર્ગ લેવો પડયો. આ વેળા અમે **બૉથ્નિયા**ના આખાતમાંથી પસાર થતા હતા, જેનું પાણી સરોવરના જેવું સ્થિર અને લીલું છે. આવા સ્થિર દરિયામાં તેજ રંગના ટાપુઓ જગેજગ જણાયછે, તેથી દેખાવ ઘણો સુંદર લાગેછે.

એમ કરતાં અમે બપોરે ૧૨ વાગે ફિનલેંડનાં જુનાં પાયતખ્ત

## ઓ બો

(Abo) ખાતે જઇ પુગ્યા, જ્યાં સ્ટીમરે લંગડ નાખ્યું. તે રાત્રે ૮ વાગે પાછી ઉપડનાર હતી માટે હું આ કસબો જોવા ઉતરી પડયો, અને સાથે બર્લિનથી રશિયન કૉન્સલ જેનરલ કને શેહરો મરાવેલી પાસપોર્ટ લેતો નિકળ્યો. ઓબો આજે મૂખ્ય શેહર ગણાતું નથી, તોપણ તે મોટું વેપારી મથક છે. અહીંનાં ઘણાં ઘરો લાકડાંનાં છે, જે ઉપર રંગ આપેલોછે. મોહોલ્લા બહુ પોહોળા છે. અહીં શિયાળામાં મધ્યમ થંડી ૨૧ ડિગ્રી જેટલી પડેછે. સ્ટીમર ઉપરથી ધકે ઉતરતાંજ એક આડો લાંબો મોહોલ્લો આવેછે, જે ઉપર ટ્રામવેના પાટા નાખેલાછે પણ ગાડી ચાલતી નથી. કસબા વચેથી નદી પસાર થાયછે, જેના બંને કાંઠા પથર વડે બાંધી લીધાછે, અને તેમાંથી સ્ટીમરો પસાર થાયછે. આ કસ્બામાં લાકડાંનો ભારી વેપાર ચાલેછે, અને નદીને બંને કાંઠે એ જીનસની મોટી વખારો છે. ઓબોમાં એક સારૂં પથરનું બાંધેલું દેવળ છે, જે જોવા આજ રવીવાર પણ હતો માટે હું ગયો. એક ઊંચી ટેકરી ઉપર તેને બાંધેલું છે, જેમાં ડાવા અને જમણા હાથો ઊપર બબે પાદશાહી કબરો છે, અને તેઓ ઉપર ૧૬ મી અને ૧૭ મી સદીની તારીખો ફિનિશ ભાષામાં લખેલીછે. દેવળમાં ગામ પ્રમાણે વધારે સારો શણગાર કરેલોછે, અને ભક્તિ અર્થે આજ મર્દો કરતાં વધારે ઓરતોને આવેલી હું જોઉંછુ.

અહીં એક ઑબ્ઝર્વેટરી કસ્બાની વચમાં એક ઊંચી ટેકરી ઉપર આવેલીછે, જેની આસપાસ ફરવા હરવાનો ચોગાન અને બાગ બનાવેલોછે. અહીંથી કસ્બાનો દેખાવ અછી રીતે ધ્યાનમાં ઉતરેછે. વેધશાળાના વડાએ મને છેક મથાળે લઇ જઇને આસપાસનો દેખાવ બતાવ્યો, જે બહુજ મોહક હતો. આજ મકાનમાં વળી જુની પુરાણી વસ્તુઓ, સિકાઓ વગેરેનું સંગ્રહસ્થાન પણ છે. અહીંની સ્ત્રીઓ માથે રૂમાલ બાંધેછે, અને તે ઘણું કરી કાળા રંગનો હોયછે. મર્દોનો લેબાસ ઇંગ્રેજો જેવો છે.

ઠરાવ મુજબ રાત્રે ૮ વાગે અમે પાછા ઉપડયા, અને બીજે દિને યાને તા૦ ૧૮ મી અને સોમવારે **હૅંગો** નામે એક નવાં સવાં વસતાં નાનાં ગામમાં જઇ ચહડયા, જયાંથી રેલવે દોડેછે તે ફિનલેંડનાં હાલનાં પાયતખ્તથી ઠેઠ રશિયામાં પોહોંચેછે, તોપણ તે ઉપર સવાર નહિ થતાં હું તો

## હેલસીંગફૉર્સ

(Helsingfors) ખાતે આગબોટમાંજ સવાર થઇને ગયો. આ નાનું શેહર પણ દરિયાના કાંઠા ઉપરજ છે, જ્યાં જતાં માર્ગમાં સંખ્યાબંધ નાનકડા ટાપુઓ મળ્યા, જેઓથી દરિયો છવાઇ ગયલો દિસેછે. આ ટાપુઓથી દેખાવ બહુ જોવા લાયક થઇ પડેછે, અને મુસાફરીની થાક લાગતીજ નથી. શેહરનું બારૂં શોભીતું છે, જેને ધકે અમારી આગબોટ બપોરે બે વાગે બંધાઈ. બારાંમાંથીજ શેહરનો દેખાવ સુંદર લાગતો હતો, કેમકે કાંઠા ઉપરજ ફરતી ઇમારતો ઝુકી રહેલીછે, અને

તેઓથી જેમ કિનારો તેમ કિનારાથી એ ઇમારતો શોભેછે. ધક્કાની પડોશમાંજ ગોશ્ત, માછલી અને તરકારી તથા મેવાની માર્કેટ બાંધેલી છે. શેહરની વચમાં એક બારો બાગ છે, જેમાં ફરતા બાંકો ગોઠવેલાછે અને રહેવાસીઓને વાજાંની ગમત મળેછે. રસ્તાઓ સાર-અને સફાઇદાર છે, જેઓ ઉપરથી ત્રામ ગાડીઓ દોડેછે. કેટલીક ઇમારતો મોટી અને ભપકાદાર છે, જેમાંની એકમાં ફિનલેંડનો ગવરનર જેનરલ વસેછે. એક મોટા ચોકમાં દેવળ, યુનિવર્સિટી અને સેનેટ હોસનાં મકાનો છે. આ સેનેટ ગવરનર જોડે મળીને આખા પ્રાંતની પ્રજા માટેના કાયદા ઘડેછે. એ ઉપરાંત અહીં બે મોટાં કેતાબખાના, મ્યુઝિયમો, નાટકશાળા વગેરે છે.

સાંજે ૬ વાગે આ નાનું શેહર જોઈ વળીને હું પાછો ફર્યો, અને હવે અમારી સ્ટીમરે એકદમ રશિયાનાં પાયતખ્ત સેંટ પિટર્સબર્ગ તરફનો રસ્તો લીધો. હેલ્સીંગફોર્સનાં બારાંમાંથી બહાર નિકળતાં બંને બાજુએ તોપોનો મજબૂત મોર્ચો બાંધી લીધોછે, અને વળી કુદ્રતી સંજોગોથીજ એ બંદર બચાવભરેલી હાલતમાં મૂકાયલુંછે. વળી પાછા જથાબંધ ટાપુઓ અમારા રસ્તા વચે આવવા લાગ્યા. આખા સમુદ્રમાં તેમની સંખ્યા નહિ ગણાય એટલીબધી દીસેછે. પણ ઓશિયાન્યામાં જેવા બેશુમાર ટાપુઓ મેં જોયા હતા તેવા રળિયામણા કે ઝાડોથી ભરપૂર આ લાગતા નથી. એઓ તો તમામ ખડકરૂપી બેટો છે, જેઓમાંના કોઈ કોઈજ ઉપર પૈન વગેરે ઝાડો ઉગેલાંછે. આમાંના એક ટાપુ ઉપર બારાંની બહાર એક દીવાદાંડી છે. એ સર્વને છોડી અમે ફિનલાંડના અખાતમાં ભર દરિયે પડયા, અને પછી તાં૦ ૧૯ મી અને મંગળવારે ૯ વાગે રશિયન પાયતખ્ત ખાતે જઈ પુગ્યા.

## રશિયા.

બે ખંડામાં એક છેડાથી બીજા છેડા સુધી સલગોસલગ મોટા વિસ્તારે પુગેલો જો કોઇબી મુલક હોય તો તે રશિયન શેહનશાહાતનો મુલક છે. યુરોપ અને એશિયાના આખા ઉત્તર ભાગોમાં આ શેહનશાહાતની સરજમીન નજદીક ૫૦ લાખ ચોરસ મૈલ સુધી ફરી વળેલી છે; પણ યુરોપિયન રશિયા એશિયાટિક કરતાં નાનો છે. તેઓ વચે ૨ અને ૫ નું પ્રમાણ છે. પણ આમ એશિયાટિક રશિયા પાંચ ભાગ જેટલો હોવા છતાં તેની વસ્તી જ્યારે માત્ર ૯૫૦૦૦૦૦ માણસોની છે, ત્યારે તેનો પાડોશી ભાઇબંધ ફકત બે ભાગ જેટલો હોવા છતાં તેની વસ્તી લગભગ અગ્યાર ગણી વધારે, યાને કુલે ૯૯૦૦૦૦૦૦ માણસોની છે. યુરોપિયન રશિયા ઊત્તરે લૅપલૅંડથી દક્ષિણે કૉકેસસ સુધી ૨૨૦૦ મૈલ લાંબો અને પોલેંડથી યુરલ પહાડ સુધી ૧૭૦૦ મૈલ પહોળો છે. આ રીતે તેણે યુરોપની અર્ધી પહોળાઈ જેટલી જગા રોકીછે. તેનો કુલે વિસ્તાર ૨૦૦૦૦૦૦ ચોરસ મૈલનો છે. આમાંનો અર્ધો વિસ્તાર તો પૈન, બર્ચ, ઍશ, ઓક વગેરે દરખ્તોનાં મસ મોટાં જંગલોથી ઘેરાયલો છે. મારો પ્રવાસ હાલ યુરોપિયન રશિયામાંજ છે માટે હું તેના સંબંધમાંજ લખું છું કે એ મોટા દેશમાં જમીન લગભગ સપાટ મેદાન જેવી છે. સેંટ પિટર્સબર્ગ અને મૉસ્કોની મેં ભેટ લીધીછે તેઓ અને બીજાં થોડાંક શેહરો સિવાય બાકીનાં સઘળાં શેહરો અને કસ્બાઓ એકજ કિસમનાં, એકજ ધોરણનાં, એકસરખાં છે. પર્વતો જેવું કંઇજ નથી; કોઇજ ઠેકાણે દરિયાની સપાટીથી ૧૩૦૦ ફીટ ઉંચા ડુંગરો છે, અને ઉંચાંમાં ઉંચા ડુંગરો એજ છે. તોપણ કૉકેસસ અને યુરલ પહાડો ૧૮૦૦૦ અને ૫૦૦૦ ફીટ ઉંચા છે.

રશિયાનું નામ રૂશી અથવા રૉશી નામની એક સ્લેવોનિક પ્રજા ઊપરથી પડયુંછે, જે એ દેશમાં પહેલી હકુમત ભોગવી ગયલી મનાયછે. પાછળા જમાનામાં એ દેશ મસ્કોવીને નામે ઓળખાયો હતો, કેમકે મોસ્કો શેહર એનું તે વેળા પાયતખ્ત હતું. પણ એ નામ ખોટું લાગુ પડેલું હોવાથી આજે તે પડતું નખાયુંછે.

રશિયાની આબોહવા અજાયબ કિસમની છે. દેશના માંહેલા ભાગોમાં મોટા ઉંચા

પહાડો અને તેવાજ સરોવરો કે દરિયા નહિ છતાં, યુરોપના આથમણુ ભાગમાં પડેછે તે કરતાં વધારે સખ્ત શિયાળો અને વધારે ગરમ ઉનાળો અહીં પડેછે. દક્ષિણ તરફ વસંતરૂતુની મોસમ મજેહદાર છે, અને ત્યાં ઉનાળો લાંબો છે, જેથી ગર્મી સખ્ત પડવા જોડ વર્સાદ થોડોજ છે. શિયાળો ટુંક મુદતનો-છે, અને બર્ફ થોડોજ પડેછે. મધ્ય ભાગમાં શિયાળો સખ્ત પડેછે, અને વધારે ઉત્તર તરફ તો તે એટલી હદ કરેછે કે સઘળો વહેવાર બંધ પડી જાયછે. માત્ર બર્ફ ઉપર હોડકાં મારફતેજ કામકાજ કરી શકાયછે. આર્કટિક મહાસાગર તરફ કકડતો શિયાળો પડેછે, અને ઉનાળામાં સખ્ત તાપ પડેછે. સૌથી મોટી નદી **વૉલ્ગા** ૨૪૦૦ મૈલ લાંબી છે, અને આખા યુરોપમાં તે સર્વથી મોટી છે. બીજી ઘણી નદીઓ છતાં તેઓ છાલકી અને વિચિત્ર દેખાવ વિનાની હોવાથી પ્રવાસીઓને કશી મજાહ આપતી નથી. અહીંના સરોવરો પણ જોવા લાયક નથી. નદીઓમાંથી નેહરો ખોદેલીછે, પણ એ સઘળીમાં માત્ર ઉનાળામાંજ બારકસો ચાલેછે, કેમકે શિયાળામાં પાણી બંધાઇ જાયછે.

રશિયાનાં રાજ્યમાં ફિનલેંડ, લૅપલેંડ, પોલેંડ વગેરે મળીને એકંદર ૮૦ વિભાગો છે. લશ્કર ૮૦૦૦૦૦ માણસોનું છે, પણ લડાઇ વેળા તેમને ૨૪૦૦૦૦૦ સુધી વધારી શકાય એમ છે. દરિયાઇ કાફલો ૩૮૦ બારકસોનો છે, જેમાંની ૩૦ લોખંડી મનવારો અને ૧૩૦ ટૉર્પિડો બોટો છે. મેહસુલ ૧૫૫૦૦૦૦૦૦ પૌંડનું અને દેવું ૭૪૬૦૦૦૦૦૦ પૌંડનું છે. લશ્કર પાછળ દર સાલ ૨૧૫૦૦૦૦૦ અને કાફલા પાછળ ૪૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થાયછે. આખા દેશમાં ૧૭૭૪૦ મૈલની રેલવે લાઇનો ફરી વળીછે.

હાલનો રશિયન પાદશાહ ઝાર **એલેકઝાંડર** ૩ જો પોતાના બાપના કતલ થવા પછી ૧૮૮૧ માં તખ્તનશીન થયલોછે, અને આપણા પ્રિન્સ ઑવ વેલ્સની બાનુની બહેન શાહજાદી **ડાગમાર** જોડ પરણેલોછે. રશિયાની વસ્તીનો મોટો ભાગ છેક ૧૮૬૩ સુધી ગુલામ (Serfs) જેવો ગણાતો હતો, પણ એ વરસથી એ ગુલામી હાલતમાંથી પ્રજાને મુક્ત કરવામાં આવીછે. રશિયન શેહનશાહ આપખુદ છે. રાજ્ય વહિવટ બીજાં યુરોપિયન દેશોની પેઠે પાર્લામેંટ જેવી સભાઓથી ચાલતો નથી, પણ શેહનશાહને એ કામમાં મદદ આપવા માટે ગ્રાંડ કૅાન્સીલ અને સેનેટની સભાઓ નેમેલીછે. ઝાર વખ્તે વખ્ત "સઘળા રશિયાઓનો શેહનશાહ" એ નામે ઓળખાયછે, તેનો સબબ એ છે કે "રશિયા" નામ એજ વિસ્તીર્ણ મુલકના ઘણા ભાગોને મળેલું છે; જેમકે યુરોપિયન રશિયાના એક મોટા ભાગને 'મોટા રશિયા' કહેછે; એજ ભાગની નીચે આવેલા મુલકને 'નાનો રશિયા' કહેછે; વળી કોઇ ભાગ 'કાળો રશિયા,' કોઇ 'ધોળો રશિયા,' કોઇ 'રાતો રશિયા,' એવે એવે વિચિત્ર નામે ઓળખાયછે. આ સઘળા 'રશિયાઓ' ને થકી ઝારને "સઘળા રશિયાઓનો શેહનશાહ" કહેછે.

મધ્યકાળમાં રશિયામાં રાજા રાજ્ય કરતા હતા, જેમની સત્તા બેહદ હતી. લોકોને તેઓ ગુલામ જેવાજ ગણતા હતા. એ વેળા તેઓ 'ગ્રાંડ ડયુક' ને નામે ઓળખાતા હતા, પણ ૧૭૨૧ માં મહાન **પિટરે** એ નામ ફેરવીને 'શેહનશાહ' નો એતાબ ધારણ કીધો. ૯ મી સદીમાં રશિયન પાયતખ્ત **કિયેવ** શેહર હતું, પણ ૧૩ મી સદીમાં **મોસ્કોએ** તેની જગા લીધી, અને પાછળથી છેક ૧૭૨૫ નાં વરસમાં

## સેંટ પિટર્સબર્ગ

વડું રાજધાણી શેહર ગણાવા લાગ્યું. મહાન પિટરે એ શેહરનો પાયો નાખ્યો હતો. ૧૮ મી સદીની શરૂઆતમાં તો અહીં એક નાનું ગામડું હતું જેમાં ઝુપડાંબી માત્ર બેજ હતાં! પિટરે પસંદ કીધેલી જગા એક નાના ટાપુની હતી, અને એ ટાપુનેજ તે મોટું દરિયાઈ તેમજ રાજદ્વારી મથક કરવા માંગતો હતો. આસપાસ જંગલો અને ખાબોચિયાં ફરી વળેલાં હતાં. એ સઘળી મુશ્કેલી છતાં પિટરે ૧૭૦૩ માં અહીં પોતાની મરજી મુજબનું શેહર બાંધવાનું મંડાણ કીધું. એ

આગમજ તે સ્વીડનના બળિયા રાજા ચાર્લ્સ ૧૨ મા સાથની **નાર્વા**ની લડાઇમાં હાર્યો હતો. તેનો વિચાર એ રાજાના પાયતખ્ત ઉપર દરિયા માર્ગે ધુજારો લઇ જવાનો હતો અને એ કામ સહેલ કરી આપવા માટે દરિયા કાંઠે એક મોટાં દરિયાઇ મથકની જરૂર હતી. તે મથક પિટરે બાંધવા માંડયું. એટલામાં ૧૭૦૯ માં **પલટોવા**ની મોટી લડાઇમાં પિટરની જીત થઈ અને ચાર્લ્સનો પરાજય થયો. આ ફતેહથી ઉમકેરાઇને નવું શેહર બાંધવા પાછળ તે તન, મન અને ધનથી મંડયો, અને અને ચાર મહિનામાં તો એક મજબૂત કિલ્લો તૈયાર કીધો. નદીના જુદા જુદા ફાંટાઓ વચ્ચે ઘેરાયલી એટરૂપી જમીન ઉપર શેહર બંધાયું હતું, માટે પુરણી કરવા થકી દરરોજ ૪૦ થી ૫૦૦૦૦ એદુતો કેટલાંક વરસો સુધી કામે લાગ્યા હતા. નદીના ડાબા કાંઠા ઉપર એક ભપકાદાર ઘરો બાંધેલોછે તે શેહનશાહબાનુ **કેથરિન** ૨ જીનું કામ હતું. ૧૭૨૫ માં પિટર મરણ પામ્યો તે આગમજ તો આ નવું શેહર ખીલતું ગયું, અને પાછળથી ઉપલી મોટી રાણી કેથરિને ત્યાંજ પોતાનો મુકામ કીધો. પિટરની આગમજ તેનો બાપ **રોમાનૉફ** રશિયાનો ગ્રાંડ ડયુક (રાજા) નેમાયો હતો, જેના ત્રણ પુત્રોમાં પિટર સર્વથી નાનો હતો. પણ વડો થોડાંજ વરસમાં મરણ પામવાથી, અને બીજો લાંબી અકલ ધરાવતો નહિ હોવાથી, પિટર તેની જોડે રાજકાજમાં શામેલ થયો, અને ૧૬૯૨ થી તો એ ભાઇનાં મરણ બાદ પોતેજ એકલો શેહનશાહ થયો. તેને દેશ પ્રદેશના હુનરઉદ્યોગ પોતાનાં રાજ્યમાં દાખલ કરવાનો ઘણો શોક હતો, જેથી ૧૮ મી સદીનાં છેલ્લાં વરસો તેણે હોલેંડ, જર્મની અને યુરોપનાં બીજાં દેશોમાં ફરવા અને ઉદ્યોગ શિખવામાં ગુજાર્યાં હતાં. વહાણ બાંધવાના અને બીજા એવાજ કીમતી હુનરો એ રીતે પોતે જાતે શિખીને તેણે પોતાનાં દેશમાં દાખલ કીધા હતા, અને એ મુજબ જંગલી રશિયાને સુધરેલી સ્થિતિમાં આણવાની પહેલ કહાડનાર એજ મહાન નર હતો. તે આપણો હિંદુસ્તાન દેશ ફતેહ કરવાની લોભી ધારણા ધરાવી ગયલો કહેવાયછે, અને તેની વસિહત મુજબ રશિયનો આજ બે સદી થઈ આફગાનીસ્તાનને માર્ગે આપણી તરફ ઉતરી આવવાના દાવપેચ રમતા મનાયછે.

પિટર ધિ ગ્રેટ શેહનશાહે બાંધેલું મજકુર શેહર તેનાં નામથી આજે સેંટ પિટર્સબર્ગને નામે ઓળખાયછે. ફિનલેંડના આખાતને ઉગમણ છેડે **નિવા** નદી ઉપર આ શેહર વસેલું છે. ઇન્ગ્રીયા નામે જે પ્રાંત મહાન પિટરે સ્વીડ લોકો કનેથી જીતી લીધો હતો તેનાં મુખ્ય શેહર દાખલ પ્રથમ એ બાંધવામાં આવ્યું હતું, પણ પાછળથી મોસ્કો પડતું મૂકાયા બાદ તે આખી શેહનશાહાતનું પાયતખ્ત થઈ પડયું છે. તેની વસ્તી ૧૦૦૩૦૦૦ માણસોની છે. એ ઘણું મોટું શેહર છે. નીવા નદી માત્ર ૧૫ મૈલની છે. તે ઉપલા આખાત અને **લેડોગા** સરોવર વચ્ચે આવેલીછે. સરોવર તરફ તે અનેક ટાપુઓને લીધે એકથી વધારે ફાંટાઓમાં વહેંચાઇ ગયલીછે, પણ આખાત તરફ તેનો ફાંટો એકજ છે અને તે ઉપરજ આ મોટું શેહર બાંધેલુંછે. પિટરે આ શેહર બાંધ્યું ત્યારે શરૂઆતમાં તેને પોતાને વસવા માટે નાનકડું ઝુપડાં જેવું મકાન હતું અને તખ્તા પાટિયાંનુંજ હતું. પહેલું ઇંટનું મકાન તો ૧૭૧૦ માં એક ઉમરાએ ત્યાં વસવા માટે બાંધ્યું, અને ત્યારબાદ શેહનશાહે પોતાનાં તેવાંજ મકાનનો પાયો નખાવ્યો હતો. એ તરફ નદી લંડનવાળી ટેમ્સ જેવી પહોળી છે. કેટલાક ભાગોમાં તો તે વધારે ઉંડી અને સાથે ઝડપવાળી અને સ્વચ્છ છે. તે ઉપર અનેક પુલો નાખેલાછે, જેમાંનો નવો બંધાયલો એલેકઝાંડર બ્રિજ ૧૩૪૦ ફીટ લાંબો છે. કેટલાક પુલો લાકડાંના છે, જેમને શિયાળામાં ઉપાડી લેવાની ગોઠવણ કરેલીછે. શેહર માટે આવનારાં સઘળાં બારકસો **ક્રૉન્સ્ટેડ** નામે ટાપુ ખાતે ઉભાં રહેછે, જે સેંટ પિટર્સબર્ગનું બંદર છે, અને તેનાથી ૧૭ મૈલ દૂર છે. અહીંથી શેહર સુધી એક નેહેર ખોદવામાં આવીછે, જેને ૧૮૮૫ માં ખુલ્લી મુકવા-

માં આવી હતી. તે ૭૦૦ ફીટ પ્હોળી યાને સુએઝની નેહર કરતાં બેવડી છે. તેની ઊંડાઈ ૨૨ ફીટની છે. સેંટ પિટર્સબર્ગ નજદીક ગોળાકાર બાંધેલું છે અને તેનો ઘેરાવો ૧૨ મૈલનો છે. નીવાની બંને બાજુએ એ વસેલું છે, પણ દક્ષિણ તરફ વસ્તી અને દોલત વધારે છે. ઉત્તર ભાગના વળી નદીના એક ફાંટાથી બે વિભાગ પડેલાછે. આ રીતે નદીથી શેહર કપાઈ ગયલું હોવાથી, તેમજ તે નીચાણમાં આવેલું હોવાથી, તેમાં વખ્તે વખ્ત રેલ આવેછે.

હું 'હૉટેલ ડિ ફ્રાન્સ' માં ઉતરનાર હતો, તેથી એ પહોંચખાનાની ગાડીમાં મારો અસ્બાબ ગોઠવી હું બેઠો નહિ એટલાંમાં મારી કનેથી મારી પાસપોર્ટ માંગવામાં આવી. રશિયામાં આ કીમતી દસ્તાવેજ વિના કોઇ પણ પ્રવાસીથી આવી શકાતુંજ નથી, અને એવી પાસપોર્ટ વિનાના પ્રવાસીને ઉતારો આપનાર હૉટેલવાળાઓની કમબખ્તી થઈ પડેછે, માટે તેઓજ આપણી કનેથી એ દસ્તાવેજ લઈ પોતાની ખાતરી કરેછે, અને તે પછીજ આપણને ઉતારો આપેછે. મારી કને તો આ જરૂરની વસ્તુ હતી, અને તેની ગોઠવણ મેં છેક ચિકાગોથી કરી રાખી હતી, તથા બર્લિનમાં તે ઉપર બ્રિટિશ અને રશિયન કૉન્સલોની સહી મોહોર કરાવી લીધી હતી, માટે મને કશી તકલીફ પડી નહિ. પણ જેઓ એવી કશી ગોઠવણ વિના આવેછે તેમને બહુ મેહેનતમાં ઉતરવું પડેછે. મને બર્લિનમાં ખબર પડી હતી તેમ હાલ અહીં કૉલેરાનો રોગ ચાલેછે ખરો. ફક્ત હૉસ્પિટાલોમાં દરરોજ ૫૦ માણસોનાં મરણ નિપજેછે તો બીજી બહારની વસ્તીમાં કેટલાબધા જીવડા બેજાન થતા હશે!

આજે હું શેહરમાં ફરવા નિકળ્યો ત્યારે સર્વથી પહેલો **સેંટ ઐઝેક**નાં દેવળમાં ગયો. મહાન પિટરે બાંધેલાં જુનાં દેવાળવાળી જગા ઉપરજ આ નવું દેવળ બાંધેલુંછે. તેના પાયા દાખલ હજારો લાકડાંના થાંભલાઓ દાટેલાછે. આ દેવળ નવું કહેવાયછે, પણ તે બાંધવાની શરૂઆત ૧૮૧૯ માં થઇ હતી, અને ૧૮૫૮ માં તે તૈયાર થઇ રહ્યું હતું. તેનો આકાર કરૂસરેકો છે. તેની ચારે બાજુએ એકંદર ૧૧૨ સ્તંભો ઉભા કરી તે ઉપર આ સાદી પણ ગંજાવર ઇમારત ઉઠાવીછે. તેઓ સઘળા ગોળાકાર અને ફિનલેંડથી આણેલા ઝપઝપ થતા ગ્રેનૈટ પથરના છે. દેવળમાં દાખલ થવાના મુખડા ઉપરના સ્તંભોમાંનો દરેક ૬૦ ફીટ ઉંચો છે, અને તે આખો એકજ પથરનો બનેલોછે. આ દરેક સ્તંભનો ઘેરાવો ૨૧ ફીટનો છે. આ દેવળનો પાયો નાખતાંજ ૨૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો. એનો ગુંબજ ૨૯૬ ફીટ ઉંચો છે, જેની ટોંચ ઉપર એક સોનાનો કરૂસ ઉભો કરેલોછે, અને ગુંબજને અંદરથી સોનાનો ઢોળ ચહડાવેલું ત્રાંબાનું પત્રું જડી લીધુંછે. આ ઢોળ ચહડાવવા માટે ૧૪ બુશલ જેટલા વજનના સોનાના 'ડકેટ' નામના સિકા પિગળાવવામાં આવ્યા હતા. દેવળની અંદર પથરની દેવાલો ઉપર ધર્મને લગતા પુરાણા મહા પુરૂષો વગેરેનાં ચિત્રો અજાયબ કારીગરીથી કોતરેલાછે, અને બીજી તરેહવાર નક્ષીકળા દેખાડીછે. માહેલા દરવાજા પણ એજ રીતે બહુ સરસ નક્ષીથી અને સોનેરી પાણીથી ચિત્તાકર્પિત બનાવેલાછે. એક ચિત્ર હજરત ઇસાની જુની મૂર્ત્તિનું છે, જેને સોનાનાં ચોકઠાંમાં જડેલુંછે. આ ચોકઠાં ઉપર પેર જેવો એક મોટો હીરો અને તેને ફરતા બીજા નાના હીરાઓ જડી લીધેલાછે. વાઅજ કરવાની જગા ઉપરબી કેટલાક હીરા અને યાકુત ગોઠવેલાછે. ઉપર કહેલા ગુંબજને મથાળેથી શેહરનો દેખાવ ઘણોજ સરસ નજર આવેછે. નીચેથી મથાળે સુધી એકંદર ૫૧૯ પગથીઓ બાંધેલીછે. મથાળે એક ગૅલેરી બનાવીછે, જે ઉપરથી આપણ ચોતરફ ૨૯૬ ફીટની ઉંચાઇએથી નજર ફેરવિયે છિયે તો શેહરનો સ્વપ્નિક દેખાવ અતિ મનહર લાગેછે. સેંટપિટર્સબર્ગની આસપાસ ટેકરા ટેકરી જેવું કાંઇ નથી—સઘળું સપાટ છે, અને તેથી છેક લાંબે સુધીનો દેખાવ આ ઉંચાઇએથી નજર પડેછે. મેં ઉપર કહ્યું તેમ ગુંબજની અંદર સોનાનો ઢોળ ચહડાવેલોછે તેથી તે સોના

જેવીજ દીપક કરેછે. એક ઘંટ અહીં મેં એવડો મોટો દીઠો, કે જે મારા બંને હાથો લાંબા કરૂં તે કરતાં પણ મોટી મધ્યરેષાનો છે. તે બહુ મોટો અને ઘંટની ચોકસ મેળવણીવાળી ધાતુનાં અતિ જાડાં પત્રાંનો બનાવેલોછે, જેમાં આપણ આસાનીથી ઉભા રહી શકિયે છિયે એને વગાડવા માટે મજુરો આમડાંના પટા અતિ જોરથી ખેંચે ત્યારે આ રાક્ષસ જબ્બા આવાજ કરેછે. રશિયન લોકો ગ્રીક પંથના છે, અને તેમને હું બહુ ધર્માંધ જોઉંછું તેમનાં મોટાં દેવળમાં મૂર્તિઓ તો છેજ પણ તેઓ આ દેવળો આગળથી પસાર થતી વેળા ટોપી ઉતારી નમીને ચાલી જાયછે.

તા૦ ૨૦ મી બુધવાર—આજે હું શેહરના બીજા ભાગો તરફ જનાર હતો, પણ નાસ્તો લેતી વેળા મારા ભોમિયાએ મને યાદ આપી કે ગઇ કાલે જોઇ આવ્યોછું તેજ દેવળમાં આજે મોટું જશન છે. આ ઉપરથી હું પ્રથમ ત્યાંજ ગયો. જોઉંછું તો દેવળમાં સેંકડો લોકો ઉભાઇ જતાં હતાં. તેઓ માથાં નમાવી, ઘુંટણપર પડી, સેજદો કરતાં હતાં. કેટલાકો ત્રણ આંગળાંની ચપટી કરીને આ ખભેથી પેલે ખભે ફેરવી ડોકું નીચે કરતા, વાંકા વળતા, અને બીજા અનેક ચાળા કરતા હતા. એટલાંમાં ત્રણ પાદરીઓ આવ્યા, જેઓએ ઝપઝપ થતો સોનેરી પોશાક પહેરેલો હતો. તેઓને માથે તોપ જેવી ઊંચી ટોપી ઘાલેલી હતી, અને હાથમાં મીણબતી પકડેલી હતી. તેઓએ મેં ઉપર જણાવેલી હીરાનાં તાજવાળી ઇસાની મૂર્તિ પાસે જઇ તેની આજુબાજુ બતીઓ ફેરવી, અને પછી તેઓમાંનો એક જે વડો હતો, અને જેનો લેબાસ તેના બંને સોહબતીઓ કરતાં વધારે કીમતી હતો, તેણે એક ટુંક વાયજ કરી. આ પછી સુંદર આવાજનું વજંત્રનું ગાનું શરૂ થયું અને ભેગા મળેલા લોકોએ ઉપર લખ્યા મુજબનું પોતાનું નમન ચાલુ રાખ્યું. દેવળમાંનાં ઝુમરો વગેરે સોનેરી ઘોળ ચહડાવેલાં રૂપાંનાં છે, અને તેઓમાં હાલ ચકચકિત રોશની કરેલી હતી. દેવળમાં દાખલ થતા લોકો પોતાના હાથમાં પતળી મીણબતી લાવતા, જેમને થોડાવાર સળગાવી પાછી બુઝાવી નાખી પાદરીઓ એક ઠેકાણે ભેગી કરતા, અને બીજા ઘણીઓની આણેલી મીણબતી સળગાવતા. એ રીતે નવા આવનારાઓની આણેલી મીણબતી થોડો થોડો વાર સળગાવી ભેગી કરતા હતા. ઇસાની મૂર્ત્તિઓ દેવળના ઘણા ભાગોમાં ગોઠવેલીછે, જ્યાં જઇ લોકો ઘુંટણપર પડી તેને નમસ્કાર કરતા, અને બીજો ભક્તિભાવ દેખાડતા હતા.

આ સઘળું જોઇને હવે હું પડોશમાંજ આવેલો શેહનશાહનો **વિંટર પેલેસ** મેહલ જોવા ગયો, જે નિવા નદીના કાઠાં ઉપર બાંધેલો છે. એમાં ઝાર વસેછે. **એલિઝાબેથ** નામે એક રાણીને માટે ૧૭૫૪ થી શરૂ થયેલો આઠ વરસે આ મેહલ બંધાઇ તૈયાર થયો હતો, પણ પાછળથી આગમાં નાશ પામ્યાથી ૧૮૩૯ માં એને ફરીથી બાંધ્યોછે. આ મેહલ ત્રણ મજલાનો અને ૭૦૦ ફીટનો ચોરસ છે. જ્યારે ઝાર અહીં આવેછે ત્યારે એમાં ૭૦૦૦ માણસો તેની જોડ વસેછે. મહારાણી વિક્ટોરિયાના બીજા બેટા ડયુક ઑવ એડિનબરોની શાદી રશિયાના હાલના ઝારની બેહેન સાથ આજ મેહેલમાં થઇ હતી, જે વેળા મરહુમ શેહનશાહ **એલેકઝાંડર** ૨ જો હયાત હતો. આ મેહલ જોવા જવા માટે આગમજથી કૉન્સલની પરવાનગી મેળવવી પડેછે, અને તે મેં મેળવી રાખી હતી. અહીં એક જબરી પિકચર ગ્યાલરી છે, જેમાં રશિયન લશ્કરોએ જુદી જુદી લડાઇઓમાં મેળવેલી ફતેહોનાં તરેહવાર ચિત્રો બહુ ઉમદા કારીગરીથી બનાવેલાં ભેગાં કરેલાંછે. મેહલના ઓરડાઓમાં કાગજને બદલે અટાપટાની અને ફુલ વગેરની ઉંચા સાટીન જડી લીધીછે. વળી માત્ર ચાંપ દાબ્યાથી આખા ઓરડામાં વિજળીની રોશની ઝટ થઈ જાય એવી ગોઠવણ કરેલીછે. એક ઓરડામાં ઝાર એલેકઝાંડર ૨ જાનો કંગઈ કરવાનો તમામ સામાન અનામત અને સલામત રાખેલો છે. એક બિછાના ઉપર તેનો ડગલો પડેલોછે; એક

બાજુએ તેની લખવાની ટેબલ તેપરના સામાન સુધાં, બીજી બાજુએ તેનો આઇનો, સાંધી સીવીને પહેરતો હતો તે જુનાં સ્લીપર, વગેરે આપણું ગંભિર ધ્યાન ખેંચેછે. કેટલાક ઓરડાઓમાં શેહનશાહોને મળેલી જુદા જુદા રાજવંશીઓ તરફની ભેટ સોગાદોની વસ્તુઓ ગોઠવેલીછે, જેમાં જર્મનીથી આવેલી એક નાદર તોપ, બીવા અને બાખારા વગેરે મધ્ય એશિયાના અમીરો તરફનાં સોના રૂપાંનાં વાસણો, ઇત્યાદી છે. આ છેલી વસ્તુઓને દેવાલ સાથ ટાંકીને તે ઉપર પર્દો કરી લીધોછે.

આ મેહલમાં શેહનશાહબાનુનો એક ખાસ મુલાકાતનો ઓરડો છે, જેની દેવાલ તમામ સોનાની છે. એટલામાટે તેને "સોનેરી દિવાનખાના" નું નામ મળ્યું છે. એક બીજું દિવાનખાનું રૂપાંનું છે, કેમકે તેમાંનો સર્વ શીણગાર રૂપાંનો છે, અને વચે વચે થોડાક સોનાનો હોવાથી આંખને એકનું એક જોતાં કંટાળો આવતો અટકેછે. મેહલમાં એક સોનાનું ઝાડ છે તે ઉપર એક મોર, એક મરઘો અને એક ઘુઅડ બેઠાંછે. એક દિવાનખાનુ તમામ ઝવેરાતોથીજ ભરપૂર છે. અહીં શેહનશાહી રાજદંડ અને તાજ છે, જેમાંનો એક હીરો ૧૯૪ કેરેટના વજનનો છે. આ સર્વ ઉપરાંત મેહલમાં ચિત્રો, બાવલાં વગેરેથી જોવા લાયક શણગાર કરેલોછે. મેહલને લગતો બાગ પણ તારીફલાયક છે.

નીવાની નેહેરને કાંઠે મહાન પિટરનું એક ઘોડસ્વાર બાવલું છે. ૧૭૮૨ માં રાણી **કેથેરિન** ૨ જીએ એ બનાવ્યું હતું, જે મોટાં કદનું છે. પિટરનું એક બીજું બાવલું ઇજનેરોની મકતબ આગળ છે, જે મકતબવાળું મકાન પ્રથમ એક મેહલનું હતું. સેંટ ઐઝેક દેવળની સામી બાજુએ એક બાવલું હાલના ઝારના બપાવા શેહનશાહ **નિકોલસ** ૧ લાનું તેના બેટા તે ૧૮૮૧ માં નિહિલિસ્ટ બદમાશોના હાથ ઉપર માર્યા ગયલા ઝાર **એલેકઝાંડર** ૨ જાએ ઉભું કરાવ્યું છે, જેનાં તખ્તની આજુબાજુએ તે શેહનશાહની કારકિર્દીના બનાવોનાં ચિત્ર ધાતુમાં કોતરેલાંછે. આવ બાવલાં શેહરમાં અનેક છે, તેમ વળી મિનારા પણ ઘણા છે. એકનું નામ "એલેકઝાંડર કૉલમ" છે, જે વિંટર પેલેસની પડોશમાંજ ૧૫૦ ફીટ ઉંચો અને રાતા ગ્રેનૈટ પથરનો બાંધેલોછે. એક બીજો મિનારો (Romanof Obelisk) બ્રૉન્ઝ ધાતુનો ૮૨ ફીટ ઉંચો છે. સમર ગાર્ડન્સ નામે બાગમાં એક બાવલું એક કલ્પિત વાર્તા લખનારનું છે. તેનું નામ **ક્રીલૉફ** (Krylof) છે અને તે શુમારે એકશો વરસ ઊપર થઇ ગયોછે. પ્રખ્યાત **ઈસપ**ના જેવી તેણે નીતિબોધક નાનકડી વાર્તાઓ રચેલીછે, જે આજ સુધી વખણાયછે.

સમર ગાર્ડન ઝાડોથી ભરેલી એક મોટી જગા છે, જેની પડોશમાં ફિલ્ડોમ્સ નામનું એક મેદાન છે, જેમાં સમ્રાટ થંડી વેળા ઝાર પોતાના અમલદારો અને સિપાહીની કવાયદ લેછે. સમર ગાર્ડન્સ એક મૈલ લાંબો અને તેથી અર્ધો પહોળો ચોગાન છે, જેને અછી રીતે શણગારેલોછે. મહાનપિટર અહીં ઘણો ખરો વસતો હતો.

તા૦ ૨૧ મી, ગુરૂવાર—**હર્મિટેજ** નામે મેહલ જોવા જોગ છે. તે બહારથી ઝાંખા પિળા રંગનો જણાયછે. વિંટર પેલેસના સંબંધમાંજ રાણી કેથેરિને એને બાંધ્યો હતો, જેમાં વિદ્યાની જાતજાતની પુરાણી વસ્તુઓનું ઉમદા સંગ્રહસ્થાન કરેલુંછે. આ વસ્તુઓમાં એક બખ્તર નકર સોનાનું છે, જેનો વજન ૩૦ રતલનો છે. ચિત્રોથી અહીં ૩૯ ઓરડાઓ ભરી કહાડયાછે, અને તે સઘળા હુનરના નાદર નમુના છે. વળી નાનાં બાવલાં, સિકા, વીટી, મોહોર, અસલી પથરનાં અને લોખંડનાં હથિયારો, અને બીજી તરેહવાર પુરાણી વસ્તુઓથી આ સંગ્રહસ્થાન ભરપૂર છે. કેટલાંક ચિત્રો બહુજ ખુબીભરેલાં અને આપણું ચિત્ત ખેંચનારાં છે, જેઓમાંનું એક અતિ મોહક છે. એક બુઢા નાતવાન કેદીને એક ઓરતે ધવાડવાનું આ ચિત્ર છે. આ પુરાણા સંગ્રહમાં રશિયા સિવાય બીજા પુરાતન મુલકોની જુની વસ્તુ-

ઓ પણ ભેગી કરેલી મેં જોઇ. જેમકે મિસર દેશની મમી, વાસણો, ગુઢ ભાષા કોતરેલા પથરાઓ, ઇત્યાદી. એક ઓરડામાંની ૧૫ કબાટો તમામ પુરાણાં ઝવેરાતોથી ભરપૂર છે. તેઓમાં ચકચકિત તાજો, સોનાની મૂઠની તલવારો અને ખંજરો, જેમને પુષ્કળ હીરા માણક અને મોતી જડી લીધાંછે; હથિયારોનાં મિયાનો ઉપર પણ ઝવેરાત જડેલાંછે. આ હથિયારો ગોયા આરબી હોય એમ મને લાગેછે. એક સફેદ પથર ઉપર આરબી હરફો લખેલા અને એક મસ્જીદનો આકાર કરેલોછે. કેટલાંક ઓગીર, જીન વગેરે ઉપર પણ હીરા અને બીજાં ઝવેરાતો વડે ફુલોના આકાર બનાવેલા જણાયછે. અહીં વળી સોનાની ઢાલો છે, અને બખ્તરો ઉપર સોનાની કિનારીઓ જડિત કીધેલી જોઉંછું. એકજ ઓરડામાં આટલુંબધું ઝવેરાત અને કીમતી અસ્બાબ મેં આગળ કેથે દીઠાં ન હતાં, તેથી આ સઘળું જોઈ બહુ તાજુબ થાઉંછું. પુરાણાં હથિયારોમાં વળી આ ઓરડામાં લહોડાંનાં બખ્તરો, તલવારો અને ખંજરો, બંદુકો અને પિસ્ટોલો વગેરેનો જબરો સંગ્રહ કરેલોછે. વળી મહાન પિટરના જમાનાની ટેબલો, ખુર્સીઓ, વગેરે તેનો પોતાનો કેટલોક અસ્બાબ પણ અહીં ભેગો કરેલોછે.

અહીંથી નિકળેલો હું **સેંટ પિટર અને સેંટ પૉલનો કિલ્લો અને દેવળ** જોવા ગયો. અહીં રશિયાના સઘળા શેહનશાહોની કબરો છે; માત્ર એકજ ઝાર **પિટર** ૨ જાને મોસ્કો ખાતે ભૂમિદા કરેલો હોવાથી તેની કબર અહીં નથી. કિલ્લો રાજદ્વારી બંદીખાનાં દાખલ વપરાયછે. એમાં વળી શેહનશાહી ટંકસાળ પણ છે. આ કિલ્લો મહાન પિટરે બાંધવો શરૂ કીધો હતો. એની પડોશમાંજ એક ઝુપડું છે, જે એજ પહેલા પિટરનું હતું એમ મશહુર છે. તેને લાકડાં અને કાચનાં બનાવેલાં ઘરમાં સલામત રાખેલુંછે. તેના એક ભાગમાં દેવળ છે અને બીજા ભાગમાં પિટરનો અસ્બાબ અને યાદગારીની બીજી વસ્તુઓ સલામત રાખેલીછે. આ વસ્તુઓમાં ટેબલ, ખુર્સી, કબાટ વગેરે ઉપરાંત આ મહાન શેહનશાહને હાથે બનાવેલી એક બોટ પણ અહીં સલામત રાખેલીછે, જે માત્ર ૨૦ ફીટ લાંબી છે. દેવળમાં ઇસાની મૂર્ત્તિ છે, જે ઉપર હીરા મઢી લીધેલાછે. ખુદ એ શેહનશાહની પોતાની વસ્તુઓ દાખલ કેતાબો, દૂર્બીન, તલવાર વગેરે છે. વળી અહીં ચીનાઇ અને જાપાની વસ્તુઓના સંગ્રહ જુદા છે.

આજ રાત્રે હું અહીંની ઝુલોજીકલ ગાર્ડનમાં ફરવા ગયો, જયાં જાનવરોનો સંગ્રહ કરેલોછે. તેની જોડે રાત્રે રોશની થાયછે, અને નાટક પણ કરવામાં આવેછે. વળી એમાં ખાનપાનનાં ઠેકાણાં પણ છે. આ બાગને લગતો મોટો પાર્ક છે, જેમાં ફરતાં ઝાડો રોપેલાંછે અને બેસવાની બેઠકો કરેલીછે. રાત્રે નદી ઉપરનો પુલ ઉતરતાં શેહરનો દેખાવ બહુ સારો દિસેછે. મેં ઉપર કહ્યું તેમ નદી શેહેરની વચેથી પસાર થાયછે, અને તેનો પાટ પહોળો છે. બંને કાંઠાઓ પથરા વડે બાંધી લીધેલાછે અને વચેથી બારકસો ફરતાં ફરેછે. નીવાની દક્ષિણ બાજુએજ શુદ્ધ સેંટ પિટર્સબર્ગ શેહર આવેલુંછે, માટે મજકુર કિલ્લા ઊપરથી નદી તરફ જોયું હોયતો વિંટર પેલેસ, હર્મિટેજ, અને બીજા મેહલો અને બડખાંઓનાં મકાનો ખુલ્લાં નજર આવેછે.

તા૦ ૨૨ મી, શુક્રવાર—આજે હું મોટો **પિટરહૉફ મેહેલ** જોવા સ્ટીમર ઉપર સવાર થઇ ગયો, કેમકે તે શેહરથી થોડેક દૂર છે, અને ત્યાં શેહનશાહ હવા ફેરફાર કરવા જઇ રહેછે. આ મેહલ પણ સેંટ પિટર્સબર્ગનાં ઘણાખરાં યાદગાર મકાનોની પેઠે મહાન પિટરેજ બંધાવ્યો હતો. તે બાંધવાની શરૂઆત છેક ૧૭૨૦ માં થઇ હતી. તે વેળા તેને પિળો રંગ આપેલો હતો, અને તેજ અસલ રંગથી આ મકાનને ચાલુ રાખવા માટે વર્ષે વર્ષ એને એજ રંગ આપ્યા કરેછે. એમાં કોડીકામ, લડાઇની ફતેહનાં ચિત્રો વગેરે ઉપરાંત ૩૬૮ સ્ત્રીઓની તસવીરોનો સંગ્રહ કરેલોછે, અને શેહનશાહબાનુ કેથરિનના હુકમથી એ

સંગ્રહ તે જમાનાના એક પ્રખ્યાત ચિતારા કૌંટ રૉસ્ટાલીએ તૈયાર કર્યો હતો. જેમ જર્મન શેહનશાહનો પ્રોટસ્ડામનો મેહલ અથવા ફ્રેંચ શેહનશાહનો વર્સેલ્સનો મેહલ તેમ રશિયન શેહનશાહનો પિટરહૉફ મેહલ જોવા લાયક છે. એમાં જાતજાતનાં કામો માટેના જુદા જુદા ઓરડાઓ બનાવેલા છે. એક ઓરડા તો તમામ જાપાની અસ્બાબથી ભરેલો છે. દેવાલો ઉપર જાતજાતનું ઉમદા રેશમી કપડું જડી લીધુંછે. અહીં મોટાં મોટાં ઝુમરો લટકેછે તે સઘળાં પોખરાજના જેવા રંગનાં છે. કેટલાંક ચિત્રો તમને ઑઇલપેન્ટીંગ જેવાં દૂરથી લાગી જાયછે, પણ તેઓ હાથ વડે ગુંથેલી બારીક ગુથણકળાનાં છે. મેહલ ઉપરથી આસપાસનો દેખાવ બહુ સરસ લાગેછે, અને તે જલદી નજરમાંથી ખિસી જતો નથી. આ મેહલને લગતો બાગ પણ તારીફલાયક છે. તેમાં ઝાડાની સુંદર ગોઠવણો જોડે ઠેકાણે ઠેકાણે ફુંવારા બાંધેલાછે, અને તેમનો નાની નેહેરો આદીને નીવા નદી સાથ સંબંધ રાખેલાછે. ઝાડામાંથી ઘટાદાર રસ્તો બાંધેલોછે, જે ઉપરથી ચાલી જતાં દિલને બહુ રાહત મળેછે અને ખુશી પેદા થાયછે. બાગમાં જુનાની દેવદેવીઓ અને દૈત્યોની મૂર્ત્તિઓ નજર આવેછે. બાગને લગતા પાર્કમાં પિટરની એક પુરાણી બેઠક બનાવેલીછે. રાણી કેથરિનનું આરામગાહ સોના અને કાચના આયનાઓથી બહુ સરસ રીતે શણગાર્યુંછે. આ સઘળું જોઈ પાછા ફરતાં એક ટાપુ મળેછે, જે ઉપર બે નાના મેહલો બાંધેલાછે, જ્યાં પ્રથમ રશિયન શેહનશાહો ચા પીવા આવતા હતા.

આ શેહરમાં મેહલો અનેક છે. અનિશકૉફ મેહલ (Anitchkof Palace) માં હાલ ઝાર વસેછે માટે તે બહારથીજ જોઇ મને પાછું ફરવું પડયું હતું. એ છેક ૧૭૪૮ માં બંધાયો હતો. માર્બલ પેલેસમાં તેનો ભાઇ ગ્રાંડ ડ્યુક **કૉન્સ્ટેન્ટૈન** વસેછે. આ પણ સવા સદીની જુની પણ બહુ જબરી ઇમારત છે, જેને બાંધતાં ૧૫ વરસ લાગ્યાં હતાં. મૈકેલૉફ મેહલમાં ઝાર **પૉલ** મરણ પામ્યો હતો, તે એક સદીનો પુરાણો છે. તેમાં હાલ ઇજનેરોને તાલીમ આપવામાં આવેછે, અને તેથી એંજીનીઅરીંગ નામનો નવો મેહલ બંધાયછે. આ અને એવીજ બીજી જોવા લાયક જગાઓની ભેટ લઇને હવે મેં રશિયાનાં આગળાં પાયતખ્ત મૉસ્કો તરફ રસ્તો લીધો.

સેંટ પિટર્સબર્ગનાં લોકો ધર્માંધ અને લગાર ઐયાસી છે. જેમ દેશના વિસ્તાર મુજબ વસ્તી નથી, તેમ ઉદ્યોગ પણ જેવા જોઇયે તેવા ખીલી નિકળેલા નથી. અહીં કેટલાંક ચાખાનાં છે, જેમાં ચાની જોડે લિંબુંની કાત્રી આપેછે, પણ દુધ આપતા નથી. તેઓ લિંબુંના રસ વડે ચા પિયેછે. ચા વડે ખાવા માટે જાતજાતનાં કેક આપેછે. સ્ત્રીઓનો મોટા ભાગ માથે રૂમાલ બાંધેછે, અથવા રૂમાલ જેવી શાલ ઓઢેછે, ને થોડીક ટોપી પહેરેછે. અહીં ઘોડા ગાડી અને તેના હાંકનારાઓ ઓર તરેહના નજર આવેછે. ગાડીઓ ચાર પૈડાંની પણ એટલી નાની હોય છે કે તેમાં બે માણસોની ભાગ્યે જગા થઇ શકે. ગાડીવાનનો લેબાસ આપણી તરફના રોહિલા યા કાબુલીઓના જેવો લાગેછે. તેઓ બનાટનો પગ સુધી પહોંચે એવડો લાંબો ડગલો પહેરેછે, અને કમરે ચામડાંનો પટો બાંધેછે. આથી તેમનું પાટલૂન તો દેખાતુંજ નથી, માટે તેમનો કમર પછીનો પોશાક ઘાઘરા જેવો લાગેછે. માથે તેઓ બેઠા ઘાટની ટોપી ઘાલેછે. વળી અહીંના મજુરોનો પોશાક પણ મને એવોજ વિચિત્ર લાગ્યો. આપણી તરફ ફકીરો જાડી ખાદી અથવા ગોદડી જેવા ઠીગડ ઠાગડ શીવેલાં કપડાં વિટાળી ફરેછે, તેને મળતોજ લેબાસ આ રશિયન મજુરોનો જોઉંછું. કેટલાક તો વળી આપણા ભિખારી કરતાં પણ મેલાં કપડાંના દેખાયછે. તેમની આ ગંદાઇને લીધે તેઓ પાસે ઉભા રહેવા પણ આપણને ગમતું નથી. તેમનું મુખ દારૂ દારૂનું વાસ મારેછે. ગોયા મોહોડું ધોવાને પાણી મળતું ન હોય તેમ તેઓ મેલા અને ફુગ્ગડ જણાયછે. પણ ખુદ વેપારી વર્ગ તેમને વચલે વાગેના લોકો સ્વચ્છ અને ચોખ્ખા જણાય-

છે. અમલ્ય કર્યાને દેવળોના દરવાજા આગળ ઓરત ભીખારીઓ મોટી સંખ્યામાં નજરે પડેછે. તેઓએ કાળું કફન પહેરેલું અને હાથમાં તસ્બીહ પકડેલી હોયછે. આ સ્ત્રીઓ જોગણુ જેવી પવિત્ર ગણાયછે. તેઓમાં મર્દ એકે હોતો નથી. તેઓ દયામણે ચેહરે ઉભી રહેછે, અને સુખી કે ધર્મી લોક તેમને ભિક્ષા આપેછે. રશિયન લોક ઘંટના નાદના બહુ શોકીન છે. તેમનાં દેવાલયોમાં ઘંટો વાગ્યાજ કરેછે. આ લોકો ઉદ્યોગી, ખડતળ અને સબુરીવાળા છે. દેખાવમાં ઇંગ્રેજોથી તેઓ ઘણું જુદાપણું ધરાવતા જણાતા નથી.

## મોસ્કો.

તા૦ ૨૨ મીની રાત્રે ૯।। કલાકે હું ટ્રેન ઉપર ચહડી બેઠો. મેં સાંભળ્યું હતું કે રશિયામાં ખેતી બહુ થાયછે, પણ સેંટપિટર્સબર્ગથી મોસ્કો સુધીની ૬૦૦ મૈલની મોટી મંજલને દરમયાન રેલવે લાઇનની આસપાસ તો મને સહેજ ખેતરો મળ્યા સિવાય મોટી ખેતી જેવું કશું મારા દિઠામાં આવ્યું નહિ. ઘણીખરી જમીન ઉજડ પડેલીછે. રસ્તે મળતાં ગામો લાકડાંનાં ઘરોનાં અને કેવળ મુફલેસીનો દેખાવ આપનારાં હતાં. ખેડુતો, મજુરો સર્વ ભીખારીઓ જેવા મેલા અને ગરીબ નજર આવેછે. આ તરફ રેલવેનાં એન્જીનોમાં કોલસાને બદલે લાકડું બાળેછે. એમ કરતાં બીજે દિને મોડેથી હું **મોસ્કો** ખાતે જઇ પુગી "હૉટેલ બર્લિન" નામનાં જાણીતાં પહોંચખાનામાં ઉતર્યો, જ્યાં રશિયનથી બેખબર ઇંગ્રેજી ભાષા જાણનારાઓની બહુ સગવડ સચવાયછે.

મોસ્કો શેહર રશિયન જબાનમાં **મોસ્કવા**ને નામે ઓળખાયછે, કેમકે તે એજ નામની નદીના કાંઠા ઉપર આવેલુંછે. એ શેહર આગળ રશિયન શેહનશાહાતનું પાયતખ્ત હોવાથી એનાં નામ ઉપરથી એકવાર આખા દેશને **મસ્કોવી** નામ મળ્યું હતું. અહીં એક લશ્કરી મથક છે, અને આજે જોકે રાજકુટુંબ કે દરબાર કે અમીર ઉમરાઓ આ શેહરમાં રેહતા નથી, તોપણ શેહનશાહાતનું ખરૂં પાયતખ્ત તો આજેબી એજ છે. મોટા નેપોલ્યન બોનાપાર્ટે ૧૮૧૨ માં રશિયા ઉપર મોટી યાદગારીભરેલી ચહડાઇ આણી હતી તે વેળા મોસ્કો શેહર લગભગ બળી ગયું હતું. શેહરની પશ્ચિમે **બોરોદિનો** નામે ગામ છે ત્યાં બંને લશ્કરો વચે ચાલેલી લડાઇમાં રશિયનોની શિકસ્ત થવાથી તેઓ મોસ્કો છોડી પાછા હટયા, જે ઉપરથી ત્યાંના ગવરનરે શેહરને શત્રુના હાથમાં જતું અટકાવવા માટે આગ લગાડી, જેથી ફ્રેંચો આવી લાગ્યા ત્યારે પોણું શેહર નાશ પામી ચૂકયું હતું. પણ ત્યારપછી આ શેહર ફરીને બંધાયુંછે અને આગળ કરતાં વધારે શોભાયમાન બન્યુંછે. આગળ રશિયાના પહેલા ઝાર (શેહનશાહ) **ઈવાન, મૈકલ રોમાનૉફ,** પિટર ધ ગ્રેટ, વગેરે આ શેહરમાં અમલ ચલાવી ગયા હતા.

મોસ્કો ગોળ અથવા લંબગોળ આકારમાં બંધાયલુંછે, અને આસપાસનાં પરાંઓ સુધાં તેનો ઘેરાવો ૨૦ મૈલનો છે. એના રસ્તા બહુ પોહોળા છે, અને કેટલેક ઠેકાણે મોટા ચોકો બાંધેલાછે. બાગો અને મેદાનો પણ મોસ્કોમાં ઘણાં છે. **મોસ્કવા** નદી એક સર્પની માફક આડી તિડી વહેછે, અને બે શાખાઓ તેને આવી મળેછે. નદીઓના આ સંગમ ઉપરજ મોસ્કો વસેલુંછે. નદીથી અને બીજી રીતે મોસ્કો પાંચ મોટા ભાગોમાં વહેંચાયલુંછે, તોપણ એ ભાગો સીધી કે આડી નહિ પણ ગોળ કે અર્ધ ગોળ ચક્ર જેવી લીટીઓથી એકેકથી છુટા પડયાછે. એટલેજે એક ભાગ શેહરની વચોવચમાં છે, બીજો તેની આસપાસ પંથરાયલોછે, ત્રીજો બીજાની, ચોથો ત્રીજાની અને પાંચમો ચોથાની આસપાસ એ રીતે સઘળા ભાગો એક પછી એક પંથરાયલાછે.

પહેલો ભાગ **ક્રેમ્લીન**ને નામે ઓળખાયછે. તે સર્વની વચોવચમાં ઉંચાણ જગા ઉપર આવેલોછે, અને ત્યાંથી આખાં શેહરનો સઘળો દેખાવ અછી રીતે જોઇ શકાયછે. એ ભાગમાં આગળા શેહનશાહોના મેહલો, નામી-

આં દેવળો અને બીજી મોટી ઇમારતો આવેલીછે. ક્રેમ્લિન એ મૈલના વિસ્તારનું એક ત્રિકોણ છે જેમાં ટાટારી ઢબનું બાંધકામ જ્યાં જોઇયે ત્યાં ફાવી નિકળ્યું છે. અહીંનો અસલ મેહલ જેમાં મહાન પિટર જન્મ્યો હતો તે તો ૧૮૧૨ ની આગમાં બળી ગયો હતો, પણ પાછળથી નવો મેહલ બંધાયોછે. અજાયબ જેવું છે કે અસલી મેહલોમાંના ઘણાખરા લાકડાંના બાંધેલા હતા. હાલનો ક્રેમ્લિન મેહલ રશિયાના હાલના ઝાર એલેકઝાંડર ૩ જાના બપાવા **નિકોલાસ** ૧ લાએ બંધાવ્યો હતો. ક્રેમ્લિન જીલ્લો એક ટેકરી ઉપર વસેલોછે, જેની આસપાસ આગળ એકનાં લાકડાંની દેવાલ બાંધી લેવામાં આવી હતી, પણ હાલ ત્યાં ઇંટનો ફરતો કોટ છે. દેવાલની પાંચ ભાગોળોમાંની એક "રિડીમર્સ ગેટ" અથવા "હોલી ગેટ" ને નામે ઓળખાયછે, જેમાંથી પસાર થતી વેળા માનને ખાતર સર્વ કોઈ—અભણ ગાડીવાન સુધાં—ટોપી ઊતારેછે.

શેહરનો બીજો ભાગ "કિટે ગોરૉડ" યાને સોદાગર વાડને નામે ઓળખાયછે. તે ક્રેમ્લિન કરતાં મોટો છે. તેમાં શરાફી બાજાર, યુનિવર્સિટી, સરકારી છુપ્યા દસ્તાવેજો રાખવાનું મકાન અને બીજી ઇમારતો આવેલીછે. ત્રીજો ભાગ "બિયેલો ગોરૉડ" યાને 'સફેદ કસ્બા'-ને નામે ઓળખાયછે.તે ક્રેમ્લિનની આસપાસ અર્ધા ચંદ્ર મિસાલ ફરી વળેલોછે. અહીં સફેદ પથરની દેવાલ બાંધી લીધેલી છેક ૧૭૯૭ સુધી હયાત હતી તે ઉપરથી તેને ઉપલું નામ મળ્યુંછે. તોપખાના સિવાય અહીં જાણવાજોગ મકાન બીજું કોઇ નથી. "સેમ્લિયાનો ગોરૉડ" યાને 'માટોડીનો કસ્બો' એ મોસ્કોનો ચોથો વિભાગ છે. એ ભાગનું આગળ માટીના કિલ્લાથી રક્ષણ થતું હતું, તે ઉપરથી તેને આ વિચિત્ર નામ મળ્યુંછે. ઉપલા ત્રણુંડે વિભાગોની આસપાસ આ કસ્બો ફરી વળ્યોછે. પાંચમો વિભાગ પરાંઓનો છે, જેમની સંખ્યા ૩૦ થી વધારેની છે અને તેથી શેહરના વિસ્તારની મોટી જગા રોકાઇછે. તેમનો દેખાવ નાનકડાં કનિષ્ટ ગામડાં જેવો કંગાળ છે.

મોસ્કોની વસ્તી ૭૬૦૦૦૦ માણસોની છે, જે તેના મોટા વિસ્તાર સાથ સરખાવતાં ઘણી ઓછી છે. અહીં કાપડ, સુતર અને બીજાં મળીને ૬૦૦ કારખાનાં છે, જેમાં લાખો માણસો કામે લાગેલાછે. મોસ્કો દેવળોનું શેહર છે, કેમકે ૩૫૦ થી વધારે ધર્મનાં એ મકાનો પોતાના ઉંચા મિનારાઓ અને સોનેરી કરૂસોથી જ્યાં જઇયે ત્યાં આપણી નજરે પડેછે, અને તે ઉપરાંત બીજાં ૫૫૦ દેવળો જુદાં છે. અહીં જેમ મોટા મેહલો, દેવળો અને હવેલીઓ ભપકાદાર છે તેમ ગરીબોનાં મકાનો કંગાળ છે. આ બે ગરીબ અને તવંગરો વચેનો મોટો તફાવત દેખાડી આપેછે. ક્રેમ્લીનમાં ભાગોળમાંથી દાખલ થતાંજ એક મોટો ચોક આવેછે તેમાં ઓછાંમાં ઓછી ૫૦૦ તોપો તેમના ગોળા સુધાં તૈયાર રાખેલી છે. આ ચોકની આજુબાજુ ત્રણ મોટાં અને બે નાનાં દેવળો બાંધેલાંછે, જેમાંનાં સેંટ બાસિલ દેવળના ૧૧ મિનારા છે. અહીંજ **ઈવાન વેલિકિ** (અથવા મહાન જૉન) નો મોટો મિનારો બાંધેલોછે, જે ૨૭૦ ફીટની ઉંચાઇએ પુગેલોછે. આ મિનારા ઉપર ચહડવાની ૨૦૯ પગથીઓ છે, જેને મથાળેથી શેહરનો દેખાવ ઘણોજ સુંદર નજર આવેછે. આ મિનારો ઘંટોનું મોટું ધામ છે, કેમકે અહીં ૩૪ મોટા ઘંટો ભેગા કરેલાછે, જેમાંના બે તો શુદ્ધ ચાંદીના છે, જેઓમાંનો સર્વથી મોટો ૫૦ ટનના વજનનો છે. ઇસ્ટરના તેહવારો ઉપર જ્યારે આ સઘળા ઘંટોને ભેગા વગાડવામાં આવેછે ત્યારે તેઓમાંથી નિકળતો આવાજ ઘણોજ ભપકાદાર અને ગંભિર કહેવાયછે.

પણ એ કરતાં એક બીજો વધારે મોટો ઘંટ છે, જે ગંજાવર રાક્ષસને **ઍન** નામની શેહનશાહબાનુના અમલમાં બનાવવામાં આવ્યો હતો. તેનો વજન ૨૦૦ ટનનો છે. આ ઘંટ હાલ કેટલીક મુદ્દત થઈ કેવળ નિરૂપયોગી પડેલોછે, કેમકે તેનો એક ટુકડો ભાગી ગયલોછે. આના જેવો રાક્ષી ઘંટ મેં મારી ઉમરમાં કેથે જોયો નથી.

આ ઘંટ ઉપલાજ મિનારાની નીચે છે, જેને તેની મોટાઇને થકી "ઘંટોના રાજા" નું લાયક નામ મળ્યું છે. ૧૭૩૭ માં બળી ગયલા એક મિનારા ઉપર તેમે લટકાવવામાં આવ્યો હતો. તેનો વજન ૪૪૪૦૦૦ રતલ-નો છે. તેની ઉંચાઇ ૨૧ ફીટની અને ઘેરાવો ૬૭ ફીટનો છે. તેના બનાવવા માટે વપરાયલી ધાતુઓની કીમત ૨૦૦૦૦૦૦ ડૉલરની નોંધાઇછે, કેમકે એ બનાવવામાં ધર્મનું કામ સમજીને ઘણા ઘણા રશિયન અમીર ઉમરા-ઓએ તેની ધાતુમાં સોના રૂપાંનાં વાસણો અને રોકડ નાણાં નાખ્યાં હતાં. આ ઘંટ કંઇક રૂપાંના જેવો ચલકેછે. રાણી અંને ઘંટ તૈયાર કરાવી દેવળમાં એક ઠેકાણે લટકાવ્યો, પણ ૧૭૩૧ માં આગ લાગવાથી ઘંટ બાંધેલો હતો ત્યાંથી તુટી પડીને ભાગી ગયોછે. જમીન ઉપર પડયા પછી તેનું એવડું મોટું ગાબડું નિકળી ગયું છે કે તે ગાબડાંમાં બે માણસો હાથમાં મશાલ ઉંચી ધરીને પેશી શ-કેછે. હજીબી તેહવારના દિવસો ઉપર ભાવિક લોકો આ ઘંટની આસપાસ ભેગુ થઇ રંગરાગ ચલાવેછે, માનતા કરેછે અને તેને પૂંજેછે ! આગ પછી એ યંત્ર જે જગા ઉપર પડ્યું હતું ત્યાંજ આજ સુધી પડી રહેલું છે, અને ૨૬૫ વરસો વહી ગયાથી તેની કિનારીની આસપાસ માટીનું પડ ફરી વળ્યું છે. તેની સપાટી ઉપર ફરતી રશિયન શાહજાદીઓ વગેરેની તસ્વીર કોતરેલીછે.

મોસ્કોમાં બીજાબી બે મોટા ઘંટો છે, જે-માંનો એક સેંટ જૉનનાં દેવળમાં ૪૦॥ ફીટના ઘેરાવાનો, ૧૬॥ ઇંચની જાડાઇનો તથા ૧૨૭૮૩૬ રતલના વજનનો છે. કોઈ ચોકસ તેહવારને દિનેજ તેને વગાડવામાં આવેછે, જ્યારે એનો આવાજ દૂરના ગગડાટ જેવો લાગેછે. એક બીજો ઘંટ એક રશિયન શેહન-શાહે ચહડાવેલોછે તે ૨૮૮૦૦૦ રતલના વ-જનનો છે. મોસ્કો ઘંટોનું શેહર છે. અને રશિયનો એ વજંત્ર ઉપર એટલાબધા ફિદા છે કે તેઓ દેવળોમાં પોતાની ગુંજાસ મુજબ નાના મોટા ઘંટોજ ચહડાવેછે, જેમને માટે ખાસ જગા બનાવી ત્યાં રાખવામાં આવેછે અને તેમને ભેગા વગાડવામાં આવેછે.

ઉપલી ભાગોળમાંથી બહાર નિકળતાં નદી કિનારે એક અતિ સુંદર દેવળ બાંધેલુંછે, જે સેંટ પિટર્સબર્ગવાળા પ્રખ્યાત સેંટ એઝેકનાં દેવળને પણ ટકર મારે એવું છે. આજે આદિત-વાર હોવાથી સંખ્યાબંધ લોકો આ દેવળમાં જાય-છે, અને તેમની જોડે હું પણ અંદર જોવા દાખલ થયો. અંદર મેં તરેહવાર નક્ષીકામ અને સોનેરી પાણીથી શણગાર કીધેલો જોયો. દેવાલો ઉપર ચોતરફ હજરત ઇસાનાં જુદાં જુદાં કામો દર્શાવનારાં ચિત્રો ચિતારેલાંછે. હાથીદાંત, સફેદ સંગેમરમર અને સોનેરી પાણીની અહીં કશી ખૂટજ નથી. અહીં હાજર થયલા સર્વ કોઇ ઉંધાડે માથે ઉભાછે; માત્ર વડા ધર્મગુરૂએજ ટોપ જેવી ઝરિયાનની ઝપઝપ થતી ટોપી માથે ઘાલીછે. હાજર થનારા ધાર્મિક લોકો હાથમાં મીણબતી લઇ આવેછે. કેટલાકો તો તેમની જોડે પૈસા પણ ધર્મગુરૂના હાથમાં મૂકેછે. દેવળની બહાર ભિક્ષુક સ્ત્રીઓ નિમાજ ભણવાની ચોપડીઓ અને ક્રૂસ લઇ ઉભીછે. આ ઉપરાંત મેં બીજાંબી ઘણાં દેવળો અંદરથી ફરીફરી જોયાં-છે, પણ તે સઘળાંમાં જોવાનું લગભગ એક-સરખુંજ છે.

આ શેહરમાં એક એવું મોટું બાજાર અથવા મેળો ભરાયછે, કે જેવો નિજની નોવ-ગોરોડ સિવાય આખા રશિયામાં બીજે કેંયે ભરાતો નથી. તેમાં સંખ્યાબંધ વસ્તુઓ જથાબંધ ભેગી થાયછે અને લાખો માણસોમાં તે સપાટાબંધ ઉંચકાઈ જાયછે. શેહરની દક્ષિણે નદી ઓળંગી **સ્પેરો હિલ્સ** નામની જગાએ જવાયછે. નદી ઉપર એક ત્રણ આકાં-નો પુલ બાંધેલોછે, અને પેલે પાર ગયા કે તે ભાગ નવાં મોસ્કોને નામે ઓળખાયછે. અહીં વરાળ બળથી ત્રામવે ચાલેછે. સ્પેરો હિલ્સના ડુંગર ઉપરથી શેહરનો દેખાવ ઘણોજ એંચાણ કરનારો છે.

આજ રાત્રે હું અતરેના મોટી ગણાતી નાટકશાળા "રૉયલ થિયેટર" માં ગયો. શેહર-

ના મોટા ચોકની પડોશમાં આ ઇમારત આવેલીછે, જેની ઉપર ત્રણ ઘોડાનું પુતળું ઉભું કરેલુંછે. હું નહિ જાણતો હતો કે રશિયન લોકો પણ ઇંગ્રેજો અને ફ્રેંચોના જેવા સરસ નાચનારા છે. નજદીક ૫૦ જવાન છોડીઓ અને તેટલાજ જવાન મર્દો આજના ગાયનરૂપી ખેલમાં શામેલ હતાં. વળી બીજી નાની વયની બાળકીઓ હતી તે તો જુદી. પણ એઓ સર્વમાં ૮ જવાન છોડીઓ એકજ તારનાં વજંત્ર વગાડતી નાચી તેમના જેવો નાચ મેં મારા સઘળા પ્રવાસને દરમયાન કેધે જોયો ન હતો, અને તેથી આજે થયોછું તેવો ખુશ હું કદી થયો ન હતો. આ નાચ હું કદી ભૂલીશ નહિ, અને તેનું મને સદા સ્મરણ રહેશે. ખેલના પોશાક, પર્દા વગેરે પણ તારીફ લાયક હતાં. પણ તે સર્વમાં ઉપલો નાચ અનૂપમ હતો. એ નાચ અને ગાનું રશિયન તમાશગીરોને પણ એટલુંબધું પસંદ આવ્યું કે તેઓએ તે ફરી ફરીથી કરાવવા અને ગવડાવવા માટે "ગીસ ! ગીસ !" ના પોકાર ચાલુ રાખી, તાલીઓના પ્રહારથી નાટકશાળા ગજાવી મૂકી હતી.

તા૦ ૨૫ મી, સોમવાર—આજે હું અતરેની ટ્રિઝોરીનું મકાન જોવા ગયો. એ જોવાના દિવસો સોમ અને ગુરૂવારનાજ મુકરર કરેલાછે. એમાં સઘળા શેહનશાહોનાં હીરા, માણક, મોતી વગેરેથી મઢેલાં તાજો છે. સર્વ ઝવેરાત સાચું અને બેમૂળું છે અને તાજો પણ જાત જાતનાં છે. સઘળાં મળીને ૧૧ તાજ મેં જોયાં જેઓ કીમતી પથરાઓથી સજેલાં હતાં. અહીં **એલેક્સિસ** નામે એક ઝારનું તાજ છે તે ઉપર સંખ્યાબંધ પોખરાજ અને મોતીઓ ઉપરાંત ૧૨૨૩ હીરા જડેલાછે. કેટલાંક મોટાં નંગો ઘસ્યા વિનાનાં હોવાથી ઝલેહ મારતાં નથી; પણ નાના હીરાઓ ઘસેલા હોવાથી દીપેછે. કેટલાંક તાજો ગુંબજરોકાં અને કેટલાંક યુરોપમાં હાલ રેવાજ છે તે ઢબના બનાવેલાંછે. તાજોની જોડ અહીં વળી પાદશાહોનાં તખ્તો પણ જોવામાં આવેછે. એવાં ૭ તખ્તો મેં ગણ્યાં, જેમને ઉપર મુજબ કીમતી પથરાઓથી શણગારેલાંછે. એ ઉપરાંત આ તાજ અને તખ્તના ધણીઓના પોશાકો, હથિયારો, સોનાં રૂપાંનાં વાસણો, જાતજાતનાં રાચરચીલાં, શેહનશાહી સોનેરી ગાડીઓ, જીનો, બાગીરો, ઝુલો વગેરે તમામ ઝવેરાતોથી રોનકદાર બનેલાં અહીં જોવામાં આવેછે. કેટલીક તલવારો, જેંબિયા, અને ચાંદીનાં તખ્ત ઉપર મને આરબી ભાષામાં લેખ કોતરેલા જણાયછે. મધ્ય કાળમાં રશિયા તાતારી ખાનોના હાથમાં હતું તે વખતનાં આ હથિયારો હોવાં જોઇયે. કેટલીક તલવારોની મૂઠો પણ હીરાજડિત છે. અહીં વળી કેટલાક પુરાણા ઝુંડાઓ પણ ભેગા કરેલાછે, તેમજ કેટલાક નાના સોનાના દાગીના, કેટલુંક જુનું જરિયાન, સાચાં મોતીની કિનારીવાળા રેશમી કપડાંના કેટલાક રૂમાલો, જેમની વચે હીરાનાં ફુલો કહાડેલાં, સોના રૂપાના ખુનચાઓ ઉપર હીરા અને ઝવેરાત જડી લીધેલાં;—આ અને એવું તરેહવાર ઝરિયાન, ઝેવર અને ઝર આ તોશાખાનાના જુદા જુદા ઓરડાઓમાં મેં ફરી ફરીને જોયું. એ ઉપરાંત વળી લડાઇનાં બખ્તરો, બંદુકો, તોપો, કુહાડીઓ વગેરે પણ સોના અને ઝવેરાતથી મઢી લીધેલી મેં અહીં જોઈ. આ ઠેકાણે મેં ઝવેરાત જોયુંછે તેટલું બીજા કોઇ પણ પાયતખ્તનાં તોશાખાનામાં જોયું નથી. આ સર્વ જીનસોની વિગતો અને તે કયા કયા રશિયન શેહનશાહના જમાનાની હતી તે મને મારો ગાઇડ સમજાવતો અને હું તે મારી નોધપોથીમાં ટપકાવી લેતો હતો, પણ એ બાબે ત્યાંના વડાને ખબર પડતાંજ તેણે મને આ કામ કરતો અટકાવ્યો, જેથી મેં ઝટ મારી પોથી ખીસામાં સેરવી દીધી ને બીજું જે કંઇ જોવાજોગ હતું તે જોવા માંડયું. આ સર્વ જોઇને હવે હું પડોશમાંજ આવેલો

**રૉયલ પેલેસ** જોવા ગયો. તોશાખાનું અને આ પાદશાહી મેહલ મૉસ્કો નદીના કાંઠા ઉપર બાંધેલી મજબુત ઇમારતો છે. મેહલમાં કેટલાંક યાદગાર દિવાનખાનાઓ પ્રવાસીઓનું પહેલું ધ્યાન ખેંચેછે. તેમની દિવાલો,

બારીબારણાં અને સિલિંગ સોનેરી પાણીથી અચ્છી રીતે શણગારેલાંછે અને તેથી ગોયા સોનાનાં બનાવેલાં દિવાનખાનામાંજ આપણ ફરતા હોઇયે અને આપણી આસપાસ તમામ સોનુજ પંથરાયલું હોય તેમ સઘળું ઝપઝપ થયા કરેછે. કેટલાક દરવાજાઓ ઉપર હીરા જડેલાછે. અંદર બિલોરનાં ઝુમરો અને બીજાં તેવાંજ કીમતી વાસણો, સોનેરી તાજની ખુરસીઓ, સંગેમરમરના સ્તંભો, ઇસાની સોનેરી ચોકઠાંમાં જડેલી મુર્ત્તિઓ, વગેરે બેશુમાર વસ્તુઓ આપણુ ધ્યાન ખેંચેલું રાખેછે. અહીં વળી કેટલીક નવી અને કેટલીક જુની બાદશાહી ચીજો છે, જેમકે શેહનશાહોના સુવાના પલંગો, ચાદરો, ટેબલો, ખુરસીઓ, બેઠકો, ગાલીચા, ઇત્યાદી. આ આખો મેહલ ગોયા ઝવેરાતનોજ મેહલ છે. તેમાં અને ઝવેરાતથી ભરપૂર મજકુર તોશાખાનાંનાં મોટાં દિવાનખાનાંઓમાં ફરતાં ફરતાં અને સઘળું ઝપઝપ થતું જોતાં જોતાં મને થાક ચહડી આવી. તોપણ અહીંથી નિકળેલો હું આ મેહલની બાજુમાંજ

**ત્રણ મોટાં દેવળો** એક બીજાની જોડમાં આવેલાંછે તે જોવા નિકળ્યો. આ દેવળોની ભેટ મેં રવીવારે લીધી હતી, પણ ત્યારે ગિર્દી ભારી હોવાથી જોઇયે તેવી રીતે હું સઘળે ફરીને જોઈ શકયો ન હતો. અંદર રૂપાંનાં નાનાં ઝુમરો, ઇસા અને તેની મા મરિયમના સોના અને હીરાથી શણગારેલા ચકચકિત પોશાકો, પાદશાહી કબરો, સોનાનાં પાણીથી દીપતી કરેલી દેવાલો, સોનાની હીરા જડિત મુર્ત્તિઓ વગેરે ઘણુંએક જોવાજોગ છે. ધાર્મિક લોકો માંહે આવતાં અને આ મુર્ત્તિઓને સેઝદો કરતાં હતાં. *Assumption* નામનું દેવળ છેક ૧૪ મી સદીનું જુનું છે. તેમાંના કીમતી ઠાઠમાં એક નકર ચાંદીનો પર્દો છે. આ કંઇ ભપકાદાર દેવળ નથી, તોપણ રશિયાના શેહનશાહોને માથે તાજ મેળવાની ક્રિયા અહીંજ થાયછે. હાલના ઝાર એલેકઝાંડરને માથે ૧૮૮૩ માં તાજ મૂકાયું તે પણ અહીંજ હતું. સેંટ મૈકલનાં દેવળમાં ઘણા-એક આગળા શેહનશાહોની કબરો છે. *Annunciation* નામનાં દેવળમાં ભવિષના શેહનશાહોને બાપ્ટિઝમ આપવાની યાને ક્રિસ્ટી ધર્મમાં દાખલ કરવાની ક્રિયા થાયછે. આ સઘળાં દેવળો માતબર છે અને ઝવેરાતોથી ભરપૂર છે.

**રોમાનૉફ પેલેસ** અહીંથી થોડેક દૂર એક બીજો બાદશાહી મેહલ છે. મહાન પિટર જયારે બાળક હતો ત્યારે તે જે પોશાક અને બૂટ વગેરે પહેરતો હતો તે સઘળો અસબાબ અહીં જાળવી રાખેલોછે. અહીં પણ જોવા માટે હું દોડી ગયો, અને એ રીતે મોસ્કોમાં જે કંઈ જોવાજોગ હતું તે સઘળું જોઈ વળાને હું એ પુરાણું પ્રખ્યાત શેહર છોડી ગયો.

મોસ્કો શેહર ગોયા મુસલમાની પાયતખ્ત હોય એવું મને નજર આવેછે. ચોતરફ તેનાં દેવળોનાં ગુંબજો મસ્જીદોના મુકરબા જેવા જણાયછે, અને ખુદ રશિયનો પણ રોહિલા કે પથાન હોય તેવા દીસેછે. આ લોકોની દુકાનો અને વખારો હિંદુસ્તાનનીજ હોય એમ લાગી જાયછે. ચીનાઓ જેમ ગોલ લાકડાંના દડાવડે હિસાબ કરેછે, તેવુંજ હું અહીં રશિયન દુકાનો ઉપર પણ જોઉંછું. અહીંના પોલિસ મોટે ભાગે કેવળ અભણ માણસોના બનેલાછે. બાપડાઓને તેમનીજ જબાનમાં લખેલું એક નામ કે ઠેકાણું વાંચવા આપ્યું હોય તો તે પાછળ લાંબો વખ્ત ગાળી નાખેછે, ને કેટલાક તો વળી એટલુંબી વાંચી શકતા નથી. રશિયામાં ખેડુતો અને હલકી વર્ણના લોકોનેજ હું ગાફેલ જોઉંછું, બાકી વચલે અને ચહડતે વાંગેના લોકો તો હુશિયાર, ભણેલા અને સ્વછ હોયછે. મોસ્કો "પવિત્ર" શેહરને નામે ઓળખાય છે, તે અહીંનાં સંખ્યાબંધ દેવળો અને ધાર્મિક રહેવાસીઓને લીધે છે. રાત્રે ૧૦ વાગ્યા પછી હું ત્રેન ઉપર ચહડી બેઠો, અને પોલેંડ દેશનાં પ્રખ્યાત પાયતખ્ત **વૉર્સો** તરફ રવાના થયો.

તા૦ ૨૬ મી, મંગળવાર—માર્ગમાં મને સારી ખેતી જણાવા લાગી. સેંટ પિટર્સબર્ગ

અને મૉસ્કો વચે એતી ઝાઝી ન હતી, પણ મોસ્કો અને વૉર્સો વચેના ૧૨૦૦ મૈલના રસ્તા ઉપર બહુ એતી જોવામાં આવી. જમીન રસાળ અને એતીને લાયકની છે. એડુતો ઘોડા અને બળદથી હળ એડેછે. આખે રસ્તે મને એકબી પહાડ કે ડુંગર મળ્યો નહિ, એવી આ જમીન સપાટ અને ફળદ્રુપ છે.

બીજી સહવારે હું

## બ્રેસ્ટ

જઈ પુગ્યો, જ્યાં રેલવે લાઇનો ભેગી મળેછે. અહીં મારે ગાડી બદલવાની હતી, કેમકે હવે હું પોલેંડમાં દાખલ થઈ ચૂકયો હતો. અહીંથી હવે પોલેંડના યહુદીઓ મારી નજરે પડવા માંડયા, કેમકે એ હિણાયલા લોકોને ઉપર કહેલાં યા તેવાંજ બીજાં મોટાં રશિયન શેહરો-માં વસવાનો હુકમ નથી. પણ એ મોટાં શેહરો ખાતે જે યહુદીઓ લાંબા વખતથી વસે-લાછે, તેમને ત્રણ વર્ગોમાં વહેંચી ફરમાવ્યુંછે કે પહેલા વર્ગનો યાને જે ધણી પોતે બાપ દાદેથી વેપારી હોય તેને મોસ્કો કે સેંટ પિટર્સ-બર્ગ જેવાં મોટાં શેહરોમાં વસવા દેવો; બીજા વર્ગના યહુદીને એ શેહેરો ખાતે જવાની છુટ છે, પણ ૨૪ કલાકમાં પાછા ઉપડી જવું જોઇયે; પણ ત્રીજા વર્ગના કંગાળ જીવડાઓને તો એક મિનિટ પણ એ શેહેરોમાં ઉભા રહેવા-નો હક નથી! રશિયામાં યહુદીઓ ઉપર બહુ જાપ્તો—બલકે જુલમાત છે. તેઓ લાંબો કાળો ડગળો પહેરેછે, માથે કાળીટોપી ઘાલેછે, અને લાંબી દહાડી રાખેછે. કેટલાકો હાથે સુંદર હીરાની કીમતી વીટી પહેરેછે. તેમની ઓરતો અને બેટીઓ કાળા વાળનો લાંબો ચોટલો રાખેછે. મને આ લોકોએ પોતાના હાદે-સાની થોડીક વાતો કહી તે સાંભળી લીધા પછી મેં તેમને પુછ્યું કે "શું ત્યારે તમો રશિયન અમલથી નારાજી છો?" હું જાણુતો તો હતોજ કે તેઓ કેવળ નારાજી છે, તોપણ મેં એવી મતલબથી એ બિના તેઓ કને અંકે કરાવવા માંગી કે જો તેઓ મારા સવાલના જવાબમાં હા પાડતો પાછો કહું કે "ત્યારે તમે એ મુલકનો ઝુહાકી અમલ સદાનો છોડીજ કાં નથી જતા?" પણ મારા પહેલા સવાલનો જવાબ કોઇએ દીધોજ નહિ. એ બાપડાઓથી કશું આમ કે તેમ બોલાતુંજ નથી. વાખાના મારેલા પોતાનો સ્વદેશ છોડી રશિયાને વતન ગણી લાંબાં વરસોના રહેલા, એટલે હવે ઘર-બાર છોડીને જાયબી કયાં? આ યહુદીઓ પાર્સી લોકોની માફક કસ્તી બાંધેછે, એમ મેં આજેજ જાણ્યું. તે ઝીણી અને ચપટી હતી. પાર્સી ભાઇઓ આ વાત જાણેછે કે નહિ? યહુદી અને પાર્સી ધર્મમાં આજે ઘણું મળતાપણું પુરાતન ભાષા શાસ્ત્રીઓએ બતાવી આપ્યુંછે, પણ તેઓમાં કસ્તી બાંધવાનું પણ મળતાપણું કોઇએ દેખાડી આપેલું હું જાણુતો નથી.

બ્રેસ્ટમાં તોપોના મોર્ચા બનાવેલા છે. હવે મને પશ્ચિમે આગળ વધવાનું હતું, અને તેમ કરતાં હું બુધવાર તા૦ ૨૭ મીએ બપોરે બે વાગે પોલેંડમાં વૉર્સો ખાતે આવી પહોંચ્યો. હું આ શેહરનું વર્ણન કરૂં તે આગમજ પુરાણા પોલેંડ દેશ વિશે થોડીક બિના અત્તરે જણા-વવી જોઇયે.





# પ્રકરણ ૨૩ મું.

## પોલેંડ.

પોલેંડની પડતી—તેનો અસલ વિસ્તાર—તેને હજમ કરનારા દેશો—તેની અસલ મોટાઇ—પડતીનાં કારણો—પેહલવાન કોસિઉસ્કો—નેપોલ્યન બોનાપાર્ટે પોલેંડને સ્વતંત્ર કરવાની માંડેલી બાજી—શેવટનો નાશ. અસલી પોલ્ઝ લોકોની રીતભાંત—શું તેઓ મહમદિયાન પૂર્વજોથી ઉતરેલા હશે?

પાયતખ્ત વૉર્સો—લાસેરિયન મેહલનું બયાન—યહુદીઓનું એક દેવળ—તેમની બંદગી કરવાની રીત—તેઓ ઉપર સત્તાવાળાઓનો જુલમાત—તેમને કચડી નાખવાના ઇલાજો; વૉર્સોની આગળી તવારીખ—નવું અને જુનું શેહર—તેને પાયતખ્ત કરવાનો સબબ—પાસપોર્ટની છેલી તપાસ.

ક્રેકો, પોલેંડનું અસલ પાયતખ્ત—તેનાં નામનું મૂળ—યહુદીઓ—ખ્રિસ્ટી મૂર્તિપૂજા. વિલિઝકાની નિમકની ખાણ—તેની હેરત કરનારી અજાયબીઓ—નિમકનાં દેવળો અને મકાનો—નિમકની જાતો—ખાણનો મોટો વિસ્તાર—વાર્સિક પેદાશ—ખાણમાં રાજવંશીઓના ઉતારા માટેનું ગંજાવર દિવાનખાનું—તખ્તે બેસતા રાજાઓ તરફના નિમકના પ્રસાદ—ખાણમાં તળાવો અને નદીઓ—ખાણમાં એક નાનકડું શેહર—નિમકનો વેપાર. ક્રેકોથી વિદાયગિરી.




ક વખ્ત એવો હતો કે જ્યારે પોલેંડમાં ત્યાંના સ્વતંત્ર પાદશાહોનો અમલ ચાલતો હતો. તે વખ્તે પોલેંડનું રાજ્ય આજનાં ફ્રાન્સ કરતાં પણ મોટું હતું. પણ વખ્તોવખ્તના હાદસાથી આ દેશે પોતાના વિસ્તારના સંબંધમાં જેટલો ફેરફાર અને વધઘટ જોયાંછે તેટલાં યુરોપના બીજા કોઇ પણ દેશે જોયાં ન હશે. આજે ખરૂં પુછો તો પોલેંડનું નામ યુરોપના નક્શામાંથી ગૂમ થયુંછે. આજે એ દેશ સ્વતંત્રપણે હયાતી ભોગવતોજ નથી. તેની આસપાસના ત્રણ જબરા દેશો—રશિયા, ઑસ્ટ્રિયા અને પૃશિયા—એ પોલેંડના ભાગલા પાડી પોતપોતામાં વહેંચી લીધોછે. ૧૪ મી સદીના આખરીએ પોલેંડ સાથ લિથુઆન્યાનો મુલક જોડાયાથી એ આખા દેશનો વિસ્તાર ૨૮૪૦૦૦ ચોરસ મૈલનો થવા પામ્યો હતો. પણ પાછળથી પોલેંડનો કાબુ આગળના જેવો રહેવા પામ્યો નહિ, જેથી ૧૭૭૨ માં રશિયાએ પોતાની સરહદ ઉપરનો ૧૬૮૦૦૦ ચોરસ મૈલ જેટલો ભાગ પચાવી પાડયો. તેની આવી સરકશી ફતેહમંદ જોઇને ૧૭૯૩ માં ઑસ્ટ્રિયાએ પોલેંડનો ૬૪૦૦૦ ચોરસ મૈલ જેટલો પોતાની સરહદ ઉપરનો કકડો દબાવી પાડયો, અને એ બનાવ પછી ત્રીજેજ વરસે પૃશિયાથી લાલચ તામોસ થઇ નહિ તેથી તેણે પોતાની લગોલગનો ૫૨૦૦૦ ચોરસ મૈલનો હિસ્સો હજમ કીધો !

આ રીતે પોલેંડ યુરોપમાંથી ખાલસા થયુંછે. તેના આમ ભાગલા પડવાનું કારણ એ દેશની નબળાઈ સિવાય બીજું કાંઇ નથી. એક વખ્તે પોલેંડનો સેતારો એટલોબધો બુલંદ હતો કે પૃશિયા તેને ખંડણી આપતુ હતું અને પોલેંડની સરકારે ત્યાંના હાકેમોને એટલાબધા ઉતરતા ગણ્યા કે તેમને રાજાનો ખેતાબ ધારણ કરવાની કદી પરવાનગી આપી ન હતી. એજ રીતે એકવાર મોસ્કો પાયતખ્ત પોલ લોકોના તાબામાં હતું અને ત્યાં તેઓએ અમલ ચલાવ્યો હતો. વળી ઑસ્ટ્રિયાનાં પાયતખ્તને પણ એક મરતબે પોલેંડના એક બહાદુર પાદશાહે શત્રુઓના હાથ ઉપર નાશ પામતું બચાવ્યું હતું. આ રીતની જે જે રાજ્યો ઉપર પોતે એક યા બીજી વખ્તે મોટાઈ ભોગવેલી તેજ રાજ્યોએ

પોલેંડ ઉપર આ મુજબનો દાવ લીધો. રાજ્યોની ચહડતી પડતીનો આખો કંઇ જેવો તેવો દાખલો નથી. ૧૭ મી સદીની આખરીથી પોલેંડની અસલી મોટાઇ ઉતરવા લાગી. **સોબિયેસ્કી** નામે તેના પાદશાહે આ મોટાઇ કેટલીક મુદત સુધી ટકાવી રાખી, જેનાં મરણ પછી સ્વીડનના બળવાન રાજા ચાર્લ્સ ૧૨-માએ પોલેંડ ઉપર ચહડાઇ લઇ જઇ તેને વેરાન કીધો, અને ધર્મ સંબંધી ફેસાદોને લીધે એ દેશની ખરાબી પુરીજ થઇ. આ છેલા ફેસાદમાં એક પક્ષની મદદે રશિયાએ હથિયારબંધ લશ્કર પોલેંડમાં મોકલ્યું. એજ વખ્તે પોલેંડમાં મર્કી ચાલતી હતી માટે તે પોતાના મુલકમાં દાખલ નહિ થાય તે માટેના ઇલાજો લેવાને બહાને પૃશિયાના રાજા **ફ્રેડરિક** ૨ જાએ પોતાની સરહદ ઉપર એક લશ્કર તૈયાર રાખ્યું. બીજી તરફથી એજ રાજાએ રશિયા અને ઑસ્ટ્રિયા સાથ છુપી મસલત ચલાવીને માંહોમાંહે લડી મરતાં પોલેંડના કાપીને કકડા કરી પોતપોતામાં વહેંચી લેવાની ગોઠવણ કીધી. એ બાબતમાં એ ત્રણે વચે સેંટ પિટર્સબર્ગ ખાતે ૧૭૭૨ માં કોલકરાર પણ થયા. ઇંગ્લંડ, ફ્રાન્સ, સ્વીડન અને ડેન્માર્ક આ કિસમની એકલપેટી વહેંચણીની સામે થયાં, પણ તેના અટકાવ માટે તેઓએ કશા ચાંપતા ઇલાજ લીધા નહિ. આથી ઉપલાં ત્રણે રાજ્યોએ પોતાની વચે સપડાયલાં પોલેંડની વાંટણી કરી દીધી, અને એક નાનકડો ભાગ પોલેંડની હયાત સરકારને માટે અમલ ચલાવવાને રહેવા દેવાની મેહરબાની કીધી. આ મોટી આફત છતાંબી આ કમબખ્ત દેશ ખાતે જાગેલો માંહોમાંહેનો ધર્મ સંબંધી ઝગડો નાપેદ થયો નહિ. ઉપલી કાપકુપ પછી વીશ વરસે લોકો થોડા ઘણા એકમત થયા, અને એક નવું રાજબંધણ સ્થાપવામાં આવ્યું. પણ રશિયાની રાણી કેથરિન ૨ જી આથી રિશે ભરાઇ, અને સ્વતંત્ર પોલેંડનો જે નાનકડો ભાગ બાકી હતો તે ઉપર પણ ઉપલાં ત્રણે લુટારાં રાજ્યોએ ત્રણ બાજુએથી હુમલો કીધો. આ લુટારાઓ સામે રહેવાસીઓ માથેમાથ લડયા. પહેલાં તેમને કેટલીક ફતેહ પણ મળી; પણ શત્રુઓનાં મોટાં બળ આગળ તેઓ લાચાર થયા. પોલેંડનો છેલો રાજા **સ્ટેનિસ્લેયસ** તાબે થવાને તૈયાર થયો, પણ દેશહિતકારીઓની એક બહાદુર ટોળકી તે જમાનાના કાવે અહંગર **કોસિઉસ્કો** નામના પેહલવાનની સરદારી તળે એકલે હાથે લડાઇ કરવા મેદાન પડી. અંતે એ બાપદાઓનો પણ સંહાર થયો અને કોસિઉસ્કો કેદ પકડાયો. આનું શેવટ એ આવ્યું કે મેં શરૂઆતમાં લખ્યુંછે તેમ ત્રણે પાડોશીઓએ પોલેંડને પુરેપુરૂં વહેંચી લીધું.

૧૮૦૬ સુધી એ હાલતમાં પોલેંડનું નામ નાબૂદ રહ્યું. એ વેળા નેપોલ્યન બોનાપાર્ટનો યુરોપમાં ડંકો વાગી રહ્યો હતો માટે તેણે કોઇ નવી લોભી ધારણાથી આ દેશને થોડું ઘણું છુટાપણું અપાવવાની બાજી રચી. તેણે ઑસ્ટ્રિયા અને પૃશિયાને મળેલા હિસ્સામાંથી કેટલોક ભાગ કાપી લઇ તેમાંનો થોડો થોડો રશિયાને આપી રાજી કીધો, અને બાકીના ભાગોમાંથી પોલેંડનું એક નવું રાજ્ય બનાવી તેને "ગ્રાંડ ડચી ઑવ વૉર્સો"નું નામ આપ્યું. નેપોલ્યનની મતલબ આમ કરવા ગમે તે હોય, તે સઘળી ૧૮૧૨ માં તે રશિયા ઉપર ચહડાઈ લઇ જઇ ફસી પડયો તેમાં ધૂળ મળી. રશિયનોએ નવાં પોલેંડનો ફરીથી કબજો લીધો અને ૧૮૧૫ માં નેપોલ્યનની છેલી મહાભારત શિકસ્ત પછી આખું પોલેંડ આ રીતે વહેંચાઇ ગયું :—રશિયાને તાબે ૧૭૮૦૦૦ ચોરસ મૈલ; ઑસ્ટ્રિયાને ૩૦૦૦૦ મૈલ; પૃશિયાને ૨૯૦૦૦ મૈલ; અને બાકીના ૪૭૦૦૦ ચોરસ મૈલના વિસ્તારનું પોલેંડનું રાજ્ય બનાવી તેને રશિયાના ઝારના તાબા તળે આપ્યું. આ રીતે થયું અને પોલેંડ દુનિયાની સપાટી ઉપરથી નાશ પામ્યું. આજે એ દેશનો ૨૨૫૦૦૦ ચોરસ મૈલ જેટલો મુલક રશિયાને તાબે અને બાકીનો ૫૯૦૦૦ મૈલ જેટલો ઑસ્ટ્રિયા અને પૃશિયાને તાબે છે.

અસલી પોલ લોકોનો પોશાક મોગલ લોકોને કેટલીક વાતે મળતો આવતો હતો.

પોતાના મરતબ્બા જેવા ચહડતો પોલેંડના ઉમરાઓ બીજો એકે સમજતા ન હતા. ગરીબોની હાલત તો ઘણીજ કંગાળ હતી. યહુદીઓ સારાં મકાનમાં વસતા હતા. આ લોકો કને પૈસો હોવાથી તેઓ દેશના વેપાર ધંધા ઉપર બહુ અસર ચલાવી શકતા હતા. મને લાગેછે કે અસલી પોલ લોકો આપણા એશિયા ખંડના તાતારી લોકોથી ઉતરેલા હોવા જોઇયે; અને તેનાં કારણો છે. આજેબી પોલ લોકોની સલામ કરવાની રીત તાતારી અને મોગલ લોકોને મળતી છે. તેઓ એક હાથ છાતી ઉપર મૂકી બીજો હાથ નીચો નમાવી, પોતે વાંકા વળી સલામ કરેછે. એક કમીનો માણસ મોટા દરજાના ધણીને સલામ કરતી વેળા તો પોતાનું સર છેક જમીન ઉપર ઝુંકાવેછે. આ સઘળું મહમદિયાન તાઅીમતવાઝો નથી બતાવતું? બચીત, મધ્ય કાળમાં તાતારી લોકોએ રશિયા અને પોલેંડ તાબે કર્યાં તે વખ્તનો આ તેમનોજ દાખલ કરેલો રેવાજ હશે. તેમની બીજી રીતભાંત જુઓ. પોલેંડના લોકો ઘોડસ્વારીના બહુ શોકીન છે; જમીનપર ચટાઇ બીછાવીને પોઢી જાયછે. તેઓ પોતાનાં મકાનમાં સઘળા સાથે એકજ ઓરડામાં સુવેછે, અને એક બાજુએ બાવરચીખાનું તથા બીજી બાજુએ તબેલો રાખેછે. બહાર ફરવા નિકળતી વખ્તે મોટા લોકો પોતાના નોકર નફરોનો જબરો ઠાઠમાઠ દેખાડેછે. મોટાં ખાનદાનનાં સઘળા અમીરો એક બીજાને પોતાની બરાબરના ગણી "બેરાદર" નાં નામથી બોલાવેછે. તેઓ પોતાના દોરમાં ગુલામો અને નફરોના જાનના પણ ધણી હતા. જમીનની ખરીદી તેઓ સિવાય બીજા કોઇથી થતી ન હતી. આ અને એવીજ બીજી તેમની રીતભાંત મને તો અસલી તાતારી અને મુગલાઈ દોરને મળતી જણાયછે. તેમનો પોશાક પણ એજ અનુમાન ઉપર મને ખેંચેછે.

## વૉર્સૉ.

તા૦ ૨૭ મી અને બુધવાર—મૉસ્કોથી ઉપડયા પછી ૪૦ કલાકે આજ દિને બપોરે હું આ પુરાણા શેહર ખાતે આવી પુગ્યો, અને અહીંની મોટી **વિશ્ચુલા** નદી ઉપર રશિયન ઝાર એલેક્ઝાંડર ૨ જાએ બાંધેલો પુલ, જે ઉપરથી શેહરનો દેખાવ બહુ સારો માલુમ પડેછે, તે પસાર કરીને અતરેનાં 'હૉટલ વિક્ટોરિયા' માં ઉતારો લીધો. અહીંથી એક ભોમિયાને સાથે લઈ હું શેહર જોવા નિકળી પડયો. પ્રથમ અમે લાસેરિયન પાર્કમાં પોલેંડના એક રાજાએ બાંધેલો એજ નામનો મેહેલ જોવા ગયા, જેની આગળી તેમજ પાછળી બાજુએ તળાવો બાંધેલાછે. **લાસેરિયન મેહલ** નાનો છે, અને રશિયાનો ઝાર આ શેહરમાં આવેછે ત્યારે એજ મેહલમાં ઉતરેછે. એમાંના જુદા જુદા ઓરડામાં સર્વથી જોવાજોગ 'કિંગ સોલોમન્સ હૉલ' નામનું દિવાનખાનું છે, જેમાં એ પ્રખ્યાત પાદશાહની જવાની વખ્તનું એક મોટું ઑઇલ પેન્ટીંગ ચિત્ર છે, જેમાં બે ઓરતો એક બાળકની માતા હોવાનો દાવો કરી ફરિયાદ લાવી હતી તેમનો પાદશાહને ઇનસાફ કરતો ચિતાર્યોછે. વળી અહીં એજ પાદશાહના બુઢાપાની પણ એક તસ્વીર છે. મેહલ બાંધનાર પોલેંડના ઉપલા રાજાએ પોતાના હાથથી એક ખુર્સી અને ટેબલ બનાવ્યાં હશે તે બંને અહીં મૂકેલાંછે, તેમજ એ પાદશાહનું પોતાના જમાનાનું કેટલુંક રાચરચિલું અહીં જણાયછે. ચિત્રો અને તસ્વીરોની અહીં ખૂટ નથી. દેશના જુદા જુદા રાજાઓ, તેમનાં ખાનદાનીઓ અને બીજા રાજવંશીઓનાં ચિત્રો જ્યાં જોઇયે ત્યાં નજર આવેછે. મેહલને લગતા મોટા પાર્કમાં સર્વ લોક ફરવા આવેછે. પડોશમાંજ નદીકાંઠા ઉપર કિલ્લો છે, જેમાં પોલેંડની રાજસભાઓ બિરાજતી હતી.

એક બીજો મેહલ અમે જોયો તે કેસ્સિમિર નામનો છે. **જૉન કેસ્સિમિર** નામના આગળા મોટા રાજાનો એ બાંધેલોછે, અને એક ઉંચી ટેકરી ઉપર આવેલોછે. હાલ અહીં વૉર્સૉનો ગવરનર રહેછે. ટેકરીની નીચે સર્કેશિયન લશ્કર રાખેલુંછે. આ શેહરમાં તેમજ પોલેંડના ઘણા ભાગો ખાતે રશિયાથી કહાડી મૂકેલા યહુદીઓ વસેછે, જેમનું એક મોટું સિનેગૉગ અથવા દેવળ અહીં છે. મારો ભોમિ-

યો પોતેજ્પી યહુદી હતો, માટે તેણે આ દેવળમાં સઘળે ફેરવીને મને જોવા જોગ જે કંઇ હતું તે બતાવ્યું. મને એક વાત નવાઈ જેવી લાગી, અને તે એ કે ભક્તિ કરનારાઓ માટે બેસવાની આ દેવળમાં જે જગાઓ બનાવી હતી તે દરેક ઉપર નંબર હતા, અને દરેક નંબરવાળી જગા ઉપર બેસનાર ધણીને માટે ભણવાની કેતાબ રાખેલી હતી. આ રીતની ગોઠવણ આ ઠેકાણે મેં પહેલીજવાર જોઇછે. દેવળોમાં અને બીજાં ધર્મસ્થાનોમાં બેઠક માટે બીડાબર્ડ થાયછે તેવું અહીં કશું નથી. દરેક બેઠક ઉપર તે નંબરવાળો ધણીજ આવીને બેસેછે અને તેથી કશી ગડબડ કે હરકત થતી નથી. વળી આ બેઠકવાળાઓ કંઇક વાર્સિક રકમ ભરેછે તેથી દેવળનાં ફંડને મદદ થાયછે. અહીં વળી મર્દ અને ઓરતો ભેગાં બેસતાં નથી. ઓરતોને માટે દિવાનખાનાને માથે ગ્યાલરી ઉપર નંબરવાર ફરતી બેઠકો બનાવેલીછે. એ રીતે યહુદી મર્દ અને ઓરતો જુદાં જુદાં બેસીને ઇબાદત કરેછે. યહુદી લોકોનાં ધર્મપુસ્તકો છાપેલાં નથી પણ સાફ અક્ષરે હાથનાં લખેલાંછે. એમની ઇબાદતનો દિવસ શનિવારનો છે. એ દિને તેમજ બીજા તેહવારોના દિવસો ઉપર કઈ કઈ ઇબાદત કરવી તે એક મોટી હાથની લખેલી કેતાબમાં નોંધી રાખેલું હોયછે. રશિયન સરકારનો આ યહુદીઓ ઉપર એટલોબધો જુલમાત છે કે એ બાપડાઓને બની આવતી કેળવણી લેવાનો પણ હક મળતો નથી. સત્તાવાળાઓએ ફરમાવ્યું છે કે સ્કુલોમાં દશ ટકા જેટલાજ યહુદી વિદ્યાર્થિઓને દાખલ કરી ભણાવવા. કૉલેજોમાં તો તેમનું પ્રમાણ માત્ર સેંકડે ૫) ટકાનુંજ રાખ્યુંછે ! વળી હુકમ છે કે એક યહુદી ગમે એવો ભણેલો હોય તોપણ તેનાથી વકીલ યા ધારાના હિમાતીનું કામ થાય નહિ. આવી સરકારી સખ્તાઇઓની વાતો સાંભળીને મારી આંખોમાં ચમક થવા લાગી. આ તે કેવી રીતનો જુલમાત ! શું બીચારા યહુદી તે કંઈ ઇનસાન નહિ? શું તેઓનું વતન તેમના હાથમાંથી જતું રહ્યું તેથી આખી દુનિયામાં તેમને પોતાની રૈયત ગણીને સામાન્ય હકોનો લાભ આપે એવી કોઇજ દયાળુ સરકાર નથી ?

આજ દિન તેમજ ગઈ કાલનો દિવસ યહુદીઓના મોટા તેહવારનો હતો તેથી દેવળમાં હું હતો તે વેળા ગાયનરૂપી બંદગી થતી હતી, અને તે કરનારાંઓના ખુશ હલક તથા ચો તરફ ફરી વળેલી ગંભિરતાને લીધે દેખાવ ઘણોજ મોભાદાર અને સુંદર લાગતો હતો. મને આવતા શનિવારે દેવળમાં પાછો આવવાનું નોત્રું થયું, જે એ લોકનો મોટો દિવસ મનાયછે; પણ ત્યાંસુધી અહીં મારાથી થોભાય એમ ન હોવાથી મેં ના પાડી.

'સેકસન ગાર્ડન' નામનો બાગ શેહરની વચોવચમાં આવેલોછે. આગળ સેકસનીના રાજાઓના તાબામાં પોલેંડ હતું તે વેળાનો આ બાગ બાંધેલોછે. આ એક મોટો સારો પાર્ક છે, જેમાં ફુવારા અને ઝાડપાનથી ઠીક શોભા બનાવીછે. એની પડોશમાંજ રૉયલ થિયેટર (નાટકશાળા) આવેલીછે. ક્સિમિર મેહલની નજદીકમાં એક મોટો ચોક આવેલો છે તેમાં પોલેંડનો એક આગળો પાદશાહ એક હાથમાં નાગી શમ્શીર અને બીજા હાથમાં કરૂસ લઈ ઠેરાબંધ ઉભોછે. એજ તે પાદશાહ હતો કે જે ક્રેકો ખાતેથી પાયતખ્તની જગા બદલીને વૉર્સા ખાતે લાવ્યો હતો. એ વેળા વૉર્સા માત્ર એક નાનો કસ્બો હતું, પણ પાયતખ્ત થયા પછી પડોશમાંજ નવું શેહર બંધાવા માંડયું અને તે નવાં વૉર્સાને નામે ઓળખાયછે. જુનું વૉર્સા તેની પડોશમાંજ છે. શેહરનો એક ભાગ મેદાન ઉપર અને બીજો ભાગ નદી કાંઠાનાં ચહડાણ ઉપર બંધાયલો છે. અહીં નદી બહુ પહોળી પણ છાલકી છે. શેહરનાં રક્ષણની કશી ગોઠવણો જણાતી નથી, કેમકે નથી તેને ફરતો કોટ બાંધી લીધેલો કે નથી માંહે પેસવાની ભાગોળો બનાવેલી. આ આખું શેહર એ રીતે બચાવ વિનાની હાલતમાં કેવળ ખુલ્લું છે. તેની આસપાસ ચાર પરાંઓ છે, જેમાંનું એક નદીની બીજી બાજુએ હોવાથી શેહર અને તે વચેના વહે-

વાર માટે બોટોનો પુલ બાંધેલોછે. જીનું શેહર કંગાળ છે, પણ નવાંમાં ઘણી સુંદર ઇમારતો છે. સેક્સન વંશના રાજાઓનો મેહેલ પણ અહીંજ છે. આ શેહર ૩ થી ૪ મૈલ જેટલું લંબાયલુંછે. તેને વળી બાગો વગેરેથી શણગારેલુંછે. શેહરનો વેપાર ઘણો ધીકેછે. દર સાલ બે મરતબે મોટાં બાજારો ભરાયછે, અને તે ત્રણ ત્રણ અઠવાડિયાં સુધી ચાલુ રેહેછે. આ મેળામાં વેપારી જીનસોની જબરી ઉથળપાથળ ચાલેછે. લિથુઆનિયાનું પ્રગણું પોલેંડ સાથ જોડાઇ ગયું ત્યાંસુધી વૉર્સા એક નાના કસ્બા કરતાં વધારે ન હતું. તે વેળા પાયતખ્ત શેહેર ક્રેકો હતું; પણ લિથુઆનિયાનો પ્રાંત ઘણો મોટો હોવાથી ક્રેકો દેશના મધ્ય ભાગમાં રેહેવાને બદલે દૂર પડી ગયું, અને તેથી એક નવું પાયતખ્ત શોધવાની પોલેંડની સરકારને જરૂર જણાઇ. આ ઉપરથી ૧૫૬૬ માં ક્રેકો પડતું મૂકાયું અને તેનો મરતબો વૉર્સાને મળ્યો. ત્રણ પાડોશીઓએ પોલેંડની લૂટ ચલાવી ત્યારે આ પાયતખ્ત પ્રૂશિયાના હાથમાં ગયું, જે વેળા તેની પદવી પાછી ઉતરી પડી, અને માત્ર એક પ્રગણાનું તે મુખ્ય શેહર ગણાયું. નેપોલ્યને પોલેંડનું સ્વતંત્ર રાજ્ય પાછું સ્થાપ્યું ત્યારે વૉર્સા એકવાર ફરીને તે રાજ્યનું પાયતખ્ત થવા પામ્યું. પણ ૧૮૧૫ પછી રશિયાના હાથમાં સ્વતંત્ર પોલેંડ આવી પડયું ત્યારથી વૉર્સા એક રશિયન હાકમનાં મથક દાખલ ગણાવા લાગ્યુંછે.

તા૦ ૨૮ મી અને ગુરૂવારે ૧૧ વાગે મેં આ શેહર છોડયું, અને **ગ્રેનિકસા**ને માર્ગે ક્રેકો તરફ ચાલ્યો. રસ્તે સારી ખેતી કરેલી નજર આવતી હતી. એ ભાગમાં સઘળી જમીન સપાટ અને રસાળ છે. ગ્રેનિકસા ખાતે રાત્રે ૯ વાગે જઇ પુગ્યો, અને તરતજ એક રશિયન અમલદારે આવી મારી પાસપોર્ટની માંગણી કરતાંજ મેં તે તેને હવાલે કરી. રશિયન સરહદમાં દાખલ થવાની પાસપોર્ટ જોઇયેછે તે જ્યારે પ્રવાસીઓને આગમજથી કરાવી લઈ જવી પડેછે, ત્યારે રશિયન સરહદ છોડી જતી વેળા આપણી તે પાસપોર્ટ ફરી તપાસવા લેછે. મારી પાસપોર્ટ પેલા રશિયન અમલદારે તપાસીને બીજે દિને સહવારમાં હું મારી નવી ત્રેનમાં ચહડી બેઠો એટલે મારે હવાલે કરી દીધી, અને તે પાસપોર્ટના બદલામાં પોતે મને લખી આપેલી રસીટ માંગી લીધી. આગળી રાત મેં આ કસ્બાનાં હૉટેલમાં ગુજારી. અહીં રશિયન અને ઑસ્ટ્રિયન સરહદો બદલાયછે, અને તેથી રેલવે ત્રેનો પણ બદલાયછે.

## ક્રેકો.

તા૦ ૨૯ મી અને શુક્રવારે સહવારે ૮ કલાકે હું આ શેહર ખાતે આવી પુગ્યો, જે મેં ઉપર કહ્યું તેમ અસલ પોલેંડનું પુરાતન પાયતખ્ત હતું. હું અહીંનાં ગ્રાંડ હૉટેલમાં ઉતર્યો. રસ્તા સઘળા જુના વખતના પણ સારા છે. શેહરને ફરતો એક પાર્ક છે, તેથી ક્રેકોની વસ્તી ગોયા એક બાગની વચમાં વસેલી હોય એમ લાગેછે. તેની એક બાજુએ નદી વિસ્ચુલા અને બીજી બાજુએ **રૂડોવા** નદી વહેછે, અને એ બેના સંગમ ઉપરજ શેહર વસેલું છે, જેથી ક્રેકો બહુજ શોભાયમાન લાગેછે. દૂરથી તેના ઉંચા મિનારાઓ અને ગુંબજો તથા કિલાના બરૂજો તેનો ભપકો દેખાડેછે, પણ આજે એ શેહેર બહુજ પડી ભાગ્યુંછે. વિસ્ચુલાની પેલી પારે **કેસિમિર** નામે એક ગામ છે, અને તે ક્રેકોનાં એક પરાં દાખલ ઓળખાયછે. બીજાંબી બે પરાં લાગેલાંછે. ક્રેકો આગળ મોટા ધર્માધ્યક્ષનું મથક હતું, જે ગુરૂ ડયુક ઑવ સિવારિયાને નામે ઓળખાતો હતો. તે વેળા તેનો લાગવગ, સત્તા અને દોલત આખાં પોલેંડમાં વખાણાતાં હતાં. તેને તાબેનાં દેવળમાં પોલેંડના આગળા કેટલાક પાદશાહોની કબરો છે, તેમજ તેમનાં કીમતી તાજો અને ઝવેરાત પણ અહીંજ હતાં, કેમકે રાજાઓને માથે તાજ મૂકવાની ક્રિયા આગળ અહીંજ થતી હતી. ઉપલું દેવળ એક ઉંચા ટેકરા ઉપર આવેલુંછે, અને તેને ફરતો કિલ્લો બાંધેલોછે, જેમાં આસ્ટ્રિયન લશ્કર રેહેછે. ૧૩૫૦ માં ઉપર કહેલા કેસિમિર નામે પોલિશ રાજાએ આ દેવળ બાંધ્યું હતું.

કહેછે કે ઈ૦ સ૦ ૭૦૦ માં પોલેંડમાં નાનકડા હાકમો પ્રજા ઉપર બહુ જુલમાત ચલાવતા હતા. તેથી કંટાળીને **ક્રેકસ** નામે એક સરદારને લોકોએ સઘળાં રાજ્યોનું વડપણ આપ્યું, અને તે સરદારનાં નામ ઉપરથી પાયતખ્તને ક્રેકોનું નામ મળ્યું. ઑસ્ટ્રિયન સરકારના હાથમાં ગયા પછી ક્રેકો વેસ્ટ ગેલિશ્યાના પ્રાંતનાં મુખ્ય શેહેર દાખલ લેખાયું. ત્યારબાદ વળી તે સેકસનીના રાજાને આપી દેવામાં આવ્યું હતું. પણ આજે એકવાર ફરીને એ પુરાણું શેહેર ઑસ્ટ્રિયન શેહનશાહની હકુમત તળે છે.

ક્રેકોની વસ્તીમાં યહુદીઓની સંખ્યા મોટી છે. તેઓ લાંબા બાલના ગુછા રાખેછે, કાળી ઉંચી ટોપી પહેરેછે, અને લાંબા ઝભા તથા બૂટ સાથ નજર આવેછે. જેમ વૉર્સામાં તેમજ અહીં પણ તેઓ સર્વ જાતનો નાનો મોટો ધંધો રોજગાર કરેછે. પોલેંડની સ્ત્રીઓ માથે મોટા રંગબેરંગીન રૂમાલ બાંધેછે, પણ કોઈક તો નાનો કકડો વિંટાળી ઉપર શાલ ઓઢેછે, જેથી તેઓ મક્કાની હાજી સ્ત્રીઓના જેવી લાગી જાયછે. મારાં કેપ ટૌન વતનની મલાઈ સ્ત્રીઓના અને આ બાઇઓના પોશાકમાં મને જરાબી ફર્ક લાગતો નથી. અહીં મેવો સારો થાયછે, અને જીવતીજ માછલીઓ વેચાયછે. શેહેરમાં કેટલાક ચોક છે ત્યાં લોકો તરતરકારી અને ખોરાકીની વસ્તુઓ વગેરે વેચેછે. રશિયાના તેમજ પોલેંડના ખ્રિસ્ટી લોકો રસ્તામાં લાકડાંનો ક્રૂસ દાટેલો હોયછે તે જોતાંજ ધુંટણમંડિયે બેસી જઈ પ્રાર્થના કરેછે અને હાથ જોડીને પાપની તોબેશ કરેછે. તેઓ વળી આ લાકડાંને ઝાલી, ડોકું નીચું નમાવી, મૂર્ત્તિપૂંજકોની માફકનો ભક્તિભાવ બતાવેછે. યુરોપના ઉગમણુ ભાગના લોકોને ધર્મ સંબંધી બાબતમાં આટલાબધા વેહમી જોઈ મને અચરતી લાગેછે, અને એ સુધરેલા ગણાતા ખંડનાં લોકો પણ ધર્મની બાબતમાં વગર સુધરેલા દેશના લોકો જેવુંજ જંગલીપણું દેખાડેછે તેથી એક પ્રદેશીને બહુ નવાઈ ઉપજેછે.

### નિમકનું એક અજાયબ જેવું શેહેર.

આ શેહેરમાં હું ખાસ જુદાંજ કામ થકી આવ્યોછું અને તે તેનાં પુરાણા મકાનો જોવા નહિ પણ તેની પડોશમાં આવેલી નિમકની કુદ્રતી ખાણો જોવા આવ્યોછું. એ ખાણો ક્રેકોથી ૭ મૈલ દૂર છે અને તે **વિલિઝકા** (Wieliczka Salt Mines) ને નામે ઓળખાયછે. આ ખાણો અઠવાડિયાંમાં માત્ર ત્રણજ દિવસે—મંગળ, ગુરૂ અને શનિવારે—મુસાફરોને જોવા માટે ખુલી રહેછે, માટે આજે શનિવારે પાછળા પહોરે હું તે તરફ ઉપડી ગયો. નિમકની ખાણોને લીધે વિલિઝકા ખાતે એક નાનું સરખું ગામ વસેલું છે. ક્રેકોથી વિલિઝકા રેલવે ત્રેન મારફતે પોણા કલાકના રસ્તા ઉપર છે. મારી જોડ એક ઇંગ્રેજ અને એક જર્મન ઇજનેર મળીને બીજા બે પ્રવાસીઓ હતા. ખાણ એક ઉંચા ટેકરા ઉપર આવેલીછે, અને ટેકરા ઉપર ચહડીને પછી પાછા નીચે ઉતરિયે ત્યારેજ ખાણમાં દાખલ થવાયછે. અમોને સઘળે ફરીને દેખાડવા માટે એક ભોમિયો અને એક ખાણવાળો અમારી જોડ આવ્યા. અંદર તમામ અંધકાર ફરી વળેલો હતો, તેથી સાથે બતી લેવામાં આવી. અમો સર્વને એક બૉક્સમાં બેસાડી લોખંડના તારનાં દોરડાં વડે નીચે ઉતાર્યા, તે આગમજ અમને એક ટોપી અને સાયો પહેરાવ્યાં. નીચે ઉતર્યા પછી સૌથી પહેલું અમે એક દેવળ જોયું, જે નિમકના ખડકમાંથી કોતરી કહાડેલું હતું. આ દેવળમાં ક્રાઇસ્ટની મૂર્ત્તિ, વાઅજ કરવાની બેઠક અને બીજાં પુતળાં વગેરે એજ રીતે કોતરી કહાડયાં હતાં. ખાણમાં પાડેલા તબક્કા અને ઓરડાઓને ટેકવી રાખવા માટે નિમકનાજ જબરા સ્તંભો બનાવ્યાછે, જે ઉપરની નક્ષી વળી તારીફલાયક છે—જાણે પથરમાંજ એ કોતરકામ કીધું હોય તેમ લાગેછે. આ સઘળું વિજળીની રોશની કરીને અમોને દેખાડયું. એજ રીતે ૧૬ ઓરડાઓ એક બીજાની ઉપર નીચે કોતરી કહાડી તેમાં વળી જાતજાતની મૂર્ત્તિઓ વગેરે મોઢાંમાંથીજ

કોતરી કહાડેલાંછે. એક ઓરડો તો ખાસ ચા, કેક વગેરે ખાનપાનને થકીજ બનાવેલોછે અને તેને નામ પણ તેવુંજ આપેલુંછે. આ સઘળું વિજળીના રોશનીથી બહુ શોભેછે અને એ મીઠાંની કણીઓ રોશનાથી ઝપઝપ હિરાઓ માફક ચમકેછે. કુદ્રતે જ્યારે આવડું જબરૂં નિમકની ખાણનું પડ બનાવ્યુંછે તો કાળા માથાંના માનવીએ તેમાં પોતાની બુદ્ધિ વાપરીને તરેહવાર નક્શીકામથી તેને શોભાયમાન બનાવ્યુંછે તે જોઈ હેરત ઉપજેછે. ખાણમાંથી ખોદી કહાડવામાં આવતું નિમક ચાર કિસમનું છે. એક બિલોરના જેવું ચલકતું પણ તેટલુંજ કઠણ છે; બીજી જાતનું નરમ અને ખુલ્લા રંગનું છે; ત્રીજી જાતનું સફેદ અને કકડું છે; અને ચોથી જાતનું ઉપલાં ત્રણ કરતાં ઓછા ખારાશનું—જાણે મીઠાં પાણીનું બન્યું હોય તેવું—છે. ખાણની એક બાજુએ એક ખારાં પાણીના અને બીજી બાજુએ એક મીઠાં પાણીના એમ બે ઝરા વહેછે.

આ ખાણ કેવડી મોટી છે તે આ આંકડાઓ ઉપરથી ધ્યાનમાં આવશે. એની લંબાઈ ઉગમણથી આથમણ ૧૨૦૦૦ ફીટની, પોહોળાઈ ૩૭૦૦ ફીટની, અને ઊંડાઇ લંડનનાં સેંટ પૉલ દેવળ કરતાં ૪।। ગણી વધારે ! ખાણમાંથી દર સાલ ૬૦૦૦૦ ટન નિમક નિકળેછે અને તે ખોદવા માટે ૬૦૦૦ માણસોને કામે લગાડેલાંછે. આ ખાણના ચાર તબકા બનાવેલાછે, અને તેમાં ઈમારતો બાંધેલીછે તથા ઉપર કહેલાં જેવાં દેવળો બાંધ્યાંછે જેમાં બંદગી પણ થાયછે ! એક "ગ્રાંડ રિસેપ્શન ચેમ્બર" નામનું મોટું દિવાનખાનું કોરી કહાડેલુંછે તેમાં રાજવંશી કુટુંબ જ્યારે આ ખાણ જોવા આવે ત્યારે તેને ઉતારો આપવામાં આવેછે. એ વક્તે સઘળો અછો શણગાર કરી ભપકાદાર રોશની કરવામાં આવેછે. આ દિવાનખાનું મારા જોયા મુજબ એવડું મોટું છે કે તેમાં એક હજાર માણસો આસાનીથી ભોજણ લઈ શકે. ખાણમાંના સઘળા માર્ગો, રસ્તા અને દિવાનખાનાંઓની એકંદર લંબાઈ મને ખબર મળ્યા મુજબ ૨૮૦ મૈલની છે ! મારા ગાઈડે ખબર આપ્યા મુજબ છેક ૯ મી સદીથી આ ખાણમાંથી નિમક ખોદી કહાડવામાં આવેછે. ૧૨૫૦માં એ ખાણની હસ્તી ઑસ્ટ્રિયન સરકારની જાણમાં આવી, તે આગમજ પોલેંડના રાજાઓને આ ખાણ મોટી ઉપજ કરી આપતી હતી. કહેછે કે દરેક રાજા તખ્તે બેસતો તે વેળા તેના અમીર ઉમરાઓ તેના કનેથી એક બક્ષીસ એ માંગતા હતા કે આ ખાણમાંથી તેમની મરજી મુજબનું નિમક તેમને ખોદી લઇ જવા દેવા. એ સઘળું છતાં હજી આજે પણ આ ખાણનું ખોદકામ ચાલુજ છે, ત્યારે તે કેવડી મોટી હોવી જોઇયે ?

આ નિમકની ખાણની નીચે વળી એક તળાવ છે. તળાવો તો ૧૬ છે, પણ માત્ર એક સિવાય બાકીના સઘળા નાના છે તેથી તેમને બંધ કરી લીધાછે. જે ખુલ્લો છે તે એક મોટો સરોવર છે, જેમાં બોટ ફરતી ફરેછે. અમે બા એક મોટી ચોરસ બોટમાં બેઠા અને અમને આસપાસ ફેરવીને જે કંઈ જોવાજોગ હતું તે દેખાડયું. અહીં પાછી રોશની કર્યાથી સરોવરનો દેખાવ જોવાજોગ થઈ રહેછે. તળાવનું પાણી અલબત તદન ખારૂં છે. તેને તળિયેથી તે ઉપરની ખાણવાળા ઓરડાઓ સુધીની ઊંચાઈ ૨૦૦ ફીટની છે. એક ઠેકાણે, જ્યાં ઊંચાઈ ૧૭૫ ની હતી, ત્યાં આતશબાજી છોડવામાં આવી. આથી એક એવો જબરો ધડાકો થયો કે હું સમજયો કે ચલ જા, ખાણ તુટી પડીને અમે સઘળા કચડાઇ મુઆ ! પણ એ તો માત્ર આતશબાજીના પડઘા હતો. આ ખાણ આજે ૯૦૦ વરસો થયાં ખોદાયછે. આજે ૬૦૦ વરસ થયાં તો એકજ જગ ઉપર ખોદકામ ચાલુ છે તોપણ નિમકનાં પડનું તળિયું આવ્યું નથી. ખાણમાંનું મીઠું સખ્ત પથર જેવું છે. તેમાં કાળું ને ધોળું ભેળસેળ છે. રોશનીમાં સફેદ મીઠું ચમકારા મારેછે. હું જોવા ગયો ત્યારે ખાણમાં મજુરો કામે લાગી ગયલા હતા. ગોયા એક શેહર વસેલું હોય એવો આ ખાણનો કારોબાર ચાલેછે. અંદર લાંબા ને લાંબા

અનેક રસ્તાઓ અને મહોલ્લાઓ બનાવેલાછે, જેમાંથી જરાબી વાંકા વળ્યા વિના આપણ ટટાર સિધા ચાલી જઇ શકિયે છિયે. ખાણ-વાળા ભાગને મથાળે જમીનની સપાટી ઉપર તો શેહર વસેલુંછે અને ત્યાંથી રેલવે ટ્રેનો પસાર થાયછે. અંદર ઘોડાની ટ્રામવે દોડેછે, અને તે મીઠાંના ખડકોથી ભરેલા દબા ખેંચી જાયછે. એકવાર ઘોડાઓને ખાણમાં દાખલ કીધા કે પછી તેમને તેમનાં મરણ સુધી પાછા બહાર લાવતાજ નથી. બતીનાં ઉજાળાં સિવાય ખાણમાં સુર્યની રોશની દાખલ થવા પામતીજ નથી. આ ખાણમાંથી લાખો મણ મીઠું યુરોપ જાયછે, જ્યાં કારખાનાઓમાં તેનો મેલ કહાડી સફેદ બનાવી બાજારોમાં વેચેછે. અજાયબજેવું છે કે આ એક શેહર જેવી ઓદાયલી ખાણમાંની હવા તદન તાજી અને તનદરોસ્તી ભરેલી હતી. મેં ઘણીએક ગુફાઓ જોઇછે ત્યાંની હવા આવી તાજી જણાઇ નથી.

ક્રેકોની પડોશમાં એક ઝરો છે તે બાબે મેં નવાઇજેવી વાતો સાંભળીછે, પણ ત્યાં જઇ મારી ખાતરી કરવાને બન્યું નથી. કહેછે કે આ ઝરાનાં પાણીની વધઘટ ચંદ્ર ઉપર આધાર રાખેછે, અને એ પાણી જાથુ પીનાર લાંબી મુદત સુધી જીવેછે. ત્યાં વસનારાં લોકો ૧૦૦ થી ૧૫૦ વરસ જીવતાં મનાયછે. આ પાણી વળી જલદીથી સળગી ઉઠેછે અને દારૂની પેઠે બળેછે; તે ઉપરનું બળતું ઉપર ઉપરથી કુદકા મારતું આગળ વધેછે, અને જો તેને જલદીથી બુઝાવી નાખવામાં નહિ આવે તો તે જમીનની અંદરથી વહેતાં પાણીઓ સુધી પોહોંચીવળી જે ઝાડો માર્ગમાં મળ્યાં હોય તેમને જડમૂળથી બાળી નાખેછે. આગળ એકવાર આવી આગ ત્રણ વરસ સુધી ચાલુ રહેલી કહેવાયછે.

આ રીતે આ નિમકની અજાયબજેવી ખાણો જોઇને હું રાત્રે ૧૦ કલાકે **ઓડેર-બર્ગ** ખાતે રવાના થયો, અને ત્યાં બીજી સહવારે જઇ પુગ્યો. આ એક નાનું સુંદર શેહર છે, જ્યાંથી **કાર્પેથિયન** પર્વતોનો બહુજ સરસ દેખાવ નજરે પડેછે. એ કુદ્રતી લીલાવાળા પર્વતોની શરૂઆત અહીંથીજ થાયછે. એ પહાડોમાંથી એક નાની નદી વહેછે, જેને કાંઠે કાંઠે ચાલતી રેલવે ટ્રેન મારફતે હું રવીવારની સહવારે **પોપ્રાડ** ખાતે પુગ્યો, અને એ રીતે પોલેંડ છોડી હંગેરીમાં દાખલ થયો.





# પ્રકરણ ૨૪ મું.

## ઑસ્ટ્રો-હંગેરી.

હંગેરી અને ઑસ્ટ્રિયાનું જોડાણ—હંગેરીનો વિસ્તાર—અસલ ઈતિહાસ—પર્વતો ઉપર બરફની અદ્ભુત ગુફા—ત્યાં જવાનો પહાડી માર્ગ—ડૉબસર્યો ગામ—તેની કુદરતી શોભા. કાર્પેથ્યન પર્વતો—ગુફા જોવાની ફી અને તેનો ઉત્તમ બદલો—ગુફામાં સર્દી નહિ લાગે તેવી ગોઠવણ—હૉટલથી ગુફા સુધીનો રસ્તો; ગુફાની તવારીખ અને તેનો શોધક—ગુફામાં તેની પ્રદક્ષિણા—બરફ જમવાનું કારણ—બરફના જથાનો એક અડસટો; ગુફામાં મારૂં આગમન—મારી નજરે પડેલા દેખાવોનું વર્ણન—બરફના ઓરડાઓ, થામલાઓ અને ઘુગડાઓ—બરફનાં પાણીનો એક ધોધ—બીજા ચમત્કારો—ગુફાની રચના—તેની થંડીનું કારણ—બહાર નિકળ્યા પછીનો કુદરતી દેખાવ. હૉટેલમાં ચોરી—એક દાસી ઉપર શક—ગામડિયાઓની રીતભાત. બુડાપેસ્થ—બે કસબાઓનું એક શેહેર—વસ્તી અને વર્ણન—પાદશાહી મેહલ—બીજી જોવા લાયક ઇમારતો; ડેન્યુબ નદીનું બયાન—શેહરીઓની રીતભાત.

ઑસ્ટ્રિયન શેહનશાહાત—પાયતખ્ત વિયેના—તેનાં નામનું મૂળ અને અર્થ—પ્રાચિન વિટંબણાં—શેહર અને તેનાં પરાંઓ—શેહનશાહી મેહલનાંનો શણગાર અને દ્રવ્ય; વિદ્યાઓનું સંગ્રહસ્થાન—જાતજાતના હીરાઓ એક ગંજાવર દેવળ, બે મૈલ લાંબો ચક્ર-મહોલ્લો—તેની શોભા—ફરવા હરવાના ચોગાનો—ઑપેરા હૌસ—રાણીઓનાં કફનનું દેવળ—સ્કૉન્બ્રન મેહલની અજાયબીઓ—પ્રાટરપાર્કની પ્રજાને ભેટ—બીજી જોવા લાયક જગાઓ—જાતજાતની હૉસ્પિટલો—શેવટના વિચારો.

અસલી ઈતિહાસ. મ્યુનિચ—નવું અને જુનું શેહેર—તેનાં નામની ઉત્પત્તિ—ઇંગ્રેજી બાગ—ફતેહની ભાગોળ—પાદશાહી મેહલ—મોટી નાટકશાળા—હીરાથી મઢેલું તાજ; નાશનલ મ્યુઝિયમ—તેમાંની વસ્તુઓ—શીખાવવાનાં હથિયારો—એક મોટું દેવળ—ચિત્રોનું પ્રદર્શન—ઉમદા ચિત્રોનાં કીમતી સંગ્રહસ્થાનો—યુનિવર્સિટી—કીમતી કેતાબખાનાઓ—બે પાદશાહી મહોલ્લાઓની શોભા.

### હંગેરી.



હંગેરીનું રાજ્ય ઑસ્ટ્રિયા સાથ જોડાઈ ગયા પછી ૧૮૬૭ થી તેને પોતાનું સ્વરાજ્ય બક્ષવામાં આવ્યું છે, અને તેથી એ બંને રાજ્યો મળીને એક શેહનશાહાત બની છે, જેનો હાલનો જૈફ શેહનશાહ **ફ્રાન્સિસ જોસેફ** ૧ લો છે. તેના વડવાઓ છેક ચાલુ સદીની શરૂઆત સુધી જર્મનીના શેહનશાહ હતા, પણ ૧૮૦૪માં "જર્મન શેહનશાહ **ફ્રાન્સીસ** ૨ જા" એ પોતાનો એ એલકાબ તર્ક કરીને "આસ્ટ્રિયાનો શેહનશાહ **ફ્રાન્સિસ** ૧ લો" એવો એતાબ ધારણ કીધો. ત્યારથી ૧૮૬૬ માં **સડોવાની** યાદગાર લડાઈ થઇ ત્યાંસુધી **ઑસ્ટ્રિયન** શેહનશાહો જર્મન રાજ્યના પણ વડા ગણાતા હતા. પણ એ વર્ષ પછી પૃશિયા આગેવાની લઇ આસ્ટ્રિયાથી છુટું પડયું, અને તેનું નવું રાજ્ય ચાલુ થયું.

હંગેરીનો વિસ્તાર ૮૪૫૦૦ મૈલનો છે. દક્ષિણ સિવાય દરેક બાજુએથી તે પર્વતોથી ઘેરાઈ ગયલો દેશ છે. તે તરફ **ડેન્યુબ** અને **દ્રેવ** નામની નદીઓ વહેછે. પર્વતોમાં મુખ્ય **કાર્પેથ્યન** છે, જેના કુદ્રતી દેખાવો પ્રવાસીને છક કરી નાખેછે. હંગેરીમાં જાતજાતના લોકો વસેછે, જેઓમાં મગ્યાર નામની પ્રજાએ એકવાર ૯ મી સદીમાં એ આખો દેશ જીતી લીધો હતો. મગ્યાર લોકો દેખામણા, જુસ્સાદાર અને લડાયક પ્રજા છે. આગળ હંગેરીના હાકમો અમીરને નામે ઓળખાતા હતા; પાછળથી તેઓ રાજા કહેવાયા, અને આખો દેશ કેથલિક પંથી હોવાથી રોમના પોપે રાજાને "એપોસ્ટોલિક" નો એતાબ બક્ષ્યો, જે

પાછળથી ઑસ્ટ્રિયાના શેહનશાહે પણ હંગેરીના રાજા દાખલ ધરાવતા હતા. ૧૪ મી સદીમાં ફ્રાન્સના રાજા **લુઈ** ૯ માના ભાઈ **ચાર્લ્સ**ને રાજ્ય મળવાથી તેણે હંગેરીનો ભપકો બહુ વધારી દીધો; પણ ૧૪૩૭ થી ઑસ્ટ્રિયાનો હાકમ જે 'આર્ચડયુક' ને નામે ઓળખાતો હતો તેના હાથમાં હંગેરીનું રાજ્ય આવ્યું, અને ત્યારથી આજસુધી ઑસ્ટ્રિયાનો એ દેશ ઉપરનો કબજો ચાલુ છે. મેં ઉપર કહ્યું તેમ ૧૮૬૭ થી હંગેરીને પોતાને તાબે રાખવા છતાં ઑસ્ટ્રિયન શેહનશાહે તેને સ્વરાજ્ય ચલાવવાનો હક બક્ષવાથી આ લોકો રાજી થયાછે, જે આગમજ તેઓએ ઑસ્ટ્રિયન હકુમત સામે ભારી બળવો ઉઠાવ્યો હતો.

કાર્પેથયન પર્વતો ૯૫૩૦ ફીટ ઊંચા છે, જેઓથી અર્ધા ચાંદ માફક હંગેરી ઘેરાઈ ગયુંછે. હંગેરીમાં અનાજ બહુ પાકેછે અને ઇમારતી લાકડાંની સારી પેદાશ છે. રૂપાં અને બીજી હલકી ધાતુની તેમજ કોલસા અને નિમકની ખાણો, તથા તેમની જોડે શરાબ, રેશમ, તંબાકુ વગેરે સરકારે એકહાથ કરેલું છે. હંગેરિયન શરાબમાં ટોકે વૈન પ્રખ્યાત છે, અને તે બનાવવા માટે હજારો એકર જમીન દ્રાક્ષના માંડવાથી રોકાયલી છે. આ શરાબ સસ્તો અને વળી ઉંચો કહેવાયછે.

### બર્ફની અદભૂત ગુફા.

**તા૦ ૧ લી અકટોબર** અને રવીવારને દિને હું પ્રોપ્રાડ ખાતે આવી પુગ્યો, અને રેલવે સ્ટેશનની સામેનાંજ હૉટેલમાં ઉતર્યો. આ જગાથી આસરે ૨૪ મૈલ દૂર કુદ્રતની એક અદભૂત અજાયબી છે, જેની શોધ થોડાંજ વરસો થયાં થઈછે. તે જોવા માટે હજારો પ્રવાસીઓ આવેછે, અને આ તરફ આવવાનો મારો હેતુ પણ તેજ છે. આ એક બર્ફની ગુફા છે. મેં જેનોલન ગુફા, મેમથ ગુફા વગેરે અનેક અજાયબ જેવાં ભૂમિની નીચેનાં કુદ્રતી કોતરકામો જોયાંછે અને તે જોઈ હેરત પામ્યોછું; પણ આ બર્ફની ગુફા વળી તેઓથી જુદીજ કિસમની નવાઇ ધરાવેછે. **ડોબસચૌ** નામે ગામની પડોશમાં આ ગુફા (Ice Cavern of Dobschau) આવેલીછે. પ્રોપ્રાડથી ડોબસચૌ સુધીનો માર્ગ પહાડી છે, અને ત્યાં ઘોડા ગાડીમાં જવાયછે. મેં હૉટલમાંથી બે ઘોડાની ગાડી ભાડે કીધી, અને આસપાસનો કદી નહિ ભૂલાય એવો સુશોભિત દેખાવ જોતો આ ગુફા જોવા ચાલ્યો. પ્રથમ બ્લુમંડાલ ખાતે ગયો, જ્યાં પહાડના ઉંચા ઢોળાવ ઉપર સુંદર પહોંચખાના છે અને ત્યાં માતબર લોકો હવા ખાવા કે મોજ મારવા આવેછે. એ તરફનો પહાડી દેખાવ બહુજ મનહર છે. જ્યાં જોઇયે ત્યાં શોભિતાં પૈન ઝાડો નજર આવેછે; બીજી તરફથી લીલાં ઘાસની ચાદર બીછાવી હોય તેમ જમીન તમામ છવાઈ ગઈછે; ત્રીજી તરફથી વહેતી નદીનાં ગડબડ કરતાં પાણી પોતાની પહાડી ઉંચાઇને લીધે બીજી નદીઓ તરફ તુચ્છકાર બતાવતાં જણાયછે. એ સઘળું જોઈ મને લાગતું હતુ કે શું દુનિયાનું જંનત આજ હશે? આદમ અને હવા આ પૃથ્વી ઉપરનાં કોઈ બેહસ્તમાં કાળ ગુજારી ગયાં હતાં તે શું આવુંજ હશે? આ દેખાવો જોઈ હું ગોયા દીવાનો બની જતો અને ઘડીકમાં બોલી પડતો કે બસ, દુનિયાની સઘળી ખટપટો છોડી દઇને આ બાગેબેહસ્ત જેવી જગામાંજ જીંદગી ખતમ કરૂં! ચિકાગો કે ન્યુ યૉર્ક, પેરિસ કે લંડનના રહેવાસી થવા કરતાં આ કુદ્રતી લીલાનો ઉપભોગ કરનાર કમીના બંદા દાખલ અહીંજ કાળ ગુજારવાનું મને બહુજ મનપસંદ લાગતું. કેથે બે પહાડો વચે સાંકડી પટી આવતી, જેમાંથી ગાડી પસાર થતાં માર્ગમાં ખળખળ કરતું નાણું મળતું, જેનાં નીતરાં સ્વચ્છ પાણી આસપાસની લીલાં લેહર જેવી ભૂમિ વચેથી ખુશીભેર પસાર થતાં હતાં. માર્ગમાં ગામો મળતાં ત્યાં રમતાં બાળકો અમારી ગાડીની આસપાસ વિટળાઈ જઇ અમને સલામ કરતા અને પોતાની ગરીબાઈ છતાં પોતાની સંતોષી જીંદગીનો ખયાલ આપતાં હતાં.

એમ કરતાં હું **વર્નાલ** જઇ પુગ્યો, જ્યાં ઘોડાને આરામ આપી ઘાસપાણી પુરૂયું. મેં પણ ભોજણ લઇ ઝરાનું મીઠું પાણી

પીધું. દિવસ એવો ભભુકદાર હતો કે આખા દિવસમાં મને કશી હરકત નડી નહિ. પહાડ ઉપર ખેતી કરેલીછે, અને ગાયઢોર ચરતાં નજર આવેછે. આ કિસ્મનાં એક પછી એક રમણ્ય દેખાવોથી મન બહુ તનદરોસ્ત બની જાય તેમાં નવાઇ નથી. એ કુદ્રતી દેખાવો આગળ ચિકાગોનાં પ્રદર્શનના હસ્તકૃત દેખાવો કુછ નથી. બીમાર અહીં તરત સાજો થઈ જાય, અને માદા માણસને કકડીને ભૂખ છુટે એવી આ જગા છે. આ સર્વ દેખાવોની મજાહ નજરે જોનાર સિવાય બીજાથી ભોગવાય એમ નથી. અને વળી મારા સરખા મુસાફરથી તેમનું વર્ણન પણ થઇ શકે એમ નથી. એ સઘળું જોતો હું પાછળા પોહોરે ૪ વાગે **બર્ફની ગુફા** તરફ જઇ પુગ્યો. અહીં એક સારું નાનું હૉટલ છે, અને પાસેથીજ એક નાનકડું સુંદર નાળું વહેછે, તથા એક ફુવારો ઉડયા કરેછે. હૉટલમાંથી એક છોકરો ભોમિયા દાખલ લઇને હું પહાડ ઉપર વધારે ઉંચે ચહડયો, જ્યાં ગુફાના રખેવાળનું ઘર છે. રખેવાળને મેં જોડે લીધો અને અમે ઝાડોથી ખીચોખીચ ભરેલા પહાડો તરફ આગળ વધ્યા. માર્ગમાં પ્રવાસીઓને આસાયશ લેવા માટે બાંકો ગોઠવેલાછે, જ્યાં બેઠા બેઠા આપણ આસપાસનો મનમોહન દેખાવ જોઇ મોજ મેળવિયે છિયે.

જે પહાડ ઉપર અમે આમ ફરતા હતા તે કાર્પેથિયન પર્વત છે. તેનેજ લગતા એક ડુંગર ઉપર બર્ફની ગુફા આવેલીછે. ડોબ્સચૌ કસ્બાના આગેવાનોએ આ ગુફા દુનિયાનાં લોકોને માટે ખુલ્લી મુકેલીછે, અને તેને સલામત રાખવા માટે તેમજ તેને ખેંચાણ કરતી ચાલુ રાખવા માટે ભારી મેહેનત લીધીછે. તે જોવા માટે તેઓ નજીવી ફી લેછે, પણ તે ફીના બદલામાં તેઓએ પ્રવાસીઓને અનેક સગવડ કરી આપીછે. બર્ફ ઉપર ચાલવું નહિ પડે અને ચાલતાં પગને સર્દી નહિ લાગે તે માટે સપાટી ઉપર પાટિયાંની જમીન બનાવી છે, કેથે પાટિયાંના દાદરા ગોઠવ્યાછે, અને કેથે પુલો બાંધ્યાછે. આથી પ્રવાસીઓને સુકી જમીન ઉપર ચાલીને બર્ફના તમામ ચમત્કારો જોવાનું બની આવેછે. પેટ્રોલ્યમની રોશની કરવામાં આવેછે, અને કેટલાક અદભુત દેખાવોની નવાઇ તેમના ખરા આકારમાં દેખાડવા માટે મેગ્નિશ્યમ લેટની રોશની કરેછે. વળી ખબરદાર ભોમિયા આપણને મળેછે, જેમની મદદથી કોઇબી વખ્તે આપણ ગુફા જોઇ શકિયે છિયે. ધર્મશાળાથી ગુફા સુધી વળી એક સારો રસ્તો બાંધી લેવામાં આવ્યોછે, તથા પૈન અને પહાડ અને ઝરાઓને એક સુંદર પાર્કમાં બદલી નાખ્યાછે. ઉપલા રસ્તા ઉપર બારીક રેતી પાંથરેલી છે. માર્ગમાં તરેહવાર દેખાવો જોવાના મળેછે. કોઇ વાર પૈન ઝાડોમાંથી તો કોઇ વાર ખેતીમાંથી ચાલવું પડેછે. એમ કરતાં એક ખુલ્લી જગા આવેછે અને પાછી ખીણનો દેખાવ ચાલુ થાયછે. અહીં થોડુંક ચાલ્યા કે કેટલાક કુઆઓ મળેછે, જેઓ દરિયાની સપાટીથી ૭૩૭ મિટર ઉંચા છે. [એક મિટર આપણા એક વાર કરતાં સહેજ મોટો હોયછે.] એમનાં પાણીની ગર્મી સેંટીગ્રેડની ૬ ડીગ્રી જેટલી છે. સર્વથી થંડાં પાણી ૫ ડીગ્રીનાં છે. અહીંથી પા કલાકના રસ્તા ઉપર એક નાનું લાકડાનું ઝુપડું આવેછે, જ્યાં થોડોકવાર આસાયશ લઈ, ખાનુ ખાઇને પછી અમે બર્ફના મોહેલમાં દાખલ થવાને તૈયાર થયા.

એક લાકડાંની વાડ ઉપર "બર્ફની ગુફા" એવાં નામનું એક પાટિયું લટકાવેલુંછે. આ વાડમાં દરવાજો કરેલોછે તેમાંથી બહાર નિકળ્યા કે જાણે ગર્મી છોડીને થંડીના મુલકમાં દાખલ થયા હોઇયે એમ લાગેછે, કેમકે હવે આપણી આસપાસ થંડી વાતાવરણ પંથરાતી જણાયછે અને તે ઉપરથી આપણને ચેતવણી મળેછે કે બર્ફનો દરિયા હવે ઘણો દૂર નથી. હવે આપણને ખડક ઉપરથી લગાર નીચે ઉતરવું પડેછે, જ્યાં એક ધાતુની તખ્તી મારેલી છે, જે ઉપરથી જણાયછે કે તા૦ ૧૫ મી જુન ૧૮૭૦ ને દિને **યુજીન રફિની, એંદ્ર, મેગા,** અને **ગસ્ટેવસ લેંગ** નામના ધણીઓએ આ બર્ફની ગુફા શોધી

કહાડી હતી, જે બનાવની યાદગારીમાં ઉપલી તખ્તી ચ્હોડી હતી. ખડકની તળેટીમાં એક મોટો ચિરો પડેલોછે, જેનો ઘણોક ભાગ ઝાડોની ડાળીઓથી ઢંકાઈ ગયલોછે, અને માત્ર એક નાનકડું બખારૂં દરવાજા જેવું રહેલું છે. બર્ફની ગુફાનો એજ દરવાજો છે.

ઉપર કહેલો યુજીન રફિની (Eugene Ruffiny) એક ચપળ બુદ્ધિનો, શોધક મનનો જવાન ઇજિનેર હતો, જેણે પોતાના બે મિત્રો ગસ્ટેવ લેંગ (Gustav Lang) (જે એક લફટનંટ છે), અને એંડ્રુ મેગા (Andrew Mega) (જે એક વેપારીની ઑફિસમાં કલાર્ક છે) ની જોડે આ ગુફાની પ્રથમ શોધ કીધી હતી. તે આગમજ અહીં બર્ફની ગુફા છે એમ કોઇ જાણતું ન હતું. ઉપલો પહાડમાં પડેલો ચિરો બર્ફથી પુરાઈ ગયલો હતો, માટે તેની બીજી બાજુએ બર્ફ સિવાય બીજું શું છે તે કોઇ જાણતું ન હતું. પણ બંદુક ફોડયા પછી તેનો ઘુંઘું કરતો પડઘો લાંબો વખત સુધી ચાલુ સંભળાયા કીધો તે ઉપરથી રફિનીને લાગ્યું કે અહીં કોઈ ખાલી જગા હોવી જોઇયે. તેણે પોતાના મિત્રો સાથ મસલત કરીને એ જગામાં ફરી વળવાનો નિશ્ચય કર્યો અને તે માટે દોરડાં, સીડી, અને બીજી સામગ્રી તૈયાર રાખી. તા૦ ૧૫ મી જુનને દિને તે ઉપલા પર્વતના ચીડા વાટે અંદર ઉતર્યો. તેણે પોતાની કમરે દોરડું વિંટાળ્યું, એક હાથમાં એક દોરીનો છેડો પકડયો, જેનો બીજો છેડો એક ઘંટ સાથ બાંધેલો હતો, અને પોતાની કમરે ખાણ ખોદનારાઓ વાપરેછે તેવું ફાણસ લટકાવ્યું. આ રીતે સજ્જ થઇને તે પર્વત ઉપરથી નીચે ઉતર્યો અને તેના મિત્રોની નજરેથી એકદમ અંધકારમાં ગૂમ થઈ ગયો. નીચે ઉતર્યા પછી રફિનીને પોતાનો રસ્તો શોધી કહાડતાં બહુ મુશ્કેલી નડી. કોઇવાર ખડકો, પથરાઓ, ઝાડો વગેરેમાં તે ગુચવાઇ પડયો, તો કોઇ વાર તેણે પોતાને બર્ફની જમીન ઉપર દીઠો. એમ કરતાં તે એક સપાટ જમીનવાળા ઓરડામાં જઈ લાગ્યો, જ્યાં એક બર્ફના ઉંચા ખડક ઉપર ચ્હડીને તે ઉપરથી બીજી બાજુએ ઉતરી પડયો. અહીંથી આગળ વધતાં તેને બર્ફનું એક બીજું દિવાનખાનું મળ્યું, જેમાં બર્ફના ત્રણ જબરા સ્તંભો ઉભા થયલા જણાયા. ગોયા બર્ફના કોઇ મેહલમાં તે ફરતો હતો. આસપાસ તમામ ચુપકિદી અને અંધકાર વ્યાપી રહેલાં હતાં. તેનાં ફાણસની રોશની નહિ સરખી હતી. પણ તેણે જે કંઇ જોયું તે થોડું ન હતું. તેનું મન એટલું બધું હરખથી ઉશ્કેરાઈ ગયુ કે હવે તેણે પાછા ફરી પોતાના મિત્રોને બોલાવ્યા. "અંદર તો એક બર્ફની મોટી ગુફા છે; આવો, તમને બતાવું." આમ કહીને તે તેમને તેડી ગયો, અને એ રીતે આ ગુફાની શોધ થઇ અને તે અજવાળામાં આવી.

આજ સુધીમાં અજવાળામાં આવેલી પથરની કે બીજી હરકોઈ ગુફાઓ કરતાં આ ગુફા સર્વથી ચહડતી છે. ખુબસુરતીમાં, બપકામાં કે મોટાઇમાં તેના જેવી બીજી એકે મનાતી નથી. હું આ ગુફાનું વર્ણન મારી અલ્પ શક્તિ મુજબ, જેમ મેં તે જોઇછે તેમ, આપવાની તજવીજ કરીશ. પર્વતના ઉત્તર તરફના ઢોળાવમાં પૂર્વથી પશ્ચિમ તરફ લંબાયલી આ ગુફા આવેલીછે. અંદર દાખલ થવાનું બહુજ મુશ્કેલ અને કઢંગું છે. ગુફાનાં મુખમાંથી દાખલ થયા પછી આપણને નીચે ઉતરવું પડેછે, જે વેળા કોઈ વાર સીધો તો કોઇ વાર આડો રસ્તો લેવાનો હોયછે. ચુનાના પથરવાળા ખડકમાંથી આ રસ્તો બનેલોછે, અને ગુફામાં સપડાયલું બર્ફ દરેક મોસમમાં બાઝેલુંજ રહેછે, જેનો જથો અતિ જબરો છે. તેના એક ઉપર બીજું અને બીજાં ઉપર ત્રીજું એમ અસંખ્યાત પડો બનેલાંછે, અને તે સઘળાં બંધાઇને પથર જેવાં બાઝી ગયાંછે. આ પડોની કેયે સપાટ જમીન બની ગઇછે, તો કેયે મોટી દિવાલો ચણાઈ ગઇછે; કેયેથી લુલક મિસાલ બર્ફ લટકતું રહી ગયુંછે તો કેયે તેના પડા યા સ્તંભ રોકા આકાર બની ગયાછે. કેયે તો વળી એ બર્ફ સ્વચ્છ પાણી જેવું જણાયછે; બીજી જગાએ તે કાણું પરપોટાવાળું લાગી જાયછે. કોઈ જગાએથી

તો નાના જથામાં બર્ફનું પાણી થઇને વહેતું જણાયછે. આખી ગુફામાં આ બર્ફનો વિસ્તાર ૮૮૭૪ ચોરસ મિટર જેટલો છે, જેમાં બર્ફની સપાટ જમીન ૭૧૭૧ અને બર્ફના ખડકો ૧૭૦૩ ચોરસ મિટર જેટલા છે. બર્ફનો તમામ જથો ૧૨૫૦૦૦ ઘનમિટર જેટલો ગણાયોછે, જેનો વજન ૨૦૦૦૦૦૦ હંડરવેટ જેટલો અટકળાયોછે.

હવે આ ગુફામાં અંદર ઉતરતાંજ તરેહવાર નવાઈ જેવા દેખાવો જોવાના મળેછે. લાકડાંનો ૧૮ પગથિયાંનો દાદરો ઉતર્યા કે એક મોટી બર્ફની ખાણ આપણી નજરે પડેછે. એ બર્ફનાં દિવાનખાનાની દેવાલો અને સિલિંગ ચુનાના પથરની બનેલીછે. આ દિવાનખાનું મસમોટું છે, અને વચે વચે થામલાઓથી તેના વિભાગો થયલા જણાયછે. આ થામલાઓમાંના ત્રણ બર્ફનાજ કોરી કહાડેલાછે, પણ એ કામ કોઈ માણસે બનાવેલું તમારે સમજવું નહિ. એ તો કુદ્રતીજ બનેલા છે. સર્વથી વચલું દિવાનખાનું એવા બે થામલાઓની વચેનું છે, જેને "Ice Saloon" કહેછે. તેની ઉંચાઇ ૧૦ થી ૧૧ મિટરની, લંબાઇ ૧૨૦ મિટરની અને પહોળાઈ ૩૫ થી ૬૦ મિટરની છે. તેનો આખો ઘેરાવો ૪૬૪૪ ચોરસ મિટરનો છે. એ આખા વિસ્તારમાં બર્ફ પથરાયલું છે, જે કાચ જેવું નીતરૂં અને સાફ છે. તે ઉપરથી ચાલતી વેળા બહુ સંભાળ રાખવી પડેછે, નહિ તો કે ચપ દઇને પગ સરી જાયછે. સિલિંગ ઉપરથી બર્ફના કકડા ટપકયાજ કરેછે અને તેથી ચાલતી વેળા તે આપણા પગ તળે કચડાયા કરેછે. ઉપલા આખા વિસ્તારનો એક મોટો ભાગ તદન સપાટ છે અને તેથી ગર્મીની મોસમમાં ગામનાં લોકો અહીં લોઢાંના જોડા પહેરી બર્ફ ઉપર મજાહ કરવા આવેછે. ઓરડાનો એક ભાગ બર્ફના ખડકોથી ભરપુર છે, કેથે વળી ટેકરા બન્યાછે, કેથે ગોળ મેહરાબ થયાછે, અને એ સઘળા અંધારાંમાં ચકચક થતા દીપેછે. વળી અમારી સાથે લીધેલી બતીની રોશનીથી આ દેખાવ વધારે દીપક મારતો હતો. આસપાસ તદન ચૂપકિદી હતી, અને કેથે કેથે ઉપરથી પાણી ટપકતું સંભળાતું હતું. તેમાં અમારા ચાલવાથી થતો આવાજ ઉમેરાતો હતો. તે સિવાય બીજો ગોંઘાટ કશો ન હતો. આ વખ્તે એવો ભભુકદાર, ભપકાદાર, ગંભીર, મોભાભરેલો દેખાવ થઈ પડયો હતો કે જાણે આપણ કોઇ પરસ્તાનમાં ફરતા હોઇયે એમ લાગી જતું હતું. વળી મને એમ પણ લાગતું હતું કે હું એકાએક મારૂં હિંદુસ્તાન કે કેપટૌન જેવું ગરમ આબોહવાનું વતન છોડીને ઉત્તર ધ્રુવ તરફ આવી લાગ્યોછું!

ઉપલાં મોટાં દિવાનખાનાની આસપાસ—ઉત્તર અને દક્ષિણ બાજુએ—બે નાના ઓરડા છે જેમની સપાટી વચલાંના જેવી સરખી નથી. આ નાના ઓરડાઓમાંના એકનો છેડો બર્ફના ડુંગરો વગેરેથી બંધ થઇ ગયોછે. તેમાં દાખલ થવાનો માર્ગ નથી અને તેથી તેમાં હજી જોઇયે તેવી શોધ થઇ નથી. પણ એ તરફ એક નવી નવાઇ એ છે કે અહીં ઉંચેથી એક ધોધ પડેછે. બર્ફની આ ગુફામાં પાણીના ધોધને જોવાથી બહુ નવાઇ પેદા થાયછે. આ ધોધનો દેખાવ બહુ સુંદર અને ભપકાદાર લાગેછે. બર્ફનાજ ડુંગરો ઉપરથી તે બે કકડે પડતો હોય એમ જણાયછે, અને પછી તેની નદી વહેછે, જેનાં પાણીને બહાર રસ્તો લેવા માટે એક નેહેર ખોદીછે. આ ધોધથી બર્ફ પિગળીને ધોવાઇ જવું જોઇયે; પણ તેને બદલે એવું જણાયછે કે બર્ફનું પડ ઠેકાણે ઠેકાણે આગળ કરતાં વધતુંજ બંધાતું જાયછે. મોટાં દિવાનખાનામાં પણ આ રીતે બર્ફનો જથો દર સાલ વધી જઇને માર્ગ બંધ નહિ કરી નાખે તે માટેના ઘટતા ઇલાજો લેવામાં આવ્યાછે. મેં ઉપર જે બર્ફના થામલા વિશે કહ્યુંછે તેઓની એક અજાયબી એ છે કે તેઓ કંઈ નકર નથી. કાચની નળીઓની પેઠે તેઓ વચેથી પોકળ છે, જેમાં પાણી ભરાઇ રહેછે અને તે ધીમે ધીમે વહ્યું જાયછે. એક બીજા વચલા થામલા સાથ જોડાયલી એક ટેબલ છે, તે નકર

બર્ફની છે, જે બે બાજુએથી ઢોળાવદાર છે અને તેનો આકાર તંબુ જેવો બનેલો હોવાથી તેને "બિદ્વીન લોકોનો તંબુ" એવું રમુજી નામ મળ્યું છે. આ થામલાઓ ૮ થી ૧૧ મિટર ઊંચા અને બેથી ત્રણ મિટરની મધ્ય રેખાના છે, જેમનો આકાર સુંદર છે અને તેમની સપાટી ઉપર બર્ફનાં બનાવેલાં હજારો ઘરેણાં લટકાવ્યાં હોય એવાં તેઓ ઝપઝપ થાયછે તથા રંગબેરંગી ચળકાટ આપેછે. બર્ફનાં બનેલાં આ ઘરેણાંઓ એવાં ઉત્કૃષ્ટ છે કે તેમનું વર્ણન આપવાની પણ મારી કલમમાં તાકાત નથી. તમે જ્યાં જુઓ ત્યાં કંઈ નવું નવું અને આંખને મનગમતુંજ નજરે આવશે. એ ઠેકાણે મથાળેથી ટપકતાં પાણીથી એક ઉંડો કુઓ ખોદાયોછે અને તે વળી બર્ફનીજ ભૂમિમાં ખણાયોછે. તેનો આકાર ચાની કિટલીરોકો છે, અને તેમાં ઝીલાઈ રહેલાં પાણીને બહાર નિકળી જવાનો એક માર્ગ પાડી આપવામાં આવ્યોછે. આ કુઆની પડોશમાં એક નવો થામલો બનતો જાયછે. બે વરસ આગમચ અહીં તે હતોજ નહિ, પણ હાલ મથાળેથી ટપકતાં પાણી અને બર્ફના બાઝી જવાથી તે વધતો વધતો નીચે ઉતર્યોછે, અને જેમ વડનું ઝાડ વડવાઇ (શાખા) જમીન ઉપર મોકળાવી તેનો એક મજબૂત ટેકો બનાવેછે તેમ આ બર્ફનો થામલો ઉપરથી ઉતરતો નીચે આવ્યોછે અને હવે તે આ ગુફામાં એક મજબૂત સ્થંભ થઇ પડશે.

બર્ફનાં વચલાં યાને મોટાં દિવાનખાનાનો ઉગમણુ તરફનો છેડો બર્ફ પુષ્કળ જમી ગયાથી સાંકડો થઈ ગયોછે, પણ ત્યાં તે એટલુંબધું પિગળીને પાણી થઇ જાયછે કે ચાલવા માટે પાટિયાંનો રસ્તો બનાવ્યોછે તેબી પાણીમાં ઢંકાઈ ગયોછે. ગુફાના ઉત્તર તરફના ભાગેથી દક્ષિણ તરફનો ભાગ ઓછો અજાયબ જેવો નથી. તેમાં ફરતી વેળા જાણે આપણુ એક મોટી છુટવાળી પડસાળમાં ફરતા હોઇયે એમ લાગેછે. આ પડસાળ બે પાંખોમાં વહેંચાયલીછે, જેમની વચ્ચે બર્ફની એક જબરી દેવાલ આવી ઉભીછે, જે ૬ મિટર જાડી છે. આ જાડી દેવાલમાંથી એક બુગડો ખણી કહાડયો-છે, જેથી એક આખો સુરંગ રસ્તો બન્યોછે. પહાડોમાં ખણેલાં બુગડામાંથી પસાર થવાની આપણને નવાઈ લાગેછે, પણ આ બર્ફના બુગડામાંથી પસાર થતાં મને જે અજાયબી અને ખુશાલી પેદા થઇ તે હું વર્ણવી શકતો નથી. દરેક કદમે આપણાં મનમાં તરેહવાર મહાન વિચારો પેદા થાયછે, અને દરેક પગલે આશ્ચર્યના શબ્દ સિવાય બીજું કંઈ આપણાં મુખમાંથી નિકળતું નથી. આખી પડસાળ ૨૦૦ મિટર જેટલી લાંબી છે, જેની ડાવી બાજુનો ભાગ શોધી કહાડનાર પણ ગુફાની શોધ કરનાર રફિનીજ હતો. ગુફામાંનું પિગલેલાં બર્ફનું પાણી બહાર કયાંથી નિકળી જાયછે તે જોતાં જોતાં તેને ડુંગરમાં એક ફાટ માલુમ પડી, જેમાં બર્ફ જમી ગયલું હતું. આ બર્ફ ખણી તેમાંથી તેણે રસ્તો બનાવ્યો, અને તેમ કરતાં એક નવી નવાઈ તેના જોવામાં આવી. ફાટમાંથી ખોદેલા રસ્તા મારફતે બીજી તરફ નિકળતાં તેણે એક ભોંયરૂં જોયું, અને તે પણ બર્ફનુંજ હતું. આ ભોંયરૂં નહિ પણ ગોયા ફુલોના મસમોટા હારડા એક બીજા સાથ જોડીને કે ગુંથીને લટકાવ્યા હોય તેવો દેખાવ આપણી નજરે પડેછે. આહા! બર્ફની એ કરામત જોઇને તો હું છક થઈ ગયો! બર્ફનાં હજારો ફુલો અને ચળકતા બિલોરી પાસાદાર હિલ્લાઓથી મારી આંખને એટલીબધી થંડક મળી કે બસ એ સિવાય બીજું કંઈ જોવા ગમ્યુંજ નહિ. પણ એ જોવા માટે રોશની હાજર હોવી જોઇયે. રોશનીમાં આ દેખાવ અદભૂત લાગેછે. આગળ ચાલતાં બર્ફની એક એવી સુંદર દિવાલ મળેછે કે જે ગોયા એક બિલોરી પર્દો નાખેલો હોય તેવી લાગેછે. તે ઉપર તરેહવાર નક્ષીકામ કરેલું હોય, ફુલોના હારડા લટકાવ્યા હોય, સુગંધીદાર ઝાડોના મોહોર ઝુલતા કીધા હોય, ચકચકિત ઘરેણાં ટાંગ્યાં હોય, એવો સુશોભિત દેખાવ આ બર્ફનો પર્દો આપેછે.

આ નવાઈ જેવી બર્ફની ગુફામાં અમો સિવાય કોઈ બીજાં જાનવરોની વસ્તી જણાઈ

નહિ. તોપણ વિદ્વાનોએ અહીં આગળા જમાના-નાં બદામી રંગનાં રિંછનાં હાડકાં શોધી કહાડયાંછે. અહીં બહારની હવા મુદલ આવજા કરતી નથી. માંહે એટલીબધી થંડી છે કે પ્રવાસીએ ગરમ કપડાં પહેરી લેવાં જોઇયે, અથવા અંદર દાખલ થયા આગમજ પોતે થંડો બનવું જોઇયે. પણ ગુફાની આટલીબધી અજાયબી છતાં અહીં ઝાઝા પ્રવાસીઓ આવતા જણાતા નથી, કેમકે હજી એ અદ્‌ભુત અજાયબીની ખબર દુનિયાના સઘળા ભાગોમાં જાહેર થઈ નથી. તોપણ તેની પહેલી શોધ પછીના એક દાહેકામાં ૭૦૦૦ માણસો તે જોઈ ગયાં હતાં, જેઓમાં ૧૯૦૦ સ્ત્રીઓ હતી. ત્યારબાદ દર સાલ તેમની સંખ્યા વધતી ચાલીછે. આ ગુફા દરિયાની સપાટીથી ૯૭૦ મિટર ઉંચી આવેલીછે અને તેનું મોહોડું પર્વતની ઉત્તર બાજુએ હોવાથી તેમાં ગર્મીને દાખલ થવાનો સંભવ નથી. તેમાં દાખલ થવાનો માર્ગ પણ સાંકડો છે, અને બહાર નિકળવાનો રસ્તો પણ તેવોજ છે. બહારની અને અંદરની વાતાવરણ આ બે માર્ગો વચેજ એક બીજા સાથ વહેવાર રાખેછે. પવન તો દાખલ થવા પામતોજ નથી. ગુફા ઉત્તરથી દક્ષિણ તરફ ઢળતી છે, તેથી દક્ષિણ તરફનો દરવાજો ખડકોથી બંધ્યાર થઇ ગયલો છે. તેથી માંહે સદા થંડક રહેછે, અને તે એટલીબધી રહેછે કે શીશીમાં પારો—૨ ડીગ્રી સેંટિગ્રેડ જેટલી ગર્મી હોવાથી પાણી બંધાઇ જઇ બર્ફનું રૂપ લેછે. આ સઘળાં કારણો-ને લીધે આ ચુણાના પથરવાળા પહાડમાં ઘેરાઈ જતું પાણી બંધાઈ જાયછે અને બંધાયલીજ હાલતમાં હમેશાં રહેવા પામેછે. અતિ ગર્મી વેળા બર્ફ પિગળેછે, પણ તે જેટલું પિગળેછે તે કરતાં વધારે દર સાલ બંધાતું જાયછે. અગરજો તેને આમ વધી જતું અટકાવવામાં નાહ આવે તો તમામ ગુફા તેનાથી બંધ થઈ જાય. થંડી અને ગર્મીની મોસમમાં બર્ફ અને પાણી વચે બંધાઈ જવા અને પિગળવાની લડાઈ ચાલુ રહેછે. તેથીજ આ ગુફામાં બર્ફના થામલા અને ભોંયરાં અને બીજા ઉપર વર્ણવેલા તરેહવાર આકારો અને દેખાવો બનેલા ભૂસ્તરશાસ્ત્રીઓ જણાવેછે.

હવે હું આ ચમત્કારિક બર્ફસ્તાન છોડી બહાર નિકળ્યો. મેં ઘણીબી ગુફા જોઇછે પણ આવી હેરત કરનારી એકે જોઈ નથી. જાણે એક સ્વપ્નો જોઇ હું જાગી ઉઠયો હોઉં તેમ ગુફામાંથી બહાર નિકળ્યા પછી મને લાગ્યું ! ઘણો વખત સુધી મને તેને તે વિચાર આવ્યા કીધો, અને કુદ્રતમાં આવીબી અજાયબીઓ છે એમ મનન કરતો પાછો કાર્પેથ્યન પર્વતની લીલોત્રી અને બીજી મજાહોમાં લપેટાઈ ગયો. હું જે રસ્તે માંહે દાખલ થયો હતો તેથી જુદેજ રસ્તે પાછો બહાર નિકળ્યો, અને પહાડમાંથી બુગડા જેવાં કોરી કહાડેલાં એક બાકોરાંમાંથી નિકળી નદી કિનારે આવ્યો, જ્યાંથી તરેહવાર સુંદર દેખાવો જોતો સાંજે ડૉબ્સચૈ પુગ્યો. ઊંચા પહાડો ઉપરથી નીચે આવેલું આ નાનું ગામ બહુ સુંદર લાગતું હતું. એની વસ્તી ૪૦૦૦ માણસોની છે. અહીં એકજ હૉટિલ છે તેમાં ખાનું લઇ પાછળ રાત સુધી થોભ્યો, કેમકે ત્રણ વાગે અહીંથી રેલવે ત્રેન ઉપડેછે. આખી રાત મેં ઉપલો હેવાલ લખવામાં ગુજારી, અને પછી જરા આળોટિયાં ખાઈ બે વાગે સ્ટેશન, જે હૉટલથી ૧॥ મૈલ દૂર છે, ત્યાં જવા માટે ગાડી જોડાવી મારાં કપડાં પહેરંછું એટલે મને માલુમ પડયું કે મારી પૉકિટ મળે નહિ ! ગાડીવાન પાસે હૉટેલના દરવાજા થોકાવ્યા પણ કોઇ જાગ્યું નહિ કે કોઇએ તે ઉઘાડયા પણ નહિ. મેં પોલિસને ખબર આપી. મને એક દાસી ઉપર શક હતો, જે છેલી મારૂં બિછાનું બિછાવવા આવી હતી. તેને પકડી ઝડતી લેતાં કશું મળ્યું નહિ. આ સઘળી ગડબડમાં હું ત્રેન ચૂકી ગયો અને તેથી આ અણગમતી જગામાંજ રહેવું પડયું. બીજી સહવારે (તા૦ ૨ જી, સોમવાર) મેં પોલિસ અમલદાર આગળ સર્વ જુબાની લખાવી અને પછી બપોરે બુડાપેસ્થ તરફ ઉપડી ગયો. પેલી દાસીને પોલિસે પોતાને સ્વાધિન લીધી, અને મેં મારૂં લંડનનું ઠામઠેકાણું લખી આપી સુચવ્યું

કે પૉકેટમાં ચાર પૌંડની નોટો અને થોડું ક પરચુરણ હતું તે જો મળે તો ઉપલે ઠેકાણે મોકળી આપવું.

ડૉમ્સચૌંનો પહાડી વિચિત્ર દેખાવ રેલવે ટ્રેનમાં મને ત્રણ ચાર કલાક સુધી ચાલુ દેખાયા કીધો. રસ્તે સારી ખેતી કરેલી હતી. આ તરફ ગામડાંના લોક બહુ મેલાં ફરેછે. તેઓ ગામડાંના ઝભા પહેરેછે. કોઇ કોઇ તો આરબોની પેઠે ધોળાં વસ્ત્ર ઉપર વાસ્કુટ પહેરેછે. આ લોકો દારૂડિયા બહુ જણાયછે. શરાબના શીશા તો તેમના ખીસામાં મોજુદ હોયછે. તોપણ લુખી રોટી જોડે ફળફળાદિનો કકડો ખાઈ શુક્ર ગુજારી કરનારા આ લોકો છે.

## બુડા-પેસ્થ.

તા૦ ૩ જી, મંગળવાર—આજદિને સહવારે ૬ વાગે હું આ શેહરમાં આવી પુગ્યો, અને સ્ટેશનની પાસેજ એક હૉટેલમાં ઉતર્યો. આ એક મોટું શેહર છે અને તે બે કસ્બાઓનું બનેલુંછે. વચેથી મોટી ડેન્યુબ નદી પસાર થાયછે, જેની એક બાજુએ **બુડા** અને બીજી બાજુએ **પેસ્થ** કસ્બા વસેલાછે. બંને શેહેરો વચે ત્રણ પુલોથી એટલોબધો સંબંધછે કે બેઉ એકજ હોય તેમ બુડા-પેસ્થનાં ભેગાં નામથીજ ઓળખાયછે. આપણા ગુજરાત ખાતે પણ એવાં બેવડાં નામનાં શેહેરો અને કસ્બાઓ ઘણા છે, જેમકે રાવળપિંડી, કછભુજ, ફતેહપોર શીકરી, અમરેલી ઉતરાણ, મોરાસુમારી, ધમરાચા કઠોલી, ઇત્યાદિ. નદી ઉપરનો એક પુલ બરાબર પેસ્થના સામેજ એક ટેકરી ઉપરથી શરૂ થાયછે, અને તેજ ઊંચી ટેકરી ઉપર પાદશાહી મેહલ પણ આવેલોછે. શેહરમાંથી પસાર થતી નદીના બંને કાંઠા ગ્રેનૈટ પથર વડે બાંધી લીધાછે, અને તેની વચેથી બિલોર જેવું પાણી વહેછે. ઉપલો પુલ લહોડાંનો ઝુલતો બનાવેલોછે, જે ઉપર સામસામે વિક્રાળ સિંહોનાં પુતળાં બેસાડેલાંછે. નદીને બંને કિનારે ઝાડો રોપીને સુંદર ઘટાદાર રસ્તા બનાવ્યાછે. ઠેકાણે ઠેકાણે બાગ અને બાવલાં નજર આવેછે.

આ શેહરની વસ્તી ૫૦૬૩૮૪ માણસોની છે, અને એ હંગેરીનું પાયતખ્ત છે. હૈ કોર્ટનુ તેમજ ધારા બાંધનારી રાજસભા—જે "ટેબલ રૉયલ" (Table Royal) ને નામે ઓળખાયછે તે—નું મથક અહીંજ છે. પેસ્થ ડેન્યુબની પૂર્વ બાજુએ એક મોટાં મેદાનમાં વસેલું છે, જેની આસપાસ ૧૩ મી સદીમાં એક કોટ બાંધી લેવામાં આવ્યો હતો. બુડા નદીની આથમણ દિશાએ છે, જ્યાં પ્રાચિન કાળમાં રૂમી લોકોનું એક શેહર હતું. પેસ્થ નીચાણમાં સપાટ જમીન ઉપર આવેલુંછે, અને તેના મોહોલ્લા પહોળા છે. અહીં એક દેવળ છે, જે આગળા જમાનામાં મસ્જીદ હતી. વળી યહુદીઓનું દેવળ છે તેનો દેખાવ આબાદ મૂર લોકોનાં ધર્મસ્થાન જેવોજ છે. અહીંની યુનિવર્સિટી હસ્તક ૩૦૦૦ વિદ્યાર્થિઓ કેળવણી લેછે, જેમને તાલીમ આપનારા ૯૦ શિક્ષાગુરુઓ છે, અને પુસ્તકખાનામાં ૧૦૦૦૦૦ કીમતી ગ્રંથો તથા હસ્તલિખોનો સંગ્રહ કરેલો છે. પેસ્થ શેહર નવું છે, પણ બુડા પુરાણું છે. તે બુડિન (Budin) અને ઑફેન (Ofen)-ને નામે પણ ઓળખાયછે. ૪ થી સદી સુધી અહીં રૂમી લોકોનું સંસ્થાન હતું. ૧૫૨૭ થી ૧૬૮૬ સુધી બુડા ટુર્કી લોકોના કબજામાં હતું. નદીની ૭૦૦ થી ૮૦૦ ફીટ ઊંચી ધાર ઉપર તે આવેલુંછે. બુડામાં પાદશાહી મેહલ છે, જેમાં હંગેરીના આગળા રાજાઓનાં તાજ સલામત રાખેલાંછે. અહીં એક મોટો કિલ્લો છે. પડોશમાં ગંધકના ગરમ ઝરા આવેલાછે તે ઉપરથીજ જર્મન લોકો એને ઑફેન અથવા ઓવેનને નામે ઓળખેછે. ટુર્કી લોકે પોતાના દોહોડશો વરસોના અમલમાં આ શેહરમાં કેટલાક સુંદર મોટા હમામો બાંધેલા હતા, જેમાંના એકની પડોશમાં એક મસ્જીદ છે.

ઉપર મેં જે ઝુલતા પુલ બાબે ઇશારો કીધોછે તે ૧૨૨૦ ફીટ લાંબો છે, અને તેનું બાંધકામ ૧૮૪૯ માં થયું હતું. એ પુલ ઉપરથી પસાર થવાની સહેજ ફી પડેછે, તે આપીને પેસ્થથી બુડાવાળા કિનારા ઉપર લોખંડનાં

દોરડાંથી ખેંચાતી ટ્રેન મારફતે હું પાદશાહી મેહલ જોવા ગયો. આ મેહલને ફરતો એક સુંદર બાગ બનાવેલો છે. મારી જોડે બીજા આશરે બે ડજન પ્રવાસીઓ હતા. મથાળેથી બંને શેહરો, તેઓ વચેથી પસાર થતી નદી, અને ચોતરફનો દેખાવ ઘણોજ સરસ લાગેછે. મેહલમાં હંગેરિયન પાદશાહોની મોટી ઑઇલપેન્ટીંગ તસ્વીરો ગોઠવેલીછે. બીજી જોવાલાયક વસ્તુઓમાં એક અતિ લાંબું મોટું દિવાનખાનું છે, જે નાચ માટે ખાસ રાખેલુંછે, અને તેથી તેને "ડૅન્સિંગ સેલોં" નું નામ આપેલું છે. અહીંથી અમે ઉપર કહેલો કિલ્લો જોવા ગયા, જેનું કેટલુંક નવું બાંધકામ હાલ ચાલેછે. બુડાનાં રક્ષણ માટે આ કિલ્લેબંદી કરેલીછે, જે ઉપરથી પણ આસપાસનો સરસ દેખાવ નજરે પડેછે.

પેસ્થમાં મારો ઉતારો હતો માટે હવે પાછો ફરી અહીંનું મોટું દેવળ, પાર્લામેંટ હૌસ, વગેરે જોયાં, અને રાત્રે ઓપેરા જોવા ગયો, જેમાં ૧૦૦ મર્દ ઓરતોએ ભાગ લીધો હતો.

તા૦ ૪ થી, બુધવાર—આજ દિને મેં આ શેહરની બીજી કેટલીક જોવાલાયક જગાઓની ભેટ લીધી, જેઓમાં નાશનલ ગેલેરી અને મ્યુઝિયમ મુખ્ય હતાં. ગેલેરીમાં ૮૦૦ સુંદર ચિત્રો ૧૫ ઓરડાઓમાં અચ્છી રીતે ગોઠવેલાં છે, અને તે ઉપરાંત ૫૦૦૦૦ કોતરકામના નાદર નમુનાઓ જુદા છે. મ્યુઝિયમમાં પુરાણાં હથિયારો, કુજાઓ, ચિત્રો, કેતાબો વગેરેનો સંગ્રહ છે, જેમાં **માર્ટિન લુથરનું** વસિહતનામું અને લૉર્ડ **નેલ્સન**, જે ઇંગ્લંડનો મોટો દરિયાવર્ધી સરદાર થઇ ગયોછે, તેની નૈલ નદીવાળી લડાઈ પછીની લાકડી પ્રવાસીઓનું બહુ ધ્યાન ખેંચેછે. પેસ્થની ઊત્તર બાજુએ એક મોટાં ચોગાનમાં એક બાગ બનાવેલોછે જ્યાં લોકો સંધ્યાકાળ વેળા ફરવા જાયછે, અને ત્યાં ગોઠવેલા બાંકો ઉપર બેસી બેંડની ગમત મેળવેછે અને તાજી હવા ખાઇ ઘર પાછા ફરેછે. આ ચોગાનમાં વિજળિક ટ્રામ્વે દોડતી ફરેછે, તથા તેમાંથી પાણીની નેહેરો ખોદેલીછે. એક બીજો એવોજ ચોગાન ઝુલતા પુલની પડોશમાં છે. નદી ઉપરથી પસાર થવાના આ પુલો છતાં લોકો હોડીમાં બેસીને પણ એક કિનારેથી બીજે કિનારે ઉતરેછે.

નદીમાં **માર્ગરેથન** નામનો એક લાંબો ટાપુ (Margarethan I.) આવેલોછે, તે તમામ લીલાં ઝાડોથી ભરપુર હોવાથી સારો દેખાયછે, અને તે ઉપર જનારા શોકીનોને થકી બેસવાની સારી ગોઠવણો કરેલીછે. ત્યા લોકો હવા ખાવા જાયછે, સાંજે વાજું વાગેછે, અને ચા કૉફી વગેરેની વળી સગવડો છે. પ્રવાસીઓને ઉતરવા માટે એક સારૂં મકાન બાંધેલુંછે તેમજ એક સુંદર હમામખાનું પણ છે.

ડેન્યુબ નદી યુરોપમાં સર્વથી મોટી અને વિશાળ છે. ત્રણ ઝરાઓમાંથી તે પોતાનું મૂળ લેછે, જેઓમાંનો એક તો એક કિલ્લાના ચોકમાં આવેલો છે. **બેડન**ના પ્રાંતમાંથી જન્મ લઇ તે કાળા સમુદ્રમાં પડેછે ત્યાંસુધીની લાંબી મંજલને દરમયાન માર્ગમાં તેને સંખ્યાબંધ નાની મોટી નદીઓ આવી મળેછે. વિયેના શેહર પસાર કર્યા પછી તેની પહોળાઈ વધેછે અને તેથી આગળ ચાલતાં સંખ્યાબંધ ટાપુઓ બનતા જાયછે. ઘણીએક નદીઓનાં પાણીઓથી ભરપુર થઇને શેવટે તે કાળા સમુદ્રમાં પાંચ મુખ વાટે ખાલી થાયછે. તેની એકંદર લંબાઈ ૧૮૦૦ મૈલની છે. તેની પહોળાઈ ઠેકાણે ઠેકાણે વધતી ઓછી છે, તોપણ મુખ આગળથી ઘણા મૈલ સુધી તે બેથી ત્રણ મૈલ જેટલી પહોળી વહેછે. **રહૈન** કરતાં ડેન્યુબ ઘણી મોટી હોવા છતાં કુદ્રતી દેખાવોમાં તે બહુ ઉતરતી છે, કેમકે તેના કાંઠા ઘણે ભાગે નીચા છે, તે છાલકી થઈ ટાપુઓથી વહેંચાઈ જાયછે, અને વળી તેનાં પાણી નીતરાં નહિ રહેતાં કાદવથી ગદળાં બની જાયછે.

બુડા-પેસ્થનો વેપાર સારો ખિલેછે, અને તે ડેન્યુબને લીધે છે. અહીંથી એ નદી મારફતે સ્ટીમરો **બેલ્ગ્રેડ, બુખારેસ્ટ** વગેરે શેહરો ખાતે થઇ છેક કાળા સમુદ્ર સુધી અને ત્યાંથી

વળી આસપાસનાં બંદરો ખાતે આવજા કરી શકેછે. પણ અહીંથી નદી માર્ગે પૂર્વે જવું સહેલ છે તેવું પશ્ચિમે જવું સહેલ નથી. પેસ્થથી મારે ઑસ્ટ્રિયન પાયતખ્ત ખાતે જવું હતું, જે નદીનાં મૂખ નહિ પણ મૂળ તરફ જવાના માર્ગ ઉપર હતું. તે તરફ મોટી સ્ટીમરો જતી નથી, અને જે નાની જાયછે તેઓમાં સારી સગવડ હોતી નથી. એટલામાટે હું વિયેના ખાતે નદી માર્ગે નહિ પણ રેલવે મારફતે ઉપડી ચાલ્યો. અહીંથી ચાર ટ્રેનો દરરોજ ત્યાં જવા માટે છુટેછે, એટલામાટે આજ રાત્રે હું આ અર્ધાં પુરાણાં અને અર્ધાં નવાં શેહેરને છેલી સલામ કરી ગયો.

ભુંડા જુનું અને સાંકડા મેહોલ્લા તથા નીચાં ઘરોનું શેહેર છે તોપણ તે ઉંચા કિનારા ઉપર આવેલું હોવાથી બહુ શોભેછે. હંગેરિયન લોકો ખંધા છે, તોપણ તાજીમતવાજાનો બહુ અભખરો ધરાવેછે. જો તમે તેમને છાજતા તવાજાથી વાતો કીધી ન હોયતો તેઓ તમારી ઉપર ચિરડાઈ જાયછે. તેમની આ ચીડ તેમનાં મશાલેદાર પકવાનોથી જન્મ પામી હોયતો બનવા જોગ છે, કેમકે મરચાં વિનાનું ખાનું તેઓને પસંદ હોતું નથી. તેઓ ભલાઈ તો સમજતાજ જણાતા નથી. આ શેહેરના મજુર લોકો પોલિસના માણસો જેવો પોશાક પહેરેછે, તોપણ તેમનાં ગળાંમાં અર્ધ ચંદ્રના આકારમાં તેમનો નંબર બાંધેલો હોયછે તે ઉપરથી કુલી દાખલ તેમને પિછાની શકાયછે. અહીં યહુદીઓ અને ટુર્કીઓની વસ્તી થોડીજ છે, પણ લોકોનો મોટો ભાગ મગ્યાર પ્રજાનો છે. મજુરોની પેઠે લશ્કરીઓનાં ગળાંમાં પણ નંબર લટકેછે.

---

## ઑસ્ટ્રિયા.

હંગેરી સાથ મળીને ઑસ્ટ્રિયા આજે યુરોપમાં એક બળવાન રાજ્ય થઇ પડયુંછે, અને યુરોપની સુલેહને જાળવી રાખનારાં ત્રણ મોટાં રાજ્યોમાંનું બીજું અગત્યનું રાજ્ય તે ઑસ્ટ્રિયા-હંગેરી છે. બાકીનાં બે રાજ્યો તે જર્મની અને ઇટલી છે. ઑસ્ટ્રિયન શેહનશાહાતની વચેથી અને પાયતખ્ત વિયેનાની જરા દક્ષિણેથી લૈથા અથવા લેથા (Leitha-Leytha) નામની નદી વહેછે તે ઉપરથી આખાં રાજ્યને બે ભાગમાં વહેંચ્યુંછે. એક લૈથાની આ બાજુનો ભાગ છે, જેમાં મોટે ભાગે ઑસ્ટ્રિયા દેશ સમાયલો છે; અને બાજો લૈથાની પેલી બાજુનો ભાગ છે, જેમાં હંગેરી અને બીજા થોડાક પ્રાંતો છે. આખાં રાજ્યનો વિસ્તાર ૨૫૦૦૦૦ ચોરસ મૈલનો છે, પણ એમાંનો અર્ધાથી પોણો વિસ્તાર ડુંગરોથી ભરપૂર છે. કુલે વસ્તી ૪૨૫૦૦૦૦૦ માણસોની છે, જેમાંના ૧૦૦૦૦૦૦૦ જર્મન ભાષા, ૧૮૦૦૦૦૦૦ સ્લેવોન્યન ભાષા, ૬૫૦૦૦૦૦ હંગેરિયન અને બાકીના રૂમાની ભાષા બોલેછે. કુલે મેહસુલ ૭૭૦૦૦૦૦૦ પૌંડની તથા ખર્ચ ૭૫૦૦૦૦૦૦ પૌંડનો છે. સુલેહનું લશ્કર ૩૩૭૪૨૦ માણસોનું અને લડાઈ માટેનું ૧૯૭૨૦૦૦ માણસોનું છે. આખા દેશમાં ૨૫ મજબૂત કિલ્લાઓ છે. દરિયાઇ લશ્કર ૧૦૭૦૦ માણસોનું છે, જેને ૧૨૮ બારકસો અને ૩૮૩ તોપો સાથ એડ્રિયેટિક સમુદ્રમાં પોલા નામે બંદર ખાતે રાખ્યુંછે. ઉપલાં બારકસોમાં ૧૩ લોખંડી બખ્તરવાળી મોટી મનવારો છે. ૧૬૭૪૧ મૈલ જેટલી રેલવે લાઇન ફરી વળીછે, અને આ વાત જાણવાજોગ છે કે અહીંની ટ્રેનોમાં બીજા વર્ગની ગાડીઓ ઇંગ્લંડની તેવીજ ગાડીઓ કરતાં પણ ચહડતી છે.

## વિયેના.

તા૦ ૫ મી, ગુરૂવાર—આખી રાત ટ્રેનમાં ગુજારીને હું આજ સહવારે ૭ વાગે આ પાયતખ્ત ખાતે આવી પુગ્યો અને 'હૉટેલ વિક્ટોરિયા'માં ઊતર્યોછું. અહીંની વસ્તી ૧૫૦૦૦૦૦ માણસોની છે. જર્મન લોકો આ શેહરને "કયેસર સ્ટેટ " (Kaiser-stadt) યાને 'શેહનશાહનું શેહર' કહેછે. ડેન્યુબ અથવા ડોનૌ (Donau) નદીના દક્ષિણ કાંઠા ઉપરનાં એક મેદાનમાં એ વસેલુંછે. અહીંથી બર્લિન ૪૩૦ અને પેરિસ ૮૪૦ મૈલ દૂર છે. યુરોપનાં સર્વથી ખુબસુર્ત,

**સર્વથી** સહાસિક અને **સર્વથી** રસીક શેહરો-માંનું એક વિયેના છે. શરૂઆતમાં એ એક સેલ્ટિક લોકોનું નાનું ગામડું હતું; ત્યારબાદ રૂમીઓએ અહીં એક કિલ્લો બાંધ્યો હતો, જેમાં ૧૮૦ માં **માર્કસ ઑરેલિયસ** નામે રૂમી શેહનશાહ મરણ પામ્યો હતો. એ પછી ગૉથ અને હન નામની વિક્રાળ પ્રજાએ મધ્ય એશિયામાંથી યુરોપમાં ધસી આવી આ કસ્બાને ઉજડ વાળ્યો હતો. પાછળથી મોટા શેહનશાહ **શાર્લેમેને** વિયેનાને પોતાનાં રાજ્યનું એક મૂખ્ય શેહર બનાવ્યું, પછી ટુર્કીઓ સાથ ધર્મની લડાઇ લડવા જનારા ખ્રીસ્ટી સરદારોની આવજાથી એ શેહર માતબર થતું ચાલ્યું, અને ૧૨૫૧ માં તેની અગત્ય વધતી ગયાથી કિલ્લેબંદી થઇ. ડન્યુબ નદીમાંથી એક નેહેરને શેહેરમાં આણીછે, જે તેની એક બાજુએથી પસાર થાયછે, ત્યારે બીજી બાજુએથી **વિયેન** (Wien) નામની નાની નદી વહેછે, જે ઉપરથીજ પાયતખ્તને **વિયેના** નામ મળ્યું છે; કાંએકે રૂમી શેહનશાહાતના જમાનામાં તો આ શેહર **વિન્ડોબોના** (Vindobona) ને નામે ઓળખાતુ હતું. ૧૨૯૮ થી ૧૮૦૬ સુધી એ શેહર જર્મન શેહનશાહાતનું મૂખ્ય મથક ગણાતું હતું. ૧૫૨૯ અને ૧૬૮૩ માં ટુર્કી લોકોએ તેના ઉપર ઘેરો નાખ્યો હતો. ૧૮૦૫ માં અને ત્યારબાદ ચોથે વરસે ફ્રેંચ લોકોએ નેપોલ્યન બોનાપાર્ટની સરદારી તળે આ શેહરનો બેવાર કબજો લીધો હતો. ૧૮૪૮ ના બળવા વખ્તે પણ એ શેહર બળવાખોરોના હાથમાં ગયું હતું.

આ રીતની વખ્તે વખ્તની મુસીબતો છતાં વિયેના નાશ પામ્યા વિના બચી ગયુંછે. છેલાં થોડાંક વરસો થયાં તેની ઢબછબ અને ઇમારતો વગેરેમાં ઘણો સુધારો અને ફેરફાર થયોછે. ૧૮૫૮ માં તેની આસપાસનો કોટ તોડી નાખી ભાગોળો કહાડી નાખ્યાથી શેહર ખુલ્લું અને વધારે શોભાયમાન બની ગયુંછે. વળી તે તનદરોસ્ત છે. વિયેનાને ૧૦ વિભાગોમાં વહેંચેલુંછે, જેમની આસપાસ ૩૫ પરાં ફરી વળેલાંછે. આથી શેહરનો વિસ્તાર વધી ગયોછે; પણ અસલ શેહર, જેને ફરતો કોટ હતો, તે તો નીચાણમાં હોવાથી વિયેન અને **આલસર** નદીઓમાં પુર આવતાંજ શેહરમાં પાણી ભરાઇ જતાં હતાં. અસલ શેહરનો વિસ્તાર ત્રણ મૈલ કરતાં વધારે ન હતો, અને તેની તથા પરાંઓની વચે અર્ધા મૈલની પોહોળાઇ જેટલી ખુલ્લી ગોળાકાર જગા આજેબી જણાયછે, જેને શેહરનાં રક્ષણ માટેનાં બાંધકામ થકી રાખેલી સંભવે છે. પરાંઓ અસલ છુટાં છુટાં ગામડાં જેવાં હતાં, પણ આજે તેઓ એક બીજા જોડે તેમજ અસલ શેહર જોડે ગંઠાઇ અને ગુંથાઇ ગયાંછે, અને તેઓથી બનેલું આજનું મોટું શેહર ૧૨ મૈલનો વિસ્તાર ધરાવેછે. જુનાં શેહરના કેટલાક મોહોલ્લા આજેબી સાંકડા અને અસલી ઢબનાં ઘરોવાળા છે. પણ પરાંઓએ નવાં શેહરનું નામ ધારણ કર્યુંછે. ત્યાંના મોહોલ્લા પોહોળા અને ઘરો ભપકાદાર છે, તો જોકે આ મકાનો શેહરનાં જેવાં ઉંચાં બાંધેલાં નથી. શેહરની ગલીચી જમીનની અંદરની ગટરો મારફતે ડન્યુબ નદીમાં ખાલી થાયછે.

વિયેનાની જાણવાજોગ ઇમારતોમાં સાથી પહેલું ધ્યાન અહીંનો **શેહનશાહી મેહલ** ખેંચેછે. આ એક મોટું ચોરસ મકાન છે. તેના જુદા જુદા ભાગો જુદે જુદે વખ્તે બંધાયલા હોવાથી તેનો બહારનો દેખાવ જેમ ભપકાદાર તેમ એક સરખો પણ નથી. પણ માંહે જે કિમતી વસ્તુઓ ભેગી કરેલીછે, તથા જે સુંદર કારીગરીથી શણગાર કર્યોછે તેથી તે બહુજ શોભાયમાન અને ભપકાદાર લાગેછે. આ મેહલનો એક ભાગ છેક ૧૩ મી સદીનો જુનો છે, અને એ આખી ઇમારતે ૯॥ એકર જેટલી જગા ઘેરીછે. એમાં એક કેતાબખાનું છે તેમાં ૬૦૦૦૦૦ પુસ્તકો ભેગા કરેલાંછે, તથા ૨૦૦૦૦ પૂર્વ દેશોને લગતાં તથા બીજા હસ્તલેખો અને ૨૦૦૦૦૦ પુરાણાં ઉમદા નક્ષીકામો અને તસ્વીરો છે. આ મેહલ જોવા હું આજ દિને પાછળા પોહોરે ગયો હતો, કેમકે તમાશગીરો કે પ્રદેશી પ્રવાસીઓને માટે તે ૩ વાગે ખુલ્લો મૂકાયછે. એ જોવા માટે આપણો કાર્ડ રજુ

કરિયે એટલે આપણને પરવાનગીની ટિકિટ મળેછે. અંદર બીજા પાદશાહી મેહલોની પેઠે તરેહવાર કામો માટેનાં દિવાનખાનાઓ શણગારેલાંછે, અને મેં ઉપર કહ્યું તે પુસ્તકખાનાં ઉપરાંત જુના વખતનાં ઘડિયાળો, ચિત્રો, વગેરે તરેહવાર વસ્તુઓનો સંગ્રહ કરેલોછે. સુવાના ઓરડામાં તમામ ઝરીની એક ચાદર પલંગ ઉપર બિછાવીછે, અને આખા ઓરડાની સિલિંગને પણ સોનાનોજ રંગ દીધો હતો, જેથી તે બહુ દીપક મારતો હતો. કેટલાંક ચિત્રો ઑસ્ટ્રિયાને જુદા જુદા શત્રુઓ સાથ થયલી લડાઇનાં હતાં, જેમાં ટર્કીઓ સાથની લડાઇનાં પણ મેં જોયાંછે. આ મેહલ "હૉફબર્ગ" (Hofburg) ને નામે પણ ઓળખાયછે, જયાં છ સદીઓ સુધી ઑસ્ટ્રિયન શેહનશાહો વસતા હતા. આ મકાનમાં બીજા અનેક મકાનો છે, જેમાંનું એક મકાન પાદશાહી કુટુંબને લગતું અને બીજું ઉપર કહેલાં કેતાબખાનાનું છે, ત્યારે બીજાં મકાનો ઘોડસ્વારીની તાલીમ આપવાનાં, દરબારી નાટકશાળા અને દેવળનાં, ખજાના વગેરેનાં છે. ખજાનાવાળાં મકાનમાં ઑસ્ટ્રિન રાજાઓનાં કીમતી તાજો તથા બીજાં ઉમદા ઝવેરાતો રાખેલાંછે. વળી **નેપોલિયન બોનાપાર્ટે** ઇટલીના રાજા દાખલ જે તાજ પહેર્યું હતું તે, તેમજ બગદાદના પ્રખ્યાત ખલીફા **હરૂન અલ રશીદ**નું ખંજર, શાર્લેમેનનું તાજ તથા શમ્શીર, હજરત **ઈસુ ખ્રીસ્ટ**ને જે ભાળા વડે જખમી કરવામાં આવ્યો હતો તે, વગેરે અનેક તવારીખમાં યાદગાર થયલી કીમતી વસ્તુઓ અહીં છે. ઝવેરાતોમાં એક ફ્લોરન્સ શેહરથી મળેલો હીરો ૩૦૦૦૦૦ ડૉલરની કીમતનો છે.

"**નાચરલ હિસ્ટરી મ્યુઝિયમ**" નામનાં કુદ્રતી તવારીખને લગતાં સંગ્રહસ્થાનમાં ભૂ, પ્રાણી અને વનસ્પતિ વિદ્યાને લગતી અજાયબ જેવી વસ્તુઓનો મોટો સંગ્રહ કરેલોછે, અને તેમાં મેં કેટલાક એવા પથરા જોયાછે કેજે આકાશ ઉપરથી ખડી પડેલા હતા. આ સંગ્રહસ્થાનનું મકાન મજકુર મેહલની પડોશમાંજ છે, જેમાં મેં જેટલા જાતજાતના રંગબેરંગી અને નવાઈ જેવા તથા જથાબંધ પથરા જોયા તેટલા અને તેવા આગળ કોઈ પણ એક ઠેકાણે એકઠા કરેલા જોયા ન હતા. વળી અહીં કેટલાક બેમૂળા હીરાઓ છે, પણ તે ખરેખરા કે અસલને બદલે તેમની નકલ કરેલા બનાવટી છે. ગ્રેટ મુગલ, કોહેનૂર, અને એવાજ બીજા જાણીતા હીરાઓના આ કિસ્મના નમુનાઓ ઉપરાંત પોખરાજ, નીલમ, શનિશ્ચર, વગેરે કીમતી પથરાઓની પણ નકલ કરેલી અહીં જોવામાં આવેછે. કેટલાક તો ખરા હીરા છે, પણ તેમને તેમની અસલ હાલતમાં, એટલે ખાણમાંથી જેવા મળી આવ્યા તેવાજ મૂકેલા છે તેથી તેમની ખૂબી આપણને ભોમિયો ખબર આપે નહિ ત્યાંસુધી આપણ પિછાની શકતા નથી. તેમની જોડમાં બીજા હીરાઓ ઘસી સાફસુફ કરીને મૂકેલા છે તેઓ આગળ આ ખરા હીરા પોતાની જંગલી હાલતમાં નજીવા પથરા સમાન પડેલાછે. આ ઉપરથી ઇનસાને ધડો લેવાનો છે કે તે વિદ્યા અને સુધારા વિના પેલા વગર પૉલિશ કરેલા હીરા મિસાલ છે. કેટલાક પથરા માણસ અને ઢોરોના દાંત જેવા, વળી કેટલાક ઝાડોનાં થડ જેવા, બીજાઓ હાડકાં જેવા અને તબ્બી રંગબેરંગી, અહીં ભેગા કરેલાછે. આ સઘળા પથરાઓ જ્યાંથી ખોદી કહાડવામાં આવેછે ત્યાંના દેખાવનાં ઑઇલ પેન્ટિંગ ચિત્રો પણ અહીં આપણી નજર આગળ રજુ થાયછે. અહીં કેટલીક તો હિંદુસ્તાન, ચીન અને જાપાનની વસ્તુઓ છે. બુદ્ધ ધર્મનાં સંખ્યાબંધ પુતળાંઓ પણ નજર આવેછે. એ વિના અહીં બીજી ઘણી વસ્તુઓ જોવા લાયક છે.

અહીંથી નિકળેલો હું "**સેંટ સ્ટીફન્સ ચર્ચ**" નામનું દેવળ જોવા ગયો, જે મુખ્ય ગણાયછે. તેનો મધ્ય ભાગ ૩૫૪ ફીટ લાંબો અને ૮૯ ફીટ ઉંચો છે. તે શેહરની મધ્યે આવેલુંછે અને ચુનાના પથરનું બાંધેલુંછે. તેની પહેલી શરૂઆત છેક ૧૩૦૦ માં થઇ હતી અને ૨૧૦ વરસે તે બંધાઇ રહ્યું હતું. ૧૮૬૦ માં તેને નવેસરથી બાંધ્યુંછે. તેનાં છાપરાંને સંખ્યા-

બંધ ગંજાવર થાંભલાઓ ઉપર ઉઠાવ્યુંછે અને ૧૦૦ નાનાં બાવલાંઓથી શણગાર્યુંછે. દેવળનો મિનારો ૪૫૦ ફીટ ઉંચો છે અને તેને ૧૮૬૪ માં નવેસરથી બાંધ્યોછે. અહીં એક મસ મોટો ઘંટ છે, જેને ૧૮૦ તુર્કી તોપો ભાંજીને તેમની ધાતુમાંથી બનાવેલો કહેવાયછે. તેનો વજન ૩૫૭ હંડરવેટ જેટલો છે.

વિયેનામાં એક જોવા લાયક મેહોલ્લો છે, જેની લંબાઈ બે મેલની છે. તે કંઇ સીધો કે આડોતેડો જતો નથી, પણ એક ગોળ ચક્રમાં ફરી વળેલો છે. તેને 'રિંગ' (Ring) અથવા '**ચક્ર મહોલ્લો**' કહેછે, અને તેની પોહોળાઇ ૧૬૫ ફીટની છે. અસલ વિયેના શેહેરની આસપાસ ફરી વળેલી જે ખાલી જગા બાબે મેં ઇશારો કીધોછે તે આ મેહોલ્લાવાળીજ જગા છે. આ એક સુંદર ફરવા હરવાની જગા છે. આ ચક્ર-મેહોલ્લો એક પુલ આગળથી શરૂ થાયછે, અને માર્ગમાં મોટી લશ્કરી બરાખ, કસ્ટમ હૌસ, વગેરે મકાનો આગળથી પસાર થાયછે, અને તેના જુદા જુદા ભાગોને જુદાં જુદાં ચક્રોનાં નામો આપવામાં આવ્યાંછે; જેમકે Stuben Ring, Park Ring, ઇત્યાદિ.

આ છેલું યાને 'પાર્ક રિંગ' નું નામ પડોશમાં સ્ટેટ પાર્ક નામનું ફરવા હરવાનું સુંદર ચોગાન આવેલુંછે તે ઉપરથી મળ્યુંછે. આ ચોગાનમાં સાંજે લોકો મોટી સંખ્યામાં ફરવા આવેછે અને તેમાં વિજળી વગેરેની રોશની કરવામાં આવેછે તથા કૉફી અને ખોરાકીની જીનસો વેચાયછે. અહીં વળી ફુલોનો એક સુંદર બાગ બનાવેલોછે, તથા નેહેર અને તળાવ બાંધેલાંછે.

આજ રાત્રે હું અહીંના ઑપેરા હૌસમાં નાટક જોવા ગયો હતો. આ એક ગંજાવર ઇમારત છે, અને તેના જેવી આખા ઑસ્ટ્રિયામાં બીજી એકે કહેવાતી નથી. એની બાજુમાંથી ચક્ર-મેહોલ્લાનો એક ભાગ પસાર થાયછે, તેથી તેને 'ઑપેરા રિંગ' નું નામ મળ્યું છે. આજે આ નાટકશાળા તમાશગીરોથી ચિકાર ભરાઈ ગઇછે, અને તેનું કારણ એ કે એક બહુ નામીચી ગાનારી ગાનુ કરનાર હતી તેને સાંભળવાની લોકોમાં બહુ જીજ્ઞાસા પેદા થઈ હતી. મારાં નસીબમાં પણ આ ગાનું સાંભળવાનું હશે તેથી મને આ શુભ તક મળી ગઇ. જે ગાયનયુક્ત ખેલ થયો તે અસલી મિસર દેશનાં લોકોને લગતો હતો, અને તેથી તખ્તા ઉપર ૧૫૦ થી ૨૦૦ ખેલાડીઓ મિસરી લેબાસમાં આવ્યાં હતાં, તેમજ પર્દા પણ મિસરનીજ યાદ આપનારા હતા. ઇજીપ્શીયન પાદશાહ, રાણી, દાસીઓ, મેહલો, વગેરે જોઇ મને બહુ ગમત ઉપજી. તે પુરાણા લોકોની રાહરસમ દેખાડવા માટે તેઓ કુત્રા, ગોધા વગેરે પ્રાણીઓને પુંજતાં હતાં તે પણ દેખાડવામાં આવ્યાં. તખ્તા ઉપરનું ગાયનમંડળ ૫૦ માણસોનું હતું.

તા૦ ૬ ઠી, શુક્રવાર—વિયેનામાં જે સર્વથી સરસ રસ્તો છે તે ગ્રેબન સ્ત્રીટ (Graben St.) નામનો છે. તેની બંને બાજુએ બેવડાં ઝાડોની હાર બનેલીછે, અને તેથી એકી વખ્તે ત્રણ રસ્તાઓ એવા બન્યાછે કે જેમાં વચલા ઉપરથી ગાડી ઘોડા અને આસપાસનાઓ ઉપરથી રાહદારીઓ ચાલી જાયછે. આવા ઝાડો રોપેલા રસ્તા શેહેરમાં બીજા પણ છે, પણ એ સઘળું નવાં શેહેરમાં યાને પરાંઓવાળા ભાગોમાં છે. અસલ વિયેનાના રસ્તાઓ સાંકડા હોવાથી ત્યાં એવી શોભા નથી, તો જોકે ત્યાં ચોકો બનાવી તેમાં નાના બાગો બાંધી ઠીક રચના કરેલીછે.

આજે મેં અહીંનાં એક બીજાં દેવળની ભેટ લીધી, જે કેપુચિન (Capuchin ch.) ને નામે ઓળખાયછે. એમાં ઘણીએક ઑસ્ટ્રિયન રાણીઓ અને રાજવંશીઓનાં કફન છે, જેમકે **મેરીયા થ્રીસા, જોસેફ** ૨ જો, મેક્સિકોનો શેહનશાહ **મેક્સિમિલ્યન,** ઇત્યાદિ. ૬૦૦ થી ૮૦૦ વરસો સુધીનાં આવાં પુરાણાં કફનોની ૧૦૦ થી વધારે પિત્તલની પેટીઓ અહીં ભેગી કરેલીછે. દેવળના બહારના દરવાજામાંથી અંદર દાખલ થયા પછી માંહે ઉતરવાનો એક બીજો દરવાજો આવેછે, અને અંધારૂં પડવાથી બતી સળગાવવામાં આવેછે.

મારી જોડ આ કફનો જોવા માટે બે ડજનથી વધારે પ્રવાસીઓ હતા, અને અમને ભોમિયાઓએ દીવાની રોશની સાથ સઘળે ફેરવીને આ પેટીઓ દેખાડીને તેમાં કોણ કોણની લાશો હતી તેમનાં નામો સાલવાર કહી સંભળાવ્યાં. કેટલીક પેટીઓ તદન સાદી હતી, પણ બીજીઓ નક્ષીદાર હતી. મેરાયા અને બીજાંઓનાં કફન મોટાં છે અને તેઓ ઉપર તેમની સુર્તનાં બાવલાં બનાવેલાંછે. સઘળી પેટીઓ હારેદાર ગોઠવેલીછે.

અહીંથી નિકળેલો હું શેહરથી થોડેક દૂર આવેલું "**શ્ર્નૅાન્બ્રુન**" (Schönbrunn) નામનું મકાન જોવા ગયો. આ એક મેહલ છે, પણ તેમાં ઉમદા ચિત્રોનું સંગ્રહસ્થાન ઉઘાડેલું છે. આ મેહલમાં ઑસ્ટ્રિયાનો શેહનશાહ કોઇ કોઇવાર રહેવા આવેછે. નેપોલ્યન બોનાપાર્ટે એકવાર એ મકાનમાં પોતાનું થાણું કરેલું હતું, અને તેનો બાળક બેટો ૧૮૩૨ માં એજ મકાનમાં ગુજરી ગયો હતો. અહીં એક બહુજ દિલપિઝીર બાગ છે, જેનાં ઝાડો અને ફુલોને એવી રીતે કળાથી ગોઠવ્યાંછે કે તેમનો દેખાવ જોઇને, ગોયા આપણ પરસ્તાનમાં હોઇયે એમ લાગી જાયછે. અહીં વળી એક સુંદર જનાવરખાનું છે, જેમાં સંખ્યાબંધ જાતજાતનાં પ્રાણીઓ ભેગાં કરેલાંછે. એક તળાવ બનાવીને તેમાંથી બે ફુવારાઓને ઉડતા કીધાછે, જેમની વચે **નેપ્ચુન** યાને પાણીનો દેવતા પોતાના દરિયાઈ ઘોડાઓ અને **ત્રૈટન** દૈત્યો જોડ ઉભેલોછે. બાગમાં એક ઉંચું મકાન છે તે ઊપરથી શેહરનો દેખાવ બહુ સુંદર લાગેછે. વળી અહીં એક વનસ્પતિનો બાગ છે તેમાં તાડ મહાડની જાતનાં સંખ્યાબંધ ઝાડો જોડ બીજાં ઘણાં વિચિત્ર વૃક્ષો છે. 'સ્કૉન્બ્રન' નામનો અર્થ "ખુબસુર્ત ફુવારો" એવો થાયછે, અને બાગના એક ભાગમાં એક બીજો સુંદર ફુંવારો ઉડેછે તે ઉપરથીજ આને આ નામ મળેલું છે. જનાવરખાના તરફ જવાનો રસ્તો બીજા એક સુંદર ફુવારા તથા દરિયાઇ પરિયાં અને ડૉલ્ફિન માછલીઓનાં પુતળાંઓથી શણગાર્યોછે. જેમ પેરિસના લોકોની મોજમજાહનું ગામ વર્સેલ્સ તેમ વિયેનાનું આ સ્કૉન્બ્રન મને લાગેછે. વળી તેના પાછળા ભાગમાં રમતગમતને થકી એક "ટિવોલી" (ગમતખાનું) બનાવેલું છે. આખાં ચોગાનમાં ફરવાહરવાના સંખ્યાબંધ રસ્તાઓ બનાવી તે ઉપર સફેદ ઝીણી રેતી પાંથરેલીછે.

"પ્રાટર" (Prater park) નામનો એક બીજો મોટો બાગ પણ દિલકશ છે, અને અહીં પણ લોકો હવા ખાવા આવેછે. ચા, કૉફી, અને મેહોલ્સવાદિયાં જોઇયે એટલાં હોવા જોડ વળી સાંજે વાજું વાગેછે તેથી સંખ્યાબંધ લોકો અહીં ખેંચાયછે. સ્ત્રીઓ કાવાખાનામાં ફિડલ વગેરે વગાડીને શોકીનોને ખાનપાન માટે ખેંચેછે. એક મોટો તળાવ બનાવેલોછે તેમાં બોટો સેલ કરનારાઓને લઈ ફરતી ફરેછે. કેથે વળી વાંસલી વાગેછે તો કેથે નાટકના જેવા સ્વાંગો લેવાયછે. અને એ રીતે જ્યાં જુઓ ત્યાં ગમત અને ગાનતાન નજર આવેછે, જેથી બે ઘડી જીવને રાહત મળેછે. પ્રાટર બાગ ઉપર વિયેનાના રહેવાસીઓનો બહુ ચહા છે. હું ઘણા દેશોમાં ફરી વળ્યોછું અને ઘણા મોટા સુંદર બાગો મેં જોયાછે, પણ આવો ખુબસુર્ત મેં કેથે જોયો નથી એમ કહું તો ખોટું નથી. આ બગીચો અતરેના શેહનશાહનો પોતાનો છે, પણ તે નામદારે પોતાની પ્રજાને તે ગોયા બક્ષીશ આપ્યોછે, કેમકે દરેક જણ કશી અડચણ વિના તેમાં જેમ ગમે તેમ છુટથી ફરેછે અને મજાહ ભોગવેછે. શેહનશાહ પોતે પણ એ બાગમાં ફરવા અને હવા ખાવા આવેછે.

વિયેના શેહર બહુ મોટું છે. એમાં આંધળાં, મુગાં બહેરાં અને બીમારો માટે અનેક હૉસ્પિટલો અને આશ્રમગૃહો છે. અહીં દેવળોની સંખ્યા મોટી છે અને તે ઉપરાંત કેટલાંક મઠો છે તે તો જુદાં. સિપાહીઓ, યહુદીઓ, ઘરડા માણસો, અનાથ બાળકો, વ્યભિચારથી અવતરેલાં બચાંઓ, સુવાવડી સ્ત્રીઓ—એ સર્વને થકી અહીં જુદાં જુદાં મકાનો છે. અતરેની જેનરલ હૉસ્પિટલ જે

૧૭૮૩ માં બંધાઈ હતી તે એવડી મોટી છે કે તેમાં ૧૬૪ ઓરડાઓમાં ૨૫૦૦ દર્દીઓનાં બિછાણાં છે, જેમની સારવાર કરવા માટે ૪૦૦ નર્સો (દાયા) અને ૫૭૦ તબીબો છે. ગાંડાઓનાં આશ્રમસ્થાનમાં ૨૫૦ દિવાનાઓ માટે જગા કરેલીછે.

અહીંની યુનિવર્સિટી છેક ૧૨૩૭ માં સ્થાપેલી છે. વળી અહીં આપણા પૂર્વ દેશોની જબાન શિખવવા માટે પણ એક પાઠશાળા છે. શેહનશાહી તોશાખાનામાં જાતજાતના સિકાઓ, મોહોરો વગેરે એટલીબધી છે કે તેટલો મોટો જથો યુરોપમાં બીજાં કોઇ પણ પાયતખ્ત ખાતે હોય એમ મનાતું નથી. આ શેહરમાં એટલાંબધાં તો ધર્મસ્થાનો છે કે એક વાર એમ બોલાતું હતું કે એ મકાનો અને તેમને લગતી જગાઓથી અસલ શેહરનો ૬-ઠો ભાગ રોકાઈ ગયેછે. શેહરની ૬ ભાગોળો-માંની એક સ્કૉટ ભાગોળને નામે ઓળખાયછે, અને અહીં વળી એક મથ સ્કૉચ પીર સેંટ **કોલમૅન**ને નામે ઓળખાયછે, તથા જે પીર ઑસ્ત્રિયાનો એક મુરબી ગણાયોછે, તે ઉપરથી એવું અનુમાન થાયછે કે અહીં સ્કૉચ લોકોનો વગવસીલો એક વાર મોટો હોવો જોઇયે. અસલ વિયેનાનાં ઘરો પાંચ છ મજલાનાં છે, અને તેમનું છાપરું સ્લેટ પથરનું હોયછે. મોહોલ્લા સાંકડા હોવાથી નીચલા મજલાઓ ઉપર રોશની અને હવા જોઇયે એટલી હોતી નથી, તેથી આગળ નીચેથી ઉપર સુધી એક નળો બાંધી લઇને તે વાટે આકાશ તરફની ખુલ્લી હવા ઓરડામાં દાખલ કરવામાં આવતી હતી. તે વેળા એવો ધારો હતો કે દરેક ઘર-નો બીજો મજલો શેહનશાહનો કરી ગણવો. આથી એ મજલા ઉપર તે નામદાર પોતાને ગમે તેને મુકરર કરતો હતો અથવા ઘર બંધાયા પછી આપી દેતો હતો ! જુના વિયેનાનાં ઘરો બાંધતી વેળા એક બીજો નવાઇ જેવો રેવાજ એ હતો કે બારીઓને ઉપરથી નીચે સુધી લોખંડના સળિયા ભરી લેતા હતા, જેથી બારીવાટે જોઇ શકાતું ન હતું અને ઘરો ગોયા બંદીખાનાં જેવાં લાગતાં હતાં ! વિયેના જ્યારે જર્મન લોકોના તાબામાં હતું ત્યારે આખી જર્મન શેહનશાહાતનું તે પાયતખ્ત ગણાતું હતું.

આ મોટાં શેહરની બાજી જોવા લાયક ઇમારતોમાં એક નવો ટૌન હૉલ છે, જે ગૉથિક ઢબછબ ઉપર ૫૦૫ ફીટના વિસ્તાર સુધી પહોંચેલો છે. તેનો મિનારો ૩૨૦ ફીટ ઊંચો છે. પાર્લામેંટના મેહલો ગ્રીક ઢબછબ ઉપર બાંધેલાછે.

શેહરમાં ડેન્યુબ નદીનો એક નવો ફાંટો દાખલ કરવામાં આવ્યોછે, જે ૯૩૩ ફીટ લાંબો છે. આ નેહેર પ્રાટર બાગ આગળથી પસાર થાયછે. એક જુનો ફાંટો હતો તેને પુરી નાખીને એક ચોરસ મૈલના વિસ્તારની જમીન મેળવીછે, જે ઉપર નવાં મકાનો બંધાયછે. નદી ઉપર પાંચ પુલો બાંધેલાછે, જેમાંના ત્રણ રેલવેના અને બે રાહદારીઓ તથા ગાડી ઘોડા માટેના છે.

ઉપલા સઘળા હેવાલ ઉપરથી તમે જોશો કે વિયેના મોટું અને ધનવાન શેહર છે. તે મોજીલું અને સુંદર છે. લોકો નાચ રંગ, ગાનતાન, તમાશા અને મોજમજાહના બહુ શોકીન છે. **મોઝાર્ટ, અને હેઈડન** નામ-ના યુરોપના પ્રખ્યાત ગાયનશાસ્ત્રીઓ આ શેહરના રેહેવાસી હતા. મોઝાર્ટને માટે કહેછે કે તે આઠ વરસનો બાળક હતો ત્યારથી સંગીત બનાવતો અને તે વખ્તથી સાંભળનારા-ઓને છક કરી નાખતો હતો. હેઇડનના સંગીત ઉપર અને તેના હલક ઉપર ફ્રેંચો વટીક ફિદા હતા. જ્યારે ૧૮૦૯ માં નેપો-લ્યન બોનાપાર્ટે વિયેનાને ઘેરો નાખ્યો અને તોપોનો મારો ચલાવ્યો, ત્યારે તેણે પોતાના તોપખાનાના વડાઓને ખાસ હુકમ આપ્યો કે હેઇડનનાં મકાનને જરા પણ અળવળ આવ-વા દેવી નહિ. પણ કહેછે કે પોતાનાં વતન ઉપર તોપના ગોળા છુટવાની ખબર પડતાંજ આ બુઢો ગવૈયો હેબક ખાઇ મરણ પામ્યો હતો.

વિયેનામાં મેં બે દિવસ ગુજાર્યા અને પછી મ્યુનિચ તરફ આજ રાત્રે રવાના થયો.

---

## બેવેરિયા.

આ પ્રાંત આજે જર્મનીમાં જોડાયલોછે, તોપણ આગળ તેનું જુદુંજ રાજ્ય હતું. આગળી જર્મન શેહનશાહાતમાં બેવેરિયા અને ઑસ્ટ્રિયા એકેકનાં જબરાં હરીફ હતાં. એ બંને દેશોના હાકમો 'ઇલેક્ટર' ને નામે ઓળખાતા હતા. બેવેરિયાના ઇલેક્ટરે ચાલુ સદીની શરૂઆતમાં ફ્રાન્સ સાથ મળી જઇને નેપોલ્યન બોનાપાર્ટની મદદથી પોતાનાં રાજ્યમાં કેટલોક વધારો કીધો અને 'રાજા' નો એતાબ મેળવ્યો. પણ નેપોલ્યનનો દહાડો ચહડતો રહ્યો નહિ તેથી આ રાજાએ નેપોલ્યનની સામે થનારાં રાજ્યો સાથ છુપા કોલકરાર કરી પોતાનાં રાજ્યને આંચ ન આવે એવી બાજી રચી. એ વખ્ત પછી બેવેરિયામાં રાજ્ય ચાલુ થયું અને બાપ પછી બેટો તખ્તે બેસી અણહદ સત્તા ભોગવવા લાગ્યો, તોપણ રાજ્યવહિવટ ચલાવવા માટે પ્રધાનમંડળ અને પ્રિવિ કૌન્સિલ સ્થાપવામાં આવ્યાં. અસલી ફ્રાન્સ દેશની બોઆઇ નામની એક પ્રજા આ પ્રાંતમાં વસતી હોવાથી તેને 'બોઇયાર્યા' નું નામ મળ્યું હતું, અને તે ઉપરથી આજનું 'બેવેરિયા' નામ નિકળ્યુંછે.

તા૦ ૭ મી, શનિવાર—આજ દિને હું **સાલ્ઝબર્ગ** ખાતે આવી પુગ્યો અને એ રીતે એકવાર ફરીને જર્મનીમાં મેં પગ મૂકયો છે. આ તરફ હવે પાછી લીલોત્રી અને હરિયાળી નજર આવેછે. આ જગાએ ત્રેન થોભતાંજ હું મ્યુનિચ જવાની બીજી ત્રેનમાં ચહડી બેઠો, અને સરોવર તથા પહાડ અને કુદ્રતી લીલા જોતા પાછળા પેહોરે ૩ કલાકે

## મ્યુનિચ

જઈ પુગ્યો, અને હજી ત્રણ કલાક દહાડો હતો માટે લૈન્ફેલ્ડર (Leinfelder) હૉટલ, જે બોટાનિકલ ગાર્ડનની સામે મેક્સિમિલ્યન પ્લાટ્ઝ નામની જગા ઉપર આવેલુંછે તેમાં મારો અસ્બાબ ગોઠવતાંજ હું શેહરમાં ફરવા નિકળી પડયો. મ્યુનિચ બેવેરિયાનું પાયતખ્ત છે, અને **ઈસાર** નદી ઉપર આવેલુંછે. એની વસ્તી ૩૪૯૦૦૦ માણસોની છે. જર્મન ઉમદા હુનરનું આ મૂખ્ય મથક ગણાયછે. એ બર્લિનથી ૪૪૯ મૈલ અને વિયેનાથી ૨૭૨ મૈલ દૂર છે. બેવેરિયન ભાષામાં જોગીઓ 'મોન્ચે' (Monche) ને નામે ઓળખાયછે, અને તે જોગીઓનું આગળ અહીં ધામ હોવાથી શેહરને 'મ્યુનિચ' નામ મળેલું કેહવાયછે. પહેલું મઠ ૯૬૦ માં દરિયાની સપાટીથી ૧૬૮૦ ફીટની ઉંચાઇએ આવેલાં મેદાનમાં બંધાયું હતું. ૫૦ ચોરસ મૈલના વિસ્તારના એક બિયાબાનમાં દક્ષિણે **ઈસાર** નદી (R. Isar) ના કાંઠા ઉપર આ શેહર આવેલું છે. પ્રખ્યાત આલ્પ્સ પર્વતો અહીંથી દૂર નથી, અને તેથી મ્યુનિચવાળું મેદાન પહાડી ઉંચાઈ ભોગવેછે. આમ હોવાથી શેહરની આબોહવામાં વખ્તે વખ્ત ફેરફાર થાયછે. સિંહ જેવા **હેનરી** (Henry the Lion) નામના એક આગળા સરદારે આ શેહર વસાવ્યું હતું. તેણે ૧૧૫૮ માં હાલનાં શેહેરવાળી જગા ઉપર કસ્ટમ હૌસ, ટંકસાળ, નિમકનો અગર તથા નદી ઉપર એક પુલ, એટલાં મકાનો બાંધ્યાં હતાં. પણ ૧૩૨૭ ની આગ પછી **લુઈસ** નામે બેવેરિયન શેહનશાહે હાલનાં મ્યુનિચ શેહરને નવેસરથી બાંધ્યું હતું, અને નીચે મારી જોયલી જે જે પ્રખ્યાત જગાઓ અને મકાનોનું હું ટુંકવર્ણન કરૂંછું તે ત્યારપછીના જમાનાઓમાં જુદા જુદા હાકમોએ બંધાવ્યાં તથા બનાવ્યાં હતાં.

મ્યુનિચ નામનાં શેહરો બે છે: એક નવું અને બીજું જુનું. જુનાં શેહરને ફરતો કોટ હતો, અને તેની આસપાસનાં પરાંઓમાં સુધારો કરીને રાજા **લડવિગે** નવાં મ્યુનિચને હસ્તીમાં આણ્યુંછે. નદી ઉપર છ પુલો બાંધેલાછે, જેમાંનો એકજ રેલવે માટેનો છે. આખું શેહર બાવલાંઓથી ભરપૂર છે.

આ શેહરમાં English Garden નામનો એક મોટો બાગ છે, જેની વચેથી અતરેની ઇસાર નદીના બે ફાંટાઓ નેહેર રૂપે પસાર થાયછે, અને તેથી આ મોટા પાર્કને બહુ શોભા મળીછે. ઘાસના કિત્તાઓ અને

અહીં ઇચ્છાથી રોપેલાં ઝાડોથી બાગનો દેખાવ આંખને થંડક આપેછે. આ મોટા બાગ પ્રથમ કોંટ રમ્ફર્ડ નામે અમીરે બનાવ્યો હતો, અને તે ઉત્તર તરફ ૪ મેલ સુધી લંબા-યલોછે. તેમાં ફરવા હરવા માટેના સુંદર રસ્તા બનાવેલાછે. ટુકમાં, આ બાગ "ઇંગ્રેજી બાગ"-નાં તેને આપેલાં નામને જેબ દે એવો છે.

બાગની પડોશમાં "ફતેહની ભાગોળ" (Gate of Victory) નામના ત્રણ દરવાજાનું ભપકાદાર મોટું આકું છે, જે ઉપર ચાર સિંહોને એક રથમાં જોડવાનાં બાવલાં ઉભાં કીધાંછે, જે રથ ઉપર 'બેવેરિયા' દેવી સ્વાર થઇછે. આ ભાગોળવાળા રસ્તા ઉપર ઝાડો રોપીને સુંદર ઘટા બનાવીછે, અને અહીંજ બે મોટા શોભિતા ફુંવારા ઉડેછે. આગળ ચાલતાં 'વિટલ્સબાખ' નામનો મેહેલ (Wittelsbach Palace) આવેછે, જે જુનું પણ બહુ સારૂં મકાન છે. તે ચાર મજલાનું છે અને તેને ફરતો બાગ છે. પણ પાદશાહી મેહેલ એ કરતાં ચહડેછે, જેમાં બેવેરિયાના રાજાઓના સુવા બેસવા વગેરે કામો માટેના ઓરડાઓ બનાવેલાછે, જેઓમાંના કીમતી અસ્બાબમાં રૂપાંની કિનારીનો એક પાદશાહી પલંગ બિછાવેલોછે. આ મેહેલમાં વિટલ્સબાખ વંશનાં ૧૨ રાજાઓનાં ભપકાદાર બાવલાં તેમજ શાર્લમેન અને બીજાઓની કારકિર્દીને લગતા મહાભારત બનાવોનાં શોભાયમાન ચિત્રો દેવાલો ઉપર ચિતારેલાંછે.

આજ રાત્રે હું અતરેની 'હૉફ-થિયેટર' (Hof-Theatre) નામની નાટકશાળા જોવા ગયો, જેનું મકાન આખાં જર્મનીમાં સર્વથી મોટું છે. એમાં એકી વખ્તે ૨૫૦૦ તમાશગીરોનો સમાસ થઇ શકે એવી ગોઠવણ કરેલીછે. એમાં વળી પુતળાં અને બાવલાંઓથી શણગાર કરેલોછે. નાટકમાં ભાગ લેનારાં ૫૦ થી ૬૦ સ્ત્રી પુરૂષો હતાં, જેઓમાં એક ગાનારીનું તથા બે મર્દોનું ગાનું ઘણું તારીફલાયક જણાયું હતું.

તા૦ ૮ મી, રવીવાર—અહીંની પાદશાહી ટ્રીજોરી પણ પ્રદેશીઓ અને બીજા તમાશગીરોને જુનથી સપટેમ્બર માસ સુધી દેખાડેછે, પણ હું થોડા દિવસ પછાત આવ્યો માટે તે જોઇ શકયો નહિ. પણ મને ખબર મળ્યા મુજબ તેમાં બેવેરિયાના રાજાઓનાં તાજ છે, જેમાંનાં એક ઉપર એક મોટા બ્લુ હીરાની આસપાસ ફરતા નાના હીરા મઢી લીધેલાછે. એજ રીતે અહીં બોહીમ્યા દેશનાં ૧૬૨૦ માં જીતી લીધેલાં તાજો પણ છે.

આજે હું અહીંનું મોટું **નાશનલ મ્યુઝિયમ** જોવા ગયો, જે આજ ૪૦ વરસો ઉપર રાજા **મેકસ** ૨ જાએ સ્થાપ્યું હતું. સુધારા અને હુનરના વધારાનો અહીં જે સંગ્રહ જોવામાં આવેછે તેની હરીફાઇ બીજાં થોડાંજ સંગ્રહસ્થાનો કરી શકશે. એ માટેનું મકાન તૈયાર થયાને તો ૩૦ વરસ પણ થયાં નથી, જેને બહુજ ઉત્તમ રીતે શણગારેલુંછે. તેનું વચલું દિવાનખાનું ૧૦૫ ફીટ ઉંચું છે, અને તેમા 'બેવેરિયા'ને સ્ત્રીનું રૂપ આપી એક સિંહ સાથનાં બાવલાં ઉભાં કીધાંછે. આ મકાનનાં જુદા જુદા વિભાગોમાં અસલી જમાનાનાં હુનરકામોનો સંગ્રહ ગોઠવ્યોછે, જેમાં જાતજાતનાં ચિત્રો અને તસ્વીરો, બાવલાં અને પુતળાં, હથિયારો અને વજંત્રો, પોશાકો અને લેબાસો, વગેરે જોવામાં આવેછે. અહીં વળી કેટલાંક રીબાવવાનાં યંત્રો અને હથિયારો પણ છે, જે ઉપરથી મધ્યકાળમાં તકસીરવારો ઉપર કેવી કેવી તરેહનો જુલમાત અને ઘાતકીપણું ગુજરતું હશે તેનો કંઇક ખયાલ આવેછે. એક નાના ઓરડામાં બે વિચિત્ર દેખાવની ખુર્સીઓ છે, જે જીવ લેવાની સ્ત્રળી મનાયછે. એક ગોળ યંત્ર કોઇ કમબખ્તને કચડીને મારી નાખવાનું છે. કેટલીક પોહોળીચોહોળી તલવારો છે. તકસીરવારનાં ગળાંમાં બાંધવાના ભારી વજનના પથરો, તે ગબડાવવા માટેનાં મોંહેથી બીલા જડી લીધેલાં પીપો, અને એવાંજ બીજાં ક્રૂરતાનાં યંત્રો જોઇ તે ઘાતકી જમાનાની રાજદ્વારી રાહરસમ બાબે દિલમાં કંપારી છુટેછે. પણ આ હથિયારો ઉપરાંત બીજો સંગ્રહ બેનમુન અને જોવાજોગ છે, જેમાં કેટલીક તો આરબી હરફે લખેલી તલવારો, બંદુકો,

જેબિયા વગેરે હથિયારો છે. આ મકાનમાં દાખલ થતાંજ એક ટુર્કી તોપ પડેલી જણાયછે. અહીંની તસ્વીરો બહુ ઉમદા છે અને તેઓ અકસ્સર કરીને લડાઇનાજ દેખાવોથી ભરપુર છે.

આ સંગ્રહસ્થાનની પડોશમાં એક લાંબા ચોકમાં ૨ જા **મેકિસમિલયન** રાજાનું બાવલું છે. આજ આતવાર હોવાથી હું અહીંનું પ્રખ્યાત **જુનું દેવળ** જોવા ગયો, જ્યાં ધર્મી લોકોનો મોટો જમાવ થયો હતો. આ મકાનને ફરતા બહારના પથરો ઉપર લેખો કોરેલાછે, અને બે બાજુએ ઉંચા ઘડિયાળ સાથના મિનારાઓ ઉભા કરી તેમની વચે ૧૧૮ ફીટ જેટલી દેવળની ઇમારત ઉંચી ઉઠાવીછે. મિનારાઓ ૩૫૭ ફીટ ઉંચા છે. અંદરથી દેવળ જોવાલાયક ઉમદા કારીગરી ધરાવેછે. તેની ૩૦ બારીઓ ૭૨ ફીટ ઉંચી છે. કેટલાક યાદગારીના સ્તંભો છે. હજરત **ઈસા** અને તેના બાર મદદનિશોનાં બાવલાં, તેની તપાસ ચલાવ્યા બાદ છેલો ચુકાદો આપ્યો તેનાં દિવાલ ઉપર ચિતારેલાં ચિત્રો, વગેરે જોવાલાયક છે. પણ આ છેલાં ચિત્રોવાળા ઓરડામાં પુરતી રોશની નહિ હોવાથી મધબપોરેજ તે અછી રીતે જોઈ શકાયછે. દેવળમાં પ્રાર્થના કરવા આવનારા લોકો ચોકમાં મૂકેલી પાણીની કુંડીઓમાં હાથ બોળી તેમાંનું પવિત્ર પાણી પોતાનાં કપાળ અને ચેહરા ઉપર લગાડેછે. અહીં બીજાંબી જોવા જોગ દેવળો છે, જેમાંનું એક 'લડવિગ્સ ચર્ચ' નામનું છે.

આ શેહરમાં હાલ **ઉંચા હુનરોનું પ્રદર્શન** ખુલ્લું મૂકવામાં આવેલુંછે, જે જોવા માટે આજે ગયો હતો. એને Secession Exhibition કહેછે. આવતી તા૦ ૨૨ મી સુધી તે ખુલ્લું રહેનારછે, જેમાં સઘળાં ઑઇલ પેન્ટિંગ ચિત્રો છે, અને તેઓ એક કરતાં એક સરસ છે. આમાંનાં બે ચિત્રોએ મારૂં ધ્યાન બહુજ ખેંચ્યું અને તપાસ કરતાં માલુમ પડયું કે તેઓની કીમત પણ મોઘી હતી. એક ચિત્ર તો ૫૦૦૦૦૦ માર્ક (રૂ૨૫૦૦૦૦) ની કીમતનું કહેવાયછે, જેમાં રોમનો પોપ એક રાણીને બોધ દેતો જણાયછે, અને તેમની આસપાસ રાજા, સાહેલીઓ વગેરે ઉભાંછે. બીજાં ચિત્રમાં એક શાહજાદો લડાઇમાં ગોળી લાગ્યાથી મરવા ,સુતોછે, અને તેની મોહરદાર તેના ઉપર હાથ મૂકી રડતે ચેહરે ઉદાસ બેઠીછે. કુટુંબીઓ મળવા આવ્યાંછે તેઓની આંખો પણ આંસુથી ભરેલીછે.

એક બીજો ઉમદા ચિત્રોનો ભંડાર 'પિનેકોથેક' નામનું મકાન છે, જે જેમ મોટું છે તેમ તેને અછી રીતે શણગારેલું પણ છે. શણગારની વસ્તુઓમાં ૨૪ બાવલાં છે, અને તે સઘળાં નામીચા ચિતારાઓનાંજ છે. આ મકાનમાં કુલે ૧૪૩૦ ચિત્રો છે, જેમને ઉંચેથી પડતી રોશનીવાળા ૯ ઓરડાઓમાં તેમના જમાના મુજબ ગોઠવ્યાંછે. આ મકાન જોકે ૧૮૩૬ માં બંધાયલુંછે તોપણ તે જુનું કહેવાયછે, કેમકે તેની બાજુમાંજ આવાંજ ઉમદા ચિત્રોનું એક નવું મકાન ૧૮૫૩ માં બંધાઇ તૈયાર થયલુંછે. આ ચિત્રો સઘળાં અર્વાચિન કાળનાંજ છે, અને તેમાં ઘણું કરીને ચાલુ સદીનાંજ અને વળી મ્યુનિચની ચિત્રશાળાઓમાંજ બનેલાંછે. તેઓથી ૧૦ ઓરડા ભરાઈ ગયાછે. આ બંને મકાનો એક બીજાની સામસામે બાંધેલાંછે અને તેમને ફરતો એક બાગ છે. તેમની પછવાડે યુનિવર્સિટીની ઇમારત આવેલીછે, જેમાં ૧૪૦૦ વિદ્યાર્થિઓ અભ્યાસ કરેછે. પ્રથમ છેક ૧૪૭૨ માં બીજાંજ શેહર ખાતે તેની સ્થાપના થઈ હતી, જે પછી વળી એક જુદાં શેહર ખાતે તેને લઇ જવામાં આવી, અને શેવટે ૧૮૨૬-થી આજ સુધી મ્યુનિચ ખાતે તેનું મથક રાખવામાં આવ્યુંછે. યુનિવર્સિટીને લગતી લૈબ્રેરીમાં શોધેલાં નહિ મળે એવાં ૩૦૦૦૦૦ ઉમદા પુસ્તકો ભેગાં કરેલાંછે. એક બીજું ગંજાવર કેતાબખાનું અહીંથી થોડેજ દૂર લડવિગસ્ત્રાસ નામે મેહોલ્લામાં આવેલુંછે. તે પાદશાહી પુસ્તકાલય કહેવાયછે, અને તેમાં ૧૨૦૦૦૦૦ દફતરોનો જમાવ કરેલોછે. કહેછે કે દુનિયાનાં સર્વથી કીમતી કેતાબખાનાઓમાં આ બીજો દરજ્જો ભોગવેછે.

ઉપલાં પુસ્તકો ઉપરાંત આમાં વળી ૨૫૦૦૦ તો પુરાણા બેમૂળા દસ્તાવેજો અને હાથનાં લખેલાં પુસ્તકો છે. ઉપલો લડવિગસ્ત્રાસ સ્ત્રીટ એક પાદશાહી મહોલ્લો છે, કેમકે તેમાં સઘળા મેહેલોજ આવેલા છે. તે પોણો મૈલ લાંબો છે અને ઉપર જણાવેલી ફતેહની ભાગોળ સુધી લંબાયલોછે. તેની પહોળાઇ ૫૦ વારની છે. એમાં આવેલાં પાદશાહી મકાનો ઇંટ અને પથર વડે બહુજ સુંદરતા આપે એવી જુદી જુદી ઢબછબમાં બાંધેલાંછે. એઓમાં ઓડિયન (Odeon) નામનું ગાયનના જલસા કરવાનું દિવાનખાનું, પાદશાહોની કબરોવાળું થિયેટૈન (Theatine) દેવળ, રાજા **લુઈસ** ૧ લાનું ઘોડસ્વાર બાવલું, લડાઇખાતાંની ઑફિસ, ઉપર કહેલું ૧૨ લાખ પુસ્તકોવાળું કેતાબખાનું, વગેરે મકાનો જોવાજોગ છે. ઉપલો મહોલ્લો રાજા લુઇસે બંધાવ્યો હતો.

એક બીજો ઉમદા મહોલ્લો મેક્સિમિલ્યન સ્ત્રાસ નામનો છે, અને તે પણ પોણા મૈલની લંબાઇ ધરાવેછે. રાજા **મેક્સ**ની ખાહેશથી આ રસ્તો બન્યોછે, અને તે ઉપર બંધાયલી સુંદર ભપકાદાર ઇમારતોની ઢબછબ નવાઈ જેવી છે. એ મહોલ્લો ઉપર કહેલાં હૉફ-થિયેટરથી શરૂ થઇ છેક ઇસાર નદી સુધી દોડેછે. તેમાં નદીને કાંઠે ટંકસાળ, ચારૂ રૂતુઓનુ પહોંચખાનું, ઉપર વર્ણન કરેલું નાશનલ મ્યુઝિયમ, વગેરે ઇમારતો ઉપરાંત સંખ્યાબંધ બાવલાંઓ ગોઠવેલાંછે. આ બાવલાં એક લાંબા ચોકમાં છે, જે મહોલ્લાની વચ્ચે બાંધેલોછે.

બરૅબર મ્યુનિચ શેહર બહુ શોભિતું અને ઉમદા વસ્તુઓથી ભરપુર છે. વળી તે સ્વછ અને સફાઇદાર છે. જ્યાં જોઇયે ત્યાં ઝાડપાનની ઘટા અને બાવલાં નજર આવેછે. ઇસાર નદીમાંથી શેહરના ઉપયોગ માટે બનાવેલી નેહેરો, બેવડાં ઝાડોના રસ્તાઓ, વચમાં નાનકડા બગીચાઓ, ઠામઠામ મોટી સુંદર ઇમારતો, ભપકાદાર બાવલાંઓ અને પુતળાંઓ, ફુવારાઓ અને કોતરકામો,—એ સર્વથી શેહરને શોભા અને મધુરતા મળીછે. અહીંનાં લોકો સાદાં કદ અને ખુબસુર્ત દેખાવનાં છે. માત્ર બેજ દિવસ હું અહીં રહ્યો તેટલા વખતમાં તો આ સુંદર શેહેરે મને એવો મોહ પમાડયોછે કે અહીંથી જવા ગમતું નથી. તોપણ આજ રાત્રે ૯ વાગ્યા પછી હું મ્યુનિચ છોડી ગયો.





## પ્રકરણ ૨૫ મું.

# સ્વિટઝરલેંડ.

"યુરોપની અજાયબીઓની ભૂમી"—તેમાંથી મળતાં પ્રખ્યાત નદીઓનાં મૂળ—હજારો ફીટની ઊંચાઇએ ઉગતી વનસ્પતિ—આલ્પ્સ પર્વત—તેની ઊંચી ટોંચો—બર્ફની નદીઓ—સંખ્યાબંધ સરોવરો—સરોવરમાં વસ્તી—પાણીના મોટા ધોધ. દેશને લગતી થોડીક રાજદ્વારી હકીકતો—વસ્તી અને વેપાર. યુરોપની આલમનો એ દેશ તરફ ચાહ—તેના તરફ ખેંચાઇ જવાના સબબો—સ્વિસ લોકોનું વર્ણન—તેમની જુની તવારીખ.

કૉન્સ્ટેન્સ સરોવર—તેનો દેખાવ—કૉન્સ્ટેન્સ કસ્બો—સ્ટીમરોની બદલી—ઝેલ સરોવર—તેમાંથી નવે નામે નિકળતી રહ્રેન નદી—તે ઉપરનો ખુબસુર્ત દેખાવ. સ્કેફ્‌હોઝન—રહ્રેન નદીનો સુંદર ધોધ—તેની સુંદરતા. ઝુરિચ શેહર—એક પહાડી સેલગાહ—ઝુરિચ સરોવર. બર્ન—તેનાં નામની ઉત્પત્તિ—વસ્તી—વર્ણન. થુન ગામ અને સરોવર—તેનાં કાચ જેવાં પાણી—બ્રિયેન્ઝ સરોવર—ગૈસબાચનો ધોધ—હાસલીની ખીણ—ત્યાંના ધોધો—એક ગામ ઉપર આગનો કોપ; લુસર્ન ગામ અને સરોવર—તેનો ઉત્કૃષ્ટ દેખાવ;—પૅલેટસ પહાડ—તે ઉપરની મંજલ અને મજાહ—ત્યાંથી દેખાતા સુંદર દેખાવો—પહાડનું વર્ણન—નીચે તરતાં વાદળાંઓ—સરોવરમાંથી વહેતી નદી—લૉસાન શેહર; ચિલોંનનો કિલ્લો—તેની તવારીખ—ત્યાંના પ્રખ્યાત કેદીનું બયાન. જીનીવા સરોવરનું મહત્વ—તે ઉપરની સેલગાહ—જીનીવા શેહરની ઉડતી ભેટ; બર્નમાં એકવાર ફરીને—એક ઊંચી ટેકરી ઉપરની મજાહ; ફલુએલન ગામ—વિલ્યમ ટેલની કહાણી—તેની યાદગારીનું દેવળ.



**'યુરોપની અજાયબીઓની ભૂમિ'**ને નામે ઓળખાતો આ દેશ એક અમેરિકન કવિએ વર્ણન કર્યા મુજબ "ખુશ ખુશાહાલી અને ભપકા ભભુકાનો એક ઝુમખો છે." ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રિયા, અને ઇટલીની સરહદ ઉપર ફરી વળેલા પહાડોની હારોની કિનારી ઉપર આ દેશ આવેલોછે, અને તેથી તેની ભૂમિ દરિયાની સપાટીથી બહુ ઉંચી છે. **રહોન, રહ્રેન, આર,** (Aar), **ટિસીનો** (Ticino) અને **ઈન** (Inn) નામની નદીઓ પોતાનાં મૂળ એ મુલકમાંથી લેછે. સ્વિટઝરલેંડ કાંઇ મોટો દેશ નથી. તે ૧૧૦ મૈલ પહોળો અને તેથી બેવડો લાંબો છે, અને તેનો વિસ્તાર ૧૫૭૨૦ ચોરસ મૈલનો છે. આલ્પ્સ પર્વત અહીં અછો દીપી નિકળેછે, જેની ૪૩૦૦ ફીટની ઊંચાઇ ધરાવનારી જમીન પહાડી હોવા છતાં એટલીબધી ફળદ્રુપ છે કે ઘઊં અને ઓટ ત્યાં ઉગેછે, પણ જવને તો ૫૧૦૦ ફીટની ઉંચાઇથી પણ કશી ખલલ પહોંચતી નથી. એક ઝાડ ૨૫૦૦ તો પેન ૬૫૦૦ ફીટની ઊંચાઇએ પણ ઉગેછે. અજાયબ જેવું એ છે કે ૬૦૦૦ ફીટની ઉંચાઇ સુધી ઢોરોને માટેનો ચારો ઉગેછે. બર્ફની હદ ૮૦૦૦ થી ૮૫૦૦ ફીટની છે. દેશના આખા વિસ્તારના છઠા ભાગ ઉપર ઇમારતી લાકડાંનાં જંગલો ઉગેલાંછે. જંગલી ચોપગાંઓ ૬૦૦૦ ફીટની ઉંચાઇ સુધી જણાયલાંછે.

સ્વિટઝરલેંડ કુદ્રતી લીલાની ભૂમિ છે. એ લીલામાં મૂખ્ય ભાગ આપનાર **આલ્પ્સ** પર્વત છે. આ દેશને લગતો આલ્પ્સ ત્રણ ભાગમાં વહેંચાયલોછે. અહીં તેની વધતાંમાં વધતી ઉંચાઇ ૧૪૯૩૫ ફીટ ગયલીછે. એટલી ઊંચી ટોચો ડૉમ (Dom) અથવા મિસ્ચાબેલ (Mischabel) ને નામે ઓળખાયછે. બીજી ઉંચી ટોચો મેટરહૉર્ન (Matterhorn) અને મોંટિ રોઝા (Monte Rosa) નામની પ્રખ્યાત

છે. જાણીતો બર્ફથી ઢંકાયલો પહાડ **મૌંટ બ્લૉં** સ્વિટ્ઝરલેંડમાં અર્ધોજ આવેલોછે; બાકીનો તે સેવૉય અને ઇટલીમાં ઉતરી ગયોછે. દેશનો ૧૮ મો ભાગ બર્ફની નદીઓથી ભરાઇ ગયોછે, જેમની સંખ્યા ૪૦૦ ની છે. એવી સર્વથી મોટી નદી ૧૫ મૈલ લાંબી છે. આ બર્ફની નદીઓ બહુ લાંબી હોતી નથી, પણ તેઓ બીજી મોટી નદીઓને પાણીનો પુરતો જથો પુરો પાડવાનું કામ બજાવેછે.

પણ સ્વિટ્ઝરલેંડ એટલાને થકીજ કુદ્રતી લીલાનો દેશ ગણાતું નથી. તેની મૂખ્ય ખુબસુર્તી તો તેના અસંખ્યાત સરોવરોમાં છે. કૉન્સ્ટન્સ, જીનીવા, ઝુરિચ, લુસર્ન, ન્યુશૅટલ, એ સઘળા તેના સર્વથી મોટા સરોવરો છે. ઘણાખરા સરોવરોમાં સ્ટીમરો ફરી શકેછે, અને અસલમાં આ તરફનાં લોકોનો એક ભાગ સરોવરોમાંજ વસ્તી કરી રહેતો હતો તેની સાબેતીઓ આજે પણ મળી આવેછે. એ સાબેતીઓ આપનારી વસ્તુઓનો અછો સંગ્રહ આ દેશનાં કેટલાંક શેહેરો ખાતેનાં મ્યુઝિયમોમાં જોવામાં આવેછે. એવું જણાયછે કે તે જમાનાનાં લોકો સરોવરોમાં લાકડાં દાટી લાકડાંનાંજ ઘરો બાંધીને વસતાં હતાં.

આ દેશની એક બીજી અજાયબી તેના પાણીના ધોધોમાં છે. એઓમાંનો મૂખ્ય સ્કેફ્હૌઝનનો ધોધ છે, જે જોકે માત્ર ૮૦ ફીટની ઉંચાઇએથી પડેછે તોપણ તે ૩૦૦ ફીટની પહોળાઈ ધરાવેછે. બીજો પ્રખ્યાત ધોધ રહૈન નદીનો પોતાનો છે, જે બાબે હું આગળ ચાલતાં બોલીશ. આ દેશમાં મુસાફરી કરવાનો સર્વથી સરસ વખ્ત જુનથી સપ્ટેમ્બર સુધીના ચાર મહિનાનો છે. હું તો અકટોબરમાં અહીં આવ્યોછું, પણ મને કહેવામાં આવ્યું કે ખરેખરી મજાહનો વખ્ત તો ગયોછે. ૧૦૦૦૦ થી વધારે મૈલની રેલવે લાઇનો આ દેશમાં ફરી વળીછે. તેની ગાડીઓ અમેરિકન ઢબછબની બનાવેલીછે. પહેલા વર્ગની ગાડીમાં ટેબલ, આર્સી, અને બીજી સગવડ કરી આપનારી સામગ્રીઓ તૈયાર હોયછે. બીજા વર્ગની ગાડીઓ પણ હવાદાર અને ઉતાઇને આસપાસનો દેખાવ નજરે પડી શકે એવી ઢબની છે. અહીં સઘળે રેલવેનો વખ્ત પાયતખ્ત બર્નમાં ચાલેછે તેજ રાખ્યો છે; એટલેજે પેરિસના વખ્ત કરતાં ૨૦॥ મિનિટ વહેલો અને રોમ કરતાં ૨૦ મિનિટ મોડો.

સ્વિટ્ઝરલેંડ ૨૨ પ્રગણાઓમાં વહેંચાયલું છે. આખા દેશની વસ્તી ૩૦૦૦૦૦૦ માણસોની છે, જેમાં મોટો ભાગ પ્રોટેસ્ટંટ પંથીઓનો છે. વસ્તીનો મોટો ભાગ જર્મન ભાષા બોલેછે, અને તેથી ઉતરતો ફ્રેંચ અને ઇટાલ્યન જબાન વાપરેછે. અહીં કોઈ પાદશાહ નથી. દેશનો વહિવટ એક ધારાસભાને હસ્તક છે, જેના બે વિભાગો પાડવામાં આવ્યાછે. પહેલા યાને 'નાશનલ કૌન્સિલ' માં ૧૪૫ મેંબરો, અને બીજા યાને 'કૌન્સિલ ઑવ સ્ટેટ્સ' માં ૪૪ મેંબરો છે. દરેક પ્રગણા ખાતેથી બબે પ્રતિનિધિઓ આ છેલી કૌન્સિલમાં બિરાજેછે. આ બંને કૌન્સિલોથી બનેલી રાજસભા ૭ ગ્રહસ્થોની એક 'ફેડરલ કૌન્સિલ' ચુંટી કહાડેછે, જેઓ ત્રણ વરસ સુધી અધિકાર ભોગવેછે. તેઓને માટે એક પ્રેસિડંટ અને એક નાયબ દર સાલ ચુંટી કહડાયછે. એ સભા પાયતખ્ત બર્ન ખાતે મળેછે, જયાં પ્રદેશ ખાતેના એલચીઓ પણ રહેછે. વળી એક ઇનસાફ કરનારી ત્રિબ્યુનલ ત્રણ વરસ માટે જુદી નેમાયછે.

આ દેશની ફોજ ૨૦૭૦૦૦ માણસોની છે, અને દરિયાઇ કાફલો ૮૬ વેપારી બારકસોનો છે, જે જુદા જુદા સરોવરો ઊપર પંથરાઇ ગયલોછે. આ દેશનો વેપાર રેશમ, સુતર, ભરતકામ, નાનાં મોટાં ઘડિયાળો, ઝવેરકામ, રમકડાં, ફળ વગેરેનો છે. વાર્સિક મેહસુલ ૨૭૦૪૮૫૦ પૌંડનું અને ખર્ચ ૨૬૬૭૫૩૫ પૌંડનો છે. સ્વિટ્ઝરલેંડની સર્વથી ઉંચી પહાડી પાસોમાં ગ્રેટ સેંટ બરનાર્ડ દરિયાની સપાટીથી ૮૧૩૦ ફીટ, મૌંટ બ્લૉં ૧૫૭૮૦ ફીટ, ડૉમ ૧૪૯૩૫ ફીટ, સેંટ ગોથાર્ડ ૬૯૩૫ ફીટ, જંગફ્રૌ ૧૩૭૬૦ ફીટ, મેટરહૉર્ન ૧૪૭૦૫ ફીટ, મોંટે રોઝા ૧૫૨૧૫ ફીટ, અને વેટરહૉર્ન ૧૨૧૫૦ ફીટ ઉંચી છે.

પ્રવાસીએ કોઇ ચોકસ રસ્તેજ સ્વિટ્ઝરલૅંડમાં દાખલ થવું, અને ત્યારેજ તે કુદ્રતના સુંદર દેખાવો જોઈ શકે, એવું કશું નથી. એ પહાડી દેશમાં દાખલ થવાના અનેક માર્ગો છે; અને એમાંના ગમે તે માર્ગે તમે તેમાં દાખલ થાઓ તો કાંઇને કાંઈ નવુંજ જોવાનું અને વખાણ કરવાનું મળ્યા વિના રહેતું નથી. આગળા જમાનાઓમાં યુરોપની આલમનો રસ્તો રોમ તરફનો હતો, જ્યાં ધર્મી લોકો પોપને કદમબોસી કરવા જવામાં પોતાની જીંદગીનું સાર્થક સમજતા હતા; પણ આજે તેજ આલમ રોમનો રસ્તો ભૂલી ગઈ હોય તેમ છેક ઇટલી તરફ દક્ષિણે ઉતરી નહિ જતાં તેને માથેના આ દેશમાં એક જુદીજ કિસમની કદમબોસી કરવા જાયછે, અને તે અહીંની કુદ્રતી અજાયબીઓ છે. આ દેશ ગોયા આલ્પ્સ પર્વતોને માથે કુદ્રતે બનાવેલો એક ગંજાવર બગીચો છે. તે યુરોપના મધ્ય ભાગમાં સર્વથી ઉંચો આવેલોછે. બીજા બગીચાઓ તો માણસ પોતાની જાતિ બુદ્ધિથી પોતાના શોખ મુજબ બનાવેછે, પણ આ અતિ ઉત્તમ પાર્ક તો ખોદાવંદતાલાએ ગોયા પોતાના હાથ વડે ખાસ પોતાની સર્વથી ઉત્તમ પેદાયશ—માણસજાત—ને માટે બનાવ્યોછે ! અને એવા એક બાગને માણસે પોતાની જરૂરિયાત મુજબના ઉપયોગમાં લેવાની કશી કચાસ કરી નથી. દર ઉનાળામાં આખું યુરોપ અહીં ભેગું થાયછે અને ગયલી તનદરોસ્તી પાછી બક્ષનારી ચોખી મીઠી હવા, આસાયશ, મોજમજાહ અને અદભૂત દેખાવોથી નવી જીંદગી લઇને પાછું ફરેછે.

સ્વિટ્ઝરલૅંડમાં દાખલ થતાંજ આપણાં દિલમાં કંઇ એવી ખુશાલી, કંઇ એવી મધુર લાગણી, કંઇ એવી છુપી મોજનો હરખ ઉત્પંન થાયછે, કે જાણે જે દેશની સરહદ છોડીને આપણ એ દેશમાં દાખલ થતા હોઇયે તે દેશ કોઈ બળતી ભઠી હોય, કોઈ દુખ દર્દનું ધામ હોય, કોઈ મેહેનત અને જેહમતનું મકાન હોય, તેવું લાગી જાયછે. એક પારધીથી જેમ હરણી નાસે તેમ તે દેશથી નાસીને આપણ સ્વિટ્ઝરલૅંડમાં દિલોજાનથી દાખલ થઇયે છિયે—બલકે આપણને એ દેશ પોતાની છુપી લોહચુંબકતા મારફતે ખેંચી લેછે ! પ્રવાસીને એમજ લાગેછે કે ગોયા તે આ કંટાળાભરેલી દુનિયા છોડીને આકાશી લોકનાં મથકમાં દાખલ થતો હોય—જાણે પરસ્તાનની ભૂમિ ઉપર કદમ લંબાવતો હોય ! એક તરફ નજર કરિયે તો પહાડોની ટોચ બર્ફની ટોપી પેહેરી હોય તેવી સફેદ; બીજી તરફ જોઇયે તો બ્લુ પાણીના સરોવરો; ઊંચો આકાશ પણ બ્લુ રંગનો આંખને લહેર આપતો; નીચે જમીન પહાડી તોપણ લીલોત્રીવાળી, રસાળ અને ખીણો, નદીઓ, ધોધો અને બર્ફથી ભરપૂર ! આજુબાજુ ગામો વસેલાં, અને દરેક ગામ એકેકી ધર્મશાળા જેવું—જ્યાં જઇ ઊતરનારને માટે ચોખી હવા અને સ્વછ પાણી તે માંગે એટલા જથામાં તૈયાર ! વળી આજના સુધારાએ કુદ્રત સાથ મળીને ચોતરફ પોતાનો સુંદર હાથ કામે લગાડેલો આબાદ દેખાયછે. મજાહના પગરસ્તા, રેલવે, સ્ટીમરો, અને ઘોડાગાડી પ્રવાસીને અહીંના એક હજાર ને એક મનમોહન ઠેકાણાઓ તરફ જવાનું સવલ કરી આપેછે. આહા ! તમે કહેશો કે અહીં ગોયા કુદ્રત નાજનીન પોતાનો સુંદર દસ્ત લંબાવીને આપણને દિલોજાનીભર્યો આવકાર દેછે અને કોહેછે કે—દોસ્ત, તારી મરજી માફકની મજાહ માર !

આવા એક મુલકમાં હું પગ મૂકવા પામ્યો તે માટે હું મગરૂર છું. મારી જીંદગીના બનાવોમાંનો આખો એક હું ગણું છું કે જેણે મને આ દેશનાં દર્શન કરવાનો સંજોગ બનાવી આપ્યો. અને એ દેશ પણ કેવો ! ઉપર વર્ણવેલી તેની કુદ્રતી ખુબીઓનેજ માટે તે વખાણાતો નથી. સ્વિટ્ઝરલૅંડ તો કહાણી કિસ્સા જેવા વિચિત્ર તવારીખના બનાવોથી પણ ભરપૂર છે. પ્રખ્યાત **વિલ્યમ ટેલ**ની કહાણી એ દેશમાં જન્મ પામીછે. આજે અહીં પ્રજાનું રાજ્ય ચાલેછે, અને તેથી આગળા સ્વછંદી રાજાઓના સપાટામાંથી પણ આ દેશ મુક્ત થયોછે. ધર્મ પણ જે ગમે તે પાળવાની છુટ છે,

અને તેથી બીજા દેશોમાં રાજાના મજહબથી જુદા પડનારાઓ ઉપર જે જાતનું દબાણ હોય તેવું બી અહીં કાંઈ નથી. એ રીતે દરેક રીતે સ્વિટ્ઝરલૅંડ એક સ્વચ્છ, સ્વતંત્ર, સુંદર દેશ છે. અહીંનાં લોક સંતોષી છે. જોકે તેઓ મુખ્ય કરીને ખેતીબાન છે તોપણ કેટલાક પહાડી ભાગોમાં ખેતી નહિ થતી હોય ત્યાંનાં લોક તો ગાયઢોરનાં દુધ અને તેનાં વાણાંઓ ઉપરજ ગુજરાણ ચલાવેછે. લોકો આગતા સ્વાગતાવાળાં, ભોળાં અને વતન ઉપર જીવ આપનારાં છે. મોટાં શેહરોની મોજમજાહ અને બદીઓથી તેઓ નિરાળાં છે, અને દરબારી દમામ તેઓ જાણતાંજ નથી. અહીં મોટા અપરાધો ઝાઝા હોતાજ નથી, અને ફાંસીની સજા તો લગભગ કોઇ જાણતુંજ નથી. મર્દો એવા કદાવર અને શૂરા હોયછે કે ફ્રેંચ જેવી પ્રજાઓ તેમને પોતાની લશ્કરી નોકરીમાં દાખલ કરેછે.

મધ્ય કાળમાં આ દેશના લોકો, જેઓ સ્વિટ્ઝર અથવા સ્વિસને નામે ઓળખાયછે, અને જેમને આગળ હેલ્વેશેનું પણ નામ મળ્યું હતું, તેઓ જંગલી હાલતમાં હતા. રોમની શેહનશાહાતનું સત્યાનાશ વાળનારી જંગલી પ્રજાઓએ ચલાવેલી લુટમાં ભાગ લેનારા તેઓ પણ હતા. પણ ૧૩ મી સદીથી તેઓ તવારીખમાં જાણીતા થવા લાગ્યા. પ્રથમ ઑસ્ટ્રિયાએ તેમને પોતાના તાબામાં લીધા, પણ તેમના ઉપર જુલમાત પડવાથી તેઓએ બંડ ઉઠાવ્યું, ઑસ્ટ્રિયનોને હરાવ્યા, અને બેવેરિયાનાં રાજ્ય સાથ દોસ્તીના કરાર કીધા. આ રીતે મજબૂત થવાથી લાંબી મુદત સુધી આ પહાડી લોકોનું કોઇએ નામ લીધું નહિ. પણ ૧૮ મી સદીની આખરીએ ફ્રેંચોએ તેમનો મુલક પોતાનાં રાજ્ય સાથ જોડી નાખવાનો પ્રપંચ રચ્યો અને તેને તાબે કીધો. આ વેળા ફ્રેંચોનો દહાડો ચહડતોજ હતો તેથી ઑસ્ટ્રિયનોએ એકવાર ફરીને સ્વિસ લોકોને હાથ કરી લેવા માંજ્યા તેમાં તેઓ નાઉમેદ થયા. પણ અમીન્સ ખાતે ફ્રેંચોને તેમના હરીફો સાથ થયલા સુલેહના કોલકરાર મુજબ સ્વિટ્ઝરલૅંડ ખાલી કરી જવાની ફરજ પડી. એક તરફથી આમ થયું કે બીજી તરફથી બહાદુર સ્વિસ લોકે એકવાર ફરીને કોઈ પણ રાજ્યના તાબામાં નહિ રહેતાં સ્વતંત્ર થવા માંગ્યું. એ વેળા નેપોલ્યન બોનાપાર્ટનો અમલ હતો. તે એક મોટી ફોજ સાથ તેમના દેશમાં દાખલ થયો અને તેમને બીજાં યુરોપિયન રાજ્યોથી અલગ કરીને તથા તેમના અસલ રાજવહિવટનો ત્યાગ કરાવીને ફ્રાન્સનાં રાજમાં હતું તે કિસમનું બંધણ કબૂલ રાખવાની ફરજ પાડી. નેપોલ્યનની શિકસ્ત પછી સ્વિટ્ઝરલૅંડ સદાનું પ્રદેશી ઝુસરીમાંથી છુટું થયું અને ત્યાર પછી આજ સુધી સ્વિસ લોકો પોતાનો વહિવટ પોતેજ ચલાવતા આવ્યાછે. ફ્રેંચોની મદદથી નવાં રાજબંધણ તળે સ્વતંત્ર થયા પછી તેઓએ પોતાનાં રાજ્યને "હેલ્વેટિક રિપબ્લિક" નું નામ આપ્યું. રૂમી જમાનામાં આ દેશની પશ્ચિમે હેલ્વેશે નામે એક પ્રજા વસતી હતી તે ઉપરથી નવાં પ્રજાસત્તાક રાજ્યને ઉપલું નામ અપાયું હતું. આજનું સ્વિટ્ઝરલૅંડ અથવા સ્વિસ્સરલૅંડ નામ સ્વીટ્ઝ (Schweitz) નામના એક પ્રાંત ઉપરથી પડયુંછે, જે પ્રાંતે ઑસ્ટ્રિયનો સામે દેશને સ્વતંત્ર કરવામાં સર્વથી પહેલો અને મુખ્ય ભાગ લીધો હતો.

## કૉન્સ્ટેન્સ સરોવર ઉપરનો દેખાવ.

તા૦ ૯ મી, સોમવાર—આગળી રાત્રે મ્યુનિચથી ઉપડેલો આજે સહવારે ૪ વાગે હું **લિન્ડો** કસ્બામાં જઈ પુગ્યો, જે સ્વિટ્ઝરલૅંડની ઇશાણ સરહદ ઉપર આવેલોછે. **કૉન્સ્ટેન્સ** નામે મોટા સરોવરના કાંઠા ઉપરજ આ કસ્બો વસેલોછે. સરોવરની આ બાજુએ જર્મની અને બેવેરિયાના મુલકો આવેલાછે, અને પેલી બાજુએ સ્વિટ્ઝરલૅંડ દૂરથી પોતાની તરીતાજગી સાથ રમતું જણાયછે. આ સરોવર વળી **બોડન સી** (Boden See) ને નામે પણ ઓળખાયછે. તે ૪૫ મૈલ લાંબો ગયોછે, પણ તેની વચતાંમાં વધતી પહોળાઇ ૯ મૈલથી વધારે નથી. તેનો કાંઠો ૧૬૦ મૈલની લંબાઈ ધરાવેછે અને પાંચ જુદાં

જુદાં રાજ્યો તે ઉપર હકુમત ચલાવેછે. આ સરોવર બહુ ઉંડો છે, તોપણ ૧૮૭૯—૮૦ ના કકડતા શિયાળા વખ્તે તે આખો બંધાઈ ગયો હતો. એ સરોવરમાં રહૈન નદી સર્વથી પહેલી ખાલી થાયછે, કેમકે તે સ્વિસ પહાડોમાંથી પોતાનો જન્મ લઇને **શ્ટૈનેક** નામે કસ્બા આગળથી આ સરોવરને આવી મળેછે, અને ૪૫ મૈલની લંબાઈ સુધી તેમાંથી પોતાનાં પાણી ચાલુ રાખીને પછી **ઝેલ** સરોવર (L. Zell) માં દાખલ થાયછે, જ્યાંથી ઉત્તર તરફ **શ્ટૈન** ખાતેથી નવી રહૈનના ખુબસુરત વેશમાં તે આગળ વધી ઉત્તરે દરિયા તરફનો માર્ગ લેછે.

કૉન્સ્ટેન્સ સરોવરનું પાણી કાચ જેવું સાફ છે. લિન્ડોથી હું સ્ટીમર ઉપર ૮ વાગે સ્વાર થયો, જે આ સરોવરને કાંઠે આવેલાં બંદરો કરતી આગળ વધેછે. હજી મેં આ અદભૂત અજાયબીઓવાળા દેશના બીજા પ્રખ્યાત સરોવરો જોયા નથી, અને તેઓ સર્વ કરતાં આ સરોવર કુદ્રતી ખુબસુતીમાં ઉતરતો ગણાયછે, તે છતાં અત્યારથીજ તેના દેખાવો જોઇ હું તો છક થઇ ગયોછું. માર્ગમાં મળતાં નાનાં નાનાં ગામોને દૂરથીજ દર્શન દઈ હું ૯॥। વાગે **ફ્રેડરિકસહેવન** નામનાં બંદરે જઇ પુગ્યો, જ્યાંથી "કયસર વિલ્હેલ્મ" નામની નવી સ્ટીમર ઉપર સવાર થયો, અને ડુંગરો ઉપર વસેલાં ગામો અને પાણીની સપાટી ઉપરના દેખાવો તથા પહાડી ટોચો ઉપરનો બર્ફ જોતો આગળ વધ્યો. મને પાણીમાં ફરવું બહુજ ભાવેછે, અને આ સરોવરનું નિર્મળ પાણી તેને લગતા સઘળા સુંદર દેખાવોને લીધે મને ઘણોજ ખુશ બનાવેછે. એમાં માછલાં અસંખ્યાત છે. કાંઠો જાડી ધોળી રેતીનો નજર આવેછે, અને તેથી કાદવ કિચ્ચલ વિનાનો સાફ છે. આ સઘળું જોતો હવે હું **કૉન્સ્ટેન્સ** બંદરે જઈ પુગ્યો, જે ઉપરથી સરોવરને એજ નામ મળ્યુંછે. આ એક નાનું જુનું રોમન જમાનાનું ગામ છે. સરોવરમાં મજબૂત પથરથી બાંધકામ કરીને બંદર બનાવ્યુંછે. ગ્રાંડ ડચી ઑવ બેડન નામના પ્રાંતનું આ મુખ્ય શેહર છે. અહીંથી રહૈન ઉપલા સરોવરમાંથી નિકળીને મેં ઉપર કહ્યું તેમ ઝેલ નામના બીજા સરોવરમાં દાખલ થાયછે. બંદરને કિનારે એક નાનો બાગ બનાવેલોછે. ગામના રસ્તા સાંકડાછે. એક જુનું દેવળ ૧૬ મી સદીનું બાંધેલુંછે, જેનો મિનારો ઘડિયાળ સાથેનો છે. મારી બીજી સ્ટીમરની અહીં પાછી બદલી થઈ, અને હું ત્રીજી ઉપર ચહડી બેઠો, જે દરમયાન બે કલાક અતરે થોભવું પડયાથી કૉન્સ્ટેન્સ ગામમાં ફરી આવ્યો. હવે સ્ટીમરે એક અજાયબી તરફ ચાલવા માંડયું. તે હવે ઝેલ સરોવર પસાર કરીને બહાર નિકળી કે પાછો રહૈન નદીમાં મેં પોતાને જોયો.

## શ્કેફહૌઝન.

કૉન્સ્ટેન્સ ગામથી સરોવર સાંકડી પટીનો બની જાયછે, જે ઉપર ત્રણ તાકનો એક પુલ બાંધેલોછે. આગળ ચાલતાં ઝેલ સરોવર પાછો પહોળો બનેછે, પણ પછી એક વાર ફરીને તે સાંકડો બની જઇ અંતે **શ્ટૈન** આગળ રહૈન નદીમાં બદલાઇ જાયછે. શ્ટૈન બંદરેથી બહુજ સરસ દેખાવ શરૂ થાયછે અને તે સ્કેફહૌઝન ગામ (Schaffhausen) સુધી ચાલુ રહેછે. રસ્તે ચાર પાંચ પુલો મળેછે, જેમાંનો એક રેલવેનો બહુ ઊંચો છે. નદીના બંને કિનારા પહાડો અને હરિયાળીથી ભરપૂર છે. ડુંગરોએ તમામ લીલો પોશાક પહેરેલોછે. સુધરેલાં દેશોમાં મેં જમીનના નાના ટુકડાઓ ઉપર મોટે ખર્ચે અને ભારી મેહેનતે બગીચાઓ બનાવેલા દીઠાછે, પણ અહીંતો પહાડી જમીન ઉપર મૈલોના મૈલો સુધી કુદ્રતી બગીચાઓ બની રહેલાછે, જેમાં લીલાં ઘાસના સુંવાળા નરમ ગાલીચા બિછાવેલા અને સીધાં મોટાં ઝાડો ઉગી નિકળેલાં આપણી નજર આગળથી ખીસતાં જણાતાંજ નથી. બંને કિનારાઓની આવી અનૂપમ હરિયાળી વચેથી સુંદર, સ્વચ્છ, મોટી રહૈન નદી પસાર થાયછે, જે ઉપરથી પસાર થવું કેવું મનોહર લાગેછે!

તા૦ ૧૦ મી, મંગળવાર—આજ સાંજે હવે અમે સ્કેફહોઝન ગામ તરફ આવી લાગ્યા, જ્યાં જે

## રહૈન નદીનો ધોધ

બનેછે, તે આખા યુરોપમાં બહુ વખણાયછે. આ ગામ સુંદર કુદ્રતી દેખાવોથી ભરપૂર છે. અહીં હું આજ સાંજે આવી પુગ્યો, અને "હૉટલ ક્રોન" (Krone) નામનાં પહોંચખાનામાં ઉતારો લીધો. વસ્તી ૧૨૩૦૦ માણસોની છે. ગામ ધોધથી બે મૈલ ઉંચુ વસેલું છે, અને તેથીજ અહીં નદીમાં આગળ વધતી બોટો અટકી પડેછે. ગામનાં ઘરો અસલી ઢબછબનાં અને વિચિત્ર છે. તેની આસપાસ છ ભાગોળો સાથ કોટ બાંધી લીધેલોછે, તથા ૧૬ મી સદીનો એક મોટો કિલ્લો અને ૧૨ મી સદીનું એક રૂમી ઢબછબનું દેવળ છે. નદી ઉપર બે આર્કોનો એક નવાઇ જેવો લાકડાંનો પુલ બાંધેલોછે. આ પુલને માટે કહેછે કે અહીં નદીનાં પાણીની ઝડપ અને જોર બહુજ હોવાથી તે ઉપરના મજબૂત પથરના અનેક પુલો તેણે તોડી નાખ્યા હતા. આ ઉપરથી એક સુતારે તે ઉપર એક લાકડાંનો પુલ બાંધવાની સરકાર કનેથી પરવાનગી માંગી. તે માત્ર એકજ આર્કોનો બાંધનાર હતો, પણ ગામના સત્તાવાળાઓએ ઓછામાં ઓછાં બે આર્કોની શરત કરવાથી તેણે તેમજ કીધું. આ પુલ ૪૦૦ ફીટ પહોળો છે, અને તેની રચના એવી કીધીછે કે એકજ માણસ તે ઉપરથી પસાર થાય તો પુલ હાલેછે, તોપણ તે ઉપરથી સેંકડો મણના વજનનાં ગાડાં આસાનીથી પસાર થઈ શકેછે. આ પુલ પેલા અભણ સુતારે પોતાનાં બુદ્ધિ બળથી ત્રણ વરસમાં તૈયાર કરી આપ્યો, જે પાછળ ૮૦૦૦ પૌંડનો ખર્ચ બેઠો હતો. ઑસ્ટ્રિયન લોકોના હાથ ઉપર ૧૭૯૯ માં હાર ખાધા પછી સ્કેફહોઝન ખાલી કરી જતી વેળા ફ્રેંચોએ આ પુલ બાળી નાખ્યા બાદ ઉપલીજ ગોઠવણ ઉપર તેને નવેસરથી બાંધવામાં આવેલોછે.

રહૈન નદીનો ધોધ જોવા માટે આ ગામથી બે મૈલ દૂર ન્યુહોસન (Neühausen) નામનું ગામ છે ત્યાં ઑમ્નીબસ મારફતે જવું પડેછે. આ ધોધ ખાતે નદી ૪૦૦ ફીટની પહોળાઇ સાથ ૧૦૦ ફીટની ઊંચાઇએથી નીચે એકજ કુદકામાં પડતી જણાયછે, તો જોકે તેના કુદકા ખરૂં જોતાં ત્રણ છે. આખા યુરોપમાં આ ધોધ સર્વથી મોટો છે. ચંદરણીમાં અથવા સહવારે અને સાંજે તેને જોવાથી વર્સાદના જેવી રંગીન કમાન સાથનો ધોધનો દેખાવ બહુજ સુંદર લાગેછે. ધોધ પડતી વેળા તેની નીચે આપણ આસાનીથી ઊભા રહી શકિયે છિયે, કેમકે જોકે તેના પડવાથી છાંટીઓ ચોતરફ ઉડેછે ખરી તોપણ આપણ ભિંગાઇ જતા નથી. ધોધ પડવો શરૂ થવા આગમજ પાણી અતિ ઝડપથી વહેવા માંડેછે, જેને "રૅપિડસ" (Rapids) કહેછે. ધોધની વચ્ચે બે ખડકો છે અને તેથીજ તેના ત્રણ વિભાગ પડી ગયાછે. આમાંના એક મોટા ખડક ઊપર બોટમાં બેસીને જઇ શકાયછે, અને ત્યાંથી દેખાવ ઘણોજ મનહર લાગેછે. પણ બોટ નાની હોવાથી પાણીના છાંટા ઉડેછે અને વળી તે હાલેછે, માટે તેમાં બેસી નહિ રહેતાં ખડક ઉપર ઉતરી પડિયે છિયે તો ત્યાં છત્રીરોકી ઉભા રહેવાની જગા બનાવીછે ત્યાંથી ધોધનો અચ્છો દેખાવ નજરે પડેછે. આસપાસનો કુદ્રતી દેખાવ મોહ પમાડે એવો છે. નદીના કાંઠા સફેદ નાના કાંકરાઓથી ભરાયલા દિસેછે, અને અહીંથી લાબે સુધી તેમાં એજ કાંકરા નજર આવેછે. નદીનું તળિયું પણ એવાજ મોટા કાંકરાઓથી ભરેલું છે. પાણી નિતરાં કાચ જેવાં છે, તેથી છાલકાં તળિયાંમાં આ પથરા જણાઈ આવેછે. ધોધની આજુબાજુ ઉંચા કિનારાઓ ઉપર ઘરો બાંધેલાંછે, તેમાં વસનારાંઓને તો આ સુંદર ધોધની મજાહ હમેશ મળતી રહેછે.

પણ એજ કાંઠાના સૌથી ઉંચા ડુંગર ઉપર શ્વેઝરહૉફ (Schwezerhof) નામે એક મેહેલ છે, તેની આસપાસ લીલાં ઝાડપાન સાથ આ ધોધનો દેખાવ ફરી વળ્યોછે. નદી ઉપરથી

રેલવેનો ૯ તાકનો મજબૂત પુલ પસાર થાયછે, અને તેનાં આ ઝડપ ધરાવનારાં પાણીને આટો પીસવાની મિલો વગેરે ચલાવવા માટે ઉપયોગમાં લેવામાં આવેછે. આમાંની એક મિલ તથા ગામનો બારીક દેખાવ તે ઊપરથી જોઇને હવે હું આ દેશની એક બીજી અજાયબી જોવા ચાલ્યો. બપોરે ૧૧ વાગે હું **વિંટરથર** ગામને માર્ગે

## ઝુ રિ ચ

તરફ રવાના થયો, અને પુલ ઉપરથી રહેનને કાંઠેકાંઠેથી દોડતી રેલવે મારફતે બે કલાકમાં ત્યાં જઈ પુગ્યો. હું કહેતાં ભૂલી ગયો કે સ્કેફ્હૌઝન ગામમાં દુધ, મેવો, ભાજીપાળો વગેરે સઘળું સસ્તું છે. આ દેશનાં ઘરો ઘણું કરીને બહુ પુરાણાં અને બેઠા ઘાટનાં બાંધેલાંછે. કેટલાંક ઘરો તો નદીની અંદર દિવાલો બાંધી તે ઉપર ઉભાં કરેલાંછે, પણ તેમને વર્ષોવર્ષ દુરસ્ત કરવાને બદલે એમનાં એમ ભાગતુટની હાલતમાં નાખી મૂકેલાં જણાય છે. સ્કેફ્હૌઝન અને ઝુરિચની વચેના રસ્તા ઉપર ફળોનાં ઝાડોની હારની હાર જણાયછે, અને જાણે તેઓ આપણને પોતાની મોજ આપવા બોલાવતાં યા નોત્રું દેતાં હોય તેમ લાગી જાયછે. તેમની ડાળો પેર, ઍપલ, વગેરે ફળોના જબરા બોજો ઉપાડી નહિ શકાયાથી ઝુમી પડેલીછે.

ઝુરિચનાં વખાણાયલાં "હૉટેલ નાશનલ"-માં હું ઉતર્યો, જેની ઇમારત બહુ સરસ છે. આ કંઇ મોટું શેહર નથી. પાયતખ્ત બર્ન કરતાં એ ઘણું નાનું છે. એની વસ્તી ૯૦૦૦૦ માણસોની છે. એનું અસલી નામ **ટુરિકમ** (Turicum) છે, અને આજે તે **ઝુર્ચ**ને નામે પણ ઓળખાયછે. એ દરિયાની સપાટીથી ૧૩૫૦ ફીટ ઉંચું છે, અને એક પહાડી ખીણમાં **લિમટ** (R. Limmat) નામની નદી ઉપર વસેલું છે. એનાં રક્ષણને માટે આસપાસ કોટ બાંધી લઈ ખાઇ ખોદેલીછે. મોહોલ્લા સાંકડા અને ઘરો અસલી ઢબછબનાં છે. અહીંની યુનિવર્સિટી ૧૮૩૨ માં સ્થાપેલીછે. ડોસાં ડગરાં, અપંગ માણસો, અને અનાથ બાળકોને માટે અહીં જુદાં જુદાં આશ્રમસ્થાનો છે. ૧૬૨૦-માં સ્થાપેલું એક પુરાતન કેતાબખાનું છે, તેમાં ૮૦૦૦૦ પુસ્તકો, હસ્તલેખો, અને ૪૦૦૦ સિકાઓ ભેગાં કરેલાંછે.

તોપખાનાંમાં પ્રખ્યાત **વિલ્યમ ટેલ**ની એક કમાન જાળવી રાખેલીછે, તેમજ ઉપલાં કેતાબખાનામાં ઇંગ્લંડવાળી પેલી દુખી બાઇ લેડી **જેન ગ્રે**એ સુંદર લૅટિન અને જર્મન ભાષામાં તે જમાનાના પ્રખ્યાત સુધારક **બુલિન્જર** (Bullinger) ઉપર લખેલાં પત્રો પણ સાચવી રાખેલાંછે. શેહરમાં સ્વિસ લશ્કરની મોટી છાવણી રહેછે.

અહીંથી થોડેક દૂર **વેટલિબર્ગ** (Mt. Vetliberg) નો ઉંચો પહાડ આવેલોછે, ત્યાં હું રેલવેમાં બેસીને ગયો. ત્રેનમાં માત્ર બેજ દબા જોડવામાં આવેછે. એનજીન સીધું નહિ પણ આડાતેડા રસ્તા ઉપરથી ચક્ર લેતું ઉંચું ચહડેછે અને તેથી પહાડ ઉપરનો દેખાવ જોવાનું ઠીક બનેછે. પહાડ પૈન, ઓક, વગેરે તરેહવાર ઝાડોથી ભરેલો છે. એ ઉપરથી ઝુરિચ શેહર તથા ઝુરિચ સરોવરનો દેખાવ ઘણોજ સરસ લાગેછે. મથાળે બર્ફ જમેલો, નીચેથી નદી પસાર થતી; એક હાથ ઉપર શેહર, બીજા હાથ ઉપર સરોવર; એક તરફ પહાડોની હાર, બીજી તરફ ઝાડોની અલગાર; આ તરફ લીલાં ઘાસનાં મેદાનો, પેલી તરફ છુટાછવાયા બંગલા અને ઘરો:—એ સઘળો દેખાવ ઘણોજ દિલ બેહલવનારો અને જોવાજોગ લાગતો હતો. આ પહાડ ઉપર સેંકડો લોકો હવા ખાવા, મોજ મારવા અને આસાયશ મેળવવા આવેછે, અને તેથી અહીં પોહોચખાના અને ખાનપાનનાં ઘણાં ઠેકાણાં છે. ઝુરિચમાં જો પહેલી અગત્યનું કંઇબી હોય તો તે આ પહાડ છે.

શેહરની પડોશમાંજ અગ્નિખુણા તરફ એજ નામનો એટલે **ઝુરિચ સરોવર** (L. Zurich) આવેલોછે, જે ૨૫॥ મૈલ લાંબો અને ૨॥ મૈલ પોહોળો છે. એનાં પાણી પણ પારદર્શક અને લીલા રંગનાં છે, અને આખા કાંઠા ઉપર આલ્પ્સ પર્વતના

ડુંગરો અને તેઓમાં વસેલાં ગામો ફરી વળેલાંછે. ઝુરિચ સરોવરનો આકાર અર્ધા ચાંદ જેવો છે. સરોવર ઉપર નાની બોટો ફર્યા કરેછે. શેહર તરફથી સરોવરનો કાંઠો સફેદ પથર વડે બાંધી લીધોછે, ને ત્યાં રેતી પાંથરેલીછે તથા બાંકો ગોઠવ્યાછે. પછવાડે એક સુંદર બાગ બનાવ્યોછે. અહીં લોકો હવા ખાવા આવેછે, તથા બોટોમાં બેસી સરોવરને એક નાકેથી બીજે નાકે સેલ કરી આવેછે. કાંઠાપરનો સર્વે દેખાવ ખુશનોમાં અને મનપસંદ લાગેછે, જેમાં વધારાની જરૂર હોય તેમ રાત્રે વિજળિક રોશની કરવામાં આવેછે. રાત્રે પણ લોકો બોટોમાં મજાહ મારવા નિકળી પડેછે, અને લીલી રોશનીથી તેઓ દૂરથી આગિયા કીડા તરતા હોય તેવી લાગી જાયછે. ઉપર કહેલી લિમટ નદી આ સરોવરના એક કાંઠા દાખલ શેહરમાંથી પસાર થાયછે.

તા૦ ૧૧ મી, બુધવાર—આજ દિને સહવારે હું ૬।। કલાકે ઝુરિચ છોડી ગયો, જ્યાંનાં લોકો જે કુદ્રતી મજાહ ભોગવેછે તે મારે મનથી મોટું સુખ ભોગવેછે, અને તેટલામાટે આ શેહર ભેટ લેવા લાયક વાજબી રીતે ગણાયછે. હવે મેં પાયતખ્ત

**બર્ન**

શેહર તરફ ચાલુ મૂકયું. જેમ જેમ એ શેહર તરફ જતાયે છિયે તેમ તેમ દેખાવ બહુ સારો લાગેછે. રસ્તે રસ્તે ખેતી કરેલી જણાયછે. કેટલાંક ખેતરો તમામ ઘાસચારાથીજ ભરેલાં હતાં, જેમને માથે પહાડો ઝાડોથી ભરપૂર ઉભેલા બહુ શોભાયમાન લાગેછે. સહવારે ૧૦ વાગે હું આ નાનકડાં સુંદર શેહર ખાતે આવી પુગ્યો, જે તેવીજ નાનકડી **આર** (Aare) નદી ઉપર આવેલુંછે. એ નદી ઉંચા ડુંગરાઓ વચેથી વહેછે અને એનું પાણી કાચ જેવું પારદર્શક છે. આ નદીથી, આસપાસનાં ઝાડપાન અને પહાડોથી, તથા ફરતી લીલોત્રીથી બર્ન શેહરને એવો વિચિત્ર દેખાવ કુદ્રતે બક્ષયોછે કે તેથી તેની શોભામાં ઘણો વધારો થાયછે. એ શેહેરનું નામ 'બારેન' (Bären) એટલે 'રિંછ' ઉપરથી પડયુંછે, અને તે ખુદ આર નદીથી ૧૦૦ ફીટ ઊંચું તથા દરિયાની સપાટીથી ૧૭૬૫ ફીટની ઊંચાઇ ઉપર વસેલુંછે. એની વસ્તી ૪૭૦૦૦ માણસોની છે. જેમ શેહેરની આસપાસનો દેખાવ મોહ પમાડનારો છે, તેમ ખુદ શેહેરમાં પણ રમણ્ય દેખાવો ઘણા છે. અહીં એક આર્કાદાર, ચિત્રવિચિત્ર મહોલ્લો એક મૈલની લંબાઇનો છે. અહીં એક દેવળ છેક ૧૫ મી સદીનું જુનું છે, જેને બંધાઈ તયાર થતાં ૧૫૦ વરસ લાગ્યાં હતાં. તે ૨૮૦ ફીટ લાંબું, ૧૧૦ ફીટ પહોળું અને ૭૬ ફીટ ઉંચું છે. તેને ગૉથિક ઢબછબ ઉપર બાંધેલુંછે, અને તેનો મિનારો ૨૩૪ ફીટ ઉંચો છે. દેવળની અગાસી ઉપર **બર્થોલ્ડ વૉન ઝાહરિંજન** (Berthold von Zähringen)નું બાવલું ગોઠવેલુંછે, જે એક અમીર હતો, અને જેણે આ બર્ન શેહેર ૧૧૯૧ માં વસાવ્યું હતું. નદીથી બનેલા એક નાના ભૂશલાકા ઉપર બર્ન આવેલુંછે. એનાં ઘરો ઘણાંખરાં સફેદ પથરનાં બાંધેલાંછે, રસ્તાઓ પહોળા અને ખડી પુરીને મજબૂત બનાવેલાછે, તથા વચેથી એક નેહેર પસાર થાયછે, જેના કાંઠા પથરથી બાંધી લીધેલાછે. અહીંનાં તોપખાનામાં એક નવાઈ જેવું બાવલું છે. તે લાકડાંનું બનાવેલું છે અને તે પ્રખ્યાત વિલ્યમ ટેલનું છે. પોતાના બેટાનાં માથાં ઉપર લીંબુ મૂકીને તેને નિશાન કરતો દેખાડનારૂં આ બાવલું છે. સ્વિટઝરલેંડની ફેડરલ કૌન્સિલનું બર્ન મથક છે, જે જોવા માટે માત્ર એક ફ્રાંકની ફી પડેછે. એ મકાનના ઉપલા મજલા ઉપરથી શેહેરનો દેખાવ ઘણોજ અછી રીતે નજરે પડેછે.

આલ્પસ પર્વતો ઉપર મુસાફરી કરીને થાકેલા પ્રવાસીઓને માટે આ શેહર આસાયશનું ધામ ગણાયછે. અહીં બીજીબી કેટલીક જોવા જોગ જગ્યાઓ અને ઇમારતો છે, પણ તેઓ સર્વની ભેટ લેવાનો મારી કને પુરતો વખ્ત ન હતો, માટે હું **થુન** (Thun) ગામ તરફ રવાના થયો, જ્યાં એજ નામનો એક સુંદર સરોવર જોવાનો હતો.

### સરોવરો ઉપરની મજાહ.

બે કલાકમાં હું થુન પહોંચ્યો, જ્યાંની વસ્તી ૫૨૦૦ માણસની છે. એ ગામ પણ આર નદી ઉપરજ આવેલું છે, અને બર્નથી ૧૮ મૈલ દૂર છે. બર્ન કરતાં તે વધારે ઉંચા પર્વત ઉપર છે, કેમકે દરિયાના સપાટીથી એની ઉંચાઇ ૧૮૪૫ ફીટની છે. થુન સરોવરના છેડા ઉપર આ ગામ વસેલું છે. સરોવર પોતે ૧૦ મૈલ લાંબો અને બે મૈલ પહોળો છે. એનું પાણી સ્વચ્છ બિલોર જેવું છે, અને આસપાસનો દેખાવ ઘણોજ દિલપસંદ છે. તેની આસપાસના ૭ થી ૮૦૦૦ ફીટ ઉંચા પહાડો બર્ફથી ઢંકાયલાછે, અને ઝાડપાન તથા લીલોત્રી તો એટલીબધી છે કે ગરીબ, સંતોષી રહેવાસીઓનાં મકાનો પણ તેથી ગોયા છવાઈ ગયલાંછે. પાણી એટલું નિતરં છે કે તેમાં તરતી માછલીઓ, તેમને પકડવા માટે નાખેલી જાળ, તથા સરોવરનું તળિયું પણ સપાટી ઉપરથી જોતાં આપણ કાચમાંથી જોતા હોઇયે તેમ નજરે પડેછે.

અહીં એક બીજોબી સરોવર છે. તે **બ્રિયેન્ઝ** (L. Brienz) ને નામે ઓળખાયછે. તે સાંકડો ને લાંબો છે. તેના બંને કાંઠા પણ પહાડોથી ઉંચા ગયલાછે. તેની લંબાઇ ૮॥ મૈલની અને પહોળાઈ ૧॥ મૈલની છે. દરિયાની સપાટીથી તે ૧૮૬૦ ફીટ ઊંચો છે. થુનથી રેલવેમાં બેઠા કે ૮ મિનિટમાં આ સરોવર તરફ આવી પુગાયછે, અને અહીંથી સ્ટીમર ઉપર ચહડી બેઠા કે બીજી ૧૦ મિનિટમાં **ગૈસબાખ** (Giessbach) નામના પાણીના ધોધ આતે આપણ જઈ પુગિયે છિયે. આ સઘળા પહાડો, અને સરોવરો અને ધોધ, નદી તથા બર્ફ અને ઝાડપાનના દેખાવો જોતાં જોતાં આપણને એવું લાગી જાયછે કે જાણે આપણ આ દુનિયામાં નહિ પણ કોઈ બીજીજ ભૂમિ ઉપર ફરિયે છિયે. આલ્પસનાં ઉંચાં શિખરો ઉપર સદા બર્ફ પડેલો રહેછે, અને ત્યાં ઝાડપાનનું નામ નથી—સઘળા ખડક અને પથરજ છે. પણ આ સરોવરો તરફ તો ઝાડપાન બેશુમાર છે, અને ઘાસચારો ઉગવાથી આ તરફ તમે લીલાંલહેર જુઓછો. અહીં એકુતો ગામઢોર ઉપર ગુજારો કરેછે. સરોવરમાંથી પસાર થતાં ઉંચા પહાડો ઉપરનો બર્ફ પિગળીને જુસ્સા સાથ નીચે પડેછે. ગૈસબાખ નામની બર્ફની નદી આમ પડેછે. એ ધોધ ૧૧૫૦ ફીટની ઉંચાઇએથી જુદા જુદા કટકામાં પડેછે, અને તે દેખાવ પણ સુંદર લાગેછે.

આ દેખાવ જોઇને હવે હું લુસર્ન જવા નિકળ્યો. આ દેશના જુદા જુદા સેંકડો દેખાવોનો વૈભવ ભોગવવા સેંકડો મુસાફરો આવેછે, અને તેથી તમે જ્યાં જવા માંગો ત્યાં તમને લઇ જવાને થકી કેયે ત્રેનો તો કેયે સ્ટીમર તૈયાર ઊભેલી હોયછે. બ્રિયેન્ઝ ૨૮૦૦ માણસોની વસ્તીનું એક નાનું ગામ છે. લોકો લાકડાંનાં ઘરોમાં વસેછે, અને તેમનો મુખ્ય ધંધો કોતરકામનો તથા પનીર બનાવવાનોછે.

આ ગામથી લુસર્ન જતાં માર્ગમાં ૮ મૈલ ઉપર **મૈરિન્જન** (Meiringen) નામનું બીજું ગામ આવેછે, જેની વસ્તી પણ તેના જેટલીજ છે. હાસલી નામે ખીણનું આ મુખ્ય મથક છે, અને તેબી આર નદી ઉપરજ છે. એ ગામ દરિયાથી ૧૯૭૦ ફીટ ઉંચું છે અને પોતાની સ્વચ્છ અને તાજી હવાને માટે બહુ વખણાયછે. અહીં ચાર પહાડી રસ્તા એક બીજાને આવી મળેછે. ૧૮૭૯ માં અહીંનાં ૧૦૦ લાકડાંનાં ઘરો બળી ગયાં હતાં, અને ત્યારબાદ ૧૮૯૧-માં લગભગ આખું ગામ બળી ગયું હતું, તેથી આજે મને ગામનો દેખાવ ઘણો રમણ્ય લાગ્યો નહિજ. તોપણ ગામની ઇમારતો પાકી બંધાવા લાગીછે. આ ગામ આગળ ચો તરફથી ધોધો પડેછે. મેં અછડતા સાત આઠ ગણ્યા, પણ મારી નજરની બીજી બાજુએથી બીજા વધારે પડતા હોવા જોઇયે. હાસલીની ખીણ ગોયા અમેરિકામાં જોઈ હતી તેવી નાનકડી યોસેમૈટની ખીણ હોય તેમ લાગેછે. ઉપલું ગામ બંને બાજુએ ઉંચા ઉભેલા પહાડોની વચ્ચે આવેલું છે, અને પહેલા તથા બીજા વર્ગના મળી માત્ર બેજ ડબા લઇને એન્જીન અહીંથી પહાડ ઉપર બનાવેલા રસ્તા



લુસર્ન સરોવર અને તે ઉપરનું ગામ.

[જુઓ સફે ૩૧૧.

ઉપરથી ચ્હડેછે. ઠેક મથાળે અમે જઇ પુગ્યા ત્યાં "બ્યર્ફ્ટ" સ્ટેશન આવ્યું, જયાંથી એક તરફથી ઉંચે જોઇયે તો આલ્પ્સનાં બર્ફથી ઢંકાયલાં શિખ્ખડ અમારી લગભગ નજદીક આવી ઉભેલાં અમને લાગ્યાં, ત્યારે બીજી તરફથી નીચે જોતાં ગામ, ઘોઘ, અને વચેથી પસાર થતી નદી એક લીસોટા જેવી જણાઈ. સ્ટેશન મૂકી આગળ ચાલ્યા તો ઠેઠ લુસર્ન સુધીનો સર્વ દેખાવ પહાડી, પણ તમામ વિચિત્રતાથી ભરપૂર દીસ્યો. આજુબાજુ પહાડો, ઉંચે ટોંચપર બર્ફ, માર્ગમાં સરોવરો, ચોતરફ ઝાડપાન, અને જયાં નજર નાખો ત્યાં લીલોત્રી, તેઓમાંથી વળી પસાર થતાં નદીનાળાં—એ સર્વ દેખાવ જોતાં આંખ કદી થાકતી નહિ, પણ તેને અછી ટાઢક મળતી હતી. આ મુજબના સર્વ દેખાવો જોતો હું સાંજે ૭ા કલાકે

### લુસર્ન

જઈ પુગ્યો અને એક હૉટેલમાં ઉતર્યો. ગામ અને સરોવરને આ એકજ નામ મળેલું છે. ગામની વસ્તી ૨૧૦૦૦ માણસોની છે, અને તે **રિયુસ** (R. Reuss) નામે નદી ઉપર આવેલું છે. આ નદી ઉપર બે પુલો બાંધેલાછે અને તે બંને ઉંઘાડા નહિ પણ બંધ્યાર છે. એઓમાંના એકની દેવાલો ઉપર સ્વિસ તવારીખના અને બીજા બનાવોનાં ૧૫૪ ચિત્રો ચિતારેલાંછે, અને બીજા ઉપર મોતના દેવના નાચનાં ચિત્રો છે. જેમ અહીંનું દેવળ ૧૨ મી સદીનું તેમ પુલો ૧૪ મી સદીના બાંધેલાછે. સરોવરનાં પાણી કેટલાં ઉંચાં ચ્હડેછે તે તપાસવાને માટે એક મિનારો બાંધેલોછે. આ જગા ઉપર આગળા જમાનાઓમાં એક દીવાદાંડી હતી, જેનાં સ્વિસ નામ 'લુસર્ના' (Lucerna) ઉપરથી શેહરનું નામ પડેલું છે. સરોવર બહુ ખુબસુર્ત છે. આખા સ્વિટ્ઝરલેંડમાં પહાડી તારીફલાયક કુદ્રતી દેખાવો માટે આના જેવો બીજો એકે સરોવર નથી. એની લંબાઇ ૨૫ મૈલની છે, અને એ ૫૧૦ ફીટ ઉંડો છે. એનો સર્વથી જોવાલાયક ભાગ દક્ષિણ છેડા આગળનો છે. **પૈલેટસ** (Mt. Pilatus) અને **રિઘિ** (Mt. Righi) નામે પહાડોની વચે એ આવેલોછે. આખા યુરોપમાં એની બરાબરનો સુંદર બીજો કોઇ સરોવર મનાતો નથી. દરિયાની સપાટીથી એ ૧૪૩૩ ફીટ ઉંચો છે. એનો આકાર એક ક્રૂસના જેવો છે, અને ૨૫ મૈલની લંબાઇ છતાં તે માત્ર એકથી સવા મૈલ જેટલોજ પોહોળો છે.

તા૦ ૧૨ મી, ગુરૂવાર—લુસર્નમાં પહેલી રાત ગુજારી બીજી સહવારમાંજ એટલે આજે કુક એંડ સનની ઑફિસમાંથી મેં ઉપર કહેલો પૈલેટસ પહાડ જોવા જવાની પહેલા વર્ગની રિટર્ન ટિકિટ મંગાવી, અને પછી સરોવર જોવા નિકળી પડયો. આહા! તે કેવો સુંદર દેખાવ આપણી નજર આગળ ધરેછે! ખચિત, તે હું કદી ભૂલીશ નહિ. ઉંચા ફરતા પહાડોની વચે આ એક પાણીનું બિયાબાનછે, જેનો રંગ આસ્માની છે. ઉપરથી આકાશ એજ રંગનો છે, અને જો પહાડોથી આકાશ અને પાણીના આ રંગો જુદા પડત નહિ તો પ્રવાસીને એ બે રંગો એક બીજા સાથ મળી ગયલા દેખાત અને સરોવરનો છેડો કયાં આવેછે તે માલુમ પડત નહિ, અથવા આકાશ તેનાં પાણીને કયાંથી વાંકો વળીને ચુંબન કરેછે તે કોઇ કહી શકત નહિ. સરોવર લાંબો હોવા છતાં પહાડોમાં તે વાંકો ચુકો રસ્તો લેછે. ઝુરિચ કે થુન વગેરે સરોવરોના કુદ્રતી દેખાવોને આ લુસર્ન ટકર મારે એવો ઉત્તમ છે. ઉંચા, સીધા પહાડો બોડકા કે નાગા નથી, પણ માથે બર્ફની ટોપી અને શરીર ઉપર લીલાં ઝાડોનાં વસ્ત્ર પહેરીને ઉભાછે. પાણી સ્વછ અને શાંત છે, જે ઉપર સડસડિટ દોડતી સ્ટીમર જાણે કોઇ આ નહિ પણ પેલી દુનિયાના—ગોયા ઇનસાનના નહિ પણ પરીઓના—મુલકના દરિયામાં દોડતી હોય એમ લાગી જાયછે. મેં ઘણાબી સરોવરો જોયાછે, પણ આ લુસર્નની બરાબરનો બીજો કોઈ મારા દીઠામાં આવ્યો નથી. એ ઉપર ફરતાં અને એની આસપાસ કુદ્રતે પાંથરેલા મનમોહન દેખાવો જોતાં મને એમ લાગતું કે અહીંજ એક ઝુપડું લઈ પડી રહું અને મારી બાકીની જીંદગી આ અદ્ભુત પહાડી દેખાવો જોયા કરૂં તો કેમ?

## પૈલેટસ પહાડ ઉપરની મજાહ.

એમ કરતાં હવે સ્ટીમરે મને પૈલેટસ પહાડના પાઉં આગળ ઉતારી પાડયો, અને એક તૈયારજ ઉભેલાં એન્જીને એક બે દબા સાથ એ પહાડ ઉપર ચહડવા માંડયું. દરેક દબામાં ચાર લાંબા કંપાર્ટમેંટ હોયછે અને દરેકમાં આઠ માણસ બેસેછે, માટે કુલે ૩૨ ઉતારૂઓને લઇને એન્જીન ઉપર ચહડેછે. ખરૂં પુછાવો તો તે પોતાની મેળે ચહડતું નથી પણ તેને તારનાં મજબૂત દોરડાં મારફતે ખેંચી લેછે.

પૈલેટસ ચુનાના પથરનો બનેલોછે. તેની અનેક ટોંચો છે, જેમાંની એક ઇઝલ (Esel= 'ગધેડું') ૬૯૬૫ ફીટ ઉંચીછે. તે એક સુંદર પિરામિડ જેવી ઉંચી ગયલીછે. એ ટોંચ ઉપર જવા માટે રેલવે લાઇન બાંધેલીછે, અને તે ઉપરથીજ અમે હાલ ટોંચ ઉપર મજાહ મારિયે છિયે. આખી લાઇનની લંબાઇ ૫૦૪૯ ફીટ, એટલે નજદીક ૩ મૈલની છે. પહેલું સ્ટેશન, જ્યાંથી લાઇન શરૂ થાયછે તે, દરિયાથી ૧૪૪૭ ફીટ, પણ સર્વથી છેલું સ્ટેશન, જ્યાં લાઇન આખર થાયછે તે, ૬૭૯૧ ફીટ ઉંચું છે. માર્ગમાં અમને ઝરાઓ અને નાળાંઓ મળ્યાં હતાં, જેમની ઉપર ટ્રેનને પસાર થવા માટે પથરનાં આર્કો બાંધેલાંછે, પણ લોખંડના પુલ જેવું તો આખી લાઇન ઉપર કેથે જોવામાં આવતું નથી. ટ્રેનની ઝડપ ઊપર ચહડતી તેમજ નીચે ઉતરતી વેળા એકસરખીજ, યાને દર મિંનેટે ૬૫ વાર અથવા ૨૭ મિનિટે એક મૈલની છે. નીચેનું સ્ટેશન છોડતાંજ ટ્રેન મેદાનો અને ખેતરોમાંથી રસ્તો લેછે, જ્યાં જાત જાતનાં ફુળો વગેરેનાં ઝાડો ઝુકી રહેલાં હોયછે. એ પછી મોટું જંગલ આવેછે, જેમાં તરેહવાર નાનાં મોટાં વૃક્ષોની અલગાર લાગી રહેલીછે, અને તે સિવાય બીજું કંઇ દેખાતુંજ નથી. એમ કરતાં અધવચ્ચ રસ્તે એક ખાઈ આવેછે, જ્યાં પાણી લેવા માટે એન્જીન થોભેછે. આ ઉંડી ખાઇ ઉપર પથરનો પુલ બાંધેલોછે. તે પસાર કીધો કે એક બુગડો આવેછે, જેને પહાડમાંથી કોરી કહાડેલોછે. તેની લંબાઈ ૧૪૪ ફીટની છે. માર્ગમાં બીજાબી અનેક બુગડા આવેછે, જેઓ આ કરતાં પણ વધારે લાંબા છે. એક તો ૩૧૮ ફીટનો છે. હવે ઢોરોને માટે ઘાસ ચારાથી ભરપૂર એવું ચરાણ આવેછે, અને તે બહુ ખુશનોમા લાગેછે. આગળ ચાલતાં લીલોત્રી ઓછી થતી જાયછે, અને આડી તેડી મંજલ કાપીને હવે આપણ સૌથી ઊંચાં સ્ટેશન ઉપર આવી પુગિયે છિયે, જેને "પૈલેટસ-કુલ્મ" (Pilatus-Kulm) નું નામ મળેલું છે. અહીંથી નીચે જોઇયે તો આંખે ચક્રી આવી જાયછે. ઉંડી ખીણો, ભયંકાર ખાઇઓ, પહાડી ટોંચો, ડાચાં વકાસતા ખડકો, ગીચ જંગલો, ઝડપથી દોડતાં નદીનાળાં, અને છેલે સ્થિર, સપાટ, સુંદર સરોવર,—એ સર્વનો ભેગો દેખાવ મનમાં તરેહવાર વિચારો ઉત્પંન કરેછે. એ રીતે નીચેથી ઉપર સુધીનો આખો પહાડી માર્ગ બહુ ગમત આપેછે અને માણસની કારીગિરી જોડે ખોદાની કુદ્રતનો મોટો ખયાલ પેદા કરેછે. પણ આ છેલાં સ્ટેશન પછી છેક મથાળે જવા માટે હજી આપણને પહાડ ઉપર ચહડવું પડેછે.

એ રીતે બહુ સુંદર દેખાવો જોતાં અમે છેક મથાળે જઇ પુગ્યા. આ રેલવેનું છેલું સ્ટેશન હતું, પણ હજી અમે પુરેપુરા ઉંચે ચહડી ચુકયા ન હતા. હજી અમને ઘણીએક પગથીઓ જેટલું ઉપર ચહડવું પડયું, જે પછી એક ખડકની જગા ઉપર જઈ પુગ્યા, જ્યાંથી નીચે લુસર્ન સરોવરનો દેખાવ ઘણોજ ખુશનોમા લાગતો હતો. એટલુંજ નહિ પણ આ ઊંચાઇ એટલીબધી હતી કે અહીંથી મેં મારી સાથના બીજા પ્રવાસીઓ જોડે બીજા ૪ સરોવરો જોયા, જેઓ થોડા થોડા મૈલને છેટે આવેલા હતા. રહૈન નદી ઉપરની બર્ફની નદીઓ પણ અહીંથી દેખી શકાયછે. પહાડો ઉપરથી આ નદીઓ કેવી દોડેછે, અને પછી તેઓમાંથી બીજી નાની નદીઓ પાણી રૂપે કેવો પોતાનો જન્મ લઇને નીચે ઉતરી પડેછે તે પણ અમે જોયું. જેમ આલ્પ્સના બીજાં શિખરો ઉપર બર્ફ

જમેલો રહેછે, તેમ આ પૈલેટસ પહાડ પણ બર્ફનીજ સફેદ ટોપી પહેરેલી છે. પણ એ બર્ફથી અમને કશી હરકત નહિ થતાં સામી બહુજ મજાહ પડી; તે એમ કે અમે સઘળા બર્ફના દડા બનાવીને તે ફેંકવા, દોડવા અને બીજી ગમત કરવા લાગ્યા. અમે એટલીબધી ઉંચાઇ ઉપર હતા કે અમારી નજર નીચે વાદળાં પોતે ઉનના દડા માફક હવામાં તર્યા કરતાં જણાતાં હતાં. આજનો દિવસ બહુ ખુશનોમા અને સ્વચ્છ હોવાથી હું અને મારી સાથેનો દરેક પ્રવાસી કિર્ત્તારનો ઉપકાર માનિયે છિયે કે અમને આવો સરસ દેખાવ જોવાને મળ્યો એટલુંજ નહિ પણ તે જોતી વેળા અમને કશો અકસ્માત કે કુદ્રતી હરકત નડી નથી. પૈલેટસ પહાડની કુલે ઉંચાઇ તો ૬૯૬૫ ફીટની છે, પણ અમો ૫૦૮૯ ફીટ સુધી ઉંચા આવેલા છિયે, જ્યાં અમે કેટલાક જંગલી બકરા અહીં તહીં ચરતા જોઇયે છિયે, જેથી પહાડ ઉપરના સુંદર દેખાવમાં એક નવીનતા ઉમેરાયછે. પણ આ નીચે હું શું જોઉં છું ? વાદળાંઓ ઉપરથી આવી નીચે દોડતાં જણાયછે. તેઓમાં એક રંગબેરંગીન વર્સાદની કમાન પણ દેખાયછે. તે એક વિંટી મિસાલ ગોળ છે. આવી આખી કમાન મેં આગળ કદી દિઠી ન હતી. આહા ! શું એનો ભપકો ! પણ હવે તે નજરેથી ગુમ થવા માંડેછે.

આ અને એવાજ બીજા દેખાવો જોઇ અમે જેમ આવ્યા હતા તેમ રેલવે મારફતે પાછા નીચે ઉતર્યા, અને સરોવરમાં સ્ટીમર તૈયારજ હતી તે ઉપર પાછા ચહડી બેસીને લુસર્ન જઇ પુગ્યા. જેમ આ પહાડ ઉપર રેલવેમાં જવાયછે, તેમ સરોવરની આજુબાજુ બીજાબી બે પહાડો છે જેઓ ઉપર પણ પ્રવાસીઓ એજ રીતે ચહડી જઇ કુદ્રતની લીલા જુએછે. પણ પૈલેટસ ઉપરથી જે કંઇ જોવાનું મળેછે તે આ બીજા પહાડો ઉપરથી મળતું નથી. લુસર્ન સરોવરની દેવાલો બનાવનારા આ પહાડો મુખ્ય કરીને પૈન ઝાડોથી ભરપૂર છે. સરોવર કેથે છાલકો અને કેથે બહુ ઉંડો છે. તેના પાછળા ભાગમાંથી એક નદીરૂપે તેનું પાણી ખાલી થતું જાયછે, પણ શિયાળાનો બર્ફ પહાડો ઉપરથી ઉનાળામાં પિગળી સરોવરને ભરપૂર રાખેછે. આ ગામનાં લોકો મોટે ભાગે ઇંગ્રેજી ભાષા બોલી જાણેછે, કેમકે ઉનાળામાં ઇંગ્રેજો અને અમેરિકનો અહીં આવી બે ત્રણ મહિના વસેછે તેથી તેમની સાથના સંબંધને લીધે લોકો એ બોલી શિખી ગયાંછે.

## “ચિલનનો કેદી.”

તા૦ ૧૩ મી, શુક્રવાર—મારો સામાન મારાં હૉટેલમાં રહેવાજ દઇને હું ચિલનનો કિલ્લો અને જીનીવા સરોવર જોવા આજ સહવારે ૭ વાગે નિકળી પડયો. એટલામાટે **લૉસાન** (Lausanne) જવા આવવાની મેં રિટર્ન ટિકિટ લીધી. આખે રસ્તે મને ખેતી કરેલી જણાઇ. ફર્મે ગાય ઢોર ઘાસ ચરતાં હતાં, ખેડુતો કામે વળગેલાં હતાં, અને સઘે કોઇ સંતોષી જણાતું હતું. માર્ગમાં મને પાછું બર્ન શેહર મળ્યું. અહીં ત્રેન બદલવી પડેછે અને તે ઠેઠ લૉસાન જાયછે. આર નદી ઉપરનો પુલ પસાર કરી પહાડોમાં ત્રેન રસ્તો લેછે, અને છેલે એક બુગદો પસાર કીધો કે આપણી નજરે એક મસ મોટો પાણીનો દરિયા પડેછે. એ **જીનીવા**નો સરોવર છે. પ્રથમ લૉસાન આવેછે, જ્યાં હું બપોરે ૧॥ વાગે પુગ્યો, જ્યાંથી સરોવર ૧॥ મૈલ દૂર છે. આ શેહર દરિયાથી ૧૬૬૦ ફીટ ઉંચું છે, અને ત્રણ ટેકરીઓ તથા તેમની વચેની ખીણ ઉપર તે વસેલું છે. એની વસ્તી ૩૪૦૦૦ માણસોની છે. અહીં નહિ થોભતાં હું આગળ વધ્યો અને અર્ધા કલાકમાં **ચિલન** ગયા. આ વેળા ત્રેન સરોવરને કાંઠે કાંઠેજ ચાલેછે. આ ઠેકાણે એક કિલ્લો છે જેમાં પ્રખ્યાત કેદી બૉનિવર્ડ (Bonivard) ને કેદ કરેલો હતો. અને તે ઉપરથી કવિ બૈરને એક અતિ સુંદર કાવ્ય લખીને તેનું નામ યાદગાર કરેલું છે. આ કિલ્લો જોવા માટે ૦॥ ડૉલરની ફી આપવી પડેછે. હું માંહે ગયો, અને તેમાં મેં નવાઇ જેવું જોયું. આ કિલ્લો છેક મધ્યકાળનો બાંધેલોછે. સરોવરમાં તે ઘુસી ગયલોછે, અને

તેનું બાંધકામ જેમ જબરૂં તેમ મજબૂત છે. કેટલેક ઠેકાણે ખડકો એજ તેની દેવાલ છે, અને દેવાલો એજ ખડકો છે. સરોવર અને તેને કાંઠે ઉંચા ઉભેલા પર્વતની વચ્ચે આ ગંજાવર કિલ્લો બાંધેલોછે. તેને ફરતા ઉંચા મિનારાઓ છે, અને તેનો મજલો સરોવરનાં પાણીથી ૮ ફીટ ઉંચો છે. ભોંયતળિયે અનેક ઓરડાઓ બનાવેલાછે, તેમની વચ્ચે સાંકડી અંધારી ચાલ છે, જેમાં થઇને એ ઓરડાઓમાં જવાયછે. આ દરેક ઓરડાના વળી આર્કોદાર સ્તંભોથી વિભાગ પાડેલાછે. એક મોટી કોટડીમાં મજકુર બોનિવર્ડને કેદ કીધેલો હતો, જેમાં દાખલ થવાનો દરવાજો, મારા ભોમિયાએ મને દેખાડયા મુજબ, નીચો અને સાંકડો હતો. એ કોટડીમાંબી પુષ્કળ સ્તંભો છે, અને તેઓ વચ્ચેનાં આર્કોને લીધે માંહે પુરતી રોશની દાખલ થઇ શકતી નથી. કેટલીકવાર સરોવરનાં પાણી ઉપર પ્રકાશતા સૂર્યની રોશની ખડકો ઉપર પાછી મરાયાથી સહવારે બ્લુ અને સાંજે લીલો રંગ આપેછે. તે જમાનાઓમાં આ કોટડીજેવા ઓરડાઓમાં નામીચા કેદીઓને બંધ કરવામાં આવતા હતા, પણ આજે ત્યાં ચિલનનો ગવરનર વસેછે, અને ઇનસાફની અદાલત તથા લશ્કરી દારૂખાનુ ભરેલુંછે.

આ કિલ્લામાં ઘણીખરી ધર્મ સંબંધી ભાંજઘડને લીધે નામીચા પુરૂષોને કેદ કરવામાં આવતા હતા. એઓમાંનો પહેલો કાઉંટ **વાલા** નામનો એક ઉમરા હતો, જે એક મોટો ધર્મગુરૂ હોવા છતાં ૮૩૦ માં તે વખતના એક ઑસ્ટ્રિયન શેહનશાહે તેને અહીં કેદ કીધો હતો. બીજો કેદી **ફ્રાન્સિસ બોનિવર્ડ** હતો, જેને ડયુક ઑવ સેવોય નામના તે વખતના રાજ્યાધિકારીએ છ વરસો સુધી અહીં કેદ રાખ્યો હતો. બોનિવર્ડ ડયુકનો દરબારી હતો, સેંટ વિકટરનાં દેવળનો વડો હતો, પણ ૧૮ વરસની જવાનીમાંજ યુરોપમાં ચાલતા ધર્મ સંબંધી ઝગડામાં ભાગ લઈ પ્રોટેસ્ટંટ પંથની હિમાયતમાં બહાર પડવાથી તેને ચિલનમાં સબડવું પડયું. સ્વિટઝરલેંડનાં બીજા ઘણાં પ્રગણાઓએ નવો પંથ એખત્યાર કીધો હતો, અને તેમ બોનિવર્ડ પોતાનાં જીનીવા વતનને પણ તે જમાનાના ધર્મ સંબંધી ઝનુન અને જાલમીમાંથી છોડવવા માંગતો હતો. એ વાત ડયુકને ગમી નહિ, અને આ જવાન ગુરૂ વગવાળો હતો માટે તેને ગુપચુપ પકડાવી, મુસ્કા બાંધી કેદમાં નાખ્યો હતો. પેલા સ્તંભો સાથ તેને લોખંડની સાંકળ વડે એક જંગલી વિક્રાળ પ્રાણીને બાંધે તેમ બાંધેલો હતો. દેવાલમાં બાકોરાં પાડેલાંછે તેમાંથી આવતા પ્રકાશ સિવાય બીજી કશી રોશની તેમાં હતી નહિ. કેદી હાલતમાં તે જ્યાં ઉભો રહેતો ત્યાં ખાડો પડેલોછે તે, તેમજ સ્તંભમાં જડેલી સાંકળની કડી મને બતાવવામાં આવ્યાં. કિલ્લામાં વળી તકસીરવારો ઉપર ગુજારવામાં આવતા જુલમાતનાં હથિયારો, ફાંસીનું લાકડું તથા બીજી ઘણી વસ્તુઓ હજી મોજુદ છે. એક ઓરડામાં એક કુઓ છે, તેમાં પડીને અગરજો કેદી સરોવરનાં પાણી તરી બહાર નિકળતો તો બચતો હતો, પણ કુઓ એવો ભયંકાર હતો કે તે બાપડાથી બહાર નિકળાતુંજ ન હતું. હાલ ત્યાં લાકડાંનો દરવાજો બનાવ્યોછે.

### જીનીવા—સરોવર અને શેહેર.

ચિલનના કિલ્લાની નજદીકમાંજ મોટી રહોન નદી જીનીવાના સરોવરને મળેછે, જે જળાશયને તેનાં અસલી રૂમી નામ ઉપરથી **લેમન**નો સરોવર (L. Leman) પણ કહેછે. આખા દેશમાં આ સર્વથી મોટો સરોવર છે, કેમકે તે શુમારે ૫૬ મૈલ લાંબો અને ૧૧ થી ૯ મૈલ પહોળો છે. કોઈ ઠેકાણે ૧૦૦૦ ફીટ જેટલો ઉંડો છે, તોપણ પાણી પારદર્શક છે. એનો વિસ્તાર ૨૨૫ ચોરસ મૈલનો છે, અને દરિયાની સપાટીથી ૧૨૩૦ ફીટ ઉંચો આવેલો છે. એનો આકાર અર્ધા ચંદ્રના જેવો છે. પાણીનો રંગ ઉંડા આસ્માની જેવો છે અને એમાં માછલીઓ બહુ થોડીજ કહેવાયછે. સખ્ત થંડીમાં બીજા સરોવરો બંધાઈ જાયછે પણ એનાં પાણી કદી બંધાયાં નથી. એમાં નહિ સમજ પડે એવી રીતે ભર્તિ ઓટ થાય-

છે, કેટલીક વાર પાણીનો મજબૂત પ્રવાહ ચાલતો જણાયછે, અને પાણીના સ્તંભો આકાશ તરફ ઉડેછે. એ સરોવરની ખુબી **વૉલ્ટેર** જેવા ફ્રેંચ, **બૅરન** જેવા ઇંગ્રેજ, **રૂસો** (Rousseau) જેવા સ્વિસ, અને **ગીથે** જેવા જર્મન કવિઓએ ગાઇછે. એની આસપાસ કુંડીબંધ ગામો અને કસ્બાઓ ફરી વળેલાંછે, પણ તેઓ એની મારફતે એકબીજા સાથ કશો વેપાર ચલાવતાં જણાતાં નથી. લૉસાનથી ચિલન સુધીના માર્ગમાં સરોવર કાંઠાનો દેખાવ ઘણોજ ખુબસુરત લાગેછે. આખા કાંઠા ઊપર છત્રી માફક ઝાડોની હારો આવેછે, અને વળી ઉંચા પર્વતો ઉભેલા છે. ચિલનથી હું સ્ટીમર ઉપર સવાર થઇ સરોવરની મજાહ જોતો લૉસાનમાં સાંજે પાછો આવી પુગ્યો, અને કિનારા ઉપરનાંજ એક સુંદર પહોચખાનામાં ઉતર્યો. અહીં મેવો બહુ સસ્તો અને સ્વાદિષ્ટ મળેછે. એકેકું સપરચંદ કે પેર ખાધું હોય તો પેટ ભરાઇ જાય અને જીવ ધરાઇ જાય.

તા૦ ૧૪ મી, શનિવાર—રાત લૉસાનમાં ગુજારીને હવે હું **જીનીવા** શેહર તરફ ચાલ્યો, જે સરોવરના દક્ષિણ છેડા ઉપર આવેલુંછે. સહવારે ૭ વાગે હું સ્ટીમર "ચિલન" ઉપર ત્યાં જવા માટે ચહડી બેઠો. સ્ટીમર આસપાસનાં સઘળાં સ્ટેશનો કરતી હોવાથી જોકે મને જીનીવા જઇ પુગતાં વખ્ત તો બહુ લાગ્યો, તોપણ આ પાદશાહી સરોવર ઉપરના જાતજાતના દેખાવો જોવાની મને બહુ મજાહ પડી. જીનીવા તરેહવાર નામે ઓળખાયછે. ફ્રેંચો એને **જીનેવ** (Geneve), જર્મનો **જેન્ફ**, (Genf) અને ઇટાલ્યનો **જીનેવ્રા** (Ginevra) કહેછે. એની વસ્તી ૭૪૦૦૦ માણસોની છે. દરિયાથી એ ૧૨૪૫ ફીટ ઉંચું છે, અને રહોન નદીથી વહેંચાઇ ગયલા બે ઢોળાવદાર ટેકરાઓ ઉપર વસેલુંછે. ચિલન ખાતે સરોવરને જઇ મળેલી આ નદી અહીં પાછી તેમાંથી બહાર નિકળેછે, અને બે ટાપુઓને જન્મ આપેછે. આમાંના એકમાં મજકુર કવિ રૂસોનું બાવલું છે અને ફરવા હરવાની સુંદર જગા બનાવેલીછે. નદીના કાંઠા અને આ ટાપુઓને ઝુલતા પુલથી જોડી દીધેલાંછે. એ ઉપરાંત બીજા પાંચ પુલો નદી ઉપર નાખેલાછે. નદીનું પાણી સફાઇદાર અને ૧૨ ફીટ જેટલું ઉંડું છે. તેનાં બળથી કેટલીક મિલો ચાલેછે. શેહરમાં એક યુનિવર્સિટી, કુદ્રતી તવારીખની વસ્તુઓનું સંગ્રહસ્થાન, વનસ્પતિનો બાગ અને ઉપર જણાવેલા કમબખ્ત કેદી બોનિવાર્ડે સ્થાપેલું પુરાણું કેતાબખાનું વગેરે ઘણીએક જોવાલાયક જગાઓ અને મકાનો છે. અહીંના એક પુલનું નામ મૉંટ બ્લાં છે, જે ૮૫૫ ફીટ લાંબો છે. એ નામ **બ્લાંને** નામે જાણીતા પર્વત ઉપરથી આપેલુંછે, જે અહીંથી અગ્નિખુણાં તરફ ૪૫ મૈલને તફાવતે આવેલોછે. એ પર્વત જોવા જવાનું મને બન્યું ન હતું, જે અતરેની એક ઊંચી ટેકરી ઉપરથી સુર્યાસ્ત વખ્તે ખુલ્લો દેખાયછે.

આ રીતે જીનીવામાં જેટલું એક દિવસમાં જોવાય એટલું જોઇને હું પાછો ટ્રેનમાં બેસી બર્ન આવ્યો, અને એ પાયતખ્ત ખાતે થોડાક વધુ કલાક ગુજાર્યા. આ એક બરૂબર સુંદર શેહર છે. મોટાં શેહરોમાં ભિડભચડ અને રાહદારીઓ તથા ગાડી ઘોડાની જબરી આવ જાથી કંટાળો મળેછે તેવું અહીં કાંઇ નથી. અહીંની આર નદીને માથે એક ટેકરી છે ત્યાં ફરતો બાગ કરી લીધોછે અને ફુવારા ઉડેછે. શોકીન લોકો ટ્રામ્બેમાં બેસી આ ડુંગર ઉપર આવેછે, જેમને સ્ટીલના તારનાં દોરડાં વડે ઉપર ખેંચી લેવામાં આવેછે. આ ટેકરી ઉપરથી આસપાસનો પહાડી દેખાવ જોવાજોગ છે. મને મળેલા થોડાક કલાકમાં આ તરફ લટાર મારીને હું રાત્રે ૯ા વાગે લુસર્ન પાછો આવ્યો, જ્યાંની હૉટેલમાં મારો સર્વ સામાન હતો. અહીં મેં આજની રાત ગુજારી, અને બાજી સહવારે (તા૦ ૧૫ મી, રવીવાર) **ફલુએલન** (Flüelen) ગામ તરફ ઉપડી ગયો, જ્યાં પ્રખ્યાત **વિલ્યમ ટેલની** યાદગારીનું દેવળ છે, અને જે ઠેકાણે ટેલે પોતાના બેટાનાં માથાં ઉપરનું સફરચન પોતાના તીર વડે વિંધી નાખ્યું હતું તેજ જગા ઉપર આ દેવળ બાંધેલુંછે. ફલુએલન જવાનો બીજો સબબ એ હતો કે ત્યાંથી લુસર્ન સરોવરની ખુબસુર્તી બહુ અછી રીતે જોઇ

શકાયછે. સરોવરના આડા તેડા ફાંટા અનેક છે, અને તે માંહેલા એકને રસ્તે મને જવાનું હતું. આ ફાંટાઓ એવા છે કે એકમાં આપણ દાખલ થઈયે તો બીજા મૂળગા દેખાતા નથી—નજરમાંથી ગૂમ થઈ જાયછે.


વિલ્યમ ટેલ અને તેનો બેટો.

ટેલની કહાણી નવાઈ જેવી છે. ઑસ્ટ્રિયાના તાબા તળે હતું તે વેળા સ્વિટ્ઝરલૅંડ ખાતે તે દેશના હાકમો રાજ્ય ચલાવવા આવતા અને તેઓ બાપડા ગ્રિબ લોકો ઉપર બહુ જુલમાત ગુજારતા. ઈ. સ. ૧૩૦૦ માં **ઑલબર્ટ** નામે શેહનશાહ તેઓ સાથ એવી સખ્તાઈથી વર્ત્યો કે તેઓએ ઑસ્ટ્રિયન હાકમોનાં ખાતકીપણાં સામે જબરી ફરિયાદ ઉઠાવી. પણ આથી તો એ તાબેની પ્રજા ઉપરનું દુખ ઘટવાને બદલે વધ્યું. **ગેસલર** નામે એક હાકમે તેમને પજવવા માટે એક લાકડી ઉપર પોતાની ટોપી મૂકીને ફરમાવ્યું કે સર્વ કોઈએ જતાં ને આવતાં ગોયા હુંજ હાજર હોઉં તેવી રીતે આ મારી ટોપીને નમીને માન આપવું. ઘણા લોકોનાં આવા જુલમાતથી પાકી આવેલાં હતાં, તેઓમાંનો એક વિલ્યમ ટેલ હતો. તેણે ઉપલી ટોપીને કશું માન અકરામ આપવાની દરકાર કીધી નહિ. એ વાતની હાકમ ગેસલરને ખબર થઈ અને તેણે ટેલને જબરો તીરંદાજ જાણીને ફરમાવ્યું કે તારા દીકરાનાં માથાં ઉપરનું સફરચન જો તારા તીર વડે તું વિંધે તોજ તેં કરેલાં અપમાનની તકસીરમાંથી તને માફી મળે. ટેલે નાચારીથી પણ બહુ ગુસ્સા સાથ નિશાનબાજીની આ શરત કબૂલ રાખી. હજારો લોક ફલુએલન ખાતે આ તમાશો જોવા ભેગું મળ્યું, જયાં ટેલ જેવો પ્રખ્યાત બાપ પોતાના દીકરાનાં માથાં ઉપરથી તીર પસાર કરનાર હતો. ચોકસ છેટે છોકરાને ઉભો રાખી તેનાં માથાં ઉપર પેલું ફળ મૂકયું. ટેલે હજારો લોકોની ખુશહાલીના અને શાબાશીના આવાજો વચે તે ફળ વિંધવામાં ફતેહ મેલવી. ગેસ્લરની મતલબ આ નિશાનબાજીમાં ટેલનેજ હાથે તેના દીકરાનું ખૂન કરાવવાની હતી, પણ તેમાં તે જુલમગાર જ્યારે ફાવ્યો નહિ ત્યારે ટેલની કમરેથી તેણે એક બીજો તીર ખેંચી કહાડી પુછ્યું કે એકને બદલે આ બીજો તીર રાખવાનું કારણ શું? ટેલે હિમતથી સાચેસાચું કહી દીધું કે અગર જો મારે હાથે મારો બેટો માર્યો જાત તો આ બીજા તીર વડે તેજ ઘડીયે હું તારો જીવ લેનારહતો! આથી છેડાઈ પડીને ગેસ્લરે ટેલને કેદખાને નાખ્યો, પણ ત્યાંથી નાસી જવામાં ફતેહ પામીને ટેલ તક સાંધતો રહ્યો અને એક દિન તે જુલમી જુહાકનો જીવ લઈ હેલ્વેટે પ્રજાને છુટાપણું અપાવ્યું.

આ તારીફલાયક સેવાને થકી ફલુએલન ખાતે ટેલની યાદગારીમાં દેવળ બંધાયુંછે, તો જોકે એ ગામમાં ૬૦૦ થી વધારે માણસો વસતાં નથી. લુસર્ન સરોવરની દક્ષિણે એ ગામ આવેલુંછે, જયાંથી બે મૈલના તફાવત ઉપર **ઑલ્ટડૉર્ફ** (Altdorf) નામનો કસ્બો આવેછે. આ કસ્બાથી સ્વિટ્ઝરલૅંડ અને ઇટલીની હદો જુદી પડેછે. જે જગાએ ટેલે ફળ વિંધ્યું તે જગા ઉપર એક ફુંવારો બાંધેલોછે, અને તેની પડોશમાંજ તેનું એક રાક્ષી કદનું બાવલું ઉભું કરેલુંછે. અહીંથી થોડેક દૂર **બ્રુનિગ**(Brünig) નામે બીજું ગામ છે ત્યાં ટેલ જન્મ્યો હતો.



## પ્રકરણ ૨૬ મું.

# ઈટલી.

દેશનો દેખાવ—વિસ્તાર—પર્વતો અને સરોવરો—વસ્તી—છેલી ૫ા સદીની તવારીખ—વિકટર ઇમાન્યુઅલ—ગેરિબૉલ્ડીની બહાદુરી—રાજા હમ્બર્ટ—થોડીક રાજકિય હકિકતો. સેંટ ગોથાર્ડ પહાડ અને રેલવે—૯ા મૈલ લાંબો બુગદો—તેની આગળી તવારીખ—ઇટલીની પહાડી લાઇનો—તેમનો સુંદર દેખાવ.

ઇટાલ્યન સરોવરો; લુગાનો—મઝોરિ—કોમો: તેમની ખુબસુર્ત કુદતી રચના—કોમોની સ્તુતિ—એજ નામનો કસ્બો—આલ્પ્સ પર્વતોનું બાગેબેહસ્ત.

મિલૅન—તેની આગળી પાછળી વાતો—તેની મોટાઇ. ડુઓમો દેવળ—દુનિયાની 'આઠમી અજાયબી'—તેની મોટાઇ અને ભપકો—તેનાં ૬૦૦૦ બાવલાં—સેંટ કાર્લોનું કફન—દેવળનો કીમતી ખજાનો; બાવલાં બનાવનાર એક ઉસ્તાદ—તેનો આરબો જેવો લેબાસ; ટૌન હૉલનો મેહલ—તે બંધાવનારની કહાણી. લા સર્ટોસાનું દેવળ; કબ્રસ્તાન—લાશ બાળવાનું મકાન—તેની ભેટ; સેંટ એમ્બ્રોઝનું દેવળ—નેપોલ્યનની યાદગારાનું આકું.

વેનિસ—તેની વિચિત્ર જગા—વચેથી પસાર થતી ગંજાવર નેહેર—તે ઉપરનાં મકાનો અને પુલો—બીજી નાની નેહરો અને પુલો—વેનિસનાં રક્ષણના ઇલાજો—શેહર ઉપર પડેલા હાદેસાની નોધ. સેંટ માર્કનો મોટો ચોક—તેનો ભપકો; સેંટ માર્કનું દેવળ—તેનું બયાન—ચાર ઘોડાઓની કહાણી;—એક ઊંચો પુરાણો મિનારો;—રિવા બાજારની રચના; કાચનાં એક કારખાનાની ભેટ—મુરાનોના કાચ બનાવનારાઓનો મરતબો—કાચકામની ખુબી;—રાજ્યાને અમીરોનો મેહલ—તેમાં ભરેલો હુનરનો ખજાનો—લાકડામાં કોરેલ; વિચિત્ર નક્ષા—અસલી તોપખાનું—નેહેરોની મુશ્કેલી. બોલોનિયા.

ફ્લોરન્સ—એ નામનો અર્થ—વસ્તી અને વિસ્તાર—થોડીક તવારીખ—શેહરની રચના—આબોહવા;—એક ગંજાવર દેવળની ભેટ—તેની મોટાઇ—તેમાંનું તારીફલાયક હુનરકામ—તેના મિનારા ઉપરની દોલત;—નાશનલ મ્યુઝિયમ—ટૌન હૉલ—પિકચર ગેલેરીઓ—બોબોલિ ગાર્ડન—બીજી પરચુટણ જગાઓ.

રોમ—અસલી મોટાઇ—શેહરનો વિસ્તાર અને વસ્તી—પુરાતન ચહડતી પડતી—ચોકો અને મેહલો. સેંટ પિટરનું ગંજાવર દેવળ—તેનું બયાન—મોટાઇનો ખયાલ;—સેંટ પિટરનો ચોક—તેનો શણગાર;—એક બીજું નામીચું દેવળ;—અસલી જમાનાની યાદગાર નેહેરો;—જોગીઓનાં દેવળમાં હાડકાંનું સંગ્રહસ્થાન;—પુરાણાં મોટાં હમામખાનાં;—પેન્થ્યન—તેનો અસલી ભપકો;—એક નામીચો પુલ;—એક કિલ્લાની કહાણી; વૅટિકન—દુનિયામાં સર્વથી મોટો મેહેલ—તેની મોટાઇનો ખયાલ—તેમાંનો બેમૂળે સંગ્રહ;—કેપિટૉલ—ફોરમ—બાવલાં માનું સંગ્રહસ્થાન;—પુરાનું કેદખાનું—તેનો ભયંકાર દેખાવ—સેંટ પિટરની કહાણી;—સીઝરોના મેહેલોનાં ખંડિયેર—તેમના અસલ ભપકાનો ખયાલ;—ટ્રેજનનો મિનારો—ટૈટસનું ફતેહનું આકું;—કોલોસિયમ—અસલી રૂમી અખાડો. ટિવોલી ગામ—ત્યાંના મેહલોનાં ખંડિયેર.

નેપલ્સ—તેની વસ્તી, ખુબસુર્તી, અને કંગાલિયત—નવાં બાંધકામો—શેહેરનું થોડુંક બયાન—અસલી તવારીખ. ૧ાા મૈલ લાંબો સુંદર રસ્તો—નાશનલ મ્યુઝિયમ અને તે માંહેલો હુનરનો ખજાનો—પિકચર ગેલેરી અને કેતાબખાનું;—પાદશાહી મેહલ—એક પુરાણો કિલ્લો—ફતેહનું આકું—સેંટ જાન્યુઅર્યસનું દેવળ.

હર્ક્યુલેન્યમનું ખંડિયેર—તે ઉપર વસેલું નવું ગામ રેસિના—ખંડિયેરનો ઇતિહાસ—અસલ કસ્બાની તવારીખ—તેના નાશનું કારણ—ખોદકામમાંથી મળેલો ખજાનો.

પોમ્પીઅ—તેની અસલ તવારીખ—તેના નાશની આગાહી દાખલ ધર્તિકંપ—નાશનું વર્ણન—૨૦૦૦૦ માણસોના જાનની હાણી—ખંડિયેરનું ખોદકામ—માંહેથી નિકળેલાં શેહેરનું વર્ણન—એક નાનું મ્યુઝિયમ—નાટકશાળા અને અખાડો.

વિસુવિયસ—તેને મથાળે જવાનો પ્રયાસ—તેની મોટાઇ—તેના ફાટવાની આગળી પાછળી હકીકતો—તેનાં મુખો—વચલાં મુખ ઉપરની મારી સેલ—હજી એ પર્વત જાગૃત હોવાની ઇંધાણીઓ. જૈયા ગામ. ઇટાલ્યનો બાબે અભિપ્રાય—છેલી સલામ.



પૃથ્વીની સપાટી ઉપરના કોઇ કોઇ દેશો નક્ષા ઉપર આપણને માણસજાતના તરેહવાર અંગ ભાગની યાદ આપતા હોય એવા લાગી જાયછે. ઇટલી દેશનો આકાર ઇનસાનના પગની નિશાન આપેછે. સિસિલીના ટાપુ સુધાં ઇટલી દેશ દરિયામાં એવો ધુસી ગયોછે કે ગોયા બૂટ સાથનો એક પગ હોય એમ લાગી જાયછે. તેની લંબાઇ વાયવ્યુણથી અગ્નિખુણ સુધી ૭૦૦ મૈલની અને પોહોળાઇ ઊત્તરે વધતાંમાં વધતી ૩૬૫ મૈલની તથા દક્ષિણ છેડે ઓછાંમાં ઓછી ૨૦ મૈલની છે. સિસિલી અને સાર્ડિન્યાના મોટા ટાપુઓ સાથે લેતાં દેશનો વિસ્તાર ૧૨૨૧૬૭ ચોરસ મૈલનો છે. તેની ઉત્તરે આલ્પ્સ પર્વતો આથમણે ભૂમધ્ય સમુદ્રથી ઉગમણે એડ્રિયેટિક સમુદ્ર સુધી એક અર્ધ ચંદ્રના આકારમાં લંબાયલાછે. એ પર્વતો સાથ ઇટલીના પોતાના એપિનૈન્સ પર્વતોની હાર જોડાયલીછે, પણ તે એવડી ઉંચી નથી. આ છેલા પર્વતોની હાર ઉત્તરથી દક્ષિણ સુધી ચાલેલીછે, જેથી આખો દેશ બે સાંકડા જમીનના કટકાઓમાં વહેંચાઈ ગયોછે, જેઓ એક તરફથી આ પર્વતો અને બીજી તરફથી દરિયાનાં પાણી વચે ઘેરાઇ ગયલાછે. એપિનૈન્સની ઉંચામાં ઉંચી ટોચ ૯૫૮૦ ફીટની છે, પણ ફ્રાન્સની સરહદ ઉપરનો ઇટલીનો બ્લૉં પર્વત ૧૫૭૮૦ ફીટ ઉંચો છે. આખો દેશ પર્વતોથી ઘેરાઇ ગયલો હોવાથી કેટલીક પ્રખ્યાત પાસો યાને પહાડી રસ્તાઓ જાણીતા છે, જેમાં સેનિસ પર્વતવાળી પાસ ૬૨૮૦ ફીટ ઉંચી અને ગ્રેટ સેંટ બરનાર્ડ ૮૧૩૦ ફીટ ઉંચી છે. ઇટલી કુદ્રતી દેખાવોથી ભરપૂર છે, તેમાં જવાળામૂખી પહાડોથી વધારો થયોછે. સિસિલીના ટાપુમાં સર્વથી પ્રખ્યાત એટનાનો જવાળિક પહાડ ૧૦૮૭૪ ફીટ ઉંચો છે; પણ નેપલ્સ ખાતેનો વિસુવિયસ ૪૦૦૦ ફીટ, અને દેશના દક્ષિણ છેડા ઉપર લિપેરીના ટાપુઓમાંનો એક જવાળિક સ્ટ્રૉમ્બોલી માત્ર ૨૬૫૦ ફીટ ઉંચો છે. ઇટલીના જોવા લાયક સરોવરોમાં કોમો, લુગાનો, ગાર્ડા અને બીજા ઘણા નાનકડા છે, જેઓ સઘળા આલ્પ્સનાં રક્ષણ હેઠલ ઉત્તર ભાગમાંજ આવેલાછે. તેઓ સ્વિટ્ઝરલેંડના સરોવરો કરતાં બહુ નાના અને વિચિત્ર આકારના છે, તોપણ કુદ્રતી દેખાવમાં તેઓ ઓછા દિલકશ નથી.

આખા દેશની વસ્તી ૩૧૦૦૦૦૦૦ માણસોની છે, જેમાંના ૬૦૦૦૦ યહુદીઓ, ૬૨૦૦૦ પ્રોટેસ્ટંટ પંથના અને બાકીના પોપને વડા ગુરૂ માનનારા કેથલિક પંથીઓ છે. ઇટલીમાં હાલ હમ્બર્ટ ૧ લો રાજા રાજ્ય ચલાવેછે, જે પોતાના બાપ પ્રખ્યાત વિક્ટર ઈમાન્યુઅલ ૨ જાનાં મરણ પછી ૧૮૭૮ ની શરૂઆતથી આ દેશનો રાજા થયલોછે. વિક્ટરની આગમજ ઇટલી હાલના જેવી શાંત અને સુલેહભરેલી સ્થિતિમાં ન હતું. મિલાન, નેપલ્સ, સિસિલી વગેરે પ્રાંતોમાં બળવા ઉઠયા. તે વખ્તે રાજા ચાર્લ્સ ઑલ્બર્ટનો અમલ હતો. પોપ પાયસ ૯ મો ૧૮૪૬ માં મુકરર થયો તેની સત્તા પણ મોટી હતી. પણ એજ વરસમાં ઉપલા બળવા ઉઠયાથી પોપને રોમથી નાસી જવાની ફરજ પડી. વેનિસ, રોમ, ટસ્કની વગેરે ઠેકાણે પ્રજાસત્તાક રાજ્યો થયાં; એક તરફથી ઑસ્ટ્રિયા અને બીજી તરફથી ફ્રાન્સ લશ્કર લઈ ચહડી આવ્યાં. ૧૮૪૯ માં શૂરો ગારીબૉલ્ડી મેદાન પડયો અને જુલમાત તળે કચડાતી પ્રજા તરફથી લડવા નિકળ્યો. ફ્રેંચોને તેણે મારી કાહાડયા અને હુલ્લડખોર સિસિલીને તાબે કીધું. અંતે રાજા ચાર્લ્સ ઑલ્બર્ટથી પોતાની સત્તા કાયમ કરી શકાઇ નહિ માટે તેણે રાજ્ય છોડી દીધું, અને સાર્ડિન્યાનાં તખ્ત ઉપર વિક્ટર ઇમાન્યુએલ

આવ્યો. ગેરિબૉલ્ડીની બહાદુરી અને રાજાની હિમતથી ઇટલીનાં ઉપલાં પ્રજાસત્તાક રાજયો થંડા પડી ગયાં, રોમ અને વેનિસ તાબે થયાં, પોપને બે વરસના વણવાસ પછી પોતાના પાયતખ્ત ખાતે પાછા ફરવાની તક મળી, અને છેલે અનેક લડાઇઓ પછી ૧૮૬૧ માં વિકટર ઇમાન્યુએલે ઇટલીના રાજાનો એતાબ ધારણ કીધો. એ આગમજ તેણે સિસિલીને પોતાનાં સાર્ડિન્યાનાં રાજ્ય સાથ જોડી નાખ્યું હતું. પણ હજી દશ વરસો સુધી મારફાડ અને ગડબડ ચાલુ રહી. શેવટે છેક ૧૮૭૦—૭૧ માં જોડાઇ ગયલાં ઇટલીનો વિકટર રાજા થયો અને રોમને તેણે પોતાનું પાયતખ્ત મુકરર કીધું. એ બનાવ પછી આઠ વરસ તે આખા દેશનો અમલ ચલાવવા પામ્યો, અને એકજ વરસમાં તે તેમજ મજકુર પોપનાં મરણ નિપજ્યાં. હાલનો પોપ **લિયો** ૧૩ મો અને રાજા હમ્બર્ટ ૧૮૭૮ ની શરૂઆતમાં પોતપોતાનાં આસન ઉપર સ્થાપિત થયલાછે. રાજાનો ભાઇ **અમાડિયો** ૧૮૭૦ થી ૧૮૭૩ સુધી સ્પેનનો રાજા થયો હતો. હમ્બર્ટનો વડો બેટો હાલ ૨૫) વરસની વયનો છે. ૧૮૭૦ વાળી ફ્રાન્સ અને જર્મનીની લડાઇ પછી યુરોપની સુલેહ જાળવી રાખનારાં ત્રણ રાજયોમાંનું એક ઇટલી છે, અને રાજા હમ્બર્ટને માટે કહેછે કે તે બહુ ભલો અને સુલેહ ચહાનારો છે.

ઇટલીનો રાજ્યકારોબાર ૨૭૦ સભાસદોની સેનેટ (ઉમરાઓની સભા) અને ૫૦૮ સભાસદોની ચેમ્બર ઑવ ડેપ્યુટીઝ (આમની સભા) થી ચાલેછે. એ દેશનું લડાઈ વિળાનું લશ્કર કુલે ૨૮૪૬૩૪૦ માણસોનું, અને દરિયાઈ કાફલો ૨૭૫ બારકસોનો છે, જેમાંની ૧૮ લોખંડી મનવારો છે. એનો દરિયાઇ વેપાર મૂખ્ય કરીને ઇંગ્લંડ, ઑસ્ટ્રિયા અને ફ્રાન્સ સાથ છે, અને તે માટે ૬૭૩૨ બારકસો રોકાયલાછે. એની ઉપજમાં મૂખ્ય લોહેડું, શીશું, ગંધક, કાચ, સંગેમરમર, ચોખા, ફળ, ખાંડ, રેશમ, માટીકામ, ચિત્રો વગેરે છે. દેશની મેહસુલ ૬૫૦૦૦૦૦૦ પોંડની અને ખર્ચ તેથી સહેજ ઓછો છે. દેવું ૫૩૧૨૫૦૦૦૦ પોંડનું છે. લગભગ ૯૦૦૦ મૈલની રેલવે લાઇન અને ૨૩૧૯૬ મૈલની વિજળીના તારની લાઇનો આખા દેશમાં ફરી વળીછે. રેલવેમાં બીજા વર્ગની ગાડીઓ સગવડભરેલી અને ગાદી જેવી નરમ બેઠકની છે. ઇટલીમાં રેલવેનો વખ્ત એક મધરાતથી બીજી મધરાત સુધી આખા ૨૪ કલાકનો ગણાયછે; કંઈ આપણી તરફ છે તેમ બાર બાર કલાકનો ગણાતો નથી. હવે એજ ધોરણ યુરોપમાં સઘળે ચાલુ થયલું જણાયછે.

---

## સેંટ ગોથર્ડનો મોટો બુગડો.

તા૦ ૧૫ મી રવીવાર—બહુ સુંદર અને સદા સંભારણું રખાવે એવો લુસર્નનો સરોવર છોડી—તેની તરફ ફરી ફરી ડોકયું કરી કરીને જોઇ—ને હું હવે ઇટલીમાં દાખલ થવા ચાલ્યો. **સેંટ ગોથાર્ડ** પર્વત ઉપરથી મારી ત્રેને રસ્તો લીધો. મારે હવે ઇટલીના સુંદર અને પ્રખ્યાત સરોવરો જોવા જવું હતું, જેઓમાંનો એક લુગાનો તરફ હું પહેલો ચાલ્યો અને ફ્લુએલનથી ત્યાં જવાનીજ મેં ટિકિટ લીધી. મારી ત્રેને માર્ગમાં જે પ્રથમ સ્ટેશન કર્યું તે ઑલ્ટડોર્ફનું આવ્યું, પણ તે સ્વિટઝરલેંડનીજ સરહદનું ગામ હતું. અહીંથી આલ્પ્સના ઉંચા પાહાડોનો અને વચે વચે ખીણોનો દેખાવ બહુ સુંદર લાગેછે. ખીણોમાં ચોતરફથી પહાડો ઉપરનો બર્ફ પિગળીને પાણી વહ્યું જાયછે, જેથી બનેલાં નાળાં સર્પની માફક વાંકાચુકાં પોતાનો રસ્તો લેતાં જણાયછે. કેટલેક ઠેકાણે ખીણ બહુજ સાંકડી થઇ જાયછે, અને ત્રેનને ઘણાએક નાના નાના બુગડાઓમાંથી લાંબો ચક્રાવો ખાઇને રસ્તો લેવાની ફરજ પડેછે.

એમ કરતાં **હૉસ્પેન્થાલ** (Hospenthal) સ્ટેશન આવ્યું, જ્યાંથી સેંટ ગોથાર્ડનો લાંબો બુગડો શરૂ થાયછે. સેંટ ગોથાર્ડ રેલવે ૧૮૭૨ થી ૧૮૮૨ સુધીના દાહેકામાં બંધાઈ તૈયાર થયો હતો, અને એક ઊંચા જબરા પહાડમાંથી એક લાંબો બુગડો ખણી પહાડને

**એકથી** બીજી બાજુએ ફોડી કહાડી તેમાંથી ત્રેનનો અગ્નીરથ દોડાવી પહાડની બંને બાજુનાં એકેકથી જુદાં પડેલાં લોકોને એકબીજાનાં પાડોશી હોય તેમ દુનિયાનાં દરેક કામકાજ માટે એકઠાં કરવાનું ઇજનેર વિદ્યાનું આ કામ આ જમાનાની સર્વથી મોટી ફતેહોમાંની એક ગણાયછે. આ પહાડમાં ખોદેલો બુગડો મધ્ય ભાગમાં ૩૭૮૭ ફીટ જેટલો ઉંચો છે. આ અને એની જોડના બીજા ૫૬ નાના બુગડાઓ મળીને પહાડમાં એકંદર ૨૫) મૈલનો રસ્તો કોરી કહાડવામાં આવ્યોછે. વળી આ સેંટ ગોથાર્ડ લાઇનિ ઉપર ૩૨ મોટા અને ૨૪ નાના પુલો બાંધેલાછે અને દશ મોટાં ગળનાળિયાં તો જુદાં છે. ફકત સર્વથી મોટા બુગડા પાછળજ ૫૭૦૦૦૦૦૦ ફ્રાંક (૩૨૩૦૦૦૦૦૦) નો ખર્ચ લાગ્યોછે, અને આખા પહાડી રેલવે પાછળનો ખર્ચ તો ૩૯ા કરોડનો છે. બુગડો ૧૬૩૦૯ વાર યાને નજદીક ૯ા મૈલ લાંબો અને ૨૮ ફીટ પહોળો તથા ૨૧ ફીટ ઉંચો કોરેલોછે. આ આખે રસ્તે બેવડી લાઇન નાખેલીછે, અને અંદરથી પથર વડે બાંધી લીધેલીછે. તેમાંથી એક્સપ્રેસ ત્રેનને પસાર થતાં ૧૬ મિનિટ અને ધીમી ત્રેનોને ૨૫) મિનિટ લાગેછે. બુગડાની દરેક બાજુએ ૧૦૦૦ મિટરને તફાવતે ૧૫ ફાણસો બળતાં રાખેલાંછે. બુગડાની પેલી બાજુએ **ઐરોલો** (Airolo) નામનું સ્ટેશન છે તે દરિયાની સપાટીથી ૩૭૫૭ ફીટ ઉંચું છે.

અગરજો ફ્રાન્સ અને જર્મની વચે ૧૮૭૦—૭૧ વાળી લડાઈ થઇ ન હોત, અને **સિડન**ની લડાઇમાં ફ્રેંચોની હાર અને જર્મનોની જીત થઇ ન હોત, તો સેંટ ગોથાર્ડનો પહાડી રેલવે આજ સુધીમાં કદાચજ બંધાઇ તૈયાર થયો હોત. એ બાંધવા માટેનો પહેલો વિચાર છેક ૧૮૪૮-માં ઉત્પંન થયો હતો, પણ ત્યાર પછીનાં બાવીશ વરસો સુધી તે પડતો નખાયો હતો. એક તરફથી ઑસ્ટ્રિયા અને બીજી તરફથી ફ્રાન્સની એ બાબતમાં હરકત હતી; પણ **સેડોવા**ની લડાઇમાં પ્રુશિયનોના હાથ ઉપર ઑસ્ટ્રિયનોએ અને સિડનની લડાઇમાં જર્મનોના હાથ ઉપર ફ્રેંચોએ જબરી શિકસ્ત ખાધા પછીજ જર્મન વજીર **બિસ્માર્ક** અને ઇટાલ્યન વજીર **કાવુર**ની એકદિલીથી આ પહાડી રેલવેનું કામ છેલી લડાઇ પછી બીજેજ વરસથી શરૂ થયું. ઇટલીની સરકારે તેના ખર્ચમાં અર્ધો ફાળો આપવાની ખુશી દેખાડી, અને એ રીતે બબેવાર આસપાસનાં રાજ્યોનાં કન્ફરન્સો મળ્યા પછી તા૦ ૧ લી અકટોબર ૧૮૭૨ થી સેંટ ગોથાર્ડના રેલવેનું કામ શરૂ થયું અને દશ વરસોમાં તે હાર પડયું. સ્વિટઝરલેંડની સરહદ ઉપરથી આ રેલવે બાંધવાનો હતો માટે સ્વિસ લોકોને પણ એ પહાડી લાઇનિ સામે કેટલોક અણગમો હતો, પણ બિસ્માર્કે ફ્રાન્સ ઉપરની ઊપલી ફતેહ પછી એ લોકનેબી થંડા મોહા રાખ્યા, અને જર્મની, ઇટલી, વર્ટમ્બર્ગ અને બેડનનાં રાજ્યોની એકદિલીથી આ યંત્રકળાની મોટી ફતેહનું કામ શરૂ થઇ પાર પડયું.

આલ્પ્સ પર્વતમાં ચાર ઠેકાણેથી આમ પહાડી રેલવે લાઇનો અને બુગડાઓ બાંધીને ઇટલી દેશ પોતાને પશ્ચિમ યુરોપની વધારે નજદીક આણવાને શક્તિવાન થયોછે. એઓમાંનો પહેલો સિમરિંગ ૧૮૫૪ માં, બીજો બ્રેનર ૧૮૬૭ માં, ત્રીજો સેનિસ ૧૮૭૧ માં અને ચોથો સેંટ ગોથાર્ડ ૧૮૮૨ માં તૈયાર થયા હતા. આ સેંટ ગોથાર્ડ પાહાડની ચારે બાજુએ નદીનાળાં વહેછે. એની પૂર્વે મોટી રહેન નદી, પશ્ચિમે રહોન નદી, ઉત્તરે લુસર્ન સરોવરમાં ખાલી થતાં અને દક્ષિણે લોકાર્નો સરોવરમાં ખાલી થતાં નદીનાળાં, એ રીતે ચોતરફ જળ જળ થઇ રહ્યુંછે. શોકીન લોકો લુસર્ન અને જીનીવા ખાતેથી રહોનની બર્ફની નદીઓ જોઇ સેંટ ગોથાર્ડ જોવા જાયછે, કેમકે એનો દેખાવ બહુ જોવાલાયક છે. માર્ગમાં કેટલાક ધોળાં બર્ફનાં પાણીના ધોધો પહાડો ઉપરથી ૬૦ થી ૧૫૦ ફીટની ઉંચાઇએથી પડતા જણાયછે. એવા અનેક ધોધો મળેછે અને તેથી નદીઓ, બીણો, અને પહાડો સાથ આ ધોધોનો દેખાવ ઉમેરાયાથી કુદરત-

નું અવલોકન કરનારને બહુ ગમત મળેછે. આ પહાડમાં કેટલીક જગાએથી સારો પથર મળેછે. બીજી જગાએ તે નરદમ કાળો છે. આ તરફ વસનારા લોકોનાં ઝુપડાં અને માર્ગમાં છુટાં છુટાં મળ્યા કરેછે, જે તમામ પથરનાંજ બાંધેલાંછે—ફક્ત તેમના દરવાજાજ લાકડાંના કરેલાછે. વળી રસ્તે નાનાં ગામડાં આવેછે ત્યાં પણ આવાં પથરનાંજ ઘરો બહુ નજર આવેછે. આ પહાડોમાં દ્રાક્ષના માંડવા જાબજા મળ્યા કરેછે.

વાંચનારે યાદ રાખવું કે હજી મેં સ્વિટ્ઝરલેંડની સરહદ છોડી નથી. **બેલિન્ઝોના** (Bellinzona) થી ટ્રેનો બદલાયછે, અને નવી ટ્રેન અહીંથી પાધરી આપણને લુગાનો સરોવર તથા તે પછી મિલૅન શેહેર તરફ લઇ જાયછે. આજ સાંજે ૭ કલાકે હું **લુગાનો** આવી પહોંચ્યો અને 'હૉટેલ ડિ લા વિલ્લ' માં ઉતર્યો. આ એક માત્ર ૮૦૦૦ માણસોની વસ્તીનો કસ્બો છે, અને એજ નામના પ્રખ્યાત સરોવરના પશ્ચિમ કાંઠા ઉપર દિલકશ રીતે આવેલો હોવાથીજ વખાણાયછે. એ એક નીચા ડુંગર ઉપર દરિયાની સપાટીથી ૯૩૫ ફીટ ઉંચો આવેલોછે, અને તેની આસપાસ ઉંચા પહાડો ફરી વળેલાછે તેથી એ કસ્બો તો તેમની તળેટીમાં વસેલો હોય એમ લાગેછે.

તા૦ ૧૬ મી, સોમવાર—લુગાનો કસ્બાથી સ્વિટ્ઝરલેંડની હદ પુરી થઇ ઇટલીની સરહદ શરૂ થાયછે, જેથી ઇટાલ્યન કસ્ટમવાળાઓ આપણુ એજ નામના સરોવરની આગબોટ ઉપર બેઠા કે તરત દોડયા આવીને આપણો સર્વ સામાન તપાસેછે. મારા જેવા પ્રદેશી પ્રવાસીઓના બાકસો તો ફક્ત ખોલાવીને પાછા બંધ કરી દેછે અને જાસ્તી તકલીફ આપતા નથી. પણ ઇટલીના રેહેવાસીઓનાં તો સઘળાં કપડાં ખોળાવીને માંહે સિગાર, તંબાકુ વગેરે છુપાવ્યાછે કે નહિ તેની તપાસ કરેછે. એ વસ્તુઓ મારી પેટીઓમાં છે કે નહિ તે બાબે મને પુછવામાં આવ્યું ત્યારે મેં જવાબ દીધો કે સિગાર કે તંબાકુ હું મુદલ પીતોજ નથી. મારા જેવા પ્રદેશીના આ સખુન ઉપર કસ્ટમવાળાએ વિશ્વાસ મૂકયો, પણ ઇટાલ્યન પ્રવાસીઓએ પણ જ્યારે એવોજ જવાબ આપ્યો ત્યારે તે ઉપર મુદલ ભરૂસો નહિ લાવતાં તેમનો સરસામાન ઉખેડીવ્યો હતો. એ રીતે હવે હું ઇટલીમાં દાખલ થઇ ચૂકયો હતો.

**લુગાનો** સરોવરથી ઇટાલ્યન સરોવરો શરૂ થાયછે, અને તે પોતાના મોટા ભાઇઓ **કોમો** અને **મઝોરિ** (Maggiore) ની વચે કંઇક વિચિત્ર આકારમાં આવેલોછે. તે પોહોળાઇમાં કંઇજ નથી, પણ ૨૦ મૈલ લાંબો છે, અને ૭૦૦૦ થી વધારે ફીટ ઉંચા પહાડો વચે ઘેરાયલોછે. જાણે પર્વતો વચે જુદા જુદા લાંબા ટુકા અનેક ઉંડા આખાતોથી બન્યો હોય તેમ આ સરોવર દેખાવ આપેછે. તેનો ઉત્તરનો ભાગ સ્વિટ્ઝરલેંડને લગતો અને દક્ષિણનો ઇટલીને લગતો છે. અહીં સદાની વસંત ચાલુ છે, તેથી આબોહવા બારેમાસ એકસરખી રહેછે, અને ચોબાજુનો દેખાવ બહુ દિલપિઝીર છે. લુગાનોને ઉપર કહેલા બંને ઇટાલ્યન સરોવરો સાથ લગભગ સંબંધ છે—માત્ર જમીનની સાંકડી પટીથીજ તેઓ એક બીજાથી છુટા પડેલાછે અને તેટલા જમીનના કટકાઓ ઉપર રેલવે લાઇન નાખેલીછે. મેં આ ત્રણે સરોવરો એકજ સપાટે જોઇ લીધા, જેમની ખુબસુર્તીનું બયાન કરવું અશક્ય છે.

મઝોરિ સરોવરનો ઉત્તર ભાગ **લોકાર્નો**ને નામે પણ ઓળખાયછે, અને એ ભાગ સ્વિટ્ઝરલેંડને તાબે છે. તેનાં માથાં ઉપર એજ કહેલાં નામવાળું ગામ આવેલુંછે. એ સરોવરના આ ઉત્તર ભાગનું પાણી લીલા રંગનું છે; પણ દક્ષિણના ઇટલીવાળા ભાગનાં પાણીનો રંગ બ્લુ છે. સરોવરની આસપાસ પણ ઉંચા પહાડો ફરી વળ્યાછે, જેમની તળેટીઓમાં નાનાં ગામો વસેલાંછે. આ ગામો તેમજ પહાડો સઘળાં લીલો લેબાસ પહેરી તમામ લીલોત્રીથી તર દિસેછે, તો જોકે આ તરફ હાલ મધ ઉનાળો ચાલેછે. મઝોરિ અથવા લોકાર્નો સરોવર ૩૭ મૈલ લાંબો અને ૪॥ મૈલ પહોળો છે, જેથી તેનો વિસ્તાર ૮૧ ચોરસ મૈલનો છે. તેની ઉંડાઇ ૨૮૦૦

ફીટની છે; દક્ષિણે માતબર ફળદ્રુપ મેદાનોથી અને ઉત્તરે ઊંચા પહાડોથી તે ઘેરાયલોછે. તેના કાંઠા ઉપર સંગેમરમર અને ગ્રેનૈટ પથરની તેમજ ધાતુઓની કીમતી ખાણો છે.

આ સરોવર પણ લુસર્ન માફક વાંકો ટિંકો ગયલોછે, પણ ઉપર મેં લખ્યુંછે તેવાં સર્વ પ્રકારનાં તેનાં વિચિત્રપણાંને તેમજ કુદ્રતી દેખાવોને લીધે સરસ લાગેછે.

હવે હું લુગાનો સરોવરના છેડા ઉપર આવેલાં **પોર્લેઆ** બંદરે ઉતરી પડયો અને ત્યાંથી **કોમો** સરોવર જવા માટે **મિનેજિયો** (Mennagio) બંદર તરફ રેલવે મારફતે રવાના થયો. આ જમીનના કટકા ઉપર ગરીબ ગામો વસેલાંછે, જયાંનાં લોકો પોતાનાં ઢોરો ઉપર ગુજરાણ કરેછે અને થોડી થોડી ખેતી ચલાવેછે. આખી દુનિયામાં જો કોઇપણ સરોવર ખુબસુર્ત હોય તો તે કોમો છે. તે એક ત્રીશળના આકારમાં લુગાનોની પૂર્વ બાજુએ આવેલોછે. એનો આકાર ઇંગ્રેજી Y અક્ષરને ઉંધો ગોઠવિયે ( ⅄ ) તેના જેવો છે. લંબાઇમાં એ ૩૨ મૈલનો પણ પહોળાઇમાં માત્ર બેથી ત્રણ મૈલનો છે. એની વધતાંમાં વધતી ઉંડાઈ ૧૯૩૦ ફીટની છે.

ઉપલાં "વાઇ" વાળાં ખુણા ઉપર **બિલેજિયો** (Bellagio) નામે શેહર વસેલુંછે ત્યાંથી સરોવરનો જે ફાંટો જુદો પડેછે તે એક જુદાજ સરોવરને નામે ઓળખાયછે, અને તેને **લેકો** (L. Lecco) નું નામ મળ્યુંછે. ઘણોજ ખુશનોમા અને દિલ ખેંચનારો આ સરોવર છે. ૭૦૦૦ ફીટ ઊંચા પહાડોથી ઘેરાઇ ગયા ઉપરાંત દ્રાક્ષના વેળા અને પહાડી દરખ્તોથી એ છવાઇ ગયોછે, તથા ઇટાલ્યન ગામો અને મિલૅનના માતબર લોકોના બંગલાઓથી એની સુંદરતામાં વધારો થયોછે. વળી કાંઠેનાં ગામવાળા ઉદ્યોગી લોકો રેશમ બનાવવામાં રોકાયલાંછે. ઑલિવનાં ઝાડનાં લાકડાંમાંથી તેઓ ઘણીજ સરસ વસ્તુઓ બનાવી વેચેછે. ઉત્તર ઇટલીમાં બિલેગિયો ઘણુંજ દિલકશ મથક ગણાયછે, જે દરિયાની સપાટીથી ૭૧૦ ફીટની ઉંચાઇએ વસેલુંછે. બિલેગિયોથી સરોવરના બે ફાંટા દક્ષિણે ઉતરેલાછે તેમાં ડાવી બાજુના કોમોને દક્ષિણ છેડે **કોમો** શેહર અને જમણી બાજુના લેકોને દક્ષિણ છેડે **લેકો** શેહર વસેલાંછે. આખા સરોવરમાં અહીંથી તહીં ફરવા હરવાની બહુ મજાહ પડેછે, અને જયાં જોઇયે ત્યાં શોકીન લોકો સેલ કરવા ઉતરી પડેલાં જણાયછે. કોમોનો દેખાવ ખરેખર બહુ સુંદર છે. તેને માથે ઉંચા પર્વતો સીધાજ ઉગી નિકળેલાછે, જેઓ બહુ દબદબાવાળા અને ભપકાદાર લાગેછે. એનાં પાણીનો રંગ લીલો છે, પણ દૂરથી તે આસ્માની લાગેછે, અને પહાડો ઉપરનાં નાનાં મોટાં ઝાડોના લીલા પોશાકથી આ રંગમાં નવો વધારો થાયછે. જેમ જાદુઈ ફાનસમાંથી રોશની એકજ જથામાં સીધી ફેંકાયછે તેમ સૂર્યની રોશની પણ આ સુંદર સરોવર ઉપર ગોયા ભેગી એકજ લીટીમાં ફેંકાતી હોય એવો દેખાવ નજરે પડેછે. ખચિત, આ સર્વ દેખાવ પરસ્તાન જેવો લાગેછે. મારી સ્ટીમર માર્ગમાં મળતાં ગામો ખાતે ઉભી રહેછે અને તેથી જાત જાતના દેખાવોમાં તેઓથી નવો ઉમેરો થાયછે. પણ એ સઘળું છતાં સ્વિટઝરલેંડના લુસર્ન સરોવર ઉપર મેં જે દેખાવ જોયાછે તેમને આ કોમો સરોવર પહોંચી શકે નહિ. તોપણ કોમોના દેખાવો જોનારની નજરમાંથી એકદમ ખીસી શકનાર નથી. સરોવર સાંકડો હોવાથી સ્ટીમર સીખ્ટી મારેછે તેનો પડઘા સામસામેના પહાડોની વચે બહુ સરસ લાગેછે.

આ રીતે ઇટલીના આ સર્વથી સુંદર સરોવરની સઘળી ખુબસુર્તીનો છાપ મારાં મન ઊપર અછી રીતે બેસાડીને હું તેની દક્ષિણ છેડે આવેલાં કોમો શેહર—જે ઉપરથી એ સરોવરને નામ મળ્યુંછે—ત્યાં ઉતર્યો. ૧૧૦૦૦ માણસોની વસ્તીવાળો આ કસ્બો ઘણી રીતે જાણીતો છે. એજ નામનાં પ્રગણાંનું એ મુખ્ય શેહર છે; અહીં રેશમનાં મોટાં કારખાનાં છે: મોટો અને નાનો **પ્લીની** નામના ફિલસુફો અને ગ્રંથકારોનું એ જન્મ સ્થળ છે; તેમજ **વોલ્ટા** નામનો જાણીતો

ફ્રિલસુફ અને વિજળીનો શોધક પણ અહીંજ જન્મ પામ્યો હતો. વોલ્ટાનું અહીંના ધકાની પડોશમાંજ એક બાવલું ઉભું કરેલું છે. કોમો-ની આસપાસ એક મોટી, ગોળાકાર નાટક-શાળાની પેઠે પહાડો આવી રહેલાછે, અને એ કસ્બો પોતે ૭૦૫ ફીટની ઉંચાઇ ઉપર વસેલોછે. અસલી રૂમી લોકો એને *Comum*-ને નામે ઓળખતા હતા, અને મધ્ય કાળમાં એ કંઇક અગત્યતા ધરાવનારો કસ્બો થઇ પડયો હતો. અહીં એક દેવળ છેક પંદરમી સદીનું તમામ સંગેમરમરથી બાંધેલુંછે, જે ઉત્તર ઇટલીમાંનાં સરસ દેવળોમાંનું એક ગણાયછે. તેને પુતળાંઓ, નક્ષીકામ, ચિતાર-કામ અને તરેહવાર હુનરમંદીથી ભરી નાખ્યું-છે. તેના મોટા દરવાજાની બંને બાજુએ ઉપર કહેલા બંને પ્લીની કાકા ભત્રીજાનાં બાવલાં ગોઠવેલાંછે.

## મિલૅન

શેહેર કોમોથી ૩૦ મૈલ દૂર છે, જ્યાં જવા માટે હવે હું ઉપડયો અને આજ સાંજે ૬ વાગેજ ત્યાં જઈ પુગ્યો. માર્ગમાં સારી ખેતી કરેલી જણાતી હતી, અને મર્દો જેટલીજ ઓરતો કામે વળગેલી હતી. અહીંથી આલ્પ્સ પર્વતો-ની અજાયબીઓ બંધ થાયછે. કોમો અને લેકોના સરોવરો સુધી એ પહાડનાં ડાળ પાંખડાં ઉતરી આવેલાંછે. છેક સ્વિટઝરલેંડથી અહીં સુધી એ ઉંચા પહાડો ઉપરની બાગે બેહસ્ત જેવી ભુમિ ઉપર ઉત્તરે લુસર્ન, ઝુરિચ, થુન અને જીનિવાના અને દક્ષિણે કોમો, લેકો, મેઝોરિ, લુગાનો વગેરે ખુબસુરત સરો-વરો, પૂર્વે રહેન અને પશ્ચિમે રહોન વગેરે નદીઓ, વચે સેંટ ગોથાર્ડના બિકટ પહાડો અને તેમનાં પેટમાંથી ફોડી કહાડેલા રસ્તાઓ અને ખીણો;—એ સઘળું આ આલ્પ્સ પર્વ-તોની વચે ઘેરાયલુંછે, ગોયા એ સર્વ ઉત્તમ કુદ્રતી ચીજોથી એ સોહામણા, ગંજાવર, રળિયામણા પહાડો ભરેલા છે! પણ તે સર્વને પાછળ મૂકી હું આગળ ચાલ્યો.

મિલૅનમાં પગ મૂકતાંજ મને એ શેહેરની મોટાઇ નજરે પડી. એની વસ્તી આસપાસ-નાં પરાંઓ સાથે ૪૨૫૦૦૦ માણસોની છે. ઇટાલ્યન લોકો એને 'મિલૅનો' કહેછે; રૂમી-ઓના જમાનામાં એ 'મિડયોલેનમ' ને નામે ઓળખાતું હતું. **ફ્રેડરિક બાર્બેરોસા** નામે શેહનશાહે ૧૧૬૨ માં એ શેહેરનો આગથી નાશ કર્યો પછી એ ફરીથી બંધાયુંછે. એનો ઘેરાવો ૭ મૈલનો છે. **લૉમ્બાર્ડી**ના પ્રગણાના મધ્ય ભાગમાં તેનું આ મુખ્ય શેહેર આવેલું છે, જેની આસપાસ ૧૩ જબરદસ્ત તથા બહુજ ઉમદા કારીગરીની ભાગોળો બાંધી લીધેલીછે. અહીં એક વડો આર્ચબિશપ વસેછે; એક લશ્કરી મથક છે; તથા રેશમ અને ઉનનાં કાપડ, સાંચાકામ, રાચરચિલાં વગેરે ઉદ્યોગોનું એ મૂખ્ય ધામ છે. **ઓલોના** નામે એક નાની નદી ઉપર એ વસેલુંછે, જેનો અનેક નેહેરો મારફતે બીજી મોટી નદીઓ સાથ સંબંધ કરેલોછે. આ સંબંધને લીધે બારકસો મિલૅનથી કોમો અને મઝોરિના સરોવરો સુધી તથા **પો** વગેરે નદીઓ સુધી જઈ શકેછે. ઇસ્વી પૂર્વે ૪૦૦ માં એને વસાવ્યા પછી ૩ જી સદીમાં એ રાજધાની શેહેર થયું; ૪૫૨ માં **એટિલા** નામે હન લોકોના સરદારે એને લુટયું; મોટા **શાર્લમેને** એને પોતાનાં રાજ્ય સાથ જોડી દીધું; બાર્બેરોસાએ બાળી નાખ્યું; ફ્રાન્સના ૧ લા ફ્રાન્સીસે ૧૫૧૫ માં જીતી લીધું; જર્મનીના ૫) મા ચાર્લ્સે તેના હાથમાંથી લઈ લીધું; ૧૭૧૪ સુધી સ્પેનિશ લોકે એનો કબજો રાખ્યો; ૧૮૦૫ થી ૧૮૧૪ સુધી ઇટલીનું પાયતખ્ત થવા પામ્યું; પછી ૧૮૫૯ સુધી ઑસ્ટ્રિયનો એના ધણી થયા; અને છેલ્લે, ત્યારબાદ આજ સુધી તે ઇટાલ્યન સરકારના કબજામાં રહેલુંછે. **મેન્ઝોની** જેવા મહા પુરૂષ અને રોમના પાંચ પોપોની જન્મભૂમિ મિલૅન છે.

રૂમીઓના જમાનામાં મિલૅન ઇટલીનાં મોટાં શેહેરોમાંનું એક ગણાતું હતું, પણ ત્યાર પછી ઉપર લખી તેવી વખતોવખતની ખરાબી-ઓને લીધે તે જમાનાનું આજે કશું હેયાત રહેવા પામ્યું નથી. ઉપર કહેલી ૧૨ મી સદીની આગમાં નાશ પામ્યા પછી મિલૅનને

તે પછીનાં પાંચ વરસમાંજ લૉમ્બર્ડીનાં ચાર આબિંધ શેહેરાએ ભેગાં મળીને નવેસરથી બાંધ્યું. એના ઉપર અનેક ખાનદાનોનો અમલ ચાલ્યોછે; અનેક યુરોપિયન રાજ્યોએ કાબુ ચલાવ્યોછે, જેઓમાંના ઑસ્ટ્રિયનો સામે ૧૮૪૮ માં ખૂનખાર બળવો જાગ્યાથી તેમને અંતે એ શેહેર ખાલી કરી જવાની ફરજ પડી, અને ત્યારપછી ઇટલીમાં ચાલેલી રાજદ્વારી ઉથળપાથળમાં ભાગ લઇને મિલૅને બીજાં શેહેરોની પેઠે રાજા વિક્ટર ઇમાન્યુએલની સરદારી કબૂલ રાખી. એ પછી એ શેહેરમાં સુધારો આગળ વધતોજ ચાલ્યો, અને ઉંચા હુનરોમાં તો તેના સુધારા વધારાની દેશનું બીજું એક પણ શેહેર બરાબરી કરી શક્યું નથી. નક્શીકામમાં તો અહીંના રેહેવાસીઓ ખાસ મગરૂરી લઇ શકેછે અને કહેછે કે તેમની માફક કુદ્રતની નકલ કરનાર હુનરબાજો બીજા કોઇ ન હશે.

જુનાં મિલૅનની આસપાસ પરાંઓ સાથનું નવું શેહેર વસેલુંછે, અને એ બંનેની આસપાસ કોટ બાંધી લીધાછે. જુનો કોટ પાંચ મૈલના અને નવો દશ મૈલના ઘેરાવાનો છે. એ બંનેની વચે બંધાયલાં નવાં શેહેરમાં બાગો અને પાર્કો બનાવેલાછે, અને અહીંના રસ્તા પણ સીધા અને પહોળા છે. જુનાં મિલૅનના રસ્તા સાંકડા અને વાંકા છે. તોપણ નવાં મિલૅનની સર્વથી મોટી ઇમારતો યા સર્વથી માતબર આસામીઓના મેહેલો રોમ કે ફ્લૉરન્સ શેહેરનાં એવાંજ મકાનો આગળ બહુ કમીના જેવા છે.

શેહેરના જુના ભાગની આસપાસ નેહેરો ફરી વળીછે, અને તે પછી પરાંઓ લાગેલાંછે જેમને જુદી જુદી ભાગોળો ઉપરથી નામો આપવામાં આવેલાંછે. મેં જ્યાંસુધી આ શેહેર નજરે દિઠું નહિ ત્યાંસુધી હું એને મોટું યા અગત્યનું સમજતો ન હતો. પણ સાંજે આવી પુગતાંજ જોઉંછું તો રસ્તા મોટા અને પહોળા, ઇમારતો ઊંચી ગયલી, વજળીની રોશની, લોકોની ભીડ અને બારની ધમાલ;—એવું એવું જોતાંજ મને એ શેહેરની મોટાઇ વિશે ભાન આવ્યું. મેં અહીંના 'હૉટેલ ડિ યુરોપ'માં ઉતારો લીધો.

## દુનિયાની "આઠમી અજાયબી."

તા૦ ૧૭ મી, મંગળવાર—આજે હું સર્વથી પહેલાં અહીંનું મોટું દેવળ જે 'ડુઓમો' (*Duomo*) ને નામે ઓળખાયછે તે જોવા ગયો, કેમકે હૉટેલમાં મને ખબર પડી કે અહીંનાં લોકો એ દેવળને દુનિયાની ૮ મી અજાયબી તરીકે ગણેછે. આઘેથી જોતાંજ એના ગુંબજ ઉપરથી એક મિનારો ઉઠાવેલો જણાયછે, જે ઉપર એક સોનેરી બાવલું ઉભું કરેલું છે. આ દેવળે ૧૪૦૦૦ ચોરસવાર જગા રોકીછે, અને એમાં ૪૦૦૦૦ લોકો ભેગાં થઇ શકેછે. ઉપલો ગુંબજ ૨૨૦ ફીટ ઉંચો છે, અને તે ઉપરના મિનારાની ઉંચાઇ ૩૬૦ ફીટની છે. આખી ઇમારત સફેદ માર્બલની છે, તેમ છાપરું પણ એજ પથરનુંછે, જે ઉપરથી ૯૮ નાના મિનારાઓએ પોતાનાં સર આસ્માન સાથ લગાડવા ઉઠાવ્યાંછે. ઇમારતને બહારથી નામીચા અને પ્રખ્યાત પુરૂષોનાં આખાં કદનાં ૨૦૦૦ સંગેમરમરનાં બાવલાંથી શણગાર આપ્યોછે, જેઓમાંનું એક નેપોલ્યન બોનાપાર્ટનું છે. વળી બીજાં ૭૦૦ બાવલાં જુદાં છે. એકંદર બાવલાં ૬૦૦૦ છે. અંદર ગાયન મંડળવાળા ભાગમાં ફુલપાન વગેરેની આકૃતિવાળા કાચની એવડી મોટી બારીઓ છે કે જેવી આખી દુનિયામાં કોયે નથી. આ ગંજાવર ઇમારત ૧૪મી સદીથી બંધાવા માંડી હતી, પણ ૧૮મી સદી સુધી બંધાઇ રહી ન હતી. જુદા જુદા ઉસ્તાદ શિલ્પશાસ્ત્રીઓનો હાથ હોવાથી એની અસલ ગૉથિક ઢબછબ જળવાઇ રહી નથી. આ દેવળનો આકાર બીજાં ઘણાંઓની પેઠે ક્રૂસરોકો છે, જેના માંહેલા ભાગોને પર) સ્તંભો ઉપર ઉઠાવ્યાછે. આ દરેક સ્તંભ ૩૬ ફીટના ઘેરાવાનો છે, જેનાં મથાળાં ઉપર મથોટીઓને બદલે નાનકડાં બાવલાં જડિત કીધેલાંછે. ફરસબંદી રંગીન માર્બલની કરેલીછે, જે ઉપર વળી તરેહવાર નક્શીકામ અને ચિતારો છે. આખી ઇમારત ૫૦૦ ફીટ લાંબી

અને ૧૮૬ ફીટ પહોળી છે, અને રોમ ખાતેનાં સેંટ પિટરનાં કે સેવિલ ખાતેનાં મોટાં મસ્જીદ-વાળાં દેવળથીજ આ ધર્મસ્થાન કદમાં ઉતરતું ગણાયછે. મિનારા ઉપરથી આસપાસનો દેખાવ ઘણોજ સુશોભિત લાગેછે. લૉમ્બર્ડીનાં જે સપાટ મેદાનમાં મિલૅન આવેલું છે તે મેદાનનો તમામ દેખાવ અહીંથી દૃષ્ટિએ પડેછે. વળી દૂરથી ઉત્તરનો આલ્પ્સ પહાડ તેના બેટા સેનિસ, બ્લોં, સેંટ બરનાર્ડ, મેટરહૉર્ન, સેંટ ગોથાર્ડ વગેરે જોડે, અને દક્ષિણનો એપિનૈન્સ પોતાના નીચા ડુંગરો સાથ આબાદ નજરે પડેછે. ઊપર જણાવેલાં છાપરાં ઉપરના બે હજાર બાવલાંઓમાંનાં કેટલાંક કેથલિક પંથના આગળા પોપો અને બીજા ધર્માધ્યક્ષોનાં છે, જેમને પ્રાર્થના કરતા દેખાડેલાછે. મિનારા ઉપરથી આ દેવળ શેહરની વચોવચ હોય અને તેની આસપાસ મિલૅન વસેલું હોય એમ ખુલ્લું સાબિત થાયછે. આસપાસની ઇમારતો તરફ નજર કરતાં મને જણાયું કે આપણા દેશના મકાનો મિસાલે અહીં પણ છાપરાંઓ ઉપર નળિયાં ગોઠવેલાંછે. ખરેખર આ દેવળમાં એવું તો આંખને ઉડી વળગે એવું નક્ષીકામ કરેલું છે કે જાણે તે જોયાજ કરિયે.

આ ગંજાવર, ભપકાદાર મહાભારત દેવળ-ને લગતો ખજાનો એમૂળો અને ખરેખર જોવાલાયક છે. તે જોવા માટે બે રૂપિયાની ફી પડેછે. પ્રથમ આપણને એક ભોંયરાંમાં લઇ જઇ **સેંટ કાર્લો** નામે પીરનું કફન દેખાડેછે. તેને ચાંદીની પેટીમાં બંધ કરેલું છે. આ પેટીને અંદરથી અબનુસનું કામ જેવું ઝપઝપ થતું પડ કીધેલું છે. એ ચાંદીની પેટી સ્પેનના રાજા ૪ થા **ફિલિપે** ખાસ આ કફન મૂકવા માટેજ ભેટ આપી હતી, જેની જોડે વળી મરનારની જીંદગીને લગતા જુદા જુદા બનાવો વેળાનાં તેનાં બાવલાં ગોઠવેલાંછે, જે સઘળાં પણ શુદ્ધ ચાંદીનાંજ છે. ઉપલું સેંટ કાર્લોનું કફન ૩૦૦ વરસનું પુરાણું કહેવાયછે, જે ઉઘાડી દેખાડવા માટે બે રૂપિયાની ફી માંગવામાં આવેછે. મેં જોયું તો પીરનું મોહોડું ખુલ્લું રાખેલું હતું; પણ તેની આંખો, નાકની ટીચકી, વગેરે નિકળી ગયાંછે. જડબાં બેસી ગયાંછે અને ચામડું દાંતો તરફ કરચળી વળીને ખેંચાઇ ગયુંછે. આ પીર પોતાની હૈયાતીમાં Λ આ આકારની ટોપી પહેરતો હશે. તેવી ટોપી આ કફનને પણ પહેરાવેલીછે, જે ઉપર માણક, લાલ, હીરા વગેરે તરેહવાર ઝવેરાત જડી લીધાંછે. બેવેરિયાના એક આગળા હાકમ **થિયોડોર** આ પીરને માટે વળી એક ઝવેરાતો જડેલું તાજ પણ ભેટ મોકળાવેલું અહીં છે, જેને કફનને માથે લટકાવેલું છે. વળી રાણી મેરાયા થ્રીસાએ એક લીલમનો કરૂસ ભેટ કર્યો હશે તે તથા સ્પેનના રાજા **ફિલિપ** ૨ જાએ મોકળાવેલી એક ઝવેરાતની લાકડી પણ અહીં મને દેખાડવામાં આવી. પીરની છાતી ઉપર એક કીમતી હાર મૂકેલોછે. તેની આંગળીઓમાં કેટલીક હીરાની વીંટીઓ પહેરાવેલીછે. કફનનો પોશાક પણ તમામ ઝરિયાનનોજ છે. આ રીતે સેંટ કાર્લોનું કફન મેં જોયું, જેવું ખુલ્લું કોઇ પણ ખ્રિસ્તી દેવળમાં મારા દિઠામાં આવ્યું નથી. ખજાનામાં બીજુંબી ઘણું એક જોવાનું છે, જેમાં ઘણાએક શુદ્ધ ચાંદીનાં બાવલાં છે, જેઓ જુદા જુદા પીરોનાં બનાવેલાં છે અને તે પીરોનાં કુદ્રતી કદ મુજબનાંજ તેમને મોટાં બનાવેલાંછે.

દુનિયાની 'આઠમી અજાયબી' નાં મગરૂર નામથી ઓળખાતાં આ મહાભારત દેવળમાંથી બહાર નિકળીને હાલના ઇટાલ્યન રાજાના બાપ પ્રખ્યાત વિક્ટર ઇમાન્યુએલની **યાદગારીમાં બાંધેલી એક સુંદર ગૅલેરી** (Galleria Vittorio Emanuele) જોવા ગયો, જે ઉપલાં દેવળને તેની પાસેનાં એક બીજાં મોહોલરોકાં મકાન પિયેઝા ડેલા-સ્કાલા સાથ જોડેછે. આ ગૅલેરી પાછળ ૩૨૦૦૦૦ પૌંડ લાગ્યાછે. તે ૯૬૦ ફીટ લાંબી, ૪૮ ફીટ પહોળી, અને ૯૪ ફીટ ઉંચી છે. તેનો આકાર એક કરૂસ જેવો છે, પણ વચમાં ૮ બાજુનું એક ગોળ ચક્ર છે, જે ઉપરથી ૧૮૦ ફીટ ઉંચો એક કળસ ઉઠાવેલોછે. આ ચક્રવાળા ભાગ ઉપર યુરોપ, એશિયા, આફ્રિકા અને અમેરિકા ખંડોને લગતી તરેહવાર આકૃતિઓથી શણગાર કરેલોછે, જ્યારે

ગૅલરીમાં દાખલ થતાંજ વિદ્યા, હુનર, ઉદ્યોગ અને ખેતીવાડીની સંજ્ઞા આપનારી આકૃતિઓ કરેલીછે. આ ગૅલરીને ફરતી સુશોભિત, કીમતી દુકાનો બનાવેલીછે, જેઓમાં વિજળીની રોશની થાયછે. વળી તેને ૨૪ બાવલાંઓથી શોભાવીછે. આખા યુરોપમાં સર્વથી સરસ મેહરાબ આજ ગણાયછે. ઉપલી દુકાનોમાં સઘળો બેમૂળો અને ઉમદા માલ વેચાયછે. એક એરિંગની જોડીના મારી કનેથી ૩૦૦૦ ફ્રાંક માંગ્યા. કેટલાંક મોતી અહીં મેં મારા અંગુઠાનાં નખ કરતાં પણ મોટાં દિઠાં. અહીં તમામ હીરા, મોતી અને ઝવેરાત વેચાયછે. વળી અંદર ખાનપાનનાં સ્થાનો પણ છે.

ઉપર કહેલાં **પિયેઆ ડેલા સ્કાલા** (Piazza della Scala) મકાનને બહારથી કેટલાંક બાવલાંઓના ઝુમખાથી શણગાર આપ્યોછે. આ બાવલાંઓમાંનું સર્વથી મોટું **લિયોનાર્ડો ડા વિન્સી** (Leonardo da Vinci) નામના માર્બલનાં બાવલાં બનાવનાર ઉસ્તાદનું પોતાનુંજ છે, જેની આસપાસ તેના ચાર ચેલાઓનાં બાવલાં છે તથા તેની કીમતી હુનરમંદીના નમુનાઓ બનાવેલાછે. ઉપલા ઉસ્તાદનાં બાવલાંના સંબંધમાં મને તેના પોશાક વિશે કંઇક નવાઈ લાગી. તેનાં માથાં ઊપર આરબોની માફક એક રૂમાલ ઓઢાડેલો છે અને તે ઉપર વળ દીધેલાં કપડાંના બે આંટા વાળેલાછે. વળી આ ગુરૂનો ઝભો પણ આરબો માફક બહુ ચહોળો જણાયછે.

પડોશમાંજ **ટૌન હૉલનું** મકાન છે, જે 'પેલેઝો મરિનો' (Palazzo Marino) ને નામે ઓળખાયછે. એ મકાન બહુ મોટું છે અને તેની કહાણી માણસને બોધ લેવાજોગ છે. આ એક કીમતી મેહલ છે, જે બાંધનારનું નામ **એંદ્રિયા ટી. મરિનો** હતું. તે જીનોઆનો રહેવાસી હતો અને ૧૫૨૫ માં તદન વાખાનો મારેલો મિલૅન આવ્યો હતો. અહીં નિમક ઉપરની જકાત અને કરનો મકતો લઇને તથા વેપાર કરીને તે થોડા વખ્તમાં મોટી દોલતનો ધણી થઇ ગયો, અને દોલતની જોડ હમેશાં બનેછે તેમ તે ચાન માન મેળવવા પામ્યો તથા પ્રથમ માર્કિવસ અને પછી ડયુક (અમીર) નાં પદને પહોંચ્યો, તથા એક વગવાળો સૅનેટર થઈ પડયો. હવે તેણે પોતાની દોલત અને મરતબાને છાજતો એક મેહલ બંધાવવા માંડયો, પણ હજી તે અધુરો હતો એટલામાં આ ગરીબોને પૈસે માતબર થયલો માણસ પોતાના લખલૂટ ખર્ચને લીધે કરજદાર થઈ પડયો અને મરી ગયો. તેના દીકરા ઉપર પોતાનીજ બાયડીનું ખૂન કરવાનું તોહમત આવ્યાથી તે મિલૅન છોડીને નાસી ગયો. આથી બંધાતો મેહલ ઑસ્ટ્રિયન સરકારે જપ્ત કીધો, કેમકે તે જમાનામાં એ શેહેર ઑસ્ટ્રિયનોને તાબે હતું. એ સરકારે પાછળથી આ મેહલ વેચી નાખ્યો, અને ત્યાર બાદ એકવાર ફરીને પોતાના હસ્તકમાં લીધો, પણ ૧૮૬૦ માં ઇટાલ્યન સરકારે મિલૅનની મ્યુનિસિપાલિટીને તે હવાલે કીધો, જેથી હાલ એ મેહેલમાં મુખ્ય મ્યુનિસિપલ ઑફિસો છે. અહીં એક મોટું ભપકાદાર દિવાનખાનું જોવાજોગ છે, જે કૌન્સિલ ચેમ્બરને નામે ઓળખાયછે.

મિલૅનથી રેલવે મારફતે એક કલાકના રસ્તા ઉપર **પેવિયા** કસ્બો આવેછે, ત્યાં લા સેર્ટોસા (La Certosa) નામે એક મોટું, પુરાણું દેવળ વખાણાયછે, તે જોવા હું આજે ગયો. આ દેવળ છેક ૧૩૯૬ માં બાંધેલું હતું, જેની પડોશમાંજ ૧૫૨૫ માં પેવિયાની લડાઈ થઇ હતી તેમાં ફ્રાન્સનો રાજા **ફ્રાન્સીસ ૧ લો** જર્મનીના રાજા ચાર્લ્સ ૫ માંના હાથ ઉપર કેદ પકડાયો ત્યારે આ મકાન તેનાં બંદીખાનાં દાખલ કામ લાગ્યું હતું. દેવળના ૧૪ પતળા સંગેમરમરના સ્તંભો, એક ઉંચો ગુંબજ, નક્શીદાર ફરસબંદી અને માહેલો બીજો હુનરમંદીથી ભરપૂર શણગાર જોવા લાયક છે. માર્બલનાં બારીક કોતરકામમાં આથી ચહડે એવી આખા યુરોપમાં બીજી એકે ઇમારત ગણાતી નથી. અસલમાં આ એક કાર્થુસ્યન લોકોનું મઠ હતું, જેમાં હજીબી જોગીઓને વસવાનાં ઘરો જણાયછે. આખાં દેવળમાં જ્યાં જોઇયે ત્યાં માર્બલનોજ શણગાર કરેલો-

છે, અને એવી બારીકી, કળા અને કારીગરી વાપરીછે કે બે ઘડી જોયાજ કરિયે. મિલૅન-ના હાકમોની યાદગારી જાળવી રાખનારૂં આ દેવળ બાંધતાં ૧૦૦ વરસ લાગ્યાં હતાં, અને તેને શણગારવામાં ૩૦ ઘણાજ કાબેલ ઉસ્તાદોએ પોતાની બુદ્ધિ વાપરી હતી. ઉપલા સ્તંભોની કુંભી ઉપર રૂમી શેહનશાહોનાં બાવલાં કોત્રેલાંછે અને સ્તંભ ઉપર બૈબલના પુરૂષોનાં ચિત્રો કોરેલાંછે. ચાર બારીઓ અતિ ભપકાદાર બનાવેલીછે, જેમની નીચેથી ફરેસ્તાઓનાં માથાં હારેદાર કોતર્યાંછે, અને તેમને માથે નાનાં બાવલાં ગોઠવ્યાંછે.

તા૦ ૧૮ મી, બુધવાર—આજ દિને હું શેહરને છેડે આવેલું મોટું કબ્રસ્તાન જોવા ગયો, જેને લગતું **એક મકાન લાશને સુધરેલી ઢબથી અગ્નિદાહ કરવાને** લગતું છેક નાકા ઉપર બાંધેલું છે. કબ્રસ્તાનમાં બે વિભાગો છે. જુનું ભરાઇ ગયાથી હાલ નવી જગા ઉપર લાશોને ભુમિદા કરવામાં આવેછે. આમાં ૫૦ એકરથી વધુ જગા રોકાઇછે. અગ્નિદાહ કરવાનું મકાન ૧૮૭૬ માં એક સ્વિસ રહે-વાસીએ બાંધીને શેહરને ભેટ આપેલુંછે, જે જોવા ખાતરજ હું કબ્રસ્તાનમાં આવ્યોછું. અંદર દાખલ થવાની ફી આપવી પડેછે, જે લઇને રખેવાળે મને એક તરતનીજ બળીને ભસ્મ થયલી લાશની રક્ષા દેખાડી. આ લાશો દરરોજ ૩૦ થી વધારે અહીં બાળવા માટે આવેછે. ભઠીમાં કેક બિસ્કોટ વગેરે ભુજવા મૂકેછે તેમ મોટી બાંધી લીધેલી ભઠીમાં લાશને પણ લોખંડના તખ્તાઓ ઉપર ગોઠવી મૂકી દેછે. પેલા રખેવાળે મને બતાવ્યું તેમ પેલી તરતની બળી રહેલી રાખમાં કેટલાંક હાડકાં પણ ધોળા રંગની ખાક જેવાં થઈ ગયલાં જણાયાં. અહીં બે ભઠીઓ છે, જેમાં લોખંડના તાસમાં મુર્દાંને મૂકી ગરેડી વડે તેને અંદર ધકેલી બારણું મજબૂત બંધ કરી દેછે. આતશ રોશન કીધા પછી ૪૦ મિનિટમાં સઘળું સાફ થઇ જાયછે. લાશને બળતી જોવા માટે ભઠીના એક ભાગમાં એક બકારૂં બનાવી તેમાં કાચ જડી લીધાછે, તેમાંથી સઘળું દેખાય-છે. જે હાડકાં બળતાં નથી તેમને અનામત રાખેલાંછે, અને તેમાં સ્ત્રીપુરૂષનાં જુદાં પાડેલાં છે. વળી રાખથી બરણીઓ ભરવામાં આવેછે. જો સગાંવહાલાં માગેતો આ હાડકાં અને રાખ તેમને હવાલે કરી દેવામાં આવેછે, નહિતો તે અહીંજ રહેછે. રાખવાળી બરણીઓ ઉપર મરનારની યાદદાશ્ત માટે તેનાં નામ નિશાન, જન્મ અને મરણના દહાડાવાર લખેલાછે, અને કેટલાકની તો તસ્વીરો સુધાં, અહીં આપણા જોવામાં આવેછે. આ અગ્નિ સ્મશાનમાં લાશનો શેવટનો નાશ કરવાનું લોકોને રફ્તે રફ્તે બહુ પસંદ પડતું જણાયછે, કેમકે દર સાલ અહીં આવતાં મુર્દાંની સંખ્યા કોઇવાર ૪૦૦ થી કોઇવાર ૧૦૦૦ ની થાયછે. ઇટલીનાં રોમ, વેનિસ, નેપલ્સ, વગેરે શેહેરોનાં આવીજ ભઠીઓ અનેક છે, અને જ્યાં ભઠીઓ નથી ત્યાં લાશને બાળવાનાં યંત્રો મિલૅનથી જાયછે.

કબ્રસ્તાન છોડીને હું અહીંનું એક અતિ પુરાણું દેવળ જોવા ગયો. ૪ થી સદીમાં જયાં પુનાની દેવતા **બેક્સ**નું દહેરૂં હતું ત્યાંજ **સેંટ એમ્બ્રોઝ** નામે ખ્રિસ્ટી પીરે આ દેવળ બંધાવ્યું હતું. દાખલ થતાંજ ડાવી બાજુએ આ પીરનું એક ચિત્ર પાડેલુંછે. લામ્બર્ડીના રાજાઓ અને જર્મનીના શેહન-શાહો આગળા વખતમાં આ દેવળમાં આવીને પોતાને માથે લોખંડનું તાજ મૂકાવવાની ક્રિયા કરાવતા હતા. દેવળમાં અસલી ખ્રિસ્ટી પીરો અને બૈબલવાળા મહાપુરૂષોનાં ચિત્રો, બાવલાંઓ, કોતરકામો અને એવીજ બીજી પુરાણી વસ્તુઓનો સુંદર ભપકો કરેલોછે.

એક બીજું જોવા લાયક મકાન પ્રખ્યાત નેપોલ્યન બોનાપાર્ટે પોતાની યાદગારી માટે ૧૮૦૪ માં બંધાવેલું **માર્બલનું આર્કું** છે. આ ફતેહનાં આર્કાંને ત્રણ તાક અથવા મેહરાબ છે, જેને ફરતાં લડાઈ અને સુલેહ તથા કોલકરાર-ની મિજલસો અને દેખાવોનાં ચિત્રો કોરે-લાંછે અને પુતળાં બનાવેલાંછે. આર્કાંના સ્તંભો ઉપર પણ એવુંજ સુંદર નક્શીકામ કીધેલુંછે. મથાળે ૬ ઘોડાના એક રથ ઉપર એક દેવી હાથમાં ઝાડની ડાંખળી લઇ બેઠીછે, ને તેની

બંને બાજુએ બબે ઘોડાઓ ઉપર બીજી બાઇઓ સ્વાર થયલીછે અને પોતાના હાથમાં ફુલોનાં તાજ પકડીને પેલી વચમાં રથ ઉપર સ્વાર થયલી દેવીને આપવા માગેછે. આ ચિત્રની નીચે બીજી બે સ્ત્રીઓના વિજયની વચે ખુદ નેપોલ્યનની તસ્વીર કોતરેલીછે.

મિલૅનમાં ૨ાા દિવસો ગુજારીને હવે હું આજ મધ રાતે

## વેનિસ

જવા ઉપડયો, અને બીજે દિને એટલે તા૦ ૧૯ મી અને ગુરૂવારે મળસ્કામાં ત્યાં જઇ પુગ્યો. ઇટલીનાં મોટાં અને વખાણાયલાં શેહેરોમાંનું વેનિસ એક છે. દેશની ઉગમણુ બાજુએ આવેલો એડ્રિયેટિક સમુદ્ર—જે વેનિસના અખાતને નામે પણ ઓળખાયછે તે—નાં માથાં ઉપર વેનિસ બિરાજેછે. એને એક ટાપુ ઉપર બાંધ્યું હોય તેમ એ શેહર દરિયામાં છુટું પડેલુંછે, પણ ખરૂં જોતાં એક નહિ પણ અનેક—કહેછે કે ૧૧૭—નાનકડા બેટો ઉપર આ શેહર વસેલુંછે. ત્રણથી છ ફીટની ઉંડાઇનાં પાણીથી છુટા પડેલા જમીનના ટેકરાઓ ઉપર વસ્તી પંથરાયલીછે. શેહર સવા બે મૈલ લાંબું અને ૧ાા મૈલ પહોળું છે, અને એનો ઘેરાવો ૭ મૈલનો છે.

એક **બસ મોટી નેહેર** સર્પના અથવા ઉંધા S ના આકારમાં (S) પસાર થાયછે, તેથી શેહરના બે અસરખા ભાગ થયલાછે. આ નેહર ૧૦૦ થી ૨૦૦ ફીટ પહોળીછે, જે ઉપરના અનેક પુલોમાંનો એક રિયાલ્ટો નામનો એકજ આર્કોનો છે, અને તે આગળા વખતથી વખણાતો આવ્યોછે. આ નેહરમાંથી સ્ટીમ લૉંચો અને ગોન્ડોલા નામની હોડીઓ સેંકડોની સંખ્યામાં ફરતી ફરેછે. તેના કાંઠા ઉપર સુંદર મકાનો અને મેહલો બંધાયલાછે, કેમકે વેનિસમાં મહોલ્લાઓ ફરસબંદીના રસ્તાઓથી નહિ પણ દરિયાનાં પાણીથીજ બનેલાછે, અને આ નેહરવાળો મહોલ્લો અતરેના બડખાંઓનાંજ રેહાણનો ગણાયછે. આખી નેહરની લંબાઈ ૨ાા મૈલની છે, અને એટલી હદ સુધી વેનિસના અસલી નામીચાં ખાનદાનો અને માતબર આસામીઓનાં મકાનો ફરી વળેલાંછે. આ મોટી નેહર જોવાલાયક અને તેમાં ધીમે ધીમે ફરવા જોગ છે. એને નાકે આવેલાં ઉપલાં સુંદર મકાનો ગોયા પાણીમાં તરતાં હોય એમ લાગેછે, કેમકે તેમની આજુબાજુ પણ નાની નેહેરો ફરી વળેલીછે. પહેલી નજરે નેહર જોનારને વિસ્મિત કરેછે. દરેક ઘરના દરવાજા પાસે, કે સીડી પાસે, તમે જોશો તો પાણીજ જણાશે. અને હોડી પણ ત્યાંજ ઉભેલી. દરેક હોડીમાં એકથી છ માણસો બેસી શકેછે અને એક જણ તે હંકારેછે. હોડીઓ સાંકરી, લાંબી અને ચાંચાળી છે. તેમની એક ચાંચ ઉપર લોખંડનું પત્રું યા ભાલો ખોસ્યો હોય તેવી લાગેછે. આ મોટી નેહેરને એક છેડે રેલવે સ્ટેશન અને બીજે છેડે એક મોટો જાહેર બાગ છે.

ઉપલો **રિયાલ્ટો પુલ** ૧૫૮૮ માં શરૂ થઇ ત્રણ વરસમાં બંધાઇ ચૂકયો હતો, જે ૧૫૮ ફીટ લાંબો અને ૯૦ ફીટ પહોળોછે, અને ૭૪ ફીટનાં એકજ સંગેમરમરનાં આર્કોનો બાંધેલોછે, જેની ઉંચાઈ ૩૨ ફીટનીછે. ૧૨૦૦૦ લાકડાંના ઢગળા ઉપર આ પુલ ઉઠાવેલોછે. છેક ૧૮૫૪ સુધી વેનિસના ઉગમણુ અને આથમણુ ભાગો જે ઉપલી નેહરથી છુટા પડયાછે તેમને જોડનાર આજ એક પુલ હતો, પણ એજ વરસમાં એક લોખંડનો પુલ બંધાયો, અને ત્યાર બાદ ચાર વરસ રહીને તેવોજ એક બીજો પુલ તૈયાર થયો હતો. રિયાલ્ટોની આજુબાજુ ફરતી દુકાનો અને નીચે ખોરાકીનું બાજાર બાંધેલુંછે.

ઉપલી ગંજાવર નેહર ઉપરાંત આખું વેનિસ **નાનકડી સંખ્યાબંધ નેહેરોથી** નાના નાના ભાગોમાં વહેંચાઇ ગયલુંછે, અને એજ તેના મહોલ્લાઓ હોવાથી વચેથી હોડીઓ ફર્યા કરેછે. તોપણ ઘરોની હારોની વચે ગળીઓ હોયછે અને ત્યાં લોકો ધંધાધાપા અને બીજાં કામકાજ વગેરે માટે ભેગાં થાયછે. નેહેરોને લીધે વેપારી માલ વખારોના દરવાજા આગળ લઇ જઇ નાખવામાં આવેછે. કેટલીક નેહેરો

તો બહુ સાંકડી છે. એઓમાં ઘરોના પાયા કેમ ચણેલા હશે એવો વિચાર પ્રવાસીઓનાં મનમાં સૌથી પહેલો ઉત્પન થયા વિના રહેતો નથી, કેમકે ઘરોની ચોતરફ પાણી ફરી વળેલાં છે. પણ ખબર કહાડતાં મને જણાયું કે મેં ઉપર રિયાલ્ટો પુલને માટે કહ્યું તેમ છાલ-કાં પાણીમાં લાકડાંના ઢગળા દાટીને તે ઉપર ઇમારતો ઉઠાવવામાં અને બાંધકામ કરવામાં આવેછે. આ નેહેરોવાળા મહોલ્લાઓ ઉપરાંત અહીં ખરેખરા રસ્તા કે મહોલ્લાઓ પણ છે, જેઓ નેહેરોની માફકજ વાંકાચુકા અને સાંકડાં છે. બાજારો પણ એજ રીતે સાંકડાં અને આડાં તેડાં છે. કેટલીક જગાએ તો મહોલ્લા એટલા સાંકડા છે કે બે માણસો જોડેજોડ ચાલતા હોય તો ત્રીજાથી તેઓની વચે ચાલી શકાયજ નહિ. એક જણ એ રસ્તાની વચે ઉભો રહી હાથ લાંબા કરે તો બંને હાથો આજુબાજુની ઇમારતોની દેવાલને અડે. વળી આ રસ્તાઓની મરામત પણ કરેલી નથી. આ રસ્તાઓને નેહેરો ઉપરના પુલો સાથ સંબંધ છે, પણ તે ઉપરથી પસાર થતાં આપણ સહેજમાં ભૂલા પડી જઇયે એવી વાંકીચૂકી વળાણો લેવાની આવેછે. પુલો ઉપર ચહડવા ઉતરવા માટે પાંચ, દશ કે પંદર પગથીઓ બનાવેલાછે. રસ્તાઓ ઉપર કેથે કેથે ચોકો બનાવેલાછે. મહોલ્લાઓની પહોળાઇ ચારથી ૭ ફીટની છે, અને શેહેરની વચે 'મર્સેરિયા' નામે એકજ એવો મોટો મહોલ્લો છે કે જે ૧૨ થી ૨૦ ફીટ પહોળો છે. નેહેરોથી શેહેર-ની કાપકુપને લીધે અહીં સુંદર મોટા ચોકોની વકી રાખવી ફોકટ છે, તોપણ 'પિયાઝા ડિ સેન માર્કો' નામનો એક ચોક ૨૮૦ ફીટ લાંબો અને ૧૦૦ ફીટ પહોળો છે, જેની આસપાસ ભપકાદાર ઇમારતો બાંધેલીછે. વેનિસમાં ગાડીએ ફરવું કે ઘોડે બેસવું કોઈ જાણતુંજ નથી.

એડ્રિયાટિક દરિયામાં ૨૫ મૈલ લાંબી અને ૯ મૈલ પહોળી એક ખાડી આવેલીછે તેમાં, ઇટલીના કાંઠાથી ૨॥ મૈલ દૂર વેનિસ વસેલુંછે. એની વસ્તી ૧૫૯૦૦૦ માણસોની છે. ઉપર કહેલી નેહેરોની સંખ્યા ૧૫૦ ની છે, જેઓ ઉપર આવજાના વહેવાર માટે ૩૭૮ પુલો પથરના બાંધેલાછે. આ નેહેરોમાં ૪૦૦૦ થી વધારે ગોન્ડોલા હોડીઓ ફરતી ફરેછે. ઉપલી ખાડી એક છાલકા સરોવર જેવી છે, જે દરિયા સાથ ચાર ઉંડા જળ માર્ગોથી જોડાયલીછે. રેતીમાં આ માર્ગો ઉંડા, સાંકડા અને લાંબા એદિલ છે, અને દરિયાને તે રસ્તે શેહેરમાં ધસી આવતો અટકાવવા થકી પથરની કિલ્લા જેવી મજબૂત દેવાલો બાંધી લીધીછે. મોટા જળમાર્ગો ૨૩ ફીટ ઉંડા છે અને તેઓમાંથી વેપારી મોટાં બારકસો શેહેરમાં દાખલ થવા પામેછે. આ રીતે દરિયાની ભર્તિ ઓટથી વેનિસને કશું ખમવું પડતું નથી. આજે વેનિસની વસ્તી વધીછે, પણ વચગાળે તે છેક ૯૬૦૦૦ સુધી ઘટી ગઈ હતી. તે આગમજ વેનિસનું રાજ્ય જ્યારે સ્વતંત્ર હતું ત્યારે તો એ વસ્તી બે લાખ માણસોની હતી. વેપારની બાબતમાં વેનિસ મધ્ય કાળથી વખાણાતું આવ્યુંછે, પણ કેપને માર્ગે હિંદુસ્તાન જવાનો રસ્તો શોધી કહડાયો ત્યારથી વેનિસનો વેપાર તુટતો આલ્યો, અને યુરોપ તથા હિંદુસ્તાન અને ચીન સુધીની તેની મોટાઇને જબરો ધોકો લાગ્યો.

એટિલ્લા નામના હન લોકોનાં સરદારે ઇટલી ઉપર હુમલો લાવ્યાથી વેનિસને હસ્તી મળી હતી. આસપાસના કાંઠાઓના કેટલાક રહે-વાસીઓએ તે વિક્રાળ સરદારના સપાટામાંથી બચી જવા માટે વેનિસના ટાપુઓ ઉપર આવી-ને આશ્રો લીધો, અને ત્યારપછી એ શેહેર-ની સ્થાપણા થઇ. એના બચાવનાં કોઇખી જાણવાજોગ બાંધકામો નથી, તોપણ વેનિસ-માં એકબી શત્રુ હુમલો લાવ્યો નથી. ટુર્કીઓ સામે અહીંનુ પ્રજાસત્તાક રાજ્ય લાંબો વખ્ત સુધી ટકી રહ્યું, એટલુંજ નહિ પણ અયોન્યા-ના ટાપુઓ, મોરિયા, કેન્ડિયા અને સૈપ્રસના મુલુકો તેણે હાથ કર્યા. આસ્તે આસ્તે પ્રજા-ની સત્તા રાજ્યકારોબારમાંથી ઓછી થતી ચાલી, અને જેમ જેમ વેપારથી દોલત વધતી ગઇ તેમ તેમ રાજ્યકારોબાર બડેખાં માતબરો-ના હાથમાં આવતો ગયો. એમ કરતાં ૬૯૭

થી રાજ્યનો વડો 'ડોજ' (અમીર) ને નામે ઓળખાયો. ૮૧૯ થી તે પાયતખ્ત થવા પામ્યું, પણ ૧૩ મી સદીની અધવચથી રાજ્યનો કારભાર બડખાંઓના હાથમાંજ નક્કી થયો. એ રીતે ૧૨ મીથી ૧૪ મી સદી સુધી વેનિસની મોટાઈ બહુ વધી ગઈ. રાજ્યની મુખ્ય હરીફાઈ તુર્કીઓ સાથ હતી, તોપણ વેનિસ્યન લોકોએ ઉપલી મુદતમાં પોતાને એટલાબધા પગભર દિઠા કે તેઓએ યુરોપિયન રાજકાજમાંખી માથાં મારવા માંડયાં. પણ ૧૬ મી સદીની શરૂઆતથી વેનિસની પડતી શરૂ થઈ અને ઉપલું પગળું તેને પાછળથી એટલુંબધું ભારી પડી ગયું કે ૧૮ મી સદીની આખરીએ તેણે પોતાનું સ્વતંત્રપણું નેપોલ્યન બોનાપાર્ટની ખટપટખોરી વર્તણુકને લીધે ખોઈ દીધું. પ્રથમ ઑસ્ટ્રિયા અને પછી ફ્રાન્સની અને છેલ્લે વળી પાછી ઑસ્ટ્રિયાની તે તાબેદારી કરવા લાગ્યું, અને શેવટે ૧૮૬૬ થી તે ઇટલીના હાથમાં આવ્યું.

તા૦ ૧૯ મી, ગુરૂવાર—વેનિસ શેહરની રચના તથા તેની આગળી પાછળી વાતો આ રીતે ટુકમાં જણાવીને હવે અહીં મેં શું શુ જોયું તે સંક્ષેપમાં જણાવીશ. મેં ઉપર કહ્યુંછે કે અહીં કેથે કેથે ચોકો બાંધેલાછે. એવો એક ચોક '**પિયેત્ઝા દિ સેન માર્કો**' (Piazza di San Marco) ને નામે ઓળખાયછે. એ ૫૭૬ ફીટ લાંબો અને ૧૮૦ થી ૨૭૦ ફીટ પહોળો એવો ચોક છે કેજે વેનિસની આગળી મોટાઇનો આપણને ઝટ ખયાલ આપેછે. વેનિસના મધ્ય ભાગમાં એ આવેલો છે, અને શેહરનું દિલ ગણાયછે. એની ત્રણ બાજુએ ભપકાદાર ઇમારતો છે, જેઓથી સફેદ માર્બલનો એક ગંજાવર મેહલ બનેલો લાગેછે, જે જમાનાઓ ગુજરવાથી તથા પાણીને લીધે કાળો મારી ગયોછે. ચોકની ઉગમણ બાજુએ સેંટ માર્કનું દેવળ છે. ઉત્તર અને દક્ષિણ બાજુના મેહલોમાં વેનિસના ડોજથી ઉતરતા સત્તાધારીઓ વસતા હતા. હાલ તેઓ ધંધાધાપાનાં મકાન દાખલ વપરાયછે. ઉનાળાની સાંજે આ ચોકમાં વેનિસનાં લોકો તાજી હવા ખાવા ભેગાં મળેછે, અને ચંદણીમાં અહીં બહુ સરસ મેળાવડો થાયછે. રાત્રે અઠવાડિયાંમાં ચાર દિવસ લશ્કરી વાજું ગમત આપેછે, અને ખાનપાનનાં દુકાનોથી હજારો લોક ખેંચાઈ આવેછે. વળી અહીં ખબુતરોની મોટી સંખ્યા દાણો ચરવા ઉતરી આવેછે તે દેખાવ પણ જોવાજોગ થઇ પડેછે. અસલ રેવાજ હતો કે દેવળોમાંના આ નિર્દોષ પક્ષિઓને અહીં મોજ કરવા મોકળવાં, અને તેમ વેનિસનાં પ્રજાસત્તાક રાજ્યની આખરી સુધી તેઓ આવતાં અને તેમનું પ્રજાને ખર્ચે પોષણ થતું. ૭૦૦ વરસનો આ રેવાજ હજીબી ચાલુ છે, પણ હાલ તો ખાનગી આસામીઓ તેમને ભોજણ જમાડેછે. ઉપલા ચોકની ફરસબંદી સફેદ સંગેમરમરથીજ કરેલીછે. ચોકને ફરતી ઝવેરાત વગેરેની કીમતી દુકાનો છે અને આર્કાઓ બનાવીને બહુ શોભા કીધીછે. રાત્રે ગ્યાસની રોશની ચાર ચાર ફાણસોના ફરતા ઝુમખાઓમાં કરવામાં આવેછે.

ઉપર કહેલું **સેંટ માર્કનું દેવળ** તારીફલાયક છે. ૯ મી સદીમાં એ બંધાયું હતું, અને એમાં વેનિસના પીર સેંટ માર્કનાં હાડકાં ૮૨૮ માં સિકંદરિયા ખાતેથી વેનિસ્યનોએ આણીને ભૂમિદા કરેલાંછે. અસલ દેવળ ૧૦ મી સદીમાં બળી ગયાથી હાલનું ૧૧ મી અને ત્યાર પછીની સદીઓમાં નવી ઢબછબ ઉપર બંધાયુંછે, અને એમાં સઘળી આપણા ઉગમણ તરફનાં લોકોને અનુસરતી ભભુક કરવામાં આવીછે. દેવળનો આકાર ગ્રુનાની ક્રૂસ (+) ના જેવો, એટલે જે ચોતરફથી એકસરખા અવયવોનો છે, અને એની લંબાઈ ૨૪૯ ફીટની તથા પહોળાઇ ૧૬૮ ફીટની છે. એને પાંચ ગુંબજો છે, જેમાંનો એક વચોવચમાં અને બાકીના ચારે હાથો ઉપર છે. બીજા નાના ગુંબજો તો અનેક છે. બહારથી તેમજ અંદરથી આખી ઇમારતને ૫૦૦ સ્તંભોથી શોભાવીછે, જે સઘળા સંગેમરમરના અને મહમદિયાન ઢબછબના છે. દેવળના મુખ્ય દરવાજા ઉપર પાંચ પાંચ ફીટ

ઉંચા બ્રૉન્ઝ ધાતુના ચાર ઘોડાઓનાં પુતળાં છે, જે ઉપર સોનાનો ઢાળ ચહડાવેલોછે. આ સોનેરી ઘોડાઓને પ્રથમ રોમમાં અને ત્યારબાદ કૉન્સ્ટાન્ટીનોપલમાં લઈ જવામાં આવ્યા હતા, પણ ૧૨૦૪ માં વેનિસના ડોજોની ફતેહને દરમયાન તેમને અહીં લાવવામાં આવ્યા હતા. પાછળથી ૧૭૯૭ માં નેપોલ્યન તેમને પેરિસ ખેંચી ગયો, પણ ૧૮૧૫ માં શેહનશાહ **ફ્રાન્સીસે** તેમને પાછા વેનિસને હવાલે કીધા હતા. દાખલ થતાં પહેલાંજ દિવાનખાનામાં પોપ ૩ જા **એલેકઝાંડરનું** હસતાં મહોડાં સાથનું બાવલું છે, જેની પોપના જેવી લાંબી ટોપી તથા તેવોજ સઘળો પોશાક તરત ઓળખાઇ આવેછે. આ અને બીજાં દિવાનખાનાઓની ફરસબંદી રંગીન માર્બલની કરેલીછે અને તેમાં તેમજ દેવાલો ઉપર તરેહવાર ખ્રિસ્ટી મજહબને લગતા બનાવો વગેરેનાં ચિત્રો ચિતારેલાંછે. દેવળનો છેક અંદરનો ભાગ કોઇવાર 'સોનાની ગુફા' ને નામે પણ ઓળખાયછે, તેમાં ઇસુ ખ્રિસ્ટ અને તેના ચેલાઓનાં સંગેમરમરનાં બાવલાંઓ, તેનીજ ફરસબંદી, તેનીજ રંગીન પુલ્પિટો (ઉપદેશકના ઉચાં આસન) વગેરે ઉપરાંત ડોજ (અમલી રાજા)ની તલવાર, સેંટ માર્કનું તખ્ત, સેંટ જૉનની ખોપરીનો એક કટકો, ઇસાની સાચી સુળીનો એક ભાગ, વગેરે વસ્તુઓ સંગ્રી રાખેલીછે.

સેંટ માર્કનાં દેવળની સામે એક બીજો ચોક **કેમ્પેનેલ** (Campanile) ને નામે ઓળખાયછે. આ એક ૩૨૨ ફીટ ઉંચો મિનારો છે, જે ઉપર ચહડવા માટે કશી પગથીઓ બાંધી નથી, પણ તેની આજુબાજુએ ફરતી ઢળણ બનાવીછે તે ઉપરથી ઉપર જવાયછે, જ્યાંથી આખાં વેનિસ શેહરનો ઘણોજ સુંદર દેખાવ નજરે પડેછે. છેક ૮૮૮ માં એ મિનારો બંધાયો હતો, જે પછી ૧૪ મી સદીમાં તેને દરૂસ્ત કરીને મથાળે માર્બલની એડક બનાવીછે, અને ત્યારબાદ ત્યાં ૧૬ ફીટની ઉંચાઇનુ એક ફરેશ્તાનું પુતળું ગોઠવ્યુંછે.

**રિવા** (Riva) એક સુંદર બાજાર છે, જ્યાં લોકોની મોટી ભીડ થાયછે અને વેનિસનાં લોકોને ફરવા હરવા અને બેસવા ઉઠવા માટે અહીં અછી ગોઠવણ કરેલીછે. ખરૂં જોતાં રિવા એક માર્બલનો બાંધેલો ધકો છે, જે ઉપર પ્રખ્યાત વિકટર ઇમાન્યુઅલનું ઘોડસ્વાર બાવલું ઉભું કરેલુંછે, જેની આગળી બાજુએ વેનિસને સ્રીનું રૂપ આપીને તે બાવલાંની હેઠે લખ્યુંછે કે "છુટી થયલી વેનિસ દેવી"; અને પાછળી બાજુનાં એવાંજ બાવલાંને "ગુલામગીરીમાં વેનિસ દેવી" એવું નામ આપેલુંછે. આ બાજાર મોટી નેહરને એક છેડે આવેલુંછે અને ત્યાંજ એક સારાં હૉટેલમાં મેં ઉતારો લીધેલોછે.

વેનિસમાં બારીક હુનરકામ બહુ સારૂં થાયછે. ઉપલાં સઘળાં મકાનો અને ઠેકાણાંઓ જોઇને આજે હું અતરેનું એક જુનું કાચનું કારખાનું જોવા ગયો, જ્યાં મર્દો તેમજ જવાન ઓરતો કામ કરતાં હતાં. અહીં એક લાંબી કાચની લાકડી લઇને મારી આગળ કેટલાક કાચન નમુનાઓ કરી બતાવવામાં આવ્યા. પ્રથમ એક પ્યાલો બનાવ્યો અને પછી તેને ફરતાં તરેહવાર નક્ષીદાર ટપકાં કર્યાં, તથા S ના આકારનો માર્કો પાડયો. આ પ્યાલો ધોળો દુધ જેવો હતો, જે ઉપર રંગીન ફુલો તથા ઝાડની બારીક ડાંખળીઓ જુજ વખ્તમાં તેઓએ બનાવી. એ પછી કટ ગ્લાસના મોટા આર્સા, કાચનાં પુતળાં, અત્તરની શીશી વગેરે કેમ બનેછે તે મને બતાવ્યું. વેનિસ શેહર કાચનાં વાસણો બનાવવા માટે આગળા વખ્તથી વખાણાતું આવ્યુંછે. એની પડોશમાં **મુરાનો** નામે ૪૦૦૦ માણસોની વસ્તીનું ગામ છે તે એ ઉદ્યોગનું મુખ્ય મથક છે. આગળા જમાનાઓમાં આ કસ્બાના લોકો પોતાના એ ઉદ્યોગને માટે એટલાબધા વખણાયા અને પ્રજાની નજરમાં તેમનો મરતબો એટલોબધો વધી ગયો કે મુરાનોના રહેવાસીઓને વેનિસનાં પ્રજાસત્તાક રાજ્યે પોતાના સિકા પાડી ચલાવવાની તેમજ પોતાના કસ્બાનું સ્વરાજ્ય ચલાવવાની છુટ બક્ષી, તથા રાજ્યમાં મોટા ઓહ્દા આપવા

માંડયા. વેનિસમાં કાચનો ઉદ્યોગ પ્રથમ બૈઝેન્ટ્યમ (અસલી ઇસ્તમ્બુલ) ખાતેના કાચ બનાવનારાઓએ દાખલ કીધો હતો. પહેલાં કારખાનાં વેનિસમાંજ હતાં, પણ તેમાંથી આગને કારણ મળવાથી તેમજ ખરાબ ધુમાડો નિકળવાથી મુરાનો ખાતે કારખાનાઓ સ્થાપીને તેનેજ મૂખ્ય મથક બનાવવામાં આવ્યું, અને ત્યાંથી જાતજાતનાં કાચનાં વાસણો વેનિસમાં વેચાવા માંડયાં. ૧૮ મી સદીમાં ઇંગ્લંડના જાડા કાચ તરફ અને ફ્રાન્સના મોટા આયનાઓ ઉપર પ્રજાનો શોખ વધી જવાથી વેનિસના આ ઉદ્યોગને મોટો ગોદો લાગ્યો, અને એ હુનરની અસલી કળકુચી ભૂલી જવામાં આવી. પણ આજ થોડાંક વરસો થયાં એકવાર ફરીને અસલી વેનિશ્યન કાચકામને ઉત્તેજન મળવા લાગ્યું છે. અહીંનાં વાસણો અત્યંત પતળાં, નાજુક અને ભાંગી જાય એવાં છે, પણ તેમની સર્વથી મોટી ખુબી તેઓ ઉપર કરવામાં આવતો ભપકાદાર અને આંખને ઉડી વળગે એવો શણગાર છે. એ ખુબસુર્ત રંગીન ચિત્રો અને નક્શીકામને લીધે એ વાસણો તેમની નાજુકી છતાં બહુ વખણાયછે અને તેમનો સારો ઉઠાવ થાયછે. એવીજ સુંદર ભાંતભાંતની રંગીન નક્શીનાં ઝુમરો અને આયનાઓ અહીં બનેછે. એજ રીતે પરવાળાંના હારો, ઝપઝપ થતી બાંગડીઓ, ઝીણી સાંકળીના હાર (જેમાં મોતી લટકાવેલાં હોયછે), ઇત્યાદી વસ્તુઓ એવી બનેછે કે તેમને અજાણો માણસ પહેલી નજરે ખરા અને બેમૂળા સમજે.

તા૦ ૨૦ મી, શુક્રવાર—આજ દિને હું મેં ઉપર કહેલા વેનિસના ડાજ યાને અમીરોનો મેહલ જોવા ગયો. આ મેહેલ સેંટ માર્કનાં દેવળની પછવાડે અને સેંટ માર્કના ચોકમાં આવેલોછે. તેને પ્રથમ ઇસ્વી ૮૦૦-માં બાંધ્યો હતો, જે પછી તે પાંચવાર નાશ પામ્યો, અને તેટલીજવાર તેને ફરી ફરીથી વધારે ને વધારે ભપકા સાથ બાંધવામાં આવતો હતો. તેનાં બે આર્કાઓ એક ઉપર બીજું એમ ૧૦૭ સ્તંભોનાં બાંધેલાંછે. ઉપલું આર્કું, જેના ૭૧ સ્તંભો છે તે બહુ ભપકાદાર છે. તેમાં બે સ્તંભો રાતા માર્બલના છે, જેમાંથી પ્રજાસત્તાક રાજ્યના વખ્તમાં તોહમતદારોને મોતની સજા ફરમાવવામાં આવતી હતી. કેટલાક સ્તંભો અસલી રૂમી રાજાઓ, શેહનશાહો, બાવા આદમ અને મામા હવા, નબી સુલેમાન, ઇનિસાફ દેવી, ઇત્યાદીનાં પુતળાંઓ જોડે ઝાડ, વેળ અને ફુલોની નક્શીઓથી ભરપૂર છે. મેહલ ઉપર જવાના મજલાની પગથીઓને માથે બે યુનાની દેવતાઓ **માર્સ** અને **નેપ્ચુન**નાં ગંજાવર પુતળાંઓ છે, તથા મજલા ઉપર એક બાજુએ આદમ અને હવાનાં પુતળાંઓ છે. અસલી વેનિશ્યનોના હુનરનો તમામ સંગ્રહ આ મેહલમાંજ જળવાઇ રહેલો હતો, પણ ૧૫૭૭-ની મોટી આગમાં તે સઘળું બળી ગયાથી તેમનું તમામ ચિત્રકામ નાશ પામ્યું છે; તોપણ ત્યારપછીના ઉસ્તાદોનાં હુનરકામો હજી અહીં જળવાઇ રહ્યાંછે અને તે બહુજ ઉત્કૃષ્ટ છે. હાલ આ મેહલમાં તરેહવાર ચિત્રો, બાવલાં અને બીજા હુનરકામોના સંગ્રહ કરેલા છે. કેટલાંક ચિત્રો અસલી વેનિશ્યન તવારીખની યાદ આપનારાં છે. વેનિસના ડયુકો વસતા હતા તે ઓરડામાં હાલ અસલી ઇમારતબંધીનું સંગ્રહસ્થાન બનાવેલું છે. અહીં ૧૪૫૭-માં બનાવેલો દુનિયાનો એક નક્શો લાકડાંમાં કોતરેલો છે, તે તેમજ ૧૫૫૯ માં ટયુનિસવાળા હાજી **મહમદે** બનાવેલો ગ્રહમંડળનો નક્શો, અને ૧૫૦૦ માં તથા ૧૭૨૮ માં વેનિસ શેહરની રચના કેવી હતી તેના નક્શાઓ જોવાજોગ છે. કેટલાંક અર્ધબાવલાં રૂમી શેહનશાહોનાં છે. ઘણાંખરાં ચિત્રો જુના થયલાં હોવાથી જોઇયે તેવાં દીપતાં નથી. ટુર્કી **અલી પાશા** અને **મુસ્તાફા પાશા,** તેમની સાથની લડાઇઓ, વેનિસના ડાજને તાજ પહેરાવવાની ક્રિયા, વગેરેનાં ચિત્રો જોવાલાયક છે. કેટલાક નાના ઓરડાઓ તદન અંધારા અને હવા કે રોશનીની મુદલ આવજા વિનાના ભયંકાર છે, જેમાં અસલ તકસીરવાર સરદારો વગેરેને કેદ કરતા હતા. એમની પડોશમાંજ "ડચકાનો

પુલ" છે, અને કેદીઓના રડવા અને પોકાર મારવાને લીધેજ એ પુલને આ નવાઈ જેવું નામ આપેલું કહેવાયછે. તે જમાના-ઓમાં કેદીઓને રીબાવવાનાં જાતજાતનાં ઘાતકી હથિયારો વપરાતાં હતાં. તેવાં હથિ-યારોનો ઉપલાં બંદીખાનાઓની જોડમાં એક જુદોજ ઓરડો છે. ગરદન મારવા કે ફાંસી દેવાની જગા પણ નજદીકીમાંજ છે.

અહીં એક પુરાણું તોપખાનું છે, જેમાં વેનિસનો ચહડતો સેતારો હતો તે વેળા ૧૬૦૦૦ મજુરો કામે લાગતા હતા, પણ ૧૮ મી સદીમાં માત્ર ૨૦૦૦ થી ૩૦૦૦ કામ કરતા હતા. એના આગણાંમાં ચાર અસલી સિંહોનાં વખાણાયલાં પુતળાં ગોઠવેલાંછે, જેમને એથન્સ ખાતેથી બીજી વસ્તુઓ જોડે જીતી આણવામાં આવ્યાં હતાં.

વેનિસમાં ફરી વળેલી નેહરોમાં ફરવાનું મને બહુ પસંદ આવ્યું. નાની બોટમાં નાની નેહરોમાં ફરવાની મજાહ ઓરજ છે. ઘરોની અડોઅડ પાણી છે. ઉપરની બારીમાંથી તમે બોટને તમારી પાસેથીજ પસાર થતી જોઈ શકોછો. જ્યારે સાંકડા રસ્તામાં વળાંણ આવેછે ત્યારે બોટવાળો સામેથી આવતી કોઈ બીજી બોટ અથડી નહિ પડે તે માટે "હો ઓહ!" એમ બૂમ પાડી સામેવાળાને ચેતવેછે. રાત્રે આ નેહરો તરફ કશી રોશ-ની થતી નથી તેથી તેઓમાં ફરવું ધાસ્તી-ભરેલું છે. આ નેહરોથી શેહરને ખચીત કશી શોભા મળતી નથી. મોટી નેહરનો દેખાવ એક નવાઈ જેવોજ છે, અને તે ઉપર આવેલી ઇમારતોનીજ કીમત પોશાયછે. તોપણ હાલ તેમની કીમત પણ બહુજ ઘટી ગયલી મેં સાંભળીછે. પોતાના ઝલકતા વખ્ત-માં વેનિસ જેવું દીપક મારતું હતું તેવું આજના પડતા વખ્તમાં તે સુસ્ત અને ઉદાસ દિસેછે. તે વખ્તના જેવું તે દોલતમંદ તો રહ્યુંજ નથી, પણ નિર્ધન થઇ ગયુંછે.

એ રીતે આ શેહરમાં જે કંઈ જોવાલાયક હતું તે બે દિવસોમાં જોઇ વળી, આજે પાછળા પોહોરે ૪ વાગે મેં આગળ રસ્તો લીધો. રાત મેં

## બોલોનિયા

શેહરમાં ગુજારી, કેમકે એને માથે આવેલા એપેનૈન્સ પર્વતો મારે જોવા હતા. આ શેહર ડુંગરોની હારોની નીચે વસેલુંછે. વસ્તી ૧૪૭૦૦૦ માણસોની છે. સર્વ જગાએ સારી ખેતી થાયછે, અને જમીન અતિ રસાળ છે. શેહર માત્ર બે ચોરસ મૈલના વિસ્તારનું છે તોપણ એને ફરતા કોટની ભાગોળો ૧૨ છે. મોહોલ્લા સાંકડા પણ ઘરો ઉંચાં અને જબરાં છે. શેહર ધીરે ધીરે આબાદ થતું જાયછે, જ્યાં નવાં નવાં સુંદર ઘરો બંધાતાંજ રહ્યાંછે. અહીં એક-શોથી વધારે દેવળો છે. ઇટલીમાં તો જ્યાં જોઉંછું ત્યાં રોમન કેથલિક પંથનાં અને બીજાં પુરાણા કાળનાં સંખ્યાબંધ દેવળો નજર આવેછે. ખેડુતો અને બીજા ગરીબો-ની હાલત નિર્ધન છે. તેઓ આપણા દેશ-ના ગરીબોની પેઠે ઉંઘાડે પગે કામ કરેછે. અહીંથી નિકળેલો હું બીજે દિને બપોરે બે વાગે ૮૨ મૈલની મંજલ કાપીને

## ફ્લૉરન્સ

જઇ પુગ્યો, અને "ગ્રાંડ હૉટેલ એંગ્લો-અમેરિકન" માં ઉતર્યો. ફ્લૉરન્સને "ફુલો-નું શેહર અને શેહરોનું ફુલ" કહેછે. **આર્નો** નામની નાનકડી નદીના બંને કાંઠા-ઓ ઉપર આ ફુલ–શેહર વસેલુંછે. વસ્તી ૧૯૦૦૦૦ માણસોની છે, જેનો મોટો ભાગ જમણા કાંઠા ઉપર લંબાયલોછે. રૂમી લોકો-ના જમાનામાં વસ્તી પ્રથમ અહીંજ હતી, જેને મધ્ય કાળમાં નદીના બીજા કાંઠા સુધી લંબાવી હતી. આસપાસ એક જબરો કોટ ૧૩ મી અને ૧૪ મી સદીમાં બાંધેલો હતો, પણ આજે તે આસ્તે આસ્તે કરીને સઘળો તોડી નાખેલોછે, તો જોકે તે વખ્તની તેની ભાગોળો સલામત રાખેલીછે. નદીના બંને કાંઠાઓ ઉપરનો વ્યવહાર સહેલ કરી આપવા માટે તે ઉપર અસલમાં છ પુલો બાંધવામાં આવેલાછે, જેઓમાંનો સર્વથી પુરાણો ૧૨૩૭-માં બાંધેલો હતો. બે ઝુલતા પુલો નદીના

બંને કાંઠાઓ ઉપર શેહરને દરેક છેડે હમણાજ થોડુંક થયું બાંધ્યાંછે, તેમજ બંને તરફ સુંદર પહોળા ડંકાઓ બાંધેલાછે. ઘણાએક મોટા અને વસ્તીવાળા મહોલ્લાઓને શેહરનાં પુરાણાં ખાનદાનો કે નામીચા પેશાઓ, કે ઉત્તમ રમતગમતો ઉપરથી નામો આપવામાં આવેલાંછે. ૧૩ મી સદીની શરૂઆતમાં રસ્તાઓ ઉપર નળિયાંની ફરસબંદી કીધી હતી, પણ ત્યારબાદ મોટા પથરો પુરવામાં આવ્યા હતા તે આજસુધી કાયમ છે. નદી કાંઠે કેટલાંક કિલ્લા જેવાં મોટાં જુના વખ્તનાં ઘરો સાંકડા મહોલ્લાઓમાં આજ સુધી હયાત છે. અહીં વેનિસની પેઠે રસ્તાઓ અને મહોલ્લાઓ સાંકડા છે ખરા, પણ ઘરો મેહલ જેવાં છે અને મેહલો ભપકાદાર છે. આખાં શેહરમાં કોટ વિનાની ૯ ભાગોળો, બે ઝુલતા સુધાં ૭ પુલો, બે બાજારો અને એક બે નહિ પણ ૨૩ સુંદર ચોકો છે.

ફ્લૉરેન્સની અસલ સ્થાપના ઇસુ ખ્રિસ્ટની આગમજ પહેલી સદીમાં રૂમી લોકે કરી હતી. લૅટિન 'ફ્લોરેન્શ્યા' ઉપરથી તેઓ એને 'ફિયોરેન્ઝા' કહેતા, જે ઉપરથી ઈટાલ્યનોમાં આજે એ શેહર **ફિરેન્ઝે** (Firenze)-ને નામે ઓળખાયછે. મધ્ય કાળમાં જંગલીઓએ એનો નાશ કર્યો પછી ૧૧૦૦ માં એનો વેપાર બહુ વધી ચાલ્યો, પણ ત્યારબાદ સદીઓ સુધી એ નામીચાં શેહેરને માંહોમાંહેની તેમજ પ્રદેશી લડાઇઓથી ખમવું પડયું. **મેડિસે** નામે ખાનદાનના રાજાઓએ અહીં ૧૪૩૪ થી ૧૭૩૭ સુધીની ત્રણ સદીઓ રાજ્ય ચલાવ્યું, અને ત્યારબાદ સવાશે વરસો **લોરેન**નાં ખાનદાનના અમીરોનો અમલ ચાલ્યો. શેવટે ૧૮૬૪ થી ૭૧ સુધીનાં સાત વરસો ફ્લોરન્સે આખા ઇટલી દેશનાં પાયતખ્ત દાખલ મોટાઇ ભોગવી; અને એ તેની છેલીજ મોટાઇ હતી, કેમકે ત્યારપછી આજ પા સદી થઇ એ પ્રખ્યાત ફુલ–શેહર પડી ભાગતું થયુંછે. તોપણ અહીંની આબોહવા ચોકસ મોસમમાં ઘણીજ ખુશનોમા રહેછે તેથી હજારો લોક હવા ખાવા અહીં આવેછે.

કેટલાકોને આવવાનો બીજો વધારે જરૂરનો સબબ તો અહીં ભેગું કરેલું અસલી હુનરકામ જોવાનો, એપિનેન્સ પર્વતોની લીલા ધુરવાનો અને સસ્તા સુકાળમાં થોડાક માસ જીંદગી ગુજારવાનો છે. ખરેખર આ શેહર ઉપલા ઉંચા પહાડોના પાછે આગળ ઉગી નિકળેલી ટેકરીઓથી ઘેરાયલાં એક સાંકડાં મેદાનમાં વસેલુંછે, જેની વચેથી પસાર થતી આર્નો નદી ઉનાળામાં તો તદ્દન સુકાઇ જાયછે. ઉપલી ખુબીઓ બાદ કરિયે તો બીજી રીતે આ શેહર વસવાલાયક ગણાય નહિ, કેમકે અહીં હવાનો ફેરફાર ઘડીઘડી અને અંચિતો થઈ જાયછે, ભર શિયાળામાં અને વસંતની શરૂઆતમાં બહુજ થંડો પવન ફુંકેછે, અને જુલૈ તથા ઑગસ્ટ માસમાં સખ્ત ઉનાળો પડેછે. એટલામાટે અહીં સર્વથી સરસ મોસમ એપ્રેલ, મે અને અર્ધા જુનની, અને ત્યારબાદ સપ્ટેમ્બરથી નવેમ્બરની ગણાયછે. વળી અહીંનું મીઠું પાણીબી સારૂં ગણાતું નથી. અસલી મોટાઇવાળા જમાના સાથ સરખાવતાં આજે ફ્લોરેન્સ બહુ ઉતરતું છે, તોપણ આ વાત નવાઇ જેવી છે કે ૧૫ મી સદીમાં અહીં જેટલી વસ્તી હતી તે કરતાં આજની વસ્તી એક લાખ માણસ જેટલી વધતી છે. પોતાની મોટાઇના વખ્તમાં ફ્લોરન્સે પહેલો સોનાનો ફ્લૉરિન સિકો પાડયો, જે તરત સઘળે કીમતનાં એક સાધારણ માપ દાખલ કબૂલ રખાયો અને આખા યુરોપમાં વેપારીઓથી તેને વજન મળ્યું. બે વિરૂધ પક્ષો ઉભા થયાથી શેહરમાં મોટા ઝગડા બરપા થયો, અને તેથી ફ્લોરન્સની ઘણી દુર્દશા થઇ.

તા૦ ૨૧ મી, શનિવાર—જોકે અહીં મેવો અને ઓરાકીની હમા ચીજનો સુકાળ છે તોપણ હૉટેલોના દર તો જેવા ને તેવા આકળાજ છે. મારાં પહોચખાનામાં ઉતારો લઈ સર્વથી પહેલી જે ઇમારત જોવા મારા ગાઇડ સાથ હું નિકળ્યો તે અહીંનું ગૉથિક ઢબછબ ઉપર બાંધેલું મોટું દેવળ છે, જે '**સેંટા મારિયા ડેલ ફિયોરિ**'ને નામે ઓળખાયછે. મેં જે જે સર્વથી સરસ ખ્રિસ્ટી ધર્મસ્થાનો

આજ સુધીમાં જોયાંછે તેઓમાંનું એક આ પણ છે. ૧૩ મી સદીની આખરી પછીનાં ૧૬૮ વરસોમાં આ દેવળ બંધાઈ રહ્યું હતું. અસલ એજ જગા ઉપર એક બીજું દેવળજ હતું. એ બંધાયું તેની આગમજનાં ઇટલીનાં સર્વ દેવળો કરતાં એ મોટું છે. એની લંબાઈ ૫૫૬ ફીટની, પહોળાઇ ૩૪૨ ફીટની, ગુંબજની ઉંચાઇ ૩૦૦ ફીટની, તથા તે ઉપરનાં મોટાં ફાનસની ઉંચાઇ ૫૨) ફીટની છે. ગુંબજ બરાબર ગોળ નહિ પણ આઠ બાજુનો છે, જેનો ઘેરાવો ૪૨૦ ફીટનો છે. દેવળમાં એક નવો મૂખડો થોડાંજ વરસો થયાં બંધાયોછે, જેનો પાયો પ્રખ્યાત વિક્ટર ઇમાન્યુએલ રાજાએ ૧૮૬૦માં નાખ્યો હતો, અને ૧૮૮૭માં તે તૈયાર થયાથી આપણાં નામદાર મહારાણીજીએ તેને ખુલ્લો મૂકવાની ક્રિયા ફ્લોરન્સ ખાતેના પોતાના તે વેળાના પ્રવાસને દરમયાન કરી હતી. આ દેવળમાં ઘણાંએક બાવલાંઓ, પથરમાં કોરેલાં પુતળાંઓ, તસ્વીરો, રંગીન ચિત્રો વગેરેનો સંગ્રહ કરેલોછે. એનેજ લગતો ઘંટ બાંધવાનો એક બરૂજ બાંધેલોછે તે ૨૯૨ ફીટ ઉંચો છે અને તે ઉપર જવાના ચારે મજલામાં રંગીન માર્બલનો શણગાર કરેલોછે. જેમ ઉપર જઇયે તેમ બારીઓ કદે મોટી થતી જાયછે, જેમને પણ સુશોભિત ઇટાલ્યન હુનરકામથી ભભુકદાર અને ખુબસુર્ત બનાવીછે. અહીં પણ બાવલાંઓ અને પથરનાં કોતરકામો નજર આવેછે. આ કોતરકામોમાં કલ્પનાશક્તિ, હુનર અને જ્ઞાનનો ભેગો સમાસ કર્યોછે. એક ઠેકાણે તો આવાં કોતરકામોમાં ખ્રિસ્તીઓ મુજબ દુનિયાની પેદાયશ થઇ ત્યારથી તે યુનાનીઓના હુનરની ચહડતી દિશા હતી ત્યાંસુધીના આદમજાદની પેદાયશના બનાવોની ચહડતી કળા દેખાડવાની તજવીજ કીધીછે; જેમકે પ્રથમ મામા હવા, તે પછી બાવા આદમ અને મામા હવા બાગેબેહસ્તમાં ભેગાં કામ કરેછે તે, તંબુમાં વસનારા લોકો, સેતારેશનાસ, ઘોડેસ્વાર, કપડાં વણવાનો હુનર, નૌકાશાસ્ત્ર, ખેતીવાડી, ઇત્યાદિનાં ચિત્રો એક પછી એક માણસની સુધરતી જતી હાલત દેખાડનારાં પથરમાં બનાવ્યાંછે. આ ઘંટ-બરૂજ ઉપરથી શેહરનો તેમજ પહાડનો ઘણોજ સરસ દેખાવ નજરે પડેછે. તે ઉપર ચહડવાની પગથીઓ ૪૧૪ છે. આ અતિ સુંદર દેવળની પાસેના ઘોરી રસ્તા ઉપર રાત્રે વિજળીની રોશની થાયછે, અને પડોશમાં ઝવેરાત વગેરે કીમતી વસ્તુઓની દુકાનો લાગી રહેલીછે. દેવળનું ગંજાવર મકાન ધોળા અને કાળા સંગેમરમરથી બાંધેલુંછે, પણ સ્તંભો તેમજ અંદરની દેવાલો એ પથરની નથી. એના ગુંબજ ઉપરથી પણ આસપાસનો દેખાવ ઘણો સુંદર નજર આવેછે, પણ મિનારા ઉપર ચહડ ઉતર કરતાં અને બીજી રખડથી હું એટલો થાકી ગયો હતો કે ગુંબજ ઉપર ચહડવાના મેં અખાડાજ કીધા.

તા૦ ૨૨ મી, રવીવાર—આજે ઉપલાંજ જગપ્રસિદ્ધ દેવળમાં એકવાર ફરીને આંટો મારી આવીને હું **નાશનલ મ્યુઝિયમ** જોવા ગયો, જે ફ્લોરન્સના આગળા વડા મેજીસ્ટ્રેટને માટે ૧૩ મી સદીમાં બાંધેલા મેહલમાં ગોઠવેલુંછે. આ ઇમારત વખ્તેવખ્ત આગ અને હુલડોથી ખરાબ થઇ હતી, અને તેને પાછળથી દરૂસ્ત અને મજબૂત કરવામાં આવી હતી. ૧૬ મી સદીની આખરીથી હડીશોથી વધારે વરસો સુધી અહીં કેદખાના બનાવ્યાં હતાં. મ્યુઝિયમને માટેની ઇમારત તો આજ ૩૦ વરસો ઉપર નવા ફેરફારો કરી બાંધીછે, જેમાં મધ્યકાળના અને આ જમાનાના ઇટાલ્યન હુનરકામોના તારીફલાયક નમુનાઓ ભેગા કરેલાછે. ભોંયતળિયે અહીંના મેડિસી ખાનદાનના રાજાઓના કબજામાં હતાં તે સઘળાં કીમતી અસ્ત્રશસ્ત્ર એકઠાં કીધાંછે, જેમાંનાં કેટલાંક તો બેમૂળાં અને નાદર છે. એક બાજુએ ૧૭ મી સદીમાં બનાવેલી તે જમાના મુજબની એક રાક્ષી તોપ ગોઠવેલીછે. જુદા જુદા ઓરડાઓમાં બખ્તરો, બંદુકો, ઢાલ, લડાઇની ટોપ વગેરે છે. આ ખરાં હથિયારો જોડે વળી ઓરડાઓની દેવાલો ઉપર તેમના તેમજ બીજા ઐતિહાસિક વગેરે રંગીન ઉમદા

ચિતારો ચિતારેલાછે. ઉપર જતાં એ મજલાઓ ઉપર પુરાણા ધંટો, ત્રાંબાનાં અને પથરનાં ઘોડસ્વાર અને બીજાં બાવલાં, દિવાલો ઉપરના ઉપર મુજબના જાતજાતના ચિતારો, હાથીદાંત અને લાકડાં અને પથરનાં ઉમદા કોતરકામો, સોનાનાં કીમતી અને બારીક નક્ષીકામ, ૧૨૦૦ થી ૧૮૫૦ સુધીના સિકાઓ, પુરાણી મોહોરો, ધાતુના બાવલાંરૂપી ફુવારા, વગેરે પુષ્કળ વસ્તુઓ છે. એક ઠેકાણે તો મેં સર્પની પૂજા કરવામાં આવતી હોય એવો ચિતાર જોયો.

અહીંથી નિકળેલો હું એક કિલ્લારોકી ઇમારતમાં દાખલ થયો, જેના મુખડા ઉપરજ મોટા બરૂજો બાંધી લીધેલાછે. અહીં અસલ ફ્લોરન્સનાં પ્રજાસત્તાક રાજ્યના વડાઓની બેઠક હતી, અને ત્યારબાદ રાજા પણ વસતા હતા. તે જમાનાથીજ એને 'પેલેઝો વેચિયો' (Palazzo Vecchio) નું નામ મળ્યું છે, પણ આજે એ મોટી ઇમારત **ટૌન હૉલ** દાખલ વપરાયછે. એને લગતો એક મિનારો ૩૦૮ ફીટ ઉંચો છે, જે ઉપરથી આસપાસનો સુંદર દેખાવ નજર પડેછે. ટૌનહૉલમાં એક મોટું દિવાનખાનું કૌન્સિલના મોટા હૉલને નામે ઓળખાયછે, જેમાં ફ્લોરન્સ જ્યારે ઇટલીનું પાયતખ્ત હતું ત્યારે પાર્લામેંટ સભા ભરાતી હતી. આ દિવાનખાનાને નામીચા ઉસ્તાદોનાં ચિત્રો વગેરેથી શણગાર્યોછે, અને અંદર માર્બલ ઇત્યાદિનું નક્ષીકામ સારૂં કરેલું છે.

આ કિલ્લારોકી ઇમારતની બાજુમાં મ્યુનિસિપલ વહિવટ માટે ૧૬ મી સદીનો બાંધેલો એક મેહલ છે, જેમાં હાલ **પિકચર ગેલેરી** બનાવીછે. મેડિસે ખાનદાનના રાજાઓનાં નાદર ચિત્રો વગેરેનો સંગ્રહ ઠેકાણે પાડવાની મતલબથી આ ચિત્રસ્થાનની પહેલી સ્થાપના થઇ હતી, જેમાં પાછળથી એટલોબધો વધારો થયોછે કે દુનિયાની કીમતી પિકચર ગેલેરીઓમાંની એક આ પણ ગણાયછે. આ ચિત્રોમાં એક મોટો ભાગ ખ્રિસ્ટી ધર્મને લગતા મહા પુરૂષો નબી ઇસા, તેની મા, ચેલાઓ, પીર પેગમ્બરો, ફરેસ્તાઓ વગેરેની તસ્વીરોનો છે. ફ્લોરન્સમાં અનેક ઠેકાણે આવાં ચિત્રો મેં જોયાંછે અને તેઓમાં પૂર્વ દેશ ખાતેથી નબી ઇસાને નમસ્કાર કરવા આવેલા ત્રણ મજુસીઓની પણ તસ્વીરો છે. અહીં કેટલાંક પુતળાં છે તેમાં યુનાની બળદેવ હર્ક્યુલિસ, ખુબસુરતીની રાણી વિનસ, લડાઇનો દેવ માર્સ (મંગળ), વગેરેનાં પણ છે; તથા રાજાઓ અને અમીરોનાં બાવલાં અને અર્ધ બાવલાં, પથરમાં કોતરેલાં ચિત્રો, રૂમી શેહનશાહોનાં બાવલાં, પ્રાણીઓનાં પુતળાં, ઑઇલ પેન્ટીંગ તસ્વીરો વગેરે એટલાંબધાં ઉમદા હુનરકામોનો સંગ્રહ કરેલોછે કે તે જોતાં ગોયા આંખ થાકી જાયછે. આ ગંજાવર ઇમારતમાં વચ્ચે ચાલ બનાવીને સામસામેના ઓરડાઓમાં આ સઘળો ખજાનો ભેગો કર્યોછે. કેટલીક માર્બલની સુંદર ટેબલો ઉપર ફળફુલ અને વેળની નક્ષી કીધેલીછે.

ઉપલી ગેલેરીવાળાંજ મકાનમાં એક મોટું કેતાબખાનું (નાશનલ લૈબ્રેરી) છે, જેમાં ૩૦૦૦૦૦ પુસ્તકો, ૮૦૦૦ હસ્ત લેખો અને ૧૫૦૦૦૦ સરકારી દફતરો છે. લોરેન્શ્યન નામની એક બીજી લૈબ્રેરીમાં હસ્તલેખોની સંખ્યા એ કરતાં પણ વધારે યાને ૧૦૦૦૦ની છે, જેઓમાં **વર્જીલ, ટેસિટસ, પ્લુટાર્ક, ડિકેમિરન,** અને **ડાંટે** જેવા કવિઓ ફિલસુફો અને લેખકોના હાથના લખેલા ગ્રંથો છે.

ફ્લોરન્સમાં એક બીજીબી પિકચર ગેલેરી છે અને તે 'પેલેઝો પિટી' નામના મેહલમાં છે. ૧૫ મી સદીની અધવચે મેડિસે ખાનદાનના એક મજબૂત હરીફ **લ્યુકા પિટીએ** આ મેહલ બંધાવવા માંડયો હતો, પણ પોતાના શત્રુ સામે રચેલાં કાવત્રાંમાં આ ધણી નિષ્ફળ થઇ ખુવાર થઈ ગયાથી મેહલ બંધાતો રહી ગયો, અને ત્યારપછી એકસો વરસે બંધાયો. એનો દેખાવ એક કિલ્લા અથવા કેદખાના જેવો છે. બહારથી તદન સાદું, સાફ કર્યા વિનાના પથરનું, તેમજ અંદરથી કશા પણ શણગાર વિનાનું આ મકાન છે. ૧૬ મી સદીથી અહીં ફ્લોરન્સના રાજકર્તાઓ વસતા હતા, અને ઇટલીનો

હાલનો રાજા હમ્બર્ટ જ્યારે આ શેહરમાં આવેછે ત્યારે તે પણ અહીંજ ઉતરેછે. એને લગતી ઉપર કહેલી પિક્ચર ગેલેરીમાં ૫૦૦ ઉમદા ચિત્રો ભેગાં કરેલાંછે, અને તે એવાં અમૂળાં છે કે આખા ઇટલીનાં કોઇપણ શેહેરમાં એથી ચહડતાં ગણાતાં નથી. એ સઘળાં નામીચા ઉસ્તાદોનાંજ કરેલાં છે, અને અહીંપણ હું નબી ઇસા, તેની મા, ચેલાઓ, ફરેશ્તાઓ, પેલાજ ત્રણ મજુસીઓ વગેરેનાં ચિત્રો જોઉંછું. ખચીત આ સઘળા બહુજ તારીફ લાયક નમુનાઓ છે.

પિટીના ઉપલા મેહલને લગતો મોટો બાગ 'બોબોલિ ગાર્ડન' ને નામે ઓળખાયછે, અને તે આ મકાનની પછવાડે એક ડુંગર ઉપર આવેલોછે. બાગને લગતી સર્વથી ઉંચી ટેકરી ઉપરથી શેહરનો સુંદર દેખાવ નજર આવેછે. બાગની રચના વિશે તો પુછવુંજ નહિ. ખરેખર જોવાલાયક એની ગોઠવણો કરેલી છે અને ટેકરીઓને લીલા પોશાકથી એવી ઢાંકી નાખીછે કે ડુંગર જેવું તો કંઈ લાગતુંજ નથી. ફુવારાઓ, પુતળાંઓ, ગુફાઓ, વગેરેથી વળી એની શોભામાં વધારો કરેલો છે. એક પથરનો સ્તંભ તો અસલી ઇજીપ્શીયન ચિત્ર-લેખોથી ભરેલોછે.

અહીં એક બીજું દેવળ વખણાયલુંછે અને તે 'સેંટા મારિયા નોવેલા' નામનું છે. એક વધારે પુરાણાં મકાનવાળી જગા ઉપર ૧૨૭૮ માં આ ધર્મસ્થાનની શરૂઆત થયા પછી પોણાશો વરસો બાદ એ તયાર થયું હતું. બહારથી એની બાંધણી કાળા અને સફેદ સંગેમરમરની તથા સુંદર આર્કાઓથી કરેલીછે, પણ લાંબી મુદતને લીધે તેમનો ઝલકાટ જતો રહ્યોછે. અંદરનો દેખાવ ચિત્તાકર્ષિત છે, જેમાં પતળા સ્તંભો બહુ શોભેછે. અહીં કેટલાંક ચિત્રો, નક્ષીકામ વગેરે છે, પણ તેમાં નવું કશું નથી.

ફ્લૉરેન્સમાં અનેક મ્યુઝિયમો છે, જેમાંનુ કુદ્રતી વિદ્યાઓને લગતા સંગ્રહનું તારીફ-લાયક છે. અહીં ૨૦ ઓરડાઓમાં જાનવરોને લગતો અને ૩ માં ઝાડપાનને લગતો સંગ્રહ કરેલોછે. વળી ૧૨ ઓરડાઓ શરિર વિદ્યાને લગતી વસ્તુઓથી ભરેલા છે, જેમને મીણની બનાવેલીછે. એક ભાગમાં નામીચા ખગોળશાસ્ત્રી **ગેલિલીયો**ને લગતી વસ્તુઓ—તેની પહેલી દૂર્બીનો, તેનું બાવલું, તેની કારકિર્દીની તસ્વીરો, તેના હાથનું એક આંગળું, વગેરે ભેગી કરેલીછે. દૂર્બીનો અને ખગોળનાં બીજાં ઓજારોથી તો અહીં છ કબાટો ભરેલી છે.

મારી પાસે હવે થોડોજ વખ્ત હતો, અને આ શેહરમાં તો જોવાનું બીજું ઘણું હતું, માટે મેં કેટલીક જગાઓની ઉડતી મુલાકાત લીધી, જેમાં ઉંચા નાદર હુનરોની એકેડમી, રમતગમત અને ખાનપાનવાળી ટિવોલી, ઇત્યાદી હતાં; અને પછી રાત્રે ૧૧।। વાગે આ મેહલોથી ભરપુર શેહેર છોડી ઇટલીના આજનાં પાયતખ્ત ખાતે જવા નિકળી પડયો.

## રોમ.

આજ દિને (તા૦ ૨૩ મી, સોમવાર) સહવારે ૭।। કલાકે તવારીખમાં યાદગાર આ મોટાં પાદશાહી શેહર ખાતે હું આવી પુગ્યો, જે એકવાર "દુનિયાની રાણી"ને નામે ઓળખાયું હતું; જેણે એકવાર પોતાના જમાનાની દુનિયાનાં પાયતખ્તનું નામ ધારણ કીધું હતું; જેનો દોર એકવાર ઉગમણે ભૂમધ્ય સમુદ્રથી તે આથમણે એટલાન્ટીક મહાસાગર સુધી ચાલ્યો હતો. રોમ આજકાલનું શેહર નથી. આજે એની વસ્તી પરાંઓ સુધાં ૪૧૫૦૦૦ માણસોની છે; આજે એનો વિસ્તાર ઘણો થોડો છે; આજે તેના તરફ આલમનું ધ્યાન ઝાઝું ખેંચાતું નથી:—પણ એક વખ્ત એવો હતો કે જ્યારે રોમનો વિસ્તાર બહોળો હતો; જ્યારે તેની વસ્તી લાખો માણસની હતી; જ્યારે રોમ તરફ દુનિયાની શેહનશાહાતોની નજર ખેંચાયલી રહેતી હતી; જ્યારે રોમનો પડયો બોલ આસપાસના રાજાઓ ઉપાડી લેતા હતા; જ્યારે રોમનું નામ સાંભળીને દૂરના હાકમો થરથર ધ્રુજતા હતા. તે રોમ આજે નથી, અને તોપણ એક પ્રવાસીએ જો આજનું રોમ પણ બરાબર

ધ્યાનમાં ઉતારવું હોય તો તેણે એક પખવાડિયાંની મુદત અહીં ગુજારવી જોઇયે. "રોમ કંઇ એક દિવસમાં બંધાયું ન હતું," એ કહેવતની સચાઇ જેટલીજ આ સખુનની પણ ખરી છે કે "રોમ કંઇ એક બે દિવસમાં જોઇ શકાય નહિ." અને તોપણ મેં માત્ર પાંચ દિવસો અહીં રોકયા, કેમકે એથી વધારે મુદત રહેવાની મારી સઘળી ઇચ્છા છતાં હું ઝાઝો વખત અહીં થોભવાને અશકત હતો.

**ટૈબર** નદીના બંને કાંઠાઓ ઉપર આ શેહર વસેલું છે. મુખ્ય કરીને ઉગમણું કાંઠા ઉપરજ ખરૂં શેહર છે; આથમણુ તરફ માત્ર થોડીજ વસ્તી છે. શેહરની આસપાસ ફરતો કોટ બાંધી લીધેલોછે, જેનો ઘેરાવો ૧૫ મૈલનો છે. આવડા મોટા વિસ્તાર ઉપર ત્યારે અસલનું રોમ શેહર ફરી વળેલું હોવું જોઇયે. પણ આજે તેમ નથી. તે અસલી અને આજનાં રોમ વચ્ચે વસ્તીના સંબંધમાં મોટો ફર્ક જણાયછે. અસલ રોમ ૭ ટેકરીઓ ઉપર બાંધેલું કહેવાયછે, જેમકે—વિમિનલ, ક્વિરિનલ, એસ્કવીલૈન, પેલૅટૈન, ક્વિલ્યન, એવેન્ટૈન, અને જેનિકયુલૈન (અથવા વેટિકન). પણ આજે એ સઘળા ડુંગરો ઉપર રોમની વસ્તી વસેલી નથી. એઓમાંની ત્રણ ટેકરીઓ આખી, અને બીજી ત્રણના કેટલાક ભાગો દ્રાક્ષના માંડવા, અનાજનાં ખેતરો અને સાહેબી શોખ બડખાંઓના બંગલાઓથી ભરાઇ ગયલીછે; અને પ્રજા તો આ ટેકરીઓ તથા નદીની વચેનાં મેદાન ("કેમ્પસ માર્શ્યસ")-માં વસેલીછે. એ રીતે શેહરની આસપાસના કોટથી જેટલી જગા રોકાઇછે તેમાં ત્રીજા ભાગ જેટલીજ જમીન ઉપર આજનું રોમ વસેલું છે. ઉપલા કોટમાં દાખલ થવાની ૧૨ ભાગોળો છે.

અસલ શેહર **રોમ્યુલસ** અને **રિમસ** નામે બે ભાઇઓ, જેઓ રોમના પહેલા રાજાઓ હતા, તેઓએ ઇસ્વી પૂર્વે ૭૫૨ માં વસાવેલું કહેવાયછે. તેઓના વંશમાં કેટલાક રાજાઓએ રાજપાટ ચલાવ્યા પછી **ટાર્કિવન** નામે રાજાના જુલમાતને લીધે રૂમીઓએ ઇ૦ પૂ૦ ૫૦૯ માં રાજાની સત્તા નાબુદ કીધી, અને પોતે સ્વતંત્રપણે અમલ ચલાવવા લાગ્યા. આ અમલને દરમયાન અને ત્યારબાદ રોમ ઉપર પ્રદેશીઓના અનેક હુમલા આવ્યા. પ્રજાસત્તાક રાજ્યનો અમલ ૪૮૦ વરસો સુધી ચાલ્યા બાદ પ્રથમ ગૉલ લોકોએ ઇ૦ પૂ૦ ૩૯૦-માં તેને ખરાબ કીધું. પછી રોમમાં ઇ૦ પૂ૦ ૪૫ થી શેહનશાહોનો અમલ શરૂ થયો. **જુલ્યસ સિઝર** રોમનો પહેલો શેહનશાહ હતો, જેની પછી રૂમીઓનું રાજપાટ એટલું-બધું બહોળું વધી ગયું કે ઇસ્વી ૩૩૦ માં તેના બે ભાગ પડયા, અને ઉગમણના ભાગનું પાયતખ્ત **કૉન્સ્ટન્ટૈન** શેહનશાહનાં નામ ઉપરથી ઓળખાતું શેહર કૉન્સ્ટાન્ટીનોપલ થયું, જે તે આગમજ બૈઝેન્શ્યનને નામે ઓળખાતું હતું. એ હાકમે ખ્રિસ્તી મજહબને એજ વખતે રાજધર્મ દાખલ મંજુર રાખ્યો. રૂમી સત્તા બે ભાગમાં વહેંચાઇ ગયાથી કમજોર થઇ, અને લાગ જોઇને ૪૧૦ માં ગૉથ લોકોના સરદાર **એલેરિકે** રોમ ઉપર ઉતરી પડી તેનો કબજો લીધો. અર્ધી સદી બાદ વેન્ડૉલ નામે તેમના જંગલી ભાઇબંધો શેહર લુટવા આવ્યા, અને બીજાં પચીશ વરસ નહિ ગયાં એટલામાં એટલે ૪૭૬ માં હિરૂલે લોકે તો રૂમી અમલને એટલો કમજોર કરી નાખ્યો કે શેહનશાહોની હકુમત નાબૂદ થઇ ગઈ. એ પછી ૫૪૬-માં ગૉથ લોકો એકવાર ફરીને રોમ ઉપર તુટી પડયા. વચમાં એક હજાર વરસો પસાર થઈ ગયા બાદ ૧૫૨૬ માં જર્મન લોકોએ, ૧૭૯૮-માં ફ્રેન્ચ લોકોએ, બીજેજ વરસે નેપલ્સનાં લોકોએ, અને ૧૮૦૯ માં એકવાર ફરીને ફ્રેંચોએ રોમનો કબજો લીધો. ઉપલી સઘળી આફતોને દરમયાન પાંચમી અને ૬ ઠી સદીઓમાં **લિયો** અને **ગ્રેગરી** નામના હાકમોએ રોમમાં પોપની સત્તા સ્થાપણ કીધી, જેને પાછળથી **શાર્લમેન** જેવા પાદશાહે મજબૂત કરી આપી હતી. પણ છેક ચાલુ સદીની શરૂઆત સુધીનાં વિટંબણાઓને લીધે પોપની સત્તાને કોઈ કોઇવાર બહુ ખમવું પડયું હતું. ૧૮૧૪ માં એ સત્તા પાછી નકી થયા બાદ

ગેરિબોલ્ડીની જેહમતો પછી પોપની રાજસત્તા તદ્દન નહિ સરખી થઇ પડીછે, તો જોકે એક વાર એજ સત્તાને જોરે પોપ યુરોપના રાજાઓને ગુલામ જેવા ગણતો અને આહે તેવા દંડો લેતો તથા બેહોરમત કરતો હતો.

ટૈબર નદી રોમ શેહરમાંથી ત્રણ મૈલ જેટલો રસ્તો લેછે, જેનાં મૂખથી શેહર ૧૫ા મૈલ દૂર છે. વેટિકન અને જેનિકયુલનના નીચા ડુંગરો નદીની જમણી બાજુએ અને બાકીના ઊપર કહેલા સઘળા તેની ડાવી બાજુએ આવેલાછે. કોટ ઇંટનો બાંધેલોછે, અને તે ૧૬૦૦ વરસોનો પુરાણો હોવાથી વખ્તેવખ્ત ભાગી ગયો ત્યારે બે ત્રણ મરતબે તેને દરૂસ્ત કરવામાં આવ્યો હતો. કોટને ફરતી ભાગોળો તો અનેક છે, પણ માત્ર ૧૨ જ આવજાને માટે ખુલ્લી રાખેલીછે. શેહરની હાલની રચનામાં નદી ઉપરના મોટા પુસ્તા, નવા પુલો, હે કોર્ટ વગેરે મકાનો અને બાંધકામોથી મોટો વધારો થયોછે. નદી પસાર કરવા માટે અનેક પુલો બંધાયલાછે. શેહરની આસપાસનાં પરાંઓ પણ ફરવા અને જોવાજોગ છે.

ખુદ શેહરના કેટલાક મેહોલ્લા સીધા અને લાંબા છે, અને બીજાઓ સાંકડાં, વાંકાટિકા અને હાલહવાલ જેવા છે. ઉત્તરની ભાગોળ આગળ "પિયેઝા ડે પોપ્યુલો" નામના એક ચોકમાં ત્રણ મોટા રસ્તા આવી મળેછે, તેઓજ આખાં શેહરમાં સર્વથી સરસ છે. એઓમાંનો એક 'કોર્સો' (Corso) નામનો રસ્તો એક મૈલ લાંબો છે અને તે છેક કેપિટાલ નામના પ્રખ્યાત મેહલ સુધી જાયછે. રોમ મેહલોનું શેહર છે, પણ અસલી મેહલો એવા સાંકડા રસ્તાઓ ઉપર બાંધેલાછે અને તેમની આજુબાજુ એવાં કંગાળ મકાનો આવી રહેલાંછે કે તેમની ઘણી ખુબી ઢંકાઇ જાયછે. અહીંનાં ઘરો પથરનાં કે ઇંટનાં બાંધેલાંછે.

આ શેહરમાં ચોકો સંખ્યાબંધ છે, પણ તે બીજાં શેહરોમાં મેં જોયા હતા તે કરતાં નાના છે. તેમને સ્તંભો, ફુંવારાઓ, બાવલાં વગેરેથી શણગારેલાછે. અતરેનું સેંટ પિટરનું જગપ્રસિદ્ધ દેવળ—જેનું બયાન હું આગળ ચાલતાં કરનાર છું, તેના મુખડા ઉપર એજ નામનો એક સુંદર લંબગોળ ચોક છે, જેની આસપાસ ભપકાદાર "થામલાઓની શોભા કરેલીછે. વચોવચમાં બે ખુબસુર્ત ફુવારાઓની વચે એક ઇજીપ્શ્યન સ્તંભ ઉભો કરેલોછે, જેની ઊંચાઈ ૭૮ ફીટની હોવા છતાં એ આખો પથર ગ્રેનૈટની ખાણમાંથી સલંગ કોરી કહાડેલોછે. શેહરની વચોવચમાં 'પિયાઝા નવોના' નામે એક ચોક આવેલોછે તે ઉપલા કરતાં નાનો છે, અને ચોરસને બદલે લંબચોરસ છે, જેની આજુબાજુ દેવળ વગેરે સુંદર ઇમારતો આવેલીછે. વચોવચમાં એક એવો સુશોભિત અને હુનરમંદીથી ભરપૂર ફુવારો છે કે જેવો રોમમાં બીજો એકે મનાતો નથી. આસપાસ બીજા બે સુંદર ફુવારાઓ શોભેછે. એક ત્રીજો ચોક કેપિટોલના ડુંગરોની વચે આવેલોછે, જેમાં **માર્ક એન્ટનીનું** એક ઘોડસ્વાર કાંસાંનું બાવલું ગોઠવેલું છે. જુના જમાનાનાં આવાં બાવલાંઓમાંનું આ એકલુંજ બચી રહેલું કહેવાયછે, જેના ઉપર તે બનાવનાર ઉસ્તાદે બહુ મનશક્તિ ખર્ચેલી જણાયછે. એક ચોથો ચોક ઉપર કહેલો 'પિયેઝા ડેલ પોપોલો' ને નામે ઓળખાયછે, અને ઉત્તર તરફની ભાગોળમાંથી શેહરમાં દાખલ થતાં પહેલો એજ ચોક આવેછે. એને પણ ઇજીપ્શ્યન લેઓવાળા મિનારા અને ફુવારા તથા બાવલાંઓથી શણગાયાછે.

## દુનિયામાં સર્વથી મોટું દેવળ.

તા૦ ૨૩ મી, સોમવાર—આજે રોમમાં હું હૉટેલ ડિ પેરિસમાં ઉતર્યો, અને લાગલોજ શેહેર જોવા દોડી ગયો. પ્રથમ અહીંના જગપ્રસિદ્ધ **સેંટ પિટરનાં દેવળ** તરફ મેં ગાડી હંકારી. રોમ દેવળોનું શેહર છે, કેમકે અહીં કુલે ૩૭૦ દેવળો છે. એઓમાંજ નહિ, પણ આખા યુરોપનાં સર્વ દેવળોમાં આના જેવું મોટું અને એની બરાબરી કરી શકે એવું એકે નથી. ૮૦ દેવળો નબી ઇસાની મા કુમારી મરિયમની યાદગારીમાં અર્પણ કરેલાંછે. મેં એઓમાં મૂખ્ય છે તેમનીજ ભેટ લીધી. સેંટ

પિટરનું દેવળ પહેલું ૧૪૫૦ માં બંધાવા માંડયું હતું, પણ ૧૬૨૧ માં યાને પોણી બશો વરસે તૈયાર થયું હતું. બહારથી તેમજ અંદરથી એને માર્બલથીજ બાંધેલુંછે. એની પાછળ કુલે ખર્ચ ૧૨૦૦૦૦૦ પૌંડનો થયલો ગણાયછે. એની લંબાઈ ૭૩૦ ફીટની, પહોળાઈ ૫૨૦ ફીટની અને વચમાંના ગુંબજને મથાળે ઉઠાવેલા ક્રૉસ સુધીની ઉંચાઈ ૪૭૦ ફીટની છે. આ ગંજાવર ધર્મસ્થાન રોમ શેહરનાં વાવ્ય ખુણાં ઉપર એક ઊંચી જગા ઉપર ટૈબર નદીના હું ઉતર્યોછું તેથી જુદા કાંઠા ઉપર બાંધેલુંછે. આ મકાનમાં કેટલાક સુંદર સ્તંભો છે તેઓ ૮૮ ફીટ ઊંચા છે, અને એવડા જાડા છે કે દરેકનો ઘેરાવો ૨૫ ફીટનો છે. અહીં ૪૬ કુંડ અથવા માનતા ચહડાવવાની ઊંચી જગાઓ કરેલીછે, ૪૦૦ બાવલાં ગોઠવેલાંછે અને ૧૪૮ સ્તંભો છે, જેમાંના ૧૨ નબી સુલેમાનનાં મંદીરમાંના અહીં લાવી ગોઠવેલા મનાયછે. સેંટ પિટરનું ધર્માધ્યક્ષ દાખલનું લાકડાનું તખ્ત અથવા ખુર્સી ૭૦ ફીટની ઉંચાઇ ધરાવેછે. જે કુંડ સર્વથી ઉંચો છે તેની નીચે સેંટ પિટરની કબર છે, જેને માથે પિત્તળની એક ભપકાદાર છત્રી બનાવીછે તે ૧૩૨ ફીટ ઉંચી છે. આ કુંડ ઉપર જવાની માર્બલની પગથી બાંધીછે અને તેની આસપાસ ૧૧૨ દીવા સદા બળ્યા કરેછે.

રૂમી શેહનશાહ **કૉન્સ્ટેન્ટેને** ૩૨૬ ઇસ્વીમાં **નિરો** શેહનશાહે બાંધેલા સર્કસવાળી જગા ઉપર આ મોટાં દેવળને બંધાવ્યું હતું, અને તેથી એકંદર ૨૪૦૦૦૦ ચોરસ ફીટ (૮ એકર)ની જગા રોકાઇછે. આખી દુનિયામાં એ સર્વથી મોટું ગણાયછે. અહીં શાર્લમેન અને બીજા ઘણા શેહનશાહોને માથે તાજ મૂકવાની ક્રિયાઓ થઈ હતી. આ મહાભારત ઇમારત બાંધનારા અને શોભાયમાન કરનારા શિલ્પશાસ્ત્રીઓ અને બીજા ઉસ્તાદોમાં **રેફ઼ાયલ** અને **મૈકલ એન્જેલો** જેવા નામીચા નરો પણ હતા. એનો મૂખડાનો ભાગ ૩૬૯ ફીટ લાંબો અને ૧૬૫ ફીટ ઉંચો છે, જે ઉપર હજરત ઇસા અને તેના ૧૨ યારોનાં બાવલાં ઉભા કરેલાંછે, જેઓમાંનું દરેક ૧૯ ફીટ ઉંચું છે. એનો ઝરૂખો ૨૩૪ ફીટ લાંબો અને ૪૩ ફીટ પહોળો છે, જેની ૬૬ ફીટની ઉંચાઇ ઉપર કૉન્સ્ટેન્ટૈન, શાર્લમેન વગેરેનાં અતિ મોટાં બાવલાં છે. માહેલા ભાગમાં એક મોટું બાવલું સેંટ પિટરનું પોતાનું છે, જેને કાંસાંનાં એક તખ્ત ઉપર ગોઠવેલુંછે. એવાંજ જબરાં પીર પેગામ્બરોનાં બાવલાં અહીં બીજાં ઘણાં છે, તેમજ પથરમાં કોતરેલાં ચિત્રો અને પુતળાંઓ, શેહનશાહો અને રાજાઓ ઉપરાંત ૧૩૭ પોપોની કબરો, ઉસ્તાદોનાં કરેલાં રંગીન ચિત્રો, અને છેલે મૈકલ એન્જેલો જેવા ગુરૂનું પોતાનું બાવલું અહીં બિરાજેછે. દેવળને લગતા ખજાનામાં સઘળા પોપોનાં ઝરિયાન, જુના તથા નવા શાહાનશાહી કીમતી ઝભા, અને સોનાનાં વાસણો છે. જુદી જુદી કબાટોમાં આ સર્વ ગોઠવેલુંછે, જેમાંની એકમાં ખુદ સેંટ પિટરનું મોટી પોપના જેવી ટોપ જેવું તાજ પણ છે. તે તમામ ઝવેરાતથી ભરપૂર છે, પણ આ કાંઇ ખરૂં અસલ ઝવેરાત નથી. અસલ ઝવેરાત તો નેપોલ્યન બોનાપાર્ટ રોમ ઉપર ચહડાઇ લાવ્યો તે વેળા લુટી ગયો હતો, માટે આ તો નકલી ઝવેરાત છે. સઘળી કબાટો ઉઘાડીને મને તે માંહેલી કીમતી વસ્તુઓ બતાવી, પણ પેલા ૧૩૭ પોપોનાં કફન ખોલીને બતાવતા નથી.

માંહેલા ભાગમાં વળી સેંટ **પિટર** અને સેંટ **પૉલ** જેવા નામીચા ખ્રિસ્ટી ધર્મ પ્રસારક અને ઇસુખ્રિસ્ટના મદદનિશોનાં હાડકાં, ખાક થઇ ગયલું શરીર, વગેરે પેટીમાં બંધ કરી રાખેલાંછે અને તેની આસપાસ આખો દહાડો ને આખી રાત ૯૫ દીવા બળ્યા કરેછે. પ્રવાસીઓને આ જગાનો દરવાજો ખોલી ઉપલી પેટી અને તે માંહેલી વસ્તુઓ દેખાડવામાં આવેછે. સેંટ પિટરની ઉપલી લાકડાંની ખુર્સી દર એકશો વરસે દેખાડેછે. દેવાલ ઉપરનાં રંગીન ચિત્રોમાંનું એક સેંટ પિટરે એક સ્ત્રીને સજીવન કરેલી મનાયછે તેનું છે. દેવળના ગુંબજ ઉપરથી શેહરનો દેખાવ આબાદ દેખાયછે, અને આસપાસ આશરે

એક ડઝન ટેકરીઓ અને ડુંગરો ફરી વળેલા હોવાથી દેખાવ ઘણો સરસ લાગેછે. ગુંબજ ઉપર જવા માટે ૧૪૨ પગથીઓ બાંધી લીધીછે, જેમાંથી કેટલીક લાકડાંની અને થોડીક માર્બલની છે. વળી જેમ બહારનો તેમજ અંદરનો પણ એક ગુંબજ છે તેઓ વચેથી આવજા માટેની પગથીઓ બનાવીછે. આ ગંજાવર ઇમારતમાં દરરોજ સમારકામ નિકળ્યાજ કરેછે અને તે પાછળ દર સાલ ૬૩૦૦ પૌંડનો જાથુકનો ખર્ચ ચાલુજ છે. આ દેવળમાં વાપરેલા સરસ માર્બલ પથરોમાંના ઘણાક અસલી સીઝરો અને શેહનશાહોના મેહલોમાંથી આણેલા હતા.

સેંટ પિટરનાં આ ભપકાદાર દેવળની સામેજ **સેંટ પિટર ચોક** આવેલોછે. તે પણ ભપકાદાર અને મોટો છે. તેની લંબાઇ ૧૧૧૦ ફીટની અને પોહોળાઈ ૮૪૦ ફીટની છે. તેની આસપાસ ચુનાની ઢબછબના ૨૮૪ ગોળ સ્તંભો અને ૯૦ ચોરસ થામલાઓ બનાવેલાછે, જેઓમાંનો દરેક ૪૧ાા ફીટ ઉંચો છે. આ સ્તંભોના ટેકા ઉપર બાંધેલાં છાપરાંને માથે પીરો વગેરેનાં ૧૨૬ બહુ મોટાં કદનાં બાવલાં ઉભાં કરેલાંછે, અને વચોવચમાં મિસરનાં હેલિયોપોલિસ શેહર ખાતેથી **કેલિગુલા** નામે રૂમી શેહનશાહ એક ચિત્રલેખથી ભરેલો ૭૮ ફીટ ઊંચો પથરનો મિનારો લાવ્યો હતો તે ગોઠવ્યોછે, જે ગ્રેનૈટના એકજ પથરાનો બનાવેલોછે. ચોકની દરેક બાજુએ ૪૬ ફીટની ઉંચાઇનો એકેક સુંદર ફુવારો છે, અને તેની આજુબાજુએ આવેલી નાદર ઇમારતોમાંની એક સેંટ પિટરનાં દેવળની અને બીજી વેટિકનના (પોપના) મેહલની છે. રાત્રે આ ચોકમાં રોશનીનાં બે ઝાડો સળગાવવામાં આવેછે, જેમને સંખ્યાબંધ ફાણસો લાગુ કરેલાંછે.

તા૦ ૨૪ મી, મંગળવાર—આજે હું એક બીજું વખણાયલું દેવળ જોવા ગયો, જેનું નામ **સેંટ મારિયા મજોરિ** છે. આ એક દરબારી મકાન છે અને તેને એસ્કવીલૈન ડુંગર ઉપર બાંધેલુંછે. બે ચોકોની વચે એ આવેલુંછે, જેમને ચિત્રલેખ સાથના મિનારો અને નબી ઇસાની મા મરિયમનાં કાંસાંનાં બાવલાંથી શણગાર્યાંછે. ૪૬ ફીટ ઉંચા એક સ્તંભ ઉપર આ બાવલું ગોઠવેલુંછે. અહીં ૩૫૨ માં એક પોપે પહેલું દેવળ બાંધ્યા પછી તે ઉપર હાલનું બંધાયલુંછે, જેના સંગેમરમરના ૪૨ સ્તંભો અને દેવાલો ઉપર છેક પાંચમી સદીમાં કરેલું પુરાણું કોતરકામ વગેરે છે. દેવળનાં દર્શન પાંચ ભપકાદાર દરવાજાઓથી થાયછે, જયાં સ્પેનના રાજા પાંચમા **ફિલિપ**નું બાવલું અને કેટલુંક નક્ષીકામ કરેલુંછે. અંદર **સેંટ મેથ્યુસ** નામના પીરની કબર છે, જેને માથે ચાર સ્તંભો ઊપર એક છત્ર બનાવેલુંછે. વળી અહીં રોમના ૬ પોપોની પણ કબર છે. અમેરિકા ખંડની **કોલંબસે** શોધ કર્યા પછી ત્યાંથી પહેલવહેલું જે સોનું આવ્યું હતું તે સ્પેનના રાજા **ફર્ડિનાંડ** અને તેની રાણી **ઈસાબેલાએ** તે વખતના પોપને નજર કર્યું હતું, અને તે સોના વડે આ દેવળમાં શણગાર કરેલોછે. એની બીજી રચના તો સેંટ પિટરવાળાં દેવળ જેવીજ છે.

રોમમાં એવી **સુંદર બાંધણીની પાણીની મોરીઓ** છેક આગળા જમાનાની બાંધેલીછે કે તે ઉપરથી એ શેહરનાં શિલ્પશાસ્ત્ર બાબે તરત આપણાં મનમાં ઉંચો ખયાલ આવી જાયછે. એ બાંધકામો તેઓ ઉપરનાં મોટાં આર્કોઓ સાથ ઘણાએક મૈલો સુધી લંબાયલાંછે. એઓમાંની એક નેહેર 'એકવા માર્સ્યા'-ને નામે ઓળખાયછે, જેને છેક ઈ૦ પૂ૦ ૧૪૬ માં બાંધી હતી. શેહરથી ૫૬ મૈલ દૂર સેબૈન ડુંગરો આવેલાછે તે ઉપરથી સ્વછ પાણી આ નેહેર મારફતે રોમમાં દાખલ કરવામાં આવેછે. આજ પચીસ વરસો ઉપર આ પુરાણી નેહેરને નવેસરથી દરસ્ત કરવામાં આવી હતી. એ પછી ઇસ્વી ૫૦ માં 'એકવા કલૉડિયા' નામની નેહેર બાંધી, જે ૫૮ાા મૈલ દૂરથી મીઠું પાણી લાવેછે. એજ રીતે 'એકવા ત્રેજેના' ૩૫ મૈલ ઉપરથી અને 'એકવા વર્ગો' ૧૪ મૈલ ઉપર આવેલા ઝરા ખાતેથી શેહરને પાણી પુરૂં પાડેછે. આ

ઉથી નેહેર શેહનશાહ **એલેક્ઝાન્ડરે** પોતાના હમામ માટે બાંધી હતી. એક પાંચમી નેહેર ૧૬ મી સદીની આખરીએ બંધાઈ હતી, જેની મારફતે ૨૧ મૈલ દૂર આવેલા આલ્બન પર્વતનું પાણી રોમમાં દાખલ થાયછે. આ રીતે છેક પુરાતન જમાનાથી રોમને મીઠાં પાણીની સગવડ કરી આપવામાં આવેલીછે અને તેથી એ શેહેરમાં તેની કશી ફરિયાદ નથી. આ નેહેરોનાં બાંધકામ જોવાલાયક છે.

તા૦ ૨૫ મી, બુધવાર—અતરે એક **કેપુચિન જોગીઓનું દેવળ** છે, જે પોતે તો કાંઇ ઘણું ધ્યાન ખેંચનારૂં નથી, પણ તેનાં ભોંયરાંમાં એજ જોગીઓ અને જોગણોનાં ૪૦૦૦ મુર્દાંઓ કાપકુપ કરેલી હાલતમાં જાળવી રાખેલાંછે. આમાંનાં ઘણાંક તો તેમના અસલ ઝભામાં અને બીજાંઓ બિક લાગે એવા જંગલી શણગાર સાથ દીઠામાં આવેછે. આ મુર્દાંનાં માત્ર હાડકાં, ટુંબડીઓ વગેરેજ જળવાઈ રહેલાંછે. જાતજાતનાં હાડકાંઓને જુદા જુદા પાંચ મોટા તાક જેવા ઓરડાઓમાં ગોઠવેલાંછે, અને દુકાનમાં જેમ દરેક જાતની વેચવાની વસ્તુઓ જુદી જુદી સિંચેલી હોય તેમ અહીં પણ ટુંબડીઓને જુદી, જાત જાતનાં હાડકાંઓને જુદાં, એમ સર્વને ઠીકઠાક કરેલાંછે. નીચે જેરૂસલેમ શેહરથી આણેલી માટી પાંથરેલીછે. દરેક ઓરડામાં આ રીતે ગોઠવેલાં હાડકાંઓની વચે એક મુર્દાંને ઉભું કરેલું યા કેથે સુવાડેલુંછે. પણ એ મુર્દાં માત્ર હાડકાંનાંજ તમામ સમજવાં, કેમકે માસ અને લોહી કે ચામડી જેવું કશું નથી. ઉભાં કરેલાં મુર્દાંના હાથમાં એક તસ્બીહ તથા ક્રૂસ આપેલોછે. કેટલાંક હાડકાં વળી દેવાલો ઉપર લટકાવેલાંછે. આ વિચિત્ર દેખાવ એક તરફથી નવાઈ અને બીજી તરફથી કમકમાટ પેદા કરેછે.

હાલનાં રેલવે સ્ટેશનની પડોશમાં છેક ચોથી સદીના હમામ બાંધેલાછે, તે જોવાજોગ છે. કેદ પકડાયલા અને ગુલામ બનેલા ખ્રિસ્તીઓ કને આ બાંધકામ કરાવેલાં કહેવાય છે, જેઓ '**ડાયોક્લિશ્યનના હમામ**'ને નામે ઓળખાયછે. એઓથી ૬૦૦૦ ફીટ જેટલી જગા રોકાયછે અને દરરોજ ૩૦૦૦ માણસો એમાં સ્નાન કરતા હતા. રોમમાં એ સર્વથી મોટા હમામ ગણાતો હતો, પણ આજે મોટે ભાગે તમામ ખંડિયેર હાલતમાં છે. શેહનશાહ **ટેટસે** પણ એસ્કવીલેન ડુંગર ઉપર સુંદર હમામો બંધાવ્યા હતા તે પણ આજ ઉજડ પડેલાછે. **કેરાકેલાએ** ઇસ્વી ૨૧૨ માં બંધાવેલા હમામ એ કરતાં મોટા હતા, જે ઘણા કુશાદે અને ભપકાદાર હતા. આજની ખંડિયેર હાલત છતાં તેમની મોટાઇનો આપણને ખયાલ આવ્યા વિના રહેતો નથી. ૧૦૮૦ ચોરસ ફીટ જગા એઓથી રોકાઇ હતી અને ૧૬૦૦ જણ એકી વખ્તે સ્નાન કરવા ઉતરી શકતાં હતાં. અહીં બાવલાંઓનો પણ શણગાર કરેલો હશે, કેમકે પાછળથી તેમને અહીંથી ખણી કહાડવામાં આવ્યા હતાં.

હવે હું અતરેની એક પુરાણી અને વખણાયલી ઇમારત જોવા ગયો, જે જુનાં મકાનોમાંનું એવું એકજ છે કેજે આજ સુધી બચવા પામ્યુંછે. આ એક પુરાણું **રૂમી દેવતાઓનું દહેરૂં** અથવા મંદિર છે, જે '**પેન્થયન**'ને નામે ઓળખાયછે. ઇ. પૂ. ૨૭ માં એગ્રીપા શેહનશાહના જમાઇ **ઑગસ્ટસે** પ્રથમ બંધાવ્યા પછી આ દહેરૂં **ટેટસ** અને **ત્રેજન** શેહનશાહોના વખ્તમાં બળી ગયું, જે ઉપરથી બીજા બે શેહનશાહોએ તેને પાછું બંધાવ્યું, અને પછી રોમમાં ખ્રિસ્તી મજહબ રાજ-ધર્મ થઇ પડયો ત્યારે ૬૦૯ માં પોપ **બોનિફેસ** ૪ થાએ એ મંદિરને દેવળમાં બદલી નાખી તેને પવિત્ર કીધું, અને નવુંજ નામ આપ્યું. આ એક ઇમારતોની ઇમારત હતી, જેમાં હાલ ખોદકામ ચલાવતાં એમાંથી ઘણીએક અસલી ઇમારતોની નિશાનીઓ મળઆવેછે. એની આસપાસ ૨૦ ફીટની જાડાઇની જબરી ગોળ દેવાલ બાંધી લીધેલી હતી, જેની ઉપર એકવાર માર્બલ જડી લીધેલા હતા. એના ઝરૂખાને ૧૬ જબરા ગ્રેનટ પથરના સ્તંભોનો ટેકો દીધેલોછે, જેઓમાંનો દરએક એકેક

પથરનોજ ઘડી કહાડેલોછે અને ૩૯ ફીટ ઉંચો છે. અહીં ઉપલા સઘરા જમાઇનાં બાવલાં એકવાર હતાં. અંદરથી આ મકાન ગોળ છે અને એને માથે ગુંબજ બનાવેલોછે, જે ૧૪૦ ફીટ ઉંચો અને તેટલોજ લાંબો પહોળો પણ છે. મથાળેથી તે ખુલ્લો છે. છાપરાં ઉપર કાંસાનાં નળિયાં ગોઠવેલાં હતાં, જેમને સોનાનો ઢોળ ચહડાવેલો હતો. આ સઘળાં સોનેરી નળિયાં ૬૫૫ માં કૉન્સ્ટેન્ટીનોપલ ખાતે ઉપાડી જવામાં આવ્યાં હતાં, તથા એજ ધાતુની બીજી જે જે વસ્તુઓ હતી તેમની તોપો તથા સેંટ પિટરનાં દેવળમાંનું છત્ર બનાવવામાં આવ્યાં હતાં. દહેરાંમાં સાત તાક બનાવીને તેઓમાં રૂમી દેવતાઓની મૂર્તિઓ ગોઠવેલી હતી તેમને હાલ માનતા ચહડાવવાનાં કુંડમાં બદલી નાખીછે. પ્રખ્યાત ઉસ્તાદ રેફાયલને અહીં તેની જોડ અદરાયલી બાઇ સાથ બમિદા કરેલોછે. બીજી કેટલીક કબરો જોડે અહીંજ ઇટલીના છેલા રાજા વિકટર ઇમાન્યુઅલની પણ કબર છે.

અહીં એક પ્રખ્યાત પુલ સેંટ એન્જેલોને નામે ઓળખાયછે, જે પાંચ આર્કોનો ઇસ્વી ૧૩૬ માં **હેડ્રિયન** શેહનશાહનો બાંધેલોછે. એની દેવાલો ઉપર ૧૦ ફરેસ્તાઓનાં મસ મોટાં બાવલાંઓથી શણગાર કરેલોછે. હાલ એના ઊપલા પાંચમાંના બે તાક તુટી ગયાછે, માટે તેમને ફરીથી બાંધેછે.

આ પુલની પાસેજ નદીને સામે કાંઠે ઉપલાજ શેહનશાહનો બાંધેલો ઉપલાંજ નામનો એક મોટો ગોળ કિલ્લો છે, જેને મથાળે એક ગંજાવર કદનું બાવલું ઉભું કરેલું છે. એક કબ્રસ્તાન દાખલ આ મકાન વપરાયછે. હેડ્રિયનની મતલબ એ બાંધવામાંજ તેવીજ હતી, માટે એનટોનેન ખાનદાનના અને બીજા રૂમી શેહનશાહોને અહીંજ બમિદા કરેલાછે. પાછળથી એ મકાને કિલ્લાનું નામ અને કામ ધારણ કર્યાં, અને તેમ કરીને ઘણીવાર ઘેરો નાખનારા શત્રુઓને મારી કહાડ્યા હતા. ગૉથ લોકોએ ૫૩૭ માં ઘેરો ઘાલ્યો ત્યારે આ કિલ્લામાંના યુનાનીઓએ તેમના ઉપર બાવલાંઓ છુટાં ફેંકીને તેમનો કચડઘાણ વાળ્યો હતો. એ પછી આ મકાને બંદીખાનાંનો અવતાર લીધો, અને ઘણા નામીચા ધણીઓને અહીં પહેરેજ કરવામાં આવ્યા, જેઓમાંના એક પોપ **જૉન** ૧૦ માને તો અહીંજ ગુંગળાવીને મારી નાખ્યો હતો. કિલ્લા ઉપરથી શેહેરનો ઘણો અછો દેખાવ નજરે પડેછે. હાલ એ ઉપર ઘડિયાળ મૂકયુંછે અને માંહે ઇટાલ્યન સિપાહીઓની બરાક બનાવીછે.

## પોપના મેહેલો.

સેંટ માર્કના ચોકની બીજી બાજુએ **રોમના પોપનો મેહેલ—વેટિકન**—આવેલોછે, જેની પછવાડે એક સુંદર બાગ બનાવેલોછે અને તેની વચમાં પાણીનો ધોધ પડતો હોય તે માફકનો સુંદર ફુવારો બાંધેલોછે. આ મેહલ દુનિયામાં સર્વથી મોટો ગણાવછે, જેમાં દાખલ થવા માટે પરવાનગી મેળવતાં બહુ મુશ્કેલી પડેછે. બહાર પીળી પટી અને લાલ પટીના પોશાકવાળા હથિયારબંધ ચોકીદારો અને દરબાનો ખડા ઉભા રહેછે. આ ગંજાવર ઇમારતમાં ૨૦ ચોકો, અને ૧૧૦૦૦ મોટાં દિવાનખાનાંઓ તથા નાના ઓરડાઓ અને ૨૦૮ દાદરા બાંધેલાછે. ૪૯૮ માં **સૈમેકસ** નામે એક પોપે અહીં પ્રથમ પોતાને થકી મેહેલ બાંધ્યો, જેમાં શાર્લેમેન પણ વસી ગયો હતો. અવલ પોપો બીજા મેહલમાં રહેતા હતા, પણ પાછળથી તેઓએ અહીંજ પોતાનું મથક કીધું. ૧૪૫૦ પછીથી જુદા જુદા પોપો આ મેહલને વધારતા અને શણગારતા ચાલ્યા, અને તેથી આજે આપણ જોઇયે છિયે તેવું આ મસમોટું મકાન બની ગયુંછે. ૮ મી સદીમાં આ મેહલ પહેલો બંધાયા પછી ૧૨ મી સદીમાં તેને બિસ્માર થઇ ગયલો જોઈ ૩ જા **ઈનોસેંટ** પોપે તેને ફરીથી બાંધ્યો હતો. વેટિકન ડુંગર ઉપર એ આવેલો હોવાથીજ એને એ નામ મળ્યુંછે. અહીં ઠેકાણે ઠેકાણે તરેહવાર ચિત્રો અને કોતરકામો કરેલાંછે, જેમાં દુનિયાની પ્રથમ પેદાયશ, ઇનસાનની ભૂલથી તેની થયલી પડતી, મોટી જગરેલ, પીરો અને પેગામ્બરો, વગેરેની તસ્વીરો આપણું ધ્યાન

ગયેલછે. પ્રખ્યાત મૈકલ એન્જેલોનો હાથ આ મેહલના શણગારમાં બહુ દિસેછે. કેટલાક ભાગોમાં બૈબલના બનાવોનાં ચિત્રો છે. મેહલને લગતી વળી એક પિકચર ગેલેરી છે, જેમાં નેપોલ્યને રૂમી દેવળોમાંથી લૂટેલાં ચિત્રો ગોઠવેલાંછે, જેમને તે પેરિસ લઇ ગયો હતો ત્યાંથી પાછાં લાવી અહીં ભેગાં કરેલાંછે. વળી કોતરકામના નમુનાઓનું અહીં એક સંગ્રહસ્થાન છે, જેમાં અસલી દેવતાઓ વગેરેનાં બાવલાંઓ એકઠાં કરેલાંછે. મેહલને લગતાં કેતાબખાનામાં ૧૨૦૦૦૦ પુસ્તકો અને ૨૪૦૦૦ હસ્તલેખો છે. આ છેલામાંના ઘણાએક તો તદન અમૂલા છે.

પોપનો કાંઈ આ એકજ મેહલ નથી. એક બીજો મેહેલ '**લેટેરન**' (Lateran) ને નામે ઓળખાયછે. અહીં પોપો ૪૦૦ થી ૧૩૭૭ સુધી એટલે એક હજાર વરસો લગણ વસ્યા હતા, અને અહીંજ તેમને માથે પોપનું તાજ પહેરાવવામાં આવતું હતું. પણ લેટેરનનો હાલનો જે મેહેલ છે તે તે જમાનાનો નથી; એતો ૧૫૮૬ માં બંધાયો હતો, જેને પાછળથી આજ અર્ધી સદી ઉપર એક મોટાં મ્યુઝિયમમાં બદલી નાખેલોછે, જેમાં ચિત્રો, કોતરકામો, લેખો, પથરની કબરો વગેરેનો સંગ્રહ કરેલોછે. આ મેહલને લગતું એજ નામનું એક દેવળ છે, જે રોમના બિશપ દાખલ પોપનું પોતાનું દેવળ ગણાયછે, જ્યારે સેંટ પિટરવાળાં દેવળમાં તો આખી દુનિયાના ધર્મગુરૂ દાખલ તે બિરાજેછે. અસલ એ જગા ઉપર લેટરનૈ નામે એક ખાનદાનનો મેહેલ હતો, અને તે ઉપરથીજ ઉપલાં નામો મળેલાંછે.

પોપનો ત્રીજો મેહલ **કિવરિનલ** (Quirinal) નામનો છે, જે ઊંચી ટેકરી ઉપર આવેલો હોવાથી પોપો ઉનાળામાં ત્યાં જઈ વસતા હતા. હાલ ૧૮૭૦થી એ મેહલ ઇટલીના રાજા હમ્બર્ટના સ્વાધિનમાં છે અને તે નામદાર ત્યાં વસેછે. એ મેહેલમાં ૧૮૦૯ માં નેપોલ્યન બોનાપાર્ટે ૪ થા **પાયસ** નામના પોપને કેદ કીધો હતો, અને અહીંજ તે ૧૪ વરસ પછી મરણ પામ્યો હતો.

એક બીજી પ્રખ્યાત રૂમી ઇમારત તે **કેપિટૉલ** છે. પણ આ કાંઇ પ્રજાસત્તાક રાજ્ય વખતનું મકાન નથી. એ તો નવું બાંધેલું છે, અને અસલી કેપિટૉલથી જુદીજ ઢબછબનું છે. એક ઉંચી ટેકરી ઉપર આવેલું હોવાથી તે ઉપર ચહડવા માટે એસ્ફાલ્ટની પગથીઓ બાંધેલીછે. નીચે ઇજીપ્શ્યન સિંહોનાં અને મથાળે **કેસ્ટર** અને **પૉલૉક્સ**નાં બાવલાંઓ છે. અસલની ઇમારતની એક બાજુએ રૂમી **ફોરમ**ની ઇમારત હતી, જેની આસપાસ દહેરાંઓ અને બાવલાંઓ હતાં. કેપિટૉલ અને પેલેટૈનના ડુંગર વચ્ચે ફોરમની જગા આવેલી હતી, જ્યાં અસલી રૂમીઓ સેબૈન લોકો સાથ લડયા હતા, અને પાછળથી તે રૂમીઓનાં રાજ્યની મુખ્ય જગા થઈ પડી હતી. એ વેળા એને ઘણાંએક ભપકાદાર દહેરાંઓ અને બાવલાંઓથી શણગારી હતી. અહીં રૂમી તવારીખના ઘણાએક જાણવાજોગ બનાવો બન્યા હતા અને રૂમીઓએ જીતેલી દુનિયાનો વહિવટ ચલાવનારી તેમની રાજસભાઓની બેઠકો અહીંજ થતી હતી. રોમના પડીભાગ્યા પછી ખ્રિસ્તીઓએ ઉપલાં દહેરાંઓમાંનાં કેટલાંકને દેવળમાં બદલી નાખ્યાં, અને બીજાંઓને નવી નવી ઇમારતો બાંધવા માટે ભાંજી તોડી નાખ્યાં. આ રીતે પથર અને ઇંટ અને લાકડાં ઉપાડી લઇ ગયા પછી રહેલા કચરા ઉપર પાછળથી કિલ્લાઓ અને ઘરો બંધાયાંછે. ફોરમની અસલ સપાટી હાલ કરતાં ૩૦ ફીટ જેટલી નીચી હતી. હાલ અહીં ખોદકામ ચાલેછે. બીજી બાજુએ આવેલા પેલેટૈન ડુંગર ઉપર શાહાનશાહી મેહલો હતા. કેપિટૉલને લગતાં સંગ્રહસ્થાનમાં અસલ દેવદેવીઓ ઉપરાંત જુનાની પ્રખ્યાત પુરૂષો વગેરેનાં બાવલાં, રોમનો અસલી માર્બલમાં કોરેલો નક્શો, શેહનશાહોનાં ૮૨ અર્ધ બાવલાંઓ, અને અસલના વખતનાં પ્રખ્યાત શિલ્પકામો, વગેરે બીજું ઘણું છે. અહીં વળી જુલ્યસ સીઝર અને ઑગસ્ટસ સીઝરનાં પણ બાવલાં છે, જેઓ તેમના મેહલોનું ખોદકામ કરતાં મલ્યાંછે. બેઉ પુતળાંનો પોશાક ઘુટણ સુધી ઉતરેલોછે. પગમાં બિદ-

[illegible] આંખો મહેરછે તેવાં ચંપલ અને તેમના [illegible] વિટાળેલી દોરી અહીં હું આબાદ [illegible]. એક પુતળું અહીં છે તે તો છેક [illegible] મરસનું પુરાણું કહેવાયછે. આજ [illegible] ઉપર આ તરફ ખોદકામ ચલાવતાં ઉપર વર્ણન કરેલા એન્જેલો કિલ્લા પાસે નદી કાંઠેથી એક મર્દ અને એક ઓરતની પુરાણી લાશો મળી આવીછે, જે તદ્દન હાડકાંમાં વેરાઈ ગયલીછે. આ લાશોને આ સંગ્રહસ્થાનમાં રાખેલીછે. તેમનાં ગળાંમાંથી હાર તથા આંગળી ઉપરની વીંટી પણ મલ્યાંછે, જેમને સાફસુફ કરીને પાછાં જ્યાં હતાં ત્યાં પહેરાવી દીધાંછે.

ઉપર કહેલા ફોરમની પડોશમાં એક પુરાણું કેદખાનું છે, જે Mamortine Prison-ને નામે ઓળખાયછે. રોમના સર્વથી પહેલા રાજાઓમાંના ચોથા **આર્કસ** અથવા **મેમ ટૈનસે** ઈ. પૂ. ૬૦૦ માં આ જબરૂં બંદીખાનું બાંધેલું કહેવાયછે. આ કેદખાનું ભોંય તળિયે છે અને તેની ઉપર તો આજે એક દેવળ બાંધેલુંછે. મારા ગાઈડ જોડે હું એ જોવા ગયો ત્યારે અમને મીણબતીઓની રોશની કરવી પડી, કેમકે અંદર બહુ અંધારૂં છે અને દેખાવ સુધળો દેહશત ઉપજાવે એવો છે. આ અંધારાં મકાનમાં નીચે ઉતર્યા પછી એક ઓરડો આવેછે તેમાં એક પથરનો થાંભલો ઉભો કરેલોછે. મારા ભોમિયાએ સમજાવ્યા મુજબ આ થાંભલા સાથ સેંટ પિટર નામના પીરને સાંકળ વડે બાંધી અહીં કેદ કીધો હતો. આ કેદખાનામાં ઘણા રૂમીઓ કેદ થયા હતા, અને ઘણાઓને અહીંજ મારી નાખવામાં આવ્યા હતા. ફાંસી દેવાનું એક કડું તથા બીજાં ઘાતકી હથિયારો પણ અહીં દિઠામાં આવેછે. અહીં સેંટ પિટરવાળી લોખંડની સાંકળ તથા તેની મૂર્ત્તિ વગેરે ધાર્મિક લોકોને પૂંજા કરવા માટે રાખેલાં છે.

સેંટ પિટરની ઉપલી વાત કેટલાકો માનતા નથી. એ નામીચો પીર નબી ઈસાના ખાસ ગણત્રીના ચેલાઓમાંનો મુખ્ય હતો. બીજા મદદનિશો તેને મુશ્કેલીને વખ્તે છોડી ગયા ત્યારે આ—જેનું અસલ નામ **સૈમન જોનાસ** હતું તે—તેની બાજુમાં મક્કમ રહ્યો, જે ઉપરથી હજરત ઇસાએ એનું 'પિટર' નું નામ આપ્યું, (જેનો અર્થ 'ખડક' થાયછે)—એવી મતલબથી કે એના જેવો મજબૂત મદદગાર તે ધર્મના બચાવ માટે એક ખડક જેવોજ છે. પિટર અસલ એક માછી હતો, પણ નવા મજહબ ઉપરના પોતાના ભાવ અને આસ્થાથી તથા તેને ફેરવવા માટે પોતે ખમેલાં કષ્ટોથી બહુ વખાણાઇ ગયેછે. તે ક્યારે અને ક્યાં મરી ગયો તે ચોકસ નથી. અસલી લખનારોમાં એ બાબે મતફેર છે. કોઈ કહેછે કે પિટરે રોમ આવી ધર્મનો ફેલાવો કરવા માંગ્યાથી તે વખ્તના રૂમી શેહનશાહ નિરોએ તેને પકડાવી, કેદ કરીને પછી માથું નીચે રખાવી તેને સુળીએ ચહડાવ્યો હતો. બીજાઓ લખેછે કે પિટરની જોડે તેના સોહબતી **પૉલને** પણ શેહનશાહે મેમર્ટૈન કેદખાનામાં પૂર્યો હતો અને ઇસ્વી ૬૫ માં અહીંજ તેમના જીવ લીધા હતા. આ પૉલ પણ હજરત ઇસાના મજહબનો ફેલાવો કરનારો એક ચેલો હતો.

તા૦ ૨૬ મી, ગુરૂવાર—ઉપર કહેલા પેલેટૈન ડુંગર ઉપરના **સીઝરોના મેહલોનાં** ખંડિયેર જોવાનું હવે મને મન થયું, અને મારા ભોમિયા જોડે હું ત્યાં ગયો. સર્વથી પહેલી રોમની વસ્તી અહીંજ હતી. રાજા **રોમ્યુલસ,** નામીચા વકતા **સિસરો,** શેહનશાહો **ઑગસ્ટસ, ટૈબિર્યસ** અને **વેસ્પેશ્યન** વગેરે અહીંજ વસી ગયા હતા. પચાશ પંચાવણ વરસો ઉપર આ ડુંગર ઉપર દ્રાક્ષના માંડવા અને થોડાંક મોઠા સિવાય બીજું કાંઇજ ન હતું. પણ રશિયા અને ફ્રાન્સના શેહનશાહોએ પોતાનો કાબુ હતો તે દરમયાન અહીં ખોદકામ ચલાવ્યું, અને ત્યારબાદ ઇટલીની સરકારે તે ચાલુ રાખવાથી આજે ઉપલા મેહલોનાં ખંડિયેર મળી આવ્યાંછે. અહીં આપણને **કેલિગુલા** અને **ટૈબિર્યસના** મેહલોના પાયા અને થોડા થોડા ભાગો, વેસ્પેશ્યને બાંધેલા ફ્લેવ્યન

મેહલ, જ્યુપિટર વિક્ટરનાં દેહેરાનો પ્લાટફાર્મ, મોટા સ્તંભો, ખડકમાંથી કોરી કહાડેલા દાદરા, શાહજાદાઓને તાલીમ આપવાની નિશાળ, ખાનગી આસામીઓની સુંદર હવેલી, વગેરે દેખાડવામાં આવેછે. સઘળા મળીને પાંચ પાદશાહી મેહલોનાં ખંડિયેરો છે, જેઓ-માં શાહાનશાહી દિવાનખાનાઓ, ગુલામોને રહેવા માટેના ઓરડાઓ, નાટકગૃહો, હમામો, માછલાંઓ માટે બાંધેલા તળાવો, વગેરે જોઇને અસલી જાહોજલાલી કોઇની પણ ટકી શકતી નથી એવા ખયાલથી અફસોસ છુટેછે. કેલીગુલાના મેહલનો એક ભાગ તો હજી દટાયલોજ છે, જે તમામ માર્બલનો બાંધેલો હતો એમ તેની બાકી રહેલી દિવાલો ઉપરથી જણાયછે. મારા ગાઇડના કહેવા મુજબ પોપ અને પાદશાહોએ જેમ જેને ફાવ્યું તેમ આ મેહલોના પથર કહાડી લઇ પોત પોતાનાં એવાનો બાંધ્યાંછે. તેણે કહ્યું કે નેપોલ્યન બોનાપાર્ટ પણ અહીંથી કેટલાક ઉમદા પથર ઉપાડી ગયો હતો. હજીબી ઉપલી મકતબ અને એકાદ મેહલની માર્બલની દિવાલો, તે ઉપરનાં નક્ષીકામ, તેમને લગતા સુંદર સ્તંભો, અને બીજી હુંનરમંદી જળવાઇ રહેલાંછે, તે ઉપરથી જણાયછે કે આ મેહલો નામીચા હોવા જોઇયે. ઑગસ્ટસના મેહલનું હજી ખોદકામ ચાલેછે. આ સઘળાં ખંડિયેરો એકેકની બાજુમાંજ છે. કેલિગુલા અને બીજા બે ડજન રૂમી શેહનશાહોનાં આ મેહ-લોમાં ખૂનો થયલાં અને જાનો ગયલા કહે-વાયછે. ગુલામો અને લોંડીઓની ઓરડીઓ મેહલોને ફરતી બાંધેલી હતી. મારો ગાઇડ જણાવેછે કે આ લોંડીઓ અને ગુલામો શેહન-શાહો આગળ નાચતાં અને તેમાં કંઈ કસુર કરતાં તો તરત તેમના જીવ લેવામાં આવતા હતા. તેઓ બહુ મોજીલા અને એશ આરામમાં ચકચૂર હતા, અને તેથીજ તેમની જાહોજલાલીનું પણ જેમ દરેક મોટાં રાજ્ય-ના સંબંધમાં બનેછે તેમ શેવટ આવ્યું હતું. **લિવિયા** નામે એક રૂપસુંદરીનું ખાનગી મકાન પણ આ મેહલોની જોડમાં છે. એ ઓરત અતિ રૂપાળી હતી અને કહેછે કે પાંચ શેહનશાહોની તેણી એક પછી એક માશુક બની હતી. જુની રોમન દેવાલ, જે રોમ શેહેર વસ્યા પછી થોડી મુદતમાં બાંધેલી કહેવાયછે, તે પણ ઉપલા મેહેલોની જોડમાંથીજ પસાર થાયછે.

રોમમાં ઊંચા મિનારાઓનો ટોટો નથી, જેઓમાંનો એક નામીચો મિનારો ત્રેજન શેહનશાહનો બનાવેલો આજેબી હૈયાત છે. તેની પોતાની ઉંચાઇ તો માત્ર ૮૭ ફીટનીજ છે, પણ તેની ઉપર સેંટ પિટરનું બાવલું છે તે અને મિનારાનો તખ્તો સાથે લેતાં એકંદર ઉંચાઇ ૧૩૮ ફીટની છે. ત્રેજને આ મિના-રાની આસપાસ ગોળ ચક્રમાં ૩ ફીટની પહોળાઇનું અને ૬૬૦ ફીટની લંબાઇનું નાદર કોતરકામ કરાવેલુંછે, જે ઉપર **ડેસી** નામની એક પ્રજા સાથ થયલી લડાઈ અને તેમાં પોતે કરેલી ફતેહને લગતા બનાવો કોત્રેલાછે. આ કોતરકામમાં એકંદર ૨૫૦૦ માણસોના તસ્વીરો કોરેલીછે. આ મિનારો ત્રેજને પોતાની કબર દાખલ યાદગાર કરે લોછે, કેમકે તેને એની નીચે ભૂમિદા કરેલોછે. મથાળે જવા માટે મિનારાની અંદરથી પગ-થીઓ બનાવેલીછે. ઊપર કહેલી ડેસી પ્રજા જર્મનીમાં વસતી હતી, જેના ડેશિયા મુલક ઉપર મજકુર ત્રેજને હુમલો કરી ૧૫ વરસો સુધી લડાઈ ચાલુ રાખી ઇસ્વી ૧૦૩ માં તેને તાબે કરી હતી.

પોતાની ફતેહની યાદગારીમાં જેમ મિનારા તેમ ગંજાવર આર્કો પણ રૂમી શેહનશાહો બનાવી ગયાછે. ટૈટસે યહુદીઓ ઉપર ઇસ્વી ૭૦ માં મેળવેલી ફતેહનું આર્ક વખાણવા જોગ છે, જે ઊપર ઉપલા મિનારા જેવુંજ કેટલુંક નક્ષીકામ કરેલુંછે. એક બીજું વખાણાયલું આર્ક **કૉન્સ્ટેન્ટૈન**નું બાંધેલુંછે, જે તેની ખુબસુર્તીને માટે વાજબી રીતે બહુ વખ-ણાયછે. **મેક્સેન્શ્યસ** નામે એક ખ્રિસ્ટી ધર્મ નહિ માનનારા શેહનશાહ ઉપર ઇસ્વી ૩૧૧ માં પોતે મેળવેલી ફતેહની યાદગારીમાં તેણે આ આર્ક બનાવ્યું હતું.



કોલોઝયમ.

પણ રોમની જે મુખ્ય અજાયબી ગણાયછે તે તો નિરો શેહનશાહનાં મસ મોટાં બાવલાંની પડોશમાં બાંધેલી રમતગમતના અખાડાની રાક્ષી ઇમારત કોલોઝયમ (Coloseum) છે. એની અસલ સ્થાપણા શેહનશાહ વેસ્પેસ્યને કરી હતી, અને ટેટસે યહુદીઓ ઉપર ફતેહ મેળવ્યા પછી તેઓમાંના ૧૨૦૦૦ કેદીઓને કામે લગાડીને ઇસ્વી ૮૦ માં એ ઇમારત પૂરી કીધી હતી. આ ગંજાવર મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા વેળા, કહેછે કે, ૫૦૦૦ પશુઓ અને ૧૦૦૦૦ માણસોને કતલ કરવામાં આવ્યાં હતાં ! રોમના અસલી ખેલાડીઓ, જેઓ 'ગ્લેડિયેટર' ને નામે ઓળખાઇ ગયાછે, તેમની જંગલી હેવાનો સાથની સંખ્યાબંધ લડાઇઓ અહીં ચાલી હતી. આ ઇમારત લંબગોળ છે, અને ઘેરાવામાં એક મૈલના ત્રીજા ભાગ જેટલી છે. એની ઉંચાઇ ૧૫૯ ફીટની છે, અને એ માહિલું જંગ મેદાન અથવા કુસ્તીબાજીનું ચોગાન ૨૭૯ ફીટ લાંબું અને ૧૭૪ ફીટ પોહોળું છે. જો દરિયાઇ બારકસો વચે લડત ચલાવવાની હોય તો આ મેદાનમાં પાણી ભરી એને દરિયાનું રૂપ આપી દેવામાં આવતું હતું. એમાં ૮૭૦૦૦ તમાશગીરો માટે બેસવાની જગા કરેલી હતી, અને બીજા ૨૦૦૦૦ ઉભા ઉભા તમાશો જોઇ શકતા હતા. પણ અસલ કોલોઝયમનો આજે માત્ર ત્રીજો ભાગજ બચી રહેલોછે. આ ગંજાવર નાટકશાળા અથવા અખાડાની બાંધણી ઘણીજ સાદી હતી. મકાન જેટલું બહારથી મોટું દિસ્તું હતું તેટલું તે અંદરથી જણાતું ન હતું. બહારથી એની બહુ શોભા કરેલી હતી, પણ ગૉથ લોકે રોમ જીતીને લૂટ્યું ત્યારે એની ભાંજફોડ કીધી, અને એના માર્બલના સ્તંભો વગેરે પોપોના કે બીજા બડખાંઓના મેહેલો બાંધવા માટે ઉપાડી લઇજવામાં આવ્યા.

રોમમાં પુરાણા કાળની એટલીબધી ઇમારતો અને ખંડિયેરો છે અને તેઓમાં એટલું બધું જોવાનું છે કે એક મહિનાની મુદત પણ તે સર્વને ઇનસાફ આપવા માટે થોડી પડે. વળી એ શેહરની આસપાસ પણ જોવાનું અને ફરવાનું બહુ છે. પણ એ સઘળાને મારાથી

પહોંચી વળાય એમ ન હતું, માટે ઉપર મુજબ રોમમાં ફરીહરીને હું આજે બપોરે એ શેહર-થી ૨૫) મૈલદૂર આવેલાં

## ટિવોલી

નામે ગામ ખાતે ફરવા ગયો. કહેછે કે રોમની સ્થાપણા થઇ તેની પણ પાંચ સદી આગમજ-નું આ અતિ પુરાણું ગામ છે, જે તે જમાનાઓમાં **ટિબુર** (Tibur) ને નામે ઓળખાતું હતું. કવિ **હોરેસ** અહીંજ વસતો હતો; અને **પાલમૈરા**ની પ્રખ્યાત ખુબસુરત રાણી **ઝેનોબિયા**ને દગાથી કેદ પકડી આણ્યા પછી તે બીચારીને અહીંજ કેદ કરી રાખેલી હતી. ઑગસ્ટસ, **હેડ્રિયન** વગેરે શેહનશાહો અને અમીર ઉમરાઓના અહીં મેહેલો બાંધેલા હતા, આજે જેમનાં ખંડિયેર નજર આવે છે. વળી અહીંથી એકજ મૈલ દૂર હેડ્રિયને એક મેહેલોનું નવું ગામ વસાવ્યું હતું, જે દુનિયામાં સર્વથી સરસ ગણાતું હતું. તેમાં ઘણાએક ચોરસ મૈલો સુધી ઘણીએક સુંદર અને ભપકાદાર ઇમારતો બાંધેલી હતી, પણ પાછળથી ગૉથ લોકોએ એ સર્વનો નાશ કર્યો હતો. ટિવોલીની વસ્તી આજે ૭૦૦૦ માણસોની છે, અને ગામ પહાડની ઢોળાણ ઉપર વસેલું હોવાથી રસ્તા સાંકડા છે. અહીં કેટલાક પાણીના ધોધ જોવાજોગ છે. જેમાંનો એક મોટો ૩૦૦ ફીટની ઊંચાઇએથી પડેછે. ઉપલાં ખંડિયેરોમાં શેહનશાહો અસલ કેવી મોજ મારી ગયા હશે તે તેઓએ પોતાનાં દરેક કામકાજ માટેના જુદા જુદા ઓરડાઓ અને મકાનો બાંધેલાં આપણને દેખાડવામાં આવેછે તે ઉપરથી માલુમ પડેછે; જેમકે—નાટકગૃહ, હમામ, માછલીનો તળાવ, લશ્કરી છાવણી, તેને સ્નાન કરવાની જગા, બાવરચીખાનું, ગુલામોની ઓરડીઓ, નાચખાનું, ઇત્યાદિ. રોમથી અહીં તેઓ હવા ખાવા આવતા અને મજાહ ઉડાવતા હતા. પાયતખ્ત શેહરની બહાર તેઓ કેવી કિસમની જીંદગી ગુજારતા હતા તેનો કંઇક ખ્યાલ લેવાને થકીજ હું આજે આ ટિવોલી ખાતે આવેલોછું, અને તેમની મોજમજાના ચિતારો અહીં નજરે જોઉંછું.

હવે અહીંથી રોમ પાછો ફરીને મેં બરાબર મધ રાત્રે એ શેહરને છેલી સલામ કીધી અને

## નેપલ્સ

તરફ રેલવેમાં ઉપડી ગયો. બીજી સહવારે ટ્રેનમાંથી જોઉંછું તો આખે રસ્તે ખેતી કરેલી હતી. રોમથી નેપલ્સ દક્ષિણે આવેલું છે, જ્યાં હું શુક્રવારે સહવારે ૭ વાગે જઇ પુગ્યો.

પરાંઓ સુધાં ૫૩૬૦૦૦ માણસોની વસ્તી-વાળું રોમ કરતાં પણ આ મોટું અને તે કરતાં તો બચીત શોભાયમાન સુંદર શેહર ભૂમધ્ય સમુદ્રની સફીલ ઉપર ઇટલીના પશ્ચિમ કાંઠા ઉપર વસેલુંછે. આગળા જમાનાઓમાં નેપલ્સનું સ્વતંત્ર રાજ્ય હતું, જેને દક્ષિણ છેડે લાગેલા સિસિલી ટાપુ સુધાં એ રાજ્ય "બે સિસિલીઓ" ને નામેજ ઓળખાતું હતું, અને નેપલ્સ શેહર તેનું પાયતખ્ત હતું. આખા ઇટલીમાં આના જેવું વસ્તીવાળું બીજું એકે શેહર નથી, અને કુદ્રતે એને જે જગા બક્ષીછે તે ઉપરથી એ દુનિયાનાં બહુજ ખુબસુરત શેહરોમાંનું એક ગણાયછે. જે ખાડીમાં એ આવેલુંછે તે પણ અસલથી વખાણાતી આવી-છે, અને એની આવી ઉત્કૃષ્ટ જગાને લીધે નેપલ્સમાં દર સાલ હજારો પ્રદેશીઓ તન-દરોસ્તીની શોધમાં આવેછે. કુદ્રતનું આ માનીતું શેહર તવારીખના બનાવોથી લગભગ ખાલી ગણી શકાય. યુનાનીઓ, ગૉથ અને ઑસ્કન લોકો, રૂમીઓ અને ટુર્કીઓ, નોર્મનો, જર્મનો અને છેલે સ્પાન્યર્ડ લોકો એક પછી એક આ સુંદર શેહર કબજે કરવામાં ફતેહ પામ્યા હતા, તોપણ તેઓ લાંબો વખ્ત અહીં રહી શકયા ન હતા. ઇટલીનાં રોમ, વેનિસ, ફ્લોરન્સ કે જીનોઆ જેવાં રાજ્યોના જેવી તવારીખ નેપલ્સની નથી—બલકે ઇતિહાસમાં એ એક શૂન્ય જેવું છે. સુંદર ઇમારતો કે ઉમદા હુનરોમાંબી આ શેહર બહુજ પાછળ છે. ઇટલી જેવાં હુનરમંદ અને તવારીખી દેશમાં આ એકજ શેહર છે, જે પોતાના કુદ્રતી શોભા સિવાય બીજી કોઇ રીતે વખાણાયલું નથી. જુના નેપલ્સના રસ્તા તમે જુઓતો સાંકડા અને ગંદા છે; ઘરો છ સાત મજલા જેટલાં

ઊંચાં અને સાંકડાં છે, જેમનાં છાપરાં સપાટ અને દરેક બારી નાનકડા ઝરૂખા સાથની છે. ઇતિહાસ, એલમ હુનરના દ્રવ્ય કે તારીફલાયક ઇમારતો વિનાનું નેપલ્સ એ રીતે પ્રવાસીઓને પહેલી નજરે અણગમતું લાગેછે.

પણ એમ છતાં પ્રદેશીઓ નેપલ્સને ચહાયછે, અને મારા જેવા સેંકડો અને હજારો પ્રવાસીઓ અહીં આવેછે ! નેપલ્સની ખાડીનો વિસ્તાર ૩૫ મૈલનો છે. એ ખાડીનાં માથાં ઉપર આ શેહર આવેલું છે, જેની અને દરિયાની વચે એકાદ બે નાનકડા ટાપુઓ આવેલા છે. વિસુવિયસ પર્વતને લગતી નાની ટેકરીઓનાં ઢાળાણ ઉપર અને તળેટીમાં નેપલ્સ એક નાટકશાળાના જેવી ચહડ ઉતર સપાટી ઉપર વસેલું છે. વચમાંથી ટેકરીઓની હાર પસાર થતી હોવાથી શેહેર બે અસરખા ભાગોમાં વહેંચાયલું છે, જેઓમાં પૂર્વ તરફનો ભાગ મોટો અને ધંધાધાપાવાળો છે. અહીંજ શેહરની વસ્તી જબરી હોવાથી ગપચી અને ગલીચી બહુ થાયછે, અને દશ વરસ ઉપર કૉલેરા ફાટી નિકળવાથી સંખ્યાબંધ મરણ નિપજ્યાં હતાં. એટલામાટે ૧૦૦૦૦૦૦૦૦ ફ્રાંકની રકમ ખર્ચીને નવાં હવાદાર કુશાદે મકાનો ખુલ્લી જગામાં બાંધવામાં, અને જુનાં, કઢંગાં, સાંકડાં મકાનો ભાંજી નાખવામાં આવેછે. શેહરનો બાજો યાને પશ્ચિમ તરફનો ભાગ નવો વસેલોછે, જે નાનો હોવા છતાં સુખાકારીભરેલો અને સુંદર નવી ઇમારતોવાળો છે.

શેહરની લંબાઈ ત્રણ અને પહોળાઈ બે મૈલની છે. અહીં કેટલાક ચોકો અને મોટા રસ્તાઓ છે, પણ તેઓ ઘણા વખાણવાજોગ કે નોધ લેવા લાયકના નથી. પડોશના એક ડુંગર ઉપરથી શેહરમાં મીઠું પાણી પુરું પાડવામાં આવેછે. અસલી રૂમી કે યુનાની મકાનો જેવું અહીં કાંઈજ નથી. શેહરને ફરતા ૯ મૈલના કોટમાં પાંચ કિલ્લા અને ૪ ભાગોળો, તથા અંદર સંખ્યાબંધ દેવળો પ્રવાસીઓનું ઝાઝુ ધ્યાન ખેંચતાં નથી. પણ એ સઘળું છતાં હું ફરીથી કહું છું કે નેપલ્સ જોયા વિના કોઇબી પ્રવાસી રહ્યો ન હશે એવું એ ખુબસુર્ત શેહર છે. ઇટાલ્યનોમાં તો એના સંબંધી આ એક કેહેવતજ છે કે "Vedi Napoli e poi mori," એટલે "નેપલ્સ જો અને પછી મરી જા." આપણા લોકો કહેછે કે "જીવ્યા કરતાં જોયલું ભલું," તે નેપલ્સને આબાદ લાગુ પડેછે. આખાં ઇટલીમાં જો સર્વથી હસતું રમતું શેહેર જોશો તો તે નેપલ્સ છે. પશ્ચિમના દરિયાની સામે પહાડને અઢેલીને ઊભેલું આ શેહેર કંઈજ નહિ પણ પોતાના એ ઉંચા મોભા, ગુલાબી આબોહવા, અને સુંદર પરાંઓને લીધે વખણાયછે. ઉત્તરનો ખરાબ પવન પર્વતોથી અટકેલોછે, પશ્ચિમ અને દક્ષિણના તાજગીભરેલા પવનો ફડફડ વાયછે, ચોતરફથી દરિયાની લેહકી આવેછે, અને ખાડીના કાંઠા ઉપર આવેલાં ગામડાંઓની લીલોત્રી અને બાગાયત શેહરની શોભામાં વધારો કરેછે. શેહેરની આસપાસ ફરતી દિવાલ છે, જેનાં રક્ષણ માટે બરૂજો અને કિલ્લાઓ બાંધેલાછે.

નેપલ્સ શેહર બહુ પુરાણું—ઈ. પૂ. ૧૦૫૬ નું—ગણાયછે. યુનાની લોકે રૂમીઓની પણ આગમજ એને વસાવ્યું હતું, અને **પાર્થેનોપિ** (Parthenope)નું નામ આપ્યું હતું. લડાઇ, ધર્તીકંપ અને જવાળિક ખરાબીઓથી એણે બહુ ખમ્યું છે. રેહેવાસીઓ બહુ મોજીલા હોવાથી લડાઇમાં તેઓ નિર્બળ નિવડતા હતા. રોમની ચહડતી વેળા નેપલ્સ તેને તાબે હતું અને તેના શત્રુઓ સામે મદદ આપતું હતું. રૂમી બડખાંઓ અહીં આવી પોતાનાં ખાસ મકાનો બાંધી વસતા હતા. છેલો રૂમી શેહનશાહ. **રોમ્યુલસ ઑગસ્ટલસ** તો અહીંજ મરણ પામ્યો હતો. કવિ **વર્જીલ** સુંદર કાવ્ય બનાવવા થકી વિચારોની શોધમાં અને કુદ્રતની નકલ કરવા અહીં આવી રેહેતો હતો. રોમને તાબે હોવા છતાં શેહનશાહોના અમલને દરમયાન પણ નેપલ્સનાં લોકો પોતાના અસલી યુનાની પૂર્વજોએ મુકરર કરેલાંજ રાજબંધણ મુજબ પોતાનો વહિવટ કરતા હતા. અહીં ડોજ અથવા ડયુક અમલ ચલાવતા હતા. પ્રદેશીઓના વખ્તેવખ્તના હુમલા

પછી પાછી સ્વદેશી હાકમોની સત્તા ચાલતી હતી. શેવટે ૧૮૬૦ પછી નેપલ્સ ઇટાલ્યન રાજ્ય સાથ જોડાઇ ગયું હતું. એ વખત પછીજ અહીં નવી ઇમારતો અને મોટા રસ્તાઓ તથા ચોકો બંધાયાછે.

તા૦ ૨૭ મી, શુક્રવાર—આજ દિને નેપલ્સમાં આવ્યા પછી અહીંથી હું ઇટલીને છેલી સલામ કરી સ્પેન ઉપડી ગયો ત્યાંસુધીમાં ચાર દિવસો ગુજાર્યાછે, પણ એમાંના બેજ દિવસો મે આ શેહરમાં કહાડયાછે—બાકીના એની આસપાસનાં હર્ક્યુલેન્યમ અને પોમ્પીઐ શેહરોનાં વિસુવિયસ જવાળામૂખીથી દટાઈ ગયનાં ખંડિયેરો જોવામાં ગુજાર્યાછે. આજે દરિયાકાંઠા ઉપરના 'પાર્થેનોપ ધકા' ના મોટા રસ્તા ઉપર આવેલાં 'હૉટેલ વિકટોરિયા' માં ઉતારો લેતાંજ હું શેહેર જોવા નિકળ્યો. અહીં સર્વથી સરસ રસ્તો વાયા રોમા નામનો છે, જ્યાં સોદાગરોની અને લોકોની જબરી ભીડ થાયછે. એ રસ્તો શેહરની અર્ધી લંબાઈ જેટલો યાને ૧॥ મૈલ લંબાયલોછે, જેને એક છેડે પિયાઝા ડી મર્કેટો નામનો ચોક અને બીજે છેડે રાજ મહાલય આવેલાછે. નેપલ્સમાં એ સર્વથી સરસ મોહોલ્લો ગણાયછે, રોમમાં એની બરાબરીનો એકે કહેવાતો નથી, એટલુંજ નહિ પણ આખા યુરોપ ખંડમાં પણ એ પાદશાહી રસ્તાથી ચહડ એવો બીજો કોઇ પણ મનાતો નથી.

અહીંનું **નાશનલ મ્યુઝિયમ** જોવા લાયક છે, જેમાં પોમ્પીઐનાં ખંડિયેરનાં અને બીજાં ૧૬૦૦ દિવાલ ઉપર ચિત્રેલાં પુરાણા ચિત્રો તેમજ ત્યાંથીજ આણેલાં નાનાં બાવલાં, પ્રાણીઓ વગેરે મળીને ૧૮૦૦૦ કાંસાંની વસ્તુઓ, હથિયારો, કાચ અને માટીકામનો મોટો જથો, માર્બલ અને કાંસાંનાં સંખ્યાબંધ બાવલાંઓ, ૧૯૦૦૦ થી વધારે નક્ષીકામના નમુના; હર્ક્યુલેન્યમથી આણેલા પેપિરસ પત્ર ઉપર લખેલા હસ્ત લેખો, યુનાની અને ઇટાલ્યન કુજાઓ અને લોટાઓ (જેઓથી ૭ ઓરડાઓ ભરાઇ ગયાછે), અને એ ઉપરાંત ઝવેરાતો, અસલી જાતજાતનાં કાચકામ, ધાતુનાં વાસણો, સિકાઓ, પથરપર કોરેલા ૨૦૦૦ લેખો, વગેરે બીજું ઘણું છે. ટુકમાં દટાયલાં મજકુર શેહરોની સર્વ વસ્તુઓ અહીં ભેગી કરેલીછે. પણ એ વસ્તુઓમાં મને જે વધારે નવાઇ જેવી લાગી તે તો પેપિરસ નામના રોપાની છાલ અને પાત્રાંમાંથી બનાવેલાં કાગજ ઉપર કરેલા હસ્ત લેખો છે. એ લેખોની અહીં ગોયા એક નાનકડી લૈબ્રેરીજ છે. હર્ક્યુલેન્યમ શેહેરમાં ખોદકામ ચલાવતાં એક મકાનમાંથી આ લેખોનો મસ મોટો જથો મળી આવ્યો હતો. એવા લેખોનાં ૩૦૦૦ પત્રો હતાં તેઓમાંથી માત્ર ૧૮૦૦ બચી શકયાંછે, કેમકે મજકુર રોપાની છાલો પોતે બહુ પતળી છે, અને તેમને એક બીજા ઉપર વળગાડીને તેમનાં ગોળ પિંડાં વાળેલાં હોવાથી, અને જમાનાઓ સુધી તેઓ દટાયલી હાલતમાં રહેવાથી કોહીને ખરાબ થઈ ગયાંછે, એટલુંજ નહિ પણ એવાં કકડાં બની ગયાંછે કે ઉકેળતાંજ ભાગીને ભુકો થઈ જાયછે. આમ ઉકેળતાં ઘણા લેખો નાશ પામ્યા, પણ પછી એક નવો સંચો શોધી કહાડીને તે વડે એકેક કાગળને છુટું પાડવામાં આવ્યાથી આજે ૧૮૦૦ હસ્ત લેખો જળવાઈ શકયાછે. બાવલાંઓમાં હર્ક્યુલિસ, વિનસ, જુનો, મર્ક્યુરી વગેરે દેવતાઓનાં પણ છે; કેટલુંક પથરમાં કરેલું કોતરકામ છે તેમા યુનાની **સેકંદર** અને પાર્સી **દારા** પાદશાહે વચે ચાલેલી **ઈસસ**ની લડાઇનો ચિતાર પણ છે. વળી જુના વખતનાં ધાતુનાં પત્રાં ઉપર કરેલાં પાદશાહી ફરમાનો અને પથરમાં કોત્રેલા લેખો પણ અહીં જોવાજોગ છે. ઉપલાં ઇસસની લડાઇનાં નક્ષીકામને લોખંડની જાળી બનાવીને તેની વચે મ્યુઝિયમની ઇમારતને ભોંય તળિયે સાચવી રાખેલું છે. એ ચિત્રમાં એવો દેખાવ આપેલોછે કે મહાન સેકંદર હાથમાં ભાલો ઉઠાવી દારાને ભોકવા જાયછે, અને તેનું લશ્કર તેની પૂઠે ધસ્યું આવેછે; એ બનાવ જોઇ દારાનું લશ્કર નાસવા કરેછે, પણ દારા આડા હાથ કરી તેને લડવા ફરમાવેછે. વળી દારાનો એક સરદાર હાથમાં લડાઇની કોડાળી

ઉઠાવીને ગુસ્સાથી પોતાનાં લશ્કરને પિઠ ફેરવતું અટકાવેછે. આ ચિત્રને રંગ આપેલોછે, જેમાં દારા અને તેના ઇરાનીઓએ માથે પીળો રૂમાલ બાંધેલો, દિસેછે.

એક બીજા પાર્સી પાદશાહ **દારા** (દારાયસ હિસ્તાસ્પીસ) ની મોટી વખાણાયલી જામ મારા પાર્સી મિત્રોને માટે અહીં જોવાલાયક છે. જાતજાતના અને દેશ પ્રદેશનાં કીમતી અને અમૂળાં વાસણો વગેરેનો અહીં ૭ ઓરડાઓ ભરીને સંગ્રહ કરવામાં આવ્યોછે, તેઓમાંના ૪ થા ઓરડામાં આ બહુ સુંદર પાર્સી જામ મેં દીઠીછે. તે ઉપરનાં નક્ષીદાર કોતરકામ માટે એ વાસણ બહુ વખાણાયુંછે. તવારીખના અભ્યાસીઓ જાણેછે તેમ પાદશાહ દારાએ યુનાન ઉપર ચહડાઈ લઇ જવા ધારી હતી, તેની વિગતો આ જામ ઉપર કોરેલીછે. જામના વચલા ભાગ ઉપર યુનાન દેશનાં લોકો કોતર્યાંછે, જેમની બાજુએ તેમનો વડો દેવતા **જ્યુપિટર** અને તેની બેટી **મિનર્વા** ઉભેલાંછે. એ પછી પાર્સી શેહનશાહાતને તાબેનાં પ્રગણાઓનાં ચિત્રો છે, જેઓ કનેથી ઉપલી ચહડાઇનો ખર્ચ લેવામાં આવ્યો હતો. એ બેઉ ચિત્રોને મથાળે યુનાનીઓ અને ઇરાનીઓ વચ્ચે ચાલતી લડાઇ ચિતારીછે.

મ્યુઝિયમની ઇમારત પ્રથમ એક લશ્કરી બરાખ હતી, ત્યારબાદ એમાં યુનિવર્સિટીની સ્થાપણા થઈ હતી, પણ ૧૭૯૦ થી અહીં હુનરમંદીનો પાદશાહી ખજાનો ભેગો કરવામાં આવ્યો, જે આજ સુધીમાં બહુજ વધી ગયો છે. આ ઇમારતની એ સઘળી તવારીખ અહીં માર્બલની દેવાલ ઉપર કોતરી રાખેલીછે.

આ મ્યુઝિયમને લગતી એક નાની પિક્ચર ગેલેરી છે, જેમાં જુદા જુદા ઇટાલ્યન ઉસ્તાદોનાં કરેલાં ૮૦૦ નામીચાં ચિત્રો ગોઠવેલાંછે. સાથે એક કેતાબખાનું છે તેમાં ૨૦૦૦૦૦ દફતરો અને ૪૦૦૦ હસ્ત લેખો છે. પિક્ચર ગેલેરીમાં વળી ઉપર કહેલાં અસલ બાવલાં જેવાં મીણનાં નવાં બાવલાં બનાવવામાં, તથા અસલ તસ્વીરો મુજબની નકલ કરવામાં આવેછે. આ સર્વ જોવાજોગ છે, અને જોકે મેં આખો દિવસ આ મ્યુઝિયમમાં ગુજાર્યો તોપણ મારો જીવ ધરાયો નહિ તેથી પાછળથી એક દિને (તા૦ ૧ લી નવેમ્બર, બુધવારે) હું એ જોવા પાછો આવ્યો, પણ એ દિવસ કેથલિક લોકોના "Fish-day" નામના તેહવારનો હોવાથી મ્યુઝિયમ બંધ હોવાથી દિલગીરી સાથ મને પાછો ફરવાની ફરજ પડી હતી.

તા૦ ૨૮ મી, શનિવાર—અહીં ઘણા મેહેલો છે, જે જોવાની સર્વ પ્રવાસીઓને છુટ છે, અને તેઓ માટની રજા ચીઠી એકજ મેહલનો દરબાન આપેછે. આ મેહલ 'પેલેઝો રિયાલ' (Palazzo Reale) ને નામે ઓળખાયછે. સ્પેનના રાજા ૩ જા **ફિલિપે** ૧૬૦૦ માં એ બંધાવ્યો હતો, અને ચાલુ સદીમાં બળી ગયાથી ચાર વરસોમાં (૧૮૩૭—૪૧) એને ફરીથી બાંધવામાં આવ્યો હતો. એની લંબાઇ ૫૫૪ ફીટની છે, જે ઉપર જવાનો સંગેમરમરનો ભપકાદાર દાદર બાંધેલોછે. દાદર ઉપર બાવલાં અને નક્ષીકામનો શણગાર કરેલોછે અને અંદર તખ્તનું મોટું દિવાનખાનું સોનેરી અને બીજા ઠાઠથી શણગારેલુ છે, તથા મથાળે સોનેરી ચિત્રો દોરેલાં છે. આ મેહલમાં વળી ઘણાંએક સુંદર પુરાણાં દિવાલી ચિત્રો અને કોતરકામો છે. મેહલના બાગને લગતા ઝરૂખા ઉપરથી નેપલ્સનાં બારાંનો ઘણોજ સરસ દેખાવ જોવામાં આવેછે. મેહેલના મૂખડા ઊપર તાકો બનાવીને તેમાં ૮ માર્બલનાં બાવલાં ઉભાં કરેલાંછે.

આ મેહલની પડોસમાં એક કિલ્લો છે, જે 'Castel Nuovo' ને નામે ઓળખાયછે. ૧૩ મી સદીની આખરીએ એ બંધાયા પછીની સદીઓમાં એને વધારવામાં આવ્યો હતો અહીં એન્જો અને એરેગોનનાં ખાનદાનના સ્પેનિશ હાકમો નેપલ્સ ઉપરના પોતાના અમલ વખ્તે વસતા હતા. કિલ્લાની બહારની દેવાલ તથા બરૂજો હાલ કહાડી નાખેલાંછે. અંદર દાખલ થવા આગમજ એક મોટું ફતેહનું આર્કુ બાંધેલુંછે, જે સ્પેનમાં એરેગોનના રાજા ૧ લા **આલ્ફોન્સોએ** નેપલ્સમાં દાખલ થવાના બનાવની યાદગારીમાં ૧૪૭૦ માં બાંધ્યું હતું.

નેપલ્સમાં આ સર્વથી સરસ યાદગારીનું બાંધકામ ગણાયછે. આર્કની બંને બાજુએ માર્બલના સ્તંભો છે, અને મથાળે ઉપલા રાજવંશીના દાખલ થવાનું સરઘસ કોતરેલું છે. એ નક્ષીકામને માથે વળી બાવલાંઓ ગોઠવ્યાંછે. દરવાજા કાંસાંના છે, જેઓ ઉપર રાજા ૧ લા **ફર્ડિનાંડની** ફતેહોના ચિતાર છે. આગળી લડાઇઓમાં આ કિલ્લાએ ભાગ લેવાની એક યાદગાર ઇધાણી એ છે કે એની માર્બલની દેવાલમાં તોપનો એક ગોળો પેશી ગયો હતો અને તે હજી તેમાં પેવશ થયેલો હૈયાત છે.

અહીં એક મોટું દેવળ છે અને તે **સેંટ જાન્યુએર્યસ** નામે પીરને અર્પણ કરેલું છે. અસલ નેપ્ચુન દેવતાનું દહેરું હતું ત્યાંજ ૧૨૭૨ માં એને બાંધવું શરૂ કરીને ૪૦ વરસે પુરૂં કીધું હતું. એના ઉંચા મિનારા અને અણિયાળાં આર્કો કરેલાંછે. બંધાયા પછી ૧૫૦ વરસમાં ધર્તિકંપથી આ ઇમારત લગભગ નાશ પામી હતી, પણ ત્યારબાદ તેને ફરીથી બાંધીને મરામત ચાલુ રાખવામાં આવીછે. એમાં એને બંધાવનારા રાજાઓ વગેરેની કબરો છે. અંદર ઉપલાજ પીરને નામનું એક પૂજાનું નાનું દેવળ છે, જે ૧૬-મી સદીની શરૂઆતમાં ચાલેલી મર્કી વેળા કરેલી માનતા ઉપરથી ૨૨૫૦૦૦ પૌંડને ખર્ચે બાંધવામાં આવ્યું હતું. એનો આકાર યુનાની ક્રૂસ જેવો છે અને એને અંદરથી સોના તથા માર્બલથી સરસ રીતે શણગાર્યુંછે. એના દરવાજા બહુ ભપકાદાર છે, અને એમાં ૪૨ સુંદર સ્તંભો છે. ત્રાંબાનાં પત્રાં ઉપર પાંચ ઑઇલ પેન્ટિંગ ચિત્રો દોરેલાંછે, જેમાં મજકુર પીરની જીંદગીના બનાવો ચિતારેલા છે. અહીં કેટલોક કીમતી ખજાનો પણ છે,—જેમકે પવિત્ર ધાતુપાત્રો, સેંટ જાન્યુએર્યસનું રૂપાંનું અર્ધ બાવલું, તેમજ શેહરના બીજા પીરોનાં એજ ધાતુનાં અર્ધબાવલાંઓ, ઇત્યાદિ. એ પીરને રોમના ડાયોક્લિશ્યન શેહનશાહના વખતમાં (૩૦૫ માં) ખ્રિસ્ત્રી ધર્મનો ફેલાવો કરતાં બહુ સોસવું પડયું હતું. તેનો જીવ લેવામાં આવ્યા પછી તેનું લોહી શીશીની બે વાસણોમાં અહીં જાળવી રાખેલું મનાયછે.

## હર્કયુલેન્યમ

તા૦ ૨૯ મી, રવીવાર—આજે સહવારે હું નેપલ્સ છોડીને એની પડોશમાં આવેલાં અને વિસુવિયસના ફાટવાથી દટાઇ ગયલાં પેલાં બે પ્રખ્યાત શેહેરો—પોમ્પીઐ અને હર્કયુલેન્યમ જોવા નિકળ્યો. એઓ બંને નેપલ્સની દક્ષિણે દરિયાના કાંઠા ઉપરજ આવેલહતાં, અને તેમની બીજી યાને પૂર્વ બાજુએ ઉપલો જવાળામૂખી પર્વત આવી રહેલોછે. નેપલ્સથી પોમ્પીઐ ૧૫ મૈલ ઉપર છે, અને ત્યાં એક કલાકની અંદર રેલવે મારફતે જવાયછે. પણ તે આગમજ હર્કયુલેન્યમ આવેછે, માટે પ્રથમ હું ત્યાં ગયો. તોપણ આ ખંડિયેરો જોવા માટે રેલવે કરતાં ભાડુતી ગાડી મારફતે મોટે ધોરી રસ્તે જવાની મને સલાહ મળવાથી મેં એજ રસ્તો એખ્ત્યાર કર્યો. પણ હર્કયુલેન્યમ જોવાની મારી ઉમેદ ભ્રષ્ટ થઇ. એ શેહેરનાં ખંડિયેરો ઉપર તો આજે એક નવીજ કસ્બો **રેઝિના** (Resina) વસેછે, જેની વસ્તી ૧૩૦૦૦ માણસોની છે. ઉપલા બળતા પર્વતમાંથી નિકળેલા ગરમ રસની જબરી નદીઓ અસલ શેહેર ઉપર ફરી વળ્યાથી તે ઢંકાઇ ગયા પછી તે ઊપર આ નવા કસ્બાની ઇમારતો બંધાઇછે. તોપણ શેહેરનું ખોદકામ અટકયું નથી. જ્યાં રેઝિનાની વસ્તી આગળ વધી નથી ત્યાં આ ખોદકામ ચાલ્યુંછે, અને તેમાંથી હર્કયુલેન્યમની ઘણી જાણવાજોગ વસ્તુઓ હાથ લાગીછે.

એવું જણાયછે કે આ પુરાણું શેહર અસલી યુનાનીઓએ વસાવ્યું હતું, જેઓએ અહીં **હર્કયુલિસ** નામના પોતાના બળદેવની અસાધારણ પૂજા ચલાવ્યાથી એને **હિરેક્લિયા** (લેટિન—હર્કયુલેન્યમ) નું નામ આપ્યું. પર્વતની તળેટીમાં ઉંચાણ ઉપર આવેલું હોવાથી અહીંની આબોહવા સુખદાયક હતી; તથા વળી આજુબાજુથી બે નાની નદીઓ વહેતી હોવાથી, તેમજ સામો દરિયો મૂખડા ઉપર આવી રહેલો હોવાથી, રૂમી

લોકોને એ જગા બહુ પસંદ આવી અને અહીં તેઓ પોતાનાં એવાનો બાંધીને રહ્યા. એ શેહર રોમને તાબે થાય તે આગમજ ઑસ્કન, ઇત્રસ્કન અને સેમ્નટ લોકોનો અહીં વારાફરતી કાબુ હતો. ઇસ્વી ૭૯ માં વિસુવિયસ ફાટો અને હર્કયુલેન્યમ તદન નાશ પામ્યું. એ પછી એ દટાઈ ગયલાં શેહેર ઉપર થોડાક ગરીબ લોકોએ રેહઠાણ કીધું, પણ તેમનું વસેલું નાનકડું ગામ ૪૭૨ માં પર્વત ફરીથી બળવા માંડયો ત્યારે ખરાબ થયું. આથી અસલ શેહર જે શોભા ધરાવતું હતું તે દેખાવ તદન બદલાઇને ખરાબ થઈ ગયો. પાછળથી આ જવાળામુખીએ ફરી ફરીથી ફાટીને શેહર ઉપર ફરી વળેલાં પડને વધારે ને વધારે જાડું બનાવ્યું, અને એ રીતે કેથે ૪૦ થી કેથે ૧૦૦ ફીટનાં માટી, પથરા, રાખ, અને પીગળેલા રસનાં પડો ફરી વળેલાં આજે ખોદકામ કરતાં જાહેર થયાંછે.

છેક ૧૭૧૯ સુધી હર્કયુલેન્યમ જેવો કસ્બો આગળ હતો, અને આ રીતે વિસુવિયસના કોપથી ખરાબ થઈ દટાઈ ગયો હતો, એમ કોઈ જાણતું ન હતું. આ કસ્બાની પડોશમાંજ પોર્ટિસૈ (Portici) નામનું ગામ છે, જયાં ઉપલાં વરસમાં એક રાજવંશીએ એક કુઓ ખોદાવતાં ૯૦ ફીટની ઊંડાઇએથી એક અસલી નાટકશાળાની ઇમારતની શોધ થઈ, જેમાંથી કેટલાંક પુરાણાં બાવલાં મળી આવ્યાં. આ પછી થોડાં વરસો સુધી વધુ ખોદકામ બંધ રહ્યું, પણ ૧૮૩૭ માં રાજા ચાર્લ્સ ૩ જાએ ઉપલાં ગામ ખાતે એક મેહેલ બંધાવતી વેળા હર્કયુલેન્યમનું ખોદકામ ચાલુ કરાવ્યું, પણ એ વખતે ફરિયાદ ઉઠી કે અંદર ખોદકામ થયાથી રેસિના અને પોર્ટિસૈની ઇમારતો જોખમાવા લાગી હતી. આ ફરિયાદની દરકાર વિના કામ આગળ ચલાવવામાં આવ્યું, અને તેનાં ફળ દાખલ ૯ ગ્રંથો ભરાય એટલી બધી વિગતો છાપી બહાર પાડવામાં આવી. આથી આખા યુરોપમાં બહુ ઊલટ અને નવાઇ પેદા થઇ, અને ખોદકામ આગળ ચાલુજ રહ્યું. નાટકશાળા, ફોરમ, દહેરાંઓ, ખાનગી મકાનો, અને બાવલાંઓ તથા સ્તંભો, ઉપર કહી ગયોછું તે પેપિરસના હસ્તલેખો, ધાતુનાં પુતળાંઓ, અર્ધ બાવલાંઓ, ચિત્રો, લેખો, વાસણો, અને બીજી સંખ્યાબંધ વસ્તુઓ આ ખોદકામથી અજવાળાંમાં આવીછે. જુપિટરનું દહેરું ખોદતાં તેમાંથી એ દેવતાની સોનાની મૂર્ત્તિ મળી આવીછે. એ સઘળો ખજાનો નેપલ્સનાં નાશનલ મ્યુઝિયમમાં ભેગો કરેલોછે, જે બાબે હું ઉપર ઇશારો કરી ચૂકયોછું. આ ખોદકામની વસ્તુઓ ઉપરથી એટલું તો જણાયુંછે કે હર્કયુલેન્યમની ઇમારતો પણ પોમ્પીઆના જેવીજ શણગાર પામેલી અને ભપકાદાર હતી, જે બાબે હું હવે પછી વર્ણન કરીશ. આ ઇમારતો એક જાતની પીળી માટીથી ચણી લેતા હતા, જે માટી વિસુવિયસથી જુદા પડેલા સૉમ્મા નામે ડુંગર (Mt. Somma) ઉપરથી લાવતા હતા, જે ઘણી નરમ અને ચીકણી હતી. એક મકાનને લગતા બાગની નિશાનીઓ મળીછે તે ઉપરથી જણાયછે કે તેને ૨૦ સ્તંભોથી બનાવેલાં ભપકાદાર આર્કોથી શણગાર્યો હતો, અને તેમને વળી ૬ તરફથી શોભા દાખલ ટેકા આપ્યા હતા. મહોલ્લાઓ સઘળા સીધા અને ઘરો એકસરખાં હતાં. ઘરોમાં જડેલી કેટલીક ઈંટો ૩ ફીટ લાંબી અને ૬ ઇંચ જાડી હતી.

પોમ્પીઆ કરતાં આ કસ્બો વધારે ઉંડો દટાયલો હોવાથી તેને છેક માથાં સુધી ખોદી કહાડવાનું બન્યું નથી, માટે જે ખોદકામ થયુંછે તેમાં દાખલ થવાનાં ભોંયતળિયાં જેવા માર્ગો બનાવ્યાછે અને ભોમિયો મશાલ વડે આપણને થોડાંક ખંડિયેરો બતાવેછે, જેઓમાં ઉપર જણાવેલાં મકાનો તથા કેટલીક દુકાનો વગેરે જોવાજોગ છે. પણ એક મોટી નાટકશાળા એટલી અંધારી જગામાં ખોદાઇછે કે મશાલની પૂર રોશની છતાં તે આપણાથી અછી રીતે જોવાઈ શકાતી નથી.

જે પ્રવાહી બળતા રસથી ઉપલો કસ્બો દટાઇ ગયો હતો તેની તપાસ લેતાં એવું જણાયુંછે કે તેમાં શીલાજીત નામે ચીકણી વસ્તુ, લોખંડની કરચો, ખનિજ રજકણો,

અને રેતીની કણો ભેળાયલીછે. આ સર્વના ભેળા મળ્યાથી ભારી ચિવટ વસ્તુ બનેછે અને તે વસ્તુ આજે એવી ચોંટી બેઠીછે, કે તેથી તથા વળી આખા કસ્બાનાં છેક માથાં સુધી આ પડ ફરી વળ્યું છે તેથી તેને ખોદવાનું કામ બહુ દીકટ થઇ પડયુંછે. હર્કયુલેન્યમનો હજી સુધી એકજ ભાગ ખોદી કહાડયોછે, કેમકે ઉપલી મુશ્કેલીને લીધે તે પાછળ બહુ ખર્ચ લાગેછે. વળી બાકીના ભાગ ઉપર મજકુર રેઝિના કસ્બો અને પોર્ટિસી ગામ વસેલાં હોવાથી તેમની ઇમારતો જોખમમાં આવ્યા સિવાય વધુ ખોદકામ થઇ શકે એમ નથી. આ દટાઈ ગયલાં શેહર ઉપર જવાળિક કોપ આવી પડશે એવી અહીંના કમભાગ્યના રહેવાસીઓને આગમજથી ખબર પડી ગઇ હોય એમ જણાયછે, કેમકે જેટલું ખોદકામ થયુંછે તેમાંથી ગણત્રીનાંજ દટાઇ ગયલાં માણસોનાં હાડપિંજર મળી આવ્યાંછે. એ ઉપરથી અનુમાન થયુંછે કે બાકીના સઘળા રહેવાસીઓ પોતાનું સર્વસ્વ લઇને નાસી જવા પામ્યા હતા. આ કુદ્રતી આફત બાબે વિચાર કરતો હવે હું આગળ વધ્યો, અને બીજાં દટાઇ ગયલાં શેહર

## પોમ્પીઓ

તરફ મારી ગાડીએ રસ્તો લીધો. માર્ગમાં મારી માફકની બીજી ઘણી ગાડીઓ મને મળી, જેમાં બેઠેલાંઓ એ ખંડિયેર જોવા તેમજ મોજ કરવા ઉતરી પડેલાં હતાં. આજે અહીં વધારે પ્રવાસીઓ એટલામાટે પણ આવેલા હોવા જોઇયે કે આતવાર હોવાથી ખંડિયેરો જોવાની કશી ફી પડતી નથી. અઠવાડિયાને બીજે દિવસે તો બે ફ્રાંકની ફી આપવી પડેછે.

પોમ્પીઓ એકવાર ૨૦ થી ૩૦૦૦૦ માણસોની વસ્તીવાળું શેહર હતું. અહીંના અસલ વતની ઓસ્કન લોકો હતા, જેઓ રોમનાં પ્રજાસત્તાક રાજ્યની આખેરીએ લગભગ રૂમીઓ જેવાજ બની ગયા હતા. અહીં ઇસ્વી ૬૩ માં એક જબરો ધર્તીકંપ થયાથી શેહરને બહુ ઇજા થયા પછી તેને ફરીથી નવી રૂમી ઢબછબ ઉપર બાંધવામાં આવ્યું હતું. એ શેહરની પહેલી નોંધ તવારીખમાં ઇ. પૂ. ૩૧૦-માં મળેછે, પણ અહીંનાં જે જુનાની દહેરાં તથા ફરતા કોટની દેવાલ ખણી કહાડવામાં આવીછે તે ઉપરથી જણાયછે કે એ બહુ પુરાણું શેહર હતું. દરિયાકાંઠા ઉપરના એક ઠંડા પડી ગયલા જવાળિક પર્વત ઉપર એ વસેલું હતું અને **સાર્નસ** નામે નદીને માર્ગે આસપાસના કસ્બાઓ સાથ વેપાર વહેવાર ચલાવતું હતું. પાછળથી વર્ષોવર્ષના જવાળિક આંચકાઓથી આ નદી તેમજ દરિયો શેહરથી જુદાં પડી ગયાં હતાં. રોમની માંહોમાંહેની લડાઇમાં પોમ્પીઓએ તેની સામે ભાગ લેવાથી રૂમીઓએ પોતાના શત્રુઓને એ શેહરની પડોશમાં થયલી લડાઇમાં હરાવ્યા અને તેને પોતાને ઘેરો નાખ્યો. લડાઈ બંધ થયા પછી રૂમીઓનું એક સંસ્થાન અહીં આવીને વસ્યું, જેને શેહરની ખેતી લાયકની જમીનમાંથી ત્રીજો હિસ્સો આપ. દેવાની રહેવાસીઓને ફરજ પડી. એ સઘળું ઇસ્વી પૂર્વે પહેલી સદીમાં બન્યું, અને વખ્ત જતે પોમ્પીઓ પુરેપુરૂં રૂમી શેહર બની ગયું. અહીં રૂમી બડખાંઓ હવેલીઓ બાંધીને વસ્યા અને આસપાસની જમીન ખરીદ કરી તેના ધણી થયા.

પણ હવે શેહર ઉપર કોપ શરૂ થયો. ઇસ્વી ૬૩ માં એક ભયંકાર ધર્તિકંપ થયો, અને માથે ઉભેલો વિસુવિયસ જવાળામૂખી સદીઓ થઇ સુસ્ત પડેલો હતો તે હવે ફાટશે એવી નિશાનીઓ જણાવા લાગી. આ આંચકો એવો સખ્ત હતો કે શેહરની ઘણીએક મજબૂત ઇમારતો—દહેરાં, નાટકશાળા, ખાનગી એવાનો, વગેરે—નાશ પામી. આ બનાવની આગમજ રહેવાસીઓ પોતાનું શેહર નવી રૂમી ઢબછબ ઉપર બાંધવા લાગ્યા હતા, તેમને ઉપલા બનાવ પછી વધારે મજબૂત પાયા ઉપર મકમપણે પોતાનું એ કામ ચાલુ રાખવાની ફરજ થઈ પડી. એ રીતે નવો કસ્બો અંતે બંધાઈ તૈયાર થયો, પણ તેનો વૈભવ ભોગવવાની તે બાપડાઓને સર્જત ન હતી. ધર્તિકંપ પછી ૧૬ વરસે, ઇસ્વી ૭૯ ના ઑગસ્ટની ૨૪ મી તારીખે, એ કમભાગ્યનાં

શેહરને માથે બીજી આફત આવી પડી. એ આફત કોઈજ નહિ પણ વિસુવિયસ દૈત્યનો કોપ હતો. આતશ ઓકતા એક કલ્પિત રાક્ષસની કહાણી તેણે ખરી પાડી આપી, અને પોતાનાં વિકાળ ભયાનક મુખમાંથી નિકળતી ઝેરી વરાળ વડે તેણે આખાં શેહરને બેજાન કીધું ! પ્રથમમાં તેનાં મ્હોમાંથી રાખનો જબરો સપાટો નિકળ્યો. આ જથો એટલો-બધો હતો કે પોમ્પીઆઈના મ્હોલ્લામાં ૩ ફીટ જેટલું રાખનું પડ બંધાયું. આથી તરત ચેતવણી લઈને રહેવાસીઓ નાસભાગમાં પડયા. પણ પાછળથી થયલાં ખોદકામ ઉપરથી અનુમાન થાયછે કે કેટલાક શેહરીઓ નાઠેલા પાછા ફર્યા હતા—એટલેજે પ્રથમ જીવ બચાવવા માટે એકદમ નાસી ગયા પછી જ્યારે પેલા દૈત્યને નવી ખરાબી કરતો જોયો નહિ ત્યારે બાપડા બિતા બિતા પોતાનાં મકાનોમાં પાછા ફર્યા અને પોતાની દોલત અને માલમતા બચાવી લઈ જવાની તૈયારી કરવા લાગ્યા, પણ એટલાંમાં પેલા આતશી રાક્ષસે પાછો નવો આતશ ઓકવા માંડી તેમાં તેમને બાળીજ મૂકયા. એવી ગણત્રી થઈછે કે આ આફતના શુમારે ૨૦૦૦ જીવડાઓ ભોગ થઈ પડયા હતા. ૧૮૬૧ થી ૭૮ સુધી ચાલેલાં ખોદકામમાં ૧૧૬ માણસોની અને તેમની જોડે ૪ કુત્રા અને ૮ ઘોડાઓની લાશ મળી આવી હતી.

રાખનો ફુવારો છુટયા પછી વિસુવિયસમાંથી આતશી લાલચોલ પથરાનો વર્સાદ શરૂ થયો, જેઓ નાનાં મોટાં કદના આ જવાળા મુખીમાંથી ચોતરફ ઉડી પડયા હતા. આથી આખો કસ્બો ૭ થી ૮ ફીટ સુધીનો પુરાઈ ગયો. આ પછી ફરીથી રાખ અને તેની પૂઠે ફરીથી ઉપલા પથરાઓના બાણ છુટા. એ રીતે શેહર ઉપર પથરા અને રાખનો ૨૦ ફીટ જેટલો ડુંગર સઘળી તરફથી ફરી વળ્યો અને તે ઉપર પીગળેલા ગરમ રસનાં પડથી એવી સપાટી બંધાઈ ગઈ કે આ બનાવ પછીની સદીઓમાં કોઈએ જાણ્યુંજ નહિ કે એ સપાટી નીચે એક ખુબસુર્ત શેહર દટાયલું છે. ઉપલી આફત પછી જેઓ બચી જવા પામ્યા હતા તેઓએ લાગ ફાવ્યો તેમ પોતાનાં ઘેરબાર તરફ પાછા ફરીને જે કીમતી ચીજો હાથમાં આવી શકી તે ઉપાડી ગયા; અને ત્યારબાદ જેમને ખબર હતી તેઓમાંથી કે જેના હાથમાં આવ્યું તે પોતાની મતા દાબમાં ઉઠાવી ચાલ્યા. એ રીતે પોમ્પીઆઈનું પાછળી સદીઓમાં ખોદકામ ચાલે તે આગમજ તો તેનાં ભપકાદાર મકાનોમાંની તમામ દોલત અને દ્રવ્ય તફરગાહ થઈ ચૂકયાં હતાં, તે અહીં સુધી કે નવાં મકાનોના માર્બલ પથરો, નક્શીદાર સ્તંભો અને બીજી એવીજ ભારી જીનસો પણ ઉંચકાઈ ગઈ હતી ! એટલામાટે આજે એ સુંદર શેહર તેની સઘળી અસલી મોટાઈ છતાં તદન લુટાઈ ગયલું જણાયુંછે.

મધ્યકાળમાં તો એ શેહરની હસ્તી કેવળ ભૂલી જવામાં આવી હતી; કોઈ જાણતુંજ ન હતું કે અહીં એક પ્રખ્યાત રૂમી કસ્બો હતો. છેક ૧૫૯૨ માં **ફૉન્ટાના** નામે એક ઇજનેરે સાર્નસ નદીનું પાણી પોમ્પીઆઈની બીજી બાજુએ આવેલા કસ્બાને પૂરું પાડવા માટે એક નેહેર જમીનનાં ભિત્તરમાંથી ખોદી અને તે આ દટાયલાં શેહેરની અધવચથી આબાદ પસાર થઈ, તોપણ આ બાંધકામ કે ખોદકામ છતાં એ શેહરની હસ્તી કોઈના જાણ્યામાં આવીજ નહિ. અંતે ૧૭૪૮ માં સપાટી ઉપર કંઈ ખોદકામ કરતાં થોડીક ઉંડાઈએથી થોડાંક બાવલાં અને કાંસાંનાં વાસણો એક ખેડુતને હાથ લાગ્યાં. આથી તે વખ્તના નેપલ્સના રાજા ૩ જા **ચાર્લ્સ**નું ધ્યાન ખેંચાયું અને તેણે ખોદકામ ચાલુ કરાવ્યાથી પ્રથમ એક રમતગમતનો અખાડો, ત્યારબાદ એક નાટકશાળા, અને દહેરાં વગેરેની નિશાનીઓ મળી. એ પછી નેપલ્સમાં **બુર્બો**ં વંશની ફ્રેંચ હકુમત વેળા પણ આ ખોદવાનું ચાલુજ રહ્યું, પણ તે વેળા માત્ર બાવલાં અને બીજી કીમતી વસ્તુઓ મેળવવા પાછળજ લક્ષ અપાયું, અને બાકીની ઇમારતો પડતી નખાઈ. પણ ત્યારબાદ ફોરમ, શેહરને ફરતો કોટ, મુર્દાંઓનો મ્હોલ્લો, અને ઘણાંએક ખાનગી ઘરો-

ની શોધ થઇ. ૧૮૬૦ માં ઇટલીનું જોડાયલું રાજ્ય બન્યું તે વેળા ખોદકામ જેમ ગમે તેમ નહિ ચલાવતાં એક નક્કી ગોઠવણથી ચલાવવાનું શરૂ થયું અને જે કાંઇ મળી આવે તે ઉપાડી જવા નહિ દેતાં સઘળું જાળવી રાખવામાં આવ્યાથી ઘણાં સારાં પરિણામ નિવડયાં. ઉપાડી શકાય એવી સર્વ વસ્તુઓને નેપલ્સનાં મ્યુઝિયમમાં સલામત રાખીછે, તેમજ વળી ખુદ અહીં—પોમ્પીઓ ખાતે—પણ એક મ્યુઝિયમ અને લૈબ્રેરી બનાવીને તેમાં ઘણીએક વસ્તુઓ અને હસ્તલેખો વગેરે ભેગાં કર્યાંછે, તથા તેમનો અભ્યાસ કરનારા વિદ્યાર્થિઓ માટે એક મકાન સરકારી મદદથી બંધાયુંછે, અને આખાં શેહેરને તેની અસલી હાલતમાં જાળવી રાખવા માટે તેને દાટી નાખનારી રાખ, પથરા વગેરે કચરો ઉપાડી લઇ જવા એક રેલવે લાઇન બાંધીછે. કહેછે કે હાલ જેમ દરરોજ ૮૦ થી ૧૦૦ મજુરો મારફતે કામ લેવામાં આવેછે તેમ જો ચાલુ રહે તો આખાં શેહરને તેની અસલ હાલતમાં સ્વચ્છ બનાવતાં ૬૦ વરસની મુદત લાગે અને એ કામ પાછળ ૫૦૦૦૦૦૦ ફ્રાંકનો ખર્ચ બેસે. હાલ દર સાલ મારી માફક એટલાબધા પ્રવાસીઓ અહીં આ ખંડિયેરો જોવા આવેછે કે તેમની કનેથી લેવામાં આવતી ફીથી ૩૦ થી ૪૦૦૦૦ ફ્રાંકની રકમ ભેગી થાયછે.

પોમ્પીઓનાં ખંડિયેરોમાં દાખલ થવાનો માર્ગ રેલવે સ્ટેશનની પડોશમાં છે. હર્ક્યુલેન્યમ જેટલું એ શેહેર પુષ્કળ રાખ અને પથરા તથા રસ તળે દટાયલું નહિ હોવાથી આ ખંડિયેરો ઘણી સરસ રીતે આપણ જોઇ શકિયે છિયે. પહેલાં તો શેહરની આસપાસની ફરતી દેવાલ આપણું ધ્યાન ખેંચેછે, જે ૧॥ મૈલના ઘેરાવાની અને ૮ ભાગોળો સાથની છે. એ ઉપરથી જણાયછે કે આ કસ્બો ઘણો મોટો ન હતો. એના મોહોલ્લાઓમાં ફરિયે છિયે તો તેઓ કેથે ૧૪ તો કેથે ૨૪ ફીટ પોહોળા જણાયછે, જેમને પીગળેલા રસનાં બંધાઇ ગયલાં પથર જેવાં કઠણ ચોસલાંઓની ફરસબંદી કરેલીછે. બાજુમાં બાવલાં વગેરેથી શણગારેલા ફુવારાઓ, અને એક પગવાટ ઉપરથી બીજા પગવાટ ઉપર જવા માટેની સીડીઓ બાંધેલી જણાયછે. ઘરોના નીચલા મજલા બચી ગયાછે, પણ ઉપલા વિસુવિયસની આગથી બળી ગયાછે. દુકાનો અને મકાનો, પીઠાંઓ અને ખાનપાનની જગાઓ, દહેરાંઓ અને નાટકગૃહો, અને કેથે કેથે મોહોલ્લાનાં નામના લેખો પ્રવાસીનું બહુ ધ્યાન ખેંચેછે. અત્યાર સુધીમાં જે જે મકાનો વગેરે ખોદી કહડાયાં છે તેઓમાંનાં નીચલાંની મેં ભેટ લીધી:—ફોરમ (જ્યાં મોટા રસ્તાઓ ભેગા મળેછે), વિનસ દેવીનું દહેરૂં, જુપિટરનું દહેરૂં, કેદખાનું, ફતેહનું આર્કું, દાણાનો કોઠાર, મર્ક્યુરીનું દહેરૂં, ટૌન હૉલ, જંગલી ગોરખર રાખવાનું મકાન, ત્રિકોણ આકારનું ફોરમ, બે નાટકશાળાઓ, સિપાહીઓ માટેની બરાખ, ઐસિસ દેવીનું દહેરૂં, ગંજાવર અખાડો (જેમાં ૨૦૦૦૦ માણસોની જગા કરેલીછે), નસીબ દેવીનું દહેરૂં, જાહેર હમામો, નાના મોટા ફુંવારાઓ, ભૂલભૂલામણી, ગાયનશાળા, ભઠિયારખાનું, સાબુની દુકાન, કસ્ટમ હૌસ, મુર્દાં મોહોલ્લો, ઇત્યાદિ. આ ઉપરાંત મેં કેટલાક નામીચા રૂમીઓનાં એવાનોનાં ખંડિયેરો પણ જોયાં—અને એ સઘળું જોઇને તો મારી આંખમાં આંસુ આવી ગયાં. જેમ માણસની તેમજ શેહરોની મોટાઇની પણ આખરી હોયછે; જેમ ઇનિસાન અકસ્માત કે કુદ્રતના કોપને આધિન છે તેમ શેહરો પણ હોયછે. દુનિયામાં કોઇ પણ ચીજ પાયદાર નથી. સૌની શરૂઆત તેમ શેવટ હોયછે. જે ચહડેછે તે પડવાને માટેજ છે. પોતાની મોટાઇ કે મરતબા ઉપર મગરૂર રહેનાર જાણતો નથી કે તેની પૂઠેજ કાળ ભમેછે. પોમ્પીઓની મોટાઇને લાગેલા ફટકા ઉપરથી મને **શેખ સાઅદીની** આ બેત યાદ આવી કે—

મકુન તકિયે બર મુલ્કે નાપાયદાર,
મબાશ ઇમિન અજ્ બાજીએ રોજગાર.

પોમ્પીઓ લંબગોળ કસ્બો જણાયછે. તેના કોટનો ઘેરાવો ૨૮૪૩ વારનો છે. દરિયા તરફની દેવાલ તોડી નાખવામાં આવેલીછે,

અને હર્ક્યુલેનીઅમ તરફની ભાગોળની બહારથી એક મોટું પરૂં વસેલું છે. ૩૦૦૦૦૦ ચોરસ વાર જેટલું ખોદકામ થયું છે, પણ તે હજી આ નાના કસ્બાના અર્ધા ભાગ જેટલું પણ નથી. ઘરો ઇંટ અથવા નાના પથરનાં બાંધેલાં છે. તેમને બેથી ત્રણ મજલા હોવા જોઇયે એમ કેટલાંકના દાદરા બચેલાછે તે ઉપરથી જણાયછે. પણ પહેલા સિવાય બાકીના મજલા લાકડાંના હોવાથી તે નાશ પામ્યાછે. બડખાં-ઓનાં મકાનોમાં મહોલ્લાઓમાંથી દાખલ થવાયછે, પણ ત્યાં તેમનાં દર્શન કે આગણાં નથી. એક સાંકડા માર્ગમાંથી એ ઘરોમાં જવાયછે, અને અંદર ગયા કે ચોક આવેછે જ્યાં છાપરાંના નેવ પડીને વર્સાદનું પાણી ટાંકીઓમાં ભેગું થાયછે. ઘરને લગતા કેથે કેથે બાગો પણ છે, જેમની આસપાસ સ્તંભો બાંધી લીધાછે. સુવાના, ખાવાપીવાના, કામ-કાજના, વગેરે જુદા જુદા ઓરડા છે; અને એ ઉપરાંત બાવરચીખાનું, ગુલામોની કોટડી, વખાર વગેરે જુદાં છે. ઘણાખરા ઓરડા નાના છે. જાણવાજોગ એ છે કે આ મકાનો-માં માર્બલ કેથે વપરાયલો જણાતો નથી, તો જોકે ઇટલીમાં એ પથર બહુ સાધારણ વપ-રાસનો છે. સ્તંભો વટીક ઇંટના બાંધેલાછે, જેમના ઉપર માર્બલ જેવા દેખાવનું પડ કરી લઇ તે ઉપર નક્ષી કે ચિત્રકામ કરેલુંછે. સ્તંભોના નીચલા ભાગો રાતા કે પીળા રંગના બના-વેલાછે; દેવાલો ઉપર પણ ચિત્રો ચિતારેલાછે, અને જ્યાં ચિતાર નથી ત્યાં તેમને ભભુકદાર રંગોથી શોભઇતી બનાવીછે.



રાખમાં દટાઇ પથર બની ગયલાં ઇનસાનો.

અહીં એક નાનું મ્યુ-ઝિયમ છે, જેમાં ત્રણ ઓર-ડાઓ બનાવીને તેઓમાં ખોદી કહડાયલી વસ્તુઓના નમુના ગોઠવ્યાછે. કાચની પેટીઓ અને ટેબલોમાં એજ રીતે દટાઈ ગયલાં ઇનસાનો અને કુત્રાની લાશોના નમુના જોવા મૂક-યાછે. આ નમુનાઓમાંનો એક એક જવાન કુમારિકા-નો છે, જેણીની એક આંગળીએ વીટી છે; બીજી બે બાઇઓમાંની એક લાંબી અને અધેડ છે, બીજી જવાન છે; એક મર્દ ઉંધે-મસ્તક પડેલોછે અને બીજો ડાબી બાજુએ કોર વાળીને સુતેલોછે. આ પુતળા-ઓનાં શરીર રાખ વગેરેથી

એંટાઇ ગયલાછે, અને પાછળથી એ વસ્તુઓ કઠણ પથર જેવી થઈ ગયા છતાં દરેક જણને જ્યારે મોતનો ઝટકો લાગ્યો તે વેળા તે બાપડાંને કેવું લાગ્યું હશે તે તેના ચેહરા ઉપરની તાણતોડ જે હજી જળવાઇ રહીછે તે ઉપરથી જણાયછે.

એક મોટો મહોલ્લો, જે હજી પુરેપુરો ઓદાયો નથી, તે ખરેખરો મહોલ્લો નહિ પણ મોટો ધોરી રસ્તો છે. કહેછે કે તે હર્કયુલેન્યમ અને નેપલ્સ જવાનો રસ્તો હતો. હવે અસલી રૂમીઓમાં પોતાની લાશોને ધોરી રસ્તાની આજુબાજુએ દાટવાની રસમ હતી તેમ પોમ્પીએનાં લોકો પોતાનાં મુર્દાંઓને આ રસ્તાની બાજુએ દાટતાં હતાં એમ જણાયછે. આથી એને મુર્દાં-મહોલ્લાનું નામ આપ્યુંછે. શેહરનો જે સર્વથી સરસ ભાગ તે આ મહોલ્લાએ રોકયોછે, અને તેથી જણાયછે કે તેઓ પોતાનાં વહાલાંઓની લાશનાં ઠેકાણ માટે સર્વથી સરસ જગા મુકરર કરતા હતા. આ લાશો ઉપર કબરો બનાવીછે અને તે કોણ-કોણની છે તે તે ઉપરના લેખોથી જણાઈ આવેછે. કેટલીક કબરો તો માતબર આસામીઓની કહેવાયછે.

કેટલાંક દહેરાંઓએ ઘણી જગા રોકીછે, પણ બીજાં નાનાં છે. નાટકશાળાઓમાંની એક મોટી છે, જેમાં ૫૦૦૦ તમાશગીરો બેસી શકે એવી ગોઠવણ કરેલી મનાયછે. નાટક તખ્તો લાંબો અને સાંકડો છે, જેની આગળી બાજુએ પર્દાઓ ઉતારવા ચહડાવવા માટે ખાંચો કરેલોછે. તખ્તાની પેલી બાજુની દેવાલમાં ત્રણ દરવાજા બનાવેલાછે, જેમની પછવાડે પોશાક બદલવાનો ઓરડો છે. તમાશગીરોને ગર્મીના દિવસો ઉપર પાણી પુરૂં પાડવા માટે એક ચોરસ ટાંકી બાંધેલીછે. નાની નાટકશાળા મોટીની પાસેજ છે, જેમાં ૧૫૦૦ તમાશગીરો જગા મેળવતા હતા. તેમને માટેની ચહડ ઊતર બેઠકો એવી રીતે બનાવેલી છે કે ઉંચી બેઠકવાળાના પગ નીચી બેઠકવાળાને કશી અગવડ કરી શકે નહિ. મોટો અખાડો કસ્બાને છેડે આવેલોછે. બહારથી એનો કશો ભપકો નથી, કેમકે એનો મોટો ભાગ બાંધકામનો ખર્ચ બચાવવા જમીનમાંથીજ કોરી કહાડેલોછે. બહારથી એક ખુલ્લી ગેલેરી બાંધી લીધીછે, જે ઉપર બહારથીજ બાંધેલી સીડી મારફતે જવાયછે, અને ઉપર બેઠક લેનારા તમાશગીરો અહીં જગા મેળવેછે. પણ જેઓ અખાડાની અડોઅડ જઈને બેસનારા હોય તેમને તો ઉપર ચહડવાને બદલે નીચે ઉતરવાનું છે. અખાડાની લંબાઇ ૪૪૪ ફીટ અને પહોળાઈ ૩૪૨ ફીટની છે, અને એમાં ૨૦૦૦૦ તમાશગીરોની જગા કરેલીછે. આ મોટો અખાડો ઇસ્વી ૭૯ ની આફત વર્ષે તે આગમજ કેટલાક દાહેકા સુધી વપરાયલો જણાતો નથી, અને તેથી જેઓ એમ લખી ગયાછે કે અખાડામાં હજારો લોક ભેગું મળેલું હતું તે વેળા વિસુવિયસે પોમ્પીએને દાટી દીધું હતું તે બિના કલ્પિત મનાયછે. મને ભોમિયો ખબર આપેછે કે અખાડામાં મર્દો નીચે અને ઓરતો ગેલેરી ઉપર બેસતી હતી.

મેં ઉપર કેદખાના વિશે ઇશારો કીધેલોછે, જેમાંથી બાપડા ૧૭ કેદીઓની લાશ મળી આવીછે. તેઓને તેમની કોણી આગળથી લોખંડની સાંકળ વડે બાંધેલા હતા, અને તે સાંકળ એક રીબાવવાનાં ઘાતકી યંત્ર સાથ જોડેલી હતી.

હવે આ શેહરમાં ફરતાં ફરતાં હું થાકી ગયો, અને સાંજ પણ પડી હતી, માટે હું મારી ગાડીમાં પાછો સ્વાર થયો અને ગાડીવાનને વિસુવિયસ પહાડ તરફ હાંકવા ફરમાવ્યું. પણ એ પહાડ ઉપર ચહડતાં અમે રસ્તો ભૂલી ગયા તેથી આજની રાત પોમ્પીએમાંના એક હૉટલમાં ગુજારી.

### જવાળામૂખી વિસુવિયસ.

તા૦ ૩૦ મી, સોમવાર—આજે સહવારે બે ઘોડાની નવી ગાડી તૈયાર કરાવી તથા એક ગાઇડને સાથે લઈ હું ઉપલાં સુંદર શેહરોનો ભક્ષ કરનાર દૈત્યને જોવા નિકળ્યો. તળેટીમાં રૂમી ગામડાંઓ મળ્યાં. ઉપર ચહડવા માટેનો લોખંડનો દરવાજો આવ્યો ત્યાં ગાડી છોડી અમે પગ રસ્તે ઉપર

ચહડવા માંડયું. તળેટીમાં જ્યાં જોઇયે ત્યાં દ્રાક્ષના માંડવા બનાવેલાછે, પણ ઉપર જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ અમને સઘળું સુકું, ઉજડ અને લાવા (પીગળેલા રસ) ની બારીક બનેલી રેતીથી ઢંકાઇ ગયલું જણાયું. પહાડનું શિખડ ઉભું હોવાથી ચહડતાં બહુ કઠણાઇ પડેછે, પણ પાછા ઉતરવાનું ઉપલી રેતીને લીધે તેટલુંજ સેહેલ છે.

વિસુવિયસ પર્વત દરિયાની સપાટીથી ૪૦૦૦ ફીટ ઉંચો છે, અને તેનો ઘેરાવો ૩૦ મૈલનો છે. કેમ્પેન્યાનાં મેદાનમાં આ રાક્ષસ પોતાની પથારી માંડી ઉભોછે. એની ખીણોમાં ૮૦૦૦૦ લોકો વસેછે. ઉપર ,જવા માટે તારનાં દોરડાંથી ખેંચાતી રેલવે પણ બાંધેલીછે, જે આ જવાળામૂખીનાં ભયંકાર મોહોડાંની લગભગ ૧૫૦ વાર સુધી ઉતારૂઓને લઇ જઇ ઉતારેછે. પણ મને પગની મુસાફરીનો શોખ હોવાથી રેલવેની સેહેલ મુસાફરી મેં પસંદ કીધી નહિ. પર્વતનાં મૂખમાં વર્ષે વર્ષના ફાટવાથી વર્ષોવર્ષ ફેરફારો થયા કરેછે, અને તે મુજબ વિસુવિયસની ઉંચાઇમાં વધઘટ થયા કરેછે. ૧૮૪૫ માં એ ઉંચાઇ ૩૯૦૦ ફીટની હતી, પણ ૧૮૬૮ માં તે ૪૨૫૫ ફીટ સુધી વધી; અને ત્યારબાદ ૧૮૭૨ માં જવાળા ફાટયો ત્યારે એ ઉંચાઇ પાછી ઘટી ગઈ, તોપણ હાલ તે પાછી વધતી જણાઇછે. વર્ષેવર્ષના ફાટવાથી પર્વતનાં મુઓ પણ વધ્યાંછે. કોઇવાર એક મોટું હોયછે તો કોઇવાર બે કે ત્રણ નાનાં બની જાયછે. ઇસ્વી ૭૯ માં આ પર્વતે ફાટીને ઉપલાં શેહેરોનો નાશ કર્યા પછી આજ સુધીમાં તે ૬૦ થી વધારે વખ્ત વધતા ઓછા જુસ્સા સાથ ફાટયા કીધોછે, અને તેમાં આસપાસનાં ગામો અને કસ્બા-



વિસુવિયસનો બળતો દેખાવ.

ઓમાં જાન માલની ભારી ખરાબી કીધીછે. ૧૮૭૨ નું તેનું ફાટવું ભારી ખરાબી કરનારૂં હતું. ૭૯ માં તે ફાટે તે આગમજ ૬૩ માં ધર્તિકંપનો જબરો આંચકો લાગ્યો હતો. એવાજ આંચકા વિસુવિયસ ફાટયો ત્યાંસુધી છેક નેપલ્સ સુધી લાગવા ચાલુ રહ્યા હતા. ધર્તિકંપ વેળા શેહનશાહ નીરોનો અને જવાળા ફાટયો તે વેળા ટૈટસનો અમલ હતો. એ વર્ષેજ વિસુવિયસ નામની પહાડી ટોચને જન્મ મળેલો મનાયછે. એ બનાવની આગમજ તો અહીં જવાળાનું ગોળ મ્હોડું માત્ર હતું અને પર્વત વટીક બેસી ગયલો હતો. ૭૯ ના સપાટામાં માર્યા ગયલા જીવડાઓમાં પ્લીની (મોટો) નામનો રૂમી કુદ્રતી તવારીખ લખ-નાર પણ હતો, જે આ હોનારત વેળા તે તરફ પડેલા એક રૂમી લશ્કરી કાફલાનો સરદાર હતો. તે તમાશો જોવા તેમજ દુખી લોકને મદદ આપવાની મતલબથી કાંઠે આવ્યો હતો, જ્યાં રાખના ધોધમાર વર્સાદમાં જમીનદોસ્ત થઇ પડયો હતો.

ઇસ્વી ૭૯ પછી ૨૦૩ માં, ૨૨૨ માં અને ૪૭૨ માં વિસુવિયસ ફાટયો હતો. છેલ્લાં વરસમાં તો તેની રાખ છેક કૉન્સ્ટેન્ટીનોપલ સુધી જવા પામે, એટલુંબધું આ જવાળાનું જોર હતું. આ જમાનામાં ૧૫૦૦ નાં સાલ સુધીમાં આમ એ દૈત્યે ૯ મરતબે પોતાનું આતશી દાચું વકાસી ખરાબી પાંથરવાની નોધ મળેછે. ત્યારબાદ ચાર સદીઓમાં તે ૫૦ વર્ષ ફાટયોછે. તે કોઈ વાર સદીઓ સુધી ચૂપ પડી રહેછે, અને કોઇ વાર થોડાં થોડાં વરસોને અંતરે દેખાવ દઈ કોપ વર્સાવે-છે. જ્યારે લાંબી મુદતે ફાટેછે ત્યારે તેની ખરાબી અતિ જબરી હોયછે. ૧૫૦૦ પછી ૧૩૧ વરસો રહીને ૧૬૩૧ માં તે ફાટયો ત્યારે ૩૦૦૦ માણસોના જીવ ગયા હતા. ૧૭૦૭ માં તે ફાટયો ત્યારે નેપલ્સના હાલ પણ પોમ્પીઆઈ અને હર્કયુલેન્યમના જેવા થવાનો સંભવ હતો, કેમકે ત્યાં રાખનું પડ થવા માંડયું હતું. સૌથી છેલી ખરાબી તેણે ૧૮૭૧—૭૨ માં કીધી. ચોતરફથી લાવા વર્સવા લાગ્યો, અને ૧૦૦૦ વારની પહોળાઈ-ની અને ૨૦ ફીટ ઊંડાઇની એક આતશી નદીને રૂપે તેણે ૪ કલાકે એક મૈલની ઝડપથી માર્ગમાં મળતી નાની મોટી સર્વ વસ્તુઓને ઢાંકી નાખી આગળ વધવા માંડયું. એજ વર્ષે લાવા તથા લાલચોલ પથરા ૪૦૦૦ ફીટની ઉંચાઈ સુધી ઉડવા લાગ્યા, અને રાખે તો એથી બેવડી ઉંચાઇએ જઇને ૧૪૦ મૈલ સુધી વિસુવિયસના ગજબની કહાણી ફેલાવી દીધી. લાવાથી આસપાસના બે ચોરસ મૈલ જેટલા વિસ્તાર ઉપર ૧૩ ફીટનું જાડું પડ બંધાયું, અને એ સઘળાંથી ત્રીશ લાખ ફ્રાંકથી વધારે રકમની માલમતા નાશ પામી. ઉપલા લાવાની ગર્મી ફેહરનહૈટ થર્મોમિટરની ૨૦૦૦ ડીગ્રી કરતાં પણ વધારે મનાયછે! જ્યારે એ રસ થંડો પડી છુટો પડી જાયછે ત્યારે કાળી બારીક રેતીનું રૂપ લેછે. એ રીતે ત્યારે આ પીગળેલા રસમાં મુખ્ય ભાગ રેતીનો છે.

વિસુવિયસ ઉપર ચ્હડવાના અનેક રસ્તા છે, પણ મેં તો ઉપર કહ્યું તેમ પોમ્પીઐથી પગરસ્તો પસંદ કીધો. દ્રાક્ષના માંડવા અને ત્યારબાદ લાવાની બની ગયલી રેતીનાં મેદાનો-માંથી રસ્તો લીધા પછી બે કલાકની મંજલ બાદ હું અને મારો ભોમિયો જવાળાનાં થડ-માં જઇ પુગ્યા. અહીં થોડાકવાર વિસામો લઇ અમે પાછું ઉપર ચ્હડવા માંડયું અને ૧॥ કલાકમાં મથાળે જઈ પુગ્યા, અને તરત અમે આ દૈત્યનાં મ્હોડાં આગળ જઇ ઉભા. ઓ! એ વખ્ત મને કેવો ડર લાગ્યો! હજારો કીમતી જીવડા લેનારો રાક્ષસ એજ કે! લાખો અને કરોડાની માલમતાનો નાશ કર-નાર ખૂની, નિર્દય દેવ એજ કે? ખુબસુર્ત પોમ્પીઐ! માતબર હર્કયુલેન્યમ! મેં તમારા ક્રુર શત્રુને નજરે નજર જોયો ત્યારેજ મેં જાણ્યું કે તે ખરેખર ઘણો બળિયો છે, અને પોતા-ના પગ આગળ પડેલાં નિર્દોષોનો ભક્ષ કર-વાને કેવળ શક્તિવાન છે!

જવાળાનાં અનેક મુખો છે. એક વચો-વચમાં છે, અને તે બહુ જબરૂં છે. આસ-

પાસેનાં મૂખો આગળ ન હતાં, પણ લાવાને ઉડવા માટે અંદરખાનેના જુસ્સાથી એ મૂખો નવાં બન્યાંછે. લાવાને જો આપણે તેની તાજી યાને પીગળેલા રસની હાલતમાં જોવા હોય તો આ મૂખવાટે અંદર ૧૦૦ વાર જેટલા ઉતરવું જોઇયે—અને જ્યારે જવાળા ઉંઘેલો હોય ત્યારે આમ કરવામાં કશી હરકત નથી, કેમકે એ વેળા તે મુએલો હોય તેવોજ જણાયછે. પણ અંદર ઉતરતી વેળા ખૂબ સંભાળ રાખવી જોઇયેછે, કેમકે કદમ ચુકયા તો અંદર જીવનું જોખમ થાયછે. ૧૮૫૪ માં એક જવાન જર્મનના સંબંધમાં એમજ બન્યું હતું; પણ જવાળા એ વેળા સુસ્ત હોવાથી તેની મુએલી લાશ સલામત ખેંચી કહાડવામાં આવી હતી. અંદર લાવા એટલોબધો ગરમ હોયછે કે તે ઉપર ઇંડાં ભુંજી શકાયછે.

એ બાબતમાં મારો અનુભવ આ મુજબનો હતો. જવાળાનાં મૂખ ઉપર ગયા આગમજ નાનાં લાવા ઉડવાનાં મૂખ વાટેથી ધુમાડો અને વરાળ નિકળ્યા કરતાં હતાં. એ વરાળ પાસે મેં લગાર દૂરથી હાથ ધર્યો તોપણ દાઝવા જેટલી મને ગર્મી લાગી. એ બકારાં પાસેની લાવાની રેતી તદન ગરમ છે. ઉપર ગયા પછી વિસુવિયસનું મૂખ આવ્યું, જે એક મસ મોટા ખાડા જેવું જણાયું. એમાંથી પવનના વંટોળિયા માફક થોડે થોડે વારે માટી અને ઝીણા પથરા ઉડયા કરેછે અને માહે પાછા પડેછે. આમ દર પાંચ દશ મિનિટે થયા કરેછે. હું આ ગંજાવર મ્હોડાં ઉપર ઉભો થઇ ગાઇડની જોડે ખાડાનું આખું ચક્ર ફરી આવ્યો. માંહેથી વરાળનો ધુંઓ જેવો ઉપર આવે કે જોશ કરે, અને આગ ગાડીના કાળા ધુમાડા જેવો ગોટેગોટ નિકળવા માંડે, અને સાથે ઝીણા પથરા અને ખાક પણ ઉડે. આ દેખાવ જવાળાનાં ડાચાં ઉપરથી આલતાં જોઇ મને દેહશત લાગતી હતી. જેમ એક સુરાખદાર લાકડું બળતી વેળા ફટાકડા જેવો આવાજ કરેછે, તેમ અંદર ફટાકડા ફુટતા મને સંભળાતા હતા. પાસેનાં નાનાં મ્હોડાંઓમાંના કોઇ કોઇ રાત્રે આતશ સળગાવ્યો હોય તેમ લાલચોલ દેખાયછે. આ પર્વતની ઉંચાઇએથી છેક નેપલ્સ સુધીનો દેખાવ નજર આવેછે તેમજ પૌમ્પીઓ અને બીજાં આસપાસનાં ઠેકાણાંઓ ખુલ્લાં દેખાયછે.

આ રીતનો દેખાવ જોઈ હવે અમે નીચે ઉતર્યા, અને રેતી ઉપરથી સડસડિટ ઉતરી આવી જ્યાં અમારી ગાડી ઘોડા હતા ત્યાં જઈ પુગ્યા, તથા તે ઉપર સવાર થઇ પાસેનાં રેલવે સ્ટેશન ઉપર ગયા. અહીંથી હું રેલવે મારફતે પાછો નેપલ્સ ગયો, જ્યાં એક વધુ દિવસ ગુજારી જોવાલાયક કેટલુંક રહી ગયલું હતું તે જોઇ લીધું.

### બાયા.

**તા૦ ૧ લી નવેમ્બર,** બુધવાર—આજ દિને હું નેપલ્સથી વરાળથી ચાલતી ટ્રામ્વે મારફતે પોર્ટસે ગયો અને ત્યાંથી ઘોડાગાડી કરીને **બાયા** (Baia) અથવા **બાઆ** આવ્યો, જે અસલી રૂમી શેહનશાહો ઑગસ્ટસ, હેડ્રિયન વગેરેના જમાનામાં ઉનાળામાં હવા ફેરફાર કરવા લાયક જગા ગણાતી હતી, અને તેથી અહીં તેઓની તેમજ બીજા બડખાંઓની બાંધેલી સુંદર હવેલીઓ છે, જે તમામ બિસ્માર થઈ પડીછે. ટુર્ક લોકોએ આ નાશ કર્યો હતો, જે જગા ઉપર પાછળથી નેપલ્સના સ્પેનિશ વૈસરાયોએ એક કિલ્લો અને દીવાદાંડી બાંધ્યા હતાં. અહીં દેવદેવીઓનાં દેહરાંઓનાં તેમજ જુલ્યસ સીઝર, નીરો, વગેરેના શેહનશાહી મેહલોનાં, **સિસરો** જેવા નામીચા નરોનાં મકાનોનાં, અને બીજાં ખંડિયેરો છે. નીરોનું એવાન ડુંગરાની તળેટીમાં બહુજ બિસ્માર હાલતમાં દટાયલું છે, તોપણ મારા ગાઇડ રસ્તો બતાવ્યાથી એક સાંકડા માર્ગમાંથી હું એને લગતાં એક અંધારાં ભોંયરાંમાં સણના કાકડાની મશાલ સળગાવીને ગયો, જ્યાં એક ગરમ પાણીનો ઉકળતો ઝરો છે, જેની પાસે આવતાં એવીતો સખ્ત ગર્મી માલુમ પડેછે કે હું પસીનાથી ભિંજાઇ ગયો. જો એ પાણીમાં ઇંડું મૂકયું હોયતો એક સપાટામાં

તે ભરાઇ જાયછે. જુલ્યસ સીઝરનાં એવાનમાં પણ હું ઉપલીજ કિસમની મશાલ લઇ દાખલ થયો. એ મકાનનો થોડોક ભાગ દરિયામાં અને થોડો ડુંગરની તળેટીમાં આવેલોછે. એનો જે જોવા જોગ ભાગ બચેલોછે તે એ ગુંબજો જેવો ગોળાકાર છે. અમે અંદર ગયા ત્યારે દેવાલ ઉપર તરેહવાર ચિત્રો ચિતારેલાં અને બીજો ભપકો કરેલો જણાયો.

એ રીતે અહીં તહીં આ ખંડિયેરોમાં ભટકીને હું એકવાર ફરીને નેપલ્સ પાછો ફર્યો, અને રાતે ૯ વાગે મેલ સ્ટીમર "ઓરૂબા" (S. S. Oruba) જે ઑસ્ટ્રેલિયાથી લંડન જતી હતી તે ઉપર સ્વાર થઈ જીબ્રૉલ્ટર તરફ રવાના થયો. અને એ રીતે ઇટલીના મારા પ્રવાસનું શેવટ આવ્યું.

ઇટાલ્યન લોકો ઠગારા અને જુઠા છે. યુરોપના મેં લગભગ સઘળા દેશો જોયા, પણ તેઓમાં ઇટલી જેવો નિર્ધન મને એકે જણાયો નથી. ભીખારીઓ એટલાબધા વધી ગયાછે કે તમારી ગાડીને ઘેરી લેછે. આગળ પોતાની શેહનશાહાત અને પ્રજાસત્તાક રાજ્ય વખ્તે રૂમી લોકોનું ગોયા "પુકે ફાટતું" હતું; પણ તે વેળા ફ્રાન્સ અને ઇંગ્લંડ જંગલી અવસ્થામાં હતાં. આજે તેમને માથે તેજસ્વી સૂર્ય પ્રકાશતો થયોછે, ત્યારે ઇટલીનો સૂર્ય અસ્ત પામ્યોછે. એવા પડતા વખ્તમાં એ લોકો પેટને ખાતર નિર્ધન હાલતમાં ઠગાબાજી અને જાૂઠ વાપરે એમાં નવાઇ નથી. એટલામાટે આ લોકોથી પ્રવાસીઓએ બહુ સાહુચેત રહેવું જોઇયેછે. એમનો ભરૂસો કરવો નહિ. આપણી જોડ ગાઇડ આવેછે પણ તેબી તેવોજ લુછો છે. જુનાં ખંડિયેરો વગેરે જોવા જઇયે ત્યાં કેટલાક લુછાઓ ફરતા ફરેછે અને પોતાને સરકારી માણસ ગણાવી આપણી કને ફી માંગેછે. એમની જોડ ભોમિયા પણ મળી ગયલા હોયછે. પણ એવાઓ તરફ જ્યારે ધિકાર ત્યારે દક્ષિણ ઇટલીનાં ખરેખરાં મુફલેસ લોકો તરફ આપણને દયા છુટેછે. મેવો, ખોરાકી વગેરે સસ્તું છે, પણ ચોતરફ ફરિયાદ છે તેમ હૉટેલોના ભાવ અતિ મોઘા છે. આ દેશનાં અનેક શેહરોમાં મેં નાચરંગની ઘણી ઘણી વાતો સાંભળી, પણ ત્યાં હું જવલેજ જતો, કેમકે અહીં ગાયનના હુનરની પિછાન લેવા જતાં ફસી પડવાનું વધારે હોયછે. અલબત એ લોક ગાયનકળામાં બહુ કુશળ છે, પણ એ ગમત જાહેર આબરૂદાર ઑપેરા કે નાટકોમાંજ મેળવવા જવું ઇજ્જતભરેલું અને મનપસંદ છે.

ઇટલીમાં નાણાંની મેં જેટલી તંગી જોઇ તેટલી બીજે કેયે જોઈ નથી. રશિયામાં રૂપાં કે સોનાના સિકા ચલણમાં આપણા દિઠામાં આવતાજ નથી, તોપણ જો બેંકમાં જઇયે તો ચલણી નોટોના માંગો એટલા સિકા મળેછે. પણ આ દેશમાં તો બેંકો સિકા આપતી વેળા સેંકડે ૧૨ ટકા કાપી લેછે. પાંચ ફ્રાંકની નોટ વટાવવી હોયતો દુકાનવાળાબી ખુર્દો આપતા નથી—પછી તમે એક ફ્રાંકનો માલ લીધો કાં નહિ હોય! રેલવે ઉપર તમે ૨૫) ફ્રાંકની નોટ આપી ટિકિટ કરાવવા માંગોતો તે કોઇ હાથ ધરતું નથી, ને તમને ટિકિટ મળતી નથી, જોકે આ નોટોનો જામિન રાજા પોતે છે તોપણ પ્રજાનાં લોકોને ગોયા તેના ઉપર વિશ્વાસ નહિ હોય તેમ તેઓ વર્તેછે. મિલાનમાં એક ફ્રાંકની નોટો કહાડેલીછે તેથી સગવડ છે, પણ એ નોટ તેજ શેહેર ખાતે ચાલી શકેછે; બીજે ઠેકાણે નકામી છે. શું ઇટલીની ગરીબાઇની આબી એક નિશાની હશે?



# પ્રકરણ ૨૭ મું.

## સ્પેન.

ભૂમધ્ય સમુદ્ર—તેમાંના ટાપુઓ. સ્પેનનું વર્ણન—તવારીખ. જીબ્રૉલ્ટર—તેનું બયાન—અસલી ઇતિહાસ—કિલ્લેબંદી. સ્પેનનાં કસ્ટમખાતાંની બેહદી—ખચરથી ખેડાતી ખેતી.

ગ્રાનાડા—મૂર લોકોનું અસલ પાયતખ્ત—આજની સુરત હાલત—આરબ બાંધકામોની ઇધાણીઓ—કાળા આદમી તરફ રહેવાસીઓનો ધિકાર. અલહામ્બ્રાના મેહલો—તે બંધાવનારા આરબ સુલતાનો—તે પાછળનો ખર્ચ—તે ઉપરનાં વિટંબણા—તેમને પાછા સજીવન કરવાની તજવીજો—મેહલોનું વર્ણન:—આશિર્વાદનો મેહલ—એલચીઓનું દીવાનખાનું—શીરે દરબાર અને તેના ફુવારા—અમીરોની કતલનું દીવાનખાનું—ઇનસાફની કચેરી—એક 'જીનોએ બાંધેલું'' આકું—કોડીનો ઉમદા કુંજો—બે બહેનોનું દીવાનખાનું—ભપકાદાર હમામખાનાં—છુપો ઓરડો—મેહલને લગતી મસ્જીદ—ઢાલોનું દીવાનખાનું—ફરતો કોટ—તેની બહારનું પાદશાહી એવાન.

સેવિલ—તેનું અસલ નામ—ટુક હકીકત—તેની આજની પડતી. અસલ મસ્જીદ—તે ઉપર દેવળનો ચહડાવો—એક મશ્હુર મિનારો—બાંગ દેવાની જગાએ ઘંટોના નાદ—મોટો ગુંબજ—અલ કાઝર—સુલતાનોના ખાસ મેહલોનો એક ઝુમખો—ખ્રિસ્ટી પાદશાહોનો તેમાં વસવાટ—ડૉન પેડ્રો—ઇનસાફનું એવાન—ખૂનવાળા ઓરડાઓની કહાણી—સુલતાનાનાં હમામ. બીજાં આરબ મકાનોની ભેટ.

કોર્ડોવા—યુરોપમાં સર્વથી નાદર ઇસ્લામી મસ્જીદ—તેની અસલ તવારીખ—તેની ભાંજફોડનો અટકાવ—તેના ભપકાનો ખયાલ;—મિનારો—નારંગીનો ચોક;—એક ખુબસુર્ત મેહરાબની સ્તુતિ—તેમાં મુકાતી કોરાન અને તેની ઝવેરાતની પેટી;—સ્તંભોનું એક જંગલ. સુલતાનના મેહલોનાં ખંડિયેર—તે માંહેલાં હમામ;—મહમદિયાન બાંધકામોની બીજી ઇધાણીઓ—સુલતાના ઝાહરાના મેહલનું બયાન.

મેડ્રિડ—વસ્તી—અસલ નામો—તેની બબે વારની મહમદિયાન ફતેહ;—પાદશાહી મેહલ—તેની અસલ તવારીખ—અસલ મેહલનો ખજાનો—નવા મેહલની પ્રથમ યોજના—તેથી જુદીજ રીતનું બાંધકામ—તેનો ભપકો અને શણગાર—ઘડિયાળોનું સંગ્રહસ્થાન;—મેહલને લગતો બાગ;—કુદતી વિદ્યાનું સંગ્રહસ્થાન;—પાદશાહી પિક્ચર ગેલેરી—તે માંહેલો બેમૂળો ખજાનો;—એક સુંદર ચોક—તેમાં ગોધાની લડાઇના અખાડાની ગોઠવણ. સ્પેનનાં લોકો બાબે અભિપ્રાય—મુસલમાનો તરફ તેમનો ધિકાર—એક મહમદિયાન દાખલની મારી ધાસ્તી. પૅરિસ તરફ કુચ.




પલ્સને છેલી સલામ કરી મેં મારૂં ધ્યાન હવે આગળી મહમદિયાન જાહોજલાલીવાળા સ્પેન દેશના પ્રવાસ ઉપર લગાડયું. સાર્ડિન્યાના ટાપુનો દક્ષિણ કિનારો જોતા બીજે દિને, એટલે તા૦ ૨ જી નવેમ્બર અને ગુરૂવારે, અમે આગળ વધ્યા. એ કાંઠો અમને સુકો અને હરિયાળી વિનાનો જણાયો. કિનારો તમામ ડુંગરોથી ભરેલો છે. માર્ગમાં અમને બહુ આગબોટો અને વહાણો મળ્યાં જાયછે. દર કલાકે સંખ્યાબંધ પસાર થાયછે.

ભૂમધ્ય સમુદ્ર, જેમાંથી અમારી સ્ટીમર આથમણુ તરફ જતી હતી તે, આખી દુનિયામાં સમુદ્રને નામે ઓળખાતા જળાશયોમાં સર્વથી મોટો છે. યુરોપ, એશિયા અને આફ્રિકાની વચે એ ઘેરાઈ ગયલોછે, અને જો સ્પેનની દક્ષિણે જીબ્રાલ્ટરની સામુદ્રધુણી મારફતે એટલાન્ટીક મહાસાગર સાથ એ જોડાયલો ન હોત તો આ મોટો જળાશય એક અતી મોટા ગંજાવર સરોવર દાખલ ઓળખાત. એની ઉગમણથી આથમણ સુધીની લંબાઇ ૨૦૦૦ મૈલની અને સાધારણ પહોળાઇ ૪૦૦ થી ૫૦૦ મૈલની છે. પણ ઇટલીમાં ઑલ્બાન્યાથી

આફ્રિકામાં ત્રિપોલી સુધીની તેની પહોળાઇ ૮૦૦ મૈલની છે. એમાં અસંખ્યાત નાના બેટ઼ા ઉપરાંત બીજા કેટલાક મોટા ટાપુઓ છે, જેઓમાંનો સાર્ડિન્યા અમે હમણાજ મૂકીને આગળ વધ્યા છિયે.

એમ કરતાં અમે ચાર રાત અને ત્રણ દિવસની મંજલ પછી તા૦ ૫ મીની સહવારે જીબ્રૉલ્ટર જઈ પુગ્યા, જે સ્પેનનું દક્ષિણ બંદર છે.

---

**સ્પેન** દેશ, **પોર્ટુગાલ** સાથ મળીને, એક મોટા ભૂસ્ક્લાકા જેવોછે. એટ્લાન્ટીક અને ભૂમધ્યનાં પાણીઓથી તેની લગભગ સઘળી જમીન ઘેરાયલીછે, અને ઉત્તરે ફક્ત ફ્રાન્સ સાથ જોડાયોછે ત્યાંજ તે યુરોપની ભૂમિ સાથ સંબંધ ધરાવેછે. એ રીતે તેનો દરિયા માંહે ગયલો કાંઠો ૧૩૨૦ મૈલ જેટલા વિસ્તારનો છે, જે ઉંચા ખડકો અને સુંદર બારાંઓથી ભરપૂર છે. એના માંહેલા ભાગો પણ દરિયાથી ઉંચા આવેલા હોવાથી, જોકે ભૂમધ્ય રેષાની નજદીકીમાં એ દેશ હોવા છતાં ત્યાં ફક્ત ઊનાળા સિવાય બીજા દહાડા ગર્મી જણાતીજ નથી.

સ્પેનમાં આજે રાજાનું રાજ્ય ચાલેછે. થોડાંક વરસોમાં અહીં અનેક રાજદ્વારી ફેરફારો થઇ ગયાછે. ૧૮૬૮ માં અહીંની રાણી **ઈસાબેલા**ને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકયા પછી પ્રજાસત્તાક રાજ્ય ચાલુ થયું, અને તે જનરલ **પ્રિમ** નામના બળવાન અધિકારીની સરદારી હેઠલ માત્ર બે વરસ ચાલ્યું નહિ એટલાંમાં ઇટલીના તે વખતના બાહદુર રાજા વિકટર ઇમાન્યુએલના બીજા બેટા—એટલે હાલના રાજા હમ્બર્ટના ભાઇ—**અમાડિયો**ને સ્પેનના લોકે પોતાનો રાજા પસંદ કીધો, જેણે ૧ લા **અમાડયુસ**નાં નામથી ત્રણ વરસ અમલ ચલાવ્યા બાદ ૧૮૭૩ માં તખ્ત છોડી દીધું અને સ્પેનમાં એકવાર ફરીને પ્રજાસત્તાક અમલ ચાલુ થયો. હવે માહિમાંહેની લડાઈ શરૂ થઇ, જેમાં એક તરફથી પદભ્રષ્ટ રાણી ઇસાબેલાના પક્ષકારો અને બીજી તરફથી પ્રજાના લોકો લડયા. આનું શેવટ એ આવ્યું કે મજકુર રાણીના બેટાને ૧૨ મા **ઑલ્ફૉન્સો** રાજા દાખલ પસંદ કરવામાં આવ્યો, જે દશ વરસ રાજ્ય ભોગવ્યા પછી ૧૮૮૫ માં મરણ પામ્યો. એ વેળા તેની રાણીને હમેલ હતા, જેણીએ બીજે વરસે એક બેટાને જન્મ આપ્યાથી તે આજે ૧૩ મા **ઑલ્ફૉન્સો** દાખલ રાજા ગણાયછે, અને રાણી-માતા રાજ્ય વહિવટ ચલાવેછે. તેણીની મદદમાં પાર્લામેંટ સભા, જે 'કોર્ટિસ' ને નામે ઓળખાયછે, તે છે; જેમાં ઉમરાઓની સભા (સેનેટ) માં ૧૮૦ સભાસદો અને આમની સભા (ચેમ્બર ઑવ ડેપ્યુટીઝ) માં વસ્તીનાં દર ૫૦૦૦૦ માણસે એક ડેપ્યુટી દાખલ ૩૬૫ સભાસદો છે.

દેશની કુલે વસ્તી ૧૭૨૪૭૭૪૦ ની છે. આવક ૩૨૨૫૦૦૦૦ પૌંડની છે, પણ ખર્ચ એ કરતાં હડી લાખ પૌંડ જેટલો વધારે છે કરજ ૨૫૨૦૦૦૦૦૦ પૌંડનું છે. લશ્કર ૧૨૩૫૦૦ માણસોનું છે, પણ લડાઇ વેળા ૮૦૦૦૦૦ માણસો ભેગાં કરી શકાય એમ છે. દરિયાઈ કાફલો ૧૯૫ બારકસોનો છે, જેઓમાં ૪ લોખંડી મનવારો છે. આખા દેશમાં ૬૧૧૦ મૈલ જેટલી રેલવેની અને ૧૫૧૯૦ મૈલ જેટલી વિજળીના તારની લાઇનો ફરીવળી છે. એ દેશને તાબે યુરોપમાં **મેજૉર્કા, મૈનૉર્કા** અને **ઇવિઝા**ના, આફ્રિકામાં **કૅનેરી**ના, એશિયામાં **ફિલિપૈન** અને **કૅરોલૈન**ના, અને અમેરિકામાં **કયુબા, પોર્ટો રૈકો, ફર્નાંડપો** વગેરેના ટાપુઓ છે, જેઓ સર્વની વસ્તી ૮૫૦૦૦૦૦ માણસોની છે. નિકાશ વેપાર ૩૪૭૫૦૦૦૦ પૌંડનો, પણ આયાત વેપાર એથી ૨૫૦૦૦૦ પૌંડ જેટલો ઓછો છે. રેલવે ટ્રેનો ધીમી પણ સુખદાયક છે. સઘળાં સ્ટેશનો ઉપર પાયતખ્ત મેડરિડનો વખ્ત મુકરર કીધેલોછે, જે પેરિસના વખ્ત કરતાં ૨૪ મિનિટ જેટલો મોડો છે.

સ્પેન દેશ ઉગમણથી આથમણ ૬૫૦ મૈલ લાંબો અને ઉત્તરથી દક્ષિણ ૫૫૦ મૈલ પહોળો છે. ૧૫ મી સદીની આગમજ સ્પેન જુદાં

જુદાં રાજ્યોમાં વહેંચાયલો હતો. એ સદીમાં તેઓ સઘળાં જોડાઇ ગયાં અને રાજાનું રાજ્ય ચાલ્યું. રાજા Catholic Majesty-ને નામે ઓળખાતો. જાણવાજોગ એ છે કે અસલથીજ સ્પેનમાં રાજા સ્વદેશી નહિ પણ પ્રદેશી આવતો. પુરાણા કાળમાં એ દેશના ઉત્તર ભાગમાં કેલ્ટ લોકો અને દક્ષિણ ભાગમાં આફ્રિકાના કાંઠા ઉપરના લોકો વસતા હતા. પ્રથમ અહીં ફીનીસ્યન લોકો, પછી કાર્થેજીન્યન અને ત્યારબાદ રૂમી લોકો અમલ ચલાવવા લાગ્યા હતા. રૂમીઓના અમલમાં ૪૦૦ વરસો સુધી સમાધાની ચાલ્યા બાદ ઉત્તર તરફના જંગલીઓ સ્પેન ઉપર ઉતરી આવ્યા, તેમને મારી કહાડયા પછી ઇસ્વી છઠી સદીમાં અહીં ખ્રિસ્ટી મહજબ દાખલ થયો. ૮ મી સદીની શરૂઆતમાં, એટલે ૭૧૧ માં આફ્રિકાના મૂર લોકોના **તારિક** નામે સરદારે સ્પેન ઉપર હલ્લો કીધો, અને ત્યાંના ગૉથિક રાજા **રૉડે-રિકને** જીતીને આખો દેશ ઉજડ વાળ્યો. તેઓ છેક ૧૫ મી સદીની આખરી સુધી અહીં રહ્યા, પણ તે આગમજનો તેમનો અમલ રફતે રફતે ઓછો થતો ગયો હતો. ૧૪૯૨ માં તેમને સ્પેનમાં વધતાં ગયલાં ખ્રિસ્ટી રાજ્યોએ ભેગાં મળીને પુરેપુરા તાબે કીધા, અને લાખો મૂર તથા યહુદી લોકો ઉપર આ ખ્રિસ્ટીઓએ બહુજ જુલમાત ગુજારીને તેમને દેશમાંથી કહાડી મૂકયા. એ વેળા સ્પેનમાં એરેગૉનના રાજા **ફર્ડિનાંડ** અને કેસ્ટૈલની રાણી **ઈસાબેલાની** શાદીથી બનેલું ભેગું રાજ્ય ચાલતું હતું.

---

## જીબ્રૉલ્ટર.

તા૦ ૫ મી નવેમ્બર, રવીવાર—આજ દિને સહવારે હું આ ડુંગરી કિલ્લાવાળાં શેહર ખાતે આવી પુગ્યો. એનાં બારાંમાં એ વેળા ૧૩ મનવારો પડેલી હતી, જે ઉપરાંત બીજી વેપારી આગબોટો જુદી હતી. ભૂમધ્ય સમુદ્ર અહીંથી એટલાન્ટીક મહાસાગર સાથ જોડાયછે, અને આફ્રિકા અને યુરોપ અહીંજ જુદાં પડેછે. જીબ્રૉલ્ટરનો ડુંગર એક નાના ભૂસ્લાકા સમાન દરિયામાં ૩ મૈલની લંબાઇ સુધી ધુસી ગયલોછે, જેની પહોળાઇ અર્ધાથી પોણા મૈલની અને ઊંચાઇ ૧૪૩૦ ફીટની છે. આ આખો ખડક શરૂઆતના માર્બલ પથરનો બનેલોછે, જેમાં અનેક ગુફાઓ બની ગઇછે. અસલી યુનાની પેહલવાન **હર્કયુલિસ** બાબે કથા છે કે તેણે એક પગ આ ખડક ઉપર અને બીજો સામી બાજુએ આફ્રિકાના **એટલાસ** નામના પ્રખ્યાત ખડક ઉપર મૂકયો હતો, જે ૨૦૦૦ ફીટ ઉંચો છે. વળી સ્પેનના એંડેલુસ્યા પ્રગણામાં એજ પેહલવાનને નામે ઓળખાતા કેટલાક સ્તંભો હતા, જેઓમાંનો એક આ ખડક હતો. આજે અહીં ૨૫૭૭૫ માણસોની વસ્તી છે, જેઓમાં ૫૭૦૦ બ્રિટિશ સિપાહીઓ છે, જેમને અહીંના બ્રિટિશ કિલ્લાનાં રક્ષણ માટે રાખેલાછે. અહીં 'માર્શલ લૉ' ચાલેછે; દરવાજા રાત્રે ૯ વાગામાં બંધ થઇ જાયછે; વસવા માટેની પરવાનગી અહીંના ગવરનર કનેથી મેળવવી પડેછે. ભૂમધ્ય સમુદ્રમાં શત્રુઓનાં બારકસોને દાખલ થતાં અટકાવવા માટે આ કિલ્લો બ્રિટિશ સરકારની ચાવી ગણાયછે, અને તેથી એના દરવાજા ઉપર એક ચાવીની સુર્ત બનાવીછે. આ કિલ્લો છેક તારિક નામના મૂર સરદારના વખ્તનો બાંધેલોછે, જેને પાછળથી સ્પેનના રાજાઓએ મજબૂત કીધો હતો. પણ ૧૭૦૪ માં એડમિરલ સર **જયૉર્જ રૂક** નામના બ્રિટિશ સરદારે એ કિલ્લાનો કબજો સ્પેન્યર્ડ લોકો કનેથી લીધા પછી ગઇ સદીની આખરીએ એને ઘણોજ મુસ્તકીમ બનાવવામાં આવ્યોછે.

'જીબ્રૉલ્ટર' નામ મજકુર મૂર સરદારનાં નામ ઉપરથી પડયુંછે. તે વેળા આ ખડકને 'જબલ તરિક' નું નામ મળ્યું હતું, જેને સ્પેનનાં લોકે પાછળથી બિગાડી નાખવાથી આજનાં નામથી એ કિલ્લો અને ખડક ઓળખાયછે. તરીક એક આંખનો બરબરી મહમદિયાન હતો, જેણે સ્પેન ઉપર પહેલો હુમલો અહીંથી શરૂ કર્યો અને તા૦ ૩૦ મી એપ્રેલ ૭૧૧ ને દિને આ જગા જીતીને તે બનાવની યાદગારીમાં એ ખડકને પોતાનાં નામથી

ઓળખાવ્યો. ૧૭૦૪ માં ઇંગ્રેજી કાફલાએ સ્પેનના રાજા ૫ મા **ફિલિપ** સામે ઑસ્ટ્રિયાના આર્ચડયુક **ચાર્લ્સ**નો પક્ષ તાણી તેનો દાવો મુસ્તકીમ કરવાનાં કામમાં મદદ આપતાં તેને નામે જીબ્રૉલ્ટર સર કર્યું, પણ ત્યાર પછી આજની ઘડી સુધી એ કિલ્લો પોતાનાજ અખત્યારમાં રાખ્યો. પાછળથી ૧૮ મી સદીમાં ત્રણ મરતબે એ જગા પાછી મેળવવાની સ્પેન તરફથી તજવીજ થઇ, પણ તે ફોકટ ગઇ. આ ખડકનાં રક્ષણ પાછળ ઇંગ્લંડને દર સાલ મોટો ખર્ચ થાયછે. ફક્ત સુલેહને દરમયાન તેને નજદીક ૬૦૦૦ સિપાહીઓ વગેરેના નિભાવ માટે ૨૫૦૦૦૦ પૌંડ આપવા પડેછે. એકંદર ૫૦૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ આ કિલ્લાના બચાવનાં બાંધકામો પાછળ થયોછે. કિલ્લામાં મીઠું પાણી તથા ૧૫૦૦૦ માણસોને બે વરસ સુધી ચાલી શકે એટલી ખોરાકી ભરી મૂકવામાં આવેછે.

મને ત્રણ કલાક મળ્યા તે મુદતમાં મેં આ નાનકડાં શેહરની ભેટ લીધી. એના બે ભાગ પાડેલાછે. ઉત્તર ભાગનું શેહેર એક સાંકડી રેતાળ જમીન ઉપર વસેલુંછે, અને તેમાં એક મૈલની લંબાઇના મહોલ્લાઓની બે ત્રણ હારો આવેલીછે. દક્ષિણ શેહરની હાલત પણ એ કરતાં વધારે સારી નથી. ખડક મથાળેથી નીચે સુધી બકારાંવાળો છે, જે દરેકમાંથી તોપનું મોહોડું દેખાયછે. મથાળે એક અધુરો પડેલો 'સેંટ જયૉર્જ' નામનો બરૂજ છે. એને એટલો ઉંચો બાંધવા ધાર્યોછે કે બ્રિટિશ દીદબાનોને પાસે આવેલાં કેડિઝ શેહરના અખાતમાંનાં લશ્કરી બારકસો શું કરેછે તે પણ નજરે પડી શકે. ખડકની 'યુરોપા પોઇંટ' ઉપર એક દીવાદાંડી અને તોપોની બૅટરીઓ છે. જીબ્રૉલ્ટર સ્પેનની બાજુમાં એક ઇંગ્રેજી કાંતા સમાન છે, અને તેથી એ દેશથી જમીનનો જે સાંકડો કટકો આ ખડકને છુટો પાડેછે ત્યાં તોપખાતાંની બૅટરીઓ ગોઠવેલીછે, અને જરૂર પડે ત્યારે ખડકને ચારે બાજુએથી પાણીમાં ઘેરાઇ ગયલા એક નાનકડા ટાપુનું રૂપ આપી દેવાની પણ ગોઠવણ રાખેલીછે.

જીબ્રૉલ્ટરથી હું એક નાની આગબોટમાં બેસીને દક્ષિણ કાંઠા ઉપરનાં **આલ્જેસિરાસ** (Algeciras) ગામ ખાતે ગયો. અહીંયા મને સ્પાન્યર્ડ લોકો કેવા હોયછે તેનો ખરો અનુભવ મળ્યો. મુસાફરો આ દેશના લોકો બાબે બહુ હલકો વિચાર ધરાવેછે તેની સચ્ચાઇ મેં અહીંજ જોઇ. મને લાગ્યું કે આ લોક બહુ ખોટાબોલા, ઠગારા અને આળસુ છે. ધારા મુજબ મારો સામાન કસ્ટમખાતાંના અમલદારે તપાસ્યો, અને મેં ૭ ફ્રાંકની કીમતનાં થોડાંક પરવાળાં ખરીદ કર્યાં હતાં તે ઉપર ૧૭ ફ્રાંકની જકાત માંગી! મેં જોયું કે આ બધી લુચ્ચાઇ છે, માટે અહીંથી પાછા જીબ્રૉલ્ટર જવા માંગ્યું; તેમ નહિ વળ્યું ત્યારે મેં સૂચવ્યું કે એ પરવાળાં જોઇયે તો પાણીમાં નાખી દેવાં, પણ હું આ અતિ મોટી જકાત આપનાર નથી. પણ તેમ બી થયું નહિ. મને કહેવામાં આવ્યું કે જો જકાત ભરવામાં આવશે નહિ તો પરવાળાં જપ્ત થશે. અને અંતે તેમજ થયું. પરવાળાં પેલા અમલદારને પચ્યાં. સ્ટેશનનો ટિકિટ માસ્ટર ઇંગ્રેજી જાણતો હતો તેણે મને ખોલાસો કીધો કે આ જકાતવાળાઓ ઘણા પ્રવાસીઓને એજ રીતે લૂટેછે. તેણે મને બ્રિટિશ કૉન્સલ કને ફરિયાદ જવા ભલામણ કીધી, પણ એ પંચાતમાં પડી ખરાબ થવાનું મને પસંદ નહિ પડવાથી હું **રોન્ડા** (Ronda) નામે ગામ તરફ ચાલ્યો અને રાત્રે ત્યાં જઈ પુગી સ્ટેશનની પડોશનાંજ એક હૉટલમાં રાત ગુજારી. મારો ઇરાદો ગ્રાનાડા જવાનો હતો, માટે બીજી સહવારે (તા૦ ૬ ઠી, સોમવારે) હું રેલવે મારફતે પાછો આગળ વધ્યો. રસ્તો સઘળો પહાડી છે, પણ આખે રસ્તે તળેટીમાં મને ખેતી કરેલી જણાઇ. ખેતી ગધેડાં અને ખચરથી ખેડેછે, અને રહેવાસીઓ પણ એજ જાનવરો ઉપર સ્વાર થઈ ફરેછે. લોક બહુ નિર્ધન અને તેટલામાટે લુચ્ચા અને તુફાની જણાયછે. ઇટાલ્યનોને તો હું એઓ કરતાં હજાર દરજ્જે બેહતર અલ્બ્રુ. પહાડ ઉપર ચઢાવો ખાતી મારી ટ્રેન અંતે

### ગ્રાનાડા

જય પુગી. એન્ડેલુશ્આના પ્રાંતમાં આ એક પહાડોની તળેટીમાં તેપણુ ચાર ડુંગરો ઉપર વસેલું શેહર છે, જે તરફ આવતાં તમામ જમીન બાગાયત જેવી અને ઝાડોથી ખુશનોમા લાગેછે. એની વસ્તી ૭૩૦૦૦ માણસોની છે, પણુ લોકોમાં અસલના જેવું શૂર કે ચબરાકી કાંઇ મળે નહિ. અસલી મૂર અથવા આરબ લોકો જ્યારે સ્પેનના ધણી હતા તે જમાનાનું આ પ્રખ્યાત શેહર છે, પણુ આજે તે તદન ઉજડ અને મરણુ પામેલા જવાળામૂખી જેવું થયું છે. એક અનારને કાપી તેના ચાર ભાગ બનાવિયે, તેવી રીતે ચાર ટેકરીઓનાં ઢોળાણુ ઉપર ગ્રાનાડાની વસ્તી પથરાયલીછે. મૂર લોકોનાં સ્પેનનાં રાજ્યનું એ પાયતખ્ત હતું, પણુ તેમના આજના સ્પાન્યર્ડ વારેસોના વખતમાં એ શેહર એક વિધવાના જેવો અવતાર ધારણુ કીધેલોછે. દરિયાની સપાટીથી ૨૨૪૫ ફીટની ઉંચાઇ ઉપર આવેલું હોવા જોડે, ગ્રાનાડાની એક બાજુએ એક બહોળું, સુંદર ચોગાન પંથરાયલું છે, જેમાંથી બે નદીઓ પસાર થાયછે. ડૅરૉ નદી (R. Darro) ને માથે શેહર એક મોટી નાટકશાળાની માફક ચહડ ઉતર મોહોલ્લાઓ અને મકાનોથી ફેલાયલું છે, અને એ રીતે ચાર ટેકરીઓ ઇમારતોથી ભરાઇ ગઇછે. ઉપર કહેલાં મેદાનમાં સફેદ બંગલાઓ છુટા છુટા બંધાયલાછે, અને તેથી તેની શોભામાં વધારો થયલોછે. અહીં જે મુખ્ય મોહોલ્લો કહેવાયછે ત્યાંથી કાર્તુજા (Cartuja) નામના લત્તા ઉપર જવાયછે, જ્યાં અસલ આરબ અમલ વખ્તે બડખાંઓ વસતા હતાં. અહીં વળી અલબૈસિન (Albaicin) નામે એક બીજો લત્તો છે, જ્યાં બયઝા (Baeza) નામે શેહર ખાતેથી સ્પાન્યર્ડોએ નસાડેલા આરબોએ આશ્રો લીધો હતો. અહીં તેમની એક વાર ૪૦૦૦૦ માણસોની વસ્તી હતી, અને તેમનાં સુંદર ઘરો તથા બાગો હતાં. વચમાં એક ભપકાદાર મસ્જીદ પણુ હતી, જેની કેટલીક થાંભલીઓ આજના સૅન સૅલ્વેડૉરનાં દેવળની પડોશમાં જણાયછે. અહીંના મૂર લોકોએ અલફકર (R. Alfacar) નામની નદીમાંથી એક નાળું જુદું પાડીને તેને પોતાના આ ડુંગરી લત્તા તરફ વહેતું કીધું હતું, જેથી તેમના ફુવારા અને દ્રાક્ષના માંડવાઓ અને બાગો માટે પુરતું પાણી મળતું હતું. પણુ આજે એ ભાગ તદન ઉજડ છે.

વળી ગ્રાનાડામાં એક બીજો મૂર લોકોનો કીલ્લો અલકઝબા (Alcazaba) નામનો છે, જ્યાં તેમના જમાનાના કિલ્લાઓની લાંબી હાર આવેલીછે. ગ્રાનાડાનાં રક્ષણુ માટેની આ કિલ્લેબંદી હોવી જોઇયે, જેઓ આજે ભાગ તુટ હાલતમાં પડેલાછે. વળી શેહરની આસપાસની દેવાલનાં પણુ ખંડિયેરો નજર આવેછે. એક બીજો લત્તો એંટિકવેરએલા (Antequeruela) નામનો છે જ્યાં એંટિકવેરા ખાતેથી નાસી આવેલા મૂર લોકો વસ્યા હતા.

મૂર લોકોના કબજામાં ગ્રાનાડા ૭૧૧ થી ૧૪૯૨ સુધી રહ્યું હતું, અને તે દરમ્યાન તેઓએ એ શેહરનો ભપકો બહુ વધારી દીધો હતો. તે વખ્તનાં મૂર શેહરથી આજનું નવું શેહર જુદાજ ડુંગરો ઉપર વસેલું છે, પણુ તેમાં યુરોપનાં બીજાં મોટાં શેહરો જેવો કશો સુધારો કે ભપકો જણાતો નથી. ઘણાંએક ઘરો રંગેલાંછે, પણુ મોહોલ્લા ગળી જેવા સાંકડા છે. નવા લત્તા પહોળા અને ઘરો સંખ્યાબંધ બારીઓથી ભરપૂર છે. અહીંની આબોહવા તનદરોસ્તીભરેલી, પાણી સ્વાદિષ્ટ અને ઝાડો લાવવાનો સહેજ ગુણુ ધરાવનારું છે. બાજારો તરકારી અને મેવાથી ભરેલાં છે. અહીં રેહેવું બહુ સસ્તું લાગેછે.

અસલમાં નજદીક આઠસો વરસો સુધી આરબો અહીં અમલ ચલાવી ગયલા હોવાથી આજેબી કોઇ કાળો આદમી આવેછે તો અહીંના લોકો તેના તરફ બહુ અદેખાઇ બતાવેછે અને શકની નજરથી જુએછે—એવી મતલબથી કે તે આરબોની મસ્જીદને તોડી આજે તેઓએ પોતાનાં ખ્રિસ્તી દેવળો બાંધેલાંછે તે રખેને એ મહમદિયાનો પાછાં પડાવી લે! કોઇબી કાળો માણસ આવે—પછી તે હબસી,

સિંધી કે હિંદી હોય—તેને અહીંના લોકો એટલામાટે બહુજ પજવેછે. વળી અહીં ન્યાયનું અંધારૂં છે, તેથી મારા જેવા પ્રવાસીઓને બિકથી ચાલવું પડેછે.

મેં આગળ કહ્યું તેમ ગ્રાનાડા ખુબસુર્ત શેહર તો છેજ. જોકે મૂર લોકોને અહીંથી ખાલી કરી ગયાને ૪૦૦ વરસો થયાંછે તોપણ અહીંના લોકની કેટલીક રાહરસમ હું મુસલમાનોના જેવી જોઉંછું. લગભગ સઘળી ઓરતો માથા ઉપર રૂમાલ ઓઢેછે, અને મર્દો ગળામાં નેકટાઈ ઉપર પણ કેપ ટૌનના મલાઈ મુસલમાનોની પેઠે રૂમાલ બાંધેછે. સીર્યા, મિસર, અરબસ્તાન વગેરે દેશોના મહમદિયાનોની પેઠે અહીં પણ ઘોડાને બદલે ગધેડ અને ખચર ઉપર બેસી ફરવામાં આવેછે, અને તે ઉપરજ માલ લાદી લઇ જવામાં આવેછે. અહીંની જોવાલાયક જગાઓમાં જે સર્વથી વધુ વખણાયછે, અને જે જોવાને ખાતરજ હું અહીં આવેલોછું તે જગપ્રસિદ્ધ

## અલહામ્બ્રાનો ભપકાદાર મેહેલ

છે. અલહામ્બ્રા પોતે એક નાનો કસ્બોજ છે. તે શેહરની ઉત્તરે ડુંગરનાં મથાળાં ઉપર બે નદીઓની વચ્ચે આવેલોછે. આ મેહલ રાતા પથરનો બાંધેલો હોવાથી તેને ઉપલું નામ મળેલુંછે. ૧૨૪૮ થી ૧૩૯૧ સુધીનાં વરસોમાં તે બંધાઇ તૈયાર થયો હતો. ગ્રાનાડાના ખલીફાએ પોતાના ભપકા, દમામ અને વપરાસને માટે આ ગંજાવર બાંધકામ કરાવ્યુ હતું, જેમાં એક નહિ પણ અનેક મેહેલો આવેલા હતા, અનેક એવાંનો બાંધેલાં હતાં, અને અનેક કિલ્લાઓ ઉઠાવેલા હતા. વળી એની આસપાસ પણ એટલીબધી ઇમારતોના ઝુખંડા હતા કે મૂર લોકોએ એ સર્વને **મદીના અલહામ્બ્રાનું** નામ આપ્યું હતું. બહારની ઇમારતો પણ બાગબગીચાવાળી અને ભપકાદાર હતી. અલહામ્બ્રાના મેહેલોની આસપાસ ફરતી દેવાલ બાંધી લઇ તે ઉપરજ ઉપલી કિલ્લેબંદી કીધી હતી. એ દેવાલથી ઘેરાયલી જગા બહોળી હતી, અને તે ઉપરના ખલીફો અથવા સુલતાનોના મેહેલો વગેરેનેજ ઉપલું પ્રખ્યાત નામ મળ્યું હતું.

પણ 'અલહામ્રા' (રાતો કિલ્લો) નામ કંઇ ૧૩ મી સદીથી મેહેલ બંધાવા માંડયો ત્યારથીજ જાણીતું થયુંછે એમ નથી. છેક ૯ મી સદીથી એ નામ મૂર લખનારાઓ વાપરતા આવ્યાછે, અને આરબોના એક સરદાર **સવાર** ઇબ્ન **હમદુન**ની સિફતમાં **સઇદ** ઇબ્ન **જુદી** નામે શાયરે જોડેલી બેતોમાં 'રાતો કિલ્લો' (કલાત અલહામ્રા) તેણે બંધાવ્યો હતો એવું જણાવવામાં આવ્યુંછે. આમ જ્યારે કિલ્લાની નોંધ મળેછે ત્યારે મેહલની ઇમારત બાબે એમ જણાયછે કે ૧૧ મી સદીમાં તે બંધાઇ હતી. ૧૨૪૮ માં ગ્રાનાડા નામ ખેત ખાનદાનનો પાયો નાખનાર **ઇબ્ન અલ અહ્મર** નામનો સુલતાન હતો તેણે **બાદીસ** નામના આગળા સુલતાનના બાંધેલા મેહલને ઘણો લંબાવ્યો તથા પોતે એક નવો મેહલ બાંધ્યો, અને દમાસ્કસ કે બગદાદ ખાતેના મહમદિયાન મેહેલોથી તેને વધારે ભભુકદાર કરવાની નેમ રાખી. આ મકાનને તેણે 'કસ્ર-અલ-હમ્રા' (યાને સુલતાનનો મેહેલ)નું નામ આપ્યું; અને હમ્રા=રાતા મેહેલ ઉપરથી મેહેલોનાં આ શેહરને **અલહામ્બ્રાનું** નામ મળ્યુંછે. ઇબ્ન અલ અહમરના બેટા **મહમદ** ૨ જાએ પોતાના બાપને પગલે ચાલીને બાંધકામો તથા તેમની મરામત અને શણગાર ચાલુ રાખ્યાં અને એ કામો પાછળ ધુમ પૈસો ખર્ચ્યો. મેહલની વચ્ચે એક નાની મસ્જીદ છે તે **ઇસ્માઈલ ઇબ્ન ફ્રરજે** બાંધી. **યુસુફ** ૧ લાએ આ મેહેલો પાછળ એટલોબધો પૈસો ખર્ચેલો છે કે તેને માટે એવી કથા છે કે તે ઉતરતી ધાતુઓને સોનામાં બદલી નાખવાનો હુનર (કીમ્યું) જાણતો હતો। તેણે ચાલુ મેહેલોમાં નવાં દિવાનખાનાં વધાર્યાં; જુના ભાગો ફરીથી દરસ્ત કરાવ્યા, નવેસરથી રંગ અપાવ્યો, અને માંહેથી તેમને સોનાનાં પાણી વડે સુશોભિત બનાવ્યા. **ઇબ્ન અલ ખતીબ** નામનો તવારીખનવેશ લખી ગયોછે કે આ સોનું તેણે આફ્રિકા ખાતેથી મંગાવી

તેને ટીપાવી બારીક પત્રી બનાવી હતી, અને તે પત્રી દેવાલો ઉપર મસળાવી હતી.

આ રીતે અલહામ્બ્રાના મેહેલો બાંધવા, શણગારવા અને તેમને દરૂસ્ત કરવા પાછળ મહમદિયાન હાકમોએ જર ખર્ચું હતું અને જેહમત ખેંચી હતી. હવે જ્યારે ખ્રિસ્ટી રાજાઓના હાથમાં ગ્રાનાડા ગયું ત્યારે જે ખ્રિસ્ટી સાધુઓ અને સિપાહીઓને ધર્મ સંબંધી તેમજ રાજપાટ સંબંધી મૂર લોકો ઉપર ધિકાર હતો, અને જેમનાં દેવળોની ભાંજફોડ કરવામાં એજ મૂર લોકોએ સદીઓ સુધી બાકી રાખેલી ન હતી, તેઓએ પોતાના આ શત્રુઓના તાબે થયા પછી અલહામ્બ્રાના નિર્દોષ મેહલો ઉપર પોતાનો ખાર લેવા માંડયો. સુંદર દિવાનખાનાઓને તેઓએ ખરાબ કીધાં, રંગીન ચિત્રો અને સોનાનું પાણી ઓખવી કહાડયાં, સરસામાન અને રાચરચિલાંની ભાંગતુટ કરી, કીમતી માલ તફડાવી ગયા, અને એવા એવા અનેક અનર્થો કીધા. એ સઘળું ફર્ડિનાંડ અને ઇસાબેલા જેવાં પ્રખ્યાત રાજા રાણીના વખતમાં બન્યું. પણ જે ઉત્તમ હુનરકામ સમજવાથી તેઓ બેનસીબ જણાયાં તેની કદર પાંચમા **ચાલર્સ** રાજાને આવી, જેણે મેહલના નાશ પામેલા કેટલાક ભાગો પોતાના જમાનાની પણ આરબ ઢબછબ મુજબ નવેસરથી બંધાવ્યા, તથા ત્યાંજ એક મેહલ પોતાને માટે નવો બંધાવ્યો, જે આજ સુધી અધુરી હાલતમાં રહી ગયોછે. પાંચમા **ફિલિપ** રાજાએ વળી આ મેહેલોમાં ઇટાલ્યન ઢબછબ મુજબનો સુધારો દાખલ કરીને અસલ ઢબ ફેરવી નાખી. તેણે મોટાં ભપકાદાર દિવાનખાનાઓને ઓરડા ઓરડીઓમાં વહેંચી નાખ્યાં, મહમદિયાન ચિત્રો અને તસ્વીરો ઉપર ચુનાના લેપડા ફેરવાવ્યા, અને એવો દેખાવ કરવા માંગ્યો કે જાણે આ ગંજાવર બાંધકામો મૂર નહિ પણ ખ્રિસ્ટી જમાનાનાંજ હોય !

અલહામ્બ્રાના યાદગાર મેહેલો ઉપર આટલોજ ગજબ વિત્યો નહિ. પાછળથી અહીં પાદશાહો વસતા બંધ થયા અને દેણદારો તથા રાજ-બંધવાઓ વસવા લાગ્યા. ચાલુ સદીની શરૂઆતમાં તો ફ્રેંચ લોકોએ એના ધણી થઇને અહીં લશ્કરી બરાખ બનાવી, એટલુંજ નહિ પણ ૧૪ મી સદીની શરૂઆતમાં **મહુમદ** નામના સુલતાને મસ્જીદ અલજામી નામનું ભપકાદાર ધર્મસ્થાન બંધાવ્યું હતું તે આ ફ્રેંચ બુબઓએ ભાંજી નાખ્યું. ઇબ્ન અલ ખતીબે જણાવ્યા મુજબ આના જેવી મસ્જીદ આખી દુનિયામાં બીજી એકે ન હતી. ફ્રેંચોએ તો આખા અલહામ્બ્રાનેજ ઉરાડી મૂકવા માટેની નીચ તદબીર વાપરી હતી, પણ તેમનાં લશ્કરના એક કૉર્પોરલે હિમતથી સુરંગ સળગાવનારા કાકડા ખેંચી કહાડીને આ ઇમારતોનો અકાળ નાશ થતો અટકાવ્યો હતો. આ પછી ત્યાંના હાકમો મેહલમાંની કીમતી વસ્તુઓ લાલ ફાવે તેમ વેચીને પોતાના ખીસા ભરવા લાગ્યા, અને એ રીતે આ નામીચા મેહેલો અંદરથી તેમજ બહારથી તદન નગ્ન થઈ પડયા.



એક આકાંદાર દરવાજો.

અંતે ૧૮૪૨ માં સ્પેનની રાણી **ઈસાબેલાએ** પોતાની કનેથી એક હસવાસરખી તુચ્છ રકમ આ મેહેલોની મરામત માટે આપવા કહાડી; જે પછી ૧૦૦ પૌંડની રકમનો ખર્ચ કરવાનું નકી થયું, પણ તેટલો ખર્ચ

...પ્રોજ, મહિ. ૧૮૬૨ માં ઇસાબેલા આ મેહલ પોતાની જાતે જોવા ગઇ, અને તેની નગ્ન હાલત છતાં તેના ભપકાથી એટલીબધી છક થઇ ગઇ કે તેણીએ જેટલો ખર્ચ બેસે એટલો કરીને એ મેહલોને બની શકે એટલી હદસુધી તેમની અસલ સ્થિતિ ઉપર મૂકવા ફરમાવ્યું. આ કામ મૂર લોકોના ઇમારતબંધીના હુનરથી માહિતગાર એક ઊલટમંદ ધણીને સોંપવામાં આવ્યું, અને તેણે પોતાની ઉલટ અને કાબેલિયતને જોરે ઘણું એક તારીફલાયક કામ બજાવ્યું, જેથી આજે આપણ જોઇયે છિયે તે હાલતમાં આ મેહલો પાછા આવવા પામ્યાછે. આ ઇજનેર, જેનું નામ **ડૉન રેફાયલ કોન્ત્રેરાસ** છે, અને જે ગ્રાનાડાનોજ રહીશ છે, તેણે એક સુંદર મેહલ જે તેનો નાશ કરવા માંગનારા શત્રુઓની નજરે પડયોજ ન હતો તે નવો શોધી કહાડયોછે, જેને સોનાથી અને ભભુકદાર રંગોથી બહુ સરસ શણગારેલોછે.

એવું કહેવાયછે કે અલહામ્બ્રાના મેહલનું બાંધકામ ઘણું વખાણવાલાયક નથી, કેમકે મૂર લોકોનાં બીજાં તોફી કામો સાથ સરખાવતાં તે ત્રીજી પદવીનું ગણાયછે. કોર્ડોવાની મસ્જીદ, જે જોવા હું ગયો હતો, અને જેનું વર્ણન હું હવે પછી કરીશ, તે અને તેવીજ બીજી ઇમારતોમાં જે ઇમારતબંધીની નાદર ખૂબી જણાયછે તે આ મેહલોનાં બાંધકામમાં મનાતી નથી. મૂર લોકોની અસલી ઇમારતો ભપકાદાર કે ખર્ચાળી નથી; તેઓ ગંજાવર, સાદી, મજબૂત અને અછી હુનરમંદી દેખાડનારી ગણાયછે. પણ તેવી આ નથી ગણાતી. એમાં સંગીનપણાને બદલે ભપકો અને પૈસો ઘણો છે. એક લખનાર મુજબ અસલી ઇમારતો બંધાઇ તે વેળા મૂર લોકો બળવાન અને સત્તાધારી હતા, માટે તેમના કિલ્લાઓ અને મસ્જીદોમાં તેઓએ તે બળ અને સત્તા દેખાડી આપ્યાંછે. પણ ત્યારબાદ જ્યારે એ બે વસ્તુઓ તેઓ ખોતા ગયા ત્યારે તેઓ મોજ મજાહ અને ભપકાચપકામાં પડતા ગયા, જેનું પરિણામ આ મેહલોમાં દિઠામાં આવેછે. તોપણ એ સઘળું છતાં—અલહામ્બ્રાની આજની ભાગતુટની હાલત છતાં—તેના ઉપર પડેલાં સંખ્યાબંધ વિઘ્નો છતાં—સ્પેનના કોઇપણ મૂરિશ બાંધકામો કરતાં એ મેહલો તેમના ભપકા, મોટાઇ, હુનરમંદી અને ભોભાને લીધે દરેક પ્રવાસીને મુખથી વાહુવાહ પોકરાવે એવા છે. એક આરબ કવિએ તો એમને "આ દુનિયાનાં બેહસ્ત" ની ઉપમા આપીછે!

આ મેહલોમાં દાખલ થવાનો દરવાજો ૩મી ઢબછબ ઉપર પાંચમા યાસૅફે બંધાવ્યો હતો. અહીં અસલ મૂરિશ દરવાજો—બાબ અલ ઉજાર—હતો, જેને બંને છેડે 'સુલેહ' અને 'આબાદાની' નાં ખરાબ થઇ ગયલાં પુતળાં છે. એમાંથી અંદર દાખલ થયા કે મેહલોનાં શેહરમાં આવિયે છિયે. અહીં ત્રણ આર્કોમાંથી ત્રણ રસ્તે જુદા જુદા મેહલો તરફ જવાનું છે. વચલો મેહરાબ મોટો છે. અહીંની જમીન ઝાડપાનથી ભરપૂર છે. વસંતમાં અહીં મીઠાં ફુલોની મધુર લંપટ નિકળેછે, તથા પહાડો ઉપરનો બર્ફ પીગળી મજાહમાં વધારો કરેછે. વળી ઝાડો ઉપર બેશુમાર બુલબુલો સુંદર હલકનાં ગાનાં ગાયછે. આગળ વધતાં અનેક મકાનો આવેછે, પણ તેઓ સર્વમાં પ્રથમ હું ખુદ અલહામ્બ્રા મેહલનુંજ વર્ણન કરીશ.

તા૦ ૭ મી, મંગળવાર—આજે હું આ મેહલોનું શેહર જોવા ગયો. મુખ્ય મેહલ ફરતી દેવાલની એક બાજુમાં આવેલોછે. તે ૪૦૦ ફીટ લાંબો અને ૨૫૦ ફીટ પહોળો છે. દેવાલની ઉગમણુ બાજુએ અલકઝબાનો મેહલ છે, અને ઉગમણુ તથા દક્ષિણ બાજુએ અલહામ્બ્રાનો નાનો કસ્બો છે. મૂળ મેહલ પણ એકને બદલે ત્રણ મેહલોનો બનેલોછે, અને તેમાં પાંચ રાજમંદીરો બાંધેલાંછે. એક સર્વથી જુનો છે; બીજો ડરો નદીના કાંઠા ઉપર છે, જે 'શીર ચોક' (Court of the Lions) ને નામે ઓળખાયછે. એ બેની વચે વળી ત્રીજો મેહલ "અલ બિર્કેહ" (Al Birkeh)છે. આ વચલા મેહલ મારફતે અંદર દાખલ થવાયછે, જે માટેનો દરવાજો બહુ નાનો છે.



અલહમ્બ્રાનાં મેહેલમાં શીર ચોકવાળું દિવાનખાનું.

[જુઓ સફે ૩૭૧.

પડોશમાં ચાર્લ્સ રાજાનો મેહલ છે, જે બાંધવા માટે અસલ મેહલનો ઊત્તર તરફના મૂખ્ય-ડાનો ભાગ ભાંગી નાખવામાં આવ્યો હતો. તેથી બનેલી એક ગળીમાંથી આ દરવાજા તરફ જવાયછે. દાદર ચહડી ઉપર ગયા કે એક ઓરડો આવેછે, જેમાં સરકારી દસ્તાવેજો અને દફતરો રાખવામાં આવેછે. અહીં માર્બલના બે તખ્તા છે જે ઉપર અતિ સુંદર નક્ષીકામ કરેલુંછે, તથા આરબી ભાષામાં લેખો કોતરેલાછે. એક પડસાળમાંથી આગળ વધતાં કેટલાક રૂપાળા મેહરાબો અને તેઓમાં થઇને દાખલ થવાનાં દિવાનખાનાં આવેછે. મેહરાબોના બહારના ભાગો ઊપર નક્ષીદાર તાકો બનાવેલાછે, જ્યાં અંદર દાખલ થનાર ધણી પોતાના જોડા કહાડીને મૂકતો હતો એમ કહેછે. પણ વળી એમબી મનાયછે કે અહીં થંડાં પાણીના સુંદર કુજા ગોઠવવામાં આવતા હતા.

જમણી બાજુએ 'બિર્કેહ' યાને **'આશીર્વાદ' નામનો મેહલ** આવેછે, જેને માટે કહેછે કે મેહલમાં વસનારાંઓ અહીં સ્નાન કરતાં હતાં, અને પછી પડોશમાં બાંધેલી મસ્જીદમાં પ્રાર્થના કરવા જતાં હતાં. અહીં વચમાં એક મોટો હોજ છે, જે ૧૨૪ ફીટ લાંબો, ૨૭ ફીટ પહોળો અને પાંચ ફીટ ઉંડો આરસપહાણનો બાંધેલોછે, અને જેમાં સેંકડો સોનેરી માછલીઓ તરતી ફરેછે. દરેક છેડે બાંધેલાં એજ પથરનાં મૂખ વાટેથી પાણી ઝરફ્યા કરેછે. એક બાજુએ એક ઉપર બીજી એમ બે અગાસીઓ છે, જેમને ૮ સુંદર સ્તંભોથી ટેકવીછે, અને લંબગોળ મેહરાબો બનાવીને અચ્છાં નક્ષીકામથી શોભાવીછે. નક્ષીકામ તો જ્યાં જોઇયે ત્યાં નજર આવેછે, અને તે દરેક ઠેકાણે જુદી જુદી કિસમનું છે. બારીઓ અને દરવાજાઓ પણ ભપકાદાર છે. ૩ જા **મહમદ** સુલતાનને **નસ્ર** નામના તેનું તખ્ત પચાવી બેસનાર શત્રુએ આ મેહલમાં મારી નાખી તે લાશને ઉપલા હોજમાં હોમાવી દીધી હતી. પડોશમાં બાંધેલા Torre de Comares નામના કિલ્લાના બરજોનો પડછાયો હોજનાં પાણીમાં આબાદ જણાયછે. અહીં ઠેકાણે ઠેકાણે એક આરબી લેખ જણાયછે, જેનો અર્થ એવો થાયછે કે "ખોદા સિવાય ફતેહ કરનાર બીજો કોઈ નથી."

ઉપલા કિલ્લાનો લગભગ આખો ભાગ **એલચીઓનાં દિવાનખાના** (Hall of Ambassadors) થી રોકાઇ ગયલોછે. એ દિવાનખાનું ૩૭ ફીટ સમચોરસ છે, અને તેને માથેના ગુંબજ સુધી ૭૫ ફીટ ઉંચું છે. એમાં દાખલ થતાંજ સામે સુલતાન તખ્ત ઉપર બિરાજતો હતો અને તેની આસપાસ દેશ પ્રદેશના એલચીઓ બેઠક લેતા તેમની વાતો સાંભળતો હતો. દેવાલો ઉપર ચાર ફીટની ઉંચાઇ સુધી રંગબેરંગી ચિત્રો જણાયછે, જેમને માથે માણસોનાં નાનાં ડોકાં કોતરેલાં અને જેમની આસપાસ ફુલવેલની નક્ષી કીધેલીછે. દિવાનખાનાની દર બાજુએ ત્રણ ત્રણ એવી ૧૨ બારીઓ છે, અને સીલિંગને આકાશની સુર્ત બનાવી તેમાં બ્લુ, સોનેરી, સફેદ વગેરે રંગોથી ગ્રહો અને સેતારાઓ ચિતર્યાછે. બારીઓમાંથી ડરો નદી વહેતી જણાયછે, અને દેખાવ એવો દિલ એંચનારો લાગેછે કે રાજા ચાર્લ્સ બોલ્યો હતો તે મને ઘડી ઘડી સંભાર્યા કરેછે કે "જેણે આ સઘળું ખોયું તેના જેવો કમતાલેનો બીજો કોઇજ નહિ!" ઠેકાણે ઠેકાણે લેખો છે, તેમાં કેટલાક ખોદાની મદદ માંગવાના છે ત્યારે બીજા તેની સિફતમાં કોરાનમાંના ફકરા ટાંકેલાછે. કહેછે કે આ દિવાનખાનું નક્ષીકામ, ચિત્રકામ અને બીજી હુનરમંદીથી શણગારવા માટે ઇરાનથી ખાસ કીસબીઓને બોલાવ્યા હતા, અને ત્યાંના એજ કિસમના એક મેહલની નકલ અહીં કરેલીછે.

હવે હું **શીર ચોકવાળા મેહલ**માં દાખલ થયો, જેને મજકુર ઉસ્તાદ કૉન્ત્રેરાસે નવેસરથી સમારીને અસલના જેવો બનાવેલો કહેવાયછે. (જુઓ મોટું ચિત્ર.) એમાં તેણે ભારી અકલ વાપરીછે અને હુનરમંદીનો જબરો ખર્ચ કર્યોછે. સુલતાન મહમદે ૧૩૭૭ માં આ મેહલ બાંધ્યો હતો. ઉપલા એલચીઓનાં

દિવાનખાના જેવો અહીં ભપકો જણાતો નથી, તોપણ અહીં સૂર્યનાં ગરમ કિરણોને દૂર કરી ઠંડી રોશની દાખલ કરવા થકી જે ગોળ અગાસીઓ બાંધી લીધીછે તેવી ગોઠવણ બીજે ઠેકાણે નથી. વળી અહીંનો બીજો ઠાઠ પણ જેવો તેવો નથી. આ દિવાનખાનું લંબચોરસ છે; એટલે ૧૨૬ ફીટ લાંબું, ૭૩ ફીટ પહોળું અને ૨૨ ફીટ ઉંચું છે. એને ફરતી અગાસીને ૧૨૪ સફેદ આરસપહાણના સુંદર સ્તંભોના ટેકા આપ્યા છે. આ સ્તંભો અને દેવાલ વચે ૭ા ફીટનો રસ્તો છે. સ્તંભોની ગોઠવણ નવાઇજેવી છે. બબે અને એક એક, એમ અવાર નવાર તેમને ઉભા કીધાછે. એનાં છાપરાં ગુંબજવાળાં છે. દિવાનખાનાની દર બાજુએ ઝીણી ઝીણી બર્ફના જેવી કણીઓવાળા સ્તંભોનાં ત્રણ ત્રણ આર્કાં કરેલાંછે. દેવાલે ઉપરના ચિતાર તમામ નાબુદ થઈ ગયાછે. થાંભા ઉપરની મથોટી જુદી જુદી તરાહની છે, જેમને તરેહવાર રંગો આપેલાછે. કેટલાક તો સોનેરી પાણીથી ઝકઝકેછે. આરબી ભાષાના લેખો અહીં પણ છે. આજ દેવાનખાનાને લગતો એક ચોક છે, જેમાં એક બેવડો ફુવારો બનાવેલોછે. ફુવારાનું નીચલું થાળું ૩૧ ફીટના અને ઉપલું ૧૨ ફીટના ઘેરાવાનું છે. ઉપલું ૧ા ફીટ અને નીચલું બે ફીટ ઉંડું છે. ભપકાદાર આલાબાસ્ટર પથરનો આ ફુવારો બનાવેલો છે, જેનાં નીચલાં થાળાંની આસપાસ સફેદ માર્બલનાં બાર સિંહોનાં પુતળાં ગોઠવ્યાંછે, એવી રીતે કે જાણે તેમની પીઠ ઉપરજ આ ફુવારો ઉઠાવ્યો હોય. આ સિંહોની ચાલ થડમાંથી કાપી કહાડેલીછે જેથી તેમનાં ગળાં માછલીનાં જેવાં ભિંગડાંથી ભરેલાં દેખાયછે. તવારીખનવેશો લખી ગયાછે કે **અબુ હસન** નામે એક સુલતાને **ઐશા** નામની પોતાની સ્ત્રીને પેટનાં સર્વ બાળકોને આ ફુવારા ઉપર કાપી નખાવ્યાં હતાં! માત્ર એકજ વડા બેટાને તેણે જીવતો રાખ્યો, જે પાછળથી **બોઆબદિલ**ને નામે તખ્તે બેઠો હતો, અને તેગ્રાનાડાનો છેલોજ આરબ સુલતાનહતો.



અલહામ્બ્રા—બેની સેરાનું દીવાનખાનું.

પડોશમાંજ **બેની સેરાનું દિવાનખાનું** (Hall of the Abencerrages) છે, જેના સંબંધી એવી કથા છે કે મજકુર સુલતાન બોઆબદિલે બેનીસેરાનાં પ્રખ્યાત ખાનદાનના સઘળા સરદારોને એક દિને જીયાફતે બોલાવી તેમને ખાનપાનથી તૃપ્ત કર્યા પછી તેઓમાંના દરેકને એક પછી એક એક નાના દરવાજામાંથી

ઉપલા સિંહોવાળા ફુવારા ઉપર લઈ જઇને ગર્દન માર્યા હતા. આમ કરવાની આ સુલતાનની મતલબ પોતાનું તખ્ત મજબૂત કરવાની હતી, પણ તેનાં આ કામથી તો થયું એમ કે જેટલા સરદારોને તેણે કાપી નાખ્યા એટલા તેના મદદગારો ઓછા થયા અને તે નબળો થઈ પડયો. ફુવારા આગળની આરસપહાણની ફરસબંદી ઉપર હજી સુધી તેમનાં લોહીના ડાગ આપણને ભોમિયાઓ દેખાડેછે. બીજાઓ કહેછે કે ઉપલા ખાનદાની સરદારોનાં દગાથી ખૂન થવાની બિના ખરી છે, પણ એ કઠિન કામ બોઆબદિલના બાપ અબુ હસનેજ કર્યું હતું, કેમકે તેઓ રાણી ઐશાના પક્ષકારો હતા તથા તેઓમાંના એકે એ સુલતાનની બહેનનું અપમાન કર્યું હતું. આ દિવાનખાનું ચોરસ છે, જેમાં લેખો થોડાજ છે, અને ભપકો બીજા ભાગોના જેવોજ છે. એનો ગુંબજ બહુ ઊંચો, અર્ધો ગોળ અને અર્ધો પડારોકો છે. નીચેથી નાની બારીઓ બનાવેલીછે જેમને કરેલી જાળીઓમાંથી મેહેલની મેહબુબો દિવાનખાનામાં ચાલતું ગાયન અને મુજરો જોતી તથા સાંભળતી હતી, પણ તેમને કોઈ જોઇ શકતું ન હતું.

સિંહોવાળાં દિવાનખાનાની ડાવી બાજુએ **ઈનસાફની કચેરી** (Council Hall of Justice) છે. આ એક મોટી પડસાળ જેવો ઓરડો છે, જેને નાના સાત દીવાનોમાં વહેંચી નાખ્યોછે, જેમનો એક બીજા સાથ સંબંધ રાખેલોછે. કહેછે કે અહીં સુલતાનો ઇનસાફ કરવા બિરાજતા અને રાજદરબારી કામો બજાવતા હતા. વચલા દીવાનમાં નાના સ્તંભો ઉપર ઉઠાવેલા ૬ ઉત્તમ નક્ષીના મેહરાબો કરેલાછે. એવાજ દર ૧૫ ફીટની ઉંચાઇના ત્રણ મેહરાબોમાંથી મોટાં દીવાનખાનામાં દાખલ થવાયછે, જે ૭૫ ફીટ લાંબું અને ૧૬ ફીટ પોહોળું છે. દાખલ થયા પછી સામી બાજુએ બીજા ત્રણ એવાજ મેહરાબો છે, જેઓમાંથી વળી બીજી તરફનાં દિવાનખાનાઓમાં જવાયછે. અહીં સઘળે બહુ બારીક અને નાજુક શણગાર કરેલોછે, અને રંગોના ચિતાર બીજે ઠેકાણે કરતાં અહીં ભપકાદાર છે. વચલાં દીવાનમાં દાખલ થવા માટેનો જે મેહરાબ બનાવ્યોછે તેના જેવો હુનરમંદીથી ભરપૂર અહીં બીજે કેથે મેં જોયો નથી. એ સઘળું જોતાં જાણે હું પરસ્તાનમાં ઉભો હોઉં, આ તમામ નક્ષી અને ચિતારકામ કોઇ જીનોએ કર્યું હોય, ગોયા એક રાતમાં આ ભભકદાર મેહેલની ઇમારત તેઓએ ઉઠાવી હોય,—એમ મને લાગી ગયું. 'અરેબ્યન નૈટસ' માં જે કિસમના મેહેલોની કલ્પના કરેલી આપણ વાંચિયે છિયે, તેવુંજ કંઈ મેં અહીં જોયું. એ દિવાનખાનાને પાછળથી ખ્રિસ્તી રાજાઓએ પણ પવિત્ર ગણેલું જણાયછે, કેમકે મારા ભોમિયાએ મને ખબર આપ્યા મુજબ ગ્રાનાડાની ફતેહ પછી અહીંની મોટી મસ્જીદને દેવળમાં બદલી નાખ્યા બાદ જ્યારે એ મકાનની મરામત કરવાની જરૂર જણાઇ ત્યારે તે માંહેલો "ઇશ્વર ભોજનનો પ્રસાદ" (Sacrament) અહીં લાવીને રાજા **ફિલિપ** ૨ જાએ મૂકાવ્યો હતો, અને તે ૩૦ વરસો સુધી અહીંજ રહ્યો હતો. વચલા દીવાનની સીલિંગ ગોળ છે અને તે ઉપર સોનેરી પાણી આપીને આકાશી સેતારાઓની સુર્ત ચિતારેલીછે. વચમાં દશ મૂર સરદારોની તસ્વીરો છે, જેઓ ગાદી ઉપર બેઠેલાછે અને હાથ પોતાની બેવડી ધારની તલવારો ઉપર રાખેલાછે. તેઓની દહાડી લાંબી છે અને માથે ગોળ પાઘડી છે. આ તસ્વીરો બાબે એમ કહેછે કે અલહામ્બ્રાના મેહેલ બંધાવનારા દશ સુલતાનોનાં એ ચિત્રો છે. પણ મહમદિયાન મજહબમાં કોઈ પણ જીવતી ચીજની તસ્વીર ચિતારવાની, અને તેમાં મુખ્ય કરીને ઇનસાનની તસ્વીર પાડવાની, મનાઇ કરેલીછે, માટે આ આરબ સુલતાનોના જમાનામાં આ તસ્વીરો ચિતારેલી હોય એમ મનાતું નથી. આ તસ્વીરો પ્રથમ પ્રાણીઓનાં ચામડાં ઉપર જાતજાતના રંગોથી ચિતારેલીછે, અને પછી તેમને એક બીજા સાથ સીવી લઇને લાકડાંના ગુંબજમાં જડી લીધીછે. એજ રીતે જુદા જુદા દીવાનોની સીલિંગો ઉપર તરેહવાર

સુંદર નર નારીઓનાં ચિત્રો અને દેખાવો ચિતાર્યાછે. એ સઘળું પાછળા વખતમાં ઇટાલ્યન ઉસ્તાદોએ કરેલું મનાયછે.

સિંહોવાળાં દીવાનખાનામાં દાખલ થતાં એક નાના ઓરડામાં મેં એક માટીનું નાદર હુનરકામ જોયુંછે તેની નોંધ લેતાં ભૂલી જાઉં-છું. આ એક અતિ સુશોભિત મોટો **કોડીનો કુંજો** અથવા **બરણી** છે. તેના ઉપર બ્લુ, સફેદ અને સોનેરી રંગનો મોણો લગાડી તેને ઝપઝપતી બનાવીછે. એની જોડીની એક બીજીબી બરણી હતી, પણ તે ભાગી ગયાથી એક સ્પાનિશ હાકમે તેના કકડા એક ફ્રેંચ બાઇને વેચ્યા હતા. એના ઉપર ૧૩૨૦ ની તારીખ છે, અને ૧૪ મી સદીમાં મૂર લોકો કોડીકામમાં પણ કેવા કુશળ હોવા જોઇયે તે આ નમુના ઉપરથી જણાયછે. આ કુંજો ૪। ફીટ ઉંચો છે. તેની ભોંય સફેદ છે અને તે ઉપરનો ચિતાર બ્લુ અને સોનેરી છે. વચમાં ઉંઠ જેવાં બે જાનવરોની મૂર્ત જણાયછે. કહેછે કે ગ્રાનાડાની ફતેહ વેળા આ બરણી તમામ સોનાથી ભરપૂર મળી આવી હતી. એ ઉપર આરબી ભાષામાં લેખ પણ છે.

આ મેહલોમાં એક જગા "**બે બહેનોનાં દીવાનખાનાં**"ને નામે ઓળખાયછે. ફ્રેંચોએ આખું મકાન દારૂગોળાથી ઉરાડી નાખવાની પ્રયત્ન કરી તે વેળા જેમ ઇનિસાફની કચેરીને તેમ આ દીવાનખાનાને પણ કેટલીક ઇજા પહોંચી હતી. એ બંનેની સુંદર રંગીન કાચની બારીઓ નાશ પામી હતી. આ દીવાનખાનાનું નામ કોઇ ખરેખરી બહેનો ઉપરથી પડયું નથી; પણ અહીંની ફરસબંદીમાં બે એકસરખાં કદના મોટા સફેદ પથરા જડેલાછે, તેમની એ જોડીને "બે બહેનો"નું નામ મળ્યું છે. આ સર્વથી ઉત્કૃષ્ટ દીવાનખાનું છે, જેમાં દાખલ થવા આગમજ આરસ પથરનો ઘુંડારેદો મેહરાબ આવેછે. બાજુએ નાના દરવાજા છે જેઓમાંથી બીજા ઓરડાઓમાં જવાયછે. એક બીજો મેહરાબ પણ ઉપલાનાં જેવોજ લંબગોળ છે. થાંભાઓ ઉપર ઢાલના આકાર કોરેલાછે અને "ખોદા સિવાય બીજો ફતેહ કરનાર કોઇજ નથી" એવા લેખો લખ્યાછે. અહીં ફરસબંદી સપાટ નહિ પણ ધીમી ઢોળાણવાળી છે. ચારે બાજુએ આકીં બનાવેલાંછે. વચમાં એક ફુવારો છે, જેનું છાપરું અતિ મોહક છે. ૫૦૦૦ નાના પાસાદાર રંગબેરંગી સુંદર કટકાઓથી તેને બનાવ્યું છે. અહીં નાનકડાં આકીં અને ગુંબજો વગેરે સંખ્યાબંધ છે, જેઓ સર્વ નક્શી અને શણગારથી ભરપૂર છે. એવું જણાયછે કે આ સુલતાનની ઓરતો અને બાંદીઓના ખાનગી ઓરડા હશે, જેમાં ખોદાની યાદના લેખો બેશુમાર છે. વળી પડોશમાં બાગને માથે એવાજ બીજા ઓરડાઓ છે, અને તેબી સુલતાનાનાજ મનાયછે.

ઉપલાં દીવાનખાનાની ડાબી બાજુએ **ભપકાદાર હમામો** આવેલાંછે, અને તે સુલતાન તથા પાદશાહી કુટુંબને માટેનાં ખાનગી છે. આજે આખા યુરોપ અને અમેરિકામાં "ટર્કિશ બાથ" ને નામે સ્નાન કરવાની જે રીત દાખલ થઇછે તે રીતેજ તે જમાનામાં આરબ સુલતાનો સ્નાન કરતા હતા. આ હમામોના પહેલા ઓરડામાં ગાદી સાથની બેઠકો છે, જે ઉપર સ્નાન કરવા આગમજ આરામ લેવામાં આવતો. આ ચોરસ ઓરડો છે અને તેને ફરતી ગેલેરી છે, જેને માર્બલના ટેકા આપેલાછે. બે બાજુએ બે નાના ઝરખા બનાવેલાછે. વચમાં એક ફુવારો છે. ચારે ખુણે આકીંદાર દરવાજા છે, જેઓમાંથી હમામખાનામાં જવાયછે. **અબુ અબ્દલ્લા** નામે સુલતાને આ હમામ બાંધેલા જણાયછે, કેમકે તેને ખોદા મદદ કરે અને ફતેહ બક્ષે એવા અહીં લેખો છે. સ્નાન કરનારા રાજવંશી ઉપલી ગાદી ઉપર આરામ લે તે વેળા ગેલેરી ઉપર બેઠેલા ગવૈયાઓ ગાયન કરતા હતા. આરામ લેવા આગમજ ચંપી કરવામાં આવતી, અને તેમાં ચહડેલી થાકને થકીજ આરામની જરૂર જણાતી. એક હમામ બાળકોને માટે, બીજો સુલતાન માટે, ત્રીજો સુલતાના માટે, એમ જુદા જુદા નાના મોટા હમામો છે, જ્યાં પગમાંના જોડા મૂકવાના

તાક બનાવેલાછે, મથાળે તારા રોકાં બકારાં પાડી રોશની અને હવાના માર્ગો બનાવ્યાછે, સ્નાન માટેનાં વાસણો ગોઠવ્યાંછે, અને થંડાં તથા ગરમ પાણીના નળ મૂકયાછે. સઘળી ફરસબંદી આરસ પથરની છે.

આગળ ચાલતાં એક **છુપો ઓરડો** (Chamber of Secrets) આવેછે, જ્યાં દરેક ખુણામાં એવી તદબીર કરેલીછે કે બીજે નાકે ગમે એટલા ધીરા સ્વરથી કોઇ બોલતું હોય તો કાન કરી સાંભળનારને તે આબાદ સંભળાયછે ! ઓરડાની સીલીંગ લંબગોળ બનાવ્યાથી ઓરડામાં બોલાયલા સબ્દોનો આવાજ એક મધ્ય બિંદુમાં ભેગો થઇને પછી પોકળ દેવાલો મારફતે પાસેના ઓરડામાં જઇ શકેછે.

હવે હું મેહલને લગતી **મસ્જીદ** જોવા ગયો, જેને રાજા પાંચમા ચાર્લ્સે દેવળમાં બદલી નાખેલી હતી. હાલ તેને પાછું મસ્જીદનું રૂપ આપવાની તજવીજ થઇછે, તોપણ તેનાં અસલ દિવાનખાનામાં કટેરા ભરી બે વિભાગ કીધાછે. એનાં છાપરાંમાં બહુ નક્ષીકામ કરેલુંછે. દાખલ થતાંજ જમણા હાથ ઉપર તાક છે તે ઉપર કોરાન મૂકવામાં આવતી. અંદર કોરાનમાંના તરેહવાર ફકરાઓના લેખ જણાયછે.

મેં ઉપર શરૂઆતમાં જણાવ્યુંછે તેમ અહીં એક નવો ઓરડો હમણાજ અજવાળાંમાં આવ્યોછે, જેને **ઢાલોનું દીવાનખાનુ** (Hall of the Escutcheons), એવું નામ મળ્યું-છે, કેમકે જાવત નામો સાથની ઘણીક ઢાલો-થી અહીં શણગાર કરેલોછે. દેવાલો ઉપર ચુનો લગાડયાથી અસલ આરબ ચિતારો અને લેખો વગેરે ઢંકાઇ ગયાં હતાં, પણ તેમને હાલ પાછાં દિસતાં કરવામાં આવ્યાંછે, તથા નક્ષીકામ પુરી લીધું હતું તેને પાછું અસલ માફકનું દેખાઇતું કીધુંછે. આ દીવાન-ખાનુ મોજમજાહ અને ખાનપાનનું હોય એમ લાગેછે.

**અલહામ્બ્રાના આ મેહુલોની આસપાસ ફરતી દેવાલ** બાંધી લીધીછે, જેની લંબાઈ ૨૬૯૦ ફીટની અને વધતાંમાં વધતી પહોળાઇ ૭૩૦ ફીટની છે. દેવાલની ઉંચાઇ ૨૭ ફીટ-ની અને જાડાઈ પાંચ ફીટની છે. તેમાં ફરતા બરૂજો અને કિલ્લા બાંધેલાછે. આ ફરતી દેવાલની બહાર ઇશાન ખુણા તરફ સુલતાનોને ગર્મીના દહાડા હવા ખાવા માટે એક મેહલ બાંધેલાછે, જે "જનત ઊલ આરીફ" ને નામે તે જમાનામાં ઓળખાતો હતો, પણ આજે આરબોનાજ વંશજ સ્પા-ન્યર્ડો એ શુદ્ધ આરબી નામ બિગાડી નાખી-ને તેને "જનરાલીફ" (Generalife) ને નામે ઓળખેછે. આ એવાનની અસલ મતલબ શત્રુના આવી પુગવાની અલહામ્બ્રા-ના ચોકીબાનોને ખબર આપવાની ધારવામાં આવેછે, અને કહેછે કે શત્રુઓનો જબરો દરોડો ચાલતો ત્યારે મેહલમાં વસનારાઓ છુપાં ભોંયરાંમાં થઇને ગુપચુપ નાસી જતા હતા. પાછળથી આ એવાનને સુલતાનોએ ઘણું વધારી દીધું હતું. તોપણ અલહામ્બ્રા-થી એ બહુ ઉતરતું છે. એનું મૂખ્ય એંચાણ એના બાગ અને પાણી છે.

આખો દહાડો અહીં રખડ કરીને, ભૂખ અને થાક, ઊંઘ અને આરામ ભૂલી જઇને, મેં આ મહેલોનો મહેલ પેટ ભરીને જોયો, અને અહીંના લોકોનો કંટાળો તથા અહીં સુધી આવવાની તમામ રંજનો પુરતો ખંગ વળી રહ્યો. બીજે દિને યાને તા૦ ૮ મી અને બુધવારે હું ગ્રાનાડા છોડી **સેવિલ** જવા નિકળ્યો. આખો રસ્તો પહાડી છે પણ બહુ ઉંચો નથી. તળેટીમાં ખેતી થાયછે. આ દેશ-માં પણ જ્યાં ત્યાં હું સીર્યા દેશની માફક જેતુનનાં ઝાડો બહુ જોઉંછું, અને લોકો ત્યાંની માફક અહીં પણ એનાં અચાર કરીને ખાયછે. જેમ જેમ સેવિલ નજદીક આવતું ગયું તેમ તેમ પહાડોની હાર બંધ થઇ અને નારંગીનાં ઝાડો શરૂ થયાં, અને તેનાંજ ખેતરો અને બગીચાઓ દિસવા લાગ્યાં.

## સેવિલ.

તા૦ ૮ મી, બુધવાર—આજ દિને આ અસલી મૂરિશ શેહેરમાં આવી 'ગ્રાંડ હૉટેલ

ડિ મેડરિડ' માં ઉતર્યો. એની વસ્તી ૧૪૩૧૮૨ માણસોની છે, અને **ગ્વાડાલક્વીવીર** નદીના ડાબા કાંઠા ઉપર આવેલું છે. એણે આગળા વખ્તની મૂરિશ નિશાનીઓ હજી જાળવી રાખી છે; જેમકે રસ્તાઓ અને મહોલ્લાઓ સાંકડા, અંધારા અને વાંકાચુકા છે; દરેક ઘરની વચે ચોક બાંધેલાછે, અને તેના ફુવારાને ફરતાં નારંગીનાં ઝાડો, રોપાઓ વગેરે છે; વળી ઘરનાં મથાળાં ઉપર રોપા અને ફુલોનાં કુંડાં છે. આ શેહેર ડુંગરોની વચે ઘેરાયલું હોવાથી આબોહવા સારી છે. નદી ઉપર ત્રણ આર્કોના એક મોટો પુલ રાહદારીઓ અને ગાડીઘોડા માટે બાંધેલોછે, તથા એક પુલ રેલવેનો છે. આ શેહેર બહુ પુરાણું છે. ફિનિશ્યન લોકો એને **સિફેલા** અથવા **સ્પેલા** (Sephela-Spela) કહેતા, જેનો અર્થ 'મેદાન' થાયછે; અને ખરેખર આ શેહેર ડુંગરો વચેનાં મેદાનમાંજ વસેલું છે. યુનાનીઓ એને **ઈસ્પોલા** (Ispola) અને તે ઉપરથી રૂમીઓ **ઈસ્પાલિસ** (Ispalis) તથા મૂર લોકો **ઈશબીલ્યાહ** (Ishbiliáh) ને નામે ઓળખી ગયાછે. આ છેલાં આરબ નામ ઉપરથી સ્પાન્યર્ડોએ આ શેહેરને હાલનું નામ આપ્યુંછે. **અબદુલ અઝીઝ** નામના મહમદિયાન સરદારે આ શેહેર પહેલું જીતીને અહીં કેટલાંક વરસો સુધી અમલ ચલાવ્યો, અને ૮ મી સદીની અધવચ સુધી એ દમાસ્કસને તાબે રહ્યું. એ પછી કોર્ડોવા ખાતે અમલ ચલાવતા બીજાં મહમદિયાન ખાનદાનના ખલીફને તે તાબે થયું. એ વખ્તે સેવિલ રેશમ અને કાપડના બહોળા વેપારમાં, મકતબો અને મદ્રેસાઓમાં અપાતી જાતજાતના એલમની તાલીમમાં, અને બીજી રીતે બહુ વખાણાયું. પણ આરબ હાકમોના માંહોમાંહેના ટંટાને લીધે અંતે તે ખ્રિસ્તીઓના હાથમાં ગયું. એ વેળા અહીં ૧૨૦૦૦ મૂર કુટુંબો વસતાં હતાં, જેઓને વસવા દીધામાં આવ્યા છતાં પોતાનું રાજ્ય ગયાથી તેઓ એ શેહેર ખાલી કરી ગયાં, અને તેમના ગયાથી સેવિલનો વેપાર અને દમામ તુટી ગયા. આરબોનું એ માનીતું શેહેર હતું, જેનાં બાજારો રેશમી અને ઝરીનાં કાપડોથી ભરપૂર હતાં અને જે બનાવવાના હુનરમાંજ બે લાખ માણસોની રોજી જાગેલી હતી. ટુકમાં સેવિલ મોજીલું અને હુનરમંદ શેહેર હતું; યુરોપના સુધારાનું કોર્ડોવાની જોડે મધ્ય બિંદુ હતું. પણ આજે તેમ નથી; આજે તે લોહી વિનાનાં પ્રાણી જેવું ફિકું અને મંદ છે.

### અસલ મસ્જીદ અને દેવળ.

તા૦ ૯ મી, ગુરૂવાર—અહીં મુખ્ય જોવાની બે ઇમારતો છે:—એક મોટું ખ્રિસ્ટી દેવળ, અને બીજો મૂર લોકોનો પ્રખ્યાત મેહલ. આ બંને એક બીજાની પડોશમાંજ છે, અને મારે અહીં માત્ર એકજ દિવસ રહેવાનું હતું, માટે આજનો આખો દહાડો એજ બે ઠેકાણાઓ જોવામાં મેં ગુજાર્યો. દેવળવાળી જગા ઉપર પ્રથમ વિનસ દેવીનું દહેરૂં હતું. મૂર લોકોનો દોર ચાલ્યો ત્યારે દેવળ હતું ત્યાં તેઓએ કોર્ડોવાની વખાણાયલી મસ્જીદની ઢબ ઉપર પોતાનું ધર્મસ્થાન બાંધ્યું, પણ નોર્મન લોકોએ તેને આગ લગાડી. પાછળથી ૧૧૮૪ માં અમીર **યુસુફ** નામે હાકમે નવી મસ્જીદ બાંધવી શરૂ કીધી, અને તેમાં તેના બેટા **યાકુબ અલ મન્સુરે** વધારો કીધો. પણ રાજા ફર્ડિનાંડે મૂર લોકોને દેશમાંથી હાંકી કહાડયા પછી આ મસ્જીદની ભાંજફોડ કરીને તે ઉપર આજનું દેવળ બાંધ્યુંછે, જે આખા યુરોપમાં એક સર્વથી ઉત્તમ રોમન કેથલિક ધર્મસ્થળ દાખલ બહુ વખાણાયછે. એ દેવળ ૪૧૪ ફીટ લાંબું, અને ૨૭૦ ફીટ પહોળું, તથા ૧૭૦ ફીટ ઉંચા ગુંબજ સાથનું છે. એ એક નાનકડાં શેહેર જેટલી વસ્તીવાળું અને ઇમારતોથી ભરપૂર છે. એમાં ૩૭ તો નાનકડાં દેવળો છે, અમેરિકાના પ્રખ્યાત શોધક કોલમ્બસના બીજા બેટા **ફર્નાન્ડોનાં** નામનું એક પુસ્તકખાનું છે, તથા ઘોડાની નાળ રૂકું એક અતિ સુંદર આર્ક બાંધેલુંછે. અહીં વળી મજકુર કોલમ્બસની કબર પણ છે. આ ધણીને માટે કહેછે કે તે બહુ વિદ્યાવાન

અને પરહેજગાર હતો, જેણે પોતાનું કેતાબખાનું દેવળને ભેટ આપ્યાથી તેની યાદગારીમાં એક આરસ પથરનો સાદો લેખ અહીં જાળવી રાખેલોછે.

પણ જેણે મને અહીં વધારે લલચાવ્યો તે તો એ દેવળનો વા-કુકડા સાથનો ૩૫૦ ફીટ ઉંચો મિનારો છે. આ ત્રણ મિનારાઓનો એક મિનારો છે, અને જાણવાજોગ એ છે કે અસલી મહમદિયાન મસ્જીદનો માત્ર એજ ભાગ અગત્યનો ધારીને ખ્રિસ્તીઓએ સલામત રહેવા દીધોછે. આ બાંધકામ આરબ ઇમારતબંધીનો સુંદર નમુનો છે. ૧૨ મી સદીની આખરીમાં **આરબ અલ ઘબીર** નામે ઓલમાએ એ બાંધ્યો હતો, જે બિજગણિતના શોધક દાખલ વખણાયછે. એક બીજી શાહદત મુજબ **ઈબન યુસુફ યાકુબે** પોતાના બાપની બંધાવેલી મસ્જીદને લગતો આ બાંગ દેવાનો મિનારો બાંધ્યો હતો. તેનો પાયો ઉંડો નાખેલોછે, અને બાંધકામમાં નીચે તમામ પથર છે. દેવાલ ૯ ફીટ જાડી છે. મૂર લોકોના વખતમાં મથાળે ૪ ગંજાવર કદના સોનેરી દડા લટકાવેલા હતા, જે ૨૪ મૈલ દૂરથી પણ દેખાતા હતા. પણ ૧૩૯૫ ના ધરતિકંપ વેળા તે નીચે પડી જઇને નાશ પામ્યા હતા. વા-કુકડો કંઇ ખરેખર કુકડો નથી, પણ ૨૮૦૦ રતલનાં વજનનું 'યકીન' નામની બાઇનું એક પુતળું છે, જે પવનના સપાટાથી સહેલથી ફરેછે. મિનારા ઉપર ૧૭૬૪ નાં સાલથી એક ઘડિયાળ ગોઠવેલુંછે. ઉપરથી આસપાસનો ઘણોજ સરસ દેખાવ નજરે પડેછે.

આ મિનારા ઉપર ગેલેરીઓ અને ઝરુખા બનાવેલાછે, અને કહેછે કે અહીંથી બાંગ દેવામાં આવતી હતી. અસલ મિનારા ઉપર ચહડવા માટે સીડીઓ બાંધી લીધી હતી, પણ હાલ તો તે પુરી લઇને ઢાળાવદાર ચહડાણ બાંધીછે, જે ઉપર ઘોડસ્વાર થઇને પણ ચહડી શકાયછે. ગેલેરી ઉપર હાલ ૨૦ ઘંટો લટકાવ્યાછે, અને મિનારો ચોરસ હોવાથી દર દિશાએ પાંચ પાંચ ઘંટો ટાંગ્યાછે. જમાનાનો આ કેવો ફેરફાર! જ્યાં એકવાર એક પથરનાં પુતળાંને દેવી ગણી પૂંજવામાં આવતું ત્યાં દેવળ બંધાયું, તે દેવળને ઠેકાણે જ્યારે મસ્જીદ બંધાઈ ત્યારે તેના બાંગ દેવાના મિનારા ઉપર આજે ખ્રિસ્તી ધર્મસ્થાનના ઘંટો વાગેછે! ફેરફાર, તમામ જગત ફેરફારથી ભરપૂર છે. આ મોટાં દેવળમાં બીજીબી અસલ મસ્જીદની નિશાનીઓ જળવાઈ રહેલીછે. તેમાંના કેટલાક સ્તંભો અસલ મસ્જીદના છે. દેવળ એક ઊંચી જગા ઉપર ચોરસ બાંધેલુંછે, પણ તેનું છાપરૂં ઓછાંમાં ઓછા ૬૮ ગુંબજોથી ભરાઈ ગયુંછે, જેમને ૪૫ ફીટના ઘેરાવાના સંખ્યાબંધ કમાનદાર થાંભલા ઉપર ટેકવ્યાછે. ટુકમાં આ દેવળને ચિત્રો, બાવલાંઓ, તથા તસ્વીરોવાળા સુંદર કાચની બારીઓથી બહુ શોભાવ્યુંછે. એનો સર્વથી મોટો ગુંબજ આજે ૧૯૧ ફીટ ઉંચો છે. મસ્જીદનો ગુંબજ તો ૧૬ મી સદીની શરૂઆતમાં તુટી પડયો હતો. ઉપલા મિનારાવાળી જગાની નીચે ચોકમાં નારંગીનાં ઝાડોની વચે એક હોજ અને ફુવારો છે તે હાલ પાણી વિના કેવળ સુકાંછે, પણ તે અસલ મસ્જીદને લગતાંછે. એમની પાસેજ એક દરવાજોછે, જેનાં બારણાં અસલ મસ્જીદનાં હજી સલામત છે.

## અલકાઝર મેહલ.

અહીંથી નિકળેલો હું અસલી મૂર સુલતાનોનો 'અલકાઝર'નો મેહલ જોવા ગયો. **કાઝર** શબ્દ 'કએસર' અને 'સીઝર' અથવા 'કસરા' અને 'ખુસરો' જેવા શબ્દોને મળતો છે અને તેમના જેવોજ અર્થ (=પાદશાહ) ધરાવનારો જણાયછે. આરબ લોકોના અમલ વેળા આ મેહલ સેવિલ શેહરની આસપાસ બાંધેલા કોટ સાથ સંબંધ ધરાવતો હતો. અસલ મેહલ તો ખરાબ થઇ ગયેલો હોવાથી ડયુક ઑવ મોંટપેન્સિયર નામના હાકમને ખર્ચે એની ફરીથી મરામત થઇ હતી, પણ તે જેવી જોઇયે તેવી ન હતી. અહીં સુલતાનો રેહતા હતા. અંદર દાખલ થયા પછી એક ચોક આવેછે, જેમાં નારંગી-

માં ગાડા રાખેલાછે. એ પછી એક તેવીજ ભાગળી આવેછે, જે મૂકી આગળ ચાલ્યા કે ભીજો વધારે, મોટો ચોક છે, જેની વચ્ચે માર્બલનો ફુવારો છે. અહીંથી મેહલની દેવાલો શરૂ થાયછે, જેમને ફરતી સુંદર નક્ષી કરેલીછે. જ્યારે સેવિલનું સ્વતંત્ર રાજ્ય થયું ત્યારે આ મેહલ બાંધેલો કહેવાયછે. આખી અલહામ્બ્રાની માફક અનેક મેહલોનો ઝુમખો છે, અને અહીં પણ ત્યાંની માફકનાં ઘણાંએક ભપકાદાર દીવાનખાનાંઓ, નક્ષીદાર મેહરાબો, અને આંખે ઉડી વળગે એવા સુશોભિત ચિતારો હજી પણ નજર આવેછે. અસલ ત્રિકોણ આકારમાં આ મેહલો હતા, જેમનો કેટલોક ભાગ આજે નાશ પામેલોછે. તેમજ આસપાસની જાડી દેવાલો ઉપર મિનારા હતા, તેમનો પણ થોડોજ ભાગ આજે બચેલોછે.

જ્યારે ફર્ડિનાંડ પાદશાહે આ શેહર જીત્યું ત્યારે તે અહીં આવી વસ્યો હતો, અને તેની પછી ઘણાએક રાજાઓ અહીંજ જન્મ્યા અને અહીંજ મરણ પામ્યા હતા. એઓમાંનો એક પ્રખ્યાત **ડૉન પેડ્રો** જે 'ઘાતકી'ની ઉપમાથી ઓળખાયછે તે પણ હતો. એ રાજાએ તો મેહલને ઘણો વધાર્યો અને શણગાર્યો હતો, તેમજ બીજા રાજાઓએ પણ એમાં ઘણો સુધારો કીધો હતો. ડૉન પેડ્રો પાછળા જમાનામાં ઘાતકી ગણાયોછે, પણ તે તો પોતાને અદલ ગણાવતો હતો, અને આરબ સુલતાનો પથરનાં કોરેલાં જે તખ્ત ઉપર બેસી ઇનસાફ ચુકવતા તેજ તખ્ત ઉપર એ પણ બેસતો હતો. આ રાજા મૂર લોકોનો જબરો વખાણનાર હતો.

ઇનિસાફ માટે અહીં એક અસલ ઓરડો છે, જેના મૂખડાનો ભાગ સોનેરી અને બીજા સુંદર રંગોથી બહુ ઝપઝપ થાયછે. એના નાનકડા પતળા માર્બલના સ્તંભો, આર્કદાર દરવાજા ઉપરના સિંહો અને કિલ્લાઓની નક્ષી, અને એવું બીજું હુનરકામ આંખને તાઢક આપેછે. ચાલુ સદીની શરૂઆતમાં અજ્ઞાન અથવા અદેખા હાથોથી એ સર્વ ઉપર ચુનાનું પડ ફેરવી લેવામાં આવ્યું હતું, પણ ઉપર કહેલા ડ્યુક પોતાને પૈસે ઉપલા સર્વ ભપકાને પાછો પ્રકાશિત કરાવ્યોછે. એ ડ્યુક પોતાની શાદી પછી થોડીક મુદત આ મેહલમાં રહ્યો હતો, અને સ્પેનની પદભ્રષ્ટ રાણી ઇસાબેલા પણ અહીં આવી વસતી હતી.

એક બીજું સુંદર દીવાનખાનું આ મેહલનો જુદોજ ભપકો રજુ કરેછે. તેની આજુબાજુ પર) માર્બલના સ્તંભો છે, જેમાંના ૪૦ બબેનાં જોડકાંમાં અને બાકીના એકએક છુટા છે. એક ત્રીજું દીવાનખાનું એલચીઓની મુલાકાત માટેનું છે. આ બેઉની નકલ અલહામ્બ્રાનાં એવાંજ દીવાનખાનાઓ ઉપરથી કરેલીછે. છેલું ભપકાદાર અને ચોરસ આકારમાં છે. તેની વચ્ચે પડસાળો બનાવી તેમની વચ્ચે ત્રણ ઘણાજ ખુબસુર્ત મેહરાબોથી સંબંધ રાખ્યોછે. આ સઘળી આરબ ઢબછબ છે, અને તેથી નક્ષીકામ અને ભપકાની કશી મણા રાખી નથી. આ દીવાનખાનામાં સ્પેનનો રાજા પાંચમો ચાર્લ્સ પોર્ટુગલની **ઇસાબેલા** શાહજાદી સાથ પરણ્યો હતો. વળી એજ ઓરડામાં મજકુર ડૉન પેડ્રોએ **રે બર્મેજો** (Rey Bermejo) નામે એક રાજાને પોતાને આશ્રે બોલાવીને તેની કનેનાં બેમૂળાં ઝરિયાન ઉપર લોભાઈ તેનો જાન લીધો હતો. એ ઝવેરાતોમાં એક લાલ આખી દુનિયામાં સર્વથી નામીચું અને મોટું ગણાતું હતું, જે પાછળથી રાજા પેડ્રોએ ઇંગ્લંડવાળા શાહજાદા **એડવર્ડ** ધી બ્લૅક પ્રિન્સને એનાયત કીધું હતું, અને ત્યારબાદ તે ઇંગ્લંડનાં તાજમાં સલામત રહેલુંછે.

પેડ્રોએ આની પાસેનાજ એક બીજા ઓરડામાં અખાડો જોવાને બહાને પોતાના ભાઇ **ડૉન ફ્રેડરિક**ને બોલાવીને તેને મારી નખાવ્યો હતો. આ ઓરડો પણ અલહામ્બ્રાની ઢબ ઉપર બાંધેલોછે. એના આરસપહાણના સ્તંભો પતળા, હવાદાર, અને નાજુકાઇથી ભરપૂર છે. બાગને માથેના ઓરડાઓ પણ અસલ મૂર લોકોના હતા તેજ છે. અહીં વળી સુલતાનાઓ માટેનો હમામ પણ

છે. આજે તેમને જાડી દેવાલોથી ઘેરી લીધાછે, પણ મારો ભોમિયો કહેછે કે આરબોના અમલ વેળા આસપાસ નારંગી અને મીઠાં લીંબુંનાં ઝાડો ફરી વળેલાં હતાં. ડૉન પેડ્રો-ની એક એવી કથા આ ભોમિયો મને કહેછે કે જ્યારે કોઇ રાજ-માશુક અહીં સ્નાન કરતી ત્યારે આ ડૉન અને તેના દરબારીઓ આગળ હાજર રહેતા અને પોતા તરફની કુર્બાની દેખાડવા માટે તેણીનું સ્નાન કરેલું પાણી દેખાઇતી લેજતથી પી જતા હતા !

આ મેહલમાં આ ઉપરાંત અનેક વાણીના ઓરડાઓ છે, જેઓમાં આરબી લેખો કોરેલા અને ચિત્રેલા જોઉંછું. બાગમાં સઘળું આરબ ઢબનું—ફુવારા, હોજ, બેઠકો વગેરે—છે. મેહલ બે મજલાનો છે. એવોજ બે મજ-લાનો એક બીજો મેહલ તેનાં સ્પેનિશ નામ **કાસા પિલાટો** (Casa Pilato) ને નામે ઓળખાયછે. એ પણ અસલ આરબી મકાન છે, જેમાં જુદી જુદી સંગેમરમરની તખ્તીઓ ઉપર આરબી લેખો અને સુંદર નક્ષીકામ, સોનેરી પાણીના અને રંગીન ચિતારો, વગેરે છે. વચે એક મોટો ચોક છે તેની દરેક બાજુએ પાંચ પાંચ આર્કો બનાવેલાંછે, અને તેમને ફરતી અરબી નક્ષી તથા લેખોનું કોતરકામ કરેલુંછે. વળી નદી કિનારે એક ફરતો ગોળ કિલ્લો છે, જેને સોનાનો બરૂજ (Torre del Oro) કહેછે. અલક-ઝારના મેહેલની એ અસલ ચાવી ગણાતો હતો. અહીંથી નદીને માર્ગે આવતા શત્રુ-ઓની હિલચાલની મેહલમાં વસનારા સુલ-તાનોને તરત ખબર આપવામાં આવતી હતી. કિલ્લાને નારંગિયો રંગ આપેલો હોવાથી દૂરથી તે સોનેરી લાગેછે. અલમોહાદી ટોળાના આરબ હાકમો અહીં પોતાનો ખજાનો રાખતા કહેવાયછે, જે ઉપરથી મૂર લોકોને પગળે ચાલનાર ડૉન પેડ્રો પણ અહીંજ પોતાનો ખજાનો રાખતો. કોલમ્બસના જમાનામાં અમેરિકાથી તે જે કંઈ ખજાનો લાવ્યો તેની અહીંજ જગા કરવામાં આવી હતી.

આ સઘળું અને બીજું જોવા લાયક હતું તે જોઇને રાત્રે ૯ ને શુમારે હું સેવિલથી ઉપડી

## કોર્ડોવા

રવાના થયો, અને મધરાત પછી ૧।। કલાકે ત્યાં જઇ પુગ્યો. 'હૉટેલ ડિ ઓરિયેન્ટ'માં મેં ઉતારો લીધો હતો માટે બાકીની રાત ત્યાંજ ગુજારી.

## યુરોપમાં સર્વથી નાદર ઈસ્લામી મસ્જીદ.

તા૦ ૧૦ મી, શુક્રવાર—આ પુરાણું આરબ શેહરની વસ્તી ૫૩૦૦૦ માણસોની છે, અને એ ગાડાલકવીવિર નદીને કાંઠે આવેલુંછે. આરબ લોકોના અમલ વખ્તે એ શેહર આખા યુરોપના સુધારાનુ મધ્ય બિંદુ ગણાતું હતું, કેમકે તે જમાનામાં એટલે ૮ મીથી ૧૫ મી સદી સુધીમાં સઘળો વિદ્યા હુનર આરબોએજ ગોયા એકહાથ કરી લીધો હતો. એશિયામાં તે વેળા બગદાદ અને દમાસ્કસ તો યુરોપમાં પ્રથમ કોર્ડોવા અને પછી સેવિલ એ બાબત-માં બહુ નામીચાં મહમદિયાન શેહરો ગણાતાં હતાં. પણ આજે તે જમાનાનું કોર્ડોવા રહ્યું નથી. ઇસ્વી પૂર્વે બીજી સદીની આગમજનું એ જાણાતું હતું.

અહીં હું ખાસખા અસલી આરબ મસ્જીદ જોવા માટેજ આવેલોછું, માટે મેં સર્વથી પહેલું હેર્યું અહીંનાં મોટાં દેવળ તરફ લીધું, જે આ મસ્જીદને ફેરવીને બાંધેલુંછે. મૂર લોકોએ પોતાની આગમજના ખ્રિસ્ટીઓને શિકસ્ત આપ્યા પછી તેમને તેમનો ધર્મ પાળવાની છુટ બક્ષી, અને તેઓએ અસલ 'જેનસ' નામે દેવતાનાં દહેરાંને ફેરવીને પોતાનું દેવળ બાંધેલું હતું તે વાપરવા દીધું, પણ બાકીનાં સર્વ દેવળો હતાં તે ભાંગી નાખ્યાં. પાછળથી મૂર લોકોની સત્તા વધી પડયાથી તેઓએ આ દેવળનો અર્ધો ભાગ ખ્રિસ્ટીઓ કનેથી પડાવી લઈ તેમાં મસ્જીદ બનાવી. આગળ ચાલતાં તેઓએ આખું દેવળ પોતાના કબજામાં લીધું અને તેના બદલામાં ખ્રિસ્ટીઓને ૧૦૦૦૦૦ દીનાર

(એટલે તે જમાનામાં ૪૦૦૦૦ પણ આજને હિસાબે ૪૪૦૦૦૦ પૌંડ)ની રકમ નવું દેવળ બાંધવા માટે આપી. ૭૮૪ માં ૧ લા **અબ્દુ રેહમાને** આ ગોઠવણ કીધી, જેની મતલબ કોર્ડોવામાં દમાસ્કસ અને બગદાદની મસ્જીદો કરતાં પણ મોટું અને સરસ મકાન બાંધવાની હતી. એને તે આથમણુ તરફનું પવિત્ર **મક્કા** બનાવવા માંગતો હતો, અને તેથી એનો નમુનો તેણે પોતેજ તયાર કીધો, તે બાંધવા માટે મેહસુલનો મોટો ભાગ આપી દીધો, અને દર રોજ થોડા કલાક તે બાંધવાનાં કામમાં રોકવા લાગ્યો. ૭૮૬ માં આ પવિત્ર મકાનનું કામ શરૂ થયું, પણ બીજેજ વરસે તેનો સ્થાપક ગુજરી ગયો. તોપણ તેણે યોજેલું કામ તેના બેટા **હાશમે** ચાલુ રાખ્યું, અને એવી દિલસોજીથી તે આગળ વધાર્યું કે ૧૦ વરસમાં તો મસ્જીદ તૈયાર થઇ. ૩ જા **અબ્દુ રેહમાને** એના ફુવારા અને ખુબસુર્ત મિનારો બંધાવ્યા. આ રીતે તૈયાર થયલી આ જગપ્રસિદ્ધ મસ્જીદ ૬૪૨ ફીટ લાંબી અને ૪૬૨ ફીટ પોહોળી બંધાઇ, જેમાં પાછળથી જુદા જુદા સુધારા વધારા થતાજ ગયા.

મૂર લોકોના જમાનામાં એ રીતે સાત સદીઓ સુધી નામના મેળવ્યા પછી જ્યારે ફર્ડિનાંડ રાજા કોર્ડોવામાં ફતેહ કરતો દાખલ થયો ત્યારે તેનો પહેલો હુકમ એ હતો કે આ મકાનને ખ્રિસ્ટી ધર્મની રીત મુજબ પવિત્ર કરીને કુમારી મરિયમને તે અર્પણ કરવું અને તેને નામનું દેવળ બાંધવું. આ હુકમ મુજબ મસ્જીદની ભાંજફોડ ચાલી અને કેટલાક ખ્રિસ્ટી ઢબછબ મુજબના ફેરફારો થયા. પણ એટલાંમાં રાજા પાંચમો **ચાર્લ્સ** કોર્ડોવામાં આવ્યો અને અસલ મસ્જીદનું તેજ અને ભપકો, તેનું મસ મોટું બાંધકામ અને મોટાઇ પોતાની નજરે દિઠાં, અને પછી તે ગુસ્સાથી આ મુજબ બોલ્યો કે—"આ વાતથી હું અજાણ હતો; જો હું જાણત કે તમો અસલ મકાન ભાંજીને નવું બાંધકામ કરનાર છો તો તમને તે માટેની રજા હું આપત નહિ. તમે અહીં જે કંઇ બાંધ્યું છે તે તો તમે બીજે કેથે પણ બાંધી શકત; પણ તમે જેનો નાશ કર્યોછે તેવું દુનિયામાં તમને ફરીથી કયાં મળનાર છે?"

આ સખુનો ઉપરથી અસલ મસ્જીદની ખૂબી એક ખ્રિસ્ટી પાદશાહને પણ કેવી દેખાઇ આવી હતી તે આપોઆપ જણાયછે. આખા યુરોપમાં આ સર્વથી સરસ મસ્જીદ છે. તે જમાનામાં એનું છત્ર આજ કરતાં વધારે ઉંચું અને હવાદાર હતું, અને સોનેરી તથા તરેહવાર બીજા રંગોથી દીપતું હતું. સોનાં અને રૂપાંના હજારો દીવા અંદર રોશન થતા હતા. એની દેવાલો ઉપર સુશોભિત ચિત્રો અને રંગોની એવી કારીગરી કીધી હતી કે જાણે કાશમીરી શાલની પછવાડે રોશની કીધાથી જેવી દીપે તેવી તે દીપક મારતી હતી. એના મેહરાબો અને આર્કોઓ જાણે ગંજાવર કમાનો હોય તેમ પોતાના હીરા અને માણક અને બીજા કીમતી પથરાઓની ચલક અને ઝલેહથી જોનારને પોતાની તરફ એંચતાં હતાં. પણ અફસોસ! આજે તે સઘળું તમાશગીર જોઇ શકતો નથી. અદેખા કે બેહુનર લોકોએ એ સર્વ ઉપર અંધારૂં પડ કરી લઇ અસલ મકાનની સર્વ અજાયબીઓને ઢાંકી નાખીછે.

બહારની દેવાલોએ તો આજ સુધી અસલી આરબ ઢબછબ અને ચિત્ર વિચિત્ર દેખાવો જાળવી રાખ્યાછે. તે કેથે ૩૦ તો કેથે ૬૦ ફીટ ઉંચી અને ૬ ફીટ જાડી છે. કેથે કેથે ચોરસ બરૂજો બાંધીને તેને મજબૂત બનાવીછે. સઘળા મળીને ૪૮ બરૂજો હતા તેમાંના આજે તો થોડાજ જળવાયલા મેં ગણ્યાછે. માંહે દાખલ થવાના ૧૬ માર્ગો છે, અને અંદર ૨૧ દરવાજા છે. બહારના દરવાજા ઘણાખરા ચોરસ અને ઘોડાની નાળ જેવા ઘાતના છે, જેમને બહુ સરસ રીતે શણગારેલાછે. બરૂજમાં વપરાયલો દરેક પથર ચાર ફીટ લાંબો છે. દરવાજા કે દેવાલો ઉપર જ્યાં જોઇયે ત્યાં આરબી લેખો છે, જેમનો ભાવાર્થ ખોદાતાલાની મોટાઇ કબૂલ રાખવા સિવાય બીજો કાંઇ નથી.



કોર્ડોવાની મસ્જીદ—અંદરનો દેખાવ.

[જુઓ સફે ૩૮૦—૮૧.

આ મકાન ચોરસ છે, જેના મોટા દરવાજા પાસે એક ઉંચો મિનારો છે અને તે ઉપર ચહડવાની ૧૯૩ સીડીઓ બાંધેલીછે. આ બાંધકામ કંઇ અસલ નથી. ખલીફ અબ્દુ રેહમાન ૩ જાએ અસલ હતો તે જગા ઉપર એક સુંદર મિનારો બંધાવ્યો હતો, જેને પાછળથી ખ્રિસ્ટીઓએ પોતાની ઢબછબમાં ફેરવી નાખ્યો હતો. પણ તુફાનમાં તે પડી ગયાથી તેની જગા ઉપર હાલનો બાંધ્યોછે જે અસલને કદી પુગે નહિ એવો કંગાળ મનાયછે. એની નીચે એક લંબચોરસ ચોક છે, જેમાંના અસલ હોજમાં નારંગીનાં ઝાડો રોપેલાંછે. આથી એને નારંગીના ચોક (Court of Oranges) નું નામ મળેલુંછે. ચોકની લંબાઇ ૪૩૦ ફીટની અને પહોળાઇ ૨૧૦ ફીટની છે, જેમાંથી ત્રણ વિભાગો બનાવેલાછે. ઝાડોમાં મૂખ્ય મહાડ અને સરૂનાં હતાં; પણ તેમાંનાં ઘણાએક ચાલુ સદીના પહેલા ભાગમાં જબરો વંટોળિયો થવાથી નાશ પામેલાં કહેવાયછે. હાલ જે નારંગીનાં ઝાડો છે તે આજ ૪૦૦ વરસોનાં રોપેલાં છે. ચોકની દક્ષિણ સિવાય દરેક દિશાએ આરસ પથરના સ્તંભો ઉપર આર્કો બનાવેલાંછે. અહીં પ્રાર્થના કરવા આવનારાઓને વીઝુ કરવા—યાને હાથ મોહોડું તથા પગ ધોઇને સ્વછ થવા—માટે મજકુર અબ્દુ રહેમાને ૯૪૫ માં એક હોજ બંધાવ્યો હતો. હાલ આ હોજ નાનો છે, પણ હું ધારૂંછું કે એની આસપાસ ચોબાજુએ પથરોની હાર દેખાયછે ત્યાંસુધીનો એ હોજ પ્રથમ મોટો હશે, કારણકે એને ફરતી એક ગેલેરી અથવા ચાલ બાંધેલીછે તે વીઝુ કરવા આવનારાઓને પોતાનાં કપડાં મૂકવા યા બેસવા માટે હશે. ચોકમાંથી મસ્જીદમાં દાખલ થવાનો મોટો દરવાજો છે, અને બીજા દરવાજા મોહોલ્લામાંથી દાખલ થવાના છે, પણ તે હાલ પૂરી લીધેલાછે. આ મોટા દરવાજા ઉપર ઉભા રહિયે તો સામે સામે ઉપર કહેલા સ્તંભોને માથેની એકસરખી મેહરાબ આવી રહેલીછે, જે બહુ સુંદર અને બે ઘડી જોયા કરિયે એવી છે. એને હાલ સંભાળ અર્થે લોઢાંની જાળી કરી લીધીછે. એને ફરતા પથર ઉપર કોરાનમાંના ફકરાઓ કોતરેલાછે અને તેમને પિળો રંગ દીધેલાછે. મેહરાબની કમાન પણ ઝીણા માર્બલ પથરની બનાવેલી હોવાથી તે બારીક કટકીઓ ઝપઝપ થયા કરેછે. એનો ગુંબજ પણ શોભાયમાન છે, અને નીચે માર્બલની ફરસબંદી કરી લીધેલીછે. હું ઇસ્તિમબુલ, સિર્યા, મિસર, અરબસ્તાન વગેરે મહમદિયાન મુલુકોમાં ફરી વળેલોછું, પણ આવી સરસ મેહરાબ મેં કેથે જોઇ નથી.

મસ્જીદની સર્વથી પવિત્ર ભૂમિવાળો આ મેહરાબ તેની તમામ ખૂબીઓમાં સર્વથી ખૂબીવાળો ભાગ છે. તે સાત ખુણાનો એક નાનો પણ અતિ ખુબસુર્ત ગોખલો છે, જે આડથી નવ ફીટ ઉંડો છે. એ તાકનો ઘેરાવો ૪૦ ફીટનો છે. એની બેઠક સફેદ આરસ પહાણની કરેલીછે; તેમજ એનું છત્ર, જે કોડારૂપી છે, તે પણ એજ પથરનુંછે, અને વળી એકજ પથરમાંથી આ બંને કોરી કહાડેલાછે. આ તાકની છ બાજુઓને માર્બલના નાનકડા સ્તંભો ઉપર ઉભાં કરેલાં તેવાંજ સુંદર આર્કોઓથી શણગારીછે, જેની મથોટી સોનેરી અને અતિ નાજુક નક્શીકામથી ભરેલી છે. જે જગા ઉપર આ સ્તંભો ઉભા કરેલાછે ત્યાં સોનેરી હરફે એક લેખ કોરેલોછે. એ જગા ઉપર એક મેજ મૂકેલી હતી, જેના જેવી આખી દુનિયામાં બીજી એકે મનાતી નથી. તે તમામ હાથીદાંત અને કીમતી લાકડાં તથા પથર વડે બનાવેલી હતી, તથા તેમાં સોનારૂપાંની પટીઓ જડેલી તથા ખીલા મારેલા હતા. એ પાછળ ૨૫૦૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો, જે આજને ભાવે ૧૦૦૦૦૦૦ પૌંડ થવા જાયછે. આ બેમૂળી પેટીમાં પવિત્ર **કોરાન**ની કેતાબને રાખવામાં આવતી, જે હજરત **મહમદ**ના બીજા યાર ખલીફ **ઉસ્માનને** હાથની લખેલી કહેવાતી હતી. વળી આ પવિત્ર પુસ્તકને પ્રથમ હીરા, મોતી અને સોનાથી ભરપૂર રીતે શણગારેલી એક પેટીમાં મૂકીને પછી ઉપલી મેજમાં મૂકતા હતા. અફસોસની વાત છે કે થોડાંક વરસોની વાત ઉપર આ

મેજુળી ટેબલ તે માંહેલી કીમતી પેટી અને પવિત્ર કેતાબ સુધાં કેથે ગૂમ થઇ ગઇછે !

આ મેહરાબની આસપાસ ધર્માધ્યક્ષોને વસવાના ઓરડા હતા. જમણી બાજુના દરવાજામાંથી સુલતાનના મેહલ તરફ જવાનો માર્ગ હતો. **અલ હાકેમ** ૨ જાએ આ મેહરાબ ૯૬૧ માં બંધાવ્યો હતો. તેના તેમજ મસ્જીદના બીજા અતિ નાજુક અને તારીફલાયક શણગારો માટે ઉપલા સુલતાને કૉન્સ્ટાન્ટીનોપલ ખાતે એક એલચીખાતું મોકળાવીને ત્યાંથી હુનરમંદોને બોલાવ્યા હતા, જેઓ પોતાની જોડે કાચ, પથર અને ધાતુને મખ્મલ અને કીનખાબમાં કરેલી હોય તેવી દેખાતી ઉમદા નક્ષીના ૩૨૫ નમુનાઓ લઇને કોર્ડોવા આવ્યા હતા. દશમી સદીમાં એવી હુનરમંદીમાં ઇસ્તમ્બુલી કિસબીઓજ એકલા બહુ વખણાતા હતા. આવા આવા ભપકાઓથી રમઝાન મહિનામાં થતી રોશનીમાં આ મસ્જીદ એક પરસ્તાન જેવી દીપી નિકળે તેમાં શી નવાઇ છે? તે વેળા મજકુર એકલા મેહરાબમાંજ ૧૪૫૪ બતીઓ રોશન કરવામાં આવતી હતી, જ્યાં વળી સુલતાને મુકાવેલો ૯૦ રતલી કાકડો સળગાવવામાં આવતો હતો. મસ્જીદના બીજા ભાગોમાં આવી ૪ જબરદસ્ત રોશનીઓ ઉપરાંત ૨૮૦ ઝુમરો સળગાવતા હતા. બતીઓની એકંદર સંખ્યા ૧૦૮૦૫ ની હતી અને આખા મહિનામાં ૭૫૦ 'અરોબા' જેટલું તેલ ખપતું હતું.

મસ્જીદની અંદર દાખલ થતાંજ આપણી અજાયબી અને ખુશહાલીનો પાર રહેતો નથી. તે બંધાવનારની સ્તુતિ કર્યા વિના આપણને ચાલતું નથી. જાણે સ્તંભોનું જંગલ બનાવી દીધું હોય તેમ એટલીબધી સંખ્યામાં તેઓ જણાયછે કે તેઓ વચે આપણો રસ્તો પણ ભૂલી જવાયછે. સઘળા મળીને ૧૨૦૦ સ્તંભો અસલ હતા તે આજે ૮૫૦ ગણાયછે. બાકીના કેટલાક નવી બાંધી લીધેલી દિવાલોમાં ચણાઇ ગયાછે. એ સ્તંભો સંગેમરમરના છે અને જાણવાજોગ એ છે કે દરેક સ્તંભ એકજ પથરનો સલંગ કોરી કહાડેલો છે. વળી દરેક જુદા જુદા રંગનો આરસ પથર છે—કોઇ લીલો, કોઇ લોહી જેવો, કોઇ પિળો. આ સ્તંભોથી રચના બહુ સરસ લાગેછે.

તેઓ સઘળા એકસરખા નહિ પણ નાના મોટા છે. દરેક ઉપર પથરનીજ કમાન વાળેલીછે, અને દરેક કમાન લાલ અને સફેદ પટાની છે. મસ્જીદની વચોવચમાં મદીના શરીફના હરમ મુજબ જીકર કરવાને આશરે ૮ ફીટ ઉંચો મકાન (પુલપીટ) છે, જેની દેવાલ ઉપર સર્વે આરબી ફકરા કુરાનમાંથી ચુંટી કહાડી લખેલાછે.

**સુલતાનના મેહલ—અલ કાઝર.**

કોડાવા જ્યારે આરબોનું પાયતખ્ત હતું તે વેળા અહીં એક નાદર મોટો મેહલ બાંધેલો હતો, જેનો થોડોજ ભાગ આજે સલામત રહેલોછે. હાલ ત્યાં કેદખાનું બનાવેલુંછે, અને મેહલની ઇધાણી તો થોડીક અસલી દિવાલો અને બાગથીજ મળેછે. નદીની દક્ષિણે અને શેહેરની પશ્ચિમે આ મેહલ હતો. અસલ અહીં મૂર લોકોની આગમજના સ્પેનના ધણી ગૉથિક રાજાઓ વસતા હતા, જે પછી સુલતાનોએ એ મકાનને વધારી, શણગારીને પોતાને લાયકનું બનાવ્યું હતું. એક સંચા મારફતે નદીનું પાણી અહીં લાવીને મેહલના હમામોને પુરૂં પાડવામાં આવતું હતું. છેક ૧૫ મી સદી સુધી આ હમામો હૈયાત હતા, પણ પાણી આણતી વેળા સંચાનો ગોંધાટ થતો હતો તેથી આ મેહલમાં તે વેળા વસતી રાણી ઇસાબેલાનાં કામકાજ અને આસાયશમાં ખલલ થવાથી એ યંત્ર ભાંજી નાખવામાં આવ્યું હતું.

હજીબી અહીં અસલનો બાગ અને બે હોજો સલામત છે. એજ રીતે અહીં બીજીબી અસલી આરબોની યાદગારી આપનારી જગાઓ છે. જેમકે નદી ઉપરના પુલ જોકે પ્રથમ રૂમીઓએ બાંધેલો હતો, પણ પાછળથી સુલતાનોએ તેને નવેસરથી બંધાવેલો આજસુધી હયાત છે. તે ૧૬ આર્કાંનો અને ચિત્ર વિચિત્ર છે. એની પાસેની પાણીની ચક્કીઓ તથા

કિલ્લો પણ મૂર લોકના વખતનાંજ છે. શેહરની આસપાસ તેઓએ બાંધેલી દેવાલો હજી સલામત છે, પણ તેની ભાગોળોનો અસલનો ઘણો ઠાઠ ઓછો થઈ ગયોછે. કોર્ડોવાના અસલ મોહોલ્લાઓમાં આજે જે ફરસબંદી કરેલી જણાયછે તે છેક ૮૫૦ ની અબદુ રેહમાનના વખતની છે. આખા યુરોપમાં આ રીતે રસ્તાઓની હાલત સુધારનાર પહેલા મૂર લોકોજ હતા. અહીંના ઘણાએક દેવળોની જગા પર અસલ મસ્જીદો હતી, જેઓમાંનું એક વિલાવિસિયોઝા (Villaviciosa) નામનું દેવળ ૧૪ મી સદીમાં કરેલા મુરિશ શણગાર માટે વખણાયછે. એ મસ્જીદમાં તે વેળા સુલતાનને બિરાજવા માટે એક બેઠક ("મેહસુરેહ") બનાવી હતી, જેની આસપાસની તમામ જમીન ચાંદીથી મઢી લીધી હતી. શેહરમાં અસલ પ્રજાનાં લોકોને માટે ૯૦૦ હમામ બાંધેલા હતા, તેમાંના માત્ર બેજ આજે હૈયાત છે, જેમના આરસના સ્તંભો જળવાઈ રહેલાછે.

કોર્ડોવાની વાવ્ય બાજુએ ત્રણ મૈલ ઉપર મારો ભોમિયો મને એક ખંડિયેર જોવા લઇ ગયો, જ્યાં માત્ર ભાંગેલા સ્તંભોના કટકા સિવાય બીજું કંઇજ નથી. તેણે ખોલાસો કીધો કે અહીં અબ્દુરેહમાને પોતાની સુલતાના **અઝ ઝાહરાને** માટે એક અતિ સુંદર મેહલ બાંધ્યો હતો. તે તમામ આરસ પથરનો અને નક્શીકામથી ભરપૂર હતો, અને તેના દરવાજા ઉપર તે માશુકનું બાવલું ગોઠવેલું હતું. તે બાંધવા માટે સ્તમ્બુલથી ખાસ હુનરમંદને બોલાવ્યો હતો, જેણે આ પરાંમાં ઉપલું નાદર એવાન બનાવ્યું હતું. સુલતાનનાં જનાનખાનામાં ૬૩૦૦ બાનુઓ હતી, અને તેમને કાજે ૩૦૦ હમામો અહીં બાંધ્યા હતા. એ મેહલ માટે ૧૦૦૦૦ મજુરો ઉપરાંત દરરોજ ૩૦૦૦ ખચ્ચર, ઘોડા અને ઉંટોને રોકવામાં આવતાં. મજુરોને ત્રણ દિરમનો રોજ મળતો. આ કામમાં સુલતાન એટલો ચકચૂર હતો, કે બે જુમાના દિવસોમાં મસ્જીદમાં નિમાજ વેળા હાજર થવાનું તે ચૂકી ગયો હતો. મેહલને માટે ૪૩૦૦ માર્બલના સ્તંભો રોમ, ત્યુનિસ અને બીજાં નામીચાં શેહરો ખાતેથી તૈયાર કરાવીને મંગાવ્યા હતા. એકંદર ખર્ચ ૭૫૦૦૦૦૦ દિનાર (૫૨૫૦૦૦૦૦ પૈંડ) નો થયો હતો, અને એ રકમ સુલતાનની કુલ આવકના ત્રીજા ભાગ જેટલી હતી. મેહલને લગતી બે મસ્જીદો પણ હતી. પણ એ સર્વેમાંનું કશું આજે જણાતું નથી. માણસની મોટાઈ અને લોભ ઉપર અફસોસ ! તે પોતે તો સદા હૈયાત રેહેતો નથી પણ તેનાં મજબૂત બાંધકામો પણ તકી શકતાં નથી.

હવે આ શેહરમાં બીજું જોવા માટે મારી કને વખ્ત હતો નહિ, માટે હું આજ પાછળી રાત્રે—એટલે મધરાત પછી સવા બે કલાકે—

## મેડરિડ

જવા માટે ઉપડી ગયો, અને તા૦ ૧૧ મી, શનિવારે રાત્ર ૮ વાગે અહીં આવી 'હૉટેલ ડ રોમ' માં ઉતારો લીધો.

આ શેહરની વસ્તી ૫૧૦૦૦૦ માણસોની છે, અને એ એક છત્રી માફક ડુંગર ઉપર વસેલુંછે. મૂર લોકે એને બે મરતબે હાથ કીધું અને બે મરતબે તેમના હાથમાંથી તે પાછું જીતી લેવામાં આવ્યું હતું. તેઓએ એને **મહબિબનું** નામ આપ્યું હતું, પણ વળી એ **મઝેરિટ** (Mazerit) ને નામે પણ ઓળખાયુંછે. મૂરોએ કરેલી કિલ્લેબંદી પાછળથી તોડી નાખવામાં આવી, જે પછી ફરીને તેઓએ એ શેહર જીત્યા બાદ અહીં મોઝારીબ લોકો વસ્યા હતા. શેવટે ૧૪૦૩ માં રાજા **ઑલ્ફોન્સો** ૮ માએ આરબોના હાથમાંથી મેડરિડનો કબજો પાછો લીધા બાદ એ તેમના હાથમાં ફરીથી જવા પામ્યુંજ નહિ. અહીંની હવા નબળી તનદરોરતીવાળાઓ માટે સારી જણાયાથી નાતવાન રાજા ચાર્લ્સ પાંચમાને પાયતખ્ત માટે એ જગા બહુ પસંદ આવી, જે ઉપરથી રાજા **ફિલિપ** બીજાએ **ટોલેડો** શેહર ખાતેથી દરબાર ઉઠાવીને મેડરિડમાં આણી (ઇસ્વી ૧૫૬૦), અને ત્યારબાદ એ શેહરનો લાગવગ, વસ્તી અને સુધારો વધતાં ગયાં. બે ટેકરીઓના ઢાળાવ

ઉપર મેન્ઝીનેરિસ નદીને કાંઠે આ શેહર આવેલું છે, જે લગભગ પાણી વિનાનું એક નાળું છે. આજે એ શેહર એટલું બધું સુધરતું ચાલ્યું છે કે થોડી મુદતમાં યુરોપનાં સુંદર શેહરોમાંનું એક થઈ પડશે.

તા૦ ૧૨ મી, રવીવાર—આજે હું અતરેનો પાદશાહી મેહલ જોવા ગયો. મારી જોડે મારાં હૉટલમાંનો ભોમિયો હતો, જે થોડું થોડું ઇંગ્રેજી બોલી જાણતો હતો. મેહલ તરફનો જગા બહુ સુંદર છે. રસ્તા સફાઇદાર અને પોહોળા છે. ખરેખર, મેડરિડ શેહરમાં સ્પેનની નહિ પણ સઘળી ફ્રાન્સનીજ નિશાણી આપણને જણાયછે. મૂર લોકોની યાદગારી જેવું તો અહીં જવળેજ જણાય. સ્પેનિશ હુનરકામની પણ અહીં ઝાઝી નિશાની જણાતી નથી—મોટાં દેવળમાં પણ નહિ. પણ એ સર્વનો ખંગ વાળી આપનાર આ મેહલની જોડમાંની ભપકાદાર પિક્ચર ગેલેરી છે, જેની પણ મેં આજેજ ભેટ લીધી. જ્યારે રાજમાતા (Queen Regent) મેહલમાં વસેછે ત્યારે પ્રવાસીઓને એ પાદશાહી મકાન જોવાની છુટ મળતી નથી. આ શેહરમાં પણ અસલી મહમદિયાન અમલ વેળા અલકઝાર નામના મેહલો ૧૦ મી અને ૧૧ મી સદીઓમાં બંધાયા હતા એવું જણાયછે, પણ તેમની કશી નજીવી નિશાણી પણ આજે રહી નથી. એઓમાંનો સર્વથી છેલો મેહલ ધર્તિકંપથી નાશ પામ્યો હતો. તેજ મેહલોવાળી જગા ઉપર હાલનો પાદશાહી મેહલ બંધાયલોછે. વળી એજ જગા ઉપર આરબોના અમલ બાદ સ્પેનિશ રાજા ૪ થા **હેનરીએ** એક મેહલ બાંધ્યો હતો, જેને પાંચમા ચાર્લ્સે ઘણો વધાર્યો હતો, તથા બીજા ફિલિપે બહુ શણગારીને ૩ જા **ફિલિપે** તેને સંપૂર્ણ બનાવ્યો હતો, તે મેહલ પણ ૧૭૩૪ માં નાશકારક આગમાં બળી ભસ્મ થયો હતો. આ છેલા મેહલના મુખ્પડાનો ભાગ બહુજ શોભાયમાન અને સર્વનું પહેલું ધ્યાન ખેંચનારો હતો. એમાં રાજાઓનાં એક તાજમાં એક એવડો મોટો હીરો હતો કે જેની કીમત ૨૦૦૦૦૦ ડકેટની હતી. એક મોતી તો અતિ મોટું હતું, જેને 'અનાથ' (the Orphan) નું નામ મળ્યું હતું, કેમકે તેની જોડીનું બીજું કેથે હતુંજ નહિ. તેની કીમત ૩૦૦૦૦ ડકેટની હતી. વળી એક સોનાનું લીલી ફુલ (fleur-de-lis) પણ હતું.

આ રીતે આગળા મેહલો નાશ પામ્યાથી રાજા પાંચમા **ફિલિપે** એક એવો સુશોભિત મેહલ બાંધવાનું મન કીધું કે જે વર્સેલ્સ ખાતેના બહુ ખુબસુર્ત ગણાતા ફ્રેંચ મેહલને પણ ટક્કર મારે. એ કારણસર તેણે ઇટલીમાં ટયુરિનની દરબાર ખાતેથી ત્યાંના એક નામીચા ઇજનેરને તેડાવી મંગાવ્યો, જેણે એક અતિ ભપકાદાર મેહલનો નક્શો બનાવ્યો, અને તેને એક ચોકસ ઉંચી ટેકરી ઉપર બાંધવાની યોજના ઘડી. તેની ગોઠવણ મુજબ આ નવો મેહલ ૧૭૦૦ ફીટનો સમચોરસ બાંધવાનો હતો, તેમાં દાખલ થવાના ૩૪ દરવાજા, તેની શોભા માટે ૨૦૦૦ સુશોભિત સ્તંભો, તેમાં ૨૩ મોટા ચોકો, બગીચાઓ, દેવળો, સરકારી ઇમારતો અને એક નાટકશાળા—એ રીતનો ઠરાવ રાખ્યો હતો. પણ આ સઘળી ગોઠવણ રાજા ફિલિપે ફેરવી નાખી અને હાલ જે મેહલ જોવા હું આવ્યોછું તે મેહલ બાંધવાનો હુકમ આપ્યો. પણ ઉપલા સાથ સરખાવતાં આ તુચ્છ મહાલય બાંધવાનું શરૂ થયા આગમજ તો ઊપલો હુનરમંદ ઉસ્તાદ મરણ પામ્યો અને તેના એક ચેલાને હાથે નવા મેહલની ૧૭૩૭માં શરૂઆત થઇ. એ પાછળ પાયા સિવાય ૮૦૦૦૦ પૌંડનો ખર્ચ બેઠો હતો. આ એક ૪૭૧ ફીટની સમચોરસ ત્રણ મજલાની ઇમારત છે, જેની ઊંચાઈ ૧૦૦ ફીટની છે. નીચેથી ગ્રેનૈટ અને ઉપરથી ખુબસુર્ત સફેદ પથર વડે એ બાંધેલીછે. મથાળેથી એક પહોળી કૉર્નિસ બાંધી લઈ આસપાસ પથરના કટેરા બાંધી લીધાછે, અને તેમની બેઠક ઉપર ફુલનાં સુશોભિત કુંડાંઓ ગોઠવ્યાં છે. પ્રથમ એ જગા ઉપર રાજા રાણીઓ વગેરેનાં બાવલાં હતાં, પણ તેઓનો વજન વધી ગયાથી તે કહાડી લઇ બીજે ઠેકાણે

ગોઠવ્યાછે. મેહલનું છાપરૂં સ્લેટ પથરનું છે, જેમાં બનાવેલા ખાંચાઓમાં સંખ્યાબંધ નિર્દોષ કબૂતરો વગેરે વસેછે.

મેહલનો મૂખ્ય મૂખડો દક્ષિણ દિશા ઉપર છે, જ્યાંથી માંહે પેશવાના પાંચ માર્ગો બનાવેલાછે. પણ પાદશાહી કુટુંબ જ્યારે અહીં વસેછે ત્યારે ઉગમણ તરફના મૂખડા તરફથીજ આવજા કરેછે. મેહલના મધ્ય ભાગમાં ૧૪૦ ફીટનો એક સમચોરસ ચોક છે, જેની આસપાસ ૩૬ આર્કાંઓનો એક ખુલ્લો પોર્ટિકો બાંધી લીધેલોછે. ઉપલાંની ઉપર વળી એટલાંજ બીજાં આર્કાંઓ છે, જેઓથી એક ગેલેરી બનીછે. આ ચોકમાં ચાર રૂમી શેહનશાહોનાં બાવલાં છે, જેઓ સ્પેનના વતની હતા, જેમકે—**ત્રેજન, એડ્રિયન, હોનોર્થસ, અને થિયોડોશ્યસ.** ઉપર જવા માટેનો ભપકાદાર દાદર સફેદ અને કાળા માર્બલની સીડીઓથી બાંધેલોછે. અહીં રાજા ૩ જા ચાર્લ્સનું એક બાવલું છે, પણ તેના કરતાં માર્બલનાં બનાવેલાં સિંહોના પુતળાં વધારે સુંદર છે.

પહેલા મજલા ઉપર ૩૦ ઓરડાઓ છે, જેમને બહુ તારીફલાયક રીતે સજ્જ કરેલાછે. અહીં એક વિચિત્ર સંગ્રહસ્થાન મેં ઘડિયાળોનું જોયું. રાજા ૭ મા **ફર્દિનાંડ** અને તેના બાપને જાતજાતનાં ઘડિયાળો ભેગાં કરવાનો બહુ ચસ હતો, અને તેથી દેશ પ્રદેશથી તેઓ એ વસ્તુઓ શોધી શોધીને મંગાવતા હતા, પણ આ ઘડિયાળોમાંનાં કોઇ પણ બે એકસરખો વખ્ત દર્શાવતાં ન હતાં, અને તેમની એ ચાલ મુજબનોજ સ્વભાવ આ રાજાનો પણ કહેવાતો હતો—એટલેજે કોઇવાર ધીમો તો કોઇવાર ઉતાવળો. પાંચમો ચાર્લ્સ પણ ઘડિયાળોનો શોકિન હતો, જે બેને એકસરખી ચાલનાં નહિ જોઇને બોલતો કે બે માણસોને એકસરખા વિચારના બનાવવાની તજવીજ કરવી એ કેવી મૂર્ખાઇ છે!

આ મજલા ઉપરના સઘળા ૩૦ ઓરડાઓમાં સર્વથી સરસ દેશપ્રદેશના એલચીઓની મુલાકાતવાળો છે. તેના ગુંબજને સુંદર ચિત્રોથી રંગ્યોછે અને તેમાં સ્પેનના રાજાઓની મોટાઇ માત્ર ચિતારીછે. દિવાલો ઉપર મખમલની ચાદરો જરીનાં ભરતકામથી શણગારીને લટકતી કીધીછે. વળી અંદર ૧૨ ગંજાવર આયનાઓ સામુસામે ગોઠવ્યાછે. અંદર એક તખ્ત છે, જે ઉપર બિરાજીને રાજા એલચીઓની મુલાકાત લેછે. તેની જમણી બાજુએ ડહાપણ દેવી અને ડાવી બાજુએ ન્યાય દેવીનાં પુતળાં છે. વળી જમણી તરફ કાંસાંનાં સોનેરી ૪ સિંહોનાં પુતળાં પણ પાદશાહાતના રક્ષક દાખલ ઉભાં કીધેલાંછે.

મેહલને લગતો બાગ પણ જોવાલાયક છે. એની પાસે પાંચ દરવાજાનું એક મોટું આર્કું બાંધેલુંછે. બાગને ફરતી કાળા રંગની દેવાલમાં પણ પાંચ દરવાજા દાખલ થવા માટે બનાવેલાછે, જેમની લોખંડની જાળીને સોનેરી ઘોળ દીધેલોછે. બાગમાં ત્રણ ચાર તળાવો છે, જેમને પણ ફરતી લોઢાંની જાળી કરી લીધીછે. અંદર બાવલાં અને પુતળાંની, ફુવારાઓ અને કયારાઓની શોભા કરવા જોડે એક નાનું મ્યુઝિયમ બનાવેલુંછે. ચોકસ રોપાઓને ગર્મીમાં ઉછેરવા માટે અહીં એક કાચનું મકાન બાંધેલુંછે.

વળી કુદ્રતી વિદ્યાને લગતું સંગ્રહસ્થાન ઓછું મોહક નથી. ઉપર કહેલા ૩ જા ચાર્લ્સે ૧૭૬૯ માં એ મકાન બાંધ્યું હતું, જેમાં પ્રાણીવિદ્યાના સંગ્રહમાં મેં એક અસલી રાક્ષસનું હાડપિંજર જોયું, જેવું પ્રાણી આજે દુનિયાની સપાટી ઉપર હસ્તી પણ ભોગવતું નથી. તેનું નામ વિદ્વાનોએ 'મિગેથેર્યમ' (Megatharium) આપ્યુંછે, અને એ હાડપિંજર આજ ૧૦૦ વરસનું અહીં પડેલુંછે. આ ઘણું જબરૂં છે, અને તેથી નાનું એજ પ્રાણીનું એક બીજું આખું છે તે થોડીજ મુદત ઉપર મેડરિડની પડોશમાંથી મળી આવ્યું હતું. વળી અખાડામાં લડાઇ રમનારા બે અતિ મસ્તાના ગોધાઓનાં ખોખાં પણ અહીં સલામત રાખેલાંછે. ખનિજ પદાર્થોનો સંગ્રહ પણ અતિ જબરો છે. કહેછે કે સ્પેનની ભૂમિ એટલીબધી માતબર છે કે તેની સપાટી ઉપરની દોલત જો ખાણો ખોદવામાં ખર્ચવામાં

આવે તો તે કરતાં દશગણી વધારે દોલત અંદરથી મળી આવે. અહીં મેં એક લોહચુંબકનો પથરો જોયો, જે વજનમાં ૬ રતલનો હોવા છતાં ૬૦ રતલનો વજન તેણે ઉપાડેલો રાખ્યો હતો.

પાદશાહી પિકચર ગેલેરી ઉત્તમ છે. તેમાંતો કશી મણા નથી. એમાં સર્વથી સરસ ઉસ્તાદોને હાથનાં કરેલાં અમૂળાં ચિત્રોનો એવો મોટો સંગ્રહ છે કે જેવો દુનિયામાં બીજે કેથે હોય એમ મનાતું નથી. મેડરિડમાં જો યાદગારી જેવું કંઇ પણ હોય તો તે આ ચિત્રોનું સંગ્રહસ્થાન છે. એ માટેનું મકાન ઉપલાજ રાજા ૩ જા ચાર્લ્સે કુદ્રતી વિદ્યાનાં મ્યુઝિયમ માટે બંધાવ્યું હતું, પણ એ કામ માટે તે વપરાય તે આગમજ તો ફ્રેંચ લોકોએ આ શેહરના પોતાના કબજા વેળા એ મકાનમાં લશ્કરી બરાખ બનાવી! પાછળથી ૭ મા ફર્ડિનાંડે પોતાની રાણી **ઈસાબેલા**ની અરજ ઉપરથી એની નવેસરથી મરામત કરાવીને અહીં ચિત્રોનો સંગ્રહ કરવા માંડયો. પહેલી શરૂઆત ૩૧૧ સ્પેનિશ ચિત્રોથી થઇ, પણ પાછળથી દેશ પ્રદેશનાં સર્વથી સરસ ચિત્રોનોજ અહીં સમાસ કરવામાં આવ્યો. કેટલાંક ચિત્રોની શિલા ઉપર નકલ લેવાઇછે, અને કેટલાંકના ફોટોગ્રાફ લેવાયાછે, અને એ સર્વ અહીં વેચાયછે. ખરેખર અસલ ચિત્રો બહુજ ઉત્તમ અને ચિત્તાકર્ષિત છે. મને તેઓએ એટલો મોહ આપ્યો કે તેમની આગળથી ખિસવા ગમ્યું નહિ. એઓમાંનાં કેટલાંકની મેં નોધ કરી લીધીછે, જેઓમાંનાં કોઇથી મને ખુશાલી તો કોઇથી દિલગીરી પેદા થઇ. ચિત્રો ઉપરાંત અહીં બાવલાં અને પુતળાંઓનો પણ સંગ્રહ કરેલોછે, જેઓમાંનું એક તો એક બુર્ખાવાળી રાણીનું છે અને તે ધોળા ઝરસ માર્બલનું હોવા છતાં બુર્ખો તમને આબાદ જુદોજ હોય તેમ જણાઇ આવે એવી ઉત્તમ કારીગરીનું આ બાવલું છે. એક બીજું બાવલું એક કેદી અને તેને ધવડાવનાર સ્ત્રીનું છે. મેં આગળ એક સુંદર ઑઇલ પેન્ટીંગ તસ્વીર એજ દેખાવ આપનારી જોઇ હતી, તેજ ચિત્રની આ પથરમાં નકલ કરેલીછે. આ બંનેનાં પુતળાં એકજ આરસપથરમાંથી કોરી કહાડેલાં છે.

આ શેહરમાં એકંદર ૭૨ ચોકો છે, પણ તેઓમાંના થોડાજ તારીફલાયક છે. એઓમાંનો એક **મૂખ્ય ચોક** (Plaza Mayor)ને નામે ઓળખાયછે અને તે ખરેખર તારીફ લાયક છે. તે ૪૩૪ ફીટ લાંબો અને ૩૩૪ ફીટ પહોળો છે. એની આસપાસ ૩૦ કમાનદાર દરવાજા સાથનો ખુલ્લો પોર્ટિકો બાંધેલોછે, જેના સ્તંભો ૭૧ ફીટ ઉંચા છે. આ ચોક એવડો મોટો છે કે તેમાં ગોધા અને માણસ વચેની જે લડાઇઓમાં સ્પેનના લોકો અસલથી મજાહ મેળવતા આવ્યાછે તે થતી હતી, અને આસપાસ બાંધેલાં ઘરોમાં તે જોવા માટે ૪૦૦૦ અને ચોકમાં ૫૦૦૦૦ માણસો ભેગાં થઇ શકતાં હતાં. આવા તમાશા વેળા ઝરૂખાઓ ઉપરની બેઠકોનાં મોટાં દામ આપવાં પડેછે. ૧૬૨૩ માં ઇંગ્લંડનો તે વેળાનો પ્રિન્સ ઑવ વેલ્સ, જે પાછળથી ૧ લા **ચાર્લ્સ**ને નામે તખ્તનશીન થયો હતો, તે સ્પેનની શાહજાદી **ઈન્ફંટા મારિયા**ને પરણવા માટે મેડરિડ આવ્યો હતો તેને આ ચોકમાં ગોધાઓની લડાઇ દેખાડવામાં આવી હતી. ચોકની વચે ૩ જા ફિલિપનું ઘોડસ્વાર બાવલું છે. ગોધાની લડાઇ માટેનું ખાસ મકાનતો રાજા પાંચમા ફિલિપે બાંધેલું છે, જેમાં ૧૪૦૦૦ તમાશગીરો ભેગા થઇ શકેછે. લડાઇને માટે સર્વથી જવાન અને સર્વથી નિર્દોષ ગોધાઓનેજ પસંદ કરેછે. પણ હાલ એ જાતના ઘાતકી તમાશા ઉપરથી સ્પેનનાં પાદશાહી ખાનદાન અને બીજા સમજુઓનાં દિલ ઉઠી ગયાંછે, અને તે બરાબરજ છે, કેમકે એમાં નાહક બહુ ખૂનરેજી ચાલેછે.

મેડરિડ શેહર ઘેરાવામાં ૧૫ મૈલનું છે, અને તેની ત્રણ સુંદર, ગ્રેનૈટ પથરની ભાગોળો છે. અહીં ૧૫૦ દેવળો, ૮ મ્યુઝિયમો અને પાંચ મોટી હૉસ્પિટલો છે. એ ઉપરાંત કેટલાંક મોટાં મઠો, પાર્લામેંટના તેમજ બડખાંઓના મેહલો, બરાકો, યુનિવર્સિટી, ટંક-

સાળ, નવીબેંક અને નવાં નમુનેદાર બંદીખાનાની સુંદર ઇમારતો, વગેરે બીજું જોવાનું ઘણું છે.

સ્પેનની ઓરતો માથે રૂમાલ બાંધેછે, અને ઘણાખરા મર્દો દહાડીમુછ મુંડાવી નાખેછે, તે અહીં સુધી કે પાદરીઓ વઢીક ચેહરાની એ શોભા વિનાનાજ નજર આવેછે. ભીખારીઓનો ઉપદ્રવ ભારી છે. રખડતાં છોકરાંતો તોબાહ પોકરાવેછે. અગરજો આ લોકો જાણે કે હું મુસલમાન છું, તો હું નથી કહી શકતો કે તેઓથી મને કેવી વેદના ખમવી પડે. ઘણા લોકો અભણ, તીખા સ્વભાવના અને આળસુ છે. આળસાઇથી તેઓ ઠગવિદ્યા શિખ્યાછે. ઉંચા વર્ગનાં લોકોનો ખવાસ એથી જુદોજ છે. નાચવા ગાવામાં સ્પેન ચઢતી કળા ભોગવેછે. એ કળા મને બહુ પસંદ આવીછે અને તે અસરકારક છે. તેમનાં વજંત્રો પણ મધુરછે. નારંગીનાં ઝાડો અને તેઓ ઉપર લટકતાં પીળાં ફળોના શોભાયમાન ઝુમખા આંખને થંડક અને મજાહ આપેછે. અહીં વાજબી ઇનસાફનું કશું ઠેકાણું નથી. ગોધા લડાવી ગમત મેળવવાનું અહીંનાં લોકને બહુ ભાવેછે તેમ એકાદ મૂર (મુસલમાન) તેમના હાથમાં આવી જાય તો તેના ઉપર પથરાનો વર્સાદ વર્સાવવા કે તેનું માથું ભાંજી લોહી કહાડવાનું પણ અહીંનાં પાજી, અજ્ઞાન, ઝનુની લોકને મનગમતું થઇ પડે એમાં નવાઇ ન સમજવી. આ દેશમાં મુસલમાનોએ બહુ સંભાળથી મુસાફરી કરવાની જરૂર છે, કેમકે અસલ આ મુલક ૮ મી સદીમાં મુસલમાનોએ અહીંના ગૉથિક રાજાઓના હાથમાંથી જીતી લીધો હતો, અને ત્યારબાદ ૧૫ મી સદીમાં ખ્રિસ્તીઓએ મૂર લોકોને જીતી પોતાનું વતન પાછું હાથ કર્યું હતું, તે વખતથી લોકો મહમદિયાનોને પોતાના શત્રુજ સમજેછે અને તેમજ તેમની જોડ વર્તેછે. લોકોને એ બાબતમાં એક મૂખ્ય ભય એ રહેલોછે કે જેમ તેઓએ મુસલમાનોની મસ્જીદોમાં પોતાનાં દેવળો બનાવ્યાંછે તેમ મુસલમાનો કોઇ દહાડો રખેને હુમલો લાવી તેમનાં દેવળો ભાંજી પાછી પોતાની મસ્જીદો બાંધે !

આ રીતે સ્પેનની મારી મુસાફરી પૂરી થઇછે, માટે આજ રાત્રે ૯ ને શુમારે હું ઉત્તર સરહદનાં સ્ટેશન **હેન્ડાયા** (Hendaya) ખાતે ગયો, જ્યાંથી પેરિસ જવાની પાધરી ટિકિટ મળી શકેછે. માર્ગમાં મને પહાડોજ મળ્યા કીધા. લોકો રેંટથી પાણી ખેંચેછે. આખા દેશમાં ગધેડાં અને ખચરથી વહિત્રું લેવામાં આવેછે. દ્રાક્ષનાં ખેતરો રસ્તે રસ્તે મળેછે. સ્ટેશન મેલાં, લોકોબી મેલા અને હાથે મીણવાળા છે. રાત્રે જરા સુતો એટલે કોઇ મારી છત્રી ઉપાડી ગયું. હાલ સ્પેન અને મોરાક્કોની સરકારો વચ્ચે લડાઇ ઉઠવાનો સંભવ છે તેથી લશ્કરીઓ પોતાનાં કુટુંબ સાથ મળી બેઠી "હીવા ઇસ્પેનિયોલા !" (એટલે "સ્પેનની ફતેહ થાઓ !") એવા પોકારો મારતા ટ્રેનોમાં ચહડેછે. તેમનાં બાયડી છોકરાંની કલ્પાંત આપણાથી સાંભળી શકાતી નથી. મેં યુરોપિયન પોશાક પહેરેલો હતો તે છતાં મારાં દિલમાં જીવ ન હતો; કેમકે રખે તેઓ મનેબી મૂર સમજીને મારો જાન લે એ મારી દેહશત હતી. મને તેઓ મૂર લોકોનો છુપો જાસુસ સમજતા હતા તે એમ માલુમ પડયું કે મારી પછવાડે જ્યાં ત્યાં "મોરાક્કો" નામની બૂમ પડતી હતી. વળી અમલદારો વારેવાર આવી મારી પાસપોર્ટ જોતા ને ખાતરી કરતા. કોઇ તીસ્મારખાંતો ધમકી આપતા કે તું જો મૂર સાબેત થશે તો તારો જીવ લઇશું ! હું **એસ્કુરિયાલ** અને **ટોલેડો** ખાતે પણ પ્રવાસે જનાર હતો, પણ આ મુજબ પોતાને ધાસ્તીમાં જોઇને મેં પેરિસ ઉપડી જવું દરસ્ત ધાર્યું.

તા૦ ૧૩ મી સોમવાર—હવે પ્રખ્યાત **પીરિનીઝ** પર્વતો આવ્યા. અહીં સઘળે ખેતી કરેલીછે. પહાડની ટોચ નાનાં મોટાં ઝાડોથી ભરેલીછે. ફ્રાન્સ અને સ્પેન વચેના આ પહાડોની તળેટીમાં વસનારાં લોકો સ્પેનનાં લોક કરતાં ખુબસુરત છે. જ્યારે હું રાત્રે હેન્ડાયા પુગ્યો ત્યારે ખુદાતાલાના લાખો શુક્ર કીધા કે ઉપલાં તુફાની જાહેલ લોકોથી તે સાહેબે મને છોડવ્યો. ટ્રેન તૈયારજ હતી માટે રાતોરાત હું તે ઉપર સ્વાર થઇ પેરિસ નિકળી આવ્યો.



# પ્રકરણ ૨૮ મું.

## ફ્રાન્સ.

મારા બે પ્રવાસો. ફ્રાન્સનું વર્ણન—થોડાક જાણવાજોગ આંકડા—હાલનું પ્રજાસત્તાક રાજ્ય—રાજા અને પ્રજાનાં રાજ્યો—અસલી ફ્રાન્સ—ઇંગ્લંડ સાથનું ચાલુ બિયાબારૂં.

માર્સેલ્સ—વસ્તી—કુદતી સુંદરતાવાળું બારૂં—નવાં અને જુનાં શેહરો—તેમને જુદાં પાડનારો જગપ્રસિદ્ધ મહોલ્લો—તેનો નમુનો—શેહરની શોભા—વૉલ-ટીયરોની કવાયદ—અજાયબ જેવાં જાનવરો—સ્ત્રીઓનો પોશાક. આગગાડીમાં થંડી સામે ગોઠવણ—રહોન નદી. લાયન શેહરની ઉડતી મુલાકાત—બે નદીઓનો સંગમ—પેરિસના મારા બે પ્રવાસો.

પેરિસ—વિસ્તાર અને વસ્તી—કિલેબંદી—શેહરની મોટાઇ દેખાડનારા થોડાક આંકડા—અસલ નામ અને હાલત—વર્તમાનપત્રો—હૉટેલો. જાણવાજોગ પુલો;—ઇફ્લ ટાવર;—ઘોડસ્વાર બાવલાં;—શોભાયમાન ફુવારા;—એક ગંજાવર બગીચો. ન્યુ ઑપેરા—તેનો ભપકો;—રૉયલ મ્યુઝિયમ—તે માંહેલો ઊંચો સંગ્રહ;—લુવર મેહલ—તેની અંદર તથા બહારની શોભા;—ટુઇલરી મેહલ અને બાગ—એક અતિ શોભાયમાન ચોક;—પાદશાહી મેહલ—આમની સભાનો મેહલ—એક ઉમદા દેવળ;—નેપોલ્યનની ફતેહનુ આકું—તેની કબર—જખમી સિપાહો માટેનું મકાન;—બેસ્ટીલનું કેદખાનું અને જુલૈ કૌલમ;—ઇનસાફની અદાલતોનો મેહલ;—પેન્થ્યન—તેનો સુંદર ભપકો;—ઉદ્યોગનો મેહેલ;—શાં ઇલિઝે;—પ્રાણીઓનાં સંગ્રહસ્થાનની મોટાઇ;—વેન્ડોમ ચોક—આકારદાર રસ્તાઓ;—કબ્રસ્તાનો—નાચાર લોકનું મૃત્યુ-ગૃહ;—ઉનનું ભરત વણવાનું કારખાનું;—શેહરને તળિયેની ગટરોમાં સેલ;—૬૦ લાખ મુડદાંનું નવાઇ જેવું રેઠાણ;—નોટરડેમ દેવળ;—કમ્યુનિસ્ટો. વર્સેલ્સ;—સેંટ ક્લુ. બ્રિટિશ ખાડીમાં તુફાન—લંડન.




**ન્સને** પ્રવાસે આ હું બીજી મરતબે આવેલો છું. પહેલો ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસની તા૦ ૨ જીએ આવ્યો હતો. તે વેળા હું કૉન્સ્ટાન્ટીનોપલથી નિકળેલો **માર્સેલ્સને** બંદરે ઉતરી ત્યાંથી પેરિસ ગયો હતો, અને એ પાયતખ્ત ખાતે મેં ૧૦ દિવસો ગુજાર્યા હતા. હાલ મેં એ શેહેરમાં પાંચ દિવસો પસાર કીધાછે. એ બંને વખ્તે ઘણી એકની એક જગાઓ મેં જોયલી હોવાથી તેમનું બંને પ્રવાસોમાં છુટું છુટું બયાન કરવાનું મને દરૂસ્ત નહિ લાગ્યાથી આ બીજા પ્રવાસની નોંધ લેતાં ભેગુંજ વર્ણન કરવા માંગુંછું; પણ પેરિસનું વર્ણન કરૂં તે આગમજ મારો પહેલો પ્રવાસ ફ્રાન્સમાં માર્સેલ્સથી શરૂ થયો હતો માટે એ પ્રખ્યાત બંદરની થોડીક બિના લખવા ધારૂંછું. પણ તે આગમજ ફ્રાન્સ દેશની જાણવાજોગ ટુક નોંધ અહીં ટપકાવીશ.

સ્પેનની ઉત્તરે **પીરિનીઝ** પર્વતોને માથેથી ઉત્તરે **બ્રિટિશ ખાડી** સુધી ફ્રાન્સ દેશ લંબાયલોછે, તોપણ તે આપણા હિંદુસ્તાન કરતાં પાંચ ગણો નાનો છે. એનો વિસ્તાર ૨૦૪૦૦૦ ચોરસ મૈલનો છે, અને કુલ ઘેરાવો ૩૦૦૦ મૈલનો છે તેમાંથી અર્ધો ભાગ જેટલો દરિયાકાંઠો છે. દેશની જમીન મોટે ભાગે સપાટ છે. કેથે કેથે પર્વતો માત્ર ૫૮૦૦ થી ૬૨૦૦ ફીટ જેટલાજ ઉંચા છે. પીરિનીઝની

ઉંચાઇ ૯૫૦૦ ફીટની છે. આ પહાડી જગાઓ કુદ્રતી દેખાવોથી ભરપુર છે, અને ત્યાં સઘળે અગ્નિરથ ફરી વળેલોછે. ફ્રાન્સ ગોયા ચો તરફથી કુદ્રતી રક્ષણ મેળવનારો દેશ છે. ઉત્તરે બ્રિટિશ ખાડી અને આથમણે **બિસ્કે**નો આખાત, તથા દક્ષિણે પીરિનીઝ અને ઉગમણે આલ્પ્સ વગેરે પર્વતોથી એ ઘેરાયલો છે;—માત્ર ઇશાણખુણાં તરફ બેલ્જીયમ સાથ એ જોડાયોછે ત્યાંજ જમીન સપાટ હોવાથી એ ઊંધાડો પડેલોછે. આખા દેશમાં ૨૯૦૦ મૈલ જેટલી નેહેરો ફરી વળેલીછે અને તેથી એમાંથી પસાર થતી મોટી નદીઓ, જેવી કે **સેન** અને **મ્યુસ** ઉત્તરે, **લોયર** વચમાં, અને **ગેરન** તથા **રહોન** દક્ષિણે આવેલી હોવા છતાં એક બીજા સાથ સંબંધ રાખતી થઈ પડીછે.

ફ્રાન્સની વસ્તી ૩૮૩૪૦૦૦ માણસોની છે—એટલેજે હિંદુસ્તાનની વસ્તી કરતાં નવથી દશ ગણી ઓછી. એને તાબેનાં સંસ્થાનોમાં આફ્રિકાનો **ઑલજીર્યા** દેશ છે, ત્યાંની વસ્તી જુદી છે. દેશની આવક અને ખર્ચ લગભગ એકસરખાં એટલે ૧૨૭૦૦૦૦૦૦ પૌંડનાં છે. ખર્ચમાં ૧૮૭૦ પછીથી ૨૩૦૦૦૦૦૦ પૌંડ જર્મની સાથની છેલી લડાઈના દંડના વધ્યા હતા, પણ તેતો એકજ દાહેકામાં ફ્રાન્સ અદા કરી ચૂક્યું હતું. પણ આ વાત જાણવાજોગ-છે કે એ લડાઇની આગમજ ફ્રાન્સનું દેવુ માત્ર ૭૫૦૦૦૦૦૦ પૌંડનું હતું તે આજે ૧૨૯૦૦૦૦૦૦ સુધી વધી ગયુંછે, જે માટે દર સાલ ૫૨૦૦૦૦૦ પૌંડનું વ્યાજ ભરવું પડેછે. ઉપલી લડાઇથી ફ્રાન્સને એકંદર ખર્ચ ૩૭૧૫૦૦૦૦૦ પૌંડનો થયો હતો. એ વખ્ત પછી ફ્રાન્સે પોતાનો લશ્કરી ખર્ચ વધાર્યોછે. લશ્કરની સંખ્યા ૫૬૧૨૦૦ની છે; લડાઈ વેળા એ સંખ્યાને ૩૦૪૦૦૦૦ સુધી વધારી શકાય એમ છે. દરિયાઇ કાફલો ૧૦૦ બારકસોનો છે, જેમાંની ૫૮ લોખંડી મનવારો-છે. એશિયા, આફ્રિકા અને અમેરિકા ખાતે ફ્રાન્સનાં નાનાં મોટાં અનેક સંસ્થાનો છે.

યુરોપમાં જો કોઇબી મોટું પ્રજાસત્તાક રાજ્ય હોયતો તે ફ્રાન્સ છે. ઉપલી મોટી લડાઇમાં ત્રીજા **નેપોલ્યન** શેહનશાહના શિકસ્ત પછી તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૮૭૦-થી ફ્રાન્સમાં એ કિસ્મનું રાજ્ય સ્થાપવામાં આવ્યું તે આજ સુધી કાયમ છે. તોપણ જે રાજબંધણ આજેછે તે ૧૮૭૫ થી ચાલુ છે. એ બંધણ મુજબ રાજવહિવટ બે સભાઓ—સેનેટ અને ચેમ્બર ઑવ ડેપ્યુટીઝ—ચલાવેછે. છેલી યાને આમની સભાના મેંબરો ૫૩૨ છે, જેમને પ્રજાનાં લોકોમાંથી ચુંટી કહાડવામાં આવેછે. સેનેટ યાને ઉમરાઓની સભાના મેંબરોની સંખ્યા ૩૦૦ની છે, જેઓ-માંના ૨૨૫ ને દેશના જુદા જુદા જીલાઓ અને સંસ્થાનો ચુંટી કહાડેછે, તથા બાકીના ૭૫ ને ઉપલા આમ સભાસદો પસંદ કરેછે. રાજ્યના પ્રેસિડંટની નેમણુક દર સાત વરસે જાહેર પસંદગીથી થાયછે. હાલનો પ્રેસિડંટ—જે પાદશાહી દરજ્જો ભોગવેછે તે—મો. **સાદી-કાર્નો** નામનો છે.

ફ્રાન્સમાં રાજ્યના ફેરફારો અનેક થયાછે. હાલનાં પ્રજાસત્તાક રાજ્ય આગમજ ૧૭૯૨-માં એજ કિસ્મનાં પહેલાં રાજ્યની સ્થાપણા થઇ હતી, જેને નેપોલ્યન બોનાપાર્ટે ૧૭૯૯ માં ઉંધી વાળી ૧૮૦૪ માં શેહનશાહાત સ્થાપી. આવી શેહનશાહાત પણ બે મરતબે ચાલુ થઇછે. નેપોલ્યનવાળી થોડાંજ વરસ ચાલ્યા પછી દેશમાં પાછું રાજાનું રાજ્ય ચાલુ થયું, અને ત્યાર બાદ અનેક ગડબડ સડબડ અને ઉથળપાથળો થયા કીધી.

પહેલાં પ્રજાસત્તાક રાજ્યનો દોર ભારી હતો. રાજ્યની ઉથળપાથળથી, છેલા રાજા ૧૬ મા **લુઈ**ને ૧૭૯૩ માં ગર્દન માર્યાથી, અને સત્તાવાળાઓના ઝોહાકી ત્રાસથી, આખા દેશમાં હાહાકાર થઇ રહેલો હતો. એમ છતાં એ રાજ્યનું સુખાણ ઘડી ઘડીના નવા નવા ફેરફારો છતાં ઠીક ચાલુ રહ્યું અને ગઇ સદી-ની આખરીએ નેપોલ્યન બોનાપાર્ટ તેને માથે થયો. એ શૂરા લડવૈયાએ પોતાની બહાદુરીથી ફ્રાન્સના શત્રુઓ સામે પોતાનું નામ કહાડેલું તો હતુંજ, અને હવે તેણે રાજકાજમાં માથું મારી તેનું વડાપણું હાથ કીધું. તેને પ્રથમ

રાજ્યનો પહેલો કૉન્સલ નેમવામાં આવ્યો; પાછળથી તે આખી જીંદગી સુધીનો કૉન્સલ નેમાયો, અને એ રીતે પગભર થતાંજ પોતાની બહોળી સત્તાને જોરે તેણે ૧૮૦૪ માં પોતાને શેહનશાહ જાહેર કીધો. પણ દશ વરસમાં તો નેપોલ્યનની સત્તા તુટવા માંડી. ઇંગ્લંડ અને બીજાં યુરોપિયન રાજ્યોએ તેની પૂઠ પકડી, અનેક લડાઇઓ ચાલી, ૧૮૧૪ માં તેઓ પાયતખ્ત પેરિસમાં પેઠાં; બીજી તરફથી ફ્રાન્સનાં તખ્ત માટે માજી રાજાના ખાનદાનીઓએ દાવો ઉઠાવ્યો હતો તેઓમાંનો એક **લુઈ** ૧૮-માને નામે પેરિસમાં દાખલ થઇ તખ્તે બેઠો. નેપોલ્યન પદભ્રષ્ટ થઈ નાઠો, પણ બીજેજ વરસે નવેસરથી લડવા આવ્યો અને હું આગળ લખી ગયોછું તેમ વૉટર્લુ ખાતેની લડાઇમાં ડયુક ઑવ વેલિંગટનના હાથ ઉપર શિકસ્ત ખાઇ કેદ પકડાયો, તથા ૧૮૨૧ માં **સેંટ હેલીના**ના ટાપુ ખાતે કેદી હાલતમાંજ મરણ પામ્યો. લુઈ ૧૮ માએ ૧૮૨૪ સુધી રાજ્ય ચલાવ્યા પછી થોડીક મુદતે પાછો ફ્રાન્સમાં ગોટાળો ચાલ્યો, અને એક વાર ફરીને પ્રજાસત્તાક રાજ્ય જેવું કંઈ થયું. પણ જેમ પહેલા નેપોલ્યને કીધું હતું તેમ ત્રીજા **નેપોલ્યન** (ચાર્લ્સ લુઇ નેપોલ્યન બોનાપાર્ટ) ના હાથમાં પણ એ રાજ્યનો કારોબાર આવ્યાથી તેનો લાભ લઇને તેણે ૧૮૫૨ ની આખરીએ પોતાને ફ્રેંચ પ્રજાનો શેહનશાહ જાહેર કીધો, જેણે જર્મની સાથની ઉપલી લડાઇમાં માર ખાધા પછી દેશમાં હાલનું રાજ્ય ચાલુ થયુંછે.

અસલમાં ફ્રાન્સ **ગ્રાન્સ-ઑલ્પૈન ગૉલ**-ને નામે ઓળખાતું હતું. તેને રૂમીઓએ જીતી તાબે કીધા પછી ૨૪૦ માં ફ્રેંક લોકોએ એ દેશ ફતેહ કીધો, અને તેમના ઉપરથી દેશ અને પ્રજાને હાલનાં નામો મળેલાંછે. ટુર્કી લોકોએ પણ ફ્રાન્સ હાથ કરવાની તજવીજ કીધી હતી. **શાર્લેમેન** ફ્રાન્સનો સર્વથી પ્રખ્યાત ફ્રેંક પાદશાહ હતો (૭૬૯—૮૧૪), જેણે યુરોપમાં સ્પેન, ઇટલી, ટર્કી અને જર્મનીના દેશો તાબે કર્યા હતા. તેની પછી આ બહોળું રાજ્ય નબળું થવાથી નોર્મન લોકે ફ્રાન્સ ઉપર હુમલો આણ્યો અને નોર્મંડી પ્રાંત હાથ કર્યો, જર્મની છુટું પડયું, અને ફ્રાન્સમાં ફસાદ બરપા થયો. ૧૦૬૬ માં નોર્મંડીનો રાજા **વિલ્યમ** ઇંગ્લંડ ફતેહ કરી પોતે ત્યાંનો પાદશાહ થયો ત્યાર પછી ફ્રાન્સને ઇંગ્લંડ સાથ સદા લડાઇ ચાલુજ રહેલી ઇતિહાસ જણાવેછે. હાલ એ બંને વચ્ચે સુલેહ છે.

આજે ફ્રાન્સનો વેપાર બહોળો છે. આખા દેશમાં ૬૮૦૦ તારનાં મથકો અને ૬૪૮૦૦ મૈલ જેટલી તારની લાઇનો છે. ૨૩૮૦૬ મૈલ જેટલી રેલવે લાઇનો ફરી વળેલીછે. રેલવે સ્ટેશનો ઉપર પેરિસનો ટૈમ ચાલેછે, જે ગ્રીનિચ ટૈમ કરતાં ૯। મિનિટ વહેલો છે. પાસપોર્ટ વિના આ દેશમાં પણ મુસાફરી થતી નથી. અહીંની ભાષા આખા યુરોપમાં વપરાયછે, કેમકે તે સૌ કોઇ સમજી શકેછે. તોપણ ફ્રેંચ ઉપરાંત બીજી પાંચ બોલીઓ દેશના જુદા જુદા લોકો પોતપોતામાં વાપરેછે.

## માર્સેલ્સ.

**તા૦ ૨ જી ફેબ્રુઆરી ૧૮૮૭**—પૃથ્વીની પ્રદક્ષિણાના મારા પહેલા પ્રવાસને 'દરમયાન આ ફ્રેંચ શેહર ખાતે હું આજ દિને આવી પુગ્યો હતો, એમ મેં આગળ જણાવેલુંછે; પણ તે વેળા મેં આ શેહરમાં જે કંઇ જોયું તેની કશી નોંધ કરેલી નથી, તે હાલ કરૂંછું. મારી સ્ટીમર અહીંનાં બારાંમાં આવીને તરતી ગોદીની અડોઅડ જઈ ઉભી. એ વેળા બીજી સંખ્યાબંધ આગબોટો માલ ચહડાવતી અને ઉતારતી અહીં ઊભેલી હતી. ગોદી કાળા મજબૂત પથરની બહુ સરસ બાંધેલીછે. મારો સામાન કસ્ટમમાં લઇ ગયા પછી મને તંબાકુ અને સિગાર વિશે પુછયું, પણ એ વસ્તુઓનો હું ઉપયોગ કરતોજ નથી એટલું કહ્યાથી મને વધુ તકલીફ વિના જવા દીધો.

મેં અહીંનાં 'ગ્રાંડ હૉટેલ'માં ઉતારો લીધો, જ્યાં જતાં માર્ગમાં શેહરની ચેલમેલ જોતાંજ હું તો છક થઈ ગયો. આ કંઈ જેવું તેવું શેહર નથી. એની વસ્તી ૪૦૩૦૦૦

માણસોની છે. એનું બારૂં કુદ્રતી અને અજાયબ જેવું છે. તેનો આકાર એક સરોવર જેવો છે, અને તે શેહેરના મધ્ય ભાગ સુધી ઘુસી ગયલુંછે, જેમાં ૧૦૦૦ થી વધારે બારકસોનો સમાસ થઇ શકે એમ છે. પણ લડાઇનાં બારકસોને માટે આ બારૂં જોઇયે એટલું ઉંડું નથી. દાખલ થવાનો દરિયાઇ દરવાજો માત્ર ૧૦૦ વાર જેટલોજ પહોળોછે, કેમકે બંને બાજુએથી બે ખડકો દરિયામાં ઘુસી ગયલા હોવાથી માર્ગ સાંકડો બની ગયોછે. આ બંને ખડકો ઉપર એકેક કિલ્લો છે.

માર્સેલ્સની આસપાસ ૪ મૈલની દેવાલ બાંધી લીધીછે, અને નવું શેહર જુનાંથી જુદું છે. આ બંનેની વચેથી હમેશાં બનેછે તેમ કોઈ નદી પસાર થતી નથી, પણ એક એવો કુશાદે અને ઉત્કૃષ્ટ મોહોલ્લો પસાર થાયછે કે જેથી શેહરના બંને ભાગો જુદા પડેછે. જુનું શેહર ઉત્તરે એક મોટી નાટકશાળાની ચહડ ઉતર બેઠકની પેઠે બંધાયલુંછે, જ્યાંનાં ઘરો અને મોહોલ્લાઓ શોભાયમાન નથી. નવું શેહર એથી જુદોજ દેખાવ આપેછે. મોહોલ્લાઓ સીધા અને પોહોળા, ચોકો ખુશનોમા અને કુશાદે, અને ઘરો ૭—૮ મજલાનાં મોટાં અને તારીફલાયક છે. માર્સેલ્સનું નામ મસિલ્યા (Massilia) ઉપરથી પડયુંછે, જે ઇ૦ પૂ૦ ૬૦૦ માં યુનાની લોકોનું એક સંસ્થાન હતું. મરકી અને લડાઇ તથા રાજ્યની ઉથળપાથળોથી આ શેહરને ઘણું ખમવું પડયુંછે. એ શેહેરે આગળ કાર્થેજીન્યનોને હરાવ્યા હતા, અને કાંઠા ઉપર પોતાનાં ઘણાંક સંસ્થાનો સ્થાપ્યાં હતાં. પણ રૂમી, ફ્રેંચ, તુર્કી અને સ્પાન્યર્ડ લોકે ફ્રાન્સનાં એ સર્વથી પહેલાં બંદરને જીતી લીધું. ખરૂં જોતાં ફ્રાન્સને તાબે તો એ ૧૪૮૧ માંજ થયું.

આ શેહરમાં ઉપર કહેલો એક અતિ ખુબસુરત મોહોલ્લોછે, કે જેવો આખા યુરોપમાં તો શું પણ દુનિયામાં બીજે કેથે કહેવાતો નથી. અહીંનાં લોકો તેને Cannebiére કહેછે. તે ગોયા મોહોલ્લાઓનો મોહોલ્લો છે. જુનાં અને નવાં શેહર વચેથી તે પસાર થતો હોવાથી ખરૂં જોતાં તે શેહરની વચોવચમાંથીજ પસાર થાયછે, જેની લંબાઈ ૩ મૈલની છે. તે એક તરફ દરિયાથી બીજી તરફ શેહરના છેડા ઉપરનાં ફતેહનાં આર્કાં પછી છેક મ્યુઝિયમ સુધી લંબાયલો છે. આ આખા રસ્તાની બાજુએ સુંદર, સફાઇદાર ભપકાવાળી ઇમારતો, બાવલાં, ફુવારા વગેરે આવેલાંછે. આ ભભુકદાર રસ્તાનો વાંચનારને કંઇક ખયાલ આપવા નીચલો નક્શો ઉતારૂંછું :—




આવો એક ગંજાવર રસ્તો, જે ઉપર ત્રણ ત્રણ પગવાટો, ગાડીઓ માટે ત્રણ ત્રણ જુદા માર્ગો, વચમાં બગીચો અને ફુવારો, અને બાજુમાં દુકાનો અને શોભાયમાન ઇમારતો—એવો ત્રણ મૈલની લંબાઇનો અને બહુ પોહોળો રસ્તો દુનિયામાં વખણાય તેમાં નવાઈ નથી.

'પેલે નેપોલ્યન' નામનો એક બાગ બંદરની નજદીક એક ટેકરી ઉપર છે તે બહુ સુંદર છે. ડુંગર ઉપરથી પાણીનો એક નાનો ધોધ પડેછે.

અહીં નેપોલ્યનનું એક બાવલું છે. ટેકરી ઉપરથી શેહરનો બારીક દેખાવ સરસ લાગેછે. રાત્રે શેહરમાંનાં બાજારો તથા બંદર ઉપર વિજળીના દીવા બળેછે તેથી તેમની શોભામાં વધારો થાયછે. બીજા રસ્તાઓ ઉપર ગૅસ બળેછે, અને વેપારીઓની દુકાનો ઉપર તો દીવાળી જેવી રોશની થાયછે. હજી તો હું પેરિસ ગયો નથી, ત્યાંનો ભપકો તો સ્વપ્ને જોયો નથી, તેટલાં તેનાં આ બંદરનોજ ઠાઠ જોઈ હું અચરત થાઉંછું. અહીંનું એકેકું કારી ખાનુંબી જોવાજોગ રચના દેખાડેછે.

તા૦ ૩ જી ફેબ્રુઆરી—આજે આ સુંદર શેહરમાં પાછો ફરવા નિકળ્યો તો રસ્તે રસ્તે અને ચકલે ચકલે વર્ત્તમાન પત્રો વેચાતાં જોઉંછું. અહીં મજુરો પણ દેશ પ્રદેશની ખબર જાણવાને આતુર જણાયછે, અને પત્રો એટલાં સસ્તાં છે કે તે ખરીદ કરી વાંચેછે. તેમની એક મૂખ્ય મતલબ આ પત્રો ખરીદ કરવાની એ છે કે તેમાંથી પોતાનો ધંધો શોધવો. કોઇ બાંધકામ યા બીજાં કામ માટે જોઈતા મજુરો, કિસ્બીઓ, વગેરે માટે વર્ત્તમાન પત્રોમાં જાહેર ખબરો આવેછે તે જોઈ આ લોકો તરત ત્યાં દોડી જઈ પોતાની રોજી પેદા કરેછે.

આજે વૉલન્ટીયરોની એક કવાયદ જોવા ગયો, જેમાં ઘણાખરા જવાનિયાજ હતા. અહીં ૭ થી ૧૦ વરસના બાળકો હોય ત્યારથી તેમને વૉલન્ટીયરો બનાવીને લશ્કરી તાલીમ આપેછે, એવી નેમથી કે લડાઈ વેળા દેશનું, કસ્બાનું કે પોતાની જાતનું પણ રક્ષણ કરી શકે. ઉપલી કવાયદ એક સામસામી ઢોંગી લડાઇની હતી, જેમાં લડવૈયાઓ સુઇને, ટેકરી પછવાડે ભરાઇને, અને સામા થઇને પોતાના હરીફો ઉપર હથિયારો ઉગામે છે અને નિશાન ટાંકેછે. આ સઘળા દાવપેચ જોવાજોગ હતા.

અહીં એક સારૂં મ્યુઝિયમ છે, જેમાં કેટલાંક નવાઈ જેવાં જાનવરો છે, જેમકે—એક કીડી ખાઇ જીવનારૂં, બીજું ઑસ્ટ્રેલિયાનું દહાડામાં ત્રણવાર માણસનીપેઠે ખડખડ હસનારૂં, ત્રીજી માણસનીપેઠે બચ્ચાંને ખોળાપર લઇ ધવાડનાર ‘બામ’ નામની વાંદરી, ઈત્યાદિ. પેસિફિક મહાસાગરમાં એક જાતનો એવો જીવડો થાયછે કે, જેના કાપીને કકડા કરિયે તોપણ તે જીવેછે. એવાજ જીવડા અહીં પણ છે. તેમનો કાપી નાખેલો દરેક કકડો એક એક જુદો જુદો જીવ હોય તેમ વર્ત્તે છે, અને એ રીતે એ જીવડો ટુકડા થવા છતાં પણ મરતો નથી. એક ઇંડું એવડું મોટું મેં અહીં દિઠું કે જે શાહમુર્ગનાં ઇંડાં કરતાં પણ ૬ ગણું વધારે હતું. બીજું એક ઇંડું ઉપલાંથી ચોથે હિસ્સે હતું, પણ તેની નવાઈ એ છે કે તે લંબગોળને બદલે અતિ લાંબું હતું.

અહીં એક પિકચર ગેલરી પણ છે, જેમાં કેટલાંક તારીફલાયક ચિત્રોછે. કેટલાંક ચિત્રો ખ્રિસ્ટી મજહબના સ્થાપક અને તેના ચેલાઓ તથા ધર્મને લગતા જાણવાજોગ બનાવોનાં, અને કેટલાંક રાજા રાણીઓ અને મહાન પુરૂષો વગેરેનાં છે.

માર્સેલ્સની સ્ત્રીઓ ખુબસુર્ત છે. તેઓ માથાંના બાલનો અંબોડો વાળી ઉઘાડે માથે ફરેછે. ઘણીખરી સ્ત્રીઓ બાલ ઉપર રૂમાલ બાંધતી કે ટોપી પહેરતી નથી. પણ ફ્રેંચ ઓરતો પોશાકની બહુ શોકીન છે અને એકની એક ઢબ તેમને પસંદ નથી, માટે વક્ત વક્ત નવી નવી ચલકટ પસંદ કરેછે.

આજે બપોરે ભોજણ લીધા પછી હું એક વાગે **પેરિસ** જવા રેલવેમાં બેઠો. આગગાડીમાં ઉતારૂઓ માટે સારી સગવડ કરેલીછે. અંદર થંડી નહિ લાગે તે માટે ઉકળતાં ગરમ પાણીના ગોળ લાંબા રોળ મૂકી ગયા, જે ઉપર પગ રાખવાથી હુફ મળેછે. રસ્તે ગડગામડાં અને ખેતરો મળેછે, જે જોઇ આનંદ મળેછે. આગળ ચાલતાં **રહોન** નદી મળી, જેને કિનારેથી મારી ટ્રેને હવે ચાલવા માંડયું. એ નદી સ્વિટઝરલેંડના પહાડોમાંથી નિકળીને ફ્રાન્સ તરફ જીનીવાના સરોવરમાં જઇ મળેછે, પણ ત્યાં શેવટની ખાલી નહિ થતાં પાછી બહાર નિકળીને કેટલાક આડાતિડા

માર્ગો લઇ, તથા રસ્તે અનેક નદીઓનાં પાણીઓથી ભરપૂર થઈ શેવટે ૫૦૦ મૈલની મંજલ પછી ભુમધ્ય સમુદ્રમાં ત્રણ મૂખોવાટે ખાલી થાયછે. આખા યુરોપમાં આના જેવી ઝડપવાળી નદી બીજી એકે નથી.

રાત પસાર થયા પછી સહવારે એક મોટું સ્ટેશન નજર પડયું, જે

**લાયન્સ**

શેહેરનું હતું. અહીં અમોને ત્રેન બદલવી પડી, અને બીજી ઉપડવા આગમજ બે કલાક ખોટી થવું પડયું. આથી મને ખુશી એમ પેદા થઈ કે આ શેહેરનો કંઈક દેખાવ મારી નજરમાં ઉતારૂં અને રહોન નદીને અહીંથી થોડેક છેટે **સૌન** નદી આવી મળેછે તે બેનો સંગમ જોઉં. આ સંગમ કુદ્રતનો એક અદ્ભૂત દેખાવ નજર આગળ ધરેછે. વખ્ત થોડો હતો, અને એક પણ દિવસ આ શેહેરમાં નહિ ગુજારતાં એકાદ કલાકમાં મારે પેરિસ ઉપડી જવાનું હતું માટે હું નદીઓને છોડી શેહેરમાં ફરવા નિકળી પડયો. ખરેખર લાયન્સ શેહેર જોવાજોગ છે. માર્સેલ્સે મને ખુશ કીધો હતો, પણ આ જોઇને તો હું વધારે ખુશ થયો. મને કહેવામાં આવ્યું કે પેરિસનો આ તો એક નમુનો છે, અને પેરિસ જોયા પછી આ અભિપ્રાયમાં મેં કેટલીક સચાઈ જોઇ. હવે હું વખ્તસર સ્ટેશન ઉપર પાછો ફર્યો અને નવી ત્રેનમાં ચહડી બેઠો, અને તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૮૮૭ ની ખડી બપોરે મારે ધારેલ ઠેકાણે, એટલે ફ્રેંચ પાયતખ્ત ખાતે, જઈ પુગ્યો.

આ વેળા (એટલે મારા પ્રવાસની પેરિસ ખાતેની આ પહેલી મુલાકાતને દરમયાન) હું એ શેહેર ખાતે ૧૦ દિવસો સુધી રહ્યો હતો; ત્યાર બાદ જ્યારે તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૯૩ ને દિને હુ સ્પેનથી નિકળેલો પાધરો પેરિસ આવ્યો ત્યારે અહીં મેં પાંચ દિવસો ગુજાર્યા હતા. એ બંને પ્રવાસોને દરમયાન પેરિસની ઘણીએક જગાઓ મેં ફરી ફરીથી જોઇછે, તેમનું તથા એ આ દુનિયાનાં બેહસ્ત જેવાં ગણાતાં શેહેરની બીજી જોવા લાયક જગાઓ વગેરેનું બયાન મારી યથાશક્તિ નીચે ટપકાઉંછું.

## પેરિસ.

યુરોપનાં સર્વથી મોટાં શેહેરોમાંનું એક પેરિસ છે, પણ યુરોપનાં સઘળાં નાનાં કે મોટાં શેહેરોમાં પેરિસનાં જેવું ખુબસુર્ત બીજું એકે શેહેર નથી—લંડન પણ નહિ ! લંડન એક નાની દુનિયા ગણાયછે, પણ પેરિસ તો બેહસ્તખાનું છે. લંડન મેં ત્રણ મરતબે જોયુંછે, પણ પેરિસ સાથની તેની સરખામણી કરતાં મને લાગેછે કે ઘણી બાબતમાં લંડન પોતાના આ દક્ષિણના હરીફ કરતાં ઉતરતું છે. સુંદર **સૈન** નદી ઉપર પેરિસ વસેલુંછે. નદી એ શેહેરને બે અસરખા ભાગોમાં વહેંચતી આથમણ તરફ આગળ વધેછે. નદીના બંને કાંઠાઓ ઉપર એ રીતે આ પાદશાહી નગર વસેલુંછે, અને તે બંને કશા પણ પહાડ કે ટેકરીવાળા નથી, પણ સપાટ મેદાન જેવા છે. લંડન જતાં જે દોડધામ નજરે પડેછે, બાગ બગીચા અને બંગલાઓનાં જે દર્શન થાયછે, તેને બદલે પેરિસની આસપાસ ખેતરો અને બાગાયત જમીનો ફરી વળીછે, જ્યાં સઘળી શાંતિ અને સુખ છે. લંડનમાં દાખલ થતાં અનેક જોવા લાયક દેખાવો નજરે પડેછે, પણ પેરિસમાં સેંટ જર્મેનમાં થઇને દાખલ થતાં જે દેખાવ નજરે પડેછે તેવો એકે દેખાવ લંડનના ઉપલા દેખાવોમાં નથી.

પેરિસ શેહેર ૪ મૈલ લાંબું અને ૩ મૈલ પહોળું છે. નદીથી ૧૦૦ ફીટની ઉંચાઇ ઉપર આ શેહેર આવેલુંછે. જ્યાં શેહેર બે ભાગમાં વહેંચાયછે ત્યાંજ બે નાનકડા બેટ આવેલાછે, જેમને પણ શેહેરના બંને ભાગો સાથ જોડી લીધેલાછે. એકનું નામ **સેંટ લુઈ** અને બીજાનું નામ **સીટી** છે. પેરિસની આસપાસ થોડેક છેટેથી બે ડુંગરો આવેલાછે, જેઓ વધતાંમાં વધતા ૪૦૦ થી ૪૨૫ ફીટ ઉંચા છે. શેહેરની વસ્તી દર સાલ વધતીજ જાયછે. હાલ તે ૨૪૪૭૯૫૭ માણ-

સોની છે, એટલેકે મુંબઇ કરતાં ત્રણથી વધારેછે. એની આસપાસના કોટની લંબાઇ ૨૧ મૈલની છે, જેને ફરતી ૫૯ ભાગોળો છે, અને ૯ ઠેકાણેથી રેલવે લાઇનોને માટે દેવાલ ભાંજીને રસ્તા ક્હાડી આપવામાં આવેલા છે. વળી આ દેવાલમાં બે ઠેકાણેથી સેન નદીથી અને બે ઠેકાણે નેહેરોથી માર્ગો પડ્યા છે. એ રીતે ૬૯ ઠેકાણેથી શેહેરમાં દાખલ થવાયછે. ભાગોળોમાંની કેટલીક તો ૯૦ વાર જેટલી પહોળી છે. શેહેરનાં રક્ષણ માટેના છુટા કિલ્લા ૩૬ છે. આમાંના ૧૮ જુના છે અને બાકીના એટલાજ જર્મની સાથની છેલી લડાઇ પછી બાંધેલાછે. એ ઉપરાંત વળી ૯૪ બરજો ફરતા કોટ ઉપર બાંધેલાછે તે તો જુદા. આ કોટની દેવાલ ૩૨ ફીટ ઉંચી, અને કેટલેક ઠેકાણેથી ૧૯ ફીટ પહોળીછે. દેવાલની બહાર વળી ઉંચી ચર ઓદેલીછે તે ૪૮ ફીટ પહોળી છે. આ ઉપરાંત પેરિસનાં રક્ષણ માટે સેન નદીમાં એક કાફલો ફરતો રાખેલોછે, જેમાં પાંચ તરતી બેટરીઓ, ૯ ગનબોટો અને ૬ સ્લૂપ નામનાં બારકસો છે, જેઓ સર્વ ઉપર ૨૪ તોપો છે, જેમાંની ૧૯ મોટાં મહોડાંની છે.

આ આખાં શેહેરમાં ૪૩૦૦૦૦૦ ચોરસવાર જેટલી જમીન રોકાઇછે, જેમાં જાહેર રસ્તાઓ ૬૦૦ મૈલ સુધી લાંબા ફરી વળેલાછે. એકંદર ૮૪૦૦૦ ઘરો બાંધેલાં છે. નદી ઉપર ૨૮ પુલો બાંધેલાછે, અને ચોકો તો બેશુમાર છે. રસ્તાઓ, મહોલ્લાઓ, ચોકો, અને ફરવાહરવાની જગાઓથી શેહેરના પાંચમા ભાગ જેટલી જગા રોકાઇછે. આમાંની ૭૩૦૦૦ મીટર જેટલી જમીન ફરસબંદી વિનાની છે, બાકીની જમીન પથર, ખડી, એસ્ફાલ્ટ અને લાકડાંની બાંધી લીધીછે. આ સઘળા રસ્તાઓની મરામત અને સફાઈ સુઘડાઇ પાછળ દર સાલ ૧૪૦૦૦૦૦૦ ફ્રાંકનો ખર્ચ થાયછે, અને તે માટે ૨૨૫૦ માણસો, ૫૫૦ ગાડાં અને ૧૨૨૫ ઘોડાનો દરરોજ ખપ પડેછે. શેહેરને સફા રાખવા અને રોશની કરવા પાછળ ૭૦૦૦૦૦૦ ફ્રાંક ખર્ચાયછે. ઘણાખરા મોટા રસ્તાઓ ઉપર ઝાડો રોપેલાં છે, જેમની સંખ્યા ૯૫૦૦૦ની છે અને કીમત ૧૫૦૦૦૦૦૦ ફ્રાંકની છે. અહીં દેવળોની સંખ્યા પણ ઓછી નથી.

એક ખરેખરાં, મોજીલાં અને ખરેખરાં સુંદર શેહેરનો અનુભવ મેળવવો હોય તો તે પેરિસ છે. તે એવાં શેહેરોમાં સરદારી ભોગવેછે. મેં આખી દુનિયાનાં ઘણાંએક મોટાં શેહેરો જોયાછે તેમાં પેરિસની બરાબરી કરનારૂં એકે નથી—લંડન પણ નહિ. આ દુનિયામાં જો પરસ્તાન જેવું કંઇ હોય તો તે પેરિસ છે. સફાઇ સુઘડાઇમાં પેરિસ ઘણું આગળ વધેલું છે. રસ્તાઓ ઉપરનો ક્ચરો મોટાં બ્રશના રોળ વડે ક્હાડેછે. બંને બાજુએ ઝાડો રોપી તેમની ઘટા બનાવીછે. નદીને બંને કિનારે એવાંજ ઝાડો રોપેલાંછે, જેથી ત્યાંનો દેખાવ સારો લાગેછે. બાગબાનીમાં ફ્રેંચો કેવા ઉત્તમ છે તે અહીંના બાગબગીચાઓ સાબેત કરેછે. નાચરંગ અને રમતગમતમાં વળી એ લોક જીંદગીનું એક સાર્થક સમજતા જણાયછે. નાટકો, ગાયનો, ઘોડાની શરત, જુગાર, ખાનપાન, નાચરંગ, બોટની સેલ, એ સઘળું ગોયા એમનેજ બાપેદાદે લખી આપેલું હોય એમ એઓ વર્તતા જણાયછે. તોપણ આ લોક વળી ઉદ્યોગી અને મેહેનતુ છે. દોલત કેમ પેદા કરવી તે એવો જાણેછે. છુટાપણું એમનો એક મૂખ્ય હક છે, પણ તે ભોગવવા જતાં દેશ ઉપર અનેક આફતો આવીને પસાર થઇ ગઇછે. નીતિ સંબંધી બાબતોમાં ફ્રેંચો મોટે ભાગે બેદરકાર જણાયછે, અને તેથીજ એ લોક બીજી યુરોપિયન પ્રજાઓ જેવા બહાદુર ગણાતા નથી. લોકો મીઠા સ્વભાવના, નમાના અને ભેળાઇ જાય એવા છે—ઇટલી કે સ્પેનના જેવા હલકા કે પાજી નથી. હું તો એ રીતે આ પેરિસ શેહેર અને અહીંના રહેવાસીઓથી દરેક વાતે રાજી થયોછું.

અસલ પેરિસને **લુટિશ્યા** (Lutetia) નું નામ મળ્યું હતું. જુલ્યસ સીઝરે એ જગા તાબે કરવા મોકળેલાં રૂમી લશ્કર સામે તે જમાનાના અહીંના લોકો લડ્યા હતા, પણ અંતે એને તાબે કરીને રૂમીઓએ અહીં

કિલ્લેબંદી કરવા માંડી. તેમના શેહનશાહ **જુલ્યને** અહીં પોતાને માટે એક મેહલ બાંધ્યો, અને ફ્રેંકોના રાજા **કલોવિસે** (Clovis) તો અહીં પોતાનું રેહેઠાણજ કર્યું. ત્યાર બાદ **હ્યુ કેપેટે** (Hugh Capet) પેરિસને પોતાનાં રાજ્યનું પાયતખ્ત બનાવ્યું. પાછળથી **ફિલિપ ઑગસ્ટસે** એના બચાવની દેવાલ બાંધી તથા રસ્તાઓ ઉપર ફરસબંદી કીધી. ૧૪ મા **લુઈ** રાજાએ બુલ્વર્ડ તોડી નાખીને ખાઇ પૂરી નાખી તથા તે ઉપર ઝાડો રોપીને ફરવા હરવાની સરસ જગા બાંધી. પેરિસે અનેક ઘેરાઓનાં સંકટો ખમ્યાં હશે, પણ ૧૩૨ દિવસ-નો સર્વથી છેલો જર્મન લડાઇ વેળાનો ઘેરો અર્વાચિન દુનિયામાં સર્વથી યાદગાર ગણાયછે. એ વેળા શેહરમાં બચાવ માટે નાની મોટી મળી ૧૮૨૪ તોપો, ૪૯૦૦૦૦ લશ્કર, અને નીચે મુજબની ખોરાકી ભરી રાખવામાં આવી હતીઃ—૩૦૦૦૦ બળદ, ૨૦૦૦૦૦ મેંઢાં, ૧૫૦૦૦૦ બુશલ દાણો, ૪૦૦૦૦૦ બુશલ આટો, ૫૦૦૦૦૦ રતલ આથેલું ગોસ્ત, ૧૦૦૦૦૦ ઘોડા અને સંખ્યાબંધ ખચરો. આ સઘળાં ઉપરાંત વળી રેહેવાસી-ઓએ પોતાનાં ઘરોમાં ભરી રાખેલી ખોરાકી તો જુદી હતી. પણ ઉપલા ૪॥ મહિનાની મુદતમાં ઘેરાને દરમયાન આ સઘળી ખોરાકી પુરી થઇ ગઈ અને રહેવાસીઓ ભુખે મરવા લાગ્યા. જોકે જર્મનો પેરિસ હાથ કરે એમ હતુંજ નહિ, તોપણ આ જાતની નાચારીને લીધે પેરિસને અંતે તાબે થવાની ફરજ પડી હતી.

પેરિસ જોઇને હું માર્સેલ્સ કે લાયન્સ તો ભુલીજ ગયો. આખું શેહર ગોયા એક બાગજ છે. અહીંના ચોકો અને રસ્તાઓ, બગીચાઓ અને ફુવારાઓની શી તારીફ લખું ! સેન નદીનાં લીલાં કાચ જેવાં પાણીથી શેહરને મીઠું પાણી પુરૂં પડેછે. અને તોપણ શેહર બાહારથી નેહરો મારફતે બીજું પાણી આણવામાં આવેછે.

**પેરિસની** ખુબસુરતીમાં વધારો કરનારા તેના પુલો પણ છે. સેન નદી ઉપર એવા ૨૮ પુલો નખાયલાછે, અને તેથી નદીના બંને કાંઠાઓ ઉપરની વસ્તીઓ વચ્ચે તફાવત કશો જણાતોજ નથી. સૌથી જોવાલાયક **ઑસ્ટર-લિટ્‌ઝ પુલ** (Austerlitz) છે, જેને ૧૮૦૮-માં પહેલો બાંધ્યા પછી પચાશ વરસ બાદ ફરીથી બાંધવાની જરૂર જણાઇછે. તે ૩૯૦ ફીટ લાંબો પથરનાં પાંચ આર્કોનો છે, જે ઉપર તેનાં નામવાળી પ્રખ્યાત લડાઇમાં માર્યા ગયલા વડા ફ્રેંચ અમલદારોનાં નામો તખ્તીઓ ઉપર કોતર્યાંછે.—એક બીજો સુંદર પુલ **ડુ જુર** (Pont du Jour) નામનો છે, જેની જમણી અને ડાવી બાજુએ પગે ચાલતા રાહ-દારીઓ અને ગાડી ઘોડા માટેના રસ્તા બાંધેલાછે, અને વચ્ચેથી પેરિસની આસપાસ ફરી વળેલી ગોળ રેલવે લાઇન માટેનો પુલ આર્કોઓ ઉપર બાંધેલોછે. બાજુના પુલ દર ૧૦૫ ફીટનાં પાંચ આર્કોઓના અને વચલો પુલ દર ૧૫ ફીટના ૪૨ આર્કોનો છે. એકં-દર લંબાઇ ૫૭૦ ફીટની છે.—**જીના** (Pont d'Jena) નામનો એક ત્રીજો સુંદર પુલ પણ જોવાજોગ છે, જ્યારે બીજા કેટલાક ઉપર બાવલાંઓની શોભા કરેલીછે.

જીનાની પડોશમાં એક જોવાજોગ લોખંડ-નો મિનારો છે, જે પેરિસનાં છેલાં પ્રદર્શન વેળા **ઈફલ ટાવર**ને નામે બંધાયો હતો. તારીફલાયક **ઘોડેસ્વાર બાવલાંઓ**માં પ્રખ્યાત **જોઆન ઑવ આર્ક**નું ૧૮૭૪માં 'રિવોલી' નામે ચોકમાં ઉભું કર્યું છે, જેમાં આ લડાયક બાઈ તમામ લશ્કરી પોશાક સજી હાથમાં લાંબો બાલા સાથનો ઝુંડો ઉઠાવી બહા-દુર ઢબછબથી ઘોડેસ્વાર થયલી જણાયછે. આ બાવલાંને એક ઉંચાં પથરનાં તખ્ત ઉપર ઉઠાવેલુંછે. એવુંજ એક બીજું બાવલું ન્યુફ (Neuf) નામે પુલ આગળ રાજા ૪ થા હેનરીનું છે, જેનાં સંગેમરમરનાં તખ્ત ઉપર કાંસાંની તખ્તી ચહોડીને તે ઉપર એ રાજાને પેરિસમાં દાખલ થતો તથા કિલ્લામાં ફસી પડેલાં લોકો માટે રોટી મોકળતો ચિતાર્યોછે.

પાણી પીવાના શોભાયમાન **ફુવારાઓ**ની અહીં નવાઇ નથી. સર **રિચર્ડ વૉલેસ** નામે

એક ઇંગ્રેજ બેરાનેટે આવા અનેક ફુવારા-ઓની પેરિસને ભેટ કરીછે, અને તેમને એવા લત્તાઓમાં ઉભા કર્યાછે કે જ્યાં મજુર લોકોની વસ્તી અથવા મોટા આવજા હોય. આ ફુવારા સુંદર નક્ષીના અને ખુબસુર્ત છે. એવા એવા તો અનેક ફુવારા મોટા ચોકોમાં બાંધેલાછે.

આ શેહરમાં બાગો અને બગીચાઓનો ટોટો નથી. એક મોટો બગીચો (Bois de Bulogne) સર્વમાં મૂખ્ય ગણાયછે, જેણે ૨૨૫૦ એકર જમીન રોકીછે અને જેમાં ૭૦ નાના મોટા તળાવો બાંધેલાછે, જેમને તરેહવાર જાણીતા અમેરિકન સરોવરોનાં નામો આપ્યાંછે, તેઓમાં ટાપુઓ બનાવ્યાછે, તથા વળી દરિયાનું રૂપ આપી તેમાં ભૂશ્લાકા દાખલ જમીનની દાંડીઓ ખેંચી લીધીછે, અને બંદરો બનાવ્યાછે. અંદર ખાનપાન, શરત, ઘોડાની કસરત, વગેરે રમતગમતની જગાઓ જોડે ફરવા હરવાના મોટા સુંદર રસ્તા બાંધી લીધાછે. એક સરોવર ઉંચો બાંધી તેનાં પાણીને ૧૫ ફીટ ઉંચી એક ટેકરી ઉપર લીધુંછે, અને તે પાણીને એક નાનકડા ધોધ રૂપે પડતું દેખાડયુંછે. આવા બગીચા-ઓને એકબીજા સાથ મસમોટા રસ્તાઓ બાંધી લઇને જોડી લીધાછે, જેમકે શાં ઇલિઝે નામે એક બગીચાનો આ ખુબસુર્ત બાગ સાથ અનેક રસ્તાઓથી સંબંધ કીધોછે, જેઓમાંનો એક ૪૨૦૦ ફીટ લાંબો અને ૩૧૫ ફીટ પહોળો છે.

**તા૦ ૧૫ મી નવેમ્બર ૧૮૯૩**—આજ દિને પાછળા પોહોરે હું સ્પેનનાં હેન્ડાયા સ્ટેશન-થી ઉપડેલી રેલવે મારફતે પેરિસ આવી પુગ્યો, અને 'ગ્રાંડ હૉટેલ ડે ગોબેલિન'માં ઉતર્યો. અહીં પહેલાં મારા હાથમાં વર્ત્તમાન પત્રો આવ્યાં. એ બહુ નાનાં કદનાં હોયછે. મને એવો ખોલાસો મળ્યો કે ફ્રેંચો વખ્ત બચાવવા માટે લાંબા ટાયલાં જેવાં લખાણો વાંચતા નથી, માટે ટુકમાંજ સઘળાં પત્રો લખાણ કરેછે અને તેથી તેમનાં કદ પણ નાનાં છે. અહીંનાં લોકો ઘણા ધર્મિષ્ટ નથી. છુટાપણું એજ એમનો ધર્મ છે. અહીં લગભગ દરેક જણ લખી વાંચી જાણતો હશે, અને તેથીજ વર્ત્ત-માન પત્રો લાખોની સંખ્યામાં દરરોજ ખપે-છે. સ્પેનમાં બેજ વેળા હોટેલોમાં ખાનું મળતું હતું—નાસ્તો અને ડિનર. પણ ત્યાં કરતાં પેરિસમાં ભાવ સસ્તા હોવા છતાં ખાનુ ત્રણ વાર મળેછે. અને અહીંનાં હૉટેલોખી કેવાં! એક ભપકાદાર કુશાદે બંગલો કે એક નવાબનો ગુલે શણગાર મેહલ તો એ પાદ-શાહી પોહોંચખાનાંઓની આગળ પાણી ભરે! એઓમાં દરેક રીતની સગવડ કરેલીછે. ઉંચા મજલા ઉપર આપણને લઇ જવા માટે 'લિફ્ટ' બનાવેલાછે. ચીનમાં પાણીની જગા ઉપર ચીનાઓ ચા પિયેછે, પણ અહીં કેટલાક ફ્રેંચો દ્રાક્ષનો દારૂ પિયેછે.

આજ રાત્રે હું અહીંની સર્વથી મોટી નાટકશાળા જોવા ગયો. તે આખા યુરોપમાં મોટી મનાયછે. તે **ન્યુ ઑપેરા**ને નામે ઓળ-ખાયછે. તેણે ૩ એકર જગા ઘેરીછે અને તેને બાંધતાં (૧૮૬૧—૭૪) ૧૪ વરસ લાગ્યાં હતાં, અને ૩૬૦૦૦૦૦ ફ્રાંકનો ખર્ચ બેઠો હતો. એમાં તમાશગીરો માટે પાંચ ગોળ રિંગો બાંધી લીધેલીછે, તોપણ ૨૦૦૦ થી થોડાંજ વધારે લોકોનો એમાં સમાસ થઇ શકેછે. એના મૂખડા ઉપર સુંદર આર્કાઓ બનાવી તેમની વચે બાવલાં અને પુતળાંઓથી અછો શણગાર કરેલોછે. જમણી બાજુએ કેટલાંક પુતળાં ગાયન, કવિતા, રાગ, નાટક વગેરેનાં છે. ઉપર જવાનો દાદર સફેદ માર્બલનો છે, જેના કટેરા રાતા આરસપહાણના અને વિચિત્ર છે. આજે મને અહીંના કેટલાક સુંદર પર્દાઓ અને ચમત્કારિક દેખાવો જોવાની તક મળી. આકાશમાં વાદળાંઓ જેમ પવનને સપાટે દોડેછે, નાનાં મોટાં થઇ રંગ બદલી નાખેછે, પછી ગેબ થઇ જાયછે તે સઘળું અહીં થતું મેં દીઠું, તેમજ આગનો મોટો ભડકો ઉઠી તે આગળ કેમ વધેછે, મોટા ભડકો નાના-ને કેમ ખાઇ જાયછે, પછી આગ કેમ સુસ્ત પડી જાયછે, તે સઘળું આજે કરી બતાવવા-માં આવ્યું, જે જોઈ બહુ ખુશી પેદા થઇ.

તા૦ ૧૬ મી, ગુરૂવાર—આજે હું **રૉયલ મ્યુઝિયમ** જોવા ગયો. લુવર (Louvre) મેહલની પડોશમાં તેને લગતુંજ આ પાદશાહી સંગ્રહસ્થાન છે. આ એક નહિ પણ અનેક મ્યુઝિયમોનું બનેલુંછે. ઑઇલ પેન્ટીંગ, ડ્રૉઇંગ, કોતરકામ, નક્ષીકામ, અસલી હુનરકામ, ઝવેરકામ, મિણાકામ, ઇત્યાદિ વિભાગોમાં એ વહેંચાયલુંછે. એનાં ભોંયતળિયાં તથા બંને મજલાઓ ઉપર આ સર્વ ખજાનો અછી રીતે ગોઠવેલોછે. અહીં આપણ ઉમદા તસ્વીરો, રંગીન ચિત્રો, દેવાલપરના ચિતારો, અસલી અને હાલના જમાનાના નામીચા નરોનાં બાવલાંઓ, દેવદેવીઓ વગેરેનાં પુતળાંઓ, પથરમાં કરેલું નક્ષીકામ, ધાતુમાં કરેલુ કોતરકામ, કાચ ઉપર કરેલું રંગીનકામ, આરસપહાણ ઉપર કોરેલાં બાવલાં અને પુતળાં, પાદશાહી બાગો અને મેહલો વગેરેનાં કોતરકામ, એસીર્યા અને બીજાં પુરાણાં રાજ્યોના પાદશાહોના નાદર મેહલોના નમુનાઓ, ઇજીપ્તનાં દહેરાં, સોનેરી કપડામાં લપેટેલી મમીઓ, અને પુતળાંઓના નમુના, તથા નવા મળી આવેલા પેપિરસનાં કાગળો ઉપરના જાતજાતના લેખો (જેઓમાં કેટલાક તો પાર્સીઓની પુરાણી પેહલવી ભાષાના પણ છે, અને તે **હિરેકિલિયસ** શેહનશાહે ઇરાન ઉપર ચહડાઇ કીધી તે જમાનાના છે), ઇજીપ્શીયન કપડાં ઉપર કરેલા લેખો, ઠિકડાં ઉપર લખેલા આરબી લેખો, યુનાનીઓનાં પુરાણાં સુંદર વાસણો, હખામની પાર્સી પાદશાહોના પથર ઉપરના ખીલારોકા લેખો અને ચિત્રકળાઓ, પર્સિપોલિસના પથરના કોરેલા ગંજાવર ગોધાના ભાગેલા ટુકડાઓ, (જેમને ભેગા કરીને અસલ ગોધાનું રૂપ આપેલુંછે), એ સઘળું અને એ સિવાય બીજું એટલું બધું નવું અને જાણવાજોગ અહીં ભરેલું છે કે તે સર્વની ખાલી ટીપ પણ ટપકાવવાને હું અશક્ત છું. યુરોપનાં સર્વથી માતબર અને સર્વથી જોવાલાયક મ્યુઝિયમોમાંનું આ એક છે, અને પેરિસના પ્રવાસીએ ખચીત તે જોવા લાયક છે. આ સંગ્રહસ્થાનમાં કેટલુંક ઝવેરાત પણ ભેગું કરેલુંછે, જેમાં એકતો આ દેશનો વખાણાયલો હીરો છે. તેમજ નેપોલ્યનની હિરાજડિત તલવાર તેની સુંદર મુઠ સાથ અહીં જોવા મૂકેલીછે. એ ઉપરાંત આગળા રાજાઓનાં હીરા વગેરેથી મઢેલાં અમૂળાં તાજો, કીમતી ઘડિયાળો વગેરે પણ અહીં હું જોઉંછું. ઉપલા મોટા હીરા અને તલવારવાળા ઓરડા આગળ સદા એક પેહેરેગીર તેમના ઉપર નજર રાખતો બેસી રહેછે.

તા૦ ૧૭ મી, શુક્રવાર—**લુવર મેહલ** બહુ જોવાલાયક અને ભપકાદાર છે. એનાજ એક ભાગમાં ઉપર જણાવેલું પાદશાહી સંગ્રહસ્થાન આવેલુંછે. આ એક ગંજાવર મકાનછે, અને તે સેન નદીના કાંઠા ઉપર બિરાજે છે. અસલ રાજા **ફિલિપ-ઑગસ્ટસે** આ એક કિલ્લો બાંધ્યો હતો, પણ પાછળથી **ફ્રાન્સીસ** ૧ લાએ અહીં હાલનો મેહલ ઉઠાવ્યો અને ત્યારબાદ એક પછી એક અનેક રાજા, રાણી અને શેહનશાહોએ એ મેહલને લગતાં નવાં નવાં બાંધકામો વધારીને સુધારાઓ દાખલ કીધા, તથા શણગાર આપ્યો. વળી છેલાં ૫૦ વરસમાં તો એક નવો લુવર મેહલ બાંધીને તેને જુના લુવર તથા થોડક છેટે આવેલા ટુઇલરી મેહેલો સાથ જોડી દીધોછે. સામે સેંટ જર્મેનનું દેવળ આવેલુંછે તેને લગતા બગીચામાંથી આ મેહેલ જોવા જોગ થઇ પડેછે. મૂખડા ઉપર ૫૨) સ્તંભો બબેનાં જોડકાંમાં ઉભા કીધાછે. પહેલા મજલાનો મૂખડો સાદો છે, પણ તેની લંબાઇ ૫૦૪ ફીટની અને ઊંચાઇ ૮૨ ફીટની છે. આ મજલાને મથાળે શોભાયમાન કઠેરા જડી લઇ તે ઉપર જુદી જુદી ફતેહની નિશાનીઓ ગોઠવવામાં આવનાર હતી, પણ એ કામ હજી અધુરુંજ રહી ગયલું જોઉંછું. ઉપલા સ્તંભોની બહાર ફુલપાનના ગોળ કયારા બનાવી લઇ તેમને લીલાં નરમ ઘાસથી શોભિતા કીધાછે. આ મેહલના વચલા ભાગને 'રાજા ૪ થા **હેનરી**ના ડેરા' નું નામ આપેલુંછે, અને એ બહુજ સુંદર મકાન છે. એક બીજું એવુંજ સુંદર મકાન 'રિશેલુના તંબુ' ને

નામે ઓળખાયછે. અહીં નક્ષીકામ ઝાઝું નથી, પણ આખા મેહલમાં રાજાઓ અને દેવીઓ તથા વખાણ, વેપાર, ઇતિહાસ વગેરે-નાં પુતળાં ઘણાં છે. વચમાં એક ચોક છે તે જોવાલાયક છે. ત્યાં રાજકાજમાં, વિદ્યામાં અને સાહિત્યમાં પ્રખ્યાત થયલા ૮૬ ફ્રેંચોનાં મસમોટાં બાવલાં ગોઠવેલછે. વિદ્યા હુનર, ખેતીવાડી, વેપાર વગેરે દર્શાવનારાં ચિત્રોના ૬૩ ઝુમખાઓ કટેરાઓની પથરની બેઠકો ઉપર કોત્રેલાછે. ચોકની ઉત્તર બાજુનું મકાન હાલ નાણાખાતાંના પ્રધાનનાં ખાતાંના કબજામાં છે અને દક્ષિણ તરફનાં મકાન-માં ઉપર કહેલું મ્યુઝિયમ છે.

આ મેહલની પાસે નવા લુવરથી જોડાયલો **ટુઈલરી મેહેલ** છે. એ લુવર કરતાં પણ પુરાણો છે, કેમકે છેક ૧૫૬૪ માં તેને બાંધ-વો શરૂ કીધો હતો. પણ અફસોસ ! છેલી નાશકારક લડાઈ પછી તુફાની પ્રજાએ મરહુમ ફ્રેંચ શેહનશાહ અને તેનાં કુટુંબ તથા મેહેલો ઉપર છેડાઈ પડીને જે નાલાયક કામો કીધાં-છે તેઓમાંનું એક આ મેહલનો નાશ છે. કમ્યુન નામના બેદિલ, અસંતોષી, ફિતુરી લોકે ૧૮૭૧ માં એની ખરાબી કરી હતી. એના આગળા ભાગનો તેઓએ એવો તો ઘાતકી-પણે ડાટ વાળ્યોછે કે તેને ફરીથી દરૂસ્ત કરવાનું સરકારને કેવળ અશકય જણાયુંછે, તોપણ લુવરના નવા મેહલ સાથ સંબંધ રાખનારા ભાગો ૧૮૮૬ પછી ફરીથી બંધાયા-છે. અહીં કેટલાંક બાવલાં અને બીજો શણગાર કરેલોછે. ૧૬૬૨ માં રાજા **લુઈ** ૧૪ માએ પોતાની રાણી મેરાયા થ્રીસા જોડે અહીં એક 'બૉલ' આપ્યો હતો તે ઉપરથી મેહલના આ ભાગને *Place du Carrousel* નું નામ મળ્યુંછે. અહીંજ એક સુંદર ફતેહનું આર્ક નેપોલ્યન બોનાપાર્ટે ૧૮૦૫—૬ માં પોતે યુરોપમાં મેળવેલી ફતેહોની યાદગારીમાં ઉભું કરેલુંછે. એજ આર્કે ઉપર પ્રથમ વેનિસથી લુટી આણેલા ત્યાંનાં સેંટ માર્કનાં દેવળના દરવાજા ઉપરના ઘોડાઓનાં પુતળાંનો શણગાર કર્યો હતો, પણ શેહનશાહ ફ્રાન્સીસે ૧૮૧૪ માં એ ઘોડા તે દેવળમાં પાછા મોકળી આપ્યા હતા. નેપોલ્યન જ્યારે ફ્રેંચ રાજ્ય-નો કૉન્સલ હતો ત્યારે આ ભાગમાં વસતો હતો, તેમજ બીજા ત્રણ પાદશાહો જોડે છેલા શેહનશાહ **નેપોલ્યન** ૩ જાનું રેહાણ પણ અહીંજ હતું. અને આ છેલા બનાવને થકીજ કમ્યુન બલવાખોરોએ એ મેહેલનો નાશ કર્યો હતો. એવું જણાયછે કે આજ એકશો વરસોની વાત ઉપર ૧૭૯૨ માં ટુઈ-લરી ઉપર ૪૦૦૦૦ તુફાની પ્રજાનાં ટોળાંએ હુમલો આણ્યો હતો, જે વેળા રાજ્યની આખરી આવીને પ્રજાસત્તાક રાજ્યની શરૂ-આત થઈ હતી.

મેહલનાં ચોગાનમાં **ટુઈલરી બાગ** આવે-લોછે, જે ૨૩૪૦ ફીટ લાંબો, અને ૧૦૦૦ ફીટ પહોળો છે, તથા જેણે ૭૫ એકરની જગા રોકીછે. ઉનાળામાં પ્રજાનાં લોકોને માટે એ ખાસ માનિતી જગા થઈ પડેછે. આ સુંદર બગીચો નદીને કાંઠે લંબાયલોછે, જ્યાં અઠ-વાડયાંમાં બે વાર લશ્કરી વાજું તમાશ-ગીરોને ગમત આપેછે. એની હસ્તી ૧૭ મી સદીની અધવચથી શરૂ થાયછે, પણ ત્યાર બાદ એને અતિઘણો વધારવા અને સુધારવામાં આવ્યોછે. આ બગીચાને બે મોટા ચોકોમાં વહેંચેલોછે અને વચમાં ફરવા હરવાનો રસ્તો બાંધેલો છે. ફુલોના કયારામાં સંખ્યાબંધ આરસપહાણનાં તેમજ કાંસાનાં બાવલાં ગોઠવેલાં છે, જેમાંનાં કેટલાંક અસલી યુનાની દંતકથા-ઓની યાદ આપનારાં છે. વળી એક બાવલું યુનાની રાજ્યાધિકારી **થેમિસ્ટોક્લિસ** અને બીજું સિંહ સાથ લડાઈ કરતા સેકંદરનું છે. વળી ચાર રૂતુઓનાં, તથા લડતાં પ્રાણીઓ વગેરેનાં પુતળાં પણ બે ઘડી જોવાજોગ છે. બાગમાં ફુવારા, તળાવો, રમવાની જગાઓ, અને બીજા શણગારનું તો પુછવુંજ શું ? ખરેખર, એક તરફ ફુલપાનનાં અને બીજી તરફ મોટાં શોભાયમાન દરખ્તોના કયારા અને ઘટા વચેથી ફરવું ઘણુંજ દિલકશ લાગેછે.

આ બાગની પશ્ચિમ તરફને દરવાજે બહાર નિકળીને હું **પ્લેસ ડ લા કૉન્કૉર્ડ** (Place de

la Concorde) નામનો ચોક જોવા ગયો, જેના જેવા જબરા ચોકો વળી થોડાજ હશે. દુનિયામાં જે થોડાજ સર્વથી સરસ ચોકો છે તેઓ માહેલો આ એક છે. એની આસપાસ ચો બાજુએ ફરતા સ્તંભો છે. દરેક ખુણે ડેરા બાંધેલાછે, જેમને મથાળે ફ્રાન્સનાં મુખ્ય શેહરોની યાદ આપનારાં મોટાં કદનાં પુતળાં ગોઠવેલાંછે, જેઓમાં લાયન, માર્સેલ, બોર્ડો, રૂઆં, બ્રેસ્ટ, સ્ટ્રેસ્બર્ગ, વગેરેનાં છે. ૧૮૭૦ પછી આ છેલાં પુતળાં ઉપર વર્ષોવર્ષ શોકનાં તાજ મૂકવામાં આવેછે. દક્ષિણ અને ઉત્તર બાજુએ ૩૦ ફીટ ઉંચા ફુવારા છે, જેમાંથી દર કલાકે ૬૭૧૬ ઘનવાર જેટલું પાણી ઉડેછે. એમને ત્રૈટન નામના પાણીના દેવતા અને બીજાં પુતળાંઓથી શણગારેલાછે. ચોકની વચોવચમાં મિસર દેશનાં પુરાતન થીબ્સ શેહરનાં ખંડિયેરોમાંથી આણેલો એક ગ્રેનૈટ પથરનો સ્તંભ ઉભો કરેલોછે, જે ઉપર ચિત્રલેખ કોરેલાછે. આ સ્તંભ એકજ પથરનો ઘડી કહાડેલોછે, તો જોકે તે ૮૦ ફીટ ઊંચો અને ૨૪૦ ટનના વજનનો છે. તેની બેઠકનો પથર ૧૩ ફીટ ઉંચો છે. આ સ્તંભ (Obelisk of Luxor) ની બંને બાજુએ ઉપર કહેલા ફુવારા છે. આ ચોક ફ્રાન્સના ઇતિહાસમાં ઘણીએક દુખભરેલી યાદ આપનારો છે. અહીંજ લુઇ ૧૬ માને ગર્દન માર્યો હતો, અને ૧૭૯૨—૯૯ નાં વરસોમાં ચાલેલી રાજ્યની ઉથળપાથળને દરમયાન અહીંજ ૩૦૦૦ રહેવાસીઓના જીવ લેવામાં આવ્યા હતા.

૧૮૭૧ ની લડાઇને દરમયાન કમ્યુન બલવાઓરાએ જે બીજાં એક સુંદર મકાનની ખરાબી કીધી હતી તે **પાદશાહી મેહલ** છે. કાર્ડિનલ **રિશેલુ**ને માટે એ અસલ બંધાયો હતો, જેને પાછળથી સુધારીને મોટો કરવામાં આવ્યો હતો. ઉપલી ખરાબી પછી આ મકાનને ફરીથી દરસ્ત કરવામાં આવ્યુંછે. અહીં પણ સુંદર સ્તંભો અને બાવલાંઓ અને હુનરકામ જોવાનું છે, પણ અંદર ગયા પછી જે દાદર આવેછે તે તો લોખંડની એ જાતની ઉસ્તાદી દેખાડનારો એક નમુનોજ છે. તે ૬૦ ફીટ લાંબો, પણ ૪૦ ફીટ પહોળો છે, જેને બહુજ તાફી રંગોથી શણગાર્યોછે. મેહલમાં પાદશાહી કુટુંબ જેવું આજે કોઇજ વસતું નથી, પણ જુદાં જુદાં સરકારી ખાતાંઓ ગોઠવાયલાંછે, તેમજ જુદી જુદી ગેલરીઓ બાંધીછે તેમાં ઝવેરકામ, સોનાકામ વગેરેની કીમતી ભપકાદાર દુકાનો છે તથા ખાનપાનનાં મકાનો છે. 'ગેલરી ડ ઑર્લિયાં' ની આસપાસ તો ૧૮૦ આર્કોઓની શોભા કીધેલીછે. અહીં પ્રજાનાં લોકોને ફરવાહરવાની મજાહ પડેછે, તેમજ મેહલને લગતો બાગ પણ તેમની ગમતને માટે ખુલ્લો છે. બાગમાં પુતળાંઓ ઉપરાંત એક નાની તોપ એવી ગોઠવેલીછે કે જે જ્યારેબી તેના ચોકસ ભાગ ઉપર સૂર્યનાં કિરણો ભેગાં થઇ તેને ગરમ બનાવેછે ત્યારે ફુટેછે. અને આમ મધ બપોરેજ બનેછે.

કૉન્કૉર્ડ ચોકની સામે **બુર્બોં મેહેલ** (Palais de Bourbon) આવેલોછે. અહીં હાલ ફ્રાન્સની પાર્લામેંટની આમની સભા (ચેમ્બર ઑવ ડપ્યુટિઝ) ભેગી મળેછે. ડચેસ ઑવ બુર્બોં નામે એક અમીરજાદીને માટે છેક ૧૭૨૨ માં આ મેહલ બાંધેલો હોવાથી એને ઉપલું નામ મળેલુંછે. એ ઉપર જવાના સુંદર દાદરને ગંજાવર કદનાં પુતળાંઓથી શણગાર્યોછે, અને તે સઘળાં કલ્પિત હોવાથી જોવાજોગ છે. મેહલના મૂખડા ઉપરજ ૧૨ સુંદર સ્તંભોના ટેકા આપ્યા છે, તથા અંદર વળી ૨૦ સ્તંભો આરસપહાણના જુદા છે. આ મેહલની લૈબ્રેરી ૧૫૦૦૦૦ પુસ્તકોની છે, જ્યાં ડિમૉસ્થેનિસ અને સિસરો જેવા નામીચા અસલી વકતાઓનાં બાવલાં છે.

હવે મેં અહીંનાં એકાદ બે દેવળોની ભેટ લેવાનું મન કીધું, અને સૌથી પહેલો **મેડેલેન દેવળ**માં ગયો, જે આખાં પેરિસ શેહરમાં સર્વથી સરસ ઇમારત ગણાયછે. એનો આકાર આપણને અસલી યુનાની દેહેરાં જેવો લાગેછે. એની લંબાઇ ૩૩૦ ફીટની અને પહોળાઇ ૧૩૦ ફીટની છે, અને એ ૧૦૦ ફીટ ઉંચું છે.

એની આસપાસ કોરિન્ટયન ઢબછબના સ્તંભો ઉભા કરેલાછે, જેઓમાં કરેલા તાકમાં ખ્રિસ્ટી સાધુઓ અને ધર્મી પુરૂષોનાં ૩૪ પુતળાં બેસાડેલાં છે. એના કાંસાના દરવાજા ઉપર બૈબલમાંના બનાવોનાં ચિત્રો કોતરેલાં છે. આ દેવળ ૧૭૬૩ માં બંધાવા માંડ્યું અને ચાલુ સદીની અધવચે પુરૂં થયું હતું. ઉપલા સ્તંભો બે હારમાં છે, અને તેઓ ચો તરફ ફરી વળેલાછે. દરેકની ઉંચાઈ ૫૦ ફીટની છે. **મેરી મેગ્ડેલન** નામે એક જવાન બાઇ ઉપર બળાત્કાર ગુજરવાના પાપી બનાવના દોષ નિવારણમાં આ દેવળ બંધાયલું મનાયછે, અને અંદર જે જે કોતરકામો છે તેમાં ઇસુ ખ્રિસ્ટના પાઉં આગળ એ બાઇને નમન કરતી, તેમજ બીજે ઠેકાણે પ્રાર્થના કરતી, ક્રૂસને નમસ્કાર કરતી, વગેરે દેખાડીછે.

અહીં ફતેહના સ્તંભો અને મિનારાઓ છે તેમજ આર્કાંઓ પણ છે. એવું એક આર્કું Arc de Triaomphe de l'Etoile ને નામે ઓળખાયછે. નેપોલ્યન બોનાપાર્ટે ૧૮૦૬-માં એ પોતાની **ફતેહની યાદગારીનું આર્કું** શરૂ કીધા પછી **લુઈ ફિલિપ**ના અમલમાં પુરૂં થયું હતું, અને એની પાછળ ૪૦૦૦૦૦ પૌંડનો ખર્ચ બેઠો હતો. આર્કાંની ઇમારત ૧૬૦ ફીટ ઉંચી છે, પહોળાઇ ૧૪૨ ફીટની છે, અને ઉંડાઇ ૭૨ ફીટની છે; પણ ખુદ આર્કું ૬૭ ફીટ ઉંચું અને ૪૬ ફીટ પહોળું છે. બાજુ ઉપર નેપોલ્યનનાં યુદ્ધોનાં ચિત્રો કોરેલાં છે, અને ગુંબજ ઉપર નજદીક ૧૫૦ લડાઈઓનાં નામો અને દેખાવો દેખાડ્યાછે. આર્કાંને મથાળે જવા માટે ૨૬૧ પગથીનો ગોળ દાદર કરેલોછે, જ્યાં એક બેઠક બનાવીછે, અને તે ઉપરથી શેહરનો અછો દેખાવ નજર પડેછે. આ આર્કાંવાળા ચોકમાં ૧૨ રસ્તા ભેગા મળેછે, અને આસપાસ સુંદર ઇમારતો બાંધેલીછે.

નેપોલ્યન બોનાપાર્ટ અને તેના ભાઇ **જોસેફ** તે સિસિલીના રાજા વગેરેની કબરો એક પ્રખ્યાત લશ્કરી મેહલમાં બાંધેલા મોટા ગુંબજની વચમાં આવેલીછે. તે ૪ વાર લાંબી, બે વાર પહોળી તથા ૪।। વાર ઉંચી રાતા ગ્રેનૈટ પથરની બનાવેલીછે, જે પથર ફિન્લેંડ-ની ખાણમાંના છે અને તે રશિયાના ઝાર ૧ લા **નિકોલાસે** (હાલના ઝારના બપાવાએ) ભેટ મોકળાવ્યા હતા. વળી લીલા ગ્રેનૈટ પથરનાં તખ્ત ઉપર આ કબરવાળી રાતી પથરની પેટી-ને ગોઠવેલીછે. આસપાસ નેપોલ્યનની ફતેહો-નાં બાવલાં, ચિતાર, તથા લડાઇઓમાં જીતેલા કુડીબંધ વાવટાઓ વગેરે છે. એ ઉપરાંત અહીં નેપોલ્યનને લગતી તરેહવાર વસ્તુઓ ભેગી કરેલીછે.

જે લશ્કરી મકાનને લગતા ગુંબજમાં નેપોલ્યનની કબર છે તે Hotel des Invalides ને નામે ઓળખાયછે. આ લડાઇ-માં જખમી થયલા અથવા અશક્ત થઈ પડેલા **શૂરા સિપાહીઓને રાખવા માટેનું મકાન** છે, અને તે બહુ સુંદર દેખાવનું અને મોટા ગુંબજનું છે. એ ઇમારતનાં આગણાં-માં તોપખાનાની એક બેટરી છે, જેમાં ફ્રાન્સે જુદી જુદી પ્રદેશી લડાઇઓમાં જીતેલી તોપો ગોઠવેલીછે. આ લશ્કરી મકાન ૪ મજલાનું છે, જેની લંબાઇ ૬૭૫ ફીટની છે. ચારે મજલાઓ લશ્કરી ફતેહોની તરેહવાર કીમતી વસ્તુઓથી ભરેલાછે. અહીં લડાઇના દેવ માર્સ (મંગળ)નું પુતળું યોગ્ય રીતે શોભેછે. અંદર અનેક ચોકો છે, અને તેઓમાં ફરતાં સંખ્યાબંધ બાવલાંઓ અને પુતળાંઓમાંનું એક નેપોલ્યનનું પોતાનુ છે. જોકે આ મકાનમાં ૫૦૦૦ સિપાહીઓ માટે જગા રાખેલી છે તોપણ હાલ ૫૦૦ થી વધારે વસતા નથી.

એક બીજો સુંદર ચોક પ્લેડ લા બેસ્ટિલ (Place de la Bastille) નામનો છે. અસલ અહીં કિલો હતો જેમાં એજ નામનું પ્રખ્યાત કેદખાનું હતું, જ્યાં મોટા રાજદ્વારી બંધવાઓને રાખવામાં આવતા હતા. પણ તેનો એક સદી ઉપર ૧૭૮૯ના જુલૈ માસમાં નાશ કર્યા પછી વચમાં એક સુંદર મિનારો ઉભો કીધોછે, જેને **જુલૈ કૉલમ** (Colome de Juillet) કહેછે. તે ૧૫૫ ફીટ ઉંચો છે અને એક જબરા ગોળ પથરનાં તખ્ત ઉપર

તેને ઉઠાવેલોછે. છેક મથાળે ફ્રાનસ બળેછે, જેના ઊપર છુટ્રાપણાની દેવીનું પુતળું ઉભું કીધેલુંછે.

પેરિસની **ઈનસાફની અદાલતોવાળો મેહલ** (Palais de Justice) ને નામે ઓળખાયછે. આગળ એ મેહલમાં પાદશાહો વસતા હતા. ૧૮૭૧ માં આ જબરાં મકાનનો એક ભાગ બલવાઓરોએ બાળી નાખેલો તે બે ત્રણ વરસમાં પાછો દરસ્ત કરવામાં આવ્યો હતો. એમાં ન્યાયની કચેરીઓ ભરાયછે. જમણી બાજુએ ઘડિયાળનો સુંદર મિનારો નવેસરથી બાંધેલોછે. મેહલના અનેક મૂખડા છે અને તે દરેક બહુ શોભિતો છે. એક મૂખડા ઉપર તો સ્તંભો અને આર્કોની શોભા કરેલીછે, અને ડહાપણ, સચાઇ, શિક્ષા, રક્ષણ, બળ, ઇનસાફ વગેરે ન્યાયને લગતી અવસ્યની બાબતોને દેવીઓનાં રૂપ આપી તેમનાં પુતળાં બનાવી ગોઠવ્યાંછે. એક ન્યાયની અદાલત માટે આવાં પુતળાં બચીત જરૂરનાં અને શોભા આપનારાં છે. કાયદો, ઇમાનદારી, વગેરે બીજાં ઘણાં બાવલાં જુદાં જુદાં દીવાનખાનાંઓમાં નજરે પડેછે.

એક બીજું ખુબસુર્ત દેવળ મેં અહીં જોયું તે **પેન્થીઅન** (Pantheon) છે. ગઇ સદીની આખરી આગમજ એ બંધાયું હતું. એ જગા ઉપર અસલ (ઇસ્વી ૫૧૨ માં) પેરિસના રક્ષક પીર **જીનિવીવ** (St. Genevieve) ની લાશને દાટી હતી. ૧૮૫૧-માં આ ધર્મસ્થાનને પ્રાર્થનાનાં જાહેર મકાન દાખલ નવેસરથી ચાલુ કરવામાં આવ્યું હતું, કેમકે ૧૭૬૪ માં આ દેવળ બંધાયા પછી ફ્રાન્સની તે વખતની કૉન્સ્ટીટ્યુઅંટ એસેમ્બ્લી નામની રાજસભાએ મહાપુરૂષોની યાદગારીમાં એ મકાનને અર્પણ કીધું હતું અને તેવા નામીચા ધણીઓની લાશ એમાં બુનિદા થતી હતી. પણ ૧૮૮૫ માં એકવાર ફરીને એને દેવળના વર્ગમાંથી કહાડી નાખવાનો સરકારે હુકમ કહાડયા બાદ ફ્રાન્સના પ્રખ્યાત મહાપુરૂષ **વિક્ટર હ્યુગો**ની લાશને અહીં ભારે ઠાઠમાઠથી બુનિદા કરવામાં આવીછે. એના મૂખડાનો એક ભાગ અસલી યુનાની દહેરાંઓની ઢબમાં સ્તંભોથી આરાસ્તા કરેલોછે, જેમને મથાળે ત્રિકોણ દેવાલી પથરમાં સુંદર નક્ષી કોતરેલીછે, જેમાં ફ્રાન્સ પોતાની એક બાજુએ ઇતિહાસ અને બીજીબાજુએ છુટાપણાની દેવીઓને રાખીને પોતાના મહાંપુરૂષોને તાડપત્રની ડાંખળીઓ ભેટ આપેછે. જમણી અને ડાવી બાજુએ આ ભેટ લેનારાઓની તસ્વીરો કોતરેલીછે. મોટા દરવાજાની બંને બાજુએ તેમજ બારણાંઓ ઉપર પણ એવાંજ નક્ષીકામ કરેલાંછે. દેવળના મધ્ય ભાગમાંથી ૨૫૦ ફીટ ઉંચો એક ભપકાદાર ગુંબજ ઉઠાવેલોછે. ગુંબજને ફરતા સ્તંભો છે અને તે ઉપરથી કળસ ખેંચી કહાડેલો છે. છેક મથાળે જવા માટે અંદરથી સીડી બનાવેલીછે, જે ઉપરથી શેહેર અને પરાંઓનો સરસ દેખાવ નજરે પડેછે. આ સ્તંભો સાથ ચાર તખ્તીઓ જોડેલીછે, જેઓ ઉપર ૧૮૩૦ ના જુલૈની આખેરીએ સ્વતંત્રતા અને ધારાના બચાવમાં માર્યાં ગયલાં કેટલાક રહેવાસીઓનાં નામો નોધેલાંછે.

૧૮૫૫ માં પેરિસ ખાતે એક પ્રદર્શન ભરાયું હતું તે માટે બાંધેલી એક મેહલરેકી ઇમારત હજી બચી રહેલીછે, અને તે તે વખતથી આજ સુધી **ઉદ્યોગના મેહલ**ને નામે ઓળખાતી આવીછે. 'શાં ઇલિઝે' નામના એક સુંદર બાગની વચમાં આ ઇમારત એક કંપનીએ બાંધી હતી, પણ આજે તે ફ્રેંચ સરકારની મતા ગણાયછે. અહીં વખ્તે વખ્ત જાહેર હરીફાઇના મોટા મેળાઓ તથા ઉમદા હુનરોનાં વાર્સિક સંગ્રહસ્થાનો ભરાયછે. આ એક લબ ચોરસ આકારની અને બે મજલાની જબરી ઇમારત છે, જેની વચે મૂખડાનો ભાગ અતિ રૂપાળો શોભેછે. તે એક ડેરા જેવો છે, અને એવાજ બે ડેરા તેની બાજુઓમાં પણ છે, જેઓ ઉપર વાવટા ઉડેછે. દાખલ થતાંજ પથરમાં ચિત્રો કોતરેલાંછે, જેમાં દેખાડયુંછે કે દેશ પ્રદેશના હુનર ઉદ્યોગ પોતપોતાનો માલ પેરિસનાં પ્રદર્શનમાં આણેછે. છેક ઉંચે ફ્રાન્સ દેશનું એક જબરૂં પુતળું છે જે હુનર અને ઉદ્યોગને ફુલોનાં તાજ ભેટ આપેછે, અને તેની બે બાજુએ ફરેસ્તાઓ ટોળાં મળી ઉભા-

છે. ઘુમટાની નીચે કેટલાક મહા પુરૂષોની તસ્વીરો કોતરેલી છે.

જે ખુબસુરત **શાં ઇલિઝે બાગ** (Champs Elysées) માં ઉપલી ઇમારત બાંધેલીછે તે ટુઇલરી બાગની સામેજ આવેલીછે. આ એક ફરવા હરવાની બહુ મોહ પમાડનારી જગા છે, જ્યાં ઉનાળામાં સુંદર રોશની થવાથી હજારો લોકો ભેગાં મળેછે અને ગમત મેળવેછે.

પેરિસમાં એક મોટું **પ્રાણીઓનું સંગ્રહસ્થાન** છે, જે *Jardin des Plantes*ને નામે ઓળખાયછે. છેક ૧૬૫૦ થી એ સંગ્રહસ્થાનવાળો બાગ પ્રજાને માટે ખુલ્લો મૂકાયલોછે, જે પછી તેમાં અનેક સુધારા વધારા થયાછે. આજે તેણે ૭૭ એકર જગા રોકીછે. સંગ્રહસ્થાનમાં જાતજાતનાં પ્રાણીઓ છે, તેમજ વળી આ બાગમાં જાતજાતનાં ઝાડપાનોનો પણ સંગ્રહ કરેલો છે. પંખેરાંઓનો વિભાગ વળી જુદોજ છે, જે સેન નદીની બીજી પારે આવેલો છે. અજગર, અજદહા, સુસ્વાટ, કાચબા વગેરે માટે વળી જુદી જગા બનાવેલીછે. સર્પોને કાચની પેટીઓમાં રાખેલા છે. માછલીઓ માટે ખાસ તળાવો બાંધી લીધાછે, જ્યાં પાણીમાં મજાહ મેળવનારાં પક્ષિઓ ભમ્યા કરેછે. જેમ કેટલાક રોપાઓને માટે તેમ કેટલાક સર્પોને માટે પણ ગર્મીથી ભરપૂર કાચનાં ઘરો બનાવેલાંછે. અહીં ૧૩૦૦૦ કિસમની વનસ્પતિઓ ભેગી કરેલી છે. અસલી જમાનાના રાક્ષી પ્રાણીઓનાં અહીં હાડપિંજરો છે, તેમજ એક ૪૫ ફીટ લાંબા મોટાં મગરમચ્છનું પણ ખોખું છે, જે સેન નદીને કાંઠે આવી પડયું હતું. એક બીજો નવાઈ જેવો સંગ્રહ દેશ પ્રદેશનાં અને જાતજાતનાં ઇનસાનોનાં હાડકાંઓનો છે. એજ રીતે મરણ પામેલાં જાતજાતનાં પ્રાણીઓ અને પક્ષિઓનાં ખોખાં સેંકડો અને હજારોની સંખ્યામાં એક જુદાંજ મકાનના દશ ઓરડાઓ ભરીને ગોઠવેલાંછે, જેઓમાં આંચળવાળાં પ્રાણી ૬૦૦૦, માસ ખાનારાં ૬૦૦, વનસ્પતિ ખાનારાં ૧૮૦૦, વાગોળનારાં ૮૦૦, અને બીજાં જાતજાતનાં ૨૫૦૦. પક્ષિઓની સંખ્યા ૨૨૦૦૦ ની છે, જેઓમાં ૬૦૦ તો પોપટો, ૧૩૦૦ શિકારી પક્ષિઓ, ૧૪૦૦ ચલ્લાં, ૨૩૦૦ મરઘાં, બતકાં, કબૂતર ઇત્યાદિ, અને બાકીનાં બીજી જાતનાં. આ સઘળાં જોડે વળી આ સંગ્રહસ્થાન અને બાગમાંની સર્વ વસ્તુઓને લગતું એક કેતાબખાનું અહીં જુદું છે, જેમાં ૮૦૦૦૦ પુસ્તકોનો સંગ્રહ કરેલોછે. એજ રીતે ખનિજ પદાર્થોના ૨૦૦૦૦૦ થી વધુ નમુના, તથા એક લાખ જાતની વનસ્પતિના ૫૦૦૦૦૦ નમુના અહીં જોવામાં આવેછે.

આ ખુબસુર્ત શેહરના પ્રખ્યાત ચોકોમાંના **વેન્ડોમ ચોક** (Place Vendome) જોવાલાયક છે. તેની આસપાસ ફરતાં સુંદર મકાનો છે. અહીં ૧૮૧૦ માં ૧૫૦ ફીટ ઉંચો એક પથરનો મિનારો ઉભો કરવામાં આવ્યો હતો, જેને ૧૮૭૧ માં કમ્યુનિસ્ટ બલવાખોરોએ તોડી પાડયો હતો, પણ ત્રણ વરસમાં તેને પાછો બાંધવામાં આવ્યો હતો. મિનારાને ફરતાં ઑસ્ટ્રિયનો કનેથી જીતી લીધેલી તોપોનાં પત્રાં જડી લઈ તે ઉપર ૧૮૦૫ ની લડાઇના બનાવોનાં ચિત્રો કોતરેલાંછે. મથાળે નેપોલ્યન બોનાપાર્ટનું બાવલું છે, જેને રોમના શેહનશાહ (સીઝર) જેવો પોશાક પહેરાવેલોછે.

**હૉટેલ ડ વિલ** (Hotel de Ville( નામનો ચોક પણ જોવાજોગ છે. તેને સેંકડો બાવલાંઓથી શણગાર્યોછે. આગળા જમાનાઓમાં રાજ્યની ઉથલપાથલ વેળા અહીં સત્તાવાળાઓના શત્રુ ગણાતા ધણીઓને ગર્દન મારવામાં આવ્યા હતા.

પેરિસમાં જોવાજોગ તેના ચોકો અને મેહલો કે બાગો અને દેવળોજ નથી, પણ સુંદર બાંધેલા **આકાંદાર રસ્તાઓ** પણ એ ખુબસુર્ત નગરીની શોભા છે. એવા સોહામણા મેહરાબદાર રસ્તા આખા શેહરમાં નજદીક ૨૦૦ હશે, જેઓમાંથી માત્ર રાહદારીઓજ પગે ચાલી જઇ શકેછે. એ રસ્તાઓ ઉપર આપણને લુટાવાનો ભય રહેછે. ભીખારીઓ અને બેકાર લોકો અહીં ભમતા ફરેછે, અને હર બહાને આપણી ખિદમત ઉઠાવવા તૈયાર

રહેછે. જો તેમના ઉપર વિશ્વાસ મુકયો તો થઈ ચુક્યું!

એક દહાડે હું અહીંનાં કબ્રસ્તાન જોવા ગયો. તેમની સંખ્યા એક બેની નથી. ફકત શેહરમાંજ ૧૪ છે; કોટની બહાર પરાંઓમાં બીજાં ૭ છે. એઓમાંનાં કેટલાંક નવાં અને બાકીનાં જુનાં છે. કેટલાંક તો લાશોથી ભરાઈ ગયાથી બંધ કરવાં પડયાંછે. જેઓ ખુલ્લાં છે તેઓ સહવારે ૬ વાગ્યાથી રાતે ૭ વાગ્યા સુધી ઉઘાડાં રહેછે. મોંટ માર્ટર (Montmartre) નાં કબ્રસ્તાને ૩૦ એકર જમીન રોકીછે, જેમાં ઘણા નામીચા આસામીઓની કબરો છે, જેમકે લશ્કરી અમલદારો, કવિઓ, ચિતારાઓ, ઇત્યાદી. અહીં કેટલાંક બાવલાં પણ છે. એક અમીરજાદીની યાદગારીમાં ઉભો કીધેલો એક પથરનો મિનારો જોવાલાયક છે.—એક બીજું કબ્રસ્તાન(Montparnasse) વધારે શોભદતું છે. તેમાં વચોવચમાં ગોળ ફરવાની જગ્યા બનાવીછે, અને તેની ૩૦ એકરની આખી જમીનને કાટખુણે કાપીને કકડા બનાવી ત્યાં કબરો કીધીછે. અહીં કેટલીક કબરો ઉપર પથરના પિરામિડ, મરનારનાં અર્ધ બાવલાં, ચિત્રો કોરેલી તખ્તીઓ, વગેરે જણાયછે. આ કબ્રસ્તાનમાં મોટી આગોમાં બળી મુએલા આગવાળાઓ, ૧૮૭૦—૭૧ વાળી લડાઇમાં માર્યા ગયલા સિપાહીઓ, પેરિસના પોલિસવાળા વગેરેની કબરો છે.—એક ત્રીજું વધારે મોટું કબ્રસ્તાન (Pere Lachase) ૧૦૦ એકર જમીન રોકેછે. તેને ઇજિનેરોના નક્ષા મુજબ બાંધ્યુંછે, અને રાજા ૧૪ મા લુઇના વખતમાં જ્યાં એક બાગ હતો ત્યાં આ કબ્રસ્તાન બંધાયુંછે. એમાં એક નાનકડું દેવળ છે, જ્યાં અસલ એક કિલ્લો હતો. વળી અહીં એક લાશ બાળવાનું સ્મશાન પણ છે.

નદીમાં તણાઇ આવેલા કે અકસ્માતથી મરણ પામેલા ધણીઓની યા પ્રદેશીઓ મરી જાય તેમની લાશને રાખવા માટે અહીં નદી કાંઠે એક નાનું મકાન (Dead House) હેલાયદું રાખેલુંછે. હું એ મકાન જોવા ગયો ત્યારે અંદર એક મર્દ અને એક ઓરતની લાશ પડેલી હતી. આ ઓરતનું ખૂન થયલું હતું, અને એવા બનાવો તો પેરિસમાં સંખ્યાબંધ બનેછે. ઘણી ધોરી વિનાની લાશોને વિદ્યાને અર્થે વહાડકાપમાં લેછે.

એક સુંદર બુટીદાર કપડું બનાવવાનું અહીં એક સરકારી કારખાનું છે જે ગોબ્લાં (Gobelins) ને નામે ઓળખાયછે. તેની ૧૮૭૧ માં બળવાખોરોએ ભાંજફોડ કરેલી હોવા છતાં હજી તે જોવા લાયક છે. અહીં બનતો એ માલ બહુ વખણાયછે. કપડું વણનાર કારીગર પોતાનું કામ કરતી વેળા તેને જોતો રહે તો તે તેની ખામી સુધારી શકે; પણ આ કપડું ઉલટીજ રીતે વણાયછે, કેમકે વણનાર તે જોતોજ નથી, અને તેના તરફ પીઠ ફેરવીને પોતાનું કામ કર્યો જાયછે. વળી આ કારખાનામાં ઊનનાં ભરતથી માણસની તસ્વીર હુબહુ વણાયછે. માણસની ચામડીના રંગ મુજબની ઉનથી વણાયલી તસ્વીર આબાદ નમુનાવાળા માણસને મળતી આવેછે. આ ભરતકામ જોઈ લગાર દૂરથી અજાણ્યો માણસ છેતરાઈ જાય કે એ કોઇ ઉસ્તાદ ચિતારાએ રંગેલી તસ્વીર હશે. પણ ખરેખર તેમ નથી. અહીં વળી ઉત્તમ, નરમ, શોભિતા ગાલીચા પણ બનેછે.

પેરિસની તળિયે ખોદેલી ગટરનું બાંધકામ જોવા લાયક છે. તેમાંથી નદીનું પાણી સંચાઓની મદદથી પસાર થાયછે, તે ઉપર બોટો ચાલેછે, અને એ બોટો ઉપર સવાર થઇ સેલ કર્યાથી પેરિસની તળિયેના ભાગોનું ગ્નાન થાયછે.

શેહરની સપાટી નીચે એક બીજી જોવા લાયક જગા છે, અને તે અસલમાં ખોદાયલા પથરોના ગંજાવર ખાડા છે. ૧૮ મી સદીની આખરીએ અહીં મુર્દાં નાખવામાં આવતાં હતાં, જેથી ત્યાં ૬૦૦૦૦૦ થી વધારે ઇનસાનોનાં હાડકાં ભેગાં થયલાંછે. રાજપોની ઉથળપાથળ વખતે માર્યા ગયલા ધણીઓની લાશોને અહીંજ હોમાવી દેવામાં આવી હતી. ખાસ પરવાનગીથી આ મુર્દાંની જગા જોવા દેવામાં આવેછે, અને ભોમિયો હોવા છતાં મશાલ લઇને અંદર જવું પડેછે, કેમકે અંદર

જોડે બાંધકામ કીધું છે તથા ૯૧ પગથીઆં ઉતરી માંહે જવાયછે, તોપણ એટલુંબધું અંધારૂં છે કે અજાણ્યા માણસને અકસ્માત થવાનો સંભવ રહેછે. સીડી ઉતર્યા પછી ૧૦ મિનિટ ચાલવું પડેછે, જે પછી બે થામલાઓ ઉપર ઉઠાવેલું એક છાપરૂં આવેછે, જે મૂકવું કે માણસજાતનાં હાડકાંઓની ગંજાવર ગુફામાં આપણ દાખલ થઇયે છિયે.

પેરિસનું એક ગંજાવર **નોટર ડેમ દેવળ** (Notre Dame) જોવાજોગ છે. એ ૧૨ મી સદીમાં બંધાયલું છે. છેલી લડાઇ વેળા બળવાખોરોએ એને પણ લગાડી મૂકવાની તજવીજ કીધી હતી. એના ૨૬૪ ફીટ ઊંચા બે મિનારા છે, જેઓમાંના એક ઉપરનો ઘંટ ૩૨૨ હંડરવેટના વજનનો છે. જ્યારે કંઇ રાજકાજનો અવસર હોય ત્યારેજ આ રાક્ષી ઘંટ વગાડવામાં આવેછે. આ દેવળ અંદરથી જબરા કદના સ્તંભોથી ભરી નાખ્યુંછે. ૧૩ મા અને ૧૪ મા લુઈ રાજાઓનાં સાદાં અને શાર્લમેનનાં ઘોડસ્વાર બાવલાં અહીં જણાયછે. ચિત્રો અને નક્ષીકામથી બીજો પુષ્કળ શણગાર કરેલોછે. પેરિસના આર્ચબિશપનું આ ધર્મસ્થાન છે, જે ૪૧૭ ફીટ લાંબુ, ૧૫૬ ફીટ પહોળું અને ૧૧૦ ફીટ ઉંચું ભપકાદાર મકાનછે.

પેરિસમાં બીજું જોવાલાયક તો ઘણુંબી છે, અને મારા બે પ્રવાસો મળીને મેં આ શેહરમાં ૧૫ દિવસો ગુજાર્યા તે દરમયાન મેં બીજું ઘણુંબી જોયુંછે. પણ તે સર્વનું વર્ણન ટુંકમાંબી લખું તો આ પુસ્તકના ઘણા સફા રોકાઇ જાય. ખરેખર આ એક ઘણુંજ સુંદર શેહર છે, અને મોજને થકીજ જો જીંદગી ગુજારવી હોય તો પેરિસ સિવાય બીજું મોજીલું શેહેર દુનિયામાં એકે નથી. અહીં દહાડા કેમ પસાર થઇ જાયછે તે માલુમ પડતા નથી. દિવસે ગમે ત્યાં ભટકિયે, સાંજે ફરવા હરવાના સંખ્યાબંધ બગીચાઓ હાજર છે, રાત્રે કુડીબંધ રમતગમતનાં ઠેકાણાં તૈયાર છે. શોકિન પેરિસ પોતાની જીંદગી એમજ ગુજારેછે. પણ પેરિસ જેમ દોલતમંદ તેમ મુફલેસ પણ છે. ગરીબ બાપડાંઓની હાલત દયા કરવા જોગ છે. માતબર લોકો મેહલોમાં મજાહ મારેછે અથવા ફુવારા તથા ચોકો, બાવલાં તથા આર્કોઓવાળી પાદશાહી જગાઓમાં વસેછે; ત્યારે કંગાલ જીવડાઓ ગટરોમાં વસેછે, વાસીકુસી ખાયછે, અને નિરાધાર મરી જાયછે.

મેં ઉપલી વિગતોમાં કમ્યુનિસ્ટ બળવાખોરો બાબે વર્ત્તવત્ત ઇશારો કરેલોછે. આ લોકો પેરિસની બહાર આવેલા બેલ-વિલ (Belle-ville) નામે એક ડુંગર ઉપર વસેછે. જાતે બહુ નિર્ધન છે. મેહેનત કરીને મૂડી મેળવવાનો એમનો કાયદો નથી. એઓ તો એમ માનેછે કે પૃથ્વી ઉપરની સર્વ ચીજોનો ઇનસાનોએ એકસરખો ઉપયોગ કરવો જોઇયે—રાજાને વધતું અને રંકને ઓછું મળવું ન જોઇયે. પોતાના એવા સિદ્ધાંતને લાધે આ લોક બહુ મુફલેસ હાલતમાં વસેછે, અને તેથી લાગ ફાવે ત્યારે માતબર આસામીઓ કે મોટાં જાહેર મકાનો ઉપર તેઓ પોતાનો નીચ કહેર કહાડેછે. તેઓ બેધડક જીવ લેછે અને આગ લગાડેછે, લૂટફાંટ કરેછે અને ભાંજફોડ ચલાવેછે. ૧૮૭૧ની લડાઈ પછી પેરિસમાં દાખલ થઇને તેઓએ એમજ કર્યું હતું, જેમ કરતાં તેઓ મોટી સંખ્યામાં પકડાયા હતા અને તેઓમાંના મોટા તકસીરવારોના જીવ લેવામાં આવ્યા હતા.

પેરિસમાં અગરજો કોઈ મહિનાના મહિના કહાડે તોબી તે ધરાવ નહિ એટલુંબધું અહીં જોવાનું અને ફરવાનું છે. પણ મારો પ્રવાસ કાંઇ આ સુંદર શેહરમાં પુરો થતો નથી, માટે મેં તો હવે ઉતાવળ કરવા માંડી અને ઇંગ્લંડ તરફ નજર દોડાવી. પણ તે આગમજ પેરિસની પડોશનાં બે ગામોની મુલાકાત લઈ આવ્યા વિના ચાલે એમ ન હતું. એટલામાટે

તા૦ ૧૮ મી અને શનિવારે હું **વર્સેલ્સ** ગયો, જ્યાંના નામીચા મેહલમાં પાયતખ્તના ઘેરા વેળા જર્મન શાહજાદાઓ વસતા હતા. ૧૮૮૭ ના મારા પ્રવાસ વેળા પણ હું અહીં આવ્યો હતો. એ ગામ પેરિસથી ૧૨ મૈલ દૂર છે, અને જેમ રેલવે મારફતે તેમજ ટ્રામવેમાં બેસીને પણ ત્યાં જવાયછે. વર્સેલ્સમાં આપણું ચિત્ત ખેંચે એવું થોડુંજ છે.

વસ્તી ૬૧૦૦૦ માણસોની છે, જે અહીંના સુંદર મેહલની આસપાસ ફરી વળેલી છે. એ મેહલ રાજા ૧૪ મા લુઇએ ૧૭ મી સદીમાં ૪૦૦૦૦૦૦૦ પૌંડનો રાક્ષી ખર્ચ કરીને જંગલોથી ભરાઈ ગયલી નીચી ટેકરીઓની વચેનાં એક ચોગાનમાં બાંધ્યો હતો. એ રાજાની મતલબ આ મેહલની જોડે એક તેને લાયકનું પાર્ક બાંધવાની હતી, અને તે બંને નામીચા ઉસ્તાદોએ ઉપલો લખલૂટ ખર્ચ કરીને બર આણી. અહીં એ રાજાનું એક કાંસાનું ઘોડસ્વાર બાવલું તેમજ બીજા તેના જમાનાના જાણીતા ધણીઓનાં અનેક બાવલાં છે. ૧૭૮૯ પછી આ મસમોટા મેહલમાં ફ્રેંચ પાદશાહોએ વસવાનું માંડી વાળ્યું, અને શેહનશાહ લુઈ ફિલિપે એમાં એક મ્યુઝિયમ ઉભું કીધું, જેમાં છેક અસલી વખ્તથી તે એ પાદશાહના જમાના સુધીની સઘળી ફ્રેંચ લડાઇઓ અને બીજા ઇતિહાસના બનાવોને લગતાં ચિત્રો ભેગાં કરવામાં આવ્યાંછે. તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૮૭૧ ને દિને જર્મન રાજા **વિલ્યમનું** અહીં લશ્કરી મથક હતું, અને તા૦ ૧૮ મી ફેબ્રુઆરીએ એજ મેહલમાં તેને જર્મનીના શેહનશાહ દાખલ જાહેર કરવામાં આવ્યો હતો. જર્મનો પેરિસ ખાલી કરી ગયા પછી ૧૮૮૦ સુધીનો આએ દાહેકો ફ્રેંચ પાર્લામેંટની બેઉ રાજસભાઓ આજ મેહલમાં ભરાતી હતી. અહીં મજકુર રાજા લુઇનો પલંગ સલામત રાખેલોછે. મેહલને લગતો ચોગાન ૨૦ મૈલના ઘેરાવાનો છે, જેમાં ફુવારાઓ, તળાવો, પાણીના ધોધ વગેરેના સરસ દેખાવો છે. પાણી આણવા માટે એક નેહેર ખોદેલી છે તે ૪૬૭૪ ફીટ લાંબી અને ૧૮૬ ફીટ પહોળી છે. અહીં ઉપલો રાજા ખાનપાન આપતો, નાચરંગ કરતો, અને બહુ મજાહ મારતો હતો. વર્સેલ્સમાં એક બીજી જોવાલાયક જગા આગળા ફ્રેંચ પાદશાહોની જાત જાતની ગાડીઓના સંગ્રહવાળો તબેલો છે. તેઓ બહુ નવાઇજેવા પાદશાહી રથો છે.

એક બીજું જોવાલાયક ગામ **સેંટ કલુ** (St. Cloud) નામનું પેરિસથી થોડાજ મૈલ દૂર છે, જ્યાં રૈલવે તેમજ સ્ટીમર મારફતે પણ જવાયછે. છેલા શેહનશાહ ૩ જા નેપોલ્યનનું એ માનિતું ગામ હતું, જ્યાં ઘણીક નાશ પામેલી ઇમારતોનાં ખંડિયેરો નજર આવેછે. એ ઇમારતોને છેલી લડાઈ વેળા જર્મનોએ આગ લગાડી ફના કીધી હતી. જેમ વર્સેલ્સમાં તેમ પેરિસ અને વર્સેલ્સ ખાતે હોટેલ ડિ વિલ નામની સુંદર ઇમારતો બંધાયલી છે, તેવીજ એક અહીં પણ છે. અહીં એક મેહેલ હતો તેમાં ૧૭૮૫ થી ફ્રેંચ શેહનશાહો વસતા હતા, જેને લગતા સુંદર પાર્કમાંથી રૈલવે ટ્રેનો દોડછે. આ ચોગાનને પણ બાવલાંઓ, ફુવારાઓ, તળાવો, ધોધ વગેરેથી શણગાર્યોછે. ઉપલા મેહલનો જર્મનોએ નહિ પણ ફ્રેંચોએ પોતેજ નાશ કર્યોછે, તે એવી રીતે કે અહીંથી જર્મન સિપાહીઓને મારી કહાડવા માટે ફ્રેંચોએ તોપોના ગોળા છોડવાથી ખરાબી મેહલની થઈ હતી. આ મેહલ ૧૫૭૨ માં બાંધેલો હતો.

હવે મેં આજ રાત્રે ૮॥ વાગે પેરિસ છોડયું અને લંડન રવાના થયો. પણ **ડીપ** (Dieppe)-ને બંદરેથી ફ્રાન્સને છેલી સલામ કરીને હું પાછળી રાત્રે સ્ટીમર ઉપર ચહડી બેઠો. તેજ વેળાએ ઇંગ્લંડની ખાડીમાં જબરૂં પવનનું તુફાન વાતું હતું તેથી તે આગળ વધી શકીજ નહિ. આ વખ્તે વળી વર્સાદ પણ જોશમાં વર્સતો હતો, માટે સ્ટીમરને ડીપ ખાતેજ થોભવું પડયું. એ દિવસ અમે એજ હાલતમાં ગુજાર્યો, અને એજ વેળા મેં જાણ્યું કે દરિયામાં પવન અને વર્સાદનું આવું સખ્ત તુફાન થતું હશે. એ બાબે મને આગળ મારા પ્રવાસ દરમયાન મળેલા અનુભવ કુછ ન હતા. એમ કરતાં તા૦ ૨૦ મીની રાત્રે તુફાન નરમ જોઇને સ્ટીમર ઉપડી અને અમે આગળ વધ્યા. પણ અમારા જાનને ધીરજ હતી નહિ. સ્ટીમર તો પાણીમાં તરતી નાળીયેરની કાટળી માફક ડોલા ખાતી હતી. અમે મોજાના દર સપાટા વેળા તોબાહ બોલતા અને ઇશ્વરને યાદ કરતા. મેં આગળ સાંભળ્યું હતું કે આ ફ્રાન્સ અને ઇંગ્લંડ વચેનો દરિયા નાનો હોવા છતાં બહુ તુફાની છે. તે વાતનો આજે મને ખાસો અનુભવ થયો.

એમ કરતાં ૪ કલાકમાં મધરાત આગમજ ૧૧ વાગે અમે ઇંગ્લંડનાં **ન્યુહેવન** બંદરે જઈ પુગ્યા, અને ત્યાંથી તરતજ ઉપડતી ટ્રેનમાં ચહડી બેસી હું પાછળી રાત્રે **લંડન** જઈ પુગ્યો. આ રીતે અમેરિકાનો પ્રવાસ પુરો કરીને હું આ શેહરમાં આવી અહીંથી યુરોપની મુસાફરીએ નિકળ્યો હતો, તે પ્રવાસ પણ પુરો કરીને આજે એકવાર ફરીને હું આ પાદશાહી નગરમાં ત્રીજીમરતબે આવી ચહડયો.

## પ્રકરણ ૨૯ મું.

# ઈંગ્લંડ.

દુનિયામાં સર્વથી ચ્હડતો દેશ—યુરોપની સુલેહમાં તેનું સર્વોપરીપણું—પાદશાહી સત્તાની હદ—આપખુદીની ગેરહાજરી. રાજબંધારણની ખૂબી—શેહનશાહી પાર્લામેંટ—રાજ્યવહિવટની ગોઠવણ—વડો વજીર મી૰ ગ્લેડસ્ટન— પાર્લામેંટના બે રાજદ્વારી પક્ષો—પ્રધાનમંડળ. ઇંગ્લંડનો વિસ્તાર અને વસ્તી—તેના જાતજાતના મોટા ઉદ્યોગો;—તેનાં નામની ઉત્પત્તિ—અસલી રહેવાસીઓની જંગલી હાલત—રૂમી સુધારો—પ્રદેશી શત્રુઓનો ઉપદ્રવ—એંગ્લ લોકો ઉપરથી ઇંગ્લંડ.

લંડન—એક શેહર કે દુનિયા?—લાખોની વસ્તીની એક નાની દુનિયા—નામની ઉત્પત્તિ—કુદતી અને બીજી આફતો—શેહરનો વિસ્તાર કેમ વધ્યો—મૂખ્ય પાંચ ભાગો—નામીચા રસ્તાઓ—રિજંટ પાર્ક—શેહરના વધારા બાબે રાજવંશીઓની નાપસંદગી—લંડનની ગંજાવર ભિડનો એક તુમાર—લંડન બ્રીજ ઉપરની આંવજા;—નદી ઉપરના નામીચા પુલો—નદી તળિયેના માર્ગો;—ત્રફાલ્ગર ચોકનો ભપકો—ચેરિંગ ક્રૉસ—નાશનલ ગેલેરી—લંડન મોન્યુમેંટ—સેંટ પૉલનું દેવળ—મેન્શન હૌસ—બેંક ઑવ ઇંગ્લંડ—વિક્ટોરિયા એમ્બેકમેંટ—હૈડ પાર્ક—આલ્બર્ટ મેમોરિયલ—સૌથ કેન્સિંગટન મ્યુઝિયમ. વિંડસર કાસ્ટલ—તેનો ભપકો—આસપાસનાં ઠેકાણાં. નાટ્યશાળાઓ—મીણનાં પુતળાં—ગંજાવર ગોદીઓ. બિલોરી મેહેલ—તેની ઉત્પત્તિ—તેની મોટાઈ અને દ્રશ્ય—રોઝેટા પથર ઉપરનો લેખ. લંડનનો ટાવર—તેની તવારીખ—તેના ઉપયોગ—તાજ અને ઝવેરાત—લશ્કરી હથિયારોનું સંગ્રહસ્થાન. વેસ્ટમિન્સ્ટરનું પાદશાહી દેવળ—તેનો અસલી ઇતિહાસ—તેનો ઠાઠમાઠ. પાર્લામેંટનો રાજમહાલય—તેની આગળી પાછળી નોખ—તેના મિનારા—રાણી સાહેબનાં તખ્તો—ઉમરાઓની સભા—આમની સભા—બીજાં દીવાનખાનાં. બ્રિટિશ મ્યુઝિયમ—તેમાં ભેગો કરેલો ખજાનો—હિંદુસ્તાનને લગતી વસ્તુઓ—પુસ્તકખાનું—હસ્તલેખો—મ્યુઝિયમની શરૂઆત કેમ થઇ?—ઇસ્ટ ઇંડિયન મ્યુઝિયમ—તે માંહેલી હિંદને લગતી વસ્તુઓ. ટેમ્સ નદી નીચેનો બુગદો—તેની મજાહ અને ઉપયોગ. ઇંગ્રેજ લોકો બાબે ટુક વિચાર.

લંડનથી લિવરપૂલ—ગંજાવર ગોદીઓ—એક તારીફલાયક મકાન—મહમદિયાનો માટેનાં ધર્મસ્થાનની મુલાકાત. ઇંગ્લંડથી વિદાયગીરી;—સુએઝની નેહેર—તેની તવારીખ—મોટાઈ;—રાતા સમુદ્રનો ગર્મી—પાણીના તરસા સોમાલીઓ—મુંબઇ.



આખી દુનિયામાં સર્વથી સુધરેલી અને સર્વ ઉપર સરદારી ભોગવનારી, બળવાન, સ્વતંત્ર, અપક્ષપાત, ઇનસાફી બ્રિટિશ પ્રજાના મુલક ઇંગ્લંડની મુસાફરીમાં એક જાતની એવી મોજ સમાયલીછે, કે જે બીજા કોઇ પણ દેશના પ્રવાસથી મળતી નથી—ખુદ ખુબસુર્ત પેરિસ પણ તે આપી શકતું નથી. અસલના જમાનામાં રોમ "આખી દુનિયાની શેઠાણી" ગણાતું હતું, તે તેની મોટાઇ, બળ અને સર્વોપરી સુધારાને લીધે હતું. આજે ઇંગ્લંડ આખી દુનિયામાં પોતાનાં દરિયાઈ બળને માટે એજ ઉપમાને યોગ્ય ગણાયછે. ૧૮૦૫ માં નેપોલ્યન બોનાપાર્ટને બહાદુર નેલ્સને ત્રફાલ્ગરની દરિયાઇ લડાઇમાં જબરી શિકસ્ત આપ્યા પછી ઇંગ્લંડનું એ બળ પ્રગટી નિકળ્યું તે આજ સુધી કાયમ છે. એટલી મુદતમાં એક પણ હરીફ તેને એ બળમાં પાછું પાડી શકયો નથી. પણ તેમજ સુધારા, વિદ્યાહુનર, વેપાર રોજગાર, કળા કૌશલ્ય, અને સર્વથી ઉત્કૃષ્ટ સ્વતંત્રતામાં ઇંગ્લંડ જે કદમો લંબાવ્યાંછે તેટલી હદ સુધી બીજા દેશોને આવતાં હજી ઘણો વખ્ત જોઇયે. યુરોપનાં "મોટાં રાજ્યો"-

ને નામે જે જે દેશોની સરકારો ગણાયછે તેઓમાં ઇંગ્લંડ સર્વોપરી છે. ઇંગ્લંડની આગેવાની યા શામેલગીરી વગર બીજાં રાજ્યોથી કશું બની શકતું નથી. નેપોલ્યન જેવા યુરોપને ધ્રુજાવનાર લડવૈયા શૂરવીરને પાછો પાડનાર અને યુરોપને મૂક્તિ અપાવનાર ઇંગ્લંડ છે. યુરોપની હાલની સુલેહમાં પણ ઇંગ્લંડનો હાથ પહેલો છે. ઉપર કહેલાં મોટાં રાજ્યોમાંના ત્રણ જર્મની, ઑસ્ટ્રિયા અને ઇટલી હથિયારબંધ રહીને સુલેહના પોકાર માર્યા કરેછે તથા પોતાનાં લશ્કરો વધાર્યાં જાયછે, કેમકે તેઓ બીજાં બે મોટાં રાજ્યો ફ્રાન્સ અને રશિયાનો સદા ડર રાખેછે. પણ એઓમાંના એકબી પક્ષ સાથ નહિ જોડાતાં ઇંગ્લંડ તેમને પોતાના એકલા ધાકમાં રાખવાની રાજનીતિ પકડેલી રાખીને ઘણું બજાવ્યુંછે.

આ સઘળી ફતેહોમાં ઇંગ્લંડનું પોતાનું રાજબંધણ મોટું મદદગાર થઇ પડયુંછે. આજ આઠ સદીઓથી વધારે મુદત થઇ ઇંગ્લંડ પોતાનાં રાજ્યમાં એક પણ હરીફનો હુમલો દિઠો નથી—એક યા વધારે શત્રુઓ એટલી મુદતમાં એવડી છાતી ચલાવી શકયા નથી કે પોતાનો પગ ઇંગ્લંડની સરજમીન ઉપર મૂકી શકે. બ્રિટિશ રાજ્યનાં બળના એ પ્રતાપ છે, અને એ બળનો ભેદ તે રાજબંધણ છે. જે છુટાપણું રાજા કે રાયા ભોગવે તેજ રંકમાં રંક પણ ભોગવે, એ ઇંગ્લંડનાં બળની ચાવી છે. છુટાપણાંની જોડ ઇનિસાફ અને વાજબી ન્યાયની સાથે તેની બહેન દયા જોડ.યલાછે. એ વળી ઇંગ્લંડની ચહડતીનો એક ખાસ સબબ છે. પણ એ સર્વને માથે જે ઉત્તમ ગોઠવણ છે તે તો રાજ્ય ચલાવવાના નિયમોની છે. ફ્રાન્સ કે યુનેટેડ સ્ટેટ્સ આજે સર્વથી સ્વતંત્ર દેશો હોવાનો ફાકો રાખેછે, કેમકે ત્યાં પ્રજાનો અમલ ચાલેછે. પણ અસલી રોમમાંબી એક વાર લાંબી મુદત સુધી પ્રજાનોજ કારોબાર ચાલ્યો હતો તેનું શેવટ જે ખરાબીમાં આવ્યું તે એક એતિહાસિક સાચો બનાવ છે. ઇંગ્લંડમાં જોશો તો પ્રજાનું નહિ પણ પાદશાહનું રાજ્ય ચાલેછે; પણ ખરી વાત તો એ છે કે એ રાજ્ય પાદશાહનું નહિ પણ પ્રજાનુંજ છે. પાદશાહ તો આજ કાલ માત્ર નામના વડા છે. આગળ તેઓ કેટલીક આપખુદ સત્તા ચલાવી ગયા હતા ખરા,—પણ તેમ તેઓ પ્રજાના તિરસ્કારમાં પણ આવ્યા હતા,—પણ આજના સુધારા અને વધારાના જમાનામાં આપખુદ સત્તા જેવું ઇંગ્લંડની સ્વચ્છ, સ્વતંત્ર, મધુર હવામાં વસનાર કોઇ જાણતું નથી. નામદાર મહારાણી **વિક્ટોરિયા**ને તખ્ત બેઠાને આજ ૫૬ મું વરસ ચાલેછે, પણ એ મુદતમાં તે નામદારે રાજ કાજના સંબંધમાં આપખુદ હુકમ કહાડવાનો યા રાજ્યવહિવટમાં પોતાને મનગમતો ભાગ લેવાનો એક પણ દાખલો બનેલો નથી. તે નામદાર અને તેમનું નામીચું કુટુંબ તો બ્રિટિશ સરકાર તરફથી નેમાયલો વાર્સિક લવાજમ મેળવેછે, અને ચોકસ રાજદ્વારી કામ કાજના દસ્તાવેજો ઉપર પોતાના વજીરોની મસલતથી સહીઓ આપેછે, તે સિવાય પોતાની જીંદગી એક મોટા દરજજાના ખાનગી આસામીને મળતીજ ભોગવેછે, અને પોતાની વહાલી, વફાદાર પ્રજા તરફનું સદા માન અને મોહબત મેળવેછે.

ઇંગ્લંડમાં એ રીતે પાદશાહની આપખુદ સત્તા જેવું કાંઇજ નથી. જે કંઇ છે તે, સર્વ કોઇ જાણેછે તેમ, પ્રજાનીજ સત્તા છે. બે રાજસભાઓથી દેશનો અમલ ચાલેછે. એઓમાંની એક આમની સભા કહેવાયછે, જેમાં ૬૭૦ સભાસદો બેસેછે, અને તેમને પ્રજાનાં લોકો પોતાના વકીલ દાખલ ચુંટી કહાડીને એ સભામાં મોકળેછે, જેથી તેઓ પ્રજાના લાભોની સદા હિમાયત કરેછે. બીજી સભા ઉમરાઓની છે. તેના ૫૩૭ અધિકારીઓ છે, અને તે સઘળા દેશના જાણીતા અમીર ઊમરાઓજ છે. તેમને કંઇ પ્રજા પસંદ કરી મોકળતી નથી, પણ બાપે દાદે મળેલા હક મુજબ તેઓ એમાં બેઠક ધરાવેછે. આ બંને સભાઓનું ભેગું નામ **ઇમ્પીરિયલ પાર્લામેંટ** છે. એ પાર્લામેંટ સભા દર સાલ બે મરતબે ભેગી થાયછે, અને તે વેળા દેશનો

પાદશાહ જાતે હાજર થઈને અથવા પોતાની તરફથી નેમેલાં કમિશન મારફતે તે ઉઘાડેછે. એ વેળા તખ્ત તરફથી એક ભાષણ થાયછે, જેમાં દેશની હાલત, રાજનીતિ અને પ્રદેશી રાજ્યો સાથના સંબંધ વિશે પ્રજાને જાણીતી કરવામાં આવેછે. આ ભાષણ પ્રધાનો લખેછે. પ્રધાનો અનેક હોયછે, અને દરેકને જુદાં જુદાં ખાતાંનું કામ નેમી આપેલું હોયછે. તેઓ સર્વેથી પ્રધાન મંડળ બનેછે. હાલનો વડો વજીર નામાંકિત મી૦ **ડબ્લ્યુ. ઈ. ગ્લેડસ્ટન** છે. તે આજ ૮૩ વરસની પાકી વયે પહોંચેલોછે તોપણ રાજકાજમાં હજી કુશળ છે. આ પાંચમીવાર તે નામદાર રાણી સાહેબનો વડો પ્રધાન નેમાયોછે.

વડો યા કોઈબી પ્રધાનને કંઈ રાણી કે રાજા પોતે પસંદ કરતા નથી. એ સત્તાબી ખરૂં જોતાં તેમના હાથમાં રાખેલી નથી. પાર્લામેંટમાં સદા બે પક્ષોથી કામ ચાલતું આવ્યુંછે. આગળ એ પક્ષો જુદે જુદે નામે ઓળખાતા હતા; હાલ તેઓ 'લિબરલ' અને 'કન્ઝર્વેટિવ'ને નામે ઓળખાયછે. એ પક્ષો પોતપોતાના મદદગારો ધરાવેછે, અને પાર્લામેંટમાં સભાસદો મોકળવાનો જે જે ગામ કે કસ્બાનાં લોકોને હક છે તેઓ એક યા બીજા પક્ષની તરફદારીમાં વહેંચાઈ ગયલાં હોયછે. કોઈ શેહેર આખુંજ એક પક્ષની તરફ હોયછે, તો કોઈના રહેવાસીઓમાં બે તડ હોયછે અને તેમાંની દરેક જુદા જુદા પક્ષની હિમાયત કરેછે, અને પોતાના પક્ષને અનુકૂળ પડે એવા પ્રતિનિધિઓ પાર્લામેંટમાં મોકળાવેછે. હવે આ રીતે મોકળાવેલા વકીલોમાંનો એક ભાગ લિબરલ તો બીજો ભાગ કન્ઝર્વેટિવ પક્ષનો હોવાથી, જે પક્ષના વકીલોની સંખ્યા વધતી હોય તે પક્ષ રાણી સાહેબનું પ્રધાનપદ મેળવવા માટે પ્રજાએ પોતાને પસંદ કરેલો જાહેર કરેછે, અને પછી તે પક્ષના વકીલોમાં જેઓ ઘણાજ ખબરદાર, ઓલીદરાઝ અને અનુભવી હોયછે તેમને ચુંટી કહાડીને દેશના, લડાઈ, ખજાના, કેળવણી, વગેરે જુદાં જુદાં ખાતાંના તેમજ પ્રદેશી રાજ્યો, સંસ્થાનો, હિંદુસ્તાન, આયરલંડ, ઇંગ્લંડ વગેરેના ખાસ પ્રધાનો દાખલ મુકરર કરેછે, અને એ સઘળા પ્રધાનો પોતાની વચ્ચે જે સર્વેથી આગેવાન હોય તેને વડા દાખલ પસંદ રાખી તેના ઝુંડા તળે કામ કરવાને કબૂલ થાયછે. આમ સઘળું નકી થયા પછી રાણી સાહેબ પેલા વડાને નોતરું દઇ તેડાવેછે, સઘળી હકીકત તેનાથી જાણી લેછે અને તેને પોતાના વડા વજીર દાખલ મંજુર રાખેછે. આ વડાનું રાણી સાહેબના સંબંધમાં એક ખાસ કામ એ હોય છે કે જ્યારેબી પાર્લામેંટ સભા બેઠી હોય ત્યારે દરરોજ બનતાં કામકાજનો હેવાલ સંક્ષેપમાં પોતાને હાથે લખી તે નામદારની જાણને માટે મોકળી આપવો. આવા હેવાલ લખનારાઓ "રાણીના રિપોર્ટર"ને નામે ઓળખાયછે, અને મી૦ ગ્લેડસ્ટને આમ પાંચ મરતબે તે નામદારના "રિપોર્ટર"નું કામ બજાવ્યુંછે.

આ રીતની રાજ્યવહિવટની ગોઠવણથી ઉત્તમ પરિણામો નિપજવાં જોઇયે, અને તેમ હોવાથીજ ઇંગ્લંડ દુનિયાનાં રાજ્યોમાં મોટાઇ ભોગવેછે. પાર્લામેંટમાં દેશના કારોબારને લગતા કાયદાઓ બંધાયછે અને તે મુજબ અમલ થાયછે. વળી પ્રદેશી રાજ્યો સાથ કેમ વર્તવું તેનો સઘળો જોખમ પ્રધાન મંડળને માથે રહેછે, અને તે માટેના ખાસ પ્રધાનની બાહોશી ઉપર તેનો સઘળો આધાર રહેછે. અગરજો એ રાજનીતિમાં અથવા દેશના માંહેલા કારોબારના સંબંધમાં પ્રજામાં કચવાટ ચાલેછે, પોકારો ઉઠેછે, અને પ્રધાનો ઉપર પાર્લામેંટમાં કોઈ નવા આકારા કર યા બીજાં મોટી અગત્યતા ધરાવનારાં કારણસર ઠપકાની દરખાસ્ત પસાર થાયછે, અથવા કોઇ અગત્યના સવાલ વેળા પ્રધાનોની વિરૂધમાં મોટી બહુમતિ જણાયછે, અથવા એવાજ કોઈ બીજા સબબો બનેછે ત્યારે પ્રધાનમંડળ પોતાના ઓધાનું રાજીનામુ આપેછે, અને નવી પાર્લામેંટ ચુંટી કહડાવછે, નવા પ્રધાનો નેમાયછે, અને પ્રજાને સંતોષ મળે એવો નવી રીતનો કારોબાર ચાલુ થાયછે.

એ રીતે ઇંગ્લંડની પ્રજા પોતાનો રાજ્યવહિવટ પોતેજ ચલાવેછે.

ઇંગ્લંડ કોઇપણ રીતે મોટો દેશ નથી. એની વધારામાં વધતી લંબાઈ ૪૨૫ મૈલની અને પોહોળાઇ ૧૨૦ થી ૩૪૦ મૈલની છે. એના વિસ્તારનો એક ભાગ ડુંગરો અને ખડકોવાળો છે, એક મોટા ભાગમાં ખેતી થાયછે, અને બીજા તેવાજ ભાગમાં ચારો ઉગેછે. થોડોક ભાગ હજી ખેડયા વિનાનો પડેલોછે. આજે ઇંગ્લંડની વસ્તી ૩૦૦૦૦૦૦૦ માણસોની છે, પણ બશો વરસોની વાત ઉપર ૫૫૦૦૦૦૦-ની અને એક સદી ઉપર ૧૦૪૦૦૦૦૦ ની હતી. ઇંગ્લંડ કુદરતી નવાજેશોથી ખાલી નથી. પુષ્કળ નદીવાળાં, ઝાડપાન, લીલાં મેદાન, ખીણો અને ડુંગરો, ફળદ્રુપ જમીન, જંગલો અને જળાશયોથી એ દેશ ભરપૂર છે. ઉંચા-માં ઉંચા પહાડ ૩૨૪૦ ફીટ જેટલા છે. ૧૩ સારી નદીઓ ઉપરાંત વળી આખા દેશમાં નેહેરો એટલીબધી ખોદલીછે કે પાણીની તંગી જેવું તો કોઇ જાણતુંજ નથી. અસલ ઇંગ્લંડનાં લોકોની હાલત જંગલી હતી, માટે જંગલી સ્થિતિમાંથી આજે સંપૂર્ણ સુધારાની હાલત ભોગવતો એ દેશ આપણને ઘણું બોધકારક શિખવેછે. અહીંની પેદાશ પણ લોકની હાલત મુજબ તુચ્છ હતી, અને પ્રદેશો ખાતેથી અહીં આવતો માલ પણ તેવોજ નજીવો હતો. પણ રફતે રફતે દેશીઓ સુધરતા ગયા તેમ તેમની પેદાશ પણ સુધરતી અને ખીલતી ગઇ, અને આજે ઇંગ્લંડ જેવા કીમતી વસ્તુઓ બનાવનારા દેશો બીજા થોડાજ છે. દેશના જુના ઉદ્યોગમાં ઉનનુ કાપડ બનાવવાનો સૌથી પહેલો છે, અને એ ઉદ્યોગ રૂમી લોકોએ અહીં પ્રથમ દાખલ કરેલો મનાયછે. આસ્તે આસ્તે એ ઉદ્યોગ એટલો વધી ગયો કે ઇંગ્લંડથી સરસ ઉનનું કાપડ પ્રદેશો ખાતે જવા લાગ્યુંછે. સુતરાઉ કાપડનો ઉદ્યોગ ઉન સાથ સરખાવતાં નવોસવો ગણાય, કેમકે ૧૭ મી સદીથી તે હસ્તીમાં આવેલો જણાયછે. એ વખતથી રૂ પ્રથમ સૈપ્રસ અને સ્મર્ના ખાતેથી અને ત્યારબાદ અમેરિકા ખાતેથી ઇંગ્લંડમાં આવતો થયો, અને તેને કાંતવા અને વણવાના તે વખતના અગવડભરેલા સંચાઓમાં સર રિચર્ડ આર્કરાઈટે પોતાની બુદ્ધિનાં બળથી નવો સુધારો દાખલ કીધો. આ ધણી પ્રથમ એક હજામ હતો. આ સંચા-ની મદદથી સુતરાઉ કાપડ બનાવવામાં આજે ઇંગ્લંડ બહુ ચહડી ગયુંછે. એજ રીતે ધાતુ-નાં હથિયારો બનાવવાનો ઇંગ્લંડનો ઉદ્યોગ પણ આખી દુનિયામાં વખણાયછે. એક બારીક ટાંચ-ણીથી ૧૩૦ ટનની રાક્ષી તોપ એ દેશમાં બનેછે-

ઇંગ્લંડ નામની વ્યુત્પત્તિ નવાઇજેવી છે. અસલ અહીંના વતનીઓ બ્રિટનને નામે ઓળખાતા હતા, અને એમના દેશનું નામ બ્રિટન હતું, અને રૂમી લોકોએ આપેલું એ નામ હતું. ઇંગ્લંડ સાથ સ્કોટલંડ દેશના જોડાયાથી એ બંને એજ કારણને થકી ગ્રેટ-બ્રિટનને નામે ઓળખાયછે. રૂમી લોકો આવ્યા તે વેળા આ દેશનો દક્ષિણ ભાગ ફ્રાન્સથી આવેલા ગૉલ લોકોથી અને ઉત્તર-નો ભાગ જર્મનીથી આવેલા લોકોથી વસાયલા હતા. તે જમાનાના આ લોક એટલા જંગલી હતા કે કપડાંનો ઉપયોગ તેઓ જાણતાજ ન હતા. દક્ષિણ કાંઠાપરના લોકો ઘણું તો પ્રાણીઓનાં ચામડાંથી શરીર ઢાંકતા હતા, પણ બાકીના સઘળા બ્રિટન લોકો પોતાનાં શરીરને આસ્માની રંગતા, લાંબા વાળ રાખતા, અને માછલી કે પક્ષિના ખોરાકથી દૂર રહેતા, કેમકે તે ખાવાની તેમના તે વખતના ધર્મની મનાઈ હતી. તેમના કસ્બાઓ જેમ ગમે તેમ બાંધેલાં ઝુપડાંઓના એક ઝુમખા જેવા હતા, જેમને મેદાનો વચ્ચે બાંધીને આસપાસ માટીની દેવાલો ચણી લેતા હતા. શત્રુઓ સામે એજ તેમનો બચાવ હતો. એવા જંગલી લોકોને સુધરેલી રૂમી પ્રજાના બળવાન જુલ્યસ સીઝર જેવા લડવૈયાએ ઇ. પૂ. ૫૫ માં જીત્યા હતા, પણ છેક જુલ્યસ એગ્રિકોલાના વખત સુધી બ્રિટન લોકો રૂમીઓને પૂરેપૂરા તાબે થયા ન હતા. તેણેજ બ્રિટનને રૂમી પ્રગણું બના-વ્યું, અને તેમને તેઓની સ્વતંત્ર હાલતમાંથી રૂમી કબજામાં લીધા તેના બદલામાં તેમને સુધારા અને હુનર ઉદ્યોગના લાભોની નવાજેશ કીધી. સ્વદેશીઓ એક વાર આ

સુધરેલી પ્રજાના તાબા તળે આવ્યા કે પછી તેમની રીતભાત, ભાષા, વિદ્યા હુનર અને બીજું સર્વ ગ્રહણ કરવા લાગ્યા, અને એગ્રિકોલાની મેહરબાનગીથી બંધાયલી દેવાલને લીધે પોતાના દેશ ઉપર વખતેવખત હુમલો લાવનારા ઉત્તર તરફના પિક્ટ અને સ્કૉટ લોકોના ઉપદ્રવથી લાંબી મુદત સુધી નિર્ભય રહ્યા.

પણ એમ કરતાં જ્યારે રૂમી શેહનશાહાતની પડતી થઈ ત્યારે બ્રિટનને તેઓ વિસરી બેઠા, કેમકે એ તેમના મુલકથી બહુ દૂર આવેલો પ્રદેશ હતો. અને રૂમી લોકોની મદદ ગઇ એટલે ઉપર કહેલા પિક્ટ અને સ્કૉટ લોકોએ પાંચમી સદીની શરૂઆતમાં પાછો બ્રિટન ઉપર દરોડો પાડયો. બ્રિટન લોકોએ પોતાની ઉપર આ આફત આવી પડેલી જોઇને પાડોશીઓની મદદ માંગી, પણ તે મળી નહિ. આથી નિરાશ થઇ, ઘરબાર છોડી, તેઓ જંગલોમાં જઈ ભરાયા. એ વેળા તેમનો એક શાહજાદો **વોર્ટિજર્ન** નામનો હતો, જેની સલાહથી તેઓએ જર્મન લોકોની મદદ માંગી. આ વેળા સેક્સન લોકો, જેઓ સ્લેસ્વિગથી રહનનાં મુખ સુધીના મુલકમાં વસતા હતા, તેઓએ ગ્રેટ બ્રિટનમાં દાખલ થઇ તેનો કબજો લેવાની આ સર્વથી સરસ તક હાથ કીધી. તેઓના બે સરદારો **હેન્જીસ્ટ** અને **હોર્સા** ત્રણ બારકસો ભરી લશ્કર લાવીને શત્રુઓ સામે લડયા અને પોતે આ દેશમાં ઠરીઠામ થયા. તેમની પૂઠે બીજાબી સેક્સનો આવ્યા; બ્રિટન લોકો વધુ પ્રદેશીઓને પોતાના મુલકમાં વસવા દેવાની સામે થયા, પણ તેમનું વળ્યું નહિ. હવે **એંગલ** નામની ડેન્માર્કની એક પ્રજા બ્રિટનમાં દાખલ થઇ, જે સેક્સનોને ફકત નામ સિવાય દરેક બાબતમાં મળતી આવતી હતી;—એ બંનેની ભાષા, રીતભાત અને ઉત્પત્તિ એકજ હતાં. આ બંને ભેગા થઇ સ્વદેશીઓ સામે લડયા, જે બાપડાઓમાંના કેટલાક દેશ છોડી ગયા, અને બીજાઓ કૉર્નવૉલ અને વેલ્સના પર્વતોમાં જઇ ભરાયા. આ પછી જર્મનો આવ્યા, અને એ રીતે એક પછી એક આવનારા ટોળાઓએ દેશમાં પોતપોતાનાં જુદાં જુદાં સંસ્થાનો કરીને રાજ્યો સ્થાપ્યાં. એવાં સાત સેક્સન રાજ્યો થયાં, જે 'હેપ્ટાર્કી' ને નામે ઓળખાયાં. પાછળથી **એગ્બર્ટ** નામના વેસેક્સ રાજ્યના રાજાએ ૮૨૭ માં એ સઘળાં રાજ્યોને જોડી દઇ પોતે તેમનો ધણી થયો. આ પછી ડેન લોકોનો પગદંડો વધ્યો અને તેઓ આ દેશના ધણી થયા, જે હવે તો મજકુર એંગલ લોકોનાં નામ ઉપરથી **એંગલ-લેંડ** અને ત્યારબાદ **ઈંગ્લંડ**ને નામે ઓળખાવા લાગ્યું હતું. છેવટે ૧૦૬૬ માં ફ્રાન્સના નોર્મંડી પ્રાંતનો રાજા **વિલ્યમ** ઇંગ્લંડ ઉપર ચહડાઇ લાવ્યો અને સેક્સન વંશના છેલા પાદશાહ **હેરોલ્ડ**ને હરાવી આખા દેશનો ધણી થઇ બેઠો. આ વખ પછીની ઇગ્લંડની તવારીખ સર્વને રોશન છે.

---

## લંડન.



લંડન.

લંડન ! એક શેહેર કે શેહેરોનું શેહેર ? એક પાયતખ્ત કે નાની જેવી દુનિયા ? જેણે પૃથ્વીની પ્રદક્ષિણામાં માત્ર જાતજાતનાં લોકો, તેમનો વેપાર અને રીતભાત જોવી હોય તેણે લંડન જોઇને સંતોષ મેળવવો. મસ મોટી ઇમારતો, ભપકાદાર મેહલો, જબરા કિલ્લાઓ, સંગ્રહસ્થાનો, મોટા રસ્તાઓ અને ચોકો, ચોગાનો અને બગીચાઓ, બાવલાંઓ અને ફુવારાઓ—એ સઘળું તમને અહીં જોવાનું બનશે અને તેથી મોટાં શેહેરો કેવાં હોય તેનો સહજમાં ખયાલ આવી જશે. પણ તેની જોડે ગલીચ શેહેર કેવાં હોય, મુફલીસ લોક કેમ વસતાં હોય, ગિર્દી અને ગબ્બી કેવી હોય,

મેરેજબાર લોકની હાલત કેવી હોય—એવું એવું જો તમારે જાણવું હોય તો તેબી અહીંજ જણાશે. બહોળો વેપાર—લખલૂટ પૈસા—પાદશાહી ભપકો—અને કોઇ પણ શેહેરે નથી ઘેર્યો એવો જબરો વિસ્તાર—લંડનનો છે. જાતે શેહેર છે નાનું—માત્ર એક કસ્બો કેહો તો ચાલે—પણ આસપાસનાં બીજાં ગામો અને કસ્બાઓ સાથે જોડાઇને લંડને એવડું મોટું રૂપ ધારણ કીધુંછે કે તે એક ખરેખરૂં પાદશાહી શેહેર—દુનિયાનું શેહેર—થઇ પડયુંછે.

૫૦૦૦૦૦૦ માણસોની વસ્તી કોઇબી શેહેરની તમે સાંભળીછે? તે લંડનની છે. ૬૯૦ ચોરસ મૈલની જગા રોકનાર, ૬૬૦૦ મૈલની લંબાઇના રસ્તા ધરાવનાર, ૧૦૦૦૦૦૦ ગૅસના દીવા બાળનાર, ૫૫૦૦૦૦ થી વધારે ઇમારતો, ૧૧૦૦ દેવળો અને ૫૦૦ હૉટેલો ધરાવનાર, ૨૦૦૦૦ થી વધારે બારકસોને પોતાનાં બારાંમાં દાખલ કરનાર અને ૩૧૦૦૨૫૦૦૦૦૦નો નિકાશ વેપાર ચલાવનાર દુનિયામાં કયું શેહર છે? લંડન સિવાય બીજું કોઇ નહિ! એની વસ્તી બશો વરસોની વાત ઉપર તો માત્ર છથી સાત લાખની હતી; એકશો વરસો ઉપર ૯ લાખની હતી; પણ આજે ૫૦ લાખની છે:—એટલેજે આગળી એક સદીમાં જ્યારે વસ્તી માત્ર બેથી ત્રણ લાખ જેટલીજ વધી શકી ત્યારે આ સદીમાં તે હતી તેથી બરાબર પાંચગણી વધી ગઇછે. જે શેહરમાં રેહેવાસીઓની સંખ્યા એકશો વરસોની મુદતમાં ૪૦ લાખ જેટલી વધે તે શેહરની મોટાઇ, વેપાર, દોલત અને આબાદાની વિશે આપણે શું ધારવું? અને શાબાશી લાયક એ છે કે આવડી મોટી વસ્તી છતાં, અતિ જબરી ગપચી અને ગલીચી છતાં, લંડન શેહરની દુનિયામાં મરણોનું પ્રમાણ બીજાં નાનાં શેહરો કરતાં વધારે તો નથીજ, પણ સામું ઓછું છે. બે સદી ઉપર દર ૨૫) માણસે એક માણસનાં મોતની રાસ ગણાઇ હતી; આજ પોણાશો વરસો ઉપર ૩૮ માણસે એક મરણ નોધાતું હતું; આજે દરએક હજાર માણસે માત્ર ૨૧ મરણોની રાસ આવેછે!

લંડન શેહરનું નામ જુદી જુદી રીતે પડેલું મનાયછે. કોઇ કહેછે કે **લીન** (Llyn) અને **ડિન** (Din) નામના બે જુદા• જુદા બ્રિટિશ ભાષાના શબ્દો, જેમનો અર્થ 'સરોવર' અને 'કસ્બો' એવા થાયછે, તેઓ ઉપરથી **લીનડિન** (એટલે 'સરોવરવાળો કસ્બો') અને પછી **લંડન** નામ પડયું હતું, કેમકે બહુ અસલના જમાનામાં જ્યારે ઇંગ્લંડમાં બ્રિટન લોકોનું રાજ્ય ચાલતું હતું તે વેળા ટેમ્સ નદી, જે ઉપર લંડન આવેલુંછે તેનાં પાણી શેહરની ઉગમણ બાજુની નીચી જમીન ઉપર ભેગાં થઇ તેને સરોવરનું રૂપ આપતાં હતાં. બીજાઓ કહેછે કે અસલી ગૉથિક જબાનમાં **લન** (Lun) એટલે ઝાડી અને **ડેન** (Den) એટલે કસ્બો, તે ઉપરથી **લનડેન** અને **લંડન** નામને જન્મ મળ્યોછે. તેઓ ખોલાસો કરેછે કે અસલ આ શેહરની નજદીક ઝાડોનું મોટું જંગલ હતું, જે રાજા **હેનરી** ૨ જાના વખતમાં પણ 'મિડલસેકસનાં મોટાં જંગલ' ને નામે ઓળખાતું હતું.

ગમે તેમ હોય, પણ આજે જે શેહરને માટે હું લખુંછું તે જુના જમાનાનું છે એમાં તો કશો શક નથી. **ટૅસિટસ** નામનો રૂમી તવારીખનવેશ એ શેહરને **લૉન્ડિન્યમ** (Londinium)ને નામે ઓળખીને લખી ગયેછે કે રાણી **બોઆડિશ્યાના** વખતમાં લંડન બહોળા વેપારનું શેહેર ગણાતું હતું. ઇસ્વી ૩૫૯ માં ફક્ત દાણો પ્રદેશો ખાતે લઇ જવા માટેજ ૮૦૦ વહાણો રોકાયાં હતાં. એ રીતે તે વખતથી લંડનનો વેપાર વધતો ચાલ્યો હતો, અને તેથી આજે તે દુનિયાના વેપારનું મુખ્ય મથક થઇ પડયુંછે. પણ જેમ જેમ એ શેહેર વગવસીલા, વસ્તી અને વેપારમાં વધતું ગયું તેમ તેમ તેના ઉપર કુદ્રતી અને બીજી આફતો પણ બહુ ગુજરીછે. અનેક મરતબે અહીં અતિ નાશકારક મર્કીએ, આગે, બળવાએ અને પવનનાં તુફાને દેખાવ દઇ મહાભારત ખરાબીઓ કીધીછે. ૧૦૯૦ના વંટોળિયાથી ૬૦૦ ઘરો તુટી પડયાં હતાં, જેમાં કેટલાંક તો દેવળો હતાં. પ્રખ્યાત લંડન

શેહરને પણ એથી ઇજા થઇ હતી. ૧૨૧૨-માં એક અતિ જબરી આગ લાગી તેમાં ૩૦૦૦ માણસોના જીવ ગયા હતા, જે આગમજ બીજી નાશકારક પાંચ આગોનું આફત તો વર્ષી ચૂકયું હતું. ૧૬૬૬ માં એક વધારે ગજબનાક આગે દેખાવ દઇ, પાંચ દિવસો સુધી ચાલુ રહીને ઘણુંએક દેવળો અને નામીચાં મકાનો ઉપરાંત ૧૩૨૦૦ ઘરોનો ભોગ લીધો હતો, અને ૧૦૦૦૦૦૦૦ પૌંડની માલ મિલકત તારાજ કીધી હતી. ૧૨૫૮ માં દુકાળ પડયાથી ૨૦૦૦૦ માણસો ભુખે મરી ગયાં. ૧૩૪૮ માં મરકીએ દેખાવ દીધો. કહેછે કે તે હિંદુસ્તાન ખાતેથી આવી હતી અને આખી દુનિયામાં ફરી વળી હતી. લંડનમાં તે નવ વરસ સુધી વધતાં ઓછાં બળ સાથ ચાલુ રહી, અને ચાર વરસ ગયા કેડે તેણે ફરીથી દેખાવ આપ્યો હતો. ૧૫૦૦ માં એક બીજી મરકીથી ૩૦૦૦૦ માણસોના જીવ ગયા, તથા ૧ લા **ચાર્લ્સ** રાજાના અમલમાં તેણે ફરીથી આવીને ૩૫૦૦૦ જીવડાઓના ભોગ લીધા હતા. પણ જે 'મોટી મરકી' (The great plague) ને નામે ઓળખાયછે. તેણે તો ૧૬૬૫ માં એટલો નાશ વર્ત્તાવી મૂકયો કે લંડન લગભગ વસ્તી વિનાનું થઈ પડયું. ત્રણજ મોટા બલવા લંડનની તવારીખમાં યાદગાર થયાછે. પહેલો ૧૧૯૬ માં **વિલ્યમ ફિટ્ઝ ઑસ્બર્ટે** જગાડયો, જેના ઝુંડા તળે ૫૦૦૦૦ માણસો ભેગાં થયાં હતાં. આ બલવાખોરને પકડી ગર્દન માર્યાથી તેની સાથવાળાં માણસો વિખરાઈ ગયાં હતાં. એ કરતાં વધારે નાશકારક બલવા તો **વૉટ ટૈલર** (૧૩૮૧ માં) અને **જૉન કેડ**ના હતા. કેડ તો થોડીક મુદત સુધી લંડનનો ધણી પણ થવા પામ્યો હતો. બાપડા યહુદીઓ ઊપર ઇંગ્લંડમાં આગળા જમાનાઓમાં થોડાં સંકટો પડયાં નથી. જેમ આજે રશિયામાં તેમ તે વેળા ઇંગ્લંડમાં તેઓ ઉપર ચાહે તેવો એજાબ તેમના પૈસાને થકી ગુજારવામાં આવતો હતો. રાજા **રિચર્ડ** ૧ લો તખ્તનશીન થયો ત્યારે એ રાંક કોમ ઉપર લંડનનું લોક એટલુંબધું છેડાયું કે તે બીચારાઓની ભયંકર કતલ ચલાવી હતી. ૧૨૬૪ માં પણ તેમની એવીજ કતલચાલી હતી.

ટેમ્સ નદી ઉપર લંડન શેહર આવેલું ગણાયછે, પણ ખરૂં જોતાં નદીના બંને કાંઠાઓ ઉપર વસ્તી વધેલીછે. અગરજો અસલ લંડન શેહરનેજ ગણત્રીમાં લઇયે તો તે આ નદીની ઉત્તર દિશાએ વસેલુંછે, અને આજે તેની પોતાની વસ્તી ૬૦૦૦૦ માણસોની છે. પણ પોતાની જોડમાં આવેલાં **વેસ્ટમિન્સ્ટર** શેહરને પોતાની સાથે લઇને, તથા વળી ઉગમણુ અને આથમણુ છેડાઓ ઉપરનાં ગામડાંઓને પોતાની પાંખમાં લપેટીને, તેમજ વળી નદીના દક્ષિણ કાંઠા ઉપર આવેલા **સૌથવાર્ક** નામના કસ્બાને પોતાની તરફ ખેંચી લઇને લંડને આજનો વિસ્તાર પકડયોછે. લંડન અને વેસ્ટમિન્સ્ટર **મિડલસેક્સ**નાં પ્રગણાનાં શેહરો છે; સાથવાર્ક **સરે** પ્રગણાનો કસ્બો છે. એ ત્રણેની આજુબાજુ આવેલાં છ કસ્બાઓ અને કુડીબંધ ગામો અને તેઓની વચમાં વચમાં વસ્તી વધવાથી એ સર્વના ઝુમખાને આજે **લંડન**નુંજ નામ મળ્યુંછે, અને એ સઘળા તેના વિભાગો થઇ પડયાછે. એટલા માટેજ લડગેટ હિલ ઉપર વસેલાં લંડનને ફરતો જે કોટ રાજા **લડે** (Lud) બાંધેલોછે તે નાનો છે. તે માત્ર અસલ શેહરનીજ આસપાસ બાંધેલી દેવાલ છે. બાકીનું શેહર મોટા વિસ્તારમાં એ કોટની બહાર પંથરાયલું પડેલુંછે.

આમ હોવાથી લંડનના પાંચ મુખ્ય વિભાગો પાડવામાં આવેછે. ૧ લો—**લંડન શેહર** પોતે, જ્યાં શેહરનો વેપાર વણજ ચાલેછે; અને તેથી અહીં દુકાનો, વખારો, ધકાઓ, તથા શરાફી પેહેડીઓ, અને વેપારીઓ તથા શરાફોનાં મકાનો છે. ૨ જો—**વેસ્ટમિન્સ્ટર,** જેમાં પાદશાહી મેહલો, અમીર ઉમરાઓની હવેલીઓ, ઇનસાફની અદાલતો, સરકારી ઑફિસો વગેરે આવેલાછે, અને તેથી એઓ સાથ સંબંધ રાખનારાજ મુખ્ય અહીં વસેછે. ૩ જો—**વેસ્ટ એંડ,** એટલે શેહરનો આથમણુ ભાગ, જ્યાં બડખાં અને બાસેલ્બાર

લોકો વસેછે, જેમને લાયકના કીમતી માલ-મતાની ભપકાદાર દુકાનો અહીં છે, અને કેટ-લાક અમીર ઉમરાઓની હવેલીઓ પણ આવે-લીછે. ૪ થો—**ઈસ્ટ એંડ**, એટલે શેહેરનો ઉગમણુ ભાગ, જયાં વહાણો બંધાયછે અને દરિયાઇ વેપારની ધમાલ ચાલેછે. લંડન, ઇસ્ટ ઇંડિયા, વેસ્ટ ઇંડિયા, વગેરે નામોવાળી ગોદી-ઓ આ ભાગમાં આવેલીછે. ૫—મો **સૌથ-વાર્ક** તથા તેને લગતાં ગામો અને પરાંઓ, જ્યાં પણ વહાણો બાંધવાનું અને વેપારનુંજ કામ ચાલેછે. અહીં જાતજાતનાં બેશુમાર કાર-ખાનાઓ, વગેરે ચાલતાં હોવાથી ગરીબોની વસ્તી વધારે જણાયછે.

આ શેહેરના આવા જબરા વિસ્તાર મુજબ તમે કબૂલ કરશો કે એના હજારો હજાર રસ્તા હશે. મુખ્ય રસ્તાઓ તો નદીની શરિયેતે ઉગ-મણથી આથમણુ તરફ જાયછે. એઓમાંનો એક **રિજંટ સ્ટ્રીટ** લંડનની સર્વથી સરસ દુકાનો, કલબો અને હૉટેલોથી શોભેછે. એની લંબાઈ એક મૈલની છે, પણ **ઑક્સ્ફર્ડ સ્ટ્રીટ** ૧॥ મૈલ લાંબો છે. આ એક શોભાયમાન રસ્તો છે, જેમાં જુદા જુદા ચોકો આવેલાછે, અને તે ચોકો વળી બાવલાંઓથી શણગાર પામ્યાછે. પેરિસની નકલ કરીને બાંધેલો એક રસ્તો **પિકાડિલી** છે, જે એક મૈલ લાંબો છે. એના માર્ગ વચે અનેક જાણીતી ઇમા-રતો અને હવેલીઓ આવેલીછે, જેઓમાંની એકતો બાવલાંઓ સાથની લંડન યુનિવર્સિટી-નું મકાન છે. **રીજંટ્સ પાર્ક** એક બગીચો છે, જે ગરીબોને માટે એક આશીર્વાદ છે, કેમકે એની આસપાસ ગીચ વસ્તી આવી રહેલીછે, તેથી અંહીં સેંકડો લોકો ફરવા અને સ્વછ હવા ખાવા આવેછે. એણે ૪૭૨ એકર જમીન રોકીછે, અને એમાંના એક ભાગમાં પ્રાણીઓ અને પક્ષીઓનાં સંગ્રહસ્થાનવાળો બાગ આવેલોછે. વળી અહીંજ વનસ્પતિનો પણ બાગ છે. નદીની પાસેના તથા બીજા આડાતિડા રસ્તા સાંકડા છે, પણ બાકીના સઘળા જેમ જેમ શેહેર આગો અને તુફાનોની આફતો પછી નવેસરથી બંધાતું ગયું તેમ તેમ પહોળા અને સુંદર બનતા ગયાછે. અસલ મુખ્ય રસ્તાઓ ઉપર કાંકરા પુરતા હતા, પણ ૧૬૧૫ થી ફરસબંદી કરવામાં આવેછે. આગળ ઘરો લાકડાંનાં બંધાતાં હતાં અને તેથી તેઓ આગમાં જલદીથી નાશ પામતાં હતાં. પણ ૧૬૭૯ માં પાર્લામેંટે નવા ધારા કહાડીને નવાં ઘરો ઇંટનાં અને પથરનાં બાંધવા ફરમાવ્યું. અજાયબ જેવું છે કે લંડનને વિસ્તારમાં વધતું જોવાને ઇંગ્લંડની **ઈલિઝા-બેથ** જેવી રાણી અને **જેમ્સ** જેવો રાજા પણ નાખુશ હતાં! એ વધારો અટકાવવાને તેમની સરકારો તરફથી ઇલાજો પણ લેવાયા હતા. સર **ક્રિસ્ટોફર રેન** નામના પ્રખ્યાત શિલ્પશાસ્ત્રીએ નવીજ ઢબછબથી નવું લંડન શેહેર બાંધવાનો સુંદર નક્ષો તૈયાર કીધો હતો, પણ તે કબૂલ રાખવામાં આવ્યો ન હતો. જો તે મુજબ શેહેર બંધાયું હોત તો આજે ખુબ-સુર્તીમાં તેની બરાબરી કોઇ કરી શકત નહિ. ૧૬૫૬ માં એક હુકમ એવો નિકળ્યો હતો કે જેથી નવાં ઘરો બંધાય તે માટે દંડ લેવો અને જે બંધાયાં હોય તે ઉપર છાપો લેવો. પણ તરતજ એ અટકાવ નિકળી ગયો, શેહેરનો વિસ્તાર ધુમધોકાર વધતો ગયો, અને મેં ઉપર લખ્યું તેમ લંડન આજે એક નાનકડી દુનિયા જેવું ગંજાવર શેહેર થઇ પડયુંછે. આજે અહીં દર કલાકે એકેકું નવું ઘર બંધા-વાની રાસ આવેછે. એવી રમુજી ગણત્રી થઇછે કે લંડનનાં ઘરોને જો એક પછી એક લાંબી હારમાં ભેગાં કરિયે તો જીબ્રૉલ્ટરથી કેમસ્ચાટકા સુધી આખા યુરોપ અને એશિયા ખંડો ઉપર એ હાર ફરી વળે! દર સાલ આ મસમોટાં શેહેરની વસ્તી એટલીબધી વધતી જાયછે કે **બ્રૈટન** જેવડો કસ્બો લંડન સાથ જોડાતો હોય એટલો તેનો વિસ્તાર વધેછે.

લંડનનો દેખાવ પેરિસના જેવો સુંદર તો નથીજ, તોપણ કેટલીક બાબતોમાં લંડન તેના કરતાં ચહડેછે—ફકત વસ્તી, વેપાર અને વિસ્તારમાંજ નહિ, પણ હુનર ઉદ્યોગ, બિડ ભચડ, અને પચરંગી પ્રજાની આવજામાં લંડનની બરાબરી કોઇથી થઇ શકનાર નથી.

અહીં રેલવે, ટ્રામવે, ઑમ્નીબસ, બાઘ્રુતી અને ખાનગી ગાડીઓ, તેમજ નદીમાં ફરતી નાની સ્ટીમરો અને હોડીઓનો મેહમાર જોઈ હું તો છક થઈ ગયો. અહીં એક કંપની વિજળિક રેલવેની ટ્રેનો ચલાવેછે. કેટલીક રેલવે લાઇનો શેહરની સપાટીને બદલે તેની અંદરથી બાંધી લીધેલીછે, જેમને 'અંડરગ્રૌંડ રેલવે' કહેછે. ઘરો ઉપરનાં લાલ ધૂમાડિયાં ચોતરફથી દેખાયછે, જેમાંથી નિકળતો કાળો ધૂમાડો આસપાસ ફેલાઇ અહીંની ઇમારતોને ઝાંખી કરી નાખેછે. લંડનની આ સર્વથી મોટી એબ છે. રાહદારીઓનાં સફેદ વસ્ત્રો આ ધૂમાડો લાગ્યો કે કોલસાની રજથી તદન કાળાં મારી ખરાબ થઇ જાયછે. પાર્લામેંટના મેહલો પણ એજ ધૂમાડાને લીધે કાળા મારી ગયાછે. પણ એ સઘળું છતાં અહીંનાં ઘરોની બાંધણી કે રોનકમાં કશી મના નથી. અગરજો લંડનની મજાહ ભોગવવી હોય તો તડકો નહિ હોય તે વેળા ઑમ્નીબસની ઉંચી બેઠક ઉપર જગા લઇ ફરવા નિકળવું. પિકાડિલીથી રૉયલ એક્સચેંજ, તેમજ લિવરપૂલ સ્ટ્રીટથી લૈમહૅાસ સુધી લટાર મારવી બહુ રમણિક લાગેછે. એ વેળા તમને આ ગંજાવર શેહરની જબરી ભિડનો, અહીંની સુંદર ઇમારતોનો, મોટા ચોક્રો અને તેમની આજુબાજુનાં ઘરોનો, નામીચા પુરૂષોનાં બાવલાં અને યાદગારીના સ્તંભોનો, ફુવારા અને બગીચાઓનો ખયાલ આવ્યા વિના રહેશે નહિ. ચેરિંગ ક્રૉસ, કિંગ વિલ્યમ સ્ટ્રીટ, અને બીજા અનેક ભિડવાળા રસ્તાઓ અને મોહોલ્લાઓ કરતાં માણસજાતનો સર્વથી મોટો જમાવ બેંક ઑવ ઇંગ્લંડ આગળ તમને જણાશે. અહીં રાહદારીઓ તેમજ ઘોડાગાડીઓ ગણતાં ગણાય નહિ, એટલાંબધાં ભેગાં થાયછે. આપણી જી. આઇ. પી. રેલવેની ચોથા વર્ગની ગાડીમાં ઉતારૂઓને જેમ સિંચેછે તે મિસાલ અહીં માણસોનાં ડોકાં એક પછી એક આમ તેમ હાલતાં અને પોતાનો માર્ગ શોધતાં નજરે પડેછે. તમે જો એક પગવાટ ઉપર ચાલતા હો, અને ત્યાંથી તમને સામેના પગવાટ ઉપર જવા માટે વચમાંનો રસ્તો પસાર કરવો હોયતો એ કામ આસાનીથી કે સેહેલથી બનતુંજ નથી. લોકોની ઠઠમાર ભિડ, ગાડીઘોડાની ચાલુ આવજા, અને બીજી એટલીબધી હરકતો નડેછે કે જો અકસ્માત વિના આપણુ સામી બાજુએ જઇ શકિયે તો સારાં ભાગ્ય સમજવાં. એજ રીતે ટેમ્સ નદીમાં પણ હું ચોતરફ ફરી આવ્યો, જ્યાં મેં સર્વથી મોટી ભિડ એ ઉપરના સર્વથી જુના પણ સર્વથી મોટા પુલ ઉપર જોઇ. એ ઉપરથી પાંચ લાખ માણસો દરરોજ પસાર થાયછે. ગાડીઓની આવજા ૨૦૦૦૦ની ગણાઇછે. કેવી જબરી ધમાલ! આ પુલ આગળનાંજ એક સુંદર હૉટલમાં મારો ઉતારો હતો.

ટેમ્સ નદી ઉપર ૨૦ પુલો છે, અને તેમનાં બાંધકામ પણ તારીફલાયક છે. તેઓ મોટા, સંગીન અને તરેહવાર ઢબના બાંધેલાછે. ગઇ ૧૮ મી સદીની અધવચ્ચ સુધી **લંડન બ્રિજ** નદી ઉપર માત્ર એકલોજ શેહરના બંને ભાગો વચ્ચે સંબંધ કરાવી આપનાર પુલ હતો. અસલ પુલ લાકડાંનો હતો, તે બળી ગયા પછી ૧૨૦૯ માં એક પથરનો પુલ બંધાયો, જે પછી ૧૮૩૧ માં ૨૦૦૦૦૦૦ પૌંડને ખર્ચે હાલનો પુલ બંધાયો હતો. એ ૯૨૮ ફીટ લાંબો, ૪૫ ફીટ પહોળો અને પાંચ ગ્રેનેટ પથરનાં આર્કોનો બાંધેલોછે. આગળા પુલને ૧૯ આર્કો અથવા કમાનો હતી, જેમાંની કેટલીક ૮ ફીટ અને બીજીઓ ૨૦ ફીટ પહોળી હતી, પણ વચમાંની કમાન તો ૭૨ ફીટની પહોળાઈ ધરાવતી હતી.—એ પછી **વેસ્ટમિન્સ્ટર** બ્રિજ ગઇ સદીની અધવચે બંધાયો, જે પાછળ ૪૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો. તે ૧૨૨૩ ફીટ લાંબો અને ૪૪ ફીટ પહોળો છે. એનાં ૧૫ અર્ધ ગોળ આર્કો અને ૧૪ થામલા છે. વચલું આર્કું ૭૬ ફીટ પહોળું છે. આ પુલ ઉપર રાહદારીઓનો વર્સાદ કે અકસ્માત વેળા બચાવ થાય એવા ઠેકાણે ઠેકાણે અર્ધા ગુંબજો બાંધી લીધાછે.—વસ્તી અને આવજાવ વધતી ચાલી તેથી **બ્લૅક ફ્રાયર્સ** બ્રિજની બીજાં દશ બાર વરસમાં

જાહેર જણાઈ, જે ૧૨૭૨ ફીટ લાંબો અને ૪૨ ફીટ પહોળો બંધાયોછે. એનાં માત્ર ૯ ભંમ્ગોળ આર્કો છે. એ બહુ હલકો અને સુંદર દેખાવનો પુલ છે, પણ એમાં વાપરેલો પથર નરમ હોવાથી ખઈ જવા લાગ્યોછે.—ચોથો પુલ **સ્ટ્રેંડ** અથવા **વૉટર્લુ**ને નામે ઓળખાયછે, જે વૉટર્લુની મોટી લડાઇની યાદગારીમાં એ લડાઇને બીજે વરસે (૧૮૧૭ માં) ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. એનો ભપકો કંઇ ઓરજ છે. એવું લાગી જાયછે કે આ પુલ કોઇ કાળે પણ નાશ પામનાર નથી. એને ગ્રેનૈટ પથરનો બાંધેલોછે, અને એનાં ૯ આર્કોમાંનું દરેક ૧૨૦ ફીટ પહોળું છે. એના થામલા ૨૦ ફીટ જાડા છે, અને એની દેવાલ ૪૨ ફીટ જાડીછે. એ બાંધવા પાછળ ૧૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યો હતો, જે રકમ જાહેર ઉઘરાણાથી ભેગી કરવામાં આવી હતી.—એ પછી તરતજ **સાઉથવાર્ક** પુલ ત્રણ આર્કોનો બંધાયો, જેમાંનું વચલું ૨૪૦ ફીટનું અને આસપાસનું દરેક ૨૧૦ ફીટનું છે. એના સ્તંભો પથરના પણ આર્કો લોખંડનાં છે.—છઠો પુલ **વૉક્સહૉલ** ૯ આર્કોનો છે, જેમાંનું દરેક ૭૮ ફીટનું છે. આ ઉપરાંત બીજા ઘણા નવા પુલો બંધાયલાછે, જેમાંના ત્રણતો ઝુલતા પુલો છે. વળી ટેમ્સ ઉપરથી પસાર થતા રેલવેના મોટા પુલો તો જુદા છે. એક નવો ટાવર બ્રિજ હાલ બંધાયછે. વળી નદીને તળિયેથી બે રસ્તા બનાવી કહાડયાછે, જ્યાંથી પણ હજારો રાહદારીઓ પસાર થાયછે. એઓમાંનો એક ‘ટાવર સબવે’ અને બીજો ‘સૌથ કેન્સિંગટન સબવે’ ને નામે ઓળખાયછે.

હું કંઇ લંડન શેહરમાં મોજ મારવા નહિ પણ એને ચોતરફથી ફરી ફરીને જોવા આવ્યોછું, અને તેટલા માટેજ મેં એની ત્રણ મરતબે ભેટ લીધીછે. આમ હોવાથી ગાડીમાં કે ટ્રામમાં બેસીને અહીં ફરવામાં મેં સાર જોયો નહિ. જયાંસુધી બની આવ્યું ત્યાંસુધી હું પગે ચાલીનેજ એ મોટી નગરી જોવા નિકળ્યો, અને તેમ કરીને મેં અહીંનાં ઘણાં ખરાં તારીફ લાયક ઇમારતો અને બાંધકામો જોયાંછે. મારા માર્ગ વચે આવતા અનેક ચોકો મને વખાણવાજોગ જણાયા. એઓમાંનો એક **ટ્રફાલગાર સ્કવેર** છે. એ સુંદર ચોકમાં કેટલાક પ્રખ્યાત પુરૂષોનાં બાવલાં છે, જેઓમાંનું એક ગંજાવર બાવલું ત્રેફાલગરની લડાઇ જીતનાર લાર્ડ **નેલ્સન**નું છે, જે તેની યાદગારીમાં ઉભા કરેલા ૧૭૭ ફીટ ઉંચા સ્તંભ ઉપર ઉભું કરેલુંછે. આ બાવલાં જોડે જબરા કદનાં સિંહોનાં પણ પુતળાં છે, જેઓ ઇંગ્લંડનું બળ દેખાડેછે. ઉપલી લડાઈ ૧૮૦૫ માં નેપોલ્યન બોનાપાર્ટ અને ઇંગ્લંડ વચે દરિયામાં થઈ હતી, જેમાં શત્રુઓનો જબરો પરાજય થયો હતો, પણ નેલ્સનનો એક હાથ તેમાં કપાઇ ગયો હતો. ઉપલા ચોકમાં પાણીના સુંદર ફુવારા છે, જેમાંથી તે ઉડયા કરેછે.

ઉપલો ચોક **ચેરિંગ ક્રૉસ** તરફ આવેલોછે. આ ઠેકાણે ૧૨૦૧ નાં સાલમાં રાજા **એડવર્ડ** ૧ લાએ એક ક્રૂસ ઉભો કીધો હતો તેની આ જમાનાની નકલ આજે અહીં દિઠામાં આવેછે. અહીં વળી રાજા **ચાર્લ્સ** ૧ લાનું એક ઘોડસ્વાર બાવલું છે. આ જગાએ લોકોની ભિડ જબરી છે, અને લંડનનું એક મુખ્ય રેલવે સ્ટેશન એજ નામનું અહીં બાંધેલુંછે.

અગરજો ત્રેફાલ્ગર સ્કવેર (ચોક)માં નેલ્સનનાં બાવલાં આગળથી ઉત્તર તરફ નેગાહ કરૂંછું તો કેટલીએક સુંદર ઇમારતો આજુબાજુએ ફરી વળેલી જણાયછે, જેઓમાંની એક **નાશનલ ગેલેરી** નામની ઉમદા ચિત્રો અને તસ્વીરોથી ભરપૂર ઇમારત સર્વથી પહેલું ધ્યાન ખેંચેછે. એનો મુખડો ૪૬૦ ફીટ લાંબો છે, અને તે અસલી શણગાર દેખાડેછે. આ મકાનમાં ૧૦૦૦ થી વધારે ચિત્રો નામીચા ઉસ્તાદોને હાથનાં બનાવેલાંછે, અને મને અહીંના એક કારભારીએ ખબર આપ્યા મુજબ દર સાલ નજદીક ૧૦૦૦૦૦૦ માણસો એ તસ્વીરો જોવા આવેછે ! આ ઉમદા તસ્વીરોમાં એક સુધારો મેં એવો જોયો કે દરેક ચિત્ર ઉપર તેનું તથા તે ચિતરનાર ઉસ્તાદનું નામ લખેલુંછે. દીવાનખાનામાં કેટલાક ઉસ્તાદો

વગેરેના આખાં તેમજ અર્ધાં કદનાં સુંદર આવલાં ગોઠવેલછે. અહીં માત્ર ઇંગ્લંડ કે ગ્રેટ બ્રિટન અને આયરલંડનાજ નહિ પણ આખી દુનિયાના નામીચા ગુરૂઓની પીછીથી ચિત્રાયલી તસ્વીરો ભેગી કરેલીછે. જોકે તેમની સંખ્યા નાની છે, પણ જે કંઇ છે તે ઉત્તમમાં ઉત્તમ ચિત્રોજ છે. કોઇ કોઈ તો એવાં ઉમદા છે કે તેમની કીમત અર્ધાથી એક એક લાખ રૂપિયાની અંકાયછે.

લંડનનો એક બીજો યાદગારીનો સ્તંભ (London Monument) ને નામે ઓળખાયછે, અને તે જોવાજોગ છે. ૧૬૬૬ નાં સાલમાં આ શેહરમાં લાગેલી જબરદસ્ત આગ વિશે હું ઉપર ઇશારો કરી ગયોછું. તે આગ જે જગાએથી શરૂ થઇ ત્યાં ઉપર જણાવેલા પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી સર ક્રિસ્ટોફર રેને ઉપલો સ્તંભ બાંધ્યો હતો. એનાં તળિયાંની બેઠક ૪૫ ફીટના ઘેરાવાની છે અને આખી ઉંચાઇ ૨૦૨ ફીટની છે. મથાળે એક ગેલેરી બાંધેલી છે તે ઉપર ૩૪૫ પગથીની ગોળ ફરતી સીડી વડે જવાયછે, જ્યાંથી શેહેરનો ચોબાજુનો સુંદર દેખાવ નજરે પડેછે. આ સ્તંભ લંડન બ્રિજની પડોશમાંજ આવેલોછે.

આ શેહરમાં સર્વથી પ્રખ્યાત ધર્મસ્થાન **સેંટ પૉલનું દેવળ** છે, અને એ ધર્મસ્થળ પણ મજકુર સર ક્રિસ્ટોફર રેનેજ બાંધ્યું હતું. તે આગમજ એ જગા ઉપર ડાયના દેવીનું દેહેરું, અને રાજા **એથલબાર્ટે** ૬૧૦ માં બાંધેલું દેવળ હતું, જે બંને ૧૬૬૬ ની નાશકારક આગમાં બળી ગયાં હતાં. આગ આગમજ ૧૨૧૩ માં રાજા **જૉન** રોમના તે વખતના આપખુદ પોપને એજ નાનાં દેવળમાં તાબે થયો હતો. સેંટ પૉલનું દેવળ લંડનમાં સર્વથી નામીચું ગણાયછે, પણ મિલનમાં અને સેવિલમાં મેં જે ભપકાદાર દેવળો જોયાંછે, અથવા રોમ ખાતે સેંટ પિટરનું જે મહાભારત દેવળ છે, તેઓમાંનાં એકનીબી સાથ આ સરખાવી શકાય એવું નથી. તેઓ કરતાં એ નાનું છે, કેમકે એ માત્ર ૫૦૦ ફીટ લાંબું, ૨૨૩ ફીટ પહોળું અને ગુંબજને મથાળેના ક્રૉસની ટોચ સુધી ૪૦૪ ફીટ ઉંચું છે. એ અંદરથી બહુ મોટું છે, પણ તદન ખાલી છે. લાકડાં ઉપરનું નક્શીકામ, જગપ્રસિદ્ધ પરદુઃખભંજણી **હાવર્ડ**, પેહેલો મોટો શબ્દકોશ બનાવનાર ડૉ૦ **જૉન્સન**, તવારીખનવેશ **હેલામ**, લૉર્ડ **નેલ્સન**, ઉગમણી ભાષાઓના ખાં સર **વિલ્યમ જોન્સ**, વગેરે ઘણાએક નામીચા નરોનાં બાવલાંઓ અને યાદગારીઓ અહીં જોવાજોગ છે. વળી ડયુક ઑવ **વેલિંગટન** અને નેલ્સન વગેરેની અહીં આરસપહાણની કબરો પણ છે. ગુંબજની બંને બાજુએ બે મિનારા છે, જેઓમાંના એક ઉપર ઘંટ અને બીજા ઉપર ઘડિયાળની જગા કીધીછે. ઘડિયાળના કાંટા એવા જબરા છે કે તેમનો વજન ૧૨૦ ફીટનો તોલાયોછે. મિનિટનો કાંટો ૮ ફીટ લાંબો છે. ઘંટો અનેક છે, જેમાંનો સર્વથી મોટો ઘેરાવામાં ૩૦ ફીટનો અને વજનમાં ૧૧૦૦૦ રતલનો છે. કોઈ રાજવંશીનું યા મોટા પાદરીનું મરણ નિપજે ત્યારે આ ઘંટ વગાડવામાં આવેછે. સેંટ પૉલનાં આ દેવળ પાછળ પોણો કરોડ રૂપિયો ખર્ચાયોછે, અને એને બાંધતાં (૧૬૭૫—૧૭૧૦) ૩૫ વરસો લાગ્યાં હતાં. બહારથી તમામ કાળું મારી ગયલું આ મકાન છે. અંદર પ્રાર્થના વેળા ભેગાં થતાં લોકો માટે એવું કુશાદે દીવાનખાનું બાંધ્યુંછે કે ૩૦૦૦ માણસોની સેહેલથી જગા થઈ શકે. આની ઉંચાઈ પણ એના વિસ્તાર મુજબ જબરી છે. એક બીજી જોવાજોગ જગા અહીં એક નવાઇજેવી યુક્તિથી બાંધેલો એક મોટો ગોળાકાર ઓરડો છે, જેને "વ્હિસ્પરિંગ ગેલેરી"નું નામ આપેલુંછે. એમાં એવી તદબીર રચેલીછે કે બે દોસ્તો એક બીજાની સામસામે ઘણા દૂર બેઠા હોય તે છતાં અગરજો કાનમાં વાત કરતા હોય તેમ બોલે તોપણ એકનું બોલેલું બીજો સાંભળી શકેછે અને પાછો જવાબ આપેછે. એ વેળા આપણને કાન દિવાલ ઉપર ધરવા જોઇયે. આ કાંઇ ટેલિફોનથી બનતું નથી, કેમકે તે જમાનામાં એ યંત્ર બાબે કોઇને સ્વપ્ને પણ ખયાલ હતો

નહિ. અજબ જેવું છે કે જે જણ વાત કરે તે વચ્ચે ઉભેલો બીજો સુદ્ધાં સાંભળી શકતો નથી.

લંડનનું એક સર્વથી મોટું બીજાર **સ્મિથફીલ્ડ માર્કેટ** નામનું છે. એનો વિસ્તાર જબરો છે અને ૧।। એકર જેટલું તો બાજારને માથે કાચનું છાપરું જ બાંધી લીધેલું છે, જેથી અંદર પુરતી રોશની મળેછે. આ જગા ઉપર આગળ મોટા મેળાઓ ભરાતા હતા અને ધર્મના મોજેજાના નાટકો થતા હતા. પાછળથી વળી ખુની રાણી **મેરી** અને તેની બ્હેન રાણી **એલિઝાબેથ**ના વખતમાં અહીં ધર્મનાં ઝનુનને દરમયાન અનેક માણસોને જીવથી મારી નાખવામાં આવ્યા હતા.

સુંદર દુકાનો સાથનો જબરી વસ્તીવાળો ઉદ્યોગી મહોલ્લો જોવો હોય તો તે **ચીપસૈડ સ્ટ્રીટ** છે. અહીંથી બ્રેડ સ્ટ્રીટ અને મિલ્ક સ્ટ્રીટ નામના જથાબંધ રોટી અને દુધ વેચવા માટેના મહોલ્લાઓ આવેછે. અહીંથી આગળ વધતાં તવારીખમાં મશહુર થયલો એક મ્હેલ આવેછે, જે **મેન્શન હૌસ**ને નામે ઓળખાયછે. આ મકાન ૧૮ મી સદીની અધવચ્ચે બંધાયલું હોવાથી આજે તેને દોહોડશો વરસો થયાંછે, તોપણ લંડનની કાળી કોલસાની રજનાં પડ સિવાય એ મકાન કશી રીતે ખરાબ થયલું દિસતું નથી. અહીં લંડનનો લૉર્ડ મેયર એક ભપકાદાર ગવરનર દાખલ વસેછે. તેની પદવી મોટી છે. એ મ્હેલમાં એક મોટું "ઇજીપ્શ્યન હૉલ" નામનું દીવાનખાનું છે, જેમાં ઘણીવાર મોટી સભાઓ ભરાયછે, જીયાફતો અપાયછે, અને બીજાં કામો થાયછે. આ લૉર્ડ મેયરનો એવો ધારો છે કે તે અહીં દર સાલ નવેમ્બર માસનાં પહેલાં અઠવાડિયાંમાં પ્રધાનમંડળ અને તેના મિત્રો વગેરેને એક મોટું ખાનું આપેછે, અને તે વેળા હાજર થયલાઓ હજુર પ્રધાનમંડળ તરફથી દેશને લગતા કોઇ મહાભારત સવાલો સંબંધી સરકાર તરફથી જાણવાજોગ ખોલાસા આપવામાં આવેછે. આ જીયાફતો વેળા બહુ જબરો ખર્ચ કરવામાં આવેછે.

મેન્શન હૌસની સામેજ **બેંક ઑવ ઇંગ્લંડનું** નીચું, જબરદસ્ત મકાન આવેલું છે, જેના ગુંબજોમાં ૨૦૦૦૦૦૦૦ પૌંડની કીમતના સિક્કાઓ ભેગા કરી રાખેલાછે. અસલ ઇમારત ૧૭૩૩ માં બંધાઈ હતી, પણ તે એટલી તો નાની માલુમ પડી કે પાછળથી તેમાં નવા નવા વધારા થતા ગયાછે. બહારથી આ ઇમારત સુંદર લાગતી નથી, પણ અંદરના કેટલાક ભાગો અછી રીતે શણગારેલાછે. એની પડોશમાંજ **રૉયલ એક્સચેંજ** નામનાં શરાફી બાજારની ભપકાદાર ઇમારત છે, જે ઉપરનું ઉમદા કોતરકામ, સુંદર સ્તંભો, વગેરેની શોભા તરત આપણું ધ્યાન ખેંચેછે. અહીં ડ્યુક ઑવ વેલિંગટન જેવા શૂરવીરની જોડ ગરીબોના ખેરખાહ મી૦ **પીબડી**નાં બાવલાં ગોઠવેલાંછે.

લંડન શેહરના સુંદર મોટા રસ્તાઓ વિશે હું ઉપર લખી ચૂકયોછું, પણ ટેમ્સ નદીને કાંઠે જે ખુબસુર્ત પૂર્ણી કરીને રસ્તો બનાવ્યોછે તેની નોધ લેવી ઘટેછે. એને **વિક્ટોરિયા એમ્બેંકમેંટ** કહેછે. એ નદીની ઉત્તર બાજુએથી બ્લેકફ્રાયર્સથી વેસ્ટમિન્સ્ટર બ્રિજ સુધી ૧।। મૈલ કરતાં વધારે લંબાઇએ ચાલ્યો ગયોછે. એની પહોળાઈ ૧૦૦ ફીટની છે, જે ઉપર ગાડી ઘોડાના રસ્તા જોડે ઝાડો રોપીને ફરવા હરવાના માર્ગ બનાવેલાછે. આ કામ પાછળ ૧૮૬૪—૭૦ સુધીનાં ૭ વરસ લાગ્યાં છે અને એકંદર ૨૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ બેઠોછે. અહીં ઝાડોની ઘટા અને બાગો બનાવ્યાછે અને નામીચા પુરૂષોનાં બાવલાં ઉભાં કર્યાંછે. પેલી પ્રખ્યાત **કિલયોપેટ્રાની સોય,** જે બાબે મિસર દેશના મારા પ્રવાસનાં વર્ણનમાં હું લખી ગયોછું, તેને પણ સિકંદરિયાથી આણીને અહીં ઉભી કરીછે, જેથી આ નવા કીમતી રાજમાર્ગને મોટી શોભા મળીછે. સોયની બંને બાજુએ અસલી ઇજીપ્શ્યન ઢબછબનાં પુતળાં ગોઠવેલાં છે. આ મિનારો મિસરના **મહમદઅલી** પાશા કનેથી ૧૮૭૭ માં મળવી બ્રાજેજ વરસે અહીં ઉભો કીધો હતો તેનો લેખ એ ઉપર કોતરેલો છે.

એક બીજો જાણીતો મહોલ્લો **ફ્લીટ સ્ટ્રીટ** નામનો છે, જે એક છેડે ઉપર કહેલાં સેંટ પૉલનાં દેવળથી શરૂ થઇ **સ્ટ્રેંડ** નામના બીજા રસ્તા આગળ આખર થાયછે. માર્ગમાં નવી ભપકાદાર **લૉ કોર્ટ** નામની ગૉથિક ઢબછબથી બાંધેલી ઇમારતો આવેછે, જે પાછળ ૧૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યોછે. એની પડોશમાંજ **લિન્કન્સ ઈન્ન** નામની વખાણુવાલી ધારાની મકતબો છે, જે 'ધારાશાસ્ત્રીઓનાં વતન' દાખલ ઓળખાયછે. આમાં એક મોટું કેતાબખાનું, એક વિચિત્ર દેવળ અને ઇંગ્લંડના ટ્યુડર વંશના પાદશાહોના વખતની યાદ આપનારૂં સુંદર જમવાખાવાનું દીવાનખાનું છે. પ્રખ્યાત લૉર્ડ **બ્રોહામ** અને **પિટ** જેવા ધારાશાસ્ત્રીઓ લાંબા મુદત સુધી અહીં વસ્યા હતા. ફ્લીટ સ્ટ્રીટ પુરો થતાંજ તે 'સ્ટ્રેંડ'નું નામ ધારણ કરેછે, અને એ નવો રસ્તો લંડન શેહરને તેના પશ્ચિમ છેડા સાથ જોડેછે.

ફળફળાદિ, ફુલ અને તરકારી માટે લંડનનું સર્વથી પ્રખ્યાત બાજાર **કૉવેંટ ગાર્ડન** છે. એ વૉટર્લુ બ્રિજની ઉત્તરે આવેલુંછે, અને બેડફર્ડના ડ્યુકની માલેકી તળે છે. અહીંજ પ્રખ્યાત રૉયલ ઇટાલ્યન ઑપેરા હૌસ નામની નાટકશાળા પણ છે, જે ઇટાલ્યન ગાયન અને નાચના શોકીનોથી ભરાઇ જાયછે. ત્રફાલ્ગર ચોકથી પશ્ચિમે એક ભપકાદાર મહોલ્લો શરૂ થાયછે તે **પેલમેલ સ્ટ્રીટ**ને નામે ઓળખાયછે. એ જોકે માત્ર અર્ધોજ મૈલ લાંબો છે, તોપણ એની બંને બાજુએ જાણીતાં કલબોની ઇમારતો આવેલી હોવાથી એ વધારે વખણાયછે. આ કલબોમાંનાં કેટલાંક પ્રખ્યાત છે, જેમકે—એથીન્યમ, રિફૉર્મ, કાર્લટન, આર્મી ઍંડ નેવી, ઇત્યાદિ. આ મહોલ્લામાં આવેલી બીજી જાણવાજોગ ઇમારતોમાંની એક **માર્લબરો હૌસ** નામનો મેહેલ છે, જેમાં નામદાર પ્રિન્સ ઑવ વેલ્સ વસેછે.

પડોશમાંજ **સેંટ જેમ્સીઝ સ્ક્વેર** નામનો સુંદર ચોક આવેછે, જેમાં મેહેલો અને મેહેલ જેવાંજ કલબ હૌસો છે. એક મેહેલ તો આ ચોકનાં જેવાં નામથીજ જાણીતો છે, જેને પ્રખ્યાત રાજા **હેનરી** ૮ માએ બાંધ્યો હતો. આ કંઇ પથર નહિ પણ ઇંટનું બાંધેલું મકાન છે, તોપણ અહીં ૧૬૯૭થી ૧૮૦૯ સુધી આ દેશના પાદશાહો અને રાણીઓ વસી ગયાંછે. આપણાં મહારાણી **વિક્ટોરિયા** એ સેંટ જેમ્સીઝ પેલેસ (મેહલ)ને લગતાં દેવળમાં પરણ્યાં હતાં, અને આગળ એ નામદારે પોતે તથા હાલ એમની તરફથી પાટવીકુંવર પ્રિન્સ ઑવ વેલ્સે એ રાજમહાલયનાં દીવાનખાનાંઓમાં 'લેવી' ભરીછે અને હજી ભરેછે. અહીં દરરોજ લશ્કરી વાજું વાગેછે. આ ચોકમાંનો બીજો મેહલ **ક્લેરેન્સ હૌસ**ને નામે ઓળખાયછે, જેમાં મહારાણીનો બીજો બેટો ડ્યુક ઑવ એડિન્બરો જ્યારે લંડનમાં આવે ત્યારે વસેછે. **સ્ટાફર્ડ હૌસ** એક ત્રીજો મેહલ છે, જેમાં હાલ સેંકડો કીમતી તસ્વીરોનો સંગ્રહ કરેલોછે. એક ચોથું સુંદર મકાન **બ્રિજવૉટર હૌસ** નામનું છે, તેમાં પણ ઉમદા ચિત્રોજ છે. સેંટ જેમ્સ નામના ચોક અને મેહેલ ઉપરાંત વળી એજ નામનો અહીં એક બગીચો પણ છે, જે મેહેલની દક્ષિણ બાજુએ આવેલોછે. એ બગીચો (સેંટ જેમ્સીઝ પાર્ક) પણ પાદશાહ ૮ મા હેનરીએજ ઉપલા મેહેલની જોડ બનાવ્યો હતો, અને **ચાર્લ્સ** ૨ જાએ તેને વધાર્યો અને શણગાર્યો હતો. એની વચમાં એક સુંદર સરોવર છે. એક બીજો મેહલ પશ્ચિમે આવેલોછે અને તે **બકિંગહામ રાજમહાલય** છે. ડ્યુક ઑવ બકિંગહામ કનેથી આ મેહેલ રાજા ૩ જા **જ્યૉર્જે** ખરીદ કીધો હતો, જેમાં નામદાર રાણી સાહેબ જ્યારે લંડનમાં આવેછે ત્યારે ઉતરેછે. આ એક ચોરસ મહાલય છે, જેમાં પાદશાહી તખ્ત, એક જબરૂં દીવાનખાનું, એક પિક્ચર ગેલેરી, વગેરે જોવાજોગ ઘણું છે. પછવાડે મેહેલને લગતો બાગ છે.

લંડનનો સર્વથી સુંદર બગીચો જોવો હોય તો તે **હૈડ પાર્ક** છે. જોકે તે રિજંટ પાર્કથી નાનો છે, કેમકે એમાં માત્ર ૩૯૦ એકર જમીન



હેડ પાર્ક.

રોકાઇછે, તોપણ અહીં જેટલાં લોક ભેગાં થાયછે તેટલાં બીજા કોઇ બગીચામાં દાખલ થતાં ન હશે. આજકાલ આ પાર્ક તો લંડનની તવારીખમાં મશહુર થઇ ગયોછે, કેમકે જ્યારેબી ઉતરતે વર્ગના એટલે ધંધાદારી કે મજુર વર્ગોને પોતાના હકો કે દાવાઓ માટે વિચાર ચલાવવાના હોયછે ત્યારે તેઓ હજારો—બલકે લાખો—ની સંખ્યામાં આ બગીચામાં ભેગા થાયછે, પોતાની સભાઓ ભરેછે, ઠરાવો કરેછે અને સત્તાવાળાઓ કે પોતાના શેઠો સામેના રોદરા રડેછે. શેઠ **દાદાભાઈ નવરોજજી,** જેઓ આપણા દેશ તરફના એકલાજ ચુનંદા વકીલ દાખલ હિંદની હિમાયતમાં પાર્લામેંટ સભામાં બિરાજવાનું અપૂર્વ માન યોગ્ય રીતે ધરાવેછે, તેઓ આ ગરીબ ધંધાદારી લોકોના જબરા મિત્ર થઈ પડયાછે. તેઓએ પણ આ હૈડ પાર્કમાં મળેલી એક રાજદ્વારી સભામાં ભાગ લઈ ભાષણ આપ્યું હતું. આ બાગના વાય્વ તરફના દરવાજા ઊપર એક આરસપહાણનું આકું બનાવેલું છે, અને તેની બરાબર સામે એટલે આડી લીટીમાં એક બીજો દરવાજો છે, જેની સામે એક બીજું ઉંચું આકું છે, જે ઉપર આગળ ડયુક ઑવ વેલિંગટનનું બાવલું હતું.

આ આકાં આગળથી રૉટન રો નામનો ૧॥ મૈલ લાંબો ઘોડસ્વારી માટે ફરવા હરવાનો રસ્તો બાંધી લીધોછે, જે બીજે નાકે કેન્સિંગટન ગેટને જઈ મળેછે. હૈડ પાર્ક અને કેન્સિંગટન ગાર્ડન વચે એક હસ્તકૃત નદીની બનાવટ કીધી ન હોત તો એ બંને મળીને એક મઝમોટો બગીચો બની ગયો હોત. આ નદીનું નામ **સર્પેન્ટૈન** છે, જેમાં મોજીલા લોકો બોટોમાં બેસી અહીં તહીં ફરવા ઉતરી પડેછે. એની બંને બાજુએ ચોગાનો અને મેદાનો અને ઝાડપાનોની એવી હરિયાળી કરી મૂકીછે કે બે ઘડી ત્યાં જીવ ગોઠવીને બેઠા હોઇયે તો પાછું ઘેર જવા ગમેજ નહિ. કેન્સિંગટન બાગ પણ સુંદર છે, જેમાંથી એજ નામના મેહલ તરફ જવાયછે. રાજા ૩ જા **વિલ્યમે** એ ઇંટનું મકાન બાંધ્યું હતું, જે આજે એટલીજ અગત્યતા ધરાવેછે કે એમાં આપણાં રાણી સાહેબનો ૧૮૧૯ માં જન્મ થયો હતો. બાગની દક્ષિણે રાણીના મર્હુમ પતિ પ્રિન્સ **ઑલ્બર્ટ**ની યાદગારીમાં **ઑલ્બર્ટ મેમોરિયલ** નામનો ભપકાદાર ગૉથિક ઢબછબનો સ્તંભ છે, જે ૧૭૫ ફીટ ઉંચો છે અને જેને બાવલાંઓથી શણગાર્યોછે. એક ગંજાવર બાવલું આ પ્રિન્સનું પોતાનું છે, જેના ઉપર એક અતિ સુંદર છત્ર બાંધી લીધુંછે. એજ રસ્તા તરફ **રૉયલ ઑલ્બર્ટ હૉલ** નામનું મોટું લંબગોળ રમતગમતનું મકાન છે, જેને માથે કાચનાં આકાંનું છત્ર છે, અને જેમાં ૮૦૦૦ માણસો એક અતિ ઉમદા વાજીંત્રની મજાહ ભોગવતાં બેસી શકે એવી ગોઠવણ કીધેલીછે.

આ મકાન પાછળ ૨૦૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યો હતો.

લંડનની મારી પહેલી મુલાકાત વેળા (તા૦ ૨૩ મી ફેબ્રુઆરી ૧૮૮૭) હું આ મોટી નાટકશાળામાં થયલો ગાયનનો જલસો સાંભળવા ગયો ત્યારે એનો ઠઠેરો જોઇને ડંગજ થઇ ગયો હતો. ગાનારાં બજાવનારાંઓની સંખ્યા નજદીક ૧૦૦૦ ની હતી, જેમાં ૫૦૦ તો જવાન છોડીઓ હતી. ૧૨૫ વાજીંત્રો વગાડનારા હતા. આ ગાનારીઓમાંની અર્ધી સંખ્યાનો પોશાક સફેદ હતો, અને તેમને ખભે બ્લુ પટો હતો. બાકીની ૨૫૦ જણીનો પોશાક પણ સફેદજ હોવા છતાં પટો લાલ હતો. આહા! તે રાતનાં મધુર ગાયનની જે મજાહ મળી તેની શી તારીફ ગાઉં? જે કંઇ મેં ત્યારે સાંભળ્યું તેનો છાપ હજી સુધી મારા કાનમાંથી ગયો નથી, અને જશે પણ નહિ. ઉપર કહેલું મોટું ઑર્ગન વાજું ગાનારીઓના મધુર હલકમાં નવી મિઠાશ પૂરતું અને તેમને ઉત્તેજન આપતું હતું. તમાશગીરોથી આખું દીવાનખાનું ચીકાર હતું. આ જલસામાં ભાગ લેનારાં ત્રણ ગાનારાંઓની બહુ તારીફ થઈ અને તે વાજબીજ હતી. તેઓમાં એક મર્દ મી૦ **હેનરી પર્સી** અને બે બાનુઓ મેડમ **વેલેરિયા** તથા મિસ **એમિલી વિનંટ** હતી. સઘળો દેખાવ પરસ્તાન જેવો લાગતો હતો.

ટેમ્સ નદી અને હેડ પાર્કની વચે બે જાણીતા લત્તાઓ આવેલાછે, જેમાંના **બેલ્ગ્રેવિયા**માં ઘણાએક સુંદર મહોલ્લાઓ છે અને ત્યાં માતબર આસામીઓ વસેછે. **ચેલ્સી**વાળો લત્તો એજ નામની એક મોટી હૉસ્પિટલને માટે વખણાયછે, જે મકાન સર ક્રિસ્ટોફર રેને બુઢા સિપાહીઓને માટે બાંધ્યું હતું. નદીમાં નાની સ્ટીમરો ફરતી ફરેછે, અને દર દશ મિનિટે વેસ્ટમિન્સ્ટર, ચેરિંગ ક્રૉસ, બ્લેકફ્રાયર્સ, સેંટ પૉલ વગેરે ઠેકાણે આવજા કરેછે. મૂખ્ય મથક લંડન બ્રિજ છે, જ્યાંથી વળી મોટી સ્ટીમરો **ગ્રીનિચ**, **ઉલિચ** વગેરે કસ્બાઓ ખાતે અને ત્યાંથી દરિયા તરફ જાયછે. લંડનના દક્ષિણ ભાગ કરતાં ઉત્તર ભાગમાં સ્ટીમરો મારફતે જોવાનું વધારે સારૂં છે.

લંડનનું સર્વથી મોટું સંગ્રહસ્થાન **બ્રિટિશ મ્યુઝિયમ**ને નામે ઓળખાયછે, જે જોવા માટે મેં ત્રણ દિવસો મુકરર કીધા હતા, કેમકે એ કંઇ એક બે કલાકમાં જોઇ શકાય એવું નથી. એક બીજું **સાઉથ કેન્સિંગ્ટન મ્યુઝિયમ** નામનું સંગ્રહસ્થાન એ કરતાં બહુ નાનું પણ જોવાલાયક છે. આજ ૩૬ વરસો ઉપર ૧૮૫૭ માં એની સ્થાપના થઇ હતી, અને સરકારે એના ખર્ચ માટે ૧૦૦૦૦૦૦ પૌંડની રકમ આપી હતી તે ઉપરાંત જુદા જુદા આસામીઓએ ખાનગી મદદો અને સખાવતો કરી હતી. અહીં ઈમારતબંધીના, પથર ઉપર કરેલાં બાવલાંઓ અને તસ્વીરોના, શિલ્પશાસ્ત્રના, માટીકામના, અને બીજા બેમૂલા નમુનાઓનો મોટો સંગ્રહ કરેલોછે, અને તે ઉપરાંત વળી અસલી લોકોનાં વજંત્રો, રાચરચિલાં, ઇરાની ગાલીચા, ધાતુકામ, પંખા, કોર, વગેરે પુષ્કળ વસ્તુઓ એકઠી કીધીછે. વળી જાતજાતનાં બ્રિટિશ અને બીજાં પ્રદેશી ઉમદા ચિત્રોની પણ અહીં ખૂટ જણાતી નથી. હસ્તલેખો, હાથનાં લખેલાં પુસ્તકો, મોહોરો વગેરે જોડે અહીં મધ્યકાળમાં બનેલાં સોના, પિત્તળ, હાથીદાંત વગેરેનાં નક્ષીકામો તથા દેશ પ્રદેશની નવાઇજેવી તરેહવાર વસ્તુઓ બેશુમાર જોવામાં આવેછે.

આ ગંજાવર શેહેરમાં મસમોટી અને ઉપયોગી હૉસ્પિટલોનો કશો શુમારજ નથી. પાર્લામેંટ સભાના મહેલોની સામે અહીં એવી એક હૉસ્પિટલનાં મસમોટાં મકાનો આવેલાંછે, જેઓ **સેંટ ટૉમસ હૉસ્પિટલ**ને નામે ઓળખાયછે. એ મકાનો એક મૈલના ત્રીજા ભાગ જેટલાં લંબાયલાંછે, અને તેઓ પાછળ ૫૦૦૦૦૦ પૌંડનો ખર્ચ લાગ્યોછે. એ મકાનો ટેમ્સ નદીના કાંઠા ઉપર આવેલાંછે. એક બીજી **ગ્રીનિચ હૉસ્પિટલ** પાદશાહી દરિયાઇ કાફલાના બુઢા અને અશક્ત ખલાસીઓને માટે બાંધેલીછે. અહીં અસલ એક મેહેલ

હતો, જેમાં રાજા ૬ ઠ્ઠો હેનરી જન્મ્યો હતો, જેમાં તે સુંદર **ઍન બોલીન** નામે પોતાની રાણીની સખી **જેન સૈમોર** સાથ પરણ્યો હતો, અને તેણીને પેટે અવતરેલો તેનો એકપૂરો બેટો રાજા ૬ ઠ્ઠો **એડવર્ડ** જ્યાં મરણ પામ્યો હતો. આ હૉસ્પિટલમાં એક રંગીન ચિત્રોનો ઓરડો, તથા જમવાનું દીવાનખાનું તેમજ દરિયાવર્દિ વસ્તુઓને લગતું સંગ્રહસ્થાન જોવાલાયક છે. અહીંજ વળી ખલાસીઓનાં બાળકોને દરિયાવર્દિ કેળવણી આપવા માટેની પાદશાહી મદ્રેસા છે. એની જોડમાં **ગ્રીનિચ પાર્ક** નામનો બગીચો છે, જેણે ૧૭૪ એકર જમીન રોકીછે. કહેછે કે અહીં રાજા ચાર્લ્સ ૨ જાના વખતનાં કેટલાંક મોટાં દરખ્તો છે.

## વિંડસર કૅસલ.

લંડનની બહાર પણ કેટલીક જોવાલાયક જગાઓ અને મકાનો છે, માટે મેં એ ત્રણ દિવસો ત્યાં ભટકવામાં ગુજાર્યા. એઓમાંસર્વથી જોવાલાયક તો **મહારાણી સાહેબનો વિંડસરનો મેહેલ** છે. તા૦ ૨૫ મી ફેબ્રુઆરીએ હું આલ્ડ ગેટ સ્ટેશનથી વિંડસર જવા ટ્રેનમાં બેઠો તે વેળા મારી જોડ મી૦ **જૉન સ્ટૅક** નામનો પાર્લામેંટનો એક ઐરિશ સભાસદ પણ હતો, જે **નૉર્થ કેરી** તરફથી આમની સભામાં બિરાજેછે. આ કોઈ અશ્રાફ ગ્રહસ્થ હતો, જેણે મને આ મેહેલમાં સઘળે ફેરવીને જોવા જોગ બધું દેખાડયું, તથા વળી પાર્લામેંટનો મેહેલ જોવા જવાની મારી ધારણા જાણીને તેણે ત્યાંના કારભારી ઉપર મને એક ચીઠી લખી આપી, તેમજ જાતે મારી જોડ સ્ટ્રેન્જર્સ ગેલરી ઉપર આવીને સભામાં બિરાજેલા કેટલાક આગેવાન સભાસદો ઓળખાવ્યા. ઐરિશ લોકોની બલાઈ વિશે મને આગળથીજ ખબર હતી, અને આ ઐરિશ ગ્રહસ્થે તે પોતાની વર્ત્તણુકથી ખરી પાડી આપી.


વિંડસર કૅસલ.

વિંડસર લંડનથી ૨૨ મૈલ દૂર છે. મેહેલ જોવા માટે અઠવાડિયાંના ચાર દિવસો—સોમ, મંગળ, ગુરૂ અને શુક્રવાર—ખુલ્લો રહેછે, અને આજે શુક્રવાર હોવાથી અમને તે જોવા માટે કશી હરકત પડી નહિ. જ્યારે રાણી સાહેબ હોયછે ત્યારે જોવા દેતા નથી; પણ હાલની ઉનાળાની મોસમમાં તે નામદાર આ મેહેલમાં કદાચજ આવી વસેછે. 'વિંડસર કૅસ્ટલ' આ મેહેલનું નામ છે, જેને એક ઊંચી ટેકરી ઉપર કિલ્લા રૂપમાં બાંધેલોછે, અને તેથી તે બહુ દૂરથી પણ દેખાયછે. આ ઇમારતે ૫૦૦ એકરથી વધુ જગા રોકીછે. છેક ૮૦૦ વરસોથી એ હસ્તી ધરાવેછે, કેમકે પહેલા નોર્મન રાજા વિલ્યમે અહીં પોતાને માટે પહેલું રેઠાણ બાંધ્યું હતું. અત્યાર સુધીમાં તેની અનેક વાર મરામત થઇછે અને અસલ કરતાં આજે તેમાં વધારો પણ અતિ ઘણો થયોછે. માંહે દાખલ થવાનો મોટો દરવાજો રાજા **જ્યૉર્જ** ૪ થાનો બંધાવેલો છે, પણ અમારા જેવા તમાશગીરોને તો ૮ મા હેનરી વાળા દરવાજામાંથી દાખલ કરેછે. દક્ષિણ બાજુએ મેહેલને લગતો પાર્ક ૧૮૦૦ એકર સુધી ફરી વળ્યોછે, જેમાં એલ્મ નામનાં દરખ્તોનો ઘટાદાર ફરવા હરવાનો ૩ મૈલ લાંબો રસ્તો બનાવેલોછે. મેહલને લગતો એક ગોળ મિનારો એવો ઉંચો છે કે તે ઉપરથી આસપાસનાં ૧૨ પ્રગણાઓ જોઈ શકાયછે.

મેહલનાં જોવા લાયક પાદશાહી રાચરચિલાંથી ભરપૂર દીવાનખાનાંઓ ઉત્તર બાજુએ આવેલાં છે. એ દીવાનખાનાંઓના ભપકાનું પુછવુંજ શું! તેમાં શું જોવું અને શું રહેવા દેવું?

કોનું વર્ણન કરવું અને કોને પડતું નાખવું ? હું નથી જાણતો કે એ સર્વનો તમને કેમ ખયાલ આપું ? ખરેખર આ એક શેહનશાહી મેહેલ છે અને રાણી સાહેબને માટેનું યોગ્ય મકાન છે. આસપાસ કુદરતી લીલા ફરી વળેલી—માંહે હસ્તકૃત હુનરકામોની મજાહ ફરી વળેલી ! અહીં ઓરડાઓ બેશુમાર છે, તે માંહેલો કીમતી અસ્બાબ બેશુમાર છે, તેમનું મૂળ પણ બેશુમાર છે. કેટલાંક ચિત્રો એવાં નાદર લટકાવેલાંછે કે તેઓ આગળથી નજર ખિસકાવવા ગમતીજ નથી. અને તેમની કિમત પણ તેવીજ—એટલે કોઈ અર્ધા લાખનું તો કોઇ એક લાખનું ! એજ રીતે કીમતી ગાલીચા, ખુબસુર્ત રંગીન પર્દા, ચિત્ર વિચિત્ર શણગાર, નહિ મૂળ થઈ શકે એવું ઝવેરાત—ખરેખર એ સઘળું મારી અદના કલમને માટે બયાન નહિજ થઇ શકે એવું અને એટલું બધું છે. ત્રણથી વધુ ઓરડાઓમાં જે ઝવેરાત ગોઠવ્યું છે તે હિંદુસ્તાનથી ભેટ આવેલું છે. આપણા રાજાઓ અને નવાબો તરફની આ કીમતી વસ્તુઓ છે, જેઓમાં મોરનું તખ્ત જોવાજોગ છે. કેટલુંક ઝવેરાત તો ગઈ સદીમાં અને ચાલુ સદીની શરૂઆતમાં આપણા દેશના રાજાઓ સાથ લડાઈ કરીને તેઓના મેહેલોમાંથી મેળવેલું છે. રાજા **એડવર્ડ** ૩ જો આ મેહેલમાં જન્મ્યો હતો—મહારાણી સાહેબના ખાવંદ પ્રિન્સ કૉન્સર્ટ આ મેહેલમાં મરણ પામ્યા હતા. તે મરણનો ઓરડો પણ અમે જોયો.

વિંડસર છોડીને અમે **ઈટન કૉલેજ** જોવા ગયા, જે માત્ર અર્ધો મૈલ દૂર હતી. અહીં ૧૦૦૦ થી વધુ વિદ્યાર્થિઓ કેળવણી લેછે, અને આપણા કોઇ કોઇ હાકમો પણ એજ પાઠશાળામાં કેળવણી લઇ બહાર પડેલાછે. છેક ૧૪૪૦ની આ કૉલેજ પુરાણી છે. એની એક સુંદર પુસ્તકાલય તથા એક પથરનું નાનું દેવળ છે. અહીં ૬ ઠા **હેનરી** રાજાનું એક કાંસાંનું બાવલું છે.

લંડનની બહાર એક બીજો મોટો મેહેલ **હેમ્પટન કૉર્ટ** નામનો ૧૩ મૈલ દૂર આવેલોછે. **કાર્ડિનલ વુલ્સી** નામના ૮ મા હેનરીના મોટા ધર્મગુરૂ દોસ્ત અને સલાહકારે એ બાંધ્યો હતો અને રાજાની ખાહેશ ઉપરથી તેને એનાયત કીધો હતો. તે વખતે વુલ્સીનો કાબુ ભારી હતો; દેશમાં અનેક પ્રપંચો તે રમી ચૂક્યો હતો, અને રાજાને એકથી વધારે બાબતોમાં આળખામણો કરી ચૂક્યો હતો. તોપણ આ લોભી ધર્મગુરૂ હજી સંતોષ પામ્યો ન હતો. તે તો રાજાને એક પુતળાં દાખલ પોતાની આંગળી ઉપર નચાવવા માંગતો હતો, જેમાં નહિ ફાવતાં અંતે તે એક શ્રેષ્ટ નહિ પણ કનિષ્ટ માણસને ફેજે પહોચ્યો હતો. આ મેહેલે ૮ એકર જમીન રોકીછે. રાજા **ચાર્લ્સ** ૧ લાને અને તેના પછી રાજ્યમાં પ્રજાસત્તાક અમલ બરપા કરવાને બહાને પોતે તેનો ધણી થઈ બેસનાર મોટા રાજ–લોભી **ઑલિવર કૉમ્વેલને** આ મકાન બહુ વહાલું હતું. આજે તો અહીં તાજના જુના પેન્શનરોને રાખવામાં આવેછે. તોપણ કેટલાંક પાદશાહી દીવાનખાનાંઓ અનામત રાખેલાંછે, જેઓમાં કીમતી સરસામાન જોડે ૧૦૦૦ ચિત્રો લટકાવેલાંછે તથા સુંદર પર્દાઓ ટાંગેલાછે.

**ક્યુ ગાર્ડન્સ** નામનો મોટો પાદશાહી બગીચો વનસ્પતિઓનું ગોયા એક જીવતું સંગ્રહસ્થાન છે. અહીં દેશદેશના રોપાઓ, ફુલો, ઝાડો અને વેળાઓ જોવામાં આવેછે, અને તે સઘળાંનો જથો આપણી નજર તર કરી નાખેછે. અહીંથી ૩ મૈલ ઉપર **રિચમંડ ગામ** આવેલું છે, જ્યાં રાજા એડવર્ડ ૧-લાએ એક મેહલ બાંધ્યો હતો. રાણી એલિઝાબેથ અહીંજ મરણ પામી હતી. **રિચમંડ પાર્ક** એવડો મોટો છે કે તેથી ૨૨૫૫ એકર જગા રોકાઇછે. એ બગીચો સરકારી છે, પણ પ્રજાને માટે ખુલ્લો છે. એનાં ચોગાનમાં ૨૦૦૦ થી વધારે હરણો ભેગાં કરેલાંછે.

લંડનની ઉત્તરે ૬ મૈલ ઉપર **એલેક્ઝાંડરા મેહેલ** છે, જેને ૧૮૭૫ માં ખુલ્લો મૂક્યા પછી દાખલ થવા માટે એક શિલિંગની ફી લેછે. આ ચોખુણ મકાને ૭ા એકર જમીન ઘેરીછે, જેને ૯૨ નાકે મિનારા બાંધેલા

છે. એને બસાવી જમીન ૪૮૦ એકર જેટલી છે, પણ અહીં ઝાઝું જોવાજોગ કાંઇ મને જણાયું નથી.

આ પાટનગરી શહેરમાં હું જેટલા દિવસ રહ્યો તેટલી સઘળી રાત મેં અનેક નાટકશાળાઓમાં નાટકો, ગાયનરૂપ ખેલો, ગાયનના જલસા અને એવીજ બીજી રમતગમતો જોવા જવામાં ગુજારી. તે સર્વમાં મેં શું શું જોયું તે લખવાને કેવળ અશક્ત છું. લંડનમાં નાટકગૃહોનો ટોટો નથી તેમ તેમના તમાશગીરો પણ બેશુમાર છે. જ્યાંબી હું ગયો ત્યાં મેં એ મકાનોને ખાલી જોયાં નથી. આપણી તરફના ખેલો કે ખેલાડીઓ કે ખેલવતગાહોના જેવું હાલહવાલ અહીં કંઇજ નથી. ખેલો ઉત્તમ અને બોધકારક હોયછે, ખેલાડીઓ કસાયલા અને અચ્છી તાલીમ લીધેલા હોયછે, ગાનારાંઓ પોતાના હુનરમાં કુશળ અને કંઠમાં મધુરાં હોયછે, અને છેલ્લે નાટકશાળાઓ નાના મેહેલ જેવી સુંદર અને શોભાયમાન હોયછે. લાઇસ્યમ, હર મેજેસ્ટી, રૉયલ, પ્રિન્સેસ, વગેરે નાટકશાળાઓ વખાણવાજોગ છે. લાઇસ્યમ તેના બે સર્વથી સરસ ખેલાડીઓ મી૦ અર્વિંગ અને મિસ એલન ટેરીની નૃત્યકળા માટે પ્રખ્યાત છે. રૉયલ ઇટાલ્યન ઑપેરા માટેની નાટકશાળા બહારથીજ બેંચાણ કરેછે. દાખલ થતાંજ બે પુતળાંનાં દર્શન થાયછે, જેઓ કોઇ ખરેખરી સ્ત્રીનાં નહિ પણ કરૂણારસ અને હાસ્યરસ નાટકનાં અલંકારિક છે. અહીં નાટક તમામ ગાયન રૂપમાંજ થાયછે, જેમાં ઉંચા પ્રકારનાં ગાયનની મજાહ મળેછે. આપણા દેશી ગાનારાઓ કે ગાયનના શોકીનો યા નાટકીઓએ લંડન અને પેરિસ તથા બીજાં યુરોપિયન પાયતખ્તોની નાટકશાળાઓમાં ગવાતાં કોમળ કંઠી ગાયનો સાંભળવાં જોઇયે અને તેમ ગાવાનો અભ્યાસ કરવો જોઇયેછે. ત્યારેજ તેઓ દેશીઓમાં ગાયન અને નાટકના ઉત્તમ હુનરનો જોઇયે તેવો પ્રસાર કરી શકશે. ઇટાલ્યન ઑપેરામાં સઘળાં ગાયનો ઇટાલ્યન ભાષામાં ગવાયછે, તોપણ તે નહિ સમજી શકનારાઓબી ગાયન ઉપર મોહિત થઇ તેની ઉંચા પ્રકારની લેહજત ચાખવા અહીં આવેછે. અને ખરેખર આપણ નિરાશ થઇને તો અહીંથી પાછા ફરતાજ નથી. ગાયન કેવું મીઠું, દિલપિઝીર અને દુખ્યાં દિલને આરામ બક્ષનારૂં છે—ગાયનને કેટલી હદ સુધી ઉંચાં સુર ઉપર ચહડાવી શકાયછે—ગાયનનો દાવો ખોદાઇ છે તે કેટલી હદ સુધી સાબેત કરી શકાયછે—તે જો જોવું અને જાણવું, સાંભળવું અને આરોગવું હોય તો આ ઇટાલ્યન ઑપેરાની મુલાકાત લેવી. આ ચહડતા વર્ગની નાટકશાળાઓમાં ચહડતીજ પંકિતનું લોક આવેછે, અને ઉતરતી શાળાઓમાં તેજ કિસમના તમાશગીરો ઉભાઈ જાયછે તથા ત્યાં તેમનેજ છાજતા ઢોંગ ધતુરા ચાલેછે.

હું એક દહાડે એક નવાઇ જેવાં પુતળાંઓની દુકાને ગયો. મેડમ ટુસૉ નામે એક બાઇનાં નામથી આ દુકાન ચાલેછે, જેમાં તરેહવાર પુતળાંઓ જોવા મૂકેલાંછે. પણ તે સઘળાં મીણનાં છે. આપણને કદાચ દૂરથી એમ લાગે કે પેલો ફલાનોચીનો આપણો ઓળખીતો ઉભોછે. પણ તેને મળવા માટે આગળ જઇયે ત્યારેજ જણાય કે આ તો માત્ર પુતળું છે—કંઇ ખરૂં માણસ નથી ! કાળાં માથાંનો માનવી ચહાય તે કરી શકેછે તેની આ એક શાહદત છે. અગરજો શરિરનાં આ ખોખાંમાં તે જીવ મૂકી શકતો હોય તો તે ખોદાઇ દાવો કાં નહિ કરી શકે ! નામીચા રાજા રાણીઓ, શાહજાદા શાહાજાદીઓ, પેહલવાનો, પ્રધાનો, રાજ્યાધિકારીઓ, કવિઓ અને વિદ્યાવાનોનાં આ પુતળાંઓ છે. આશરે ૫૦૦ પુતળાંનો મેં અહીં સંગ્રહ દિઠો, અને એ સઘળાં એવાં હુબહુ છે કે જેને આપણ ઓળખતા હોઇયે તેનું પુતળું અહીં તરત પિછાણી શકિયે, અને જેને નજરે દિઠો ન હોય તેનું અહીં પુતળું જોયા બાદ કેથે મળી જાય તો એકદમ ઓળખી પાડિયે.

## ગંજાવર ગોદીઓ.

લંડનનો વેપાર કરોડો રૂપયાનો છે, અને હવે આવતી સદીમાં તે અબજો ઊપર જાય

તો તમારે નવાઈ સમજવી નહિ. વિદ્યા હુનર અને ઉદ્યોગે ઇંગ્લંડના વેપારને દુનિયાના વેપારનું મધ્ય સ્થળ બનાવ્યુંછે, અને નવી શોધો અને કળકૌશલ્યથી વેપાર વ્યવહારનું કામ વધતુંજ આવ્યુંછે. કારખાનાઓનો તો કંઈ શુમારજ નથી. જાત જાતનાં કારખાના—તમે કહો તે ઉદ્યોગનાં કારખાનાં અહીં ઉભાઇ જાયછે, અને તેટલુંજ લાખો લોક તેમાં રોજીએ લાગેલુંછે. પણ મજુરોની સૌથી મોટી ધમાલ તો લંડનની મસમોટી ગોદીઓમાં આપણ જોઇયે છિયે. અહીં એવી ૧૦ ગોદીઓ જાણીતી છે, જેઓમાં **વેસ્ટ ઈંડિયા ડૉક** બે ગોદીઓ મળીને બનેલીછે અને તેણે ૨૯૫ એકર જમીન રોકીછે. ચાલુ સદીની શરૂઆતમાં એ તૈયાર થઇ હતી. એમાં ૩૦૦ ટનનાં ૪૦૦ વહાણો રહી શકે એવી ગોઠવણ કીધીછે. આજે બે કરોડથી વધારે રૂપિયાની થાપણથી આ ગોદીનું કામ ચાલેછે, અને દર સાલ ૫૦ થી ૫૫ લાખ રૂપિયાની આવક થાયછે. દર સાલ એ મોટી ગોદીમાં ૧૨૦૦ થી ૧૩૦૦ વહાણો આવજા કરેછે. એક ગોદી મારફતે વેસ્ટ ઇન્ડીઝથી આવેલો માલ ઉતારેછે, અને બીજીમાં પ્રદેશ જતાં બારકસોમાં માલ ભરવામાં આવેછે. લંડન ડૉકથી ૯૦ એકર જગા રોકાઇછે, અને એ પાછળ ૪ કરોડ રૂપિયાનો ખર્ચ થયોછે. થાપણ પાંચ કરોડની છે. ફક્ત ૬।। લાખ રૂપિયા તો એની દેવાલ બાંધવા પાછળજ લાગ્યાછે. ૩૦૦૦ મજુરોની અહીં ધમાલ ચાલેછે. એની વખારોમાં દારૂનો અતિ મોટો જથો ભરેલોછે, જ્યાં મસાલો કરીને જવાયછે, અને કેટલીક વખારો તો એવડી મોટી હોયછે કે અંદર ફરવા માટે ગાડીઓ રાખેલી હોયછે. આ ગોદી મારફતે શેહેરનો સામાન્ય વેપાર ચાલેછે. ૧૮૦૫ માં એ ગોદી ઉઘાડી ત્યારે એની થાપણ સવાબે કરોડ રૂપિયાની હતી.—ઇસ્ટ ઇંડયા ડૉક હિંદુસ્તાન અને ઉગમણ દેશોના વેપાર માટે ખાસ છે. શેહેરમાંથી આ સર્વ ગોદીઓ તરફ જવાનો એક ૩।। મેલ લાંબો અને ૭૦ ફીટ પહોળો રસ્તો બાંધેલોછે અને તે 'કમર્શલ રોડ'ને નામે ઓળખાયછે.—સેંટ કૅથરિન નામની એક બીજી ગોદીએ ૨૪ એકર જમીન રોકીછે, અને ૭૦૦ ટનની સ્ટીમરો રહી શકે એવી એ ઉંડી છે. એમાં દર સાલ ૧૦૦૦ બારકસો દાખલ થાયછે. પેદાશ ૩૦ લાખ રૂપિયાની છે. લંડનનું બારૂં ચાર મૈલનું છે, અને તે ૧૫૦૦ ફીટ પહોળું છે, જેમાં બાંધેલી સર્વથી નવી ગોદીઓ 'વિક્ટોરિયા એંડ ઑલ્બર્ટ ડૉકસ' ને નામે ઓળખાયછે. આ બંને વચ્ચે ૧૪૦૦ ફીટ લાંબી અને ૩૦૦ ફીટ પહોળી એક નેહેર ખોદેલીછે. ૧૮૮૦ માં એમને ખુલ્લી મુકી હતી. પ્રથમ એઓમાંની એકજ વિક્ટોરિયા ડૉક ૧૮૫૪ માં બંધાઇ હતી, જેણે એકલીએ ૨૦૦ એકર જગા રોકીછે. એ બહુ ભપકાદાર છે અને એની પાછળ એક કરોડ રૂપિયા બેઠા હતા. આ ગોદીઓ મારફતે લંડનનો પ્રદેશો સાથનો વેપાર અતિ ઘણો વધી ગયોછે, અને આપણા દેશના સંબંધમાં આજ કાલ ચા, ઘઉં અને ચોખાની આયાત જબરી થાયછે. ઉપલી સઘળી ગોદીઓ સરકારને નહિ પણ ખાનગી કંપનીઓને ખર્ચે બંધાઇછે, અને તેઓ પાછળ કરોડો રૂપિયા ખર્ચાયાછે, તેમ લાખોની આવક થાયછે. એ સઘળું ઇંગ્લંડના લોકોની સહાસિક લાગણી તેમજ તેમની આબાદ હાલત દેખાડી આપેછે. હિંદુસ્તાન નિર્ધન છે, પણ જે દેશીઓ કને પૈસો છે તેઓમાં સહાસિક બુદ્ધિ નથી એ અફસોસની વાત છે. પૈસાને સુમાર્ગે કેમ રોકવો તે આપણા ધનાઢ્ય લોકો જાણતા નથી. જો તેઓ આવા હુનર ઉદ્યોગનાં કામમાં નાણાં રોકે તો હજારો અને લાખો લોકો ધંધે લાગી જાય અને દેશની હાલત સુધરે.

## બિલોરી મેહેલ.

બે વેળા હું આ મેહેલ જોવા ગયો હતો. લંડનની બહાર ૭ મૈલ ઉપર **સિડનહામ** નામે ગામ ખાતે એને બાંધેલોછે; અને એ પાછળ ૧૫૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થયોછે. મેહેલ અને તેને લગતા બાગ તથા ચોગાનથી ૨૦૦ એકર જગા રોકાઇછે. આ મેહેલ એક ઊંચી

જગા ઉપર બાંધેલોછે, અને તેના જન્મની જહાજી આપણા લોકોને માટે ઇંગ્લંડના સહાસિક લોકોની નકલ કરવા માટે એક ઉત્તમ દાખલો પૂરો પાડેછે. એવું જણાયછે કે ઇંગલંડમાં ૧૮૫૧વાળાં મોટાં પ્રદર્શન માટે હેડ પાર્કમાં એક મેહેલ રોકી ઇમારત માટે ખર્ચે બાંધવામાં આવી હતી તેનો કબજો પોતાને સ્વાધિન લેવાની ઇંગ્લંડની સરકારે ના પાડવાથી, પ્રદર્શન કમિટીએ તેને ભાંગી નાખવા માંગ્યો, પણ ઇંગ્લંડના કેટલાક સહાસિક ગ્રહસ્થોની એક ટોળી ઉભી થઈ, કમિટી કનેથી તેનો આ મેહેલ વેચાતો લીધો, અને તેજ મેહેલની ઝબઝબ ઉપર એક વધારે શોભાયમાન બીજો મેહેલ બાંધવાનું માથે લીધું. તેઓએ આ માટે જાહેર ઉઘરાણું કીધું અને શેરો ભરાવ્યા. ઉલટમંદ પ્રજાએ એક સપાટામાં જોઇતી થાપણ ભરી આપી. આથી સિડનહામ ખાતે ૩૦૦ એકર જમીન એક ઊંચી ટેકરી ઉપર ખરીદ કરવામાં આવી અને ૭૦૦૦ મજુરોથી કામ લેતાં હેડ પાર્કમાંનું મકાન ઉપાડી લાવી આ નવો મેહેલ તેની હાલની સર્વ શોભા સાથ બે વરસમાં૧૫૦૦૦૦૦ પૌંડને ખર્ચે તૈયાર થઇ ગયો ! ૧૮૫૪ માં નામદાર રાણી અને તેમના મર્હુમ ખાવંદની હજુરમાં એ મેહેલને પ્રજાને માટે ખુલ્લો મુકવાની ક્રિયા થઇ, અને ત્યાર પછી આજ સુધીનાં ૪૦ વરસોમાં એ મેહેલની મુલાકાત ૭૦૦૦૦૦૦૦ શોકીન લોકોએ લેવાની ગણત્રી થઇછે ! આ નવાં મકાનમાં જુના મેહેલની સર્વ વસ્તુઓ વપરાઇછે, અને તેને અસલ જેવોજ મેહેલ બનાવ્યોછે; તો પણ જે કાચનાં છાપરાં વગેરેથી આજનો મેહેલ શોભેછે તે નવો ઉમેરો છે. એટલામાટેજ એ બિલોરી મેહેલ કહેવાયછે. એનો બહારનો ભપકો જબરો મારેછે, તેમજ અંદરથી પણ એની શોભા ઓરજ કરેલીછે. લાકડકામ બહુ થોડુંજ છે, પણ તમામ બાંધકામ કાચ અને લોખંડનું છે. ફકત ઇમારતની લંબાઇજ ૧૬૦૮ ફીટની છે, પણ તેની આસપાસ બે પાંખો બાંધીછે તે દરેક ૫૭૪ ફીટની છે, અને સ્તંભોથી બહાર જે શોભા કીધીછે તેમની વચે આવેલી જગાને પણ ગણત્રીમાં લઇયે તો આખી ઇમારતની લંબાઇ આસા ૩૪૭૬ ફીટની અથવા બીજા શબ્દોમાં પોણા મૈલની થવા જાયછે ! એ આખી લંબાઇ સુધી કાચનું છાપરું ફરી વળેલું છે. મેહેલની પહોળાઇ ૪૦૦ ફીટની અને ઊંચાઇ ૧૭૫ ફીટની છે. આ મકાનમાં વપરાયલાં લોખંડનો કુલે વજન ૯૯૨૦ ટનનો છે; અને કાચકામનો વજન ૫૦૦ ટનનો છે. આખા મેહેલમાં ગર્મી દાખલ કરવા માટે ગરમ પાણીના નળ ફરતા મૂકેલાછે, જેમની લંબાઇ ૫૦ મૈલ જેટલી થાયછે. તેઓ મારફતે બૉઇલરમાંનું ગરમ પાણી લઇ જઇ થંડું પડેલું પાણી પાછું તેમાં દાખલ કરવામાં આવેછે.

આ ઉપરથી આ બિલોરી મેહેલની મોટાઇનો મારા વાંચનારને ખ્યાલ આવ્યા વિના રેહેશે નહિ. અહીં જ્ઞાન સાથ ગમત આપવાની એક ગંજાવર મુંગી નિશાળ ગોયા ઉભી કીધીછે. એ મદ્રેસામાં આપણને ઘડી ઘડી શિખવા જવા ગમેછે, અને એ શિખવાનું પણ થોડું ઘણું કે જેવું તેવું નથી. ખચિત, એક શોભાયમાન મેહેલ કે એક ખુબસુર્ત બાગને થકીજ નહિ, પણ દેશ પ્રદેશના આજના કે અસલી તરેહવાર હુનર કામોના સંખ્યાબંધ નમુનાઓ એકજ જગામાં જોવાના આપણને મળેછે, તેને થકી આ મકાન જોવાજોગ છે. અને તે નમુનાઓ પણ એવા હુબહુ છે કે બીજા પ્રદેશો ખાતેનાં ખંડિયેરો કે હુનરકામો જેણે જોયાં ન હોય તેને માટે આ સર્વથી સરસ તક છે. સુધરેલી દુનિયાની પેદાશ અને હુનરનું અહીં ધામ બનાવેલું છે. એસિર્યા, મિસર, યુનાન, રોમ, અને મધ્યકાળના યુરોપના તરેહવાર નક્ષીકામો, મેહલો, બાવલાં, પુતળાં, વગેરેના અહીં નમુનાઓ બનાવી જુદા જુદા દેશો કે શેહેરોને નામે ગોઠવી દીધાછે, અને તેમને તે તે દેશનાં રાજમંદિર (Courts) નાં નામો આપેલાછે. અહીં પોમ્પીઆઇ અને હર્કયુલેન્યમ શેહેરોનાં ખંડિયેરોના નમુના આપણ જોઇયે છિયે; અહીં સ્પેનના મુર લોકે બાંધેલા અલહામ્બ્રાના મેહલના ચોકસ ખુબ-

સુર્ત ભાગોના નમુના આપણે માટે હાજર છે; અહીં પુરાતન એસિર્યા કે ઇરાન દેશના પાદશાહોના મેહેલોનાં ખંડિયેરો માંહેલા પથરના મસમોટા માણસરૂપી સિંહો કે ગોધાઓનાં પુતળાં આપણને હેરત કરેછે.

ઇજીપ્શ્યન કોર્ટમાં મેં બે નવાઈ જેવા પથરા દિઠા. એને **રોઝેટા સ્ટોન** (Rosetta Stone) કહેછે, કેમકે મિસર દેશમાં સિકંદરિયા શેહેરની પડોશમાં **રોઝેટા** નામે એક નાનો કસ્બો છે ત્યાંથી એ મળ્યા હતા. આ કાંઇ અસલ પથર નથી—એ તો માત્ર નકલ છે. આ પથરા ગોળ માથાંના છે. તેઓ ઉપર ત્રણ જાતના લેખો કોરેલાછે. એક તો મિસરના જાણીતા હેરોગ્લિફિક યાને ચિત્ર-ભાષાનો લેખ છે; બીજો રોઝેટા ખાતે વપરાતી ભાષાનો છે, અને ત્રીજો ગ્રીક ભાષાનો છે. આ છેલી બેઉ ભાષાઓ ઉપરથી ડૉ૦ **ટૉમસ યંગ** વગેરે ભાષાશાસ્ત્રીઓએ હેરોગ્લિફિક લેખ ઉકળાવવાની ચાવી મેળવીછે. ઉપલા લેખમાં મિસર ખાતેના યુનાની રાજા **ટૉલેમી** પાંચમાનો અમલ હતો તે વેળા તેને ત્યાંના ધર્મગુરૂઓએ આપેલું માનપત્ર કોતરેલું છે. તેમાં રાજાની સ્તુતિ ગાઇને તેનું બાવલું દરેક ધર્મસ્થાનમાં મૂકવાનું જણાવેલું છે. ઇસ્વી પૂર્વે ૨૦૦ વરસો ઉપરનો આ લેખ છે. હવે આ લેખવાળો જે અસલ પથર રોઝેટા ખાતેથી મળી આવ્યો તે તો મેં પાછળથી બ્રિટિશ મ્યુઝિયમમાં જોયો હતો. પણ તે કંઇ ગોળ નથી. તે ઉપરના ત્રણેડ ભાષાના લેખો થોડા થોડા ભાંગી ગયાછે, જેથી સંપૂર્ણ તરજુમો મળી શકતો નથી. મિસરના ચિત્ર લેખને ઉકળાવવાનું કામ સહેલ નથી. તે જેમ જમણી તેમજ ડાવી બાજુએથી વંચાયછે, તેમજ વળી ચીનાઓની પેઠે માથેથી પણ વાંચવાના હોયછે. તેમ છતાં વિદ્વાનોએ આ લેખ ઉકળાવવાની મેહેનત કરી તેમાં ફતેહ મેળવીછે, અને તેમાંની મુખ્ય મતલબ ઉપર મુજબની છે. હું આ અસલ લેખનું ચિત્ર મારા વાંચનારાઓને માટે જુદું આપુંછુ.

બિલોરી મેહેલના એક ઓરડામાં તો મસમોટાં ઝાડોજ ઉગેલાં તમે જોશો. બીજે ઠેકાણે છાપાનાં અને બીજાં હુનર ઉદ્યોગનાં યંત્રો આપણી ભેટ માટે વાટ જોતાં બેઠેલાં જણાયછે. એક ભાગમાં મેહેલને લગતું છાપખાનું ચાલુજ છે. એક પિક્ચર ગેલેરી અને એક પુસ્તકખાનું વળી જુદાંજ છે. અહીં મીઠાઇની ચીજો વેચાતી મળેછે. તે માટે મેળો સદા ભરાયછે. ખાનપાન અને મોજમોકની તો સિમાજ નથી. દરરોજ હજારો લોકની ભિડ થાયછે, અને તેથી લંડનથી ઘડી ઘડી ટ્રેનો આવતીને આવતીજ! મેહેલમાં વળી ગાયનના જલસા થાયછે. તે માટે એક મોટું ઑર્ગન વાજું ગોઠવેલુંછે, જેના સ્વરને મળતા આવાજે હજારો માણસો ભેગા સ્વરે ગાનું કરેછે અને તમાશગીરોને ગમત આપેછે.

ટુકમાં લખું તો આ બિલોરી મેહેલમાં એટલુંબધું જોવાનું છે કે તે જોતાં જીવ ધરાયજ નહિ અને એક બે અઠવાડિયાં વિના જોવાનું પૂરૂં થાયજ નહિ. મારા બંને પ્રવાસો વેળા મેં એક એક દિવસ અહીં ગુજાર્યો હતો; સહવારથી સાંજ સુધી હું અહીં ભટકયા કીધો હતો; પણ એટલુંબધું જોવાનું છે કે શું જોઉં અને શું ન જોઉં, તેની મને સમજ પડીજ નહિ. પશ્ચિમ આફ્રિકાના જંગલીઓ, ન્યુગીનીના માઓરીઓ, નૈજર નદી તરફના હબસીઓ, ઉત્તર અમેરિકાના ઇંડિયનો—એ સર્વનાં પુતળાં અહીં જોવાજોગ છે. એ ઉપરાંત રૂમી, યુનાની, મિસરી, વગેરે પુરાણી પ્રજાનાં તેમજ ઇંગ્લંડ અને યુરોપના આજના રાજા રાણીઓ અને મહા પુરૂષોનાં બાવલાંઓનો અહીં શુમાર નથી. કેટલાકોના તો જન્મ મરણના દિવસો પણ નોંધેલાછે. મેહેલમાં કેટલાક સુંદર ફુંવારાઓ ઉડેછે. વાજું દરરોજ વાગેછે. આસપાસનો દેખાવ ઉંચા મિનારા ઉપરથી સુંદર લાગેછે. રાત્રે વિજળિક રોશની થાયછે.

આ મેહેલમાં મને જે વસ્તુએ પોતાની તરફ ખેંચ્યો તે અલહમ્બ્રાના મેહેલના નમુના હતા. ૧૮૬૬ માં મેહેલમાં આગ લાગ્યાથી કેટલાક ભાગો નાશ પામ્યાછે તેમ આ મૂરિશ મેહેલના



મિસરના 'ચિત્ર-લેખ' સાથનો રૉઝેટા ખાતેથી મળેલો પથર.

[જુઓ સફે ૪૨૧.

નમુનાઓ પણ ઇજા પામ્યા હતા, પણ ત્યારબાદ તેમને પાછા દરૂસ્ત કીધાછે. તે મેહેલના સિંહોવાળા રાજમંદિરની તેમજ ઇનિસ્રીફની અદાલત અને બેની સિરાવાળાં દીવાનખાનાંની અહીં નકલો કીધેલીછે, અને હું તે સર્વ જોઇ ચૂકેલોછું માટે મને એ આબાદ ખરેખરીજ લાગી. પણ અહીં જગાની તંગી હોવાથી અસલ મેહેલમાં છે તેટલો વિસ્તાર ઉપલા જુદા જુદા નમુનાઓનો જણાતો નથી— એટલેજે તેમને કંઇક નાના બનાવ્યાછે.

મેહેલની મુખ્ય આગેવાની કરનાર વિદ્વાન સર **જોસેફ પેક્સ્ટન**ની યાદગારીમાં તેનું બાવલું મેહેલને લગતા સુંદર બાગમાં મૂકવામાં આવ્યુંછે. આ બાગની પણ ગોઠવણ તેણેજ કીધી હતી. એમાં ઝાડપાન અને ફુળફુલની કે ફુવારાઓ અને બાવલાંઓની મજાહ ઉપરાંત પ્રાણીઓ અને પક્ષિઓ, માછલાંઓ અને નવાઇજેવાં પશુઓનાં સંગ્રહસ્થાનો છે. કેટલાંક તો બહુ બહુ પુરાણા કાળમાં—આપણી પૃથ્વીની હૈયાતીની શરૂઆતમાં—થઇ ગયલાં રાક્ષી કદનાં પ્રાણીઓની મૂર્ત્તિઓ અહીં આપણુ જોઇયે છિયે. તળાવમાં ટેકરા બનાવી તેમને ટાપુઓનું રૂપ આપ્યુંછે, અને તે ઉપર આ પુરાણા પ્રાણીઓનાં મળી આવતાં હાડકાંઓને આધારે તેમનાં કદ, આકાર, ચાલચલકત વગેરેની ગણના કરીને તેમની આકૃતિઓ બનાવીછે—એવું દેખાડવા કે તે જમાનાઓનાં જુનાં પ્રાણીઓ એવાંજ હોવાં જોઇયે. વળી અસલી લોકો પુલો કેમ બાંધતા હતા, કોલસાની ખાણો કેવી હોય, ધાતુનાં પડ કેમ બંધાય, તે સઘળું આ બાગમાં બતાવ્યુંછે. અહીં ફુવારાઓની અજાયબી ઓરજ છે. કેટલાક તો દુનિયામાં સર્વથી મોટા ગણાયછે, જેમનો જળાશય ૭૮૪ ફીટ લાંબો છે, અને તેઓમાંથી ૨૮૦ ફીટની ઉંચાઇ સુધી પાણી ઉડેછે. બે ઇંચની ૫૦ નળીઓ વાટે આ ધોધ ઉડેછે. જ્યારે સઘળા ફુવારા સાથે ઉડેછે ત્યારે દર મિનિટે ૧૨૦૦૦૦ ગ્યાલન પાણી છુટેછે. અહીં વળી પાતાળ કુઓ પણ બનાવેલોછે, અને તેનુંજ પાણી ફુવારાઓ વગેરેને માટે ઉપયોગમાં આવેછે. આ કુઓ ૨૪૭ ફીટ ઉંડો છે, પણ એ પછી બીજા ૩૨૮ ફીટ જેટલું એમાં પાણી ભરેલુંછે, જેથી કુઆની કુલે ઉંડાઇ ૫૭૫ ફીટની છે.

પણ આવું આવું તો અહીં બેશુમાર જોવાનું અને નોધવાનું છે, જે સઘળાં માટે મારી કને વખ્ત કે જગા નથી માટે દિલગીર છું. અહીં જલસા થાયછે, નાટકો ભજી બતાવેછે, ફળફુલના, કુત્રાંના, મરઘાં બતકાંના અને બીજા મેળા ભરાયછે. કુલે ઉપજ વરસ દહાડે ૧૩ લાખ પૌંડની થાયછે.

**લંડનનો ટાવર—તેમાંનાં પાદશાહી તાજ.**

આ શેહેરમાં એક બીજી જોવાલાયક અને જ્ઞાન મેળવવાજોગ જગા ઉપલાં નામનો ટાવર છે. આ એક વિચિત્ર જગા છે. અહીં એક નહિ પણ અનેક—આશરે એક ડજન—ટાવર યાને બરૂજો અથવા કિલ્લા બાંધેલાછે, અને તેઓ અનેક ઉપયોગને માટે વપરાયાછે. સર્વથી પહેલાં અહીં નદી તરફથી શેહેરનાં રક્ષણને માટે કિલ્લો બાંધવામાં આવ્યો હતો. એ પછી અહીં રાજા રાણીઓએ વસવા પણ માંડ્યું અને તે માટે મનગમતા મેહેલો બાંધ્યા. છેલ્લે અહીં નામીચા કેદીઓને રાખવામાં આવ્યા, જેઓમાં કોઇ રાજા, કોઇ શાહજાદા અને કોઇ રાણી પણ હતાં. વળી અહીં પ્રખ્યાત અમીર ઉમરાઓ, પ્રધાનો, અને બીજા બડખાંઓને જાહેર રીતે ગર્દન પણ મારવામાં આવ્યા હતા. અને વધારે કમકમાટભરેલું એ છે કે અહીં નિર્દોષ રાજા અને શાહજાદાઓના ગુપચુપ જીવ પણ લેવામાં આવ્યા હતા! લંડનનો ટાવર એ રીતે ઇંગ્લંડના ઇતિહાસમાં પ્રખ્યાત છે. જોકે તેમાં જે પાદશાહી તાજો અને બીજું ઝવેરાત છે તે તથા જે બખ્તરો અને તોપો વગેરેનો સંગ્રહ કરેલોછે તે જોવાલાયક છે, તેને થકીજ આજે એ ટાવર વખાણાયછે, તોપણ તેના આગળાં ચરિત્રને માટે તે આપણું થોડું ધ્યાન ખેંચતો નથી.

આ એક ડજન કિલ્લાઓ એક મુખ્ય કિલ્લાની આસપાસ ફરી વળેલાછે, અને તેમને એક બીજા સાથ મજબૂત જાડી દેવાલ વડે

જોડી લીધેલાછે. વચ્ચમાંનો કિલ્લો 'વ્હૈટ ટાવર' તે નામે ઓળખાયછે, જે રાજા વિલ્યમનો અસલ કિલ્લો અથવા મહેલ છે. એની દીવાલો ૧૨ ફીટ જાડી છે અને આસપાસ બરૂજો છે. રાજા **રિચર્ડ** ૨ જાએ પોતાનું રાજ્યપદ એજ કિલ્લામાં છોડી આપ્યું હતું. આ કિલ્લાની આસપાસ ફરતા બાંધેલા બીજા કિલ્લાઓથી બનેલી ફરતી દેવાલની બહાર એક મોટી ચર અથવા ખાઈ ખોદેલીછે, પણ તે આજે લગભગ પુરાઈ ગઈછે અને તે ઉપર ફરતો બગીચો બનાવવામાં આવેલો છે. એક ડજન તમાશગીરો આગમજથી પરવાનગી લઈ એક ઓરડામાં ભેગા થાયછે એટલે તેમને કિલ્લાનો એક રખેવાળ સઘળે ફરીને જોવાજોગ સર્વ દેખાડેછે. પણ મેં અહીં શું શું જોયું તેનું ટુક વર્ણન કરૂં તે આગમજ આ નામીચા કિલ્લા બાબે થોડાક શબ્દો લખેલા વ્યર્થ જશે નહિ.

કેટલાકોનાં મત મુજબ અસલ આ જગાએ રૂમી લોકોનો એક કિલ્લો મોજુદ હતો, અને તેમાં તેઓ પોતાનો ખજાનો રાખતા હતા, કેમકે ગઈ સદીમાં ઉંડું ખોદકામ કરતાં પાયામાંથી રૂમી હરફો સાથના કેટલાક સોનાના સિક્કા તથા તેમનાજ લેખનો એક સોનાનો લાંચો મળી આવ્યા હતા. બીજાઓનાં મત મુજબ ૧૦૬૬ માં નોર્મંડીના રાજા વિલ્યમે ઇંગ્લાંડ જીત્યા પછી અહીં એક કિલ્લો બંધાવ્યો હતો, જે આજ સુધી વ્હૈટ ટાવરને નામે ઓળખાયછે. એ રાજા પછી તેના દીકરાઓએ આ કિલ્લાનું કામ આગળ ચલાવ્યું અને રાજા **સ્ટીફને** અહીં પહેલું વસવા માંડયું ત્યારથી એની શોભા અને શણગાર વધતાં ગયાં. એ કિલ્લો બાંધવાની નોર્મન રાજાઓની મૂળ મતલબ શેહેરનું રક્ષણ કરવા જોડ રહેવાસીઓને પોતાના ધાકમાં રાખવાની હતી. આખા કિલ્લાથી એટલે આજે જેટલા કિલ્લાઓ તેમાં સમાયલાછે તે સઘળાઓથી એક કસ્બા જેવો દેખાવ બની ગયેલોછે, કેમકે ૫૦ થી વધારે મકાનો તેમાં આવેલાંછે અને તેમની આસપાસ ઉપર કહેલી ખાઈ ફરી વળેલીછે. સર્વથી છેલો રાજા જે વ્હૈટ ટાવરમાં વસી ગયો તે **ચાલર્સ** ૨ જો હતો; તે પછીના પાદશાહોએ પોતપોતાના જુદા મેહેલો બંધાવી તેમાં વસવા માંડયું હતું. રાજા **જૉન** ઘડી ઘડી અહીંજ પોતાની દરબાર ભરતો, અને તેના વખતમાં ઉમરાઓએ તેની આપખુદી સામે હિમતથી લડીને તેની કને **મેગ્ના ચાર્ટાનો** જે પાદશાહી હક મેળવ્યો હતો તે ઉપર તેણે સહી પણ અહીંજ આપી હતી. તે જમાનામાં ટાવરને પ્રજાના તુફાની લોકો તરફથી કેટલીક ઇજા થઈ હતી તે જૉનના બેટા રાજા ૧ લા **હેનરી**એ દરૂસ્ત કરાવીને તેમાં વધારો કરાવ્યો અને પોતે અહીંજ રહેવા માંડયું હતું.

જે રાજવંશીઓને અહીં કેદ કરવામાં આવ્યા હતા તેઓમાં રાજા **હેનરી** ૮ માની રાણીઓ **કૅથરિન હૉવર્ડ, ઍન બોલિન,** તેની બેટી **એલિઝાબેથ**, સ્કૉટલંડનો રાજા **ડેવિડ બ્રુસ,** રાજા **એડવર્ડ** ૪ થાનો ભાઈ ડયુક ઑવ કલૅરન્સ, અને રાજા **હેનરી** ૬ ઠો. જે રાજવંશીઓને અહીં ગરદન માર્યાં હતાં તેઓમાં હેનરીની ઉપલી રાણીઓ, તેની બેટી રાણી **મેરી**ની હરીફ લેડી **જેન ગ્રે**, મજકુર ડયુક ઑવ કલૅરન્સની બેટી **મારગરેટ**, રાજા **જેમ્સ** ૧ લાના પિત્રાઈ લૉર્ડ **ચાલર્સ સ્ટુઅર્ટ**ની બેટી લેડી **આરાબેલા સ્ટુઅર્ટ**, રાજા **ચાલર્સ** ૨ જાનો બેટો **જેમ્સ** ડયુક ઑવ મૉન્મોથ, વગેરે હતાં. જે રાજવંશીઓને અહીં છુપી રીતે મારી નાખવામાં આવ્યા હતા તેઓમાં રાજા **એડવર્ડ** પાંચમો, તેનો ભાઈ **રિચર્ડ** ડયુક ઑવ યૉર્ક, રાજા **હેનરી** ૬ ઠો, ઇત્યાદિ હતા. જેમને કિલ્લામાં જાહેર રીતે ગર્દન મારતા હતા તેમને થકી બહાર ચોકમાંજ એક લીલોત્રીવાળી જમીન બનાવી તેની આસપાસ કટેરા ભરી લીધા હતા, અને તે ઉપર ગર્દન મારવાનો માચરો ઉભાવવામાં આવ્યો હતો. એ જગાને "ટાવર ગ્રીન" નું નામ મળ્યું હતું. અહીં સંખ્યાબંધ અમીરઉમરાઓ, અને મહા પુરૂષોના જાહેર રીતે જીવ લેવાયા હતા, જેઓના કેટલાકોનાં ડાકાં વહાડતાં જલ્લાદ બહુ બાતમીપણું વાપરતો હતો. એ સઘળો કત્લકમાટ અને જંગલીપણું ૧૭ મી સદીની

આખરી સુધી પૂરા જોશ સાથ ચાલ્યા પછી આસરે ભાગ્યે બંધ પડી ગયું છે. ફકત એકજ કમનસીબ પુરૂષ લૉર્ડ લોવેટને ૧૮ મી સદીમાં (૧૭૪૬) માં ગર્દન મારવામાં આવ્યો હતો. ગર્દન મારતી વેળા તે બાપડાઓને ઠીમડાં ઉપર સુવાડી તેમનું ડોકું કાપી નાખવામાં આવતું હતું. તે ઠીમડાં, કુહાડા, વગેરે ઘાતકી જમાનાની ઘાતકી વસ્તુઓ અમોને બતાવવામાં આવી, ત્યારે તે જોતાં મને બહુ કમકમાટ છુટયો હતો.

વેકફીલ્ડ ટાવર નામના કિલ્લામાં ઇંગ્લંડનાં તાજો અને બીજું ઝવેરાત રાખેલું છે, જે માટેના ઓરડાની દેવાલો ૧૩॥ ફીટની જાડાઇ ધરાવેછે. આખી ઇમારત બે મજલાની ગોળાકારની છે. પાદશાહોના મેહલની પડોશમાંજ આ તાજોવાળો ઓરડો છે. ૧૮૫૬-ની આગમજ સદીઓ સુધી અહીં સરકારી દસ્તાવેજો રહેતા હતા, પણ તેમને અહીંથી ખસેડીને મજકુર ઝવેરાતને મહારાણી વિક્ટોરિયાનાજ અમલનાં ઉપલાં વરસમાં અહીં લાવી રાખ્યું છે. એ માટેનો ઓરડો આકીંદાર છે, જેની વચે બેવડી લોખંડની જાળીવાળો ઓરડો અથવા "પિંજરૂં" બનાવ્યુંછે, અને તેને ફરતી કાચની દેવાલ જડી લીધીછે. આ કાચમાંથી તમાશગીરો ઉપલો ખજાનો જોઇ શકે છે, કેમકે આપણને અંદર જવા કે તાજ વગેરે ઝવેરાતોને તપાસવા દેવામાં આવતા નથી. એ સર્વ એક ખાસ અમલદારના સ્વાધિનમાં રહેછે અને નવા પાદશાહને માથે તાજ મૂકતી વેળા યા બીજા કોઈ મોટા પાદશાહી અવસર સિવાય તે આ ઝવેરાતને અહીંથી ઊપાડતો યા કોઇને ઊપાડવા દેતો નથી. રાજા જૉનના વખતમાં પાદશાહી તાજ ફલીટ સ્ટ્રીટમાં તે વખતના ચોકસ અધિકારીઓના કબજામાં રહેતું હતું, પણ ૧૨૫૩ માં ચોરો નિકળ્યા પછી તાજનું મથક આજસુધી લંડનનો કિલ્લોજ થઇ પડયું. તે પછી દરેક પાદશાહ તખ્તે બેસે ત્યારે અહીંથી તાજ અને તેને લગતો કીમતી સામાન જતો હતો; પણ રાજા ૧ લા ચાર્લ્સને ગર્દન માર્યા પછી દેશમાં માંહોમાંહેની લડાઈ જાગી અને લટફાંટ ચાલી તે વેળા આગળા વખતનાં તાજો વગેરેની ભાંગતુટ થઈ, લુટ ચાલી, અને લગભગ સઘળું તફરગા થયું. આથી જ્યારે તેના બેટા ચાર્લ્સ ૨ જાને તખ્તનશીન કીધો ત્યારે વૈનર નામે એક ઝવેરીએ અસલ તાજ હતું તેવુંજ આબાદ બનાવી આપ્યું, તે તેમજ તે વખતની બીજી સામગ્રીઓ પણ તેણે તૈયાર કરી આપી. એ રીતે આજે અમે જે તાજો અને ઝવેરાત જોયાંછે તે જુનામાં જુના ઉપલા રાજાના વખતનાં છે. તે ઉપરાંત આપણા રાણી સાહેબ તથા બીજા રાજાઓ માટે બનાવેલાં તાજો તો છેક પાછળા વખતનાં છે.

મેં જે જે તાજો અને વસ્તુઓ ઉપલા ઓરડામાં જોયાં તેમનો ટુંક સાર આ છેઃ—પહેલું તો રાણી સાહેબનું પોતાનું તાજ. ઓરડામાં એને સર્વથી ચહડતો મરતબો મળેલો છે. ૧૮૩૮ માં તખ્તે બેઠાં ત્યારે એ નામદારે એ તાજ પહેર્યું હતું. એમાં કેટલાક મૂખ્ય હીરા રાજા ૪ થા જ્યૉર્જનાં તાજમાંના છે, જેઓમાંના થોડાક તો બહુ પુરાણા છે. બાકીનું ઝવેરાત રાણીના પોતાના હુકમથી અંદર દાખલ કરેલું છે અને આખું તાજ એવું રોનકદાર અને સુશોભિત છે કે તેજ જોવા ગમ્યા કરેછે. તેનો વજન, મને ખબર કહાડતાં જણાયું તેમ, ૩૯ ઔંસ અને ૫ પેનિવેટનો છે. એક ગુલાબી મખમલની ટોપીની આસપાસ એક સોનાનો પટો જડી લીધેલોછે, જે ઉપરથી એજ ધાતુની ચાર પટીઓ ઉપર જઈ વચમાં ભેગી મળેછે, અને એ રીતે બનેલી ટોપ ઉપર એક હીરાઓથી બનેલો દડો ગોઠવાયોછે, જેની ઉપર હીરાઓનોજ બનેલો એક કરૂસ છે. આ કરૂસની વચે એક ભભુકદાર શનિશ્વર હીરો ઝપઝપ થાયછે. ટોપીની આસપાસના સોનાના પટા ઉપર બિલ્યાનોનાં બનાવેલાં ચાર ફુલો છે. એજ તાજમાં પેલો સ્પેનિશ હીરો છે, જે ૧૩૬૬ માં સ્પેન ખાતેની લડાઈ વેળા કેસ્ટૈલના રાજા પેડ્રો અથવા પિટરે તે વખતના પ્રિન્સ ઑવ વેલ્સ એડવર્ડ ધિ બ્લેક પ્રિન્સને ભેટ આપ્યો હતો. (જુઓ આગાડી, સફે ૩૭૮) એ હીરાને મોતીની માફક વિંધેલો હતો, પણ હાલ નાના

હીરાથી આ વેહ પૂરી નાખેલોછે. એની કીમત ૧૧૨૦૦૦ પૌંડની કહેવાયછે. તાજમાં બીજા ચાર કરૂસ બિલ્યાનનાજ બનાવેલાછે, જેઓમાંનાં મૂખડા ઉપરનામાં ઉપલો હીરો મઢી લીધેલોછે. આ ઉપરાંત બીજી ઘણી રીતે રાણી સાહેબનાં આ તાજને શણગારેલું છે, જે માટે એટલુંજ કહીશ કે તેમાં નાના મોટા સઘળા મળીને ૨૭૮૩ હીરા, ૨૭૭ મોતી, ૫ લાલ, ૧૭ શનિશ્ચર અને ૧૧ લીલમ છે.

રાણીનાં આ તાજ ઉપરાંત બીજાંબી કેટલાંક છે, જેઓમાંનું એક પ્રિન્સ આવ વેલ્સનું સાદું, બીજું રાણીના ખાવંદનું હીરાજડિત અને ત્રીજું અસલી રાજા મહાન આલ્ફ્રેડનું કહેવાયછે. વળી બીજાં ઝવેરાતોમાં તખ્તનશીન થતી વેળા પાદશાહના હાથમાં એક સોનાનો ૧૮ ઇંચના ઘેરાવાનો દડો આપવામાં આવેછે તે તથા રાજદંડો, તલવારો, વગેરે બીજું ઘણું અહીં જોવા મૂક્યુંછે. ઉપલા દડાની આસપાસ ઝવેરાત મઢી લીધાંછે, તથા મથાળે હીરાનો એક કરૂસ છે. અસલ દડો સાદો સોનાનોજ હતો, અને તેનો વજન ૧૧ રતલથી વધારે હતો. પાદશાહી રાજદંડ પણ કરૂસ સાથનો સોનાનોજ છે, અને તે ૨॥ ફીટ લાંબો છે, જેમાં હીરા, લાલ વગેરે જડિત કીધેલાછે. એક બીજો રાજદંડ ૩॥ ફીટ કરતાં વધારે લાંબો નકર સોનાનો છે, અને તેમાં પણ હીરા જડેલાછે. એની મૂઠ કબૂતરની શિકલની છે. એક ત્રીજો રાજદંડ આગળા ઇંગ્રેજ રાજા એડવર્ડ ધ કન્ફેસરના પોતાના દાખલ ઓળખાયછે, અને તે ૪॥ ફીટ લાંબો સોનાનો છે, જેની મૂઠ કરૂસરોકી છે. કહેછે કે હજરત ઇસાને દીધેલી શૂળીવાળા અસલ કરૂસનો આમાં એક કટકો દાખલ કરેલોછે. એક સોનાનો રાજદંડ રાણી વિકટોરિયાનો પોતાનો છે, જે ઉત્તમ કારીગરીનો છે, અને એમના ખાવંદને થકી એ બનાવેલો હતો. આ ઉપરાંત અહીં બીજા રાજદંડો, બાંગડીઓ, ચમચા, ઘોડાને મારવાના કાંટા, રાજ્યાભિષેક વેળા રાજાને લગાડવાનાં તેલ માટેનું પાક્ષરાકું વાસણ, એક ડજનથી વધારે નિમકદાનીઓ, જામ, વગેરે બીજો સોનાનો સામાન ઘણો છે. એક જાણવાજોગ હીરો અહીં મારું ધ્યાન વિશેષ ખેંચેછે. તે પંજાબવાળા સીખ રાજા શૂરા રણજીતસિંહનો કોહિનૂર હીરો છે. એ ઘણો પ્રખ્યાત હીરો છે, અને તેણે અનેક પાદશાહોના હાથમાં કે તાજમાંથી રસ્તો લઇ આજે લંડનના કિલ્લામાં પોતાનું શેવટનું ઠામ કીધુંછે. પણ ખરું જોતાં આ કંઇ ખરેખરો યાને અસલ કોહિનૂર નથી. આ તો માત્ર નકલ છે. ખરો તો રાણી સાહેબની પોતાની કને છે. આ નકલી હીરાને બીજા બે હીરાઓની વચે એક બાજુબંધમાં જડિત કરી અહીં રાખેલોછે, જેની દોરી હીરાથીજ ગુંથેલીછે, અને તેને છેડે સાચાં ૧૫ મોતીનો ઝુમખો લટકેછે. વળી અહીં સોનાનો એક નાનકડો ટાવરનો નમુનો, સોનાની તલવારો, સ્ટાર ઑવ ઇંડિયા વગેરે દરેક ખેતાબ માટે અપાતા ચાંદો, વગેરે પુષ્કળ ચીજો છે. આ સર્વ ઝવેરાતની કીમત એક લખનાર ૩૦૦૦૦૦૦ પૌંડની ગણાવેછે.

આ સઘળું જોઇને અમે વ્હેટ ટાવરમાં **હથિયારોનું સંગ્રહસ્થાન** જોવા દાખલ થયા, જે અસલ અને પહેલો કિલ્લો અથવા પાદશાહી મકાન છે. દાખલ થતાંજ આપણને "હૉર્સ આર્મરી" યાને લશ્કરી સવારોની હારો ઉભેલી જણાયછે. તેઓ પોતાના લશ્કરી પોશાકમાં બખ્તર અને હથિયારોથી સજ્જ થયલાછે. આગળા ઇંગ્લંડના રાજાઓ શત્રુઓ સામેની લડાઇમાં જાતે જતા હતા. તેમના તે વેળાના ઠાઠમાઠની આ પુતળાંઓ માત્ર નકલ છે. આશરે બે ડજન એવા ઘોડસ્વાર લડવૈયાઓ અહીં ખડા ઉભા છે, જેમને જોતાંજ તેમનો ભપકો અને દમામ તથા તેમને માટેનું માન અને જુસ્સો એકદમ જણાઇ આવેછે. આ રાજવંશી લડવૈયાઓમાં વિલ્યમ ધ કોંકરર (૧ લો નોર્મન રાજા) થી જ્યૉર્જ ૨ જા સુધીના છે, જેઓમાં રાજા ૮ મો હેનરી સર્વથી કુર્બે અને મોભાદાર હોવાથી એકદમ પરખાઇ આવેછે.

અહીંથી આગળ વધ્યા કે એક ઓરડાની દેવાલ ઉપર લશ્કરી હથિયારો લટકાવેલાં

જણાયછે, જેઓમાં ઢાલ, તલવાર, બડછી, તોપ વગેરે અનેક છે. ૧૪ મી સદીથી અહીં આગળનાં ઇંગ્રેજી હથિયારો, બખ્તરો, ભાલા, તલવાર, બંદુક, પિસ્ટોલ, વગેરે ભેગાં કરેલાં છે. એ સંગ્રહ કરવાનું રાજા ૧ લા ચાર્લ્સના વખતથી શરૂ થયું હતું, અને એમાં એક નહિ પણ સઘળા જમાનાની તોપો વગેરેનો સંગ્રહ છે. ઘણીએક પિત્તળની તોપો છે, જેમાંની કેટલીક તો મૈસૂરવાળા **ટીપુ** સુલતાન સાથની લડાઇમાં જીતેલીછે. થોડીક તોપો નેપોલ્યન બોનાપાર્ટની છે. કેટલીક વળી સ્પેન, પોર્ટુગલ, ટર્કી, રશિયા અને આપણા હિંદુસ્તાન ખાતેની છે. આમાંની થોડીએક તોપો નવાઈ જેવીછે. વળી એક હથિયારખાનું રાણી એલિઝાબેથનાં નામથી ઓળખાયછે, જેમાં તેણીના જમાનાનાં હથિયારો ભેગાં કરેલાં છે. અહીંજ મેં ઉપર કહેલાં ગર્દન મારવા વગેરેનાં ખૂની અસ્ત્રશસ્ત્ર રાખેલાં છે. એની પડોશમાં એક નાની ૧૦ ફીટ લાંબી ને ૮ ફીટ પહોળી કોટડી છે, જેમાં બાપડા સર **વૉલ્ટર રૅલે**ને ૧૩ વરસ સુધી ગોંધી રાખ્યો હતો.

## વેસ્ટમિન્સ્ટરનું પાદશાહી દેવળ.

લંડનનું એક બીજું મોટું જોવાજોગ દેવળ તે **વેસ્ટમિન્સ્ટર ઍબી** છે. આ એક પાદશાહી રાજમંદિર છે. એમાં મેહેલ છે, એમાં દેવળ છે, એમાં કબરો છે, એમાં સભાઓ ભરવાનાં દિવાનખાનાં છે. બહુ પુરાણા વખતનું એ કહેવાયછે. જેમ બીજાં મકાનોને તેમજ આને માટે પણ કહેછે કે અસલ રૂમી દેહેરાંવાળી જગા ઊપર એ મકાન બંધાયું હતું. **સૅબર્ટ** નામના એક આગળા ધર્મી સેકસન રાજાએ ૭ મી સદીમાં એ દેવળ પ્રથમ બંધાવ્યું હતું, જેના બેટાઓએ એને પડતું નાખ્યા પછી છેક **એડવર્ડ ધ કન્ફેસર** રાજાના વખત સુધી તે ખંડિયેર હાલતમાં રહ્યું, જે બહુ ધર્મચુસ્ત હોવાથી તેજ જગા ઉપર તેણે પોતાના જમાનાને છાજતા ભપકા સાથ નવું દેવળ બાંધ્યું. પાછળથી રાજા ૩ જા **હેનરી**એ એને નવેસરથી બાંધ્યું, અને તેણે તેમજ બીજા પાછળા રાજાઓએ એમાં નવાં નવાં નાનાં દેવળોનો વધારો કીધો. હેનરીએ અહીં પોતાને તેમજ પોતાનાં કુટુંબીઓને ભૂમિદા કરવાનો હુકમ આપ્યો હતો અને ત્યારથી અહીં કબરો થવા માંડી. ૮ મો હેનરી રાજા પોતાના બાપ ૭ મા હેનરીના જેવો અસલી ખ્રિસ્તી મજહબનો દીનદોસ્ત નિવડયો નહિ, કેમકે તેણે આ અસલી પંથવાળાં દેવળમાં નવાં બાંધકામો કરવા યા તેને શણગારવાને બદલે તેની કીમતી વસ્તુઓ સામી તકડાવા માંડી. એના જમાનામાં ઇંગ્લંડમાં કેથલિક પંથની વિરૂધ પ્રૉટેસ્ટંટ પંથનું મંડાણ થયું, અને રાજાબી એ નવા પંથમાં શામેલ થયો. તેણે ઉપલાં દેવળમાંના કેથલીક જોગીઓને હાંકી કહાડયા, પણ તેની વડી બેટી રાણી મેરીએ તેમને પાછા પંપાળ્યા. શેવટે તેની બીજી બેટી એલિઝાબેથ રાણી થઇ ત્યારે તેના અમલમાં આ લોકોનો પુરો પરાજય થયો, અને ઇંગ્લંડનો રાજ-ધર્મ પ્રૉટેસ્ટંટ ગણાયો, જે આજસુધી કાયમ રહ્યોછે. પાછળથી ૩ જા **વિલ્યમ**ના અમલમાં પાર્લામેંટ સભાએ એને દરૂસ્ત કરવા માટે નાણાની મોટી રકમ આપી, અને દેવળને અચ્છી રીતે શણગારીને તેના બહારના ભપકા દાખલ બે નવા બરૂજો બાંધવામાં આવ્યા.



વેસ્ટમિન્સ્ટર ઍબી.

દેવળની કુલે લંબાઈ ઉગમણથી આથમણે ૩૭૫ ફીટની, પહોળાઇ ઉત્તરથી દક્ષિણે ૨૦૦ ફીટની, અને ઉંચાઇ ૧૦૦ ફીટની છે, પણ મિનારાને મથાળેના કળસ સુધી-

ની ઉંચાઇ તો ૧૪૦ ફીટની છે. આ કળશ ૧૮૦૩ ની આગમાં નાશ પામ્યો હતો. દેવળના મધ્ય ભાગનાં દીવાનખાનામાં ઇંગ્લંડના રાજા કે રાણીને માથે તાજ મુકવાની ક્રિયા થાયછે, અને તે કેન્ટરબરીનો આર્ચબિશપ (યાને વડો ધર્મગુરૂ) કરેછે. કળશની બરાબર નીચેના ભાગમાં પાદશાહી તખ્ત ગોઠવવામાં આવેછે. એક તરફથી ક્રિયા પૂરી થઇ કે બીજી તરફથી દેવળને મથાળેથી નિશાન થતાંજ લંડન ટાવર ઉપરથી તોપોની સલામતી અપાયછે. આ દેવળમાં કરેલા તરેહવાર ભપકાદાર શણગાર જોવાજોગ છે, તેમાં અગત્ય કરીને ઉપર કહેલા ૭ મા હેનરી રાજાએ બંધાવેલું દેવળ અને મંદિર જોવાજોગ છે. એ પાછળ ૨૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો.

ઇંગ્લંડનું આ દેવળ એક ખરેખરૂં Temple of Fame થઇ પડયુંછે, જેમાં રાજાઓ, રાણીઓ, પેહલવાનો અને બીજા મહાપુરૂષોની યાદગારીઓ અનેક આકારમાં જળવાઇ રહેલીછે. અહીં બાવલાંઓનો તો શુમાર નથી. ફક્ત ૭ મા હેનરીએ બાંધેલાં જોવાલાયક દેવળમાંજ ૧૦૦૦ બાવલાં છે.

અહીં બીજી જોવાજોગ ચીજ રાજા રાણીઓની તેમજ ઇંગ્લંડના નામીચા પુરૂષોની સુંદર કબરો છે. આ કબરોમાંની કેટલીક દેવળના પાછળા ચોકમાં તેમજ દેવળોમાં બાંધેલીછે. પાદશાહી કબરો ઉપર મરનારની તસ્વીર પાડેલીછે. મરણ વખ્તનો પોશાક આ તસ્વીરમાં રંગેલો હોયછે. બીજી જે કબરો રસ્તામાં છે તે ઉપરથી આપણ જોડા સુધાં બેધડક ચાલી શકિયે છિયે—આપણી તરફ જેવી છીટ અહીંનાં લોકમાં નથી. કબરના પથરમાં મરનારના જન્મ તથા મરણની તારીખ તથા બીજા કંઇકિ લેખ કરેલાછે. એવા કેટલાક લેખ તો કવિતામાં છે. કેટલાક વળી રમુજી છે. કેટલાક લૅટિન ભાષામાં છે. કવિઓ, અને બીજા પ્રખ્યાત લેખકો અને હુનરના ઉસ્તાદોની અહીં કબરો છે, જે વિભાગને Poets' Corner નું નામ આપેલુંછે. આ ભાગ આ દેવળના ક્રૉસરોકા આકારના દક્ષિણ છેડા તરફ આવેલોછે.

આ દેવળ વેસ્ટમિન્સ્ટર ભાગમાં આવેલું હોવાથી તેને ઉપલું નામ મળેલુંછે. તેના સંબંધી આ વાત જાણવાજોગ છે કે તેને ૩ જા હેનરીએ હાલની ઢબના ઉપર બાંધ્યું તે વખતથીજ અહીં પાર્લામેંટ સભાની બેઠકો થતી આવીછે. તેના બાપ રાજા જૉનના અમલમાં ૧૨૬૫ થી આમ લોકોની સભા હસ્તીમાં આવી ત્યારથી તે ઉમરાઓની સભા જોડે વેસ્ટમિન્સ્ટર હૉલમાં બેસતી હતી. ૧૨૮૨ માં બંને સભાઓ છુટી પડી, અને આમની સભા દેવળના જમવા ખાવાના ઓરડામાં મળવા લાગી. એ ભાગ પાછળથી નાશ પામ્યો ત્યારે દેવળમાં ધર્મગુરૂઓની સભા મળવાનાં દીવાનખાનામાં પ્રજાના પ્રતિનિધિઓ ભેગા મળવા લાગ્યા. ૩૦૦ વરસો સુધી એ રીતે અહીં આમની સભાની બેઠકો થયા કીધી. પણ ત્યાર બાદ ૧૫૪૭ થી, એટલે ૮ મા હેનરીનાં મરણ પછી તેના બેટા ૬ ઠા એડવર્ડના અમલનાં પહેલાં વરસથી, આમની સભા વેસ્ટમિન્સ્ટરનું દેવળ છોડીને વેસ્ટમિન્સ્ટરના મેહેલમાંનાં સેંટ સ્ટીફનનાં દેવળમાં ભેગી થવા લાગી, અને ૧૮૩૪ માં એ જગા બળી ગઇ ત્યાંસુધી, એટલે નજદીક બીજાં ૩૦૦ વરસો સુધી તેણે અહીં પોતાનું કામકાજ ચાલુ રાખ્યું હતું.

## પાર્લામેંટનો કીમતી રાજમહાલય.

વેસ્ટમિન્સ્ટરના મેહલનું વર્ણન કરવું તે હાલના પાર્લામેંટ સભાના મેહલ વિશે બોલવા બરાબર છે. એ મેહેલની પ્રથમ સ્થાપણા આજ ૮૦૦ વરસો ઉપર ૨ જા વિલ્યમ રાજાએ કરી હતી. તેણે પોતાની આગમજના પાદશાહી મેહેલને લગતું એક મોટું દીવાનખાનું ૧૦૯૭ માં નવું બાંધ્યું જે Great Hall of Westminster ને નામે ઓળખાયછે. ૧૨૯૯ માં આગ લાગ્યાથી બીજા રિચર્ડ રાજાએ આ મેહલને ફરીથી દુરસ્ત કીધો, દીવાનખાનાની દેવાલો ઉંચી કીધી અને તેનું હાલનું નકશીદાર છાપરૂં બંધાવ્યું, જેની બરાબરીની ખુબસુરતીનું આખી દુનિયામાં બીજું મનાતું નથી. મેહલમાં એક બીજી જબરી



પાર્લામેંટ હૌસ.

આગ ૧૫૧૨ માં લાગી, જેમાંથી માત્ર સેંટ સ્ટીફનનું મંદિર અને ઉપલું દીવાનખાનુંજ માત્ર સલામત બચી ગયાં. ૧૮૩૪ માં એક ત્રીજી નાશકારક આગે દેખાવ દીધો. આથી એક નવોજ મેહેલ બાંધવાની જરૂર જણાઈ. મેં ઉપર કહ્યું તેમ સેંટ સ્ટીફનના મંદિરમાં પાર્લામેંટ સભા ઉપલાં વરસ સુધી ભેગી મળતી હતી, પણ હવે એ સભાએ પોતાને થકી એક નવોજ મેહેલ બાંધવાનો ઠરાવ કીધો, કમિટી ઠરાવી, પ્લાનો માંગ્યા, અને ૯૭ હરીફ ઊસ્તાદોમાંથી સર **ચાર્લ્સ બૅરી**ને પસંદ કરી તેની કને હાલનો સુંદર, ભપકાદાર મેહેલ બંધાવ્યો. ૧૮૩૭થી બાંધકામ શરૂ થયું, દશ વરસમાં ઊમરાઓની સભાએ પોતાને માટેનાં મકાનમાં બેઠક લીધી, અને ૧૮૫૨ માં આમની સભાની પહેલી બેઠક તેનાં નવાં મકાનમાં થઈ.

**આ મેહેલનો શણગાર** અનેક રીતનાં હુનરકામોથી કરવામાં કશી બાકી રાખી નથી. બાવલાંઓ અને ચિત્રયુકત કોતરકામોની અહીં મણાજ નથી. બારીઓના કાચ ઉપરની નકશીઓ, દેવાલો ઉપરનાં ચિત્રકામ, મિનારાઓ અને દીવાનખાનાઓ, રાણીસાહેબ માટેનાં ભપકાદાર તખ્તો અને અમીર ઉમરાઓ માટેની નરમ બેઠકો વગેરે એક હજાર ને એક બાબતોમાં આ મેહેલને એવો દીપતો અને રોનકદાર બનાવ્યોછે કે હું નથી ધારતો કે મેં મારા આખા પ્રવાસને દરમયાન દુનિયાની કોઇબી મોટી પ્રજાની કોઇબી મોટી રાજસભા માટેનું આવું ખુબસુર્ત મકાન દીઠું હોય. પાર્લામેંટના આ નવા મેહેલનો વિસ્તાર ૮ એકરનો છે. ચારે દિશાએ એના મોટા મૂખડા બાંધેલા છે. ઉગમણુ તરફનો નદીને કાંઠેજ આવેલોછે, જે ૯૪૦ ફીટ લાંબો છે. તેને ઇંગ્લંડના આગળા રાજા તથા રાણીઓનાં બાવલાં અને ઢાળો તથા નિશાનોથી શણગાર્યોછે. આખાં એવાનમાં સઘળા મળીને ૧૧૦૦ નાના મોટા ઓરડાઓ અને ઉપર ચહડવા માટેના ૧૦૦ થી વધારે દાદરો છે. આમાંના ૫૦૦ ઓરડા તો આમની અને ઊમરાઓની સભાઓને લગતા જુદા જુદા અધિકારીઓને માટેના છે, જેઓમાંના ૧૮ અહીં જાથુકના વસેછે તેઓ માટે તો ખાસ રેહાણો બાંધ્યાછે. આમની સભાના 'સ્પીકર', સાર્જંટ, પુસ્તકાધિકારી, તેમજ ઊમરાઓની સભાના પુસ્તકાધિકારી વગેરેને માટેનાં રેહાણો તો વિશેષ ભપકાનાં છે. ઉપલા ઓરડાઓ ઉપરાંત ૧૧ ચોકો જુદા બાંધેલા છે. મેહેલને બનતાં સુધી આગમાં નહિ બળે એવો બાંધ્યોછે, અને તેમાં જુદી જુદી પાર્લામેંટનાં કામકાજની ઑફિસો ગોઠવીછે.

**મૂખ્ય મિનારા** ત્રણ છે, જેમાંનો એક 'વિકટોરિયા ટાવર' વધારે ધ્યાન ખેંચેછે.

દુનિયામાં એ સર્વથી ઉંચો મિનારો છે, એનો વિસ્તાર ૭૫ ચોરસ ફીટનો છે, અને કળસ સુધીની ઉંચાઈ ૩૩૬ ફીટની છે. પણ જ્યારે રાણી કે રાજા મેહલમાં પાર્લામેંટ સભા ઉઘાડતી વેળા હાજર હોય તે વેળા આ કળસ ઉપરથી એક અતિ જબરી ધજા ઉંચી ચહડાવવામાં આવેછે, જેથી એકંદર ઉંચાઈ ૪૦૦ ફીટની થાયછે. આ મિનારાના પશ્ચિમ તરફના મેહરાબદાર દરવાજામાંથી એકલું પાદશાહી કુટુંબજ આવજા કરી શકેછે. દરવાજા આગળ એક ગંજાવર કદનું સિંહનું પુતળું છે, જેના હાથમાં ઇંગ્લંડની ધજા આપેલીછે. અહીં કેટલાંક બાવલાં છે, જેઓમાંનું એક મોટું રાણી **વિક્ટોરિયાનું** છે. આ મિનારામાં પાર્લામેંટના તમામ દસ્તાવેજો અને પુસ્તકો આગમાં નહિ બળે એવા ઓરડાઓ બાંધીને ભેગાં કર્યાંછે.

એક બીજો મિનારો ઘડિયાળનો છે, જે ૩૧૬ ફીટ ઉંચો છે. ઘડિયાળની ચાર તખ્તીઓ હોવાથી તે ચારે બાજુએથી દેખાયછે. દરેક તખ્તીની મધ્યરેખા ૨૩॥ ફીટની છે, અને આવી મોટી તખ્તી દુનિયાનાં બીજાં એકે ઘડિયાળની નથી. તખ્તી ઉપરનો દરેક આંકડો બબે ફીટ લાંબો છે. દરેક મિનિટની વચેનો તફાવત એકએક ફુટનો છે. દરેક કાંટો ૧૪ ફીટની લંબાઇનો છે, અને લોલકની લંબાઈ ૧૮૦ ફીટની છે. ઘડિયાળ દર પા કલાકે વાગેછે, જે માટેના ઘંટોનો વજન ૯ ટનનો, પણ કલાક વગાડનારા ઘંટનો એકલો વજન ૧૪ ટનનો છે. ઉપલા બેની વચે એક વચલો મિનારો છે, અને તે આ બેઉ કરતાં કંઇક નીચો યાને ૩૦૦ ફીટનો છે. બાકીના નાના મિનારા તો ઘણા છે. વિકટોરિયા અને ઘડિયાળના મિનારાઓ પાર્લામેંટના મેહેલના એકએક છેડા ઉપર છે.

હવે ખુદ મેહલમાં એક નાકેથી દાખલ થઇયે છિયે તો પહેલો જોવાજોગ ઓરડો રાણીસાહેબનો પાર્લામેંટમાં બિરાજતી વેળા **પોશાક બદલવાનો** આવેછે, જે વિકટોરિયા ટાવરમાં દાખલ થઈ દાદર ઉપર ચહડતાં પહેલોજ ઓરડો છે. એમાં એક સુંદર તખ્ત ગોઠવેલું છે અને તેને માથે તેવીજ ખુબસુરત છત્રી બનાવેલીછે. આ ઓરડાને ચિત્રો વગેરેથી અછી રીતે શણગારેલો છે. અહીંથી પોશાક સજીને રાણીસાહેબ પાર્લામેંટનાં દીવાનખાનામાં દાખલ થતી વેળા એક પાદશાહી સરઘસ નિકળેછે, જે જોવા માટે એ બંને વચે એક રૉયલ ગેલરી બાંધેલીછે, જેમાં પ્રજાને બેઠક મેળવવાની છુટ છે. આ ઓરડો ૧૧૦ ફીટ લાંબો અને ૪૫ ફીટ પહોળો છે, જેમાં ચહડ ઉતર બેઠકો કીધેલીછે. અહીં પણ જોવાજોગ શણગાર નજર આવેછે. આ ગેલરીમાંથી આગળ ચાલ્યા કે ઉમરાઓની સભામાં જવા આગમજનું એક બીજું દીવાનખાનું આવેછે જે Prince's chamber ને નામે ઓળખાયછે. અહીં ઇંગ્લંડના અમીર ઉમરાઓના વડા દાખલ વડો શાહજાદો રાણી સાહેબને આવકાર દઈ અંદર લઇ જઈ તેમને માટે આરાસ્તે કરેલાં તખ્ત ઉપર બેસવામાં મદદ આપેછે. આ ઓરડામાં રાણીનું એક સુંદર બાવલું છે, જેમાં તે નામદારને તખ્ત ઉપર બેઠેલાં દેખાડયાંછે, અને તેમના એક હાથમાં રાજદંડ અને બીજા હાથમાં ફુલોનું તાજ પકડેલાં છે—જેનો ભાવાર્થ એ છે કે તે નામદાર જેમ રાજ્ય ચલાવેછે તેમ લાયકને તેની બહાદુરી કે ખબરદારીનું ઇનામ પણ આપેછે. તખ્તની પીઠે સિંહોની આકૃતિ ઇંગ્લંડનું બળ દેખાડેછે, તથા પગ મૂકવાની માચીને દરિયાઇ ઘોડાઓથી શણગારીછે, એવું દેખાડવા કે રાણીનું રાજ્ય દરિયા ઉપર પણ ચાલેછે. બાવલાંની એક બાજુએ દયા અને બીજી બાજુએ ઇનસાફ દેવીઓનાં ઉભેલાં પુતળાં કોરેલાંછે.

આ તખ્તની હરકોઈ બાજુએથી **ઉમરાઓની સભામાં** દાખલ થવાયછે. આ દીવાનખાનાની શોભા વળી ઓરજ છે. એ ૯૦ ફીટ લાંબું, ૪૫ ફીટ પહોળું અને તેટલુંજ ઉંચું પણ છે, જેની વચે કલાર્કો વગેરેની ટેબલ ગોઠવીને તેની આજુબાજુ ઉમરાઓની બેઠકો કીધેલીછે. અહીં ઉત્તર બાજુએ સભા

આમની અદાલતનો અધિકાર ધારણ કરીને કોઈ સવાલની તપાસ ચલાવે ત્યારે ધારાના હિમાતીઓને ઉભા રહેવાની જગા બનાવીછે. જ્યારે રાણીસાહેબ અથવા તેમના નેમેલા પાદશાહી કમિશનરો પાર્લામેંટ સભા ઊઘાડવા યા બંધ કરવા આવે તે વેળા હાજર થવા માટે ઉમરાઓની સભા તરફથી આમની સભાને નોતરવામાં આવેછે, અને તેના સભાસદો આવીને ઉપલીજ જગાએ ભેગા થાયછે. દીવાનખાનાને દક્ષિણ છેડે રાણીસાહેબનું ભપકાદાર તખ્ત ગોઠવેલું છે, જ્યાં તેમની આજુબાજુ રાજવંશીઓ તથા પછવાડે પ્રદેશી મહાપુરૂષો જગા લેછે. આ બંને છેડાઓ ઉપર ત્રણ ત્રણ કમાનદાર દરવાજા છે, જ્યાં કરેલા શણગારમાં જે અસલી ઉમરાઓએ રાજા જૉન કનેથી પાર્લામેંટનો હક મેળવ્યો હતો તેમનાં ૧૮ પુતળાં મૂકયાંછે. ઉત્તર છેડાને માથે સભામાં ચાલતાં કામકાજની નોધ લેવા માટે વર્ત્તમાન પત્રોના રિપોર્ટરો માટેની બેઠકો (ગેલેરી) બાંધીછે, અને તેમની પીઠ પાછળ સભાસદ નહિ એવા પારકા આસામીઓને આવી બેસવા માટેની બેઠક (સ્ટ્રેન્જર્સ ગેલેરી) કીધીછે. રિપોર્ટરોની બેઠકની બે હાર છે, જેમાં પહેલી ૧૦ જણનો સમાસ થાય એટલી છે. દીવાનખાનાના ઉપલા બંને છેડાઓની વચે અમીર ઉમરાઓ બેઠક લેછે, જે બહુજ સગવડભરેલી તથા રાતાં ચામડાંની ગાદીની છે. આ બેઠકોને ચાર હારમાં વહેંચી છે અને દરેક હારના ત્રણ ત્રણ વિભાગ પાડેલાછે, જેથી આવજાની પુરતી છુટ રહેછે. નીચે પાંથરેલો ગાલીચો ઉંડા આસ્માની રંગનો છે, જે ઉપર સોનેરી રંગના ગુલાબોનો શણગાર કરેલોછે. રાણીસાહેબનાં તખ્તની બેઠક ઉંચી છે, જે ઉપર ઉંચા ગાલીચાથી ઢંકાયલી ત્રણ પગથીઓ મારફતે ચહડાયછે. તખ્ત ઉપર ત્રણ બેઠકો છે. વચલી રાણીની, જમણા હાથપરની પ્રિન્સ ઑવ વેલ્સની અને ડાવા હાથપરની મર્હુમ પ્રિન્સ કૉન્સર્ટની. તખ્તને માથે છત્ર બનાવેલુંછે.

ઉમરાઓની "લૉબી" એક અતિ સુંદર ઓરડો છે, અને ભપકાથી ભરપૂર છે. તે ચોરસ છે, અને દરેક બાજુએ ત્રણ ત્રણ આકાંનો બનાવેલોછે, જેઓમાંનું વચલું મોટું છે. એનેજ લગતો ઓરડો ઉમરાઓના પોશાક બદલવાનો છે. વચમાં બીજા એકાદ બે ઓરડા આવેછે, જેમાંનો એક તો **આમની સભાની "લૉબી"** નો છે, જે પછી ખુદ એ સભાનું કુશાદે ભપકાદાર દીવાનખાનું છે. પણ એ દીવાનખાનું ઉમરાઓવાળાં જેટલું મોટું નથી તેમ તેટલું શણગારેલું પણ નથી. એની લંબાઇ ૭૫ ફીટની, પહોળાઈ ૪૫ ફીટની અને ઉંચાઇ ૪૧ ફીટની છે. આ દીવાનખાનામાં ઉમરાઓ કરતાં વધારે સભાસદોનો સમાસ થવો જોઇયે એમ છે તે છતાં એને નાનું બનાવવાનું કારણ એ છે કે સભાનાં સાધારણ કામકાજ વખ્તે અહીં ૩૦૦ થી વધારે સભાસદો હાજર થતા નથી, માટે જેઓને તકરાર ચલાવવી હોય તેઓને તાણીને બોલવું નહિ પડે, અને જે સાધારણ સાદે તેઓ બોલે તે આસપાસનાઓ સહેલથી સાંભળી શકે. વચમાં મોટી ટેબલ ઉપર ભારી ગુર્જ અથવા છડી મૂકેછે, અને આસપાસ સભાસદોની ચહડઉતર બેઠકો કીધેલીછે. સભાનું કામ ચાલતું હોય તે વેળા તેનો કારોબાર ચલાવવા માટે જે પ્રમુખ હોય તેને "સ્પીકર" કહેછે, અને તે હમેશાં સભાના બંને પક્ષો—લિબરલ અને કન્ઝરવેટિવ—નો માનીતો હોયછે. આ સ્પીકરની ખુરશી બીજી બેઠકોથી ચહડતી છે, અને સભાના ઉત્તર છેડા ઉપર તે બેસેછે. તેની જમણી બાજુએ પ્રધાનો આગળી બેઠક લેછે, અને ડાવી બાજુએ તેમના હરીફો બેસેછે. સભાને દક્ષિણ છેડે સાર્જંટ-એટ- આર્મ્સ નામનો અમલદાર બેસેછે, જે સ્પીકરનો હુકમ બજાવેછે. અહીંજ સભા જ્યારે ન્યાય તોળેછે ત્યારે ધારાના હિમાતીઓ ઉભા રહી તકરાર ચલાવેછે. આ ભાગમાં પાછળી બેઠકો ઉપર ઉમરાઓ યા તેમના બેટાઓ આવી બેસેછે. બાનુઓને માટે પણ એક હેલાયદી જગા બનાવેલીછે. સભાસદોની બેઠકો ડાર્ક બ્લુ ચામડાંની ગાદીની બનાવેલી છે. સ્પીકરના માથા ઉપરની ગેલેરી વર્ત્તમાન-

પત્રોના રિપોર્ટરો માટે બાંધેલીછે, અને તેને માથે વળી બહારના લોકો માટે "સ્ટ્રેન્જર્સ ગેલેરી" બનાવીછે. દીવાનખાનાની બે બાજુએ બે જુદા જુદા વિભાગો બનાવ્યાછે, જેમાંના એકમાં હરકોઇ દરખાસ્ત ઉપર મત લેતી વેળા તેની તરફેણવાળા, અને બીજા ભાગમાં તેની વિરૂધવાળા જઇ પોતપોતાનાં મત આપેછે. સ્પીકરની પછવાડેના ભાગમાં બે ઓરડા એવી મતલબના બનાવ્યાછે કે જો પ્રધાનોને યા તેમની સામી પક્ષવાળાઓને હરકોઈ જોશભરી તકરારને દરમયાન ખાનગી મસલત કરવી હોય તો ત્યાં જઇ કરે. આ સભામાં તેમજ ઉમરાઓની સભામાં રોશનીની અછી ગોઠવણ કીધીછે.

અહીં વળી સભાસદોને માટે ખાનપાનના, બીડી પીવાના, વાંચવા લખવાના, ફરવા હરવા અને વાતચીત કરવાના જુદા જુદા ઓરડાઓ છે, અને એ રીતે આ પાર્લામેંટનો મેહલ દરેક રીતે બહુજ શોભાયમાન, કુશાદે અને દરેક જાતની સગવડવાળો બાંધેલો છે. આ આખા મેહલ પાછળ ૩૦૦૦૦૦૦ પૌંડનો ખર્ચ થયોછે. સભાસદો અને બીજા સવ સભામાં વેસ્ટમિન્સ્ટર હૉલમાં થઇને દાખલ થાયછે. મારા જેવા પ્રવાસીઓ અને બીજા ઉપલક ધણીઓને જો સભાની ચેલમેલ જોવી હોય તો હરકોઈ સભાસદની ચીઠી લઇ જવી પડેછે. મને તો મારા એક નવીજ ઓચિંતી પિછાનવાળા મી૦ **જૉન સ્ટૅક**, (Mr. John Stack, M. P. for North Kerry, Ireland) જે **આયરલંડ** દેશના **નૉર્થકેરી** પ્રગણા તરફથી આમની સભામાં બિરાજેછે તેણે ચીઠી આપી હતી, એટલુંજ નહિ પણ પોતે જાતે આવીને મને "સ્ટ્રેન્જર્સ ગેલેરી" નામની પારકા આસામીઓ માટે બેઠક બનાવીછે તે ઉપર જગા આપીને મારી સારી માવજત કીધી હતી. એજ ભલા ઐરિશ ગ્રહસ્થે વિંડસરનો મેહેલ દેખાડવામાં પણ મને સારી મદદ આપી હતી. મારા જેવા વગર ઓળખાણ પિછાનના એક અદના મુસાફર તરફ તેણે દેખાડેલી આ મેહરબાનગીઓને માટે હું આ તકે તેનો ઉપકાર માનવાની મારી ફરજ સમજુંછું. જ્યારે સભામાં રસીલી તકરાર ચાલતી હોય તે વેળા અથવા જ્યારે સરકાર તરફથી યા સરકારની વિરૂધમાં કોઈ દરખાસ્ત આણવાની હોય ત્યારે સભામાં મોટી ભીડ થાયછે. પારકાઓને પ્રથમ એક ઓરડામાં ભેગા કરીને પછી ઉપર કહેલી બેઠક ઉપર લઈ જઇ બેસાડેછે. હું તા૦ ૨૫ મી નવેમ્બર ૧૮૯૩ અને શનિવારે અહીં તકરાર સાંભળવા આવ્યો હતો. એજ મુજબ ૧૮૮૭ ના મારા પહેલા પ્રવાસ વેળા (તા૦ ૨૩ મી ફેબ્રુઆરી) પણ મેં સ્ટ્રેન્જર્સ ગેલેરીમાં બેઠક મેળવી હતી.

**જગપ્રસિધ્ધ બ્રિટિશ મ્યુઝિયમ.**

અગરજો કોઇ ધણી લંડન ગયો હોય પણ તેને માત્ર અહીનું મોટું પાદશાહી સંગ્રહસ્થાન સિવાય બીજું કાંઈ પણ જોવાની તક મળી ન હોય તો, હું કહુંછું કે, તેના સઘળા પૈસા વસુલ થયલા સમજવા—તેની સઘળી મહેનતનો બદલો મળી ચૂકેલો ગણવો. આહા ! આ એક એવું સુંદર સંગ્રહસ્થાન છે કે જેમાં ગોયા નવી અને જુની દુનિયાની તમામ અસલી હુનરમંદીના ઉત્કૃષ્ટ નમુનાઓ ભેગા કરેલાછે. લંડનમાં એક મહિનો ફરીહરીને જે ધણીએ બીજું જેખી કંઈ જોયું હોય તે આ સંગ્રહસ્થાનમાં માત્ર એકજ અઠવાડિયું ગુજાર્યાથી વટાવમાં ગયલું હું માનુંછું. પેરિસનું લુવરનું મ્યુઝિયમ કે નેપલ્સનું નાશનલ મ્યુઝિયમ બહુ જોવા લાયક છે; પણ લંડનનું બ્રિટિશ મ્યુઝિયમ એ બંને કરતાં પણ ચહડેછે. આ ત્રણે મેં જોયાંછે, અને તે ઉપરથીજ હું આ અનુમાન ઉપર આવી શકુંછું. અહીં સર્વથી પુરાણા ગણાતા મિસર દેશ, એસિર્યા અને બેબિલન, યુનાન અને રોમ, હિંદુસ્તાન અને ઇરાન, ચીન અને જાપાન, અને છેલ્લે રોમન અને સેકસન જમાનાનાં ઇંગ્લંડની પુરાણી હમા ચીજો—બાંધકામના નમુના, સિકા, લેખ, કેતાબો, ઝાડની છાલ ઉપરનાં લખાણ, બાવલાં, પુતળાં, નક્ષીકામ, કોતરકામ, ચિત્રકામ, તસ્વીરો, પથર અને

ધાતુનાં હથિયારો, ઝવેરકામ, ઝવેરાત ઉપરના લેખ, કાચકામ, કાચ ઉપરની તસ્વીરો, કોડીકામ, સોના રૂપાંનાં ઘરેણાં, હાથીદાંત અને હાડકાંની વસ્તુઓ, સલામત રાખેલી લાશો, લડાઇનાં હથિયારો અને રથો, માંદરિયાં અને બાજુબંધ, માટીકામ અને ઇંટો ઉપરના લેખ, કફનો અને દફનાવવાની ક્રિયાની વસ્તુઓ, ખુર્સીઓ અને બેઠકની જીનસો, દેવતાઓ અને લડવૈયાઓનાં પુતળાં અને ચિત્રો, વજંત્રો, રમકડાં, શણગારની વસ્તુઓ, ઇમારતોના નમુના, ધાતુ અને લાકડકામ, તળાવોમાંનાં રેઠાણ, ઐતિહાસિક વસ્તુઓ, નવાઇજેવાં ઘડિયાળો, ચાવીઓ અને વીંટીઓ, માણસો અને પ્રાણીઓના નમુના, ઇત્યાદિ ઇત્યાદિ—નો અહીં એટલોબધો ખજાનો ભરેલો છે કે તેની એક નાની ટીપ ઉતારી લેવાનુ પણ બને એમ નથી. આ સઘળું પુરાણા કાળનુંજ સમજવું. મધ્યકાળની થોડીજ વસ્તુઓ અહીં જોઉંછું, અને ચાલુ જમાનાનુ તો કંઇજ નથી. ત્રણ દિવસો મેં આ સંગ્રહસ્થાન જોવામાં ગુજાર્યાછે, પણ એનાં મહત્વ અને ઉપયોગીપણાંનો ખરેખરો ચિતાર આપવા માટે એટલી મુદત કુછ નથી.

ન્યુ ઑક્સફર્ડ સ્ટ્રીટ આગળ આ ગંજાવર મકાન આવેલુંછે, જેમાં દુનિયાની લાખો વસ્તુઓનો એક સર્વથી સરસ સંગ્રહ ભેગો કરેલોછે. પુરાણા કાળમાં આપણા હિંદુસ્તાન દેશના આર્ય, કે બુદ્ધિસ્ત કે જૈન, ઇરાનીઓ કે ઇજીપ્શ્યનો, એસિર્યનો કે બેબિલોન્યનો વગેરે અસલી લોકો કેવા હતા અને સંસારી યા લડાઇના ઉપયોગમાં કેવી કેવી વસ્તુ વાપરતા, કેવાં પુતળાં કે હુનરકામ બનાવતા, કેવાં ઘરેણાં પહેરતા અને કેવા લેખો કરતા, ઇત્યાદિ તરેહવાર બાબતોની જો જ્ઞાનશાળા જોવી હોય તો તે આ પ્રખ્યાત મ્યુઝિયમ છે. અહીં તે આપણી નજરે જોઇયે છિયે—ઉપલા દેશોમાં જાતે જઇને જોવા માંગિયે તો કશું મળે નહિ તે અહીં આપણી આગળ રકમવાર પડેલુંછે. અસલી મિસરના લોકો એમ માનતા હતા કે જીવ અમર છે અને તે પાછો પોતાનાં અસલ ખોળિયાંમાં ભરાવાનો છે. એટલામાટે તેઓ પોતાની લાશોને જાળવી રાખતા—એટલે નહિ દાટતા, નહિ બાળતા, યા બીજી કોઇ પણ રીતે તેનો નાશ નહિ થવા દેતાં તેમાંની નાશ પામે એવી વસ્તુઓ કહાડી નાખી, તેમાં મશાલો વગેરે ભરી, ગુફાઓ અને બીજી સલામતી ભરેલી જગાએ મૂકતા હતા. એ લાશો 'મમી' ને નામે ઓળખાયછે. એવી મમી મેં મિસરના પ્રવાસ વેળા જોઈ હતી, અને તે અહીં પાછી જોઉંછું. તેઓ લાશોને પથરની પેટીમાં મૂકતા અને તે ઉપર મરનારનો ચિતાર કોતરતા હતા. એસિર્યન લોકો માણસનાં ડાકાં સાથના ગોધા અથવા સિંહનાં મોટા કદનાં પુતળાં કોતરતા હતા, તે પુતળાં પણ અહીં જોઉંછું. આવાંજ પુતળાં મેં પાછળથી એસિર્યા અને ઇરાન ખાતેના મારા પ્રવાસ વેળા પણ જોયાંછે. વળી અહીં હિંદુ દેવતાઓની મૂર્ત્તિઓ પણ છે, જેમાં વિશ્નુ અને બુદ્ધની મૂર્ત્તિઓ અનેક છે. યુનાન દેશના દેવતાઓની મૂર્ત્તિઓ તો હુનરમંદી ધરાવેછે. તેમને તો આપણે જુદીજ નજરે જોઇયે છિયે. ટુકમાં જુદા જુદા દેશોના લોકોની સંસારી અને ધર્મ સંબંધી રાહરસમોનું આ સંગ્રહસ્થાન આપણને અચ્છું જ્ઞાન આપેછે. મેં ઉપર નામો આપ્યાંછે તેમાંના ઘણાખરા મૂખ્ય દેશોને લગતી વસ્તુઓને જુદી પાડી તેમના જુદાજ ઓરડા બનાવ્યાછે, જ્યાં જઇ ઉભા કે આપણ જો તેજ દેશના હોઇયે યા તે દેશ આપણે ફરીને જોયલો હોય, તો આપણને એમજ લાગી જાયછે કે આ તેજ દેશમાં આપણ ઉભા છિયે. એજ રીતે જુદી જુદી વસ્તુઓ માટેના ઓરડા પણ જુદા જુદા બનાવ્યાછે. ધાતુ, કાચ, કોડી, માટી, હાડકાં, વગેરેનાં કોતરકામ, સિકા, નક્ષી કે ચિતાર મુજબ તેમને વહેંચી નાખ્યાંછે. ખરા કીમતી હીરાઓના હસ્તકૃત નમુના, દેશ પ્રદેશના નવા અને જુના સંખ્યાબંધ સિકાઓ, કીમતી ધાતુને ખાણી કહાડયા પછીનો તેનો અસલ દેખાવ, આકાશ ઉપરથી પડેલા પથરા, વનસ્પતિ અને જડી બુટ્ટી, ઇત્યાદિનો તારીફલાયક સંગ્રહ એટલોબધો અહીં આજુબાજુ

તમારી નજરે પડેછે કે તે જોવાની સદા તલબ થયા કરેછે, નજર મુદ્દલ થાકતી નથી, પણ અફસોસ માત્ર વખતની કોતાહીનોજ લાગેછે.

વળી આ ઠેકાણે એક ભાગ પૃથ્વીની હૈયાતીની શરૂઆતમાં—અથવા બરાબર બોલું તો માણસજાતની હસ્તીની આગમજ—થઇ ગયલાં મસ મોટા કદનાં પ્રાણીઓનાં મળી આવેલાં હાડકાંઓ ઉપરથી ભુસ્તરવિદ્યા જાણનારા ઓલમાઓએ ગોઠવી આપેલા આકારોથી ભરેલો છે. આ જાનવરો બહુ વિચિત્ર દેખાવનાં જણાયછે, કેમકે એવાં આજે કેથે હૈયાત રહેલાં નથી. વળી અહીં મરણ પામેલાં પ્રાણીઓનો પણ અતિ મોટો સંગ્રહ કરેલોછે, જેઓ પહેલી નજરે તો આપણને લગાર દૂરથી જીવતાં હોય એમ લાગી જાયછે. તેમનું ખોખું અસલ છે, પણ માંહિથી કોહી જતી વસ્તુઓ કહાડી નાખીને ઘાસ વગેરે વસ્તુ ભરીને તેમને અહીં જાળવી રાખેલાંછે. એઓમાં દેશ પ્રદેશનાં ઘણાંએક આપણે નહિ જોયલાં પશુઓ અને પક્ષિઓ આપણા દિઠામાં આવેછે, અને તે જોવાથી બે ઘડી ખુશી ઉપજેછે, કેમકે કેટલાંક જાનવરો તો અદ્દભૂત ખુબસુર્તી કે આકારનાં હોયછે.

બ્રિટિશ મ્યુઝિયમનો એક મોટો ભાગ તેનાં પુસ્તકખાનાંએ રોકેલોછે. તેમાં ૧૬૦૦૦૦૦ પુસ્તકોનો સંગ્રહ કરેલોછે, અને દર સાલ નવાં નવાં પુસ્તકો એમાં ઊમેરાતાંજ જાયછે. દરેક નવું પ્રગટ થતું પુસ્તક અહીં આપોઆપ ચાલી આવેછે, તે છતાં વળી નવી ચોપડીઓ ખરીદ કરવામાં આવેછે તે તો જુદી. એ રીતે દર સાલ ઓછાંમાં ઓછાં એક લાખ પુસ્તકોનો આ ગંજાવર કેતાબખાનામાં વધારો થાયછે. આ સઘળાં છાપેલાં પુસ્તકો છે, પણ તે ઉપરાંત હાથનાં લખેલાં તો જુદાં છે. એઓની સંખ્યા ૫૫૦૦૦ ની છે, જેમાં કેટલાંક તો કાગજ બનાવવાની શોધ થયા આગમજ ઝાડની છાલો ઉપર કે ચામડાં ઉપર લખેલાંછે. કેટલાંક લખાણો વિચિત્ર છે. ઉપલાં હાથનાં લખેલાં અસલી પુસ્તકોમાં ૬૦૦૦ તો ઊગમણુ દેશની જબાનોમાં લખેલાંછે, એ ઉપરાંત વળી ૫૫૦૦૦ પાદશાહી ફરમાનો, પરવાનાઓ, ખત અને ચાંપાપત્રો, ખતપત્રો ઇત્યાદિ છે; તથા ૧૦૦૦૦ છુટી મોહોરો અને મોહોરોની છાપ, તથા ગ્રીક, લેટિન વગેરે પેપિરસના ૨૦૦ નમુનાઓ છે. વળી કેટલાક તો રાજાઓ અને મહા પુરૂષોના પોતાના હસ્તલેખો અને પત્રો છે. પ્રોટેસ્ટંટ પંથના પિતા માર્ટિન લુથરના હાથના અક્ષરો પણ અહીં છે. કેટલાંક સંસ્કૃત અને પેહલવી પુસ્તકો પણ હાથનાં લખેલાં મેં અહીં જોયાંછે. એક અજાયબ જેવી બિના એ છે કે હિંદુ ફિલસુફીનો ભગવદ્ ગીતાનો નીતિમાન ગ્રંથ એકજ લાંબા કાગજ ઉપર બહુ ઝીણા અક્ષરે લખેલોછે, જેને બહુ સંભાળથી જાળવી રાખેલોછે. વળી એજ ગ્રંથની એક નકલ ઝાડની છાલ ઉપર લખેલી હું જોઇ઼ આવ્યો. એજ રીતે શ્રીમદ્ ભાગવત્‌નો ગ્રંથ એક લાંબા કાગજ ઉપર સુંદર હરફે લખેલોછે, જેની લંબાઇ ૬૫ ફીટની છે. આવાં આવાં ઝાડની છાલ (પેપિરસ) ઉપરનાં લખાણો તો અહીં પુષ્કળ છે.

સંગ્રહસ્થાનને લગતી વાંચણશાળા એક નવી અજાયબી છે. આ એક ૪૨૦ ફીટના ઘેરાવાનું ગંજાવર ગોળ દીવાનખાનું છે, જેની ઉંચાઇ ૧૦૬ ફીટની, અને છાપરૂ કાચના ગુંબજનું છે. ૩૦૦ થી વધારે માણસો સગવડથી બેસી શકે એવી આશરે ૪૦ ટેબલો ગોળાકારમાં આ મનમોહન ઓરડામાં ગોઠવેલીછે. સ્ત્રી વાંચનારીઓને વકી ખાસ ટેબલો જુદી છે. ઓરડાની બાજુઓમાં પુસ્તકોની એવી સરસ ગોઠવણ કરેલીછે કે માંગે તે પુસ્તક એક સપાટામાં પુસ્તકાધિકારીઓ કહાડી આપેછે. એક મિત્રની મદદથી હું એકજ વેળા આ મોટી વાંચણશાળામાં ગયો હતો, જ્યાં જઇ વાંચવાના પૈસા પડતા નથી; તોપણ પુસ્તકો આપણે ઘરે લઇ જવાની છુટ નથી.

આ બ્રિટિશ મ્યુઝિયમ હસ્તીમાં કેમ આવ્યું તે બાબે બે શબ્દ ટુંકમાં જણાવીશ. સર હૅન્સ સ્લોન (Sir Hans Sloane) નું મ્યુઝિયમ તથા રૉબર્ટ હાર્લી (અર્લ ઑવ ઑક્સફર્ડ)

નામે ઉમરાએ કરેલા હસ્તલેખોનો સંગ્રહ ખરીદ કરવાને પાર્લામેંટ સભાએ ૧૭૫૩ માં કાયદો ઘડયો ત્યારથી આ પ્રખ્યાત મ્યુઝિયમનું મંડાણ થયું હતું; તોપણ ખરૂં જોતાં ૧૭ મી સદીની શરૂઆતમાં સર **રૉબર્ટ કૉટન** નામે ધણીએ પોતાની કનેના હસ્તલેખો અને પુસ્તકોનો મોટો સંગ્રહ કરવા માંડયો ત્યારથીજ બ્રિટિશ મ્યુઝિયમે જન્મ લીધેલો ગણી શકાય. એ છેલો જથ્થો બ્રિટિશ પ્રજાને મજકુર સર રૉબર્ટના નબીરા સર **જૉન કૉટને** ૧૭૦૦ માં ભેટ આપ્યો હતો. પણ ૧૭૩૧ની આગમાં આ કેતાબખાનાંનો મોટો ભાગ બળી ગયા પછી વીશ વરસે ઉપર કહ્યું તેમ નવો સંગ્રહ કરવાનો પાર્લામેંટે હુકમ આપ્યો, અને એ રીતે આ નવા અને જુના ત્રણે સંગ્રહોને The British Museum નું નામ આપી તેનો કારભાર ચલાવવા માટે ત્રસ્ટીઓ નેમવામાં આવ્યા. ૧૭૫૯ થી આ મ્યુઝિયમ પ્રજાને માટે ખુલ્લું મૂકાયું, તે વેળા તેનો છુટથી ઉપયોગ કરવા સામે કેટલીક હરકતો મૂકાઇ હતી. પણ આસ્તે આસ્તે જેમ જેમ આ સંગ્રહ વધતો ગયો, પ્રજાનાં લોકો તે જોવા માટે વધારે ઉલટ લેતાં ગયાં, તેને માટે નવાં નવાં મકાનો બંધાતાં ગયાં, તેમ તેમ ઉપલી મુશ્કેલીઓ દૂર થતી ગઇ અને ૧૮૭૯ થી હાલ છે તેવી છુટ મૂકાઇ. ૧૮૯૦ થી તો રાત્રે ૧૦ વાગ્યા સુધી વિજળીની રોશની સળગાવવામાં આવેછે. અવલ આ મ્યુઝિયમ મોન્ટેગ્યુ હૌસમાં હતું, પણ નવા નવા વધારાને લીધે તે મકાન પુરતું નહિ જણાયાથી ૧૮૪૫ માં હાલની મોટી ઇમારત બંધાઈ, જેણે જબરી જગા રોકેલીછે, અને કહેછે કે એ પાછળ એક કરોડથી વધુ રૂપિયા ખર્ચાઇ ચૂકયાછે. ઇમારતનો મૂખડો ૩૭૦ ફીટનો છે. ઉપર કહેલી વાંચણશાળાનું દીવાનખાનું ૧૮૫૭ માં બંધાયું; પ્રાણીવિદ્યાને લગતી વસ્તુઓ માટે એક નવીજ ઇમારતની જરૂર જણાઇ; અને અસલી પથરકામ વગેરેના નમુનાઓને સારૂ મી० **વિલ્યમ વ્હેટ** નામે ધણીએ આપેલી સાડા છ લાખ રૂપિયાની રકમમાંથી જુદીજ ઇમારત બંધાઈ. આ ગંજાવર સંગ્રહસ્થાનમાં પાછળથી ઘણુંએક સખીદિલ સ્ત્રીપુરૂષોએ હાથે જાતે અથવા પોતાના વસિહતનામા મારફતે પોતાનાં સંગ્રહસ્થાનો કે દફતરખાનાં આ મ્યુઝિયમને ભેટ આપ્યાંછે. કેટલાકોએ બાવલાં, સિકા, છાપેલી કેતાબો, પુતળાં, ઘરેણાં, ઇત્યાદી આપ્યાંછે. વળી ઇંગ્લંડના રાજા બીજા **જ્યૉર્જે** પોતાનું ૧૦૫૦૦ પુસ્તકોનું પાદશાહી કેતાબખાનું એજ રીતે આપી દીધું હતું; તેમજ તેના બેટા પ્રખ્યાત **જ્યૉર્જ** ૩ જાએ ૩૦૦૦૦ પુસ્તકો આપ્યાં હતાં, જેમની જોડે બીજી કેટલીક વસ્તુઓ પણ હતી.

જોકે આવું મહાભારત સંગ્રહસ્થાન જોયાથી હવે મને બીજાં એવાંજ મ્યુઝિયમો જોવાની અગત્ય જેવું લાગતું ન હતું, તોપણ આપણા દેશને લગતું **ઇસ્ટ ઇંડિયન મ્યુઝિયમ** જોવા વિના મને ચાલ્યું નહિ. અહીં મૂખ્ય કરીને હિંદુસ્તાનનાજ પુરાતન હુનરકામના તારીફલાયક ઉમદા નમુનાઓ ભેગા કરેલાછે. આપણા સીખ, ગુર્ખા, મરાઠા, મુસલમાન વગેરે લોકોની રીતભાત, રાહરસમ વગેરે તેમનાં પુતળાં અને ચિત્રોથી દેખાડીછે. અહીં ગોયા આપણાં હિંદી ગામો અને શેહરોનેજ લાવી બેસાડયાં હોય તેવા દેખાવો નજરે પડેછે. રાજાની દરબારો, કારીગર લોકોની દુકાનો, અને ગરીબ તથા તવંગર લોકોનાં મકાનો વગેરે આબાદ નમુના રૂપમાં અહીં મોજુદ છે. વળી આપણા દેશમાં બનતી વસ્તુઓ અને થતું નક્ષીકામ અહીં લાવ મૂકયાંછે. આપણા લડવૈયાઓ કેવી કટાર, તલવાર, ભાલા, ઢાલ, બંદુક અને તીરકાંમઠાંથી લડેછે તે સર્વ હથિયારો અહીં દેખાડયાંછે. વળી આપણા દેશી કારીગરો શાલ, ડુપટા, મલમલીન, કિનખાબ વગેરે કેવું ઉંચું કાપડ વણી જાણેછે, તથા હાથીદાંત અને સુખડ ઉપર કેવાં કોતરકામ કરી શકેછે તેના નમુના અહીં ગોઠવ્યાછે. પંજાબવાળા પેલા સિંહ રણજીતસિંહની સોનાની ખુર્સી અહીં મેં જોઇ, તેમજ પુરી ખાતે જગનનાથનો જે ગંજાવર રથ

ફરવા નિકળેછે તેનો પણ એક નમુનો અહીંજ મેં જોયો. હિંદુ ભાઇઓના સોના, રૂપાં તથા પથરના બનાવેલા દેવોની મૂર્ત્તિઓ અહીં આપણું અકસર ધ્યાન ખેંચેછે. માણસને વાઘ કેમ મારીને ખાયછે તેનું મેસુરવાળા ટીપુ સુલતાને બનાવેલું પુતળું પણ અહીં છે. વળી હિંદુઓના શાસ્ત્ર મુજબ સૂર્ય દેવતા સાત ઘોડાના રથ ઉપર સ્વાર થઇ આકાશમાં ફરવા નિકળેછે તેની પણ મૂર્ત્તિ આ ઠેકાણે છે. આવું આવું આપણા દેશને લગતું અહીં બીજું બેશુમાર છે.

એકજ જોવાજોગ હુનરકામ વિશે થોડાક શબ્દો લખીને હવે હું સમાપ્ત કરીશ. લંડન માં મેં જે જે હુનરકળાઓ જોઇછે તેઓ સર્વની બરાબરની એક કળા તે **ટેમ્સ નદીને તળિયેથી કોરેલો બુગદો** છે. કાળાં માથાંનો માનવી પહાડ કોરી તેમાંથી રેલવે ત્રેન પસાર કરેછે, પણ નદીને તળિયેથી રસ્તો બાંધી એક કાંઠેથી બીજે કાંઠે જવાની જે ગોઠવણ ઇંગ્રેજ ઇજનેરોએ કીધીછે તે એથી જરાબી ઉતરતી નથી. નદી ઉપર સંખ્યાબંધ પુલો છે તે જાણેકે થોડા પડયા હોય અને રાહદારીઓ અટકી પડયા હોય તેમ નદીને તળિયેથી એક રસ્તો બાંધી લીધોછે. ઉપરથી નદીનાં પાણી વહ્યાં જાયછે, અને તેની નીચેથી રાહદારીઓ ચાલ્યાં જાયછે. નદીને રાહદારીઓની કે રાહદારીઓને નદીની કશી હરકત જણાતી નથી. ગાડી ઘોડા માટે આ રસ્તો નથી, કેમકે તેમ બનવું મુશ્કેલ છે. બેઉ કિનારે ચહડવા ઉતરવાની સીડીઓ બનાવીછે અને વચે ચાલી જવાનો રસ્તો બાંધ્યોછે. સીડી ઉતરતાં કે ચહડતાં દેવાલ ઉપર સુંદર ચિત્રો પાડેલાંછે. નીચે ઉતર્યા કે બુગદો શરૂ થાયછે અને રાત પડી હોય તેવું અંધારૂં પથરાયલું જણાયછે. તોપણ માંહે ગૅસની રોશની કરેલીછે, અને તેનાજ ઉજાશમાં ત્યાં મંડાયલી દુકાનો પોતાનો વકરો કરી શકેછે. અહીં અનેક જાતનો ખાનપાન વગેરે માલ વેચાયછે. દુકાનો નદીના બંને કાંઠાઓ વચે ફરી વળેલીછે. જાણે એક બાજારમાં યા મેળામાં રાતની વેળાએ ફરવા નિકળ્યા હોઇયે તેવો દેખાવ નજરે પડેછે. બુગડાની લંબાઈ ૧૨૦૦ ફીટની અને પહોળાઈ ૩૮ ફીટની છે. બુગડાવાળા રસ્તાનો ઉપયોગ કરનારાઓ કનેથી ચોકસ માથાંવેરો લેવામાં આવેછે, જેથી દર સાલ પોણા કરોડ રૂપિયાની ઉપજ થાયછે. એ ઉપરથી જોવાનું છે કે એ બુગડો કેટલોબધો ઉપયોગી હશે અને કેટલાબધા કરોડો આદમી એ રસ્તે આવજા કરતા હશે! અને તેમ એ બુગડા પાછળબી કંઈ થોડો ખર્ચ બેઠો નથી યા થોડી મહેનત પડી નથી. બાંધકામ વેળા વચ્ચે વચ્ચ નદીનાં પાણી અંદર પેશી જતાં હતાં અને તેથી એટલી મુસ્કેલી નડતી કે સાત વરસ સુધી બાંધકામ તદન પડત રહ્યું હતું અને તે ઉપર ખર્ચાયલો પૈસો વ્યર્થ સમજવામાં આવતો હતો. તોપણ ખંત અને ઊદ્યોગથી એ કામ ઇંગ્રેજ સહાસક બુદ્ધિએ પાર પાડયું, અને ૧૮૪૩ થી આ બુગડો પ્રજાના વપરાસમાં આવી ચૂકયોછે.

ખરેખર ઇંગ્લંડના લોકો બહુ મહેનતુ અને સહાસિક છે. અને તેમના એ બે સદગુણોનાં ફળ તેઓને મીઠાંજ મળેછે. તેઓ સંસારી સ્થિતિમાં આપણા લોકો કરતાં ચહડતા છે, અને તેઓમાં કેટલાક એવા સારા ગુણો છે કે જેમની નકલ કીધી હોયતો આપણને ફાયદો થાય. પણ આ નકલ આંખે પાટા બાંધીને કરવાની નથી, તેમ વળી તેમની બદીઓની નકલ કરવાથી તો આપણે દૂરજ રહેવું જોઇયેછે. એમ છતાં પણ રાજદ્વારી સુધારામાં જો આપણે આગળ વધવું હોય તો સંસારી સુધારામાં પહેલા બહાર પડવું જોઇયેછે, અને તેવા સુધારા માટે કેટલીક સાહુચેતી સાથ ઇંગ્રેજોની નકલ કરેલી ખોટી નથી. અહીંના ગરીબ લોકો પણ આજે તો રાજદ્વારી હકો માંગવા તૈયાર થયાછે, પણ તે હક માટેનો દાવો કર્યા આગમજ સંસારી સુધારામાં તેઓએ પોતાને પછાટ નાખ્યા નથી. સ્ત્રીઓને અહીં પુરતું છુટાપણું મળેછે—પણ તે ફ્રેંચ સ્ત્રીઓના જેટલું નથી. તોપણ એટલુંબધું છુટાપણું આપણા દેશની સ્ત્રીજાતને માટે પુરતી કેળવણી અને પુખ્ત અભ્યાસ વિના નહિ પચે એવાં સ્વાદિષ્ટ

પકવાન જેવું થઇ પડવાનો સંભવ છે. ઇંગ્રેજો સમજુ, દયાળુ અને ઇનસાફી છે; તોપણ તેઓ કુંજરા અને મિજાજી છે. પારકા માણસ સાથ તેઓ એકદમ ભેળાતા નથી, અને ઓળખાણ પડયા વિના કોઇને એકદમ બોલાવતા પણ નથી. તેઓ મોજીલા અને રંગીલા છે. પોતાને દુનિયાની સર્વ પ્રજાઓમાં ચહડતા સમજેછે. તોપણ હિંદુસ્તાન ખાતે આવતા ઇંગ્રેજો કરતાં ઇંગ્લંડના લોકો જુદાજ ખવાસના જણાયછે. અહીંના લોક સામાન્ય રીતે ભલા છે. અહીં માતબર લોકોનો ટોટો નથી, તેમ ગરીબ વર્ગ પણ મોટો છે. ઘણા લોકો કંગાળ હાલતમાં જીંદગી ગુજારેછે. જાતે સ્વતંત્ર હોવાથી તેઓ પોતાના શેઠો સામે પગાર વધારવાની કે પોતાની મેહેનત ઓછી કરાવવાની બાથ ભીડેછે, કામ બંધ પાડેછે, અને જ્યારે તેમનીજ એ મૂર્ખાઇથી તેમનાં ગુજરાણનું સાધન બંધ પડેછે ત્યારે તેમનાં બચ્ચાં છોકરાં ભુખે મરેછે, અને શેવટે આ લોકો તુફાન મચાવા અને લૂટફાટ કરવા મંડી જાયછે. તોપણ એ સઘળું છતાં ઇંગ્લંડ સુખી દેશ છે. તે હિંદુસ્તાન જેવો નિર્ધન નથી. યુરોપના ઘણાખરા દેશો કરતાં તે બહુ દોલતમંદ અને આબાદ મુલક છે. એની જો મોટી ખરાબી કોઇથી પણ થતી હોય તો તે દારૂ અને તંબાકુ છે, જેમાં હમણા ચાનું વ્યસન વધ્યું છે.

તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૯૩, ગુરૂવાર—બુધવારની પાછળી રાત્રે લંડન છોડીને હું આજ સહવારે **ચેસ્ટર** આવ્યો, જ્યાંથી મારે લિવરપૂલ જવું હતું. ત્રણ ચાર કલાકમાં મેં આ મોટાં શેહરની ઉડતી મુલાકાત લીધી. રૂમી લોકે હુમલો કીધા આગમજ આ જગાએ એક પુરાણો કસ્બો હોય એમ કેટલીક ખંડિયેર ઇમારતો ઉપરથી જણાયછે. પછી રૂમીઓએ અહીં શેહેર બાંધ્યું, જેની દેવાલો હજી હેયાત છે. આ દેવાલ તથા અહીંનું પુરાણું દેવળ જોવાલાયક છે. ચેસ્ટરથી આગળ વધતાં નૉર્થમ્પ્ટન, રૂગબી, બર્મિંગહામ, અને સ્ટેફર્ડ શેહેરો છોડીને હું બર્કનહેડ જઈ પુગ્યો, જેની અને લિવરપૂલની વચ્ચે મર્સી નદીની ખાડી છે. આ ખાડી પસાર કરીને હું

**લિવરપૂલ**

જઇ પુગ્યો. ૧૮૮૭ ના મારા પ્રવાસ વેળા પણ તા૦ ૨ જી માર્ચને દિને હું આ શેહેર ખાતે આવ્યો હતો. આ એક મોટું વેપારી શેહેર છે, લંડનથી ૨૦૪ મૈલ દૂર છે. અહીંની ગોદીઓ તેમજ અહીંનું બંદર વખણાયછે. મર્સી નદીના જમણા કાંઠા ઉપર આ શેહેર આવેલું છે, જેના સામા કાંઠા ઉપર બર્કનહેડ છે, અને એ બંનેની વચેની ખાડીમાં હજારો વેપારી બારકસો પડેલાં રહેછે. ગોદીઓ એવડી મોટી છે કે ગોયા મસમોટી સ્ટીમરોનો તે ભંડારજ લાગી જાયછે. આ ગોદીઓ પણ એક બે નાહ પણ શુમારે ત્રણ ડજન જેટલી છે. તેઓ સર્વના ડંકાઓનોજ વિસ્તાર ૧૭ થી વધારે મૈલ જેટલો ગણાયોછે! એ મુજબનો લિવરપૂલનો વેપાર સમજવો. આખી દુનિયાનાં વેપારી બારકસો અહીં આવેછે, અને એટલાબધા માલની લેવડદેવડ ચાલેછે કે માત્ર કસ્ટમની જકાતથીજ નજદીક ૪૦ લાખ પૌંડની આવક થાયછે.

અહીંની એક બીજી જોવા લાયક ઇમારત સેંટ જ્યૉર્જીસ હૉલ નામની જબરી ઇમારત છે, જે ૧૮૫૧ માં તૈયાર થયા પછી એમાં સેશન કોર્ટ મળેછે, તથા મોટી જાહેર સભાઓ ભરાયછે, જે માટે એક ખાસ મોટું દીવાનખાનું બાંધેલું છે. એના ઝરૂખા ઉપર જવા માટે ૧૫૦ ફીટ પહોળી સીડીઓ બાંધી લીધીછે, જેને મથાળે બ્રિટાનિયા દેવીનું એક સુંદર પુતળું છે. આ બાઇ ઑલિવનું એક તાજ ઇનામ દાખલ આપેછે, મર્સી નદી તેના પાઉંને ચુંબન કરતી પસાર થઈ જાયછે, અને પાસે સિંહરાજ ઉભેલોછે. દીવાનખાનામાં એક મસમોટું ઑર્ગન વાજું છે, જેવાં દુનિયામાં બીજાં થોડાંજ હશે. હૉલના મૂખડા ઉપર રાણીસાહેબ અને તેમના મહુંમ ખાવંદનાં બાવલાં છે, અને દાખલ થવાના દરવાજાની સંભાળમાં ચાર સિંહોનાં પથરનાં

ઘુમટો ગોઠવેલાછે. આખી ઇમારત ૪૦૦ ફીટ લાંબી છે, અને એ પાછળ પચીશ લાખ રૂપિયા ખર્ચાયલા કહેવાયછે.

આ શેહરની બીજી જોવાલાયક જગાઓમાં મને જેણે વધારે ખેંચ્યો તે અહીંનું મહમદિયાનોનું ધર્મસ્થાન તથા નિશાળ (Moslem Institute and School) છે, જે હું જોવા ગયો. તે ડર્બી રોડ ઉપર ત્રણ મજલાની ઇમારત છે. ઇંગ્લંડમાં મહમદિયાન મજહબ આસ્તે આસ્તે પ્રસરતો જાયછે, અને મી૦ **ડબલ્યુ. એચ. ક્વિલિયમ** નામે એક ગ્રહસ્થના ઊત્સાહ અને મેહનતથી અહીં એક મસ્જીદ પણ થવા પામીછે, જેમાં સંખ્યાબંધ ખ્રિસ્તીઓ જેઓ મુસલમાન થયાછે તેઓ નિમાજ અર્થે જાયછે. અહીંની રખેવાળ મિશિસ **બેકર** નામે એક બાઇ છે, જેણીએ મોટી ખુશીથી મને સઘળે ફેરવીને આ મકાનમાંની સર્વ ગોઠવણો સમજાવી. નિમાજ પઢવાની જગા, છોકરાઓ તેમજ છોડીઓ માટેની નિશાળો, તેમજ ઊગમણ તરફની ભાષાઓ શિખવા માટેના સાંજના વર્ગો વગેરેની રચના દેખાડી. આ સઘળું જોઇ મને ઘણી ખુશી ઉપજી. આશરે ૨૦૦ ઇંગ્રેજો મહમદિયાન મજહબમાં દાખલ થયલાછે, જેઓને તેમના જાતભાઇઓ તરફથી વખ્ત વખ્ત બહુ ખમવું પડવાની વાતો મિશિસ બેકરથી સાંભળીને મને બહુ દયા ઉપજેછે. પણ એ સઘળાં સંકટો છતાં આ બધો માણસોની ટોળકી ટકી રહીછે અને તેઓમાં નવો વધારો થતોજ આવ્યોછે એ સંતોષની વાત છે.

ખાડી ઓલંગીને હું એકવાર ફરીને બર્કનહેડ ગયો અને ત્યાંથી પાછળી રાત્રે "ક્વીન રેનાલ્ડ" સ્ટીમર ઉપર મુંબઇ જવા માટે સ્વાર થયો.

---

તા૦ ૩૦ મી નવેમ્બર—આજે ઇંગ્લંડનો પશ્ચિમ કાંઠો લીલો છમ જેવો હું જોઉંછું. કિલ્લા રોકાં ઘરો, નાનાં ગામો, **હોલીહેડ, સેંટ ડેવિડસ હેડ,** અને છેલ્લે **લેંડસ એંડ** અને **સિલી** ટાપુઓ જોતો જોતો હું બ્રિટિશ ખાડી તથા **બિસ્કેનો** દરિયા છોડીને આગળ ચાલ્યો. ઉપલા બંને દરિયાનાં પાણી તુફાની છે, અને તેઓથી અમોને તોબાહ પોકારવી પડી. તા૦ ૧ લી ડિસેમ્બર અને શનિવારથી ચાર દિવસો સુધી અમને એ હાલતમાં રેહવું પડ્યું. તા૦ ૫ મીએ **પોર્ટુગલ** દેશનો કાંઠો જોતો પાયતખ્ત **લિસ્બન** તરફ આવી લાગ્યો, જેની દીવાદાંડી મૂકીને આગળ ચાલ્યા કે **સેંટ વિન્સેંટનો** ભૂશીર આવ્યો, જે યુરોપની નૈરૂત્ય ખુણાની સર્વથી છેલી જમીનની અણી છે. તા૦ ૬ ઠીની રાત્રે સ્ટીમરે જીબ્રૉલ્ટરની દીવાદાંડીને દૂરથીજ નમસ્કાર કીધા, કેમકે અહીં તેને થોભવાની કશી અગત્ય ન હતી.

હવે અમે ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થઇ ચૂકયા હતા, પણ અહીં ત્રણ દિવસો સુધી અમને ઉપરના જેવો ખરાબ દરિયો મળ્યો, જે પછી પાછી શાંતિ ચાલુ થઇ, અને તા૦ ૧૧ મીએ અમે **મૉલ્ટા** ટાપુ ખાતે જઇ પુગ્યા, જે બ્રિટિશ સરકારને તાબે છે. એનુ બારૂં સુંદર છે, જેના બચાવ માટે મજબૂત કિલ્લેબંદી કીધેલીછે. સ્ટીમરે પાછળી રાત્રે કોલસો લેવા માટે લંગડ કરવાથી હું અને બીજા ઉતારૂઓ શેહર જોવા ઉતરી પડયા. મારી આગળી મંજલ વેળા મેં આ ટાપુ જોયો ન હતો, તેથી હાલની તક મળવાથી ખુશી ઉપજી. મૉલ્ટાના બચાવનાં બાંધકામ મને જીબ્રૉલ્ટર કરતાં પણ મજબૂત લાગેછે. એના બે કિલ્લાઓ સેંટ જર્મેન અને સેંટ એન્જેલો તારીફલાયક છે. આ શેહર ડુંગર ઉપર વસેલુંછે, જેનો દેખાવજ બારામાંથી બહુ ખુબસુરતનોમા લાગેછે. છેક મથાળે સરકારી બાગ છે તે જોવાજોગ છે. અહીંથી વળી શેહરનો દેખાવ બહુ રળિયામણો લાગેછે. આ શેહરની બાંધણી હાંગકાંગ શેહરની યાદ આપે એવી છે, કેમકે ઘરો એકેકની ઉપર નીચે આવેલાંછે. અહીંનો ધર્મ રોમન કેથલિક હોવાથી સ્ત્રીઓનો પહેરવેશ જોગણો માફકનો છે. મૉલ્ટાની સ્વભાષા હોવા છતાં એ ટાપુ એક તરફ ઇટલી અને બીજી તરફ આફ્રિકાનાં ટયુનિસ શેહરની પડોશમાં હોવાથી એની ભાષા-




સુએઝની નેહેરનો નક્શો.

[જુઓ સફે ૪૪૩.

માં બહુ મિલસેળ જણાયછે, પણ ૧૮૦૦ માં એ ટાપુ ઇંગ્રેજ સરકારના તાબામાં આવ્યા પછી અહીં ઇંગ્રેજી ભાષાનું ચલણ વધ્યુંછે. અહીં ઇંગ્રેજી લશ્કર તથા લડાઇનાં બારકસો બાહુક રહેછે.

બપોરે અમોએ મૉલટા છોડયું, અને સ્ટીમરો તથા બીજાં દરિયાઈ બારકસોની આવજા મોટા જથામાં ચાલુ થઇ. જાણે ધોરી રસ્તા ઉપરથી ઘોડા ગાડી પસાર થતી હોય તેમ આ બારકસો બસ મબ્બાજ કરેછે. એમ કરતાં તા૦ ૧૫ મી અને શુક્રવારે અમે **પોર્ટ સઈદ** જઇ પુગ્યા, જે શેહર દરિયામાં પેશી ગયલી જમીનની એક અણી ઉપર વસેલું દૂરથી લાગી જાયછે. મારા પહેલા પ્રવાસ વેળા (તા૦ ૨૧ મી માર્ચ ૧૮૮૭ ને દિને) પણ મેં આ શેહર જોયું હતું, જે સુકી રેતાળ ભૂમિ ઉપર વસેલું હોવા છતાં સુંદર છે. અહીંથી પણ આગબોટો કોઇ વખ્તે કોલસો લેછે. અહીંથી આગળ વધવું તે

## સુએજની નેહેર

માં દાખલ થવા બરાબર છે, અને અમારી સ્ટીમરને મુંબઇ જવું હતું માટે આ નેહેર-વાળો માર્ગ એખ્ત્યાર કીધો. આગળ રાતની વેળાએ સ્ટીમરો નેહેરમાંથી પસાર થતી ન હતી, પણ વિજળીની રોશની હસ્તીમાં આવ્યા પછી અને સ્ટીમરોએ તે દાખલ કરવાનું બિડું ઝડપ્યા પછી તેઓ ધુમધુકાર આ નવા જળમાર્ગ ઉપરથી રાતની વેળા પણ ચાલી જાયછે. એ મુજબ મારી સ્ટીમરે પણ પોતાના સફેદ પ્રકાશિત દીવાની મદદથી પોતાનો માર્ગ કાપવા માંડયો, અને સહવારમાં નેહેરને લગતા સરોવર ઉપર અમે જઈ પુગ્યા. આ ઠેકાણે આ નેહેરનું એક ચિત્ર અને તેની હસ્તીને લગતો એક ટુક હેવાલ આપવો દરસ્ત ધારું છું, જેથી ચાલુ જમાનાની આ એક નવી હુનર-કળા બાબે વાંચનારને જોઇતું જ્ઞાન મળશે.

યુરોપ અને એશિયા વચ્ચે વધતા જતા દરિઆઇ વેપારને સવળતા આપવા માટે આ નેહેર ખોદવામાં આવેલીછે. પ્રથમ આફ્રિકાનો દક્ષિણ છેડો વટાવીને યુરોપથી બારકસો હિંદુસ્તાન અને ઑસ્ટ્રેલિયા, ચીન અને જાપાન જતાં હતાં. પણ એ રસ્તો અતિ ફેરાડો અને લંબાણ જણાયાથી પ્રખ્યાત ફ્રેંચ ઇજનેર બેરન **ફરડિનાંડ ડિ લેસેપ્સે** યુરોપ અને એશિયાના ખંડોને જોડનારા સુએજની સંયોગી ભૂમિવાળા જમીનના કટકાને આરપાર ફાડી કહાડી આ તરફના રાતા સમુદ્રનાં પાણીને પેલી તરફના ભૂમધ્ય સમુદ્રનાં પાણી સાથ જોડી નાખવાનું મહાભારત કામ માથે ઉઠાવ્યું અને મોટી મોટી મુશ્કેલીઓ પછી તેમાં ફતેહ પામી આ જગપ્રસિદ્ધ નેહેરને હસ્તીમાં આણી-છે, અને તેના "પિતા" નું વાજબી નામ મેળવ્યું છે. આથી વેપારી બારકસોનો નજ-દીક ૪૦૦૦ મૈલ જેટલો રસ્તો ટુંકો થયોછે અને ૩૬ દહાડાની મંજલ ઓછી થઇછે. દુનિયાના લોકોને માટે આ કંઈ જેવો તેવો ફાયદો કહેવાય નહિ.

હવે આ નેહેર કંઇ પહેલીજ વાર આપણા જમાનામાં બંધાઈ હોય એમ નથી. ઇ. પૂ. ૬૦૦ વરસો ઉપર અહીં નાનાં બારકસોને માટે એક નેહેર ખોદાઈ હતી, જે આશરે એક હજાર વરસ સુધી હૈયાત હતી, પણ ત્યાર પછી તે પડત નખાઇ. નેપોલ્યન બોનાપાર્ટે તેને પાછી સજીવન કરવા માંગી, પણ ૧૮૫૯ સુધી આ નેહેર ઉપર સુધરેલી દુનિયાએ કશું લક્ષ આપ્યું નહિ. ઇંગ્લંડને પોતાને એ જળમાર્ગ સર્વથી વધારે કીમતી હતો, પણ ત્યાંના લૉર્ડ **પામર્સ્ટન** જેવા વડા પ્રધાનને નેહેર બાંધવાનો વિચાર હવાઇ જણાયો અને બીજાઓ જોડે તેણે પણ તેની સામે મત ઉચ્ચાર્યું. આવી આવી તો અનેક મુશ્કેલીઓ નડી, પણ એક તરફ લેસેપ્સ જેવો ડહાપણવાળો ઇજનેર, અને બીજી તરફ ઇંગ્લંડ જેવો વેપારી દેશ ભેગા મળે ત્યાં મુશ્કેલ કામ મોમ જેવાં થઈ જાય તેમાં નવાઇ નથી. પુરતી તપાસ, અક્ષરા અને નકશાઓથી મજબૂત થઇને, નાણાનું જોર તથા મિસરના તે વખ્તના ખદીવ અથવા વૈસરૉય **મોહમદ સઈદની** દિલસોજી તથા મદદ હાંસલ કરીને, આ ફ્રેંચ

મહા પુરૂષે તા૦ ૨૫ મી ઑગસ્ટ ૧૮૫૯ને દિને નેહેર ખોદવાનું મંડાણ કીધું, અને ૧૦ વરસો સુધી જેહમત ચાલુ રાખી, નવી નવી હરકતોની સામે થઇ, તથા હસી કહાડનારાઓની હરીફાઈની કશી પણ પરવા નહિ કરીને, અંતે આ મહાભારત કામને પાર ઉતારવામાં ફતેહ મેળવી તથા જગના વાજબી આશિષ લીધા.

આ નેહેરની એકંદર લંબાઇ પોર્ટ સઇદથી સુએઝ સુધી ૮૮ મૈલની છે, પણ નેહેર ખોદવા માટે ઉભી થયલી કંપનીને ૬૬ મૈલનોજ રસ્તો કાપવો પડયોછે, કેમકે ૧૪ મૈલ જેટલો માર્ગ તો વચે મળેલા સરોવરોનો મદદમાં લીધોછે, તો જોકે તેમને મોટી સ્ટીમરો પસાર થઇ શકે એટલા ઉંડા કરવા પડયાછે. માત્ર ૮ મૈલ જેટલોજ જળમાર્ગ કશી મેહેનત વિના કામમાં લઇ શકાયછે. નેહેરને ૨૬ ફીટ ઉંડી અને તળિયેથી ૭૨ ફીટ પોહોળી બનાવીછે. પોર્ટ સઇદથીજ **મેન્ઝલેહ** નામનો મોટો સરોવર શરૂ થાયછે, પણ આખા જળાશયમાંથી નેહેરનો માર્ગ નહિ લેતાં માત્ર ૨૦ મૈલ સુધી તેમાંથી રસ્તો લઇને પછી ૨૨ મૈલ સુધી જમીન ઉપર ખોદકામ ચલાવ્યુંછે. એ પછી **ટિમ્સેહ** નામે એક બીજો સરોવર માર્ગમાં મળેછે, જે ૩ મૈલ લાંબો છે. તેને ૩૦ થી ૮૦ ફીટ ઉંડો બનાવવામાં આવ્યો. તેના કાંઠા ઉપર આગળ **ઈસ્માઇલ્યા** નામનું એક નાનું આરબ ગામડું હતું, જે આજે નેહેરની દોલતે એક આબાદ શેહેર થઇ પડયુંછે. ટિમ્સેહમાંથી એક મીઠાં પાણીની નેહેર જુદી ખોદીછે, જેમાં નૈલ નદીનું પાણી દાખલ કરી તેને છેક સુએઝ સુધી લંબાવવામાં આવીછે. હવે આ સરોવર મૂકયા પછીનું ખોદકામ બહુ દીકટ હતું. તે પછી **બિટર લેક** નામના કડવાં પાણીના મોટા સરોવરોમાંથી નેહેર પસાર થાયછે, જે છોડયા કે સુએઝ સુધીનું નવું ખોદકામ કરેલુંછે.

આ રીતે આ મોટી નેહેર બરાબર દશ વરસે એટલે ૧૮૬૯ની આખેરીએ તૈયાર થઇ હતી, જે પાછળ એકંદર ૧૭૫૧૮૭૨૯ પૌંડનો રાક્ષી ખર્ચ થયો હતો. ૧૮૬૯ ના નવેમ્બર માસની તા૦ ૧૭ મીએ એમાંથી પહેલવહેલું બારકસ ફતેહમંદી સાથ પસાર થયું. પહેલે વરસે એટલે ૧૮૭૦ માં એમાંથી ૪૯૧ બારકસો પસાર થયાં, પણ બીજે વરસે એમાં બીજાં ૩૦૦ નો વધારો થયો, અને એ રીતે દર સાલ તેમની સંખ્યા એટલીબધી વધી ચાલી કે ૧૮૮૧ માં દેશપ્રદેશનાં જુદાં જુદાં ૨૭૨૭ બારકસોએ એનો લાભ લીધો, જેમનો કુલે વજન ૫૭૯૪૪૦૦ ટનનો હતો. એ પછી હાલમાં તો આ બારકસો ઘણાં વધી ગયાંછે. દર ટને ૧૦ ફ્રાંક યાને ચાર રૂપિયાનો દર લેવામાં આવેછે, જેથી દર સાલ ૨૬૦૦૦૦૦ પૌંડનો આવક થાયછે.

સુએઝની નેહેર ઉપરની મારી મંજલ તા૦ ૧૬ મીની બપોરે પુરી થઇ, ને સ્ટીમર એજ નામનાં શેહેર ખાતે જઇ પુગી. પોર્ટ સઇદથી સુએઝ આવતાં અમને ૧૮ કલાક લાગ્યા. અહીં બે કલાક થોભી અમે આગળ વધ્યા, અને કેટલાક ટાપુઓ પાછળ મૂકીને **રાતા** સમુદ્રમાં દાખલ થયા. અમારૂં એ દરિયામાં દાખલ થવું તે ગોયા એક ગરમ ભઠીમાં હોમાવવા બરાબર હતું. એના કિનારા સઘળા સુકા અને ઝાડપાન વિનાના છે. સૂર્યનો તાપ પુષ્કળ પડેછે તેથી જમીન પણ બળી ગઈ હોય તેવી કાળી દિસેછે. વળી આટલી પિડાકારી ઓછી હોય તેમ માંખો અને મછરોનો ઉપદ્રવ ભારી છે. જોકે હાલ શિઆળાની મોસમ છે તે છતાં તપોટો ભારી છે. રાતે ચાંદનો પ્રકાશ હોવાથી સ્ટીમર ઉપર ખુલ્લી હવામાં બેસવું રમણ્ય લાગેછે. આજ રાત્રે અમોને સામેથી પી. અને ઓ. કું૦ની મૈલ સ્ટીમર વેલાતનો મેલ લઇને હિંદુસ્તાનથી ઇંગ્લંડ જતી મળી. તા૦ ૨૧ મીએ અમે **કામેરાન**ના ટાપુ ખાતે આવી પુગ્યા, જ્યાં હિંદુસ્તાનથી જેદે જતા હાજીઓનાં બારકસને "ક્વારેન્ટૈન" માં રાખેછે. બીજે દિને બાબ-અલ માન્દેબની સામુદ્રધૂણી પસાર કરીને **મોખાથી** એદન સુધીનો અરબસ્તાની સુકો કિનારો જોતા આ છેલાં બ્રિટિશ બંદર ખાતે

જઇ પુગ્યા, જેનું વર્ણન હું મારા પ્રવાસના શરૂઆતના સફાઓમાં આપી ગયોછું.

હવે અમે આરબી સમુદ્રમાં દાખલ થયા, અને જલદીથી મુંબઈ પુગવાની ઉલટમાં હતા, એટલામાં તા૦ ૨૬ મી અને મંગળવારે પાછળા પહોરે બે સોમાલી બગલાએ ઉભા રહી અમારી કને પાણી માંગ્યું. તેઓએ કરગરીને અમને અરજ કીધી કે ચાર દહાડા થયા અમે પાણીનો છાંટો મોહોપર મૂકયો નથી. અમારો કપ્તાન ભલો હતો. તેણે તરત સ્ટીમર ભરદરિયે ઉભી રાખી, અને બંને બગલાઓ ઉપરના ૭૮ સોમાલીઓને પુરૂં પડે એટલું પાણી તથા બિસ્કોટ મોકળી આપી. હવે અમે મુંબઇની પડોશમાં હતા, માટે અમને આ ઉપયોગી વસ્તુઓનો હવે ઝાઝો ખપ ન હતો. ૧૮૮૧ નાં સાલમાં હું રંગુનથી એદન જતો હતો ત્યારે પણ એજ રીતે એક સોમાલી બારકસે મારી સ્ટીમર "સાહારા" કનેથી પાણી માંગ્યું હતું અને તેના નાખોદાએ ખુશીથી આપ્યું હતું.

એદન અને મુંબઇ વચ્ચે પરવાળાંના ખડક બનાવનારા જીવડાઓનો સારો જથો ચકચક થતો જણાયછે. વળી ઝરા નામના મોટા જીવડા થાયછે તેઓ સ્ટીમરની પડોશમાં આવ્યાથી દીવા માફક ઝલકેછે. તેમની સંખ્યા પણ મોટી છે. આ ઝરા માણસનાં બદનને લાગવાથી જબરી બળત્રા ઉઠેછે અને સોજો ઉઠી આવેછે. હવે અમે શનિવાર તા૦ ૩૦ મી ડિસેમ્બર ૧૮૯૩ ને દિને સહવારે મુંબઇનાં બારાંમાં દાખલ થયા. **કોલાબાની** સુંદર દીવાદાંડી જોતાંજ મને બહુ ઉલટ પેદા થઇ, અને ૮ કલાકે તો હું કિનારે ઉતર્યો. મેં આ **મુંબઈ શેહેર ગુલઝાર** તા૦ ૧૧ મી ઑગસ્ટ ૧૮૮૭ ને ગુરૂવારે છોડયું હતું, જયાં હું છ વરસને સાડા ચાર મહિને આજે પાછો આવી પુગ્યો, જેથી મને મારાં સ્વદેશની આ ભૂમિમાં સલામત આવી પુગવાથી નેહાયત ખુશી ઉપજે એ કુદરતી છે.



# એશિયામાં બીજો પ્રવાસ.

## પ્રકરણ ૩૦ મું.

## તુર્કસ્તાન.

પ્રવાસના ક્રમમાં ફાંચડ—તેનો સબબ—મુંબઇથી રવાનગી—કાઠિયાવાડનો કિનારો—કરાંચી—મસ્કત—મત્રાના ખોજાઓની રીતભાત—બંદર અબ્બાસ—લિંગા—મોતીનો વેપાર—મોતી કેમ કહાડેછે? અબુ શેહેર—તેનો મોટો વેપાર—મોહમેહરા—સુસા નહિ જવાનો સબબ. બસરા—"કવારેન્ટીન"—તુર્કી અમલદારોની રૂશવત—"બક્ષીશ આપ!"—શેહેરની મોટાઇ, વેપાર, પેદાશ; જુનાં બસરાનાં ખંડિયેરો—રોજાઓ અને કબરો—૧૦૦ ફીટ ઉંચો મિનારો અને તેની પાદી—દટાયલાં શેહેરો. બગદાદ સુધીનાં ગામો—ટૈગ્રીસ નદી ઉપરનો દેખાવ—નદીનું નામ અને અર્થ—યહુદીઓ—બિદવીન આરબોનાં ઝુપડાં; પ્રખ્યાત મદાઇન—નોશીરવાનનો મેહલ "તખ્તે ખુસરૂ"—તેની મોટાઇ—સુલમાન ફારસીની કબર.

બગદાદ—શેહેરનો દેખાવ—શ્રીમંતોની રીતભાત—એક નકીબનો ઇતિહાસ—જુદા જુદા રોજાઓનું વર્ણન—ખલીફ હારૂનનો રોજો કયાં છે?—દટાયલાં શેહરો જોવાની ગોઠવણ—બ્રિટિશ કોં-સલની મુલાકાત—ખંડિયેરો તરફ કુચ—અબુ હનીફાનો રોજો—માર્ગમાં મળતાં ગામો—કકુંક—"વાદી સતરા" અને દટાયલાં શેહરો. મંજલો કાપવાની ગોઠવણ—નાની ઝાબ નદી—આર્બેલા—તેનો પુરાતન મિનારો—મોટા ટેકરા ઉપર વસેલું શેહર—આર્બેલાનું યાદગાર મેદાન—દારા અને સેકંદર વચ્ચેનું યુદ્ધ—મોટી ઝાબ નદી.

### મુંબઇથી મોસલ.



આસ્ટ્રેલિયા, એશિયા, અમેરિકા અને યુરોપની મારી લાંબી મુસાફરી પૂરી કરીને હું મુંબઇ તા૦ ૩૦ મી ડીસેમ્બર ૧૮૯૩ અને શનીવારે સહવારે ૮ વાગે આવી પહોંચ્યો હતો. અહીં ૪॥ મહિના કામકાજને સર ગુજાર્યા પછી એશિયામાં ઇરાન અને તુર્કીના રાજ્યો ખાતે મુસાફરી કરવાનો શોખ થવાથી હું તા૦ ૧૭ મી મે ૧૮૯૪ અને ગુરૂવારે બગદાદ જવા માટે સ્ટીમર "કિલ્વા" ઉપર સવાર થયો. અહીંથી મારી એશિયાની બીજી મરતબેની મુસાફરી શરૂ થાયછે, કેમકે ૧૮૮૭ માં મેં એશિયાના અરબસ્તાન, સીર્યા, ચીન, જાપાન વગેરે દેશોમાં મુસાફરી કરી હતી. હવે હાલની મારી મુસાફરી એ મોટા ખંડના પશ્ચિમ અને દક્ષિણ દેશોમાં હું કરવા નિકળ્યો છું.

તા૦ ૧૮ મી મે ૧૮૯૪, શુક્રવાર—અમારી સ્ટીમરે આજ દિને પાછળા પહોરે કાઠિયાવાડમાં પોરબંદર અને દ્વારકાંનો કાંઠો દૂરથી જોયો. મને એ વેળા એવું થતું કે જો ખોદા પાંખ આપે તો ઝટ જઇ એ મારા વહાલાં વતનના કિનારાને ભેટી પડું; કેમકે

છેલ્લાં ૬ વરસ થયાં મેં મારી એ જન્મભૂમિને દીઠી ન હતી. મુંબઇમાં ૪ાા માસ રહ્યો તોપણ હું હજી પીરાજી વતન ગયો ન હતો; તો જોકે ત્યાંથી મને મુલાકાતનાં બહુ નોતરાં થઇ ચુક્યાં હતાં. જો સલામત પાછો ફરીશ તો મારાં બાળપણના મિત્રો અને ખેશીઓને જઇ મળીશ. દૂરથી મેં કિનારાપર દેખાતાં ઝાડોને છેક રાત પડી ત્યાંસુધી જોયા કીધાં, અને પછી તા૦ ૧૯ મીના પાછળાપહોરે ૪ કલાકને શુમારે

**કરાંચી**

નો સુકો, રેતાળ કિનારો જોયો. રસ્તે મળતી બોટો છોડીને અમે બંદરને કાંઠે "મનોરા" નામની ટેકરી આવેલછે તે તરફ ચાલ્યા. તે ઉપર એક દીવાદાંડી બાંધેલીછે. અહીંજ વાવટાકાઠી પણ છે, અને સરકારી દારૂખાનું તથા લશ્કરી કાંપ પણ અહીંજ છે.

ત્રણ દિવસો સુધી આ બારાંમાં અમારી સ્ટીમર પડી રહી, અને બે આખા દિવસો સુધી કરાંચી શેહેર જોવાની મને તક મળી. તોપણ આ શેહરમાં કાંઇ એવું નવાઇજેવું કે જાણવાજોગ નથી કે જેની અહીં ખાસ નોધ કરી શકું. બંદર રોડથી સદર સુધીનો રસ્તો ચહોળો અને સારો છે. માર્ગમાં રામબાગ, નેટિવ જેનરલ લાઇબ્રેરી, પાંજરાંપોળ, હાજી મહમદની ધર્મશાળા, વગેરે આવેલછે. સદર નાનું છે, પણ ત્યાંના રસ્તા નવી ઢબના છે. શેહરના મધ્ય ભાગના રસ્તાઓ સાંકડા અને વાંકાચુકા છે. અહીં સિંધી ઉપરાંત મુલતાની લોકોની વસ્તી બહુ છે. મૂખ્ય બોલી સિંધી છે.

પશ્ચિમ હિંદુસ્તાનનું કરાંચી ઉત્તરનું છેલ્લું બંદર હોવાથી અહીં માલની ઉતર ચહડ ભારી છે. અહીં સારો વેપાર ચાલેછે. આ શેહર **સિંધુ** નદીના મૂખથી જરા દૂર છે. આ નદીને જો તેની પૂર મોટાઇ અને દમામમાં બરાબર જોવી હોય તો રેલવેથી **કોટરી** ગામ સુધી જવું. ત્યાંથી તેનો દેખાવ બહુ ભપકાદાર લાગેછે. આસપાસની જમીન રેતાળ છે, અને તેમાં કોઇજ ઠેકાણે જરાતરા લીલાશ જણાયછે.

અહીંનું રેલવે સ્ટેશન સારૂં બાંધેલુ છે, જેની નજદીકીમાંજ "નાશનલ બેંક ઑવ ઇંડિયા" ની ઇમારત છે. થોડેક દૂર નિકલ રોડ ઉપર એક સુંદર મોટી મહમાંદયાન મદ્રેસા બાંધેલીછે. હાલ અહીં તાપ પુષ્કળ પડેછે અને પવનથી રેતી અને ધૂળ ઉડયા કરેછે, જેથી મ્હોડાં ઉપર ગોયા વગર મ્હેનતે પૌડર લાગી રહેછે! કરાંચી શેહેર રોનકદાર કે ખુબસુર્ત નથી.

તા૦ ૨૧ મી, સોમવાર—આજ દિને અમે કરાંચી છોડયું, અને ઇરાની આખાત તરફ ચાલ્યા. માર્ગમાં બલુચિસ્તાનના કિનારાના સુકા ડુંગરો દેખાતા હતા. સ્ટીમરો હમેશાં આ મુલકનું **ગ્વાદર**નું બંદર કરેછે, પણ આ વેળા અમારી સ્ટીમરે તેમ કર્યું નહિ. તે ત્યાં ઉભી નહિ રહેતાં એકદમ

**મસ્કત**

તરફ ચાલી. તા૦ ૨૪ મી અને ગુરૂવારે અમને આ શેહરના ડુંગરો દેખાયા. એદન જેવા અહીંના ડુંગરો પણ ઝાડપાનની લિલોત્રી વિનાના બળેલા અને સુકા છે. અમારી સ્ટીમર અહીંનો મેલ લઇને આવી હતી માટે એક તોપ છોડીને લંગડ કીધું. તે આખા ૨૪ કલાક અહીં થોભવાની હતી માટે હું કિનારે ઉતર્યો. **મસ્કત** કાંઇ પણ દમ જેવું ગામ નથી. રસ્તા સાંકડા અને વાંકા ટિકા છે.

આજે મહારાણી **વિક્ટોરિયા**નો જન્મ દિવસ હોવાથી અહીંના કિલ્લા, તેમજ આગબોટ અને પોસ્ટ ઑફિસ ઉપર વાવટાઓ ચહડાવી શણગાર કર્યોછે અને ખુશાલી દેખાડવામાં આવીછે. ગયે સાલ એ દિનની ખુશાલીનો દેખાવ મેં ચીનમાં હાંગકાંગ ખાતે ભારી દબદબાભરેલો જોયો હતો.

**મત્રા** ગામ મસ્કતની પડોશમાં ઉત્તરે રાા થી ૩ મેલ ઉપર મોટું અને આબાદ છે, ત્યાં હું હોડીમાં બેસીને ગયો. આ ગામમાં ખોજાઓની વસ્તી સારી છે. તેમની સંખ્યા આશરે ૧૦૦૦ ઉપરની છે. તેઓ ઘણાખરા અહીંજ શાદી કરી ઘરબાર માંડી

પડેલાછે. કેટલાકોનાં ઘરોમાં આરબ છોડીઓ મેં જોઇ, જેઓ માટે સાંભળ્યું કે તેમને શાદી કરી રાખેલીછે. તેઓની આ ભેળસેળ ઓલાદ વધી ગઇછે, અને તેઓ હવે માંહોમાંહે વિવાહ કરેછે. પણ બોજાઓ પોતાની બેટીઓને આરબ છોકરાઓ સાથ શાદીમાં આપતા નથી. કહેછે કે આ બોજાઓ અહીં આજ ૧૫૦ વરસ થયાં આવી વસેલા છે, અને તેથી તેમની કોમ માંહોમાંહેની શાદીથી આરબો સાથ ભેળાઈ ગઇછે. જેઓ શુદ્ધ બોજા છે તેઓ પોતાને મિશ્રિત કોમથી ચહડતા ગણેછે. આ રીતે આ ઠેકાણે બોજાઓનો એક નવો ટોળો ઉભો થયોછે.

મસ્કતના બોજાઓનાં ઘરબાર મત્રામાં છે, અને તેઓ ધંધા રોજગાર માટે મસ્કતમાં આખો દહાડો ગુજારેછે. તેઓ બે પૈસે સુખી જણાયછે. અહીંનો મૂખ્ય નિકાશ વેપાર ખજુર અને ખારક વગેરેનો છે, જેમાં કોઇક વેળાજ ખમવું પડેછે, બાકી હમેશાં નફો થાયછે. મસ્કતની આયાતમાં મુંબઇથી ચોખા, કાફી, કરિયાણું, કાપડ વગેરે છે. એ ધંધામાં પણ લાભ મળે એમ ધારૂંછું. અહીં સખ્ત તાપ પડેછે—એદન કરતાં પણ વધારે પડતો જણાયછે.

મસ્કતની પશ્ચિમે **ઓમાન**નો મુલક છે, જેમાં ખજુરાંનાં ઝાડો ઘણાં છે. ખજુરાંના મોટા વિસ્તાર પછી રોબા અલ ખલીનું રેતાળ મેદાન દક્ષિણે છેક **ઈમન** સુધી લંબાયલું છે, જેમાં સાંભળ્યા મુજબ કશી લિલોત્રી નથી. સઘળે તાપથી તપેલી ગરમ રેતી ઉડયા કરેછે. આજે ૮૮ ડીગ્રી સુધી પારો ચહડેલો હતો, પણ હજી પછી વધારે તાપ પડશે ત્યારે ૧૧૫ ડીગ્રી સુધી પારો ચહડતો કહેવાયછે. એ વેળા રહેવાસીઓ એક બળતી તંદુર પાસે ઉભા હોય તેમ તેઓ તાપમાં ભૂંજાયછે. આજેબી હું જોઉંછું તો અહીં બાગબાની કે ઝાડપાનની ઘટા જેવું કશું દેખાતું નથી—સઘળું કાળું અને સુકું નજર આવેછે. મસ્કતમાં બે માણસથી ત્રીજો ચાલી ન શકે એવા સાંકડા રસ્તા છે, અને તે એવા ખરાબ છે કે સફાઇનું તો નામજ જણાતું નથી. ઘરો અને બજારોની બાંધણી અરબસ્તાનનાં બીજાં શેહેરોના જેવીજ છે. અહીંના બોજાઓનો લેબાસ જંગબારના આરબોના જેવોજ છે, અને ઘરસંસારી રીતભાત પણ તેવીજ છે. બલુચિસ્તાનથી આવી વસેલાં થોડાંક કુટુંબો અહીં છે, જેઓ પોતપોતામાં બલુચી બોલી બોલેછે.

મસ્કતમાં અમે ૩૦ કલાક ગુજારી તા૦ ૨૫મી અને શુક્રવારે પાછલા પોહોરે ૪ કલાકે ઇરાની આખાત તરફ જવા માટે ઓમાનના દરિયામાં આગળ વધ્યા. આ વેળા એ દરિયાનું પાણી એક તળાવ જેવું સ્થિર હતું.

તા૦ ૨૬ મી, શનિવાર—આજ દિને સહવારે ૯ વાગે અમે **જસ્ક** બંદરમાં લંગડ કીધું. એ ઇરાનના તાબાનું છે. અહીં પણ ખજુરાં અને સુકા પહાડો સિવાય વનસ્પતિમાત્રનું નામ નથી. ગામ નાનું છે, અને ખાસ નોંધ જેવું તેમાં કાંઇ નથી. **ઓરમઝ**ની સામુદ્રધૂણી પસાર કરતા હવે અમે ઇરાની આખાતમાં પેઠા, અને ઓરમઝ ટાપુને દૂરથીજ સલામ કરીને બીજે દિને યાને રવીવારે

## બંદર અબ્બાસ

જઇ ઉતર્યા. આ ગામ દરિયે કિનારે વસેલું છે. ગામમાં દાખલ થતાંજ બાજાર શરૂ થાયછે, જેનો રસ્તો છ સાત ફીટથી વધારે પહોળો નથી. રસ્તા ગંદા અને મેલા છે. ઉતારૂઓ કિનારે પગ મૂકેછે ત્યાંજ ઇરાની રહેવાસીઓ ગલીચી કરતા જણાયછે. ઘણાં ખરાં ઘરો માટીની કાચી ઇંટ અને તેવીજ દેવાલોથી બાંધેલાંછે. અહીંબી મસ્કતનાજ સુકા કાળા પર્વતોની હાર ફરી વળેલી જણાયછે, તાપ સખ્ત પડેછે, અને પાણી મોંઘાં છે. સિંધ હેદરાબાદના રહેવાસીઓ અહીં વેપાર અર્થે આવેછે, જેઓની સારી વસ્તી થવાથી તેઓ હાલ આ બંદરમાં એક દહેરૂં બાંધેછે. આ સિંધીઓને જેમ ઇરાનમાં તેમજ મિસર, સિરીઆ, ઑસ્ટ્રેલિયા, યુનૈટેડ સ્ટેટસ વગેરે પ્રદેશો ખાતે ફરી વળેલા મેં દિઠાછે. તેઓ કાપડ, કરિયાણું, વગેરે માલ વેચેછે.

## લિંગા

તા૦ ૨૭ મીના પાછળા પહોરે અમે અહીંથી ઉપડયા. બંદર અબ્બાસની પશ્ચિમે કિશિમ નામનો ટાપુ છે, અને એ બે વચેના દરિયામાંથી સ્ટીમર રસ્તો લેછે તેથી આસપાસના બંને કિનારા દેખાયા કરેછે. બીજી સહવારે ૮ વાગે અમે લિંગા જઇ પુગ્યા. અહીંના રસ્તા, બાજાર, ઘરો વગેરે બંદર અબ્બાસને મળતાંજ છે, તોપણ આ ગામ તેના કરતાં લગાર સુઘડ છે. એની વસ્તી પણ વધારે છે, તથા લોકો આબાદ દિસેછે. ગામમાં ત્રણ ચાર ઠેકાણે ખજુરીનાં ઝાડો રોપેલા ચોકો બનાવ્યાછે, જેમાં પાણીના કુઆ ખોદેલા છે. આ કુઆઓમાંથી ઓરતો પાણી ભરી લઇ જાયછે, જે તનદરોસ્ત કહેવાયછે. આજુ બાજુ વળી ખજુરાંનાં ઝાડોથી બગીચા બનાવ્યાછે. ઇરાની ઓરતો મોહોડાં ઉપર બુર્ખો નાખી સોદો કરતી જણાયછે. અહીં એક મસ્જીદ અબ્બાસ નામનું ધર્મનું મકાન છે. લિંગાથી થોડેક દૂર જુના વખતનો એક પોર્ટુગીઝ કિલ્લો છે. બંદર અબ્બાસ પણ અસલ એજ લોકોએ વસાવેલું કહેવાયછે, અને ઓરમઝ ટાપુમાં તેમનાં થાણાં છે, તથા લિંગાની માફક કેથે કેથે તેમના બાંધેલા કિલ્લાઓ છે, તે ઉપરથી એમ લાગેછે કે ઇરાની આખાતમાં અસલ પોર્ટુગીઝ લોકોની સત્તા ચાલી હશે. લિંગામાં ઘરોને છાપરાંને બદલે ધાબાં છે. ઉત્તરે કબ્રસ્તાન છે. પડોશમાંજ

## બાહરીન ટાપુ

આવેલાછે, જ્યાંના દરિયામાંથી મોતી કહાડવામાં આવેછે અને તેનો મોટો વેપાર ચાલેછે. બાહરીન અનેક ટાપુઓના ઝુમખાનું નામ છે, જેઓમાંનો સર્વથી મોટો અબુ શેહેરથી ૯૦ મૈલ દૂર છે. આગળ એ ટાપુઓ વાહાબી લોકોના કબજામાં હતા. મૂખ્ય બંદર મહીના નામે નાનો કસ્બો છે. અહીં આખી દુનિયામાં સર્વથી મોટા જથામાં મોતી નિકળેછે, અને બાહરીનનાં મોતીઓ સીલોનનાં મોતી કરતાંબી ટકાઉ અને ઓબેહદાર ગણાયછે.



તા૦ ૨૯ મી અને મંગળવારે અમે આ મોતી પાકવનારા દરિયામાંથી રસ્તો લીધો. આ મોતી કેમ કહાડવામાં આવેછે તે બાબે મેં સીલોનમાં પરપુછ કરી હતી, તેમજ આ ઠેકાણે ફરીથી ખબર કહાડતાં મને નીચે મુજબનો ખોલાસો મળ્યો. આ મોતી નરમ માવા જેવાં માસવાળાં પ્રાણીઓનાં શરીરમાંથી મળી આવેછે, જેઓ મજબૂત કોટળાંમાં દરિયાને તળિયે ખડકોને બાઝીને રહેછે. મોતીવાળી આ શીપો કહાડવાની ચોકસ મોસમ ઉપર મોતીવાળી જગાએ સેંકડો બોટો ભેગી થાયછે. એ વેળા કાંઠા ઉપર એક મેળા જેવો દેખાવ થઇ રહેછે. દરેક બોટ ઉપર બબે ડુબકી મારનારા, તેમના બબે મદદનિશો અને ભરેલી બંદુક સાથ એકેકો સરકારી સિપાહી હોયછે. બોટના ડોળ સાથ બાંધેલા એક આડાં મજબૂત લાકડાને એક કપો જડેછે, અને તે ઉપર જાડું મજબૂત દોરડું વિંટાળેછે. દોરડાને એક છેડે એક મોટો પથર બાંધેછે, જે ઉપર ડુબકી મારનાર ઉભો રહેછે. પાણીમાં જતી વખ્તે તમામ દોરડું છોડવામાં આવેછે, અને પેલો માણસ દરિયાને તળિયે જઇ પુગ્યો એટલે દોરડું અને પથર છોડી દઇ પોતાને ડાબે હાથે પાણી માંહેલા ખડક અથવા ઝાડી પકડી લેછે અને જમણે હાથે જેટલીબી શીપ ભેગી થઇ શકે એટલી પોતાની જોડ આણેલી એક ટોપલીમાં ભરેછે. આ ટોપલી બોટ ઉપરનો મદદનિશ ખેંચી લેછે, અને ડુબકી મારનારબી તરત પાણીની સપાટી ઉપર ચહડી જાયછે. તેનું આ કામ ખલાસ થયું કે તેની સાથવાળો બીજો ડુબકી મારનાર તળિયે જાયછે. આ રીતે આખો દહાડો જેટલીબી એકઠી કરી શકાય એટલી શીપો દરેક બોટ ભેગી કરેછે, અને પછી તે કાંઠા ઉપર લઇ જઇ સર્વથી વધતી કિમત આપનારા વેપારીઓને વેચવામાં આવેછે. ડુબકી મારનારથી એક મિનિટથી વધુ વખ્ત પાણીમાં થોભી શકાતું નથી. ઘણાખરા તો ૫૩ થી ૫૭ સેકંડમાંજ મથાળે ચહડી આવેછે. દરિયાને તળિયેથી આણેલી શીપો પથર જેવી મજબૂત

ડૂબકેછે, અને તેઓમાં નાનાં મોટાં મોતીઓ મોટી સંખ્યામાં પાકેછે. સીલોન ખાતે આ શીપોને કાંઠે લઇ જઈ નાના નાના ઢગલામાં ભેગી કરેછે અને તેમનું લિલાઉં કરેછે. આ એક જાતની શોરતી છે, કેમકે કોઇ વેપારીની શીપો કેવળ ખાલી પણ નિકળેછે, કોઈની શીપમાંથી એકાદ બે મોતી મળેછે, અને કોઈમાંથી ડજનબંધ મળી આવેછે. કોઇ શીપોમાંથી ઝીણાં અને કોઇમાંથી મોટાં બેમૂળાં મોતી નિકળેછે.

શીપોના આ દરિયામાંથી આગળ ચાલતાં રાતની વેળાએ પાણીના મોજા આવ્યાથી તથા તે ઉપરથી સ્ટીમર ચાલ્યાથી કાંદી સળગાવતી વેળા ફૉસ્ફૉરસનો જેમ ચમકાટ થાયછે તેમ ચમકાટ થયા કરેછે. એમ કાંઠે કાંઠે ચાલતાં ઈરાનના દક્ષિણ તરફના સુકા ડુંગરો જોતો હું

## અબુ શેહેર

ખાતે તા૦ ૩૦ મી મે અને બુધવારે જઇ પુગ્યો. આ શેહેર ૧૧ મૈલ લાંબા અને ૪ મૈલ પોહોળા એક ભૂશલાકા ઉપર બાંધેલું છે. અહીં મોટા પવન કે તુફાન લાગતાંજ નથી. એ ઈરાનનું મોટું બંદર છે. અહીંથી આ દેશનાં મુખ્ય શેહેરો ખાતે માલ જાયછે, તેમજ પ્રદેશો ખાતે જનારો માલ **તેહરાન, ઈસ્પાહાન, શીરાઝ, યઝ્દ** અને **ખોરાસાન** તથા છેક **મશહેદ** ખાતેથી અહીંજ આવી ઉતરેછે. દેશના માંહેલા ભાગો ખાતે ઉંટો અને ખચ્ચરોથી માલની લાવ લઇજા થાયછે. જોકે આ રીતે અબુ શેહેર મોટું વેપારી બંદર છે, તોપણ તેના રસ્તાઓ અને મોહોલ્લાઓ સાંકડા અને ગંદા છે. બાજારો પણ એ બાબતમાં ચહડતાં નથી. બંદરથી થોડાક મૈલ દૂર થોડીક બાગાયત જમીન છે, જ્યાંનું પાણી સારૂં હોવાથી અહીંના માતબર લોકો તે મંગાવી પિયેછે. એ જમીનને "બામની" કહેછે. શેહેરની પડોશમાં ૧૬ મૈલ સુધી સારૂં પાણી મળવું મુશ્કેલ છે. બ્રિટિશ સરકારનો કૉન્સલ જેનરલ અહીં રહેછે, જેનું મકાન સારૂં છે. તેની જોડમાંજ ટપાળ ઑફિસ વગેરે છે, અને તેમનાં રક્ષણ માટે હિંદી સિપાહીઓનો પાહારો રાખેલોછે. અહીં ટપાળના સ્ટાંપ, તેમજ તેનો દર સર્વે આપણા દેશને મળતુંજ છે.

મારે ઈરાન દેશનાં મુખ્ય શેહેરો અને જોવા લાયક જગાઓ ખાતે જવું હતું માટે હું મજકુર કૉન્સલ જેનરલને મળવા ગયો, પણ તે બહારગામ ગયલો હોવાથી વાઇસ કૉન્સલ મી૦ **જે. સી. ગૅસ્કિને** મને માયાથી આદરમાન આપી **સુસા, પર્સિપોલિસ** વગેરે ઠેકાણે જવાના માર્ગની સર્વ માહિતી આપી. આજનો આખો દિવસ શેહેરમાં ફરહર કરીને સાંજે સ્ટીમર ઉપર ગયો, જે ૬ વાગે પાછી આગળ વધી, અને બીજે દિને હું

**ફાઓ** નામે બંદરે જઇ પુગ્યો, જે ઈરાની અખાત, અને તેમાં ખાલી થતી મોટી **યુફ્રેટિસ** (ફોરાત) અને **ટૈગ્રીસ** (તીર) નદીઓનાં એક બીજા સાથ મળી ગયા પછી બનેલી **શત-અલ-આરબ** નદીનાં મૂખ ઉપર આવેલું છે. ફાઓ તરફનો આખો કિનારો ખજુરીનાં ઝાડોથી ભરપૂર છે અને જમીન રસાળ છે. ફાઓનો કાંઠો રેતી વગેરેથી પૂરાઇ ગયલો હોવાથી અહીં નદીની ઉંડાઇ ૩ થી ૩॥ વામ કરતાં વધારે નથી. હવે અમે આ નદી (શત અલ આરબ) માં પેઠા, જેનો પૂર્વ કિનારો ટુર્કી સરકારને તાબે છે અને પશ્ચિમનો તમામ ભાગ ઈરાનની સરકારના સ્વાધિનમાં છે. નદીના બંને કાંઠાઓવાળી જમીન રસાળ અને ફળદ્રુપ છે. જ્યાં જોઇયે ત્યાં ખજુરીનાં ઝાડો બીચોબીચ જણાયછે. એમ કરતાં સ્ટીમર

**મોહમેરા** ગામને બંદરે ઉભી રહી, જે ઇરાન સરકારને તાબે છે. આ નાનાં ગામમાં **કારૂન** નદી શત અલ આરબને આવી મળેછે. આ નદી ઉંડી હોવાથી તે મારફતે નાની આગબોટો ઈરાનનાં **શુસ્તર** શેહેર સુધી જઇ શકેછે. શુસ્તરથી **દીઝફુલ** નામના કસ્બા તરફ સ્વારીથી જવાયછે. **સુસાનાં** પુરાણાં શેહરની ભેટ લેવાની મારી ખાસ ઉમેદ હતી તે જો મારી મરજી મુજબ બર આવી હોત તો હું દીઝફુલથી ત્યાં ૪ કલાકમાં જઇ પુગત. પણ આ મોસમમાં અત્યંત ગર્મી પડલી

હોવાથી મને બહુજ તકલીફ પડશે અને હું બીમાર થઈ પડીશ એવો મને અનેકતરફથી ભય મળવાથી મોટી દિલગીરી સાથ મેં પુરાતન સુસા શેહેરનાં અસલી પાર્સી પાદશાહોએ બાંધેલા મેહલોનાં ખંડિયેરો જોવાનો મોટો વિચાર પડતો નાખ્યો. હવે હું માહમેરાથી આગળ વધ્યો, અને પ્રખ્યાત

## બસરા

શેહેર ખાતે સાંજે જઈ પુગ્યો. આ શેહેર તુર્કી સરકારને તાબે છે, જેમના હુકમ મુજબ ત્યાં જતી દરેક સ્ટીમરને ૨૪ કલાક "કવારેન્ટેન"ના જાપ્તામાં રહેવું પડેછે તેમ અમારી સ્ટીમરને પણ એક આખા દહાડાની એ સજા થઈ! ફાઓથી બસરા સુધીનો નદી કાંઠો તમામ સપાટ છે. આખે કાંઠે ખજુરાંનાં ઝાડોની બાગબાની જણાયછે, જેઓ ઉપર લીલા ખજુરોના ઝુમખા બાઝેલા બહુ ખુશનોમા લાગેછે. શેખ સાઅદી તવાઝો અથવા નમનતાઈની બાબતમાં બોલતાં કહી ગયોછે કે—

> તવાઝે કુનદ હુશમંદે ગુઝીન,
> નેહદ શાખે પુર મેવે સર બર જમીન.

હું ધારૂંછું કે આમાં તે "મેવાની શાખ" વિશે બોલેછે તે ખજુરોના ઝુમખાજ હોવા જોઈયે. એકેક ઝુમખામાં કાંઈ સેંકડો ખજુર બાઝેલા જણાયછે. નદીનાં પાણીઓ પોતાના બાગો અને ખેતરોમાં લઈને લોકો આ મેવો ઉગાડેછે. કેટલાક નદીના કાંઠાવાળા ભાગોમાં તો ભર્તિ વેળા પાણી પોતાની મેળે ચહડી આવીને આ ઝાડોને તનદરોસ્ત બનાવી જાયછે. એકેક માતબર ઝાડ ઉપરથી પાંચથી છ મણ ખજુર ઉતરેછે, અને તેથી સરસમાં સરસ એકેક ઝાડની કીમત રૂ૭૫ સુધીની અંકાયછે. આ ઝાડો પોણાશેથી શો વરસો સુધી જીવેછે, અને તેઓએ પોતાના ધણીઓને ધનવાન કીધાછે. બસરામાં ખજુર ઉપરાંત ઘઊંની પેદાશ પણ ઘણી છે, તેમજ તલ, ચોખા, જુવાર, વગેરે બીજો અનાજ પણ પાકેછે, અને તે પ્રદેશો ખાતે ચહડેછે.

આવા ફળદ્રુપ મુલકની સરકાર દોલતમંદ હોવી જોઈયે, તેને બદલે તુર્કી સરકાર મુફલેસ છે તેનું કારણ શું? કારણ મેં મારી નજરે મારીજ સ્ટીમર ઉપર જોયું. સ્ટીમર ૨૪ કલાકની કેદમાં હતી, તે વેળા કેટલાક તુર્કી કસ્ટમ અમલદારો માલની નિગેહબાની માટે આવ્યા. હવે આ અમલદારો બહુ લાંચિયા હોયછે. તેમને જો પાંચ રૂપિયાની લાલચ મળી તો તેઓ એટલોબધો કીમતી માલ વગર જકાતે પસાર થવા દેછે કે જેના તુર્કી સરકારને રૂ૧૦૦ ઉપજી શકે. આવી દાણચોરી અને અમલદારોની રૂશવત કંઈજ નહિ પણ સરકારનું અંધેર દેખાડેછે, અને અંધેર નગરીની સરકાર મુફલેસ રહે તેમાં શી નવાઈ? કીમતી માલ ઉપરની જકાતની કેમ ચોરી થાયછે અને અમલદારો કેમ લાંચ લેછે તે મને મારી સ્ટીમરના સ્ટુઅર્ડે નજરેનજર દેખાડયું. મારી કને જકાત ભરવા જેવો કશો માલ હતો નહી, માટે એક લાંચિયા અમલદારે મારી કનેથી "બક્ષેશ" માંગી! મેં આવું કશું આપવાની ના પાડી, ત્યારે મારી કને એક કેતાબ હતી તે ખુંચી લીધી અને ગુસ્સાથી કહ્યું કે એ લેવા કસ્ટમ ઑફિસમાં આવજે. મેં જોયું કે નાહકનું હેરાન થવું પડશે, માટે એ આનાની ધૂળ વાળી અને મારી ચોપડી પાછી લીધી. આવું આવું તો બહુ ચાલેછે, પણ પુછનાર કોઈ નહિ હોવાથી સઘળું ચાલી જાયછે, અને શેવટે સરકાર મુફલેસ રહી જાયછે તથા ગરીબ રૈયત કચવાયછે.

૨૪ કલાકના જાપ્તાની મુદત પુરી થયાથી હું કિનારે ઉતર્યો અને શેહેર જોવા ચાલ્યો, જે કાંઠાથી બે મૈલ જેટલું દૂર છે. નદીમાંથી એક મોટી નેહેર છેક શેહર સુધી બાંધી લીધીછે, અને તે માર્ગે બોટમાં બેસીને ત્યાં જવાયછે. આવી ત્રણ મોટી નેહેરો ખજુરીનાં ઝાડોની ફળદ્રુપતાને થકી શેહરની આસપાસ ખોદેલીછે. નેહરની બંને બાજુએ આજ ઝાડો દેખાયા કરેછે, જેઓ ઉપર લીલો મેવો ઝુકી રહ્યોછે. શેહરમાં હું અહીંના જાણીતા મેમણ વેપારી હાજી **ઈસ્માયલ હાજી આબા-**

નાની હુકાન ઉપર ઉતર્યો, અને બસરાની આગબોટ અહીંથી છેક બગદાદ સુધી જાયછે માટે તે ઉપડે ત્યાંસુધી અહીંજ રહ્યો. આ શેહર બુશેહર કરતાં મોટું અને તે કરતાં ચહોળા રસ્તાવાળું છે. બાજારો પણ સારાં છે, જેઓ ઉપર આરબ રીત મુજબ તડકો નહિ પડે તે માટે ધાબાં કરેલછે. હાલ અહીં બહુ તાપ પડેછે, પણ જુલૈ તથા ઑગસ્ટ માસમાં તો તે અત્યંત પડતો કહેવાયછે. આ તાપમાંજ ખજુર પાકેછે.

બસરા શેહેર ખલીફ **ઉમરે** અરબસ્તાન સાથના ઇરાની, હિંદી અને શામી વેપારના વધારાને થકી બાંધ્યું હતું, અને ત્યારથી તેની કીમત વધતી ગઇછે. બસરાનો વેપાર ચોખા, ખાંડ, કાપડ, મશાલો, મોતી, વગેરેનો રોકડથી ચાલેછે. અહીં યહુદીઓ, મહમદિયા-નો ખ્રિસ્ટીઓ, ઇરાનીઓ, યુનાનીઓ, આર્માનીઓ જોડે આપણા દેશના વાણિયા વેપારીઓની પણ વસ્તી છે.

**તા૦ ૩ જી જુન,** રવીવાર—આજ દિને હું જુનાં બસોરા શેહરનાં ખંડિયેરો જોવા ગયો. હાલ આ તરફ નદીમાં જબરાં પૂર આવેલાં હોવાથી હજી સુધી અહીંથી પાણી ઓસડયાં નથી. ઉનાળામાં ઉત્તર તરફ પહાડો ઉપરનું બર્ફ પિગળ્યાથી નદીમાં જબરી નાશકારક રેલ ચહડેછે અને તે આસપાસનાં ગામો ઉપર ખરાબી કરેછે. મેં એક બોટ ભાડે કીધી અને પાંચ મૈલ સુધી આગળ વધીને કિનારે ઉતર્યો, જયાંથી અર્ધો મૈલ ઉપર સૈયદના **તલ્લાહ**ની કબરનો રોજો છે, ને ત્યાંથી એક મૈલ દૂર જુનાં બસરાનાં ખંડિયેરો છે. હાલ અહીં ૧૦૦ ફીટનો ઉંચો મિનારો જણાયછે, જેની જોડેજ એક મસ્જીદ પણ છે. મિનારા-ની પાસેનાં પડી ગયલાં બાંધકામોના ટેકરા-માંથી લોકો પુરાણા વખ્તની ઇંટો ખોદી કહાડે છે, જેમાંની દરેક ૧॥ ફીટ ચોરસ હોયછે. આ જુનું બસરા અસલ બહુ મોટું હતું. હાલ ત્યાં કશી વસ્તી નથી. ત્યાંથી એક મૈલ દૂર **જુબેર** નામે ગામ છે, જ્યાં સૈયદના **જુબેર** બિન **અવામ**ની કબરનો રોજો મેં જોયો. આ જુબેર તેમજ મજકુર **તલ્લાહ** પેગામ્બર **મોહમદ**ના મોટા અસ્હાબ યાને દોસ્તો હતા. તે સાહેબના ૧૦ દોસ્તો **જન્નતી** યાને બેહસ્ત મુકામી કહેવાયછે, તેઓમાંના આ બે છે. ઉપલાં ગામની પાછળ **ખાજા હુસેન બસરી**ની કબર છે. અને ત્યાંથી પાંચ મૈલના તફાવત ઉપર પેગામ્બરના એક બીજા અસ્હાબ **ઇનસ** બિન **માલિક**ની કબર છે. આ સર્વે કબરોમાં હું ફરી વળ્યો, પણ તેઓ ઉજડ પડેલીછે. ઝાડપાન જેવું તેઓની આસપાસ કશું નથી.

ઉપર કહેલા ૧૦૦ ફીટ ઉંચા મિનારાના સંબંધમાં કહેછે કે અહીં આગળ એક મોટી લડાઇ થઇ હતી. એ લડાઇ પેગામ્બર સાહેબ-ની ઓરત **આઇશા** અને જમાઇ હજરત **અલી** વચે આજ મેદાનમાં થયલી મનાયછે, કે જ્યાં હાલ હું ઉભોછું અને આ નોંધ ટપકાઉંછું. એજ લડાઇમાં ઉપલા બંને અસ્હાબો જુબેર અને તલ્લાહ માર્યા ગયા હતા. જેમ જુનું બસરા આજે નાશ પામ્યુંછે તેમ નવાં બસરા પણ કોઇ પુરાણાં મોટાં શેહેરોનાં ખંડિયેર ઉપરજ બંધાયલું સાંભળીને પુરાતન શેહરો અને તેમનાં મહાભારત મકાનોની તકલીદી ક્ષણ-ભંગુર હાલત બાબે અફસોસ થાયછે. બસરા અને તેની આસપાસનો ટૈગ્રીસ તથા યુફ્રેટિસ નદીઓવાળો મુલક જે આજે **મેસોપોટે-મિયા** કહેવાયછે, તે અસલના વખ્તમાં **બેબિ-લોનિયા**ને નામે ઓળખાતો હતો, જે પુરાણો મુલક નામીચાં શેહરોથી ભરપૂર હતો, અને જેણે બે વાર પોતાના જમાનામાં જણાયલી દુનિયામાં નામીચી શેહનશાહાતો સ્થાપીને પોતાની મોટાઇ ચોતરફ જાહેર કીધી હતી. એની પૂર્વે **સુસિયા**ના અને **મીડિયા,** અને ઉત્તરે **એસીરીયા**ના પ્રાંતો હતા, જેઓએ પણ પોતપોતાની જુદી જુદી પાદશાહાતોના પાયા નાખી આસપાસના દેશોની હકુમતને પાયા-માંથી ધ્રુજાવી હતી. તે વખ્તનાં નામીચાં શેહરો આજે પરાગંદેહ થઇ ગયલાંછે અને તેમની મેહલેરોકી ઇમારતો રેતીમાં દટાઇ ગયલી અને તેમના ટેકરા બની ગયલા આજે જાહેર

થયાછે. તે પ્રખ્યાત શેહરોને આજે યુરોપિયન શોધકો ખોદી કહાડવા મથ્યાછે. મારા અતરે આવ્યાની થોડાજ દિવસો આગમજ આ તરફના ફ્રેંચ કૉન્સલે યુફ્રેટિસ ઉપર આવેલાં ગુર્ના નામે ગામ તરફ જઈ તેની પડોશના માટીના ડુંગરોમાં ખોદકામ ચલાવીને એક પુરાણું શેહર શોધી કહાડયુંછે. હજી ત્યાં ખોદકામ ચાલુછે, અને તે ચાલુજ રહેશે. પણ થોડાજ દિવસોની મેહનતમાં આ કૉન્સલે આગળા જમાનાઓનાં પથરનાં મસ મોટાં પુતળાંઓ વગેરે ખણી કહાડવામાં ફતેહ મેળવીછે, અને તેઓને બોટોમાં લાધીને હાલ બસરા ખાતે લાવ્યોછે. કહેછે કે આ પુરાણું દટાઇ ગયલું શેહર પુરાતન બેબિલન કરતાં પણ જુનું હતું. આ દટાયલાં શેહેરો જમાનાઓ સુધી બેમાલુમ પડયાં રહેછે, પણ નજીવા એતેફાકથી તેમની ઇધાણી મળી આવેછે અને યુરોપિયન શોધકોને ખોદકામ ચલાવવાનું ઉત્તેજન કરી આપેછે. દાખલા તરીકે કોઇ વાર વિજળીના તારનાં દોરડાં માટે થાંભલા ચહોડવા લકી ખાડા ખોદતાં દટાયલાં પુતળાંઓ, ઇંટો, મેહલની નકર દેવાલો વગેરે માલુમ પડેછે. ઉપલું ગુર્ના ગામ ટૈગ્રીસ અને યુફ્રેટિસ નદીઓના સંગમ ઉપર આવેલુંછે, જ્યાં પુરાણા કાળનાં બે ઝાડો છે તેઓ "બાવા આદમનાં ઝાડ" ને નામે ઓળખાયુંછે. કથા છે કે આદમનો જન્મ અહીંજ, અથવા એજ તરફ થયો હતો. કદાચ આ વાતો બોલેબોલ સાચી નહિ હોય, તોપણ તે પરથી એટલું તો સિદ્ધ થાયછે કે જમીનના આ ભાગો બહુ પુરાણા છે, અને તેઓ ઉપર એક વાર મોટાં શેહેરો વસી ગયાંછે.

તા૦ ૬ ઠી જુન, બુધવાર—આજ દિને હું બસરા છોડી સ્ટીમર "ખલીફા" માં બગદાદ જવા ઉપડયો. ફાઓથી ગુર્ના સુધી ઉપલી બંને નદીઓ જોડાયલી વહેછે. તે આખી શત અલ આરબને નામે ઓળખાયછે. એ નદીની બંને બાજુઓ ખજુરનાં ઝાડોથી ભરાઈ ગયલી જણાયછે. એ ભાગમાં જેટલો ખજુર પાકેછે તેટલો દુનિયાના બીજા કોઈ ભાગમાં પાકતો નહિ હોય. મસ્કત અને ઓમાનમાં પાકતો ખજુર આ બસરા તરફની પેદાશને ચોથે હિસ્સે ગણાયછે. બગદાદ જીલ્લામાં પણ ખજુરનો પાક થાયછે, પણ વળી તે આ તરફના પાકને આઠમે હિસ્સે સમજવો. ખજુર જાતજાતના થાયછે, જેમાં રંગે પિળાશ ધરાવતો બગદાદી છે, કેજે "જાયદી" ને નામે ઓળખાયછે; પણ બસરાનો ખજુર "હાલાવી" કહેવાયછે, કેજે લાલ સુર્ખ જેવો હોયછે. યુરોપિયન લોકો છેલો ખજુર પસંદ કરેછે, અને તેજ યુરોપ તથા અમેરિકા ખાતે ચહડેછે. તે ખાધામાં ઘણો લેહજતદાર છે, તોપણ બગદાદી ખજુરની ઉપજ થોડી હોવાથી તેનો ભાવ કંઇક ચહડતો આવેછે.

તા૦ ૭ મી, ગુરૂવાર—આજે સહવારના મલસ્કામાં નદી શત અલ આરબ છોડી તેના બે જબરદસ્ત ફાંટાઓમાંના મોટા—યાને ટૈગ્રીસ નદી—માં અમે દાખલ થયા. આ નદીને અહીંના રહેવાસીઓ "દજલા" કહેછે. અસલ આ તરફના પાદશાહોમાંના કેટલાકનું નામ "તીગ્રાન" હતું, તે ઉપરથી તેમના મુલકની આ નદીનું નામ ટૈગ્રીસ પડયું હોય તો બનવાજોગ છે. બીજા હાથ ઉપર અવસ્તાભાષામાં "તિઘ્ર" નો અર્થ "તીર" નો થાયછે, અને આ ટૈગ્રીસ નદીનાં પાણીની ઝડપ કમાનમાંથી છુટેલા એક તીર સમાન મનાયછે, તે ઉપરથી એ નદીને બાજે ફારસી લખનારાઓ "તીર" ને નામે પણ ઓળખાવી જાયછે. અજાયબ જેવું છે કે આ નદીને કાંઠે ખજુરનાં ઝાડો નથી. તેના કાંઠાની જમીન નીચી હોવાથી તથા મારા અહીં આવ્યાની થોડાજ દિવસ આગમજ આ તરફ નદીમાં જબરી નાશકારક રેલ આવેલી હોવાથી હજી સુધી ચોતરફ મૈલો સુધી જમીન પાણીથી ઢંકાઇ ગયલી જોઉંછું. મને કહેવામાં આવેછે કે આ વરસના જેવી રેલ એ નદીમાં આગળ કોઇ કાળે આવી ન હતી. ૧૮૩૪ માં એક જબરી રેલ આવી હતી ખરી, પણ તે આ વખતના પૂર આગળ નાની હતી. કુર્દીસ્તાન તથા આર્મિન્યાના પહાડો ઉપર શિયાળામાં પડેલો બર્ફ ઉનાળામાં પિગળેછે અને તેથી આ પ્રલય આવેછે.

૧૦ ક્લાકને અમલે અમે **નબી ઉજેર** નામે ગામ આગળ જઈ પુગ્યા, જ્યાં એ નબી-ની કબર છે. તેને યહુદી લોકો બહુ માનેછે, તેમ વળી મુસલમાનો પણ નબી ઉજેરને માને-છે. એ ગામમાં યહુદી લોકોની ઘણી વસ્તી છે, અને નબીની કબર તથા રોજો એ લોકનીજ દેખરેખ તળેછે. અમારી આગબોટે અહીં લંગડ કરવાથી હું આ ગામ જોવા ગયો. તે જોકે બહુ નાનું છે, તોપણ યહુદીઓનાં તિર્થની એ જગા હોવાથી તેમની મોટી સંખ્યા દૂર વેરથી જીયારત માટે અહીં આવજા કરેછે. નબીનો રોજો સ્ટીમર ઉભી રહેછે ત્યાંજ નદીને કાંઠે છે. હું અંદર ગયો, તો મેં આ દૂર દેશાવરોથી આવનારા યહુદીઓને થકી ઉતારાની જગાઓ બાંધી લીધેલી જોઇ, જેમની વચે નબીની કબર છે. યહુદી લોકો ખુબસુરતતો છેજ. અહીં તેમની ઓરતો બુર્ખો નાખ્યા વિના ખુલ્લે ચેહેરે ફરેછે. માથાં ઉપર તેઓ તુર્કી ટોપી જેવું શીર-ઢાંકણ ઘાલેછે, જે ઉપર આરબ લોકો મુજબ ઝરીની પીટ ભરેલી હોયછે. આ ટોપી ઉપર વળી ઓઢણું ઓઢેછે, જે ચલકતાં પિળાં રેશમનું હોયછે. જવાન માત-બર ઓરતોજ તે ઓઢેછે.

મારી સ્ટીમરમાં કેટલીક બુર્ખાવાળી સ્ત્રીઓ છે, જેઓ ઇરાની, આરબ, તુર્કી અને હિંદી ઓરતો છે. તેઓએ મોહોડાં ઉપર મોટા બુર્ખો નાખેલોછે જેને જોવા માટે ફક્ત આંખ આગળ જાળી કરેલીછે. આ બાપડીઓ તુટક-ની ઉતારૂઓછે, જેમને પડતી અનેક તકલીફ-થી તેમનો દેખાવ બહુ દયામણો લાગેછે. નદી કિનારે કેથે કેથે ભટકતા બિદવીન આર-બોનાં ઝુપડાં જણાયછે. ચાર લાકડી જમીન-માં ખોશી તે ઉપર કાળી ધાબળી બાંધી અને બાજુ ઉપર એકાદ કકડો તડકો અટકા-વવા બાંધ્યો, એટલે આ ઝુપડાં થયાં ! આવાં કંગાળ દયામણાં ઝુપડાંઓ કેથે કેથે ૫૦ થી ૭૫ નજર આવેછે, અને તે આ લોકોનાં ગામ જેવાં દિસેછે. ઝુપડાંમાં ઓરતો અનાજ પીસી રોટલા બનાવતી હું જોતોહું. આ લોકોની કને દુધાળાં જાનવરો બહુ હોયછે, અને તેમની ઉપરજ તેમનાં ગુજરાણનો મોટો આધાર છે. તેઓ તેમનું દુધ, તથા તેનું દહી, ઘી બનાવી વેચેછે, તથા વળી ખેતી પણ કરેછે. તેમની સ્થિતિ તદન જંગલી છે. ઝુપડાંઓને થોડેક છેટે ગાય, બકરાં, ઘોડા, ગધેડાં વગેરે ચરતાં જણાયછે. એ તેમની દોલત છે, જેમનું દુધ તેમનું ગુજરાણ કરનારૂં બ્યાજ છે.

માર્ગમાં અમને ગડ ગામડાં મળતાં ગયાં તેમાં જેઓ મોટાં હતાં ત્યાં આગબોટ ઉભી રહેતી. એવાં એક **અમારા** નામનાં ગામમાંથી બગદાદ લઇ જવા માટે સ્ટીમર ઉપર ઉન ચડ, ડાવવામાં આવી. કાંઠે મળતાં આ સર્વ ગામે-ગરીબો સ્થિતિનાં જણાયછે. એ ગામો વળી એકેકથી બહુ દૂર નજરે પડેછે. તા૦ ૯ મી અને શનિવારે અમે **કુત** નામે ગામ પુગ્યા, જ્યાંથી પણ બગદાદ ખાતે બહુ ઉન ચહડેછે. ટૈગ્રીસ નદી સર્પની પેઠે બહુ વાંકો ટિકો માર્ગ લેતી વહેછે. તેનો આઓ કિનારો સપાટ છે—કેથે મને ડુંગરો જણાયા નથી. બપોરે તાપ પડેછે, પણ રાત્રે હવા ખુશનોમા લાગેછે. તેમાં હાલ ચંદણી પડેછે તેથી તો દેખાવ બહુ દિલપિઝીર થઇ પડેછે. રવીવારે અમે **કેસ્રા** જઈ પુગ્યા, કેજે જુના કાળનાં પ્રખ્યાત **મદાઈન** (ટેસિફન) શેહરની યાદ આપનારી જગા છે. સાસાની વંશના નામીચા પાદશાહ **નોશેરવાન આદેલ** રૂમીઓમાં 'ખુસરો' અને આરબોમાં 'કેસ્રા' ને નામે ઓળખાતો હતો, તેનો આ જગાએ એક મોટો મેહલ બાંધેલો હતો તે ઉપરથી આ ગામને કેસ્રા કહેછે. આ મેહલ નદીના કિનારાની લગોલગ—ફક્ત ૭૫ વાર દૂર—છે. હાલ તે તદન બિસ્માર હાલત-માં પડેલોછે. તેનું નામ "તાકે કેસ્રા" અથવા "તખ્તે ખુસરૂ" છે, જેની ગંજાવર ભાગોળ અથવા આર્કાદાર દરવાજો અને તેને લગતી મહાભારત દેવાલો મને ખુલ્લી દેખાઇ. આસપાસથી તેનું બાંધકામ તુટી ગયુંછે. કહેછે કે આ મોટો મેહલ નોશીરવાને યુનાની સામાનથી યુનાની કારીગરો કનેજ બંધાવ્યો હતો. તેનો જે ભાગ આજે બચેલો છે તે ઘણો મોટો છે, તોપણ તે અસલ મેહલને

ચોથે હિસ્સે પણ નથી. આજ સુધી જે બચવા પામ્યોછે તે ૮૫ ફીટ ઉંચો, ૭૨ ફીટ પહોળો અને ૧૧૫ ફીટ ઉંડો એકજ આકૃતિવાળો મોટો ઓરડો અથવા દેવાનખાનું છે. બહારની ભાગોળ સાથ જે દેવાલ મેં દૂરથી જોઈ તે આ મસમોટાં દેવાનખાનાનીજ મનાયછે. તેની આસપાસ બીજાં એવાંજ દેવાનખાનાં હોવાં જોઇયે, પણ તે સઘળાં નાશ પામ્યાંછે. ફર્ગ્યુસન જેવા ઇમારતબંધીના હુનરના ઓલમાઓ મુજબ આ મેહલ લગભગ ચોરસ હોવો જોઇયે, જેની એક દેવાલ બચીછે તેની લંબાઇ ૩૭૦ ફીટની છે. આ મેહલના ત્રણથી ચાર મજલા હોવા જોઇયે, જેમાંના બેની નિશાનીઓ હજી સુધી જળવાઈ રહેલીછે. માંહે પેશવાની ભાગોળનું આખું આર્કું સલામત છે, અને તે ચારે મજલા જેટલું ઉંચું આબાદ દેખાયછે. તેની આસપાસની ત્રણ મજલાની દિવાલો હયાત રહીછે, પણ ચોથા મજલાની તુટી ગઇછે.

આ મેહલને થોડેજ છેટે **સુલમાન ફારસી** નામના પેગામ્બર સાહેબના એક અસ્હાબની કબર છે. નબી સાહેબનો આ દોસ્ત "પાક સુલેમાન"ને નામે પણ ઓળખાયછે. ઉપલા મેહલ પાસે નદી બહુજ વાંક લેછે, અને અહીંથી બગદાદ હવે માત્ર ૯ કલાકના રસ્તા ઉપર છે.

## બગદાદ.

તા૦ ૧૧ મી જુન, સોમવાર—આજે ઘડી બામદાદે હું આ પ્રખ્યાત શેહર ખાતે આવી પુગ્યો. ઘણા દિવસ થયા તે જોવાને તલ્પી રહેલો હતો માટે એકદમ સ્ટીમર ઉપરથી ઉતરી પડી શેહરમાં ફરવા નિકળી પડયો. તુર્કી રાજ્યમાં 'પાસપોર્ટ' રાખવી પડેછે, એટલુંજ નહિ પણ વળી સત્તાવાળાઓ પાસેથી એક "તસ્કરો" લખાવી લેવો પડેછે, જે જો ન હોય તો મુસાફરોને અડચણ ખમવી પડે. સઘળાં આરબ શેહરોની માફક અહીંનાં બાજારોને માથે પણ તાપથી બચાવ કરવા માટે ધાબાં કરેલાંછે, તેમ વળી કેટલાંક બાજારો ખુલ્લાં પણ છે. અહીંની ઘણી મસ્જીદોમાંની કેટલીક પુરાણી છે. કબરોના રોજાઓ ઘણે ઠેકાણે નજરે પડેછે. ગાહાવાખાના પણ ઘણાં છે, જ્યાં સાંજને સમયે સંખ્યાબંધ લોકો ચા, ગાહાવો, હુક્કો વગેરે પીવા ભેગાં મળેછે. બાજારોમાં ઓરતો જવલેજ નજરે પડેછે, અને જો કોઈ છુટી છવાઈ જણાયછે તો બુર્ખા વિના ખુલ્લે મોહોડે તો કદીજ નહિ.

આ શેહેર નદીને કાંઠે હોવાથી તેને ફરતા બાગ બગીચા, વાડીઓ અને ખેતરો છે. મુખ્ય બાગખાની ખજુરનાં ઝાડોની છે. ઓરતો અને મર્દોનો લેબાસ સીર્યા દેશના મહમદિયાનોને મળતો છે. કબ્રસ્તાનોમાં મર્દોને બદલે ઓરતો વધારે સંખ્યામાં જણાયછે, જ્યાં જેઓ પોતાનાં એશીઓની કબરો ઉપર બેસી તેમને યાદ કરેછે અને રડેછે. ચોકસ મોસમમાં બગદાદમાં મેવો ઘણો થાયછે, જેમાં અંજીર, નારંગી, સેપ, લીલી દ્રાક્ષ, પેર, તરબુજ વગેરે મુખ્ય છે.

અતરેના શ્રીમંત લોકોનાં ઘરો કુશાદે બાંધેલાં છે, અને તેઓમાંનાં દરેકમાં ૧૦ ચોરસ વાર જેટલો બાગ કરેલો હોયછે, જેમાં નારંગીનાં ઝાડો વિશેષ જણાયછે. બાગમાં એક લાંબા બાંક ઊપર ઘરધણી ગાદી તકિયે સુએછે, હજુરિયો પવન નાખેછે, અને બીજા નોકરો દરવાજા ઉપર બેસેછે. તેઓનાં લુગડાં સ્વચ્છ હોયછે. શ્રીમંત જે બાંક ઉપર સુએછે તેને 'તખ્ત' કેહેછે. તે બેથી ચાર ઓરતો જોડે નિકા કરી શકેછે. બુઢા માતબરો પણ ૧૨—૧૫ વરસની બાળકીને ઓરત કરી લાવવાને ખાહેશમંદ હોયછે. એકજ સ્રીવાળો બગદાદી શ્રીમંત મેં કોઈ સાંભળ્યો નથી. આ અનેક સ્રીઓ ઉપરાંત વળી કોઇ કોઇ બડખાંઓનાં મકાનોમાં ૩—૪ થી ૭—૮ સુધી લોંડીઓ હોયછે. આ શ્રીમંત જાતજાતનાં પકવાનો જમેછે. એક મોટા ખુનચામાં બાર ચૌદ નાની કાચની રકાબીઓમાં તરેહવાર વાણીઓ અને વચમાં વઘારેલા ઝીણા ચાવલનું ભોજાણુ તેઓ જમેછે. ઉનાળામાં ઠંઈ આલુનું શર્બત, જાતજાતનાં ફળોના મુરબ્બા, વગેરે જુદા હોયછે. આ શ્રીમંતો સાંજ વેળા ખાનુ

છે, જે વળી હજુરિયાઓ આદાબથી ઉભા રહેછે. કોઇને ખભે તુવાલ, કોઇના હાથમાં થંડાં કરેલાં પાણીનાં પ્યાલા, કોઇના હાથમાં કુજા, એમ અનેક જણ ખિદમતમાં ઊભા રહેછે.

આ માતબર લોકો રાત્રે જ્યારે બહાર જાયછે ત્યારે એક ખિદમતદાર શોભઇતું ફાનુસ લઇને આગળ આગળ ચાલેછે, અને તે માંહેલી રોશનીમાં શ્રીમંત પુઠે ચાલેછે. તેની જોડ વળી બે ત્રણ બીજાં માણસો રહેછે. તેઓ દોસ્ત આશ્નાઓને કે બીજા શ્રીમંતોને ત્યાં આમ મળવા ભેટવા જાયછે ત્યારે ત્યાંના ખિદમતગારો તેમની બહુ બરદાસ્ત કરેછે અને નમીને માનથી પ્રથમતો ગાહાવો પીવા આપેછે. મેં ઉપર લખ્યું છે તેવાં 'તખ્ત' ઉપર શ્રીમંતોની બેઠક હોયછે. આપણા હિંદુ સાહુકારો પોતાની બેઠકને 'ગાદી' કહેછે, તે આ શબ્દને મળતુંજ નામ છે. પણ બગદાદીઓની રીતભાંત માન અકરામની અને તાજીમ તવાજાથી ભરપુર છે. કુમારીકાઓની મોહોર યાને પલ્લું શ્રીમંતોમાં રૂ૪૦૦ થી રૂ૧૦૦૦ સુધીનું કહેવાયછે. લગ્ન કરતી વેળા બસ તેઓ એટલુંજ જુએછે કે તે ધર્મે મહમદિયાન છે અને પૈસે માતબર છે! હિંદુઓની માફક તેઓમાં નાતજાતની ખોળ કરવાનું છે નહિ.

બગદાદમાં હું નકીબ **સુલેમાન**ના નબીરા પીર સૈયદ **ઈબ્રાહીમ**નાં મકાનમાં ઉતર્યો હતો. આ એક ૧૭ વરસનો જવાન છે, જેનો બાપ પીર **મુસ્તફા** ગુજરી ગયાથી બાપની જગા ઉપર આ તરૂણ અધિકાર ચલાવેછે, તો જોકે તેનો બપાવો મજકુર નકીબ સુલેમાન હજી હયાત છે. અમારા ધર્મના મોટા પીર સૈયદ **અબદુલ કાદેર જીલાની**નો રોજો આ શેહરમાં છે, અને અમારી સુંની મુસલમાન કોમ એ મોટા પીરને સર્વ ઓળિયાના ઉપરી દાખલ માનેછે. તુર્કી તેમજ કુર્દી લોકો પણ આ પીર તરફ બહુ ભક્તિભાવ બતાવેછે. અહીં એ પીરનો રોજો છે, તેથી ઘણી જગા રોકાયલીછે. રોજામાં તેમની કબર છે, જેની આસપાસ ચાંદીની ફરતી જાળી મઢી લીધેલીછે. ટર્કીના સુલતાન તરફથી અહીં દરરોજ પાછલે પહોરે ફકીરોને બબે રોટલી અને ગોશ્તનો શેરવો મળેછે. જુના વખ્તથી તુર્કી સરકારે આ રોજાને લગતી જાગીર કહાડી તે પીરના વંશજોને રોજા અર્થે બક્ષીશ કરેલીછે. આ વંશ પાછળથી વધી ગયું ત્યારે એમ ઠર્યું કે સરકારે રોજાની દેખરેખ માટે એક વંશજને નકીબ ઠરાવવો અને તેને ઉપલી જાગીર સ્વાધિન કરવી. હાલનો નકીબ મજકુર સુલેમાન છે, જે મારા પીર ઇબ્રાહીમનો બપાવો થાયછે.

અતરે એક બીજો રોજો ઈમામ **આજમ**નો છે, જેમનું અસલ નામ **નૌમાન હતું.** એમનો જન્મ કુફા શેહરમાં થયો હતો. આ રોજો બગદાદથી ચાર મૈલ દૂર છે, પણ ત્યાં ટ્રામવેમાં બેસીને જવાયછે. રોજાવાળું ગામ **ઈમામ આજમ**ને નામેજ ઓળખાયછે, અને બગદાદના જે દરવાજા પાસે ટ્રામ ગાડી છુટેછે તે પણ ઇમામ આજમનુંજ નામ ધરાવે છે. સુની મુસલમાનો જેમ ઉપલા મોટા પીરનાં રોજાને તેમજ આ ઇમામના રોજાને પણ એકસરખા ભાવથી માનેછે. તુર્કી સરકારે એ રોજા માટે પણ આગળા વખ્તથી જાગીર કરી આપેલીછે, જે આજ સુધી કાયમ છે. આ રોજાએ પણ ઘણી જગા રોકીછે, જેમાં ઇમામની કબરને ચાંદીની જાળીથી મઢી લીધીછે. આ રોજો જોવાલાયક છે.

બગદાદ શેહરનાં કસ્ટમ હોસની પડોશમાં નદી ઉપર એક ઝુલતો પુલ છે, તે ઓળંગી સામે કિનારે જાય તો ટ્રામવે મળેછે, જેની લાઇન બગદાદથી **કાઝમીન** સુધી જાયછે. આ છેલ્લું ગામ અહીંથી ચાર મૈલ દૂર છે. એ ગામમાં ઇમામ **કાજમ**નો રોજો છે, જેથી ગામને સારી પેદાશ થાયછે; કેમકે એ રોજો જેમ સુંની તેમજ સિહા પંથના મુસલમાનો એકસરખી રીતે માનેછે, તો જોકે તેની દેખરેખનું કામ સિહા પંથવાળાજ કરેછે. આ રોજાએ પણ મોટી જગા રોકેલીછે, જેમાં મજકુર ઇમામની કબર છે. તેની જોડમાં વળી ઇમામ **નકી**ની પણ કબર છે. આવા રોજા

ઓ બીજા ઘણા છે, પણ તેઓસર્વની જો નોધ લેવા બેસું તો આ પુસ્તકની બહુ જગા રોકાય, માટે નીચે મારા જોયલા બીજા સઘળા રોજાઓની એક ટીપ આપીનેજ સંતોષ પકડીશ :—

૧. બીબી **ઝોબેદાનો રોજો**—અસલી ઢબથી એક દેવળના આકારે આ રોજો ઉંચો બાંધેલોછે. આ ઝોબેદા તે કોઇજ નહિ પણ બગદાદના ખલીફ **હારૂન અલ રશીદ**ની માનિતી રાણી હતી, જેણીએ ઘણાંએક ધર્મનાં અને પ્રજાનાં સુખનાં કામો કીધાં હતાં. હાલ આ રોજો બિસ્માર હાલતમાં આવતો જાયછે, જેને કોઇ દુરુસ્ત કરતું નથી. અંદર રાણીની કબર છે. રોજો જુનાં બગદાદ શેહરમાં છે અને તેની નિઘેબાની માટે કોઇ પણ મુજાવર નહિ હોવાથી ઉજડ પડેલોછે.

૨. શેખ **મારૂફ કરખી**નો રોજો—આબાદ છે. લોકોનો ભક્તિભાવઘણો છે.

૩. **મનશુર**નો રોજો—તદન ઉજડ અને બિસ્માર છે. કોઇ પણ રખેવાળ નથી.

૪. **બેહલુલદાના**નો રોજો—તદન વેરાન છે. આ બેહલુલને માટે કેહેછે કે તે ખલીફ હારૂનનો ભાઇ હતો.

૫. **અબબા યુસુફ**નો રોજો—આ ઘણી ઇમામ આજમનો મોટો શાગેર્દ થાય, જેનો રોજો કાઝમીનમાં છે.

૬. શેખ **શમ્સઉદદીન**નો રોજો—આ સાહેબ મોટા પીરના ઉસ્તાદ થાય.

૭. શેખ **ઉમર શોરવર્દી**—આ રોજો ઝોબેદાના જેવોજ છે. બીજા રોજાઓનાં નામ નીચે પ્રમાણે છે :—

૮. નબી **યુસા.**

૯. **શરી વ સફતી.**

૧૦. **દનુન** મિસરી.

૧૧. **હબીબે** અજમી.

૧૨. **જુનેન** બગદાદી.

૧૩. સૈયદ **સાહુલે.**

૧૪. સૈયદ **અબદુલ જબ્બાર.**

૧૫. શેખ **શીબલી.**

૧૬. **બસુર હાફી.**

૧૭. શેખ **અબકી.**

૧૮. શેખ **શીરાજુદદીન.**

૧૯. **કમર અલી.**

૨૦. ઇમામ **ગઝાલી.**

આ સર્વ રોજાઓ મેં મારા ભોમિયા જોડે સઘળે ફરી ફરીને જોયાછે, પણ તેઓમાં બગદાદના મોટા અને પ્રખ્યાત પાદશાહ ખલીફ હારૂનનો રોજો નહિ જોઇને મને બહુ અજાયબી લાગી. નથી તેવો કોઇ રોજો જુનાં બગદાદમાં કે નથી તેની આસપાસનાં કોઇ પણ ગામ કે જગામાં. પરપુછ કરતાં મને જણાયું કે આ શેહરનું કસ્ટમ હૌસ હાલ જે મકાનમાં છે તે આ બાદશાહ ખલીફના જમાનાની ઇમારત છે. આ મકાન મજબુત ઇંટોથી બાંધેલું છે, અને તેની દેવાલો કેથે કેથે ૫૦ ફીટ ચોહોળી છે. મકાન બહુ મોટું અને ગંજા-વર છે, પણ તે ઉજડ અને ગોડાઉન જેવું દિસેછે. એમાં ટુર્કી લશ્કરી બરાઓ છે, અને ટુર્કી સરકારનો નેમેલો **ઇશાકે આરબી**નો હાકમ અહીં રહેછે.

બગદાદમાં મેં ૪ દિવસો ગુજાર્યા, તોપણ મારે એ શેહેર છોડવાનો વખ્ત હજી દૂર હતો મને આસપાસનાં જુનાં શેહેરોનાં ખંડિયેરોની ભેટ લેવાની હતી માટે મેં મારું મથક અહીંજ રાખ્યું અને અહીંથીજ નિનેવેહ, બેબિલન, વગેરેની મુલાકાત માટે આવજા કર્યા કીધી. બગદાદમાં આવ્યા પછી હું અહીંના બ્રિટિશ કૉન્સલ જેનરલ કર્નલ **ઈ. મોએકલર**ને મળવા ગયો, જેણે મને માયાથી લાયક આવકાર દીધો. હું ઉપલાં ખંડિયેરો જોવા જવા માંગુંછું એમ કહેવાથી તેણે મને મોસલના બ્રિટિશ વાઇસ કૉન્સલ મી૦ **નિમરૂદ યુસુફ રસ્સામ** છે, તેઓ ઉપર એક પત્ર લખી આપ્યો, અને મોસલ જનારા કાફલા સાથ મને સોંપી આપવા માટે તેવા કોઇ વેપારી કાફલાની શોધમાં એક માણસને દોડાવ્યો. એજ રીતે અતરેના રેસિડંટના દેશી એજંટ મી૦ **એન્ટોન મારીયેન** વગેરેએ મારી ટુર્કી પાસપોર્ટ બાબે પરપુછ કરી તેના સંબંધમાં જોઇતી મદદ કરી આપવાની દિલસોજી દેખાડી, તથા

ઉપલાં ખંડિયેરો ખાતે જવા માટેના રસ્તા બાબેની માહિતી આપી. આ સર્વ મેહરબાનગીઓને માટે કુર્નલ મોએકલર અને મી૦ મારિયેન વગેરેનો હું બહુ ઉપકારી થયોછું.

તા૦ ૧૪ મી, ગુરૂવાર—મેં ચાર દિવસો આ મોટાં શેહરની સર્વ મસ્જીદો, ખજુરાંના બગીચાઓ, વગેરે જોવામાં રોકયા. આજનો દિવસ "હજ" કરવાનો હતો, અને આવતી કાલે "બકરી ઇદ" નો તેહવાર હતો માટે રાત્રે મસ્જીદોના ગુંબજો ઉપર ચોતરફ રોશની કરેલી હતી. માણસોની ભિડ ભારી હતી, ટુર્કી સિપાહીઓ બંદુકના બાર કર્યા કરતા હતા.

તા૦ ૧૫ મી, શુક્રવાર—આજે ઇદને દિને સહવારે નિમાજ પહડીને હું મારા મોસુલ જનારા કાફલા સાથ રવાના થયો. મારા કાફલાવાળો સૈયદ **વલી** નામનો કર્કુક ગામનો રેહેવાસી હતો. તેની કનેથી મેં એક ઘોડો ભાડે લીધો, અને એ રીતે મેં પહેલી વાર બગદાદ છોડયું. ચાર મૈલ આગળ ચાલ્યા કે **અબુ હનીફા**ની કબર આવેછે, જે એક મોટાં મકાનમાં બાંધેલીછે. આ રોજો મોટો છે. અબુ હનીફાના સંબંધમાં આ વાત જાણીતી છે કે તેમનું નામ ઇમામ **નૌમાન** હતું. એઓ સુંની મુસલમાનોના ૪ ઇમામોમાં સર્વથી મોટા હતા, અને "હનફી" પંથ એઓનો સ્થાપેલો હતો. ટર્કી, કુર્દિસ્તાન, તુર્કસ્તાન, અફગાનીસ્તાન, બોખારા, વગેરે દેશોમાં હનફી મજહબ હાલ જારી છે. મુજ કમતરીન મુસાફરનો મજહબ પણ હનફી છે. આ પંથ સિવાય બાકીના ત્રણ સાફી, હમ્બલી, અને માલકી છે. ઇમામ નૌમાનનો જન્મ જુના કુફા શેહેરમાં હીજરી ૭૦ માં થયો હતો, અને એમની ઉમર પણ ૭૦ વરસની હતી. ઇમામે "ફિક્રા" નામની કેતાબો બનાવી હતી તે હાલ સુંની મુસલમાનોમાં મુખ્ય ધર્મપોથી તરીકે ગણાયછે અને તે ઉપરથી ફિતવા (ધર્મનાં ફરમાનો) અપાયછે. આ કેતાબમાં એઓએ નિમાજ વગેરે અમારા ધર્મનાં કુલ કામો, તેમજ દુનિયાઇ કારોબાર ઇમાનદારીથી કેવી રીતે ચલાવવો તે બાબે ધર્મને આધારે સર્વ બાબતો ખુલ્લી કરીને અછી રીતે લખેલીછે.

અબુ હનીફાના રોજા પાસેથી કાફલો પસાર થયો ત્યારે નદી કાંઠે ખજુરનાં બેસુમાર ઝાડો અને વચે વચે ખેતી અર્થે નાની નેહેરો ખોદેલી જણાતી હતી. આથી માર્ગમાં મળતાં ગામડાંઓ સુંદર દિસતાં હતાં. સાંજે અમે **જદીદા** ગામમાં જઈ પુગ્યા અને રાત ત્યાંજ ગુજારી. બીજે દિને અમને **મેહુરવાન** ગામ મળ્યું, અને એ રીતે દલઅબ્બાસ, કર્તબ, સુલ્લાહિયા, અથવા કીફ્રી, દોસ્ત હુર્મત, તાઉખ, અને કર્કુક ગામો મળ્યા કીધાં. આ સઘળાં ગામો ઉંચાણમાં આવેલાંછે, જેઓમાં કીફ્રી એક લીલા ખુનચા માફક બહુ સરસ રીતે ખિરાજી રેહેલું જણાયું. તે વધારે શોભિતું એમ લાગેછે કે તેમાંથી અનેક નેહેરો વહેછે, અને તેબી મસ્જીદો અને ઘરોની વચેથી પોતાનો માર્ગ લેછે. અહીંનાં લોકો ગોરા વર્ણનાં અને મુસાફરોનો આદરસત્કાર કરનારાં છે. **કર્કુક** ગામ મોટું, અને "નાનાં બગદાદ" જેવું લાગેછે. અહીં નાના પાયા ઉપર સારો વેપાર ચાલેછે. ખચર અને ઘોડાઓનું એ મુખ્ય મથક જેવું છે. અહીં નદી ઉપર ૧૫ મેહરાબવાળો એક મજબૂત પુલ બાંધેલો છે, કેમકે પેલે પારે જુદી વસ્તી વસેછે. ત્યાં ટુર્કી સિપાહીઓની કાંપ છે. મોસુલ જવાનો રસ્તોજ આ પુલ ઉપરથી છે. કર્કુકમાં એક ઉંચો ટેકરો છે, જે ઉપર સપાટ મેદાન હોવાથી તેબી વસ્તીથી આબાદ છે. સ્પેન દેશના ગ્રાનાડાના જેવા આ ટેકરાનો દેખાવ મને ભાસેછે. આ ગામથી થોડેક દૂર પારાફિન તેલના કુઆઓ છે, જેમાંથી તેલ નિકળેછે, પણ તે ચોખ્ખુ ને સારૂં નથી.

કર્કુક ગામની પશ્ચિમે સુનૈમાનિયેહ પર્વતોની હાર આવેલીછે, જેની ખીણોમાં **વાદી સતરા** નામની ૨૦૦ મૈલ લાંબી અને ૩૫ મૈલ પહોળી તમામ લીલોત્રીવાળી જમીન આવેલીછે. તપાસ કરતાં મને જણાયું કે જ્યારે પુરાણું નિનેવેહ શેહર આબાદ હતુ ત્યારે આ વાદી સતરાવાળી જગા એક વધારે પુરાણા શેહેરનાં ખંડિયેર દાખલ ઓળખાતી હતી. આજે ત્યાં વસ્તી અને ખેતી છે, પણ

જો તેનું ખોદકામ થાય તો માંહેથી અસલી વસ્તીવાડીની નિશાનીઓ મળી આવે; આવાં આવાં તો અનેક શેહેરો દટાઈ ગયલાંછે, જેમનાં ખોદકામથી ઘણી બાબતોમાં નવું અજવાળું પડે.

તા૦ ૨૪ મી, રવીવાર.—અમોએ અમારી મુસાફરીની ગોઠવણ એવી રાખી હતી કે સહવારે ૭ વાગે જે ગામ નજર આવે ત્યાં મુકામ કરવો અને પાછળા પહોરે ૪ ને શુમારે સૂર્ય નમતો થાય કે અમારી મંજલ ચાલુ કરવી, તે છેક બીજી સહવારે સૂર્ય પાછો પ્રકાશે ત્યાંસુધી ઘોડા ઉપર બેઠેલા રહેવું. રાત્રે ચંદ્રમાનું ખુશનોમા ઉજાળું પડતું તેમાં આમ પ્રવાસ કરવાનું ખુશ લાગતું હતું, તો જોકે અમે જે બિયાબાનોમાંથી આગળ વધતા તે સઘળાં ચૂપચપાટ હતાં.

આજ દિને અમે **નાની ઝાબ** (R. Little Zab) નદી ઉપર આવી પુગ્યા. ગામનું નામ **ગુનો** છે, પણ તે મેં આગળ લખ્યુંછે તે નહિ. આ એજ નામનું પણ જુદું ગામ છે, જયાંથી થોડે દૂર મોટી ટૈગ્રીસ નદીને આ નાની ઝાબ નદી આવી મળેછે. તેનું પાણી સ્વછ છે. આ કાંઇ ખરેખર 'નાની' નદી નથી, પણ એજ નામની એક મોટી નદી હોવાથી તે કરતાં આ નાની છે માટે તેને ઉપલું નામ મળ્યુંછે; બાકી નાની ઝાબ ખરેખર તો મોટી નદી છે, અને તેમાં પાણીનો જુસ્સો ભારી છે, જેથી પગે ચાલીને તો નદીના એક કાંઠાથી બીજા કાંઠા ઉપર જઈ શકાતુંજ નથી. આ નદી વળી ઉંડી તેમજ પહોળી છે. તુર્કી સરકારે અહીં એક મોટો ઊંચો પુલ પ્રજાનાં લોકની સગવડ માટે બાંધેલોછે. આ પુલ ત્રણ મેહરાબ ઉપર ઉઠાવેલોછે, જેમાંનો વચલો બહુ મોટો અને તેને છેડના બે નાના છે. ઝાબનું પાણી તનદરોસ્ત કહેવાયછે.

**આ બેં લા–આ બીં લ .**

તા૦ ૨૫ મી, સોમવાર—આજ દિને સહવારે અમે આ પુરાણા પ્રખ્યાત કસ્બા ખાતે આવી પુગ્યા. એક સપાટ વિશાળ મેદાનમાં આ મોટું ગામ એક ઉંચા ટેકરા રૂપે વસેલું છે. આગળ કહેલાં કર્કુક ગામના ટેકરા જેવોજ આ પણ વસ્તી અને વનસ્પતિવાળો જમીનનો ઉંચો કકડો નજર આવેછે. પણ આર્બેલાની વસ્તી માત્ર ટેકરા ઉપરજ નથી. તેની હેઠાણમાં પણ લોકો વસેછે અને ત્યાં પણ બાજારો છે. અહીં દહીં, દુધ અને ખોરાકી સસ્તી છે. આ કસ્બામાં નબી [illegible]ની કબર છે, તો જોકે એજ નબીનો રોજો બસરા અને બગદાદની વચે છે, જે બાબે હું ઉપર નોધ કરી ગયોછું. હવે આ બેમાંની કઇ જગા ઉપરની કબર નબીની ખરેખર હોવી જોઇયે તે નકી કરવું મુશ્કેલ છે. અર્બીલના રહેવાસીઓ મુજબ તો તેમનાં ગામમાંનીજ કબર ખરેખરી અને અસલ છે. આ કબર ગામના ઉંચા ટેકરાની પશ્ચિમ બાજુએ છે, જ્યાંથી ૧૦૦ વારને છેટે જુના વખ્તનો એક મિનારો છે. તે હાલ ૧૫૦ ફીટની ઉંચાઇનો મોજુદ છે, અને તેનું બાંધકામ મજબૂત તેમજ નક્ષીદાર છે. તે ઉપર જવાના બે દરવાજા પૂર્વ અને પશ્ચિમ બાજુએ મુકેલાછે. મિનારાનો ઉપલો ભાગ તુટી ગયલોછે. તેના સંબંધી પરપુછ કરતાં અહીંના રહેવાસીઓ કશો ખોલાસો આપી શકતા નથી. કોઇ કહેછે કે એ હારૂન અલ રશીદના જમાનાનો છે, ત્યારે બીજાઓ તેને એ કરતાં પણ બહુ પુરાણા વખ્તનો કહેછે. આ દેશના લોક પુરાણાં બાંધકામો બાબે એટલા બેદરકાર જણાયછે કે તેમનાથી ખાતરી પૂર્વક ખોલાસાની આશા રાખવી ફોકટ છે. તેઓ આવી પરપુછ કરનારથી પોતાનું અજ્ઞાનપણું છુપાવવા તેનેજ દીવાનો ગણેછે !

આર્બેલાનું મેદાન સપાટ અને વિશાળ છે. તે એક રણભૂમિને માટે કેવળ લાયકનું ચોગાન છે, અને ખરેખર હખામની ટોળાના છેલા પાર્સી પાદશાહ **દારા** સાથ મહાત્મા **સેકંદરને** જે મોટી નાશકારક લડાઈ થઈ હતી તે એજ મેદાનમાં થઈ હતી. એ લડાઇમાં પાર્સીઓનું રાજ્ય તેમના હાથમાંથી જતું રહ્યું અને સેકંદર તેનો ધણી થવા પામ્યો તે આ લડાઇની ફતેહથીજ હતું.

તા૦ ૨૬ મી, મંગળવાર—આજે અમે મોટી ઝાબ નદી ઉપર આવી પુગ્યા, અને તેના કાંઠા ઉપર મુકામ કર્યો. આ બહુ મોટી નદી છે. ટૈગ્રીસ નદીને તેનાં પાણીનો મોટો જથો પુરો પાડનારી આ બેઉ ઝાબ નદીઓ છે. સુરત શેહરની તાપી નદી જેવી આ મોટી ઝાબ પહોળી, ઉંડી અને પાણીથી ભરપુર છે. નદીમાં મછવા ફરતા ફરેછે તેમાં સવાર થઇને અમે તેને બીજે કાંઠે ઉતર્યા, અને બીજી સહવારે, બુધવારે, અમે **મોસલ**માં મુકામ કર્યો.



## પ્રકરણ ૩૧ મું.

# પુરાતન નિનવેહ.

મોસલ—માર્ગમાં મળતી નેહરોની માઠી હાલત—ખેતી સંબંધી બેદાદી અને સુરતી—શેહરનાં બાજાર અને વેપાર—ખંડિયેરો અને રોજાઓ—વસ્તી—તલવાર સાથ ખુતબો પઢવાનો રેવાજ—દીકરી પરણાવવામાં પૈસાપર નજર.

નિનેવેહનાં ખંડિયેરો તરફ રવાનગી—કોયુન્જીક—નિનેવેહનો નાશ—તેનાં બાંધકામોનું દટાઈ જવું—કાચી ઈંટનાં મકાનો અને મેહલો—અસલ શેહેરની મોટાઈનો ખયાલ. કોયુન્જીકનો ટેકરો—તેનાં ખોદકામની મુશ્કેલીઓ—તેમાંથી નિકળેલા મેહલો—તેમાંથી મળી આવેલી વસ્તુઓનું વર્ણન—પાંખ સાથના પણ ઇનસાનનાં ડોકાંના સિંહ અને ગોધા—સંખ્યાબંધ ઓરડાઓનું ખોદકામ—આકાંદાર ભાગોળ. નબી યુનસ—કબર અને રોજો—એ નામનું ગામ—તેની તળિયે દટાયલાં મકાનો—ખોદકામનો અટકાવ. ખોર્સાબાદ ગામ—તેના ટેકરાની તવારીખ—ખોદકામનો પહેલો વિચાર અને ત્યાર પછીની શરૂઆત—તેમાંથી મળી આવેલી વસ્તુઓ—ટેકરાઓનો વિસ્તાર—એક પુરાણો કુઓ—તેનાં પાણીનો સ્વાદ—મેહલની દેવાલની જાડાઈ; "કલક" નામનો પખાલનો ટરાપો—તે ઉપર સવારી—તુર્કી અમલદાર તરફનું તેડું—મારી મુલાકાત—નિમરૂદ તરફ કુચ—ત્યાંના ટેકરાઓમાં પ્રવાસ. સર હેનરી લેયર્ડની જેહમતો—ખોદકામ સામે નવાઈ જેવા વાંધાઓ—નિમરૂદના સંખ્યાબંધ ટેકરાઓ—તેમનો વિસ્તાર—ખોદકામનું વર્ણન—પાંખ સાથનાં માનવીનાં ગંજાવર ડોકાંએ ફેલાવેલો ગભરાટ—સિંહ અને ગોધા બ્રિટિશ મ્યુઝિયમમાં—મસમોટાં દીવાનખાના—ખીલારોકા લેખોની તખ્તી—પાદશાહી તોશાખાનું અને તે માંહેલી વસ્તુઓ—મોટા કદનાં પુતળાંઓ અને પથરાઓ; ૨૦૦ ફીટ ઊંચા મિનારાનું ખંડિયેર—ટેકરાની વચમાંનો મેહલ—ભેદભરેલા ચિતારો—પાદશાહી દરબાર અને શેકારબાજીનાં કોતરકામ. આ મેહલો બંધાવનાર પાદશાહ નિમરૂદ—તેનાં ચાર શેહેરો.

બગદાદ તરફની વળતી મુસાફરી—માર્ગમાં મળેલાં ખંડિયેરો; કેલાહ અથવા કેલાહ શેરઘાત—તેનાં ખંડિયેરનું બયાન; તકરીદ ગામ—તેની અસલ મોટાઈ—સુલતાન સાલાદીન; દુરા—ત્યાંની પુરાણી સોનાની મૂર્તિ—એક તવારીખના બનાવની યાદ; નેહરવાનની નેહર—એસ્કી અને અશોકનાં ખંડિયેરો; સમરાહ—તેનો મિનારો—તેની આગળી મોટાઈ—સિયાહ મુસલમાનોના એક રોજાની ભેટ—બેબિલનની જબરી દેવાલ—એક મુફલેસ યુરોપિયન મુસાફર—બિદવીન આરબોની રીતભાત—ગરીબીમાં પણ ઉત્તમ ગુણો. બગદાદમાં નવી મુસાફરી માટેની ગોઠવણો—બેબિલન તરફ રવાનગી.



બગદાદથી મોસલ આવવાની મારી મંજલો હવે પુરી થઇ. ત્યાંથી અહીં સુધી આખે રસ્તે વિજળીના તારના થાંભલા ખોડેલા મળેછે. આ બંને શેહેરો વચે માર્ગમાં અનેક નેહરો મળેછે, પણ તેઓમાંની કેટલીકમાં થોડાંજ પાણી છે ત્યારે બીજીઓ તો કેવળ સુકાઇ ગઇછે. મોસલથી ઉત્તરની જમીન ઉંચી અને દક્ષિણની નીચી ઢોળાવવાળી છે. અગરજો આ નેહેરોને પાછી વહેતી કરે તો આ તરફ ઘઉંનો પાક બહુ સારો કરી શકાય એવી અહીંની જમીન છે. આખે રસ્તે ઠેકાણે ઠેકાણે અમે ઘઉંનાં ખેતરો જોયાંછે, અને તેઓમાં કાપણી ચાલેછે, તોપણ એ પાક નેહેરોથી નહી પણ વર્સાદનાં પાણીથી થયલોછે. એ રીતે નેહેરોનો લાભ ખેતરોને નહિ મળતો હોવાથી ખેતીની હાલત જોઇયે તેવી આબાદ નથી. આ તરફ ખેતરોને વાડ કાંટા નહિ હોવાથી વેપારી કાફલાના ઘોડા, ગધેડા, ખચ્ચર વગેરે ખેતરોમાં ઘુસી પાકનું નખોદ વાળી ચાલતી પકડેછે. આ ખેતરોના

ધણીઓ આરબો છે, જેઓ બહુ આળસુ એકલો જણાયછે, અને તેમની સુસ્તીનેલીધેજ કેટલીક સારી એડને લાયકની જમીનો • એતી વિના વેરાન પડેલી હું જોઉંછું.

બગદાદથી મોસલ સુધીની મારી આ આખી મંજલ ઘણેકે આરબી અને કુર્દીસ્તાન પ્રાંતમાં થઇછે, જ્યાંના બહાદુર, પહાડી લોકોનો મુખ્ય ખોરાક દહીં, દુધ અને ઘઉંના રોટલા છે, જે ઉપર તેઓ સબુરીથી નિર્વાહ કરેછે. તેઓ ધર્મે મુસલમાન છે. અહીં પણ ગાહાવાખાનાં છે, જેઓ આરબી રેવાજ મુજબ સાંજને વખ્તે આદમીઓથી ભરાઈ જાયછે. આ ઠેકાણે એક માણસ જરા ઉંચી જગા લઇને ત્યાંથી ધર્મ સંબંધી વાઅઝ કરેછે. અમને માર્ગમાં મળેલાં દરેક મોટાં ગામમાં મુસાફરોને ઉતારો આપવા માટે "ખાન" યાને ધર્મશાળા હતી. કુર્દી ઓરતો મોઢાં, તેમજ હાથ પગ ઉપર છુંદણાં છુંદાવેછે, જે બ્લુ ગળીને રંગનાં હોયછે. આમાં તેઓ અલબત ખુબસુર્તી માની લેછે, પણ પ્રદેશી મુસાફરોને તેઓ આથી બહુ બદશિકલ લાગેછે. આ છુંદણાના રેવાજો ન્યુઝીલાંડ, જાપાન વગેરે દેશોમાં પણ છે. વળી સુધરેલો યુરોપ ખંડ પણ એ છુંદણાથી ખાલી નથી. કુર્દી ઓરતોમાં થોડીક ખુબસુર્ત જણાયછે, તોપણ તેઓ મોઢાં ઉપર બુર્ખો નાખી ફરેછે. કેટલીક સુધરેલી યા ધર્મચુસ્ત સ્ત્રીઓ છુંદણાં છુંદાવતી નથી, કેમકે આમ કરવાનો અમારા ધર્મમાં હુકમ નથી. આવી સ્ત્રીઓ રસ્તે જવળેજ જણાયછે. હલકી વર્ણની સ્ત્રીઓ માથે ઓઢણું ઓઢી દિલમાં ઝભો પહેરેછે, પણ ઊંચ વર્ણની ઓરતો ઝભાની તળે બદિયાન અને ઢીલી ઇજાર પહેરેછે તથા બુર્ખો નાખેછે. પોતાનાં ઘરમાં તેઓ માથે કાળો રૂમાલ બાંધી ચોટલાને બે ભાગમાં વહેંચી પીઠ ઉપર લટકતા રાખેછે. નાની છોકરીઓ માથાંના બાલને અનેક ચોટીઓમાં ગુંથીને નીચે સોનાની ઘુંઘરી બાંધેછે. આ લોકો આરબી ઢબ ઉપર પોતાનાં ગીત લંબાવીને ગાયછે.

હાલ ઉનાળાની મોસમ હોવાથી અહીં તાપ બહુ પડેછે, તોપણ પાછળી રાત્રે જરા થંડી લાગેછે. આજ સહવારે (બુધવાર, તા૦ ૨૭ મી) હું કાફલા જોડ મોસલમાં દાખલ થયો. એ વેળા કોઈ દટાયલાં શેહરનો ઉંચો ટેકરો, નબી યુનસની કબરનો રોજો, અને પુરાતન નિનેવેહ શેહેરનાં ખંડિયેરો વગેરેની વચેથી પસાર થઈ અમે ટૈગ્રીસ ઉપરના ઝુલતા પુલને માર્ગે શેહેરમાં દાખલ થયા, એટલે તરતજ એક મોટું બાજાર આવેછે. અહીં એક પહોળો ચોક છે, જયાં દહીં, છાસ, ફળ વગેરે ખોરાકીની વસ્તુઓ અને પરચુરણ સામાન વેચાયછે. ચોક આગળથી ઉપર જતાં બાજારો અને મહોલ્લાઓમાં કાપડ, કરિયાણું વગેરે વેચનારા વેપારીઓની દુકાનો છે. આખા કુર્દીસ્તાન અને ઉત્તર મેસોપોટેમિયાના વેપારનું મોસલ મૂખ્ય બિંદુ છે. અહીંનો વેપાર સારો છે, તોપણ લોક સ્થિતિ ગરીબ છે. આ શેહેર બહુ પુરાણું છે. પ્રાચિન કાળના ૪ નબી યાને પેગામ્બરોની અહીં કબરોના રોજાઓ છે. એઓમાંના નબી **જરજીસ** તથા નબી **દાન્યલ**ના રોજા મોસલ શેહેરમાં છે; નબી **સીસ**નો રોજો દક્ષિણ દિશાએ છે. નબી સીસની કબરવાળું મકાન સારૂં બાંધેલું છે. અહીંના રખેવાળે મારા તરફ બહુ માયા બતાવી મારા ઉતારા થકી પોતાની પાસેનોજ એક સારો ઓરડો આપ્યો અને મને રહેવા કરવાની સર્વ ગોઠવણ કરી આપી, જેથી મેં ત્યાંજ ઉતારો લીધો. મારા ઓરડાની અગાસી ઉપરથી નદીને પેલે પાર દટાઇ ગયલાં નિનેવેહ શેહેરનાં ખંડિયેરો અને નબી યુનસ ગામવાળો ટેકરો નજરે પડેછે. **નબીસીસ** ગામ અને મોસલ વચે મોટું કબ્રસ્તાન છે. ચોથા નબી યુનસનો રોજો નદીની પેલી બાજુએ મજકુર ખંડિયેરોની દક્ષિણ બાજુએ છે. એ રોજો એક ઉંચા ટેકરા ઉપર છે, જ્યાં લોકો વસેછે, અને તેથી એ ગામને **નબી યુનસ**નું નામ મળ્યું છે. અહીં આ નબીની કબર તથા મસ્જીદ છે.

આ શેહેરમાં ૧૦૦૦૦ ઘર અને શુમારે

૭૫૦૦૦ માણુસોની વસ્તી છે, જેમાં ૬૦૦૦ ખ્રિસ્તીઓ, તેથી ઓછા યહુદીઓ અને બાકી સઘળા મુસલમાનો છે. મહમદિયાન મસ્જીદોની સંખ્યા આશરે ૭૫ ની છે, અને ખ્રિસ્તી દેવળો ૧૫ છે, જેમાં કેથલિક પંથનાં વધારે છે. અહીં એ ધર્મના ફેલાવા માટે અમેરિકન મિશન સ્થાપેલછે. મોસલમાં ટુર્કી લશ્કરનું થાણું છે. જે મોટી બરાકો બાંધેલીછે તેમાં ત્રણથી છ હજાર સિપાહીઓ રહેછે. આ લડવૈયાઓ જવાન અને ખડતળ દિસેછે, પણ તેમને પુરતી કવાયદ મળતી જણાતી નથી. તેમનો લશ્કરી લિબાસ બહુ ડગલા પાટલુન અને ટુર્કી તોપીનો છે. કબ્રસ્તાનોમાં ગુજરેલાં વહાલાંઓની યાદ માટે મર્દ કરતાં ઓરતો ચાર ગણી વધારે જાયછે, અને કોઈ મોહોડું ઢાંકી રડેછે તો કોઈ વાતો ચલાવેછે.

તા૦ ૨૯ મી, શુક્રવાર—આજે જુમાનો દિવસ હોવાથી હું અતરેની મોટી મસ્જીદ "જામિયા કબીર" માં નિમાજ પઢવા ગયો હતો. અહીં ખુતબો પઢનાર ઇમામ મિમ્બર ઉપર પોતાના હાથમાં આપણા હિંદુસ્તાનમાં હોયછે તેમ લાકડી નહિ પણ મયાન કીધેલી તલવાર રાખેછે. આખી ટુર્કી શેહનશાહાતમાં આમ શમ્શીર પકડીનેજ ખુતબો પઢવાનો રેવાજ છે. જામિયા કબિર બહુ મોટી અને પુરાણી મસ્જીદ છે. એના ઊંચા મિનારા ઉપરથી આખાં શેહરનો ચોતરફનો દેખાવ નજરે પડેછે. હાલ ગર્મીના દિવસો હોવાથી અહીંનાં લોકો પોતાનાં ઘરોની અગાસી ઉપર બીછાણા કરી સુએછે, અને પાણી થંડુ કરવા કુજાઓ ત્યાં ખુલ્લી હવામાં મૂકેછે. જેમ મેં બગદાદના શ્રીમંતોના સંબંધમાં લખ્યુંછે તેમ આખા ટુર્કી દેશમાં આરબ લોકોનો એવોજ શરેસ્તો જણાયછે કે પોતાની બેટીને મોહોરના પૈસા લઈ નાતજાત જોયા વિના ગમે તે મુસલમાનને પરણાવી દેવી. જોકે આ રેવાજ ટુર્કી કે સૈયદ કે ઉંચી જાતમાં નથી, તોપણ તેઓ વધારે પૈસાની ઓળખાળ કરી દીકરી પરણાવેછે. સોનાં રૂપાંના દાગીના કે જમીન ઉપર વ્યાજે નાણું ધીરનારા યહુદી કે ખ્રિસ્તીઓ અગાન આરબો કનેથી સેંકડે ૧૨ થી ૬૦ ટકા સુધીનું નાશકારક વ્યાજ લેછે. મોસલના લોકો સોહામણા છે, અને સ્ત્રીઓ ખુબસુરત જણાયછે. નોકર ચાકર તથા ખાનપાન બહુ સસ્તું છે. આરબો કસમ ખાવામાં બાહાદુર છે. તેઓને જુઠું બોલવાનો કશો ડર નથી, માટે તેમનો મુદલ ભરૂસો કરી શકાતો નથી. તોપણ તેઓમાં કેટલાક વળી ઇમાનદાર અને વિશ્વાસુ પણ છે.

તા૦ ૩૦ મી, શનીવાર—આજથી કેટલાક દિવસો મેં પુરાતન નિનેવેહનાં ખંડિયેરો જોવા અને નોંધવામાં ગુજાર્યા. મોસલની પાસેથી વહેતી નદી ઉપર બોટો રાખી લોખંડની સાંકળો વડે એક ઝુલતો પુલ બાંધેલોછે, અને તે પછી પથરનો પુલ આવેછે. આ પુલો મારફતે નદી પસાર કીધી કે સામે પશ્ચિમ તરફ **ખોસાર** નામે નાની નદી ટૈગ્રીસમાં ખાલી થવા તેને આવી મળેછે. આ નદી ઉપરનો પુલ પસાર કીધો કે પુરાતન નિનેવેહનાં ખંડિયેરોના મસમોટા ટેકરા આપણી નજરે પડેછે. અહીંનાં લોકો આ બિસ્માર બાંધકામને **કોયુન્જીક** (Koyunjik) કહેછે, પણ એ કંઇ એનું ખરૂં નામ નથી. નિનેવેહ શેહરના માત્ર એકજ ભાગ ઉપર ઉપલાં નામનું એક ગામ આજે વસેલુંછે માટે તે ગામ ઉપરથી ત્યાંનાં ખોદકામને કોયુન્જીકનું નામ મળેલુંછે. નિનેવેહ શેહર બહુ મોટું અને આબાદ નગર હતું. તે પુરાણી એસીર્યન શેહનશાહાતનું પ્રખ્યાત પાયતખ્ત હતું. ત્યાં આગળા કાળમાં નામચીન પાદશાહો રાજ્ય ચલાવી ગયા હતા. પણ ઇસુ ખ્રિસ્તની છ સદી આગમજ ઈ. પૂ. ૬૩૨ માં ઇરાન દેશના મીદ ટોળાના પાદશાહ **ક્યાકસારીસે** પોતાના મિત્રો બેબિલોન્યનો સાથ મળીને એસિર્યનો સામે મોટી લડાઇ ચલાવી તેમનો સંહાર કીધો, અને તેમનાં મજકુર મહાભારત પાયતખ્તને ઘેરે, નાખી, જીતીને પછી તેનો કેવળ નાશ કીધો. તે વખ્તથી આ શેહર પડયું તે પાછું ઉઠવા પામ્યુંજ નહિ. તેના કોટ અને મેહલો અને બીજાં મકાનો તુટી પડયાં તેમની કોહ્યે દર-

કાર કીધી નહિ, કેમકે ઉપલી ફતેહ પછી એસિર્યનો બબિલોન્યન રાજાઓની એક તાબે-દાર પ્રજા થઇ પડયા, અને તેમનાં અદેખાઈ ઉત્પંન કરે એવાં બાંધકામો પોતાની મેળે જમીનદોસ્ત થયાં તેમની ફરીથી કોઇએ મરામત કીધીજ નહિ. આ શેહરની ઇમારતોનું જે ખોદકામ ચાલ્યુંછે તે ઉપરથી જણાયછે કે અસલી એસિર્યન લોકો તેમની બાંધણીમાં ગ્રેનેટ કે સંગેમરમર યા બીજો કોઇ પણ જાતનો પથર વાપરતા ન હતા. ગમે એવી મેહલ જેવી ઇમારત કે કિલ્લો, યા ગમે એવા ગરીબનું સાદું મકાન પણ માટીમાં ઘાસ કાંટો ભેળીને બનાવેલી અને માત્ર સૂર્યના તાપમાંજ સુકવેલી કાચી ઇંટોનાં બાંધવામાં આવતાં હતાં. આમ હોવાથી કરીને જ્યારે નિનેવેહ નાશ પામ્યું ત્યારે તેની ઇમારતો જમીનદોસ્ત થઇને માટી સાથ મળી ગઇ, અને આજે તેની કશી ઇંધાણી જળવાઇ રહેલી જણાતી નથી. એટલાજ માટે એ પુરાણાં શેહરના નાશ પછી ૨૫૦ વરસે પ્રખ્યાત યુનાની તવારીખનવેશ અને લશ્કરી અમલદાર **ઝેનોફન** ઇરાનથી પોતાના સોહબતીઓને નિનેવેહની સરજમીન ઉપરથી ચલાવી પોતાને વતન લઇ ગયો ત્યારે તેણે એ શેહરના મેહલોની નોંધ તો લીધીજ નહિ, પણ તેનું નામ પણ નોંધ્યું નથી, કેમકે તે હડીઓ વરસોની મુદતમાંજ નિનેવેહનું નામ પણ લોકો ભૂલી ગયલા હતા. અગરજો આજેબી ચોકસ પથરની નિશાનીઓ ખોદી કહાડવામાં આવી ન હોત તો અસલ નિનેવેહ કયાં હતું તે કોઇ જાણત નહિ.

ઉપર કહ્યું તેમ જોકે ઇમારતો સઘળી કાચી ઇંટનીજ બંધાતી હતી તોપણ ચોકસ મુખ્ય ઇમારતોમાં એસિર્યનો સંગેમરમર, આલાબાસ્ટર, પથર અને ભઠીમાં ભૂંજેલી ઇંટો વાપરી ગયલા જણાયછે. પણ એ સર્વ વસ્તુઓ તેઓ માત્ર શણગાર દાખલજ વાપરી ગયાછે. ઇંટો, પથર વગેરેને તેઓ ઘણું કરીને રંગતા અથવા ઓપ આપતા અને તેઓ વડે મકાનોને શણગારતા. હવે જ્યારે એક વાર એક ઇમારત પડત પડતી તો તેનો ઉપલો ભાગ કાચી ઇટોને લીધે ઢીલો થઇ તુટી પડતો, તે નીચલા ભાગને દાબી દેતો અથવા પુરી નાખતો, અને તે માંહેલા પથર જ્યારે દટાયલા બચી રેહેતા ત્યારે ઇંટની માટી તો મોટાડાં સાથ મળી જતી હતી. આ રીતે આ આખાં શેહરના સુંદર મેહલો અને દેહેરાંઓ અને કિલ્લાઓના દટાઇ ગયાથી જુદે જુદે ઠેકાણે મસમોટા માટીના કોટ બન્યા, અને તે ઊપર આજ હડી હજાર વરસોની માટીનાં પડો ફરી વળ્યાથી સપાટ મેદાન વચે કુદતી ટેકરા જેવા દેખાવા લાગ્યા, અને તે ટેકરાઓ ઉપર માણસો વસવા અને ખેતી કરવા લાગ્યાં !

આજે નિનેવેહ એ હાલતમાં છે. ઉપર કહેલું કોયુન્જીક ગામ એમજ વસેલુંછે. એજ રીતે નબી યુનસ નામનું ગામ પણ એવાજ ટેકરા ઉપર વસેલું છે, જેઓ બરૂં જોતાં કુદરતી નહિ પણ હસ્તકૃત છે. એ ટેકરાઓ તમામ માટીના નથી પણ તેમનાં પેટાંમાં શેહર દટાયલુંછે અને તે એકજ મસમોટું શેહર નિનેવેહ છે. એક ત્રીજો ટેકરો **ખોર્સાબાદ**[૧] અને ચોથો **નિમરૂદ** નામનો છે. એ સઘળા ટેકરાઓ ઉપર ગામો વસ્યાંછે, જેઓની આસપાસ અગરજો ફરતો કોટ બાંધી લેવામાં આવે તો અસલી નિનેવેહનો આખો ઘેરાવો બને એમ વિદ્વાનોનું કહેવુંછે. કેટલાક શોધકો નિમરૂદનેજ નિનેવેહની મૂળ જગા માનેછે, પણ બીજાઓ તેમ ગણતા નથી, કેમકે **ડાયોડોરસ સિકયુલસ** નામે રૂમી તવારીખનવેશ મુજબ નિનેવેહનો ઘેરાવો માત્ર નિમરૂદ ગામ કરતાં અતિ ઘણો મોટો હતો. તે લખનાર મુજબ એ પાયતખ્ત ચોરસ આકારમાં હતું, જેની બે સામસામી બાજુઓ ૧૫૦ સ્ટેડિયા અને બાકીની ૯૦ સ્ટેડિયા જેટલી લાંબી હતી.[૨]

---

૧ નૈબુર નામે મુસાફર આ ગામને "ખરસ્તાબાદ"ને નામે ઓળખાવી ગયોછે. ખોર્સાબાદ કંઇ આરબી નામ નથી, અને તેથી તે જુદા જુદા ઉચ્ચારોથી બોલાયછે. બોટા મુજબ એ નામ ખુરૂસ્તાબાઝ (Khouroustábâz) હોવું જોઇયે; કોઇ વળી એને "ખુરૂસાબાદ" (હુખામની તબકાના પાર્સી પાદશાહ કુરૂશનું શેહર) ને નામે ઓળખાવા માંગેછે. એજ નામ ઉપરથી ટુકું રૂપ ખોર્સાબાદ બનવાજોગ છે.

૨ ૬૦૬॥ ફીટનો એક સ્ટેડિયમ સમજવો.

આ ઉપરથી ગણત્રી થઇછે કે નિનેવેહ ૬૦ થી ૭૪ મૈલના વિસ્તારનું હોવું જોઇયે. સર હેનરી લેયર્ડ—જેણે નિનેવેહને હસ્તીમાં આણવા માટે ઘણું કીધુંછે તે—નાં મત મુજબ નિમરૂદ, કોયુન્જીક, ખોર્સાબાદ અને કારામ્લીસ નામના ચારે ટેકરાઓવાળાં ગામોને જો એક બીજા સાથ જોડી દઇયે તો ડાયોડોરસની ગણત્રી મુજબ નિનેવેહની દેવાલ ૬૦ મૈલ લાંબી થઈ શકે. વળી ખ્રિસ્ટી ધર્મપુસ્તક બૈબલમાં (જુઓ "બુક ઑવ જોનાહ") લખ્યું છે કે આ પુરાણું શેહર વિસ્તારમાં એટલું મોટું હતું કે તેની આસપાસ ફરી વળતાં ત્રણ દહાડાની મંજલ થતી. આ વિચાર પણ ઉપલી ગણત્રીને મળતો આવે એમ છે. નિનેવેહના શોધકો આ ઉપરથી આ શેહરને મોટા વિસ્તારનું માનવાને લલચાયછે, પણ બૈબલ મુજબ તેની વસ્તી ૧૨૦૦૦૦ માણસોની હતી, માટે એટલી વસ્તી કાંઈ ૬૦ મૈલના વિસ્તારનાં શેહર માટે પુરતી ગણાય નહિ. ઉપલા વિસ્તાર જેટલું આજનું **લંડન** શેહર જેવું દુનિયાનું સર્વથી મોટું પાયતખ્ત પણ વિશાળ નથી, તો જોકે તેની વસ્તી નિનેવેહ કરતાં બેહદ મોટી (૫૦ લાખ માણસોની) છે. તોપણ એ બાબતના સંબંધમાં એવો ખોલાસો આપવામાં આવેછે કે નિનેવેહના વિસ્તારમાં આસપાસના વાડી વજીફા તથા ખેતર પાદરો પણ ગણવામાં આવ્યાંછે, અને એ સઘળી જમીનો થોડી થોડી વસ્તીઓની વચે વચે આવેલી હતી, તથા જે કોટ બાંધી લેવામાં આવ્યા હતા તે આ વસ્તીવાળા જુદા જુદા ભાગોની આસેપાસેજ બાંધ્યા હતા. એ રીતે એ વસ્તીવાળા ભાગો એકેકથી વાડીઓ અને ખેતરોને લીધે જુદા પડયા હતા, અને તેટલામાટે જે જુદાં જુદાં ખંડિયેરો આજે ખોદી કહડાયાંછે તે એકજ શેહરના એટલા જુદા જુદા ભાગો છે. આપણને દાખલા આપવામાં આવેછે કે આજનાં ઇસ્ફહાન અને દમાસ્કસ શેહરો વિસ્તારમાં લંડન જેવડાં છે તોપણ તેમની વસ્તી લંડન કરતાં બહુજ ઊતરતી છે. એજ રીતે નિનેવેહનો વિસ્તાર પણ મોટો હોવા છતાં તેની વસ્તી ઓછી હતી.

હવે હું ઉપલા ચારે ટેકરાઓવાળાં ગામોની માંરી લીધેલી ભેટના સંબંધમાં થોડીક હકીકત આપીશ, જે વાંચનારને જાણવાજોગ લાગશે.

## કોયુન્જીકના ટેકરામાં દટાઈ ગયલા મેહલો.

ખોર્સાબાદની શોધખોળ લેયર્ડે ચલાવીછે, તેમજ કોયુન્જીકનું ખોદકામ પણ એજ વિદ્વાનની મેહનતનું ફળ સમજવું. મોસલની બરાબર સામેના કોયુન્જીકના ટેકરામાં ખોદકામ કરવા છતાં ફ્રેંચ કૉન્સલ **બોટાને** તેમાંથી કશું મળ્યું ન હતું, કારણકે તેમાં દટાયલી ઇમારતો ઉપર ૩૦ ફીટ જેટલું માટીનું પડ ફરી વળેલું હતું. આ સઘળું મોટી મહેનતથી ખોદતાં તેને એક મેહલનું ખંડિયેર મળી આવ્યું, કે જે તમામ આગથી ભસ્મ થઈ ગયલું હતું. મોટા પથરો બળીને ચુનો થઇ ગયા હતા, અને દીવાનખાનાઓ કોલસાથી ભરાઇ ગયાં હતાં. ૧૮૪૯ માં લેયર્ડે ખોળ ચલાવતાં જણાયું કે આ મેહલ બહુ ભપકાદાર હતો અને તે રાજા **સાર્ગન** (Sargon) ના બેટા **સેનાચરિબે** (Senacherib) બાંધ્યો હતો. મેહલના દરેક ઓરડામાં જુદાં જુદાં ચિત્રો કોતરેલાં હતાં, અને તેની સમજણ આપનારા જુદા જુદા લેખો લખેલા હતા. એકમાં રાજા પહાડી મુલકમાં તો બીજામાં ખજુરનાં ઝાડોનાં જંગલમાં લડાઇ કરતો દેખાયછે. એક ત્રીજો ચિતાર એક લશ્કરી ચહડાઇનો અને ચોથો શેહરોના ઘેરાનો છે. કેટલાક ચિતારો આ મેહલો બાંધવા માટે પથરા લાવવા, સિંહો અને ગોધા બનાવવા, વગેરેના છે, અને તે ઉપરથી અસલી એસિર્યનો એ કામ કેમ કરતા હતા તેનો કંઇક ખયાલ આવેછે. એવું જણાય છે કે આ પથરા તેઓ ટૈગ્રીસ નદીને પેલે પારથી ત્રાપામાં નાખી આ પારે ઘસડી લાવતા, અને ત્યાંજ સિંહો અને ગોધાઓનાં પુતળાં બનાવી તેમને મેહલો તરફ ખાસ બાંધેલાં ગાડાંઓમાં ખેંચી જતા. મેહલો ઉંચા પુસ્તા બાંધી તે ઉપર ઉઠાવતા હતા, માટે પુસ્તા

ઉપરથી આ પુતળાંઓને ખેંચી લેતા. આ સઘળાં કામો પાછળ હજારો માણસો લાગેલાં હોવાં જોઇયે. સેનાચરિબના મેહલની દિવાલો-ના પથરાઓ ઉપર મોટાંને બદલે નાનાં ચિત્રો કોતરેલાં જણાયછે, તેમજ બીજા રાજાઓની પેઠે તેની કારકિર્દીના લાંબા લેખો પણ મળતા નથી. તોપણ એ રાજાનાં કામોનું વર્ણન દર-વાજા ઉપરના ગોધા અને સિંહોનાં શરીર ઉપર લખેલું મળેછે. કેટલાક ઓરડાઓમાંથી ઇંટો મળીછે, જે ઉપર પણ બારીક ખિલારેકા અક્ષરોથી રાજાનાં કામો નોંધેલાંછે. સેના-ચરિબનો આ મેહલ નિનેવેહ ખાતેથી મળેલાં સઘળાં ખંડિયેરોમાં ઘણોજ મોટો અને ભપકાદાર લેખાયોછે. હજી તો લેયર્ડે તેનું થોડુંજ ખોદકામ કરેલું હતું તે વેળા ૭૧ ઓર-ડાઓ, દિવાનખાનાંઓ, અને એક ચાલ ખોદી કહડાયાં હતાં, જેમની દિવાલો ઉપર રાજાની લડાઇઓ વગેરેનાં બયાનો ચિતારેલાં હતાં. આવા ચિતારોની એકંદર લંબાઈ ૯૮૮૦ ફીટની (યાને નજદીક બે મૈલ જેટલી) ગણાઇ હતી; તથા ૨૭ દરવાજાઓ સિંહો અને ગોધા-ઓ સાથના ખોદી કહડાયા હતા. ટુકમાં ૭૨૦ ફીટ લાંબું અને ૬૦૦ ફીટ પેહોળું આ ખોદ-કામ થયું હતું, કેમકે બીજાં સઘળાં કરતાં તે બહુ ઉંડું અને તેટલામાટે મુશ્કેલ હતું. રોશનીને માટે મથાળેથી ઊંડા ખાડા ખોદ-વામાં આવ્યા હતા અને ઊપરનો તમામ કચરો અને માટી કહાડી નાખીને ખંડિયેરને ખુલ્લું કરવાનું નહિ બને એમ હોવાથી આડાલીડ, અગાસી કે પડસાળરેકા માર્ગો ખણીને આ મેહલને ઉંઘાડો કરવામાં આવ્યો હતો.

કોયુન્જીક ખાતે ઉપલા મોટા મેહલ ઉપરાંત શેહરની એક મોટી ભાગોળ પણ ખણી કહાડી છે, જેના મુખડા ઉપર ઇનિસાનનાં ડાકાં સાથ-નાં બે ગોધાઓ અને રાક્ષી કદના પાંખવાળા બે માણસોના આકારો તે ઉપર કોતરેલા મળ્યાછે. ખોર્સાબાદ ખાતેથી મળી આવેલી એવીજ એક ભાગોળ ઉપરથી જણાયછે કે તેઓ આકારદાર હતી. વળી મી૦ **હોરમઝદ રસ્સામે** કરેલાં વધુ ખોદકામનાં પરિણામ દાખલ ત્રણ મિનારાઓ કોયુન્જીક ખાતેથી મળી આવ્યા, જેમની જોડ એક તો આખું કોરેલું પુતળું હતું. વળી તવારીખ નોંધેલા પથરના લેખો તો બેશુમાર મળ્યાછે. કેટલાક ઓરડાઓમાંના આવા લેખો ઘણીજ સલામત હાલતમાં જળવાઇ રહેલાછે. કેટલાક ચિતાર પણ તદન સલામત છે, જેમાં રાજા પાદશાહી ચોગાનમાં શિકાર કરતો અને આરબો સામે લડાઇ લઈ જતો જણાયછે. અહીં આરબોને ઉંટ અને સાંઢણી ઉપર સવાર થયલા ચિતાર્યાછે. એક ચિતારતો પાદ-શાહી મેહેલનોજ નજર આવેછે. આ મેહલ કોઇજ નહિ પણ પ્રખ્યાત સેનાચરિબનોજ છે, જેને માટે બૈબલમાં આપેલાં બયાન સાથ તેના લેખોમાં જણાવેલી વિગતો ઘણી રીતે મળતી આવતી જાહેર થઇછે. એ પાદશાહ બહુ બળવાન હતો, અને તેણે આસપાસના ઘણા નાના રાજાઓને તાબે કીધા હતા, તોપણ તેને તેના બેટાઓએ મારી નાખ્યો હતો. ઉપલા લેખોમાંથી ૩૦ કરતાં વધારે એસિર્યન રાજા-ઓનાં નામો મળી આવ્યાંછે, જેઓમાંનો સર્વથીપુરાણો ઇ. પૂ. ૨૨૦૦ વરસો ઉપર થઇ ગયલો મનાયછે.

કોયુન્જીકનો મેહલ નિમરૂદના મેહલનાં જમાનાનોજ મનાયછે. આ ખંડિયેરનો કુલે ઘેરાવો ૭૬૦૦ થી ૭૮૦૦ ફીટનો છે. તે **નિનિવાહ** (Ninionah) નામનાં આજનાં ગામની ઉત્તરે આવેલોછે, જેની જોડ તે કાચી ઇંટની બાંધી લીધેલી એક દેવાલથી જોડાયલોછે, જે બહુજ પુરાણી હોવાથી આજે કેવળ બિસ્માર થઈ પડીછે. આ ઇંટો ઘણી મોટી છે અને તેમને નખતેલથી એક બીજા સાથ જડિત કીધેલી જણાયછે. ખોર્સાબાદ અને નિમરૂદ-ના મેહલોના જેવીજ ઢબ ઉપર આ મેહલ પણ બાંધેલો જણાયછે. કોયુન્જીકના આ મેહલને **કાલાહ** (Calah) અથવા **નિનાવેનો કિલ્લો** (Castle of Ninawe) પણ કહેછે. તેનું ખંડિયેર ૪૩ ફીટ ઉંચું છે, અને મથાળેથી એ ટેકરો પડારેકો નહિ પણ સપાટ છે. કહેછે કે મોસલની નદી ઉપરનો પુલ બાંધવા માટે પથરો ખોદવા જતાં આ ટેકરામાંથી એક

ભોંયરાં જેવો ઓરડો મળી આવ્યો જેમાં એક શબ ડાટેલો હતો. પાછળથી તેમાંથી ઓરત અને બચ્ચાંના હાથની સોના રૂપાંની બાંગડીઓ, સોનાનાં ચોરણીની હારડી અને બીજી કેટલીક વસ્તુઓ નિકળી હતી. આ વસ્તુઓ કહાડી લઇ તે વખતના ટુર્કી હાકમે પેલો ઓરડો ભાંજી તેમાંના પથરા ખેંચી કહાડયા અને પછી ભોંયરૂં પાછું કચરાથી પુરી દીધું હતું. 'કોયુન્જીક'નો અર્થ "નાનું ઘેંટું" એવો થાયછે, પણ ટુર્કી જબાનમાં "કુયુમ્જીક" (Kouyoumjik) નામનો શબ્દ છે, જેનો અર્થ "સોનાર" થાયછે; અને મેં ઉપર કહ્યું તેમ આ ટેકરામાં સર્વથી પહેલું ખોદકામ કરતાં માંહેથી સોના રૂપાંનાં ઘરેણાં નિકળ્યાં હતાં, માટે તેને આ છેલ્લુંજ નામ લાગુ પડતું છે એમ કેટલાક લખનારાઓનો વિચાર છે.

કોયુન્જીક ખાતે ફ્રેંચ અને ઇંગ્રેજોએ કરેલાં ખોદકામનાં આજે માત્ર ભોંયરાં દીઠામાં આવેછે. ઘણીએક જાણવાજોગ વસ્તુઓ તેઓ પોતપોતાને સ્વદેશ ઉપાડી ગયાછે, અને મારા જેવા મુસાફરોને જોવા માટે તો બહુજ થોડું રહેલુંછે. તોપણ મેં જે કંઇ જોયુંછે તેનો વાંચનારને ઉપલી વિગતોથી ખયાલ આવી શકશે. હજી મોટા ટેકરા પડેલાછે, જેમાં બીજું ઘણું દટાયલું હોવું જોઇયે; પણ હવે વધુ ખોદકામ કરવાની ટુર્કી સરકારે મના કરીછે.

## નબી યુનસ

નિનિવેહ શેહરનાં નૈરૂત્ય ખુણા તરફના મોટા ટેકરા ઉપર નબી યુનસની કબર છે, અને તેની આસપાસ મોટી ઇમારત બાંધી લીધેલીછે. આ ઠેકાણે એજ નામનું એક ગામ વસેલુંછે, જયાંના એક રહેવાસીએ ઘર બાંધવા માટે ખોદકામ ચલાવતાં જમીનમાંથી બે પાંખવાળા અને ઇનસાનનાં ડોકાં સાથના ગોધાઓ મળી આવ્યા. આ વાતની ખબર થવાથી ત્યાંના ટુર્કી સત્તાવાળાઓએ તેમનો કબજો પોતે લીધો અને પોતેજ ખોદકામ ચાલુ રાખ્યું તો તેમાંથી લેખો અને ચિતારો કોતરેલા પથરની મોટી લાદીઓ મળી આવી. પણ આસપાસ રહેવાસીઓની ઇમારતો આવેલી હોવાથી આ ખોદકામ વધારે આગળ ચાલતું બંધ પડી ગયું. તોપણ ત્યાંથી જે કંઇ મળ્યુંછે તે ઉપરથી ચોકસ થાયછે કે અહીં પુરાતન મેહલો વગેરેનાં ખંડિયેરો હોવાંજ જોઇયે. વળી આ મેહલો એક નહિ પણ **નિમરૂદ, સેનાચેરિબ અને ઇસારહેદન** જેવા ત્રણ પાદશાહોએ બાંધેલા ધારવામાં આવેછે. અગરજો આ ઠેકાણે વધુ ખોદકામ કરેતો રહેવાસીઓની ધર્મ સંબંધી લાગણી દુખાય, એમ સમજીને નબી યુનસવાળા ટેકરાને વધારે ખોદવામાં આવ્યો નથી. આ ટેકરો ૫૦ ફીટ ઉંચો અને પૂર્વથી પશ્ચિમ તરફ ૪૩૦ ફીટ તથા ઉત્તરથી દક્ષિણ તરફ ૩૫૫ ફીટ સુધી લંબાયલોછે.

## ખોરસાબાદના મેહલનું ખંડિયેર.

હવે આ મોટા ટેકરાનાં ખોદકામ વિશે થોડીક હકીકત જણાવીશ. મોસલ શેહર ટૈગ્રીસ નદીની પશ્ચિમ બાજુએ આવેલુંછે, ત્યારે પૂર્વ બાજુએ ઉપર કહ્યા તેવા માટીના ગંજાવર ટેકરાઓ ગોયા કુદ્રતી ડુંગરો હોય તેમ નજર આવેછે. એઓમાંના કોઇ કોઇપર આરબ ગામો વસેલાછે અને ખેતી કરેલી છે. એક સર્વથી મોટા ટેકરા ઉપર હું ઉપર કહી ગયો તે નબી યુનસ (જોનાહ) ની કબરવાળો રોજાનું મકાન છે. એક બીજો ટેકરો નિમરૂદને નામે અને ત્રીજો અશુર અથવા અથુરને નામે ઓળખાયછે. આ સર્વ ટેકરાઓ ચાલુ સદીની શરૂઆત સુધી તો ડુંગરો જેવાજ મનાયા હતા, પણ બગદાદનો બ્રિટિશ રેસિડંટ અથવા પોલિટિકલ એજંટ મી૦ **રિચ,** જે પોતાના જમાનામાં ઉગમણ તરફના દેશોની ભાષા અને પુરાણી વાતોનો મોટો આલમા ગણાતો હતો, તેનું ધ્યાન સૌથી પહેલું આ ટેકરાઓ તરફ ખેંચાયું. ૧૮૨૦-માં તેણે તેમની તપાસ લીધી અને આસપાસ પડેલા કચરામાં કેટલાક ઇંટ અને પથરાના કટકાઓ દિઠા, જેઓ ઉપર ખીલાકોકાં અથવા તીરનાં માથાં જેવાં કંઇ કોતરકામ કીધેલાં હતાં. તે તરફના આરબોથી વળી તેને ખબર મળી કે આ ટેકરા ખોદતાં માંહેથી આદમી-

ઓ અને પ્રાણીઓની નક્ષીના પથરાઓ મળી આવેછે. આ ઉપરથી રિચ એવાં શેવટ ઉપર આવ્યો કે આ ડુંગરાઓમાં અસલી જમાનાની ઇમારતો દટાયલી હોવી જોઇયે. આ પછી લાંબાં વરસો પસાર થઈ ગયાં, અને છેક ૧૮૪૨ માં મોસલના ફ્રેંચ કૉન્સલ મો. બોટાએ આ ટેકરાઓમાં ખોદકામ ચલાવવાની શરૂઆત કીધી. તેણે એ માટે આજનાં કોયુન્જીકવાળો ટેકરો પહેલો પસંદ કીધો. પ્રથમ તેને કશી ફતેહ મળી નહિ, કેમકે રિચ અને બીજાઓ કહેતા હતા તેવી કશી ઇમારતો માટીમાંથી તેને માલુમ પડી નહિ. અંતે એક ખેડુત તેને ખોર્સાબાદ ગામ તરફ લઈ ગયો, જે નદીથી ૧૪ મૈલ દૂર આવેલું છે. અહીં ખોદતાં આરબોને નક્ષીદાર પથરો મળી આવ્યા હતા, માટે બોટાએ પણ અહીં ઉંડું ખોદકામ ચલાવ્યું. પણ એ ખોદકામ કરવા આગમજ તેને થોડી મુશ્કેલી નડી નહિ. ટુર્કી રહેવાસીઓએ અને ટુર્કી સરકારે બહુ વાંધા ઉભા કીધા. બોટાએ ત્યાં પોતાનું એક નાનકડું ઘર બાંધ્યું તેને તેઓએ કિલ્લાનું નામ આપીને એવો વેહમ જાહેર કીધો કે ફ્રેંચ સરકાર આ ખોદકામ એટલામાટે ચલાવેછે કે તેમાંથી કંઈ પુરાણા દસ્તાવેજ મળી આવે તો તેને આધારે ટુર્કી શેહનશાહાત ઉપર દાવો ઉઠાવવામાં આવે ! ટેકરા ઉપર ગામ વસેલું હતુ માટે ગામનાં મકાનોને ઇજા થવી નહિ જોઇયે, એવા વાંધાના જવાબમાં બોટાએ એ આખું ગામ માગે એટલું મૂળ આપીને વેચાતું લેવા માંડ્યું. રહેવાસીઓને પોતાનાં ઘરોની સારી કીમત મળવા લાગી તેથી તેઓ ઘરો વેચવાને તૈયાર થયા. આથી નવો વાંધો એ નિકળ્યો કે આ ઘરો તો મસ્જીદને લગતાં છે અને મસ્જીદની જમીન કે મકાનો વેચાય નહિ. આ રીતની અનેક મુશ્કેલીઓ છતાં બહાદુર મો. બોટા પોતાના ઠરાવમાં મકમ રહ્યો અને ચોકસ કઠણ શરતોથી તેને ખોદકામ કરવાની પરવાનગી મળી. તેને ૭ થી ૮ ફીટ ઉંચા નક્ષીદાર પથરાઓ મળી આવ્યા, જેઓ ઉપર આદમીજાતની જાતજાતની સુરત કોતરેલી હતી. વધુ ખોદતાં બોટાએ પોતાને એક દીવાનખાનામાં જોયો, જે દટાઈ ગયલી એક ઇમારતને લગતું હતું, ધીરેથી તમામ માટી કહાડી નાખતાં એક દરવાજો જણાયો, જેમાંથી બીજા ઓરડામાં જવાતું હતું. આ કિસમની નવી નવી ચીજસો ખોદી કહડાઈ, અને થોડી મુદતમાં તો આખા યુરોપમાં આ નવી શોધખોળ સંબંધી હોહો થઈ રહી. પુરાણી વસ્તુઓની માહિતગારી ધરાવનારા વિદ્વાનોમાં મોટી ઉલટ પેદા થઇ. વધુ ખોદકામ ચાલતાં આખી ભપકાદાર ઇમારતની નિશાનીઓ મળી. કેટલાએક ઓરડાઓ અને દીવાનખાનાંઓની દીવાલોમાં જડેલા પથરો સંગેમરમરના હતા, જેઓ ઉપર જાતજાતનાં પ્રાણીઓ અને આદમીઓ ઉંડાં કોતરેલાં હતાં. કેટલાંક પ્રાણીઓનાં તો આખાં પુતળાંજ ખણી કહાડવામાં આવ્યાં. આ પુતળાંઓ રાક્ષી કદનાં હતાં, એટલુંજ નહિ પણ તેઓ વિચિત્ર અને દૈત્યરૂપી હતાં. તેમનાં ગંજાવર કદથી અચરતી પેદા થતી હતી, પણ તેની જોડે તેમનાં આદમીનાં જેવાં ડાકાં, સિંહ કે ગોધાનાં જેવાં શરીર તથા પક્ષિના જેવી પાંખથી વધારે અચરતી પેદા થઇ. દેવાલો ઉપર કરેલાં કોતરકામોમાં પાદશાહની દરબારો, લડાઇના દેખાવો, ધર્મ ક્રિયાઓ, ખાનપાન, સરઘસ, વગેરે જોડે કેથે કેથે ધર્મગુરૂઓ, રાજાઓ અને દેવતાઓની ગંજાવર કદની આકૃતિઓ કોતરેલી હતી. આ અજાયબ જેવી ઇમારત તેના ઘણાખરા ઓરડાઓ અને દેવાલો સાથ આ રીતે ખણી કહડાઈ ખરી, પણ તેના ઉપલા મજલા કે છાપરાંની કશી નિશાની મળી નહિ. તે લાકડાં અને કાચી ઇંટનાં બાંધેલાં હોવાથી નાશ પામેલાં મનાયછે. માત્ર નીચલો ભાગજ જાડી દેવાલોનો અને તેમાં પથરાઓ જડી ઉપર મુજબની નક્ષીઓથી શણગાર કરેલો હોવાથી બચી ગયલો લાગેછે. આ સઘળાં નક્ષીકામના ચિતાર ઉપર જુદા જુદા રંગોનો ભાસ જણાયછે, જે ઉપરથી અનુમાન થાયછે કે બીજી પ્રજાઓની પેઠે અસલી એસિર્યનો પણ પોતાના જમાનાના આ ચિતારોને રંગ આપતા હતા.

ખોર્સાબાદના ટેકરામાં જેટલી હદસુધી ખોદકામ ચાલ્યુંછે તેટલી હદસુધી બીજા સંખ્યાબંધ ટેકરાઓમાંના એકમાં પણ ચાલ્યું નથી. આ ટેકરો બે જુદા જુદા ટેકરાઓથી બનેલો જણાયછે. વાવ્યથી અગ્નિખુણા તરફ તે લંબાયછે, જે લંબાઈ ૯૭૫ ફીટની છે. બેમાંના મોટા ટેકરાની પહોળાઇ પણ એટલીજ છે, પણ નાનો ટેકરો ૬૫૦ ફીટ પહોળો છે. આ ટેકરામાંથી ખાણી કહાડેલાં ખંડિયેર ઉપરથી વિદ્વાનો કહેછે કે નિનવેહના પાદશાહોએ અહીં પુષ્કળ પાણી મળતું હોવાથી ગર્મીની મોસમમાં રહેવા માટે આ મેહલ બાંધેલો હોવો જોઇયે. મેહલના ઉતર ભાગમાં એક કુઓ છે, જે પુરાણા વખતમાંજ બાંધેલો મનાયછે, કેમકે નદી પાસે હોવાથી આજે એવા કુવાની જરૂર હોય નહિ. વળી કુઆને તળિયે સાત બકારાં સાથની એક પથરની લાદી જડી લીધેલીછે, જેમાંથી નિકળતું પાણી આજેબી રહેવાસીઓ તનદરોસ્તી આપનાર માનેછે. તેનો સ્વાદ કંઇક ગંધકના ભેળનો લાગેછે. આ મેહલની દેવાલની જાડાઈ ૪૮॥ ફીટની મપાઇછે. કહેછે કે એટલીજ જાડી ખુદ નિનવેહ શેહરની દેવાલ પણ હતી.[૧]

નિનિવેહના પાદશાહોના મેહલો જમીનની સપાટીથી ૩૦ થી ૪૦ ફીટ ઉંચો પુસ્તો બાંધી લઈ તે ઉપર બાંધતા હતા. આ પુસ્તો કાચી ઇંટ, માટી અને પથરા વડે બાંધતા, અને પછી તે ઉપર અનેક નાના મોટા ઓરડાઓ અને દિવાનખાનાઓ સાથનો મેહલ ઉઠાવતા હતા. ખોર્સાબાદનાં ખંડિયેરોમાંથી પુષ્કળ ઓરડાઓ અને તેમની દેવાલો ઉપરના ચિતારો વગેરે મળ્યાંછે. આ ચિતારોમાં જ્યાં જોઇયે ત્યાં પાદશાહ, દરબારીઓ, ખોજાઓ, વહાણો, લડાઇઓ, દરબારો, જીયાફતો, વગેરે નજર આવેછે. અહીં પાદશાહોના લેખો પણ કોત્રેલાછે, અને તે જેમ ધર્મ સંબંધી તેમજ તવારીખ સંબંધી છે. દેવતાઓના પણ ચિતારો મળ્યાછે, પણ તેઓ ઘણાજ સાદા છે. તેઓ માણસનાં ડાકાં અને ગરૂડની પાંખ કે ચાંચ સાથના ગોધાઓ છે. પણ નિમરૂદનાં ખંડિયેરોમાં મળેલા દેવતાઓના ચિતારો તરેહવાર જાતના છે, જે ઉપરથી અનુમાન થયુંછે કે ખોર્સાબાદનો મેહલ સર્વથી જુનો છે અને તે બંધાયો તે વેળાનો એસિર્યનોનો ધર્મ સાદો હતો.

ખોર્સાબાદ ખાતે **તા૦ ૧ લી જુલાઈએ** હું ગયો, જે મોસલથી ૧૪ મૈલ દૂર છે. અહીં જોવા જેવું કંઇ રહેલું કે રાખેલું નથી. ખોદકામવાળા ખાડાઓ પાછા ધુળથી પુરાઇ જવા લાગ્યાછે, અને માંહેથી મળેલી ઉપલાં વર્ણન મુજબની કીમતી વસ્તુઓ તો યુરોપ લઇ જવામાં આવીછે. તોપણ કેટલાક પુરાણા લેખો વગેરેના પથરા હજી બાકી રહેલાછે તે તેમજ બીજા ચિતારો અને આસપાસની વસ્તુઓ જોઇને હું મોસલ પાછો ફર્યો, અને તા૦ ૩ જી અને સોમવારે મોસલથી બગદાદ પાછો જવા માટે રવાના થયો. આ વેળા ટ્રીગ્રીસ નદીમાં ફરતી “કલક” (Kellek) નામની હોડી ઉપર હું સવાર થયો. ચામડાંની પખાલોમાં પવન ભરી તેમને ફુલવેછે, અને તેમનાં મોહોડાં બંધ કરી લઇ એવી ઘણીએક મશકોને હારેદાર બાંધેછે, અને તેઓ ઉપર લાકડાંની મોટી વરીઓ બાંધી લેછે—એવી રીતે કે નીચેની પખાલમાંની એકાદ ફુટી યા તુટી જાય તોપણ તે ઉપર બેઠેલા ધણીઓને પાણી લાગે નહિ. હવે પખાલ ઉપર બાંધેલી વરીઓ ઉપર ઉન અને બીજા માલની ગુણો લાદેછે, અને તે લાદેલા માલ ઉપર ઉતારૂઓની બેઠક કરવામાં આવેછે. આ નવાઇ જેવાં બારેકસને ચલાવવા માટે કોઇજ વેળા હલેસાંની જરૂર જણાયછે, કેમકે તે હમેશાં પાણીના પ્રવાહ સાથ તણાતું પોતાની મેળે આગળ વધ્યું જાયછે. આ ચામડાંની પખાલનો ત્રાપો નદી ઉતરતી વેળાજ કામ લાગેછે, કેમકે નદી ચહડવા માટે તે કેવળ અશક્ત છે. બગદાદમાં એક તરફ માલ ઉતાર્યો કે બીજી

૧ પુરાતન બેબિલન શેહરની દેવાલો તો એથી બેવડી યાને ૮૭ ફીટ પહોળી હતી એમ તવારીખને પિતા હિરોડોટસ કહી જાયછે. ડાયોડોરસ સિકયુલસ નામે પુરાણા લખનાર મુજબ એ દેવાલની સપાટી ઉપરથી છ ઘોડા ગાડી પસાર થઇ શકે એવડી તે જાડી હતી!

તરફ આવા ઉપરમાં લાકડાં અસ્તે ભાવે તેની નાખી પખાલને પાછી મોસલ લઇ જવામાં આવેછે, અને ત્યાંથી તે નવા ત્રાપા સાથ પાછી આવેછે. આ કલક ઉપર ઉતારૂઓને થકી વળી કેબિન પણ બનાવેલી હોયછે.

હું બગદાદ જવા માટે મોસલથી આવી એક કલક ઉપર સવાર થયો, અને તે ઉપડવાની તૈયારીમાં હતી એટલામાં એક ટુર્કી સિપાહીએ તેને ઉપડતી અટકાવી, મને અરજ કીધી કે "બંદરનો વડો ઉપરી તમને બોલાવેછે." હવે આવી કોઇ રોકાણ થાયછે ત્યારે કલકવાળાઓ બહુ ફફડેછે, પણ તેમનું કાંઇ ચાલતું નથી. મને પેલા અમલદારને મળવા જવાની ફરજ હતી, માટે તેમને મારે થકી કલકને બોટી રાખવાની ફરજ થઇ પડી. આ અમલદારનું નામ **કાજમ** હતું, જેણે મને માન દઇ બેસવાને ખુરસી દીધી, આહાવો પીવા આપ્યો, અને મારી મુસાફરીની હકીકત પુછી, તથા ખોર્સાબાદ અને કોયુન્જીકમાં શું શું જોયું તે જાણવાની ખાહેશ દેખાડી. મેં જે કંઈ જોયું હતું તે તેને ટુકમાં કહી સંભળાવ્યું. આ પછી મેં રૂખસત લીધી, અને તેણે એક સિપાહી મારફતે કલકવાળાઓને મારી અછી બરદાસ્ત કરવાની તાકીદ અપાવી.

હવે અમારા પખાલના ત્રાપાએ આગળ વધવા માંડયું, અને હું જોઇ આવ્યો હતો તે ટેકરાઓ નિહાળતો **હુમામઅલી** ગામ તરફ આવી પુગ્યો. આ ગામમાં એક ગરમ પાણીનો ચશ્મો વહેછે, જેમાં સ્નાન કીધાથી સંધિવાવાળા દર્દીઓને બહુ લાભ થતો કહેછે. મોસલના લોકો તો મેજબાની અર્થે અહીં આવી મોજમજાહ કરેછે. અહીં નહાવા આવનારાઓમાં મર્દોને થકી સહવારનો અને ઓરતોને થકી બપોર પછીનો વખત મુકરર કરેલોછે. બંનેને એકજ વખતે સ્નાન કરવા દેતા નથી. અહીંથી આગળ વધતાં આજ દિનેજ પાછળા પહોરે હું **નિમરૂદ** ગામને કીનારે ઉતરી પડયો, કેમકે અહીં એજ નામના પુરાણા પાદશાહના મેહેલો દટાઇ ગયલાછે. તેના ટેકરા જોવા લાયક છે. કલકવાળા સાથે મને કરાર હતો તે મુજબ તેણે અહીં પોતાનો ત્રાપો બાંધ્યો, અને મારી જોડે બે ભોમિયા આપ્યા તેમની સાથે હું આ ટેકરા જોવા નિકળી પડયો, જે કિનારાથી ૩ મૈલ દૂર છે. જોકે આ કંઇ ખરેખરો પહાડ નથી તોપણ અહીંના લોક તેને "જબલ નિમરૂદ" ને નામે બોલાવેછે. આ ૧૫૦ ફીટ ઉંચા ટેકરામાં દટાયલી અજાયબ વસ્તુઓનું અહીં ટુક વર્ણન આપીશ.

## નિમરૂદનાં મેહલો અને દહેશંઓ.

એક તરફથી મેં ઉપર કહ્યું તેમ મો. બોટા કોયુન્જીક છોડી દઇને ખોર્સાબાદમાં મંડયો હતો, ત્યારે બીજી તરફથી પ્રખ્યાત હેનરી લેયર્ડનું ધ્યાન નિનેવેહના મોટા ટેકરાઓ ઉપર લાગી રહ્યું હતું. બોટાને તેના જોડે વ્યવહાર હોવાથી તે પોતાની ફતેહોથી લેયર્ડને જાણીતો રાખતો હતો. ૧૮૪૫ માં હવે લેયર્ડે લૉર્ડ **સ્ટ્રેટફર્ડ ડિ રેડકલિફની** મદદથી નિમરૂદના ડુંગરમાં ખોદકામ શરૂ કીધું. બોટાની ફતેહને લીધે ટુર્કી સત્તાવાળાઓ અને રહેવાસીઓ અદેખા પડયા હતા, કેમકે તેઓ એમ માનતા હતા કે આ યુરોપિયનો અસલી પાદશાહોનો દટાયલો ખજાનો ખોદી લઈ જવા આવ્યાછે ! વળી તેઓ એમબી માનતા હતા કે તેઓની ધાનત ટુર્કી રાજય લઈ લેવાનીછે ! આમ હોવાથી લેયર્ડે પોતાનું કામ બહુજ સાહુચેતીથી આગળ ચલાવ્યું. નિમરૂદનો ટેકરો શુમારે ૧૮૦૦ ફીટ લાંબો અને ૯૦૦ ફીટ પહોળો છે. તેનાં વાયવ્યખુણા તરફ વળી એક એવો ઉંચો બરૂજ રૂપી ટેકરો છે કે જેને તેના તેવા આકારને લીધે "પિરામિડ" નું નામ મળ્યું છે.

આ પિરામિડની ઉંચાઇ ૧૪૪॥ ફીટની અને ઘેરાવો ૭૭૭ ફીટનો છે. પિરામિડ ટેકરાની આથમણેથી એકવાર ટૈગ્રીસ નદી વહેતી હતી, પણ હાલ તે આ ખંડિયેરો છોડી ગઇછે અને પોતાનો માર્ગ બદલી ૧॥ મૈલ દૂરથી વહેછે. આ ટેકરામાં ખોદકામ કરતાં પ્રથમ એક દેવાલ મળી આવી, જે ઉપરના પથરાઓ ઉપર ઉપર મુજબનાંજ કોતરકામ કીધેલાં જણાયાં.

આ દેવાલવાળી ઇમારત આગથી નાશ પામેલી હોય તેવી કંઇક નિશાનીઓ જણાયછે; જેમકે તેને ઢાંકી નાખનારી માટીમાંથી લાકડાંનો કોલસો મળેછે, તથા આલાબાસ્ટર પથર બળીને ચુનો થઈ ગયલો જણાયછે. આ પછી એક મોટો પથર મળી આવ્યો, જે ઉપર પાંખ સાથના આકારો કોતરેલા હતા. વળી એક ગંજાવર કદનું આદમીનું ડાકું પણ ખોદી કહડાયું, જેનાં માથાં ઉપર કોલાહ અને કાનમાં એરિંગ, તથા જેની મોટી દહાડી, તથા પીઠ ઉપર આવે એવડા લાંબા માથાંના વાળ ચિતારેલાછે. આ ડાકું એકાએક મળી આવ્યાથી તે તરફના આરબોમાં એવીજ ખયાલ બેઠો કે આ તો અમારા કોઈ પુરાણા નબીનું સર હોવું જોઇયે. વળી ખોદકામ કરનારા મજુરો તો એમ સમજ્યા કે આ કોઇ શેતાનનું ડાકું છે, અને એવા ભયથી તેઓ ખોદકામ તજીને જીવ લઇ નાઠા! પણ તરતજ ટર્કીના સુલતાને ફરમાન કહાડવાથી મજુરો પાછા કામે લાગ્યા. તે નામદારે લેયર્ડને અહીં સુધીની સત્તા આપી કે તેણે ગમે તેટલું ખોદકામ ચલાવવું અને તેમાંથી જેખી આકૃતિઓ નિકળે તે ઇંગ્લંડ લઈ જવી.

હવે ઉપલું ડાકું કંઇ છુટું ન હતું. વધારે ખોદતાં જણાયું કે એક ગંજાવર કદના પ્રાણીનું તે ડાકું હતું, જે પ્રાણીનું માથું ઇનસાનના જેવું પણ શરીર સિંહના જેવું હતું. તેને વળી ગરૂડ પક્ષિના જેવી પાંખો હતી. આવોજ એક બીજો ઇનસાનનાં મસ્તકવાળો સિંહ ખોદી કહાડવામાં આવ્યો. આ બંને સિંહોને એક મસમોટાં દેવાનખાનાના દરવાજા આગળ બે બહાદુર ચોકીબાન જેવા ઉભા રાખેલા હતા. આ દેવાનખાનાની લંબાઇ ૧૫૪ ફીટની અને પહોળાઇ ૩૩ ફીટની મપાઇ, જેમાં દાખલ થવાના ઉપલા જેવાજ બીજા ત્રણ દરવાજાઓ દરેક બાજુએ હતા, અને તે દરેક ઠેકાણે ઉપલીજ કિસમના બબે સિંહોને દરબાન તરીકે ઉભા રાખેલા હતા. આ દેવાનખાનાની દેવાલના પથરો ઉપર લડાઈ, લશ્કરી ઘેરો, શિકારગાહ વગેરે દેખાવો કોતરેલા હતા. તેની માત્ર એકજ દેવાલ ભાંગી ગયલી હતી; બાકીની ત્રણ સલામત નિકળી હતી. વધારે શોધ ચલાવતાં એકંદર પચીશ ઓરડા ઓરડીઓ મળી આવ્યાં, જેમની દેવાલો ઉપર કાંઇને કાંઇ દેખાવોનાં કોતરકામ હતાં. કેટલીક ઉપર તો લેખો કોતરેલા જણાયા, જેમને પાછળથી ઉકળાવી જોતાં જણાયું કે રાજાનું નામ, ખેતાબો, અમલ દરમયાન બનેલા મુખ્ય બનાવો વગેરેની તેમાં નોધ કીધેલી હતી.

લેયર્ડે ખણી કહાડેલી ઇમારત એક પાદશાહનો મેહલ હતો એમ મનાયછે, અને તે પાદશાહ **શાલ્મેનેઝર** (Shalmanazer) નામનો હતો, એવું તેના મજકુર લેખ ઉપરથી જણાયછે. ખોદકામ માટેની જબરી મુશ્કેલી અને ભારી ખર્ચને લીધે આખો મેહલ ખોદવાનું માંડી વળાયું, અને તેથી તેની ચાર બાજુઓજ ખુલ્લી કરવામાં આવેલીછે. એક નાના સિંહ અને તેવાજ ગોધાને ઇંગ્લંડ ખાતે લંડનનાં બ્રિટિશ મ્યુઝિયમ માટે મોકળી આપવામાં આવ્યાછે, જ્યાં નિનેવેહનાં પુરાતન ખોદકામમાંથી મળેલી આવીજ વસ્તુઓનો એક જોવાલાયક કીમતી સંગ્રહ બનાવેલોછે. યુરોપિયનો ખોદકામ કરીને જે ખજાનો કહાડી લેવા આવેલા આરબો માનતા હતા તે આજ ખજાનો હતો! ૧૮૪૯માં નિમરૂદના ટેકરાના વાય્વ તરફના ભાગમાં ખોદકામ ચલાવતાં એક મકાનમાંથી ખરેખર તે જમાનાનો કીમતી ખજાનોજ મળી આવ્યો હતો. આ મકાન એસિર્યન પાદશાહોના તોશાખાના જેવું જણાયછે, કેમકે તેમાંથી બ્રોન્ઝ ધાતુના ખાનચાઓ, જામ અને પ્યાલાંઓ, ત્રાંબાનાં મોટાં વાસણો, તલવાર, ઢાલ, ભાલા અને તીરો, કોલાહ અને બખ્તરો, હાથીદાંત અને કીમતી લાકડાંનું બનાવેલું એક તખ્ત, મોટા કદના હાથીદાંતો, હાથીદાંત, કાચ, શીપ અને ત્રાંબાનાં જાતજાતનાં ઘરેણાંઓ, કાચનાં પ્યાલાંઓ, કાચનો એક સુંદર કુજો, અને રંગબેરંગીન, નક્ષીદાર તથા ઘસીને આર્સી જેવી બનાવેલી ઇંટો વગેરે વગેરેનો મોટો જથો મળી આવ્યો હતો, જેનો મોટો ભાગ

હાલ બ્રિટિશ મ્યુઝિયમ ખાતે છે. ઉપર કહેલાં તખ્ત, કુજા, જામ, વાસણો વગેરે ઉપર આદમીઓ અને પ્રાણીઓનાં ચિત્રો દોરેલાંછે અને લેખો કોતરેલાછે, જે ઉપરથી કયા રાજાના વખ્તનાં તે હોવાં જોઇયે તે માલુમ પડી આવેછે. આ સઘળી વસ્તુઓ ખણી કહાડવામાં આવેલા મજકુર મેહલની જોડનાં મકાનમાંથી મળી હતી. એજ મેહલને લગતાં બે નાનાં દહેરાં પણ મળી આવ્યાંછે, જેમાંનાં એકના દરવાજા આગળ રાક્ષી કદનાં બે માણસનાં ડોકાં સાથના સિંહોનાં પુતળાં ગોઠવેલાં હતાં. બીજા દરવાજા આગળ પથરની દેવાલ ઉપર તરેહવાર ચિત્રો કોતરેલાંછે, જેમાંનું એક એસિર્યનોના બળદેવનું લાગેછે, જે એક દૈત્યને પોતાના હાથમાં ઉઠાવેલા ગુર્ઝ વડે હાંકી કહાડેછે. આ દેવતાનાં માથાંનો તમામ દેખાવ આદમીરૂપી ગોધા યા સિંહોનાં ડોકાંને આબાદ મળતો આવેછે. પેલો દૈત્ય ગરૂડ પક્ષિના જેવી ચાંચ અને પાંખનો, પણ વિક્રાળ સિંહ જેવા પંજા અને શરીરનો જણાયછે. આ ચિતારની પડોશમાંજ એક બીજો ચિતાર નવાઇજેવો છે. તેમાં એક મર્દ ઉભોછે, જેણે માથાંથી કમર સુધી એક મોટાં માછલાંના જેવો દિસતો પોશાક પહેરેલોછે. આ દહેરાંની જમીન ઉપર આલાબાસ્ટર પથરની ફરસબંદી કરી લીધેલી છે, જે ઉપર બીલારોકી જબાનમાં લખાણ કીધેલું જણાયછે. આ પથરો મસમોટા કદના છે. એઓમાંનો સર્વથી મોટો ૨૧ ફીટ લાંબો અને ૧૬॥ ફીટ પહોળો છે, અને તે ઉપર ઉપલા લેખની ૩૨૫ લીટીઓ કોતરેલી છે, જેમાં અલબત તે જમાનાના એક રાજાની કારકિર્દીનો હેવાલ લખેલો સિદ્ધ થયોછે. બીજાં દહેરાંના દરવાજા આગળના બે સિંહોમાંનો એક હાલ લંડનનાં મ્યુઝિયમમાં લઇ ગયલા છે.

મેં ઉપર કહ્યુંછે કે નિમરૂદના ટેકરાનાં વાય્વ ખુણા તરફ એક વધારે ઉંચો પિરામિડ જેવો ડુંગર ચહડેલોછે. આ ડુંગરનું ખોદકામ કરતાં જણાયું કે તે તો અસલમાં એક ઉંચો ચોરસ બરૂજ હતો, જે ૨૦૦ થી વધારે ફીટ ઉંચો બાંધેલો હોવો જોઇયે એમ શોધકો જણાવેછે. આ મોટો બરૂજ જમીનથી ૨૦ ફીટ જેટલા પથરથી અને તે પછી કાચી ઇંટોથી બાંધેલો હતો. આ બરૂજમાં ૧૦૦ ફીટ લાંબી, ૬ ફીટ પહોળી અને ૧૨ ફીટ ઉંચી એક ગેલેરી બાંધેલી. જણાયછે, જે કેવળ ઉંધાડીછે. આ જગા પાદશાહની લાશ મુકવા માટે બનાવેલી ધારવામાં આવેછે, એટલુંજ નહિ પણ એમબી કહેછે કે **સાર્દાનાપોલસ** નામે રાજાની કબરની આ ઇમારત હતી.

નિમરૂદના ટેકરાની વચોવચમાં ખોદતાં એક બીજા મેહલની નિશાનીઓ મળી આવીછે. તે બહુજ ભાગી તુટીને બિસ્માર થઇ ગયલોછે. તેની દેવાલોના નક્ષીદાર પથરા ગોયા કોઇ બીજી ઇમારત બાંધવા માટે ઉપાડી લઇ જવા થકી તૈયાર કીધા હોય તેમ કેવળ છુટા પડી ગયલાછે. તોપણ તેના દરવાજા આગળ ઇનસાનનાં ડોકાં સાથના ગોધા અને સિંહો મોજુદ છે. પણ આ ભાગમાં જે સર્વથી જાણવાજોગ શોધ થઇછે તે તો એક કાળા પથરના ચોરસ સ્તંભની છે. આ સ્તંભ ઉપર ૨૦ ચિતારો કોતરેલાછે, જેમાં રાજાને તાબે થયલી પ્રજાઓ કનેથી ખંડણી લેતો ચિતાર્યોછે, અને તે બાબેનું વર્ણન બીલારોકી જબાનમાં લખેલુંછે. ૨૧૦ લીટીનાં આ લખાણમાં રાજાના ૩૧ વરસના અમલનું બયાન આપેલું છે. આ સ્તંભ હાલ બ્રિટિશ મ્યુઝિયમમાં છે. એક નવો મેહલ નિમરૂદના ટેકરાના નૈરૂત્ય ખુણામાંથી ખણી કહાડવામાં આવ્યોછે, અને તે સેનાચરિબના બેટા **ઈસારહેદને** (Esarhaddon) બાંધેલો લેખ ઉપરથી સિદ્ધ થયોછે. એવું જણાયછે કે બીજા રાજાઓના મેહલોમાંથી કહાડી આણેલા પથરાઓથી આ મેહલની દેવાલોનો શણગાર કર્યો હતો, કેમકે તેઓ ઉપરના લેખો કપાઇ ગયલાછે, અને તેઓમાંથી ઉપલા રાજાની આગમજ થઇ ગયલા પાદશાહોનાં નામો મળી આવેછે. એક ચોથો મેહલ ટેકરાને અગ્નિ ખુણેથી મળી આવ્યોછે. આ બહુ પાછળો મેહલ જણાયછે અને તે ઉપલા ઇસારહેદનના નબીરાએ બાંધેલો હતો. તેમાંના પથરો

ઉપર બહુ કોતરકામ જણાતું નથી, પણ દિવાલ ઉપર માત્ર રંગીન ચિત્રો દોરેલાં નજર આવેછે.

લેયર્ડ પછી મજકુર મી૦ હોરમઝદ રસ્સામ નામના તેના મદદનિશની દેખરેખ હેઠળ નિમરુદનું ખોદકામ આગળ ચાલ્યું ત્યારે એક મિનારો મળી આવ્યો, તેમજ વચલા મેહલનાં ખંડિયેરોમાંથી ઘણાએક ઐતિહાસિક લેખો નિકળ્યા હતા. નિમરુદના મેહલોમાંથી જેટલા ચિતારો મળી આવ્યાછે તેટલા બીજા એકે મેહલમાંથી મળ્યા નથી. આમાંના કેટલાક ભેદભરેલા છે. જેમકે પાંખવાળા માણસોના ડાબા હાથમાં એક ટોપલી અને જમણા હાથમાં બાકડાંનો લંબગોળ દડો આપેલો જણાયછે, જે તેઓ કોઇને આપતા યા નજર કરતા હોય એમ લાગેછે. લડાઇના ચિતારોમાં પાંખવાળા માણસો હવામાં ઉડતા અને તીરો ફેંકતા જણાયછે. કેટલાંક દિવાનખાનાઓ ૪૦ ફીટ પહોળાં અને ૧૬૦ ફીટ લાંબાં છે, જેમના દરવાજા આગળના માણસરૂપી સિંહો પણ ૯ ફીટ લાંબાં અને તેટલાજ ઉંચા મપાયાછે. સિંહોનાં ડોકાંની હબહુબ ઇરાની લોકો જેવી છે. તેમના ચેહરાનો કલો, બાલની ગુંથણ, માથાંપરની ત્રણ વળવાળી પાઘડી વગેરે ઇરાની દેખાવજ ગવાહી આપેછે. આ સિંહોના દેખાવ પરથી તેઓ બુજર્ગદિદાર લાગેછે. કેટલાક ચિતારોમાં તેમનું શરીર માણસનું પણ ડોકું માસખાઉ પક્ષિનું જણાયછે, અને એવી આકૃતિઓ વળી પાંખ સાથની હોયછે. બીજા ચિતારોમાં પાદશાહ રથમાં સવાર થઇ દુશ્મનના કિલ્લાને ઘેરો નાખી તીરોનો વર્સાદ ચલાવતો જણાયછે. વળી તે ફતેહ કરીને પાછો ફરેછે ત્યારે તેનાં માથાં ઉપર પેલું પાંખ સાથનું ઇનસાન, જેની આસપાસ એક ગોળ ચક્ર વિંટળાયલું છે, તે પણ ગોયા તેની ફતેહ આસ્કારા કરતું હોય તેમ એક હાથ લાંબો કરી, બીજે હાથે કમાન પકડી, હવામાં ઉડતું આગળ વધેછે. પાદશાહી રથમાં એક જણ બે, ત્રણ કે ચાર ઘોડા હાંકેછે, અને બીજો ખિદમતગાર પાદશાહના માથાં ઉપર છત્ર ઓઢાડેછે. કેટલાક દેખાવો પાદશાહનાં ખાબરચીખાનાનાં, બાજી ઓળંગવાના, ફતેહની સવારીના, સિંહ અને ગોધાના શિકારના, શિકસ્ત પામેલા લત્કરની ખંડણીના, સુલેહના કોલકરારના, દેવતાની ક્રિયા અને પ્રાર્થનાના, "જમે જેહાનેમાહ"માં ભવિષ્ય જોવાના, વગેરે એહવાલની બેશુમાર બાબતોના છે, કે તેમનાં ફકત નામો લખવાની પણ આ પુસ્તકમાં જગા નથી, માટે દિલગીર છું. નિમરુદનો મેહેલ ઓર્સોબાદ પછી બંધાયો હતો એમ ચોકસ જણાયછે, કેમકે તેમાં એસિર્યન લોકોના અમલ સ્વચ્છ ધર્મની સાદી નિશાનીઓને બદલે અનેક દેવતાઓ, અને પવિત્ર ઝાડો અને નિશાનીઓના ચિતારો જોવામાં આવેછે. હવામાં ઉડતા માણસરૂપી દેવતા, કે મરઘાનાં ડોકાંવાળા પણ ઇનસાનનું શરીર ધરાવનારા દેવતા, યા પવિત્ર ઝાડ આગળની ક્રિયા જેવું ઓર્સોબાદના મેહલમાંના ચિતારોમાં છેજ નહિ.

નિમરુદના મેહલો એજ નામના એક બહાદુર પાદશાહે બાંધેલા મનાયછે, જે નબી નુહનો એક નબીરો હતો. બૈબલમાં તેને "બળવાન શિકારી" કહ્યોછે, પણ શિકારીનું નામ તે જમાનામાં જંગલી પ્રાણીઓનો નાશ કરનારા બહાદુરોનેજ નહિ પણ જાલેમ રાજાઓને આપતા હતા, માટે નિમરુદ પણ કોઇ તેવોજ પાદશાહ ગણી શકાય. વળી નિમરુદનો અર્થ "અમલ ચલાવનારનો બળવો" અથવા "અતિ અપવિત્ર બલવાખોર," એવો થાયછે. પ્રથમ તે પુરાતન બાબિલ (બેબિલન)નો પાદશાહ હોય એમ લાગેછે, જેણે તે ઉપરાંત એરેક (Erech), અક્કદ (Accad), અને કાલ્નેહ (Calnah) નામનાં શેહેરો વસાવ્યાં હતાં, જેઓ આજનાં ઇરાક (અથવા વર્ક), આકેર કુફ (અથવા અકરી નિમરુદ અથવા અકરી બાબિલ), અને ટેસીફનને મળતાં આવતાં જણાયછે. પાછળથીજ નિમરુદે નિનિવેહ આતે મેહલો બાંધેલા હોવા જોઇએ, જ્યાં તેનો પ્રિતાઇ આશુર રાજ્ય ચલાવતો હતો. એટલા માટેજ નિનિવેહવાળું નિમરુદ ગામ આશુરને નામે પણ ઓળખાયુંછે. નિમરુદના મેહલોના

ટેકરાઓનો ઘેરાવો આર મૈલનો છે, માટે તેમના આવડા મોટા વિસ્તારમાં દટાયલાં ખંડિયેરો ત્રણ ચાર કલાકમાં જોઇ શકાય નહિ. એટલામાટે આજની રાત મેં મારા સોહબતીઓ જોડે અહીંજ ગુજારી, અને બીજો દિવસ પણ ખંડિયેરો જોવામાં કહાડયો.

**કરમ્લીસ**—આ એક મસ મોટો ટેકરો નિમરૂદની થોડેક ઉત્તરે આવેલોછે, અને ત્યાં પણ દટાઇ ગયલી ઇમારતો મનાયછે, તોપણ હજીસુધી તેમાં ખોદકામ ચલાવવાની જોઇયે તેવી તજવીજ થઇ નથી. આ ટેકરો તેની અગત્યતામાં કોયુન્‌જીકથીજ ઉતરતો ગણાયછે, અને તોપણ તેમાં શું છે તે જણાયું નથી.

નિમરૂદથી હું તા૦ ૪ થી અને બુધવારે પાછળાપહોરે પાછો ફરી મારી કલક ઉપર સવાર થયો. આગળ ચાલતાં અમને કિનારા ઉપર થોડેક છેટે એક બીજો ટેકરો જણાયો, જે **તેલ-એ સઇરને** નામે ઓળખાયછે. કહેછે કે એ ટેકરામાં પણ એક પુરાતન શેહરનું ખંડિયેર છે, અને એ ખંડિયેરનું પણ ખોદકામ થયલું છે. આ ટેકરો ઉજળો છે; અહીં કોઇ વસતું નથી, તો જોકે થોડેક દૂર સુલતાન **અબ્દલ્લાની** કબરનો રોજો આવેલોછે. જે જે ખંડિયેરો દટાઇને ટેકરા બનેલાં છે તેમનાં નામો જોડે "તેલ" શબ્દ જોડવામાં આવેછે, એવી મતલબથી કે એ ડુંગરો તે કંઇ ખરેખરા પહાડ (જબલ) નથી પણ ટેકરા (તેલ) છે. આવા નાના મોટા ટેકરા મોટી ઝાબ નદીનાં સંગમના કાંઠા ઉપર ઘણા છે. તેલ-એ સઇર પાસે **હુસર** નામે એક બીજો પ્રાચિન બાંધકામોનો ટેકરો છે. આ ઠેકાણે નદી કિનારો સપાટ છે, જે ઉપર નજર પહોંચે ત્યાંસુધી જોઇયે તોપણ કોઇ ગામ માલુમ પડતું નથી, પણ કિનારા ઉપર કેથે કેથે આરબોનાં હાલહવાલ ઝુપડાં નજર આવેછે, જેમનો આકાર તંબુરેકો છે, અને તેઓ ઘાસનાં બનાવેલાંછે. વળી કોઇ ઝુપડાં માટીનાં પણ હોયછે, અને આરબોના શેખ અથવા ગામના સરદારનાં ઝુપડાં આગળ નિશાન દાખલ ભાલો ઓસેલો હોયછે. આ ગરીબ લોકનો નિભાવ તેમનાં બકરાં અને ઢોર ઉપર છે. તેમની સ્ત્રીઓ બહુ મેહનતુ હોયછે. આ લોકોમાં કેવળ નગ્ન હાલતમાંજ સ્નાન કરવાનો રવૈયો હોવાથી મર્દ તો શું પણ ઓરતની પણ લાજ વિના તેઓ નદીઓમાં માત્ર લંગોટ પણ નહિ રાખતાં નહાયછે !

આમ કરતાં મારી કલક તા૦ ૫ મી અને ગુરૂવારે પાછળા પહોરે ૪ કલાકે **કેલાહ** નામે ગામ તરફ આવી પહોંચી. આ કલકવાળો આસપાસનાં ખંડિયેરોના ટેકરાઓથી વાકેફગાર જણાયાથી તેનાથી મેં ઘણીએક માહિતી મેળવી. વળી તે મને આ ખંડિયેરો જોવાનું બની આવે તે માટે બહુ કાળજી ધરાવતો જણાયો. મારા તરફની બક્ષીશથી તે ખુશ થઈ ગયો, અને તેના અવેજ દાખલ મને આ કેલાહ ગામનાં ખંડિયેરો જોવાનું બની આવ્યું. મેં અહીં કલક બંધાવી, અને હું ખંડિયેર તરફ ઉપડી ગયો. કેલાહ શેરઘાત ગામ અસલનાં કેલાહની યાદ આપેછે.

### કેલાહ શેરઘાત

લેયર્ડ પોતાના મદદનિશ રસ્સામની મદદથી પુરાણા નિનિવેહના કેલાહ શેરઘાત નામની જગાએ પણ ખોદકામ ચલાવ્યું છે. પ્રથમ ત્યાંથી ઘણી મેહનતે પાંખવાળા ગોધા તથા બીલારોકા લેખોના કટકા સિવાય બીજું વિશેષ કાંઇજ મળી નહિ આવ્યાથી ખોદકામ પડતું નાખ્યું હતું. સર **હેનરી રૅાલિન્સન,** જેણે એસિર્યન લેખોનો કેટલોક ભાગ ઉકળાવ્યોછે, તેનાં મત મુજબ એસિર્યાનું સર્વથી પહેલું પાયતખ્ત આજ જગાએ હતું, જે વેળા નિનિવેહ હસ્તીમાં પણ ન હતું. તે એ શેહરને **અશુરને** નામે ઓળખાવેછે, અને એજ પ્રથમ પાયતખ્તનાં ખંડિયેરોથી હાલનો કેલાહ શેરઘાતનો ટેકરો બનેલો માનેછે. લેયર્ડ કે રસ્સામને આ ઠેકાણેથી એક પુતળું મળી આવ્યુંછે, જેને બેસવાની ઢબમાં કોત્રેલું છે, પણ તેનું ડાકું ઉડી ગયલું છે.

કેલાહ શેરઘાતનો ટેકરો ટૈગ્રાસ નદીના જમણા કાંઠા ઉપર, અને નિમરૂદના ટેકરાની દક્ષિણે ૪૦ મૈલ ઉપર આવેલોછે. એ જગા

પાયતખ્ત નિનિવેહની દક્ષિણ હદ હતી એમ મનાયછે. પણ કેટલાકો એમ માનેછે કે નિમરૂદ નામે પાદશાહે વસાવેલાં શેહરોમાંનાં **કેલાહ** નામે એક પુરાતન શેહરનું ખંડિયર આ જગાએ દટાયલું છે, અને તેથીજ તેને હાલનું નામ મળ્યું છે. આ જગા એક સુંદર મેદાનમાં આવેલીછે, જેની આસપાસ જંગલ છે, ટાઈગ્રીસ નદીનો એક ઝરો ત્યાંથી વહેછે, અને એક બાજુએ જબલ ખાનુકા નામે પહાડ આવેલોછે. આ કેલાહ શેરગાતનો ટેકરો કેથે કેથે ૬૦ ફીટ જેટલો ઊંચો અને ૨૭૨૭ ફીટનો વિસ્તાર ધરાવેછે. એક બાજુએ મોટા ચોરસ કાપેલા પથરાઓની એક દેવાલનું ખંડિયર છે, પણ તે કાંઈ કોઇ દટાઈ ગયલા મેહલ કે ઇમારતને લગતી જણાતી નથી. ટેકરો ત્રિકોણ આકારનો છે, અને તેનો અકંદર ઘેરાવો શુમારે ૧૪૦૫૫ ફીટનો છે. અજાયબ જેવું છે કે આ ટેકરાનો આ વિસ્તાર કોયુન્જીક (૭૬૮૯ ફીટ), નિમરૂદ (૨૨૮૬ ફીટ) અથવા નેબુખ્દનઝર પાદશાહના મેહલ (૬૩૦૦ ફીટ) ના વિસ્તાર કરતાં ઘણો મોટો છે, અને તોપણ તેમાંથી અત્યાર સુધીમાં ઘણું જાણવાજોગ મળી આવ્યું નથી. પણ આ ગંજાવર ટેકરામાં કંઈ ઇમારતોજ દટાયલી જણાઇ નથી. તેમાં કચરો, પથર, માટી, ઇંટ વગેરેનો ભેગો સંગ્રહ થયલોછે. નદીથી તેની એક બાજુ ધોવાઇ ગઇછે ત્યાંથી સૂર્યનાં તડકાંમાં સુકવેલી ઇંટોથી બાંધેલા ચાર ગોળ બરૂજો જણાયછે. આ બરૂજો પોણા પાંચ ફીટની મધ્ય રેષાના છે, અને તેઓ જાણે તરતનાજ બાંધેલા હોય એવા દેખાયછે. ઊપર કહેલાં પુતળાં ઉપર એક નામ છે તે ઉપરથી જણાયછે કે નિમરૂદના ટેકરામાંનો વચલો મેહલ બાંધનાર **શાલમનુબર** અથવા **દીવાનુબર** (Shalmanu-bar or Divanu-bar) નામના પાદશાહનું તે પુતળું હશે.

મોસલથી બગદાદ જતાં નદીમાંથી **કેલાહ બિન** (નાનું કેલાહ) નામની જગા આવેછે, અને ત્યારબાદ **કેલાહ જબાર** (મોટું કેલાહ) આવેછે. આ મોટાં કેલાહનો એક કિલ્લો પણ છે. અહીં **મક્હુદ** નામે પહાડોની હાર આવેલીછે, અને એજ પહાડના એક ડુંગરાની તળેટીમાં કેલાહ શેરગાત આવેલું છે. અહીંથી આગળ વધતાં કિનારા ઉપર અમને કેટલાક માટીના ઉંચા પણ સપાટ ટેકરા જણાયા, જેઓ એક પછી એક જુદાં જુદાં માટી અને કાંકરા વગેરેનાં પડોના બનેલાછે.

તા૦ ૬ ઠી, શુક્રવાર—આજ દિને અમે **તકરીદ** ગામ પહોંચ્યા, જે નદી કિનારે ઉંચા ટેકરા ઉપર વસેલું છે. ટૈગ્રીસ નદીમાં જેમ જેમ અમે આગળ વધતા જઇયે છિયે તેમ તેમ નાનકડા ટાપુઓ બહુ મળેછે. કેટલેક ઠેકાણે નદીનું પાણી આબાદ તીરની માફકજ સડસડિટ વહેછે, અને તેથીજ કદાચ તેને આ નામ પણ મળ્યું હશે. પાણીનાં અતિ જબરાં જોરને લીધે અમારી કલક આ ટાપુઓવાળા ખડક સાથ અથડી પડેછે અને કોઇવાર તેને પાછી ઠેકાણે લાવતાં બહુ મુશ્કેલી નડેછે. દિવસે મુસાફરી કરીને રાત્રે અમે તેને કિનારે બાંધી રાખિયે છિયે, કેમકે પવનને લીધે તે ચાલી શકતી નથી.

તકરીદ તરફ બિદવીન આરબોના તંબુઓ નદી કિનારે મળ્યા કીધા. મોસલ અને બગદાદ વચે આ કસ્બો એકલોજ એવો છે કે જે કંઇ પણ અગત્યતા ધરાવતો હોય. આગળ તે મોટું સોદાગરી મથક હોય એમ લાગેછે, નદીને માથે એક ઉંચા ખડક ઉપર એક પુરાણ કિલ્લાનું ખંડિયર જણાયછે, તેમજ જુની મસ્જીદો, હમામખાનાં, સારાં ઘરો અને મોટાં કબ્રસ્તાન ઊપરથી સિદ્ધ થાયછે કે આ ગામ આગળ મોટું શેહર હોવું જોઇયે. જેરૂસલેમનું પવિત્ર શેહર મહમદિયાનોના કબજામાંથી લેવા માટેની ખુનખાર ધર્મની લડાઇ ચલાવનારા યુરોપિયન ક્રુઝેડરો સામે બળત્વારીથી લડી તેમને પાછા હાંકી કહાડનાર સુલતાન **સાલાદીન** (ખરૂં નામ સાલેહ-અદ્-દીન) ની આ ગામમાં કબર છે. ઇંગ્લંડના બહાદુર રાજા **રિચર્ડ** ૧ લાનો તે મોટાં દિલનો તેવોજ બહાદુર હરીફ હતો. આ સાલાદીનનો બાપ **અયુબ** ઇરાનના સલજુકી વંશના પાદ-

શાહો તરફથી તકરીદના કિલ્લાની હાકમી ચલાવતો હતો, અને તે રાહવંદીઝ નામના કુર્દ ટોળાનો સરદાર હતો. એ રીતે ત્યારે તે જમાનામાં તકરીદ ઘણું માતબર અને આબાદ શેહર હોવું જોઇયે. આજે તો ત્યાં થોડાક આરબો વસેછે, જેઓ ત્રાપા મારફતે બગદાદ અને મોસલ વચ્ચે વેપારી માલની લાવલજીજા કરેછે.

તા૦ ૭ મી, અને શનિવારે સહવારે અમે **દુરા** (અથવા દાર) ખાતે આવી પહોંચ્યા, જે છેક નિનિવેહના જમાનાનું પુરાણું શેહેર ગણાયછે, અને વચમાં સેંકડો વરસો ગુજરી ગયા છતાં તેજ અસલ નામે આજ સુધી ઓળખાયછે. દુરા આજે એક શેહેર કે ગામને બદલે એક મેદાન દાખલ જણાયલું છે. અહીં વસ્તી કાંઇ નથી. તકરીદથી બગદાદ સુધીનો જીલ્લો તમામ બિયાબાન જેવો છે, અને દુરાનું મેદાન તો ટેકરા સમાન દેખાયછે, જે ઉપરથી અનુમાન થાયછે કે અહીં પુરાણી ઇમારતો વગેરેનાં ખંડિયેરો હોવાં જોઇયે. ક્રિસ્ટીઓનાં ધર્મપુસ્તક બૈબલ મુજબ પુરાણા કાળમાં આ દુરાનાં ચોગાનમાં બેબિલનના રાજા નેબુખદનેઝરે સોનાની એક ગંજાવર મૂર્તિ બનાવી હતી, જેની ઉંચાઇ જ્યારે ૬૦ હાથની ત્યારે પહોળાઇ ૬ હાથની હતી. આ મૂર્તિને પગે પડવા માટે ઉપલા રાજાએ આસપાસના પ્રાંતોના શાહજાદાઓ, સરદારો, હાકમો, ન્યાયાધિશો, ખજાનચીઓ, દરબારીઓ અને બીજા અમલદારોને બોલાવ્યા હતા. આજે અહીં તમામ ઉજડ ટેકરા બનેલા છે. દુરાનું આ મેદાન પુરાણા ઇતિહાસમાં મશહુર છે. રૂમી શેહનશાહ **જુલ્યન** સાસાની વંશના પાર્સી પાદશાહો ઉપર મોટી ચહડાઇ લાવ્યો હતો, અને હું ઉપર જણાવી ગયોછું તે ટેસિફન અથવા મદાઇન પાયતખ્તને તાબે કર્યા વિના એકદમ પાછો ફરતાં અચિંતો મરણ પામ્યો ત્યારે તેની જગા ઉપર થયલા નવા શેહનશાહ **જોવ્યને** ઇરાનના બહાદુર પાદશાહ **શાપુર**ની સાથ બહુજ હિણપસ્તી લગાડનારી સુલેહના કોલકરાર જ્યાં કીધા હતા તે આજ દુરાનું મેદાન હતું. એ કરાર મુજબ તે આ પાર્સી પાદશાહને ટૈગ્રીસ નદીની ઉગમણના પાંચ મોટા રૂમી પ્રાંતો આપી દેવાને કબૂલ થયો હતો; જેમ અગરજો તેણે નહિ કીધું હોત તો ચહડાઇ કરનારૂં તમામ રૂમી લશ્કર નાશ પામવાનો ભારી સંભવ હતો.

દુરા મૂકીને આગળ વધતાં પણ નાના મોટા ટેકરાવાળાં ગામો માર્ગમાં મળ્યાં, પણ ત્યાં કેથે વસ્તી જણાઇ નહિ. થોડુંક દક્ષિણે આગળ વધ્યા કે **નેહરવાન**ની નેહર મળી, જે આગળા વખતમાં ટૈગ્રીસ નદીનું પાણી આસપાસનાં પ્રગણાઓને પહોંચાડતી હતી. આ એક પુરાણી નેહર છે, જેના ઉંચા કિનારાજ માત્ર આજે હયાત રહેવા પામ્યાછે; પણ આગળા આરબ ભૂગોળશાસ્ત્રીઓ તેની બહુ વખાણ ગાતાં તેને પોતાના જમાનાની એક અજાયબી ગણી ગયાછે. નેહરવાનની દક્ષિણે મોટા કાંકરા અને ચુના વડે બાંધેલી દેવાલો અને મકાનોનાં ખંડિયેરો મળેછે. અસલી સાસાની અને તે પછીની આરબ હાકમી વેળા એજ કિસમનાં મકાનો બંધાતાં હતાં, માટે આ ખંડિયેરો **એસ્કી** અથવા **જુના બગદાદ**ને નામે ઓળખાયછે. ટૈગ્રીસના એક કિનારા ઉપરનાં આ ખંડિયેરો એસ્કી ત્યારે બીજા કાંઠા ઉપરનાં **અશીક**ને નામે ઓળખાયછે.

હવે અમને એક ઉંચો બરૂજ અથવા મિનારો દેખાયો. નદીના પૂર્વ કાંઠા ઉપર તે શુમારે ૨૦૦ ફીટ ઉંચો ગયલોછે. તેની ઉપર ચહડવાનો રસ્તો મિનારાની આસપાસ ગોળ ચક્રમાં છે. અહીં પુરાતન **સમરાહ** શેહર હતું, જ્યાં અબ્બાસ વંશના ૮ મા ખલીફ **મોતેસ્સમ બિલ્લાહ**નું પાયતખ્ત હતું. અહીં એક મસજીદ છે, જયાં સિયા પંથના મુસલમાનો મોટી સંખ્યામાં આવેછે, કેમકે તેઓ એવું માનેછે કે હજરત **અલીથી** ઊતરેલા છેલ્લા ઇમામોની અહીંજ કબર છે, અને ૧૨ મા ઇમામ **મેહદી** પોતાના શત્રુઓથી નાસીને અહીંજ છુપાયો હતો. આજનુ સમરાહ ગામ કાદવના કોટનું છે, જેના બચાવ માટે બરૂજો અને કિલ્લો બાંધેલાછે, પણ ઘરો થોડાં અને કંગાલ અવસ્થામાં છે. હું ઉપલો

રોજો જોવા ગયો ત્યારે તેમાં મને ત્રણ કબરોની આસપાસ એક સુંદર મકાન બાંધેલું જણાયું, જેના ગુંબજને સોનાનાં પાણીની ચળક દીધેલીછે, જેથી રશિયાનાં પુરાણા પાયતખ્ત મોસ્કોનાં દેવળના ગુંબજની પેઠે આ પણ ઝપઝપેછે. રોજાની દેવાલોમાં તથા ગુંબજ અંદર ચોકસ તદબીરથી કાચ જડી લીધાછે તેથી પણ સારો ચળકાટ મારેછે. આ રોજાના રખેવાળો જ્યારતે આવનાર મુસાફરને એવું ચિવટ વળગણ કરેછે કે તે બાપડાનો ભીક્ષા દીધા વિના છુટકો થતો નથી. આ ગામની આબો હવા સારી છે, પણ ઝાડપાન કે કુદ્રતી લીલા જેવું કંઇ નથી. સઘળે સુકાં મેદાન સિવાય બીજું કાંઈ નજર આવતું નથી.

આ તરફ નદીમાં પાણી ઘણાં અને ઊંડાં છે, તેથી બોટો મારફતે એક ઝુલતો પુલ બાંધેલોછે, જે ઉપરથી નદીને પેલે કિનારે જઇ શકાયછે. નદીની આ યા પેલી બાજુએ હવે કેટલીક નકર પથરની બાંધેલી દેવાલો જણાયછે, જે સાસાની જમાનાની મનાયછે. વળી પહેલા ખલીફોના જમાનાનાં બાંધકામોના ગુંબજો પણ કેથે કેથે માલુમ પડેછે. સાસાની પાદશાહોના મેહલો અને આરબ કિલ્લાઓનાં આ ખંડિયેરો કહેવાયછે, અને એ જગા આજેબી **કાદેસિયા**ને નામે ઓળખાયછે, જે પારસી અને આરબ ફોજો વચે મચેલાં કાદસીનાં ભારી જંગની યાદ આપેછે. એ લડાઇ પછીજ ઇરાનનું રાજય આરબોના હાથમાં ગયું હતું.

સમરાહની પડોશમાંજ નદીના પશ્ચિમ કાંઠા ઉપર એક મોટો ટેકરો જણાયછે, જે આરબોમાં **સિદ ઉલ નિમરૂદ** (નિમરૂદનો કોટ) ને નામે ઓળખાયછે. કેટલાક વિદ્વાનો ધારેછે કે બેબિલનના રાજાઓએ પોતાના શત્રુઓને ઉત્તરેથી ધસી આવતા અટકાવવા માટે બાંધેલો આ કોટ છે, જે "મિડયન દેવાલ" ને નામે ઓળખાયછે.

હવે અમે **જદીદા** ગામ જઈ પુગ્યા, જ્યાંથી બગદાદ સુધી ખજુરાંનાં ઝાડો આવ્યા કરેછે, અને નદીમાંથી બાગાયતનો એ દેખાવ બહુ સારો દીસેછે. એકગમથી આ બાગબાની આવી કે બીજી તરફથી મછરોએ દેખાવ દઈ કંટાળો આપવા માંડયો. નદીના બંને કાંઠા ઉપર પાણીના કોશ ચાલુ થયલા જણાયછે, જે વડે કુઆનાં પાણી બાગો અને ખેતરોમાં પહોંચતાં થાયછે. સમરાહમાં મને એક **માથ્યાસ માર્ટિન** નામનો મુસાફર મળ્યો. તે એલેપ્પો શેહરથી ભીક્ષા માંગતો માંગતો જેરૂસલેમ ગયો હતો, જેને લગતો પોતે લખેલો તમામ હેવાલ તેણે મને વંચાવ્યો હતો, જે તા૦ ૧૭ મી ઑગસ્ટ ૧૮૯૩ નો હતો. જેરૂસલેમથી ભીખ માંગતો તે મોસલ પુગ્યો, અને મોસલથી એજ રીતે બગદાદ જતાં તે મને સમરાહમાં મળ્યો. આ ધણી પ્રથમ ઑસ્ટ્રિયન લશ્કરમાં એક સિપાહી હતો. તેના કહેવા મુજબ જયાં જયાં તે ગયો ત્યાં ત્યાં મુસલમાનોએ પોતાનાં ઘરમાં જેબી ખાનું હોય તે વડે તેની ભુખ ભાંજી હતી. પણ યુરોપમાં આમ ભુખ્યા મુસાફરોની કોઇ દાદ લેતું નથી—પછી તેઓ ખ્રિસ્ટીજ ધર્મના હોય તોપણ શું થયું? મોસલમાં ખ્રિસ્ટી મિશનરીઓ છે, પણ તેઓ તરફથી તેમના આ જાતભાઇને કાંઈ પણ આશ્રો નહિ મળવાની તેણે ફરિયાદ કીધી. સમરાહથી બગદાદ ૭૦ મૈલ દૂર છે, માટે મેં તેને મારી કલક ઉપર બેસાડી લીધો, અને મારી જોડ ખાનું ખવડાવી શેવટે બગદાદ પહોંચતો કર્યો.

આ તરફ બિદવીન આરબો અને કુર્દી લોકોનો જંગલી વસવાટ નજરે પડેછે. તેમનો નિભાવ દહીં અને છાસ વગેરેપર છે. ગરીબથી અમીર સુધીનાં દસ્તરખાનાં ઉપર ઉનાળાની મોસમમાં ભોજણ વખ્તે છાસનો કટોરો મોજુદ હોયછે. આ ઉજડ વગડામાં ઝુપડાં અને કાચી દેવાલનાં ઘરોમાં આ લોકો વસેછે તેથી તેમનાં રેઠાણ, ચાલ ચલકત વગેરે એક ઉતાવળા મુસાફરને પહેલી નજરે જંગલી દીસેછે, પણ બારીકીથી તપાસતાં તેવું કશું નથી. તેઓ સાચું બોલનારા, મુસાફરોને માન આપનારા, તેમને પોતાનાં ભોજણમાં ભાગ દેનારા અને બની આવે એવી

માવજત કરનારા છે. હું તેમનાં ગામોમાં તેમની એવી ચાલચલણ તપાસવા ખામખા જતો અને તેમની જોડ વાતે વળગતો અને ભળાતો હતો. એ ગરીબોનાં મકાન ઉપર જતાં પહેલાં આપણ "સલામ અલૈકુમ" કહિયે, ત્યારે તેઓ આપણા દેશમાં ધારો છે તેમ "આલૈકુમ સલામ" કહી પાછો ઉત્તર દેછે. હવે જો સહવાર હોય તો આપણે તેમને "સબ્બાક અલ્લાહ બિલખૈર" અને પાછળા પહોર હોય તો "મસ્સાક અલ્લાહ બિલ ખૈર" કહેવું, જેનો તેઓ ઉભા થઇ પાછો જવાબ આપી આપણા માટે બેસવાની જગા બતાવી સર્વ જોડ પોતેબી પાછા બેસી જાયછે. જો કોઈ મોટી મંડળીમાં જુદા જુદા ધર્મના ગ્રહસ્થો હાજર હોય તો તેમાં દાખલ થનાર મુસલમાને આ મુજબની સલામ કહેવી :—"સલામ અલ્લામીન તબ્બા અલ હુદા." આ લોકોમાં-બી એ રીતે તાજીમતવાજો છે, અને જો રસ્તે જતાં આપણી સલામનો કોઇ પાછો ઉત્તર નહિ આપે તો તે કોઇ બદ જાનતી ચોર અથવા આપણા તરફ બુરી મતલબ ધરાવનાર છે એમ સમજવામાં આવેછે. તેઓ આપણને પહેલો ગાહાવો પીવડાવેછે અને પછી પોતે પિયેછે.

આ રીતે પુરાણા કાળનાં પ્રખ્યાત નિનિવેહ શેહરનાં ખંડિયેરો ખાતેની મારી મુસાફરી પુરી કરીને હું તા૦ ૧૦ મી જુલાઇ અને મંગળવારે **બગદાદ** ખાતે પાછો આવી પુગ્યો. અહીં હું ત્રણ દિવસ સુધી રહ્યો અને એવીજ એક બીજી મુસાફરી જે **બેબિલન**નાં ખંડિયેરો જોવા માટેની મેં માથે લીધી હતી તે થકી અતરેના બ્રિટિશ કૉન્સલને મળી તેની મારફતે એક ખચર અને એક ભોમિયો લઈ તા૦ ૧૩ મી અને શુક્રવારે જુમાની નિમાજ પહડીને પાછળે પહોરે બેબિલન જવા માટે મેં બગદાદ છોડયું. મારો આ ભોમિયો **અવાદ** બિન **હુબીબ** હુશિયાર હતો, અને મજકુર કૉન્સલ કર્નલ મૉકલરનો વિશ્વાસુ હતો.



## પ્રકરણ ૩૨ મું.

# પુરાણું બેબિલન.

માર્ગમાં મળતાં ગામો—પુરાતન બેબિલન—તેની અસલી મોટાઇ—તેના બચાવનાં બાંધકામો—શેહરનો બહોળો વિસ્તાર—બાંધકામોના ટેકરાઓની ઓળખ. ખંડિયેરોની વિગત—મુજ્જલિબે—નવાં દહેરાંઓનું ખોદકામ—અમરાનનો ટેકરો—ત્યાંના આજના રહેવાસીઓ. હિલ્લાહ ગામ. બિર્સ નિમરૂદ—ટેકરો અને પડી ભાગેલી ઇમારત.

કુફા—ચાંદીના અસલી સિકા—એક પુરાણી મસ્જીદ અને તેની કથા. શાહનજફ—હિંદિયા નેહેર બંધાવનાર હિંદી મુસલમાનો—અલીજા કબર—ઓરતોની માતમપોશી. કર્બલા—મોટી ધર્મશાળાઓ—લડાઇનું મેદાન અને તેની યાદ—ઇમામ હુસેનનો રોજો. મુસયેબ થઇને બગદાદ.

### બેબિલનની મોટાઈ.



ત્રણ કલાકો સુધી આગળ રસ્તો કાપતાં રાત પડી ત્યારે અમે નદીને કાંઠે ખુલ્લાં મેદાનમાં પથારી કીધી અને ખચરોને ઝાડ તળે બાંધ્યાં. ટૈગ્રીસ નદીમાં આવેલી છેલી ભયંકાર રેલની અસર અહીંસુધી જણાયછે. મળસ્કે ઉઠીને અમે હોડીવાળાને ઉઠાડી તેની બોટમાં બેસી નદીને પેલે પારે જઈ ઉતર્યા. અમારાં ખચરો પણ બીજે રસ્તે અમને ત્યાં આવી મળ્યાં. ખાનમાહમુદિયામાં અમે બપોરનો કકડતો તડકો ગાળ્યો, કેમકે એ વેળા આ તરફ મુસાફરી થતીજ નથી. બગદાદથી અહીં સુધીની જમીન લીલોત્રીવાળી છે, પણ હવે સુકી જમીન શરૂ થઈ. અહીં ખેતીવાડીનું ઠેકાણું નથી; ઘણીખરી જમીન ઉજડ પડેલીછે. નમતે પહોરે પાછી મંજલ શરૂ કરી, આખી રાત મુસાફરી ચાલુ રાખતાં, પાછળી રાત્રે **ખાન મોહાવિલ** નામે જગાએ અમે જઇ પુગ્યા. અંહી એક ઉંડી અને પહોળી નેહેર છે તે એજ નામે ઓળખાયછે. એ નેહેર છોડી કે **બેબિલન**નાં ખંડિયેરાં અમને દૂરથી દેખાવા લાગ્યાં. પ્રથમ **ઈગસ્ની** નામે એક ધુળથી દટાયલો ટેકરો આવેછે, જે અસલમાં બેબિલનને લગતોજ હતો એમ મનાયછે. એવા એવા ટેકરાઓ તો એ પુરાતન શેહરની આસપાસ અનેક છે, અને તે સઘળા એનાં જુદાં જુદાં એવાનોનાં ખંડિયેરો મનાયછે. માઠાં ભાગ્યે આ ટેકરાઓનું જેવું જોઇયે તેવું ખોદકામ થયું નથી, માટે તેઓમાં શું છે તે કોઇ જાણતું નથી. ઇગસ્નીની પડોશમાં ખાતુનિયા નામે એક નાની નેહેર વહેછે, જે છોડીને અમે સહવારનાં પરોઢિયાંમાં મારા ઇરાદાની જગાએ આવી પુગ્યા.

અસલ બેબિલન આજે નથી. આજે તો એક નાનકડું ગામડું માત્ર તે પુરાતન પાયતખ્તની જગા સાચવી રહ્યુંછે. અસલ બેબિલન બહુ મોટું શેહર હતું. તવારીખનવેશ **હીરૉડોટસ** તો તેની મોટાઇનું જબજા વર્ણન આપી ગયોછે. તે યુફ્રેટિસ નદીના બંને કાંઠાઓ ઉપર વસેલું હતું, અને એસિર્યાનાં રાજ્યનું મુખ્ય શેહર ગણાતું હતું. કહેછે કે તેની આસપાસ બાંધેલી ચોરસ દેવાલનો ઘેરાવો ૬૦ મૈલનો હતો, જેની ઉંચાઈ ૨૦૦ હાથની અને જાડાઇ ૫૦ હાથની હતી. એ ફરતા કોટમાં ૧૦૦ પિત્તળના દરવાજા બાંધેલા હતા. પાર્સી

મહાત્મા કુરૂશ પાદશાહે એ શેહેર ઈ. પૂ. ૫૩૮ માં સર કર્યું હતું, અને બેબિલોન્યન રાજાએ અહીં કેદ કરેલા બાપડા યહુદીઓને જીવતદાન બક્ષી છુટા કીધા હતા. કુરૂશ અથવા કાઈરસ પાદશાહે પ્રથમ નદીનાં પાણીને બીજે રસ્તે ખેંચી લઇ શેહેરમાંના તેના માર્ગને સુકવી નાખ્યો અને પછી તે સુકે રસ્તે રાતની વેળાએ તે શેહેરમાં દાખલ થયો હતો. મહાત્મા સેકંદર પાછળથી (ઇ. પૂ. ૩૨૭ માં) આ શેહેરમાં મરણ પામ્યો હતો. આસ્તે આસ્તે એ શેહેરની મોટાઇ ઘટતી ચાલી, અને પ્લીનીના જમાનામાંજ બેબિલન એક ઉજડ ગામડાં જેવું થઇ પડયું હતું. આજે તેની અસલ જગા પણ નકીપણે સિદ્ધ થઇ શકતી નથી. પણ હું જે કંઇ જોઉંછું, અને મારી આગમજ લેયર્ડ, રિચ, અને બીજા અનેક યુરોપિયન વિદ્વાન મુસાફરો જોઇને જે કંઇ વર્ણન કરી ગયાછે, તે હિરૉડોટસનાં લખાણને ઘણે દરજ્જે મળતું આવેછે. એ તવારીખનવેશ મુજબ બેબિલનને એક વિસ્તીર્ણ મેદાનમાં ચોખંડ બાંધેલું હતું. તેની દરેક બાજુ ૧૨૦ 'સ્ટેડિયા' (યાને ૧૫ મૈલ) ની હતી. તેની આસપાસ એક ઉંડી ખાઈ ખોદી તેમાં પાણી ભરેલું હતું. ફરતા કોટની દેવાલ ખાઇની માટીનીજ બાંધી હતી, એટલેજે મટોડાંની ઇંટ બનાવીને તેમને ૫૦ હાથ જાડી દેવાલમાં ચણી લીધી હતી. આ ઇંટો ભૂંજેલી હતી, અને ગરમ શીલાજીતથી તેમને એકેક સાથ જોડી લીધી હતી. આવડી જાડી દેવાલ ઉપર સામસામી એક મજલાની ઇમારતો બાંધી હતી, અને તેમની વચે ચાર ઘોડાના રથોને ફરવાની જગા રાખી હતી. શેહેરમાં ત્રણ ચાર મજલાની ઇમારતો હતી, અને તેમને એવી રીતે બાંધી હતી કે જેથી રસ્તાઓ સીધાજ અને એકેકને કાટખુણે આવેલા હતા. નદીને કાંઠે બાંધેલી દેવાલને આવી મળનારા દરેક મોહોલ્લાને છેડે એક નાનો પિત્તળનો દરવાજો બાંધેલો હતો. શેહેરના વિભાગો પાડીને દરેકની વચે કિલ્લેબંદી કીધી હતી. એક ભાગમાં પાદશાહનો મેહેલ હતો તેનોતો અનેક રીતે બચાવ કરેલો હતો. તેની આસપાસનાં મજબૂત બાંધકામના દરવાજા પણ પિત્તળમાજ હતા.

એક બીજું એવુંજ મજબૂત મકાન જુપિટર-બિલસનાં દેહેરાંનું હતું, જેને માટે હિરૉડોટસ લખેછે કે તેના પોતાના વખ્તમાં પણ તે હૈયાત હતું, જેની આસપાસની દેવાલ દરેક બાજુએથી ૫ા મૈલ જેટલી સમચોરસ હતી. આ દેવાલથી ઘેરાયલી જગામાં એક સંગીન મિનારો બાંધેલો હતો, જે એક મૈલના ૮ મા ભાગ જેટલો ઉંચો અને તેટલોજ પોહોળો પણ હતો. એ મિનારા ઉપર એક બીજો બાંધેલો હતો, અને તે ઉપર વળી એક ત્રીજો, એ રીતે ૮ મિનારાઓ ઉઠાવેલ હતા. એ સર્વની ઉંચાઈ એક મૈલની થાયછે, જે ઉપર ચહડવા માટે બહારથી ગોળ ફરતી સીડીઓ બાંધી લીધી હતી. આ મિનારાની અધવચે બેસવાની જગા બનાવેલી હતી, અને મથાળે જનારાઓ ત્યાં બેસીને થાક ખાતા હતા. મિનારાને છેક ઊંચે મથાળે એક મોટું દહેરૂં બાંધેલું હતું, જેને અચ્છી રીતે શણગારેલું હતું. તેમાં એક મોટી બેઠક હતી અને તેની બાજુએ એક સોનાની ટેબલ હતી. દહેરાંમાં કશી પણ મૂર્ત્તિઓ ન હતી, અને તેમાં એક સ્વદેશી બાઇ સિવાય કોઇબી માણસ રાત ગુજારી શકતો ન હતો. જોકે આ ઉંચાં દેવળમાં જુપિટર દેવતાની મૂર્તિ હતી, તોપણ નીચે મિનારાના પાયા આગળ એક બીજું દહેરૂં હતું તેમાં તો એ દેવતાની મોટી સોનાની મૂર્ત્તિ બેસાડેલી હતી. તેને બેસવાનું તખ્ત તથા તે ઉપર ચહડવાની પગથી, તેમજ તેની નજદીક મૂકેલી ટેબલ, એ સર્વ સોનાનાં હતાં. આ દહેરાંની બહાર બે સોનાના સેતારાઓ બનાવેલા હતા, જેમાંનો એક તો મેંઢાઓનો જ્યાં ભોગ આપવામાં આવતો હતો ત્યાં હતો. વળી ભોગો માટેનો એક કુંડ બનાવેલો હતો તે પણ સોનાનો હતો. બીજી એક નકર સોનાની મૂર્ત્તિ આ દહેરાંમાં ૧૨ હાથ ઉંચી હતી. હિરૉડોટસ મુજબ એ મૂર્ત્તિ પાર્સી પાદશાહ મહાત્મા જર્કસીસ કહાડી લઇ ગયો હતો.

આ સઘળાં રસિલાં વર્ણનમાં અલબત ઘણી અતિશયોક્તિ હશે, પણ આટલી વાત ચોકસ જણાયછે કે આજેબી બેબિલનનાં ખંડિયેરા-વાળા ટેકરાની આસપાસ વિસ્તીર્ણ મેદાન ફરી વળેલું છે, અને જે ઉંચા મિનારાની ઉપર વિગત આપીછે તે ઉપર પણ જમાનાનો હાથ ફરી વળ્યોછે. પણ શેહેરની આસપાસની ૫૦ હાથ પહોળી અને ૨૦૦ હાથ ઉંચી તથા ૬૦ મૈલની લંબાઇની દેવાલની કશી નિશાની આજ સુધી મળી આવી નથી, એ બહુ નવાઇ જેવું છે. કંઇ આ દેવાલો સંગેમરમર યા બીજા કીમતી પથરની ન હતી કે પાછળા જમાનાના પાદશાહો યા લોકો તે પથર ઉપાડી ગયાથી આવી ગંજાવર દેવાલો નાશ પામે. તે તો માત્ર ઇંટની બાંધેલી હતી, અને મેહલો તથા ઇમારતોનાં ખંડિયેરોમાંથી આવી ઇંટો સંખ્યા-બંધ મળી આવીછે, ત્યારે આ રાક્ષી કદની દેવાલની ઇધાણી આપનારી ઇંટો નહિ મળી આવે એ શકભરેલું લાગેછે. જે દેવાલો ઉપર બરૂજો બાંધેલા, ચિવટ શીલાજીતથી જે ઇંટોને એક બીજા સાથ જોડેલી, જે દેવાલના જબરા ઓસાર ઉપરથી ચાર ઘોડાના રથો દોડે, જે દેવાલમાં ૧૦૦ પિત્તળના દરવાજા બાંધેલા, તે સર્વની કશી ઇંધાણી સર હેનરી લેયર્ડ કે બીજા ઉત્સાહી ખોદકામ ચલા-વનારા મુસાફરોને નહિ મળી આવે તેનું કારણ શું હશે? શું હિરૉડોટસનો હેવાલ ખોટો હશે?

બેબિલનનાં ખંડિયેરોમાં પાદશાહી મેહલ અને ઉપલા એક મૈલની ઉંચાઇવાળો મિનારો મુખ્ય છે. પણ આસપાસનાં બીજાં ખંડિ-યેરો, અથવા ખંડિયેરો હોય એમ લાગતા ટેકરાઓને ભેગા લઇને મુસાફરો બેબિલનને હિરૉડોટસ જણાવી ગયોછે તેવું મોટું શેહેર સાબિત કરવા માંગેછે. એક લખનાર તો અહીં સુધી કહેવાની હિમત કરેછે કે લંડન શેહેરનો વિસ્તાર તેનાં તમામ પરાંઓ સુધાં ૧૧૪ ચોરસ મૈલનો છે, અને નિનિવેહ શેહેર તેના કરતાં મોટું હતું, જેનો વિસ્તાર ૨૧૬ ચોરસ મૈલનો હતો; પણ બેબિલન શેહેર એ બન્ને કરતાં મોટું (લંડનથી તો બેવડું મોટું) હતું, કેમકે તેનો વિસ્તાર ૨૨૫ ચોરસ મૈલનો હતો! તેની ઉપલી ૬૦ મૈલના ચોરસ ઘેરા-વાની દેવાલની વચ્ચે મેહલો, મકાનો, દહેરાંઓ અને મિનારાઓ તથા કિલ્લાઓ ઉપરાંત બાગ-બગીચાઓ, ઘેરા વચ્ચે ખેતી કરવાની જમીનો, અને ખુલ્લાં ચોગાનો વધારે હતાં, જેથી એની વસ્તી લંડન કરતાં બહુ ઓછી મનાયછે.

આ પુરાણાં શેહેરને પેલાજ બળિયા નિમ-રૂદ પાદશાહે વસાવ્યું હતું, જે નિનિવેહનો પાયો નાખનાર સાબેત થઈ ચૂકયોછે. એનું અસલ નામ **બાબેલ** (Babel) હતું, જે ઉપર યુનાની લોકે એક પ્રત્યય વધાર્યાથી તે આજ સુધી બાબેલ**ન**—બેબિલ**ન**—ને નામે ઓળખાયછે. હાલ યુફ્રેટિસ નદી ઉપર **હિલ્લાહ** નામે એક કસ્બો છે ત્યાંજ અસલ આ શેહેર હતું એમ મનાયછે. હવે આ હિલ્લાહથી ૨૦ મૈલ પશ્ચિમે પણ આશરે ચારેક મૈલ ઉત્તર તરફ **મુજ્જલિબે** (Mujellibe) નામનું એક મોટું ગામ આવેલું છે, જેની પડોશમાં અસલી મેહેલો (કસ્ર) નાં ખંડિયેરો દટાયલાં છે. વળી હિલ્લાહથી છ મૈલ ઉત્તરે એક ઉંચા ટેકરા ઉપર એક ખંડિયેર ઉભેલું છે, જેને આપણા મુસા-ફરો Birs Nimroud યાને નિમરૂદ પાદશાહે બાંધેલાં મજકુર જ્યુપિટર બિલસ દેવતાનાં દહેરાંવાળા મિનારા દાખલ ઓળખાવેછે. પણ આ મિનારાવાળા ટેકરાને આરબો નિમરૂદના મેહલનાં ખંડિયેર દાખલ ઓળખેછે, તો જોકે હિરૉડોટસ મુજબ મેહેલ અને આ મિનારા વચે નદી આવેલી હતી. બીજા હાથ ઉપર મુજ્જલિબેની દક્ષિણે **અમ્રાન** ઇબ્ન **અલી** નામનો એક બીજો ડુંગર આવેલોછે, જેને માટે કહેછે કે તે બેબિલનના પશ્ચિમ ભાગના મેહલનું ખંડિયેર છે. અહીંથી વધારે દક્ષિણે છેક આજની **જમજમે** નામે જગા સુધી બેબિ-લનની સરહદ લંબાયલી ગણાવવામાં આવેછે. એ સઘળી જગાએ હું ફરી વળ્યોછું, પણ દિલગીર છું કે એ જગાઓ મુકરર કરવામાં પણ નામીચા મુસાફરો રિચ, લેયર્ડ, બોટા, વગેરેમાં મતફેર છે.

જુપિટરનાં દહેરાંવાળા મિનારાના ટેકરાનો ચોરસ વિસ્તાર ૪૯૦૦૦ ફીટનો છે અને તે એક ઠેકાણેથી ૬૪ ફીટ ઉંચો છે. મુજૅલિબે-વાળો ટેકરો ૧૨૦૦૦૦ ચોરસ ફીટનો, પણ ઉંચાઇમાં માત્ર ૨૮ ફીટનોજ છે. અમ્રાન ટેકરો ૧૦૪૦૦૦ ચોરસ ફીટનો અને ૨૩ ફીટ ઉંચો છે. એક ચોથો ડુંગર **અલહૈમાર** અથવા **હુમૂર** નામનો છે, જેનો વિસ્તાર ૧૬૦૦૦ ફીટનો અને ઉંચાઈ ૪૪ ફીટની છે. વળી એને માથે એક બીજો ૮ ફીટ ઉંચો ટેકરો છે. આ સઘળા ટેકરાઓ બેબિલનની ઇમારતો, મેહેલો વગેરેનાં ખંડિયેરોના છે. દહેરાંવાળા ટેકરાને આરબો નિમરૂદનો મેહેલ પણ યહુદીઓ "નિમરૂદનું બંદીખાનું" કહેછે. એ બાપડાઓને બેબિલનમાં ૭૦ વરસો સુધી કેદ રાખેલા હતા તેથી કદાચ તેઓ આ દહેરાંને તે બંધાવનાર પાદશાહનાં કેદખા-નાનું નામ આપતા હશે, બાકી તેમને પોતાને અહીં કેદ કીધા હોય એ તો બનેજ નહિ. તેઓનાં કેદખાનાની જગા તો મુજૅલિબેવાળા ટેકરા ઉપરનું મકાન મનાયછે, કેમકે એ નામનો અર્થ "કેદીઓનું મકાન" એવો થાયછે. મિનારો અને તે ઉપરનું દહેરૂં અસલી જમાનામાં દુનિયાની એક અજાયબી ગણાયાંછે. કેટલાકો કહેછે કે **બૉર્સિપા** (Borsippa) નું જે ખેલ્દયન પૂંજાનું મોટું શેહેર તે એજ હતું. ગમે તેમ હોય, પણ આજે તે અજાયબીએ ઇંટ, કચરો, માટી, વગેરેનું રૂપ ધારણ કીધુંછે. એ જગા કેવળ ઉજડ છે. અહીં ઝાડપાળો કશો ઉગતો નથી.

## બેબિલનનાં ખંડિયેર.

ઉત્તરેથી આવતાં આપણને બેબિલનનો ટેકરો પહેલો મળેછે. હું અહીં આવી પુગ્યો ત્યારે આ ટેકરાની આસપાસ એક ચક્ર લઇને મારા ભોમિયા જોડે ઉપર ચહડયો. એની દક્ષિણે **નીલ** નામે એક મોટી નેહેર વહેછે, અને તે તેમજ બીજી આ તરફની સર્વ નેહેરો યુફ્રેટિસ નદીને જઈ મળેછે. અમે ઉપર ચહડતા હતા એટલામાં બે રખડતા આદમી-ઓ અમારો ચાળોમાળો તપાસતા જણાયા, પણ અમારી કને બે નળીની રાઇફલ હતી તે જોતાંજ તેઓ પોબારા ગણી ગયા. આ ઉપરથી જણાયછે કે આ તરફ હથિયાર વિના ફરવું ધાસ્તીભરેલું છે. આ ટેકરા ઉપર જઇ અમે નાસ્તો લીધો અને પછી ચોતરફ ફર્યા. અહીં ઇંટોથી ચણેલાં કેટલાંક ૩ કે ૪ મજલા-નાં મકાનોનાં ખંડિયેરો પડેલાંછે. તેમની દેવાલો મસમોટી અને ચહોળી જણાયછે. ઇંટો ઉપર બેબિલનના આગળા પાદશાહ નેબુખદનઝરનાં નામ સાથના લેખો બીલા-રીકી જબાનમાં કોતરેલાછે. આ ટેકરો ચોખંડ છે. તે ઉત્તરે ૬૦૦ ફીટનો, ઉગમણે ૩૬૬ ફીટનો, દક્ષિણે ૬૫૭ ફીટનો અને પશ્ચિમે ૪૦૮ ફીટનો છે. ઇશાણ ખુણા તરફ એની ઉંચાઈ ૧૪૧ ફીટની છે. માટીનો આ મોટો ડુંગર નદીની પૂર્વ બાજુએ પોણા મૈલ ઉપર આવેલોછે, અને ત્યાં અનેક ઠેકાણે કેટલું-એક ખોદકામ થયલુંછે. પણ એમાંથી નિનિ-વેહના જેવું કશું જાણવા કે નોધવાજોગ મળી આવ્યું નથી. જ્યાં જોઇયે ત્યાં કચરાનો ઢગળો જણાયછે. પચાશેક વરસો ઉપર મી૦ રિચે અહીં જમીનને તળિયે એક ભોંયરાં જેવો માર્ગ શોધી કહાડયો હતો, અને તે પાછો પૂરાઈ ગયલો લેયર્ડે પાછળથી ફરીને ખોદી કહાડયોછે. ૧૩ ચોરસ ફીટની ગળણી જેવો આ માર્ગ છે, જેને ઇંટ અને નખતેલ વડે બાંધી લીધો છે. રિચને અંદરથી એક લાકડાંનું કફન યાને મુર્દાંની પેટી મળી હતી, અને લેયર્ડને વધારે ખોળ કરતાં એવી અનેક પેટીઓ મળી આવીછે, જેમાંની લાશનાં હાડકાં સલામત છે પણ લાકડું તદન ખવાઈ ગયાથી ભૂકો થઈ ગયુંછે. આ કફનો અસલી બેબિલોન્યનોના વખતનાં નહિ પણ પાછળા ગ્રીકોના રાજાઓ (સિલ્યુકસ અને તેના વારેસો) ના જમાનાનાં લેયર્ડ માનેછે. તે કહેછે કે અસલી મેહેલો વગેરે તુટી પડયા પછી આ ટેકરો કબ્રસ્તાન દાખલ વાપરવામાં આવેલો હોવો જોઇયે. ખરેખરાં મેહેલોનાં ખંડિયેરો તો છેક નીચે દટાયલાં હોવાં જોઇયે એમ સમજીને લેયર્ડે ટેકરાને તળિયે ખોદકામ ચલાવતાં તેને માંહેથી

પથરના સ્તંભો, ઇંટની દિવાલો, વગેરે મળી આવ્યાં ખરાં, પણ તે ઉપરથી કોઈ મેહેલ કે ઇમારત કે દેહેરાંનું આ ખંડિયેર છે તે નક્કી થઈ શકતું નથી. લેયર્ડનાં મત મુજબ ઇંટના મોટા પુસ્તા અને સ્તંભો ઉપર અસલ ઇમારતો હોવી જોઇયે, જે તુટી પડયાથી આ ટેકરો બન્યો હતો, અને તે ઉપર સિર્યા દેશ ખાતેના રૂમી અમલ વેળા કબ્રસ્તાન થયાં હતાં. ઉપલા કચરામાંથી લોખંડના બનાવેલાં તીરના માથાં, રંગીન તેમજ પાશાદાર કાચની શીશીઓ, અને જાતજાતનાં માટીનાં વાસણો (જેઓમાંના કોઈ કોઇને ઊંડા બ્લુ રંગથી ચકચકિત બનાવેલાં) મળી આવ્યાંછે.

### મુજજલિબે.

હવે અમે પાછા નીચે આવીને દક્ષિણ તરફ મુજાજલિબે તરફ ચાલ્યા. માર્ગમાં ખજુરીનાં ઝાડો બહુ મળેછે અને ખેતરોમાં કોશથી પાણી સીંચવામાં આવેછે. અગરજો સઘળી અસલી ઇમારતોમાં માટી અને કચરાથી નહિ પૂરાઇ ગઇ હોય એવી કોઈ પણ ઇમારત હોય તો તે આ ઠેકાણેનો કસ્ર યાને મેહેલ છે. એ ખંડિયેરો ઉપલા ટેકરાની દક્ષિણે એક મૈલ ઉપર આવેલાં છે. આરબો એને 'મુજાજલિબે' એટલે 'ઉંધું વળેલું' એવું નામ આપેછે, પણ તેનું કારણ જણાતું નથી. મેં ઉપર કહ્યું તેમ એનો અર્થ 'કેદીઓનું મકાન' થવો જોઇયે, અને તે કેદીઓ તે કોઇજ નહિ પણ બળવાન નેબુખદનેઝર પાદશાહે પકડી આણેલા જેરૂસલેમના યહુદી રહેવાસીઓ હોવા જોઇયે. નદીના કાંઠા ઉપર આશરે ૭૦૦ ચોરસ વારનું આ ખંડિયેર છે, જેની આસપાસ પથર, માટી, ઇંટ, નળિયાં વગેરેનો કચરો પડેલો છે, પણ વચેથી પથરનું બાંધકામ ઉગી નિકળેલું જણાયછે, જે જોકે ભાગતુટ થયલું છે તોપણ અસલી બેબિલોનીઅનોની ઇમારતબંધીનો આપણને અછો ખ્યાલ આપી શકેછે. અહીં થાંભાઓ, પુસ્તાઓ, કટેરાઓ, વગેરે હજી હૈયાત છે; ઇંટોનો રંગ ફિકો પિળો છે, અને તેઓ ઉપરથી ઉપલાજ પાદશાહનું નામ અને ખિતાબો વચોવચમાં કોતરેલાંછે. બાંધકામ કરતી વેળા આ નામવાળી ઇંટની બાજુને નીચે રાખતા હોય એમ જણાયછે, અને આ બાંધકામ જાણેઆજે સાંજ સુધી હૈયાત હોય તેમ એનો રંગ અને ત્રણેક હજારો વરસ ગુજરેલાં હોવા છતાં જેવાંને તેવાં જણાયછે. શેહરની વચોવચની આ કોઇ ઇમારત હોવી જોઇયે, જેમાંની ઇંટો પાછળા જમાનાઓમાં આસપાસનાં લોકો ચોરી લઈ ગયલાં જણાયછે, કેમકે હિલ્લાહ વગેરે ગામોના રહેવાસીઓનાં જુનાં ઘરો એજ ઇંટોનાં બાંધેલાં માલુમ પડી આવ્યાંછે. વળી એ ઇંટો છેક બગદાદ સુધી લઇ જઇને રહેવાસીઓ વેચતા જણાયાછે. ઊપલાં ખંડિયેરમાંની કેટલીક ઇંટોને એક જાતનો ઓપ અથવા ઝલકાટ આપેલો જણાયછે. વળી આ ઇંટો એકજ નહિ પણ બ્લુ, રાતા, પિળા, સફેદ અને કાળા એવા તરેહવાર રંગોની જણાયછે, જે રંગ જમાનાઓ ગુજર્યા છતાં હજી સલામત રહેલાછે. કાચના કટકા, ધાતુનાં પુતળાં, અને એવીજ બીજી વસ્તુઓ એમાંથી ખોદી કહાડીને આરબો યહુદીઓને અને યહુદીઓ ખ્રિસ્ટી મુસાફરોને વેચેછે. આ ખંડિયેર આગળ મેં એક વાઘનું પુતળું જોયું, જે એક માણસને નીચે નાખીને તેનો ભક્ષ કરવા તેના ઉપર ચહડી બેઠોલોછે. એ પુતળું કચરામાં અર્ધું દટાઇ ગયલું છે, અને તે કાળા પથરનું બનાવેલું છે.

આ ખંડિયેરની ઉત્તર બાજુએ એક પુરાણું કદાવર ઝાડ છે, જેને માટે કહેછે કે દુનિયામાં એવું બીજું એકે નથી. કહેછે કે બેબિલનના ડુંગર ઉપર બનાવેલા ખુબસુરત બગીચામાંનું આ ઝાડ છે, જેની જોડે હજરત અલીએ હિલ્લાહની લડાઇ જીતીને પોતાનો ઘોડો બાંધ્યો હતો. અગરજો આ ઝાડ લાંબા જમાનાનુંજ હોયતો મને તો તે એક જાતનાં આમળીનાં ઝાડ જેવું લાગેછે. અહીંથી લેયર્ડને બેબિલોનીઅન દેવતાઓની તસ્વીર કોતરેલો એક પથરનો કટકો મળી આવ્યોછે, જે કોતરકામ નિનિવેહ ખાતેથી મળતાં એવાંજ કોતરકામને મળતો તે જણાવેછે, પણ મને તો આજે અહીં કચરા સિવાય બીજું કશું જણાતું નથી. ફકત નેબુખદ-

નેઝરનાં નામ અને ખેતાબો સાથની ઇંટ યાદગારી દાખલ હું મારી જોડે લેતો આવ્યોછું.

### નવાં દેહરાંઓનું ખોદકામ.

હાલ આ ખંડિયેરવાળી જગા તુર્કી સરકાર ખોદાવેછે અને તેથી ઘણા મજુરો એ પાછળ લાગેલાછે. તેના ઉપરી **મોહમદ અફેંદી મુલ્લાં સાલેહે** મને ઘણોએક આવકાર દઇ આ ખોદકામ બતાવ્યું તથા બેબિલનનાં બીજાં ખંદિયેરો સંબંધી પોતે જે કંઈ જાણતો હતો તેની માહિતી આપી. હાલ ચાલતાં નવાં ખોદકામમાં એક પ્રાચિન મોટું દહેરું ખોદી કહાડવામાં આવ્યું છે, જે ત્રણથી ચાર મજલા જેટલું મોટું છે. તેની ચોતરફની દેવાલો સલામત છે અને તે મસમોટી ઇંટોથી ચણેલી જણાયછે. એક ચોખંડો આરસપહાણ અહીં ખોદી કહાડયોછે, જે ત્રણ હાથ ઊંચો અને બે હાથ પહોળો છે. તેની ચારે બાજુએ ખીલા-રોકા લેખો કોતરેલાછે. આ પથર ઇસ્તમમ્બુલ ખાતે મોકલી આપવામાં આવ્યોછે. એવું અનુમાન થયુંછે કે શેહેરના લોકોનાં ઘરોનાં તેમજ જમીનોનાં ખતપત્રો તેમજ બીજા કીમતી દસ્તાવેજો આવાં પવિત્ર દહેરાંઓમાં સલામતીને થકી રાખવામાં આવતાં હશે; કેમકે હાલ ખોદી કહાડેલાં દહેરાંમાંથી હજારો એવા કબાલા મળી આવ્યાછે, અને ગરીબ મજુરો વગેરે તે શોકીન લોકોને પાણીને મૂલે વેચેછે.

### અ મ રા ન.

હવે અમે વધારે દક્ષિણે અમરાનના ટેકરા તરફ ચાલ્યા. અહીં **અમરાન** બિન **અલી** નામે એક પીરની કબર છે, જે ઉપર નાનો ગુંબજ બાંધી લીધોછે, તે ઉપરથી આ ટેકરાને એ નામ મળ્યું છે. પણ આરબો એની પડોશમાં આવેલાં ગામ **જમજમા** ઉપરથી એને એજ નામે ઓળખેછે. એજ ગામમાં મારા ભોમિયા અવાદ બિન હબીબનું ઘર છે, માટે મેં તો એ ભલા દોસ્તનાં મકાનમાંજ ઊતારો લીધો, જ્યાં એની વધારે ભલી ઓરતે મારી બહુ ખાતરબરદાસ્ત કીધી. આ ટેકરો ૧૧૦૦ વાર લાંબો ને ૮૦૦ વાર પહોળો છે, પણ એમાં-થી કશું જાણવાજોગ મળી આવ્યું નથી. જેમ બીજા ટેકરાઓ તેમ આ ટેકરો પણ કબ્રસ્તાન દાખલ વપરાયલો જણાયછે. જમજમે ગામ-માંનાં સઘળાં ઘરો ઉપર કહેલી બેબિલોન્યન ઇંટોથીજ બાંધેલાંછે. આ તેમજ હિલ્લાહ ગામવાળાઓ આ મોહોર છાપવાળી ઇંટો તેમજ અસલી હિબ્રુ જબાનમાં લખેલા લેખ-વાળાં માટીનાં ચલાણાં, ઉપર કહેલાં ખતપત્રો, ગળાંમાં બાંધવાનાં નાનાં ચિત્રો સાથના પથરા, વગેરે મુસાફરોને અને શોકીનોને વેચેછે.

આ તરફ વસનારા આજના લોકો ઘણા-ખરા આરબો છે. તેમની સ્ત્રીઓ તિક્ષણ આંખવાળી, ચાલાક અને મેહેનતુ છે. કેટલીક તો દેખાવે ખુબસુર્ત છે. તેઓ નાકમાં કઢંગી નથ અને તે નહિ તો મોટું જડાવ ફુલ પહેરેછે. ગામડાંની સ્ત્રીઓ બુર્ખા વિનાજ ફરેછે; માત્ર મોટે ઘરની ઓરતોજ પર્દો નાખેછે. અહીંથી વહેતી યુફ્રેટિસ નદીને આરબ લોકો ફ્રારાત કહેછે, જેનાં પાણી ગદલાં પણ બહુ હજમિયત છે. પીધું હોય તો સોડાવૉટર પીધા જેવો ગુણ કરેછે અને ભુખ છોડવેછે. પણ એની બહેનપણી ટૈગ્રીસ નદીનું પાણી એથી જુદીજ ખાસિયત ધરાવેછે. તે હજમ થવે ભારી છે અને પેટ મોટું કરેછે. આજ-ની રાત (તા૦ ૧૫ મી જુલાઇ) મેં મારા ભોમિયાનાં ઘરમાં જમજમા ગામમાંજ ગુજારી, પણ અહીં શિયાળવાં જાનવરો એટલી જબરી ચીસ પાડી બરાડેછે કે મને પુરી ઊંઘ આવીજ નહિ.

### હિલ્લાહ.

તા૦ ૧૬ મી, સોમવાર—આજ મળસ્કે ઊઠી અમે હિલ્લાહ ગામ તરફ ચાલ્યા, અને થોડા કલાકમાં ત્યાં જઈ પુગ્યા. આ ગામની વચેથી નદી પસાર થાયછે, અને તે ઉપર ઝુલતો પુલ બાંધેલોછે. કાંઠે કાંઠે ફળફળાદિના બગી-ચાઓ ઝુકી રહેલાછે. કાંઠા ઉપર વળી કાવા-ખાનાં છે ત્યાં પાછળે પોહોરે લોકો ભેગાં મળેછે, અને તે પીતાં પીતાં તરેહવાર વાતો ચલાવેછે. અહીં એક તુર્કી લશ્કરી છાવણી છે, અને અઠવાડિયાંના સોમ તથા ગુરૂવારે લશ્કરી

વાજું વાગેછે, જે યુરોપિયનને બદલે તુર્કી અને આરબી ઢબછબમાં વાગતું હોવાથી મને બહુ સાંભળવા ગમ્યું. અહીંના લોક સારા છે. ઓરતો જવલેજ નજરે પડેછે, અને તેઓ ખુબસુરત છે. આ તરફ નદી છાલકી છે, કેમકે ઉત્તરે હિંદિયા અને હુસૈની નામે નેહેરોમાં પાણી એંચી લેવાયુંછે.

આ ગામમાં આવી પુગતાંજ મજકુર પુલ પસાર કરી નદીને બીજે કાંઠે ચાર મૈલ ઉપર ગામાજ જાણવાજોગ પ્રખ્યાત ખંડિયેરો છે તે જોવા ગયા. આ કોઇજ નહિ પણ શરૂઆતમાં જણાવેલા Birs Nimroud યાને જુપિટરનાં દહેરાં અને મિનારાવાળાં ખંડિયેરો છે. નદી પછીનું બિયાબાન પસાર કરીને અમે ટેકરા તરફ જઇ પુગ્યા, એટલે તેને મથાળે એક ગુંબજ બાંધેલો જણાયો. ઉપર જઇ તપાસ કરતાં જણાયું કે નબી **ઈબ્રાહીમના** જન્મની આ જગા મનાયછે અને તેથી અહીં એક મસ્જીદ બાંધેલીછે. પણ વળી એવીબી કથા છે કે **નિમરૂદ** પાદશાહે આ નબીને અહીં એક આતશની ચેહમાં નાખ્યા હતા. અહીં મસ્જીદની પડોશમાં એક નાનું મુસાફરખાનું છે. વળી અહીં મજકુર હિંદિયા નેહેરનું પાણી ચોતરફ ફરી વળ્યું છે, જે પાણીથી આ મકાનમાં બે મોટાં આરબી માટલાં ભરી રાખ્યાંછે.

## બિર્સ નિમરૂદ.

આ જગા છોડીને અમે આગળ વધ્યા. વચમાં એક નાનું મેદાન આવેછે, જે મૂકયું કે ઉપલાં મિનારા અને દહેરાંનાં ખંડિયર પાસે જવાયછે. જાણે બે જુદી જુદી ઇમારતો નાશ પામી હોય તેમ આ ખંડિયેર બે ભાગોમાં વહેંચાયલુંછે. પણ એ બંનેની આસપાસ એકજ દેવાલ બાંધી લીધી હોય તેમ તેની કેટલીક નિશાનીઓ મોજુદ છે. એક ટેકરો બીજા કરતાં વધારે ઉંચો છે માટે તે મિનારાવાળાં દહેરાંનો હોય, અને બીજો ટેકરો નીચો હોવા છતાં વધારે મોટો છે માટે તે જુપિટરની સોનાની મૂર્ત્તિઓવાળાં મોટાં દહેરાંનો હોય, એવી અટકળ કરી શકાયછે. આસપાસ નેહેરો ફરી વળેલી હોવાથી દેખાવ વિચિત્ર લાગેછે; કેમકે નદી નાળાંનૃ માથેના ડુંગરો તો ઝાડપાનથી ભરપૂર હોવા જોઇયે, તેમને બદલે અહીં તો હું પથરા, ઇંટ, અને કચરો ચોતરફ પથરાયલો જોઉંછું.

આ ટેકરાની ઉંચાઇ ૧૬૩ ફીટની છે, જેને મથાળે વળી ૩૭ ફીટ ઉંચું અને ૨૮ ફીટ પહોળું એક બાંધકામ એવું કીધેલું છે કે જે હજી સલામત રહેવા પામ્યુંછે. એ બાંધકામ શાનું છે તે વિદ્વાનો નકી કરી શકયા નથી. આ ખંડિયેર એક નવાઇ એ ધરાવેછે કે તેને લગતું અસલ બાંધકામ પશ્ચિમ બાજુએથી સીધું ને સીધુંજ બાંધી દીધેલું હતું, પણ પૂર્વ બાજુએથી તેને એક પછી એક ચહડ ઉતર તબક્કે બાંધ્યું હતું. હજી સુધી જે ઇંટકામ બચી રહેલુંછે તે ઉપરથી આ તબક્કા ઓળખાઇ આવેછે. સર **હેનરી રૉલિન્સન,** જેણે આ ખંડિયેરોની ભેટ લઇને તેમાં ખોદકામ ચલાવ્યુંછે, તે એવાં અનુમાન ઉપર આવ્યોછે કે બેબિલોન્યનોના **નેબો** દેવતાનું આ દહેરૂં હોવું જોઇયે, જે નેબુખદનેઝરે બોર્સિપા ખાતે બાંધ્યું હશે, અને સાત ગ્રહો ઉપરથી તેને જુદા જુદા રંગને સાત તબક્કે બાંધવામાં આવ્યું હશે. રૉલિન્સનને અહીંથી ઉપલા પાદશાહની કારકિર્દીના કેટલાક લેખો પણ મળ્યા હતા. હવે આ તક્કાઓમાંના એક ઉપરથી બીજા ઉપર જવા માટે સીડીઓ અથવા ઢળતો રસ્તો બાંધી લીધો હશે, જેમાંની એક સીડીની નિશાની મળી આવેછે. આ ઇમારતની ઇંટો પણ મોટી, લેખો સાથની છે, જેમને નપ્તેલથી એક બીજા સાથ જોડી લીધીછે. ટેકરાની છેક ઉપલી ટોચ ફાટી ગઇ છે અને તેના જબરા કટકા નીચે પડયાછે.

આ બાંધકામ વિજળીના ઝટકાથી ફાટીને પડેલું લેયર્ડ માનેછે, કેમકે તેને મથાળેથી તળિયાં સુધી ફાટ પડેલી જણાયછે. આ ખંડિયેર કયાં મકાનનાં છે, અને એ મકાન બંધાવનાર કોણ છે, તે જણાતું નથી; પણ જે ઇંટો અને બીજી વસ્તુઓ મળીછે તે ઉપરથી એટલુંજ સિદ્ધ થાયછે કે ઉપર કહેલા પાદશાહ નેબુખદ-

નેઝરના જમાના કરતાં વધારે પુરાણું અહીં કંઈ નથી. તેણે આ મકાન બંધાવ્યું હશે એમ પણ કહેવાઈ શકાતું નથી, તો જોકે અહીં મળી આવતી ઈંટો હજારો અને લાખોની સંખ્યા ધરાવેછે. કદાચ અસલ ઇમારત કોઈ જુદીજ હૈયાત હશે અને તેની પડોશમાં એ રાજાએ નવી બંધાવી હશે, એ બનવાજોગ છે.

અમે અમારાં ખચરો નીચે બાંધી આ મકાનની છેક ઉપલી ટોચ સુધી ઉપર ગયા, અને ત્યાં ઓથામાં બેસી સાથે આણેલું ભોજન લીધું. આહા! અહીંથી, આ ઉંચાઇએથી, આસપાસનો દેખાવ કેવો સુંદર લાગેછે! આ મકાન—પછી તે ગમે તેવી હોય—એક વિસ્તીર્ણ મેદાનમાં બાંધેલું હોય એમ આસપાસ સઘળે ખુલ્લું ચોગાન જણાયછે. અહીંથી ચોતરફનો લંબાણ દેખાવ નજરે પડેછે અને તે જોવો બહુ ખુશનોમા લાગેછે. આજનો આખો દિવસ આ રીતે અમે આ નિમરૂદનાં ખંડિયેરો જોવામાંજ ગુજાર્યો અને સાંજે હિલ્લાહ ખાતે પાછા ફર્યા અને એક કાવાખાનામાં આરબી ગાનું સાંભળી ખુશ થઇને ત્યાંજ રાત કહાડી.

તા૦ ૧૭ મી, મંગળવાર—આજે સહવારમાં અમે **નબી ચીફલ** નામે ગામ તરફ ચાલ્યા. માર્ગમાં પાણીની નેહેરો આવેછે, પણ ખેતી કે ખેડાણ નજર પડતુંજ નથી. ગામમાં ઉપલા નબીનો રોજો અને કબર છે, અને તેના સઘળા દેખરેખ કરનારા બેની-ઇસરાયલ કોમના યહુદીઓજ છે, કેમકે નબી ચીફલ **નબી યાકુબ**ના દીકરા થાય. કબરના ગુંબજ ઉપર હિબ્રુ ભાષામાં લેખ છે. મહમદિયાનો પણ આ નબીને માનેછે, અને પડોશમાં જે ઉંચો મિનારો છે તે મહમદિયાનોએજ બંધાવેલોછે. અહીંનાં બાજાર પાસેથી ઉપર કહેલી મોટી હિંદિયા નેહેર પસાર થાયછે, જેને માટે મેં અનેક મોહોડેથી સાંભળ્યુ છે કે આપણા હિંદુસ્તાન ખાતેના મહમદિયાન ભાઈઓએ પોતાને ખર્ચે એ નેહેર ખોદાવીને આ તરફના લોકોને તેનું સુખ કરી આપેલુંછે. જો આ વાત ખરી હોય તો આ બહુ શાબાશી અને પુન્યનું કામ છે, કેમકે હજારો અને લાખો લોકોને આ નેહેર ઉપયોગી થઈ પડેલી જોઉંછું. અમારાં ખચરો બીજે રસ્તે મોકળાવીને અમે જવથી લાદેલી એક બોટમાં બેસી આ નેહેરને માર્ગે

**કુફા**

ગામ તરફ ચાલ્યા, અને પવન સારો હોવાથી ત્રણ કલાકમાં ત્યાં જઇ ઉતર્યા. આ નેહેરમાંથી એક ફાંટો **શાહ નજફ** નામે ગામ તરફ કહાડેલોછે. **કુફા** આગળ નેહેર નવથી દશ ફીટ ઉંડી છે, જેને કાંઠેનાં એક પહોંચખાનાં (ગાહાવા) માં મેં ઉતારો લીધો. આ ગામમાં નબી યુનસની કબરનો રોજો છે. એજ નબીના એવા રોજા જેરૂસલેમથી ૧૫ મૈલ દૂર એક જગાએ, તેમજ મોસલની પડોશમાં ટૈગ્રીસ નદીની એક ઉંચી ટેકરી ઉપર પણ છે, જેમની મુલાકાત હું આગળા સફાઓમાં નોંધી ચૂકેલોછું. કુફા મહમદિયાન તવારીખમાં મશહુર છે. અસલ કુફા મોટું શેહેર હતું તે તો આજે નાશ પામ્યુંછે, જેનાં ખંડિયેરોની પાસેજ હાલનું ગામ વસેલુંછે. આ ખંડિયેરો ખોદી તે માંહે દટાયલી ઇમારતોની ઇંટો વગેરે ગામડિયાઓ કહાડી લઇ જાયછે.

૧૩૦૦ થી ૧૫૦૦ વરસો ઉપર અહીં ચાંદીના તેમજ ત્રાંબાના સિકાઓનું ચલણ હતું, જે સિકાઓ મેં મારા પહેલા પ્રવાસને દરમયાન દમસક (દમાસ્કસ) ખાતે જોયા હતા. હજરત **મોહમદ** કે ચાર અસ્હાબોના વખ્તમાં આવા સિકાઓ ન હતા. મારી પરપુછ મુજબ મુસલમાનોમાં સિકાનું ચલણ પહેલું દાખલ કરનાર **અબ્દલ મલેક** બિન **મરવાન** નામનો ખલીફ હતો, જેણે હીજરી ૭૫ માં સોનાના સિકા આ કુફા શેહેરમાંજ બનાવ્યા હતા. તે વેળા કુફાની જાહોજલાલી ભારી હતી, અને તે એ ખલીફનું પાયતખ્ત હતું. સિકા બે જાતના હતા. એકમાં એક બાજુએ "લાઅલ્લાહ ઇલલ્લાહ" અને બીજી બાજુએ "મોહમદ રસુલીલ્લાહ" એવા કલમાના લેખો હતા. બીજા ઉપર ઉપલો

કલ્મો લખેલો ન હતો, પણ ખલીફનું પોતાનું નામજ હતું. બંને સોનાના અને ગોળાકાર હતા. બીજા ચાંદીના સિક્કા હતા, જેઓમાંનો એક મેં દુમસ્કમાં જોયો તે ૧૧૦૦ વરસોનો જુનો હતો, જે ઉપર કુફી હરફો હતા. તેની એક બાજુએ મજકુર કલ્મો અને બીજી બાજુએ ખલીફનું નામ હતું. કુફા વેપારમાં તેમજ એલમમાં પણ વખણાયલું હતું. મુસલમાની ચાર પંથોમાંનો હન્ફી પંથ સ્થાપનાર ઇમામ **અબુહનીફા**—જેમને માટે હું પહેલા પ્રવાસમાં લખી ગયોછું તે—કુફામાં હીજરી ૭૦ માં જન્મ્યા હતા, અને સુની મુસલમાનોમાં મોતેબર ગણાતી "ફીક્રા" નામની કેતાબો તેમણે રચી હતી.

અહીં એક કિલ્લાના આકારની મોટી પુરાણી મસ્જીદ છે, જેમાં સૈયદના **અલીને** સહીદ યાને કતલ કરવામાં આવ્યા હતા. આ કામ કરનાર ઇબ્ન મુલજીમ નામનો કુફાનોજ રહેવાસી હતો. મસ્જીદમાં કતલગાહ હજી મોજુદ છે, જેની પાસે ખુતબો પઢવાનો મિંબર છે, જ્યાંથી હજરત અલીએ ખુતબો પઢાવ્યો હતો. આ મસ્જીદના ચોગાનમાં આ હજરતના બેટાઓ ઇમામ **હુસન** અને ઇમામ **હુસેનનો** જુનો મક્તબ પઢવાનો હજી હૈયાત છે, જે જમીનમાં લગભગ દટાઈ ગયલોછે તોપણ અંદર સઘળું સાફ રાખેલુંછે ને રોશનીને માટે જાળિયો મૂકેલીછે. મસ્જીદમાં બહુ જીયારતો છે. પડોશમાં ઇમામ **મુસ્લમનો** રોજો છે. કર્બલાની લડાઈ હીજરી ૬૦ માં થઈ તે વેળા મદીનાથી ઇમામ હુસેન તરફથી કુફાના તે વખ્તના હાકમ **અબ્દલ્લા** બિન **જીયાદ** જોગું એક નામું લઇને મજકુર ઇમામ મુસ્લમ કાસદ તરીકે આવ્યો હતો, માટે તેને અહીં મારી નાખ્યો હતો અને તેથીજ તેનો મસ્જીદની બાજુમાં રોજો તથા કબર છે, જેને ફરતી પિત્તળની જાળી છે.

કુફાનાં ખંડિયેરોમાં છ સાત ફીટ ઉંડું ખોદવાથી દટાયલાં મકાનોની નિશાનો મળેછે. ભોંયરાંઓમાં ઉતરીને મેં એવાં મકાનોના ઓરડાઓ વગેરે જોયા હતા, પણ તેમાં નોંધવા જોગ નવાઈ જેવું કાંઇ નથી. અહીંથી આશરે એક મૈલ ઉપર નબી **સુહાલેનો** રોજો છે, જેવો એક રોજો જેરૂસલેમ જતાં રમલા નામે ગામ આવેછે ત્યાં પણ મેં જોયો હતો. કુફાનાં ખંડિયેરો જોતાં અને રોજાઓની ભેટ લેતાં સાંજ પડી ગયાથી મેં આજની રાત અહીંજ ગુજારી, પણ તા૦ ૧૮ મી અને બુધવારે મળસ્કે ઉઠીને ઉપર કહેલાં

**શા હ ન જ ફ**

ગામ તરફ અમે ચાલ્યા, જેને **મશ્હદ અલી** પણ કહેછે. તે કુફાથી છ મૈલ દૂર છે. રસ્તામાં એક લાંબી નેહેર મળી, જે તદન સુકાઇ ગયલી હતી. પરપુછ કરતાં મને જણાયું કે ખલીફ **હરૂન** અલ **રશીદે** આ નેહેર છેક મક્કા શરીફ સુધી ખોદાવી હતી, એવી મતલબથી કે ત્યાં જનાર આ તરફના હાજીઓ વધારે તકલીફ વગર આ નેહેરને માર્ગે બોટોમાં જઇ શકે. પણ નેહેર મક્કાથી સાત આઠ મંજલ દૂર રહી ત્યાંસુધી કામ ચાલ્યા બાદ ખલીફ મરણ પામવાથી તેનું કામ અટકી પડયું અને તેને આજસુધી કોઇએ હાથ ધર્યુંજ નહિ.

આગળ ચાલતાં રેતાળ મેદાન આવ્યું, જેમાં સૈયદના અલીનો રોજો છે. તે દૂરથી સોનેરી ઇંડાં જેવો ઝળકેછે, કેમકે એના ગુંબજ તથા મિનારાઓને સોનાનો ઢોળ ચહડાવેલો છે અને તેથી તેઓ ઉગતા સૂર્યના પ્રકાશમાં દીપેછે. હિંદિયા નેહેરમાંથી કહાડેલી એક નાની નેહેરને માથે ૧૫૦ ફીટની ઉંચાઈ ઉપર શાહ નજફ ગામ વસેલુંછે. જેમ હિંદિયા નેહેર તેમજ તેનો આ ફાંટો પણ હિંદી મુસલમાનોએજ ખોદાવેલો હું સાંભળુંછું. અલીના રોજાએ મોટી જગા રોકેલીછે. જેમ બાહારથી તેમજ અંદરથી પણ અછો શણગાર કરેલોછે. એક બાદશાહી મેહેલ માફક નાના રંગબેરંગીન કાચો જડી લઇ ઝુમરો લટકાવ્યાંછે તથા સોનાનાં પાણીથી સર્વ ચીજોને દીપક મારતી બનાવીછે. જ્યારે રોશની થાયછે ત્યારે આ મકાન ખરેખર જોવા લાયક થઇ રહેછે. એના દરવાજાઓ ચાંદીથી મઢી લીધેલા નક્શીદાર છે, અને અલીની કબર-

ની આસપાસ ચાંદીનીજ જાળી કરેલીછે. જોકે હજરત મોહમદની કબર ઉપર જડી લીધેલા હીરા, માણુક, લીલમ, પોખરાજ, પરવાળાં વગેરેની કીમત રૂ૨૫૦૦૦૦૦૦ ની થવા જાયછે તેટલું બધું ઝવેરાત અલીની કબર ઉપર નથી, તોપણ એની આસપાસનો સર્વ દેખાવ નૂરી ઝળકાટ મારેછે, ને નીચે તમામ સંગેમરમર પાંથરેલું છે. અંદરના ગુંબજમાં ૧૨ ઈમામોનાં નામો લખેલાંછે. આ રોજો જોકે સિયા પંથની દેખરેખ તળે છે તોપણ સુન્ની પંથવાળા મહમદિયાનો પણ અંદર જીયારત અર્થે જાયછે. ઇરાનના સિયા પંથીઓ અહીં જથાબંધ આવેછે. રોજાનાં ખુલ્લાં શેહેનમાં ઇરાની અને બીજી એજ પંથની ઓરતો મ્હોડાં ઉપર બુરખો નાખી છાતી કુટતી મોટે સાદે રડતી અને રોજા અંદર ચોતરફ માતમના પોકાર ઉઠાવતી જણાયછે. આ ઓરતોનાં ટોળાં આગળ આવી એક મોલવી વાઅજ કરેછે, અને અલી વિશે, કર્બલાની લડાઇ વિશે અને એવીજ બીજી ગમખાર બાબત વિશે બોલેછે ત્યારે આ ઓરતો જબરી ચીસ મૂકી મોટે સાદે રડેછે અને છાતી કુટેછે. આમ મોલવીઓ એક પછી એક આવ્યાજ કરેછે, અને આ કુટનારીઓ તથા રડનારીઓ પણ થોડી થોડી બદલાયાજ કરેછે. આમ આખો દિવસ થયા કરેછે. આ ઠેકાણે મર્દો પણ સંખ્યાબંધ આવેછે, પણ તેઓ જવલેજ રોતા જણાયછે.

હું અહીં બેઠોછું એટલામાં ત્રણ ચાર મુર્દાના જનાજા આવી ગયા, જેઓ રોજામાં સૈયદના અલીની કબરની આસપાસ ત્રણ મરતબે આંટા ફરીને પછી ચાલ્યા ગયા. તે કયાં જાયછે તે જોવા હું તેમની પાછળ ગયો, તો મને જણાયું કે અહીં એક મોટું કબ્રસ્તાન છે, જ્યાં સર્વ લાશોને જૂમિદા કરવામાં આવેછે, અને ઇરાન, હિંદુસ્તાન વગેરે દૂરના દેશો ખાતેથી પણ સિયા પંથના માતબર લોકોની લાશોને અહીં કે કર્બલાનાં મેદાનમાં દાટવા માટે લાવેછે. અલીના રોજાની આસપાસ ધર્મચુસ્ત શ્રીમંતો, વજીરો વગેરે બડખાંઓની કબરો સુંદર સંગેમરમરના ઓરડાઓમાં બનાવેલીછે, જેમાંનો એક સુંદર ઓરડો શીરાઝ શેહરના પાદશાહ કરીમખાનની કબરનો છે. એની કબર ઉપરના આરસ પથર ઊપર બે ઉડતી પાંખવાળા. છોકરાઓની તસ્વીર કોતરેલીછે. આ તરફ મહમદિયાનોની આવજા ભારી છે, માટે જો તુર્કી સરકાર રેલવે લાઇન બાંધે તો ઘણી સગવડ થઈ જાય.

પાછળા પહોરે સૂર્યનું તેજ ઓછું થતાંજ અમે ઘોડેસ્વાર થયા અને

**કર્બલા**

તરફ ચાલ્યા. રસ્તો તમામ રેતાળ છે. દૂરથી હિંદિયા નેહેરની હરિયાળી નજર આવતી હતી, જ્યાં સાંજે અમે ખાનું લીધું અને ચંદણી પ્રકાશતી હતી તેની મજાહ મારતા ત્યાંજ સુઇ ગયા. આ વેળા હું અને મારો ભોમિયો એકલાજ ન હતા. કર્બલા તરફ અમારી જોડે એક સંગ જતો હતો, જેમાંના ઘણાકે તો રાતનો વખ્ત થોડેક દૂર "ખાન મુસલ્લાહ" નામે ધર્મશાળા હતી ત્યાં ગુજાર્યો.

તા૦ ૧૯ મી, ગુરૂવાર—મધ રાતે અમે ઉઠયા અને ઘોડા તૈયાર કરી આગળ વધ્યા. ધર્મશાળાવાળા સાથીઓ પણ અમને આવી મળ્યા. અમારા કાફલામાં ઇરાન, હિંદુસ્તાન વગેરે દેશાવરોના મર્દો તેમજ ઓરતો અને બચ્ચાં પણ હતાં, જેથી દરેકની જુદી જુદી ભાષા અને બોલચાલથી બહું ગમત પડતી હતી. વળી કોઈ ખચર ઊપરથી પડી જતું અથવા કંઇ નજીવો અકસ્માત થતો તો હસાહસ થતી હતી. સહવારે દૂરથી અમને નિમરૂદનાં ખંડિયેરો, તથા તે તરફનાં ગામડાંઓ દેખાવા લાગ્યાં, કારણકે અમારો રસ્તો પાછો તેજ તુરફથી હતો. આ ખંડિયેરો વિશે મારા કાફલાવાળા મિત્રોને કશી ખબર હોતી નથી; તેઓ તો સીધા જઇને સીધાજ પાછા ફરેછે; આસપાસની વાત કશી જાણતા નથી કે પરપુછ કરવાની દરકાર પણ રાખતા જણાતા નથી.

એમ કરતાં બપોર આગમજ અમે "ખાન હમાદ" નામે ધર્મશાળામાં જઇ પુગ્યા, જ્યાં આસાયશ લઇને તડકાનો વખ્ત ગાળી કહાડયો.

આ ધર્મશાળા ૨૦૦૦૦ ઘોડસ્વાર માણસો રહી શકે એવી કુશાદે જગા ધરાવેછે. દરેક ખાનમાં ઘોડા, ખચ્ચર, વગેરે બાંધવાના તબેલા કરેલા તથા ઇનસાનોને માટે મોટા ઓટલા અને ઓરડા બાંધેલા હોયછે. એવું દરેક ખાન દૂરથી એક કિલ્લા જેવું નજર આવેછે, અને તેઓથી મુસાફરોને ભારી સુખ થઇ ગયુંછે. કર્બલા અને શાહ નજફનાં ખાનો ઘણાંખરાં સિયા પંથી ઇરાનીઓએ બંધાવેલાંછે. ખાન હમાદ એક કિલ્લાજેવું ઇંટોથી બાંધેલું મોટું અને મજબૂત છે. એ પાંચ જુદાં જુદા ધણીઓએ બંધાવેલાં જુદાં જુદાં ખાનોથી એક બનેલુંછે. નવાઇજેવું છે—અને મને તો એજ ખરો છુપો ધર્મ લાગેછે—કે આ મકાનો ઉપર તેના બંધાવનારનાં નામો મુદલ નથી. આપણા દેશમાં એથી તદન જુદુંજ જોઇયે છિયે !

તડકો નરમ પડતાંજ અમે આગળ વધ્યા. દરરોજ ઘોડે બેસવાથી મારા પગ અકડી જતા તેથી આ વખ્તે મેં મારો એક પગ ઘોડા ઉપર લીધો. એતેફાક એવો બન્યો કે એજ વખ્તે મારો ઘોડો ચમકીને નાઠો અને મને નીચે તોડી પાડયો. મને કમર ઉપર સખ્ત વાગ્યું, અને તે પકડીને જેમ તેમ ઉઠયો અને એક ગધેડાં ઉપર સવારી કીધી. મારો ભોમિયો મારા ઘોડાની પૂઠે તેને પકડી આણવા દોડયો. રાત્રે સઘળા "ખાન બિલ્લાહ" માં જઇ ઉતર્યા, પણ મેં ત્યાં નહિ જતાં હિંદિયાની નેહેર હજી અમારા રસ્તા ઉપરજ હતી માટે તેના કાંઠા ઉપર મુકામ કર્યો, અને કેટલાક મિત્રોએ ઇડાંની જર્દી લઇ તેમાં જરા અફીણ ભેળીને ગરમ કીધું, અને એ લેપ મારી કમર ઉપર લગાડવાથી મને ઘણો આરામ થઇ ગયો.

તા૦ ૨૦ મી, શુક્રવાર—પાછળી રાત્રે અમારી મંજલ પાછી શરૂ થઇ, અને સહવારમાં તો ઇમામ હુસેનનો રોજો અમને મેદાનમાં દૂરથી દેખાયો, જેનો ગુંબજ તથા મિનારા સોનાનાં પાણીથી ઝપઝપ થતા હતા. આ મેદાન કર્બલાનું કહેવાયછે. આ તેજ મેદાન છે કે જ્યાં હીજરી ૬૦ માં દુમસ્કના હાકમ **યઝીદ** બિન **માવિયા**ના હુકમથી કુફાના હાકમ અબ્દલ્લા બિન જીયાદે ઇમામ હુસેન સાથ લડાઇ કરી હતી. મોહરમ મહિનાની તા૦ ૯ મીની રાત કત્તલની કહેવાયછે તેનું કારણ એ કે એ દહાડે એ ઇમામ અને એમની સાથના ૭૨ જણાઓ અહીં કતલ થયા હતા. લડાઇ પૂરી થયા બાદ ઇમામનાં કુટુંબને અહીંથી દુમસ્ક મોકળવામાં આવ્યું હતું. આ ઇમામ હજરત **મોહમદ**ની બેટી ફાતમા ઝોહરા અને સૈયદના અલીના બેટા થાય, જેમની કબર કર્બલામાં ત્યારે અલીની શાહ નજફમાં છે. આ ઇમામના રોજાનો શણગાર એમના બાપના રોજાથી ચહડતો છે પણ ઉતરતો નથી. એના દરવાજા લાકડાંના છે, પણ તેમને ચાંદીનાં પત્રાંથી ઢાંકી દીધાછે અને ઉપર સરસ નક્ષી કીધીછે. કોઇ અજાણાને તો એમજ લાગે કે બારસાખ, બારણાં વગેરે સૌ ચાંદીનાંજ છે. કબરની આસપાસ ચાંદીનીજ જાળી છે. આ કબરની બરાબર બીજી કબર જોડાયલીછે તે ઇમામ **અલી અકબર** અને **અલી અસગર**ની છે. એથી જરા દૂર પણ રોજાની અંદરજ બાકીના કતલ થયલા ૭૦ મિત્રોને એકજ જગાએ દફન કરવામાં આવેલાછે, જે "ગંજ સૈયદો" ને નામે ઓળખાયછે. રોજાની અંદર કાચની એવી સુંદર કારીગીરી કરેલીછે કે જેના ચમકાટમાં કંઇ મણાજ નથી. અહીં ઓરતોનું રોવું કુટવું શાહે નજફવાળા રોજા કરતાં પણ વધારે છે. સુલતાનની દેખરેખ હેઠલ રોજાનો કારોબાર સિયા પંથીઓ કરેછે. અંદર સુન્ની પંથવાળાઓ પણ જાયછે.

યુફ્રેટિસ નદીમાંથી લીધેલી હુસેની નામની એક નેહેર અહીં વહેછે. મજકુર રોજાથીજ આ ગામની આબાદાની છે. શાહ નજફ કરતાં તે મોટું અને પહોળા રસ્તાવાળું તોપણ રેતાળ અને સુકું છે. અહીં સખ્ત તાપ પડેછે અને મેલેરિયા તાવ જાથુકનો છે.

તા૦ ૨૧ મી, શનિવાર—આજ સહવારે નેહેર હુસેનીને કાંઠે કાંઠે આશરે ૪ મૈલ ઉપર આવેલી એક કબર હું જોવા નિકળ્યો. મજકુર લડાઇમાં જે નિમકહલાલ ધણી પહેલો કતલ

થયો તે હુર નામનો હતો, અને તેની આ કબર છે. તે જોઇ પાછો કર્બેલા આવ્યો અને ઇમામ હુસેનના કાકાના દીકરા સૈયદના અબ્બાસનો .રોજો જોવા ગયો. આ ધણી લડાઇમાં બહાદુરીથી લડીને કતલ થયો હતો. આ રોજો પણ ચમકાટ મારેછે અને અંદર તલવારો વગેરે લડાઇનાં હથિયારો લટકેછે. આ રોજો એટલો મરતબાવાળો છે કે ઇરાનમાં સૈયદના અબ્બાસના કસમ ખાધા એટલે હદ થઇગઇ—એથી વધારે ચહડતા કસમ હોયજ નહિ. આ રોજાઓ અને કબરોની જીયારતે ઇરાની લોકો પુષ્કળ આવેછે, જેઓમાં આપણી તરફના વોહોરા અને ખોજા થોડા થોડા નજરે પડેછે. હિંદી પ્રજાની સંભાળ માટે અહીં બ્રિટિશ વાઇસ કૉન્સલ નવાબ ઇબ્રાહીમ નામના છે, જેવણ ઉપર બગદાદના કૉન્સલે મને એક કાગળ આપેલો હતો. બે દિવસો કર્બેલામાં આ રીતે ગુજારીને આજે મધરાત્રે ચાંદના પ્રકાશમાં ગમત લેતા અમે બગદાદ તરફ પાછા વળ્યા.

તા૦ ૨૨ મી રવીવાર—પાછળી રાત્રે આરબ ઓરતો ડળણું ડળતી ગીતો ગાતી સંભળાઇ. સહવારે અમે યુફ્રેટિસ નદીનાં કાંઠા ઉપરનો માર્ગ લીધો. રસ્તે રસ્તે ખજુરાં અને મેવા તથા ભાજીપાળાના બગીચા અમને મળ્યા કીધા. માર્ગમાં મુસયેબ નામે ગામ આવ્યું, જયાં જવાનો એક ઝુલતો પુલ નદી ઉપર બાંધેલોછે. ધર્મશાળામાં ઘોડા બાંધીને હું ગામમાં ફરવ ાનિકળ્યો. અમે ઇરાક પ્રગણામાં દાખલ થયલા હતા, જયાંનાં બીજાં ગામો કરતાં અહીં દહીં દુધ વગેરેનું છટારું સારું હોવાથી એ વસ્તુઓ સસ્તીમળેછે. મેવો અને ભાજીપાળો પણ બહુ છે. અહીંની મલાહી બહુ વખાણાયછે. નદીમાં સારીપેઠે સ્નાન કરીને હું ઘોડા ઉપર સ્વાર થયો અને ગામથી બે મૈલ દૂર આવેલા તાહેર અને ઇબ્રાહીમ નામે દશ વરસની અંદરના બે બાળક ભાઇઓના રોજા તરફ ગયો. આ બે ઇમામ મુસ્લમના બેટાઓ હતા, જેમના બાપના બેકુસુર માર્યા ગયા પછી ગામના દયાળુ લોકે આ બાળકોને નાસી જવાનો રસ્તો બતાવ્યો, કેમકે ઓલાની નામે એક નિર્દય માણસે તેમનો પણ જીવ લેવાનો કસ્દ કરેલો હતો. તે ખૂનીએ તેમને નાસી જતા પકડી કતલ કીધા, અને તેમની લાશને નદીમાં ફેંકી દીધી. આ બંને બાળકોની. આ રોજામાં કબરો છે, જેની વિગતો આપણી આંખ પાણીથી ભરી નાખેછે. અહીંથી હું ખાન માહમુદિયા તરફ ચાલ્યો અને પાછળી રાત્રે ત્યાં જઇ પુગ્યો. પડોશમાં અબુહબ્બાનાં અસલી ખંડિયેરો છે તેમનું ટુર્કી સરકારના હુકમથી હાલ ખોદકામ ચાલેછે, પણ ત્યાં હું ગયો નહિ, કેમકે હવે મારે પુરાતન ઇરાન દેશનાં પ્રખ્યાત ખંડિયેરો જોવા જવાનું હતું. હું બીજે દિને (તા૦ ૨૪ મી અને મંગળવારે) પાછો બગદાદ આવી પહોંચ્યો, અને ત્યાંથી મારો અસ્બાબ ઉઠાવીને અબુ શેહેર જઇ પુગ્યો. ઇરાકના મહમદિયાન લોકો હિંદુઓની પેઠે માથાની ટીચકી ઉપર ચોટલી રખાવેછે.





# પ્રકરણ ૩૩ મું.

## ઈરાન.

અબુ શેહેરથી શીરાઝની મંજલો—પહાડી દેખાવો—પાણીની તંગી. નક્ષે શાપુર—ત્યાંના છ નક્શોની વિગત—શાપુર શેહેર. નક્ષે તેહમુર—હાલ જમાનાનો એક ચિતાર. શીરાઝ.

પર્સીપોલિસનાં ખંડિયેરો—શેહેરની અસલ મોટાઇનું એક માપ—મરદસ્તનું મેદાન—મેહેલોને ફરતી દેવાલો. મહાભારત મેહલો—ઝર્કસીસનો દાદર અને ભાગળ—ચેહલ મિનાર—શાહ દારાનો મેહેલ—ઝર્કસીસનો મેહેલ. દોખમા અથવા અસ્તોદાન. નક્ષે રજબ—ત્યાંનો ચિતાર.

પાસાર્ગદનાં ખંડિયેરો—કુરૂશનું અસ્તોદાન—તેનો આજનો નવો ઉપયોગ—કબ્રે માદરે સુલેમાન—બીજાં ખંડિયેરો. તખ્તે સુલેમાન અથવા કુરૂશનો મેહેલ—તેનાં ખંડિયેરની દેવાલો—મિનારા અને પુતળાં—કુરૂશનું પાંખ સાથનું બાવલું—તોફાનચીઓ. નક્ષે રૂસ્તમ—છ ચિતારોની વિગત;—ચાર અસ્તોદાનો—તે ઉપર ચહડવાની મુશ્કેલી—કાબે જરતોશ્ત—શું તે એક આતશ કદેહ હતું?—મારા માણસની ઠગાઇ.

શીરાઝમાં એક અઠવાડિયું—શેહર અને શેહરીઓ—સસ્તો મેવો—બાજાર—મર્દ અને ઓરતોનો પોશાક—શેહેરનું અંધારૂં—કબરો ઉપર ચિત્રો. સાઅદીની કબર અને રોજો;—હાફેઝની કબર અને તેની આસપાસનું કબ્રસ્તાન;—શાહ ચરાગનો રોજો—તેમાં હજરત અલીની તસ્વીર. શીરાઝથી અબુ શેહેર અને મુંબઇ.



તા૦ **૩૦ મી ઑગસ્ટ** અને સોમવારને દિને **મશ્ત અલી** નામે એક ઇરાની કાફલાવાળા સાથે મેં અબુશેહેર છોડયું. બ્રિટિશ કૉન્સલ જેનરલ કર્નલ **વિલ્સન** શેહેરમાં આ વેળા નહિ હોવાથી તેના કામચલાઉ નાયબ મી૦ **જે. સી. ગાસ્કીને** મને શીરાઝ શેહેરના નાયબ કૉન્સલ નવાબ **હૈદર અલીખાન** જોગો એક પત્ર લખી આપ્યો, અને કેટલીક રીતની મારા ઇરાનના પ્રવાસ સંબંધી મદદગારી કીધી. અમે સાંજે નિકળ્યા, જે આગમજ મેં મજકુર કાફલાવાળા સાથ શરત કીધી હતી કે અહીંથી શીરાઝ જતાં માર્ગમાં નક્ષે શાપુર અને નક્ષે તેહમુર નામના જે જે પહાડો ઉપરનાં કોતરકામો છે તે મને દેખાડવાં.

અમે સાંજે અબુ શેહેર છોડયું, અને તેની ખાડીનાં પાણીથી બનેલી કીચલવાળી જગા ખુંદાવીને બીજી સહવારે **આહમદી** ગામમાં જઇ મુકામ કર્યો. આ તરફના ઇરાનીઓ પણ અરબસ્તાનની પેઠે દિવસનો તડકો નહિ ખમાયાથી રાત્રેજ મંજલ કાપેછે ને દિવસે આરામ કરેછે. આ અમારી શીરાઝ જવાની પેહેલી મંજલ હતી, જે રૂસ્તમ પેહલવાનનાં એક હફતખાન જેવી મુશ્કેલ હતી. પ્રથમ કીચલ નડયો, પછી ખરાબ પાણી મળ્યું, જે પીવા નહિ ગમે એવું કડવું અને ગદળું છે. દિવસનો તડકો વળી નહિ ખમાય એવો કકડતો હતો. સાંજે અમે પાછી કુચ શરૂ કીધી. એ રીતે અમે મંજલ દર મંજલ કાપતા આગળ વધ્યા. બીજી મંજલનું ગામ **બરાજુ** પહાડોની તળેટીમાં વસેલું છે. ત્રીજું ગામ **દોલોકી** હતું, જેની આસપાસના પહાડોમાંથી નિકળતા ઝરાનું પાણી નવાઈ પેદા કરેછે. કેરોસિન તેલ જેવું તે બો મારેછે. એ પાણી પણ અમને પીવું પડયું. મને લાગેછે કે ઇરાનની સરકાર જો અહીં ખોદકામ કરાવે તો આ તેલના ઝરા મળી આવે. અમારી મંજલવાળો પ્રાંત ફારસીસ્તાનનો છે, જ્યાં મળતાં મુઘળાં ગામોનાં ઘરોને કાંટાની વાડ

કરી લીધેલીછે. રસ્તે પહાડો અને ખીણો મધ્યાજ કરેછે, જેમનો દેખાવ સરસ છે. અમેરિકાના રૉકી પહાડો જેવા, અને આલ્પ્સની ખીણો જેવી, આ લાગી જાયછે; તફાવત એટલોજ છે કે ઈરાનના પહાડો અને ખીણો સુકાં છે. **ચામારેથ** ગામમાં પાંચમી મંજલ થાયછે, પણ મને નક્ષે શાપુર તરફ જવાનું હતું માટે એ ગામથી પાંચ મૈલ દૂર એક ભાંગેલા પુલની નીચે નદી કાંઠે મેં મુકામ કીધો, અને બપોરનો તડકો અહીંજ ગાળી કહાડીને હવે હું ઉપલા નક્ષ તરફ ચાલ્યો.

ખેતરો અને પગવાટોમાંથી રસ્તો કાપતા સાંજે અમે **શાપુર** શેહરની પાસેનાં **તાકીકાબા** નામે ગામડાંમાં જઈ પુગી એક ગરીબ ઝુપડાંમાં આશ્રો લીધો, અને એક સાદડી ઉપર મારી ધાબળી પાંથરીને હું બેઠો, તથા મારી જોડમાં મારા માણસ મસ્ત અલીએ પથારી કીધી. સાંજનો વખ્ત હોવાથી ગામડિયાઓનાં ઢોરઢાંક ખેતરોમાંથી પાછાં ફર્યાં તેમની માવજત કરવા ઓરતો મંડી ત્યારે મર્દો અમારી પાસે બેસીને નક્ષે શાપુર અને તેને લગતી દંતકથાઓનું બયાન કરવા લાગ્યા. ઉપલી ઓરતોનો પોશાક આ મુજબ હતો:— ઉઘાડા પગ, માથા ઉપર લબ્બેનોની સ્ત્રીઓ પહેરેછે તેવી ટોપી, દિલમાં મુંબઇની પારસણો જેવું પણ ઢીલું અને લાંબું વાસ્કુટ, ને ખભે દહોડક વારનો ઝીણો રંગીન રૂમાલ ઓઢેલો. તેઓ બુર્ખો નાખતી નથી, અને મર્દો સાથ છુટથી વાતો કરેછે. ગામડિયા મર્દોના લેબાસમાં ઘાઘરા જેવો ઢીલો બ્લુ ચોરણો, તે ઉપર તેવોજ ઢીલો કુડતો ને માથા ઉપર ટોપી.

### નક્ષે શાપુર.

**તા૦ ૧૧ મી સપ્ટેમ્બર, શનિવાર**—સહવારના પોહોરમાં હું, મસ્તઅલી અને ઉપલાં ઝુપડાંનો ધણી મળીને ત્રણ જણા ઘોડસ્વાર થયા, અને નક્ષે શાપુરવાળા કોહે તાન્‌જીકો નામના પહાડો તરફ ચાલ્યા. એ પહાડોમાંથી નિકળતી મોટી નદીથી તથા નેહરોથી આસપાસનો દેખાવ હરિયાળીવાળો દિસેછે. વળી એજ સામસામે આવેલા પહાડો વચેથી એક ઝરો ધસારાબંધ પસાર થાયછે, જેને શાપુર શાહનો ચશ્મો કહેછે. એનાં પાણી નિર્મળ અને થંડાં છે. ઉત્તર તરફવાળા યાને ડાબા હાથ ઉપરના પહાડ ઉપર ચાર અને દક્ષિણ યાને જમણા હાથવાળા ઉપર બે એવા અહીં છ જુદા જુદા નક્ષો કોતરેલા છે. એ નક્ષો વિશે મારા બંને સાથીઓમાંના એકને પણ બરાબર માહિતી હોય એમ જણાયું નહિ. તેઓએ અહીં **શાપુર** શાહના નક્ષા મને બતાવ્યા ખરા, પણ સાથે સાથે **રૂસ્તમ** અને **ઝાલ** વગેરેની પણ સુર્ત ઓળખાવવાની જબાંદરાઝી ચલાવવા માંડી, જેમાં કશો વજુદ ન હતો. યુરોપિયન મુસાફરોએ આપેલા હેવાલોથી હું પુરતો વાકેફ થઇને આ નક્ષ જોવા ગયો હતો, અને તેમને મળતુંજ સઘળું મેં અહીં જોયું.

**નક્ષ ૧ લો**—પહેલાં મેં ડાબી બાજુ ઉપરના ચાર નક્ષો જોયા. એમાંનો પહેલો બહુ મોટો છે. એ ૨૫) ફીટ ઉંચો છે અને એમાં ચાર ફીટની ઉંડાઈ જેટલા નક્ષો કોતરેલા છે. વચોવચમાં પાદશાહ માથે તાજ પહેરી પાદશાહી લેબાસમાં ઘોડસ્વાર થયલોછે; તેની સનમુખ ત્રણ શખ્સો છે. આ પાદશાહ તે ઇરાનના સાસાની તબકાના પાર્સી પાદશાહોમાંનો બળવાન ૧ લો **શાપુર** છે, અને ઉપલા ત્રણમાંનો એક જણ તેની સન્મુખ ઘુટણ મંડિયે પડેલોછે તે રૂમનો નવો શેહનશાહ **સિરિયેડિસ** છે, જેને આગળા શેહનશાહ **વેલેરિયન**નાં તખ્ત ઉપર શાપુર મુકરર કરેછે. એક જણના પગમાં બેડી જણાયછે તે આ વેલેરિયન છે. ઘોડાના પાઉં નીચે એક માણસ ઉંધે મસ્તક પડેલોછે, જેને માટે એવી કલ્પના થાયછે કે તેજ વેલેરિયન છે; પણ તેમ નથી. એ તો રૂમી લશ્કરના પરાજયની નિશાની છે. એજ રીતની નિશાની જ્યારે ઉપલા ટોળાના પહેલા પાદશાહ અને આ શાપુરશાહના બાપ **અર્દશીર બાબેગાને** અશ્કાની વંશના છેલા પાદશાહ **અર્દવાન** ૪ થાને શિકસ્ત આપીને ઇરાનનું રાજ્ય પોતાના હાથમાં લીધું તે મહાભારત બનાવની યાદગારીમાં એક નક્ષ તે પાદશાહે બીજે ઠેકાણે કોરાવેલોછે, ત્યાં પણ એક

માણસને પોતાના પાઉં તળે પડેલા ચિતારેલોછે, જે કોઈ અહેવાલ નથી પણ અફઘાની હકુમતની આખરીની નિશાન છે. હવે હાલ જે નક્ષ હું જોઉંછું તેમાં શાપુરની પછવાડે ૫૭ ખિદમતગારો હારબંધ ઉભાછે, તથા ૩૩ ખંડણી લાવનારા પ્રદેશીઓ મહોડાં સામે ઉભાછે. વળી અહીં એક હાથી અને એક રથના જેવો પણ ચિતાર નજર આવેછે.

**નક્ષ ૨ જો**—થોડાક કદમ આગળ વધ્યા કે બીજો નક્ષ આવેછે, જે ૧૫ ફીટ ઉંચો અને નવ ફીટ લાંબો છે. અહીં ડાવા હાથ ઉપર એક પાદશાહ માથે ગોળ દડા જેવું તાજ પહેરી શાહી લેબાસમાં ઉભોછે. તેના હાથમાં તીર કમાન છે, જે ઉપરથી, તેમજ તેની નજદીકીમાં ઘણાંએક માણસો ખીચોખીચ ઉભાંછે તથા વળી ઉંટોની પણ તસ્વીર છે તે ઉપરથી, એવું અનુમાન થાયછે કે પાદશાહ શેકારે જાયછે. આ પાદશાહ કોણ છે તેની સમજ પડતી નથી. કહેછે કે એ **બેહરામ** ૨ જો છે, જેણે સીજીસ્તાન પ્રાંત તાબે કીધો હતો તેની યાદગારીમાં આ નક્ષ કોતરાવેલોછે. આ બેહરામ પોતાના બાપ ૧ લા **બેહરામ**નાં તખ્ત ઉપર ઇસ્વી ૨૭૫ માં આવ્યો હતો.

**નક્ષ ૩ જો**—આ ૧૬ ફીટ ઉંચો અને ૧૨ ફીટ લાંબો નક્ષ છે, જેમાં બે મસમોટાં કદના ઘોડસ્વારો જણાયછે. બંને પાદશાહો હોય એમ લાગેછે, કેમકે બંનેએ માથે જુદી જુદી ઢબનાં તાજો પહેરેલાં છે, તથા તેમનો પોશાક પણ શાહી નજર આવેછે. એઓમાંનો એક બીજાને એક કડું તેને બાંધેલા સિરબંદ સાથ એનાયત કરેછે, જે કંઇજ નહિ પણ પાદશાહી તાજની નિશાની છે. આ તાજ મેળવનાર પાદશાહ **નર્સી** નામનો છે, જે એ નક્ષ સાથના લેખ ઉપરથી માલુમ પડેછે. ઉપર કહેલા બીજા બેહરામનો આ નર્સી બેટો થતો હતો.

**નક્ષ ૪ થો**—આ મોટો નક્ષ ૩૩ ફીટ લાંબો અને ૨૦ ફીટ ઉંચો છે. અહીં અનેક ચિતારો છે અને તેમને જુદા જુદા ભાગોમાં વહેંચેલાછે. મથાળે વચમાં પાદશાહ તખ્તનશીન થયેલોછે, જેને માથે ગોળ દડા સાથનું તાજ છે, પણ લેબાસ સાદો છે. તેનું મહોડું ભરેલું, અને પાદશાહી તેજ તથા દમામવાળું છે. તેણે પોતાની જમણી બાજુએ ઉભેલા ૭ ઇરાનીઓ તરફ પોતાનો જમણો હાથ લંબાવેલોછે, અને ડાવો હાથ રાજદંડ ઉપર ટેકવેલોછે. તેની ડાવી બાજુએ ૬ જણ ઉભાછે, જેમના જમણા હાથ કપાઈ ગયા હોય તેમ ખાલી બાંહે માત્ર દેખાયછે; પણ ડાવા હાથ ખુલ્લા છે. જમણા હાથ ઉપરના સાતે ઇરાનીઓએ પોતાના જમણા હાથની મુઠી વાળીને પહેલી આંગળી પાદશાહની તરફ લગાર ઉંચી કરેલીછે, અને કમરે તલવાર બાંધેલીછે. આ આખા નક્ષની નીચે વળી બે જુદા જુદા ભાગોમાં એક નક્ષ કોતરેલોછે, જેમાંના ડાવા હાથ ઉપરના ચિતારમાં ૭ ઇરાનીઓ હથિયારબંધ હોવા જોડે અદબ વાળીને અને એક ૮ મો પાદશાહી ઘોડો પકડીને ઉભાછે. જમણી બાજુ ઉપર છ જણ છે, જેઓમાંના ચારે અદબ વાળીછે, પાંચમાના હાથમાં માણસનું એક ડાકું તથા છઠાના હાથોમાં બે ડાકાં પકડેલાંછે. આ છેલાના પોશાકનો એક છેડો પકડીને એક બાળક ઉભેલોછે. આ આખો નક્ષ શાપુર શાહનોજ મનાયછે.

**નક્ષ ૫ મો**—જમણા હાથ ઉપરના પહાડ ઉપર બેજ નક્ષ છે તેમાંના આ પહેલામાં મોટા કદના બે ઘોડા અને બે સ્વારોના ચિતારો છે. એક સવાર સાદા પોશાકમાં જમીન ઉપર પગ વાળીને બેઠોછે, પણ બીજો ઘોડાના પગ આગળ ઉંધેમસ્તક પડેલોછે. આ નક્ષ કશી સમજણ વિનાનો છે.

**નક્ષ ૬ ઠો**—થોડાક આગળ ચાલ્યા કે આ સર્વથી છેલો પણ સર્વથી યાદગાર નક્ષ આવેછે. એ ૪૧ ફીટ લાંબો, ૨૫ ફીટ ઉંચો, અને ૪ ફીટ ઉંડો છે. એના ત્રણ ભાગ કરેલા છે, જેઓમાં સર્વની વચમાંનો વિભાગ જોવા જોગ અને ખરેખરી યાદગારીનો છે. ઉપર જણાવેલા ૧ લા નક્ષની મતલબનોજ આ પણ છે. અહીં શાપુર શાહ ઘોડસ્વાર થયેલો

છે, તેની પછવાડે હારેલો રૂમી શેહેનશાહ વેલેરિયન ઉભોછે, જેના બેઉ હાથો બાદશાહે પોતાના જમણા હાથ વડે પકડેલાછે, નવો શેહેનશાહ સિરિયેડિસ કમરે લટકતી તલવાર સાથ શાપુરને પગે પડયોછે, પાદશાહના ઘોડા-ના પાઉં તળે રૂમી લશ્કરની હાર દેખાડવાની નિશાન દાખલ એક માણસ ઉંધેમસ્તક પડેલો છે, અને બે જણ પાદશાહ આગળ ઉભાછે. રૂમીઓ ઉપરની આ ફતેહનું તાજ પાદશાહને માથે મૂકવા માટે હોય તેમ એક ફરેસ્તો તે તાજ સાથ ઉડતો માથાં તરફ આવેછે. આ વચમાંના ચિતારની ડાવી બાજુએ પાંચ પાંચ ઘોડસ્વારોની બે હાર છે, જેઓ ઉપલા બનાવ તરફ આંગળી દેખાડતા જણાયછે. જમણી બાજુએ પાંચ જુદા જુદા ભાગોમાં ત્રણ ત્રણ મળી ૧૫ માણસો ઉભાંછે, જેમના હાથમાં કંઇ કંઇ હથિયારો વગેરે પકડેલાંછે.

**શાપુર** શેહેર, જ્યાંના ઉપલા પહાડો ઉપર આ મુજબના છ નક્ષો છે તે મજકુર શુરા પાદશાહ શાપુરે વસાવ્યું હતું, પણ આજે તે નાશ પામ્યુંછે, અને તેની જગા ઉપર **કાઝેરૂન** નામે મોટું ગામ વસેલુંછે. કહેછે કે વેલેરિયન ઉપરની પોતાની મહાભારત ફતેહની યાદગારીમાં તેણે આ શેહેર વસાવીને પહાડો ઉપર નક્ષો કોતરાવેલા છે. આજનો આખો દિવસ આ સઘળા નક્ષ જોવામાં ગુજારીને પાછળે પોહોરે હું કાઝરૂન ખાતે જઇ પુગ્યો, જ્યાંથી અમારી છઠી મંજલ શરૂ થઈ. અહીં અમારા કાફલાવાળાનું ઘર હતું, માટે અમને બે દિવસ અહીં ગુજારવા પડયા. બંને બાજુએ ઉગી નિકળેલા ઉંચા પહાડોની વચે આ ગામ આવેલુંછે, જેમાં થોડાક બાગ બનાવેલાછે. રસ્તા હાલહવાલ અને અર્ધું ગામ વસ્તી વિનાનાં ભાગેલાં ઘરોથી ઉજડ જેવું દિસેછે.

## નક્ષે તેહમુર.

તા૦ ૧૪ મી, મંગળવાર—કાઝરૂનથી શુમારે ૮ મૈલ ઉપર એક પહાડ ઉપર બીજો નક્ષ જોવામાં આવેછે. માર્ગમાં મળતી એક મોટી નદીની બાજુએ આ પહાડ આવેલોછે. આ નક્ષ કંઈ પુરાણો નથી. કેટલાકો એમ માનેછે કે મધ્ય એશિયાવાળા **તેમુરલંગ** ગુરાનીએ ઇરાન ફના કીધું (ઇસ્વી ૧૩૮૭ માં) તે વેળા તેણે અસલી પારસી પાદશાહોનું જોઇને પોતાનો આ નક્ષ કોતરાવેલોછે. પણ બીજાઓનું કહેવું એવું છે કે એ તો હાલના ઇરાનના શાહ **નસ્ર ઉદ દીન**ના પિત્રાઈ અમીર **તેહમુરે**નો ચિત્રાવેલો નક્ષ છે, જે શાહજાદો આગળ કાઝરૂનનો હાકમ હતો તે વેળા શેકાર માટે અહીં આવી ઘણા દિવસ મોજમાં ગુજારતો હતો, જે દરમયાન ઉપલો નક્ષ તેણે કોતરાવેલો હતો. આ નક્ષ મારી સાદી નજરે જોતાં આ મુજબનો લાગ્યોછે:—

પાદશાહ તખ્ત ઉપર બેઠોછે. માથા ઉપર ઝવાહીર જડિત તાજ છે. દિલમાં બખ્તર છે. તે ઉપર પણ ઝવાહીરો ઝમકેછે. બંને હાથો ઉપર તેવાંજ ઝવાહીરનાં બાજુબંદ છે. તેના પગ આગળ એક વાઘ મસ્ત થઇ પડેલોછે. બે ખિદમતગારો લાંબો ઝભો પહેરી આગળ અદબથી ઉભાછે. એક જણ શર્બતની જામ જેવું કંઇ આપેછે. પગમાંના જોડા ચાંચવાળા અને ઉંચી એડીના છે. પછવાડે બે પેહેરગીરો હાથમાં બંદુક લઇ પેહેરો ભરેછે. પાસે એક લાકડી ઉપર કાકાટોઓ બેઠાછે. વળી અહીં એક ફારસી લેખ છે.

આ નક્ષ જોતાં બપોરનો વખ્ત વહી ગયો અને કાફલાએ આગળ ચાલવા માંડયું. હવે અમે એક નવી પહાડી પાસ ઉપર ચહડયા, જે કોતલે દોખ્તરને નામે ઓળખાયછે. અહીં એક મોટો સુંદર સરોવર છે, જે દરિયાની સપાટીથી ૨૭૦૦ ફીટ ઉંચો છે. કાઝરૂનવાળી નદી એજ સરોવરમાંથી નિકળેછે. સામે એક બીજી પહાડી હાર કોતલે પીરેજાંને નામે ઓળખાયછે. આ બંને પહાડોની વચેનાં મેદાનમાંથી અમે રસ્તો લીધો, જે બલુટ નામના મોટાં ઊંચાં ઝાડોથી ભરપૂર છે. પીરેજાં ૭૧૦૦ ફીટ ઉંચો છે, જે અર્ધો ચહડયા પછી કાફલો મંજલ કરેછે અને તેને મ્યુકોતાનનું નામ મળ્યું છે. અહીં એક કારવાનસરા છે તે સિવાય બાકીનું તમામ બિયાબાન છે. અહીંથી આસપાસનો દેખાવ ઘણો સુંદર લાગેછે, પણ

જ્યારે પહાડની છેક ઉંચી ટોચ ઉપર અમે પાછળે પહોરે જઈ પુગ્યા ત્યારે તો દેખાવ ઘણોજ અદભુત જણાયો. આ ઠેકાણેથી નાહાડ પડવી શરૂ થઇ. અહીં ફાર્સીસ્તાનની ગરમ રૂતુ બદલાઇ ગઈ. એટલા-માટે હવે અમે દિવસે મંજલ કાપવાનું શરૂ કર્યું. માર્ગમાં ઘણાએક નાના ઝરાઓ મળેછે.

૮ મી મંજલનું નામ **દશ્તે આરજ** છે. કોતલે પીરેજાં પહાડ મૂકયા પછી આ મોટું મેદાન આવેલું છે. અબુ શેહેરથી શીરાઝ સુધીનો વિજળીના તારનો રસ્તો અહીંથી દોડેછે. દર બે મંજલે આ તારનું મથક રાખેલું છે. નવમી મંજલ અમે **ખાને જન્યુન** ખાતે કીધી. અહીં તેમજ માર્ગમાં અમને કેટલીક ધર્મ-શાળાઓ મળી, પણ તે સઘળી બિસ્માર હાલત-માં હોવા છતાં કોઇએ તેમની મરામત કરાવેલી જણાતી નથી. અમારી મંજલવાળાં ગામની સામે કોહેખીલ પહાડ આવેલોછે, જેમાંથી તેમજ ઉપર કહેલા પીરેજાં અને દોશ્તર નામના પહાડોમાંથી કોઇ કોઈ ઠેકાણે સંગેમરમર મળી આવેછે.

એમ કરતાં અમે આજ સહવારે તા૦ ૧૭ મી અને શુક્રવારે શીરાઝ શેહેર ખાતે જઇ પુગ્યા. અહીં હું બે દિવસો સુધી રહ્યો, અને ત્યારબાદ ત્રીજે દિને મારો અસ્બાબ અને નાણું અતરેના નાયબ કૉન્સલ નવાબ હેદર અલીખાનના સ્વાધિનમાં મૂકીને હું પર્સી-પોલિસ તરફ ત્યાંનાં પુરાણાં ખંડિયેરો જોવા ચાલ્યો, જે જોવાને થકી મેં ઇરાનની મુસા-ફરી માથે ઉઠાવીછે. મારી જોડ થોડાક પૈસા, થોડાંક કપડાં અને **ખુદાબાસ** નામનો એક ભોમિયો હતો. આ એક ઇરાની જવાન છે, જેને નવાબે મારી જોડ આપ્યો હતો. અમે બંને ઘોડસવાર થઈ તા૦ ૧૯ મી અને રવી-વારે પાછળા પહોરે શીરાઝથી આગળ વધ્યા.

## પર્સીપોલિસનાં ખંડિયેરો.

શીરાઝમાં શાયર **હાફેઝ**ની કબરની આસ-પાસ બાગ છે ત્યાંથી **યઝદ** અને **ઇસ્ફહાન** શેહેર ખાતે જવાયછે, અને ત્યાંથીજ **પર્સી-પોલિસ** જવાનો પણ રસ્તો છે. સામે કોહે સિયા અને કોહે બાબુના ઉંચા શિખડાઓની હાર લંબાયલીછે, અને શીરાઝને મીઠું પાણી પુરૂં પાડવાની નેહેર પસાર થાયછે, જ્યાંથી અમે આગળ વધ્યા. થોડીક રાત ગયા પછી અમે બાઝગા નામે કારવાનસરામાં જઈ પુગ્યા, અને થોડાક વાર આરામ લઈ ચંદ્રમા નિકળતાંજ તેની થંડી રોશની ધુરતા **ઝારગું** નામે ગામ તરફનો રસ્તો લીધો. રસ્તે ઇસ્ફહાન અને યઝદના ઉંટોના ચાર પાંચ મોટા કાફલા મળ્યા, જેઓમાં મુખ્ય ઘઉં લાધેલો હતો. આ ઉંટો માટેલા હતા, જેમની લાંબી અલગાર લાગી રહેલી હતી. અબુ શેહેર અને શીરાઝ વચે ખચરોના, પણ શીરાઝ અને ઇસ્ફાન વચે ઉંટોના કાફલા ચાલેછે.

તા૦ ૨૦ મી અને સોમવારની સહવારે અમે ઝારગું પહોંચ્યા, જે પહાડની તળેટીમાં એક મોટું ગામ છે. આખે રસ્તે ખેતી હતી તેમ અહીં જવની ખેતી નજર આવી. ફાર્સી-સ્તાનની સૌથી મોટી **કુર** નામની નદી અહીં-થી થોડક દૂર વહેછે તેમાંથી ખોદેલી નેહરનાં પાણી આ ખેતીમાં લીધેલાં છે. ઝારગુંથી ઇસ્ફહાન અને યઝદ જવાના બે રસ્તા જુદા પડેછે. પહેલો ઉત્તરે અને બીજો પૂર્વ દિશાએ જાયછે. અમે પૂર્વ તરફ યઝદને રસ્તે થોડુંક ચાલ્યા પછી તે છોડી દીધો, કેમકે અમને હવે પર્સીપોલિસનાં ખંડિયેરોએ દૂરથી દેખાવ દઇ પોતાની તરફ બોલાવ્યા. અમે હાલ એ ખંડિયેરોનાં બહોળાં સપાટ મેદાનમાં ચાલતા હતા, જેની એક બાજુએ **કિનારે** નામે ગામ આવેલું છે. એ ગામમાં અમે એક ખુલ્લી હવાવાળાં મકાનમાં આશ્રો લીધો. સહવારનું પહોર હતું માટે ઘોડાને ઘાસચારો નાખી અમે નાસ્તો કરી લીધો, અને પછી પાછા સવાર થઇ એક મૈલ જેટલી મંજલ કાપી કે ખંડિયેરો આવી લાગ્યાં.

## અસલ મોટાઈનું એક માપ.

જુદા જુદા મુસાફરોએ જુદાં જુદાં ખંડિ-યેરોથી પોતાનું જોવું શરૂ કરેલું છે. પણ મને તો એક બેવડો કાળાં પથરનો બનાવેલો દાદર

પસંદ આવ્યો અને તે ઉપર સૌથી પહેલાં ચહડીને મેં મારી પ્રદક્ષિણા શરૂ કરી. મારે જણાવવું જોઇયે કે હખામની તખ્કાના બળવાન પાર્સી પાદશાહો, જેઓ ઈ. પૂ. ૬૫૮ થી ૩૩૦ સુધી આજનાં ઇરાન દેશમાં મોટી હકુમત ભોગવી ગયલાછે, તેઓમાંના બે નામીચા બાપ દીકરા પાદશાહો **દારાયસ હિસ્તાસ્પીસ** અને મહાત્મા **ઝર્કસીસે** પોતાના પાયતખ્ત પર્સીપોલિસ એટલે પાર્સી શેહેર ખાતે બાંધેલા નામચીન મેહેલોનાં આ ખંડિયેરો છે. એ મેહેલો બંધાયાને આજ હડી હજાર વરસો થઇ ગયા છે તે છતાં, એ મુદતમાં ઇરાન ઉપર અનેક દેશનાં અનેક બળવાન લશ્કરો ચહડાઇ લાવ્યાંછે તે છતાં, તેઓએ દેશમાં અનેક વેળા લુટફાંટ અને મારફાડ ચલાવ્યા જોડે પર્સીપોલિસનો આગથી નાશ કર્યોછે તે છતાં, આજ સુધી આ મેહેલોનાં ખંડિયેરો બચી રહેવા પામ્યાંછે. એ ઉપરથી વિચારવાનું છે કે એ ખંડિયેરો કેટલીબધી મજબૂત બાંધણીની, પાકી અને ટકાઉ ઇમારતોનાં હશે! ખરેખર એ ખંડિયેરો જ્યારે આજ આપણને જોવાજોગ લાગેછે ત્યારે અસલ મેહલો તો કેવા બેનમુન અને બેમિસાલ હશે! પ્રથમ એ ખંડિયેરો પેશદાદ ટોળાવાળા પ્રખ્યાત પાદશાહ **જમશેદ**ના મેહલનાં મનાતાં હતાં, અને આજ સુધી તેમને "તખ્તે જમશેદ" નું મળેલું સાધારણ નામ ચાલુજ છે. પણ **ગ્રોટેફેંડ** અને સર **હેનરી રૉલિન્સન** અને બીજાઓએ એ ખંડિયેરો ઉપરના ખીલારોકા લેખોવાળી ભાષા ઉકળાવ્યા પછી સિદ્ધ થયુંછે કે એ મેહલો ઝર્કસીસ અને દારાયસના બાંધેલા હતા, જેમની આગમજ જમશેદ તો બીજાં હજારો વરસો ઉપર થઇ ગયલો કહેવાયછે.

પર્સીપોલિસ જ્યારે આબાદ હાલતમાં હશે ત્યારે આજનાં લંડન કરતાં પણ ચહડતું, અને પુરાતન બેબિલન કે નિનિવેહ જેવું ગંજાવર શેહર હોય તેમાં શી નવાઇ છે? મરદશ્તનું એક મસમોટું ફળવંત મેદાન **બંદે અમીર** અને **પોલ્વાર** નામે નદીઓથી તરો તાજગીભરેલું બનેલુંછે તે મેદાનમાં પાસે પાસે **પર્સીપોલિસ** અને **પાર્સાગર્દ** નામનાં બે શેહેરો આવ્યાં હતાં. પહેલું **પાર્સી શેહર** અને બીજું **પાર્સી કિલ્લાને** નામે ઓળખાતું હતું. જોકે તેઓ પાસે પાસે હતાં તે છતાં તેઓ વચે આજે ૩૦ થી ૪૦ મૈલનો અંતર જણાયછે. એ ઉપરથી અટકળી શકાયછે કે પર્સીપોલિસ એવડું મોટું હોવું જોઇયે કે તેને ફરતી બાંધેલી જબરી દેવાલમાં શેહેરના બચાવ માટે પાર્સાગર્દ તેનો મજબૂત કિલ્લો ગણી શકાય. કેટલાક લખનારાઓ મુજબ મરદશ્તનાં ફળદ્રુપ મેદાનમાં ૮૦૦ ગામડાં આવેલાં હતાં; બીજાઓ કહેછે કે ઉપલી બંને નદીઓની ચારે બાજુએ ૧૫૦૦ થી વધારે ગામડાંઓ વસેલાં હતાં. એ સઘળી આજની ઊજડ હાલતવાળા જમાનાની ગણત્રી છે, તો જે વખ્તે પાર્સીઓની પાદશાહાતની જાહોજલાલી હશે અને પર્સીપોલિસ પાયતખ્ત દાખલ દીપી નિકળ્યું હશે તે વેળા કેટલાંબધાં હજારો ગામડાંઓ તેની આસપાસ એક તાજમાંના નાનકડા હીરાઓની પેઠે ગુંથાઇ અને ગંઠાઈ ગયાં હશે?

શેહેરની આસપાસ ગંજાવર દેવાલ બાંધેલી હતીજ. અને તે દેવાલબી કેવી? **ડાયોડોરસ સિક્યુલસ** નામે એક જુનાની તવારીખનવેશ જણાવી ગયોછે તેમ આ દેવાલ ત્રેવડી હતી. પહેલી યાને બહારની ૧૬ ક્યુબિક ફીટ ઊંચી હતી, જેને આસપાસથી બીજી નાનકડી દેવાલોના ટેકા આપી મજબૂત કરવા જોડે ઉપર તેનાં રક્ષણ માટેના બરૂજો બાંધેલા હતા. વચલી દેવાલ પણ એવીજ રીતની મજબૂતાઇ ધરાવવા જોડે પહેલી કરતાં બેવડી ઉંચી હતી. પણ ત્રીજી એટલે છેક અંદરની દેવાલ ચોરસ હતી, તે ૬૦ હાથ ઉંચી હતી, અને તેને ત્રાંબાના કટેરા જડી લીધા હતા. તેમાં દાખલ થવા માટે ચારે બાજુના દરવાજા ૨૦ હાથ ઊંચા હતા. આ છેલી દેવાલ મેહલના બચાવ માટે બાંધેલી હતી, પણ બાકીની શેહેર અને રહેવાસીઓનાં રક્ષણ માટે હોવી જોઇયે. અફસોસ, કે આજે એ ત્રણે-

માંની એક પણ દેવાલનો એક પણ પુરજો હૈયાત જણાતો નથી, અને તેમની ગેરહાજરી-માં મેહેલ જમીનદોસ્ત થઈ પડી, તેમના માત્ર હાંડા રહી ગયાછે !

આ મેહેલો કંઇ જમીનની સપાટી ઉપર-થીજ ઊઠાવેલા ન હતા. એક ગંજાવર કદનો ચાર ખુણાનો ઊંચો તખ્તો બાંધી લઇને તે ઉપર આ યાદગાર મકાનોની રચના કીધી હતી. આ તખ્તો ઉત્તરથી દક્ષિણે ૧૫૦૦ ફીટ લાંબો હતો, અને તેની પૂર્વથી પશ્ચિમની લંબાઈ ૮૦૦ થી ૯૦૦ ફીટની હતી. આવડા મોટા તખ્તા ઉપર એક નહિ પણ અનેક મેહેલો બાંધેલા હતા. દક્ષિણ તરફથી તખ્તો ૨૦ થી ૩૦ ફીટ ઊંચો હતો; વચોવચમાં તે ૪૦ થી ૪૫ ફીટ ઉંચો હતો, અને એટલી ઉંચાઇવાળો તખ્તો ૯૦૦ ફીટ લાંબો તથા ૭૦૦ ફીટ પહોળો હતો. એક ત્રીજો મારગો ૫૫૦ ફીટ લાંબો અને વધતી ઓછી પહોળાઇનો હતો, જેની ઊંચાઈ ૩૦ થી ૩૫ ફીટની હતી.

### મહાભારત મેહેલો.

હું જે બેવડા દાદર ઉપર સડસડિટ મારા ઘોડા સુધાં ચહડી ગયો તે આ છેલા યાને પશ્ચિમ તરફના તખ્તા ઉપર બાંધેલોછે. એ દાદર ઉપર ચહડીને મેહેલોનાં ખંડિ-યેરો ઉપર જવાયછે. દાદરના પાયાના પથર મોટા કદના છે, ને તે ઉપર માણસો અને જાનવરોના તરેહવાર નક્ષ કોતરેલા છે, જેઓમાં પાદશાહી દરબાર, સરઘસ, માણસનાં મોહાડાંના ગોધા અને સિંહો વગેરે મૂખ્ય છે.

જે દાદર ઉપર હું મારા ઘોડા જોડે ચહડયો તે ઉપર એકદમ સીધું જવાતું નથી, પણ જમણી તેમજ ડાવી બાજુએ બીજા દાદર બનાવેલાછે તે ઉપરથી બીજી તરફ પણ જવાય-છે. આ દાદર બેવડા છે. તે એક બીજાની સામસામે આવેલાછે. તેમને કાળા સંગેમરમર-ના બનાવેલા છે. દરેકની સીડી નજદીક ૧૦૦ ની છે. કેટલીક સીડી ભાંગી ગઇછે, પણ મોટે ભાગે સલામત રહેલીછે. બંને દાદરો વચે ૨૦ ફીટ લાંબી અને ૧૦ ફીટ પહોળી ઉપલાજ પથરની ફરસબંદી છે. દાદરને મથાળે ગયા પછી એક મોટી ફરસબંદી કરેલી જણાઇ, જેને દરેક ખુણે અસલ સ્તંભો દાટેલા હશે તેના ખાડા ખોદેલા જણાયછે. આ સ્તંભો તેમજ તે ઉપર ઉઠાવેલી ઇમારત આજે હસ્તી-માં નથી. અહીંથી આગળ ચાલતાં એક **ભાગળ** જેવાં બાંધકામના છ સ્તંભો જણાયા-છે. આમાંના કોઈ ગોળ અને કોઈ ચોરસ છે. ચોરસ સ્તંભો ઉપર માણસમૂખી ગોધા વગેરેના નક્ષ કોતરેલા છે, જેમને મારા ભોમિયાએ "ફિલે કરગર્દન" નું નામ આપ્યું, કેમકે તેઓ તેને હાથી જેવા મોટા દિસ્યા. આ ગોધાનાં મનુષ્યમૂખ પાદશાહી તાજ અને કરચલીદાર વાળ અને દહાડીવાળાં છે. એવાજ માણસરૂપી ગોધા અને સિંહ મેં નિનિવેહનાં ખંડિયેરોમાં પણ જોયલા હતા, જે બાબે હું છેલાં પ્રકરણમાં જણાવી ગયોછું. અહીં લેખ છે તે ઉપરથી આ ભાગળ તેમજ ઉપલો દાદર પાદશાહ ઝર્કસીસનાં બંધાવેલાં સાબેત થાયછે.

આ ભાગળમાંથી પસાર થયા કે એક હોજ બનાવેલો જણાયછે, જેમાં પાણી લેવા અને કહાડી નાખવાના માર્ગો બનાવેલા છે. આ હોજ ૧૮ ફીટ લાંબો, ૧૩ ફીટ પહોળો, અને ત્રણ ફીટ ઉંડો છે. હોજની સામે એક ખાલી મોટા વિસ્તારની જગા આવેછે, અને તેને માટે અટકળ થઇછે કે તે **ચેહેલ મિનાર**-વાળા ચાલીશ સ્તંભોના મેહેલને લગતી ઇમારત હોવી જોઇયે. એની લંબાઈ ૩૫૦ ફીટની અને પહોળાઈ ૨૫૦ ફીટની અટકળાયછે, કેમકે ઇમારત હૈયાત નથી એટલે ચોકસ ગણત્રી થઇ શકતી નથી. આ જગા ઉપર હાલ માત્ર ઉંચા સ્તંભોનાં ઠુંઠાં બાકી રહેલાછે; બાકીનું સર્વ ફના થયુંછે. ઇમા-રતની તો કશી નિશાન રહી નથી. આ સ્તંભો આપણને હેરત કરેછે, અને એમ છે ત્યારે અસલ ઇમારત કોણ જાણે કેવી મોહક હશે ! આ થામલાઓમાંના કેટલાક એક બીજાની પાસે પાસે છે; બીજાઓ એકેકથી છેટે છે. તેમની આજની સંખ્યા માત્ર ૧૩ ની છે, તો જોકે એમનું નામ ચેહલ યાને ચાલીશ મિનારા-નું છે, અને તે ૪૦ ના પાયા હજી મોજુદ છે.

આજ બશો વરસો ઉપર તેમની સંખ્યા ૨૫) ની હતી, ત્યારબાદ તે ઘટીને ૧૯ ની, પછી ૧૭, પછી ૧૫, અને આજે ૧૩ની થઇછે. હવે પછી એજ રીતે તેઓ ઘટી જાય, અને પર્સીપોલિસની આ એકપુરી અજાયબી પણ નાશ પામે એ બનવા જોગ છે. પણ તેમ નહિ બને તે માટે પારસી ભાઇઓએ પોતાનું એક ફંડ કરીને ઇરાનના શાહની પરવાનગી મેળવી એ સ્તંભોને જાળવી રાખવાના ઘટતા અને ચાંપતા ઇલાજો લેવા જોઇયેછે. તેઓએ એમાંના એકાદ બે લંડનનાં બ્રિટિશ મ્યુઝિયમમાં મોકળાવવા; થોડાક મુંબઈ મંગાવી કોઈ પ્રખ્યાત જગા ઉપર ઉભા કરવા, અને બાકીના ઇરાન દેશમાંજ તેમની હાલની જગા ઉપર સલામત રહે એવી તજવીજ કરવી. અગર નહિતો જે મિસાલે છેલ્લી બે સદીઓમાં તેમના પથરને થકી ૧૨ સ્તંભો નાશ પામ્યા અને લુટાઈ ગયા તેમ બાકીના ૧૩ નો પણ તેવોજ હાલ થશે.

આ સ્તંભોની ઉંચાઈ મુસાફરો ૬૦ ફીટની જણાવેછે. તેઓ ઉપરની મથોટી સિંહનાં તથા ગ્રિફિન નામે કલ્પિત પ્રાણીનાં મુખની અને આકીં રોકી હતી. સ્તંભોનો રંગ પિળો છે, પણ કાળા પથર ઉપર એ રંગ આપેલો જણાઈ આવેછે. તેમની કુંભીના પથરનો રંગ પણ કાળોજ છે. સ્તંભો સલંગ એકજ પથરના કોરી કહાડેલા જણાયછે, પણ ખરૂં જોતાં તેઓ અછી રીતે સાંધેલા અનેક કટકાઓના બનેલાછે. આ સ્તંભો ઉપરની ઇમારત કેવી હતી તે ચોકસ નથી, પણ વિદ્વાન મુસાફરો તરેહવાર અનુમાન કરેછે. કોઇ મુજબ અહીં ધર્મક્રિયા થતી હશે; બીજાઓ કહેછે કે એ દારાયસ પાદશાહનો મેહેલ હતો, જેને સેકંદરે ખરાબ કર્યો હતો. વળી એમબી કહેછે કે એ તખ્તગાહનું મકાન હતું, અને પાદશાહ અહીં મિજલસો બોલાવતો, દરબારો ભરતો, અને એવાંજ રાજદ્વારી કામો બજાવતો હતો. અફસોસની વાત છે કે આ ઇમારત ઉપરનો કશો લેખ જળવાઈ રહ્યો નથી, અને તેથી એ બાબે કંઇ પણ વિચાર આપી શકાય એમ નથી. ઝર્કસીસનો એ મેહેલ હતો અને તેણે યુનાન ઉપર જબરદસ્ત ચહડાઇ લઇ જઇ એથન્સ પાયતખ્તને તારાજ કરી ત્યાંનાં દહેરાં બાળી નાખ્યાં તેનું વેર સેકંદરે આ મેહેલને આગ લગાડીને લીધુંછે ! અફસોસ !

પણ અફસોસ એટલોજ નથી. આ ખંડિયેર જોઇ મારી તો આંખોમાં આંસુ આવી ગયાં. નાશ, પણ કેવો જબરો નાશ ! યાદગારીનો એક માહભારત મેહલ, અને તે છતાં યાદગારીની એક પણ નિશાન બાકી નહિ! ભિંગાયલી ચશ્મો નુછતો હું આગળ ચાલ્યો, અને ચેહેલ મિનારની સપાટીથી ૧૮ પગથીઓ ઉપર ચહડતાં એક ઇમારતનું ખંડિયેર આવ્યું, જે **શાહ દારાના મેહેલ**ને નામે ઓળખાયછે. એના દરેક દરવાજાની દેવાલ ઉપર બબે પેહેરેગીરો હાથમાં ભાલા લઇ ચોકી કરતા કોતરેલા છે. અંદરના દરેક દરવાજા ઉપર પાદશાહને સિંહ અને રાક્ષી પ્રાણીઓનાં પેટમાં શમ્શીર ભોકતો ચિતાર્યોછે. આ મેહલને લગતા બેવડા દાદર ઉપર કહેલા ઝર્કસીસના દાદર કરતાં નાના છે. અહીંના પથરો ઉપર સિંહો અને ગોધાઓનાં આગળ મુજબનાં ચિત્રો કોરેલાં છે. વળી અહીં ગાય, ઉંટ, બકરાં ઘોડા, બળદની ગાડી, સરૂનાં ઝાડો વગેરેનાં પણ ચિત્રો જણાયછે. એજ રીતે અહીં સરદારો, લડવૈયાઓ, સિપાહી વગેરેની ટુકડીઓ હથિયારબંધ થયલી ચિતારીછે; કારીગર લોકો પોતાનાં હથિયારો સાથ પસાર થતા જણાયછે; ખિદમતગારો અને પ્રદેશીઓ પાદશાહને માટે ભેટ સોગાદ અને ચોથાઇની નાદર વસ્તુઓ લાવતા નજર આવેછે. એ સઘળા પાદશાહના મેહેલ તરફ જતા જણાયછે. આ ચિત્રો જોવાલાયક છે, અને કોઇ પાદશાહી સરઘસની કે મેળાવડાની તેઓ યાદ આપેછે. દારાયસના આ મેહલ ઉપર અનેક લેખો છે તે ઉપરથી એ મકાન તેનુંજ બંધાવેલું ઓળખાઈ આવેછે.

દારાયસના જેવોજ **ઝર્કસીસનો મેહેલ** પણ છે. આશરે ૨૫) ફાંડિયાંનો એક દાદર ચહડયા કે આ ખંડિયેર ઉપર જવાયછે. એ ખંડિયેરોમાં દશ ફરતી બારીઓ, બે મોટા

દરવાજા, ભાંગેલી ભીંતો તથા તાંકાંબારીઓ વગેરે આપણી આસપાસ ડાચાં વકાસી ઉભેલાં જણાયછે. અહીં પણ ઉપર જણાવ્યા તેવા નક્ષો પુષ્કળ છે. એ ઉપરાંત અહીં આજુબાજુ મોટી ખુલ્લી જગામાં પથરના કટકા દટાયલા પડેલાછે તે ઉપરથી અનુમાન થાયછે કે એ ભાગમાં સાદી ઇમારત અથવા બાગ હશે, જે આજે નાશ પામ્યોછે. વળી બીજી ત્રણ ઇમારતોનાં થોડાં થોડાં ખંડિયેર જુદાં જણાયછે, જેમના દરવાજા વગેરે ઉપર જુદા જુદા નક્ષ કોતરેલા છે.

જેમ ૪૦ મિનારાનું તેમ વળી ૧૦૦ મિનારા અથવા સ્તંભોના એક બીજાં મકાન અથવા દીવાનખાનાનું ખંડિયેર આપણને વિસ્મય કરેછે. એ ચેહેલ મિનારની સામેજ આવેલુંછે. આ સ્તંભોની ઉંચાઈ બાબે મતફેર છે, તોપણ ૩૫ ફીટની ઉંચાઇ વાજબી ગણાયછે. આઠ આઠની બે હારમાં ૧૬ સ્તંભો ઉપર એક ઝરૂઓ બાંધેલો હતો, જેની અંદરનો ઓરડો સમચોરસ જણાયછે. સઘળા ૧૦૦ સ્તંભોવાળી ઇમારતની લંબાઇ ૨૨૫ ફીટની અને એનો વિસ્તાર ૫૧૦૦૦ ફીટનો જણાયછે. તેની ચારે બાજુની દેવાલોની એકસરખી જાડાઇ દશ ફીટની છે. દરવાજા સઘળા મળીને ૮ છે, પણ સામસામે બે વધારે મોટા દરવાજાઓ જણાયછે. આ દરવાજાની અંદરની બાજુએ એક જાણવાજોગ ચિત્ર છે.

જે નક્ષીદાર દરવાજામાં આ ચિતારો છે ત્યાં વળી એક પાદશાહની સુર્ત કોતરેલી છે, જે એક તખ્ત ઉપર હાથમાં રાજદંડ લઇ બેઠાછે, તેને માથે સાદી ટોપી અથવા તાજ છે, પાછળથી એક ચમરી ધરીને ખિદમતગાર ઉભો છે. પગ નીચે ટુલ ગોઠવેલુંછે, સામે બે ધુપદાનિયાં મૂકેલાં છે. આ ચિત્રને મથાળેની સિલિંગ ઉપર ૧૨ ગેંડા અને નીચે સિંહોની બે હાર કોતરેલીછે. સિંહોની વચે પાંખો પહોળી કરેલું એક ગોળ ચક્ર છે. ચિત્રની નીચે ઉપર પાંચ અને નીચે પાંચ એવા દશ આદમીઓનાં માથાં ઉપર પાદશાહનું તખ્ત ઉઠાવ્યું હોય એવો નક્ષ ચિતારેલોછે.

આ એકશો સ્તંભોવાળી ઇમારત ખાનગી રાજ્યકાજનું અથવા તખ્તગાહનું મકાન ધારવામાં આવેછે. દરવાજા ઉપર ઉપલા પાદશાહને તખ્તનશીન થયલો ચિતાર્યોછે, તેમ આ મકાનમાં નવા પાદશાહો તખ્તનશીન થતા હોય, પોતાની પહેલી મોટી રાજ્યાભિષેકની દરબાર ભરતા હોય. આ મકાન એટલું તુટી ગયુંછે કે તે ઉપર તે બંધાવનારનો કશો લેખ કે નામ જણાતાં નથી, તોપણ એ ઇમારત ઝર્કસીસે બંધાવેલી ધારવામાં આવેછે.

**પાદશાહી દોખમા અથવા અસ્તોદાનો.**

આ ૧૦૦ સ્તંભોવાળી ઇમારતથી આશરે ૧૫૦૦ ફીટને છેટે એક ઉંચો ડુંગર આવેલો છે, જેને "શાહી પહાડ" કહેછે, તેમાં બે મોટા ઓરડા કોતરેલાછે. જમણા હાથવાળા ઓરડા તરફ જતાં પ્રથમ એક પહોળો ઓટલો આવેછે, વચમાં એક નક્ષીદાર દરવાજો છે, તેની આસપાસ બે ચાર સ્તંભો દેવાલમાં જડી લીધાછે, જેમની મથોટી ગેંડાનાં મોહોડાંની છે, તેઓ ઉપર એક નક્ષીદાર બારવટિયો છે, અને તે ઉપરથી એક નાની ગૅલેરી બહાર ખેંચી કહાડેલીછે. આ નક્ષને માથે ભીંત ઉપર તરેહવાર નક્ષીકામ કરેલુંછે. બે તબક્કામાં ૨૮ માણસોએ જાણે પોતાનાં માથાં ઉપર બબે હાથે કંઇ ઊઠાવેલું હોય એવી શિકલ પાડેલી છે. વધારે ઉપર જોતાં તેઓએ પાદશાહી ઇબાદતગાહની જમીન અથવા તખ્ત ઉઠાવેલું સંભવેછે. આ તખ્તની પાછળી બાજુએ ભાલા લઇને ત્રણ ત્રણ માણસો એક એકની નીચે ઊભા છે. સામી બાજુએ બીજાં ત્રણ માણસો એક એકની નીચે ભક્તિ કરતા જણાયછે. છેક મથાળે જાણવાજોગ હવામાં ઉડતો એક પાદશાહી આકાર છે, જેને પાંખો છે, અને જે જમણો હાથ હવામાં ઉંચો કરી ડાવા હાથમાં પાદશાહી તાજની નિશાની પકડી ઉડેછે. એની પછવાડે સૂર્યની આકૃતિ છે, જેની નીચે પથરના તખ્તા ઉપર આતશદાનમાં આતશ રોશન થયલોછે. આતશની સામે પાદશાહને ભક્તિ કરતો ઉભો રાખ્યોછે, જેને માથે તાજ છે, દહાડી અને ઝુલ્ફાંછે, દિલમાં

પાદશાહી લેબાસ છે, અને જમણો હાથ આતશ તરફ ઊંચો કરી ડાબે હથે કામઠું પકડેલું છે. ૨૮ માણસોએ ઉપાડેલાં તખ્તની બેઉ બાજુએ એકેકા વિક્રાળ ગેંડાને બબે પગ ઉપર ઉંચો ઉભો રાખ્યોછે.

ઉપર કહેલો ઓટલાની વચેનો દરવાજો માત્ર ૪ ફીટ ઉંચો અને સવાબે ફીટ પહોળો હોવાથી અંદર વાંકા વળ્યા સિવાય જવાતું નથી. માંહે એક સાંકડી ઓરડી છે, જેની સામે એક બીજી મોટી ઓરડી આવેછે જેને એકેક ફુટની દેવાલથી ત્રણ ભાગમાં વહેંચીછે. દરેક ભાગમાં સામસામે બબે મોટા ખાડા કોતરી કહાડયાછે, જેમની લંબાઇ ૮ ફીટની, પહોળાઇ ૫) ફીટની અને ઉંડાઇ ૨ા ફીટની છે. સઘળા ઉપર મોટા પથર ગોઠવેલાછે, તેથી તેઓમાં શું છે તે જણાતું નથી; પણ કેટલાકો ને ઇંતેજારી લાગવાથી કેટલાક પથરાની ભાંજફોડ કરતાં કશું મળી આવ્યું નથી. એ રીતે આ ખાલી ખાડાઓ કોતરેલાછે, અને તે ઉપર પથર ઢાંકેલાછે. અહીંથી ડાબી બાજુએ એક બીજો એવોજ ઓરડો છે, અને ત્યાં પણ ઉપર મુજબનાજ પથરથી ઢાંકેલા મોટા ખાડા કોતરેલાછે. એ ખાડાઓમાંથી પણ કશું મળ્યું નથી. પણ એમ અનુમાન થાયછે કે હખામની જમાનાના પારસીઓ મરનારની લાશનો જાનવરો કને ભક્ષ કરાવ્યા પછી તેમનાં હાડકાં અનામત રાખતા હતા; અને તે મુજબ પાદશાહોનાં હાડકાં સલામત રાખવા માટેના આ પહાડી ખાડા ખોદેલા હતા. એવાં હાડકાં રાખવાનાં મકાનને **અસ્તોદાન** કહેછે. આ અસ્તોદાનમાં અસલ હાડકાં હશેજ, પણ હાલ એમાં આસપાસનાં ગામનાં લોકો પોતાનો અનાજ ભરી રાખેછે! આવાજ અસ્તોદાનો **નક્ષે રૂસ્તમ** ઉપર પણ મેં જોયાંછે, જે ઉપલાંને મળતાંજ છે, માટે તેમનું વર્ણન કરવાની જરૂર નથી.

## નક્ષે રજબ.

ઉપલાં અસ્તોદાનની ડાબી બાજુએ આશરે અર્ધા મૈલના રસ્તા ઉપર આ નક્ષ એક પહાડ ઉપર કોતરેલોછે. એ પહાડ ઉપલાજ પાદશાહી પહાડને લગતો છે, જે ઉપરની એક કુદ્રતી ગુફાની ત્રણ બાજુએ ત્રણ જુદા જુદા ચિતારો કોતરેલા છે. ગુફાની સામેની દેવાલ ઉપર એક મોટા કદનો પાદશાહી ઘોડસ્વાર ચિતાર્યોછે, જેને માથે ગોળ દડા સાથનું તાજ છે, અને તેનાં સિરપેચ હવામાં ઉડેછે. તેની પાછળ ૮ ઇરાની ખિદમતગારો ઉભાછે, જેઓએ કમરે તલવાર લટકાવીછે, અને ગળાંમાં ઝવેરાતના હાર પહેરેલા છે. ઉપલા પાદશાહી ઘોડાની છાતી ઉપરના પેહેલવી ભાષાના લેખ ઉપરથી જણાયછે કે એ આગળ જણાવી ગયેલ્હું તેજ બહાદુર પાદશાહ શાપુર ૧ લાનો ચિતાર છે.

ગુફાની જમણી દેવાલ ઉપર જે નક્ષ છે તેમાં બે પાદશાહી ઘોડસ્વારો એકબીજાની સામ સામે ઉભા છે, અને જમણી બાજુવાળાને ડાબી બાજુવાળો પાદશાહી તાજની નિશાની ભેટ આપેછે. બંનેને માથે તાજ છે, દેખાવ અને પોશાક પાદશાહી છે, અને ઉપર ઝરરીન કમરબંદ બાંધેલા છે. આ નક્ષ પાદશાહ અરદેશર બાબેકાન અને તેના બેટા મજકુર શાપુર ૧ લાના મનાયછે.

ગુફાની ડાબી બાજુની દેવાલ ઉપરના નક્ષમાં ચાર મર્દો, બે ઓરતો અને બે બાળકોની તસ્વીરો છે. મર્દોમાં બે મુખ્ય છે, જેઓમાંનો જમણી બાજુનો પોતાના ડાબા હાથમાં રાજ્ય-દંડ ઉઠાવી જમણે હાથે તાજની નિશાની ડાબી બાજુવાળા શાહજાદાને આપેછે, જે તે શાહજાદો જમણે હાથે લઈ પોતાનો ડાબો હાથ એનાયત કરનારનાં માનમાં ચુમતો હોય તેમ મહોડાં આગળ ધર્યોછે. આ બંનેને માથે તાજ છે. તેઓની વચે બે નાના શાહજાદાઓ સામસામી ઉભાછે. તાજ મેળવનાર હવે શેહનશાહ થયો એવું દેખાડવાની મતલબ હોય તેમ તેની પછવાડે એક ખિદમતગાર તેને માથે ચમરી ધરીને, અને બીજો ખાલીજ ઉભોછે. તાજ આપનારની પછવાડે પીઠ કરીને બે ખુબસુર્ત બાનુઓ ઉભીછે. આ તાજની આપલે પણ ઉપલાજ બાપદીકરા પાદશાહો વચે થતી જણાયછે. આ સઘળા ચીતારો સાસાની જમાનાના હોવા છતાં બહુ ઘસાઈ ગયાછે.

તા૦ ૨૧ મી, મંગળવાર—ગઈ કાલનો આખો દિવસ પર્સીપોલિસ અને તેની આસપાસનાં ઠેકાણાઓ અને ત્યાંના મેહેલો તથા નક્શો જોવામાં ગુજાર્યો અંધારૂં પડયું ત્યારે હું પાછો કિનારે ગામ ભણી વળ્યો અને જમીને તરત સુઈ ગયો, કેમકે મને બીજે દિને **પાર્સાગર્દ** ખાતે મહાત્મા **કુરૂશ** પાદશાહનું અસ્તોદાન તથા બીજાં ખંડિયેરો જોવા જવાનું હતું.

એ રીતે આજે મળસ્કે હું પાછો સ્વાર થયો, અને મારી જોડે મારા ગાઇડ ઉપરાંત એક સૈયદ પણ હતો, જે એક ખચ્ચર ઉપર સવાર થયલો હતો. આ ધણીની મને હિમત હતી, તેમ તેને મારી અને મારા ગાઇડની હતી; કેમકે અમે પાર્સાગર્દ તરફનો જે રસ્તો લીધો તે ચોરોના ભયથી ભરપૂર હતો. ચંદણી હજી પડતી હતી. માર્ગમાં ઊંટોના બે ત્રણ કાફલા મળ્યા, જે જાનવરોનાં ગળાંમાં ઘાંટરડીઓ બાંધેલી હોવાથી તેનો નાદ રાત્રે મધુર લાગતો હતો. આખે રસ્તે **પુર** નદી અમારી જોડમાંજ છે. તે બખ્તગાન સરોવરને જઈ મળેછે, જેનું પાણી ખારૂં છે. નદીમાંથી નેહેરો ખોદી બાગો અને ખેતરોમાં તેનું પાણી લીધુંછે. માર્ગમાં મળતાં ગામો પસાર કરીને અંતે અમે

## પાર્સાગર્દ

જઈ પુગ્યા. પણ એ પાર્સી કિલ્લાવાળી પુરાણી જાહોજલાલ જગાને ઇરાનીઓ આજે એ નામે ઓળખતાજ નથી. જેમ પર્સીપોલિસને તેઓ તખ્તે જમશીદ કહેછે તેમ પાર્સાગર્દને તેઓ **તખ્તે સુલેમાન** અને અહીંના કરૂશ અથવા કાઇરસ પાદશાહનાં અસ્તોદાનને **કબ્રે માદરે સુલેમાન** એટલે નબી સુલેમાનની માની કબરને નામે ઓળખેછે! પાર્સાગર્દનું મેદાન **મોર્ઘાબ**ને નામે જાણીતુંછે. તેમાં વેહેતી પુર નદી ઓળંગી કે આ અસ્તોદાન નજરે પડેછે. અહીં આ પુરાણાં અસ્તોદાન ઉપરાંત પાર્સી લોકોના ધર્મનાં આતશબેહરામ જેવાં પવિત્ર મોટાં મકાનો હતાં, અને તેથી એ શેહેર બહુ વખણાતું હતું. મહાત્મા કાઇરસે એને પોતાનું પહાડી પાયતખ્ત સ્થાપી અહીંજ પોતાનો મુકામ બનાવ્યો હતો. હખામની પાદશાહો તખ્તનશીન થઈ તાજ પહેરીને અહીં થતી ધર્મની ક્રિયામાં ભાગ લેતા હતા—એટલે જાણે ઇંગ્લંડના રાજાઓ માટે વેસ્ટમિન્સ્ટર એબી જેવો બુજર્ગીદાર દરજ્જો ધરાવેછે તેવુંજ પાર્સાગર્દ પાર્સી પાદશાહો માટે હતું.

## કુરૂશનું અસ્તોદાન.

અસ્તોદાનની ઇમારત જમીનની સપાટી સાથ જોડાયલી નજદીક ૪૦ ફીટની ચોરસ છે. તે શુદ્ધ સફેદ સંગેમરમરની બાંધેલીછે. એને ફરતી ૬ સીડીઓ છે. એમાં દાખલ થવાનો દરવાજો એકજ છે અને તે એકજ મોટા પથરને કોરીને બનાવેલોછે. તે ઊત્તર દિશા તરફ છે, અને મેં આગળનાં અસ્તોદાનનું વર્ણન કરતાં જણાવ્યો તેટલો મોટો, યાને ૪ ફીટ ઉંચો અને ૨॥ ફીટ પહોળો છે. એને બારણા જેવું કંઈ નથી. માંહે દાખલ થયા કે આઠ ફીટની ઉંચાઇનો એક નાનો ઓરડો આવેછે, જે ૧૦ ફીટ લાંબો અને ૭ ફીટ પહોળો છે. આ ઓરડાની ફરસબંદી માત્ર બેજ પથરની કરેલીછે, જેમાંનો દરેક પાંચ ફીટ સમચોરસ છે. આ ઓરડો તમામ ખાલી છે. માથે આસપાસ ઢળતું એક છાપરૂં છે, અને તે માત્ર બેજ ગંજાવર પથરોનું બનાવેલું છે. આખી ઇમારતની ઉંચાઈ ૪૦ ફીટની છે. તેનો એકેક પથર બહુ જબરાં કદનો છે, એટલે મારા ૮ હાથની લંબાઇનો અને ૨॥ હાથની પોહોળાઇનો છે. આ મકાનને માટે મહમદિયાન ગ્રંથકારો દંતકથા લખી ગયાછે કે સુલેમાન પાદશાહે પોતાની માની આ કબર જીનો મારફતે બંધાવી હતી! કેટલાકો આ કબરને એટલીબધી પવિત્ર માનેછે કે અહીંજ ભુમિદા થવાની મરજી દેખાડયાથી આ મકાનની આસપાસ એક નાનું જેવું કબ્રસ્તાન બની ગયુંછે.

અસલ આ અસ્તોદાન આજના જેવું ખાલી ન હતું. સેકંદરના એક સરદાર **એરિસ્ટોબ્યુલસે** ઇ. પૂ. ૩૩૦ માં એ મકાનની ભેટ લીધી હતી, જે વેળા એને બંધાયા

પછી સવા બશો વરસો માત્ર ગુજાર્યાં હતાં, અને પારસી પાદશાહાત ચાલુ હોવાથી હજી એ અસ્તોદાન પવિત્ર મનાતું હતું. ઉપલા ધણીએ બયાન આપ્યા મુજબ તે વખ્તે અસ્તોદાન એક બગીચામાં બાંધેલું હતું. અંદર કુરૂશની લાશ (યાને હાડકાં) હતી, આગળ એક સોનાના પૈયાનું તખ્ત હતું, જમીનપર બેબિલનના વણેલા ઉંચા ગાલીચા બીછાવેલા હતા, તથા દેવાલે બ્લુ રંગના પર્દા લટકાવેલા હતા. વળી તલવાર વગેરે હથિયારો અહીં હતાં. પડોશમાં ધર્મગુરૂનું મકાન હતું, જે બાપેદાદે એની સંભાળ લેતો આવ્યો હતો. વળી આ અસ્તોદાનમાં બે લેખો હતા તે ઉપરથી એ પાદશાહ કુરૂશની છેલી આરામગાહ સાબેત થાયછે. પણ તે લેખો ઓખવી નાખીને ત્યાં એક નવોજ આરબી લેખ લખેલો કહેવાતો હતો, જેમાં "કબ્રે માદરે સુલેમાન" લખ્યું હતું. આ બંને કિસમના લેખોમાંનો એક પણ મને જણાયો નથી. હવે આ અસ્તોદાનની પડોશમાંના સ્તંભો ઊપરથી કુરૂશનાં નામ સાથના લેખો મળી આવ્યાછે, જે ઉપરથી આ સર્વ તેજ નામચીન પાદશાહનું બેશક સાબેત થાયછે.

અને તોપણ આજે અહીં સુલેમાનની માતાની કબર ઉઠાવેલી માનીને જેમ મુસલમાની દરગાહો ઉપર કરેછે તેમ હલકી કીમતનાં વાસણો લટકાવેલાંછે, પઢવા માટે કુરાન રાખેલું છે, તથા પીરોની કબરો ઊપર હોયછે તેવી હલકી ધ્વજાઓ ઉડતી કીધીછે. હું મુસલમાન છું અને અહીં જીયારત કરવા આવેલોછું, એમ સમજીને આ નવીન દરગાહનો એક રખેવાળ દોડયો આવ્યો અને મને ફાત્યો ભણાવવા માંડયો. મને હસવું આવ્યું, હું વિચારમાં પડયો. બીજા ગામડિયા ભેગા થયા, અને મને ફિરંગી થોકી બેસાડયો. મેં તેમને થોડાક પૈસા આપી રાજી કીધા, ત્યારે તેઓએ મોટા વિશ્વાસથી મને ખાતરી આપી કે આ કબરમાં એટલીબધી કુદ્રત છે કે જે ધણીને હડખાં કુત્રાએ કરડયો હોય તે જો આ મકાનની આસપાસ ફેરી ફરે અને પછવાડે આવેલા ચશ્માનું પાણી પિયે તો ત્રણ દિવસમાં એ પાજી રોગ મટી જાય! મેં તેમને ખાતરી આપી કે હું તેમનાજ મજહબવાળો છું, અને પછી મારા ઘોડાની તપાસ લેવાનું કહી હું અંદર ગયો.

આ અસ્તોદાનને ફરતા ૩૦ સ્તંભો હોય એમ તેમનાં બાકી રહેલાં ત્રણ ચાર ફીટનાં ઠુંઠાં ઉપરથી જણાયછે. એઓમાંના આઠ આઠ લંબાઇ અને સાત સાત પહોળાઇ દેખાડેછે. આ સ્તંભો પણ મકાનના જેવા સફેદ માર્બલના જણાયછે, અને એમાંનો દરેક સાત હાથ જેટલા ઘેરાવાનો છે.

## પાર્સાગર્દનાં બીજાં ખંડિયેરો.

આ મકાનની ઉત્તરે ભાગીતુટી આડીઅવળી દેવાલો પડેલીછે, જે કોઇ અસલ મકાનનું ખંડિયેર હોવું જોઇયે. એની પડોશમાં બીજાંબી મકાનોનાં એવાંજ ખંડિયેરો છે. ગામડિયાઓએ આ દેવાલોને ઓથે પોતાનાં ઝુપડાં બાંધેલાંછે. અહીંથી ૧૦૦ કદમ ઊત્તરે એક બીજાં મકાનના પથરા પડેલા જણાયછે. એની ૭૫ ફીટ વધારે ઉત્તરે એક મોટા સ્તંભનો માત્ર ૧૦ હાથ જેટલો ભાગ બચી રહેલો ઉભેલોછે, જેમાં બે તાક કોતરેલા છે. એની ૧૫૦ ફીટ ઉત્તરે એક પુરાણા મકાનની મોટા સફેદ પથરની મજબૂત દેવાલ બિસ્માર પડેલી છે, જે હજી ૩૨ હાથ ઉંચી અને ૨૦ હાથ પહોળી છે. એની આસપાસ કેટલાક પથરા તુટી પડેલા છે.

ઉપલાં સઘળાં ખંડિયેરો મૂકીને વધારે ઉત્તરે જઇયે છિયે તો એક મસમોટી ઇમારતના પાયાના પથરો નજરે પડેછે. એને અહીંના લોક **તખ્તે સુલેમાન** કહેછે; પણ ખરું જોતાં એતો પાદશાહ કુરૂશનો બંધાવેલો પહેલો હખામની મેહેલ હતો તેનું ખંડિયેર છે, જે એક ઉંચા ટેકરા ઉપર છે, અને એને પડખે બીજાબી ટેકરાઓ પડેલાછે, જેઓમાં કોણ જુણે શું દટાયલું હશે. અસલ મેહલને બેવડી દેવાલ હોય એમ જણાયછે, જે મોટા સફેદ આરસ પહાણથી બાંધેલી હોવી જોઇયે, એમ હાલ બાકી રહેલી દેવાલ ઉપરથી કહી શકાયછે. દરેક પથર ઉપર બેવડી ચોરસ લીટીઓ કાપીને

સાદી નક્ષી કરેલીછે. અસલ મકાનની જે દીવાલ હાલ હૈયાત છે તે મારા ૧૪૦ હાથ જેટલી લાંબી અને ૯૮ હાથ જેટલી પહોળી છે. એની ઉંચાઇ માત્ર ૧૦ થી ૨૦ હાથ જેટલીજ બાકી રહેલીછે. આ દેવાલના કોઇ કોઈ પથરો તો દશ દશ હાથ લાંબા અને ત્રણ ત્રણ હાથ પહોળા છે. કુરૂશના આ મેહેલનાં બાંધકામમાં મોટા સ્તંભો હોય એવી પણ નિશાનીઓ જણાયછે. કુરૂશનાં અસ્તોદાનથી ઉત્તરે એક મૈલ ઉપર આ મેહેલ આવેલોછે, જ્યાંથી આસપાસનો અને તેમાં મૂખ્ય કરીને ઉત્તર અને દક્ષિણ દિશાનો ઘણો સરસ દેખાવ નજરે પડેછે; પૂર્વ અને પશ્ચિમે પહાડી ટેકરીઓ આવી રહેલીછે.

આ મેહલ છોડીને પાછા દક્ષિણે આવિયે છિયે તો અસ્તોદાનને ઇશાન ખુણે એક **મિનારો** ઉભેલો દેખાયછે. એની ઉંચાઇ શુમારે ૩૦ હાથ જેટલી હશે. એને કોઇએ નીચેથી તોડી પાડવાની તજવીજ કરેલી જણાયછે, પણ એ કામમાં નિષ્ફળતા મળ્યાથી મિનારો સીધો ઉભોજ રહેલોછે. એ સફેદ પથરનો છે, પણ તેનું તખ્ત કાળા પથરનું બાંધેલુંછે. આ મિનારાની આસપાસ દક્ષિણે બે અને પૂર્વે એક, એવા ત્રણ સ્તંભોનાં ઠુંઠાં બચેલાંછે, જેમાંનાં દરેકમાં બબે તાક કોરેલાછે. દરેક સ્તંભ હાલ દશ હાથ ઉંચો છે. મિનારા અને સ્તંભોને અગ્નિખુણે કાળા મજબૂત પથરના પાયાઓનો મોટો જથો દેખાયછે, જે કોઇ **સ્તંભ અને પુતળાંઓને** તોડી નાખ્યાથી બનેલો હોય એમ લાગેછે. આ બાંધકામના પથરની કશી નિશાની જળવાઈ રહેલી નથી, પણ એક પાયા ઉપર માણસોના છ પગના આકાર કોત્રેલા જણાયછે; બીજા ઉપર માણસ મૂખી ગોધાની ખડી જણાયછે; ત્રીજા ઉપર પગ માણસના પણ તેને પક્ષિનાં જેવાં નખ છે; ચોથા ઉપર પણ માણસના પગ છે. એ સઘળાં ઉપરથી જણાયછે કે આ ઠેકાણે અસલ મોટાં બાવલાં અથવા પુતળાં હશે, જેમનો પાછળથી કેવળ નાશ કરી તેના સુંદર કીમતી પથર ઉપાડી લઇ જવામાં આવેલાછે. અહીં એક દરવાજાની નિશાન જણાયછે, જેના લીસા પથર ઉપર અતરેની ગામડિયણ બાઇઓ ઝાડની છાલ કુટેછે.

હવે આ પાર્સાગર્દનાં ખંડિયેરોમાં એકજ ખંડિયેર જોવાનું બાકી છે અને તે આ શેહેર તથા તેને લગતું સર્વ મહાભારત બંધાવનાર **મહાત્મા કુરૂશનું બાવલું** છે. ઉપર કહેલા મિનારાથી આશરે ૫૦ કદમ દૂર ૯ હાથ ઉંચો એક તાકવાળો સ્તંભ છે, જેની પછવાડે એક નવાઇ જેવા આદમીની સુર્ત કોતરેલી છે. તે નવાઇ જેવો એટલામાટે છે કે તેને ચાર પાંખો છે, જે સઘળી ખુલ્લી કરેલીછે, અને તેનાં માથાં ઉપર છેક ગર્દન સુધી આવે એવી મોટી ટોપી પહેરેલી છે, અને તે ઉપરથી બે શિંગડાંઓ બે સામસામી બાજુએ લંબાયલાં છે. આ શિંગડાંઓ ઉપર કંઈ ગુલાબપાસ જેવી ત્રણ આકૃતિઓ અને તેમની વચે અને આસપાસ ગોળ દડા જેવી અને તીરનાં પીછાં જેવી કંઇ નક્ષી કરેલી છે. વળી પેલા માણસે એક લાંબો નક્ષીદાર કોરનો સાદો ઝભો પહેરેલો છે, જે તેના ઉઘાડા પગ સુધી પહોંચેલો છે. સ્તંભ ઉપર ચિતાર એવી રીતે કોરેલો છે કે આ નવાઇ જેવા પુરૂષનો માત્ર જમણી બાજુનોજ દેખાવ નજરે પડેછે. તોપણ તેની ચારે નક્ષીદાર પાંખો ગોયા ડાબી બાજુથીજ ઉગી નિકળી હોય તેમ આબાદ ખુલ્લી જણાયછે. તેણે પોતાના બંને હાથો ભક્તિ માટે થોડાક ઉંચા ઉઠાવેલા છે. તેનો ચેહેરો ગંભીર અને ઘટમદાર છે, અને ટુકી દહાડી રાખેલી છે. આ નવાઇ જેવો ચિતાર જો તેને માથે લેખ ન હોત તો ઓળખાય નહિ એવો છે. એ લેખ મુજબ પાદશાહ **કાઈરસ**નો આ નક્ષ છે. પણ અહીંનાં લોકો બેખબરીથી એને **સુલેમાન** કહેછે. આ નક્ષમાં પાંખ અને શિંગડાં જેવાં તાજની મકસદ શી હશે તે બાબે કશું ખાતરીપૂર્વક અનુમાન થઇ શકતું નથી.

આ પુતળાંની આસપાસ બીજાંબી એવાંજ બાવલાં જેવા કંઈ શણગાર કરેલો હોય એમ લાગેછે, કેમકે ૧૨ કાળા પથરના પાયા અહીં હું જોઉંછું, જે ઉપરનું તમામ તોડીને નાબૂદ કરેલુંછે.

આ રીતે પાર્સાગર્દમાં આજનો આખો દિવસ મેં ગુજાર્યો, અને અસ્તોદાન તરફ પાછો આવી ત્યાંથી તોફાનચીઓ યાને જંગલમાં રક્ષણ કરનાર સિપાહીઓને માટે કરેલાં માટીનાં મકાનમાં મેં રાત ગુજારી. આ તોફાનચીઓ ચોર લોકોને પકડવા રહેછે, પણ તેઓ પોતેજ ચોરટા અને ચોરોને મળેલા હોયછે. કાફલાવાળા પાસે રક્ષણને બહાણે પૈસા લેછે, અને એકલો મુસાફર મળે તેને લુટી લેછે. મારી કનેથી પણ એવીજ લૂટ ચલાવી હતી, પણ તે શાહુકારી લૂટ હતી, એટલે પાંચ આનાના ધરાની સિક્કા હતા તે માંગીને જબરીથી લઈ લીધા હતા. એ લોકનો દેખાવ અને લેબાસ ભીખારી જેવો છે, તો જોકે બંદુકથી એમને હથિયારબંધ કરેલાછે. પણ આમ ખભે બંદુક ઉઠાવીને તો દરેક જણ ફરેછે. એક ગોવાળિયો બકરાં ચારતો હોય તે પણ એ હથિયારથી સજ્જ થયલો હોયછે, કેમકે આ દેશમાં પ્રજાનાં રક્ષણ જેવું કંઈ નથી અને હરામખોરોનો ઉપદ્રવ ભારી છે.

## નક્ષે રૂસ્તમ ઉપરના ચિતારો અને અસ્તોદાનો.

પાછળી રાત્રે મેં નક્ષે રૂસ્તમ તરફનો રસ્તો લીધો. યઝદ તરફ જવાનો રસ્તો છોડી ખૂર નદી પસાર કરી આગળ વધતાં તા૦ ૨૪મી અને શુક્રવારે હું ત્યાં જઇ પુગ્યો. આ પહાડ સોપારીનાં અર્ધાં ફાડચાં જેવો કપાયલોછે. તે ઉપરનાં પહાડી કોતરકામને નક્ષે રૂસ્તમ યાને અસલી ઇરાનના જેહાં પેહલવાન **રૂસ્તમ**નાં નામ ઉપરથી શામાટે ઓળખવામાં આવતાં હશે? અહીં રૂસ્તમનો તો એક પણ ચિતાર નથી; પણ અહીંનાં લોકો કેટલાક નક્ષને રૂસ્તમ અને તેના ખાનદાનીઓના દાખલજ ચોકી બેસાડેછે. અહીં જુદા જુદા છ નક્ષો તાકો અને મેહરાબોમાં કોતરેલા છે, જેમનું હું ટુકમાંજ વર્ણન કરીશ.

**૧ લો નક્ષ**—અહીં એક મોટા ઘોડા ઉપર એક સાસાની તાજ પહેરેલો પાદશાહ બેઠોછે, તેનો સિરપેચ ઉડેછે, તેના બાલ છેક ખાંધ સુધી લટકેછે; પાદશાહી પોશાક પહેરેલો છે, ઉપર કમરબંદ બાંધેલોછે; ડાવી બાજુએ તલવાર લટકેછે તે ઉપર ડાવો હાથ ટેકવેલોછે; જમણે હાથે સામે ઉભેલા ધણીને તાજ આપેછે. બીજો એક જેફ દહાડીવાળો ધણી પાદશાહ આગળ ઘુટણ ઉપર પડેલો છે, અને લાંબા હાથ કરી જીવતદાન માંગેછે. ઘોડાની પછવાડે એક ફરાની ગોળ ઉંચી ટોપ જેવું પહેરી જમણા હાથની મુઠી પોતાની આંખ તરફ ઉઠાવી ઉભોછે. પણ એ ધણીની છાતી આગળથી બાકીના સઘળા ભાગ ઉપર પેહેલવી જબાનમાં લેખ છે. તેનાં તેમજ પાદશાહનાં ગળાંમાં ઝવાહીરના હાર છે. પાદશાહને દહાડી છે, પણ એને નથી. આ ચિતાર કોઈજ નહિ પણ નક્ષે શાપુરમાં જણાવેલા પાદશાહ, કેદ પકડાયલા રૂમી શેહનશાહ વેલેરિયન અને નવા ઠરાવેલા શેહનશાહ સિરિયેડિસના છે.

**નક્ષ ૨ જો**—બીજા તાકમાં બે ઘોડસ્વારો સામસામે ઉભા રહી એક બીજાને ગોળ કડાં જેવું આપ લે કરેછે, અને તાજ લેનારને માથે એક ખિદમતગારે ચમરી ધરેલીછે. તેને માથે ગોળ દડારોકું તાજ છે. તાજ આપનારનું તાજ ત્રણ પાંખાનું છે. તેના ડાવા હાથમાં રાજદંડ ઉઠાવેલો છે. બંનેને દહાડી છે અને ઝુલફાં ખાંધી સુધી ઊતરેલાંછે. કહેછે કે આ તાજ આપનાર તે પાર્સી લોકનો ખોદા હોરમજદ છે અને લેનાર તે સાસાની વંશની સ્થાપના કરનાર અરદેશર બાબેગાન છે. બંનેના ઘોડા નીચે એકેકું માણસ ઉંધેમસ્તક પડેલું છે.

**નક્ષ ૩ જો**—આ નક્ષમાં એક ઓરત અને તેની સામે બે મર્દોના ચિતાર છે. છેલાઓમાંનો એક પાદશાહી તાજવાળો છે, અને તે સાસાની જમાનાનું ગોળ દડાવાળું તાજ છે. ગળાંમાં હીરાનો હાર છે; દિલમાં પાદશાહી લેબાસ છે; તે પોતાની સામેની ઓરતને કંઈ આપતો હોય એમ તેનો હાથ લંબાવેલો છે. આ ઓરતને માથે તમામ ઝવાહીરનું તાજ છે; ગળાંમાં માળા છે; દેખાવે અતિ રૂપાળી અને દમામવાળી છે; તેના ઝુલ્ફ ગોળ કર-

ચલીમાં ગળાં આસપાસ ફરી વળ્યાછે; પોશાક પાદશાહી છે અને તે ઉપર વળી કમરબંધ છે. પાદશાહની પછવાડેનો ધણી કોઇ પ્રાણીનાં મોહોડાં જેવી ચાંચવાળી ટોપી પહેરી હાથની મુઠી શરેસ્તા મુજબ ઉંચી કરી ઊભો છે. આ ચિતાર ઉપર કશી તખ્તી નથી, પણ એમ ધારવામાં આવેછે કે સાસાની પાદશાહ **બેહુ-રામ ગૂર** અને તેની રાણીનો છે.

**નક્ષ ૪ થો**—આ તાકમાં ૮ કે ૯ માણસોના ચિતાર છે. વચોવચમાં એક સાસાની પાદશાહ પોતાની તલવારપર ડાવો હાથ મૂકી જમણી તરફના પાંચ માણસો તરફ જુએછે. તેની પછવાડેના ત્રણ ગોળ ઉંચી ટોપીવાળા ઇરાનીઓ શરેસ્તા મુજબ જમણા હાથની મુઠી ઊઠાવી ઉભાછે. ઉપલા પાંચમાંનો એક સૌથી છેલો મર્દ છે, ત્રણ ઓરતો છે, અને બાકીના એકનો દેખાવ લગભગ ભુસરાઇ ગયલોછે. અહીં પણ કશા લેખ નથી, પણ એવું અનુમાન થયુંછે કે પાદશાહ **બેહુરામ** ૨ જો પોતાની દરબારમાં ભાષણ કરેછે તેનો આ ચિતાર છે.

**નક્ષ ૫ મો**—આ નક્ષમાં બે ઘોડસ્વારો છે, જેમાંના ડાવી બાજુવાળા પાદશાહના ઘોડાના પાઉં નીચે એક માણસ પડેલોછે, અને એક ચોથો આદમી ઝુંડો લઇ ઉભોછે. બંને સ્વારો તાજદાર છે. પહેલાના માથાપર શરેસ્તા મુજબ સાસાની તાજ છે, બીજાનું તાજ પાંખાવાળું છે. બંનેના હાથમાં નેજા પકડેલાછે અને તેઓ તે વડે લડેછે, જેમાં બીજો સવાર પહેલાના હાથ ઉપર માર ખાઇ જમીનદોસ્ત થતો જણાયછે. વિદ્વાનો જણાવેછે કે ફતેહમંદ પાદશાહ તે **બેહુરામ** ૫ મો છે અને તેનો હરીફ તે ચીનનો ખાકાન છે, જેના ઉપરની ફતેહનો આ નક્ષ છે.

**નક્ષ ૬ ઠો**—અહીં જે ચિતાર છે તે ઉપલા પાંચમા નક્ષને મળતોજ છે. તફાવત એટલોજ છે કે પાદશાહના ઘોડાના પાઉં નીચે ઉંધો પડેલો માણસ અહીં નથી. પાદશાહો જ્યારે માહભારત ફતેહ કરતા, શેહર વસાવતા, રાજ્ય ફતેહ કરતા, અથવા રાજ્યના કોઇ એવાજ મોટા બનાવો બનતા ત્યારે તેઓ આવા નક્ષ ચિતરાવતા હતા. અને તેવાજ નક્ષો આપણુ નક્ષે રૈસ્તમ, નક્ષે શાપુર વગેરે ઠેકાણે જોઇયે છિયે.

નક્ષે રૂસ્તમ ઉપર એક બીજું જોવાલાયક અસલી ખંડિયેર **અસ્તોદાનોનું** છે. આ પહાડની ઉંચાઇ ઉપર આવાં છ અસ્તોદાન છે. એમની તમામ રચના મેં પાદશાહ દારાયસનાં અસ્તોદાન વિશે ઉપર જે કંઇ લખ્યું તેને મળતીજ છે—ફેર કશો નથી. પણ એ બહુ ઉંચાઇએ હોવાથી ઉપર ચહડવા ઉતરવાની બહુ તકલીફ પડેછે. મને ઉપર ચહડાવવા માટે પડોશનાં હુસેનાબાદ નામે ગામમાંથી બે મજબૂત બાંધાના માણસો આવ્યા, જેઓમાંનો **અલી** નામનો ધણી પોતાની અટકળ મુજબ ઝડપમાં ઉપર ચહડી ગયો, અને પોતાની સાથે એક કાણું મજબૂત દોરડું લઈ ગયો હતો તેનો એક છેડો નીચે નાખ્યો, પણ મને દેહશત લાગી કે મબાદા આ માણસ મને ઉપર ખેંચી લેતાં મારા જાનની ખતા કરે. આથી મેં મારા ભોમિયા ઓદાબાસને પ્રથમ ઉપર ખેંચાવ્યો, અને તેમાં અલીને ફતેહમંદ જોઇને પછી હું ચહડયો. મારી કમરે પેલા બીજા માણસે નીચેથી દોરડું બાંધ્યું અને અલીએ મને આસાનીથી ખેંચી લીધો. ઉપર ચહડતી વેળા પહાડી લીસી સપાટી ઉપર આપણને પગ મારવા પડેછે, અગર નહિ તો કોઠું રંગાઈ જાયછે. આમ બે તબક્કે દરેક દખમા ઉપર ચહડાયછે, અને ઉપલાં ચારમાંનાં ત્રણ ઉપર ચહડીને મેં જે કંઇ જોવાનું હતું તે જોયું, પણ ચોથાં ઉપર જવાનું વધારે ધાસ્તીભરેલું હોવાથી અહીંના અલી જેવા આપણને ખેંચી લેનારાઓજ ત્યાં ચહડવા કે ચહડાવવાની ના પાડેછે.

આ અસ્તોદાનોવાળા પહાડની સામે ૨૪ ફીટની એક સમચોરસ ઇમારત બાંધેલીછે, જે મલાઈને રંગના આરસપહાણની છે, અને જમીનની સપાટી ઉપરજ ઉઠાવેલીછે. એની ચારે બાજુએ દેવાલ ઉપર તાક બનાવેલા છે,

અને દરેક ખુણે એકેકો સ્તંભ દેવાલમાં જડી લીધેલાછે. ખરો દરવાજો માત્ર એકજ છે, પણ બાકીની બાજુઓ ઉપર પણ દરવાજા જેવા આકાર પાડેલાછે. દરવાજો ૧૨ ફીટ ઉંચો છે, જે ઉપર જવાની પાંચ સીડીઓ હશે તે આજે ભાંગી ગઇછે. દરવાજો ૬ ફીટ લાંબો અને પાંચ ફીટ પહોળો છે. તેનાં બારણાં આજે નથી—અસલ હશે. અંદર આરસ-પહાણ જડેલોછે. અંદરનો ઓરડો ૧૨ ફીટ-નો સમચોરસ છે. આખી ઇમારત ૩૮ ફીટ ઉંચી છે, જેને અહીંનાં લોકો **કાબે જરતોશ્ત** કહેછે. વળી તેઓ એને અસલના વખ્તનું એક આતશકદેહ પણ ગણેછે. અંદર કોઇ પણ ચીજ જોવામાં આવતી નથી. ઇમારત-નો દરેક પથર ૩ા હાથ જેટલો સમચોરસ અને ૧ા હાથની જાડાઇનો છે. એનું છાપરૂં એજ મોટા પથરોથી ચણેલું છે.

હવે મેં અહીં ઝાઝો વખ્ત ગુમાવવાની જરૂર જોઈ નહિ, માટે અહીંથી ૩ મૈલ ઉપર પર્સીપોલિસનાં ખંડિયેરો હતાં ત્યાં એક કલાકમાં જઈ પુગ્યો, અને જોકે ત્રણ દિવસ આગળ હું અહીં ફરીને સઘળું જોઇ ગયો હતો તોપણ આજે હું પાછો આ પુરાતન બિસ્માર મેહેલોમાં જાણે તે મારાજ હોય તેમ બેધડક ભટકવા લાગ્યો. મારી જોડ નહિ આવતાં મારો સાથી ઓદાખાસ તો થોડેક દૂર એક ઝાડ તળે મારા ઘોડા સાથ જઇ બેઠો, પણ એક ગામડિયો મારી સાથ આ ખંડિયેરોમાં આવ્યો. પાછળા પહોરનો સઘળો વખ્ત અહીં ગુજાર્યા પછી સાંજ પડી ત્યારે હું મારા સાથીને શોધવા ગયો. ઝાડ તળે ઘોડા બાંધેલા હતા અને સામાન પડેલો હતો, પણ પેલો ભોમિયો હતો નહિ. આસપાસ પોકાર મારતાં અને ખોળ કરતાં તે બાપડો તો ગર્દન અને પગો બાંધેલી હાલતમાં પડેલો હતો. તેની આંખે પાટા હતા. તે ઉંધેમસ્તક એક ગાંસડી મિસાલ ત્યાં પડયો હતો. મેં તેની આંખના પાટા છોડયા, તેને ચટો કીધો, અને મારી સાથવાળા ગામડિયાએ તેના પગ તથા ગર્દનના બંધ છોડયા. સામાન તપાસતાં સઘળો બરાબર હતો, પણ ચારેક રૂપિયાનો ઇરાની સિક્કાનો ખુર્દો હતો તે ગેબ થયો હતો. મને અનેક કારણોથી મારા આ ભોમિયા ઉપર શક ગયો કે ખરો ચોર એજ હતો, અને ચોરીને બદલે એણેજ આ સઘળા ઢોંગ કીધા હતા. તોપણ તેણે તો એવોજ બચાવ કીધો કે હરામખોરો મને મારીને આ હાલતે ખુગાડી ગયાછે, ઇત્યાદી. અંધારૂં થવા આવ્યું હતું માટે મેં અખાડા કરી ઘોડેસ્વાર થઇ કિનારે ગામ તરફ જવા માંડયું; પણ પેલાનાં પાખંડ એટલાંજ ન હતાં. તેણે બુમ મારી કે કે "આગા (શેઠ)! મારા પગ હરામ-ખોરોએ ભાંગી નાખ્યાછે; મારાથી ચલાતું નથી." મેં ગુપચુપ તેને ઘોડે બેસાડી લીધો, દિલાસો દીધો, અને આ સર્વ વાત શીરાઝ જઇને નવાબ હૈદર અલીખાનને કહેવાની કબૂલત આપી.

## શીરાઝ.

પાછળી રાત્રે ચંદ્રમા નિકળતાંજ અમે કિનારે ગામ છોડયું, અને તા૦ ૨૫ મીને સનિવારની સાંજે શીરાઝ જઈ પુગ્યા. તરતજ મેં સઘળી વાતથી નવાબને વાકેફ કીધા, અને ઓદાખાસના સર્વ પૈસા ચુકાવી આપી રજા દીધી. તેણે અહીં નવાબ આગળ પોતાની તકસીર કબૂલ કીધી અને અમે તે માફ કીધી. ગરીબાઇને ખાતર માણસ કેવી કેવી ઠગાબાજી કરેછે!

આ શેહરમાં હું પ્રથમ આવ્યો ત્યારે બે દિવસ અને હાલ પાંચ દિવસ રહ્યો હતો. એ એક મોટાં મેદાનમાં વસેલુંછે. એને ફરતા શોભાય-માન બગીચા છે અને તે દ્રાક્ષ તથા મેવાનાં ઝાડોથી ભરપૂર છે. આ બગીચા ખાનગી માતબર આસામીઓના હોવાથી તે તેમનાં સુખ અને સગવડો સાચવેછે, અને જાત જાતનો મેવો તેમનાજ ઉપયોગમાં આવેછે—કંઇ વેચવો પડતો નથી. બગીચાઓમાં તેમના ધણીઓને ઉનાળામાં વસવા માટે મકાનો બાંધેલાંછે. મેદાનમાં વહેતી પાણીની નેહેરો આ બાગોમાં લીધેલીછે.

શીરાઝમાં મેવો બહુજ સસ્તો છે. હાલ

અંગુર એટલે લીલી દરાખની મોસમ હોવાથી ગધેડાંઓ ઉપર લાંબા ટોપલામાં એ જાતજાતની દ્રાક્ષ લાવીને બાજારોમાં વેચવા લાવેછે અને ગોયા મુફત આપી દેતા હોય એટલી નજીવી કીમતે વેચેછે. મુંબઇમાં પાનસોપારીની તેમ અહીં અંગુરની દુકાનો જગેજગ નજરે પડેછે. મેં મારા પ્રવાસોને દરમયાન અનેક શેહેરો ખાતે તરેહવાર દ્રાક્ષો ખાધીછે, પણ શીરાઝની નાની કિસમિસ અંગુર જેવો સ્વાદ મને કેયે મળ્યો નથી. એમાં ઠળિયા મુદ્દલ નથી, અને એની લેહજત તથા શીરીની બેમિસાલ છે. અને તોપણ એ સ્વાદિષ્ટ નાનાં ફળ એટલાંબધાં અહીં આવેછે અને એટલાં સસ્તાં મળેછે કે એક પૈસાની તુચ્છ કીમતનાં પણ મારાથી ખાઇ શકાતાં નથી !

અહીંના લોક સારા અને આબરૂદાર તોપણ મતલબી છે. આ શેહેરની ઓરતો તમામ મ્હોડાં ઉપર સફેદ કપડાંનો બુર્ખો નાખી ફરેછે. બુઢી સ્ત્રીઓ કે નાની છોકરીઓ પણ તે વિના બહાર નિકળી શકતી નથી. આ બુર્ખામાં આંખ આગળ ઝીણી જાળી બનાવેલી હોયછે. તેઓ પગમાં સપાટ, ઢીલો ચોરણો, દિલમાં એક બંદી, તે ઉપર બદિયાન, અને માથેથી પગસુધી લંબાવેલો એક લાંબો રૂમાલ ઓઢેછે. મર્દોમાં કેટલાક તો ઇંગ્રેજી ઢબનો પોશાક પહેરેછે અને માથે મુગલાઈ ટોપી ઘાલેછે. બીજાઓ ધોળી ઇજાર, પેહરન, અને મુગલાઈ સાયો પહેરેછે, તથા માથે સફેદ પાઘડી બાંધેછે. ધર્મી અને સૈયદ લોકો કાળો લેબાસ અને કાળી પાઘડી પહેરેછે. ઇરાન દેશના લોકો સિયા પંથના મુસલમાનો હોવાથી કર્બલાની લડાઇવાળા ઇમામ હુસેનનો શોક પાળવાને થકી ખરા ધર્મચુસ્ત લોકો કાળો પોશાક પહેરી સદા પોતાનો ગમ દેખાડેછે.

આ શેહેરનું મૂખ્ય બાજાર એક કરસરોકું છે. વચે એક ચોકમાં ફુવારો છે, અને બાજારની પછવાડે વેપારીઓને વસવા તથા માલ ભરવાની જગા બાંધેલીછે. અહીં એક હમામખાનું તથા વજીરની મસ્જીદ સિવાય બીજાં જોવાલાયક મકાનો કશાં નથી. રસ્તા પણ સારા નથી, અને શેહેર સુઘરાઈ જેવું તો કંઇજ નથી. રસ્તે સેરીએ બિલાડાં કુત્રાં મરી ગયાં હોય તો તે ત્યાં ગંધાયાજ કરે. વળી રસ્તા એટલા સાંકડા છે કે ગાડી તો ફરી શકેજ નહિ. ઘરો બેઠા ઘાતનાં અને માટીનાં છે. કોઇ કોઈ રસ્તા સ્વચ્છ છે અને કોઈ કોઇજ ઘરો ઇંટનાં બાંધેલાં છે. રાત્રે રોશની જેવું કંઈ નથી—સઘળું અંધારૂં ભીત. જો આપણને બહાર નિકળવું હોય તો સાથે ફાણસ લઈ તથા સોહબતી રાખીને નિકળવું જોઇયે. લોકો અયાસી છે, તેમાં મોટા માણસોનું તો પુછવુંજ નહિ. તમે ત્રણ ચાર ધકા ખાઓ ત્યારેજ તમારૂં કામ થાય.

આ સિયા પંથના મુસલમાનોનું કબ્રસ્તાન જોવા ગયો ત્યાં મેં કબરની રીત સુન્નીઓથી કંઇક જુદી જોઇ. તેઓ કબર ઉપરના પથરપર મૂર્તિ કોતરેછે. કોઇપર એક ઓરત ગુલાબનું ફુલ લઇ ઉભેલી, તો કોઇપર ઓરત મર્દનાં ભેગાં ચિત્રો, તો વળી કેથે ઘોડસ્વાર તો કેથે વિકાળ વાઘ, એવી રીતના ચિતાર કોતરેલા નજરે પડેછે. કોઈ કબરો વળી સાદી પણ છે, જે ઉપર ફારસી લેખો માત્ર કોતરેલાછે.

**સાઅદીની કબર.**

તા૦ ૨૭ મી, સોમવાર—શેહેર અને શેહેરીઓને લગતો અનુભવ મેળવીને આજે સહવારમાં હું પ્રખ્યાત શાયર **શેખ સાઅદી**ની કબર તરફ ગયો. અહીંના "દરવાજે સાઅદી"-થી આ કબર બે મૈલ દૂર બે પહાડોની વચમાં આવેલીછે, જેઓ સાહ મુર્તજાઅલી અને કિલ્લે બંદરને નામે ઓળખાયછે. સાઅદીના આ રોજાની બાજુમાં તેનાજ નામનું એક ગામડું પણ વસેલું છે, એટલે એ રીતે શેખ સાઅદીની યાદગારી મજકુર દરવાજા, કબર, રોજા અને ગામડાંથી અચ્છી રીતે જળવાયલીછે. શીરાઝથી આવ્યો કે પ્રથમ હું સરૂના ઝાડોના બાગમાં દાખલ થયો, જેને ફરતો પથરનો રસ્તો બનાવેલોછે. ડાબા હાથનાં ખુણા ઉપર છોકરાઓને પઢાવવાનું એક નાનું મકાન છે. જમણા હાથ ઉપર કિલ્લે બંદર

અને ડાબા હાથ ઉપર કોહે સુર્લેજાઅલી પહાડો છે. બાગ છોડયો કે પાણીનો એક ચશ્મો ઉત્તરથી દક્ષિણ વહેછે, જે "આબે સાઅદી"-ને નામે ઓળખાયછે. આમાંથી દક્ષિણ તરફ એક નેહેર લીધીછે. ચશ્મો પસાર કીધો કે જમણી બાજુએ શાયરની કબર છે, અને ડાબી બાજુએ મુસાફરોને ઉતરવા માટે એક આકું બનાવી તે ઉપર એક મજલો બાંધેલોછે. કબર-ને અગ્નિ ખુણે શેખ સાઅદી ગામ વસેલું છે.

શેખ સાઅદી ઉપર મને બહુ ભાવ છે. એનાં બેતો એકેક હીરા સમાન છે, અને એનાં લખાણો તે હીરાના હાર જેવાં છે. તેની કબરનો આજે ભેટો થવાથી મને નેહાયત ખુશી ઉપજી. અહીં હાજી **શુકુલ્લા** નામે મારેફતને પહોંચેલો એટલે ખોદાની યાદમાં મશગુલ રહી લોભ લાલચથી મુક્ત થયલો જેફ દાના વસેછે. કબરની આસપાસ પિત્તળ-ની જાળી છે. મેં સાંભળ્યું છે કે પ્રથમ સાઅદીના રોજાની જગા મોટી હતી અને ઉપર કહેલો ચશ્મો તેમાંથીજ વહેતો હતો. પણ જમાનાઓ ગુજરવાથી મકાનની ભાગતુટ થઇ અને તેને દરસ્ત કરી શકાયું નહિ. અંતે **કરીમખાન** નામના પાદશાહે રોજાની જગા નાની કરી કબર વગેરેની મરામત કરાવી હતી. એજ કરીમખાને શીરાઝનું બાઝાર તથા હમામ બંધાવ્યાં હતાં.

આ કબર ઉપર તમામ શાયરનીજ બના-વેલી બેતો લખેલીછે, અને જ્યાં કબર છે તે તાકમાં તમામ શણગાર આ બેતોનોજ દીઠા-માં આવેછે. શેખ સાઅદીનું અસલ નામ **શેખ મોસ્લેહદીન** હતું. તે ૧૧૭૫ થી ૧૨૯૧ સુધી ૧૧૬ વરસની લાંબી જીંદગી ગુજારી ગુજર પામ્યો હતો. ૪૦ મે વરસે તેણે પોતાની "કરીમા" કેતાબ લખી હતી, અનેક વાર મક્કે હજ કરવા ગયો હતો, અને તરેહવાર હાદેસા તેના ઉપર ગુજર્યાં હતા. એક વેળા હજ કરી આવતાં ટુર્કીઓના હાથ-માં કેદ પકડાયાથી તેને ત્રીપોલીનો કિલ્લો બાંધ-વામાં એક મજુરના જેવું કામ કરવું પડ્યું. પાછળથી એક જણે તેના છુટકારાનો દંડ ભરી તેને પોતાની બેટી સાથ પરણાવ્યો, પણ તે એક કમજાત ઓરત હોવાથી સાઅદી તેનાથી બહુ દુખી થયો હતો. એની કબરની આજુબાજુ એના ઉપર ફિદા થનારાઓની કબરો બંધાયલીછે.

મજકુર કરીમખાન સાઅદી ઉપર ફિદા હતો. તેના બેટાએ સાઅદીની "ગુલસ્તાન" અને "બોસ્તાન" નામની કેતાબો પોતાને હાથે સાફ હરફે લખી હશે તે અહીં હાલ મોજુદ છે અને તે મેં જોઇછે. સાઅદીના રોજાને નવેસરથી આજ ૧૦ વરસો ઉપર શાહના વજીરે દરસ્ત કરાવેલોછે, અને તે ઉપર સંગેમરમરનો પથર મૂકાવેલોછે. આ કબરની દેખરેખ માટેના મુજાવરને શાહ તરફથી દર સાલ ૧૮ તુમાન એટલે આશરે રૂ.૫૫) મળેછે.

## હાફેઝની કબર.

મજકુર ચશ્માનું પાણી નિર્મળ અને ગુણ-કારક છે. બીમાર લોકો એમાં સ્નાન કરેછે. એમાં કમર સુધીનાંજ પાણી છે. એ પાણી પી તથા સાઅદીની કબરને છેલી સલામ કરી હવે મેં એક બીજા પ્રખ્યાત શાયર **હાફેઝની** કબર તરફનો રસ્તો લીધો. તે વાયવ્યખુણે આવેલી હતી. માર્ગમાં શાહ સુજાની કબર મળી, જે હાલ બિસ્માર જગામાં છે. તે એક અદલ પાદશાહ હતો, અને તોપણ તે આજે એક વેરાન જગાએ સુતો છે! કેવો ફેરફાર!

સાઅદીથી એક મૈલ દૂર હાફેઝ સુતેલોછે. એની કબર શીરાઝથી પણ એક મૈલ ઉપર છે. કબરને ફરતી ૯ ફીટની દેવાલ બાંધી લીધીછે, અને અંદરનો ૯૮ હાથ સમચોરસ ચોક હાફેઝ ઉપરાંત બીજી અનેક કબરોથી ભરાઇ ગયેલોછે. એ સઘળા આ શાયર ઉપર ફિદા થનારા લોકોની કબરછે. હાફેઝની કબર ખુલ્લી છે, અને તે ઉપર લોખંડની જાળી કરી લીધી-છે. એનો પથર આરસપહાણનો છે, અને તે ઉપર તેની ગઝલો કોતરેલીછે, જેથી તે ભરાઇ ગયેલોછે. કબર નજદીક એક હોજ છે, જેને બંને પડખે નાના બાગ બનાવેલાછે. સામે રખેવાળ-નું ઘર છે અને તેની પછવાડે સારો બાગ છે.

થોડીક જમીન ઉપર હાલ જુવાર વાવેલીછે. આ રએવાળને શાહ તરફથી દર સાલ ૧૫ તુમાન એટલે ૩૪પ્ મળેછે. કબરવાળા બાગને અહીંના લોકો "હાફેઝીએ" કહેછે. હાફેઝ ઉપર લોકોનો બહુ ચાહ. તેમજ એકીન છે. અહીં એની રચેલી ગઝલોની કેતાબો મુકેલીછે, જયાં એને નામનો ફાટિયો ભણીને અગરજો આ કેતાબમાં ફાલ જુએ તો તે જોનારે મનમાં ધારેલા સવાલનો આબાદ જવાબ મળતો મનાયછે. આ શાયર પણ શીરાઝનોજ રહેવાસી હતો, અને આજ સાડી સાતશો વરસો ઉપર તે મરણ પામ્યો હતો.

શીરાઝમાં ઉપલા બેથી ઉતરતો **શાહ ચરાગ**નો રોજો છે, જેને માટે કહેછે કે તે ઇમામનું ફરજંદ હતો. કબરને ફરતી ચાંદીની જાળી છે, જેને ફરતા સંગેમરમરના પથર ગોઠવેલા છે, અને એને લગતાં મકાનને કાચની કટકીઓથી આયના જેવો બહુ અછો શણગાર આપેલોછે. અંદર સરસ ગાલીચા બિછાવેલા છે. એક આયનામાં હજરત **અલી**ની તસ્વીર છે, જેમાં તેઓ બેઠેલાછે અને પાસે તલવાર પડેલીછે. એમની બેઉ બાજુએ ઇમામ **હુસેન** અને ઇમામ **હસન** બેટાઓ બેઠેલાછે. પછવાડે **સુલેમાન** ફાર્સી ઉભેલાછે. અલીએ લીલો અને હુસેને સુર્ખ લેબાસ પહેરેલોછે. **સર્વની** પછવાડે એક વિશ્વાસુ હબસી ઉભોછે. શિયા પંથીઓ આવા પવિત્ર મકાનોમાં પણ તસ્વીરો રાખેછે.

બીજે દિને (તા૦ ૨૮ મી અને મંગળવારે) પાછળા પહોરે મેં આ શેહર છોડી પાછો અબુ શેહેરનો માર્ગ લીધો. જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તે હું પાછો ફર્યો, અને **તા૦ ૫ મી સપ્ટેમ્બર**ને દિને તે શેહર જઇ પુગ્યો. ચાર દિવસ સ્ટીમરને માટે ખોટી રહી તા૦ ૯ મીએ "મક્કા" ઉપર સવાર થઇ તા૦ ૨૦ મી અને બુધવારે મુંબઇ આવી પુગ્યો. માર્ગમાં નોધવા જેવું કશું બન્યું નહતું. સ્ટીમરમાં બસરાથી મુંબઈ લઇ જવા માટે સંખ્યાબંધ ઘોડા ભરેલા હતા.

ટર્કી અને ઇરાનનો મારો આ નાનો પ્રવાસ ૪ મહિને પુરો થયા બાદ હું કામના સબબથી મુંબઇમાં ૧૯ દિવસ રહ્યો, અને પછી મધ્ય અને ઉત્તર હિંદુસ્તાનની મુસાફરીએ નિકળ્યો. એ મારી મુસાફરીની નોધ મારી કને પુરતા વિસ્તારમાં લખેલી પડેલીછે, પણ આ પુસ્તકમાં તેને માટે પુરતી જગા કરી શકતો નથી માટે દિલગીર છું. અહીં તો એ પ્રવાસની હકીકત ટુકમાંજ નોધીશ.





# પ્રકરણ ૩૪ મું.

## હિંદુસ્તાન.

કાઠિયાવાડ—અમદાવાદની જોવાલાયક મસ્જીદો અને રોજાઓ. ઇંડોર—હોલકરનાં રાજ્યની સ્થાપના. ચિતોડગઢ—કિલ્લો અને શેહેર—મારવાડીની પરોણાગટ. અજમેર—ખાજા ચીસ્તીનો ઉરસ—તેના રોજાનો મહિમા અને મોટાઇ—મેયો કૉલેજ—"ઢાઇદિનકી ઝોંપડી"—તારાગઢનો કિલ્લો. જયપોર—શેહરની સુંદર રચના—બાગ અને મેહલ—અસલ પાયતખ્ત અંબર. લાહોર—એક ગંજાવર મસ્જીદ—રણજીતસિંહની કબર—જેહાંગીરશાહનો રોજો—રણજીતનો મેહેલ—શાલાબાગ. પેશાવર—અટકનો કિલ્લો અમૃતસર—સીખ લોકોનું સોનેરી દહેરૂં.

દિલ્લી—અસલ નામ—પ્રખ્યાત ખંડિયેરો—મસ્જીદો, રોજાઓ અને કબરો—ચરાગે દિલ્લી—કુત્બ મિનાર—તઘલખાબાદ—આદિલાબાદ—દીવાને આમ અને દીવાને ખાસ—તખ્તે તાઉસ—મોતી મસ્જીદ અને જુમા મસ્જીદ—ચાંદણી ચોક. અલીગઢ—સર સૈયદ અહમદખાન—મહમદિયાન કૉલેજ. આગ્રા—કુંવારી બેગમોની કબરો;—તાજમહાલ—મોટાઇ અને ભપકો—જુમા મસ્જીદ; ફતેહપોર સીકરીમાંનાં ખંડિયેરો—સલીમ ચીસ્તી—"એક ખંભા"—"પંચમેહેલ;"—અકબરાબાદ—નગીના મસ્જીદ—બેગમોનું કેદખાનું અને ફાંસીખાનું. કાનપુર—૧૮૫૭ ના બલવાની યાદગારીઓ—"નદવતુલ ઇસ્લામ." લખનૌ—ઇમામબારા—હુસેનાબાદ—તેખાના. પુરાતન અયોધ્યાનાં ખંડિયેરો—મંદિરો અને દહેરાંઓ—મૂર્ત્તિઓ અને લિંગો—એક દહેરાં ઉપર મસ્જીદ. ફૈઝાબાદ. બનારસ—નહાવાના ઘાટો—કાશી કર્વટ. અલાહાબાદ—અમાશનો મેળો—ત્રણ નદીઓનો સંગમ. જબલપોરથી મુંબઇ—મારા પ્રવાસનું શેવટ.



બઈમાં આશરે ત્રણ અઠવાડિયાં ગુજારીને હું પ્રથમ કાઠિયાવાડ ગયો અને મારાં જન્મ શેહેર ધોરાજીમાં મારા એશ કુટુંબીઓ અને દોસ્તોની મુલાકાતમાં કેટલાક દિવસો ગુજારી પાછો મુંબઈ આવ્યો. કાઠિયાવાડમાં હું પોરબંદર, જુનાગઢ, ગોંડળ વગેરે રાજ્યોમાં ફર્યો હતો. મુંબઇ પાછો આવતાં હું તા૦ ૧૧ મી નવેમ્બરે

### અમદાવાદ

માં ઉતર્યો, જે ગુજરાત જેવા હિંદ ભૂમિના ભાગ ગણાતા મોટા પ્રાંતનું જુનું પાયતખ્ત છે. ૧૪૧૩ માં એ શેહર સુલતાન **અહમદે** વસાવ્યું હતું, અને લાંબી મુદત સુધી ગુજરાતમાં મહમદિયાન પાદશાહોનું જાહોજલાલીભરેલું રાજ્ય ચાલ્યું હતું, જે જમાનામાં અહીં કેટલાક જોવાજોગ મકાનો બંધાયાં હતાં તેઓમાંનું એક તારીફલાયક તે **જુમા મસ્જીદ** છે. માંહેલા ભાગની ફરસબંદી ધોળા પથરની છે, અને એમાં મુખ્ય કારીગીરી ૧૬ રોનકદાર ગુંબજો તથા તેમને ટેકવી રાખનારા ૩૦૦ સ્તંભોની છે. એના ખુલ્લા ચોકમાં નમાજ પઢવા સારૂં વજુ કરવાનો પાણીનો હોજ છે. અહીં બીજી ઘણીએક મસ્જીદો છે, જેમાંની એક સુલતાન **મહમદ બેગડા**ની વિધવા રાણી **સીપરી**એ બંધાવેલી છે. એને પથરના ૩૬ સ્તંભો છે, અને એ સઘળી બાજુએથી ખુલ્લી છે. અહીં બે રાણીઓ તથા પાદશાહી કુટુંબીઓની કબરો છે.

જુમા મસ્જીદની પાસે શેહર વસાવનાર સુલતાનનો મોટો રોજો છે, જેમાં વચે અને તેની આસપાસ તેના બેટા અને નબીરાની મળીને ત્રણ કબરો છે. ફરસબંદી સંગેમરમરની છે, અને જેમ મસ્જીદમાં તેમજ અહીં પણ પથરમાં કરેલું નક્ષીકામ હેરતભરેલું છે. પથરની એવી જાળીઓ કોતરેલીછે કે જાણે તે કપડાંની હોય એમ લાગી જાયછે.

અહીંનો કાંકરિયો તળાવ અથવા હોજે કુતબ બહુ વખણાયછે, જેને કુતબ ઉદ દીન પાદશાહે ૧૪૫૨ માં બંધાવ્યો હતો. આખા હિંદુસ્તાનમાં આવડો મોટો હોજ બીજો એકે કહેવાતો નથી. ૧૮૭૯ માં અમદાવાદના કલેકટર મી૦ બૉરાડેલે એને દરસ્ત કરાવી પાછો શોભાયમાન બનાવ્યોછે. એની આસપાસ બે મૈલ જેટલો ઘોડા ગાડીનો સુંદર રસ્તો બનાવ્યો છે. તળાવથી ૭૨ એકર જગા રોકાયલી છે. વચ્ચે એક બાગ અને તેમાં બંગલો છે, જેમાંથી આસપાસનો દેખાવ બહુજ ખુશનોમા લાગેછે. તળાવનું બાંધકામ કાળા સખ્ત પથરથી કરેલું છે.

અહીંથી એક મૈલ દૂર શાહઆલમનો જાણીતો રોજો છે, જે તેનાં સુંદર બારીક નક્શીકામ તથા તેણે રોકેલી મોટી જગાને માટે વખણાયછે. સંગેમરમરની નક્શીદાર જાળી શાહઆલમની કબર ઉપર પાથરેલી છે. આ શાહઆલમ સેફાતી નામ છે. કબરવાળા ધણીનું ખરૂં નામ તો સૈયદ મહમદ બુખારી છે, જેની જોડ મહમદ બેગડાની માએ નિકા કરેલા કહેવાયછે. જેમ આ તેમજ એ મહુંમીના બાપ કુત્બેઆલમનો રોજો પણ જોવાજોગ છે, જ્યાં દર વરસે મોટા મેળા ભરાયછે.

અમદાવાદથી ૬ મૈલ દૂર સરખેજ ગામ છે, જ્યાં સુલતાન મહમદ બેગડાનો તેમજ સંજેઅહમદ મગરબી નામે ઓલિયાનો એવા બે રોજા પાસે પાસે આવેલાછે. આ છેલો ઉપલા સુલતાનનો પીર થતો હતો, જેના રોજાની બગોલગના તળાવને કાંઠે એ સુલતાનના મહેલો બાંધેલાછે જે આજે તમામ બિસ્માર હાલતમાં છે. કિનારે વળી એક સુંદર મસ્જીદ પણ એજ સુલતાનની બંધાવેલીછે, જેને પુશ્કળ સ્તંભો છે અને એક ખુલ્લો ચોક છે. સુલતાનના રોજામાંની ત્રણ કબરોમાંની વચલી તેની અને આસપાસની તેના બેટા મહમુદે શાહની તથા નબીરા મહમુદ મુજફ્ફરની છે. સુલતાન માહમુદનું સરખેજ માનીતું ગામ હતું, તેથીજ અહીં તેણે આ પોતાની કબર તથા મહેલો વગેરે બંધાવ્યાં હતાં.

આ રીતે અહીંના રોજા, કબર, દરગાહ, મસ્જીદ અને તળાવો જોઇને હું રાંડેર થઇને સુરત ગયો અને ત્યાંથી મુંબઈ જઈ સવા મહિનો ગુજારી તા૦ ૨૬ મી ડિસેમ્બરને દિને ઉત્તર હિંદુસ્તાન જવા નિકળ્યો. મારી આ મુસાફરીને થકી મેં વડોદરા રેલવેને બદલે જી. આઇ. પી. રેલવે પસંદ કીધી, કેમકે મધ્ય હિંદુસ્તાનમાં આંટો મારીનેજ હું ઉત્તરે જવા માંગતો હતો. મેં એવો ઠરાવ રાખ્યો હતો કે રાત્રે સ્ટેશનો ઉપર સુઇ રહેવું અને સહવારે મુસાફરીએ નિકળવું. એ મુજબ તા૦ ૨૬ મીની રાત ભુશાવળનાં સ્ટેશન ઉપર ગુજારીને બીજે દિને ખંડવાથી મારવાડમાં હોલકરનાં પાયતખ્ત

## ઈંડોર

ખાતે ગયો. મારવાડીઓથી કોણ અજાણ્યું છે? એ લોકની સ્ત્રીઓ માથે લાંબો ઘુમટો તાણેછે કે કોઇ મોહોડું જોઈ જાય નહિ. એ બાઇઓનાં કેટલાંક ગીતો રમુજી અને એમના ધણીઓની પૈસા પેદા કરવાની રીતભાતનું ટુંકમાં ચિત્ર દર્શાવનારાં છે, જેમાંનાં એકમાં તેઓ ગાયછે કે—

"બાર વર્ષે મોરા ભાઇડા આયો,
એક રૂપિયો લાયો;
પારખકો પારખને દિયો,
તો તાંબો નિકળ આયો !" ઇત્યાદિ.

તા૦ ૨૮ મી, શુક્રવાર—**ઈંડોર**નાં રાજ્યનો વિસ્તાર ૮૩૧૮ ચોરસ મૈલનો છે, અને વસ્તી ૬૩૫૦૦૦ માણસોની છે. પેદાશ ૩૭૦૦૦,૦૦૦ ની છે. એને તાબેનો માળવા પ્રાંત બહુ રસાળ છે. લશ્કરમાં ૩૪૦૦ ઘોડસ્વાર, ૫૨૫૦ પાયદળ તથા ૨૪ તોપ છે. એ રાજ્યની સ્થાપના કરનાર **મલ્હારરાવ હૉલકર** હતો, જે પેશવાની નોકરીમાંથી વધીને ૩૨ પ્રગણાંઓ ઇનામમાં મેળવી તેમનો અમલ ચલાવવા લાગ્યો, જે પાછળથી બહુ વધી ગયાં હતાં. ઈંડોર એક નાનું ગામ હતું તેને મલ્હારરાવના બેટા **ખંડેરાવ**ની બુદ્ધિવાન સ્ત્રી **અહલ્યાબાઈ**એ સુધારી મોટું કર્યું હતું. એ બાઈ આજે દેવી તરીકે પૂંજાયછે. શેહેર પાસેથી **ક્ષિપ્રા** નદી વહેછે, જેને કાંઠે બાગ-

બાગ બાંધેલોછે. મેહેલ ૩ મજલાનો છે, જેના દરવાજાને માથે તો પાંચ મજલા ચઢાવેલા છે. પાસેજ ઇંદ્રભવણ નામનો રાણીનો મેહેલ છે. બંને મેહેલોમાં સાંજે ૬ થી ૮ વાગ્યા સુધી વિજળીની રોશની થાયછે.

**ચિતોડ.**

તા૦ ૨૯ મી, શનિવાર—આજે બપોર પછી **ચિતોડ** આવીને અહીંનો **ચિતોડગઢ** નામનો કિલ્લો જોવા ગયો, જે ૧૨ મૈલના ઘેરાવાના ઉંચા પહાડ ઉપર બાંધેલોછે. અહીંથી નિર્મળ **બનાસ** નદી વહેછે, જેને કાંઠે કાંઠેથી આગળ ચાલતાં **બિચાસ** નદી તરફ વળ્યો, પણ કિલ્લો બહુ દૂર હોવાથી અને અંધારૂં પડવાથી પાછો મારે ઊતારે ગયો. એક મારવાડીનાં ઘરમાં મારો ઉતારો હતો, જેણે ઓસડીમાં મને ખાટલો કહાડી આપ્યો અને ભિંતના ગોખલા ઉપર ઝીણો દીવેલનો દીવો મૂકી આપ્યો. અહીં રાત પસાર કરી તથા મારવાડીએ કરી આપેલા રોટલા અને તળેલાં વેગણાનું તીખું તમતમતું શાક બાંધી લઇ સહવારમાં હું કિલ્લા તરફ પાછો દોડયો. હું સીધો બનાસના જુના પુલ તરફ ચાલ્યો, અને નદીમાં સારીપેઠે હાથ મેહોડું ધોઇ, પેલું સાદું તીખું ભોજણ જમી લીધું. એમ કરતાં હું ગઢ પાસે જઇ પુગ્યો, શિરસ્તેદાર કનેથી તે જોવાની ચીઠી લીધી, અને કિલ્લાના દરવાજામાં પેઠો. આ કિલ્લાના સાત દરવાજા છે, પણ એ સઘળા સીધી લીટીમાં હોયાને બદલે એક ઉધા S (એટલે S) ના આકાર જેવા વાંકમાં એક પછી એક બાંધેલાછે, અને તે દરેકને જુદાં જુદાં નામો આપેલાંછે; જેમકે પેહેલાને પાટણપુરનો અને છેલાને રામપુરનો દરવાજો કેહેછે. કિલ્લો આ છેલા દરવાજા પછી એવો મજબૂત બાંધેલોછે કે નીચે હજારો સિપાહીઓ હોય તેમને ઉપરનાં થોડાં માણસો મુદ્દલ દાદ આપે નહિ. વળી ઉપર સ્વચ્છ પાણી બિસિયાર છે, કેમકે ૮૪ મોટાં નાનાં તળાવો, કુંડો વગેરે બાંધેલાંછે. છેલા દરવાજાવાળો ચોકીદાર ચીઠી માંગેછે, જે પછી જુનાં ચિતોડમાં જવાયછે. અહીં જુના મેહેલો, હવેલીઓ, કુંડો, દેહેરાં, વગેરે બહુ છે. મેહેલ જુની ઢબછબના છે, જેમાં એક ઓરડો જનાનાનો છે. રજપૂતો પણ પોતાની સ્ત્રીઓને મુસલમાન પાદશાહોની પેઠેજ ગોંધી રાખતા હતા એમ જણાયછે. રાણા **કુંભા જયમલનો** મેહેલ વચમાંથી તુટી પડેલોછે. દરવાજામાં દાખલ થતાં મોટો ચોક આવેછે. અંદર માતાઓ અને મહાદેવ વગેરેની મૂર્ત્તિઓ છે. એવી મૂર્ત્તિઓ તો ઠામઠામ મળેછે. મેહેલ પાસે તળાવ અને બાગ છે. રાણી **પદ્મણીનો** મેહેલ તળાવની વચમાં છે, જેને હાલ દરુસ્ત કરાવેલોછે. કિનારેના રાણાના મેહેલમાં હાલ યુરોપિયનો આવી ઉતારો લેછે, જેથી એમાં તેમને લાયકની ગોઠવણો કરેલીછે. તળાવની સામે એક મોટું ચોગાન દસેરાના તેહવાર ઉપર પાડો છોડી તેને ભાલાથી મારી નાખવાની ક્રૂર ક્રિયા માટેનું છે.

આ સઘળું જોતો ચિતોડના ડુંગરના છેક છેડા સુધી હું ગયો, જ્યાં ચિતોડીગઢ નામનો નાનો કિલ્લો કમાન રૂપે બાંધી લીધેલોછે. પાછો ફરતાં કેટલાંક પુરાણાં ખંડિયેરો, મૂર્ત્તિઓ, કુંડો વગેરે જોયાં, જે સર્વની નોધ કરી શકાતી નથી. આ સઘળાં રજપૂત બાંધકામોમાં એક મહમદિઆન દરગાહ મારી નજરે પડી, જે **નવ ગજા પીરને** નામે ઓળખાયછે, જેમાં એ પીરની કબર ૯ ગજ લાંબી છે! અહીં મુસલમાનોની આશરે ૧૦૦ કબરો છે. પીરની કબરને જેમ મુસલમાનો તેમજ હિંદુઓ પણ માનેછે. એક તળાવ ગૌમૂખ કુંડને નામે ઓળખાયછે, જેને માટે કહેવત છે કે "ગૌમૂખમે ન્હાવે, તો પાપ સબ જાવે!" એ કુંડમાં સ્નાન કરવા માટે રાણાઓની રાણીઓ નીચે બનાવેલાં ભોયરાં વાટે આવતી હતી. પડોશમાં રાણા **કુંભાનો** નવ ખંડી કિર્તિ સ્તંભ છે, જે તેણે ૧૪૪૦ માં ગુજરાત અને મારવાડના મુસલમાન પાદશાહોને શિકસ્ત આપીને તેની યાદગારીમાં બંધાવ્યો હતો. અંદર દરેક ખાણ એટલે મજલાના પથરોપર રજપૂતો રજપૂતાણીઓનાં નાનાં મોટાં પુતળાં કોતરેલાંછે. ૧૦૬ પગથીઓથી છેક ઉપર જવાયછે. કુંભા

**રાણાની આ મીરાંબાઈ** એક જાણીતી કવિ હતી; તેમજ તેનો ધણી પણ કવિતા રચી જાણતો હતો. મીરાંબાઈનું અહીં એક દેહેરૂં છે, જેમાં ત્રણ મૂર્તિઓ છે;—વચમાં કૃષ્ણની, ડાબા હાથ ઉપર રામચંદ્રજીની, અને જમણી તરફ મીરાંની પોતાની! આ ત્રણ ઢીંગલી જેવી નાની છે. મીરાં એક રાઠોડની દીકરી હતી, જેણીને તેની મરજી વિરૂધ રાણા સાથ પરણાવી હતી. બન્ને વચ્ચે વિયોગ થયાથી મીરાંએ ઇશ્વર ભક્તિ અને કવિતા રચવા ઉપર લક્ષ લગાડયું.

મેવાડનું રાજ્ય ૧૧૬૧૪ ચોરસ મૈલના વિસ્તારનું છે; વસ્તી ૧૨૦૦૦૦૦ માણસોની છે; પેદાશ ૨૬૪૦૦૦૦૦ ની છે; લશ્કર ૧૩૯૦૦ પાયદળ, ૬૨૦૦ સ્વાર અને ૨૬૩ તોપોનું છે. રાજ્યકર્ત્તા સુર્યવંશી શિશોડયા રજપૂત છે, જેઓ મહારાણા કહેવાયછે. હાલના મહારાણા સર ફતેહસિંહ બાહદુર છે, જેઓ ઇંગ્રેજ સરકારને ખંડણી ભરેછે. ૧૬૬૧ માં અહીંના રાણા **રાજસિંહે** એક વિસાળ સરોવર કાંકોલી ગામ પાસે બંધાવેલું છે, જે "રાજ સાગર" નામથી પ્રસિદ્ધ છે. તે આરસપહાણની સુંદર બાંધણીનું છે; તેનો ઘેરાવો ૧૫ મૈલનો છે; તેની પાછળ રૂપિયા એક કરોડ ખર્ચેલા કહેવાયછે. ચિતોડ મેવાડનું જુનું રાજધાણી શેહેર છે, જ્યાં ૧૫૧૮ સુધી રાજગાદી રહી, જે પછી **ઉદેપૂર** વસ્યું અને ત્યાં હાલ મહારાણા વસેછે, માટે તેઓ ઉદેપૂરના મહારાણાને નામે ઓળખાયછે. ચિતોડના રાણાઓ અને રાણીઓની બહાદુરીની વાતો અનેક છે. **ઉદયસિંહ** રાણાના વખતમાં **શેહનશાહ અકબર** મેવાડપર ચહડાઇ કરીને ચિતોડમાં પેઠો. એ વાત જાણતાંજ ૯ રાણીઓ, પાંચ રાજકુંવરીઓ, બે બાળક કુંવરો, અને બીજા સરદારોનાં કુટુંબો ચેહ સળગાવી તેમાં બળી મુઆં હતાં. નાઠેલા ઉદયસિંહે પાછળથી શેહેર વસાવ્યું તે આજનું ઉદેપૂર છે.

## અ જ મે ર.

ચિતોડમાં ૧॥ દિવસ રહીને હું બીજે દિને પાછલા પહોરે અજમેરનો મેળો જોવા ઉપડી ગયો. આ શેહેરને અહીંના મુસલમાનો અજમેર શરીફ કહેછે, કેમકે અહીં હજરત ખાજા **મોઇનુદ્દીન ચીસ્તીનો** રોજો અને કબર છે. સ્ટેશનપર ઉતરતાંજ મુસલમાન ભાઇઓ જેમને મેં આગળ કદી દિઠેલા નહિ તેઓ, આવીને ખેર આફિયત પુછવા લાગા. પણ એવા ધણીઓ બાબે મારા પ્રવાસને દરમયાન મને ઘણો અનુભવ મળેલો હોવાથી મેં તેમને દૂરજ રાખ્યા. તેઓ અહીંની "દરગાહોના શાહજાદા" કહેવાયછે, અને ત્યાં ચહડેલી મીઠાઈ વગેરે આપણને નજર કરી પૈસા કહડાવેછે. આમ નિચોવી લેવાની તેમની અનેક તદબીરો છે. પોતાને ઘેર લઈ જઈ જમાડી બે ત્રણ રૂપિયા કહડાવી લેછે; પીરના ખજાનાની જગા દેખાડી તેમાં પૈસા નખાવેછે; મુજાવરો અને નાનાં બાળકોને વહેંચી આપવાના પૈસા માંગેછે; ફુલ સબજાનું દામ કહડાવેછે;—અને પોતાને થકી તો કશો દાવો કરતાજ નથી—તે તો આપણી મરજી પડે ને આપણ આપિયે તોજ લેછે—તોપણ ઉપલી સઘળી બાબતમાં તેઓનો અંદરથી ભાગ રહેછે. હવે એ ધણીઓ આપણા ભોમિયા જેવા છે, માટે એઓમાંના એકને સાથે રાખવાની જરૂર જણાયછે.

હાલ અહીં મેળાનો હિંગામ છે તેથી આખી રાત ગાનું ચાલેછે. શેહેરે શેહેરથી નામીચા ઉસ્તાદો અને ગાનારીઓ આવીછે. **મુના** નામની ઉત્તર હિંદની સરસ ગાનારી વખાણાયછે તેનું ગાયન મેં અહીં સાંભળ્યું, જે ખરેખર ઉત્તમ હતું. તેણી દર રાતનાં ગાણાંના રૂ૪૦૦ થી ૫૦૦ લેછે, અને બે કલાકના મુજરાના રૂ૫૦ લેછે. આ ગાણાં દરગાહમાં ચાલેછે, જેમાં એક રાત સ્ત્રીનું અને બીજી રાત ઉસ્તાદોનું થાયછે. ગાનારાંઓની ફેરબદલી એક બે કલાકે થયાજ કરેછે. આ ગાવું સર્વને બેસીનેજ થાયછે. નાચ મુદલ થતો નથી—નાચીને ગાવાની સાફ મનાઇછે. ઉસ્તાદોની બેઠકને "કવાલી" કહેછે, જેને લગતું મકાન નામદાર નીઝામ સરકારે બંધાવી આપ્યુંછે. અહીં ઘણું કરી હાફેઝ, વગેરે નામચીન શાયરોની સુંદર ગઝલો ગવાયછે,

અને તે એવી સરસ રીતે ગવાયછે કે કેટલાક સાંભળનારાઓ મોહિત થવાથી બેહોશ થઇ હજારો લોકોની આ બેઠકમાં લોટિયા• કરેછે. તેમને ભાણ સુદલ રહેતું નથી.

ઇસ્વી ૧૪૫ માં **અજા** નામે રાજાએ અજમેર વસાવેલું કહેવાયછે. અહીં ખ્વાજા ચીસ્તીનો ઉપર કહેલો રોજો જોવાલાયક છે. અંદર આરસપહાણની જામે મસ્જીદ, અકબરની મસ્જીદ વગેરે મકાનો છે. બે ડગો છે તેમાંની એક તો એવડી મોટી છે કે તેમાં સવાશો મણ ચોખા રાંધી શકાયછે. લોકો ખ્વાજાની માનતા લેછે, તેમાં જે માતબર લોકો આ ડગ કરવાની માનતા લેછે તેઓ પોતે ધારેલાં કામમાં ફતેહ પામ્યા પછી આ ડગમાં ધાન્ય પકાવી ગરીબ ગુરબાંઓને ખવાડેછે. રાજા રજવાડાઓ તરફથી અહીં ઘણીએક વસ્તુઓ ભેટ દાખલ મળેલીછે, તેમાં ગાયકવાડ તરફની પણ છે. રામપુરના નવાબે તો હાલ સોનાનો કળસ ચહડાવેલોછે. ખ્વાજાની કબરની આસપાસ રૂપાંના બે કટેરા છે, જેમની વચે ઉભા રહી હાજતમંદ લોકો જીયારત કરેછે, અને એજ જીયારતને થકી હાલ મેળો ભરાયલોછે, જેમાં એક લાખથી વધારે માણસો ભેગાં થયલાંછે. પીરનો આ ઉરસ (મેળો) છ દિવસ ભરાયછે. આ રોજાના નિભાવ માટે **શાહુજેહાન** શેહનશાહની બેટી **જેહાનઆરા** બેગમ તરફથી ૪૦ ગામો મળ્યાંછે, જે ઉપરાંત નીજામ અને બીજા રાજાઓ તરફનાં ૧૦ ગામો છે. અંદર હિંદુઓને પણ દાખલ થવાની છુટ છે.

એક ખુલ્લાં મોટાં મેદાનમાં બાંધેલી અહીંની મેયો કૉલેજ જોવા લાયક છે, જેનાં મધ્ય દીવાનખાનામાં સુંદર નક્ષીકામ કરેલુંછે, તથા સામે મહુંમ વૈસરૉય લૉર્ડ **મેયોનું** બાવલું મૂકેલું છે. કૉલેજની આસપાસ મધ્ય હિંદુસ્તાનના અતરે શિખતા થોડાક રાજકુંવરો વગેરેના બંગલા છે. હાલ ૭૦ રાજવંશીઓ અહીં તાલીમ લેછે. આ કુંવરો રંગે કાળા અને લેબાસે મારવાડી જેવા છે.

**તા૦ ૨ જી જાન્યુઆરી ૧૮૯૫** અને બુધવારે હું અજમેરથી **તારાગઢ** જવા નિકળ્યો. આ એક ડુંગરી કિલ્લો છે, જેના ઢાળાવ ઉપર "ઢાઇ દિનકી ઝોંપડી" નામનું એક સુંદર મકાન આવેછે. અસલ અહીં એક જૈન દેહેરું હતું જેમાં દિલ્હીના પાદશાહ **કુત્બઉદ્દીને** મસ્જીદ બાંધી, જેના સાત બુલંદ દરવાજાઓમાંના વચલા ત્રણ ઉપર કલામે શરીફ (કોરાન) ની આયાતો લખીછે, અને બહુજ ઊંચા પ્રકારની નક્ષી કરી છે. મસ્જીદના મોટા ચોકમાં એક ઓલિયાની દરગાહ અને પુરાણી કબરો છે. કહેછે કે ૨॥ દિવસમાં આ મકાન બંધાયું હતું, માટે એને "(અ)ઢાઈ દિનકી ઝોંપડી" નું નામ મળ્યું છે. વળી એમબી કહેછે કે પાદશાહની ૨॥ દિવસની ઉપજમાંથી આ બાંધકામ થયું હતું. તારાગઢનો કિલ્લો જુનો, છેક **પૃથીરાજ ચૌહાણ**ના વખ્તનો છે, અને તે ચિતોડ કરતાં પણ મજબૂત જણાયછે. એના છેક ઉપલા દરવાજામાં એક વડનાં ઝાડ તળે સુલતાન **શાહબુદ્દીન**ની કબર છે. અહીં થયલી રાજા અજયપાળ અને મીરાન સાહેબ વચેની લડાઇમાં માર્યા ગયલાઓની અનેક કબરો છે, જેઓમાં મીરાન સાહેબની કબર સાથે રોજો પણ છે. આ કબરને ફરતી સંગેમરમરની જાળી છે.

## જ ય પો ર.

તા૦ ૩ જી, ગુરવાર—આજ દિને સહવારમાં હું હિંદુસ્તાનનાં આ પહેલા દરજાનાં સુંદર અને રોનકદાર શેહેરમાં આવી પુગ્યો. એ બે મૈલ લાંબું અને એક મૈલ પહોળું છે. વચોવચમાંથી એક સલંગ રસ્તો એક નાકેથી બીજે નાકે જાયછે, જે ૧૨૦ ફીટ પહોળો છે. બીજો એવોજ રસ્તો શેહેરની પહોળાઇની વચમાંથી પસાર થાયછે. આ રીતે આખું નગર ચાર ભાગમાં વહેંચાયલું જણાયછે. આ બંને રસ્તાઓની બેઉ બાજુએ એકસરખાં રૂપાળાં ઘરો બાંધી તેમને ગુલાબી ઘેરો રંગ આપેલો છે. બંને મોટા રસ્તા જયાં મળેછે તેને માણક ચોક કહેછે. નાના રસ્તાઓ અને ગળીઓ પણ એકસરખી પહોળાઇનાં છે.

શેહેરનું બાજાર ઉપલા મોટા રસ્તા જેવડું જ લાંબું અને પહોળું છે. તેનો એક ભાગ

ત્રોળિયા બાજારને નામે ઓળખાયછે. બાજારની એક શાખા છે તે પણ ૧૨૦ ફીટ પહોળી છે. શેહેરના મધ્ય ભાગમાં મહારાજાનો મેહેલ અને "રામનિવાસ" નામનો બાગ છે. બાગે ૭૦ એકર જમીન રોકીછે અને તેને એવો ઉત્તમ બનાવ્યોછે કે તે પાછળ થયલા રૂપીયા ૪૦૦૦૦૦ નો ખર્ચ ઘણો નથી. અંદર દર્દીઓને માટે એક હૉસ્પિટલ છે; પડોશમાંજ લાર્ડ મેયોનું સંગેમરમરનું બાવલું છે, જે ઉપર તેના સદ્‌ગુણો અને એંદામાન ટાપુ ખાતે થયલાં તેનાં ખૂનનું ટુંક બયાન કોતરેલું છે. વચમાં એક સંગ્રહસ્થાન છે, જેને અહીંના લોક 'અજબ ઘર' કહેછે. અને ખરેખર અજબ કરે એવુંજ આ મકાન છે. દેવાલો ઉપર નિર્નિવેહ મિસાલ સરસ ચિત્રો દોરેલાં છે, જેઓમાં એજંટાની ગુફા, બુદ્ધની તેના ચેલા સાથની તસ્વીરો, ઈત્યાદિ છે. આ સંગ્રહસ્થાનમાં તરેહવાર વસ્તુઓ છે, જેઓમાં આપણા દેશના અસલી સોના રૂપાંના સિકાઓ પણ ભેગા કરેલાછે. મેહેલોમાં ચંદન મેહલ મહારાજાનો અને હવા મેહેલ રાણીનો છે. પહેલાની પડોશમાં દીવાને આમ અને દીવાને ખાસ નામનાં સંગેમરમરનાં સુંદર મકાનો છે, જેમાં દરબાર ભરાયછે. મેહલની સામે સુખનિવાસ બાગ છે, તે માંહેલા એક મોટા હોજમાં આશરે ૧૦૦૦ ફુવારા છે. રાણીના મેહલમાં જોવા જવાનો હુકમ નથી, જેની સામે રસ્તા ઉપર રાજકુમાર કૉલેજ છે, પણ હાલ રજા હોવાથી તે બંધ છે. અહીં ૬૦૦૦ પુસ્તકોનું એક કેતાબખાનું પણ છે.

અહીંના રાજકર્ત્તા સૂર્યવંશી કછવા જાતના રજપૂત છે. હાલના મહારાજા માધુસિંહજી ૧૮૮૦થી ગાદીએ આવેલા છે. રાજ્યનો વિસ્તાર ૧૫૨૫૦ મૈલનો છે; વસ્તી ૨૦૦૦૦૦૦ માણસોની છે; પેદાશ રૂ૬૦૦૦૦૦૦ની છે. લશ્કરમાં ૧૪૫૯૬ પાયદળ, ૩૬૫૦ સ્વાર, અને ૭૮ તોપ છે. આ પણ બ્રિટિશ સરકારનું એક ખંડણિયું રાજ્ય છે. ૨ જા જયસિંહ રાજાએ ૧૭૨૦ માં આ શેહર પ્રથમ વસાવ્યું હતું, જેને હાલના મહારાજાના પ્રખ્યાત પિતા રામસિંહજીએ બહુ સુધાર્યું અને વધાર્યું છે. મજકુર જયસિંહ સુધરેલા વિચારના અને વિદ્યા હુનરના શોકીન હતા. ખગોળ અને ગણિતમાં તે જમાના મુજબ પ્રવિન ગણાતા. એઓએ જયપૂર ઉપરાંત દિલ્હી, મથુરાં, અને બનારસમાં ગ્રહાવલોકન માટે વેધશાળાઓ સ્થાપી અને તેમાં ગ્રહોની હિલચાલ તપાસવા માટેનાં પોતાની કલ્પનાથી ઉભાં કરેલાં યંત્રો ગોઠવ્યાં. જયપૂર ખાતેની વેધશાળાનું આ મકાન મેં જોયુંછે અને તે સારી સ્થિતિમાં છે.

તા૦ ૪ થી, શુક્રવાર—જયપૂરથી સાત મૈલ દૂર રાજ્યનું અસલ પાયતખ્ત અંબર આવેલું છે. આ એક ડુંગરો વચે આવેલું નગર છે, જેમાં જુનો કિલ્લો અને મેહલો છે. સવાઇ જયગઢ કિલ્લો પહાડની ટોચપર બાંધેલોછે. એને લગતો એક ઉંચો મિનારો છે, જેના સંબંધમાં મારો ભોમિયો કહેછે કે તે ઉપર જબરા કાકડાઓ સળગાવી રોશની કરવામાં આવતી તે છેક દિલ્હી સુધી દેખાતી હતી, તો જોકે તે અહીંથી સીધી લીટીમાં ૧૫૦ મૈલ દૂર છે! મેહલો અનેક છે, અને તે અસલની રૂઢી મુજબના તોપણ જોવાલાયક છે. એકાદ બે રાણીઓ માટેના છે. એક મેહેલને લગતા બાગ વચેથી નેહેર ખોદેલીછે, જેથી તેને ગર્મીના દહાડા બહુ થંડક મળેછે. આથી તેનું નામ "સુખનિવાસ મેહેલ" આપેલુંછે. દરવાજા સુખડનાં લાકડાંના છે, જેમાં હાથીદાંત જડેલુંછે.

## લાહોર.

તા૦ ૬ ઠી, રવીવાર—બીજે દિને મેં જયપોર છોડયું, અને લાહોર ગયો. કહેછે કે હિંદુઓના રામચંદ્રના વડા કુંવર લવે અયોધ્યા છોડી પંજાબમાં રાવી નદીને કાંઠે પોતાનાં નામ ઉપરથી જે નગર વસાવ્યું તે લાહોર છે. લવની ઓલાદથી લુહાણા ભાટિયા કહેવાયછે, અને મુસલમાની ધર્મમાં વટલેલા લુહાણા તે ખોજા, મેમણને નામે ઓળખાતા કહેવાયછે. આ શેહેરમાં આગળા મહમદિયાન પાદશાહોના વખતની બાંધેલી ઘણી

એક પુરાણી મસ્જીદો છે. અહીંના કોઇ પણ ઘરને નળિયાં નથી, પણ કાચ્ચાં કે પાકાં ધાબાં બાંધેલાંછે. રસ્તા સાંકડા અને વાંકાટિંકા છે. એનો ઘેરાવો આશરે ચાર મૈલનો છે. ફરતો કોટછે, અને શેહેર મેદાનમાં વસેલું છે. જોવાલાયક ઇમારતોમાં મસ્જીદો અને મેહેલો છે. લાલ પથરની **એક ગંજાવર મસ્જીદ** પાદશાહ **ઔરંગઝેબે** બંધાવીછે. તે પંજાબના સીખ મહારાજા **રણજીતસિંહના** મેહેલની સામેજ આવેલીછે. એ ઉપર ત્રણ સંગેમરમરના મોટા ગુંબજો છે, તથા બાંગ દેવાના ચાર ઉંચા મિનારા છે. આ મસ્જીદના ઇમામે મને એક કબાટ ઊઘાડીને કેટલીક પુરાણી પવિત્ર વસ્તુઓ દેખાડી તેમનું જે વર્ણન કીધું તેથી હું અચરજ પામ્યોછું, કેમકે તેના કેહેવા મુજબ અહીં હજરત **મોહમદના** પોશાક વગેરેની વસ્તુઓ ભેગી કરેલી જણાયછે. એ જીનસોમાં પેગામ્બર સાહેબની એક લાકડી વાંકીચુકી ૪ા હાથ લાંબી; બે ગોદડી, એક ઝુંડો, કબર ઉપરનો એક ગિલાફ, લીલા રંગની પાઘડી અને ઝભો, કાળા પથરમાં કદમ, અને ચંપલ વગેરે છે. એજ રીતે હજરત અલી અને ઇમામ હુસેન તથા હસનતથા બીબી ફાતમાને લગતી કેટલીક જીનસો પણ અહીં છે, જેમકે પાઘડી, ટોપી, રૂમાલ, કબર ઉપરની ચાદર, વાવટો, ઇત્યાદિ. સઘળી મળીને આશરે પચીશ પુરાણી પવિત્ર ગણાતી વસ્તુઓ મને મજકુર અધિકારીએ દેખાડી, અને એઓ અહીં કયાંથી આવી તેની એક લંબાણ વાર્તા કહી. મને આ બાબતમાં બહુ અચંબો લાગ્યો તે હજી મટયો નથી કે આ વસ્તુઓ અહીં આવવા કેમ પામી હશે?

આ બાદશાહી મસ્જીદથી થોડેક છેટે રણજીતસિંહની સંગેમરમરથી બાંધેલી કબર છે, પણ તે લાંબીને બદલે ગોળ છે. સીખ લોકો લાશને બાળેછે, માટે અહીં કંઇ મરનારને દાટેલો નથી પણ માત્ર તેની યાદગારીની નિશાન કરેલીછે. શેહેરથી ૩ મૈલ દૂર જગપ્રસિદ્ધ અકબર શાહના બેટા **જેહાંગીર બાદશાહનો રોજો** છે, જે “ જેહાંગીરકા મકર્બા” ને નામે ઓળખાયછે. તેના બેટા **શાહજેહાંએ** બહુ ખર્ચ કરીને આ દરગાહ બંધાવીછે, અને મને લાગેછે કે તાજ મહાલથીજ આ મકાન ખૂબી અને ખુબસુતીમાં ઉતરતું છે. તા૦ ૭ મી અને સોમવારે સહવારે હું આ રોજો જોવા ગયો, જેની આસપાસની ૧૦૦ વિંઘાં જમીન એ રોજાને લગતીજ છે. રોજાની જમીનને બે ભાગમાં વહેંચેલીછે, જેમાંના એકની આસપાસ ચોરસ દેવાલમાં ૨૦૦ કોટડી મુસાફરોને ઉતરવા માટે બાંધી લીધીછે, અને માંહે ૧૬ વિંઘાં જમીનનો ગંજાવર ચોક બનાવેલોછે, જેની એક બાજુએ એક પુરાણી મસ્જીદ હાલ ઉજડ પડેલીછે. આ ચોકમાં હાલ ખેતી થાયછે. આ ચોકવાળો ભાગ છોડી બીજામાં એક ઉંચા દરવાજા વાટે દાખલ થતાં પહેલાં ફુલોનો એક સુંદર બાગ આવેછે, જેની વચે ફુવારો છે. બાગ છોડીને વધારે આગળ જતાં રોજો અને કબર છે. એ મકાન સંગેમરમરની ફરસબંદી તથા લાલ પથરની દેવાલોનું છે. ફરસબંદી ઉપર બહુ ઉંચો સંગેમરમરનો ઓટલો બનાવી તે ઉપર કબર બાંધીછે. ઉપર રંગીન પથરોનાં ફુલો, કળીઓ વેળાઓ વગેરે કોતરીને એવાં બેસાડયાંછે કે તે આપણને પહેલી નજરે ખરેખરાં ફુલોની ચાદર ઓઢાડેલી હોય તેવાં લાગી જાયછે. કબર ઉપર જાણે સર્વ તાજાં ફુલ હોય એમજ લાગેછે ! આ સર્વ કારીગીરી સ્તુતિપાત્ર છે. આ નક્ષીકામ ઉપર ખોદાતાલાનાં ૯૬ નામો તથા કોરાને શરીફની એક આખી આયાત કોતરેલીછે. અહીં વળી સફેદમાં કાળા સંગેમરના આરબી અક્ષરો કોતરી તથા બેસાડીને મહુંમ શેહનશાહ જેહાંગીરનાં નામ તથા મરણની તારીખ આપીછે. રોજાના ચાર ઉંચ- ૮૨ પગથીના મિનારા છે, જે પરથી લાહોર શેહેર, રાવી નદી તથા આસપાસનો સરસ દેખાવ નજર આવેછે. મિનારાના પાંચ તબક્કા કરેલાછે, અને તે દરેકને ફરતું સંગેમરમરનું નક્ષીકામ છે. અહીં બીજો ઘણો શણગાર હતો તે રણજીતસિંહે પાછળથી અમૃતસર

ખાતેનાં સીખ દહેરાંમાં લઈ જઈ ગોઠવેલો કહેવાયછે.

આ રોજાની બીજી બાજુએ જેહાંગીરના વજીર **આસફખાંની** કબર તથા રોજો બિસ્માર પડેલાછે. **રણજીતસિંહનો મેહલ** જોવા લાયક છે. મેં ઉપર કહ્યું તેમ તે બાદશાહી મસ્જીદની સામે રાવી નદીની પેલી બાજુએ છે. હાલ ત્યાં બારૂટખાનું છે, અને ગૈરિશ સિપાહીઓ પેહેરા ભરેછે. મેહલ સાથેજ કિલ્લો પણ છે. એક ઓરડામાં સીખ લોકો અને ઇંગ્રેજો વચે ચાલેલી લડાઇ વેળાની તલવાર, ઢાલ, બંદુક વગેરે હથિયારો જાળવી રાખેલાછે. લાહોરનો જોવા લાયક બગીચો **શાલા બાગ** છે. વચેથી રાવી નદીની નેહેર પસાર થાયછે, જેનાં પાણીના ૩૬૪ ફુવારાઓથી બાગ શોભેછે. બાગ ચહડ ઉતર ત્રણ તબક્કાનો છે, અને તે જોવા જોગ છે. અહીં શાહજેહાને બંધાવેલો એક પથરનો તક્તો હજી સલામત છે. બાગને ફરતી દેવાલ છે. આ શેહરમાં પણ અજબઘર (મ્યુઝિયમ) અને પ્રાણીઓનું સંગ્રહસ્થાન છે. અહીં ખોરાકી બહુ સસ્તી છે.

હવે હું **અટક** જઇ, ત્યાંથી સિંધુ નદીનો દેખાવ જોઇ, તા૦ ૯ મી અને બુધવારે **પેશાવર** ગયો, જે રેલવેનું છેલુંજ સ્ટેશન છે, કેમકે અહીંથી અફગાનીસ્તાન અને હિંદુસ્તાનની સરહદો જુદી પડેછે. સામેથી સફેદ કોહ પહાડ બર્ફની ટોપી પહેરી ઉભેલાછે, અને એ પહાડની હાર છેક કાબૂલ અને ગિઝની સુધી લંબાયલીછે. પેશાવરનાં બાજારમાં હિંદુસ્તાનના સર્વ સિકાઓ તેમજ ઇરાન, કાબૂલ, બોખારા વગેરે પ્રદેશોના સિકાનું પણ અહીં ચલણ છે. અહીંથી હું અમૃતસર જવા માટે પાછો અટક આવ્યો. અટકમાં અકબરનો બાંધેલો એક જુનો ડુંગરી કિલ્લો છે, જ્યાંથી એ પાદશાહે પેશાવર જીતવા માટે રાજા **માનસિંહ** અને બીજા સરદારોને હુકમ આપ્યો હતો. પણ અટકથી આગળ વધવા સામે હિંદુઓમાં વેહેમ હોવાથી લશ્કરે કુચ કરવાની ના પાડી. કહેછે કે આ ઉપરથી માનસિંહે નીચલો દોહોરો કહી લશ્કરને આગળ ચલાવ્યું હતું :—

સબહિ ભૂમિ ગોપાળકી, વામે અટક રહા,
જ્યા કે મનમે ખટક હય, વોહી અટક રહા.

## અમૃતસર.

તા૦ ૧૦ મી, ગુરૂવાર—આજ બપોરે હું અહીં આવી પુગ્યો. આ સીખ લોકોની બહોળી વસ્તીવાળું શેહેર છે. અહીં મુખ્ય જોવા લાયક આ લોકોનું પવિત્ર દહેરૂં છે, જેને તેઓ "દરબાર" ને નામે ઓળખેછે; ઇંગ્રેજો એને સોનેરી દહેરૂં (Golden Temple) કહેછે, કેમકે એના ઉપલા ગુંબજનાં ત્રાંબાનાં પત્રાંપર સોનાનો ઢાળ ચહડાવેલો છે. શેહરના 'હૉલગેટ' નામે દરવાજામાંથી આ દહેરાં તરફ જતાં મોટું બાજાર આવેછે. રસ્તે કૉલિજ મળેછે, જેની થોડેક દૂર ૧૮૮૭માં મહારાણી વિક્ટોરિયાની જ્યુબિલીને ટાંકણે અહીંની મ્યુનિસિપાલિટીએ તે નામદારનું સફેદ સંગેમરમરનું બાવલું ઉભું કરેલું છે. **દરબાર** અથવા **સોનેરી દહેરૂં** એક તળાવમાં બાંધેલું છે. રાવી નદીમાંથી લીધેલી એક નેહેર સાથ આ તળાવને સંબંધ છે, જેથી પાણી આવજા થઇ ચોખ્ખું રહેછે. આ દહેરાંનો ગુંબજ સોનેરી જેવો ચમકેછે તેમજ અંદર દેવાલો તથા સીલિંગને પણ પત્રાં જડી તે ઉપર ઢાળ ચહડાવેલો હોવાથી સઘળું સોના જેવીજ દીપક મારેછે. ફરસબંધી સંગેમરમરની છે. દહેરાંની આસપાસ તળાવ કાંઠે આરસપહાણની નક્ષીદાર જાળીઓ કોતરેલી છે. મેં આગળ લખ્યુંછે તેમ લાહોર ખાતેથી જેહાંગીર પાદશાહના રોજા ઉપરથી ઉતારી આણીને રણજીતસિંહે આ જાળીઓ અહીં ગોઠવેલી કહેવાયછે. દહેરાંમાં મને જતો અટકાવવામાં આવ્યો નહિ. અંદર જઈ મેં જગા લીધી અને આસપાસ ફરીને સઘળું જોયું. અહીં મૂર્તિ જેવું કંઇ નથી. ફક્ત સીખ લોકોના "**ગ્રંથ**" યાને પવિત્ર પુસ્તકને રેશમી કપડાંમાં વિંટાળી એક બાજઠ ઉપર ધરેલું છે. અંદર ગવૈયા સદા ગાણું ગાયા કરેછે, અને તે ધાણું કરી આ લોકોના ધર્મનુંજ હોયછે. આખાં દહેરાંમાં આ ગાણું કરનારાઓની ૧૭ ટોળીઓ છે, જેમની વારાફરતી

બદલી થયા કરેછે. આઓ દહાડો અને રાત મળીને માત્ર ચારજ કલાક એટલે મધરાત પહેલાં ૧૧ વાગેથી પાછળી રાત્રે ૩ વાગા સુધી ગાણું બંધ રહેછે, જે અરસામાં દહેરાંનો માંહેલો ભાગ ધોઇ સાફ કરી ચાદર બિછાવવામાં આવેછે. આ ગાનારાઓને દહેરાં તરફથી દરરોજના ૨૭ રૂપિયા મળેછે. રણજીતસિંહે આ દહેરૂં બાંધીને તેના ખર્ચ માટે ૩૬૦૦૦ નું વર્ષાસન બાંધી આપ્યું હતું તે હજી સુધી હિંદી સરકારે ચાલુ રાખેલુંછે. કેટલીક જમીન પણ દહેરાં માટે બક્ષીશ મળેલી છે. મારો સીખ ભોમિયો મને ખબર આપેછે કે હાલના વૈસરાય આ દહેરૂં જોવા ગયા ત્યારે ૨૧૦૦૦ ભેટ આપી ગયા હતા. દહેરાંને ચારે બાજુએ એકેકો દરવાજો છે, જેનાં લાકડાં ઉપર રૂપાંનાં પત્રાં જડી લીધાંછે. અંદર પૂજા કરવા આવનારાઓમાં મર્દો કરતાં ત્રણગણી ઓરતોને હું જોઉંછું. તેમના લેબાસમાં મારવાડણ જેવા ઘાઘરા અને માથાં ઉપર ધોળું ઓઢણું હોયછે, જે પડાના આકારમાં જરા ઉંચું રહેછે. તેઓ એક દરવાજામાંથી દાખલ થઇ, ગુરૂ પાસે આંટો ફરી, ફુલ કે મિઠાઇ લઇ, કંઈ નજીવી દક્ષણા દઇ, ચાલી જાયછે. કોઇ તો પવિત્ર ગ્રંથને નમેછે. દહેરાંમાં આ ગ્રંથ, પૂજારી ગુરૂ, એક બાજઠ અને સફેદ પીછી સિવાય બીજું કશું હોતું નથી. આ ગ્રંથ ગુરૂ **નાણક**નો બનાવેલો છે, જેણે મહમદિયાન અને હિંદુ ધર્મોમાંના એકનેબી કબૂલ નહિ રાખતાં એ બેની વચેના એક માર્ગ દાખલ નવો પંથ ઉભો કરી તે માટે આ ધર્મપુસ્તક રચ્યુંછે, જે "ગ્રંથ" નેજ નામે ઓળખાયછે. નાણક પછી ચોથી પહેડીએ ગુરૂ **રામદાસ** થઈ ગયો તેનું આ દહેરૂં છે. નાણક સુધાં ૧૦ ગુરૂ થયાછે. નાણકનું મંદિર અહીંથી ૨૦ ગાઉપર એજ નામનાં ગામમાં આવેલુંછે.

આ શેહરમાં જોવાલાયક એક કિલ્લો છે જે જોઈ હવે હું બીજે દિને ઉપડયો, અને જમના નદીનો પુલ ઓળંગી

## દિલ્લી

ખાતે તા૦ ૧૨ મી અને શનિવારે આવી પુગ્યો. મોગળ પાદશાહોનું આ પ્રખ્યાત પાયતખ્ત અસલી રોમની ઇમારતોની યાદી આપેછે. રોમનીજ માફક અહીં એક બાજુએ શેહેર અને બીજી બાજુએ ખંડિયેરો છે. કોઈ **દહલુ** નામના પુરાણિક રાજાએ આ શેહર વસાવેલું કહેવાયછે. નવ વર્ષ પડીને તેટલીજ વર્ષ એ શેહર પાછું ચહડવા પામ્યુંછે. વધારે આગળા જમાનામાં એનું નામ **હસ્તિનાપૂર** હતું, અને **બુધ્ધ** મહાત્માના એક વંશજ **હસ્તિન** ઉપરથી એ નામ પડયું હતું, પછી એ નામ બદલાઈ **ઈંદ્રપ્રસ્થ** થયું અને શેવટે **દિલ્લી** નામ મળ્યું.

દિલ્લી બે છે; એક જુની અને બીજી નવી. બંને વચે છ ગાઉનો અંતર છે. નવી દિલ્લી **શાહ જેહાન**ના વખ્તમાં બંધાઇ, જે ઉપરથી એને **શાહ જેહાનાબાદ** પણ કહેછે. અહીંનો કિલ્લો એજ પાદશાહે બાંધ્યો હતો. શેહેરમાં ફરવાનું પાછળ નાખીને હું પ્રથમ આ પુરાણા પાદશાહી પ્રખ્યાત શેહરનાં ખંડિયેરો જોવા નિકળ્યો. દિલ્લી દરવાજાથી થોડેક દૂર જમણા નદીને કિનારે **ફીરૂઝાબાદ કોટીલા**નાં પુરાણાં ખંડિયેરો પહેલાં મળેછે. અહીં એક મિનારા ઉપર સંસ્કૃત અને પાલી ભાષામાં લેખો કોતરેલા છે, જે ઉપરથી જણાયછે કે પ્રથમ એ હિંદુ મકાન હશે. આગળ ચાલતાં એક બિસ્માર મસ્જીદ અને મેહેલ આવેછે. આ મેહેલમાં આગળ વજીર **મોહબતખાન** વસતો હતો, પણ આજે ઢોરો બાંધેછે અને છાણા થાપેછે ! આ સઘળાં મકાનો કાળા પથરનાં છે. ઇંદ્રપ્રસ્થની જગા આજે તેના ભાંગેલા કિલ્લા ઉપરથી ઓળખી શકાયછે. કિલ્લો મજબૂત છે, પણ તેમાં આજે થોડાક ગામડિયા વસેછે. અંદર વળી રોનકદાર લાલ પથરના પાંચ ઉંચા દરવાજાઓવાળી મસ્જીદ છે, જેની મજબૂત દેવાલો અને સફેદ સંગેમરમરની મેહરાબો આપણું ખાસ ધ્યાન એમ ખેંચેછે કે લાંબો કાળ ગયા છતાં હજી આ મસ્જીદ તદન નવી હોય તેવી લાગેછે.

બીજે દિને શેહેરના દરવાજા બહાર અકબરના પિતા **હુમાયુન** પાદશાહનો રોજો જોવા ગયો. નરમ્ લાલ પથરનું આ બહુ સુંદર મકાન છે, જે એનાં મરણ પછી દશ વરસે બંધાયું હતું. અંદરથી સંગેમરમરનું બારીક કોતરકામ જડી લીધેલું છે. પાદશાહની આરસપહાણની કબર વચોવચમાં એકલીજ છે. તે ખાલી છે, અને તેની નીચે ખરી કબર છે. અહીં તમામ અંધારૂં હોવાથી મારા ભોમિયા સાથ બતી સળગાવી હું આ ખરી કબર જોવા ગયો, પણ તે તદ્દન સાદી અને જમીન બરાબર છે. આસપાસ બીજી કબરો પાદશાહી ખાનદાનીઓની છે, જેઓમાંની એક અકબરના વજીર **ખાનખાનાન**ની છે. આ રોજાવાળાં ગામને **અરબસરા** કહેછે. રોજાની નજદીક હજરત **નીઝામ ઉદ દીન ઓલિયા**નો રોજો છે, જેઓ પાદશાહ **ગયાસ ઉદ્દીન તઘલખ**ના વખતમાં પ્રખ્યાત થઈ ગયા હતા. નજદીકમાંજ એક બીજી જાણવાજોગ કબર શાહજેહાનની બેટી **જેહાનઆરા** બેગમની છે, જે ઉપરના ફાર્સી લેખમાં તેણી ફરમાવી ગઈછે કે "મારી કબરને સબ્ઝા સિવાય બીજા કશા (ખુશબોદાર ફુલો) થી કોઈ ઢાંકે નહિ, કેમકે (મારા જેવાં) ગરીબોની કબરનાં ઢાંકણ માટે એ ઘાસ (સબ્ઝો) બસ છે." જાતે એક શાહજાદી અને તોપણ કેવી નમ્ર! આ હુકમ મુજબ કબર ઉપર હમેશાં લીલુ ઘાસ પાંથરેછે. એવી એવી નામીચા પુરૂષોની તો અહીં પુષ્કળ કબરો છે, જેમાંની એક **અમીર ખુસરો** નામના શાયરની છે, જે "તુતીએ હિંદ" (હિંદી પોપટ) ને નામે ઓળખાઈ ગયોછે. એ બોખારાનો તુર્ક હતો, જેણે "બાગો બહાર," "ખાલક બારી" વગેરે અનેક ગ્રંથો રચ્યા છે, અને લગભગ ચાર લાખ બેતો બનાવ્યાંછે.

તા૦ ૧૪ મી અને સોમવારે હું **ચરાગે દિલ્લી** નામે પડોશમાં આવેલું નાનું ગામ જોવા ગયો, જ્યાં જવાનો રસ્તો બહુ ખરાબ છે. ગામને ફરતો જુનો કિલ્લો છે. અહીં **ખાજે પીર નસીરૂદ્દીન**નો રોજો છે. લાલકોટ નામે એક જુનો કિલ્લો જે આગળ હિંદુ રાજા પૃથીરાજના વખતમાં આબાદ હતો તે આજે મિસ્માર પડેલોછે. એજ રાજાના વખતનું એક બુતખાનુ એટલે દેવદેવીઓનું દેહેરૂં **કુત્બમિનાર**ની પડોશમાં હતું ત્યાં હાલ મસ્જીદ છે. એની વચમાં રાજાએ બંધાવેલો એક પંદર ફુટ ઉંચો લોઢાંનો મિનારો છે, જે ઉપર પાલી ભાષાનો લેખ છે. એને "પૃથીરાજની લાટ" કહેછે.

**કુત્બ મિનાર** જુની દિલ્લીમાં છે, જે **મેહરોલી**ને નામે પણ ઓળખાયછે. આખી દુનિયામાં એના જેવો ઊંચો પથરનો મિનારો બીજો એકે નથી. એની ઉંચાઇ ૨૪૩ ફીટની છે; વધતાંમાં વધતો ઘેરાવો ૧૧૦ ફીટનો છે. એના પાંચ તબક્કા છે, જેમાંના સૌથી ઉપલા ભાગ ઉપર વિજળી પડયાથી તેમાં ફાટ પડીછે, અને તેથી તેને નીચે ઉતારી પાડયોછે. મિનારા ઉપર જવાનાં પગથિયાં ૩૭૮ છે. બહારથી લાલ અને અંદરથી કાળા પથરવડે એ બાંધેલો-છે. બહારના પથર ઉપર કોરાનમાંના વાકયો ફુલપાન વચે આરબી હરફોથી કોતરેલા છે.

પડોશમાં એક ઉંડી વાવ આવેછે, જેમાં બે ત્રણ આના આપ્યા કે ભુસ્કા મારવાને જવાન છોકરાઓ તૈયાર હોયછે. એટલામાટે એને Jumping Well કહેછે. એ વાવ ૬૦ ફીટ નીચી છે. અનેક કમરો અને રોજા છે, જેઓમાં આ તરફ **રજિયા** બેગમની કબર સાદા પથરની છે, પણ **ખાજે કુત્બ ઉદ્દીન બખ્તીયાર કાકી**ની કબર ઉપર તો માત્ર માટીજ નાખેલી આજ સુધી ચાલુ છે, તો જોકે આસપાસ સંગેમરમરની જાળી બાંધી લીધીછે. **તઘલખાબાદ**નાં ખંડિયેરને ફરતો કિલ્લો છે, પણ અંદર કાળું કુત્રું પણ નજર આવતું નથી. અહીંથી થોડેક દૂર **આદિલાબાદ**નો નાનો કિલ્લો પણ એવોજ વેરાન પડેલોછે. પણ અજબજેવું છે કે તઘલખશાહનો રોજો પડોશમાંજ છે તે હજી સલામત રહેલોછે. તેને બહારથી લાલ અને અંદરથી કાળા પથર વડે બાંધેલોછે. અંદર પાદશાહ, તેની રાણી અને શાહજાદાની મળી ત્રણ કબરો છે. રોજા-

ની દેવાલો નવ ફીટ જેટલી જાડી છે, અને કિલ્લા માફક ચાર બરૂજ છે. પણ અહીંબી કોઈ ઇનસાનનો વાસ નથી. સઘળું વેરાન પડેલું છે.

આ તરફ પૃથીરાજનું સેતારા-મંડળ (Observatory) છે, જેને અહીંનાં લોકો 'યંત્રમંત્ર' ને નામે ઓળખેછે. કિલ્લાના બે બરૂજોના આકારમાં આ મકાન બાંધેલું છે, અને વચમાં એક સ્તંભ છે. કહેછે કે આ મકાનની નીચેથી એક ભોંયરૂં બાંધેલું છે તે છેક કુત્બ મિનાર સુધી લંબાયલું છે, પણ મેં ઘણીબી તપાસ કીધી તોપણ મને આ ભોંયરૂં માલુમ પડયું નથી.

તા૦ ૧૫ મી, મંગળવાર—આજે હું દિલ્લીનો કિલ્લો જોવા ગયો. અહીંની પડી ભાગેલી ઇમારતો, દીવાને ખાસમાંનું માથાં વિનાનું તખ્તે તાઉસનું ઓખું, તથા બીજાં નાશ પામેલાં ખંડિયેરો જોઇ મને બહુ ઉદાસી ઉપજી. અફસોસ! માણસ સઘળું મારૂં મારૂં કરેછે, પણ અંતે સર્વ છોડીને તે જાયછે, અને જેને માટે તે લોભ ધરતો હતો તે પણ અંતે નાશ પામેછે! આ કિલ્લો શાહજેહાને બંધાવ્યો હતો, જેમાં દાખલ થઇ આગળ વધતાં પ્રથમ "દીવાને આમ" નામનું લાલ પથરનું અને ૬૪ સ્તંભોનું મકાન આવેછે, જેમાં એક મોટું સુંદર સંગેમરમરનું તખ્ત છે. આગળ વધતાં "દીવાને ખાસ" નું મકાન આવેછે, જે સોનેરી બારીક ફુલપાનનાં ચિત્રોથી શોભેછે. હિંદી કારીગરીનો આ એક ખુબીવંત નમુનો છે, અને યુરોપના સુંદર મેહલોને મળતું આવતું કેટલુંક એમાં હું જોઉંછું. અંદર તખ્તે તાઉસનું સંગેમરમરનું માત્ર ઓખું પડેલું છે. આ દીવાને ખાસ બનાવવા પાછળ રૂ૫૦૦૦૦૦૦ ખર્ચાયલાછે એવું એ ઉપરના એક લેખમાં જણાવેલું છે. આ દીવાનમાં કેટલેક ઠેકાણે સુંદર બેતો લખેલીછે, જેઓમાંની એક ખુદ આ દીવાનના સંબંધમાં આ મુજબની છે:—

અગર ફિર્દૂસ બર રૂએ જમીનસ્ત,
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.

યાને, "અગરજો આ સરજમીન ઉપર કોઇબી જગાને સ્વર્ગનું નામ આપી શકાતું હોય તો તે આજ છે, આજ જગા છે, અને તે એજ છે."

આ મકાનની એક બાજુએ સમનબુર્જની સફેદ આરસપહાણની નક્શીદાર જાળીઓવાળા સુંદર ઓરડા છે, જ્યાંથી જમણા નદીને ઘણોજ સરસ દેખાવ નજર આવેછે. એની નીચેથી એક નેહેર પસાર થાયછે. દીવાનની બીજી બાજુએ પાદશાહી હમામખાનાં છે, જેઓ આરસ પથરનાં બાંધેલાંછે, જે ઉપર ફુલો, વેળા, પાદડાં વગેરેનું એવું સરસ કોતરકામ કરેલું છે કે જાણે સર્વ તાજી વનસ્પતિ હોય એમ લાગેછે. દીવાનની સામે વળી **મોતી મસ્જીદ** નામનું સંગેમરમરનું ધર્મસ્થાન પાદશાહી બેગમોને નિમાજ પઢવા માટેનું છે. એના ત્રણ ગુંબજો છે, અને એક ભાગેલું તખ્ત પડેલું છે.

પણ શેહરની સર્વેથી મોટી અને તારીફ લાયક તો **જુમા મસ્જીદ** છે. એ દિલ્લીમાં વચોવચમાં છે. એની ચારે દિશાએ પોહોળા રસ્તા છે. રસ્તાની સપાટીથી ૩૮ કાળા પથરની પગથીઓની ઉંચાઇ ઉપર આ મકાન બાંધેલું છે. એના ત્રણ સંગેમરમરના ગુંબજો અને બે ઉંચા મિનારા છે. અહીં યુરોપિયનો જોવા આવેછે, જેઓ બૂટ સુધાંજ સઘળે ફરેછે તેથી કેટલાક મહમદિયાનો બહુ કચવાયછે.

અહીંનો **ચાંદણી ચોક** એક મોટું બાજાર છે. ફતેહપુરી મસ્જીદથી કિલ્લા સુધીનો રસ્તો આ બાજારનો ગણાયછે. આ કોઇ ખરેખરો ચોક નથી પણ ખુલ્લો ચહોળો રસ્તો છે, જેમાં વેપારીઓ વગેરેની દુકાનો છે. એમાં ઘડિયાળનો મિનારો તથા રાણીનો બાગ આવેલાછે. બાગમાં મ્યુઝિયમ છે, જેમાં આગળા મોગલ શેહનશાહોને લગતી કેટલીક જોવાજોગ વસ્તુઓ, નક્શીકામ વગેરે છે. સાથે એક પુસ્તકખાનું છે, પણ તેનો ઉપયોગ તો ઇંગ્રેજ લોકોજ કરેછે. પડોશમાં એક પથરનો મોટો હાથી બનાવેલોછે.

દિલ્લીમાં ચાર દિવસો ગુજારીને હું તા૦ ૧૬ મી અને બુધવારે

### અલીગઢ

જઈ પુગ્યો, જ્યાંના પ્રખ્યાત સર **સૈયદ અહમદખાન** સી. આઈ. ઈ. ની મેં મુલાકાત લઈ હિંદી કૉન્ગ્રેસ તથા બીજી રાજદ્વારી અને ધર્મ સંબંધી બાબતો વિશે એમના વિચારો જાણી લીધા. સર સૈયદ ૭૬ વરસના જૈફ તોપણ મજબૂત બાંધાના અને વાતચિતમાં થંડા સ્વભાવના અને વિચારવંત છે. એમનું કહેવું એમ છે કે હિંદી કૉન્ગ્રેસ મહમદિયાન કોમ માટે ઝેર સમાન છે, અને મોટા લશ્કરી ખર્ચો તથા એવીજ બીજી દેશનાં ભલાં માટેની જે ફરિયાદો હોય તે લંડનમાં એક હિંદી આસોસિયેશન ઉભી કરી તેની મારફતે પાર્લામેંટ અને સરકારના કાન ઉપર લાવવી જોઇયે. સર સૈયદે મારો સારો આદરસત્કાર કર્યો અને પછી અતરેની "મહોમેદન એંડ એંગ્લો ઓરિયેન્ટલ કૉલેજ" દેખાડવા માટે એક માણસ આપ્યો. આ પાઠશાળાએ ૭૫ એકરની વિશાળ જગા રોકીછે, જેમાં ૪૦૦ વિદ્યાર્થિઓ તાલીમ લેછે, જેમને વસવા માટે ૧૫૦ ઓરડા છે, જેમની ચહડતી ઉતરતી બાંધણી મુજબ ભાડું પણ ૩૧ થી ૩૮ સુધીનું છે. કૉલેજનો કારભાર ૪૪ મહમદિયાન શહરથો ચલાવેછે. સિયા અને સુન્ની, એ બંને પંથોનાં બાળકોને ધર્મની તાલીમ આપનારા તેમનાજ પંથી ઉસ્તાદો રાખેલાછે. હાલ કૉલેજના સંબંધમાં એક મસ્જીદ બંધાયછે. રમતગમત, વાંચવા લખવા, અને ખાવાપીવા વગેરે માટેના અહીં ઉત્તમ બંદોબસ્ત કરેલાછે.

### આગ્રા.

તા૦ ૧૭ મી, ગુરવાર—આ જાણીતાં શેહેરમાં આવતાંજ મેં સાથી પહેલાં અહીંનાં પુરાણાં પ્રખ્યાત બાંધકામો જોવા જવાની ઉતાવળ કીધી. શેહરથી પાંચ મૈલ દૂર **સિકંદ્રા** નામનો અકબરશાહનો રોજો છે, જેનો દરવાજો ઉંચો અને દબદબાવાળો છે, અને આસપાસ ખુલ્લો સારો બગીચો છે. રોજાનું મકાન ચાર મજલાનું મોટું છે, જેની પછવાડે થોડેક છેટેથી જમણા નદી વહેછે. પહેલા ત્રણ મજલા લાલ પથરાના છે, જે અકબરના બેટા જેહાંગીરે, અને ચોથો સંગેમરમરનો તેનાજ નબીરા શાહજેહાને બંધાવેલા છે. આ છેલા પથરની દેવાલો ઉપર પુષ્કળ નક્ષીકામ કરેલુંછે અને ફારસી નસિહતો કોતરેલીછે. આ મજલા ઉપર વચે અકબરની કબર સંગેમરમરની છે, તે ઉપર હકતાલાનાં ૯૯ જુદાં જુદાં નામો કોરેલાં છે. ખરી કબર તો ભોંયતળિયે એજ પથરની બાંધેલીછે, જ્યાં અંધારૂં હોવાથી રોશની કરીને જવું પડેછે. આ કબરની એક બાજુએ અકબરશાહની બેટી **સકરિયા** બેગમની કબર છે, જેણી ૨૨ વરસની કુંવારી વયે મરણ પામી હતી. પડોસમાં એવીજ એક બીજી કુંવારી શાહજાદીની કબર છે, અને તે ઔરંગઝેબની બેટી **ઝેબનનિસા**ની છે, જેણી ૪૫ વરસની હતી. આ બેગમ બહુ ભણેલી અને કવિ શક્તિ ધરાવતી હતી. તેણીએ "દીવાને મકફી" નામની કેતાબ લખેલીછે, અને એક શાયર દાખલ તેણીએ પોતાનું નામ છુપ્પું રાખી જાહેરમાં "મકફી" નો તખ્ખલ્લુસ એખત્યાર કીધો હતો. એક ત્રીજી કુંવારી બેગમ **આરામ બાનુ**ની પણ અહીં કબર છે, જેણી અકબરની ૧૩ વરસની સર્વથી નાની શાહજાદી હતી.

અહીંથી પાછો શેહરમાં આવી બીજા કેટલાક રોજા અને કબરોની તથા જુના વખ્તના બાદશાહી **રામબાગ**ની ભેટ લઈ આગ્રાની સર્વથી સરસ અને આખી દુનિયામાં પ્રખ્યાત થયલી ઈમારત—**તાજ મહાલ**—જોવા ગયો. આ પણ એક રોજો છે, એટલે કબર ઉપર ઉઠાવેલું તારીફલાયક મકાન છે. એના દરવાજા ઊંચા આકીંદાર છે, જે ઉપર કુરાનમાંની આયતો સુંદર અક્ષરે લખેલીછે. ઇસ્વી ૧૬૨૭ થી આ મહાલ બાંધવા માંડયો હતો અને તે ૩૧ વરસે બંધાઈ તૈયાર થયો હતો, તો જોકે એ પાછળ દરરોજ ૨૦૦૦૦ માણસો કામે લાગતાં હતાં. શુમારે સાડા ચાર કરોડ રૂપિયા આ મહાલ બાંધવા પાછળ ખર્ચ થયલો કહેવાયછે ! દરવાજામાં દાખલ થતાંજ ફુવારાવાળો એક લાંબો હોજ શરૂ થાયછે, અને તેની બંને બાજુએ એક સુંદર દિલપિઝીર

બાગ આવેલોછે. આગળ ચાલતાં આ બાગમાં એક બીજો હોજ બાંધેલોછે. પાસેજ સફેદ ઘુમટ જેવો તાજ ગંજ અથવા તાજમહાલ આવી રહેલોછે. એ તમામ સફેદ સંગેમરમરનો બાંધેલોછે—દિવાલો, ફરસબંદી કે બીજું સર્વ બાંધકામ એજ પથરનું છે. તાજ મહાલનાં નામ ઉપરથી ઘણાઓ એમ ભૂલાવો ખાયછે કે આ કોઇ મેહેલ હશે; પણ તેવું કાંઈ નથી. એ તો માત્ર પાદશાહ શાહજેહાનની બાનુ **મમતાઝ મહાલ**ની લાશ ઉપર ઉઠાવેલું મકાન છે. દિલ્લીમાં જે જેહાનઆરા બેગમની કબર છે, અને જે ઉપર માત્ર સાદો સબ્ઝો (ઘાસ) ઉગાડવામાં આવેલોછે, તે નમ્ર બાનુને જન્મ આપનારી આ મમતાઝ મહાલ બેગમ માતાની આગ્રામાં આ કબર છે, જે ખુબસુર્ત બાનુ પોતાની મજકુર પુત્રીને જન્મ આપતાંજ આ ફાની જેહાન છોડી ગઈ હતી. તે "દુનિયાની રોશની" ઉપર ફિદા થયલા તેના વહાલા ખાવંદ શાહજેહાને તેણીની વહાલી યાદમાં આ મકાન બંધાવ્યુંછે, જે દુનિયાની એક અજાયબી મનાયછે. મમતાઝ મહાલના આ રોજામાં બે કબરો છે, જેઓમાંની એક તેણીની અને બીજી આ પાદશાહી "તાજ" ઉઠાવનાર શાહજેહાનની પોતાની છે. આ બાઇનું બીજું નામ **બેગમબાનુ** હતું. લાહોરમાં જેહાંગીર બાદશાહની કબર ઉપર જે કિસમની ઉત્કૃષ્ટ નક્ષી આંખને ભૂલાવો ખવાડે એવી કરેલીછે, તેવીજ આ બંને કબરો ઉપર કરેલી હું જોઉંછું. આસપાસ ફુલવેળની બારીક નક્ષીઓ વચ્ચે ખોદાતાલાનાં ૯૯ જુદાં જુદાં નામો કોતરેલાં છે. ખુદ રોજાના દરવાજામાં દાખલ થતાં પહેલી જે કબર આવેછે તે મમતાઝ મહાલની છે, અને તેની બાજુમાં જરા ઊંચી બાદશાહની છે. ખરેખરી કબરો તો નીચે છે તેજ; પણ મજલા ઉપર જે કબરો છે તે માત્ર નમુનાની છે. આ છેલીઓ ઉપરનું નક્ષીકામ બહુજ તારીફ અને જોવાજોગ છે. ફુલોમાં, વેળામાં, કળીઓમાં જયાં જયાં રંગની જરૂર પડીછે ત્યાં ત્યાં રંગ પુરવાને બદલે રંગીન પથરોની કટકીઓ અસલ પથરમાં કોતરેલાં ફુલ વગેરેમાં બેસાડેલીછે, અને એ બારીક કામ એવીતો અછી સફાઇથી કરેલું છે, કે આપણુ તે પુરતી બારીક તપાસ વિના પિછાની શકિયેજ નહિ. મોગલાઈ વખતમાં આ કિસમનો હુનર ખરેજ તારીફ લાયક હતો, અને તે જમાનાઓમાં તેના કદરદાન પાદશાહો માથે બેઠેલા હતા. ખરેખર આપણી અકલ હેરાન કરે એવું આ ફુલોનું કોતરકામ છે. કોઇતો એમજ સમજે કે કબર ઉપર આ તાજાં ફુલો અને કળીઓ વગેરેની ચાદર ઓઢાડેલીછે ! એક એક ફુલ બનાવવામાં પથરની એકશો કટકીઓ કામે લગાડેલીછે, અને તાજ મહાલની જો ખરી ખૂબી મને પુછોતો હુંતો એજ હુનર કામમાં સમજુંછું. કેટલાકો આ કબરોનું કોતરકામ દૂરથી જોઈ ચાલી જાયછે, તેથી તેમને એની ખરી કદર કયાંથીજ આવે ? સફેદ સંગેમરમરમાં વળી કાળા સંગે મુસા પથરની કટકીઓ જડીને તે વડે કોરાનના ફકરાઓ આરબી હરફે કોતર્યાછે. કારીગિરીના જે સર્વોત્તમ નમુનાઓ મેં જોયલાછે, તેઓમાંનો એક આ તાજ મહાલનો નમુનો છે. આહા ! આવી જથાબંધ બારીક તારીફલાયક નક્ષી તો મેં કેથે જોઈ નથી !

આ રોજાનું મકાન જમણાને તિરે એટલું પાસે આવેલુંછે કે એનાં થડમાંથી નદી વહેછે. આથી એની શોભામાં આ કુદ્રતી વધારો થાયછે. તાજ મહાલને ચારે દિશાએ ચાર ઊંચા મિનારાછે; દરેકને ૧૬૩ પગથીઓ છે; દરેક ઉપર જવાના ચાર તબક્કા છે. નદી તરફના મિનારાઓના ઉપલા તબક્કા ઉપરથી દેખાવ બહુજ મોહક લાગેછે, અને એક તરફ બહોળી, પવિત્ર ગણાતી નદી, બીજી તરફ વિશાળ મેદાન, નીચે ખુશનૂમા બાગ, અને આ સુંદર મેહેલ જેવુ મકાન—એ સર્વ જોતાં અને ખયાલ કરતાં એમજ લાગી જાયછે કે બેહેસ્તનો જે બાગ અને તેનો જે મેહેલ તે આજ હશે !

તાજ મહાલમાં અનેક ઠેકાણે ભાતભાતનાં ઝવાહીરો લગાડી દીધેલાં હતાં એમ કહેવાયછે;

પણ આજે તો ત્યાં કાયમ છે. આ મકાન આવી રીતે ફરી ફરીથી જોઈ અને તેને માટે મારાં મનમાં ઉંચો ખયાલ બેસાડી હું શેહર તરફ પાછો ફર્યો અને અહીંની મોટી **જુમામસ્જીદ** જોવા ગયો, જેનો વ્હોળો ચોક, લાલ પથરની ફરસબંદી, દબદબાવાળી ઉંચી કમાનો, તેમના આરસ પથરોમાં કાળા પથરની કટકીઓ બેસાડીને આરબી અક્ષરોથી લખેલા કોરાનમાંના પવિત્ર ફકરા, એ સર્વ તારીફલાયક છે. એને સંગેમરમરના ત્રણ ઉંચા ગુંબજો છે. આ મસ્જીદ ૧૬૪૪ માં શાહજેહાને પોતાની બેટી જેહાનઆરા બેગમનાં નામથી બંધાવી અર્પણ કરેલીછે. એ એવડી મોટી છે કે અંદરના ભાગમાં ૨૦૦૦ માણસો ખુશીથી નિમાજ પઢી શકે. અહીં પણ યુરોપિયનો બૂટ સુધાં છેક માહેલા ભાગો સુધી ફરેછે, તો જોકે તેમને એવી રીતે નહિ વર્ત્તવા માટે સરકાર તરફથી ચેતવણી આપવામાં આવેલી કહેવાયછે. આથી કેટલાક ચુસ્ત મુસલમાનો બહુ ખિજાયછે અને દિલથી દુખી થાયછે.

આગ્રામાં હું ત્રણ દિવસ રહ્યો, પણ તેમાંનો બીજો દહાડો મેં **ફતેહપોર સીકરી** ખાતેના પાદશાહી મેહેલો વગેરે જોવા જવામાં ગુજાર્યો. એ શેહેર અહીંથી ૨૪ મૈલ દૂર છે. અહીં અકબર અને તેની રાણીઓ રહેતી હતી, અને તે નામદારના પીર **સલીમ ચીસ્તીનો** રોજો પણ અહીંજ છે. આ આખો રસ્તો પાકી સડકનો છે, માટે ભાડની ગાડી કરી હું મળસ્કે રવાના થયો. આ વેળા ટાઢ કકડતી પડતી હતી. ફતેહપોર અને સીકરી બે પાસે પાસે આવેલાં ગામો છે, જેઓમાંનાં પહેલાં ગામમાંજ સઘળું જોવાનું છે. ફતેહપોર આજે ગામ છે તો શું થયું, પણ આગળ તે મોટું શેહર હોવું જોઈયે. તે વખતનાં ખંડિયેરો ડગેડગ જણાયછે. પહેલાં તો લાલ પથરનો ગંજાવર કિલ્લોજ એની મોટાઈ દર્શાવેછે. અકબરને સલીમ ચીસ્તી નામના ઓલિયા ઉપર બહુ એતેકાદ હતો અને તેને બહુ ચહાતો હતો તથા તેની સંગતમાં રેહેવું પસંદ કરતો હતો. આ પીરને તકિયે યાને તેનાં રેહાણ ઉપર શાહજાદા **સલીમનો** જન્મ થયેલો હોવાથી પાદશાહે પીરનાં એજ નામ ઉપરથી તેનું નામ પાડ્યું. અકબર પછી જેહાંગીરનાં નામથી જે શાહજાદો તખ્તે આવ્યો હતો તે એજ સલીમ હતો. આ પીરનો રોજો ડુંગરની ઉંચી ટોચ ઉપર લાલ પથરનો બાંધેલોછે, અને એ લાલ પથરમાં સફેદ પથરની કટકીઓ બેસાડી તે વડે કોરાનના ફકરાઓ લખ્યાછે. રોજો સંગેમરમરનો નક્ષીદાર છે, જેમાં એક તરફ મસ્જીદ બાંધેલીછે.

રોજાની પછવાડે એક મંદિર છે, જેને હાલ "આંખ મીચોવણી" નું રમુજી નામ મળેલુંછે. એમાં આગળ અકબરની જોધપુરવાળી રાણી પોતાનાં દેવદેવીઓની મૂર્ત્તિઓ રાખી તેમની પૂજા કરતી હતી. આ મંદીર એક દીવાનખાના જેવું છે, અને આ તરફ સઘળે લાલ પથરનાંજ સઘળાં મકાનો દેખાયછે તેમ એને પણ એજ પથરથી બાંધેલુંછે. પડોશમાં એક સુકો તળાવ છે, જેને માટે એવી કથા છે કે જ્યારે આ જોધપુરવાળી રાણીએ સલીમ (જેહાંગીર) ને જન્મ આપ્યો ત્યારે સોના, રૂપાં, ત્રાંબા, કોડી વગેરેથી આ તળાવ ભરીને મુફલેસ લાચાર લોકોને ખેરાત કીધી હતી ! વળી એજ રાણીનું એક બીજું મંદિર **"એક ખંભા"** ને નામે ઓળખાયછે, કેમકે માત્ર એકજ સ્તંભ ઉપર આ મકાન ઉઠાવેલુંછે, જેમાં ઉપલી રાણી પોતાના દેવતાઓને પૂંજતી હતી.

છેલાં મંદિરની બાજુમાં અકબરના જમાનાની ટંકસાળનું ખંડિયેર છે, જેની પડોશમાં એજ પાદશાહની દીવાને આમ અને દીવાને ખાસ દરબારો છે. એ ઉપરાંત અહીં પાસેપાસે અકબરનું ચોપટ રમવાનું તખ્ત, હમામખાના, શેકારનો બરૂજ, હાથીપોળ દરવાજો, ખુઆબગાહ (મેહેલ) વગેરે બીજાં મકાનો છે. એઓમાંનું એક તો **પંચ મેહેલને** નામે ઓળખાયછે, જે માત્ર એક ઉપર બીજી એમ પાંચ અગાસીઓવાળું બાંધકામ છે—કંઈ મેહેલ કે ઓરડા જેવું નથી. આને 'ચાંદ

મેહેલ ' પણ કહેછે, કેમકે રાણીઓ. બીજનો ચાંદ છેક મથાળેની પાંચમી અગાસી ઉપરથી જોતી હતી. એક મેહેલ જોધપુરવાળી રાણીનો છે, જે ચોતરફ ફરતો છે. તેની ચારે બાજુએ બંગલી કહાડેલીછે ને વચમાં મોટો ચોક છે. આ અસલી ઢબનું મકાન છે. વળી લાલ પથરનો એક સાદો હૉલ સોનેરી મેહેલને નામે ઓળખાયછે, જેમાં અકબરની **મરિયમ** નામની રાણી રહેતી કહેવાયછે. વજીર **બિર્બલ**-ની દીકરીનો પણ અહીં એક મેહેલ છે, જેણી બહુ બાહોશ હતી માટે અકબરે પોતાના મેહેલ-ની પડોશમાં તેણીને આ મકાન બાંધી આપ્યું હતું. આ છેલ્લાં બેઉ મકાનોમાં હાલ યુરો-પિયનો આગ્રાના કલેકટરની રજા લઇ મોજ મારવા આવેછે.

જોકે આ સઘળા "મેહેલો" કહેવાયછે, પણ આજે એમને એ નામ મુદલ છાજતું નથી. એ સઘળાં અસલી ઢબછબના, સાંકડા નાના ઓરડાનાં, સાદાં લાલ પથરનાં બાંધકામો છે. આ સઘળાં મકાનો ફતેહપોરમાંજ છે; સીકરી તો નાનું ગામડું છે, જેમાં જોવાજોગ કંઇજ નથી.

તા૦ ૧૯ મી, શનિવાર—આગ્રે પાછો ફરીને આજે અહીંનો કિલ્લો જોવા ગયો, જે બાંધીને અકબરે આ શેહેરને પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું. એને **અકબરાબાદ**નું નામ મળેલું છે. કિલ્લાના બે દરવાજા છોડયા કે 'મોતી મસ્જીદ' સંગેમરમરની ત્રણ ગુંબજની બાંધેલી આવેછે. દિલ્લીમાં પણ એજ નામની એક મસ્જીદ છે, પણ તે કરતાં શાહજેહાનની બાંધેલી આ વધારે મોટી છે. એને સંગેમરમરના ૩૨ ચોરસ સ્તંભોનો ટેકો દીધેલોછે. ઉંચી જગા ઉપર આવેલી હોવાથી એ સોહામણી દિસેછે. વળી 'નગીના મસ્જીદ' નામની એક બીજી નાની છે તેમાં બેગમો નિમાજ પઢતી હતી. એની બાજુમાં શાહજેહાનને તેના બેટા ઓરંગઝેબે કેદ કીધો હતો, જે જગા અતિ નાની છે. આ નાની મસ્જીદ અને તેના ચોકની બહાર જવાનો કેદી પાદશાહને હુકમ હતો નહિ. પડોસમાં અકબરી મિના બાજાર છે, જેમાં મર્દોને બદલે ઓરતોનેજ દાખલ થવાની છુટ હતી. આ બાજાર ઉપર શાહ-જાદીઓની બેઠક હતી, જ્યાંથી તેઓ બાજાર-નો તમાશો જોતી હતી, તથા સોદો કરતી હતી. વેચનારી તમામ સ્ત્રીઓજ હતી. દીવાને આમમાં ઉપર પાદશાહ બેસતો અને નીચે વજીરની બેઠક હતી. અકબરનું તે વખતનું અહીંનું તખ્ત આજે કટકા થઇ ગયુંછે, જેને માટે મારો ગાઇડ **જાહાંગીર બેગ** કહેછે કે ૧૮૫૭ ના બલવા વખ્તે ઉપરથી નીચે ફેંકી દેવાથી તખ્ત ભાંગી ગયું હતું. એના કટકા હાલ દીવાનખાનામાં ગોઠવીને મૂકેલાછે.

મછીભવન નામનો અકબરનો માછલાં મારવાનો અહીં એક તળાવ હતો, જેને હાલ પૂરીને સપાટ જમીન કીધાછે. એની થોડક છેટે નદીને કાંઠે શાહજેહાનનો ખાસ મેહેલ છે, જેમાં કરેલું સોનેરી સુંદર નક્શીકામ હજી થોડું ઘણું હયાત છે. અહીં ૩૨ ફુવારાનો એક હોજ છે. આ મેહેલની પાસે સમન બુરજ છે તેમાં આરસપહાણનું શેત્રંજ રમવા-નું એક પાટિયું બનાવેલું છે, અને તેની પાસે 'પચીશી' નામની એક બીજી રમત પાડેલી-છે. આ બેની વચે ફુવારો છે. આ બુરજ ઉપરની તમામ નક્શી સંગેમરમરમાં કોતરેલી બહુ સુંદર છે. એની સામે દીવાને ખાસ નામની દરબારનું મકાન છે અને એબી આરસપહાણનુંજ બાંધેલુંછે. એમાં જેહાં-ગીર પાદશાહનું એકજ કાળા પથરનું તખ્ત છે, જે ઉપર ફાર્સી બેતો લખેલાંછે. એની સામે એવુંજ વજીર બિર્બલનું તખ્ત છે. થોડક દૂર બેગમોને માટે નિમાજ પઢવા માટેની મિના મસ્જીદ છે. આવું આવું જોવાજોગ બીજું અહીં ઘણું છે, જે સર્વમાં બેગમો માટેનાં કેદખાનાં અને ફાંસીખાનાની જગાઓએ મને શોકાતુર કીધો, જ્યાં જે રાણીઓ પાધરી ચાલે નહિ તેમને કેદ રાખતા અને જેઓ કુકર્મ કરતી પકડાય તેમનો જીવ લેતા હતા, અને ફાંસી વાળી જગા આગળ એક ઉંડો ખાડો છે તેમાં તે કમબખ્ત સ્ત્રીઓને હોમાવી દેતા. આ સઘળું એક ભોંયરામાંથી પસાર થતાં

મારા જોવામાં આવ્યું, જે ભોંયરૂં જોવા માટે મારા ભોમિયાએ પારાફિન તેલના લાંબા કાકડા સળગાવી રોશની કરી લીધી હતી. કહેછે કે એ ભોંયરૂં છેક ફતેહપોર, સીકરી અને સિકંદ્રા તથા તાજમહાલ સુધી લંબાયલું હતું, અને એ રસ્તે ફક્ત બેગમોજ ત્યાં જતી હતી. ફાંસીવાળી જગાએથી આગળ જતાં બેગમો માટેનું હમામખાનું અને હોજ આવેછે.

આગ્રાની શત્રંજીઓ બહુ વખણાયછે. અહીં શેત્રંજ રમવાના સંગેમરમરના તખ્તા, તથા તેનાંજ બનાવેલાં પ્યાલાં રકાબીઓ બહુ શોભિતાં અને સસ્તાં મળેછે. ધંધો રોજગાર મધ્યમ છે. આ શેહર છોડી હું બીજે દિને **કાનપુર** જઈ પુગ્યો. આ શેહેર અનાજના વેપારનું મોટું મથક છે. વડોદરા રેલવે અને જી. આઇ. પી. રેલવેની લાઇનો અહીં ભેગી થાયછે. ગંગા નદીના જમણા કાંઠા ઉપર આ શેહેર આવેલું છે, અને જેટલું બીજી તારીફ-લાયક નોંધવાજોગ બાબતોથી નહિ તેટલું ૧૮૫૭ ના બલવાના કાળા કેહેરને લગતી બાબતોથી કાનપુર તવારીખમાં યાદગાર થયું છે. **નાના સાહેબે** અહીંજ મદદ માંગવા આવેલા ઇંગ્રેજો ઉપર તોપો છોડી હતી. આ માર્યા ગયલા નિર્દોષોની યાદગારી અહીં એક "મેમોરિયલ ચર્ચ" અને એક કુઓ બાંધી રાખવામાં આવીછે. અહીંની જોવાજોગ મુખ્ય જગા એજ છે, અને તે રાણીબાગમાં આવેલી છે. ઇંગ્રેજો સિવાય બીજા કોઇ પણ ધણીથી પરવાનો મેળવ્યા વિના આ કુઓ જોવા જઇ શકાતું નથી. અહીંના મહોલ્લા 'ગંજ'ને નામે ઓળખાયછે, જેમકે રેલગંજ, શકરગંજ, ઇત્યાદિ. અહીં "નદવતુલ ઇસ્લામ" નામની એક મહમદિયાન મંડળી એવા શુભ હેતુથી ઉભી થઇછે કે સિયા અને સુન્ની મુસલમાનો વચેનો અંતર કહાડી નાખી તેમને એકમળતા આચાર વિચારના બનાવવા. આ મંડળીના ૧૩૨ સભાસદો છે, જેઓમાં હું નવો વધ્યો.

તા૦ ૨૧ મી અને સોમવારે હું

**લખનૌ**

ગયો. રેલવે ટ્રેનોમાં કેટલીક ગાડીઓ ઉપર For Europeans only એવા લેખનાં પાટિયાં વાંચી દેશીઓ તરફ આ બાજુની રેલવે લાઇનો ઉપર કેવો તિરસ્કાર બતાવવામાં આવતો હશે તેનો ખયાલ આવેછે. આખા હિંદુસ્તાનમાં મુંબઇ, કલકતા, મદરાજ અને નીજામ હૈદરાબાદ પછીનું પાંચમું મોટું શેહેર લખ્નૌ છે. એની વસ્તી ૨૭૩૦૦૦ ની છે. એનું અસલ નામ **લક્ષ્મન વતિ** હતું. અહીં કેટલીક મુગલાઇ ઇમારતો જોવાલાયક છે, જેમાંની એક **ઇમામબારા** છે. એના દરવાજા તથા બીજી નક્ષીઓ ઉપર માછલીનો આકાર જોવામાં આવેછે. એમાં ૩૩૦ ફીટની લંબાઇનું અને તેજ પ્રમાણની પહોળાઇ તથા ઉંચાઇનું એક સરસ દીવાનખાનું છે, જેની મુખ્ય ખુબી એ છે કે આવડો મોટો હોવા છતાં એ હૉલની વચમાં એક પણ સ્તંભનો ટેકો દીધેલો નથી. વળી એ દીવાનખાનું તમામ ચુના અને પથરનુંજ બાંધેલું છે—લાકડું કે લોઢું મુદલ વાપર્યું નથી. કહેછે કે ૧૭૮૦ ના દુકાળ વેળા મુફલેસ લોકોને ભુખે મરતાં બચાવવા માટે તે જમાના (૧૭૭૫—૧૭૯૭) ના અહીંના નવાબ **અશફ ઉદ દોલાએ** એક કરોડ રૂપિયા ખર્ચીને આ મકાન બંધાવ્યું હતું. એમાં એ નવાબની કબર જમીન બરાબરની છે, જે ઉપર કશું બાંધકામ કરેલું નથી. મોહરમ વેળા અહીં વાઅજ, મિજલસ વગેરે થાયછે. ઇમામબારાની ઊપર ૨૫૦ કોટડીઓ બાંધેલીછે, જેમની એવી ગોઠવણ છે કે જો કોઇ અજાણ્યો ધણી અંદર જોવા જાયતો ભૂલો પડે. એટલામાટે એને 'ભૂલ ભૂલ્યાં' કહેછે. એક બીજું જોવાલાયક મકાન **હુસેનાબાદ** છે, જે નવાબ **અલીશાહે** આજ પચાશ વરસો ઉપર બંધાવ્યું હતું. એમાં એ નવાબ તથા એમની માની કબરો છે. એનો ગુંબજ સોનેરી ઢોળ ચહડાવેલો હોવાથી દૂરથી દીપેછે. અહીં એક ખરાં તાજની નકલ છે, જેમાં ખોટા હીરાઓ છે. કહેછે કે ખરૂં તાજ બલવા વખતે લુટાઇ ગયું હતું. કબ્રસ્તાનના નમુના

ઉપર અહીં એક તાઝિયો બનાવી રાખેલોછે, જે ઉપર ચાંદીની પત્રી છે. દરવાજા અંદર સુંદર બાગ છે તેમાં મોહરમ વેળા બહું રોશની થાયછે અને આખાં મકાનમાં ધુમ મચેછે.

ઉપલાં બંને મકાનોની વચે ઘડિયાળનો મિનારો અને કચેરીનાં મકાનો છે. કચેરી પાસે એક દીવાનખાનામાં અહીંના ૧૦ નવાબો-ની મોટી ઑઇલ પેન્ટીંગ તસ્વીરો ટંગેલી છે, જેઓ ઉપર નવાબોના તખ્તે બેસવા અને મરણ પામવા યા પદભ્રષ્ટ થવાની તારીખો લખેલીછે. છેલો પદભ્રષ્ટ નવાબ **વાજેદ અલીશાહ** હતો, જેને ૩૧૨૦૦૦૦ નું પેન્શન આપી ૧૮૫૬ માં કલકતે લઇ જઈ રાખ્યો હતો. રાણીબાગમાં મહારાણીની જ્યુબિલી ટાંકણે અતરેની મ્યુનિસિપાલિટીએ તે નામદારનું એક કાંસાંનું બાવલું ઉભું કર્યું છે.

અહીંની રેસિડન્સી બલવાની એક નવી દુખભરી યાદ આપેછે. આ મકાન ત્રણ મજલાનું મજબૂત હતું, જેમાં બલવો ઉઠયો તે વેળા લખનોના ઇંગ્રેજ રહેવાસીઓ બચાવ શોધવા અહીં આવ્યા. પણ તેઓએ આશ્રો મેળવ્યા પછી તરતજ બલવાખોરોએ એ મકાનને ઘેરી લઈ ૪૦ દહાડા સુધી તેમને અહીં ગોંધી રાખ્યા. શેવટે સર હેનરી લૉરન્સ અને એકશો ઇંગ્રેજ નર નારીઓ આ રેસિડન્સીના બચાવમાં માર્યાં ગયાં, જેમની યાદગારીના અહીં લેખો છે. એક બીજી યાદ **તેખાનાથી** મળેછે, જેમાં બલવા વખ્તનાં સર્વ જાતજાતનાં હથિયારો, રેસિડન્સીની તે વખ્તની ઇમારત, બેટરી, વગેરેના પ્લાન, ઇત્યાદિ જોવા મૂકેલાં છે.

લખનોમાં એક સંગ્રહસ્થાન છે, જેમાં ઓરંગઝેબનાં ઘણાએક હાથનાં લખેલાં પુસ્તકો, મોગળ બાદશાહો અને રાજવંશીઓની તસ્વીરો, કસબકામ, પુરાણું નક્શીકામ, પથ્થરપરના લેખો, પુતળાં, વગેરે ભેગું કરેલું છે. અહીં યુરોપિયનો બૂટ પહેરીને બેધડક આવજા કરેછે, પણ તેઓ કરતાં વધારે મરતબા અને દોલતવાળો દેશી ગ્રહસ્થ પગમાં બૂટ હોવા છતાં દાખલ થવા માંગે તેને તે ઉતારવાની ફરજ પાડવામાં આવેછે !

## અયોધ્યા.

લખનો આઉદનું મુખ્ય શેહેર છે, અને આજનું આઉદ તે અસલી અયોધ્યા છે, જ્યાં પ્રખ્યાત રામનું રાજ્ય ચાલ્યું હતું. મને ત્યાંની પુરાણી સર્વ વસ્તુઓ જોવાનો શોક હોવાથી હું ફૈઝાબાદથી આ પ્રાચિન અયોધ્યા તરફ ગયો (તા૦ ૨૩ મી, બુધવાર), એવી નેમથી કે કંઈ જુનાં ખંડિયેરો જોવામાં આવે. મારી જોડ બે હિંદુ ભોમિયા હતા. અસલ અયોધ્યા આજે ભાગી તુટી હાલતમાં છે. **ગોગરા** નદી, જેને અહીંનાં લોક તેનાં અસલી **સરયુ** નામ ઉપરથી સહેજ ફેરવીને **સરજુ**ને નામે ઓળખેછે, તેના કાંઠા ઉપર આ ગામ છે. આ નદી પવિત્ર ગણાયછે અને સ્નાન કરવા વાર તેહવારે પુષ્કળ લોકો આવેછે. એ માટે કાંઠે કાંઠે બહુ ઘાટ છે, પણ તે સઘળા નહાવા કાજે બાંધેલા નથી. અહીંની જોવા લાયક જગાઓમાંની એક **રાજા દરસિંગજીકા મદિર** છે, જેમાં શિવ લિંગ ઉપર ફુલો પડેલાં છે, ને સામે સંગેમરમરનો ગોધો બેસાડેલો છે. **હનુમાનકા મંદિર** એક મોટાં દેહેરાંને કહેછે, જે બાજારની જમીનથી ૬૧ સીડીઓ જેટલું ઉંચું બાંધેલું છે. હિંદુ કાહણી મુજબ **રામ**ને તેની સ્ત્રી **સીતા** લંકા ખાતેથી મેળવી આપવામાં વાનરોના રાજા **હનુમાને** મદદ કરી હતી તેનું આ મંદિર છે. અંદર એ રાજાની ગેરૂથી રંગેલી મૂર્ત્તિ છે, જેની સામે પૂંજારીઓ બંને હાથ જોડી નમસ્કાર કરેછે. રામ લંકા જીતીને પાછા આવ્યા ત્યારે જે જગા ઉપર આવી અયોધ્યાની ગાદી લીધી ત્યાં બાંધેલાં દેહેરાંને **રત્નસિંગ આસન** કહેછે. એમાં વચે રામની, જમણા હાથ ઉપર તેના ભાઈ **લક્ષ્મણ**ની, અને ડાવા હાથ ઉપર સીતાની મૂર્ત્તિઓ છે. સીતાનાં પુતળાંને સારો પોશાક તેમજ નાકમાં નથ પહેરાવેલાં છે. આ તેમજ લક્ષ્મણની મૂર્ત્તિઓ સફેદ પણ રામની કાળી છે. એજ રીતે અહીં રામના જન્મસ્થળ, વનવાસ, વગેરે જગાઓ ઉપર મંદિરો

છે અને તેમાં મૂર્ત્તિઓ બેસાડેલી છે. એક મંદિર તો "સીતાજીકી રસોઇ" ને નામે ઓળખાયછે, જે જગા ઉપર રામ જનકપુરથી સીતાને પરણી લાવ્યા પછી તેણીએ પહેલી રસોઇ કરી રામ વગેરે સર્વ સાથીઓને જમાડયા હતા. તે રસોઇનો ચુલો હજી અહીં હયાત છે, જે મંદિરની જમીન નીચે ૧૪ પગથી ઉતર્યા પછી આવેછે. રામની જન્મભૂમિવાળી જગા ઉપર હાલ મુસલમાની મસ્જીદ છે, જે અકબરના બપાવા **બાબરે** જન્મભૂમિવાળું દેવસ્થાન બદલીને બાંધી હતી. આ કામ મોટી લડાઇ વિના થયું ન હતું, જેમાં માર્યા ગયલા મુસલમાનોની અહીં કબરો છે. મસ્જીદના ૧૪ પથરના સ્તંભો અસલ રામના બાપ **દશરથ** રાજાના મેહેલના છે, એમ કહેવાયછે. આ જગાને મુસલમાનો મસ્જીદ દાખલ પણ હિંદુઓ રામનાં જન્મસ્થળ દાખલ પવિત્ર ગણીને માનેછે. ઉપલા ૧૪ સ્તંભો સોના રૂપાંની કસોટીના જે પથર કહેવાયછે તેના બનાવેલા છે. મેં એક સ્તંભ ઉપર એક રૂપિયો ઘસ્યો તો તે ઉપર ચાંદીનો સર્દ્દ પાસ આબાદ પડી ગયો. મસ્જીદ ત્રણ ગુંબજની શોભાયમાન છે, જેમાં વળી સીતાનો ચુલો સલામત રાખેલોછે. અહીંના મુસલમાન બાંગીએ મને કહ્યું કે સીતાનો ખરો ચુલો તો આ મસ્જીદમાં છે તેજ; રસોઇવાળો ચુલો તો માત્ર નકલ છે. મસ્જીદમાંથી બહાર નિકળ્યો ત્યારે બ્રાહ્મણીઓ મારી પૂઠે પૂઠે ગીતો ગાતી ચાલી. મને નવાઈ લાગી, હું ઉભો રહ્યો, અને થોડાંક ગીત સાંભળી તેમને રાજી કરી.

હવે મારા ભોમિયાઓને અહીં છોડી હું **ફૈઝાબાદ** રવાના થયો, જે શેહેરને નવા **સુજાઅત દૌલા**એ પોતાની **ફૈઝન** નામની ઓરતનાં નામ ઉપરથી વસાવેલું કહેવાયછે, અને તોપણ એજ ઓરતે એજ નવાબનો ઝેરી નસ્તર ભોંકી જીવ લીધો હતો. અહીં 'ગુલાબ બાડી' નામે બાગ છે, જેમાં આ નવાબની કબર છે. બાગમાંના એક હોજમાં ૨૨ ફુવારા છે. નવાબની બીજી ઓરતનો એક રોજો અહીં છે, જે "બેગમકા મુકર્બા" ને નામે ઓળખાયછે. તેણે મોટી જગા રોકીછે અને એનું મકાન ૪ મજલાનું છે, અને એ મકાનના ચાર મિનારા છે. આ બાઇ કને ઘણો પૈસો હતો, અને કહેછે કે તેણીઇંગ્રેજ સરકારને પણ નાણું ધીરતી હતી. આ શેહેરના રસ્તા પહોળા છે. એ અનાજનું મોટું મથક છે. લોકો ગરીબ છે, પણ સર્વ ચીજ સસ્તી છે. અહીં તેમજ લખનો અને આખા અયોધ્યામાં મોટાં મકાનો ઉપર શોભા માટે માછલાંનાં ચિત્ર અને નક્ષી જોઈ મને નવાઈ લાગી હતી.

## બનારસ.

તા૦ ૨૪ મી, ગુરૂવાર—આઉદમાં ત્રણ દિવસ ગુજારી આજે હું બનારસ અથવા **કાશી** આવી પુગ્યો. આ હિંદુઓનાં પવિત્ર તિર્થની જગા છે. શેહર ગંગાને કાંઠે છે. અહીંના મહારાજા ગૌતમ બ્રાહ્મણ છે, જેમનાં રાજ્યનો વિસ્તાર ૯૮૫ ચોરસ મૈલનો છે; વસ્તી ૩૯૩૦૦૦ માણસોની છે; પેદાશ ૩૮ લાખની છે, જેમાંથી નજદીક ત્રણ લાખ તો હિંદી સરકારને ખંડણી દાખલ આપવા પડેછે. અહીં ઇ૦ પૂ૦ ૪૦૦ માં શક્ય મુનીએ બુદ્ધ ધર્મ ફેલાવ્યો, પણ ત્યારબાદ ઇસ્વી ૯ મી સદીથી પાછો બ્રાહ્મણ ધર્મ અહીં ચાલુ થયો. બુદ્ધ ધર્મવાળાઓનું એકજ દેહેરું આજે અહીં હૈયાત છે.

બનારસમાં મૂખ્ય જોવાનું નદી કાંઠે બાંધેલા સ્નાન કરવાના સુંદર ઘાટ છે, અને એવા અનેક ઘાટો જોડે મહાદેવનાં અનેક મંદિરો છે. હું એક બોટમાં બેસી આ ઘાટ જોવા નદીમાં ઉતર્યો. પાણીમાં ઘાટ પાસે લાકડાંના તખ્તા ગોઠવેલા હોયછે તેપર બેસી હિંદુઓ હાલ પડતી સખ્ત ટાઢમાં પણ "હર હર મહાદેવ," એમ પોકાર કરી પાણીના ચળકતા લોટા ભરીભરીને નહાયછે. આ ઘાટ એકેકની પાસે છેક રેલવેના પુલ સુધી લાંબા બાંધેલાછે, અને એ ઉપર મર્દો, ઓરતો, બચ્ચાં સર્વ સ્નાન કરેછે. આ ઘાટો ઊંચા ટેકરા ઉપર આવેલાછે, અને નદીનો સામો કાંઠો સપાટ છે. દરેક ઘાટ ઉપર મહાદેવનો લીંગ અને તેનો પોથિયો

(પથરનો ગોધો) પૂજા માટે હોયછે. આ લીંગ ઉપર લોકો પાણી રેડી ગુલગોટાનાં ફુલ ચ્હડાવેછે. એક ઘાટ "જળસાઈ" ને નામે ઓળખાયછે જ્યાં મુર્દાં બાળેછે. "મન્કનકા ઘાટ" એટલો પવિત્ર ગણાયછે કે અહીં નહાવાથી જન્મનાં પાપ ધોવાયછે !

વળી અહીં એક મસ્જીદ પણ છે, જે ઔરંગઝેબ બંધાવેલી કહેવાયછે. નદીના ઘાટથી ૧૦૪ પગથિયાં ઉપર ચ્હડયા કે આ મસ્જીદ આવેછે, જે પ્રથમ "માધવદાસનાં દેવસ્થાન" ને નામે ઓળખાતું મકાન હતું. મસ્જીદના ૧૩૦ પગથીના બે ઊંચા મિનારા છે, જે ઉપરથી નદી, ઘાટ, શેહર અને આસપાસનો ઘણોજ સરસ દેખાવ નજરે પડેછે.

સર્વ દેવસ્થાનોમાં મોટું વિશ્વનાથ મહાદેવનું દહેરૂં છે. અંદર હિંદુ સિવાય બીજા કોઈને જવા દેતા નથી. પંજાબના રાજા રણજીતસિંહે પાંચ લાખ રૂપિયા ખર્ચી આ દહેરાંને સોનાનું પાણી અપાવેલું કહેવાયછે. એની પડોશમાં એક બીજું દહેરૂં હતું ત્યાં હાલ મુસલમાનોની જુમા મસ્જીદ છે. કહેછે કે એ દહેરાંમાં વિશ્વનાથની નાની નીલમની મૂર્તિ હતી તે ઔરંગઝેબ લઈ ગયો હતો, જેણે ઊપલી મસ્જીદ બાંધી હતી. હિંદુઓ માનેછે કે મુસલમાની ચ્હડાઈ વેળા મહાદેવ પાસેના કુઆમાં અલોપ થઈ ગયા હતા. આથી ધર્મી લોકો એ કુઆનાં પાણી પિયેછે, શરીરે ચોપડે છે અને આંખે લગાડેછે. કુઆ પાસે પથરનો બળદ (નંદી) છે, જેને માટે એવી કથા છે કે મહાદેવ મધરાતે આ પોથિયા ઉપર સવાર થઇ ફરવા નિકળેછે.

**કાશી કર્વત**ની જાણીતી પણ ડરામણી જગા અહીંથી થોડેક દૂર છે, જ્યાં સંખ્યાબંધ ભોળા હિંદુઓ કર્વત મૂકાવી સ્વર્ગે જવાના વિચારથી આગળા વખ્તમાં જીવથી ગયાછે. અહીં એક કુઓ છે, જેમાં મહાદેવનો લીંગ છે. માથે લોઢાંના સળિયાની જાળી છે, જેમાંથી પૂંજારીઓ ગુલગોટાનાં ફુલ નાખેછે. કહેછે કે અહીં કર્વત હતી. દયાળુ અકબરશાહે આ કર્વતનો ખૂની રેવાજ બંધ પાડયો. કાશી બે છે; એક નવી અને બીજી જુની. જુનાં શેહરના રસ્તા સાંકડા છે; નવું શેહેર નદી કાંઠે બે મેલ સુધી લંબાયલું છે. અહીંના લોક જબરા ધુતારા છે. તેમને માટે કવિ ગાયછે કે

કાશી કે લોક બડ વિશ્વાસી,
કામ પડે તબ દેવેં ઓ ફાંસી.

અહીંના ઉદ્યોગોમાં પિત્તળકામ, ભરતકામ, કિનખાબ વગેરે તારીફલાયક છે.

તા૦ ૨૫ મી, શુક્રવાર—આજે હું **અલાહાબાદ** આવ્યો, જેનું અસલ નામ **પ્રયાગ** છે. આજે પોશ વદ ૩૦, સંવત ૧૯૫૧ નો અમાશ છે. એ દિને અહીં દર સાલ મોટો મેળો ભરાયછે. અને આસપાસથી હજારો લોક અહીં આવેછે. ગયે સાલ બાર વરસે થતી "કુંભ" નામની જાત્રા એજ દિને અહીં ભરાઇ હતી, જે વેળા ગંગાજળમાં સ્નાન કીધાથી સર્વ પાપો કપાઇ મૂક્તિ મળવાનો એતેકાદ છે. અહીં ગંગા અને જમણા નદીઓનો સંગમ થાયછે, જ્યાં એક કિલ્લો બાંધેલો છે. આ સંગમ ઉપર નહાવાનું મોટું પવિત્ર સ્થળ મનાયછે, અને મર્દો ઓરતો ભેગાં ભિડાભિડમાં નહાય છે ! તેઓ કપડાં સુધાં સ્નાન કરી તેજ ભિંગાયલાં કપડાં સાથ સખ્ત ટાઢમાં પાછાં ફરેછે. બ્રાહ્મણો પોતપોતાની જગા મુકરર કરી ત્યાં બાંબુ દાટી વાવટો ઉડતો કરેછે, અને તેમના જજમાનો તેજ જગા ઉપર નહાવા આવેછે. ગંગા અને જમણા નદીઓજ અહીં ભેગી થતી નથી, પણ થોડેજ દૂર કિલ્લા પાસે સરસ્વતિ નદી પણ જમણાને આવી મળેછે. એટલે અલાહાબાદની પવિત્રાઇ ત્રણ પવિત્ર નદીઓના સમાગમથી વધેછે. મેં બોટમાં બેસીને આ સંગમવાળી જગા ઉપરથી મારો માર્ગ લીધો, અને સામે કાંઠે તમાશો જોવા હું જઇ બેઠો. ગંગાનું પાણી ગદળું છે, પણ જમણાનું ચોખ્ખું છે. આ સંગમ ઉપર લોકો ફુલ ચ્હડાવેછે.

## મુંબઈ.

પાછળા પહોરે હું મુંબઇ પાછો ફરવા માટે ત્રેનમાં બેઠો અને **જબલપોર** આવ્યો. અહીં

સુંગેમરમરની ખાણ સિવાય બીજું જોવા લાયક કાંઇ નથી. તા૦ ૨૭ મી જાન્યુઆરી ૧૮૯૫ અને રવીવારે સાંજે ૭ વાગે હું મુંબઇ આવી પુગ્યો, અને હિંદુસ્તાનનાં આ પહેલાં અને સર્વથી ખુબસુરત શેહેરમાં કેટલાક દિવસો કામને અર્થે ગુજાર્યા. મુંબઇમાં જોવાનું અને જાણવાજોગ એટલુંબધું છે કે તેનું અહીં વર્ણન કરવું અશક્ય છે. બશો વરસો ઉપર અહીં માછીમારોના અનેક ટાપુઓ હતા, જમીન ભીનાશવાળી અને બીમારી પેદા કરનારી હતી, વસ્તી કે વેપાર તો હતોજ નહિ. પણ ૧૬૬૬ માં પોર્ટુગલના રાજાએ પોતાની બેટીને ઇંગ્લંડના રાજા ૨ જા ચાર્લ્સ (તે વખ્તે પ્રિન્સ ઑવ વેલ્સ) સાથ પરણાવતી વેળા એ ટાપુ ઇંગ્લંડને રીતમાં આપ્યો હતો, ત્યારથી મુંબઇની હાલત સુધરતી ગઇ, અને આજે તે આઠ લાખ માણસોની વસ્તીવાળું આખી બ્રિટિશ શેહનશાહાતમાં બીજું અગત્યનું શેહેર થઇ પડયું છે. એની લાખોની વસ્તી મુજબનો એનો કરોડોનો વેપાર છે, અને એટલીબધી પચરંગી પ્રજાઓ અહીં ભેગી થયલીછે કે જેવી દુનિયાનાં બીજાં કોઇ શેહરમાં નહિ હશે—લંડનમાંબી નહિ. કલકતા "મેહલોનું શેહર" કહેવાયછે, પણ મુંબઇની સરકારી ઇમારતો એકેકો મેહેલજ છે, જેઓ પાછળ લાખો રૂપિયા ખર્ચાયાછે. અહીંના કેટલાક રસ્તા બબે મૈલ જેટલા અને કોઇ કોઇ તો તેથીબી લાંબા છે. મુંબઇનું બારૂં સુંદર અને સલામતીભરેલું છે. અહીં ફરવા હરવાનાં ઠેકાણા એટલાંબધાં છે કે મુસાફરને કંટાળો આવતો નથી, તોપણ અહીંનો રાણીનો બાગ કે જનાવરોનું સંગ્રહસ્થાન યુરોપિયન શેહેરો તો શું પણ બીજાં મારાં જોયલાં હિંદી શેહેરોને પણ નહિ પુગે એવાં ઉતરતાં છે. ઇલાકાનું મુખ્ય મથક હોવા જોડે ઇંગ્લંડ સાથ પાધરો સંબંધ ચલાવનાર મુખ્ય એજ બંદર હોવાથી મુંબઇ આખા હિંદુસ્તાનમાં પહેલી પંક્તિનું ગણાયછે, અને તે વાજબીજ છે. હું દિલગીર છું કે એ શેહેર વિશે લંબાણ વર્ણન કરવાની મારી સઘળી ઉમેદ્વાસા છતાં આ પ્રવાસનું બયાન અતિ લંબાયાથી હું વધારે લખી શકતો નથી. ૧૯૦૦ નાં સાલમાં પેરિસનું સર્વથી મોટું જગપ્રસિદ્ધ પ્રદર્શન ઊઘડનાર છે તે વેળા ત્રીજી મરતબે હું તે દુનિયામાં વખાણાયલાં શેહેરની મુલાકાતે જનાર છું અને ત્યાંથી મુંબઇ પાછો આવવા ધારૂંછું. તે મારા ત્રીજા પ્રવાસની નોંધ પ્રગટ કરવાનું જો મારાં કિસ્મતમાં હશે તો તે વેળા મુંબઇનું વર્ણન મારી યથાશક્તિ આપવાની મીઠી ઉમેદ રાખુછું.

## આફ્રિકામાં એક વાર ફરીથી.

મુંબઇથી મારાં વેપારી વતન કેપ ટૌન જવા માટે હું તા૦ ૧૩ મી એપ્રેલ અને શનિવારે બપોરે સ્ટીમર "સફારી" મારફતે ઉપડયો. માર્ગમાં લામુ, મોમ્બાસા, તાંગા, જંગબાર, મોઝામ્બીક, બૈરા, ડલગોઆ બે, દર્બાન, પિટર મેરિટ્ઝબર્ગ, હૉવિક વૉટરફૉલ્સ, લેડી સ્મિથ, હિડલબર્ગ, જોહાનિસ્બર્ગ, પ્રિટોરિયા, બ્લુમ ફૉન્ટેન, અને કિંબર્લી, એ સઘળી જગાઓમાં મેં નજદીક બે માસ ગુજાર્યા, અને **તા૦ ૧૬ મી જુન અને રવીવારે** સહવારે ૬ કલાકે કેપ ટૌન ખાતે જઇ પુગ્યો, જ્યાં મારાં ત્રણ બાળકો તથા બાયડીને ભેટીને અતિ આનંદ પામ્યો. ઉપલી સઘળી જગાઓમાંની કેટલીકની ભેટ મારા પ્રથમના પ્રવાસ વેળા હું લઇ ચૂકયો હતો, પણ તે વેળા જોયાં હતાં તે કરતાં હાલ તેઓમાંનાં કેટલાંકનો દહાડો બહુ ફરી ગયલો જણાયો. પોર્ટુગીઝોનું મોઝામ્બીકનું બંદર તુટી ગયુંછે ત્યારે ડિલાગોઆ તેની જગા ઉપર પાયતખ્ત થવા નિકળ્યું છે. જોહાનિસ્બર્ગ સોના અને હીરાની ખાણોને લીધે ઉજડ હતું તેને બદલે ૩ થી ૪ લાખની વસ્તીવાળું આખા દક્ષિણ આફ્રિકામાં સર્વથી મોટું શેહેર થઇ પડયુંછે. મારા આ વખ્તના પ્રવાસને દરમયાન મેં જે મોટાં દુખ સાથ એક બહુજ નાપસંદ દેખાવ દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં દિઠાછે તે આપણા હિંદી વેપારીઓ અને મજુર લોકો તરફના સઘળા યુરોપિયન રેહેવાસીઓ તરફનો જુલમાત અને તિરસ્કાર છે! જોકે આપણા એ કાળા લોકો-

થી તો દક્ષિણ આફ્રિકા ઉજડ હતું તે આજ હસતો રમતો થયોછે, આપણા એ ભાઇબંધોથી તો તે આબાદ અને વસવાલાયક થયોછે અને એ બાબતમાં યુરોપિયન સંસ્થાનીઓના પહેલા મદદગાર તો આપણા હિંદીવાન મજુરો અને વેપારીઓજ હતા, તોપણ આજે છેક પોર્ટુગીઝ સંસ્થાનોથી નાટાલ સુધી તમે જોશો તો આપણા એ ભાઇબંધો તરફ બહુજ તિરસ્કાર બતાવવામાં આવેછે. તેમને એક જાતના ગુલામ જેવી હાલતમાં લાવી નાખ્યાછે એમ કહું તો ચાલે. તેઓથી રેલવેમાં પહેલા કે બીજા વર્ગની ગાડીમાં મુસાફરી થઇ શકે નહિ; તેમનાથી રાત્રે ૯ વાગ્યા પછી ઘરની બહાર નિકળાય નહિ—જો નિકળેલા પકડાય તો કેદ કરવામાં આવે; તેમનાથી જમીનો વેચાતી લેવાય નહિ, પોતાને નામે વેપાર કે ખેતી થાય નહિ, ઇત્યાદિ. એ સઘળા જુલમાત છતાં આ સંસ્થાનોમાં આપણા હિંદીવાનોની વસ્તી વધતીજ જાયછે. ફક્ત નાટાલમાંજ ૫૦૦૦ હિંદી વેપારીઓ અને ૪૦૦૦૦ મજુરો છે. જોહાનિસબર્ગમાં તેમની સંખ્યા ૪૦૦૦ની છે. ગામેગામ તેમની દુકાનો છે, અને એ સઘળું છતાં હવે તેમને ગાંસડા પોટળાં આપીને બહેરી કહાડવાની હિલચાલ થાયછે.! પ્રિટોરિયા ખાતે તો એક સરસ મહમદિયાન મસ્જીદ મેમણ લોકોએ બાંધેલીછે, જે જમીન સુધાં આજે ૩૫૦૦૦૦ ની કીમતની થવા જાયછે. અને તોપણ તે ત્યાંના જુલમી ધારાને લીધે ગોરા વસંદાઓના હાથમાં જવાનો સંભવ છે. આ બાપડાઓને માથે અંગ્રેજ સરકારે થવું જોઇયે અને તેમને ઇનસાફ તથા હક અપાવવા જોઇયે.

મારા પ્રિય વાંચનારની હવે હું રજા લઉંછું. મુજ સરખા એક અદના મુસાફરની આ નોંધો અગરજો તેને કોઇબી રીતે ઉપયોગી જણાશે તો બીજી વેળા હું મારા નવા પ્રવાસની એવીજ નોંધો તેની હજુર ધરવાની ઉમેદ રાખુંછું. **ખોદા હાફેજ!**



